શ્રી ફાર્બસ ગુજરાતી સભા

# 卐 ત્રૈમાસિક

( સચિત્ર )

પુસ્તક ૬ ઠ્ઠું ] ઈ. સ. ૧૯૪૧ એપ્રિલ-જુન સં. ૧૯૯૭ [ અંક ૧

प्रकृते· परिकर्माणि कालसुप्तानि सर्वश ।
बुद्ध्या प्रज्वालित शुद्धो दीपोऽय द्योतयिष्यति ॥



સંપાદક અને પ્રકાશક
અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામન્દિર, મુંબઈ નં. ૪

વાર્ષિક લવાજમ રૂ. ૩] પ્રગટ તા. ૨૮-૪-૪૧ [છૂટક અંકની કિં. રૂ. ૦-૧૨-૦

# અનુક્રમણિકા

[ એકંદર પા. ૧૪૮+૪=૧૫૨

પુ૦ ૬ એપ્રિલ–જુન : ૧૯૪૧ અંક ૧



સૂચના:—પરિવર્તન અર્થે માસિકો આદિ, તેમ જ અભિપ્રાય અને ભેટ અર્થે પુસ્તકો મોકલનાર વ્યવસ્થાપકોએ, અને પત્રવ્યવહાર કરનારાઓએ નીચેને સરનામે પત્રવ્યવહાર કરવો.

ચાલુ ૧૯૯૫–૯૬ ના વરસથી પુસ્તકોની સમાલોચના રીતસર લેવાનો પ્રબંધ થયલો છે.

નોંધ:—જૂના અંકોની બાંધેલી તેમ છૂટી ફાઈલો વેચાતી મળશે.

મુંબઈ, તા. ૨૮–૪–૪૧

અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર
વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસ લેઈન, મુંબઈ નં. ૪

---

## ગ્રાહકનાં નામ નોંધાવવાનાં અને લવાજમ ભરવાનાં સ્થળ:


૧. અંબાલાલ બુલાખીરામ જાની, ૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસ લેઇન, મુંબઇ નં. ૪

૨. મેનેજર, "આદિત્યમુદ્રણાલય" રાયખડ : અમદાવાદ.

૩. મેસર્સ એન. એમ. ત્રિપાઠી, એન્ડ કું. બુકસેલર્સ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ નં ૨

# શ્રી. ફા. ગુ. સભા : ત્રૈમાસિક

(વર્ષ ૫ અં ૧-૪, ઈ સ ૧૯૪૦-૪૧, સંવત્ ૧૯૯૬-૯૭)

## વિષયાનુક્રમણિકા

શ્રી ફાર્બસ ગુજરાતી સભા

# ત્રૈમાસિક

प्रकृते परिकर्माणि कालसुप्तानि सर्वश ।
बुद्धया प्रज्वालित: शुद्धो दीपोऽय द्योतयिष्यति ॥

પુસ્તક ૬ ઠ્ઠુ ] ઈ સ ૧૯૪૧ એપ્રિલ-જુન સંવત ૧૯૯૭ [ અંક ૧

## ગુજરાતના પ્રાગ્વલ્લભીય ઈતિહાસનાં સાધનો

[ લેખક રા. બા પ્રહ્લાદ ચંદ્રશેખર દિવાનજી,
એમ એ, એલએલ એમ ]

### [૧] ગુજરાતનો પૃથક્ ઈતિહાસ હોઇ શકે?

હાલ પશ્ચિમ હિન્દના જે ભાગને આપણે 'ગુજરાત' કહીએ છીએ તેનો પૃથક્ ઇતિહાસ લખવાની જરૂર છે કે કેમ, તે બાબતમા શંકાને સ્થાન છે કારણ કે ભૌગોલિક દૃષ્ટિએ તેમા ગુજરાત-તળ, કાઠિયાવાડ અને કચ્છ એ ત્રણ પેટા વિભાગ છે, રાજકીય દૃષ્ટિએ તે ન બ્રિટિશ રાજ્યનો કે ન કોઈ સ્વદેશી રાજ્યોનો એક સંકુચિત વિભાગ છે, એની પ્રજામા પણ જૂદા જૂદા હિન્દી પ્રાન્તોથી અને પરકીય દેશોથી આવીને વસેલી જાતિઓ છે, તે ધર્મે પણ એક નથી, માત્ર મુખ્ય મુખ્ય જ જોઇએ તો હિન્દુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તી, એ ચાર ધર્મના અનુયાયીઓમા એ વહેંચાઈ ગયેલી છે, તેમ તેમનામા સાંસ્કારિક ઐક્ય પણ નથી, કારણ સંસ્કારને ધર્મ સાથે ગાઢો સંબંધ છે અને તે જૂદા એટલે સંસ્કારો પણ જૂદા જ હોય અને વાસ્તવિક રીતે છે પણ ખરા આ કારણો છતા ગુજરાતની પ્રજાની ઇતર પ્રાન્તોની પ્રજા કરતા કાંઇક વિશિષ્ટતા નજરે પડે જ છે અને તે તેની એક સામાન્ય ભાષાને લીધે છે, ઉત્તરમાં પાલનપુર, આબુ કે શિરોહી જાઓ, દક્ષિણમા વલસાડ, ધરમપુર, કે દમણ જાઓ, પશ્ચિમમા માંડવી, દ્વારકા કે પોરબંદર જાઓ, અગર પૂર્વમા ઝાલોદ, દેવગઢ-બારીઆ કે છોટાઉદેપુર જાઓ, તો પણ તમને એક જ ગુજરાતી ભાષા બોલાતી સાંભળશો, અલબત્ત તેમાં બોલવાની ઢબ અને કેટલાક સ્થાનિક દેશી શબ્દોનો ભેદ જણાય અને સરહદો ઉપરનાં ગામોના લોકોની ભાષાઓ, જોડેના પ્રાન્તોની ભાષાના મિશ્રણવાળી લાગે, પરન્તુ એ ભેદો માત્ર બોલવાની ભાષામા જ હોય છે લખવાની ભાષા તો સર્વત્ર એક-સરખી જ હોય છે અને તેમા પણ સાર્વજનિક પ્રાથમિક શાળાઓ દ્વારા શિક્ષણ અપાતું

થયું અને મુંબાઇ યુનિવર્સિટીમાં કેળવાયલા લેખકોએ પાઠ્યપુસ્તકો લખવા માંડયાં ત્યારથી શિષ્ટ જનોની ભાષા તો સર્વત્ર એક જ થઈ ગઈ છે. અને ભિન્ન ભિન્ન સ્થાને ભિન્ન ભિન્ન રાજ્યોમાં, ભિન્ન ભિન્ન ધર્મ પાળનારાં અને ભિન્ન ભિન્ન જાતના સંસ્કાર પામેલાં સ્ત્રીપુરૂષોમાં તેને લીધે જ એક પ્રાન્તીય વ્યક્તિત્વ આવ્યું છે કે જેને લીધે ઈતર પ્રાન્તોમાં જેવા કે સિંધ, સંયુક્તપ્રાન્ત, બંગાળા, મહારાષ્ટ્ર વગેરે અને ઈતર દેશો જેવા કે બ્રહ્મદેશ, સિલોન, જાવા, સુમાત્રા, દક્ષિણ અને પૂર્વ આફ્રિકા વગેરેમાં ગુજરાતી જૂદો જ પડી આવે છે અને એક ગુજરાતીને બીજા ગુજરાતી તરફ એને લીધે જ ભ્રાતૃભાવ ઉત્પન્ન થાય છે, અને બંને પોતપોતાનાં હૃદયો ખોલીને વાતચીત કરવા મંડી જાય છે.

આ કારણ જ ગુજરાતનો સ્વતંત્ર ઇતિહાસ વિદ્વત્તાપૂર્વક કરેલા સંશોધન પછી લખાવવાની આવશ્યકતા સિદ્ધ કરે છે. કારણ જે ભૂમિખંડને આપણી માતૃભૂમિ તરીકે માનીએ તે કયારે અસ્તિત્વમાં આવ્યો, તેની ભૌગોલિક પરિસ્થિતિ તે સમયે કેવી હતી, તેમાં મનુષ્યની કઇ જાતિ પ્રથમ વસેલી, તેની ભાષા, તેનાં લક્ષણો વગેરે શાં હતાં, પછી ઉત્તરોત્તર કયી કયી જાતિઓ કેવી કેવી ભાષા બોલનારી અને કીયાં કીયાં લક્ષણોવાળી વસવા લાગી, શાં શાં કારણોને લીધે તે ત્યાં આવીને વસી, 'ગુજરાત' એ સંજ્ઞા શા ઉપરથી અને ક્યારથી તેને લગાડવામાં આવી, તેમા હાલ વસતી અનેક જ્ઞાતિઓમાં કીયાં કીયાં લક્ષણો કયી કયી પૂર્વાનુગામી જાતિઓનાં લક્ષણો ઉપરથી ઉતરી આવ્યાં છે, તેની હાલની ભાષા ઉપર કયી પૂર્વાનુગામી જાતિઓની ભાષાઓના અંશોની અસર રહી છે, એ સર્વ સુશિક્ષિત અને સુસંસ્કૃત કહેવડાવતી દરેક મનુષ્યવ્યક્તિએ જાણવાની જરૂર છે, કારણ દરેક મનુષ્ય પોતાના પૂર્વજ્ઞાનને આધારે ભવિષ્યનો વિચાર કરે છે અને તે જ્ઞાન જો પોતાની માતૃભૂમિને લગતું હોય તો તેના ઉપર અને તે ન હોય તો અન્ય કોઈ દેશનું મેળવી લઈ ને તે ઉપર આધાર રાખીને કરે છે.

### [૨] ગુજરાતના ઇતિહાસમાં વલભીકાળનું મહત્ત્વ શું?

હવે જો ઉપર પ્રમાણે કોઈ પણ ભૂમિભાગનો ઇતિહાસ લખવો હોય તો તેમાં કાળવિભાગો પાડયા વગર ચાલે નહી. કોઇ ધર્મનો અગર ભાષા અને સાહિત્યનો ઇતિહાસ લખવો હોય તો પણ તે પાડવા જ પડે, તો પછી ઉપર પ્રમાણે સર્વગ્રાહી ઇતિહાસ લખવો હોય ત્યારે પાડવા પડે, એમાં તો નવાઈ જ શી! એ વિભાગો પાડવામાં રાજ્ય કરતાં વંશોનો ઉપયોગ કરવાનું એ કારણ છે કે જે વ્યક્તિ અગર વ્યક્તિસમૂહે અમુકેક કાળખંડ દરમ્યાન કાયમની છાપ બેસાડી હોય તેને નામે તે ઓળખાય અને રાજસત્તાને લીધે જે અસર કોઈ પણ દેશની પ્રજાના ઘડતર ઉપર થાય છે તે ઘણી ઊંડી હોય છે. વિશેષ જ્યારે કોઈ અનિશ્ચિત સમયને માટેના ઇતિહાસનો વિચાર કરવાનો હોય ત્યારે કાળની બેવડી મર્યાદા બાંધવાની જરૂર પડે છે; એક તો જે કાળથી ઇતિહાસ શરૂ કરવાનો હોય તેની અને બીજી જ્યાં સુધીનો તે લખવાનો હોય તેની. આ નિબંધ માટે અંતિમ મર્યાદા એટલે આરંભ કયારથી કરવો તેની વત્તા બાંધી શકાય એમ જ નથી; કારણ કે આપણી સંસ્કૃતિ તો છેક વેદકાળથી શરૂ થાય છે. એ વેદકાળ કયારથી શરૂ થાય છે તે વિષે ઘણા મતભેદ પડયા છે. કોઇ ઈ. સ. પૂ. ૧૨,૦૦૦, કોઇ ૧૦,૦૦૦, કોઇ ૫,૦૦૦, કોઈ ૩,૦૦૦ અને કોઇ ઠેઠ ૧,૫૦૦થી એ કાળ શરૂ થયેલો ગણે છે અને જો કે ઘણા એમ માને છે કે મોહેન્જોડારો, છન્તુડારો અને હરાપ્પામાં મેસોપોટેમીઆની સંસ્કૃતિને મળતાં જે અવશેષો મળી આવ્યાં છે, તે સંસ્કૃતિ વેદકાળથી પૂર્વે પ્રચલિત હતી.

તોપણ હું તો એમ માનું છું કે પશ્ચિમ તરફથી આવનાર આર્ય ઋષિઓ, જેમા ક્ષત્રિયો અને બ્રાહ્મણો બને હતા, તેમની આધ્યાત્મિક સસ્કૃતિ, નિવૃત્તિધર્મપ્રધાન સસ્કૃતિ, અને અનાર્ય, વૈશ્યો અને શૂદ્રોની આર્થિક સંસ્કૃતિ એટલે કે પ્રવૃત્તિધર્મપ્રધાન સસ્કૃતિ, એ બે એકી વખતે હિન્દમા પ્રચલિત હતી અને વૈદિકકાળમા તે બે વચ્ચે ઘર્ષણો થયા જ કરતા અને બનેના અનુયાયીઓ એકએકની સસ્કૃતિનો નાશ યથાશક્ય બળ એકત્રિત કરીને કર્યા જ કરતા આગળ જતા પૂર્વ તરફથી આવનારો આર્યોનો એક સમૂહ એવો નીકળ્યો કે જેણે અનાર્યો સાથે સામાજિક સબધ બાધીને તેમની સસ્કૃતિના જે અતિશય ઊંડાં ગયેલા મૂળતત્ત્વો હતા તેનો આર્યસસ્કૃતિના મૂળતત્ત્વો સાથે સમન્વય સાધ્યો તે એવી રીતે કે એકલા વૈદિક સાહિત્યને ઠેકાણે વૈદિક અને આગમ સાહિત્ય બને ધર્મના મૂળ રૂપે મનાયા માત્ર યજ્ઞયાગની જગાએ મૂર્તિપૂજા એ ધર્મનું આવશ્યક અગ ગણાયુ, અનિશ્ચિત વર્ણોને બદલે ગુણકર્મથી જાતિભેદો પાડવામા આવ્યા વગેરે વગેરે આ બે પ્રણાલિકાઓના અનુયાયીઓ વચ્ચે પણ કઈક કાળ સુધી પરસ્પર સ્પર્ધા અને વિગ્રહો પણ થતા અને આખરે પૌર્વાત્ય મૂર્તિપૂજા અને વર્ણાશ્રમધર્મવાળાં સંસ્કૃતિનું વર્ચસ્વ સ્થપાયુ આથી એક નવો યુગ શરૂ થયો એને જ પૌરાણિકો કલિયુગ કહે છે એ કયારથી શરૂ થયો તે બાબતમા હિન્દના પ્રાચીન લેખકોમા જ પુષ્કળ મતભેદ છે અને આધુનિક વિદ્વાનો પણ તે ચોક્કસપણે નક્કી કરી શકયા નથી જો આ યુગને માટે જ આવી સ્થિતિ, તો પછી તે પહેલાના યુગ અથવા યુગોની શરૂઆત કયારથી ગણવી તે બાબતમા અનિશ્ચિતતા હોય તેમા નવાઈ શી ?

આ સ્થિતિમા આપણે જે પ્રથમ નક્કી કરવાનું છે તે નવીન યુગ કયારથી શરૂ થયો તે છે આ કાળમા શ્રીકૃષ્ણ એક અતિશય મહત્ત્વની વ્યક્તિ થઇ ગઈ હતી એમ બ્રાહ્મણો અને જૈનોના પૌરાણિક ગ્રન્થો જેમા મહાભારતનો સમાવેશ થઈ જાય છે તે ઉપરથી જણાય છે તેથી આને કૃષ્ણયુગ કહ્યો હોય તો તે ખોટુ નહીં એ યુગની બીજી બાજુની મર્યાદા માટે વલભી વશની શરૂઆતનુ વર્ષ એટલે કે ઈ સ ૫૦૯ જ્યારે ભટ્ટાર્કે સૌરાષ્ટ્રમા પગપેસારો કર્યો, અગર ઈ સ ૫૨૬ જ્યારથી તેનો છોકરો ધ્રુવસેન ભાવનગર પાસેના વળાને સ્થળે વલભી નામનું શહેર સ્થાપીને ત્યા રાજ્યગાદી સ્થાપી તે ઉપર બેઠો એમ એક તામ્રલેખ ઉપરથી જણાય છે તે ઉપયોગી થઈ પડે એમ છે તે કાળમર્યાદા ઠરાવવાનુ કારણ જરા સવિસ્તર જણાવવાની જરૂર છે પશ્ચિમ હિન્દનો જે ભાગ હાલના વખતમા 'ગુજરાત' તરીકે ઓળખાય છે તે તથા તેની ઉત્તર અને પૂર્વે માળવાનો થોડો ભાગ ઈ સ ૬ ઠ્ઠા સૈકાની શરૂઆતથી ને આઠમાના મધ્યભાગ સુધી ત્રણ ગુર્જર વશના રાજ્યો વચ્ચે વહેંચાયલો હતો[1] તેમાના એકની રાજધાની ઉત્તરે ભિન્નમાળ અથવા શ્રીમાળમા, બીજાની પશ્ચિમે ભાવનગરની પાસે વલભી અથવા વળામા, ત્રીજાની નાન્દીપુરી અગર નાંદોદ રાજપીપળામા હતી તેમને પરસ્પર સબધ પણ હતો તેથી એ સર્વ પ્રદેશ ગુર્જરોના રાષ્ટ્ર તરીકે ઓળખાવા લાગ્યો હતો તેમાથી વલભીનુ રાજ્ય મહત્ત્વનું હતું, કારણ કે તે વશના રાજાઓ જાતે શૈવ હતા, છતા બૌદ્ધ અને જૈન, એ ધર્મોને પણ ઉત્તેજન આપતા હતા અને બીજા ગુર્જર રાજાઓ તેમની મદદ લેતા હતા એ વલભી રાજાઓના અનેક તામ્રપત્રો મળી આવ્યા છે, તે ઉપરથી જો કે વચ્ચે વચ્ચે તુટક તો પણ તેમના વશના રાજાઓની વશાવળી તૈયાર કરી

---

૧. બો ગે વો ૧ પાર્ટ ૧. પા ૪-૫

શકાઈ છે.[૨] વળી એ રાજ્ય તૂટ્યા પછી તરત જ જે વનરાજ ચાવડાએ [ ચાપોત્કટે ] અણહિલપુર પત્તન બાંધીને નવી રાજગાદી ઉત્તર ગુજરાતમાં સ્થાપી હતી, તે પણ ગુજ્જર જાતિનો હતો અને તેનો વંશ આશરે ૧૭૫ વર્ષ ચાલ્યો હતો. તેના અંત પછી જે ચાલુક્ય અગર સોલંકી વંશ શરૂ થયો તથા તેના અંત પછી જે વાઘેલા વંશ શરૂ થયો અને જેનું રાજ્ય અલાઉદ્દીન ખીલજીએ ૧૩ મા સૈકાના અંતમાં અણહિલપુરને સર કરી તોડી નાંખ્યું હતું, તે બધા જ ગુજ્જર જાતિઓના જ હતા.[૩]

આમ જો કે રાજકીય પરિસ્થિતિ બદલાતી ગઈ તો પણ ૬ઠ્ઠા સૈકાના ગુજ્જર રાજ્યોના કાળમાં આ પ્રદેશની પ્રજામાં જે એક સાંસ્કારિક વ્યક્તિત્વ આવવા માંડ્યું હતું તે ૧૩ મા સૈકાના અંત સુધી ચાલુ જ રહ્યું અને તેને પરિણામે દિલ્હીના મુસલમાનોના રાજ્યમાં જ્યારે એ પ્રદેશનો સમાવેશ થયો ત્યારે એ 'ગુજરાત' તરીકે અને તેમની પ્રાકૃત અપભ્રંશમાંથી જન્મેલી ભાષા 'ગુજરાતી' તરીકે ઓળખાવવા લાગી. તે કાળની 'ગુજરાતી' તે હાલની આપણી ભાષા નહીં, પરન્તુ તેની માતા જેને ડૉક્ટર ટેસિટોરીએ પશ્ચિમ રાજસ્થાની કહી છે તે અથવા જેને કેટલાક આધુનિક ગુજરાતી વિદ્વાનો "જૂની ગુજરાતી" તરીકે ઓળખે છે તે હતી. ૧૫ મા સૈકાની શરૂઆતમાં દિલ્હીના રાજાઓનો અમલ નબળો પડ્યો અને જે ગુજરાતના સૂબાઓ તેમના નોકરો હતા તે ગુજરાતના સ્વતંત્ર સુલતાન બની ગયા. તેને લીધે ત્યાંના લોકોનો માળવા અને રજપૂતાનાના કેટલાક ભાગ સાથેનો સંબંધ તૂટી ગયો અને તેમની સ્વતંત્ર ગુજરાતી ભાષા ખીલવા લાગી.

પાછળથી સોળમા સૈકાના બીજા અડધીઆમાં અકબર બાદશાહે ગુજરાત સર કર્યું અને વળી તેને સામ્રાજ્યનો ભાગ બનાવ્યો. પરન્તુ ત્યાં લગીમાં ગુજરાતનું વ્યક્તિત્વ એટલું દૃઢ થઇ ગયું હતું કે સામ્રાજ્યનો ભાગ થયા છતાં પણ તેમાં ઝાઝો ફેર પડ્યો નહીં, એટલું જ નહીં પરન્તુ તે ઉલટું ખીલતું જ રહ્યું. પાછળથી મરાઠાઓ આવ્યા. પેશ્વા અને ગાયકવાડ વચ્ચે ગુજરાતની વહેંચણી થઈ. કેટલાંક નાનાં રજવાડાંઓ છૂટાં પડી ગયાં, છતાં એ ઐક્યબળ નબળું પડ્યું નહીં. અને અંગ્રેજી સામ્રાજ્ય સ્થપાવા પછી તો જો કે ગાયકવાડ જેવાં મોટાં અને ગુજરાત અને પશ્ચિમ હિન્દ એજન્સીમાંનાં નાના રાજ્યો કાયમ રહ્યાં, છતાં પ્રજાનું અને તેની ભાષાનું એકીકરણ શિક્ષણપદ્ધતિદ્વારા ચાલુ જ રહ્યું. તેમાં એકતરફથી ધ્યાનમાં લેવા લાયક વિક્ષેપ માત્ર પડ્યો, આશરે વીશેક વરસ ઉપર, કે જ્યારે ઉત્તર હિન્દના મુસલમાનોએ સમસ્ત હિન્દમાં હિન્દુમાંથી મુસલમાન થયેલાં માણસોના વંશજોમાં ઇસ્લામી સંસ્કૃતિ અને ઉર્દુ ભાષાનો પ્રચાર કરવા માંડ્યો અને સરકાર અને તેના આશ્રયે ચાલતી યુનિવર્સિટી જેવી સંસ્થાઓ દ્વારા ઉર્દુને એક સ્વતંત્ર ભાષા તરીકે સ્થાન અપાવ્યું; તથાપિ હજી જેમ બીજા પ્રાંતોમાં છે તેમ મુસલમાનોનો મોટો ભાગ ગુજરાતી ભાષા જ બોલે છે. બીજી તરફથી વિક્ષેપ પડ્યો છે યુનિવર્સિટીની કેળવણી પામેલા અને કોંગ્રેસમાં નહીં ભળેલા એવા હિન્દુઓ, જેની સંખ્યા દિનપ્રતિદિન વધતી જ જાય છે, તેઓ પાશ્ચાત્ય રહેણીકરણી, પહેરવેશ, રમતગમત વગેરેના સર્વાંશી સ્વીકાર કરીને તેને સસ્કારિતાની પરાકાષ્ઠા સમજવા લાગ્યા છે તેથી. પરન્તુ હું સમજું છું કે એ સંસ્કૃતિને મોહ જેમ મોગલાઈ રાજ્યમાં ઈસ્લામી સંસ્કૃતિનો હતો, તેવો રાજ્ય કરતી પ્રજામાં પ્રતિષ્ઠા મેળવવા પૂરતો છે. તેનાં તત્ત્વોએ

૨. બો. ગે. વૉ. ૧. પા. ૫.
૩. તેજ પા. ૭૮, ૮૦.

એતદ્દેશીય સંસ્કૃતિના તત્ત્વોને તેમના હૃદયમાથી કાઢ્યા નથી તે થવા માટે ત્રણ ચાર જમાના વીતવાની જરૂર છે તે પહેલા જ જો બાજી પલટાઇ જાય તો તે અનિષ્ટ પરિણામ આવતું અટકે માટે સુશિક્ષિતોને વાળવા માટે તો આપણો ખરો ઇતિહાસ જ શિખવવાની જરૂર છે.

હવે જો હાલ થાય છે તેમ જ્યારથી ગુજરાત પ્રાન્ત જૂદો પડયો અને ગુજરાતી ભાષાની ખરી શરૂઆત થઇ ત્યારથી જ શરૂ થતો ઇતિહાસ શિખવવામા આવે તો તેથી માત્ર પ્રાંતીય અભિમાન વધે અને તે વધવાથી હાલ જેમ અનેક ક્ષેત્રમા જોવામા આવે છે તેમ હિન્દના બીજાં પ્રાન્તોના રહેવાસીઓ જોડે રાષ્ટ્રત્વને માટે આવશ્યક ભ્રાતૃભાવ ઉત્પન્ન ન થતા વૈમનસ્ય જ ઉત્પન્ન થાય, તેથી જે પ્રદેશ હાલ 'ગુજરાત' તરીકે ઓળખાય છે તેમા ગુજ્જર જાતિના ભાષા, રીતરિવાજ વગેરેની અસર થવી શરૂ થઇ તે પહેલાનો ઇતિહાસ પણ જાણ્યો હોય તો તે અનિષ્ટ પરિણામ આવતુ અટકે અને સુશિક્ષિત સ્ત્રીપુરૂષો પ્રાન્તીય અભિમાનથી દોરવાઈ ન જતા રાષ્ટ્રના સ્તભરૂપ બને

**[૩] પ્રાગ્વલભીય કાળના વિભાગ અને તેના ઇતિહાસ માટે ભૂતકાળમા થયેલા પ્રયત્નો**

હવે વલભી વંશની શરૂઆત પહેલાથી તે વૈદિકભાષા અને સંસ્કૃતિમાં ફેરફાર થઇ પ્રાકૃતભાષાઓ પ્રચારમા આવી અને છેવટે પૌરાણિક સંસ્કૃત ભાષા અને સંસ્કૃતિની ખીલવણી થઈ તે મહાન કાળખડ અગર યુગને બે મહાન વિભાગમા વહેંચી નાખવાની જરૂર છે તેમ કરવાનું કારણ એ છે કે જે પાશ્ચાત્ય ઇતિહાસલેખકોએ આપણા સમસ્ત દેશના અને પ્રાન્તોના ઇતિહાસ માટેના સાધનો એકત્ર કરીને પ્રથમ લખ્યા હતા તેમને પોતાને સસ્કૃત ભાષાનું જ્ઞાન નહોતુ અને જે કેટલાક સસ્કૃત ભાષા શિખેલા યુરોપીઅનોએ આપણા ઇતિહાસ–પુરાણોનો થોડો ઘણો અભ્યાસ કીધો હતો તેમના હૃદયમાં પણ તે ગ્રથોની વિશ્વસનીયતા વિષે સારી છાપ પડી નહોતી તેને પરિણામે હિન્દનો વિશ્વસનીય ઇતિહાસ ઈ સ પૂર્વે ૩૨૬, જ્યારે મેસીડોનીઆના સિકંદર બાદશાહે વાયવ્ય પ્રાન્ત અને સિંધ ઉપર હુમલો કર્યો હતો, એમ ગ્રીક ઇતિહાસ અને પ્રવાસવર્ણનોના મેગેસ્થેનિસ, સ્ટ્રેબો, એરીઅન વગેરે લેખકોના ગ્રન્થના અવશેષો ઉપરથી જણાયુ ત્યારથી શરૂ કરવો જોઇએ, એવો આદ્ય ઇતિહાસકારોએ મત બાંધ્યો અને તેને અનુસરીને તે સાલ પછીથી તે બ્રિટિશ રાજ્યની શરૂઆત લગીના ઇતિહાસો લખવાનો નિશ્ચય કર્યો[૪] આ કાળખડમાંથી જ્યારથી મુસલમાની રાજ્યો સ્થપાયા ત્યારથી ફારસી અને અરબી ભાષા ઓમા લખેલા અનેક અહેવાલો મળી આવ્યા હતા તેમ તે પહેલાંના લગભગ ૫૦૦ વર્ષના ગાળાની પરિસ્થિતિના જ્ઞાન માટે ફાહિયાન–ઇત્સિંગ, હ્યુએન–સગ, વગેરે ચિનાઇ મુસાફરોના અહેવાલો પણ હાથ લાગ્યા

પરન્તુ ઈ સ ના ૫ મા સૈકા લગીના લગભગ ૮૦૦ વર્ષના ગાળા માટે તેવા સાધનો પણ ઉપલબ્ધ નહોતા, તેથી હિન્દની સરકારે એક તરફથી પ્રાચીન ભૌતિક અવશેષો શોધવા માટે આર્કિઓલોજીકલ ડિપાર્ટમેન્ટ અને પ્રાચીન હસ્તલેખોની શોધખોળ કરનારૂં ખાતું, એમ બે ખાતાં ૧૮૬૦ થી ૧૮૭૦ દરમ્યાન ખોલ્યાં તેમાથી પહેલાએ સંશોધનો કીધા તેને પરિણામે ઘણી જીર્ણ ઇમારતો માટીના ઢગલાઓ નીચે અને જગલોની ઝાડીઓ વચ્ચે દબાઈ ગયેલી નીકળી આવી અને તેમાથી કેટલાક જૂના શિલાલેખો, દેવદેવીઓની મૂર્તિઓ, કોતરકામના કળાકૌશલ્યના નમૂનાઓ, સિક્કાઓ વગેરે મળી આવ્યાં

૪ વિન્સેન્ટ સ્મિથની અર્લી હીસ્ટરી ઓફ ઇન્ડિઆ, પ્રકરણ ૧ પા ૧૦.

પછી નિષ્ણાતોએ તેનો બારિકાઈથી અભ્યાસ કીધો, તે વિષે લેખો લખી તેમાંના પુરાવાની ચર્ચા કીધી અને આખરે સુમારે ઈ. સ. પૂર્વે ૩૧૯ થી ઇ. સ. પછી ૫૦૦ સુધીનો રાજકીય ઇતિહાસ કેટલીક ત્રુટીઓવાળો, કનિગહામ, બરગેસ, ફર્ગ્યુસન, પ્રિન્સેપ, ભાંડારકર, ભગવાનલાલ, કેમ્પબેલ, જેક્સન, વગેરેએ ૧૯ મી સદીના અંત સુધીમાં ગોઠવી કાઢયો હતો. તેમની અથાગ મહેનત ને કામના આ ડિપાર્ટમેન્ટમાં રિપોર્ટો, એપિગ્રાફિકા ઇન્ડિકાના અંકો, ઇમ્પીરીયલ અને પ્રોવિન્સ્યલ ગેઝેટિયરનાં વૉલ્યૂમો, પેલીઓગ્રાફીનાં પુસ્તકો, ન્યૂમિસ્મૅટિક્સને લગતા લેખો, ઇન્ડિયન એન્ટીક્વરી, રૉયલ એશિઆટિક સોસાયટી અને તેની શાખાઓનાં જનરલો, વગેરે ઉપરથી જણાઇ આવે છે. વીસમી સદી શરૂ થયા પછી પણ એ શોધખોળનું કામ ચાલુ જ રહ્યું હતું અને ઉપર્યુક્ત ત્રુટીઓ સાંધવાના કામમાં અનેક વિદ્વાનોએ સારો ફાળો આપ્યો છે. હસ્તલેખોના સંશોધનનું કામ પણ ૧૯ મી સદીમાં જે થયેલું તેને લીધે ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર અને મોક્ષશાસ્ત્ર, અને એ ચાર પૈકી કોઇ ને કોઈમાં જેનો સમાવેશ થઈ જાય તેવાં બીજાં અનેક શાસ્ત્રોને લગતા ગ્રન્થોના હસ્તલેખો મળી આવ્યા હતા. તેમાંનાં મુખ્ય મુખ્યનાં અંગ્રેજી ભાષાન્તરો સેક્રેડ બૂક્સ ઑફ ધી ઇસ્ટ સિરીઝમાં પ્રસિદ્ધ થયાં હતાં. તેમ અપ્રસિદ્ધ હસ્તલેખોને લગતા, ભાંડારકર, પિટરસન, સ્ટેઇન, મિત્ર, વગેરેએ પ્રસિદ્ધ કરેલા રિપોર્ટો અને કેટલોગોમાં તેમને વિષે પુષ્કળ માહિતી ભરી પડી છે. ત્યાર પછી કેટલેક ઠેકાણે રિસર્ચ ઇન્સ્ટિટયૂટો, સોસાયટીઓ, વગેરે સ્થપાઇ, તેમણે તથા કેટલાક પ્રકાશકોએ અનેક પ્રાચીન પુસ્તકો છપાવી પ્રસિદ્ધ કર્યાં છે–જે પુસ્તકો છપાયાં નથી તેના જૂદા જૂદા સંગ્રહોનો સમન્વય કરી જર્મનીના ડૉ. થીઓડોર ઑફ્રેટે તૈયાર કરેલું એક કેટલોગસ કેટેલોગોરમ ૩૦–૪૦ વરસ ઉપર પ્રસિદ્ધ થયું હતું અને તેમાં સુધારાવધારા કરી આજ લગીનાં સંશોધનનાં પરિણામોનો સમાવેશ કરી એક ન્યૂ કેટલોગોરમ મદ્રાસ યુનિવરર્સિટી તરફથી તૈયાર થાય છે.

હિન્દના સામાન્ય સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્ય અને કાવ્યો, વ્યાકરણ શાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, અર્થશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, આયુર્વેદશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર વગેરેના તથા તેના વિશિષ્ટ વિભાગોને લગતા સાહિત્યના ઇતિહાસો પણ તે તે વિષયના પુષ્કળ નિષ્ણાતોએ લખેલા છે. ઇતિહાસ–પુરાણોમાંના વંશાનુચરિતો, તેમાંના ભૂમિભાગોના નામનિર્દેશ વગેરેનો વિશિષ્ટ અભ્યાસ કરી, પ્રાચીન ઇતિહાસ અને ભૂગોળના ગ્રન્થો પણ પાર્જિટર, કનિગહામ, મુજુમદાર, દે, લો, વગેરેએ રચીને પ્રસિદ્ધ કર્યાં છે. એ સર્વ ગ્રન્થોમાંથી રાજકીય અને સાંસ્કારિક ઇતિહાસને લગતી જેટલી માહીતી મળી શકે તેટલી એકત્ર કરીને તેને વ્યવસ્થિત સ્વરૂપ આપીને મુજુમદાર, પ્રધાન, ભાંડારકાર, વિન્સેન્ટ સ્મીથ, રૅપ્સન, રાય ચૌધરી, ડોડવેલન, વગેરેએ હિન્દના પ્રાચીન ઇતિહાસો પણ રચીને પ્રકટ કર્યાં છે.

પરંતુ તે સર્વનુ અવલોકન કરતાં જે એક ઊણપ નજરમાં આવે છે તે એ છે કે હિન્દમાં વ્યવસ્થિત રાજ્યબંધારણ ઈ. સ. પૂર્વે ૬૦૨ પહેલાં એટલે કે શિશુનાગે મગધની ગાદી જ્યારે કબજે કરી એમ અનુમાન બાંધી શકાય છે, ત્યાર પહેલાં હતુ કે કેમ તે હજી સત્તાવાર નક્કી થઇ શક્યું નથી જો કે તે પહેલાંના રાજાઓની નામાવલીઓ તો થોડાઘણા ફેરફારોવાળી મળી આવે છે. તો પણ કાળક્રમવાર તેમનો ઇતિહાસ તૈયાર થઇ શકયો નથી. આથી રાય ચૌધરી, એલન ડોડવેલન વગેરે જે કલકત્તા ઓક્ષફર્ડ વગેરે યુનિવર્સિટીઓમાં ઇતિહાસનો અભ્યાસક્રમ નક્કી કરનારી વ્યક્તિઓ છે તે અસલ ગેરેના અને પછી વિન્સેન્ટ સ્મિથે સ્વીકારેલા મતને જ વળગી રહે છે. તે પ્રમાણે પાઠ્ય પુસ્તકોમાં હિન્દનો વ્યવસ્થિત ઇતિહાસ વહેલામાં વહેલો

ઈ સ પૂ ૬૦૨ થી જ શરૂ થઇ શકે અને તેમણે પોતે પ્રસિદ્ધ કરેલા ઇતિહાસના પુસ્તકોમા તે મત દાખલાદલીલો સાથે સ્થાપિત કર્યો પણ છે તેથી હિન્દનો રાજકીય ઇતિહાસ ઈ સ પૂર્વે ૬૦૨ની પૂર્વે કેટલો અને કયા સાધનોથી વધારી શકાય એ પ્રશ્ન સશોધકો આગળ ઉભો છે એ માલ પહેલાના કાળના ઇતિહાસ માટે પરદેશી લેખકોના ગ્રન્થો છે જ નહીં, અને પૌરાણિક ગ્રન્થો પૈકી બ્રાહ્મણોએ રચેલામાથી સ્વતન્ત્રપણે જેટલુ તારતમ્ય કઢાય તેટલુ પાર્જિટર વગેરે કાઢી ચૂકયા છે માત્ર જૈન પૌરાણિક અને બૌદ્ધજાતક ગ્રન્થોમાથી મળી આવતી માહિતિની છણવટ, તેનુ મૂલ્યાકન અને તેની બ્રાહ્મણોએ રચેલા પુરાણોમાથી મળી આવતી માહિતી સાથેની તુલના એ વગેરે હજી બાકી છે તે કર્યા પછી પણ ખાત્રી લાયક ઇતિહાસ તો ક્યારે રચાય કે જ્યારે પૃથ્વીના પડમા દબાઇ રહેલા અવશેષો ખોદી કઢાય ત્યારે મોહેન્જોડારો, હડપ્પા, નિમડી, વગેરે ઠેકાણે થી જે અવશેષો હાથ લાગ્યા છે તેનુ અવલોકન, વર્ગીકરણ, મેસોપોટેમીયા, ઈજીપ્ત, વગેરેમાથી મળી આવેલા અવશેષો સાથે તુલના, એ વગેરે સર્વ થઈ ગયુ છે માત્ર મળી આવેલી સીલો ઉપરના લેખો છે તે હજી સતોષકારક રીતે વાચી શકાયા નથી પરતુ તે વાચી શકાયા હોત તો પણ જે બે પ્રશ્નો અણઉકલ્યા રહ્યા છે તેમાનો એક તો એ કે અતિ પ્રાચીન સસ્કૃતિ અને બૌદ્ધકાલીન સસ્કૃતિ વચ્ચે કાલાન્તર કેટલો અને સમ્બન્ધ કેવો અને બીજુ એ કે હિન્દની સ્વદેશી સસ્કૃતિનો જન્મ ક્યારે અને કેવી રીતે થયલો અને સિન્ધુના પ્રદેશમાની પરદેશી સંસ્કૃતિ સાથે તેનો સપર્ક ક્યારે થયો અને તેની અસર કેટલી થઈ [૫]

## [૪] ભવિષ્યના કર્તવ્યની રૂપરેખા

આ તો સમસ્ત હિન્દના ઇતિહાસની વાત થઇ ગુજરાતનો ઇતિહાસ તો ચન્દ્રગુપ્ત મૌર્યના કાળથી, એટલે ઈ સ પૂર્વે ૩૧૯ થી જ અટકે છે તેનું કારણ એ જ છે કે હિન્દનો ઇતિહાસ ઇ સ પૂ ૬૦૨ સુધી પાછળ લઇ જઈ શકાયો તે બૌદ્ધ અને જૈન પ્રાકૃત ગ્રન્થોને આધારે બન્યુ હતુ તેમા સૌરાષ્ટ્ર કે આનર્ત દેશ વિષેની કાંઈ માહિતી મળી આવે છે કે કેમ તે કોઇએ શોધ્યુ નથી તેમ શિશુનાગ પહેલાના બૃહદ્રથ અને પ્રદ્યોત વશોના બ્રાહ્મણ–પુરાણોને આધારે થઈ ગયલા રાજાઓનો અમલ સૌરાષ્ટ્ર સુધી લબાયલો કે કેમ, અને લબાયલો હોય તો તે ક્યારથી અને કયા લગી રહેલો, એ વગેરે બાબતોમા પણ કોઇએ સશોધન કર્યું હોય એમ જણાતુ નથી બો ગૅઝીટીઅર વૉ ૧ મા ઈ સ પૂર્વ ૩૧૯ પહેલાના ઇતિહાસ તરીકે યાદવોની બ્રાહ્મણપુરાણોમાથી જેમ તે તેમ ઉચકીને મૂકી દીધેલ કથા એ ઇતિહાસ કહેવાય નહીં, તેથી ગુજરાતના ઇતિહાસનું સશોધન ઈ સ પૂર્વે ૩૧૯થી પાછળ જેટલું લઈ જઈ શકાય તેટલું લઇ જવાને માટે સાધનો એકત્ર કરવાના બાકી જ છે [૬]

હમણા હમણામા ગુજરાતના ઇતિહાસના ગુજરાતી અભ્યાસીઓ તો પુષ્કળ નીકળી પડ્યા છે, પરતુ તે પોતાની બુદ્ધિ અને અભ્યાસવૃત્તિનો ઉપયોગ વલભીકાળ પછીના ઇતિહાસમાના ગાબડા પૂરવામા જ કરે છે જે કાળના ઇતિહાસનું ક્ષેત્ર ઉપર જણાવ્યુ તે પ્રમાણે ખાડા ટેકરાવાળુ છે તેને એક સપાટીવાળુ બનાવી તેમા યોગ્ય રીતે બીજારોપણ કરી નવો પાક

૫. જુઓ સપ્લીમેન્ટ ટુ ધી જર્નલ ઓફ ધી અમેરિકન રિસર્ચ સોસાયટી, ૧૯૩૯, પા ૩૨–૪૪

૬ બૉ. ગૅઝીટીઅર વૉ ૧ પાર્ટ ૧ પા ૮–૧૨ આમા પાના ૧૧–૧૨ નીચે ફૂટનોટ ૨ છે, તેમા એક હયુઈટ નામના માણસે ગુજરાત અગર પશ્ચિમ હિન્દનો ઈતિહાસ ઇ સ પૂર્વે ૬,૦૦૦ અગર નિદાન ૩૦૦૦ લગી લઇ જવાના કરેલા પ્રયત્નનો (જર્નલ રૉ એ સોસાયટી વૉ ૨૦, ૨૧ અને ૨૨) ઉલ્લેખ અને તે ઉપર વિવેચન છે તેમાની દલીલો બધી માન્ય રખાય એવી નથી તો પણ તે વિચાર કરવા જેવી તો છે જ અને તેમા કેટલીક ઉપયોગી માહિતી પણ છે જ

ઉગાડવાનો તો કોઈ પ્રયત્ન જ કરતું દેખાતું નથી. એવું કામ વ્યક્તિનું નથી, પરંતુ સાહિત્ય-વિષયક સંસ્થાઓનું છે. ગુજરાતમાં એવી સંસ્થાઓ અને તે પણ સારી પ્રતિષ્ઠાવાળી, જેવી કે મુંબાઈની શ્રી ફાર્બસ ગુજરાતી સભા, ગુજરાત રિસર્ચ સોસાયટી, અંધેરીનું ભારતીય વિદ્યાલય, અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ગુજરાતી સાહિત્યસંસદ, ગુજરાતી સાહિત્યપરિષદ, વગેરે છે. પરંતુ જેવા કાર્યથી ગુજરાતની પ્રતિષ્ઠા હિન્દના સાહિત્યજગતમાં વધે તેવું કાર્ય કોઈ હાથ ઉપર લેતી જ નથી. ગુ વ. સોસાયટીએ અને ભારતીય વિદ્યાલયે કેટલાક અભ્યાસકો રોકયા છે અને વૈદિક અને પૌરાણિક ગ્રન્થોને આધારે કેટલાક ગ્રંથો રચાવવાની તજવીજ કરે છે; પરંતુ તેથી જે સપ્રમાણ પ્રાચીન (ઈ. સ. પૂ. ૬૦૨ની પૂર્વના) ઇતિહાસની હિન્દમાં ખોટ છે તે ગુજરાત પૂરતી પણ પૂરાશે નહી. ખરૂં કર્તવ્ય તો એ છે કે ગુજરાતનો સપ્રમાણ ઈતિહાસ જે ઇ. સ. પૂર્વે ૩૧૯થી અટકયો છે તેને નિદાન શ્રીકૃષ્ણના કાળ સુધી પહોંચાડવા માટેનાં નવાં વિશ્વસનીય સાધનો મેળવવાં તે માટે ઉપયોગી બ્રાહ્મણ, જૈન અને બૌદ્ધ ગ્રન્થોનો અભ્યાસ કરી, જે આશાસ્પદ પ્રાચીન સ્થળો નક્કી થાય ત્યાં સમ્બન્ધ ધરાવની રાજ્યસત્તા પાસેથી ખોદકામ કરવા માટે પરવાનગી મેળવી તે શરૂ કરવું જોઈએ.

અલબત્ત તે માટે પૈસા અને નિષ્ણાતોની જરૂર ખરીજ. પરંતુ આખા દેશનું ગૌરવ વધારવાના કાર્ય માટે પ્રતિષ્ઠિત આગેવાનો પુઢાકાર લે તો પૈસા કાંઇ ન મળે એમ નથી. તેમ નિષ્ણાતો પણ આ દેશમાં નથી એમ નહી. પુનાના પોસ્ટ ગ્રેજ્યુએટ રિસર્ચ ઈન્સ્ટીટયૂટના પ્રાચીન ઈતિ-હાસના પ્રોફેસર ડૉ. સાંકળીઆ મને લખે છે કે એઓ આવું કામ ખુશીથી કરશે. શરૂઆતથી થોડાક પૈસા એકઠા કરી, આવા કોઇ નિષ્ણાતની મદદથી જે કેટલીક ઘણી જાણીતી પ્રાચીન જગ્યાઓ છે તેમાંથી એકાદ પસંદ કરીને તે ખોદાવવા માંડવી જોઇએ. આ જગ્યાઓ પૈકી મુખ્ય ધોળકા (વિરાટનગર), વડનગર (આનંદપુર અને ચમત્કારપુર), મહુધા (મૃત્તિકાવતી), સાબરમતીના કાંઠા ઉપર કેટલીક જગ્યાઓ (શ્વભ્રદેશ), કારવણ (લકુલીશ શૈવોનું મુખ્ય ધામ, મીઆંગામથી ૮ માઇલ દૂર), નાંદોદ (નાન્દીપુરી), ભરૂચ (ભૃગુકચ્છ અથવા ભૃગુક્ષેત્ર), સીસોદરા, કામરેજ, વરીઆવ; ગુપ્તેશ્વર, ડાંગનો પ્રદેશ અને સોપારા વગેરે (નર્મદાની દક્ષિણે થાણા જીલ્લાની હદ સુધીમા), દ્વારાવતી અથવા કુશસ્થળી, સિનપલ્લી (આનન્દપુર), શત્રુંજયની આસપાસનો પ્રદેશ, અને ગિરનારની આસપાસનો પ્રદેશ જ્યાં ઉપરકોટ, સુદર્શન તળાવ, વગેર છે તે છે.

આવું કામ ફ્રાન્સ અને અમેરિકાના નિષ્ણાતો, ત્યાંના સંશોધક મંડળોના પ્રતિ-નિધિઓ, પોતપોતાના દેશમાંથી પૈસા લાવીને કરે છે અને કર્યાથી જે પુરાવાઓ મળી આવે છે તેની યોગ્ય કીંમત આંકીને આપણા દેશના ઇતિહાસના અંધારા ખૂણાઓને પ્રકાશિત કરે છે, એ શું આપણે શરમાવા જેવું નથી ? ખરૂં જોતાં તે ઉપર જણાવી તેવી સંસ્થાઓનું કર્તવ્ય છે. તે પૈકી કોઈ પણ એક અથવા અનેક સંસ્થાઓના સંચાલકોનું દેશાભિમાન જાગૃત થશે ? અને તેઓ કર્તવ્યપરાયણ બનશે ? જો એવા કોઇ આગળ પડે તો હુ પોતે યથાશક્તિ શારીરિક તેમજ આર્થિક મદદ કરવા તૈયાર જ છું. એ કહેવાની જરૂર ન હોય. છતાં કહું છું. ઉપર કહ્યું તેમ પુનાના પ્રો. ડો. હસમુખ ધી. સાંકળીઆ પણ નિષ્ણાત તરીકે કામ કરવા તૈયાર છે. ખોટ માત્ર આ યોજનાને પોતાની કરી લેનાર સસ્થાની છે. કોઇ બીડું ઝડપશે ?* આશા અમર છે અને કાળ નિરવધિ છે. જો આ યોજના પરમાત્માની નિયતિના અંશરૂપ હશે તો આ જન્મે નહી તો આવતે જન્મે પણ સફળ થવી જ જોઈએ. ઇત્યોમ્‌ઃ

* ગુજરાત રિસર્ચ સોસાયટીએ આ લેખકે આપેલા રૂ. ૧૦૦૦)ની રકમથી એક રિસર્ચ અને એક્સપ્લોરેશન ફંડ ખોલ્યુ છે અને તેનો ભંડોળ વધારવાની તજવીજ ચાલુ છે. ગ્રન્થોના સંશોધનનું કામ હજી બાકી છે.

# ચૌલુક્ય વંશનો ઇતિહાસ

( લેખક રા રા માણેકલાલ ચકુલાલ દવે, સભ્ય શ્રી ફાર્બસ ગુજરાતી સભા )

૨

[ અનુસધાન, ત્રૈ વર્ષ ૫ અ ૩ પાના ૩૪૦નુ ]

## ચામુંડરાજ

### ચામુંડરાજના રાજ્યાભિષેકની તારીખ

**મૂલરાજ** પછી ચામુંડરાજ ગાદી ઉપર આવ્યો ચામુંડરાજનો વિ સ ૧૦૩૩ પહેલા મૂલરાજે જ રાજ્યાભિષેક કર્યો હતો, એમ ચામુંડરાજના પોતાના વિ સ ૧૦૩૩ના તામ્રલેખના આધારે મૂલરાજના પ્રકરણમા નોધાયુ છે વળી મૂલરાજનુ મરણ પણ વિ સ ૧૦૫૩મા થયુ હોવાનુ ઉપર કહ્યુ છે એટલે મૂલરાજના મરણ પછી વિ સ ૧૦૫૩મા ચામુંડરાજે રાજ્યની લગામ હાથમાં લીધી, એ નિ સદેહ છે આ ચામુંડરાજના સમયમા એક બે બનાવો બન્યા હોવાનુ પ્રબધોમા કહ્યુ છે પણ એ બનાવોની વિશ્વસનીયતા માટે ખાસ જોઇએ તેવુ સમકાલીન ઉત્કીર્ણ લેખો જેવુ સાધન નથી

### ચામુંડરાજે માળવાના રાજાને હરાવ્યો

ચામુંડરાજે પોતાની યુવરાજ અવસ્થામા લાટના રાજા બારપને હરાવી મારી નાખ્યો હતો, એવુ વર્ણન દ્વયાશ્રયમાથી ઉપર ઉતાર્યુ છે, પણ એ વર્ણનની ઐતિહાસિકતા માટે કોઈ સમકાલીન ઉત્કીર્ણ લેખનો આધાર નથી, એટલે એ વર્ણનની સત્યતામા શકા રહે છે, એ ઉપર કહ્યુ જ છે પછી માળવાના રાજા સિન્ધુરાજ સાથેની ચામુંડરાજની લડાઇનુ સૂચન વિ સ ૧૨૦૮ની વડનગરપ્રાકારપ્રશસ્તિમાં તથા જયસિંહસૂરિના કુમારપાલચરિતમા છે એટલે એ બનાવ ઐતિહાસિક હોવો સભવિત છે, છતા પ્રશસ્તિ-લેખમા "ચામુંડરાજ સાથેના યુદ્ધમા સિન્ધુરાજ નષ્ટ થયો,"[1] એમ મોઘમ જણાવ્યુ છે અને કુમારપાલચરિતમા "ચામુંડરાજે યુદ્ધમા સિન્ધુરાજને ઉન્મત્ત હાથીની જેમ મારી નાખ્યો,"[2] એમ સ્પષ્ટ લખ્યુ છે, જે ખાસ વિચારણીય છે જો કે પ્રશસ્તિના મૂલ પાઠ નષ્ટ ના અર્થ નાસી છૂટયો કે માર્યો ગયો, એમ બન્ને થાય છે એટલે જયસિંહસૂરિએ પોતાના કુમારપાલચરિતમા નષ્ટ નો બીજો અર્થ 'માર્યો ગયો,' એમ લખ્યુ છે પણ અહીંયાં સિન્ધુરાજ માર્યો ગયો, એવો અર્થ લેવો ઉદ્દિષ્ટ નથી,[3] પણ ચામુંડરાજ સાથેના યુદ્ધમા સિન્ધુરાજ નાશી

---

૧ विभ्रद्य मदगन्धमग्नकरिभि श्री सिन्धुराजस्तथा ।
नष्ट क्षोणिपतिर्यथास्य यशसा गन्धोपि निर्नाशित ॥ श्लो ६ ॥
[ જુઓ ગુ ઐ લેખો ભાગ ૨ જો લેખાક ૧૪૭ ]

૨ रणे चामुण्डराजोऽथ यथामुण्डवरोद्धुर ।
सिन्धुरे द्रमिवोन्मत्त सिन्धुराज मृधेऽवधीत् ॥ श्लो ३२ ॥
[ જુઓ જયસિંહસૂરિકૃત કુમારપાલચરિત, સર્ગ-૧ ]

૩ પડિત ગૌ ટી ઓઝાએ "કુમારપાલચરિત"મા અવધિત્ પાઠ છે, જેનો અર્થ "માર્યો ગયો" એમ થાય છે એટલે વડનગરવાળા પ્રાકારપ્રશસ્તિલેખના "નષ્ટ" શબ્દનો "માર્યો ગયો" એ જ ઉચિત

છૂટયો એવો અર્થ લેવો ઉદ્દિષ્ટ છે, અને વસ્તુતઃ એમ જ બન્યું જણાય છે. કારણ કે ચામુંડરાજ અને સિન્ધુરાજ એ સમકાલીન રાજા હતા, એ નિઃસંદેહ છે. વળી સિન્ધુરાજે લાટ, વાગડ અને અપરાન્ત જેવા પ્રદેશો ઉપર વિજય મેળવી, પોતાનું પ્રભુત્વ સ્થાપ્યું હતું, એમ સિન્ધુરાજના રાજકવિ પરિમલવિરચિત નવસાહસાંકચરિતમાં કહ્યું છે.[1] આ જોતાં જણાય છે કે ચામુંડરાજના રાજ્યની અંતઃસીમાના કોઇ પણ પ્રદેશ ઉપર સિન્ધુરાજે આક્રમણ કર્યું હશે, અને તેના પ્રતિવારણ માટે ચામુંડરાજને સિન્ધુરાજ સાથે યુદ્ધમાં ઉતરવું પડયું હશે. અને યુદ્ધમાં સખ્ત હાર મળવાથી સિન્ધુરાજને નાસવું પડયું હશે, એમ બધું જોતાં ગ્રેગ્ય દેખાય છે. પછી આ બનાવ ક્યારે બન્યો એ વિષે પ્રશસ્તિલેખમાં કે કુમારપાલચરિતમાં કશી સ્પષ્ટતા નથી. પણ સિન્ધુરાજનો રાજ્યકાળ ઘણું કરીને વિ. સં. ૧૦૫૭માં પૂરો થયેલો મનાય છે.[2] એટલે વિ. સં. ૧૦૫૭ પહેલાં ચામુંડરાજે સિન્ધુરાજને હરાવ્યો હોવો જોઇએ.

## ચામુંડરાજે બંધાવેલાં મંદિરો

ચામુંડરાજે અણહિલપુરમાં ચદ્રનાથદેવનું મંદિર બંધાવ્યું હતું, એમ પ્ર. ચિ.માં કહ્યું છે.[3] પણ અત્યારે આ મંદિરનો ત્યાં પત્તો લાગતો નથી ચામુંડરાજે પોતાના બહેન ચાચિણદેવીના સ્મારકરૂપે અણહિલપુરમાં એક ચાચિણેશ્વરનું મંદિર બંધાવ્યું હતું, એવો ઉલ્લેખ પ્ર. ચિ.માં[4] છે. કંબોઇકા[5] ગામમાં પણ ચામુડેશ્વર મહાદેવનું ભવ્ય દેવાલય ચામુંડરાજે બંધાવ્યું હતું, એમ કહેવાય છે. આ દેવાલય અત્યારે લગભગ સારી સ્થિતિમાં છે. દેવાલયની બાંધણી અને તેની સ્થાપત્યકલા ઉપરથી લાગે છે કે એ ચામુંડરાજના સમય જેટલું જૂનું હોય. આ ચામુંડેશ્વર મહાદેવનું અત્યારે અપભ્રષ્ટ નામ ચંદ્રેશ્વર છે, પણ મૂળ નામ ચામુંડેશ્વર હોવું જોઇએ અને કાળના વહેવા સાથે ચંડેશ્વર-ચંદ્રેશ્વર એવું અપભ્રષ્ટ નામ પ્રચારમાં આવ્યું હોવું જોઇએ.

## ચામુંડરાજની શિવભક્તિ

ચામુંડરાજ એના પિતા મૂલરાજની પેઠે પરમ શિવભક્ત હતો, એમ ચોક્કસ જણાય છે. ચામુંડરાજનું વિ. સં. ૧૦૩૩નું વરુણશર્માના જૈન મંદિરને ભૂમિદાન કર્યાનું એક દાનપત્ર મળ્યું છે. આ દાનપત્રનું લખાણ અને વર્ણન તદ્દન જૈન શૈલીનાં છે. પણ એથી ચામુંડરાજ જૈન ધર્મનો અનુયાયી હતો કે તેણે જૈન ધર્મનો રાજધર્મ તરીકે સ્વીકાર કર્યો હતો, એમ માનવાને કશું કારણ નથી. વસ્તુઃ જૈનધર્મ પ્રતિ તેનો પૂર્ણ સદ્‌ભાવ હતો અને જૈન સમાજ સાથે રાજકીય અને સામાજિક બન્ને રીતે અતિનિકટતા ભરેલો સંબંધ હતો. તેથી તે જૈન મંદિરને પણ તે ભૂમિદાન કરે, એ તદ્દન સંગત છે.

---

જણાય છે, એવો મત પ્રદર્શિત કર્યો છે. [ જુઓ પ્રસ્થાન પુ. ૧૭ અંક. ૪ પાન ૩૬૧ ઉપર પ્રકાશિત "ચામુંડરાજ સોલંકી" એ નામનો લેખ] પણ એ સમયની ઐતિહાસિક સ્થિતિનો વિચાર કરતા ચામુંડરાજના હાથે સિન્ધુરાજ માર્યો ગયો હોવાનું જણાતુ નથી.

૧ જુઓ નવસાહસાકચરિત્ર સર્ગ ૧૦ શ્લોક ૧૫, ૧૭, ૧૯.

૨ ભારત કે પ્રાચીન રાજવંશ ભાગ ૧ લો પાન ૧૨૪.

૩ પ્ર. ચિં. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પૃ: ૫૨, ટિપ્પણ ૯૦.

૪ એજન પૃ. ૫૨, ટિપ્પણ ૯૦.

૫ હાલનું કંબોઇ. આ ગામ અત્યારે ગાયકવાડી રાજ્યના મહેસાણા પ્રાંતના ચાણસ્મા મહાલમાં બી. બી. એસ. રેલ્વેનું સ્ટેશન છે. હાલની સ્થિતિએ તો આ ગામ નવું વસેલું જણાય છે. કદાચ જૂનું ગામ હાલના ગામથી દક્ષિણ દિશાએ વસેલું હશે,

## ચામુંડરાજની દાનશીલતા

ચામુંડરાજે વરુણશર્મ ગામના જૈન મંદિરને ભૂમિદાન કર્યું હતું, એ ઉપર નોંધ્યું છે આ દાનપત્ર તેણે મૂલરાજની હયાતીમાં યુવરાજ તરીકે વરુણશર્મના સ્થાનિક શ્રાવકોની સાક્ષી સાથે કરી આપ્યું હતું, એવું પણ એ લેખમાં કહ્યું છે[૧] વળી દ્વયાશ્રયમાં ચામુંડરાજ "પરોપકારી અને દાની હતો," એવો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે[૨] આ ઉપરથી ચોક્કસ માનવા કારણ મળે છે કે ચામુંડરાજે પોતાના રાજ્યકાળ દરમ્યાન જૈન મંદિરની પેઠે કોઈ શૈવ મંદિરને કે શૈવ આચાર્યને પણ દાનપત્રો કરી આપ્યા હશે, જે દાનપત્રો નષ્ટ થયા હોવાનો સંભવ છે

## ચામુંડરાજનું મંત્રીમંડળ

ચામુંડરાજના મંત્રીમંડળ વિષે વિશેષ કશી માહિતી ઉપલબ્ધ થતી નથી પ્રભાવકચરિત નામના જૂના ગ્રંથમાં લખ્યું છે કે "રાજા ચામુંડરાજને લાંબા સમય સુધી કાંઈ પ્રજા થઈ ન હતી, તેથી તેણે પોતાના પ્રધાન મંત્રી વીર દ્વારા મારવાડ તરફના એક જૈન યતિવરને વિનંતી કરી"[૩] આ જોતાં જણાય છે કે ચામુંડરાજનો વીર નામે મંત્રી હતો આ વીર મૂલરાજનો પણ કોઈક પ્રકારનો મંત્રી હોવાનું ઉપર કહ્યું છે આ વગર ચામુંડરાજના મંત્રીમંડળમાં બીજા કોઈ મંત્રીના નામનો ઉલ્લેખ મળતો નથી ચામુંડરાજને બાલર્ક[૪] નામનો લેખક હતો એમ તેના વિ સં ૧૦૩૩ના દાનપત્રથી સમજાય છે -

## ચામુંડરાજનો પુરોહિત લલ્લ શર્મા

ચામુંડરાજના મંત્રીમંડળમાં પુરોહિત લલ્લશર્મા પણ હતો, એમ જણાય છે આ લલ્લ શર્મા પાછળ જોઈ ગયા તે મૂલરાજના પુરોહિત સોલ શર્માનો પુત્ર હતો, એમ સોમેશ્વર કહે છે[૫] આ લલ્લ શર્મા વિષે આથી વિશેષ કશી માહિતી ઉપલબ્ધ થતી નથી

## ચામુંડરાજનું કુટુંબ

ચામુંડરાજના કુટુંબમાં ચામુંડરાજની રાણીના નામનો પત્તો લાગતો નથી પછી મારવાડ તરફના વીર સૂરિ નામના એક વિદ્યાસિદ્ધ જૈન યતિવરને મંત્રી દ્વારા વિનતી કરતાં એ યતિવરે મંત્રસાધનપૂર્વક સુગંધીચૂર્ણ મંત્રીને રાણીના મસ્તક ઉપર તેનો નિક્ષેપ કરાવ્યો, જેના પ્રભાવે રાજા ચામુંડરાજને, વલ્લભરાજ, દુર્લભરાજ અને નાગરાજ, આદિ પુત્રોની પ્રાપ્તિ થઈ, એમ પ્રાચીન પ્રભાવકચરિત નામના ગ્રંથમાં કહ્યું છે[૬] જો કે ચામુંડરાજને ત્રણ પુત્રો હતા એવો ઉલ્લેખ બધાં પ્રબંધોમાં છે[૭] એટલે એ વિષે શંકા કરવાનું કારણ નથી

---

૧ જુઓ "ભારતીય વિદ્યા" ત્રૈમાસિક વર્ષ ૧ અંક ૧માં પ્રકાશિત "ચામુંડરાજ ચૌલુક્યનું દાનપત્ર" પાન ૮૧, શ્લોક ૧૦

૨ દ્વયાશ્રય કાવ્ય સર્ગ–૭ શ્લોક ૨

૩ જુઓ 'સિંઘી જૈન ગ્રંથમાલા'માં પ્રકાશિત અને શ્રી જિનવિજયજીએ સંપાદિત પ્રભાવકચરિત્ર. પાન ૧૩૦

૪ જુઓ પૂર્વોક્ત "ચામુંડરાજ ચૌલુક્યનું દાનપત્ર" પાન ૮૧ શ્લોક ૯

૫ સુરથોત્સવ કાવ્ય સર્ગ ૧૫ શ્લોક ૧૨

૬ જુઓ 'સિંઘી જૈન ગ્રંથમાલા'માં પ્રકાશિત અને શ્રી જિનવિજયજીએ સંપાદિત પ્રભાવક ચરિત્ર, પાન ૧૩૧

૭ દ્વયાશ્રય કાવ્યસર્ગ ૭ શ્લોક ૪થી ૬૭

## ચામુંડરાજનાં તામ્રપત્રોની વિગત

ચામુંડરાજનો પોતાનો ગાદી ઉપર બેઠા પછીનો તો કોઈ લેખ મળ્યો હોવાનું જાણમાં નથી. મૂલરાજની હયાતીમાં યુવરાજ તરીકે વરુણશર્મના જૈન મંદિરને આપેલા ભૂમિદાનનું વિ. સં. ૧૦૩૩ના માગશર વદ ૮ ને શનિવારનું તામ્રપત્ર મળ્યું છે, જેનો ઉલ્લેખ ઉપર કર્યો છે. આ તામ્રપત્રમાં રાજધાની અણહિલપુરના નામનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. તેથી એમ લાગે છે કે ચામુંડરાજ પોતે કોઈ વખત ફરતોફરતો એ વરુણશર્મ ગામમાં જઈ ચઢયો હશે. અને તે વખતે ત્યાંના જૈનસમાજના અગ્રેસરોએ સ્થાનિક મંદિરના નિર્વાહ અર્થે ભૂમિદાનની પ્રાર્થના કરી હશે, અને તેથી જ તેણે આ દાનપત્ર કરી આપ્યું હોવું જોઈએ. આ દાનપત્રમાં ત્રણ ગામોનો ઉલ્લેખ મળે છે. વરુણશર્મ, લાંગણઈજજ અને જોનણધ. તપાસ કરતાં આ ત્રણે ગામનો પત્તો મહેસાણા પ્રાંતના મહેસાણા મહાલમાં મળી આવે છે. આ ગામો ક્રમશઃ વડસમા, લાંગણજ, અને જોરણક એ નામોથી સુપ્રસિદ્ધ છે. વડસમામાં અત્યારે એક સાધારણ જૈન મંદિર છે, પણ તે ચામુંડરાજના સમય જેટલું જૂનું હોય એમ જણાતું નથી. આ તામ્રપત્ર વડસમાની હદના કોઈ ખેતરમાં ખોદકામ કરતાં મળી આવ્યું હતું, એમ તામ્રપત્ર મેળવતી વખતની વાતચીત ઉપરથી જણાયું છે.[1] આ દાનપત્ર ઉપર श्री चामुण्ड राजस्य मम मत्तं "આ મને શ્રી ચામુંડરાજને સંમત છે," એ રીતે ચામુંડરાજે પોતાની સહી કરી છે.

## ચામુંડરાજની યોગ્યતા

ચામુંડરાજ મોટો ગુણવાન, નિશ્ચલ વૃત્તિવાળો, નિરંતર કીર્તિની ઇચ્છા રાખનારો, શત્રુ-સંહારક, પરોપકારી અને દાની હતો, એમ દ્વયાશ્રયમાં શ્રીહેમચંદ્રે કહ્યું છે.[2] વળી "અનેક ગુણોની આકર જેવો, સ્વભાવ અને સદાચાર દ્વારા ખૂબ પ્રસિદ્ધ થયેલો અને ઔધત્યના સ્થાન સમા ગણાતા યુવરાજપદની પ્રાપ્તિ થયા છતા એ ગર્વરહિત હતો,"[3] એવું વર્ણન ચામુંડરાજના પોતાના ઉપર જોઈ ગયા તે વિ. સં. ૧૦૩૩ના તામ્રલેખમાં છે. આ જોતાં તો ચામુંડરાજ એક વિશુદ્ધ ચારિત્ર્યવાન રાજા હતો, એમ ચોક્કસ જણાય છે. છતાં દ્વયાશ્રયના ટીકાકાર અભયતિલકગણિ ચામુંડરાજના ચારિત્ર્ય વિષે લખતાં કહે છેઃ "ચામુંડરાજ અત્યંત કામી હતો, તેથી તેની બહેન ચાચિણી દેવીએ તેને રાજ્યસિંહાસનના અધિકારથી પદ-ચ્યુત કરી, તેના પુત્ર વલ્લભરાજને તે અધિકાર આપ્યો"[4] અભયતિલકગણિની આ ટીકામાં ઐતિહાસિક તથ્ય હોવાનો સંભવ નથી. કારણ કે બીજા પ્રાચીન ગ્રંથોમાં આ ઘૃણિત ઘટના-

---

૧ આ મૂળ તામ્રપત્ર મને ૧૯૩૭ના માર્ચ માસમા ઐતિહાસિક શોધખોળ દરમ્યાન મળી આવ્યું હતું. અત્યારે આ તામ્રપત્ર મુનિશ્રી જિનવિજયજીની પાસે છે–મા. ચ. દવે.

૨ દ્વયાશ્રય કાવ્ય સર્ગ ૭ શ્લોક ૨.

૩ औद्धत्य स्पदयौवराज्य पदवी लाभेप्यनुत्सेकवान् ।
तस्या नेक गुणाकरः समभवच्चामुण्डराजः सुतः ॥२॥
[ જુઓ 'ભારતીય વિદ્યા,' ત્રૈમાસિક વર્ષ–૧માં અંક ૧ માં પ્રકાશિત "ચૌલુક્ય ચામુંડરાજ"નું દાનપત્ર પાન ૮૦ ]

૪ જુઓ દ્વયાશ્રય કાવ્ય, સર્ગ ૭ શ્લોકઃ ૩૧ ઉપરની ટીકા. રાસમાળામાં આ ટીકાકારનું કથન ઉતારતાં "એક દિવસ ચામુંડરાજે કામવશ થઇ પોતાની બેન ચાચિણી દેવીની સાથે વ્યભિચાર કર્યો હતો અને એથી તે રાજભ્રષ્ટ થયો." એમ જે લખ્યું છે તે ભૂલ છે. [ જુઓ. રાસમાળા ભાગ ૧, ગુ. ભા. દ્વિતીય આવૃત્તિ પા. ૧૦૩].

નો ઉલ્લેખ નથી વળી ચામુંડરાજ પીળા રંગનો, શરીરે કૃશ, ખાવાપીવામાં અત્યંત રુચિવાળો અને બાગબગીચાનો શોખીન હતો, એમ રત્નમાળમાં કહ્યું છે[૧] પણ રત્નમાળના આ વર્ણનમાં ઝાઝો વિશ્વાસ મૂકવા જેવું કશું નથી

### ચામુંડરાજનાં બિરૂદો

ચામુંડરાજના પરમભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર, ઇત્યાદિ સ્વતંત્રતાસૂચક બિરૂદો છે, એમ આ વંશના લેખોથી સમજાય છે[૨] ચામુંડરાજનો પોતાનો તો ગાદી ઉપર આવ્યા પછીના સમયનો કોઈ ઉત્કીર્ણ લેખ મળ્યો નથી

### ચામુંડરાજનું મરણ વિ સં ૧૦૬૬

ચામુંડરાજે પોતે નર્મદાના તટ પર શુક્લતીર્થમાં જઈ દેહત્યાગ કર્યો, એમ દ્વયાશ્રયમાં કહ્યું છે[૩] વળી ચામુંડરાજ પછી વલ્લભરાજ ગાદી ઉપર આવ્યો હોવાનું પણ એ જ ગ્રંથમાં વર્ણન મળે છે[૪] અને સં ૧૦૫૩થી ૧૩ વર્ષ સુધી ચામુંડરાજે રાજ્ય કર્યું એમ પ્ર ચિં માં કહ્યું છે[૫] એટલે ચામુંડરાજનું મરણ વિ સં ૧૦૬૬માં થયું હતું, એમ માનવામાં વાંધો નથી

## વલ્લભરાજ

### વલ્લભરાજના રાજ્યાભિષેકની ચર્ચા

ચામુંડરાજ પછી વલ્લભરાજ ગાદી ઉપર બેઠો હોવાનું આ વંશના લેખોથી સમજાય છે[૬] વળી વલ્લભરાજ પિતાના જીવતા જ રાજ્ય કરતો હતો એમ દ્વયાશ્રયમાં કહ્યું છે[૭] આ ઉપરથી જણાય છે કે ચામુંડરાજે જાતે વલ્લભરાજનો રાજ્યાભિષેક કર્યો હશે પણ ચામુંડરાજને પદભ્રષ્ટ કરી, વલ્લભરાજને ગાદી ઉપર બેસાર્યો હોવાનું ટીકાકાર કહે છે, એ સાચું હોય એમ લાગતું નથી પછી ચામુંડરાજનું મરણ વિ સં ૧૦૬૬માં થયું હતું, એ ઉપર કહ્યું છે એટલે વલ્લભરાજે વિ સં ૧૦૬૬માં ચામુંડરાજના જીવતા જ થોડો વખત રાજતંત્ર ચલાવ્યું હશે, એમ માનવું અસંભવિત નથી

### વલ્લભરાજની માળવા ઉપરની ચડાઇ

વલ્લભરાજની માળવા ઉપરની ચડાઈનો ઉલ્લેખ વડનગરપ્રાકારપ્રશસ્તિમાં,[૮] સુકૃતસંકીર્તન[૯] અને કીર્તિકૌમુદી[૧૦] આદિ ગ્રંથોમાં મળે છે અને દ્વયાશ્રયમાં "ચામુંડરાજે

---

૧ રાસમાળા ભા ૧ ગુ ભા દ્વિતીય આવૃત્તિ, પા ૧૦૨

૨ જુઓ ભીમદેવ બીજાનું વિ સં ૧૨૬૬નું દાનપત્ર ગુ એ લે લેખો ભા ૨જો, લેખાંક ૧૬૨

૩ દ્વયાશ્રય કાવ્ય સર્ગ-૭ શ્લોક ૫૮ ટીકા સાથે

૪ એજન

૫ પ્ર ચિં ગુ ભા, શ્રી દુ કે શાસ્ત્રી, પાન ૫૨

૬ વિ સં ૧૨૦૮ ની વડનગરપ્રાકારપ્રશસ્તિમાં તથા જયતસિંહના વિ સં ૧૨૮૦ ના તામ્રલેખમાં ચામુંડરાજ પછી રાજા તરીકે વલ્લભરાજનું નામ મળે છે [ જુઓ ગુ એ લે લેખો ભાગ ૨જો લેખાંક ૧૪૭ અને ૧૬૫]

૭ દ્વયાશ્રય કાવ્ય સર્ગ ૭ શ્લોક ૩૧ થી ૪૩

૮ ગુ એ લે લેખો ભાગ ૨ જો લેખાંક ૧૪૭ શ્લોક ૭

૯ સર્ગ-૨ શ્લોક ૧૪

૧૦ સર્ગ-૨ શ્લોક ૧૦

પોતાની ઉત્તરાવસ્થામાં પોતાના કુંવર વલ્લભરાજને માળવાના રાજા ઉપર લશ્કર લઈને મોકલ્યો હતો, જેમાં રસ્તામાં જ વલ્લભરાજ રોગગ્રસ્ત થઇ મરણ પામ્યો હોવાનું હેમચંદ્રે કહ્યું છે."[1] પણ ચામુંડરાજે શા માટે આ પ્રમાણે પોતાના પુત્ર વલ્લભરાજને માલવા ઉપર લશ્કર લઇને મોકલ્યો તેનું કશું કારણ હેમચન્દ્રે આપ્યું નથી, તેમ ઉપર જોઈ ગયા તે ગ્રંથોમાં કે પ્રશસ્તિલેખમાં એ વિષે કશી સ્પષ્ટતા નથી. છતાં હેમચન્દ્રના ટીકાકારે "ચામુંડરાજનાં જે છત્રચામરાદિ રાજચિહ્નો માળવાવાળાઓએ લૂંટી લીધાં હતાં, તે પાછાં લાવવા માટે ચામુંડરાજે માળવાવાળાઓ ઉપર ચડાઇ કરવા વલ્લભરાજને મોકલ્યો,"[2] એવો ખુલાસો કર્યો છે. પછી પ્ર. ચિં.માં આ પ્રસંગ દુર્લભરાજના વખતમાં બન્યો હોવાનું અને એ વખતે માળવાનો રાજા શ્રી મુંજ હોવાનું લખ્યું છે.[3] પણ આમાં દુર્લભરાજનો સમકાલીન મુંજ જણાવ્યો છે તે અસંગત છે. કારણ કે મુંજ પછી માળવાની ગાદી ઉપર સિન્ધુરાજ બેઠો હતો.[4] આ ઉપરથી જણાય છે કે છત્રચામરાદિ રાજચિહ્નો લૂંટી લીધાનો પ્રસંગ ટીકાકાર કહે છે તેમ ચામુંડરાજના વખતમાં બન્યો હોવો જોઇએ. ચામુંડરાજે વિ. સં. ૧૦૫૭ પહેલાં માળવાના રાજાને યુદ્ધમાં હરાવી નસાડી મૂક્યો હતો, એ ઉપર ચામુંડરાજના પ્રકરણમાં નોંધ્યું છે. એટલે મૂળમાં માળવાના રાજા સાથે ચામુંડરાજને વેર હતું, એ સ્પષ્ટ છે. આ વેરનો બદલો વાળવા માટે માળવાવાળાઓએ પોતાની હદમાં થઇ કાશી જવા નીકળેલા ચામુંડરાજનાં છત્રચામરાદિ રાજચિહ્નો લૂંટી લઇ તેને હેરાન કર્યો હશે, અને ચામુંડરાજે પાછા અણહિલપુર આવી પોતાનાં છત્રચામરાદિ પાછાં લાવવા સારૂ વલ્લભરાજને માળવા ઉપર લશ્કર લઇને મોકલ્યો હશે. પરંતુ વલ્લભરાજ રસ્તામાં જ મરણ પામ્યો અને સેનાપતિ દુર્લભરાજને જંગલ ઓળંગી પાછાં ફરવું પડ્યું, એમ દ્વયાશ્રયમાં અને પ્ર. ચિં. માં કહ્યું છે.[5] એટલે આ ચડાઇથી કોઇને કાંઈ ખાસ લાભ કે નુકશાન થયું હોય, એમ જણાયું નથી.

## વલ્લભરાજનાં બિરૂદો

વલ્લભરાજનાં પરમ ભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર, ઇત્યાદિ બિરૂદો હોવાનું આ વંશના લેખોથી જણાય છે.[6] વલ્લભરાજનો પોતાનો કોઇ લેખ મળ્યો નથી. દ્વયાશ્રય, કીર્તિકૌમુદી, વસંતવિલાસ, સુકૃતસંકીર્તન અને સુકૃતકીર્તિકલ્લોલિની આદિ પ્રાચીન ગ્રંથોમાં[7] વલ્લભરાજનું "જંગઝંપણ" એવું ખાસ બિરૂદ હતું, એવો ઉલ્લેખ મળે છે. અને દ્વયાશ્રયના ટીકાકારે "શત્રુઓ ઉપર વાઘની પેઠે તરાપ મારતો માટે જંગઝંપણ કહેવાયો"[8] એમ ખુલાસો કર્યો છે. પ્ર. ચિ. ની અમુક હાથપ્રતમાં તથા પહેલાં છપાએલી પ્રતમાં વલ્લભરાજનું રાજદમન બિરૂદ હતું, એમ કહ્યુ છે.[9] પણ આ બિરૂદનો બીજા કોઈએ ઉલ્લેખ કર્યો નથી.

૧ દ્વયાશ્રય કાવ્ય. સર્ગ ૭ શ્લોકઃ ૪૩ તથા ૪૮

૨ એજન. સર્ગ-૭ શ્લોકઃ ૩૧ની ટીકા. આ ટીકા અભયતિલક ગણિએ વિ. સં. ૧૩૧૨માં કરી હતી.

૩ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પાન ૫૩

૪ ભારત કે પ્રાચીન રાજવંશ ભાગ-૧ પાન ૧૦૬

૫ દ્વયાશ્રય કાવ્ય સર્ગ-૭ શ્લોક ૫૨

૬ ભીમદેવ બીજાનું વિ. સ. ૧૨૬૬નું દાનપત્ર. ગુ. ઐ. ઉ. લેખો ભાગ ૨જો, લેખાંક ૧૬૨

૭ જુઓઃ ક્રમશઃ સર્ગ-૭ શ્લોક ૪૦, સર્ગ-૨ શ્લોકઃ ૧૧, સર્ગ ૩ શ્લોક. ૧૦, સર્ગ-૨ શ્લોકઃ ૧૫, શ્લોકઃ ૩૨

૮ દ્વયાશ્રય કાવ્ય. સર્ગ-૭ શ્લોકઃ ૪૦ની ટીકા

૯ પ્ર. ચિં ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પાન ૫૨, ટિપ્પણ ૯૦

### વલ્લભરાજનુ મરણ

માળવા ઉપર ચડાઈ કરવા જતા રસ્તામા વૈદ્યો જેને ન ઓળખી શકયા એવો રોગ થવાથી વલ્લભરાજ મરણ પામ્યો, એમ દ્વયાશ્રયના આધારે ઉપર કહ્યુ છે, અને દ્વયાશ્રયના ટીકાકારે શીતળા નીકળવાથી મરણ પામ્યો, એવો ખુલાસો કર્યો છે[1] ટુકામા એટલુ જ કે વલ્લભરાજે ફક્ત ૭ માસ જ રાજ્ય કર્યુ છે[2] એટલે તે વિ મ ૧૦૬૬માં જ મરણ પામ્યો હોવો જોઈએ આ વલ્લભરાજ સબધી ખાસ કાઇ પ્રબધોમા લખેલુ મળતુ નથી

## દુર્લભરાજ

### દુર્લભરાજના રાજ્યાભિષેકની તારીખ

વલ્લભરાજ પછી દુર્લભરાજ ગાદી ઉપર આવ્યો હોવાનુ આ વશના લેખોથી સમજાય છે વલ્લભરાજનું મરણ વિ મ ૧૦૬૬મા થયુ હતુ, એ ઉપર નોધ્યુ છે એટલે દુર્લભરાજ વિ મ ૧૦૬૬મા ગાદી ઉપર બેઠો, એ નિ મદેહ છે આ દુર્લભરાજનો રાજ્યાભિષેક ચામુડરાજે કર્યો હોવાનું દ્વયાશ્રયમા કહ્યુ છે,[3] અને પ્ર ચિં મા કહ્યુ નથી પણ ચામુડરાજના જીવતા જ વલ્લભરાજ મરણ પામ્યો હોવાનું શ્રીહેમચદ્ર કહે છે, એટલે કદાચ ચામુડરાજે જાતે દુર્લભરાજનો રાજ્યપર અભિષેક કર્યા પછી જ ઉપર કહ્યુ તેમ શુકલતીર્થમા જઇ દેહત્યાગ કર્યો હોવો જોઈએ

### દુર્લભરાજની લાટ ઉપરની ચડાઈ

દુર્લભરાજની લાટ ઉપરની ચડાઈનુ વર્ણન કોઇ પણ પ્રબધમા મળતુ નથી પરતુ વડનગરપ્રાકારપ્રશસ્તિમા દુર્લભરાજની એ લાટ ઉપરની ચડાઈનો ઉલ્લેખ મળે છે તેમા લખ્યુ છે "દુર્લભરાજે ક્રોધે ભરાઈ પોતાની ભ્રમરો જરા ચઢાવી, ત્યા તરત જ લાટ દેશના નાશરૂપી પરિણામ આવ્યુ"[4] આ દુર્લભરાજની પહેલા મૂળરાજને પણ લાટના રાજા સાથે લડાઇ થઈ હતી, એવુ વર્ણન ઉપર કર્યુ છે એટલે મૂળરાજના સમયથી જ લાટના રાજા સાથેના વિગ્રહો ચાલ્યા આવતા હોવાનું સ્પષ્ટ જણાય છે વળી લાટના રાજાને માળવાના સિન્ધુરાજે હરાવી, લાટ દેશ જિતી લીધો હોવાનું ઉપર કહ્યુ છે એટલે સિન્ધુરાજના મરણ પછી દુર્લભરાજે આ ચડાઇ કરી હોવી જોઈએ, એમ બધુ જોતા યોગ્ય દેખાય છે પછી આ ચડાઈથી દુર્લભરાજને ખરેખર કેટલો લાભ મળ્યો, એ કહેવુ મુશ્કેલ છે કારણ કે લાટના રાજા ત્રિલોચનપાલના શક સંવત ૯૭૨[વિ સ ૧૧૦૭]ના એરથાણાના લેખમા લખ્યુ છે "પોતાની જે જમીન બળવાન શત્રુઓએ દબાવેલી તેનો બાપના પુત્ર ગોગિરાજે ઉદ્ધાર કર્યો"[5] આ સ્થિતિમા દુર્લભરાજે કદાચ લાટ મડલમા ગણાતા ખેડા જિલ્લાનો થોડો ભાગ તાબે લઈને સતોષ માન્યો હોય, એ સંભવિત છે

---

૧ દ્વયાશ્રય કાવ્ય સર્ગ-૭ શ્લોક ૪૩ તથા ૪૮ ની ટીકા

૨ પ્ર ચિ ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી, પાન ૫૨

૩ દ્વયાશ્રય કાવ્ય સર્ગ-૭ શ્લોક ૫૭ થી ૫૮

૪ यस्य कोपपरायणस्य किमपि भ्रूवल्लभङ्गुरा ।
सद्यो दर्शयति स्म लाटवसुधां भङ्गस्वरूप फलम् ॥ શ્લોક ૮ ॥
[ જુઓ ગુ ઐ લેખો ભાગ ત્રીજો લેખાંક ૧૪૭, તથા પ્રાચીન લેખમાલા ભા-૧-ન ૪૫ ]

૫ आत्मभूरुद्धृता येन विष्णुनेव महीयसा ।
बलिभि सा समाक्रान्ता दानवैरिव वैरिभि ॥ શ્લોક ૧૦ ॥
[ જુઓ પ્રાચીન લેખમાલા ભાગ-૧ લેખાંક ૭ ]

## દુર્લભરાજની રાણી દુર્લભદેવી

દુર્લભરાજના સમકાલીન મારવાડમાંના નાડોલના ચાહમાન વંશના રાજા મહેન્દ્રે[1] પોતાની બ્હેન દુર્લભ દેવીનો સ્વયંવર કર્યો હતો, અને સ્વયંવરમાં તેણે અંગરાજ, કાશીરાજ, અવંતીશ, ચેદિરાજ, કુરૂરાજ, હુણાધિપ અને મથુરેશ, ઇત્યાદિ રાજાઓને નિમંત્ર્યા હતા. તેમાં દુર્લભરાજ પણ નિમંત્રણથી પોતાના ભાઇ નાગરાજ સાથે સ્વયંવરમાં આવ્યો હતો. સ્વયંવરમાં દુર્લભદેવીએ બધા રાજાઓને પડતા મૂકી, દુર્લભરાજને વરમાળા આરોપી. પછી મહેન્દ્રે પોતાની બીજી બહેન લક્ષ્મી દેવીને દુર્લભરાજના ભાઈ નાગરાજ સાથે પરણાવી. આથી દુર્લભરાજને બીજા રાજાઓ સાથે દુશ્મનાવટ થઇ. પણ તે બધાને તેણે હરાવ્યા પછી બન્ને ભાઈઓ અણહિલપુર આવ્યા,"[2] એમ દ્વયાશ્રયમાં હેમચન્દ્રે કહ્યું છે. જો કે હેમચન્દ્રે પ્રાચીન કવિઓની શૈલીનું અનુકરણ કરીને ઉપર કહ્યું તેવું સ્વયંવરનું વર્ણન કર્યું છે, પણ તે કલ્પિત હોય એમ જણાય છે. એકમાત્ર દુર્લભરાજની રાણી દુર્લભ દેવી ચાહમાન રાજા વિગ્રહપાલની કુંવરી અને મહેન્દ્રની બહેન હતી, એટલી જ ઐતિહાસિક હકીકત એ વર્ણનમાંથી નીકળે છે. વળી બધા રાજાઓને હરાવી, દુર્લભરાજ અણહિલપુર પાછો આવ્યો હોવાનું જે કહ્યું છે એ તો બિલકુલ વિચારમાં લેવા જેવું જ નથી.

## દુર્લભરાજે બંધાવેલાં મંદિરો

દુર્લભરાજે અણહિલપુરમાં પોતાના ભાઈ વલ્લભરાજના શ્રેય માટે મદનશંકરપ્રાસાદ બંધાવ્યો હતો, એમ પ્ર. ચિ: માં કહ્યું છે.[3] વળી ઘટિકાગૃહ, હાથીખાનું, દાનશાળા તથા સાત માળનું ધવલગૃહ કરાવ્યું હતું, એમ એ જ ગ્રંથમાં કહ્યું છે.[4] દુર્લભરાજે એક દુર્લભ-સરોવર બંધાવ્યું હતું, એવો ઉલ્લેખ પ્ર. ચિ. માં મળે છે.[5] અને દુર્લભ સરોવર અણહિલ પુરની ખાઈની આગળ હતું એમ વસંત વિલાસમાં કહ્યું છે.[6] આ દુર્લભસરોવરને સુધારીને સિદ્ધરાજે એક મોટું સહસ્રલિંગ સરોવર બંધાવ્યું હતું, એ આગળ ચાલતાં જોઈશું.

## દુર્લભરાજનો પુરોહિત મુંજ

દુર્લભરાજના મંત્રીમંડળ વિષે કાંઈ પણ માહિતી મળતી નથી. પણ દુર્લભરાજનો પુરોહિત મુંજ હતો, એમ સોમેશ્વરે કહ્યું છે.[7] આ મુંજ ઉપર જોઈ ગયા તે લલ્લ શર્માનો પુત્ર હતો, આ મુંજ સંબંધી આથી વધારે માહિતી મળી શકતી નથી.

## દુર્લભરાજની યોગ્યતા

દુર્લભરાજ જિનેશ્વરસૂરિ પાસે ભણ્યો હતો, જેથી જૈનધર્મનો બોધ પામી જીવતા

---

૧ આ મહેન્દ્ર નાડોલના ચાહમાન વંશના રાજા વિગ્રહપાલનો પુત્ર હતો એમ સુધાના વિ. સં. ૧૩૧૯ના લેખથી તથા રાષ્ટ્રકૂટ રાજા ધવલના વિ. સ. ૧૦૫૩ના લેખથી સિદ્ધ થાય છે. વળી તે દુર્લભ-રાજનો સમકાલીન પણ હતો એમ મહેન્દ્રનો [ ] રાજ્યકાળ જોતાં જણાય છે.

૨ દ્વયાશ્રય કાવ્ય સર્ગ ૭, શ્લોક ૬૬થી ૧૪૨.

૩ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી પાન ૫૨, ટિપ્પણ ૯૦

૪ એજન, પાન ૫૨, ટિપ્પણ ૯૦

૫ એજન પાન ૫૨

૬ વસંત વિલાસ સર્ગ ૬, શ્લોક ૪૬

૭ સુરથોત્સવ કાવ્ય સર્ગ ૧૫, શ્લોક ૧૩-૧૪

પ્રાણીઓ ઉપર દયા કરવાના સાચા માર્ગમાં ચાલતો એમ રાસમાળામાં કહ્યું છે[૧] પણ દુર્લભરાજે જૈન ધર્મનો બોધ લીધો હતો, એવું રાસમાળાનું કથન બિલકુલ વાસ્તવિક હોય, એમ જણાતું નથી કારણ કે એ વિષે પ્રબંધોમાં કશું સૂચન નથી પછી દુર્લભરાજ અનુરાગી હોવા છતાં પરવધૂને દુર્લભ હતો," એમ વડનગરપ્રાકારપ્રશસ્તિમાં કહ્યું છે[૨] વળી "તે ન્યાયપરાયણ અને બ્રાહ્મણોના ધન ઉપર હાથ ન નાખનારો રાજા હતો,' એવો સુકૃતસંકીર્તન, કીર્તિકૌમુદી, આદિ ગ્રંથોમાં ઉલ્લેખ મળે છે[૩] આથી ચોક્કસ જણાય છે કે દુર્લભરાજ એક ચારિત્ર્યવાન રાજા હતો

## દુર્લભરાજના બિરુદો

દુર્લભરાજના પરમ ભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર, ઇત્યાદિ સ્વતન્ત્રતાસૂચક બિરુદો છે, એમ આ વંશના લેખોથી જણાય છે[૪] કારણ કે દુર્લભરાજનો પોતાનો તો કોઈ લેખ મળ્યો નથી અને પ્રબંધોમાં દુર્લભરાજના કોઈ પણ બિરુદ સંબંધી કશું સૂચન નથી

## દુર્લભરાજનું મરણ વિ સં ૧૦૭૮

દુર્લભરાજ તીર્થમાં જઈ પરલોકની સાધના કરી, મરણ પામ્યો, એમ પ્ર ચિં માં કહ્યું છે,[૫] અને ભીમદેવનો રાજ્યાભિષેક કર્યા પછી દુર્લભરાજ તથા નાગરાજ બેઉ સાથે સ્વર્ગમાં ગયા એમ દ્વયાશ્રયમાં લખ્યું છે[૬] પણ પ્ર ચિં માં નાગરાજનું નામ જ નથી વળી આ વંશના લેખોમાં દુર્લભરાજ પછી ભીમદેવનું નામ આવે છે આથી ચોક્કસ માનવા કારણ મળે છે કે ભીમદેવના જન્મ પછી તરત જ નાગરાજ મરણ પામ્યો હોવો જોઈએ પછી દુર્લભરાજનું મરણ ક્યાં અને ક્યારે થયું, એ ચોક્કસ જાણવા માટે કશું ઐતિહાસિક સાધન નથી પણ તેણે વિ સં ૧૦૬૬થી ૧૧ વર્ષ અને ૬ માસ સુધી રાજ્ય કર્યું હોવાનું પ્રબંધોમાં કહ્યું છે,[૭] એટલે તે વિ સં ૧૦૭૮માં મરણ પામ્યો હોવો જોઈએ

# ભીમદેવ પહેલો

## ભીમદેવના રાજ્યાભિષેકની તારીખ

દુર્લભરાજ પછી ભીમદેવ ગાદી ઉપર બેઠો હોવાનું આ વંશના લેખોથી સમજાય છે દુર્લભરાજનું મરણ વિ સં ૧૦૭૮માં થયું હતું એ ઉપર નોંધ્યું છે અને દુર્લભરાજે જીવતાં જ ભીમદેવનો રાજ્યાભિષેક કર્યો હતો, એમ દ્વયાશ્રયના આધારે ઉપર કહ્યું છે પ્ર ચિં માં પણ ભીમદેવનો રાજ્યાભિષેક દુર્લભરાજે કર્યો હોવાનું સ્પષ્ટ કથન છે[૮] પણ દુર્લભરાજનો પુત્ર ભીમદેવ હોવાનું જે પ્ર ચિં ની અમુક પ્રતમાં કહ્યું છે તે ખરું નથી,[૯]

---

૧ રાસમાળા ભા ૧, ગુ ભા દ્વિતિય આવૃત્તિ પાન ૧૦૫

૨ સંગારેપિનિર્વિણધી પરવધૂજનસ્ય યો દુર્લભ ॥ શ્લોક ૮ ॥
[જુઓ ગુ એ ઉ લેખો ભાગ ૨જો લેખ ૧૪૩]

૩ જુઓ સુ સં કી, સર્ગ ૨, શ્લોક ૧૫ તથા કી કૌ સર્ગ ૨ શ્લોક ॥૧૪॥

૪ જુઓ ભીમદેવ બીજાનું વિ સં ૧૨૬૬નું દાનપત્ર, [ગુ એ ઉ લેખો ભાગ ૨જો લેખ ૧૬૭]

૫ પ્ર ચિં ગુ ભા મી દુ કે શાસ્ત્રી, પાન ૫૩

૬ દ્વયાશ્રય કાવ્ય સર્ગ ૭ શ્લોક ૨૦ થી ૨૨.

૭ પ્ર ચિં ગુ ભા, મી દુ કે શાસ્ત્રી પાન ૫૨

૮ પ્ર ચિં ગુ ભા, મી દુ કે શાસ્ત્રી પાન ૫૩

૯ એજન પાન ૫૨, ટિપ્પણ ૬૦

કારણકે ભીમદેવ નાગરાજનો પુત્ર હતો અને તેની માતાનું નામ લક્ષ્મીદેવી હતું એમ દ્વ્યાશ્રયમાં લખ્યું છે.[1] વળી પ્ર. ચિ. જેવા ગ્રન્થમાં નાગરાજનું નામ નથી, એ ઉપરથી જણાય છે કે તે દુર્લભરાજ પહેલાં મરી ગયો હોવો જોઇએ.

## મહમદની સોમનાથ ઉપરની ચડાઈ

મહમ્મદની સોમનાથ ઉપરની ચડાઇનું વર્ણન ઇબ્ન અસીરે વિસ્તારથી આપ્યું છે. તે કહે છેઃ

"જ્યારે મહમ્મદ હિન્દનાં બીજાં મંદિરો નષ્ટ કરવાના કાર્યમાં સંલગ્ન થઇ રહ્યો હતો ત્યારે ત્યાંના ભયભીત હિન્દુઓ કહેવા મંડયા કે એ મંદિરના દેવો ઉપર સોમનાથનો પ્રકોપ થયેલો છે, અન્યથા વિશ્વની કોઈ પણ શક્તિ એ મંદિરો તોડી નાંખવા સારૂ શક્તિમાન હોઈ શકે જ નહીં. જ્યારે આ શબ્દો મહમ્મદના સાંભળવામાં આવ્યા ત્યારે સોમનાથનું મંદિર તોડવાથી દેવો કાંઇ કરી શકતા નથી, એમ એ હિન્દુઓ જોઈ શકશે અને મુસલમાની ધર્મ સ્વીકારશે, એવી માન્યતાથી પ્રેરાઇ મહમ્મદે ત્રીસ હજાર ઘોડેસ્વારો સાથે ખુદાની બંદગી કરી, ઈ સ. ૧૦૨૪ માં ગઝનીથી મુલતાનનો રસ્તો લીધો. મુલતાન પહોંચ્યા પછી વચ્ચે થરના રણમાંથી રસ્તો હોવાથી ત્રીસ હજાર ઊંટ ઉપર પાણી અને દાણો ભરીને નીકળ્યો. રણ ઓળંગ્યા પછી એક કૂવાઓવાળો ગઢ આવ્યો, જ્યાંનાં માણસો સમાધાન કરવા આવ્યાં. પણ મહમ્મદે તો હુમલો કરી ગઢ લઇ લીધો. બીકના માર્યા તે લોકો હારી ગયા. મહમ્મદે એ ગઢને તાબે કર્યો, લોકોને મારી નાંખ્યા અને ત્યાંનાં મંદિરો તોડી નાંખ્યાં. પછી મહમ્મદ પાણી લઇને અણહિલવાડ તરફ ઉપડયો.[2] અણહિલવાડનો ભીમ નામનો રાજા એકદમ ભાગી ગયો. શહેરના લોકો પણ ભાગી ગયા, અને રાજા પોતાની જાતને બચાવવા તથા યુદ્ધની તૈયારી કરવા ક્યાંક કિલ્લામાં ભરાઇને બેઠો. પછી મહમ્મદ સોમનાથ તરફ ઉપડ્યો. રસ્તામાં ઘણા ગઢો આવ્યા, જેનાં મંદિરોમાં રહેલી મૂર્તિઓ સોમનાથના પાર્ષદરૂપ ગણાતી હતી. મહમ્મદે આ શહેરનો નાશ કર્યો, લોકોને મારી નાંખ્યા, સોનાની મૂર્તિઓને તોડી નાંખી અને પાણી વગરના રણમાં થઇને સોમનાથ પાટણ તરફ ધસી ગયો. આ રણમાં મહમ્મદની સામે વીસ હજાર માણસો થયાં. પણ મહમ્મદે આ માણસોને હરાવી નસાડી મૂક્યાં તથા તેમનો માલ લૂંટી લીધો. ત્યાંથી મહમ્મદ દેલવાડા[3] ગયો. અહીંથી સોમનાથ બે દિવસને રસ્તે હતા. દેલવાડાના લોકો સોમનાથને ભરોંસે ગામમાં ભરાઈ રહ્યા, પણ મહમ્મદે ગામ ભાંગ્યું તથા લૂંટયું, અને લોકોને મારી નાંખ્યા અને પછી સોમનાથ ઉપર કૂચ કરી. ઈ. સ. ૧૦૨૫ ના જાનેવારી માસની ૩૦ મી તારીખ અને ગુરૂવારે સોમનાથ પહોંચતાં મહમ્મદે દરિયાના કિનારા ઉપર બાંધેલો મજબૂત ગઢ જોયો. દરિયાનું પાણી ગઢની

૧ દ્વ્યાશ્રય કાવ્ય સર્ગ ૮. શ્લોક ૧ તથા સર્ગ ૭. શ્લોક ॥૧૧૩॥

૨ મહમ્મદે મુલતાનથી ભાવલપુર, બીકાનેર, સાભર[મૂળમા અજમેર લખ્યું છે તે ભૂલ છે; કારણકે અજમેર વસાવનાર અજયપાલ તે પછી વિ. સં. માં ગાદી ઉપર બેઠો હતો]ને રસ્તે અણહિલવાડમા આવ્યો હોય, એમ જણાય છે. [જુઓ બોમ્બે ગેઝેટીયર ગ્રંથ ૧, ભાગ ૧, પાન ૧૬૬, ટિપ્પણ ૧]

૩ આ દેલવાડા તે સોમનાથ પાટણના પૂર્વનું ઊના પાસેનું દેલવાડા હોવું જોઇએ. મહમ્મદ અણહિલવાડથી મોઢેરા, માડલ થઇને કચ્છનું નાનું રણ, પાટડી–બજાણા આગળ ઓળંગી, ઝાલાવાડ, ગોહેલવાડ અને બાબરીઆવાડ થઇ દેલવાડે પહોચ્યો જણાય છે. [જુઓ બોમ્બે ગેઝેટીયર ગ્રં. ૧, ભા. ૧, પાન ૧૬૬, ટિપ્પણ ૨]

દિનાલે સાથે પેઠાતું હતુ ગઢની દિવાલ ઉપરથી લોકો હસતા હતા અમારો સોમનાથ તમારા એકેએક માણસનો નાશ કરી નાખશે, એમ તેઓ કહેતા હતા શુક્રવારે મુસલમાનોએ ગઢ ઉપર હલ્લો કર્યો મુસલમાનોના બાણના મારાથી હઠીને હિન્દુઓ ગઢ છોડીને અંદર ભરાઈ ગયા મુસલમાનો સીડીઓ મૂકી ગઢ ઉપર ચઢી ગયા, અને ઉપર ચઢીને જયનાદ કર્યો છતા એ વખત સુધીમા ખુવારી એટલી મોટી થઈ હતી કે પરિણામ સંદિગ્ધ હતું પછી રાત પડી અને યુદ્ધ બંધ રહ્યુ બીજે દિવસે સવારમા લડાઈ શરૂ થતા મુસલમાનોએ એવુ જોર કર્યું કે હિન્દુઓએ શહેર છોડીને સોમનાથના મંદિરનો આશ્રય લીધો મંદિરના દરવાજા આગળ ભયંકર રક્તપાત થયો હિન્દુઓ વારવાર સોમનાથ આગળ જઈ જય આપવા માટે પ્રાર્થના કરવા લાગ્યા, અને છેવટ બધા બહાર આવીને લડતાલડતા કપાઈ મૂવા કેટલાક હોડીઓમા બેસી દરિયામાર્ગે નાસી જવાનો પ્રયાસ કર્યો, પણ મુસલમાનો તેઓની પાછળ પડયા પરિણામે એમાથી કોઇ કપાઈ ગયા તો કોઇ ડૂબી મૂવા, કુલ પચાસ હજાર હિન્દુઓ કપાઇ મૂવા"

આમ સોમનાથના વિજય પછી મહમ્મદને અણહીલવાડનો રાજા ભીમદેવ ખદહતના ગઢમા ભરાઈ બેઠો હોવાના સમાચાર મળ્યા એ ગઢ સોમનાથથી ૨૪૦ માઇલ દૂર હતો, મહમ્મદ તરત એ તરફ ગયો અને રણ ઓળગી ગઢ લઈ લીધો અને દુશ્મનોને નસાડી મૂકયા "ખદહતથી[1] મહમ્મદ સિંધ તરફ ગયો અને ત્યાથી ઈ સ ૧૦૨૬ માં પાછો ગઝની પહોચ્યો" આવો વૃત્તાન્ત ઈલીયટે પોતાના ગ્રન્થમા નોંધ્યો છે[2] આ ઉપરાંત જિનપ્રભસૂરિના વિવિધ તીર્થકલ્પમા તથા ધનપાલ કવિકૃત સત્યપુરના મહાવીર સ્વામીના પ્રાકૃત સ્તવનમા[3] પણ મહમ્મદની સોમનાથ ઉપરની ચડાઇનું વર્ણન મળે છે. જિનપ્રભસૂરિ કહે છે "ચૌલુક્ય વંશપતિ શ્રી ભીમદેવના રાજ્યમા તુરુષ્કમંડળમાથી આવેલા સબળ વાહનવાળા અતનુણુક્કા નામના મ્લેચ્છે અણહિલપાટણનો ગઢ ભાગીને વળના હરિકંખી ગામના ચૈત્યમા પ્રવેશ કરીને પાર્શ્વનાથની પ્રતિમા ભાગી વિક્રમ સવત દસસે એંસીમા"[4] આમા મહમ્મદના બદલે અતનુણુક્કા નામ આપ્યુ છે, જે કદાચ ફારસી ઇતિહાસના આધારે, લખાયુ હશે પણ જિનપ્રભસૂરિએ આપેલી, મહમ્મદની સોમનાથ ઉપરની ચડાઈની સાલ વિ સ ૧૦૮૧ બરાબર જણાય છે ઉપર ઇબ્ન અસીરે પણ

૧ ખદહત એ કચ્છનો કથકોટ નામનો કિલ્લો હશે, એવો ડોક્ટર બૂલ્હરનો મત છે [જુઓ બો ગે ગ્ર ૧, ભા ૧ પાન ૧૬૭ ટિ ૩]

૨ જુઓ મૂળમા આ વર્ણન ઇલીયટ હીસ્ટ્રી ઓફ ઇન્ડિયા ગ્રથ ૨, પાન ૪૬૮થી ૪૧૧ અને ૨૪૯ તથા બુ પ્ર પુસ્તક ૮૨ અંક ૩મા શ્રી ગૌ હી ઓઝાનો "ગુર્જરેશ્વર ભીમદેવ સોલકી," એ નામનો મનનીય લેખ પાન ૩૦૮થી ૩૧૧

૩ भंजेवि णु सिरिमालदेसु अनु अणहिल्लवाडउ,
चड्डावल्लि सोरट्ठ भग्गु पुणु देउलवाडउ,
सोमेसरु सो तहि भग्गु जणमण आणंदणु,
भग्गु न सिरि सच्चउरि वीर सिद्धत्थ नंदणु ॥ १ ॥

[ જૈ સા. સ ખડ ૩, અક ૩, પાન ૨૪૧ ]

૪ જુઓ "સિંઘી જૈન ગ્રથમાળા"મા પ્રકાશિત અને શ્રીજિનવિજયજીએ સપાદિત વિવિધ તીર્થકલ્પ, પાન ૨૯

ઈ. સ. ૧૦૨૪ માં મહમ્મદે ગઝની છોડયું અને ઇ. સ. ૧૦૨૫ ના જાનેવારી માસની ૩૦ મી તારીખે તે સોમનાથ પહોંચ્યો હોવાનું કહ્યું છે. એટલે વિ. સં. ૧૦૮૧ માં મહમ્મદે સોમનાથ ઉપર ચડાઈ કરી, સોમનાથના મંદિરની તથા મૂર્તિની ભાંગફોડ કરી હતી, એ સાચી ઐતિહાસિક બીના છે, એમાં શકા નથી. મીરાતે એહમદી તથા આઈને અકબરીમાં મહમ્મદની આ ચડાઈના વખતે ચામુંડરાજને અણહિલપુરનો રાજા હોવાનું લખ્યું છે,[1] જે દેખીતી ભૂલ છે. કારણકે ચામુંડરાજના રાજ્યની સમાપ્તિ વિ. સં. ૧૦૬૬ માં થઈ હતી અને મહમ્મદની આ ચડાઈની સાલ વિ. સ. ૧૦૮૧ છે. એટલે એ વખતે અણહિલપુરનો રાજા ભીમદેવ જ હતો, એ નિઃસંદેહ છે. પછી મહમ્મદે સોમનાથને રાજધાની બનાવવાનો વિચાર કર્યો હતો, એમ રૌઝતું–સ–સફાના કહે છે અને અણહિલપુરને રાજધાની બનાવવાનો વિચાર કર્યો હતો, એવું ફરિસ્તાનું કહેવું છે.[2] પણ ઈબ્ન અસીરે એવું કશું કહ્યું નથી. વળી પરમદેવ નામનો રાજા મહમ્મદના માર્ગને રોકવા આડો પડયો હતો. જેથી મહમ્મદને સિંધમાંથી મુલતાનના રસ્તે જવું પડયું. ત્યાં માર્ગમાં પાણી વગર એનાં માણસોની ભારે ખુવારી થઇ એવું વર્ણન તબકાત ઈનાસીરી તથા ફરિસ્તામાં છે.[3] આમા પરમદેવ નામનો રાજા હોવાનું લખ્યું છે તે રાજા ભીમદેવ હોવો સંભવિત છે. કારણ કે પરમદેવ એ ભીમદેવનું મૂળ ફારસી ભાષાનું અશુદ્ધ સ્વરૂપ છે. આથી નક્કી થાય છે કે મહમ્મદના ગઝની જતી વેળાએ અણહિલપુરની ગાદી ઉપર ભીમદેવનો જ અધિકાર હતો, અને મહમ્મદ મંદિરની તથા મૂર્તિની ભાંગફોડ કરી જેમ આવ્યો હતો તેમ ચાલ્યો ગયો હતો.

### સોમનાથના મંદિરનું વર્ણન

મહમ્મદે તોડેલા એ સોમનાથના મંદિરનુ વર્ણન ઈબ્ન અસીરે આપ્યું છે. તે કહે છે:

"સોમેશ્વરની મૂર્તિ હિન્દની મૂર્તિઓમાં મોટામાં મોટી હતી. પ્રત્યેક ગ્રહણ વખતે એક લાખ હિન્દુઓની વિશાલ જનસખ્યા ત્યાં એકત્રિત થતી હતી. સંસારના સૌથી બહુ મૂલ્યવાન વસ્તુઓ સોમનાથના ચરણારવિંદમાં ભક્તો દ્વારા સમર્પિત કરવામાં આવતી હતી. એક હજારથી પણ વધારે સમૃદ્ધિશાળી ગામ મંદિરની માલીકીનાં હતા. આ ગામોની આવકમાંથી, સૈન્યનું, સોમનાથ પાટણનું તથા મંદિરનું સંરક્ષણ થતું હતું. મંદિરમાં સર્વોત્તમ, અને બહુમૂલ્યવાન રત્નોનો વિશાલ સગ્રહ કરવામાં આવ્યો હતો. ગંગા નામની અત્યંત પવિત્ર નદી જે સોમ-નાથથી ૭૫૦ મૈલ દૂર હતી, ત્યાંથી સોમનાથની પ્રતિમાના અભિષેક સારૂ કાવડદ્વારા પગપાળા ચાલીને પવિત્ર જલ દરરોજ લાવવામાં આવતું હતું. યાત્રીઓની હજામતમાં દરરોજ ૩૦૦ હજામો રોકાતા હતા. મંદિરના દ્વાર આગળ ૩૫૦ ગાનારીઓ ગાન અને નૃત્ય કર્યા કરતી હતી, જેમાંના પ્રત્યેકને નિયત પગાર મળ્યાં કરતો હતો. મંદિર લાકડાના ૫૬ સ્તંભો ઉપર ઉભું હતું. મૂર્તિ એક અંધકારમય ઓરડામાં સુરક્ષિત હતી સભામંડપના થાંભલાઓમાં રત્નો જડયાં હતાં, મૂર્તિની ઉંચાઈ પાંચ હાથ અને પરીઘ ત્રણ હાથ જેટલો હતો, મૂર્તિવાળા ખંડમાં રાત દિવસ રત્નજડિત દીપમાલાઓ બળ્યાં કરતી હતી. બસો મણ વજનની સોનાની સાંકળો મંદિરમા લટકતી હતી, જેમાં ઘટા ટીંગાડેલા હતા. મંદિરની તિજોરીમાં સોના રૂપાની

[1] રાસમાળા ભાગ ૧. ગુ. ભા. દ્વિતીયાવૃત્તિ પાન ૧૧૮

[2] બ્રિગ્ઝ ફરિસ્તા ગ્રંથ ૧, પાન ૭૪

[3] ખો. ગે. ગ્રંથ ૧, ભાગ ૧, પાન ૧૬૮, ટિ. ૨માથી આ વર્ણન ઉતાર્યું છે.

મૂર્તિઓ તથા રત્નજડિત મુખવટા હતા"[૧]

કહેવાય છે કે મહમ્મદે આ મંદિરને જ્યારે તોડયુ તથા મૂર્તિની ભાગફોડ કરી તેનો એક ટુકડો પોતાની સાથે ગઝનીમા લઇ જઈ ત્યાની જુમ્મા મસ્જીદના દરવાજાના એક પગથીઆમા ચણાવરાવ્યો હતો[૨] પણ આ વાત સાચી હોય એમ લાગતુ નથી તેમ મહમ્મદને મંદિરમાથી વીસ લાખ દીનારનો માલ મળ્યો હતો, એમા પણ અતિશયોક્તિ હોવાનો સભવ છે પછી આ મંદિર સો વર્ષ પહેલા બધાયુ હતુ, એમ ગેરબીરૂની કહે છે.[૩] અને તે પહેલા શ્રીકૃષ્ણે સોનાનુ તથા રાવણે રૂપાનુ બધાવ્યુ હતું, એમ વિ. સં ૧૨૨૫ ની ભાવબૃહસ્પતિની પ્રશસ્તિમા લખ્યુ છે[૪] આ ઉપરથી જણાય છે કે મહમ્મદે પોતાની ચડાઈ વખતે લાકડાના મન્દિરની ભાગફોડ કરી હશે એ પછી તો ભીમદેવે સોમનાથનુ પથ્થરનુ મંદિર બધાવ્યુ હતું એમ ઉપર જોઈ ગયા તે પ્રશસ્તિલેખમાં લખ્યુ છે, એ આગળ ચાલતા જોશુ

### ભીમદેવે ચન્દ્રાવતીના સામત રાજા ધધુકને નમાવ્યો

ભીમદેવે ચદ્રાવતીના સામત રાજા ધધુકને નમાવ્યો હોવાનો ઉલ્લેખ આબુ પર્વત ઉપરના દેલવાડા ગામમા પ્રસિદ્ધ જૈન મંદિર વિમલવસહીના જીર્ણોદ્ધારના વિ સ ૧૩૭૮ના જયેષ્ટ સુદ ૯ ના શિલાલેખમા મળે છે તેમા લખ્યુ છે "ચદ્રાવતી નગરીનો રાજા ધધુક વીરોમા અગ્રણી હતો જ્યારે તેણે ભીમદેવની આધીનતા સ્વીકારી નહીં ત્યારે ભીમદેવ તેના ઉપર અત્યત ક્રુદ્ધ થયો એથી મનસ્વી ધધુક ધારા નગરીના રાજા ભોજની પાસે જતો રહ્યો ત્યાર પછી ભીમદેવે પ્રાગ્વાટવશી મત્રી વિમલને આબુનો દડપતિ નીમ્યો"[૫] જિનપ્રભસૂરિના વિવિધ તીર્થકલ્પમા પણ આ જ મતલબનું લખાણ મળે છે "જ્યારે ગુર્જરેશ્વર ભીમદેવ ધધુક ઉપર અત્યત ક્રુદ્ધ થયો ત્યાર વિમલશાહે તેના ઉપરનો ભીમદેવનો રોષ તેની ભક્તિ વડે દૂર કરાવ્યો તથા તેને ચિત્રકૂટમાથી પાછો લાવી આબુનું ગયેલું રાજ્ય ફરીથી અપાવ્યુ"[૬] આમ ભીમદેવે પોતાના મત્રી દ્વારા ચદ્રાવતી તથા આબુના રાજા ધધુકને નમાવી પોતાની આધીનતા કબુલ રખાવી, વિ સં ૧૦૮૮મા

---

૧ જુઓ ઇલીયટ ગ્રથ ૨, પાન ૨૪૯ તથા બો ગે ગ્ર ૧, ભા ૧, પાન ૧૬૭ તથા બુ પ્ર પુસ્તક ૮૨, અંક ૩મા પ્રકાશિત શ્રી ગૌ હી ઓઝાજીનો "ગુર્જરેશ્વર ભીમદેવ સોલકી" એ નામનો મનનીય લેખ પાન ૩૦૮

૨ સચાઉ ગ્રથ ૨, પાન ૧૦૩ તથા બુ પ્ર પુસ્તક ૮૨, અક ૩મા પ્રકાશિત શ્રી ગૌ હી ઓઝાજીનો પૂર્વોક્ત મનનીય લેખ પાન ૩૧૦

૩ જુઓ સચાઉ ગ્રથ ૨, પાન ૧૦૫

૪ सौवर्ण मोसराजो रजतमयमयो रावणोदार वीय
कृष्ण श्रीभीमदेवो रुचिरतरमहाग्रावभीरत्नकूटम् ।
त कालाज्जीर्ण नेव क्षितिपतितिलको मेरुतुल्य चकार
प्रासाद सप्रमात स्फुलगुण निधेर्गौड सर्वेश्वरस्य ॥ १५ ॥
[જુઓ પ્ર ઐ લેખો ભાગ ૨જો, લેખાક ૧૫૫]

૫ પ્રાચીન જૈન લેખ સગ્રહ ભાગ ૨જો, લેખાક ૧૩૨, શ્લોક ૫, ૬ અને ૮

૬ राजानक श्रीधाधुको क्रुद्ध श्रीगूर्जरेश्वरम् ।
प्रसाद्य भक्त्या त चित्रकूटादानीय तद्गिरा ॥
[જુઓ વિવિધ તીર્થકલ્પમા અર્બુદકલ્પ પાન ]

## ભીમદેવનો તુરૂષ્કવિજય

ભીમદેવના તુરૂષ્કવિજયના સંબંધમાં સિન્ધુ દેશના રાજા હમ્મુક ઉપરની ભીમદેવની ચડાઈનું વર્ણન હેમચંદ્રે કર્યું છે.[1] અને પ્રબંધકારો હમ્મુક મુસલમાનોને કહે છે. આ જોતાં હેમચંદ્રના વર્ણનમાં મુસલમાન સાથેનો કોઈ વિગ્રહ સૂચિત હોય એમ જણાય છે. દિલ્હીના રાજાએ બીજા હિન્દુ રાજાઓની મદદ વડે મુસલમાન સૂબાને હરાવી, પંજાબનાં હાંસી, થાણે-શ્વર વગેરે થાણાંઓ પાછાં લીધાં હોવાનું ફરિસ્તામાં લખ્યું છે. અને દિલ્હીના રાજાને મદદ કરનાર આ હિન્દુ રાજાઓમાં, ગુજરાતનો ભીમદેવ, માલવાનો ભોજ, નાડોલનો ચૌહાણ રાજા અણહિલ, દક્ષિણનો ચાલુકય રાજા સોમેશ્વર અને કલચુરિનો રાજા કર્ણ વગેરે હશે, એમ તે તે રાજાઓએ તુરૂષ્ક વિજય કર્યા હોવાના ઉલ્લેખો ઉત્કીર્ણ લેખોમાં મળતા હોવાથી અનુમાન કર્યું છે.[2] અને આ અનુમાન તદ્દન વ્યાજબી છે. આ ઉપરથી જણાય છે કે હેમચંદ્રે વર્ણ-વેલો ભીમદેવનો હમ્મુકવિજય તે વિ. સં. ૧૦૯૯માં ઉત્તર હિન્દના રાજાઓએ સંપી જઈને મુસલમાન સૂબા ઉપર મેળવેલા આ વિજયને જ ચોક્કસ રીતે લાગુ પડે છે, એમાં શંકા નથી.

## ભીમદેવ ઉપર માળવાના સેનાપતિની ચડાઈ

ભીમદેવ જ્યારે સિન્ધુ દેશનો વિજય, એટલે ઉપર કહ્યું તેમ તુરૂષ્કનો વિજય કરવામાં રોકાયો હતો ત્યારે "માળવાના રાજા ભોજના કહેવાથી કુલચંદ્ર નામના સેનાપતિએ અણહિલપુર ઉપર ચડાઈ કરી અને અણહિલપુર ભાંગીને તેના રાજમહેલના દરવાજા આગળ કોડીઓ દાટીને જયપત્ર લીધુ," એવું વર્ણન પ્ર. ચિ.[3]માં મળે છે. માળવાની ઉદયપુરપ્રશસ્તિમાં પણ આજ વાત મળે છે.[4] વળી આ વંશના પહેલા રાજા મૂળરાજથી જ માળવાના રાજાઓ સાથે વિરોધ થયો હોવાનું ઉપર કહ્યું છે. એટલે માળવાના સેનાપતિએ અણહિલપુરને ભાંગીને જયપત્ર લીધું, એ હકીકતને ઐતિહાસિક માનવામાં વાંધો નથી. પછી આ બનાવ કયારે બન્યો, એ પ્ર. ચિ.માં કે ઉદયપુરપ્રશસ્તિમાં કહ્યુ નથી. પણ ઘણું કરીને વિ. સં. ૧૦૯૯ની આસપાસમા આ બનાવ બન્યો હોવો જોઈએ.

## ભીમદેવની ચેદીના રાજા કર્ણ ઉપરની ચડાઇ

ભીમદેવની ચેદીના રાજા કર્ણ ઉપરની ચડાઇનું વર્ણન હેમચંદ્રે કર્યું છે. તે કહે છે: "ચેદી નજીક આવ્યા પછી ભીમદેવે પોતાના સાંધિવિગ્રહક દામોદરને મોકલ્યો અને કહાવ્યું કે તમે ભીમદેવનો મૈત્રીસંબંધ રાખશો તો અમો સલાહ કરીશું" આના જવાબમાં ચેદિપતિ કર્ણે, હાથીઓ, ઘોડાઓ અને બીજા મૂલ્યવાન પદાર્થોનો નજરાણો મોકલ્યો તથા મૈત્રી સંબંધ સ્થિર કર્યો."[5] આમ ભીમદેવે ચેદીના રાજા કર્ણની સાથે મૈત્રીસંબંધ રાખ્યો હતો એનો પૂરો ખુલાસો ભીમદેવની માલવા ઉપરની ચડાઈના પ્રસંગમાં જોશું.

---

૧ દ્વયાશ્રય કાવ્ય સર્ગ ૮, શ્લોક ૫૨થી ૧૨૫

૨ જુઓ વડોદરાની સાતમી પ્રાચ્યવિદ્યાપરિષદનો રિપોર્ટ પૃ. ૫૩૬થી ૫૩૭

૩ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી પાન ૭૫થી ૭૬

૪ चेदिश्वरेन्द्ररथ [तौग्ग] ल [भीमसु] ख्यान्
कर्णाटिलाटपति गुर्जरराट् तुरुष्कान् ।
यदमृत्य मात्र विजितानवलोकय श्लोक. ॥ २० ॥
[જુઓ, પ્રા. લે. ભા. ૧ લેખાંક: ૪૮]

૫ દ્વયાશ્રય કાવ્ય સર્ગ ૯ શ્લોક ૧૭થી ૬૪

## ભીમદેવની માળવા ઉપરની ચડાઇ

ભીમદેવની માલવાના રાજા ભોજ ઉપરની ચડાઈનું વર્ણન સુકૃતસંકીર્તન, કીર્તિકૌમુદી, વસંતવિલાસ અને વસ્તુપાલતેજપાલપ્રશસ્તિ આદિ ગ્રંથોમાં[1] મળે છે. અને વડનગરપ્રાકારપ્રશસ્તિમાં "ધારાસાધનમાં પરમ ચતુર તેના અશ્વોએ માલવ ચક્રવર્તિનું રાજનગર ધારા સત્વર પ્રાપ્ત કર્યું તેમાં શું આશ્ચર્ય હતું ?"[2] એમ સ્પષ્ટ લખ્યું છે આ જોતાં જણાય છે કે ભીમદેવે માળવાના રાજા ઉપર ચડાઈ કરી હતી પણ આ ચડાઈમાં ભીમદેવની સાથે ચેદીનો રાજા કર્ણ અને કર્ણાટકનો રાજા સોમેશ્વર હતો, એમ જૂદા જુદા ઉલ્લેખો ઉપરથી જણાય છે ચેદીના રાજા કર્ણદેવે માળવાના રાજા ભોજને હરાવ્યો હોવાનું વર્ણન પ્ર ચિં મા છે[3] અને નાગપુરપ્રશસ્તિમાં "કર્ણ રાજા સાથે કર્ણાટકનો રાજા મળ્યો હતો"[4] એવો ઉલ્લેખ મળે છે જો કે એમાં કર્ણાટકના રાજાનું નામ નથી આપ્યું પણ એ કર્ણાટકનો રાજા તે સોમેશ્વર હોવો જોઇએ એમ વિક્રમાંકદેવચરિતમાં "સોમેશ્વરે ધારા લીધી" એવું લખ્યું છે,[5] એ ઉપરથી સમજાય છે એટલે ભીમદેવની સાથે ચેદીના કર્ણે અને કર્ણાટકના સોમેશ્વરે મળી જઈ માળવા ઉપર ચડાઈ કરી હોય કિંવા પ્ર ચિં[6] કહે છે તેમ અર્ધું રાજ્ય મળવાની ઇચ્છાએ કર્ણના બોલાવ્યાથી ભીમદેવે આ ચડાઇમાં પાછળથી ભાગ લીધો હોય, એ ગમે તેમ હોય, પણ આ ચડાઈમાં ભોજ મરણ પામતાં તેઓએ "ધારાનગરીને લૂટી" એવો ઉલ્લેખ માળવાના જ એક કરતાં વધારે લેખોમાં મળે છે,[7] એટલે આ બનાવ ઐતિહાસિક છે, એમાં શંકા નથી પછી આ લડાઇથી ભીમદેવને કાંઇ વિશેષ લાભ મળ્યો હોય, એમ જણાતું નથી કારણકે ધારાનગરી હાથમાં આવતાં બધી સમૃદ્ધિ કર્ણે લઈ લીધી હતી અને જ્યારે ભીમદેવના સાંધિવિગ્રહ દામોદરે રાજા કર્ણને દબાવ્યો ત્યારે તેની પાસેથી શ્રીનીલકંઠ મહાદેવ, ગણપતિ અને સોનાનો મંડપ એટલું ભીમદેવને મળ્યું હતું, એમ પ્ર ચિં મા કહ્યું છે[8] આ જોતાં વધારે લાભ કર્ણને મળ્યો જણાય છે કદાચ વધારે પરાક્રમ પણ તેણે જ કર્યું હશે પછી માલવા અને ગુજરાત વચ્ચેનો પૂર્વ

---

૧ જુઓ ક્રમશઃ સર્ગ ૨, શ્લોક ૧૮, સર્ગ ૨, શ્લોક ૧૭, સર્ગ ૩, શ્લોક ૧૫, શ્લોક ૧૩

૨ धारापञ्चकसाधनैकचतुरैस्तद्वाजिभि साधिता ।
क्षिप्र मालव चक्रवर्तिनगरी धारेति को विस्मय । श्लोक ॥ ९ ॥
[જુઓ ગુ એ ઙ લેખો ભાગ ૨જો, લેખાંક ૧૪૭ તથા પ્રાચીન લેખમાળા ભાગ ૧, નંબર ૪૫]

૩ પ્ર ચિં ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી પાન ૧૦૨થી ૧૦૫

૪ येनोद्धृत्य महार्णवोपममिलत्कर्णाटकर्णप्रभु–
मुर्वी पालकदर्थितां भुवमिमां श्रीमद्वराहायितम् श्लोक ॥ ३२ ॥
[પ્રાચીન લેખમાલા ભાગ ૨જો લેખાંક ૧૧૭]

૫ વિક્રમાંકદેવ ચરિત, સર્ગ ૧, શ્લોક ૯૬

૬ પ્ર ચિં ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી પાન ૧૦૪

૭ तत्रादित्यप्रतापे गतवति सदन स्वर्गिणां भर्गभक्ते ।
व्याप्तधारेवधात्री रिपुतिमिरभरैर्मौललोकस्तदाभूत् श्लोक ॥ २१ ॥
[પ્રાચીન લેખમાલા ભાગ ૧ લેખાંક ૪૮]

૮ પ્ર ચિં ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી પાન ૧૦૬

તરફનો ખેડાનો તથા પંચમહાલ જિલ્લાનો ભાગ, જે લાંબા વખતથી માળવાના રાજાને તાબે હતો તે આ વખતે ભીમદેવે પોતાને તાબે કરી લીધો[1] હોય તો એમાં અસંભવિત જેવું કશું નથી.

## ભીમદેવના નાડોલ વિગ્રહની ચર્ચા

ભીમદેવની પહેલાં દુર્લભરાજનો નાડોલના ચોહાણ રાજા સાથેનો સંબંધ જાણીતો છે. તેમ મૂળરાજને જ્યારે માળવાના રાજા મુંજે દબાવ્યો ત્યારે આશ્રય આપવામાં રાષ્ટ્રકૂટ રાજા ધવલની સાથે નાડોલનો રાજા બલિરાજદેવ પણ હતો, એમ ચોહાણ વંશના રાજા ચાચિગદેવના સુધાના વિ. સં. ૧૩૧૯ના શિલાલેખથી ફલિત થાય છે.[2] એટલે મૂળરાજથી આરંભી દુર્લભરાજ સુધીના આ વંશના રાજાઓ સાથે નાડોલના રાજાઓને મૈત્રી સંબંધ રહ્યો હતો, એ નિસંદેહ છે. પણ આ સબંધ ભીમદેવના વખતમાં તૂટ્યો હોય એમ જણાય છે, કારણ કે ઉપર જોઈ ગયા તે સુધાના લેખમાં લખ્યું છે કે "મહેન્દ્રના પુત્ર અણુહિલ્લે તથા પૌત્રે અહિલે ગૂર્જર રાજા ભીમની સેનાને હરાવી."[3] આમ આ લેખમાં અણુહિલ્લ અને અહિલની લડાઈનો જૂદો જૂદો ઉલ્લેખ બતાવેલો છે. પણ અણુહિલ્લ અને અહિલ, એ બે કાકા ભત્રીજાએ એક જ લડાઇમાં ભીમદેવની સેનાને હરાવી હશે, એમ જણાય છે. છતા પણ આ વંશના લેખોમાં કે ગ્રથોમાં ભીમદેવની આ હાર વિષેનું કશુ સૂચન નથી. વળી અણુહિલ્લ પછી નાડોલની ગાદી ઉપર આવનાર બાલપ્રસાદ ભીમદેવનો સામંત હતો, એમ એ જ લેખથી સમજાય છે. એટલે અણુહિલ્લ અને અહિલે ભીમદેવની સેનાને હરાવી હોવાની વાત શંકાસ્પદ બને છે. પછી આ લડાઈ કયારે થઇ એ વિષે એ લેખમાં કશી વિગત આપી નથી.[4]

## નાડોલનો રાજા બાલપ્રસાદ ભીમદેવનો સામંત

નાડોલના રાજા બાલપ્રસાદે ભીમદેવની આધીનતા સ્વીકારી હતી, એમ સુધાના લેખથી સમજાય છે. આ લેખમાં લખ્યું છેઃ "રાજા બાલપ્રસાદે ભીમદેવના ચરણોનું મર્દન કરીને કૃષ્ણદેવને કેદખાનામાંથી છોડાવ્યો."[5] આ કૃષ્ણદેવ કોણ હતો, એ આ લેખમાં કહ્યું નથી,

---

૧ ગુ. પ. રા. ઇ. ભાગ ૧, પાન ૧૯૬

૨ गांभीर्यधैर्यसदन च [व]बलिराजदेवो
यो मुंजराज[व)लभगमचीकरत्तम् । श्लोक. ॥ ७॥

[જુઓ એ. ઇ. ગ્રંથ ૯, પાન ૭૦]

૩ गुर्जराधिपतिभीमभूभुजः सैन्यपुरभजयद्रणेषुयः । श्लोक. ॥ १३ ॥
भीमक्षोणिपतिगजघटा येन भग्ना रणेषु । श्लोक ॥ १४ ॥

[ એપીગ્રાફિયા ઇન્ડિકા, ગ્રંથ ૯, પાન ૭૦ । ]

૪ કદાચ વિમલમંત્રીએ ચંદ્રાવતી ઉપર ચડાઇ કરી ત્યારે નડોલ ઉપર પણ એનું લશ્કર ચડી ગયુ હોય અને તેને અહિલ અણુહિલે હરાવ્યું હોય એ સંભવિત છે. [જુઓ ગુ. મ. રા. ઇ. ભા. ૧ પાન ૧૯૮ ] એવો શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીનો મત છે.

૫ भीमक्ष्माभृच्छरणयुगलीमर्दनं व्याजतो यः
कुर्वन् पीडामतिवलतया मोचयामास कारा–
गाराद्भूमिपतिमति तथा कृष्णदेवाभिधानम् । श्लोक ॥ १८ ॥

(જુઓ એપીગ્રાફિયા ઇન્ડિકા ગ્રંથ ૯, પાના ૭૨]

પણ તે આબુનો પરમાર રાજા કૃષ્ણદેવ બીજો હોવાનો સંભવ છે[૧] કૃષ્ણદેવનો પોતાનો વિ. સ ૧૧૮૭નો લેખ મળ્યો છે અને તેના મોટાભાઇ પૂર્ણપાલનો લેખ વિ સ ૧૧૦૨નો છે[૨] આ જોતા વિ સ ૧૧૦૨ પછીથી ભીમદેવે આબુ ઉપર ચડાઇ કરી, રાજા કૃષ્ણદેવને કેદ કર્યો હશે, અને ઉપર કહ્યું તેમ સામત બાલપ્રસાદે વચ્ચે પડી કૃષ્ણદેવ પાસે ભીમદેવની આધીનતા કબુલ કરાવ્યા બાદ તેને છૂટો કરાવ્યો હશે આમ ભીમદેવે બાલપ્રસાદ અને કૃષ્ણદેવને પોતાના સામત બનાવ્યા, એમાં શકા નથી

## ભીમદેવે બંધાવેલા મદિરો

ભીમદેવે સોમનાથનું પથ્થરનું મદિર બધાવ્યુ હતુ, એમ વિ સવત ૧૨૨૫ની ભાવબૃહસ્પતિમાંની પ્રશસ્તિમા લખ્યુ છે[૩] તેણે અણહિલપુરમા ભીમેશ્વર દેવનું તથા ભટ્ટારિકા, ભરૂઆણીનુ એમ બે મદિરો કરાવ્યા હતા, અને રાણી ઉદયમતીએ ત્યા રાણીની સુદર વાવ બધાવી હતી, એવો ઉલ્લેખ પ્ર ચિં મા મળે છે[૪] મોઢેરાનું ભવ્ય સૂર્યમદિર પણ ભીમદેવના રાજ્યકાલ દરમ્યાન બધાયુ હોવાનું કહેવાય છે[૫] ભીમદેવના મહામાત્ય અને દડપતિ વિમલે "વિ સં ૧૦૮૮મા અર્બુદના શિખર ઉપર આદિનાથનું એક ભવ્ય મદિર બનાવરાવ્યુ હતુ"[૬]

## ભીમદેવની શિવભક્તિ

ભીમદેવ પરમ શિવભક્ત હતો, એમ તેના વિ સં ૧૦૮૬ ના તામ્રપત્રમા ભગવાન ભવાનીપતિને પૂજીને કચ્છમાના મસુર ગામનુ દાન કર્યાનો ઉલ્લેખ મળે છે[૭] વળી સોમનાથનું મદિર તથા ભીમેશ્વરદેવનુ મદિર બધાવ્યુ હોવાનુ ઉપર કહ્યુ છે આ ઉપરથી જણાય છે કે ભીમદેવ પણ પોતાના પૂર્વજોની પેઠે પરમ શિવભક્ત હતો

## ભીમદેવની દાનશીલતા

ભીમદેવના ચાર દાનપત્રો અત્યાર સુધીમા મળ્યા છે વિ સ ૧૦૮૬ નું કચ્છ મડલમા ઘડહિકાના દ્વાદશમા આવેલ મસુરી ગામ ભગવાન ભવાનીપતિને પૂજીને આચાર્ય મગલ શિવના પુત્ર ભટ્ટારક અજયપાલને દાનમા આપ્યાનુ,[૮] વિ સ ૧૦૮૬ નું પોતાના ભોગવટાના પ્રદેશમા આવેલ મુડક ગામની હલવાહ એક ભૂમિ ઉદીચ્ય બ્રાહ્મણ બલભદ્રના દીકરા વાસુદેવને દાનમા આપ્યાનું,[૯] વિ સ ૧૦૯૪ નું વત્સ ગોત્રના બ્રાહ્મણ દામોદરના પુત્ર

---

૧ ભારતકે પ્રાચીન રાજવંશ, ભાગ ૧, પાન, ૨૯૯

૨ એજન, પાન ૭૪

૩ જુઓ પાછળ પાન ૩૮ તથા ટિપ્પણ ૪

૪ પ્ર ચિં ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી, પાન ૧૧૨

૫ સૂર્યમદિરના ખડેરના ગર્ભગૃહના અદરના ભાગમા પાછળી ભીંતના એક પથ્થર ઉપર "સ ૧૦૮૩" એ અક્ષરો સ્પષ્ટ વચાય છે આથી નક્કી થાય છે કે આ સૂર્યમદિર ભીમદેવના રાજ્યકાળમા બધાયું હોવુ જોઇએ

૬ श्री विक्रमादित्यनृपाद् व्यतीतेऽष्टाशीति याते शरदा सहस्रे ।
श्री आदिदेवशिखरेऽर्बुदस्य निवेशि[ति]त श्रीवि[म]लेन वन्दे ॥ ११ ॥
[ જુઓ પ્રાચીન જૈન લેખ સગ્રહ ભાગ ૧લો, લેખાક ૧૩૨]

૭ ગુ ઐ લે લેખો ભાગ ૨ જો, લેખાક ૧૩૯

૮ એજન

૯ એજન, લેખાક ૧૪૦

ગોવિંદને કચ્છ દેશમાં સહસાઆણા ગામમાં એક હલવાહ ભૂમિ દાનમાં આપ્યાનું[1] અને વિ. સં. ૧૧૨૦નું ધાણદાહાર પથકમાં વરણાવાડ ગામની ત્રણ હળ જમીન જાનક નામના મોઢ બ્રાહ્મણને દાનમાં આપ્યાનું,[2] એ રીતે ચાર દાનપત્રો મળેલાં છે. આ ઉપરથી જણાય છે કે ભીમદેવની દાનશીલતા ઘણી પ્રબળ હતી.

## ભીમદેવનો મહામાત્ય વિમલ

ભીમદેવનો મહામાત્ય વિમલ હતો, વળી તે આબુનો દંડપતિ પણ હતો, એમ વિમલવસહીના લેખમાં કહ્યું છે.[3] આ વિમલ મંત્રી વિષે પ્રબંધોમાં ઘણી વાતો મળે છે. દાખલા તરીકે વિમલ મંત્રીએ બાર પાદશાહો ઉપર વિજય મેળવીને તેમની પાસેથી બાર છત્રો લીધાં હતાં. ઠઠ્ઠાના બ્રાહ્મણ રાજાને હરાવી, કેદ કર્યો હતો. ભીમદેવથી રીસાઇને તે ચંદ્રાવતી ચાલ્યો ગયો હતો, અને ભીમદેવે તેને છત્રચામરાદિ રાજચિહ્નો આપી મનાવ્યો હતો, ઇત્યાદિ દંતકથાઓ મળે છે. પણ એ દંતકથાઓનો મોટો ભાગ કલ્પિત છે.[4] ખરી રીતે વિમલ મંત્રી ભીમદેવથી રિસાઇને નહીં, પણ ઉપર કહ્યું તેમ ભીમદેવનો દંડનાયક થઈને ચંદ્રાવતી ગયો હતો. આ વિમલ મૂલરાજના મંત્રી વીર મહત્તમનો પુત્ર હતો.

## ભીમદેવનું સાંધિવિગ્રહક આદિ અધિકારીમંડળ

ભીમદેવના મંત્રીમંડળમાં સાંધિવિગ્રહક આદિ અધિકારીઓ રહેતા હતા, એમ એન દાનપત્રોથી સમજાય છે. વિ. સ. ૧૦૮૬ ના બેય દાનપત્રોના દૂતક તરીકે સાંધિવિગ્રહક ચંડ શર્માનું અને લેખક તરીકે કાંચનના પુત્ર વટેશ્વરનું નામ મળે છે.[5] વિ. સં. ૧૦૯૩ ના દાનપત્રનો દૂતક તથા લેખક ઉપર પ્રમાણે જ છે. વિ. સં. ૧૧૨૦ના દાનપત્રનો દૂતક મહાસાંધિવિગ્રહક ભોગાદિત્ય અને લેખક વટેશ્વરનો પુત્ર કૈક્કાક છે.[6] ડામર કે દામોદર ભીમદેવનો સાંધિવિગ્રહક હતો, એમ પ્રબંધોમાં કહ્યું છે.[7] આ દામોદર માળવાની લડાઇમાં ભીમદેવની સાથે હતો તથા ચેદીના રાજા કર્ણ પાસેથી ભીમદેવને ધારાની લૂંટનો ભાગ અપાવનાર પણ આ જ દામોદર હતો, એવું પ્ર. ચિ. આ આધારે ઉપર નોંધ્યું છે. પછી દૂતક અને લેખક તરીકેના અધિકારો વંશપરંપરાગત મળતા હતા, એમ ઉપર જોઇ ગયા તે કાંચનના પુત્ર વટેશ્વરના ઉલ્લેખથી સમજાય છે. કારણ કે મૂળરાજના વિ. સં. ૧૦૪૩ અને ૧૦૫૧નાં દાનપત્રોનો લેખક કાંચનનો પુત્ર વટેશ્વર હતો.

---

૧ ઇન્ડિયન એન્ટીકવરી ગ્રંથ ૧૮, પાન ૧૯૩થી ૧૯૪

૨ એપીગ્રાફિયા ઇન્ડિકા, ગ્રંથ ૨૧, ભાગ ૪, પાન ૧૭૧

૩ कृतोर्बुदे दंडपतिः सतां प्रिय. । श्लोक ॥ ८ ॥ [ જુઓ પ્રાચીન જૈન લેખ સંગ્રહ, ભાગ ૧ લેખાંક ૧૩૨ ઉપર વિ. સં. ૧૩૭૮નો વિમલવસતિનો લેખ ]

૪ જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ. શ્રી. મો. દ. દેસાઇકૃત. ટિપ્પણ ૨૨૪, ૨૨૫, ૨૨૬ અને ૨૩૧. ભાવનગરની સાતમી સાહિત્યપરિષદનો રિપોર્ટ, જૈન વિભાગ, પાન ૬૪થી ૬૫, રત્નમંદિરગણિનો ભોજપ્રબંધ તથા બુ. પ્ર. પુસ્તક ૭૬ અંક ૧માં "વિમલપ્રબંધ અને વિમલશાહ" એ નામનો શ્રી. ગૌ. હી. ઓઝાજીનો મનનીય લેખ, પાન ૧થી ૧૨

૫ ગુ. એ. ઉ. લેખો, ભાગ રજો, લેખાંક ૧૩૯, ૧૪૦

૬ એપીગ્રાફિયા ઇન્ડિકા, ગ્રંથ ૨૧ ભાગ ૪, પાન ૧૭૧

૭ પ્ર. ચિં. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પાન ૭૧. ઉપર "ડામર નામના સાંધિવિગ્રહકને કહ્યું," એ રીતે ઉલ્લેખ મળે છે અને દ્વયાશ્રય કાવ્ય સર્ગ ૯, શ્લોક ૨૬ ઉપર "દામોદર" નામ મળે છે. વસ્તુતઃ ડામર અને દામોદર એ એક જ વ્યક્તિનાં નામો છે, એમાં શંકા નથી.

## ભીમદેવનો પુરોહિત સોમ

ભીમદેવના મન્ત્રીમંડળમાં પુરોહિત સોમ પણ હતો, એમ જણાય છે આ સોમ તે દુર્લભરાજના પુરોહિત મુંજનો પુત્ર હતો, એમ સોમેશ્વર કહે છે[1] આ સોમ સંબંધી આથી વધારે વિગત મળતી નથી

## ભીમદેવનું કુટુંબ

ભીમદેવના કુટુંબમાં ભીમદેવની રાણીનું નામ ઉદયમતી હતું અને આ ઉદયમતીથી ભીમદેવને કર્ણ નામે પુત્ર થયો હતો, એમ પ્રબંધોમાં કહ્યું છે[2] આ ઉપરાંત ચૌલા દેવી[3] નામની એક વેશ્યાને ભીમદેવે પોતાના અંતઃપુરમાં બેસારી હતી, જેનાથી એને હરિપાલ નામે પુત્ર થયો, એવું પ્ર ચિં માં લખ્યું છે[4] જયસિંહસૂરિના કુમારપાલચરિતમાં "ભીમદેવને બે રાણીઓ હતી અને બંનેને એકેક પુત્ર હતો, જેમાં મોટા પુત્રનું નામ ક્ષેમરાજ હતું આ ક્ષેમરાજને દેવપ્રસાદ નામે પુત્ર થયો," એવો ઉલ્લેખ મળે છે[5] ચારિત્રસુંદરગણિ કહે છે "ભીમદેવને જયતી નામની પત્ની હતી અને પછી કામલતા નામની વેશ્યામાં તેને આસક્તિ થઈ આ કામલતાનો પુત્ર તે ક્ષેમરાજ "[6] આમ ભીમદેવની રાણીઓ સંબંધી જૂદા જૂદા ઉલ્લેખ મળે છે ખરા પણ એમાં પ્ર ચિં કારની અને ચારિત્રસુંદરગણિની વાત માનવા જેવી નથી લાગતી કારણ કે આ વંશના લેખોથી એ વાતને બીલકુલ પુષ્ટિ મળતી નથી વળી કુમારપાલના સમયના ચિતોડના કિલ્લા પરના શિલાલેખમાં ભીમદેવના પુત્રનું નામ ક્ષેમરાજ હોવાનું લખ્યું છે[7] આ ઉપરથી પ્ર ચિં માં આપેલું હરિપાલ નામ પણ સાચું નથી પછી ભીમદેવના ત્રીજા કુંવર મૂળરાજ સંબંધી પ્ર ચિં માં એક દંતકથા આપી છે તેમાં લખ્યું છે " એક વખત ગૂર્જર દેશમાં વરસાદની તાણ પડવાથી ખેડૂતો રાજયને આપવાનો ભાગ આપી શક્યા નહીં, એટલે રાજ્યનો ભાગ ઉઘરાવવા માટે રાજા તરફથી રોકાએલાં માણસોએ ખેડૂતોને પાટણમાં લઈ આવીને રાજા પાસે રજુ કર્યાં પછી એક દિવસ સવારમાં જે સ્થળે રાજભાગ ન આપી શકવા માટે ખેડુતોને કનડવામાં આવતા હતા ત્યાં કુંવર મૂળરાજ ફરતો ફરતો જઇ ચડ્યો અને ખેડૂતોની સ્થિતિ

---

૧ સુરથોત્સવ, સર્ગ ૧૫, શ્લોક ૧૫થી ૧૯

૨ દ્વયાશ્રય કાવ્ય, સર્ગ ૯, શ્લોક ૭૧ [પ્ર ચિં ગુ ભા શ્રી દુ કે. શાસ્ત્રી, પાન ૧૧૫]

૩ પ્ર ચિં ની અમુક પ્રતમાં "ચઉલા" અને અમુકમાં "બકુલાદેવી" નામ મળે છે જિનમંડન ગણિએ આ વેશ્યાનું નામ "બકુલાદેવી" આપ્યું છે [જુઓ પ્ર ચિં ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી, પાને ૧૬૩, ટિ ૨]

૪ પ્ર ચિં ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી, પાન ૧૬૩

૫ श्रीभीमदेवस्य पुत्रौ द्वावभूतां भिन्नमातृकौ ॥

क्षेमराजस्तयोराद्य यर्ण कर्ण इवापर ॥ ३५ ॥

तनूज क्षेमराजस्य राजमानमहोदय ।

देवप्रसाद इत्यासीद्देवसेवकप्रिय ॥ ३७ ॥

[ જુઓ કુ ચ સર્ગ ૧ ]

૬ જુઓ કુમારપાલચરિત, સર્ગ ૧, શ્લોક ૨૭થી ૩૩

૭ पूर्वं श्रीभीमदेवस्य क्षेमराजसुतोऽभवत् ।

[ જુઓ પ્રસ્થાન, પુસ્તક ૯, અંક ૩, પાન ૧૭૩ ]

જોઇને પોતાના પાસવાનો પાસેથી તેણે આખી વાત જાણી લીધી. પછી ખેડૂતો ઉપર દયા આવવાથી જેની આંખમાં આંસું આવી ગયાં છે, એવા મૂળરાજ કુંવરે ઘોડો ફેરવવાની કળાથી ભીમદેવને ખુશી કરીને, વરદાનમાં એ કણબીઓ પાસેનો રાજભાગ છોડી દેવાનું માગ્યું. આ સાંભળી જેને હર્ષાશ્રુ આવી ગયાં છે, એવા રાજાએ કુંવરની માગણી કબુલ રાખી, રાજભાગ છોડી દીધો. પછી બીજે વરસે વરસાદ સારો થતાં એ ખેડુતો આગલા વર્ષનો પણ રાજભાગ આપવા આવ્યા, પણ રાજાએ રાખ્યો નહીં. આગલે વર્ષે રાજભાગની કનડગતમાંથી ખેડૂતોને જે દિવસે છોડાવ્યા તે પછી ત્રીજે દિવસે મૂલરાજ તેઓની સંતોપદષ્ટિ[નજર]ની અસરથી મરી ગયો હોવાથી તેના કલ્યાણ માટે ખેડૂતોએ આપવા આણેલા રાજભાગમાં રાજ્યકોષમાંથી દ્રવ્ય ઉમેરી, શ્રી ભીમે નવો ત્રિપુરૂષપ્રાસાદ[૧] કરાવ્યો.

## ભીમદેવનાં તામ્રપત્રો

ભીમદેવના સમયનો એકે શિલાલેખ મળ્યો નથી. પણ વિ. સં. ૧૦૮૬ના કાર્તિક, સુદ ૧૫, વિ. સં. ૧૦૮૬ના વૈશાખ સુદ, ૧૫, વિ. સં. ૧૦૯૩, અને વિ. સં. ૧૧૨૦ના પોષ સુદ ૧૫, એ રીતે ચાર દાનપત્રો મળેલાં પ્રસિદ્ધ થયાં છે. આ દાનપત્રોમાં ધોરણ પ્રમાણે શ્રી ભીમદેવની સહી છે.

## ભીમદેવની યોગ્યતા

ભીમદેવ વ્યભિચારનો અપરાધ માફ કરતો નહીં તથા તે ચોરોને યુક્તિથી પકડીને શિક્ષા કરતો. આથી તેના રાજ્યમાં ચોરીઓ ઓછી થતી હતી. વળી તે પ્રાણી માત્રની રક્ષા કરતો હતો; તેથી વનનાં હિંસક પ્રાણીઓથી પણ કોઈનો જીવ લઇ શકાતો નહીં. તેના શત્રુઓનો અસ્ત થયો હતો તેથી તેની કીર્તિની સુવાસ સારી પેઠે પ્રસરી હતી. દૂર દેશના લોકો પણ તેને સારી પેઠે ઓળખતા હતા. કવિઓએ માગધી ભાષામાં એના પરાક્રમનાં વખાણની કવિતા કરી હતી, ઇત્યાદિ વર્ણન શ્રીહેમચંદ્રે કર્યું છે.[૨] જો કે આ વર્ણનમાં કવિની કેટલીક અતિશયોક્તિ હશે, પણ ભીમદેવ ચારિત્ર્યવાન, પરાક્રમી અને દાની રાજા હતો, એ નિ:સંદેહ છે.

## ભીમદેવનાં બિરૂદો

ભીમદેવનાં પરમભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર, ઇત્યાદિ બિરૂદો છે, એમ આ વંશના લેખોથી ફલિત થાય છે.[૩] ભીમદેવના પોતાના લેખોમાં "મહારાજાધિરાજ શ્રી ભીમદેવ" એટલું જ લખાયેલું છે. પણ એ ખાસ સ્વતંત્રતાસૂચક બિરૂદ છે, એટલે એ વિષે શંકા કરવાનું કારણ નથી.

## ભીમદેવના રાજ્યનો વિસ્તાર

મૂળરાજ પહેલાએ સ્થાપેલા રાજ્યનો વિસ્તાર વધારવાના કાર્યમાં ચામુંડરાજને તથા દુર્લભરાજને નિષ્ફળતા મળી હતી. પણ ભીમદેવે એ કાર્ય પાર પાડ્યું. તેણે મૂળરાજના વખતમાં તાબે આવેલો આબુનો પ્રદેશ પોતાના કબજામાં રાખ્યો, એટલું જ નહીં પણ

૧ મૂળરાજ પહેલાએ ત્રિપુરૂષપ્રાસાદ બંધાવ્યો, એમ પ્ર. ચિં.કાર એક વખત કહે છે, અને બીજી વખત મૂળરાજ કુંવરના કલ્યાણ માટે ત્રિપુરૂષપ્રાસાદ બંધાવ્યો હોવાનું કહે છે. મૂળરાજ નામના મળતાપણાથી દંતકથામાં ગડબડ થઈ જણાય છે, એવો શ્રી. દુ. કે. શાસ્ત્રીના મતની પેઠે મારો પણ મત છે.

૧૧૮ રાસમાળા ભા. ૧, ગુ. ભા. દ્વિતીય આવૃત્તિ પા. ૧૨૧ ઉપર દ્વયાશ્રયમાંથી ઉતારેલું અવતરણ.

૧૧૯ ભીમદેવ બીજાનું વિ. સં. ૧૨૬૬નું દાનપત્ર. [ગુ. ઐ. ઉ. લેખો ભાગ ૨જો, લેખાંક ૧૬૨]

નાડોલના રાજા બાલપ્રસાદને સામત બનાવ્યો, તથા માળવાના રાજા ભોજ સાથે વારવાર લડીને પૂર્વ તરફની પોતાના રાજ્યની હદ વધારી તથા દિલ્હીના રાજાને સાથ આપી, પોતાના રાજ્ય ઉપર આવતા મુસ્લીમ હલ્લાના ભયને ટાળ્યો, એ મોટુ કામ કર્યું

## ભીમદેવનું મરણ . વિ સ ૧૧૨૦

ભીમદેવે વૃદ્ધાવસ્થામા પોતાના પૂર્વજોની માફક તપશ્ચર્યા કરવાની ઇચ્છાથી પોતાના મોટા કુવર ક્ષેમરાજને રાજ્ય આપવાનુ કહ્યુ પરતુ ક્ષેમરાજે રાજ્ય લેવાની ના પાડી, એટલે ભીમદેવે તથા ક્ષેમરાજે મળી કર્ણદેવને રાજ્યસિંહાસન ઉપર બેસાર્યો, અને તે પછી ભીમદેવ સ્વર્ગમા ગયો, એમ શ્રીહેમચદ્ર કહે છે [1] અને પ્ર ચિં મા ભીમદેવે સ ૧૦૭૮થી ૪૨ વર્ષ સુધી રાજ્ય કર્યું હોવાનુ લખ્યુ છે [2] એટલે ભીમદેવનુ મરણ વિ સ ૧૧૨૦મા થયુ હશે, એમ જણાય છે પછી ભીમદેવના સ્વર્ગવાસથી દુ ખ થતા ક્ષેમરાજ પણ સરસ્વતી પાસે તીર્થમા તપ કરવા ગયો, એવુ દ્વયાશ્રયમા લખ્યુ છે,[3] એ સભવિત માનવામા વાધો નથી

# કર્ણદેવ પહેલો

## કર્ણદેવના રાજ્યાભિષેકની તારીખ

ભીમદેવ પછી કર્ણદેવ ગાદી ઉપર આવ્યો હોવાનુ આ વશના લેખોથી ફલિત થાય છે અને કર્ણદેવનો રાજ્યાભિષેક કર્યા પછી ભીમદેવ તપ કરવા ગયો હતો, એ ઉપર કહ્યુ છે, એટલે ભીમદેવ પછી કર્ણદેવ ગાદી ઉપર બેઠો, એ વાતમા શકા નથી પણ ક્ષેમરાજ મોટો કુવર હોવા છતા ભીમદેવે કર્ણદેવનો રાજ્યમા અભિષેક કર્યો, એના કારણમા ક્ષેમરાજની માતા વેશ્યા હતી, જેથી ભીમદેવે તેને નાલાયક ઠરાવ્યો હતો, એવુ પ્ર ચિં મા લખ્યુ છે [4] પરતુ એથી ઉલટુ ક્ષેમરાજે રાજ્ય લેવાની ના પાડી અને તપ કરવાનુ પસદ કર્યું તેથી ભીમદેવે અને ક્ષેમરાજે મળી કર્ણદેવને રાજ્યસિંહાસન પર બેસાર્યો, એમ શ્રીહેમચદ્રે કહ્યુ છે [5] અને "દશરથની માફક ભીમદેવ પણ કર્ણદેવની માતા સાથે કર્ણદેવને રાજ્ય આપવા વચનબદ્ધ થઇ ચૂકયો હતો તેથી જ ભીમદેવે કર્ણદેવનો રાજ્યમા અભિષેક કર્યો,"[6] એમ જયસિંહસૂરિ કહે છે આ ઉપરથી જણાય છે કે ક્ષેમરાજની માતા વેશ્યા હોવાની પ્ર ચિં-કારની વાત બહુ વિશ્વસનીય નથી " પછી સ ૧૧૨૦ના વર્ષમા મહાશૃગારી કર્ણનો રાજ્યાભિષેક થયો," એમ પ્ર ચિં[7]મા કહ્યુ છે અને "ક્ષેમરાજ સરસ્વતી પાસે તીર્થમા તપ

---

૧ દ્વયાશ્રય કાવ્ય, સર્ગ ૯, શ્લોક ૭૩થી ૭૫

૨ પ્ર ચિં ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી, પાન ૧૧૨

૩ દ્વયાશ્રય કાવ્ય, સર્ગ ૯, શ્લોક ૭૫થી ૭૬

૪ પ્ર ચિં ગુ ભા, શ્રી દુ કે શાસ્ત્રી, પાન ૧૬૩

૫ દ્વયાશ્રય કાવ્ય, સર્ગ ૯, શ્લોક ૭૩થી ૭૪

૬ पिता दशरथेनेव तन्मात्रे प्राक्प्रतिश्रुतम् ।
क्षेमराजौ ददौ राज्य कण आत्मीयनाथवे ॥ २६ ॥

[ જુઓ કુ ચ સર્ગ ૧ ]

૧૨૬ પ્ર ચિ ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી, પાન ૧૧૨

કરવા ગયો હતો તેની સેવા માટે કર્ણદેવે તેના પુત્ર દેવપ્રસાદને દધિસ્થલી આપ્યું," એમ શ્રીહેમચંદ્ર કહે છે.[1] કર્ણદેવને માળવાના રાજાએ હરાવ્યો, જે અસંભવિત માનવા કારણ નથી.

કર્ણદેવને માળવાના રાજાએ હરાવ્યો હોવાનો ઉલ્લેખ આ વંશના લેખોમાં કે ગ્રંથોમાં નથી મળતો. પણ કાશ્મિરી કવિ જયાનકકૃત પૃથ્વીરાજવિજય મહાકાવ્યમાં એ વિષે ઉલ્લેખ મળે છે. તેમાં લખ્યું છેઃ "સાંભરના ચૌહાણ રાજા દુર્લભરાજના નાના ભાઇ વિગ્રહરાજની સહાયતાથી માળવાના રાજા ઉદયાદિત્યે પોતાની ઉન્નતિ પ્રાપ્ત કરીને તથા વિગ્રહરાજના આપેલા વિદ્યુતગતિવાળા ઘોડા ઉપર બેસીને યુદ્ધમાં ગૂર્જર રાજા કર્ણદેવ ઉપર વિજય મેળવ્યો"[2] વળી દક્ષિણના ચાલુક્ય રાજા વિક્રમાદિત્ય છઠ્ઠાએ ઉદયાદિત્યને ધારાની ગાદી પાછી મેળવવામાં મદદ કરી હતી, એમ વિક્રમાંકદેવચરિતમાં લખ્યું છે.[3] જો કે એમાં માળવાના રાજા ઉદયાદિત્યનું નામ નથી આપ્યું. પછી હમીર મહાકાવ્યમાં ચૌહાણ રાજા દુઃશલે કર્ણદેવને મારી નાંખ્યો અને તેની રાજલક્ષ્મીને પોતે પરણ્યો,"[4] હોવાનું કહ્યું છે. પણ આમાં માળવાના રાજા ઉદયાદિત્યની વાત જ નથી, અને સાંભરના રાજા સાથે કર્ણદેવને લડાઈ થઈ હોવાનું આ વંશના લેખોમાં કે ગ્રંથોમાં કશું સૂચન નથી. વળી દુઃશલ અને કર્ણદેવ સમકાલીન રાજા હોવાનો પણ સંભવ નથી. આ સ્થિતિમાં હમીર મહાકાવ્યના કર્તાનું એ કથન બિલકુલ અસત્ય ઠરે છે. પછી "માળવાના રાજાને હરાવી, કર્ણદેવ નીલકંઠની મૂર્તિ લઈ આવ્યો" હોવાનું સુકૃત સંકીર્તનમાં કહ્યું છે.[5] પણ એ ભૂલ હોય એમ જણાય છે. કારણ કે ચેદીના રાજા કર્ણના કહેવાથી ભીમદેવે માળવા ઉપર ચડાઈ કરી હતીઃ એમાં ભોજ મરણ પામતાં રાજા કર્ણે ધારાનગરીને લૂંટી તથા માળવાનો થોડો ભાગ પોતાના કબજે લીધો હતો એ વખતે ભીમદેવને નીલકંઠની મૂર્તિ લઈને સંતોષ માનવો પડયો હતો, એમ

---

૧ દ્વયાશ્રય કાવ્ય સર્ગ ૯, શ્લોક ૭૬ થી ૭૭. પછી ક્ષેમરાજ જ્યા તપ કરવા ગયો તે તીર્થસ્થાન એટલે દધિસ્થલિ (દેથલી) પાસેની મંડુકેશ્વરની જગ્યા, એમ શ્રીહેમચન્દ્રના ટીકાકાર કહે છે. વિ. સં. ૧૩૧૦.

૨ तस्या विग्रहराजेन भोगीन्द्रेणानुजन्मना ।
शेषेण च महीभारं त्याजितः पृथ्वीव्रतः ॥ ७१ ॥
मालवेनोदयादित्ये नास्मादेवाप्यतोन्नतिः ।
मन्दाकिनिह्रदादेव लेभे पुरणमब्धिना ॥ ७६ ॥
सारंङ्गाख्यं तुरङ्गमददौ यस्मै मनोजवम् ॥ ७७ ॥
जिगाय गुर्जरं कर्ण तमश्वं प्राप्य मालवः ॥ ७८ ॥

[જુઓ. પૃ. વિ. સર્ગ ૫]

૩ समालवेन्दु शरणं प्रविष्ट–
मकण्टके स्थापयति स्म राज्ये । શ્લોક ॥ ६७ ॥

[જુઓ વિ. દે. ચ. સર્ગ ૩]

૪ જુઓ હમ્મીર મહાકાવ્ય, સર્ગ ૨ શ્લોક ૩૧. પણ આમાં દુર્લભ અને દુઃશલ એ બે એક જ રાજાનાં નામ હોવા છતાં બેયને જૂદા ગણવાની અને દુર્લભ પછી દુઃશલને ગાદી ઉપર બેસારવાની ભૂલ કરી છે, [જુઓ. ગુ. મ. રા. ઇ. ભાગ ૧, પાન ૨૦૫] એવા શ્રી. દુ. કે. શાસ્ત્રીના મતની પઠે મારો પણ મત છે.

૫ ૧૩૧ जित्वा वलैर्मालवभूमिपाल–
मानीतवान् यः नीलकण्ठम् ॥ શ્લોક ॥ २३ ॥

[જુઓ. સુ. સં. કી. સર્ગ ૨]

પ્ર. ચિં ના આધારે ઉપર નોંધ્યુ છે એટલે માળવામાંથી નીલકંઠની મૂર્તિ લાવ્યાનો યશ ભીમદેવને ફાળે જાય છે વળી "માળવાના રાજાના પુરોહિતે માળવાની ભૂમિને ચૌલુક્ય લશ્કરથી ઘેરાઈ ગયેલી જોઈને તેના નાશ માટે એક કૃત્યા ઉત્પન્ન કરી, પણ ચૌલુક્યોના પુરોહિત શ્રી આમ શર્માના મંત્રબળથી પાછી ફરેલી એ કૃત્યાએ માળવાના પુરોહિતને જ મારી નાખ્યો"[1] આમ આ વંશવિષયક લખાયેલ પ્રબંધોમાં કર્ણદેવની માળવા સાથેની લડાઈનો ઉલ્લેખ મળે છે ખરો, પણ એમાં કર્ણદેવનો વિજય થયો હોય, એવું દેખાતું નથી, ઉલટું પૃથ્વીરાજ વિજયના આધારે આ લડાઈમાં કર્ણદેવની હાર થઈ હોય, એમ જણાય છે પછી નાડોલના રાજાએ માળવાના રાજાને મદદ કરી હશે, એમ સુધાના લેખમાં "પૃથ્વીપાલે ગૂર્જરપતિ કર્ણના સૈન્યને હરાવ્યું હતું,"[2] એવું લખેલું છે એ ઉપરથી માનવા કારણ મળે છે જો કે પૃથ્વીપાલ એ વખતે નાડોલની ગાદી ઉપર હોવાનો સંભવ નથી એટલે એ મદદ તેણે પોતાની યુવરાજ અવસ્થામાં કરી હશે, એમ માનવું યોગ્ય દેખાય છે આ પૃથ્વીપાલના પિતા જેન્દ્રરાજના સમયનો વિ સં ૧૧૩૨નો લેખ મળ્યો છે[3] આ જોતા વિ સં ૧૧૩૨ પછી પૃથ્વીપાલ નાડોલની ગાદી ઉપર બેઠો હોવો જોઈએ, અને માળવાના રાજા ઉદયાદિત્યના હાથે કર્ણદેવની હારનો પ્રસંગ પણ વિ સં ૧૧૨૦થી ૧૧૩૨ સુધીના ગાળામાં બન્યો હોવો જોઈએ

## કર્ણદેવે નાડોલના રાજા યોજકને તાબે કર્યો

કર્ણદેવની પહેલાં ભીમદેવના વખતમાં નાડોલના રાજા બાલપ્રસાદે ભીમદેવનું સામંતપદ કબુલ કર્યું હતું[4] છતા આ વખતે માળવા સાથેના યુદ્ધમાં કર્ણદેવની સામે પૃથ્વીપાલે શા માટે યુદ્ધ કર્યું, એ સમજાતું નથી, પણ પછી પૃથ્વીપાલના ઉત્તરાધિકારી યોજક પાસે કર્ણદેવે પોતાનું સામંતપદ કબુલ કરાવ્યું હોય, એમ સુધાના લેખમાં 'યોજક પોતાની શક્તિથી શ્વેતછત્ર સાથે અણહિલપુરમાં રમતો હતો,"[5] એવું કહેલું છે, એ ઉપરથી જણાય છે પછી આ યોજકના વિ. સં ૧૧૪૭ના બે લેખો મળ્યા છે[6] અને કર્ણદેવનો રાજ્યકાળ

---

૧ धाराधीशपुरोधसा निजनृपक्षोणीं विलोक्याखिला
चौलुक्याङ्कुलिता तदत्ययकृते कृत्या विनिर्मापिता ।
मन्त्रैर्यस्य तपस्यत प्रतिहता तत्रैव स मान्त्रिक
सा सहन्य तदिङ्गना तदस्मित क्षिप्र प्रयाता क्वचित् । श्लोक ॥ २० ॥
[ જુઓ સુરથોત્સવ કાવ્ય પ્રશસ્તિ ]

૨ पृथ्वीपाल इति प्रभु क्षितिपतिस्तस्यांगजन्माभवत् ।
प्रत्यक्षशोधनिधि स गूर्जरपते कर्णस्य सैन्यापह । श्लोक ॥ २२ ॥
[ જુઓ એપિગ્રાફિયા ઇન્ડિકા ગ્રંથ ૯, પાન ૭૬ ]

૩ ભારતકે પ્રાચીન રાજવંશ, ભાગ ૧, પાન ૨૯૦

૪ જુઓ પાછળ, પાન ૨૪

૫ धीनोऽस्के भूपतिरस्य यःपूर्वेवैरगौणप्रबलप्रतापः ।
श्वेतातपत्रेण विराजमान नरस्यागदिहृष्णपुरेपि रेमे ॥
[ જુઓ એપીગ્રાફિયા ઇન્ડિકા ગ્રંથ ૯, પાન ૭૬ શ્લોક ૨૪ ]

૬ ભારતકે પ્રાચીન રાજવંશ ભા ૧, પાન ૨૯૧

વિ. સં. ૧૧૫૦માં પૂરો થાય છે. એટલે વિ. સં. ૧૧૪૭ પહેલાં યોજક પાસે કર્ણદેવે પોતાનું સામંતપદ કબુલ કરાવ્યું હોવું જોઈએ.

## કર્ણદેવનો લાટ દેશ ઉપર વિજય

કર્ણદેવે લાટ દેશ ઉપર વિજય મેળવ્યો હતો, એમ કર્ણદેવના પોતાના વિ. સં. ૧૧૩૧ના નવસારીના દાનપત્રથી સમજાય છે. આ દાનપત્રમાં લખ્યું છે કે "પરમભટ્ટારક મહારાજાધિરાજ કર્ણદેવના વિજયી રાજ્યમાં મહામંડળેશ્વર દુર્લભરાજે લાટદેશના નાગસારિકા વિષયમાં આવેલા નડોદષટ્ટકમાંનું ધમડાછા ગામ દાનમાં આપ્યું."[1] આ ઉપરથી ચોક્કસ જણાય છે કે કર્ણદેવે લાટ દેશને તાબે કર્યો હતો, એટલું જ નહીં પણ લાટ દેશની વ્યવસ્થા માટે તેણે દુર્લભરાજની મહામંડળેશ્વર તરીકે નિમણુંક કરી હતી. આ દુર્લભરાજ ચાલુક્ય વંશના રાજા ગાંગેયનો પૌત્ર અને ચન્દ્રરાજનો પુત્ર હતો, એમ દુર્લભરાજના પોતાના શક સંવત્ ૯૯૬ના[2] દાનપત્રથી ફલિત થાય છે. પછી કર્ણદેવે આ વિજય ક્યારે કર્યો એ વિષે કશી સ્પષ્ટતા નથી, પણ કર્ણદેવના ઉપરના દાનપત્રમાં "વિજયમાન નાગસારિકા વિષય" એવો ઉલ્લેખ છે. એ જોતાં વિ. સં. ૧૧૩૧ પહેલાં કર્ણદેવે લાટ દેશ ઉપર વિજય મેળવ્યો હોવો જોઈએ. કર્ણદેવની પહેલાં મૂળરાજથી લાટ દેશ જિતી શકાયો ન હતો, અને દુર્લભરાજનો પ્રયત્ન નિષ્ફળ ગયો હતો. એટલે લાટ દેશને તાબે કરી પોતાના રાજ્યનો એક ભાગ બનાવી દેવાનું મહાકાર્ય કર્ણદેવે કર્યું.

## કર્ણદેવની રાણી મયણલ્લા

કર્ણદેવની રાણી મયણલ્લા હતી. આ મયણલ્લા સાથેનાં કર્ણદેવનાં લગ્નની વાત પ્ર. ચિં.માં મળે છે. તેમાં લખ્યું છે કે "મયણલ્લાને પોતાના પૂર્વ જન્મનું સ્મરણ થતાં ગૂર્જર રાજા કર્ણદેવને પરણવા અણહિલપુર આવી; પણ કદરૂપી હોવાથી કર્ણદેવે તેને પરણવા ના પાડી. છતાં પોતે કર્ણદેવને નહીં પરણી શકે તો બળી મરવાની આકરી પ્રતિજ્ઞા લીધી. આ પ્રતિજ્ઞા જાણી, કર્ણદેવે તેની સાથે પાણીગ્રહણ કર્યું."[3] પરન્તુ પ્ર. ચિં. પહેલાં લખાએલ દ્વયાશ્રયમાં મયણલ્લાના પૂર્વ જન્મની વાતનું કશું સૂચન નથી. તેમ મયણલ્લા કદરૂપી ન હતી, પણ રૂપાળી હતી, તથા કર્ણદેવનું ચિત્ર જોઈને કર્ણદેવને પરણી હતી, વગેરે વર્ણન દ્વયાશ્રયમાં[4] મળે છે. આ ઉપરથી જણાય છે કે મયણલ્લાના પૂર્વજન્મની અસંભવિત વાત માનવા જેવી નથી. પછી મયણલ્લા કર્ણાટકના રાજા જયકેશીની પુત્રી હતી, એમ પ્ર. ચિં.માં કહ્યું છે.[5] અને આ જયકેશી ચન્દ્રપુરનો રાજા હતો, એમ દ્વયાશ્રયમાં[6] લખ્યું છે. પણ આ બેય ગ્રંથકર્તાઓનું

---

૧ સુરતની પાચમી સાહિત્યપરિષદનો રિપોર્ટ, પાન ૩૯ તથા ગુ. ઐ. લે. લેખો ભાગ ૨જો, લેખાંક ૧૪૧–૧૪૨

૨ આ શક સ. ૯૯૬ અને વિ. સં. ૧૧૩૧નાં બે દાનપત્રો એક જ ગામનાં અને એક જ બ્રાહ્મણને આપેલા છે. માત્ર બેઉના લખી આપનાર જૂદા જૂદા છે. પહેલો દુર્લભરાજનો લખેલો છે, જેમાં દક્ષિણની પદ્ધતિ મુજબ શકસંવત વપરાયો છે, અને બીજો કર્ણદેવનો લખેલો છે, જેમાં એ વંશના ધોરણ મુજબ વિક્રમ સવત્ આપેલો છે. આમ હોવાથી દાનપત્રોના ખરાપણા વિષે શંકા કરવાનું કારણ નથી.

૩ પ્ર. ચિં. ગુ. ભા., શ્રી. દુ. કે. શાસ્ત્રી પાન ૧૧૦થી ૧૧૪નો સારાંશ.

૪ દ્વયાશ્રય કાવ્ય, સર્ગ ૯, શ્લોક ૮૯થી ૧૭૦નો સારાંશ.

૫ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પાન ૧૧૨

૬ દ્વયાશ્રય કાવ્ય, સર્ગ ૯, શ્લોક ૯૯થી ૧૦૦ તથા ૧૫૩

કહેવું બરાબર નથી કારણ કે રાજા જયકેશી ત્રિભુવનમલ્લ વિક્રમાદિત્યનો મિત્ર તથા સામંત અને કોકણનો રાજા હતો, અને તેની રાજધાની ગોવામાં હતી[૧] આ જયકેશીનો શક સં ૯૭૪ એટલે વિ સં ૧૧૦૮નો એક લેખ મળ્યો છે, અને વિ સં ૧૧૩૬માં એ મરણ પામ્યો છે[૨] આ જોતાં એ કર્ણદેવનો સમકાલીન હતો, એ નિ સંદેહ છે

### કર્ણદેવે આશા ભીલનો કરેલો પરાજય

કર્ણદેવે આશપલ્લીમાં વસતા ૭ લાખ ભીલોના સરદાર આશા ભીલને હરાવીને ભૈરવ દેવીના શુકન થતા ત્યાં કોચરબ નામની દેવીનું મંદિર કરાવ્યું હોવાનું પ્ર ચિં માં કહ્યું છે[૩] પણ કર્ણદેવે આ પરાક્રમ ક્યારે કર્યું? પ્ર ચિં માં તો જયસિંહનો રાજ્યાભિષેક કર્યો પછી આશા ભીલને હરાવ્યો હોય એવી મતલબનું લખાણ મળે છે, જ્યારે દ્વયાશ્રયમાં જયસિંહને ગાદીએ બેસાર્યા પછી કર્ણદેવ સ્વર્ગમાં ગયો હોવાનું કહ્યું છે[૪] આ જોતાં જણાય છે કે કર્ણદેવે પોતાના છેલ્લા રાજ્યકાળ દરમ્યાન આશા ભીલને હરાવ્યો હશે

### કર્ણદેવે કર્ણાવતી નગરી કરેલી સ્થાપના

કર્ણદેવે આશાપલ્લીમાં વસતા આશા ભીલને હરાવ્યા પછી ત્યાં કર્ણાવતી નગરી સ્થાપી હોવાનું પ્ર ચિં માં કહ્યું છે[૫] આ આશાપલ્લી કે આશાવલ ગામ સાબરમતીના સામે કાંઠે હતું, અને આશાવલ એ જ કર્ણાવતી, અને કર્ણાવતી એ જ આશાવલ એમ પાછળથી બેય નામનો પ્રચાર ચાલુ રહેલો[૬] કર્ણાવતીના પુરાતન લેખની ખંડિત સંસ્કૃત પ્રતમાં "कर्णावत्या स्तभतीर्थे" એવો ઉલ્લેખ મળે છે, જે કર્ણાવતી નગરી હોવા વિષેની સત્યતાના પુરાવારૂપ છે આ કર્ણાવતીના લેખની પ્રત અમદાવાદના સપ્તર્ષિના ઘાટ પાસેથી મળી હતી, એમ જણાય છે[૭] આ પ્રતથી એટલું તો નક્કી થાય છે કે કર્ણાવતી નામની નગરી હતી, પછી તે કર્ણદેવે સ્થાપી હતી એમ પ્ર ચિં ના આધારે ઉપર કહ્યું છે એટલે કદાચ આ કાર્ય કર્ણદેવે જ પોતાની પાછલી અવસ્થામાં કર્યું હશે, એમ માનવામાં વાંધો નથી

### કર્ણદેવે બંધાવેલાં મંદિરો

કર્ણદેવે કર્ણાવતી નગરી સ્થાપી હોવાનું ઉપર કહ્યું છે, અને આ કર્ણાવતીમાં તેણે કર્ણસાગર તળાવ તથા કર્ણેશ્વરનું મંદિર બંધાવ્યું હતું, એમ પ્ર ચિં માં લખ્યું છે[૮] આ ઉપરાંત અણહિલપુરમાં તેણે ભવ્ય કર્ણમેરુપ્રાસાદ બંધાવ્યો હોવાનો ઉલ્લેખ પ્ર ચિં માં છે[૯] એ જોતાં જણાય છે કે કર્ણદેવ મંદિરાદિ બંધાવવાના કાર્યમાં ઘણો ઉત્સુક હતો

---

૧ દક્ષિણનો પૂર્વસમયનો ઇતિહાસ, ગુ વ સો નુ ગુ ભા, પાન ૧૩૭

૨ જુઓ કદંબકુલ, પાન ૧૬૬

૩ પ્ર ચિં ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી, પાન ૧૧૫થી ૧૧૬

૪ દ્વયાશ્રય કાવ્ય, સર્ગ ૧૧, શ્લોક ૧૧૧

૫ પ્ર ચિં ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી, પાન ૧૧૬

૬ આ આશાપલ્લીના સ્થાનની ચર્ચા માટે જુઓ "શ્રી રત્નમણિરાવ ભીમરાવકૃત "ગુજરાતનું પાટનગર અમદાવાદ' પ્રકરણ ૨જું "

૭ જુઓ બુ પ્ર પુસ્તક ૨૭, અંક ૮માં શ્રી હરિલાલ હર્ષદરાય ધ્રુવે "કર્ણાવતીના પુરાતન લેખની ખંડિત સંસ્કૃત પ્રત" છપાવેલી છે પાન ૧૭૭થી ૧૭૬

૮ પ્ર ચિં ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી, પાન ૧૧૬

૯ એજન, પાન ૧૧૬

## કર્ણદેવની શિવભક્તિ

કર્ણદેવ શિવભક્ત હતો એમ કર્ણદેવના પોતાના વિ. સં. ૧૧૩૧ તથા વિ. સં. ૧૧૪૮નાં દાનપત્રોથી સમજાય છે; કારણ કે પહેલું દાન તેણે ચરાચર ગુરુ મહેશ્વરને[૧] પૂજીને તથા બીજું દાન ભગવાન્ ભવાનીપતિને[૨] પૂજીને આપ્યું હોવાનું એ લેખોમાં કહ્યું છે. આ જોતાં કર્ણદેવની શિવભક્તિ વિષે શંકા કરવાનું કારણ નથી.

## કર્ણદેવની દાનપ્રવૃત્તિ

કર્ણદેવનાં બે દાનપત્રો અત્યાર સુધીમાં મળ્યાં છે. વિ. સં. ૧૧૩૧માં લાટ દેશના નાગસારિકા વિષયમાં આવેલ ધામણાચ્છા ગામ મધ્યદેશમાં આવેલા વેદશાસ્ત્રપારંગત અને માંડવ્ય ગોત્રના મધુસૂદનના પૌત્ર અને રૂદ્રાદિત્યના દીકરા પંડિત મહીધરને દાન કર્યાનું,[૩] વિ. સં. ૧૧૪૮માં આનંદપુર પ્રતિબદ્ધ ૧૨૬ ગામના રાજપુરુષોને સંબોધીને ઠક્કુર મહાદેવે સૂનક ગામમાં બંધાવેલા સરોવરને લઘુડાભી ગામની ચાર હળ જેટલી જમીન દાન કર્યાનું,[૪] એ રીતે કર્ણદેવે બે દાનપત્રો કરી આપ્યાં હતાં, એમાં શંકા નથી.

## કર્ણદેવના મહામાત્ય મુંજાલ અને શાન્તૂ

કર્ણદેવના મહામાત્ય મુંજાલ અને શાન્તૂ હતા એમ જણાય છે. પ્ર. ચિ.માં મુંજાલ અને શાન્તૂના નામનો ઉલ્લેખ મળે છે.[૫] જો કે એમાં મુંજાલ અને શાન્તૂ કર્ણદેવના વખતમાં મહામાત્યપદે હતા એવું કહ્યું નથી, પણ સં. ૧૧૪૬ પહેલાં મુંજાલે મહામાત્યપદ પ્રાપ્ત કર્યું હતું એમ હરિભદ્રસૂરિકૃત યોગદષ્ટિસમુચ્ચય ગ્રંથના પુષ્પિકાલેખ ઉપરથી જણાય છે.[૬] અને સંપત્કર-શાંતૂ-કર્ણદેવનો મહામાત્ય હતો, એવું કવિ બિલ્હણકૃત કર્ણસુંદરીનાટિકામાં લખ્યું છે.[૭] આ ઉપરાંત ભીમદેવના મહામાત્ય વિમલના ભાઈ નેઢમંત્રીનો પુત્ર ધવલક કર્ણદેવનો મંત્રી હતો, એમ હરિભદ્રસુરિકૃત મલ્લિચરિત્ર નામના પ્રાકૃત કાવ્યમાં લખ્યું છે.[૮] ઉદયન નામનો શ્રીમાલી મહાજન પણ કર્ણદેવનો મંત્રી હતો, એમ પ્ર. ચિ. માં કહ્યું છે. પણ એ સાચું હોય એમ લાગતું નથી[૯]

## કર્ણદેવનું સાંધિવિગ્રહક આદિ અધિકારીમંડળ

કર્ણદેવના મંત્રી મંડલમાં સાંધિવિગ્રહક આદિ અધિકારીઓ હતા, એમ કર્ણદેવનાં તામ્રપત્રોથી ફલિત થાય છે. વિ. સં. ૧૧૩૧ ના તામ્રપત્રમાં તેના દૂતક તરીકે સાંધિવિગ્રહક ભોગાદિત્ય અને લેખક તરીકે કાયસ્થ વટેશ્વરના પુત્ર કેક્કકનું નામ મળે છે.[૧૦] વિ. સં. ૧૧૪૮ના તામ્રપત્રમાં દૂતક તરીકે સાંધિવિગ્રહક અહિલનું અને લેખકનું નામ ઉપર પ્રમાણે

૧ ગુ. ઐ. ઉ. લેખો ભાગ ૨જો, લેખાક ૧૪૧-૧૪૨
૨ ગુ. ઐ. ઉ. લેખો ભાગ ૨જો, લેખાંક ૧૪૩
૩ ગુ. ઐ. ઉ. લેખો ભા. ૨જો, લેખાંક ૧૪૧-૧૪૨
૪ ગુ. ઐ. ઉ. લેખો ભા. ૨જો, લેખાક ૧૪૩
૫ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પાન ૧૧૪
૬ જૈન સાહિત્યનો ઇતિહાસ, પાન ૨૧૯
૭ એજન, પાન ૨૨૦
૮ એજન, પાન ૨૭૯
૯ જુઓ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પાન ૧૨૦થી ૧૨૧ તથા ટિપ્પણ ૨૭

છે[1] આ ઉપરથી જણાય છે કે મૂળમા જે માધિવિગ્રહક આદિ અધિકારીમડળ ભીમદેવના વખતમા હતું, એ જ કર્ણદેવના વખતમા પણ છે ફક્ત અહિલ નામના અધિકારીની નિમણૂંક કર્ણદેવના વખતમા થઈ, એ કહેવુ અસગત નથી

### કર્ણદેવનો પુરોહિત આમ શર્મા

કર્ણદેવના મત્રી મડળમા પુરોહિત આમશર્મા પણ હતો, એમ દેખાય છે આ આમ શર્મા ભીમદેવના પુરોહિત સોમશર્માનો પુત્ર હતો, એવુ સોમેશ્વરે કહ્યુ છે[2] પછી આમ શર્માના પરાક્રમની વાત ઉપર માળવા વિગ્રહની ચર્ચામા નોધી છે, એ કહેવાની જરૂર નથી

### કર્ણદેવનો પુત્ર યુવરાજ જયસિંહ

કર્ણદેવની રાણી મયણલ્લા કોકણના કાદબવશી રાજા જયકેશીની પુત્રી હતી, એ ઉપર નોધ્યુ છે આ મયણલ્લાથી કર્ણદેવને જયસિંહ નામનો પુત્ર થયો, એમ પ્રબધોમા કહ્યુ છે[3] આ જયસિંહનો જન્મ પાલણપુરમા થયો હતો, એમ રાસમાળામા નોધ્યુ છે[4] પણ તે બરાબર નથી કારણ કે ચદ્રાવતીના પરમાર રાજા ધારાવર્ષના નાના ભાઈ પ્રહ્લાદનદેવે પોતાના નામ ઉપરથી પ્રહ્લાદનપુર–પાલણપુર વસાવ્યુ હતુ, એમ પાર્થપરાક્રમ વ્યાયોગ[5] ઉપરથી જણાય છે એટલે જયસિંહના જન્મ પછી લગભગ સો વર્ષે પાલણપુરની સ્થાપના થઇ હતી, એ સ્પષ્ટ છે પછી જયસિંહની ઉત્પત્તિ સબધમા પ્ર ચિં કારે એક વિસ્તૃત કથા આપી છે[6] પણ તેમાં ઐતિહાસિક તથ્ય હોવાનો સંભવ નથી

### કર્ણદેવનાં તામ્રપત્રો

કર્ણદેવના સમયનો કોઈ શિલાલેખ મળ્યો નથી પણ વિ સ ૧૧૩૧ના કાર્તિક સુદ ૧૧ અને વિ સ ૧૧૪૮ના વૈશાખ સુદ ૧૫ ને સોમવાર, એ રીતે બે દાનપત્રો મળેલાં પ્રસિદ્ધ થયા છે પહેલુ નવસારીથી અને બીજુ દાનપત્ર સૂનકથી મળ્યુ છે આ દાનપત્રોમા ધોરણ પ્રમાણે કર્ણદેવની સહી છે

### કર્ણદેવની યોગ્યતા

કર્ણદેવ પરસ્ત્રીઓ સાથે હાસ્યવિનોદ કરતો નહીં, એટલે તે જિતેન્દ્રિય હતો, એમ દ્વયાશ્રયમા લખ્યુ છે[7] પ્ર ચિં મા કર્ણદેવ ઉપર વિષયલપટતાના આક્ષેપવાળી એક દતકથા મળે છે[8] પણ એ સાચી હોય એમ જણાતી નથી વળી કાશ્મીરી કવિ બિલ્હણકૃત કર્ણસુંદરી નાટિકામા રાજા કર્ણદેવને કથાનાયક બનાવીને વિદ્યાધરેન્દ્રની કન્યા કર્ણસુંદરી સાથે તેના લગ્નનુ વર્ણન કરેલુ છે પણ એ બધુ વર્ણન કવિ કલ્પનામાત્ર છે એટલે વિચારમા લેવા જેવુ નથી ટૂકામા એટલુ જ કે કર્ણદેવ એક વિશુદ્ધ ચારિત્ર્યવાન રાજા હતો, એમા સદેહ નથી,

---

૧ ગુ એ ઉ લેખો, ભાગ ૨જો, લેખાક ૧૪૩
૨ સુરથોત્સવપ્રશસ્તિ, શ્લોક ૨૦
૩ દ્વયાશ્રય કાવ્યસર્ગ ૧૧, શ્લોક ૧થી ૩૯ તથા પ્ર ચિ ગુ ભા. શ્રી દુ કે શાસ્ત્રી પાન ૧૧૫
૪ રાસમાળા ભા ૧, ગુ ભા દ્વિતીયાવૃતિ પા ૧૫૩
૫ પાર્થપરાક્રમ વ્યાયોગ, ઉપોદ્ઘાત તથા ભારતકે પ્રાચીન રાજવશ ભાગ ૧, પા ૭૯
૬ પ્ર ચિં ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી, પાન ૧૧૪થી ૧૧૫
૭ દ્વયાશ્રય કાવ્ય સર્ગ ૧૦, શ્લોક ૯
૮ પ્ર ચિં ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી પાન ૧૧૪થી ૧૧૫

## કર્ણદેવનાં બિરૂદો

કર્ણદેવનાં પરમ ભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર ઇત્યાદિ બિરૂદો છે, એમ કર્ણદેવના પોતાના નવસારીના વિ. સં. ૧૧૩૧ના દાનપત્રથી સમજાય છે.[૧] આ વંશના લેખોમાં પણ કર્ણદેવનાં આ જ બિરૂદો હોવાનો ઉલ્લેખ છે.[૨] આ ઉપરાંત કર્ણદેવે "ત્રૈલોક્યમલ્લ"નું બિરૂદ ધારણ કર્યું હતું એમ કર્ણદેવના પોતાના વિ. સં. ૧૧૪૮ના દાનપત્રથી ફલિત થાય છે.[૩] કદાચ કર્ણદેવે લાટદેશ ઉપર વિજય મેળવ્યા પછી દક્ષિણના ચાલુક્ય વંશના રાજાઓનાં "આહવમલ્લ" "ભૂલોકમલ્લ" વગેરે બિરૂદો જોઇને "ત્રૈલોક્યમલ્લ"નું બિરૂદ ધારણ કર્યું હશે એમ માનવું યોગ્ય દેખાય છે. કર્ણદેવના આ બિરૂદનો ઉલ્લેખ આ વંશના લેખોમાં પણ મળે છે, એ કહેવાની જરૂર નથી.

## કર્ણદેવના રાજ્યનો વિસ્તાર

મૂલરાજે ઉત્તરમાં આબુ અને ભિન્નપાલ સુધી પોતાના રાજ્યની હદ લંબાવી, ભીમદેવે પૂર્વ તરફની પોતાના રાજ્યની હદમાં વધારો કર્યો. કર્ણદેવે દક્ષિણમાં લાટદેશ ઉપર પોતાની સત્તા સ્થાપી એટલુ જ નહી પણ પશ્ચિમમાં આશાપલ્લી વા આશાવલના આશા ભીલને હરાવી સાબરમતી સુધીનો પ્રદેશ પોતાના કબજે કર્યો.

## કર્ણદેવનું મરણ: વિ. સં. ૧૧૫૦

કર્ણદેવનું મરણ ક્યારે અને ક્યાં થયું, એ વિષે આ વંશના લેખોમાં કશી સ્પષ્ટતા નથી પણ વિ. સં. ૧૧૫૦માં કર્ણદેવ મરણ પામ્યો હોવાનું પ્ર. ચિ. માં કહ્યું છે.[૪] અને "જયસિંહને ગાદીએ બેસાર્યા પછી તરત જ કર્ણદેવ હરિસ્મરણ કરતાં કરતાં સ્વર્ગમાં ગયો"[૫] એમ દ્વયાશ્રયમાં લખ્યું છે. આ જોતાં જણાય છે કે કર્ણદેવનું મરણ વિ. સં. ૧૧૫૦માં થયું હોવું જોઈએ.

[ અપૂર્ણ ]

---

૧ ગુ. ઐ. ઉ. લેખો, ભાગ ૨જો, લેખાંક ૧૪૧-૧૪૨

૨ ભીમદેવ બીજાના સમયનું વિ. સં. ૧૨૬૬નું દાનપત્ર, [ જુઓ ગુ. ઐ. ઉ. લેખો ભા. ૨નો લેખાંક ૧૬૨ ]

૩ ગુ. ઐ. ઉ. લેખો, ભાગ ૨જો, લેખાંક ૧૪૩

૪ પ્ર. ચિં. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પાન ૧૧૫

૫ દ્વયાશ્રય કાવ્ય સર્ગ ૧૧, શ્લોક ૧૦૩થી ૧૧૬

# ઓનરેબલ શેઠ શ્રી મોરારજી ગોકુળદાસ, સી આઈ ઈ

[લેખક રા રા. ડુંગરસી ધરમસી સંપટ]

મોરારજી શેઠ પોરબંદરના વતની, પણ પાછળથી મુમ્બઈમા આવી વસેલા હતા એમની અગાઉના સાત પેઢીના પુરૂષો મહાન વ્યાપારીઓ અને પોરબંદરના મહારાણાની કૃપા અને સહકાર મેળવનાર હતા પોરબંદરના નિવાસી ઠા કલ્યાણજી શિવજીના પૌત્ર ગોવિન્દ ભાણજીનો વંશના હતા ગોવિન્દના પૌત્ર જીવણે પોતે રવજી ગોવિન્દજીના નામથી વ્યાપાર ચલાવી, તેની શાખાઓ મુબઈ, કચ્છ–લખપત, કરાચી, વગેરે સ્થળે સ્થાપી હતી સંવત ૧૮૭૦મા આ વેપારી પેઢી ચાલતી હતી તેમની પેઢીના ઘણા વહાણો, હોડીઆ સમુદ્રમથન કરતા હતા સાત પેઢીના વેપારી તરીકે જીવણ રવજીએ સારી ખ્યાતિ અને ધન મેળવ્યા હતા

પરતુ વેપારની બને બાજુઓ છે ધનવાન પણ થવાય છે અને ધનની ખુવારી થતા વાર લાગતી નથી સંવત ૧૮૬૯ એટલે ઓગણાતેરાના દુકાળમા ઊંચા ભાવો જોઈ સ્થાગ ઉપર આ પેઢીએ અનાજના વેચાણ કર્યા પણ ભયંકર દુકાળને લીધે અનાજ મળવુ મુશ્કેલ થઈ પડયુ જેમ તેમ કરીને દેશાવરોથી મોઘા ભાવનુ અનાજ મગાવીને સોદા પૂરા કર્યા, પરતુ તેમ કરતા પેઢી ઘીવાઈ ગઈ, મુડી નાશ પામી, ને કરજમા ઉતરી ગયા વળી મોઘુ અનાજ ખરીદી વધારે ભાવોની લાલચે રાખી મૂકયુ, તેમા પણ વધારે ખોટ ગઈ આફત એક તરફથી આવતી નથી, અનેક તરફથી એક સાથે બાહુ પ્રસારીને આવે છે એમનુ વહાણ કિંમતી માલ સાથે પોરબદર આવતું હતુ, તેનો ભોગ સાગરે લીધો વીમો ઉતરાવેલો નહોતો કરજના બોજા નીચે પેઢી દબાઈને બધ થઈ પોરબદરમા કરજને મર્યાદાનો નિયત સમય નહીં હોવાથી પોતાના ચાર ભાઈઓમા કરજની સમભાગે વહેચણી કરીને જીવણ શેઠ બીજા દેશાવરમા વસવાટ કરીને ઠામપાટલો કરવાની ગોઠવણ કરવા લાગ્યા

પ્રથમ સંવત ૧૮૭૪ મા જીવણ શેઠે પોતાના મોટા પુત્ર ગોકુળદાસને મુબઈ મોકલ્યા એમણે બગાળના રેશમની નાની દુકાન ખોલી એ સમયે જાપાની રેશમ હજી પેદા થતુ નહોતુ ધનવાન લોકો મુર્શીદાબાદ અને ઢાકા–બગાળાનુ રેશમ વાપરતા હતા ગોકુળદાસની દુકાન સહેજ ચાલતી થઇ, એટલે વૃદ્ધ જીવણ શેઠે મુબઈ આવી ખાડની દલાલીનું કામ આરભી દીધુ વૃદ્ધ જીવણ શેઠના નાના ત્રણ પુત્રોએ સગાસબધીઓની મદદથી કાપડની દુકાન ખોલી આ વખતે મુબઇમા બહુ જુજ કાપડની મિલો હતી માનચેસ્ટર અને લીવરપુલથી મોટી રકમ મિલોનું કાપડ આમદાની થવા માડયુ હતું આ મિલના સસ્તા કાપડે હિન્દના હાથકાતણ અને હાથઉદ્યોગના કાપડને હરીફાઇમા હરાવી દીધુ હતુ હિન્દી સરકાર પણ જકાતી નીતિથી પરદેશી કાપડને ઉત્તેજન આપતી હતી આથી મુબઇમા અગ્રેજી પેઢીઓ લેંકેશાયરની મિલોનું કાપડ હિન્દીઓને વેચી અઢળક નફો મેળવતી હતી

જીવણ શેઠના છોકરાઓની કાપડની નાની દુકાન સારો નફો કાઢતી હતી તેમાથી મોટા કુટુબનું ખર્ચ નીભતું હતુ, તે સિવાય ભાગીઆ કુટુબના સબ્યોના વિવાહોના ખર્ચા પણ આ જ દુકાનમાથી નીકળતા હતા બાકીનો વધારાનો નફો જૂના કરજ પેટે ભરાતો હતો સવત ૧૮૯૭ સુધી એટલે ૨૩ વરસો સુધી આ નાની દુકાને કુટુબને પાળ્યુ, પોષ્યું અને તે સિવાય જૂનું કરજ પણ ચૂકતે ભરાઈ ગયુ

મોટા પુત્ર ગોકુળદાસ હાથના ઉદાર હતા. એમનો ખર્ચખુટણમાં હાથ છૂટો હતો. બીજા ભાઇઓને એ ન ગમ્યું. એટલે ગોકુળદાસ પોતાના સંયુક્ત કુટુંબમાંથી છૂટા થઈને જૂદા રહેવા લાગ્યા. એમની કમાણી સારી હતી. પોતાનું સ્વતંત્ર ઘર લઇ રહેતા હતા, પરંતુ એમનો ખર્ચ વિશેષ હોવાથી કાંઈ બચત થતી નહોતી. સંવત ૧૮૯૦ના આસો વદ ૧૨ ના દિવસે એમની ચોથી પત્ની સુંદરબાઈના પેટે મોરારજીનો જન્મ થયો. જન્મ પછી બે માસ પછી એની પિતામહી જમનાબાઇનો સ્વર્ગવાસ થયો હતો. કુલીન કુટુંબમાં જન્મ થયો હતો, એટલે એમનું સગપણ માત્ર ૭ વરસની ઉમ્મરે જ થયું હતું. કાકાના છોકરાના વિવાહ ઉપર આ સમયે પોરબંદર વહાણમાં બેસીને નવ દિવસે પહોંચ્યા હતા. રસ્તામાં સાગરના તોફાનનો અનુભવ મેળવ્યો હતો. આ સમયે એમના બાળમુવાળા ઉતારી, ચૌલ સંસ્કાર કરવામાં આવ્યો.

મોરારજી શેઠનો સ્વભાવ તીખો હતો. એમના એક કાકાએ સહેજ ઠપકો આપ્યો તે ઉપરથી પ્રવાસમાં ઉઘાડા શરીરે તડકામાં માઇલો ને માઈલો સુધી ચાલ્યાં કર્યા હતું. બાળક ઉપર પિતાનો અતિશય પ્રેમ હતો. તેથી તેઓ એને સાથે લીધા વગર કયાંય પણ કામે જતા નહોતા. એઓ હમણાં વીમાદલાલનું કામ કરતા અને પેઢીઓની મુલાકાતે પુત્રને સાથે લઇ જતા હતા. મુંબઈથી પુના થઇ ત્યાંથી ગાડા ઉપરે બેસીને મોરારજી શેઠ માતાપિતાની સાથે પંઢરપુરની યાત્રા કરી આવ્યા. પુત્ર ઉપર પિતાનો એટલો પ્રેમ હતો કે પોતાની શક્તિ ઉપરાંત એમણે એના માટે ગાડી અને બગી રાખ્યાં હતાં. સંવત ૧૮૯૮ માં એમણે ભાઇઓ સાથે મળીને રૂા. ૧૮,૭૦૦ માં એક મકાન ખરીદી, ભાડાના ઘરમાંથી ત્યાં રહેવા ગયા.

સંવત ૧૮૯૯ ના જેઠ સુદ ૩ ને દિવસે પક્ષાઘાતના દરદમાં ગોકુળદાસનું ૪૭ વરસની ઉંમરે અવસાન થયું. તે વખતે મોરારજી નવ વરસની ઉમરના હતા. એમને કોઈ ભાઈબહેન નહોતાં. મોરારજી શેઠ નાનપણથી ભણવામાં ઘણા કાચા હતા. નિશાળે કોઈ દિવસ જાય, કોઇ દિવસ ન જાય. પિતાના સ્વર્ગવાસ પછી દાદા અને કાકા પાસે રહેવાનું વધારે થતું હતું. નબાપા છોકરા ઉપર દાદાજીની પૂર્ણ કૃપા હતી, એટલે ભણવાનું બહુ મોળુ ચાલતું હતું. સંવત ૧૯૦૦માં દશ વરસની ઉંમરે એમને જનોઈ દેવામાં આવ્યું.

સંવત ૧૯૦૧ ના માગશર માસમાં મોરારજી પોતાના દાદા અને કાકાની સાથે યાત્રાએ નીકળ્યા. મોટું કુટુંબ સાથે હતું. તે સમયે યાત્રા કેવી કઠણ અને તકલીફો ભરેલી હતી તે એમણે લખેલ નિજવૃત્તાન્તથી જણાય છે. પ્રથમ ગાડામાં બેસીને સૌ કુટુંબ સાથે સૂરત જવા નીકળ્યા. રોજ ૧૦-૧૨ માઈલોની કૂચ કરી, પડાવ નાંખતા હતા. રસ્તામાં રાઘોજી ભાંગિયા નામે બહારવટીઆનો ભારે ભય હતો. મારવાડીઓ સાથે ખાસ વેર હોવાથી એમનાં એ નાક અને કાન કાપી લેતો હતો. આથી સાથે બંદુકધારી સિપાઇઓ વળાવા તરીકે લીધા હતા. સૂરતથી ભરૂચ ગયા, ત્યાંથી વડોદરે એમનો એક સંગાથી મરણ પામ્યો. વડોદરાથી ડાકોર આવ્યા. આ પ્રવાસ બેલગાડીમાં જ થતો હતો.

ડાકોરથી મોટાં પૈડાંવાળાં ગુજરાતી ગાડાંઓમા બેસીને કૂચમજલ કરતાં આ પ્રવાસીઓ દરરોજ દશ બાર માઈલની સફર કરી, આરાવલ્લી પર્વતના સલુંબરની ઘાટીમાંથી પસાર થઇને શ્રીનાથદ્વારા પહોંચ્યાં. રસ્તામાં આવા ધીમા પ્રવાસમાં અનેક દિવસો લાગતા હતા. દશ વરસના બાળક મોરારજીએ પોતાના વડીલો સાથે છેલ્લે દિવસે રાજભોગનાં દર્શન કીધાં. સોળ માઇલની મુસાફરી પગપાળા કરી હતી. અહીં મોરારજીને બળીઆ નીકળ્યા, તેથી

કેટલાક માસ શ્રીનાથદ્વારામા ગાળવાં પડયા હતા એમના કુટુંબના વડીલોએ રૂ ૧,૦૦૦) મંદિરમાં ભેટ મૂકર્યાં કાંકરોલી ત્રણ રાત્રિ રહી, મોટા રાજસાગર નામના સરોવરને જોઇ સૌ પ્રસન્ન થયા આ રાજસાગર બાર માઇલના વિસ્તારમાં છે

શ્રીનાથદ્વારાથી ગાડાઓમા બેસી, સવ કોટે આવી પહોચ્યો કોટેથી રવાના થયા પણ આગળ વર્ષા ઋતુને લીધે બહુ જ હેરાનગતિમા ઉતરવું પડયુ પ્રવાસ અતિ ધીરો અને કષ્ટમય થઇ પડયો નદીનાળાઓમા પૂર આવવાને લીધે કયાં કયા તો વચ્ચમા થોડા દિવસો રોકાઇ જવું પડયું હતુ એમ અતિ ધીમી મફરે પ્રવાસ કરતા કરતા તેઓ બનાસ નદી પાસે આવી પહોંચ્યા આ નદીમા બંને કિનારાને ઢાકીને પૂરનાં પાણી અતિ ઝડપથી વહ્યા જતાં હતાં અંહીં ત્રણ દિવસ રોકાયા, પછી પૂરના પાણી નીચે ઉતર્યા, એટલે નદી અંદરના જવાના ઊર્યાં માર્ગ દ્વારા ગામડીઆઓએ એમના મરમામાનને ઘણી મહેનત પછી સામે પાર ઉતાર્યો ગાડાઓમાં બળદો જોડી, તેમની દોરીઓ હાથમાં પકડી, ગામના તારાઓએ એમને બીજે પાર પહોંચાડી દીધા વરસાદને લીધે વસ્ત્રો દરરોજ ભીંજાતા હતા

એ વિભાગમા વરસાદનું ઘણુ જોર હતુ વારંવાર ગામડાઓમા દિવસો ગાળવા પડતા હતા એમ કરતા કરતા તેઓ ભરતપુર રાજ્યના બિયાના ગામમા આવી પહોચ્યા અંહીં જકાત-વાળે સામાને તપાસવા રાત્રે તેમને રોકી રાખ્યા ઉતારાની સગવડ ન હોવાથી એક નાળાના ઉંચા કિનારા ઉપર મુકામ રાખ્યો નાળામાં સહેજ પાણી હતું, કિનારો વીશ ફીટ ઉંચો હતો તેઓ કિનારાના ઉચામા ઉચા ભાગમા મુકામ કરી, રસોઇ કરી જમ્યા રાત્રે દશ વાગે ભારે જોરથી વરસાદ વરસ્યો નાળાના એ કિનારે પાણી ચડવા માંડયુ જરા ઉચે એક ટેકરી હતી તે ઉપર ગાડા મૂકી, સૌ ચડી ગયા ચારે તરફ પાણીના પૂર ધસવા લાગ્યાં ઉચે આભ અને નીચે પાણી દેખાવા લાગ્યું સૌને પ્રાણનો ભય રહ્યો પછી ગાડાઓને ધમ ડોઇ ન જાય તે માટે મોટા વૃક્ષોની સાથે દોરડાથી બાંધી લીધા સર્વ ઇષ્ટદેવનુ સ્મરણ કરવા લાગ્યાં ત્રતા ઉપર દશ ફીટ ઊંચુ પાણી ભરાયુ હતું વિજળીના ચમકારા, ગાજવીજ, મુસળધાર વરસાદ, એથી સૌ કાયર કાયર થઇ ગયા

રાત્રે બે વાગે પાણી ઉતરવા માંડયા સવાર થતા તો નાળામા માત્ર ૭ સાત ફીટ ઊંચા પાણી રહ્યા ત્યાના જમીનદારે એમને પોતાના બાગમા ( દોઢ માઇલ દૂર ) ઝુંપડી આપી ત્યા તેઓએ પોતાનાં કપડાં સૂકવ્યા રસોઇ કરી જમ્યા પાછો વરસાદ શરૂ થઇ જતાં પાછા ભીંજાયા એટલામા એમણે એક વિચિત્ર દશ્ય જોયુ જમીનદાર સાહેબ હાથી ઉપર બેસી વરસાદે કરેલી નુકશાની જોવા નીકળ્યા હતા; એક સારી દેખાતી જમીન ઉપર હાથીએ પસાર થવા ના પાડી પરતુ અંકુશનો ઉપયોગ કરીને એને આગળ ચલાવ્યો જમીન કલણવાળી હતી આથી તે અંદર ધુસવા લાગ્યો ગામના ૨૦૦-૩૦૦ માણસો દોરડા બાંધી, હાથીને બહાર કાઢવા કોશીષ કરવા લાગ્યાં જમીનની અંદર ઊંડો ઉતરી ગયેલો હાથી મહામહામહેનતે બહાર કાઢવામા આવ્યો

વરસાદ ઉતરતાં તેઓ રવાના થયાં, અને ભરતપુર પહોંચ્યા પરતુ મોટા વરસાદ એ શહેરને પણ તરબોળ બનાવી દીધુ હતુ શહેરમાં હોડીઓ ફરતી હતી શહેર બહારની ધર્મશાળામા એમણે સમય પસાર કર્યો જ્યારે પાણી ઉતર્યું ત્યારે મથુરા રવાના થયા અહીં સહિસલામત પહોંચ્યા માટે પ્રભુનો પાડ માન્યો તેઓએ શ્રી "યમુનાપાન" કર્યું ત્યાથી શ્રીગોકુળ ગયાં

અહી એક માસ રહ્યાં. વ્રજયાત્રા અને વનયાત્રાનું પરિક્રમણ કર્યું; અડવાણા પગે ચાલીને સૌ દરરોજ ૫–૬ માઇલ ચાલી ડેરા નાંખતાં હતાં. બહુ પેંડા બરફી નરણે કોઠે વનયાત્રામાં ખાવાથી મોરારજીને મરડો થયો. એમને મુંબઇથી રવાના થયે વર્ષ પૂરૂં થયું. તેઓ શ્રી ગયાજી ઉપડયાં.

પ્રયાગમાં થોડા દિવસો રહીને એઓ શ્રીકાશી આવ્યા. પંજાબની લડાઇ ચાલતી હોવાથી તેને માટે એમનાં ગાડાં વેઠે પકડાતાં મહામહેનતે બચાવી શકાયાં. કાશીમાં મોરારજીને મરડાનો ઉપદ્રવ વધી પડવાથી એના પ્રવાસ માટે ગાડીઘોડો એના દાદાએ ખરીદી સાથે લીધાં. ત્યાંથી પ્રવાસ કરતા મંજલ દરમંજલ શ્રીગયા પહોંચ્યા. અહીં મોરારજીએ બીમાર છતાં પોતાના પિતાનુ ગયા શ્રાદ્ધ કર્યું. ત્યાંથી પાછા કાશી આવ્યા. અહીંના દલાલોનો ત્રાસ ખૂબ પ્રમાણમાં હોવાનું મોરારજી નોંધી ગયા છે. કાશીમાં કેટલાક દિવસો રહી, યાત્રાળુઓ પાછા મકરસંક્રાન્તિ ઉપર પ્રયાગરાજ આવ્યા. ત્રિવેણીમાં સ્નાન કરીને પાછા મથુરાજી જવા નીકળ્યાં. અહીં એના દાદાને રસ્તાની હાડમારીથી દમ લાગુ પડયો. સૌ ગોકુળ આવી ત્યાં રહ્યાં. પોતાના વડીલોએ પુષ્ટિમાર્ગની મર્યાદા (મરજાદ) લીધી, એટલે બાળક મોરારજીએ પણ તે લીધી. એના આચારવિચાર ઘણા કઠિન હોય છે.

શ્રીગોકુળમાં રહી, મોરારજીના દાદા જીવણ શેઠે ગોલોકવાસ એટલે દેહત્યાગ કરવા ઇચ્છા રાખી. આથી એમને થોડા માસ ગોકુળમાં રહેવું પડયું. અહીં જીવણ શેઠ બીમાર પડયા; પોતે ગૌશાળામાં પથારી કરાવી સૂતા; ત્યાં તેમનું પ્રાણપંખીડું છૂટું થઇ ગયું. તે પછી સૌ બે અઢી માસ ગોકુળમાં રહ્યાં.

ચોમાસુ ઉતરતાં સૌ જયપુર ગયાં. ત્યાં દશ દિવસ રહીને અન્નકૂટના મહોત્સવ ઉપર શ્રીનાથદ્વારા આવી પહોંચ્યાં. આખું આંગણું રાંધેલા ભાતથી ભર્યું હતું. ચોર્યાસી જાતનાં પકવાનો એક એક વસ્તુમાંથી બનાવ્યાં હતાં. પછી એ અન્નકૂટ ત્યાં દૂર દૂરથી આવેલાં ભીલોએ લૂંટ્યો હતો. ત્યાંનો એ રિવાજ હજી પ્રચલિત છે. શ્રીનાથદ્વારાથી રવાના થઈ તેઓ શ્રીડાકોરમા શ્રીરણછોડજીની યાત્રા કરી, વડોદરા, ભરૂચ, અને સૂરતના માર્ગે સંવત ૧૯૦૩ ના પોષ સુદ ૧૫ને રોજ મુંબઈ પહોંચ્યાં. યાત્રામાં પૂરા બે વરસ લાગ્યાં હતાં. એમણે દેશાટન કરી, ખૂબ અનુભવ મેળવ્યો હતો.

મોરારજીની ઉંમર બાર વરસની હતી. ગુજરાતી લખવાવાંચવા સિવાય એમનું શિક્ષણ આગળ વધ્યું નહોતું. તે સમયની રીત પ્રમાણે એમને એના કાકાઓએ પોતાની દુકાને બેસાડયા. દુકાને એક વરસ કામ કર્યા પછી કાકાઓ સાથે ઑફિસોમાં ફરવા અને સોદા કેમ થાય છે તે જોવાનું રાખ્યું. અહીં એમને ઑફીસના કારકુનો સાથે પ્રસંગ પડતો. અંગ્રેજી A. B. C. D. અને કેટલાક શબ્દો તેમજ ભાંગ્યાંતૂટયા વાકયો એમને અહીં આવડયાં. ત્રણ વરસ ઑફિસોમાં રખડી, સોદા કેમ થાય છે તે એઓ સમજ્યા. પછી સોળ વરસની ઉમરે પોતાના કાકાઓની ગાસડીઓ પોતાની સ્વતંત્રતાથી ખરીદી લીધી. ઑફીસમાં જતાં જ એમણે પાઘડી પહેરવી શરૂ કરી દીધી હતી. સંવત ૧૯૦૭ ના સત્તર વરસની ઉમરે એમનાં લગ્ન શા કલ્યાણજી ખેતસીની પુત્રી શિવકુંવર સાથે થયાં હતાં.

મોરારજી હવે ગૃહપતિ થયા. કાકાઓની સાથે મળીને વેપારમાં એમણે પોતાનું ચિત્ત ચોડયું. ઓફીસોમાં દરરોજ ત્રણ ચાર કલાક ગાળવા પડતા હતા. એમને લાગ્યું કે મારૂં

શિક્ષણ બહુ જ નજીવુ છે, માર ગુજરાતી પણ લખતા આવડતું નથી એમણે કોઇ પુસ્તકો વાચ્યા નહોતા, વર્તમાનપત્રો પણ વેપારીઓને ત્યા આવતાં નહોતા માત્ર દેશાટન કરેલુ હતુ એમને હવે પોતાનું લગભગ નિરક્ષરપણું સાલતુ હતું આથી એમણે માસિક ૩॥ રૂપિયા ના પગારે એક મગાઠા શિક્ષકને રાખ્યો પાછળથી શ્રીવિઠ્ઠલભદાસને માસિક ૫ રૂપિયાના પગારે અંગ્રેજી શીખવા રાખ્યા એમનું ચિત્ત અંગ્રેજી શીખવા તરફ ખૂબ દઢ થયુ નાતા, ધોતા, કામ કરતા શબ્દોના સ્પેલીંગ ગોખવા લાગ્યા દશ વરસમા એમણે ખતથી અંગ્રેજી ત્રીજી ચોપડી ખાનગી પૂરી કરી, પરતુ નિત્યાભ્યાસથી હવે તેઓ અંગ્રેજી વેપારીઓ સાથે ગોટપીટ કરવા લાગ્યા

એમના કાકા આણદજી બિમાર પડયા એઓ નિ સતાન હતા મોરારજીએ એમની ખૂબ ચાકરી કરી પેઢીનું કામ કરતા, ભણતા અને કાકાની નોકરી સેવા કરતા હતા એમની માતુશ્રીનો સંવત ૧૯૦૯ મા સ્વર્ગવાસ થયો સંવત ૧૯૧૦ મા આણદજી કાકા સ્વર્ગવાસી થયા એઓ મોરારજીને સારી રકમ વારસાની આપતા ગયા હતા સંવત ૧૯૧૯મા એમને ત્યા પુત્રીનો જન્મ થયો

મોરારજીને એમના કાકાઓ રૂ ૪૫૧ નું સાલીઆણુ આપતા હતા આ વરસમા એમણે જૂદા થવાની ઇચ્છા જાહેર કરી, એથી એમને ભાગ કરી આપ્યો હવે બનતા સુધી ઑક્ષીસોમા જઈ સોદા કરવાનુ કામ મોરારજીએ ઉપાડી લીધુ છેલા સાત વરસો થયા ત્યા અવરજવરનો એમને અભ્યાસ હતો સવત ૧૯૧૨ માં એમના હાથે થયેલી ખરીદીમાથી ૪૦,૦૦૦ રૂપિયા નફો મળ્યો કુલ નફો ૫૫,૦૦૦ રૂપિયા થયો એ જ વરસમા મોરારજીને ત્યા પુત્રનો જન્મ થયો એમના કાકા હરજીવન મોટી યાત્રાએ જવાથી હવે કામધધાનો બધો ભાર મોરારજી ઉપર પડયો એ એમણે ઉમગથી ઉપાડી લીધો

વિલાયતથી માલ આવતા ચાર પાચ માસ લાગતા હતા હુસ્કી કપની પાસે જગનાથી-ની ૭૦૦ પેટી હતી એ જાતનો માલ બીજે ચડયો નહોતો, એવી ખાત્રી થવાથી વડીલ ભાગીદાર કાકાની મનાઈ છતા સસ્તો જોઈ હિમ્મત કરી, મોરારજીએ ખરીદી લીધી કાકા ખૂબ ગુસ્સે થયા આ માલ મોનોપોલી જેવો હતો, એટલે ખરીદો એવી દલીલ કાકાને ગમી નહીં એટલે થોડે નફે માલ વેચવા માડયો આ સોદામાથી એમને ૨૦ હજાર રૂપીઆ ચોખ્ખો નફો મળ્યો સને ૧૮૫૭ના બળવાનું આ વરસ હતુ, એટલે કાશીથી એના કાકાએ કાગળ લખી, વેપાર બધ કરવા આજ્ઞા લખી પણ મોરારજીએ તો માલ લેવેચ કરવા માડયો આથી એમને ૬૦ હજાર નફો થયો. આ વરસે એમનો અઢાર માસનો પુત્ર મરણ પામ્યો

સને ૧૮૫૮ સવત ૧૯૧૪ મા મોરારજી શેઠે બળવો છતા વેપાર બધ કર્યો નહીં એમણે તો ઓફીસો પાસેથી મોનોપોલી માલ છૂટથી ખરીદવા માડયો એમના કાકાઓ આવડા મોટા વેપારથી ડરતા હતા તેઓ મોરારજીને ખૂબ દબાવતા હતા, પરતુ મોરારજી મનધાર્યું કરતા હના કાબેલ માણસને બીજા ભાગીદારો વિશેષ ધમકીઓ આપી શકતા નહોતા એમનું દર વરસે ૬–૭ લાખ રૂપિયાનું કામ થતુ હતું પરતુ આ વરસે ૩૨ લાખ રૂપિયાનું કામ થયુ એમા મોટા પ્રમાણમા નફો રહ્યો કારણ કે બળવાને લીધે વિલાયતથી બહુ ઓછો માલ આવતો હતો આમા એમને ૩॥ લાખ રૂપિયા જેટલો મોટો નફો થયો સૌ કાકાઓ ને ભત્રીજો લક્ષાધિપતિ થયા

મોરારજી અત્યંત મહેનતુ હતા. સવારના દાતણપાણી કરીને દુકાને આવીને જથ્થાબંધ વકરો કરતા હતા; પછી ઑફીસોમાં ત્રણ વાગ્યા સુધી ફરી સોદા કરતા હતા. ત્રણ વાગે ઘેર આવી, નાહીધોઈ, દર્શન કરી, જમવા બેસતા હતા. પાછા દુકાને ૪થી ૭ વાગે પગે બાગમાં ફરતા; પાછા દુકાને રાત્રે નવ વાગ્યા સુધી વેચાણનું કામ કરતા હતા. પછી વાળુ કરી ફરી રાતના દુકાને આવતા હતા. ખરીદીવેચાણની નોંધો હાથે કરતા; ખાતાઓમાં સહીઓ કરતા. રાત્રીના ૧૧ાા વાગી જાય પછી ના કલાક ગાદી ઉપર જ સૂઈ જતા. બાર વાગે રોજમેળ બંધ થતો. એટલે દુકાનની ચાવીઓ લઇ, ઘેર આવી, સાડા બારે સુઇ, ૭ વાગે જાગી જતા હતા. આ ધસડબોરો હમ્મેશનો હતો. રાત્રે સ્વપ્નાં પણ સોદાઓનાં જ આવતાં હતાં. આ રીતે રીતે સુવાની હોવાથી ૧૮ કલાક સુધી સખ્ત કામ કરતા હતા. તે સમયે કાંઇ ન જણાયું, પણ પાછળથી એમને ભોગવવું પડયું હતું.

પેઢીને એમણે ખૂબ ખૂબ કમાવી આપ્યું. આથી હવે દુકાનમાં એમનું ચલણ વધી ગયું. કાકાઓ પણ એમની સલાહ વગર પગલું ભરતા નહીં. એઓ બહુ સમજી, સંયોગો જોઇ, આડુંઅવળુ વિચારી, પછી જ સોદો કરતા હતા. એમણે વડોદરાના દિવાન ધાકજીની વાડી શેઠ ફરામજી નસરવાનજીના ભાગમાં રૂપિયા ૭૫ હજારમાં ખરીદી લીધી. આ વરસે એમને ત્યાં પુત્રનો જન્મ થયો. આ વરસે તેમને ઉદરવ્યાધિ અને મરડાએ ખૂબ હેરાન કર્યા; દવાઓએ કાંઈ ફાયદો કર્યો નહીં. આથી મહાબળેશ્વર જવા તૈયાર થયા. પરંતુ દુકાને દરરોજ આવી કામકાજ સંભાળતા હતા. યુરોપીયન પેઢીઓ હિન્દી પેઢીઓ સાથે વાયદાના સોદા કરતી હતી. આ વરસે વિલાયતના માલ ઉપર પાંચ ટકા જકાત હિન્દી સરકારે નાંખી. હિન્દી પેઢીઓએ કરેલા કોન્ટ્રાકટરોના ભાવ ઉપરાંત આ જકાતનાં નાણાં પણ અંગ્રેજ વેપારીઓએ માગ્યાં. દેશી વેપારીઓએ આપવા ના પાડી, પરસ્પર વાંધા પડયા. આનો નિકાલ કરવા માટે કોઈ મજબુત બુદ્ધિશાળી વ્યક્તિનું કામ હતું. મોરારજી શેઠ ઉમરે નાના હતા, ભણેલા નહોતા, ભાંગ્યુંતુટયું અંગ્રેજી જાણતા હતા. છતાં એમનો બુદ્ધિવૈભવ અને સમજાવટશક્તિ એટલાં બધાં ઉંચા પ્રકારનાં હતાં કે વેપારીઓને એમના માટે ઉંચું માન હતું, તેમ જ પ્રામાણિક, સત્યનિષ્ઠ અને વિવેકી ગૃહસ્થ તરીકે એમના પ્રત્યે યુરોપીયન પણ જોતા હતા. આથી આ સવાલના નિવેડા માટે એમની સંપૂર્ણ યોગ્યતા હતી. એમણે બને પક્ષોને સમજાવીને યોગ્ય ફડચો કર્યો.

એઓ વ્યાધિગ્રસ્ત હતા. મહાબળેશ્વર જવાથી ત્યાં ધર્મ હાનિ થશે, એવા ભ્રમથી એમના સંબધીઓએ ન જવા માટે આગ્રહ કર્યો. પરન્તુ મોરારજી શેઠ સૌ વાત સમજતા હતા. સને ૧૮૫૯ ના માર્ચ માસમાં મહાબળેશ્વર જવા બોટમાં બેઠા. રસ્તામાં ભારે તોફાન નડયું; બોટ ડામડોળ થવા માંડી, મોજાંઓએ બોટને નચાવવા માંડી. સૌ ભયભીત થઇ ગયાં. ખારવાઓએ નાગોરણા નદી તરફ બોટને વાળી. અહીં એક કિનારા ઉપરના બંગલામાં મુકામ કર્યો. પરંતુ ત્યાં ડૉ. વિલ્સન (મહાન વિદ્વાન) ઉતર્યા હતા. એટલે મર્યાદાને માટે ત્યાં ભોજન ઉપયુક્ત નહોતું. એટલે ત્યાંથી કૂચ કરી, ખુલ્લી જગ્યામાં ભોજન કરી સૌ જમ્યાં. બીજે દિવસે પણ ખુલ્લાં મેદાનમાં રસોઇ કરાવી, પણ સખ્ત વંટોળાઓને લીધે રસોઈ ધૂળથી ભરાઇ ગઈ; ફરજીયાત ઉપવાસી થયાં. મહાડથી બે પાલખીઓ કરી, મોરારજી મહાબળેશ્વરે પહોંચ્યા, અને રોઝ કોટેજમાં ઉતારો કર્યો. પણ મ્લેચ્છ રસોડામાં રસોઇ ન થઇ શકે, તેથી ખુલ્લા મેદાનમાં રસોઈ કરવા લાગ્યા. કૂવાનું પાણી પણ મોટી અગવડથી મળતું હતું. આથી કંટાળી

વાઈ જઈ રહ્યા ત્યા બ્રાહ્મણોની ચોરાશી જમાડી, વાઈમાં કોલેરા શરૂ થતા પાછા મહા બળેશ્વર આવ્યા ત્યાથી સતારે જઈ બળદની ટપ્પાગાડીમા પંઢરપુર આવ્યા ત્યાથી કૂચ કરતા પૂને પહોચ્યા તેમની તબીયત સુધરી આવી મુબઈ આવ્યા પછી એમની પત્નીનો સ્વર્ગવાસ થયો એમને એક પુત્ર અને પુત્રી હતા

મર્યાદી છતા મોરારજી આધુનિક વિચારો ધરાવતા હતા સ્ત્રીઓને શિક્ષણ આપવામા માનતા હતા પોતાની સ્ત્રીઓને મહારાજોના દર્શન કરવા મોકલતા નહીં, પ્રવાસ કરવો, અગ્રેજીમા પારગત થવુ, એવા વિચારના તેઓ હતા એમના ખાસ આગ્રહથી એમનુ સગપણ એક ગરીબ ગૃહસ્થની પુત્રીવેરે કરવામા આવ્યુ ધનવાનની પુત્રી પરણવી નહીં એવો એમનો નિશ્ચય હતો એમના કાકાએ પોતાની પાછળ જે વારસો એમને આપ્યો હતો તે એમણે ઓગણીસસાના દુકાળફડમા આપી દીધો કાકાઓએ અર્ધો ભાગ આપવાનુ સ્વીકારવાથી પત્યાળુ ચાલુ રાખ્યુ એમણે કેટલીક મિલ્કતો ખરીદી લીધી હતી

સંવત ૧૯૧૭મા એઓ પી વોટસન બોગલ કપનીમા છ આના ભાગીદાર અને કુલ દલાલીની શરતે દાખલ થયા એમણે પોતાના કાકાઓની સાથેના પત્યાળાના ભાગને બધ કર્યો હવે એમનુ કામકાજ બહુ વધી પડયુ હતું છતા તાપતી નામે આગબોટ ત્રણહજાર રૂપિયે ખાસ પોતા માટે ચાર્ટર કરી, તેઓ પ્રભાસપાટણ, વેરાવળ અને જન્મભૂમિ જોઈ આવ્યા પેદાશ વધવાથી હવે એમણે બે ઘોડાની ફેટનગાડી રાખી હતી અનેક જમીનો એમણે વેચાતી લીધી તે સર્વેના ભાવો વધી જવાથી એમને ઘણો ફાયદો થયો

આ સમયે રોરબજારના રાજા શેઠ પ્રેમચદ રાયચદે બેકબેનો દરિઓ પૂરવાનો અને એવાં બીજા મોટા સટ્ટાના કામ ઉપાડયા આજે જેની એકસો રૂપિયા કિંમત હોય તેના આવતી કાલે ૨૦૦ અને થોડા દિવસોમા પાચસો કિંમત એઓ કરી મૂકતા હતા મોરારજી શેઠ ડહાપણ વાપરી, એ સટ્ટાથી દૂર રહ્યા, છતા એકબે સોદામા એમને સારો નફો મળ્યો હતો એમણે મહાબળેશ્વરમા અનેક બગલા ખરીદી લીધા હતા

વોટસન બોગલની કપનીના માલેક પી વોટસને મોરારજીની સલાહ પ્રમાણે વર્તવાનુ છોડી દીધુ આથી મોરારજી નોટીસ આપી તેનાથી છૂટા થયા પરતુ એટલામા સટ્ટાના પવનના ઓસરવાથી અનેક પાર્ટીઓ તૂટવા લાગી મોરારજીએ એમને મોટી રકમો વ્યાજે ધીરી હતી આથી એમને ઘણી રકમોની આસામીની ખાધ લાગી અધુરામા પૂરી વોટસન બોગલની કપની પણ તૂટી એની હુંડીઓ ઉપર મોરારજીએ શાખ નાખી હતી એમને ઓચિતા એ હુંડીઓના સાચ લાખ રૂપિયા રોકડા ભરવા પડયા ઘણી મહેનતે રૂપિયા ભેગા કરી એણે પોતાની શાખ સાચવી પરતુ એમને રાતદિવસ ભારે ચિંતા ભોગવવી પડી ઓચિંતાં લીલાધર પ્રેમજીની પેઢી નબળી પડી એમા બે લાખ રૂપિયા સતા ચારે તરફથી એમને આસામીની ખાધો મોટી રકમ લાગવા માડી હતી નબળા માણસને આપઘાતનો સમય હતો મોરારજીની પુજીનો મોટો ભાગ તણાઈ ગયો રૂ અને શેરોમા પણ એમને નુકશાની થઈ છતા મોરારજીએ ધીરજ ગુમાવી નહીં

સંવત ૧૯૨૨માં પોતાના કાકાઓ સાથેના જૂના નામાની ચોકખાળ કરવાની હતી ક્યારેય હિસાબ ચોખ્ખો થયો જ નહોતો ઘણા વરસોનુ જૂનું પત્યાળુ સાફ કરવુ હતુ મોરારજીએ પેઢી ઉપર કાકાઓને બોલાવીને એમના કહ્યા મુજબ હિસાબ માડી વાળ્યો એમણે ધામ ખાધી, પણ ઘી ઢોળાયું તો ખીચડીમા છે એમ સમજી એમણે મોટુ મન રાખ્યુ

પરંતુ કુસંપને પેસવા દીધો નહીં. હિન્દુ કુટુંબોના સંયુક્ત હિસાબો આવી ઉદારતાથી મંડાતા હોય તો સારૂં.

આ વખતે અમેરિકાની આંતર લડાઇ બંધ પડવાથી રૂના ભાવો ગગડી ગયા. વેપારીઓને મોટું નુકશાન થયું. આમાં અમદાવાદના નગરશેઠને પણ આંચ લાગી. એમણે મોરારજીને મળી, બેંકો સાથેનું લેણું પતાવી દેવા વચ્ચે પડવા કહ્યું. એક વરસ બેંકો પાસે આંટા ખાઇ એમણે પતાવી દીધું. પ્રેમાભાઇ શેઠ પાસેથી ચીનાબાગ વેચાતો લઇ, પૈસા ભરવાની સગવડ કરી દીધી. ચાર્ટર બેંક અને બીજી બેંકના મેનેજરોને મૈત્રી ખાતર એમણે નાણાં ધીર્યાં હતાં. એ મેનેજરોને નુકશાન ગયું, આથી તેમણે દાનત ખોટી કરી. મોરારજીએ કોર્ટમાં ન જતાં જે આવ્યું તે લઈ સંતોષ વાળ્યો.

સટ્ટાને લીધે નાણાંભીડ થઇ. તેને અંગે મીલોના શેરોના ભાવો ગગડી ગયા. મોરારજીએ પોતાની પાસે બાકી જે નાણાં વધ્યાં હતાં તેમાંથી શેરો લેવાનું શરૂ કર્યું. આમાં એમને સારો લાભ મળ્યો. હવે તેઓ દરવરસે મહાબળેશ્વર જવા લાગ્યા. એમના બીજી પત્ની પણ બિમાર પડવા લાગ્યાં હતાં. આ વરસે બંગાલ સ્ટિમ શીપ કંપનીના ઘણા શેરો ખરીદી લીધા. તેમાં પણ એમને ઘણો નફો મળ્યો હતો. આ વરસે શેઠ ગોકુળદાસ તેજપાલ બિમાર હતા; તેમને સમજાવી દોઢ લાખ રૂપિયા સરકારને સોંપી ગોકુળદાસ તેજપાલ હોસ્પીટાલની સંસ્થાની શરૂઆત કરાવી.

મોરારજી સ્કુલમાં ગુજરાતી બે ચોપડીઓ ભણ્યા હતા. પાછળથી વેપારમાં અંગ્રેજી ભાષાની જરૂરિયાત લાગવાથી તેઓ માસ્તર રાખી ખાનગી ત્રણ ચોપડીઓ વેપારની સાથે શીખ્યા. પછી તો એક પછી એક માસ્તરો રાખી, એમણે અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ કરવા માંડયો. સારા વિદ્વાનોનો એમણે સંસર્ગ રાખવા માંડયો. એમને આતિથ્યનો શોખ હતો. એટલે એમના વિદ્વાન મિત્રો વારવાર એમને મળવા અને આતિથ્યનો લાભ લેવા આવતા હતા. જાહેર વસ્તુઓની ખૂબ ચર્ચા થતી. પ્રથમ મોરારજી માત્ર શ્રોતા હતા. વર્તમાનપત્રો વાંચવાથી એમને અનેક વસ્તુઓનો અભ્યાસ થયો. કુશાગ્ર બુદ્ધિ હોવાથી એમની ગ્રહણ-
શક્તિ તીવ્ર હતી. એમની જ્ઞાન મેળવવાની તીવ્ર ઈચ્છા હતી. આથી વાંચન એમણે વધાર્યું
હતું. યુરોપીયન સાથે પુષ્કળ સમાગમ હોવાથી એઓનો અંગ્રેજી બોલવા ઉપર કાબુ થઈ
ગયો. મહાબળેશ્વર દર વરસે જતા, તેથી ત્યાંની મ્યુનિશીપાલ કાઉન્સીલમાં સભ્ય થયા. અહીં
એમને અંગ્રેજીમા ભાષણો આપવાની ટેવ પડી. આ અભણજેવી વ્યક્તિએ જાતમહેનતથી વિશાળ
જ્ઞાન મેળવ્યું. હવે એઓ પોતાના વિચારો છૂટથી અંગ્રેજીમાં લખી શકતા હતા એમનું
સામાન્ય જ્ઞાન પૂરા પરિચયથી વધી ગયું હતું. એમણે હવે વેપાર પોતાનાં સાધનો ઉપરથી જ
કરવાનો વિચાર રાખ્યો. બહુ સાહસ કરવાનું છોડી દીધું, વેપારમાં તેમને યશ હતો, છતાં
જોખમ પણ ઘણાં મોટાં હતાં. ૧૮૬૬ થી ૧૮૬૮ સુધી એમણે વેપારમાં ૭ લાખ ખોયા હતા.

સંવત ૧૯૨૪ માં એમના કાકા પ્રેમજીનો સ્વર્ગવાસ થયો. એમને પોતાને અનિદ્રાનો
રોગ થયો. એઓ દર વરસે મહાબળેશ્વર, પુના, પંઢરપુર જતા હતા. અમદાવાદમાં રેલ
આવવાથી જલપ્રલય થયો, તેથી પ્રેમાભાઈ શેઠના આગ્રહથી મુંબઇ આવી ૪૮,૦૦૦ રૂપિયાનું
ફંડ ભેગું કર્યું આજ વરસમાં સરકારે એમને જે. પી. બનાવ્યા. પોરબંદરના રાણા સાહેબ
મુંબાઇ આવ્યા તેમને પોતાને ત્યાં ઉતારો આપી સન્માન કર્યું.

મોરારજીએ હવે જાહેરમા ભાષણો આપવા માડયા બૉમ્બે એસોશીએશનના એઓ સભ્ય હતા "કોટન ફ્રોડ બીલ" વિરૂદ્ધ તેમણે સારૂ ભાષણ જાહેર સભામા અંગ્રેજીમા આપ્યું હતું પોતાની કાકીને દ્વારકા જવાનો વિચાર થતા ખાસ સ્ટીમર ભાડે કરી, તેઓ જઈ આવ્યા ત્યાથી વેરાવળ અને પ્રભાસપાટણ ગયા, ત્યાથી પોરબદર આવ્યા ત્યા ભાટીઆ અને પુષ્કરણાઓ વચ્ચેની તકરારો પચ થઇ પતાવવા ચાર દિવસો લાગ્યા રાણાજી તરફથી ન્યાફત અને પોષાકો મેળવી, તેઓ જૂનાગઢ ગયા ત્યા ઞાતિમા લહાણુ કર્યું, નવાબ સાહેબે એમનું સારૂ સન્માન કર્યું

મોરારજી શેઠને પ્રવાસનો ઘણો શોખ હતો તેથી ડૉ ભાઉ દાજીના આગ્રહથી પ્રવાસે તેઓ નીકળ્યા સાથે પુષ્કળ રસાલો હતો તેઓ કાશી, કાનપુર અને દિલ્હી ગયા ત્યાથી અંબાલા અને કુરૂક્ષેત્ર ગયા, ત્યાથી સીમલા આવ્યા અહીં વૉયસરૉય લોર્ડ મેયો, સેનાધિપતિ અને સરકારી મોટા અધિકારીઓને તેઓ મળ્યા જયપુરના મહારાજાને પણ મળ્યા ત્યાથી અમૃતસર આવ્યા. ત્યાથી લાહોર ગયા ત્યાથી વજીરાબાદ થઇ, સ્યાલકોટ આવ્યા ત્યાથી પાલખીમા બેસી, કાશ્મીરની રાજધાની જમ્મુ આવી પહોચ્યા મહારાજાની ગેરહાજરીમા દીવાને તેમનો સારો સત્કાર કરી તેમનું આતિથ્ય કર્યું કારણ કે મોરારજી પાસે વૉયસરૉયનો ભલામણપત્ર હતો અહીંથી તેઓ કાશ્મીરનું મનોહર સૃષ્ટિસૌંદર્ય જોતાં જોતા શ્રીનગર આવ્યા મહારાજા સાહેબને મળ્યા એમનો રાજ્યના મોટા મહેમાન તરીકે જાહેર સત્કાર થયો, તેમને મહારાજાએ અનેક સાલો પોષાકો તરીકે આપી પાછા ફરતાં મરી, રાવળપીંડી, અટક, વગેરે શહેરો જોયા

મોરારજી હરિદ્વાર આવ્યા અહી યાત્રા કરી, લાહોર થઇને સહરાનપુરને રસ્તે મથુરા પહોચ્યા અહીં એઓએ વ્રજપરિક્રમા કરી, પરતુ મહારાજને સાથે રાખ્યા નહીં અને પગે ચાલવાને બદલે પાલખીમા બેસીને પરિક્રમા કરી હતી ત્યાથી મથુરાથી આગ્રા જઈ કાનપુર જોયુ પછી લખનૌ ગયા અયોધ્યાની યાત્રા કરી, અલ્હાબાદ થઇને મિરજાપુર આવ્યા વિંધ્યાચળ ઉપર વિંધ્યવાસિની દેવીના દર્શન કર્યા ત્યાથી જબલપુર આવી, આરસપહાણના પહાડો વચ્ચે વહેતી નર્મદા જોઈ અને દેશો જાતા જોતા એઓ સને ૧૮૭૦ મા મુબઈ આવી પહોચ્યા એમને દેશાટનનો ભારે શોખ હતો, તેથી પહેલી સગવડે ફરવા નીકળી પડયા

એમણે ચાર ભાગીદારો વચ્ચે એક કાપડની મિલ બાધવાની ગોઠવણ કરી હતી, પરંતુ ઝાઝા ભાગીદારો વચ્ચે મિલનુ કામ સતોષકારક થતું નહતું એટલે બે લાખ રૂપિયા નફો આપી, પોતે એ મિલ ખરીદી લીધી આઠ લાખ રૂપિયાની થાપણ ભેગી કરીને એમણે મોરારજી મિલ જાહેર સસ્થા તરીકે બાધી હતી સવત ૧૯૨૮ મા એમના બીજા પત્નીનો સ્વર્ગવાસ થયો ફરી તેમનો વિવાહ થયો તેઓ વિલાયતની મુસાફરી માટે ચાર્ટર કરવા માંગતા હતા, પણ ઉપતા પ્રસગથી એ મોકુફ રાખ્યુ.

સંવત ૧૯૩૦ માં એઓ દક્ષિણની યાત્રાએ સીધાવ્યા શ્રીરગેશ્વર જવા માટે ૨૫ જણાનો રસાલો લીધો સોલાપુર એક દિવસ રહીને કૃષ્ણા ગયા. ત્યાથી તિરૂપતિ બાલાજી આવ્યા બાલાજીનો પ્રસાદ મરયાદી હોવા છતા એમણે આરોગ્યો ત્યાથી શિવકાંચી—વિષ્ણુ કાંચીની યાત્રા કરી કામ હોવાથી પાછા મુબઈ આવ્યા ત્યાથી બેંગલોર કુટુબ સાથે ગયા ત્યાથી મારસોર આવી મહારાજા સાહેબની મુલાકાત લીધી નીલગીરી ઉપર ઉટાકામડ જોઇને ગાડે કોઈમ્બતુર પહોચ્યા ત્યાંથી ચરોડા સ્ટેશન થઇને ત્રિચિનાપોલી આવ્યા. શ્રીરગજીના

મોટા મંદિરમાં દર્શન કર્યાં. ત્યાંથી નેગાપટમ આવ્યા. ત્યાં ૨૦૦ ટનના બેગ નામના વહાણને ખાસ ચાર્ટર કરી, રામેશ્વર તરફ ઉપડયા, રસ્તામાં ભારે તોફાનમાં એઓ સપડાયા; માંડ બચી તેઓ રામેશ્વર આવ્યા. ત્યાં ત્રણ દિવસ રહી સેતુની મુલાકાત લીધી. એમણે લંકા જવા ગોઠવણ કરી, પરંતુ મુંબઈ જલદી આવવાની તાકીદ આવવાથી તે વિચાર માંડી વાળ્યો.

શ્રીરામેશ્વરથી મદુરા આવી પહોંચ્યા. મીનાક્ષી દેવીનાં દર્શન કરી, અપૂર્વ કારીગરીનું મંદિર જોયું. ત્યાંથી શ્રીરંગજી થઈને તંજાવર આવ્યા. ત્યાંથી સીધા મુંબઈ માટે ઉપડયા. અહીં પોતાની પુત્રી બહેન ઢબુના વિવાહ મોટી ધામધુમથી કર્યા. રાજરજવાડાંઓ તરફથી મોટા શિરપાવો આ પ્રસંગે તેમને મળ્યા હતા. એ સમયે મોરારજીએ પોતાની બોમ્બે યુનાઇટેડ મિલ પોતાના મિત્ર શેઠ ખટાઉ મકનજીને વેચી દીધી. સવત ૧૯૩૧ માં એમણે મોટી સોલાપુર મિલનો પાયો નાંખવાનું કામ કર્યું. હવે દરેક મહાન પુરૂષનો તે મુંબઈ આવતાં આદર-સત્કાર કરતા હતા. દરેક મહાન અધિકારીને પોતાની મિલ જોઈ જવા એઓ સાથે લઇ જતા હતા. વાઈસરોય લોર્ડ નોર્થબ્રુકને પણ તેડી ગયા હતા. અંડર સેક્રેટરી ઑફ સ્ટેટ સર લુઇસ મેલેટને પણ તેડી ગયા હતા.

સને ૧૮૭૫ માં એઓ કલકત્તે ગયા, મોટા અધિકારીઓ સાથે એમને આગળની પીછાન હોવાથી સર્વત્ર એમનું સન્માન થતું. એમને પાર્ટીઓમાં આમંત્રણ મળતું હતું. જાહેર પુરૂષ તરીકે હવે તેઓએ મહત્તા મેળવી હતી. કલકત્તાથી આવી રાણીગંજ જઈ, કોલસાની ખાણમાં નીચે ઉતરી, સર્વે જોયું હતું. કલકત્તામાં શણની મિલો પણ જોઇ હતી. બૈજનાથમાં શ્રી શંકરનાં દર્શન કરવા ગયા. ત્યાંથી ચુનાર થઇને હોડીયામાં બેસી શ્રીકાશી આવ્યા. શ્રીબનારસના રાજાના અતિથિ થઇને સન્માન મેળવ્યું. ત્યાથી લખનૌ, કાનપુર, ને આગ્રા થઇને ગોકુળમથુરા આવ્યા. સર્વ સ્થળના જાહેર પુરૂષોએ તેમનું સુંદર આતિથ્ય કર્યું. મથુરામાં તેઓ મહાસમૃદ્ધિશાળી શેઠ લછમનદાસના અતિથી થયા હતા. કાકા હરજીવનની માંદગીનો તાર આવવાથી મુંબઈ આવી પહોંચ્યા.

સોલાપુર ખાતે દુષ્કાળને લીધે લોકોમાં ભૂખમરો શરૂ થયો. આથી ફેમીન કમિટીના સેક્રેટરી તરીકે એમણે કામ ઉપાડયું. સૌને સતોષ થાય તેમ એ કામ પૂરૂં કર્યું. આ જ વર્ષે અકલકોટના સ્વામિનાં દર્શન કરવા તેઓ અકલકોટ આવ્યા. રાણી વિકટોરીઆએ કૈસરે હિન્દની પદવી ધારણ કરી તે માટે લોર્ડ લીટને મોટો દરબાર ભર્યો, ત્યાં એમને આમંત્રણ મળ્યું. પરતુ દુકાળના કામને લીધે જઈ શકયા નહી. જુનાગઢના નવાબની મૈત્રિનો લાભ લઇ એમની પાસેથી દુકાળ ફંડ માટે રૂા. ૫૦૦૦) ભરાવ્યા સને ૧૮૭૬ માં સોલાપુર મિલને ચાલુ કરવાની ક્રિયા મોટી ધામધુમથી કરી.

મોરારજી સને ૧૮૭૭ માં કાઠિયાવાડના પ્રવાસે ફરી ચાલ્યા. હવે દરેક રજવાડા સાથે એમને ગાઢો સંબંધ બંધાયો હતો ઘણાંખરાં રજવાડાં એમને ત્યાં જ ચીનાબાગમાં ઉતરતાં હતાં. તેઓએ પોતાના પુત્ર ધર્મસિહના ચૌલસસ્કાર પોરબદરમાં જઇને કર્યા. ભાટીઆની ન્નાતિમાં કુસંપ હતો તે દૂર કર્યો. જુનાગઢમાં નવાબ સાહેબ પાસે પુષ્કળ સત્કાર પામ્યા. ગોંડળમાં માન મેળવી, રાજકોટના પ્રાહુણા બન્યા. અહીં એમના બીજા પુત્ર નરોત્તમના જન્મની વધાઈ મળી. ધ્રોળના ઠાકોર સાહેબની મહેમાનગીરી પામી એઓ જામનગરના આતિ-

થના ભોક્તા થયા ખભાળીઆની ભાટીઆ નાતનુ કુસંપ ટાળવા ખભાળીએ આવ્યા એમણે સમાધાન કર્યું, પોરબદર આવી પોતાની જ્ઞાતિમા કેટલાક સુધારા કર્યા ત્યાથી મુબઈ આવ્યા

સને ૧૮૭૮ મા એમને સરકાર તરફથી સી આઈ ઈ નો ઈલ્કાબ મળ્યો લાયસેન્સ ટેક્સ ઉઘરાવવા માટે લોકો ઉપર સખ્ત દબાણ થતુ હતું, એટલે એમણે એની વિરૂદ્ધ સખ્ત જુબેસ ઉપાડી એ જ વરસમા એમને મુબઈ ધારાસભાના સભ્ય નિમવામા આવ્યા એ જ વરસમા એઓ ઇસ્ટ ઇંડિયા એસોસીએશનના ઉપપ્રમુખ થયા જાહેર બાબતોનો હવે એમનો અભ્યાસ પીઢ થયો હતો એઓ કાઉન્સીલમા બિલોનો ઊંડો અભ્યાસ કરીને તેમા સુધારા સૂચવતા હતા ચર્ચા–વાદવિવાદમા સારો ભાગ લેતા હતા મિલ ઓનર્સ એસોસીએશનમા પણ આગળ પડતો ભાગ લેતા હતા આ વખતે સેનાધિપતિ સર ચાર્લ્સ ગ્રેવલી સાથે એમને મોટો મૈત્રીસબધ બધાયો, તે ઘણો વખત સુધી ચાલુ રહ્યો તેઓ મ્યુનિસિપાલિટીના પણ સભ્ય બન્યા હતા જાહેર કામ અને પોતાની મિલોના કામનો એમના ઉપર મોટો બોજો હતો યુનિવર્સિટીના ફેલો પણ તેઓ નિમાયા હતા

મોરારજી શેઠ સરકારનિયુક્ત સભ્ય હતા, પરતુ એમની વલણ પ્રજા તરફ દરેક પ્રશ્નમા રહેતી હતી ઑફીસીઅલ બિલોનો તેઓ વિરોધ કરતા હતા સ્વદેશાભિમાનની તેમને તીવ્ર લાગણી હતી જસ્ટીસ રાનાડે જેવા મહાન હિન્દીઓની તેઓ મૈત્રી ધરાવતા હતા સને ૧૮૮૦ મા વૉયસરૉય લોર્ડ રીપન એમની મિલ જોવા આવ્યા એ જ વરસમા એમને સર કારે બીજી વાર ધારાસભાના સભ્ય નીમ્યા

તા ૨૭ ઓક્ટોબરના એક ટાગો અને ટટુની જોડ લેવા માટે ઘોડાના વેપારીને ત્યા ગયા ટટુઓએ તોફાન કર્યું શેઠનું ઘુટણ પડવાથી મચકાઈ ગયુ ડૉક્ટરની સારવાર છતા એમના સાધારણ રોગે મોટુ સ્વરૂપ લીધુ, તાવ અને સોજો ચડી આવ્યા આ રીતે ૪૬ વરસની ઉમરમા જ મોરારજીનો સ્વર્ગવાસ થયો એઓ પોતાની પાછળ બે પુત્રો અને અઢળક સંપત્તિ તથા મિલો મૂકી ગયા હતા

# મુસ્લિમ યુગના કેટલાક શિલાલેખો

( લે. રા. રા. સૈયદ નુરૂદ્દીન હુસેન એહમદહુસેન કાઝી, ભરૂચ )

[ભરૂચના મુસ્લિમ યુગના શિલાલેખોના અનુવાદો, આ પહેલાં પ્રસ્તુત "ત્રૈમાસિક"ના સને ૧૯૩૯ ના ઑકટોબર–ડિસેમ્બરના પુ. ૪, અંક ૩માં મારા મિત્ર રા. ધનપ્રસાદ ચંદાલાલ મુનશીએ મારી તરફથી છપાવી પ્રકટ કરેલા છે. પણ તે વખતે શહેર તથા જિલ્લાના બીજા કેટલાક શિલાલેખો શોધખોળ કરવાને લીધે તથા મારી અંગત રોકાણોને લીધે છપાવવાના રહી ગયા હતા, તેને અસલ ઈબારત તથા તેના અનુવાદ સાથે છપાવવા યોગ્ય ધાર્યું છે: જેથી કરીને સાહિત્યના શોખીનોની જાણમાં આવતાં, એ પર વધુ પ્રકાશ મેળવી શકાય.

ભરૂચ શહેર ઘણું જૂનું શહેર છે. તે જિલ્લામાં કેટલીક ઐતિહાસિક જગાઓ છે; જ્યાંના આ ઉપરાંત બીજા કેટલાક શિલાલેખો પ્રકાશમાં લાવવા જેવા રહી ગયા હશે. અત્રે શહેરમાં પણ કેટલાક છૂટાછવાયા શિલાલેખો હોવાનું મારી જાણમાં છે. પરંતુ આ કામ કેટલું મુશ્કેલીભરેલું ને શોધખોળ કરવા જેવું છે તે સાહિત્યના શોખીનો સારી રીતે સમજી શકે છે.

અત્રેની લાઇબ્રેરીઓમાં ઐતિહાસિક સાધનોની ચોપડીઓ બરાબર નહીં હોવાને લીધે યથાશક્તિ ને જાતિશોધખોળ કરી છપાવવા તજવીજ કરી છે. તેથી એમાં કંઈ ભૂલચુક જણાય તો તે માટે દરગુજર ચાહુ છું.

શહેરના મંદિરમાં, તથા ખાનગી જગાઓમાં કેટલાક જૂના શિલાલેખો હશે, તેમને પ્રકાશમાં લાવવા માટે કોઈ શોખીન હિન્દુ ગૃહસ્થ શ્રમ લે તો ઘણું જાણવાનું મળે. નુરૂદ્દીનહુસેન.]

## ( ૧ )

## શહેર ભરૂચની જુમ્મા મસ્જિદમાં આરસપહાણની મહેરાબ પર કોતરેલા શિલાલેખો–( હી. સ. ૯ માં સૈકાના )

### ગુજરાતના સુલતાનોનો સમય

( ૧ )

"બિસમિલ્લા હિર્રહેમાન નિર્રહીમ." "કાલલ્લાહો તબારક વ તઆલા" "વ અન્નલ મસાજિદા લિલ્લાહે ફલા તદઊ મઅલ્લાહે અહદા"; "વ કાલન્નબીયો સલ્લલ્લાહો અલયહે વ સલ્લમ" "મન બિના લિલ્લાહે મસ્જિદન લે યબતગી બિહી વજહિલ્લાહે

---

**નોંધ**—ત્રૈ. પુ. ૪ અં. ૩ (૧૯૩૯)ના મારા શિલાલેખોવાળા લેખમા પા. ૩૧૬ માં લેખ નંબર ૧૧મા તેની પાદનોંધની છાપમા ભૂલ થએલી છે, તેથી તેમા તેનો નીચે મુજબ સુધારો કરવાનો છે—

"અમીર ચંગીઝખાનના અવસાન પછી તેનો મૃત દેહ ભરૂચથી તેનો ભત્રીજો રૂસ્તમખાન અમદાવાદ દફન સારૂ લઈ ગયો હતો," એમ છાપેલું છે તેમા "ભરૂચથી" ને બદલે "અમદાવાદથી," અને "અમદાવાદ" ને બદલે "ભરૂચ" સુધારી વાચવું. એ ઉપરાંત ઉપરના નબર ૧૧ વાળા લેખની નીચે "કાઝીસાહેબની નોંધ"ના મથાળા હેઠળ જે પાદનોંધ લખી છે તે નંબર (૮)માં શિલાલેખ જોડે સબંધ રાખે છે, તેથી તેનો સબંધ તેની સામે ગણવો, ને તેની નીચે "લેખ"ના મથાળા નીચે અનુવાદ છાપેલો છે, તે ઉપલા નબર (૧૧) સાથે સંબંધ રાખે છે, માટે તે પ્રમાણે ગણી વાચવું.

નુરૂદ્દીનહુસેન

બિનલ્લાહો મિસલુહુ ફિલ જન્નહ " "વ કાલા અલયહિસ્સલામ મન બિના લિલ્લાહે " મસ્જિદન વલૌમુફ્હિસા કતઅતિન બિનલ્લાહો લહુ બયતન ફિલ જન્નહ, " 'વ અન્હો અલયહિસ્સલામ " બશ્શિરિલ મશ્શાઈના ફિઝ્ઝુલ્મો ઈલલ મસાજિદે બિન્નૂરે–તામ્મે યવમિલ કયામતે "

(ભાષાન્તર)

(શરૂ કરૂ છુ હું) અલ્લાહના નામથી (કે જે) મહાન દયાળુ દયા કરનાર છે

પવિત્ર ને સ્તુતિવાળા ખુદા (Blessed & Exalted, God)

" અને [1]નિસદેહ [2]મિજ્દાના સ્થાનો (મસ્જિદો) અલ્લાહને માટે જ ખાસ છે, જેથી (તેમા) અલ્લાહની સાથે બીજા કોઇને પોકારો નહીં " ને (ખુદાના) રસૂલ ફરમાવ્યુ (જેમના પર તેના દુરૂદ તથા સલામ હોજો,–" જે શખસ ખાસ ખુદાને માટે મસ્જિદ બનાવે તેને માટે જન્નતમા ખુદા તેવુ (ઘર) બનાવશે " ને (ખુદાના નબીએ) ફરમાવ્યુ (જેમના પર તેના સલામ હોજો) જે શખસ અલ્લાહને માટે મસ્જિદ બનાવે, અગર જે તે નાની ચકલીના માળા જેટલી હોય (તો પણ) અલ્લાહ જન્નતમા તેને માટે ઘર બનાવશે " "અને આ (હદીસ) પણ તેમનાથી (ખુદાના નબીથી) વર્ણન થએલી છે, જેમના પર તેના સલામ હોજો, "—કે " અંધેરી રાત્રીઓમા મસ્જિદો તરફ પગે ચાલીને (નમાજ માટે) જનારાઓને કયામતને દિવસે સંપૂર્ણ નૂર (રોશની) સાથે (જવાની) ખુશખબર આપે "

મજકુર મહેરાબની નીચે બીજો શિલાલેખ

(૨)

" લા ઈલાહા ઈલ્લલ્લાહો મુહમ્મદુર રસુલુલ્લાહ ઉદ્ખુલૂહા બેસલામિન આમેનીન "

(ભાષાન્તર)

ખુદા સિવાય બીજો કોઈ માઅબુદ નથી, મુહમ્મદ ખુદા તરફથી મોકલેલા (પેગમ્બર) છે, ૧ (તેમને કહેવામા આવશે) કે તેમા સલામતી અને અમન અમાન સાથે દાખલ થાઓ)

નોંધ —ઉપરના બન્ને શિલાલેખોમા સાલ નથી પણ તેમની લિપિ પરથી એ લેખો હી સ ૯ મા સૈકાના (ગુજરાતના સુલતાનો સમયના) હોવાનું જણાય છે મસ્જિદની ઉત્તરના ગુબજમા, દિલ્હીપતિ સુલતાન ગ્યાસુદ્દીનના સમયનો હી સ ૭૨૧ નો લેખ મોજુદ છે, જેનું ભાષાન્તર મારા આગલા (પુ ૮ ૩) લેખોના ભાષાન્તરો સાથે પ્રકટ થએલુ છે તે સાલ પછીના એ શિલાલેખો હોવાનુ મારૂ માનવુ છે કેમકે ભરૂચ શહેરની મસ્જિદો તથા રોજાના ગુજરાત સુલતાનો તરફથી બનાવરાવેલા ચાર શિલાલેખો મોજુદ છે, જેમાનો વરૂનો હી સ ૮૧૯(ઇ સ ૧૪૧૫–૧૬) નો શહેરની પૂર્વમા, મખદૂમશાહ શરફુદ્દીન મીરના રોજા પરનો છે તેની શરૂઆત હી સ ૮૧૧ મા એહમદખાનની શેહઝાદગી વખતમા હોવાનો એમાં ઉલ્લેખ છે એટલે બનવા જોગ છે કે આ લેખો પણ એહમદખાન (સુલતાન એહમદ ૧ લા)ના વખતના હશે

મજકુર મહેરાબની ડાબી બાજુની એ જ મસ્જિદની બીજી મહેરાબમા વચમા નાનો શિલાલેખ મોજુદ છે, જેમા એ મહેરાબમા કોતરાયેલા બીજા શિલાલેખ જેવો છે, પહેલા કલમાના અક્ષરો કોતરાયલો શિલાલેખ છે એ લેખ પણ એ વખતનો જૂનો છે

---

1 કુરાને મજીદ (ગુ અનુવાદ) બા. ૨૯, પ્રકરણ ૭૨, પા ૭૮૫

2 કુરાને મજીદ (ગુજરાતી અનુવાદ) અજબ પ્રેસ સૂરએ હિજર, પા. ૩૩૪

મસ્જિદની મહેરાબનો મોટો શિલાલેખ, જેમાં મસ્જિદ બનાવવાની ફઝીમન( )નો શિલાલેખ, જે ઉપર વર્ણવવામાં આવ્યો છે, તેવો શિલાલેખ શહેરની બીજી મસ્જિદોમાં જોવામાં આવતો નથી. એમાં એક જ લેખમાં ત્રણ હદીસો મસ્જિદની ફઝીમનની એકઠી લખાયલી છે, એ નોંધવા લાયક છે.

---

( ૨ )

તઘલગયુગ

## ચુનારવાડાની મસ્જિદમાં, હોજની સામેની પશ્ચિમ તરફની દીવાલમાંના બે શિલાલેખો, (આઠમા સૈકાના)

( ૧ )

"કાલલ્લાહો તઆલા વ અન્નલ મસાજિદા લિલ્લાહે તઆલા ફલા તદઊ મઅલ્લાહે "અહદા." "કાલા અલયર હિસ્સલામ, મમ ગિના લિલ્લાહે મસ્જિદન વલવ બે કદરે મુફહ્‌િસા "કતઅતિન બિનલ્લાહો લહુ બયતન ફ્રિલ જન્નહ."

### ભાષાન્તર

ફરમાવ્યું અલ્લા જે સ્તુતિવાળો છે—" અને નિઃસદેહ સિજદાનાં સ્થાનો (મસ્જિદો) અલ્લાહને માટે જ ખાસ છે, જેથી (તેમાં) અલ્લાહની સાથે બીજા કોઇને પોકારો નહીં."

ફરમાવ્યું (ખુદાના રસુલે) 'જેમના પર તેના સલામ હોજો—'જેણે ખુદાને માટે મસ્જિદ બનાવી અગર જો તે નાની ચલ્લીના માળા જેટલી પણ હોય, (તો પણ) અલ્લાહ તેને માટે જન્નતમાં ઘર બનાવશે.'

( ૨ )

"કાલલ્લાહો તબારક વ તઆલા વ અન્નલ મસાજિદ લિલ્લાહે ફલા તદઊ મઅલ્લાહે અહદા કાલન્નબીઓ અલયહિસ્સલામ, મમ બના લિલ્લાહે મસ્જિદન વલવ બે કદરે મુફ્‌હ્‌િસા કતઅતિન બિનલ્લાહો લહુ કસરન ફ્રિલ જન્નહ. સદકલ્લાહુલ અલીયિલ અઝીમ, વ સદકા રસુલહુન્નબીયુલ કરીમ."

### ભાષાન્તર

ફરમાવ્યું પવિત્ર ને સ્તુતિવાળા અલ્લાહે—"અને નિઃસદેહ સિજદાના સ્થાનો (મસ્જિદો) અલ્લાહને માટે જ ખાસ છે, જેથી (તેમાં) અલ્લાહની સાથે બીજા કોઇને પોકારો નહીં."

ફરમાવ્યું (ખુદાના) નબીએ, જેમના પર તેના સલામ હોજો કે ' જેણે અલ્લાહને માટે મસ્જિદને બનાવી અગર જો તે નાની ચલ્લીના માળા જેટલી પણ હોય, (તો) અલ્લાહ તેને માટે જન્નતમાં મહેલ બનાવશે.' સાચો છે ખુદા જે સૌથી મોટો છે, ને સાચા રસુલ જે તેના દયાળુ નબી છે.'

**નોંધ**—ઉપલા બંને લેખોની સાલ નથી. પરંતુ તેમની લિપિ પરથી એ બંને સાતમા આઠમા સૈકાના હોય એમ લાગે છે. સને ૧૯૩૯ ના ઓકટોબર-ડિસેમ્બર માસના (પુ. ૪. અં. ૩) શ્રી ફાર્બસ ગુજરાતી સભા-ત્રૈમાસિક અંકમાં છપાયલા 'મારા શિલાલેખો' વિષે રા. મહમદ ઉમર કોકિલે પૂરવણીમાં પા. ૩૧૮-૧૯ માં લખેલા લેખમાં ડા. ચુગતાઇના વિશેષ લેખોમાં ચુનારવાડાના ત્રણ લેખો પૈકી બે લેખોને તઘલગ યુગના ગણેલા છે તે આ જ લેખો છે. તેથી મેં મારા બાકી રહેલા શિલાલેખોમાં એનો સમાવેશ કરી તેમનો અનુવાદ પ્રકટ કર્યો છે.

આ લેખો મસ્જિદની ફઝીલત (                    ) માટેના છે, તેમની ઈબારતમા સહેજ ફેરફાર છે

ચુનારવાડાની મસ્જિદમાના મારા બીજા લેખો પહેલાના લેખોના અનુવાદ છપાઈ ગએલા છે હવે એમા હી સ ૧૧૦૦ નો શિલાલેખ કૂવા બાબતનો ઉકેલ કરવાનો રહેલો છે તેની ઈબારત બરાબર સમજમા નહીં આવવાને લીધે તેનો અનુવાદ ઈનશાઅલ્લાહ આયદે ઉકેલ કરી પ્રકટ કરાવવા વિચાર છે, સદરહુ લેખ પુનાના આર્કીયોલોજીકલ સર્વે ખાતા તરફથી ડૉ મહમદ નાઝીમે, સને ૧૯૩૮મા ગુજરાતના શિલાલેખોમા, ભરૂચના શિલાલેખો (જે મારી યાદી પરથી) "એપીગ્રાફીકા ઈન્ડો મોસ્લેમીકા" નામની ચોપડીમા છપાયલો છે, તેના અક્ષરો ઘસાઈ જવાને કારણે ડૉ નાઝીમે પણ એના ઉકેલની અસપૂર્ણતા જણાવેલી છે સદરહુ મસ્જિદમા શહેરની બીજી મસ્જિદો કરતા શિલાલેખોનો સગ્રહ વધારે હોવાથી ને સદરહુ મસ્જિદ શહેરના મુસલમાન લત્તામાની એક હોવાથી અનુમાન થાય છે કે મુસ્લિમ સમયમા એ મસ્જિદનુ મહત્વ વધુ હશે એમા લગભગ ૩ શિલાલેખો તઘલગયુગના, બે લેખો ગુજરાત બાદશાહોના વખતના, ને એક હી ૧૧૦૦વાળો (ઘણુ કરીને) ભરૂચના સ્વતત્ર નવાબી વખતના છે

---

( ૩ )

## ગુજરાતની સુલતાનોનો સમય

### જબુસરની જામે મસ્જિદમા, વચલી મહેરાબ પરનો લેખ

### હી સ ૯૧૪-(ઈ સ ૧૫૦૮)

"કદ તમ્મા હાઝિહિલ ઈમારતિલ મસ્જિદે બે અમરિસ સુલતાનુલ આઝમ, મુઝફ્ફર "શાહ બીન મહેમૂદશાહ અસસુલતાન, મદ્દલ્લાહો ઉમરહુ, ફી મને અરબા અશર વ તિસઆ મિઅયહ"

ભાષાન્તર

મહાન સુલતાન મુઝફ્ફરશાહ ઇબને મેહમુદશાહ અસ સુલતાન,—ખુદા એની ઉમર દરાઝ કરે,—ના હુકમથી આ મસ્જિદની ઇમારત સને નવસો ને ચૌદમા નિશ્ચય સપૂર્ણ થઇ.

નોધ—મદરહુ લેખ અરબી ભાષામા મોટી નસતાલીક લિપિમા કોતરેલો છે એ લેખમા હી સ ૯૧૪ની સાલ લખેલી હોવાથી, સવાલ પેદા થાય છે કે, સુલતાન મેહમૂદ બેગડાના વખતમા આવી રીતે કેમ લખાયો હશે તે સમજાતુ નથી સુલતાન મેહમૂદ હી સ ૯૧૭મા ગુજરી ગયો છે ને એ જ સાલમા મુઝફ્ફરશાહ( શાહ ઝાદા ખલીલખાન )નો રાજ્યાભિષેક થએલો છે આ લેખ બાબત મે ગુજરાતના ઇતિહાસના માહીતગાર અને ફારસી જાણનારા મારા કેટલાક ઓળખીતા સાહેબો સાથે ચર્ચા કરી જોતા તે પણ આનો ઉકેલ કરી શકયા નહીં મારા મત પ્રમાણે એ લેખ, શાહઝાદા ખલીલખાન કે જે વડોદરાનો સૂબો(ગવર્નર) હતો, તેની સુબાગીરીના સમયમા લખાવરાવેલો હશે ખલીલખાનના વખતનો હી સ ૯૧૧નો એક લેખ આપણને આમોદ પાસે, મકબૂલાબાદ( કેટલાકોએ આમોદને મકબુલાબાદ તરીકે ઓળખાવ્યુ છે, ને કેટલાકોએ આમોદ પાસે જૂદુ પરૂ ગણેલું છે )ના પરામા, તળાવ પાસેની જૂની મસ્જિદમાં મળે છે, જેનું ભાષાન્તર માસ આગના (પુ ૪ અં ૩ પા ૩૧૧-૮) ભરૂચના શિલાલેખોમાં છપાયલું છે

શાહઝાદા ખલીલખાનનું મોસાળ આમોદ હોવાને લીધે બનવા જોગ છે કે આવી રીતે એ લેખ એની સુબાગીરીમા લખાવરાવ્યો હોય

મિરાતે સિકંદરીમાં વર્ણવ્યા મુજબ, ખલીલખાનની મા, ને સુલતાન મેહમૂદ બેગડાની બેગમ મહીકાંઠાના રાણા નાગરાણાની દીકરી થતાં હતાં, જેમનું નામ હીરાબાઈ હતું. તપાસ કરતાં સદરહુ બાઈ આમોદના તે વખતના મોલેસલામ ગરાસીઆ, રાણા નાગરાણા, (કે, જે હાલના આમોદ ઠાકોરસાહેબ, નવાબ સર નહારસીંગજી ઇશ્વરસીંગજીની ઉપરની પેઢીમાં થઈ ગએલા છે) તેની કુવરી હતાં.

સદરહુ લેખમાં, આશીર્વાદ માટે, "મદ્દલ્લાહો ઉમરહુ" એટલે ખુદા એની ઉમર દરાઝ કરે, એ શબ્દો લખાયલા હોવાથી, સાબિતી થાય છે કે એ લેખ ખલીલખાનના વખતનો છે, કેમકે સુલતાન તરીકે લખાયું હોત તો, તે માટે બાદશાહો માટે લખાતા શબ્દો, "ખલ્લદલ્લાહો મુલ્કહુ વ સલતનહ"ના શબ્દો એટલે ખુદા તાલા' એનો મુલ્ક તથા તેની સલતનત હંમેશ કાયમ રાખે, એ શબ્દો લખાયા હોત.

---

(૪)

ગુજરાતના સુલતાનનો સમય

## ફુરજા પાસે નેકઝન માઈની મસ્જિદમાં પ્રવેશ આગળના પથ્થરનો અરબી શિલાલેખ–હી. સ. ૯૩૫

"કદ હકમલ ઇત્તેહાદ...મિમ્બર...ખૈરૂલ અખ્યાર વલ ઇખ્તિયાર...જામે...ફઝલ શેખ
"ખતીબ ફાઝિલ લિલ મુરદદલ...અઅલા સકા હુમા મિન કાસિલ વિલાયા.
"તિસઆ મિઅયા ખમ્સ વ સલાસીન હિજરીયતુલ મુહમ્મીદીઆ અલયહિસ સલાતો
"વસ્સલામ રેહમતુલ્લાહે વલ ગુફરાન."

### ભાષાન્તર

સને નવસો પાંત્રીસ હીજરી મુહમ્મદની, જેમના પર ખુદાના દુરૂદ તથા સલામ, ને તેની રેહમત તથા બખશીશ થજો.

**નોંધઃ**—ઉપલા શિલાલેખની શરૂઆતની અરબી ઇબારત ઘીચ લખાયલી હોવાથી એનું વાચન મુશ્કેલ છે, તેથી તેનો તરજુમો થઈ શકયો નથી. એની સન હીજરીવાળી ઈબારતનો તરજુમો કર્યો છે. ઉપલા લેખમાંના કેટલાક શબ્દો પરથી અનુમાન થાય છે કે સદરહુ મસ્જિદ કોઈ ફઝીલતવાળા (સાક્ષર) શેખ ખતીબ નામના ગૃહસ્થના વખતમાં એ મસ્જિદનો તથા મિમ્બરનો (મેહરાબ) નો પાયો નાખવામાં આવ્યો હશે. લેખની અધુરી ઇબારતને લીધે એ લેખ "નેકઝન માઈ"વાળી મસ્જિદને લગતો છે કે બીજી મસ્જિદને લગતો છે તે પણ જણાવવું મુશ્કેલ છે. નેકઝન માઈની મસ્જિદવાળો મહોલ્લો પણ ઘણો જૂનો હોવાથી માનવાને કારણ મળે છે કે એ મસ્જિદ પણ ઘણી જૂની જગા હતી. **નેકઝન માઈ** (ભક્તિવાળી બાઈ) કોણ હતાં, કયારે આવેલાં, એ મસ્જિદ તેમણે કયારે બનાવી હશે તે જણાવવું મુશ્કેલ છે. પરંતુ એ જ મસ્જિદમા, મસ્જિદની બહાર પશ્ચિમ તરફ સહેનમાં એમની કબર આવેલી છે તેથી એ મસ્જિદનુ નામ એમના નામ પરથી (એમને એમાં દફનાવવાને લીધે) કે તે પહેલાથી અપાયું હશે, તે જણાવવું મુશ્કેલ છે નેકઝન માઈનું ઉરસ એ જગ્યાએ દર વર્ષે શાબાન–૧૪મી તારીખે થાય છે. સદરહુ મસ્જિદની છત પર ગુજરાતીમાં, છત બનાવ્યાની સાલ **ગુજરાતી ભાષામાં** નીચે પ્રમાણે લખી છે.

"એ છતની બીના સંવત ૧૯૧૩ ચૈતર શુ. ૧૫ વાર શુકર તા. ૧૪ શાબાન હી. ૧૨૭૪ ને વાર શુકર ને રોજ કરી છે."

---

( ૫ )

મુગલ સુલતાનનો સમય

## બાબા રૈહાનની દરગાહ નીચે ઇમાદુલ મુલ્કના રોજાની અંદરનો શિલાલેખ
## હી સ ૧૦ મું સૈકુ

"અલ્લાહો લા ઈલાહા ઈલ્લા હુવલ હૈયુલ કૈયુમ, લાતખુઝુહુ સિનતુન વલા નૌમ, લહુ માફિસ સમાવાતે વમા ફિલ અર્દે, મન ઝલ્લઝી યશ ફઓ ઇન્દહુ ઈલ્લા બે ઈઝનેહ, યા અલમો મા બૈના ઐદીહિમ વમા ખલ્ફહુમ વલા યુહીતૂના બે શયઈન મિન ઈલ્મીહી ઈલ્લા બિમા શાઆ, વસેઆ કુરસિયુ હુસ સમાવાતે વલ અર્દા વલા યઊદુહુ હિફ્ઝહુ મા વ હુવલ અલિયુલ અઝીમ "

"અલ્લાહો લા ઈલાહા ઈલ્લા હુવા લયજ મઅન્નકુન ઈલા યવમિલ કયામતે લારયબા ફીહે વ મન અસદકો મિનલ્લાહે હદીમા "

ભાષાન્તર

'[1]અલ્લાહ તે છે કે જેના સિવાય અન્ય (કોઈ) પૂજ્ય નથી, તે અમર (અને) અનાદિ છે, ન તેને ઝોકુ આવે છે, અને ન ઉંઘ, જે કોઈ આસમાનો અને ઝમીનોમા છે તે (સઘળુ) તેનું જ છે, કોણ એવો છે જે તેની આજ્ઞા વિના તેની હજુરમા (કોઈના માટે) ભલામણ કરી શકે, તે લોકોના ભવિષ્ય તથા ભૂતકાળની હકીકત જાણે છે, અને લોકો તેના જ્ઞાનમાંના તણખા બરાબર જ્ઞાનની પણ હદ બાંધી શકતા નથી, સિવાય તેના કે જેટલું તે ચાહે તેનું રાજ્યાસન આકાશો અને ઝમીનોમામા ફેલાયલુ છે, અને એ બનેનું રક્ષણ તેને (જરાય) બોજારૂપ લાગતુ નથી, તે ઉચ્ચ મોભા (અને) બુઝુર્ગીવાળો છે '

'[2]અલ્લાહ (કે જેના) સિવાય અન્ય કોઈ પૂજ્ય નથી, કયામતના દિવસે તમો સઘળાઓને અવશ્ય ભેગા કરશે કે જેના આવવામાં સ્હેજ પણ સંદેહ નથી, અને વાતોમા અલ્લાહથી વધારે સાચુ (બોલનાર) કોણ છે?'

**નોંધ**—મઝકુર શિલાલેખ, ઇમાદુલ મુલ્કના રોજાની અંદર ચૂના તથા ઇંટોના ચણતરવાળી દીવાલમા કોતરેલો છે માગ અને મોટા અક્ષરે આવી રીતે લખાયલા લેખો એ જ રોજામા નજરે પડે છે બીજા લેખો પણ નાના મોટા, શણગાર તરીકે એમા છે, પરંતુ ચૂનો ચઢાવવાની રીતને લીધે તેનો ઉકેલ મુશ્કેલ છે ચૂનાની ગચ્ચીમા માગ અક્ષરે કોતરવુ, એ કારીગીરી છે આ લેખ, ગુજરાતના સુલતાન જેવી પદવી ભોગવનાર, ને ભરૂચના મોટા અમીર ચિંગીઝખાન બિન ઇમાદુલ મુલ્કે પોતાના બાપ ઇમાદુલ મુલ્ક(અસલન ખાન રૂમી)ના રોજા પર તેની શહાદત પછી હી સ ૯૬૭(ઇ સ ૧૫૫૯-૬૦) મા કોતરાવેલા લેખના વખતનો છે આ રોજામા ચિંગીઝખાનને પણ દફનાવેલો છે ચિંગીઝખાન હી સ ૯૭૬(૧૫૬૮)મા તેના અમીર હબશી ઝુઝારખાનના હાથે, અહેમદાબાદમા શહીદ થયો હતો, જ્યાથી તેની લાશને તેના ભત્રીજા રૂસ્તમખાને લાવી દફન કરી હતી એટલે મારી માન્યતા મુજબ રોજામાના લેખો પણ રોજો બનાવતી વખતના જ છે, જે બરકત માટે,

૧ કુરાને મજીદ (ગુજરાતી અનુવાદ) અન્જમન પ્રેસ, પા ૫૧, ભાગ ૩ જો, સુરએ અલ બકરહ
૨. એજન પા. ૧૧૨, સુરએ નિસા (ભા ૫)

શણુગાર તરીકે લખાયલા છે. રોઝામાંના સદરહુ લેખો સારી નકસીમાં, કેટલાક ગુલાબઝારા-(ગુલબજળ છાંટવાનાં વાસણો)ની આકૃતિ જેવા છે.

---

( ૬ )

## વેજલપોર આગળ, ઊંચી મસ્જિદમાંનો શિલાલેખ હી. સ. ૯૯૦ (૧)

"સને તિસઇન વ તિસઆ મેઅયહ, કતબહુ મુહમ્મદ અલ ખ-તાત."

ભાષાન્તર

સને નવસો નેવુમાં સારા અક્ષરો લખનાર (લહિયો) મુહમ્મદે એને લખ્યું.

નોંધઃ—આ લેખનો મોટો હિસ્સો ભાંગી જવાથી ગેરવલ્લે પડેલો છે. ફક્ત સને તથા લહિયાનું નામ વાંચવામાં આવે છે. આ લેખ આરસપહાણુની તખતી પર સારા હરફતે લખાયલો છે. પણ તખતી ભાંગી જવાને કારણે એની સાલવાળો ભાગ એવી રીતે તૂટેલો છે કે તેના નુકતાઓ જતા રહેવાને લીધે અરબી શબ્દો 'શબઈન" તથા "સબઆમિઅયહ" એટલે સાતસો સિત્તેર જેવા વંચાય છે. મારા ઉકેલ પ્રમાણે એ શબ્દો "તિસઈન" તથા "તિસઆ મિઅયહ" એટલે "નવસો નેવુ" એ શબ્દો છે કારણ કે ભરૂચમાં આ જ લહિયાના હાથના આ લેખ ઉપરાંત બે બીજા શિલાલેખો છે. એ ચૂનાના તથા આરસપહાણુની તખતી પરના ઘણા સારા હરફોમાં લખાયલા મોજુદ છે. એક લેખ બાબા રૈહાન સાહેબની દરગાહ નીચે ગુજરાતના માજી વઝીર ને ભરૂચના મોટા અમીર ઇમાદુલ મુલ્કના રોજા પર હી. સ. ૯૬૭ નો (છો–ચૂનાના ચણતર પર કોતરાયલો) છે, ને બીજો લેખ આરસપહાણુની તખતીપર, હી. સ. ૯૭૧ આલીમાં, જચાવાડી પાસે, આવેલા રોઝામાં છે, જો નવસોને બદલે સાતસોના આંકડા ગણવામાં આવે તો એ જ લહિયાના હાથના પહેલાના શિલાલેખો સાથે ગણતાં બસો સાલનો તફાવત થાય છે, તે ખોટું ગણાય. તેથી મેં એની સાલ 'નવસો નેવુ'ની ગણી, તેનો તરજુમો કર્યો છે.

મોહમ્મદ ખત્તાત કોણ હતો, ક્યાંનો રહેવાસી હતો, તે ક્યારે ગુજરી ગયો, એની મને માહિતી મળી શકી નથી. શોધખોળ કરતાં જણાશે તો આયંદા તેના પર પ્રકાશ પાડવામાં આવશે, તે છતાં કોઈ ઇતિહાસના જાણકાર ગૃહસ્થની જાણુમાં હોય તો તે પર પ્રકાશ પાડી આભારી કરશે.

**મુગલ સમય**

( ૭ )

## ઇસહાક પુરામાં હઝરત સૈયદ શરીફ સમસ્ત રફાઇની દરગાહ પર પશ્ચિમ તરફ દીવાલના બે શિલાલેખો ( હી. સ. નું દશમું સૈકું )

### ચોરસ શિલાલેખ

( ૧ )

"કાલલ્લા હો તઆલા ઇન્ના અવ્વલા બૈયતિન વુદેઆ લિન્નાસે લલ્લઝી બે બક્કતા મુબારકન વ હુદન લિલ આલેમીન ફીહે આયાતુન બૈયેનાતુન મકામો ઇબ્રાહીમ, વ મન દખલહુ કાના આયેના. લલિલ્લાહે અલન્નાસે હિજ્જુલ બય તે મનિસ તતાઆ ઇલયહે સબીલા."

ભાષાન્તર

"બેશક[1] (દુનિયામા) સૌથી પહેલુ (અલ્લાહનુ) ઘર કે જે લોકો(ની ઈબાદત) માટે બનાવવામા આવ્યુ (તે) એ જ (કાબા) છે કે જે મક્કામાં છે તે (ઘર) બરકતવાળુ છે, તેમ સઘળી દુનિયાવાળાઓ માટે સન્માર્ગ દેખાડનાર છે'

( ૨ )

લબગોળ શિલાલેખ નબર

'અલ મુલ્કો લિલ્લાહે તઆલા વ બિહી નસતઈન

બિસમિલ્લાહ હિર્રહેમાન નિર્રહીમ" "વ કાલલ્લાહો સુબ હાનહુ વ તબારક વ તઆલા,' શહેદલ્લાહો અન્નહુ લા ઇલાહા હૂ," વલ મલાયેકતે, ઉલુલ ઇલ્મે કાયેમન બિન કિસ્તે,[2] લાએલાહા ઈલ્લાહુવલ અઝીઝુલ હકીમ વ અન્નહુ કાલા રસુલુલ્લાહ સલ્લાલ્લાહો અલયહે વ સલ્લમ "વ અન્નલ આયેમા, "લે યસ્તગ ફિરો લહુ મન ફિસ્સમા વાતે વ મન ફિલ અર્દે," "વ કાલા અલહિસ્સલાતો વસ્સલામો'–"યશફઓ યવમલ કયામતે સલા સતુન," "અલ અબ્બીઆઓ, સુમ્મલ ઉલમાઓ, સુમ્મમ શાહેદાઓ "

ભાષાન્તર

તમામ મુલ્ક (જગત) ખુદાનો છે ને તેનાથી અમો મદદ ચાહીએ છીએ (શરૂ કરૂં છુ) ખુદાના નામથી (કે જે) દયાળુ દયા કરનાર છે અલ્લાહ જેની ઝાત પાક છે, ને જે બરકતવાળો ને મોટાઈવાળો છે, ફરમાવે છે–"અલ્લાહે[1] પડે એ વાતની સાક્ષી આપી (છે) કે ખરે જ તેના (પોતાના) સિવાય (અન્ય) કોઇ પૂજ્ય નથી, અને (તેવી જ સાક્ષી) સઘળા જ્ઞાનીઓ (પણ પૂરે છે) અને તેવી જ રીતે એ (વાતની પણ સાક્ષી પૂરે છે) કે (અલ્લાહ) ન્યાયી રીતે (સર્વ સૃષ્ટિને) કાયમ રાખી (રહ્યો છે), તે ઝબરદસ્ત હિકમતવાળા (અલ્લાહ) સિવાય (અન્ય) કોઈ માબુદ નથી," "અને ખચ્ચીત અલ્લાહના રસુને, જેમના પર ખુદાના સલામ હોજો, ફરમાવ્યુ, અને ખરેખર જે આકાશ વચ્ચે છે, ને જે જમીન વચ્ચે છે એટલે (ફિરસ્તાઓ તથા જીન્ન) તે (કાર્યવાળા) જ્ઞાની માટે (ખુદાની જનાબમા) માફીની દુઆ ગુજારે છે અને ફરમાવ્યુ–(ખુદાના રસુલે) જેમના પર તેના દુરૂદ તથા સલામ હોજો (કે) 'કયામતને દિવસે ત્રણ જાતના લોકો (ગુનેગારો માટે) શફાઅત (પ્રાર્થના) કરશે'– (તે લોકો) "પેગમ્બરો પછી જ્ઞાનીઓ (કાર્યવાળા) પછી શહીદો" (છે)

નોંધ —ઉપલા બને લેખોમા સાલ નથી, તેમજ બીજા શિલાલેખ(લબગોળ)નો નીચેનો થોડો ભાગ જવાને કારણે તેની થોડી ઇબારત અધૂરી લાગે છે સૈયદ શરીફ સરમસ્ત હી સ ૧૦ મા સૈકામા ગુજરેલા જણાય છે તેથી આ બને લેખો આશરે સાડા ત્રણસો વર્ષના જૂના હોવાનુ માનવામા આવે છે સૈયદ શરીફ મર્હુમ, ફકીરીમાં રફાઈઆ તરીકા( school of thought )ના છે તેમની ઉપલી પેઢીના મૂળ સંતપુરૂષમાં હઝરત સૈયદ અબ્દુર્રહીમ રફાઈ ( જેમની વફાત એહમદાબાદમા હી સ ૮૦૦ માં થઈ છે ) બગદાદથી ગુજરાતમા આવ્યા હતા સૈયદ અબ્દુર્રહીમના પૌત્ર શાહ અલીજી ગામ ધની( જેમની વફાત હી સ ૯૭૩ મા એહમદાબાદમા થઈ છે )એ જૂની ગુર્જરી ભાષામાં (હિન્દી ભાષામા) એક કાવ્ય જવાહિરૂલ ઇસરાર રચેલું છે સૈયદ શરીફ મર્હુમ વિષે હકીકત

૧=કુરાને મજીદ (ગુજરાતી અનુવાદ) અજમલ પ્રેસ ભા ૪ પ્રકરણ ૩ પા ૭૬

૨= કુરાને મજીદ (અજમલ પ્રેસ) ભા ૩, પ્રકરણ ૩, ૫, ૬૨, ૬૩, (ગુજરાતી અનુવાદ) -

મળી નથી. પરંતુ ઉપલા બન્ને શિલાલેખોની ઇબારત પરથી તે અમલવાળા ( કાર્ય કરનાર ) વિદ્વાન મહાપુરૂષ હોવાનું જણાય છે. એમના પિતાનું નામ સૈયદ સૈફુલ્લાહ (પીરછત્ર) હતું. એમના સાહેબઝાદા સૈયદ મોહમ્મદ રફાઈની કબર એમની કબર પાસે છે. સૈયદ શરીફના દાદા સૈયદ ફઝલુલ્લાહ ઉર્ફે શાહ મીના (જેમની વફાત હી. સ. ૯૪૭ માં થઈ છે) જંબુસરમાં હતા, ને પૌત્ર હઝરત શાહ સૈફુલ્લાહ રફાઈ, તથા પરપૌત્ર સૈયદ અબ્દુર્રહીમ રફાઈની કબરો રાંદેરમાં છે. એ જાણીતા સંતપુરૂષો થઈ ગયા છે. સૈયદ શરીફની કબરવાળી જગ્યા 'બાગે શરીફ'(શરીફ સાહેબના બગીચા)ના નામથી ઓળખાય છે, જ્યાં પહેલાં બગીચો હતો, ને આજુબાજુની જગ્યા તથા મોહલ્લો ઇરશાદપુરાના નામથી મશહુર છે. સદરહુ પરૂં ભરૂચમાં હી. સ. ૧૧મા સૈકામાં થઈ ગએલા મૌલાના ઇરશાદ ઇબને અબ્દુલ વહ્હાબ ભરૂચીના નામ પરથી જાણીતું છે. મૌલાના ઇરશાદના સાહેબઝાદા મૌલા મુફ્તી મોહમ્મદ થઇ ગયા છે. તેમના નામ પરથી (ઇરશાદપુરાથી ઉત્તરમાં થોડે છેટે) મહમદપુરા નામનું પરૂં આવેલું છે.

---

## ( ૮ )

## કોટમાં બેગમવાડી પાસે આવેલી મદ્રેસાવાલી મસ્જિદમાં "મસ્જિદે કાઝી"નાં બે શિલાલેખો હી. સ. ૧૦૧૮ ( ઇ. સ. ૧૬૦૯ )

( ૧ )

"કર્દ તામીરે ઈ ખુજસ્તા મકાન—મુર્તુઝાખાન મુઝફ્ફર ગાઝી"
સાલે તામીરશ અઝ ખિરદ જસ્તમ—ગુફ્ત તારીખે 'મસ્જિદે કાઝી'

( ભાષાન્તર )

આ શુભ મકાન જિત મેળવનાર ગાઝી મુરતુઝાખાને બનાવ્યું. મેં અક્કલથી એની બનાવટની સાલ પૂછી. તેણે તેની સાલ "મસ્જિદે કાઝી" કહી.

( ૨ )

"તારીખે તામીરે નવાબ મુરતઝવી ઇન્તિસાબ મુર્તુઝાખાન ઈ અસ્ત"
"મૂનસે દરશ દર સરાએ ખ્યાલ = બા દિલે દરદ મન્દ વ સીનારીશ.
"સાલે તારીખે ઈ ખુજસ્તા મકાન = જસ્ત અઝ પીરે અકર દૂર અંદેશ
"ગુફ્ત મ ગુઝર ઝ મસ્જિદે કાઝી = કે અઝ ઈમી રસી બમકસદે ખેશ."

( ભાષાન્તર )

"આ મસ્જિદ સમારવાની સાલ નવાબ મુરતુઝાખાન–કે જે ( હઝરત અલી ) સાથે સંબધ રાખનાર છે–ના હાથે નીચે પ્રમાણે થએલી છે.

"ગઈ કાલે એક દયાળુ કાળજાવાળો ને જખમી દીલવાળા દોસ્તે (પોતાના) વિચારોના મહેલ(કડી)માં આ સુખી મકાનની સાલ દૂરઅંદેશીવાળા ને અક્કલમંદ પૂછતાં, તેણે (તેની સાલ) 'મસ્જિદે કાઝીથી તું જતો રહે નહીં' જણાવ્યું. કારણ કે તેની વતી તું તારી ધારણામાં પાર પડશે."

**નોંધ:**—ઉપલા બન્ને શિલાલેખો લાકડાની તખતીઓમાં ફારસીમાં સારી નસ્તાલીક લિપિમાં મદ્રેસાને નામે ઓળખાતી મસ્જિદમાં, મસ્જિદની બહાર પશ્ચિમ તરફ દીવાલમાં ચણેલા છે. સદર્હુ મસ્જિદ અસલ વિહાર હોવાનું માનવામાં આવે છે. એમાં મૂર્તિઓનું કંઈ ચિહ્ન જણાતું નથી. મસ્જિદના દરવાજા તથા થાંભલા પર સુશોભિત નકસીદાર કોતરકામ છે, જે ચૂનાને લીધે ઢંકાઇ ગયેલ છે.

ઉપલી લીટીઓમા છેલ્લી કડીમા "મસ્જિદે કાઝી" શબ્દ પરથી (હી સ) ૧૦૧૮ (ઇ સ ૧૬૦૯) નીકળે છે નવાબ મુર્તુઝાખાન, હી સ ૧૦૧૪–૧૦૧૮ સુધી ગુજરાતના સૂબા હતા એમનુ નામ શેખ ફરીદ હતુ ને મુર્તુઝાખાન ખિતાબ હતો જે ખિતાબ તેમને શહેનશાહ જહાંગીરે હી સ ૧૦૧૪મા બક્ષ્યો હતો ગુજરાતના અહ્લામા હઝરત શાહ વજીહુદ્દીન અલવી(કુ સી અ)ના રોઝામાની છત્રી પણ એમણે પોતાની સૂબાગીરીમા મોકલી હતી, જે પર ખૂબસુરત છીપની કારીગીરીનું કામ છે પૂનાના આર્કર્યો લોજીકલ સર્વે ખાતા તરફથી ડૉ મહમદ નાઝીમે પ્રકટ કરેલી મુબઇ ઇલાકાના શિલાલેખોની ચોપડી "એપીગ્રાફીકા ઇન્ડો મુસ્લીમીકા"મા ભરૂચના શિલાલેખોમા મજકુર શિલાલેખની નીચે ડા નાઝીમ નવાબ મુર્તુઝાખાન વિષે પાદનોધ લખતા જણાવે છે "but the name of Nawwab Murtuza Khan is not met with in any of the the books on history" એ તાજુબીભરેલુ છે ઇકબાલનામાએ જહાંગીરીમા માસિરૂલ ઉમરા ભા ૨ વગેરે ઐતિહાસિક ચોપડીઓમા નવાબ મજકુર વિષે જાણવાનું મળે છે

---

( ૯ )

મુગલ સમય

### કોટ નીચે બાદશાહી મસ્જિદમા, મહેરાબ પર લાકડાના ભારવટમા કોતરેલો ફારસી શિલાલેખ–હી સ ૧૧૩૨

'ઝહે શાહે અવરગઝેબે મુવફ્ફક
"કે દીને મુહમ્મદ અઝો તાઝા બીની
"ઝ સાલારીએ શેખ સાલાર 'સાલેહ'
"દરી 'મસ્જિદે ખુશ' બ રાહત નશીની"

ભાષાન્તર

ચઢતીવાળા અવરંગઝેબ બાદશાહ કેવા સારા છે કે એમના કારણે ઇસ્લામી ધર્મની તરક્કી થતી તમો જુઓ છો, (ને) પરોપકારી શેખ સાલારની સરદારીના કારણે તમો "મસ્જિદે ખુશ"મા સુખેથી બેઠેલા છો (એટલે તમો સુખેથી ખુદાની ઇબાદત કરી શકો છો)

નોધ —આ લેખની બીજી કડીમા લખેલા શબ્દ "મસ્જિદે ખુશ," તથા બીજી કડીના "સાલેહ" શબ્દ પરથી એની સાલ ૧૧૩૨ નીકળે છે

લેખમા શેખ સાલારનુ નામ લખેલુ છે, તે ઔરંગઝેબ બાદશાહના સમયના કોઇ સેનાધિપતિ હોવા જોઇએ, જેમણે આ મસ્જિદ બનાવવામા, તથા લોકોની સુખાકારી સચવાવામા મદદ આપી હશે એમના વિષેની હકીકત મારી જાણમા આવી નથી છતા કોઇ સાહિત્યના શોખીન ગૃહસ્થની જાણમા હોય તો તે બાબત પ્રકાશ પાડી આભારી કરશે, એવી આશા છે

મારી શોધખોળમા, મારે ત્યાની કેટલીક કિતાબોમા શેખ મહમૂદ સાલાર ભરૂચી તરીકેનું નામ જોવામા આવ્યુ છે તેમના વફાતની સાલ નથી, પણ તા ૨૩ મોહરમ લખેલી છે બનવાજોગ છે કે બાદશાહી મસ્જિદના સહેનમા કેટલીક જૂની કબરો છે તેમા એમની કબર પણ હોય

બાદશાહી મસ્જિદ, મહાજપર, કુતુબપુર (જે ભૂલથી કતપોર કહેવાય છે) બજાર તથા ફૂરજાપીર બજાર પાસે આવેલી હોવાથી, પહેલા ભરૂચ બંદરેથી હજ કરવા જનારા

લોકો (હાજીઓ) માટેની ઉતારાની જગા પણ હતી. અને મુગલાઇ સલતનતની પડતી થયા પછી, અત્રેની સ્વતંત્ર નવાબી હુકુમત(નવાબ નેકઆલમખાન-૨, હી. સ. ૧૧૫૧-૬૬ (ઇ. સ. ૧૭૩૮-૫૨)ના વખતમાં પણ ઈસ્લામી આઇન મુજબ જુમા તથા ઇદોના ખુદબાઓ પઢવા માટે, ખતીબોની નીમણુકો થતી રહેતી હતી. એના ઉલ્લેખો અત્રેના ફારસી દસ્તાવેજોમાં જોવામાં આવે છે. હાલમાં એ જગ્યાએ લોકો સારી સંખ્યામાં નમાજ માટે જાય છે.

---

(૧૦)

**ભરૂચના સ્વતંત્ર નવાબનો સમય**

**હાજી પીર કિરમાનીની મસ્જિદ બહાર દક્ષિણ તરફ દીવાલમાંનો પથ્થરનો શિલાલેખ**

**(આશરે હી. સ. ૧૨ મા સૈકાનો)**

"કાલાલ્લાહો તબારક વ તઅલા વ અન્ના........બ અહદે મઅદિલત બાદશાહ રૂએ ઝમીન........બિનાયે મસ્જિદે જામે નિહાદ"

**ભાષાન્તર**

"મોટાઈ ને બરકતવાળા ખુદાએ ફરમાવ્યું છે કે........જગતના બાદશાહની અદાલતવાળા સમયમાં........આ જામે મસ્જિદનો પાયો નંખાયો.

**નોંધ:**—આ શિલાલેખની (આખા પથ્થરનો ટુકડો હોવાથી) ઇબારત સંપૂર્ણ નથી. તેથી એનો પાયો ક્યારે ને કયા બાદશાહના વખતમા નંખાયો હશે તે જણાવવું મુશ્કેલ છે. અત્રે શહેરમાં આ મસ્જિદની થોડે છેટે નાની મોટી મસ્જિદો આવેલી હતી, તેમ જ શહેરની પથ્થર મોટી જામે મસ્જિદ (પોસ્ટ ઓફિસ પાસે) તરીકે હોવા છતાં આ મસ્જિદ જામે મસ્જિદ તરીકે કેમ બંધાઇ હશે, એ સમજાતુ નથી. તપાસ કરતાં કેટલાક લોકો જણાવે છે કે, એ મસ્જિદ, ભરૂચના સ્વતંત્ર નવાબો-નવાબ નેક આલમખાન ૧ (મિરઝા અબદુલ્લાહ બેગ) નેકઆલમખાન બીજા (મિરઝાંબેગ) તથા તેમના પછીના નવાબોના વખતમાં, જેમાંના છેલ્લા મીરઝાં મુઅઝઝીમખાનના વખતમાં-૧૭૩૬ ૧૭૭૨ સમયમાં-બંધાયલી હશે, ને તેમનાં મકાનો પણ મસ્જિદથી થોડે છેટે પૂર્વમાં દીવાની તથા રેવન્યુ કચેરીઓની જગાઓએ હતાં. તેથી બનવાજોગ છે કે એ નવાબોએ સદરહુ મસ્જિદ પોતાના વપરાશ માટે બંધાવેલી હોય. વિશેષમાં નવાબ નેકઆલમખાન-૧(૧૭૩૬-૩૮)ને મજકુર મસ્જિદ પાસે નવાબના મકબરામાં દફનાવ્યા હતા, જે જગામા (જે હાલ ભાંગી તૂટેલી હાલતમાં છે) નવાબી ખાનદાનના લોકોને દફનાવવામા આવે છે.

---

**એદ્રસ સાહેબની પાસે દક્ષિણ તરફ મિરઝાંબેગના મકબરાનો પથ્થરનો શિલાલેખ; હી. સ. ૧૧૬૬**

૭૮૬

(૧૧)

"ખાન ઝી જાહ નેક આલમખાન-સૂએ જન્નત ચું ગશ્ત રહે પયમાય
ગુફ્ત તારીખે ઊ મુવરરિખે દહેર-મિરઝાં બેગ બૂદાહુ મરદે ખુદાયા"
"સને ૧૧૬૬"

**ભાષાન્તર**

"મરતબાવાળા (પદવીવાળા) ખાન નેક આલમખાન જ્યારે જન્નત તરફ સીધાવ્યા

(જ્યારે ગુજરી ગયા), (ત્યારે) વિશ્વની તારીખ કહેનારે એમની તારીખ કહી, (કે) મીરઝા-બેગ ખુદાવાલા (નેક બંદા) હતા સને ૧૧૬૬

શિલાલેખની અંતની છેલ્લી લીટીના શબ્દો–'મિરઝાથી ખુદાય' પરથી સાલ હી. સ ૧૧૬૬ નીકળે છે

**નોંધ**—ઉપરનો શિલાલેખ મિરઝાં બેગના મકબરા પર, દરવાજા ઉપર તખતીમા ફારસી ભાષામા કોતરેલો છે મર્હુમ મિરઝાબેગ ભરૂચના બીજા નવાબ હી સ ૧૧૫૧–૬૧ (ઇ સ ૧૭૩૮–૫૨) સુધી હતા તેમણે ભરૂચ પર ૧૪ વર્ષ સુધી હુકુમત કરી હતી 'નેક આલમખાન' એમનો ખિતાબ હતો એમના સમયમા ઇ સ ૧૭૪૧ મા દામાજીરાવ ગાયકવાડે સોરઠથી પાછા ફરતા ભરૂચના કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો, જેનો તેમણે બહાદુરીથી બચાવ કરવાથી ગાયકવાડને ઘેરો ઉઠાવી લેવો પડયો હતો એમની પહેલા ભરૂચ પર, નવાબ તરીકે એમના પિતા મિરઝા અબ્દુલ્લાહ બેગે ( ખિતાબ–નવાબ નેક આલમખાન ૧ લા ) ૧૭૩૬–૧૭૩૮ સુધી હાકેમ તરીકે અમલ કર્યો હતો, જેમણે ભરૂચની સ્વતંત્ર નવાબી કાયમ કરી હતી

મિરઝાં બેગની કબર પર લાકડાની છત્રી છે, તેની પાસે તેમની બેગમની કબર આવેલી હોવાનું કહેવાય છે મકબરાની ઉત્તર તરફ લાકડાના કોતરકામની જાળી છે, જે પર તથા નવાબ મજકુરની છત્રી પર ચાંદીના પતરાં મઢેલા હતા તે કારણથી એ જગ્યા "ચાંદીની મસ્જિદ" તરીકે ઓળખાતી હોવાના ઉલ્લેખો, મુંબઈ ગેઝેટીઅર(સુરત અને ભરૂચ ભા ૨ પાં ૫૫૬ )મા મળે છે એ સિવાય એ અંગ્રેજી મુસાફરોના મફરનામામા પણ સદરહુ મકબરો ચાંદીની મસ્જિદ તરીકે ઓળખાતી હોવાના ઉલ્લેખો છે એ લખાણોમા એની લાકડાની જાળી( lattice work )ની તારીફ કરેલી છે એવી જ જાળી લલ્લુભાઈના ચકલામા આવેલી લલ્લુભાઈની હવેલીમા પણ છે જાળીદાર કીંમતી કોતરકામ તથા ભરૂચના જૂનાજમાનાના સુશોભિત ઊંચા મકાનોની તારીફ પોર્ટુગીઝોએ પણ પોતાના ભરૂચના હુમલાવખતે ૧૫૪૬મા કરેલી હોવાનો ઉલ્લેખ સદરહુ ગેઝેટીઅરમા છે

સદરહુ મકબરો એદ્રુસ સાહેબની દરગાહ તથા મસ્જિદના કંપાઉન્ડમા હોવાને કારણે તથા એના લાકડાની જાળીમા તથા કબરની છત્રી પર મઢેલી ચાંદીને લીધે અંગ્રેજ મુસાફરોએ ભૂલથી એને "મસ્જિદ" તરીકે ગણી, તે મુજબનો ઉલ્લેખો કર્યા હશે, તેની સાબીતીમા એક ઉલ્લેખની નકલ, ૧૮૯૬ મા છપાયલી હિન્દનો પ્રવાસ નામની ગુજરાતી ચોપડી( અંગ્રેજી ચોપડી India and Its Native Princes, by Ruslett )ના પા ૭૭ મા ભરૂચ શહેરના વર્ણનમા ૧૮૬૪ ની સાલની હકીકતમા નીચે મુજબ લખે છે.

"ભરૂચમા જોવાની નવાઇઓમા ચાંદી મસીદ છે, તેમા નવાબોની કબરો છે એ કબર સઘળી ચાંદીથી મઢી લીધી છે, તેથી એ મસીદનું નામ ચાંદી મસીદ પડેલું છે કેટલીક કબરો સફેદ આરસપહાણની છે, અને તેના ઉપર પુષ્કળ કોતરકામ કરેલુ છે, તેમજ તેમના ઉપર મખમલના ઢાંકણુ નાંખેલા છે"

( અપૂર્ણ )

# ગુજરાતની ઐતિહાસિક સાધનસામગ્રીમાં નવા ઉમેરા

## બે ફારસી કાવ્યબદ્ધ ઇતિહાસોની ઝાંખી

(લખનાર: રા. રા. ઈમાસુદ્દીન સદરરૂદ્દીન દરગાહવાલા, નવસારી)

[ ભાઈ ઈમાસુદ્દીન એસ. દરગાવાલાનો સંશોધનપ્રેમ જાણીતો છે. ઇતિહાસના વિષયમાં જે કાંઇ નવી માહિતીઓ તેમને જડે છે કે તરત જ તેઓ તેનાથી ગૂજરાતને પરિચિત કરી દે છે. આજે તેઓ ગૂજરાતને બે મૂલ્યવાન હસ્તલિખિત ગ્રંથોનો પરિચય કરાવે છે, જેમાંથી મધ્યકાલીન ગૂજરાતના મુસ્લિમ ઇતિહાસપર ઘટતો પ્રકાશ જરૂર પડશે. આ લેખ મને જોવાને શ્રી ફા. ગુ. સભા–"ત્રૈમાસિક"ના સંપાદક રા. રા. અંબાલાલ જાની તરફથી તા. ૧૪–૨–૪૧ ના મળ્યો અને સાથે જ ઘટતી નોંધ સાથે તા. ૧૭–૨–૪૧ ના પરત કરવા જણાવ્યું. આથી બે દિવસમાં જે માહિતિ મારા લક્ષમાં હતી તેનાપરથી મે નોંધ તૈયાર કરી આપી છે. અમને આશા છે કે ભાઈ ઇમામુદ્દીન આવીજ રીતે ઐતિહાસિક સાધનોથી ગૂજરાતને અવરનવર પરિચિત કરતા રહેશે. **કોકિલ** ]

**ગુજરાત**નો પ્રાણભૂત ઇતિહાસ લખવા માટે ઉપયોગી થઈ પડે એવા અરબી, ફારસી અને ઉર્દૂ ઐતિહાસિક ગ્રંથોની માહિતી આપતો, એક સુંદર લેખ "પુરાતત્ત્વ" પુસ્તક ૩ અંક ૨ માં જનાબ મવલાના અબૂઝફર નદવી સાહબે લખ્યો હતો. તે પછી તે સૂચિને વધુ સભર બનાવવાની લાંબી મુદ્દત લગી કોઇએ તસ્દી લીધી ન હતી, તે છેક ૧૯૪૦ માં લેવાઈ. ગુજરાતના અરબી ભાષાના ઇતિહાસ "ઝફરૂલવાલિહ બિ મુઝફ્ફર વસઆલિહ"નો પરિચય કરાવતાં, શ્રી ફા. સ. ના આ "ત્રૈમાસિક"માં પ્રકટ થયેલા એક લાંબા લેખના પ્રારંભમાં મારા મિત્ર ભાઇ મુહમ્મદ ઉમર કોકિલે એવા જ બીજા પ્રમાણભૂત ગ્રંથોની એક લાંબી સૂચિ પેશ કરી છે,[1] જે આપણને જનાબ નદવી સાહબના સાધનસામગ્રીવાળા લેખની ટીપથી ઘણી આગળ લઇ જાય છે, એટલે આપણો પુરાતત્ત્વ અને ઇતિહાસવિષયક શોખ જેમ જેમ પ્રગતિ કરતો અને વિકાસ પામતો જશે તેમ તેમ એ સાધનસામગ્રીના ગ્રંથોની યાદીમાં ઉત્તરોત્તર વધારો જ થતો રહેશે; જે ભવિષ્યના ઇતિહાસકારો અને ઇતિહાસ–અભ્યાસીઓને માટે જરૂર મદદગાર અને સહાયરૂપ સાબિત થશે અને કોઇ કાળે આપણે સપ્રમાણ ઐતિહાસિક સાધનસામગ્રીઓની મદદ વડે તૈયાર થયેલો આપણો મૌલિક ઇતિહાસ જોવાને ભાગ્યશાળી થઈશું.

છેલ્લાં પાંચ વર્ષમાં ગુજરાતના મુસ્લિમકાલીન ઇતિહાસની આલેખના કરવામાં ઉપયોગી થઈ પડે એવા બે ફારસી ગ્રથો પ્રકાશમાં આવ્યા છે, જેમાંના પહેલા ગ્રંથનું નામ "**ફતુહુસ્સલાતીન**" (કિંવા રાજવીઓના વિજયો) છે અને બીજાનું નામ "**મસનવી આશૂબે હિન્દુસ્તાન**" (કિંવા હિન્દુસ્તાનના કલેશનુ ખડ–કાવ્ય) છે. બન્ને ગ્રથો કાવ્યબદ્ધ છે, અને ગુજરાતના ઇતિહાસ માટે મૂલ્યવાન ઉમેરા સમાન છે.

---

૧. "ઝફરૂલવાલિહ બિ મુઝફ્ફર વઅ આલિહ"મા મેં જે સૂચી આપી છે તે ગુજરાતના સુલતાનને લગતી જ છે. સુલતાનુલ મુન્તહિદ મહમુદ ગઝનવી પૂર્વના મુસ્લિમ ગૂજરાત સંબધની એક યાદી "૧૧ મી પૂર્વેનો ગુજરાત–મુસ્લિમ સબધ" એ વિષયમા મેં આપી છે. આ બે સમયો વચ્ચેના ગાળાના ઇતિહાસને લગતી ઇતિહાસ–ગ્રથોને લગતી લાબી સૂચી 'ગૂજરાતના સોલંકીઓ સાથેનો મુસ્લિમ સબધ' અને 'દિલ્હીના સુલતાનનોના સુબાઓના સમયમા ગૂજરાત–એ નિબંધોમાં અલ્લાહ ચાહશે તો રજુ કરીશ. **કોકિલ**

**ફતુહુસ્સલાતીન**

"ફતુહુસ્સલાતીન" સાડી અગિયાર હજાર પંક્તિઓનું વીરરસપ્રચુર મહાકાવ્ય છે, જે ઈ સ ૧૩૧૧ મા સુલતાન અલાઉદ્દીન ખિલ્જીના રાજ્યકાળમા દિલ્હી ખાતે જન્મેલા ઈસામી નામના કવિની એક અલૌકિક રચના છે આ આખા કાવ્યને ભારે જહેમત પછી સંપાદિત કરી, થોડાક મહિનાઓ પર આગ્રા કૉલેજવાળા ડૉ મ્હેદી હુસયને બહાર પાડયુ છે તેમના જ શબ્દોમા કહેવામા આવે તો આ મહાકાવ્ય 'હિન્દનું શાહનામુ' છે

કવિ ઈસામીએ પોતાના આ મહાકાવ્યમા સુલતાન મહમૂદ ગઝનવીના હુમલાથી લઈ સુલતાન મુહમ્મદ તગલકના અંતિમ કાળ લગીનો ઇતિહાસ રજુ કર્યો છે એટલે કે એ ઈ સ ૧,૦૦૦ થી ઈ સ ૧,૩૪૯ સુધીનો પદ્યબદ્ધ ઇતિહાસ છે એની રચના કરતાં ઈસામીએ તબ્કાતે નાસિરી તારિખે ફિરોજશાહી, આદિ વિશ્વસનીય ઇતિહાસોની પણ સહાયતા લીધેલી છે ઈસામીએ પોતાનો એ કાવ્યમય ઇતિહાસ, દખ્ખણના બહમની (બાહ્મણી) વંશના સ્થાપક સુલતાન અલાઉદ્દીન હસન ગંગોહને અર્પણ કરેલો છે

એ કાવ્યબદ્ધ ઇતિહાસમા ગુજરાત વિષે પણ પુષ્કળ માહિતીઓ જડે છે, અને ખાસ કરી તગલક વંશના ઇતિહાસના અન્વેષણમા તો, એ મહાકાવ્ય નવીન જ પ્રકાશ પાથરે છે આ મહામૂલા ગ્રંથનો પ્રથમ પરિચય કરાવવાનું માન આગ્રા કૉલેજવાળા ડૉ મ્હેદી હુસયન, એમ એ ખાટી જાય છે, જેમણે એ ગ્રંથને પ્રકાશિત કર્યા પછી સુલતાન મુહમ્મદ તગલક ઉપર 'થીસીસ'–મહાનિબંધ લખી, પીએચ ડી ની ડિગ્રી સંપાદન કરી છે

"ફતુહુસ્સલાતીન"ની એક હસ્તલિખિત પ્રત લંડનની ઇંડિયા ઑફિસની લાયબ્રેરીમા મોજૂદ છે,[1] જેમા ૧૧,૫૨૪ પંક્તિઓ છે એ જ મહાકાવ્યની એક બીજી હસ્તપ્રત હૈદરાબાદ(દખ્ખણ)થી પણ ડૉ મ્હેદી હુસયનને મળી આવી છે ફતુહુસ્સલાતીન"ને પ્રકાશિત કરતાં ડૉક્ટર મહોદયે, ઉપલી બન્ને પ્રતોનો ઉપયોગ કરેલો છે તેમના મતે આ મહાકાવ્ય ૧૨,૦૦૦ પંક્તિઓનું હોવુ જોઈએ

ઇસામીના આ ગ્રંથમા સુલતાનુલ મુજાહિદ મેહમૂદ ગઝનવીના સોમનાથના હુમલા વિષે કેટલી નવી હકીકત જોવામા આવે છે, જે ઘણે ભાગે દંતકથાઓના આધારે તેણે પેશ કરેલી છે, તેથી તે ઘણી છણાવટ પણ માગે છે[2]

હિજરી સન ૫૯૩(ઇ સ ૧૧૯૬)મા સુલતાન શાહબુદ્દીન ગોરીએ અણહિલવાડ (પાટણ) ઉપર આક્રમણ કર્યું હતુ, તેમા તે પડે પણ હાજર હતો, એમ ઇસામી જણાવે છે[3] તેણે "ફતુહુસ્સલાતીન'મા એ હુમલાનું વિસ્તારથી વર્ણન કર્યું છે, જે તબ્કાતે નાસિરીથી

---

૧ જુઓ ઇંડિઆ ઑફીસની હસ્તલિખિત ગ્રંથની સૂચી ગ્રંથ ન ૩૦૮૯

૨ આ દંતકથાનો ઉતારો રા નારાયણ વિ ઠાકુરે "જ્યોતિર્લિંગ સોમનાથની મૂર્તિ" નામની પુસ્તિકામા ડૉ મુહમ્મદ નાઝિમના ગ્રંથમાંથી કર્યો છે પણ એ કથા વિશ્વાસપાત્ર નથી, એટલુ જ નહીં પણ તેને કોઈ પણ કહેવાતા ઇતિહાસોનો પણ ટેકો નથી કોકિલ

૩ બીજા હુમલામા સુલતાન મોઇઝુદ્દીન સામ હાજર હતો, એવુ કોઈ ઇતિહાસમા નોધાયું નથી તાજુલ મઆસિર અને તબકાતે નાસરી એ બન્ને સુલતાનના ભાઈનો બદલો લીધો જણાવે છે, અને વિજયનો યશ કુત્બુદ્દિન અયબકને આપે છે જુઓ ઇલિયટકૃત હિસ્ટ્રી ઑફ ઇંડિયામા તાજુલ મઆસિરનો ઉતારો પા ૨૨૮ અને તબકાતે નાસરીનો ઉતારો પા ૨૫૪ કોકિલ

ઉપર પહેલો હુમલો હિજરી
ઉલટી હકીકત છે. સુલતાન શાહબુદ્દીન ગોરીનો અણહિલવાડા ઉપર પહેલો હુમલો હિજરી
ઉલટી હકીકત છે. સુલતાન શાહબુદ્દીન ગોરીનો અણહિલવાડા જો કે નિષ્ફળતામાં પરિણમ્યું
સન ૫૭૩(ઇ. સ. ૧૧૭૭)માં થયો હતો. એ પ્રથમ આક્રમણ અકબરશાહખાં નજિબાબાદી
હતું, પરંતુ એ હુમલાનું, પ્રખ્યાત ઇતિહાસપંડિત મવલાના અકબરશાહખાં નજિબાબાદી
હતું, પરંતુ એ હુમલાનું, પ્રખ્યાત ઇતિહાસપંડિત મવલાના ( પૃષ્ઠ ૨૭૭–૨૩૮ )માં બ્યાન
પોતાના મશહુર પુસ્તક " આયના હકીકતનુમા " ભાગ ૧ લા( પૃષ્ઠ ૨૭૭–૨૩૮ )માં બ્યાન
કરતાં એક નવું જ કારણ રજુ કરે છે, જે વિષે અત્યાર લગી બીજા કોઇ પણ ઇતિહાસ-
સંશોધકે ઉલ્લેખ કર્યો હોવાનું સાંભરતું નથી. તેઓ જણાવે છે કે " અલમૂતના રાજકર્તા મુહ-
મ્મદ બીન અલી ઝિક્રહ અને અણહિલવાડા( ગુજરાત )ના રાજા ભીમદેવ વચ્ચે સુલતાન
શાહબુદ્દીનની ખિલાફ વાટાઘાટોનો સિલ્સિલો જારી થઈ, દોસ્તીનું કરારનામું થઈ ચૂક્યું હતું.
રાજા ભીમદેવે મુલાહિદાથી ( કિંવા અલમૂતથી ) મદદ મેળવી, સિંધ અને મુલતાનને અલી
કરમાખથી છીનવી લેવાની તૈયારી કરી, અને એ ઉદ્દેશને સિદ્ધ કરવા માટે એક જંગી સેના
ખડી કરી. આ ખબર સાભળીને હિજરી સન ૫૭૩(ઇ. સ. ૧૧૭૭)ના છેવટના ભાગમાં
સુલતાન શાહબુદ્દીન ગઝનીથી રવાના થઈ, મુલતાન આવી પહોંચ્યો અને અહીંથી અણ-
હિલવાડા તરફ રવાના થયો ........ભીમદેવે ફિદાઇ લશ્કર(એટલે કે અલમૂતના મુલાહિદા
અનુયાયીઓના લશ્કર)ની જોડે સુલતાનની થાકેલીપાકેલી અને ઘણી નાની ફોજને આરામ
લેવા અને ઠરીઠામ થવાની મહેતલ ન આપી. સુલતાની લશ્કરને હિન્દુઓના તથા મુલાહે-
દાઓની અગણિત તાજાદમ ફોજના મુકાબલામાં નિષ્ફળતા મળી.[1] "

એ જ સિલ્સિલામાં ઉદ્ધૃત " જામેઉલ હિકાયત"ની એક કથા પરથી ગુજરાત અને ગઝનીના વ્યાપારી સંબંધ વિષે પણ આપણને કૈંક પહેલી જ વાર જાણ થવા પામે છે. એ કથા એવી છે, કે " નહરવાલામાં શિકસ્ત ખાધા પછી જ્યારે શહાબુદ્દીન મુહમ્મદ ગોરી પાછો ફર્યો ત્યારે કેટલાકોએ લેખિત સલાહ આપી, કે ' નહરવાલાના એક સરદાર વિશ્વંભરે ઘણો વ્યાપારી માલ, જેની કિંમત લગભગ દશ લાખ રૂપિયા હશે, ગઝની રવાના કરેલ છે, એ કારણે એને જપ્ત કરી લેવો જોઇએ અને એ જ રકમથી એક સૈન્ય તૈયાર કરીને નહરવાલા ઉપર (પુનઃ) હુમ્લો કરવો જોઇએ.' શહાબુદ્દીન મુહમ્મદ ગોરીએ આ લખાણની પાછળ જવાબ લખ્યો કે " એ ન્યાયની વિરૂદ્ધ છે...હું એવું કરી શકતો નથી.[2] " (જુઓ "જામે-ઉલ હિકાયત," કીસમ ૧, બાબ ૬, હિકાયત ૩૭)* એ જ કથા પરથી ગુજરાત અને ગઝની વચ્ચેના વ્યાપારી સંબંધની સાથોસાથ, સુલતાનની ઈન્સાફપરવરી અને સહિષ્ણુતા ઉપર પણ પ્રકાશ પડે છે.

"ફતુહુસ્સલાતીન"ના અણહિલવાડાના આક્રમણવખતે સુલતાન પંડે હાજર હોવાનું કથન, એ ગુજરાતના ઇતિહાસમાં નવીન સંશોધન છે, તેમ ભીમદેવ અને અલમૂતના રાજકર્તા વચ્ચેની મિત્રાચારીની મવલાના અકબરશાહખાં નજિબાબાદીની નોંધ પણ એક નવી હકીકત છે. " જામે ઉલ હિકાયાત "ની કથા પણ કહાય આ પહેલી જ વાર

---

૧. અકબરશાહ નજીબાબાદીએ આ અગત્યની દંતકથા માટે કોઇ આધાર આપ્યો નથી, અને કોઈ પણ ઇતિહાસ એને અનુમોદન આપતો નથી, જો કે આ વિષયની નોંધ બધાએ લીધી છે. કોકિલ

૨ પૂરી હિકાયત માટે જુઓ ઇલિયટકૃત હિસ્ટ્રી ઓફ ઇંડિયા ભા ૨, પા. ૨૦૦–૨૦૧, શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ એમાંથી બે યુદ્ધની નોંધ "ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ" ભા. ૨. પા. ૨૪૫મા આપી છે. પરંતુ તેમણે તે આપતા આ કથાનો ઉપયોગ કર્યો નથી. કોકિલ

* "ઈસ્લામી હિન્દ" પૃષ્ઠ. ૧૩૩

ગુજરાતના અભ્યાસીઓ અને ઇતિહાસપ્રેમીઓ સમક્ષ રજુ થઇ રહી છે, જે મને વિશ્વાસ છે, કે તે અંગે વધુ સંશોધન કરવાની આપણા ઇતિહાસજ્ઞોને પ્રેરણા આપશે "ફુતુહુસ્સલાતીન"નો પરિચય કરાવતા આ નોંધો અભ્યાસીઓને ઉપકારક થઈ પડે, એમ માની અહીં ઉતારી લીધી છે

સુલતાન અલાઉદ્દીન ખિલજીના શાસનકાળની હકીકત વર્ણવતા પણ ઇસામીએ ગુજરાત અંગે એક નવી વાત નોંધી છે, અને તે એ છે, કે ઉલુગખાન અને નુસરતખાનની ગુજરાત ઉપરની ચઢાઈ પછી પાટણ ઉપર મલિક અહમદ ઝીતમની સરદારી હેઠળ પણ એક સફળ આક્રમણ કરવામા આવ્યુ હતુ, જેમા રાજા કર્ણની પુત્રી દેવલદેવીને પકડવામા આવી હતી ઇસામીએ વર્ણવેલા ગુજરાત પરના આ બીજા આક્રમણની નોંધને અમીર ખુસરૂકૃત પ્રખ્યાત ખંડકાવ્ય 'દેવલદેવી"ના સિવાય બીજા ઇતિહાસોથી ટેકો મળતો નથી વળી પ્રખ્યાત ઇતિહાસપંડિત મવલાના અકબરશાહખા નજિબાબાદી પણ હિજરી સન ૬૯૭ (ઇ. સ ૧૨૯૭)ના પ્રથમ આક્રમણવેળા જ દેવલદેવી પકડાયેલી હોવાનુ જણાવે છે, તેમજ ઈસામી અને અમીર ખુસરૂએ લશ્કરી સરદારોના જે નામો આપેલા છે તે પણ એક બીજાથી ભિન્ન માલમ પડે છે એટલે ઈસામીનુ કથન શકાસ્પદ લેખાવવુ જોઇએ[1] ત્યાર બાદ સુલતાન કુતુબુદ્દીન ખિલજીની ગુજરાતની ચડાઈની હકીકત પણ ઇસામીએ નોંધેલી છે

એ પછી ઈસામીએ સુલતાન ગ્યાસુદ્દીન તગલકનું વૃતાન્ત લખ્યુ છે તેમા તે લખે છે, કે ગ્યાસુદ્દીન તગલકે મલિક શાદીના નેતૃત્વપણા હેઠળ ગુજરાત ઉપર એક સૈન્ય મોકલ્યુ હતુ, જેણે બે મહીના પર્યંત ત્યાના કિલ્લા(?)ને ઘેરો ઘાલ્યો હતો, પરતુ કિલ્લામાના કલાવતો અને ગવૈયાઓના એક સમૂહે ફરેબ આપી, મલિક શાદીને કત્લ કરી નાખ્યો હતો, અને ત્યાર પછી સદરહુ સૈન્ય નિષ્ફળતા લઈ પાછુ ફર્યું હતુ આ ચઢાઈ અને ઘેરાની નોંધ કોઈ પણ ફારસી ઇતિહાસમા નથી, તેમ અર્વાચીન સંશોધકોએ પણ તે વિષે કશુ લખેલુ જોવામા આવ્યુ નથી

ત્યારબાદ ઈસામીએ સુલતાન મુહમ્મદ તગલક(ઈ સ ૧૩૨૫-૧૩૫૧)ની હકીકત લખી છે, જેથી ફલિત થાય છે, કે ઇસામી સુલતાન મુહમ્મદ તગલકનો વિરોધી છે એમા સુલતાન મુહમ્મદ તુગલકના રાજત્વકાળની હકીકત ઉપર ઘણો નવો પ્રકાશ ફેંકેલો છે, જે બહુમૂલ્ય છે એમા ગુજરાતના બડો વિષે પણ ઘણી બારિક વિગતોનો પોતાના કાવ્યમય ઇતિહાસમા સંચય કરેલો છે, અને એ બળવાઓની વિસ્તારથી નોંધ લીધેલી છે, જે ગુજરાતના ઇતિહાસ-અભ્યાસીઓ માટે ભારે ખપની છે આમ "ફુતુહુસ્સલાતીન" ગુજરાતી ઐતિહાસિક સાધનસામગ્રીમા એક કિંમતી ઉમેરો છે

### મસનવી આશુબે હિન્દુસ્તાન

આવો જ બીજો એક મહત્ત્વનો ગ્રથ તે "મસનવી આશુબે હિન્દુસ્તાન" છે, જે આપણી ઐતિહાસિક સામગ્રી અગે ઘણા ખપની વસ્તુ છે એ હકીકત આપણને જૂનાગઢ-

---

૧ ઝફરૂલ વાલિહ મુઝફ્ફર વઅ આલિહે પણ એની નોંધ લીધી છે જુઓ પાનુ ૮૮ જો કે દેવલદેવીનું સારુ પ્રકરણ સશોધન માગે છે, કારણ અત્યાર સુધીના જેટલા લેખકોએ આ પ્રકરણ પર પ્રકાશ નાખ્યો છે તે બધાનું મૂળ હ ખુસરૂનું કાવ્ય 'દેવલ રાણી' છે કૃપામય જેટલુ એ પ્રમાણભૂત છે, અને તે દેવલદેવી વિષે પુષ્કળ માહિતી આપે છે. કોકિલ

નિવાસી પ્રખ્યાત ઈસ્લામી 'સ્કોલર' જનાબ કાઝી અહમદમિયા અખ્તર સાહબના એક નિબંધ દ્વારા જાણવાને મળે છે; જે નિબંધ તેમણે ત્રિવેન્દ્રમ (ત્રાવણકોર) ખાતે ૧૯૩૭ માં મળેલી ઓરિએન્ટલ કોન્ફરન્સની નવમી બેઠકમાં વાંચ્યો હતો.

"મસનવી આશુબે હિન્દુસ્તાન"[1] મુગલકાલીન કાવ્યકૃતિ છે, જે શહેનશાહ અવરંગઝેબના ભાઈ શાહજાદા મુરાદના દરબારી કવિ "બહેસ્તી"ની રચના છે.[1] એ ખંડકાવ્ય ૧૭૪ પૃષ્ઠોપર વિસ્તારાયેલું છે. "બહેસ્તી"ના જીવન વિષે કોઈ પણ માહિતી ઉપલબ્ધ થતી નથી, પણ તે કદાચ શિરાઝનો વતની હોવો જોઈએ.

આ કૃતિની હસ્તપ્રતો યૂરોપ અને હિન્દના વિખ્યાત ગ્રંથ-ભંડારોમાં બહુ જ ઓછી નોંધાયેલી માલમ પડે છે. લંડનના બ્રિટિશ મ્યુઝીયમ, અને ઇંડિયા ઓફ્રિસની લાયબ્રેરીમાં એની એકેક સંપૂર્ણ પ્રત જળવાયેલી છે, જ્યારે બોડલિયન લાયબ્રેરીમાં એનો એક અધૂરો નુસ્ખો મોજૂદ છે આ ત્રણ હસ્તપ્રતો સિવાય ચોથી હસ્તપ્રત જૂનાગઢમાં જનાબ અબ્દુર્-રહેમાન પઠાન સાહબ પાસે મોજૂદ છે, જેનો પરિચય કાઝી સાહબે ત્રિવેન્દ્રમની પરિષદ સમક્ષ એક નિબંધના રૂપમાં રજૂ કરેલ છે. કાઝી સાહબ જણાવે છે, કે હસ્તપ્રતો અપ્રાપ્ય છતાં એ મસનવીની છાપેલી પ્રતો ઉપલબ્ધ થાય છે. એવી એક પ્રત હયદરાબાદ(દખ્ખણ)ના શાહી પુસ્તકાલયના ફારસીના ઇતિહાસ-વિભાગમાં હતી, જે ઉપર કર્તાનું નામ "બહેસ્તી શિરાઝી" મુદ્રિત થયેલું હતું, અને બીજી મુદ્રિત પ્રત લાહોરની પબ્લિક લાયબ્રેરીમાં હતી, પરંતુ સદરહુ બન્ને પુસ્તકાલયોમાંથી એ બન્ને નકલો અલોપ (!) થઈ ગયેલી હોવાનું કાઝી સાહેબે તપાસ કરતા માલમ પડયું છે.

"મસનવી આશુબે હિન્દુસ્તાન"ના કર્તા કવિ બહેસ્તીનો એવો દાવો છે, કે શહેનશાહ શાહજહાનના ચારે શાહઝાદાઓની વચ્ચે દિલ્હીની ગાદી સંપાદન કરવા અંગે જે યુદ્ધો લડાયાં હતાં, તે તેણે નજરે જોયેલાં હતાં. આ રચનાના વાંચનથી ફલિત થાય છે, કે કવિ બહેસ્તી ગુજરાતમાં રહી ચૂકેલો હતો. એ વખતે શાહઝાદા મુરાદ ગુજરાતમાં હતો, જ્યા તેણે "મુરવ્વજુદ્દીન"નો લકબ ધારણ કરી, ગાદીરૂઢ થવાની રસમ અદા કરી હતી.

કવિએ પોતાની આ કૃતિ કઇ સાલમાં રચી તેનો ક્યાંય નિર્દેશ કરેલો નથી, પણ તેણે શાહઝાદા મુરાદને અવરંગઝેબે કેદ કરી, ગ્વાલિયરના શાહી કેદખાનામા મોકલી આપ્યો હતો, એ હકીકત નોંધેલી છે, જે હિજરી સન ૧૦૬૮(ઈ. સ; ૧૬૫૭)ની સાલનો બનાવ છે. પછી તેણે પોતાની કૃતિના અંતિમ ભાગમાં શાહઝાદા દારા શિકોહના ગિરફ્તાર થવાની અને તેને કત્લ કરાવ્વાની હકીકત જણાવી છે, જે હિજરી સન ૧૦૬૯(ઈ. સ. ૧૬૫૮)ની સાલની આખરનો બનાવ છે. એ ઉપરથી કાઝી સાહબ એવું અનુમાન કરે છે, કે કવિ 'બહેસ્તી' એ પોતાની આ રચના હિજરી ૧૦૬૮ કે હિજરી ૧૦૭૦ ના પ્રારંભમાં સંપૂર્ણ કરી હોવી જોઈએ.

કવિએ પોતાના ખંડ કાવ્યની વહેંચણી ૧૯ વિભાગોમાં કરેલી છે, જેમાં આઠમા ખંડમાં તેણે ખ્વાજા શાહબાઝ દ્વારા સુરતનો કબ્જો લીધાનું વર્ણન નવમા અને દસમામાં શાહઝાદા

૧. આ ગ્રંથની એક સુન્દર નકલ શ્રી ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકભંડારમા છે. જુઓ ફારસી હસ્તલિખિત પુસ્તકોની યાદી નંબર .........એમા કવિ ફીરદોશીના શાહનામાંને સબોધી લખે છે કે "તેણે તો સાંભળેલી કથાઓ લખી છે, મે તો સગી આંખે જોઈ ઇતિહાસ લખ્યો છે." **કોકિલ**

મુરાદના અમદાવાદમા તખ્તશીન થવાની હકીકત, અગિયારમામા ઉજ્જૈન નજદિક દેવાળપુર આગળ મુરાદના અવરગઝેબ જોડેના મિલનનું વૃત્તાત, પદરમામાં એ બન્ને ભાઈઓએ મળી, શાહજાદા દારા શિકોહ ઉપર ચઢાઈ કર્યાની વાત અને સોળમામા આગ્રાનો કિલ્લો ફત્તેહ કર્યાની અને તે પછી અવરગઝેબના હાથે શાહજાદા મુરાદ કેદ થયાની હકીકત છે, ઓગણીસમા વિભાગમા શાહજાદા દારાએ અમદાવાદથી લશ્કર લઈ, અજમેર પ્રયાણ કર્યાનુ, તે પછી પછી મલેક જીવનના હાથે તે કેદ પકડાયાનુ, અને અતે કત્લ થયાનું વર્ણન આ મસનવીમા આલેખાયેલુ જોવામા આવે છે

પ્રખ્યાત ઇતિહાસકાર સર જદુનાથ સરકાર, અને અવરગઝેબ અગે સૌથી વધુ વિશ્વાસ મૂકી શકાય એવા ઇસ્લામી ઇતિહાસકાર પ્રોફેસર નજિબ અશરફ નદ્વી સાહબે પણ પોતાની કૃતિઓ તૈયાર કરતા, આ મસનવીનો ઉપયોગ કર્યો નહીં હોવાનુ તેમની કૃતિઓમા રજુ થયેલી ગ્રથાધારની સૂચિઓ ઉપર દૃષ્ટિ ફેંકતા જણાય છે એટલે આ રીતે પણ આ નવી ઐતિહાસિક સાધનસામગ્રી કિમતી ગણાવવી જોઇએ

આમ આ ગને કૃતિ આપણા મધ્યકાલીન ઇતિહાસને અગે અને બીજી મૂગલકાલીન ઇતિહાસ માટે બહુ ઉપયોગી અને મહત્ત્વની હોઈ, તેનાથી ગુજરાતના ઇતિહાસની ઘણી ગુચવાયેલી કડીઓ યથાયોગ્ય બેસાડવામા આપણા અભ્યાસીઓને મદદ મળે એમ છે, એ હકીકત આ પરિચયાત્મક લેખથી સૌને વિદિત થઈ જવા પામશે

રૂપીઆ પચાસ પચાસનાં બે ઇનામો

# કૉલેજનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનાઓને

# જાહેર નિમંત્રણ

## "કાયદાની દૃષ્ટિએ ગુજરાતી હિન્દુ સ્ત્રીઓની સ્થિતિ"

સ્વ. કરસનદાસ મૂળજી સ્મારક ફંડની યોજના મુજબ, તમામ **ગુજરાતી બોલતાં**, કોલેજોનાં વિદ્યાર્થી અને વિદ્યાર્થીનીઓને શ્રી ફાર્બસ ગુજરાતી સભા-મુંબઈ તરફથી જાહેર નિમંત્રણ કરવામાં આવે છે કે, તેમણે ગુજરાતી ભાષામાં **"કાયદાની દૃષ્ટિએ ગુજરાતી હિન્દુ સ્ત્રીઓની સ્થિતિ"**, એ વિષય ઉપર એક નિબંધ ૩૦ થી ૩૫ ફુલ્સકેપ કાગળના કદનો, તા૦ ૧૯-૬-૪૧ ને વારગુરૂ સુધીમાં નીચેના શરનામે સીલબંધ પરબીડિયામાં રજીસ્ટર્ડ પોસ્ટથી જે કોલેજમાં અને જે વર્ગમાં પોતે ભણતાં હોય તેની વિગત અને પોતાનાં શરનામાં સાથે મોકલવો.

વિદ્યાર્થીઓના એવી રીતના આવેલા નિબંધોમાંથી જેનો નિબંધ શ્રી ફા. ગુ. સભાએ નીમેલી ત્રણ જણની કમીટી પસંદ કરશે તેને રૂ. ૫૦) સુધીનું એક, તેમ વિદ્યાર્થિનીઓના નિબંધોમાંથી એ જ રીતિએ જે એક બેનનો નિબંધ પસંદ થશે તેને રૂ. ૫૦) સુધીનું એક, એમ બે ઇનામો આપવામાં આવશે; અને એ બે નિબંધોમાંથી જેનો નિબંધ વધુ પસંદ કરવા યોગ્ય હશે તેનો નિબંધ તા૦ ૨૫-૭-૪૧ ને શુક્રવારની જાહેર સભામાં વાંચવામાં આવશે. પસંદ થયેલા નિબંધો પ્રકટ કરવાનો માલિકીહક્ક શ્રી ફા. ગુ. સભાનો રહેશે. વિશેષ જરૂરી વિગત માટે સભાના સહાયક મંત્રી સાથે નીચેને શીરનામે પત્રવ્યવહાર કરો.

**નોંધઃ**—આ હરિફાઇ, ગુજરાતી બોલતી, સઘળી કોમો માટે ખુલ્લી છે.
મુંબઈ તા૦ ૫-૧-૪૧ વાર રવિ.

૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર
વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસ લેઇન
મુંબઇ. નં. ૪

**અંબાલાલ બુલાખીરામ જાની,**
સહાયક મંત્રી, શ્રી ફા. ગુ. સભા,
મુંબઈ

# ચર્ચાપત્ર

## ગૂજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ : કેટલાક ચિન્ત્ય મુદ્દાઓ

### પં. બેચરદાસના ચર્ચાપત્રનો ઉત્તર

[ પ્રો૦ કાન્તિલાલ બ વ્યાસ એમ એ ]

( અનુસંધાન વર્ષ ૫, અ, ૪, પાના ૫૬૩ થી )

( ૨ )

**ગયા** અંકમાં પં બેચરદાસના ચર્ચાપત્રના ચાર મુદ્દાઓનો હુ ઉત્તર આપી ચૂકયો છુ હવે આ અંકમા એમના બાકીના મુદ્દાઓનો ઉત્તર આપુ છુ 'શ્રી ફાર્બસ ગુજરાતી સભા-ત્રૈમાસિક,' જુલાઇ-સપ્ટેમ્બર, '૪૦ના અંકમા ગ. મ્રાટકે 'આપણુ બીજા સામાયિકોમા'' એ લેખમા મારી સમાલોચનાની નોધ લીધી હતી અને તેમા પંડિતજીની અભ્યાસ-પદ્ધતિ સમજાવી, એમના ચર્ચાસ્પદ વિધાનોનું સમર્થન કરવા પ્રયત્ન કર્યો હતો તેથી રા સંગ્રાહકની નોંધના મુદ્દાઓનો પણ અહીં ઉત્તર આપી દેવો યોગ્ય ધારૂ છુ

ત્યારે પં બેચરદાસના બાકી રહેલા પાચમા મુદ્દાથી શરૂઆત કરીએ

**'થી' तस्‌માથી આવવો અસભવિત સ્થિત્વા કે સ્થિત માથી જ એની વ્યુત્પત્તિ શકય છે**

(૫) 'થી'ની વ્યુત્પત્તિ સંબધે મેં મારી સમાલોચનામા આ પ્રમાણે લખ્યુ છે "વ્યાખ્યાતા तस्‌માથી 'થી' વ્યુત્પન્ન કરે છે 'થી'ની વ્યુત્પત્તિ तस्‌માથી નીકળવી અસંભવિત છે तस् એ અપભ્રંશ પ્રત્યય નથી, પણ સંસ્કૃત છે ગૂજરાતીમા અવતાર પામતાં પહેલાં એનું પ્રાકૃત અપભ્રંશમા રૂપાન્તર થવુ જ જોઇએ છતા દલીલ ખાતર સ્વીકારી લઇએ કે तस् માથી બારોબાર રૂપાન્તર થાય છે, તોપણ तस्‌માંથી तह् દ્વારા માત્ર 'થ'જ થાય 'થી' <થિઅ <સ્થિત્વા ઉપરથી આવ્યુ છે એમ સર્વ વિદ્વાનો સ્વીકારે છે"×

અહીં પંડિતજી એમના મતનો બચાવ કરી શકે તેમ નથી એટલે ચર્ચાપત્રમા એ મૂળ વિધાનમાંથી ખસી જાય છે. તેઓ લખે છે કે "'થી'ની વ્યુત્પત્તિ સંબધે મને હજુ સુધી ચોક્કસ આધાર સાથેનુ મૂળરૂપ જડયુ નથી તેને લીધે મારાં વ્યાખ્યાનોમા એ વિષે નિર્ણયાત્મક વિધાન કરી શકયો નથી પરતુ તેને અંગે જે અમુક કલ્પનાઓ સૂઝેલી તે જ માત્ર જણાવી છે અને તે બાબત વિશેષ પ્રકાશ નાખવા મારુ શબ્દજ્ઞોને વિનંતિ પણ કરેલી છે કોઈ પણ મતને ગતાનુગતિકપણે અનુસરવાનું મારા સ્વભાવમા જ નથી, તેથી ગમે તેવા વિદ્વાનોએ કરેલી કલ્પનાને વિના આધારે માની શકુ નહીં" (પં બેચરદાસનુ ચર્ચાપત્ર-પૃ ૩૫૩)

એમની આ વ્યુત્પત્તિ ઉપરથી જ મને લાગેલું કે એમણે સ્વ નરસિંહરાવભાઈનાં Wilson Philological Lectures જોયા લાગતા નથી એના બીજા ખડના પૃ ૧૫૮ થી ૧૬૪ સુધીમા 'થી'ની વ્યુત્પત્તિ સંબધેના જુદા જુદા મતો—तस्‌માથી, तर्हिમાંથી,

× ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો, એક સમાલોચના—ગુજરાત રીસર્ચ સોસાયટી જર્નલ, વર્ષ, અ ૫ ૧૧૭

हुतउ (<हुंतउ) માંથી,' स्थाना क्त्वान्त રૂપ थइ(स्थित्वा)માંથી, અને थक < પ્રા. थक्कइ માંથી* વગેરેની ચર્ચા કરીને પછી એમણે પોતાનો મત પ્રદર્શિત કર્યો છે.

**तस्‌ની વિરુદ્ધ તેઓ નીચેનાં કારણો આપે છે—**

(i) तस् અવ્યય છે, તેથી તેમાંથી વિશેષણરૂપનાં થો. થી, થુ નીકળી શકે નહીં.

(ii) तस् માંથી કાઢતાં 'થકી'ના 'ક' ના અસ્તિત્વનો કોઇ ઉત્તર મળતો નથી.

(iii) 'ઘાડેથી પડયો' જેવા શબ્દોમાં જે શબ્દનો અધિકરણરૂપ અર્થ (સપ્તમીનો સ્થળવાચક અર્થ) છે તેનો तस् ની સાથે મેળ મળતો નથી. આ સર્વ કારણોથી तस्‌નો પરિહાર કરીને એ પોતાનો મત નીચે પ્રમાણે રજુ કરે છે.

**સ્વ. નરસિંહરાવભાઇનો મત** આવો છે. તેઓ કહે છે કે--" I hold that થી (indeclinable) is derived from the conjunctive Participle of થવું (स्था sk), and थकी similarly from Conjuctive participle of थक्क (Pr. substitute for स्था) and that थो थी थु adjectival forms are to be traced to स्थितकः past-participle form of स्था."×

**પંડિતજી स्थित्वा સંબંધી બે વાંધા** રજુ કરે છે. એક તો સંબંધક ભૂતકૃદન્તના અર્થનું स्थित्वा પંચમીના અર્થમાં ઘટી શકે નહીં.

બીજું स्थित्वा નાં ठाउ, ठाउण, ठाउआण વગેરે રૂપાન્તરો થાય છે. સ્વ. નરસિંહરાવે એમની સમર્થ ચર્ચામાં આવી શંકાઓનું નિરસન કર્યું છે. તેઓ કહે છે કે+ 'વડોદરેથી આવ્યો'=વડોદરે થઈ આવ્યો. મરાઠીમા પણ ' तो गांवाहून आला ' માં (=તે ગામથી આવ્યો) हून પ્રત્યય होउन નું જ ટૂંકાવેલું રૂપ છે. તેનો મૂળ અર્થ તે ગામમાં થઈને આવ્યો' એવો છે. જૂની ગૂજરાતી ભાષામાં પણ 'થી' લાગતાં નામની પૂર્વે સપ્તમીનો પ્રત્યય ઘણે સ્થળે મળે છે. ઉ. ત.

उत्तराषाढि नक्षत्रि थइ. (ऋषभदेव धवलसंबंध Guj. Lang. & Lit II p. 161)

वाहारियी भिक्षा लिउं नहींतरि नहीं (પ્રાચીન ગુજરાતી ગદ્યસંદર્ભ-૮૦-૨-જૂની ગૂજરાતી-પૃ. ૧૫૫)

આવા ઘણાં ઉદાહરણોમાં સપ્તમીપ્રત્યય 'થી' ની પૂર્વે મળે છે. **શ્રી. ચતુરભાઈ પુ. પટેલ** એને स्थित < थिउ < थिय એમ ઘટાવે છે.÷

**સ્વ. કેશવલાલ હ. ધ્રુવનો આ વિષેનો મત** જોઇએ.

ભાલણની કાદંબરીની ટીકામાં એ 'થી' ને માટે નીચેની વ્યુત્પત્તિ આપે છેઃ

સમથી < समःस्थितः < समो थिअओ < समु थिउ (પૃ. ૨૧૮)

જલપાનથી > जलपाने स्थिते (પૃ. ૨૪૭)

મુઝ પૂઠિથી > मम पृष्ठे स्थितः (પૃ. ૨૮૪)

આ ઉપરથી એમનો મત પણ स्थित ઉપરથી 'થી' વ્યુત્પન્ન કરવા તરફ છે.

આમ બધા વિદ્વાનો 'થી'ને स्थाનાં રૂપો ઉપરથી વ્યુત્પન્ન કરે છે. નરસિંહરાવભાઇ

---

* 'થી' ના સમાનાર્થક પ્રત્યય 'થકી'ને અનુલક્ષીને

× N B: Divetia Gujarati Language and Literature, Vol 11 P. 160.

+ Gujarati Language and Literature Vol II p. 160.

÷ જૂની ગુજરાતી ભાષા—પૃ. ૧૫૪

સ્થિત્વા ઉપરથી લે છે, જ્યારે કેશવલાલભાઈ તથા ચતુરભાઇ પુ પટેલ સ્થિત ઉપરથી લે છે નરસિંહરાવભાઈ પણ એક સ્થળે સ્થિત ને પણ વૈકલ્પિક વ્યુત્પત્તિ તરીકે સ્વીકારતા હોય એમ લાગે છે *

હવે વર્ણવિકારની દૃષ્ટિએ સ્થિત્વામાથી એ વ્યુત્પન્ન થવાની શક્યાશક્યતા વિચારીએ પ બેચરદાસ કહે છે કે "વર્ણવિકારની દૃષ્ટિએ સ્થિત્વામાથી 'થી' ન આવે તેઓ જણાવે છે કે "સ્થિત્વાના પ્રાકૃત ઉચ્ચારો ઠાઉ, ઠાઊણ, ઠાઉઆણ, ઠાઈઅ થાય છે આ જોતા એ બને વચ્ચે અક્ષરસામ્ય પણ જણાતુ નથી" (પ બેચરદાસનુ ચર્ચાપત્ર પૃ ૩૫૨)

આ વિધાનમા ચોખ્ખો વિપર્યાસ–વાચકને હેતુપૂર્વક ભ્રમમા નાખવાની વૃત્તિ લાગે છે સિદ્ધ હેમચન્દ્રમા स्थष्ठा-थक्क-चिट्ठ-निरप्पा । (૮–૪–૧૬) એ સૂત્રનું વિવરણ કરતા હેમચન્દ્ર કહે છે–तिष्ठते रेते चत्वार आदेशा भवन्ति । ठाइ । ठाअइ । ठाण बहुलाधिकारात् क्वचिन्न भवति । थिअं । थाण । थाउण । અર્થાત્ તિષ્ઠતિના ચાર આદેશ થાય છે ઠાઇ ઠાઅઇ, ઇ કોઈ વખતે એ આદેશો નથી પણ થતા ત્યારે થિઅ (સ્થિત) થાણ જેના રૂપો બને છે+ પંડિતજીએ એક જ સૂત્રની ટીકાનો પૂર્વભાગ ઉદ્ધૃત કર્યો છે અને બાકીનો ઉત્તર ભાગ પોતાના મતની વિરુદ્ધ જતો હોવાથી દબાવી રાખ્યો છે આને પંડિતજી પ્રામાણિક અને શાસ્ત્રીય ચર્ચા કહે છે?

આમ અર્થદૃષ્ટિએ સ્થિત કે સ્થિત્વામા અપાદાનનો અર્થ રહેલો છે (પંડિતજીએ પચમીના દાખલાઓ આપતા મુખ્ય અર્થ અપાદાનના દાખલા ન આપતા હેતુ અને કરણાર્થના દાખલાઓ આપ્યા છે એ વિચિત્ર લાગે છે) મરાઠીના होऊन > हून કે ऊननु ઉદાહરણ સ્થિત્વા > 'થી' ના અપાદાનાર્થને પુષ્ટિ આપે છે 'થી' લાગતા પૂર્વે નામોને ઘણી વાર સપ્તમી પ્રત્યય લાગે છે તે પણ સ્થિત્વા કે સ્થિતનુ જ સમર્થન કરે છે વર્ણવિકારની દૃષ્ટિએ પંડિતજીએ પોતે જ ઉદ્ધૃત કરેલા આદેશોની સાથે જ હેમચદ્રે જ સ્થિતનુ થિઅ રૂપ પણ આપી દીધુ છે, એટલે એ સબધી કહેવાનુ રહેતુ નથી આમ સ્થાના સબધક ભૂતકૃદત કે કર્મણિ ભૂતકૃદતમાથી જ 'થી' નીકળે, એ સર્વ રીતે વાસ્તવિક લાગે છે

'થી'ની આટલી બધી ચર્ચા વિદ્વાનોએ કરી છે, છતા તેઓ લખે છે કે "'થી'ની વ્યુત્પત્તિ સબધે મને ચોક્કસ આધાર સાથેનુ મૂળરૂપ જડયુ નથી" (આથી તેમને 'થી' ને માટે તર્કની કલ્પના કરવી પડી છે!) ત્યારે શુ સ્વ નરસિંહરાવભાઈએ તેમ કેશવલાલભાઈએ આપેલા આધારો અચોક્કસ અને બનાવટી છે? પંડિતજીએ પોતાના વ્યાખ્યાનોમા નરસિંહરાવના મતની ચર્ચા કરીને તેને નિરાધાર ઠરાવ્યો છે?

આગળ ચાલતા તેઓ કહે છે કે "ગમે તેવા વિદ્વાનોએ કરેલી કલ્પનાને વિના આધારે માની શકુ નહીં" સ્વ નરસિંહરાવ કે સ્વ કે હ ધ્રુવ જેવા વિદ્વાનોએ 'ગમે તેવા વિદ્વાનો'? અને એમણે પાનાનાં પાનામાં (Guj Lang & Lit II pp 158-164 તથા અન્ય સ્થળોએ) કરેલી ચર્ચા એ 'વિના આધારની કલ્પના'? ખરેખર પંડિતજીનુ માનસ સમજી શકવા હુ અસમર્થ છુ થી'ની વ્યુત્પત્તિ બધા વિદ્વાનો સ્થામાથી લે છે એ સબધે કોઈ રીતની શકાને સ્થાન હોય એવુ મને લાગતુ નથી

* Gujarati Language and Literature Vol II p 162 "Yet it is possible to interpret the ablative sense of थी by refering it to the past participle of स्था"

+ थिअ રૂપ આદિ યમા પન વપરાતુ મળી આવે છે જેમકે वज्जजत्तु थिउ (वज्जाघ स्थित) અપભ્રંશ પાઠાવલી પૃ ૧૭૫ ૬

## પંચમી પ્રત્યય હુંતુ અને વ. કૃ. હોન્તઉ ભિન્ન ગણાય? અને હુંતુ એ હું અને તઉ (તતઃ)નું એકત્રીકરણ છે?

(૬) મારી સમાલોચનામાં મેં કહ્યું હતું કે "વ્યાખ્યાતા એ હોન્તઉ ને અપભ્રંશ પંચમી પ્રત્યય હુ અને તઉ(તતઃનું અપભ્રંશ રૂપ)નું એકત્રીકરણ ગણાવે છે. ત્યાં એમની કલ્પના યોગ્ય નથી લાગતી......હોન્તઉ એ હો નું વર્તમાનકૃદત છે, હું અને તઉ નું સંયોગ પામેલુ રૂપ નથી."

પંડિતજી આના ઉપર ચર્ચા કરતાં કહે છે કે "જે કેટલાક લોકો પંચમી અર્થે વપરાએલ પ્રસ્તુત 'હુંતુ' જે સ મૂ., પ્રા. हू ધાતુ દ્વારા નીપજાવવાની વાત કરે છે તેમની એ કલ્પના બરાબર નથી. 'हू' ધાતુ દ્વારા નીપજતું વર્તમાનકૃદંત हुंतो કે होन्तो અને પચમી અર્થે વપરાએલું પ્રસ્તુત હુંતુ એ બે વચ્ચે ફક્ત અક્ષરસામ્ય જ છે, લેશ પણ અર્થસામ્ય નથી. 'घरहूतु' પ્રયોગમાં વપરાએલું हूतु વર્તમાનકૃદંત નથી." ( પ. બેચરદાસનું 'ચર્ચાપત્ર'-પૃ. ૩૫૩ )

આ ઉપરથી પ. બેચરદાસ પચમીપ્રત્યય હુતુ અને વર્તમાન કૃદંત હોન્તઉ ને જુદાં માને છે. હુંતુ નો હુ+તઉનાં એકત્રીકરણ દ્વારા ઉદ્દગમ—જે અહીં ખાસ પ્રસ્તુત છે તે વિષે એમણે કાંઇ જ કહ્યું નથી, તેમજ એનો બચાવ પણ કર્યો નથી. એમણે હુતુ ને હુ + તઉના સંયોગરૂપ કેવી રીતે ગણ્યું છે તે તપાસી જોવાનુ બની શકે તેમ નથી, કારણ કે વ્યાખ્યાનોનું 'મેન્યુસ્ક્રિપ્ટ' યુનિવર્સિટિમાંથી સુધારાવધારા અર્થે વ્યાખ્યાતા પાસે ગયેલું હોવાથી પ્રાપ્ય નથી.

હુંતુ એ પચમી પ્રત્યયને વર્તમાનકૃદંત હોન્તઉથી ભિન્ન ગણવાનું કારણ શું છે તથા એમ કરવાને પડિતજી પાસે શો આધાર છે તે હું સમજી શકતો નથી. ચર્ચાપત્રમાં એમણે આ નવીન અભિપ્રાયને માટે કારણો દર્શાવ્યાં નથી. એમનાં ભાષણો અને ચર્ચાપત્રના વલણ ઉપરથી એમ માની શકાય છે કે એમને અર્થમાં જ તાત્પર્ય લાગે છે, શબ્દમાં નહીં. અર્થદૃષ્ટિએ એમને હોન્તઉ કૃદત પંચમી પ્રત્યયના અપાદાનાર્થ માટે પર્યાપ્ત નહી લાગ્યું હોય એવું અનુમાન થઈ શકે છે. જો એમ હોય તો મરાઠીના પચમી પ્રત્યય हून‌ની વ્યુત્પત્તિ ઉદાહરણરૂપે ટાંકી શકાય. મરાઠી કર્મણિભૂતકૃદંત होऊनમાંથી પંચમી પ્રત્યય हून નીકળ્યો છે એમ ડૉ. રામકૃષ્ણ ભાંડારકર જેવા વિદ્વાનો માને છે. તેવીજ રીતે વિકારી પ્રા. होन्तो અને અપભ્રંશ होन्तउ (સ. भवन्)માંથી અવિકારી હુંતઉ અને હુતુ નીકળી શકે. હુંતુ ઉપરાંત પચમી પ્રત્યયનું હુતઉ એવું રૂપ પણ છે. (મુગ્ધાવબોધ-ખંડક ૫), અને તે होन्तउ ઉપરથી જ આવી શકે. આ સંબધે અન્ય વિદ્વાનોના મત આપણે જોઇએ.

**સ્વ નરસિંહરાવ** એમના Gujarati Language and Literatureના બીજા ભાગમાં* हौन्तउ સંબંધે નીચે પ્રમાણે કહે છે:

"This हुतउ is the evolute of the Apabhramsha होन्तउ, which हेमचन्द्र has curiously neglected, regarding in its stead the locative हां in जहां होन्तउ as the ablative sign. This होन्तउ is the Apabhramsha present participle of Sk भू ( भवन् ). It will be noted that it is therefore adjectival in form, taking the gender etc. of the noun

* પૃ. ૧૦૨-૧૦૩

it qualifies eg हूतु सान (कान्हडदेप्रबंध–२–७८) राशी हुती (नळदमयती रास of नयसुंदर प्रस्ताव ३–१–२७)"

નરસિંહરાવ જહા હોન્તઉ, તહા હોન્તઉમાં હાને સ્વતન્ત્ર અધિકરણાર્થ પ્રત્યય, કે જહા, તહા જેવા સ્થળાર્થક અવ્યયો સિદ્ધ કરતો અધિકરણાર્થ પ્રત્યય માને છે, અને હોન્તઉ ને જ શુદ્ધ અપાદાનદર્શક પ્રત્યય ગણે છે* તેઓ પ્રાકૃત પ્રત્યય हिन्तो ને हुन्तोનું રૂપાન્તર (મૂ ના વર્તમાનકૃદતમાથી સિદ્ધ થયેલુ) અને सुन्तो અમના કોઈ સભવિત શક્ય (a possible postulated form) વર્તમાનકૃદતમાથી નિષ્પન્ન થયેલુ ગણે છે+

હવે સ્વ કેશવલાલ હ ધ્રુવની હુતુની વ્યુત્પત્તિ સંબધે મત તપાસીએ સ્વ કેશવલાલભાઈ ભાલણની કાદબરીની ટીકામા હુતુ સબધે લખે છે કે " હુતઉ, હતુ એ જૂની ગૂજરાતીમા અપાદાનનો અર્થ બતાવવા વપરાય છે જુઓ મુગ્ધાવબોધ હુતઉ, થઉ તે અપાદાન આ અપાદાનાર્થ અનુગ સસ્કૃત વર્તમાન કૃદ્ત भवन् પ્રા हो तो, અપભ્રશ होन्तउનો નીપજ્યો છે હેમચન્દ્રના સમયમા એ અપાદાનનો ભાવ બતાવવા વપરાતો જોવામા આવે છે જુઓ है व्या ૮–૪–૩૫૫, जह्रा होन्तउ, तह्रा होन्तउ, कह्रा होन्तउ आगओ। જુઓ વળી હેમાચાર્યકૃત कुमारपालचरित ૮–૨૬ અહીં હજુ વર્તમાનકૃદત જ લેખાય છે એ સ્વરૂપ ચૌદમાપદરમા શતકમા ભૂલી જવાયુ અને હોન્તઉ અપાદાનાર્થ અનુગ તરીકે વપરાયો મૂરખાવો બગાળી અવિકારી અપાદાનાર્થ हइते "×

વિશેષ આધારો વિસ્તારભયથી આપતો નથી આટલી ચર્ચા હોન્તઉમાથી હુતુ ની વ્યુત્પત્તિ તથા તેના અપાદાનાર્થની સાર્થકતા સિદ્ધ કરવાને માટે પૂરતી છે પ બેચરદાસની હોન્તઉ અને હુતુ ભિન્ન હોવાની કલ્પના કોઈ રીતે સમર્થિત થતી નથી

**'પરોણા'ની વ્યુત્પત્તિ પ્રતોદનમાથી અશક્ય પ્રહરણકમાથી જ 'પરોણો' નીકળી શકે**

(૭) પ બેચરદાસ 'પરોણો' (બળદને હાંકવાનો) પ્રતોદનમાથી સિદ્ધ કરે છે, એ મને કેવળ અયુક્ત લાગે છે એની વિરુદ્ધમા મેં મારી સમાલોચનામા કહ્યુ હતુ કે —

"प्रहरणक > पहरणउ > प्हरणउ > પરોણો એ વ્યુત્પત્તિ ઉચ્ચારશાસ્ત્ર પ્રમાણે તદ્દન, શાસ્ત્રીય છે એમાનુ વિવૃતવિધાન પ્રથમ અક્ષરમા રહેલા મહાપ્રાણને આભારી છે આવી જ રીતે प्रहर ઉપરથી पहरु > प्हअरु વગેરે અનાન્તર રૂપો દ્વારા 'પ્હોર' આવે છે અર્થની દૃષ્ટિએ પણ प्रहरणक ઉપરથી 'પરાણો' નીકળે, એ જરાએ અનુચિત નથી 'જૂની ગૂજરાતી ભાષા' એ ગ્રથમા શ્રી ચતુરભાઈ પુ પટેલે 'પ્હરોણો' એ શબ્દની વ્યુત્પત્તિ प्रहरणकમાથી કાઢી છે પ બેચરદાસે સૂચવેલા प्रतोदनનો प्रओदन કે બહુ ખેચીએ તો पओअण કે पयोण થાય આદિ સયુક્ત વ્યજનના દ્વિતીય વર્ણમા આવલો ર લોપવો જ જોઈએ આથી વાગ્વ્યાપાર અનુસાર प्रतोदनમાથી 'પ્હરોણો' વ્યુત્પન્ન કરવુ અશક્ય છે, અને અર્થદૃષ્ટિએ પણ प्रतोदन प्रहरणक કરતા ચડિયાતો શબ્દ નથી "•

---

* N B Divetia—Gujarati Language & Literature—Vol II p 85 footnote, & p 163

\+ G L L—Vol II—p. 164

× કે હ ધ્રુવ, ભાલણની કાદબરી પૃ, ૨૮૫–૨૮૬

• મારી ઠક્કર વ્યાખ્યાનોની સમાલોચના ગુજરાત રીસર્ચ સોસાયટી જર્નલ (માર્ચ ૧૯૪૦) પૃ. ૧૧૬–૧૧૭

આનો ઉત્તર આપતાં પં. બેચરદાસે નીચે પ્રમાણે દલીલો કરી છે:

(अ) હેમકોષ અમરકોષમાં प्रतोद, प्रतोदन જેવા શબ્દો 'પરોણા'ના અર્થમાં મળી આવે છે. प्रहरणक શબ્દ એ કોષકારોએ આપ્યો નથી.

આ દલીલના ઉત્તરમાં, પૂછી શકાય કે હૈમ અને અમરકોષની રચના પછીના સમયમાં प्रहरणक શબ્દ પ્રચલિત થયો હોય એવું ન બની શકે? આપ્તેએ પોતાના સંસ્કૃત કોષમાં प्रहरण શબ્દ આપ્યો છે અને તેનો અર્થ Hurting, A Wepon એવા થાય છે એમ જણાવ્યું છે. (પ્રહાર કરે તેવું) હથિયાર એ અર્થમાંથી 'પરોણો' એ અર્થ કાળક્રમે નીકળે તો તેમાં અજુગતું શું છે? કેટલાક શબ્દો સંસ્કૃત પ્રાકૃતમાથી ગૃજરાતીમાં અવતાર પામતાં તેમના અર્થ ફરી જાય છે. શબ્દોનાં અર્થપરિવર્તનની પ્રક્રિયા જાણીતી છે. અહી प्रहरणના 'પ્રહાર કરે તે', 'હથિયાર' એ અર્થમાંથી 'પરોણા'નો અર્થ સરળતાથી નીકળી શકે. પરોણો માત્ર આર ઘોંચવાને વપરાતો નથી, પ્રહાર કરવાને પણ વપરાય છે. એ અર્થમાં એની ઉત્પત્તિ प्रहरणक ઉપરથી આપવી ઘણી સંભવિત લાગે છે. हस्तक એટલે હાથો, અને दतक એટલે દાતો એવા અર્થો કોષમા નહી હોવા છતાં ગૂજરાતીમા આવ્યા છે. વળી તેવી જ રીતે प्रहरणक એટલે પ્રહાર કરવાનું સાધન, એવું નાનુ હથિયાર એવો અર્થ શા માટે ન લઈ શકાય?

(ब) પં. બેચરદાસે સૂચવેલી प्रतोदन > 'પરોણો'ની વ્યુત્પત્તિમા વધારે મુશ્કેલી તો શબ્દોના વર્ણવિકાર સંબંધની છે. મેં સમાલોચનામાં જણાવ્યું છે તેમ प्रहरणक > पहरणउ > पहरणउ > પરોણો* એમ સ્વાભાવિક ક્રમે प्रहरणकમાથી 'પરોણો' વ્યુત્પન્ન થાય છે.

પં. બેચરદાસ જે રીતે 'પરોણો' प्रतोदनमांથી વ્યુત્પન્ન કરે છે, એ વાગ્વ્યાપારની દૃષ્ટિએ કેવળ અસંભવિત છે. તેઓ प्रतोदनमाथी > परतोदनो > परतोअणो > परओअणो > परोअणो > परोणो એમ 'પરોણો' વ્યુત્પન્ન કરે છે. આ વર્ણવિકાર પ્રાકૃત વ્યાકરણ અનુસાર અશક્ય છે.

प्रतोदनના र्નો લોપ અવશ્ય થવો જોઇએ. સિદ્ધહેમચન્દ્ર ૮-૨-૭૯ મા સૂત્રમાં सर्वत्र ल-व-रामवन्द्रे । वृत्ति-वन्द्रशव्दादन्यत्र लवरां सर्वत्र सयुक्तस्योर्ध्वमधश्च स्थितानां लुग् भवति । અર્થાત, પ્રાકૃતમાં× वन्द्र શબ્દ સિવાયના સર્વ શબ્દોમા સંયુક્તાક્ષરમા આવેલા र्નો લોપ અવશ્ય કરવો જોઇએ, એમ કહ્યું છે. આના થોકબંધ ઉદાહરણો આપી શકાય તેમ છે. प्रतोदनની માફક प्रથી જ શરુ થતા શબ્દોનાં પ્રાકૃત રૂપાન્તર આપું.

| સંસ્કૃતરૂપ | પ્રાકૃતરૂપ | સિદ્ધ હેમનો સૂત્રાંક | સંસ્કૃતરૂપ | પ્રાકૃતરૂપ | સિદ્ધહેમનો સૂત્રાંક |
|---|---|---|---|---|---|
| प्रतिष्ठा — | पइट्ठा | ૮-૧-૩૮ | प्रतिमा | पडिमा | ૮-૧-૨૦૬ |
| प्रतिष्ठानं — | पइट्ठाण | ૮-૧-૨૦૬ | प्रतिपन्नं | पडिवन्न | ,, |
| प्रतिज्ञा — | पइण्णा | ,, | प्रतिपदा | पडिवया | ,, |
| प्रतिहारो — | पडिहारो | ,, | | | |

પં. બેચરદાસે આ મુશ્કેલીનો ઉત્તર આપવાનો પ્રયત્ન કર્યો છે. તેઓ જણાવે છે કે

* 'જૂની ગૂજરાતી ભાષા' પૃ. ૩૪૮ ઉપર પણ આ જ વ્યુત્પત્તિ સ્વીકારી છે.

× અપભ્રંશમા वाधो रो लुक् । એ સૂત્રાનુસાર અપભ્રંશનો र् વિકલ્પે લોપાય કે કાયમ રહે. પંડિતજી માગે છે તેમ र् છૂટો પડતો નથી. હેમચન્દ્રે આ સૂત્રના ઉદાહરણ રૂપે प्रियના पियु અને प्रिय એવાં બે રૂપો જ આપ્યાં છે.

"પ્રનુ પ્રાકૃત ઉચ્ચારણ 'પ' થાય છે, ત્યારે પ્રચલિત લોકભાષામા (અર્વાચીન ગૂર્જરાતીમા) પ્રનું પર ઉચ્ચારણ પણ સ્પષ્ટપણે પ્રતીત છે" આમ કહીને તેઓ પ્રભુ–પરભુ, પ્રતિ–પરત, પ્રજાપતિ–પરજાપતિ એવા ઉદાહરણો ટાકે છે આ વર્ણવિક્રિયાનો પ્રકાર કેટલો અશાસ્ત્રીય અને અવૈજ્ઞાનિક છે તે હું નીચે બતાવુ છુ

પડિતજીએ આપેલા આ બધા ઉદાહરણો સસ્કૃતમાથી બારોબાર ગૂર્જરાતીમા આવેલા અર્વાચીન તદ્‌ભવોના છે એમના પ્રાકૃતરૂપો પડિતજીએ બતાવ્યા છે તેથી તદ્દન જુદા પ્રકારના થાય છે

| પ્રમાથી પર થવાના ઉદાહરણરૂપે પડિતજીએ દર્શાવેલા શબ્દો અને તેમના વર્ણવિકાર | | | તે જ શબ્દોના સિદ્ધ હેમચન્દ્ર અનુસાર થતા રૂપો | | | સિદ્ધ હેમચન્દ્ર સૂત્રાંક |
|---|---|---|---|---|---|---|
| प्रभु | — | પરભુ | प्रभु | — | पहु | ૮–૩–૩૮ |
| प्रति | — | પરત | प्रति | — | पइ | ૮–૪–૪૧૪ |
| प्रजापति | — | પરજાપતિ | प्रजापति | — | पयावइ | ૮–૧–૧૭૭ |
| प्रकट | — | પરગટ | प्रकट | — | पयड–पायड | ૮–૧–૪૪ |
| प्रज्वल | — | પરજળવુ | प्रज्वलित | — | पज्जलिदो | ૮–૪–૨૬૫ |
| प्रसाद | — | પરસાદ | प्रसाद | — | पसाउ | ૮–૪–૪૩૦ |

આ ઉપરથી ખાતરી થશે કે પ્રાકૃતદ્વારા આ શબ્દો વ્યુત્પન્ન થાય તો પડિતજીએ આપેલા રૂપો નથી બનતા, પરતુ મેં ઉપર દર્શાવેલા રૂપો થાય છે અને તેમા ર્‌નો લોપ અવશ્ય થાય છે

આ સબધે પડિતજીનુ ધ્યાન સ્વ કમળાશકર પ્રા ત્રિવેદીના બૃહદ્ વ્યાકરણ પૃ ૩૮૩ તરફ ખેચુ છુ એમા પ્રાચીન અને અર્વાચીન તદ્‌ભવનો ભેદ સમજાવ્યો છે જે શબ્દો પ્રાકૃતદ્વારા વિકાર પામી ગૂર્જરાતીમા આવે તેને ભાષાશાસ્ત્રીઓ પ્રાચીન તદ્‌ભવ કહે છે જે લાગલા જ સસ્કૃતમાથી ગૂર્જરાતીમા આવે તેને અર્વાચીન તદ્‌ભવ કહેવાય પ્રાચીન તદ્‌ભવમા સસ્કૃત શબ્દો પ્રાકૃત વર્ણવિકારના સર્વ નિયમોને અનુસરે છે અને એ નિયમોદ્વારા વિકાર પામીને ગૂર્જરાતીમા અવતાર પામે છે અર્વાચીન તદ્‌ભવમા સયુક્તાક્ષર વચ્ચે એકાદ સ્વર ઉમેરાય* એ સિવાય અન્ય ફેરફારો ભાગ્યે જ થાય છે

વ્યજનલોપનો પ્રસગ અર્વાચીન તદ્‌ભવમા આવતો નથી નીચેના ઉદાહરણોથી આ વાત સ્પષ્ટ થશે

| પ્રાચીન તદ્‌ભવ | | | | | અર્વાચીન તદ્‌ભવ | | |
|---|---|---|---|---|---|---|---|
| मार्ग | — | मग्ग | — | માગ | मार्ग | — | મારગ |
| कर्मन् | — | कम्म | — | કામ | कर्म | — | કરમ |
| प्रकार | — | पगार | — | पयार–પર | प्रकार | — | પરકાર |
| प्रमाद | — | पमाउ | — | પમાય | प्रमाद | — | પરમાદ |
| रजनी | — | रअणी | — | रयणी– રેણી | रजनी | — | રજની |

* કેટલીક વાર વર્ગીય પ્રથમ વ્યજનને સ્થાને તૃતીય વ્યજન પણ આવે છે જેમકે પ્રકટ–પરગટ,

આવી અશક્ય વર્ણવિક્રિયાના જાદુ વડે જ પંડિતજી પ્રતોદન કે પ્રાજનનો 'પરોણો' બનાવી દે છે, અને આપણે આશ્ચર્યચકિત બની જોઈ રહીએ છીએ

આવા જાદુનો આશ્રય ન લેવો હોય તો મને પોતાને તો પ્રહરણક ઉપરથી 'પરોણો'ની વ્યુત્પત્તિ લેવી એ જ એક માત્ર રસ્તો લાગે છે પ્રહરણ માનો હકાર શબ્દને હ શ્રુતિ આપે છે પંડિતજી કહે છે કે 'પરોણો'મા હશ્રુતિ જણાતી નથી હશ્રુતિ વિનાના 'પરોવવુ' શબ્દને 'પરોણો' સાથે સરખાવો એટલે તરત જ હશ્રુતિના અસ્તિત્વની ખાતરી થશે છતા આ આનુષંગિક આધાર વિના પણ વાગ્વ્યાપારની દૃષ્ટિએ પ્રહરણકમાથી 'પરોણો'ની વ્યુત્પત્તિ સ્વાભાવિક રીતે અને સરલતાથી નીકળે છે અર્થદષ્ટિએ પણ પ્રહરણક ચાલી શકે તેવો શબ્દ છે માટે પ્રહરણકમાથી 'પરોણો'ની વ્યુત્પત્તિ લેવી મને યોગ્ય અને શાસ્ત્રીય લાગે છે

## હેમચન્દ્રના અપભ્રંશને 'ઊગતી ગૂજરાતી' કેમ ન કહેવાય

(૮) મારી સમાલોચનામા મેં કહ્યુ હતુ કે 'હેમચન્દ્રના અપભ્રંશમાથી જૂની ગૂંજરાતીનો ઉદ્ભવ થયો છે એ કબૂલ છે પણ તેથી તેને 'ગૂજરાતી'નું નામ આપવુ અશાસ્ત્રીય છે"

પહેલા મુદ્દાના 'ઊગતી ગૂજરાતી' સંબંધેના ઉત્તરમા મેં સદ્ નરસિંહરાવ, શ્રી મધુસૂદન મોદી, શ્રી સુનીતિકુમાર ચેટરજી, વગેરેના આધારો આપીને આનો વિસ્તૃત ઉત્તર આપી દીધો છે અપભ્રંશ એ ગૂજરાતી, મારવાડી અને પશ્ચિમી હિંદી એ ત્રણેની માતા છે તેમજ અપભ્રંશના વ્યાવર્તક લક્ષણો ગૂજરાતીથી કેટલેક અંશે ભિન્ન છે, તેથી યોગ્ય સીમાંકનને ખાતર પણ અપભ્રંશને ગૂજરાતી ન ગણવી જોઇએ આ સબધે સ્વ નરસિંહરાવભાઈનુ લાબુ અવતરણ આપ્યુ છે, જે આનો સચોટ ઉત્તર આપે છે આ મુદ્દાની ચર્ચા પહેલા મુદ્દાનો ઉત્તર આપતા થઈ ગઇ છે તેથી વધારે પિષ્ટપેષણ કરવાની જરૂર નથી

## સ ऊर्ध्वमांથી સં उपरि નીકળવા વિષેની કેટલીક શંકાઓ

(૯) મારી સમાલોચનાના પૃ ૧૧૭ ઉપર મેં ગૂજરાતી અવ્યય 'ઉપર' ને સં ऊर्ध्वम् માથી વ્યુત્પન્ન કરવા સામે વિરોધ દર્શાવ્યો હતો મે સૂચવ્યુ હતું કે સં उपरिમાથી 'ઉપર' વ્યુત્પન્ન કરવુ વધારે વાસ્તવિક છે

શ્રી બેચરદાસ એમના ઉત્તરમા ऊर्ध्वकम् માથી સ उपरि નીકળ્યુ હોવાનો તર્ક કરે છે, અને સં उपरि માથી 'ઉપર' નીકળવાનુ માન્ય રાખે છે એટલે એ સબંધે વિશેષ લખવાનુ રહેતુ નથી

છતાં ऊर्ध्व માથી ક્રમ્મરે માધી તે દ્વારા उपरि નીકળવાના તર્ક સબધે એક બે શંકા રજૂ કરૂ છુ ऊर्ध्व અને उपरि બને રૂપો અતિ પ્રાચીન છે, અને બંનેના ऊर्ध्वा અને उपरिष्टात् જેવા રૂપો વૈદિક સાહિત્યમા મળે છે એમનુ પૌર્વાપર્ય નક્કી કરી શકાય એટલા સાધનો આપણી પાસે છે ? બીજો પ્રશ્ન વર્ણવિકારને અંગેનો છે અશોકના શિલાલેખો જોઇએ તો જણાશે કે એ કાળમા સિદ્ધહૈમ જેવા વ્યાકરણગ્રથોમા દર્શાવેલી પ્રાકૃતવર્ણવિક્રિયા સપૂર્ણ રીતે અસ્તિત્વમા આવી નથી તો પછી પાણિનિના સમયમા ઘણા પાછળના ઉત્તરકાળની વર્ણવિક્રિયા કલ્પી શકાય ? કેટલાક પ્રાકૃત શબ્દો સસ્કૃતમા રૂઢ થઇ ગયા છે, જેમકે पुराण (મૂળ पुरातन), नाटक (મૂળ नृतक) એ સર્વ શબ્દોમા મૂર્ધન્ય વર્ણાદિકથી એમના પ્રાકૃત સ્વરૂપનું સૂચન મળી જાય છે उपरि મા મને પ્રાકૃત સ્વરૂપ જણાતું નથી પાણિનિએ અષ્ટાધ્યાયીમા ૫ મા અધ્યાયના ૩ જા પાદમા उपर्युपरिष्टात् સૂત્ર આપ્યુ છે उपरिष्टात् રૂપ સ્પષ્ટ રીતે પ્રાચીન જણાય છે

પાણિનિ ऊर्ध्व નો ऊप કરવાનું કહે તો ત્યાં એને વર્ણવિકાર માનવા કરતાં આદેશ માનવો વધારે ઠીક લાગે છે. હેમચન્દ્ર दशेः प्रस्सः (૮–૪–૯૩), કે भुवः पर्याप्तौ हुच्च (૮–૪–૩૯૦)* જેવા આદેશો આપે છે, ત્યાં प्रहुच्चइ ને भू ને બદલે प्राप् માંથી લેવું + અને प्रस्सदि ને दृश्नो વિકાર માનવાને બદલે पश्यतिનો વિકાર માનવો એ વધારે ઠીક લાગે છે. ઘણી વાર વૈયાકરણોને અક્ષરશઃ માની લેવા યોગ્ય નથી. સ્વ. નરસિંહરાવભાઈએ जहां होन्तउ સબંધે ચર્ચા કરતાં આ વસ્તુ તરફ નિર્દેશ કર્યો છે.× આમ મને તો ऊर्ध्वમાંથી પ્રાકૃત વર્ણવિકાર દ્વારા उपरि સિદ્ધ કરવું દૂરાકૃષ્ટ તથા અપ્રતીતિકર લાગે છે. એમનાં વ્યાખ્યાનોમાં એમણે ऊर्ध्व અને उपरिનું પૌર્વાપર્ય દર્શાવ્યું હોય, અને પાણિનિના સમયમાં વચ્ચેનું અવાન્તર उब्मरे જેવું રૂપ વપરાયેલું દર્શાવ્યું હોય તો એમની કલ્પના સાધાર ઠરી શકે. આથી વ્યાખ્યાનોના પ્રકાશન પછી આ સબંધી વિશેષ ચર્ચા કરી શકાય. અહીં મારી શકાઓ જ માત્ર રજુ કરી છે, અને એ શકા માટેનાં કારણો જણાવ્યાં છે. અશોકના પૂર્વકાલની પ્રાકૃતોના સ્વરૂપ વિશે આગ્રહપૂર્વક નિર્ણય કરવો કઠિન છે.

## રા. સંગ્રાહકની નોંધના કેટલાક મુદ્દાઓના ઉત્તર

'શ્રી ફાર્બસ ગુજરાતી સભાના ત્રૈમાસિક'ના જુલાઈ–સપ્ટેમ્બર '૪૦ના (પુસ્તક ૫ અંક ૨) અંકમાં શ્રી. સંગ્રાહકે મારી સમાલોચનાની નોંધ લીધી છે અને એ સંબંધે એમના વિચારો દર્શાવ્યા છે. એમાં એમણે પ. બેચરદાસનાં વિધાનોના બચાવમાં બે ત્રણ મુદ્દા રજુ કર્યા છે. તેની ટૂંકી ચર્ચા અહીં અસ્થાને નહીં ગણાય.

(૧) પ્રથમ તો તેઓ કહે છે કે એ વ્યાખ્યાનોના નહીં વંચાયેલા ભાગોમાં ગૂજરાતીના વિકાસક્રમ સંબંધે ઘણી મૂલ્યવાન માહિતી છે, જે સમયને અભાવે વાચી શકાઇ નહોતી.

મેં પણ સમાલોચનામાં આ જ ભાવાર્થનું કહ્યું છે: "પછીનાં વ્યાખ્યાનોમાં સિદ્ધાન્તચર્ચાની અપેક્ષાએ વ્યુત્પત્તિચર્ચા ઉપર વ્યાખ્યાતાએ વધારે પડતું લક્ષ આપ્યું હતું સભવિત છે કે કદાચ નહી વચાયેલા ખડોમાં એમણે પ્રતિ સૈકાની ભાષાના સ્વરૂપની સામાન્ય સૈદ્ધાન્તિક ચર્ચા કરી હોય...વચાયેલા વ્યાખ્યાનખડોમાં આવી ચર્ચા યોગ્ય પ્રમાણમાં થઈ નહોતી એમ ઘણા અભ્યાસીઓને લાગ્યું હતું." વ્યાખ્યાનોમાં એવી સામાન્ય સ્વરૂપની સૈદ્ધાન્તિક ચર્ચા કરી હશે, અથવા હમણાં એ વ્યાખ્યાનો ફરી જોઇ જાય છે એ પ્રસંગ લઈને એવી ચર્ચા ઉમેરે તો આ વિષયના અભ્યાસીઓને એ અતીવ ઉપયોગી થઈ પડશે.

(૨) રા. સંગ્રાહકનો બીજો મુદ્દો એ છે કે પ. બેચરદાસની વ્યુત્પત્તિઓ સિદ્ધ કરવાની પદ્ધતિ નિરુક્તને અનુસરતી છે. તેથી જો કે કેટલાકને એ વ્યુત્પત્તિઓ અરુચિકર લાગવા સભવ છે, છતાં એમની વ્યુત્પત્તિપદ્ધતિ અવશ્ય મૌલિક છે, અને ભાષાશાસ્ત્રની પ્રગતિમાં ઘણી ઉપયોગી છે

આ સબંધે મે આ ચર્ચાપત્રના ઉત્તરમાં એમની વ્યુત્પત્તિઓને પુષ્કળ કારણો આપીને નિરાધાર અને તેથી અસ્વીકાર્ય ઠરાવી છે. વ્યુત્પત્તિઓ નવીન ભલે હોય—સદ્ગ. નરસિંહ-

* આના ઉદાહરણ રૂપે હેમચન્દ્રે अहरि पहुच्चइ नाहु–'નાથ અધરે પહોંચે' આપ્યું છે. અહી प्र + भू કરતાં प्राप्નો અર્થ વધારે બંધ બેસે છે.

+ N. B. Devatia—Gujarati Language & Litarature Vol. I p. 237

x GLL Vol. II p. 33, 85

રાવબાઈએ 'નાનું,' 'વેપાર,' 'નિશાળ,' વગેરે શબ્દો માટે સૂચવેલી श्लक्ष्णक, व्यवहार, लेखशाला વગેરે વ્યુત્પત્તિઓ નવીન કયાં નહોતી ?—પરન્તુ એ સંપૂર્ણ રીતે સાધાર હોવી જોઈએ

લૌકિક સસ્કૃતિની સિદ્ધિ માટે પણ નિરૂક્તને phonetic guide ગણી શકાય તેમ નથી નિરૂક્તની દૃષ્ટિ શબ્દના વર્ણસ્વરૂપ કરતાં અર્થ તરફ જ વિશેષ છે અને તેથી નિરુક્તની વ્યુત્પત્તિપદ્ધતિ આપણને બહુ કામ લાગે તેમ નથી એ નીચેની ચર્ચા ઉપરથી પ્રતીત થશે

સમર્થ વિદ્વાન શ્રી વૈજનાથ કાશીનાથ રાજવાડેના निरुक्तम्-प्रथमो भाग ની પ્રસ્તાવનામાં * ચર્ચેલી કેટલીક નિરુક્ત પદ્ધતિની વ્યુત્પત્તિઓ જોઈએ નિરુક્તના કેટલાક સિદ્ધાન્તો પણ વિલક્ષણ છે એક તો न तु एव न निर्ब्रूयात । One must derive a word and never plead ignorance न तु सस्कारमाद्रियेत् । One should never care for regular formation अथनित्य परीक्षेत् । One should always look to the meaning આમ વ્યાકરણશુદ્ધ પ્રક્રિયાઓનો અનાદર કરીને અર્થ તરફ જ દૃષ્ટિ રાખીને શકય અશકય સર્વ શબ્દોની વ્યુત્પત્તિ શોધવાની પ્રતિજ્ઞા કરીને શાસ્ત્રિ આગળ વધે છે એની ઘણી વ્યુત્પત્તિઓ વિલક્ષણ લાગશે

| | | | |
|---|---|---|---|
| अहि | — | 'વાદળુ' એ અર્થમાં | इ – to go માથી |
| | | 'સર્પ' એ અર્થમાં | आ + हन् માથી |
| मत्सर | — | 'સૌભાગ્ય' , | मद् to exhilerate માથી |
| | | 'લોભ' ,, | मद् to be insane or mad માથી |
| अन्न | — | 'ખોરાક' એ અર્થમાં | आ + नम् માથી |
| नव | — | 'નવું' ,, | आ + नी માથી |
| अन्तिक | — | 'પાસે' ,, | आ + नी માથી |

આ સંબંધે શ્રી રાજવાડે કહે છે " Anyone would say that अन्न comes from अद्, but food bends down ( आनत भवति ) to gratify the hunger of living beings ( भूतेभ्य ), अन्न therefore must come from आ + नम् नव comes from आनीत because just brought is fresh " આગળ ચાલતા તેઓ કહે છે કે " Would anyone think of deriving दिश from सद or नश ? " " हस्त performes all sorts of acts including killing, therefore, हनने प्राज्ञ =हस्त " " अक्षि is derived from चक्ष् " પ રાજવાડે સૂચવે છે કે हस्तनो ઉદ્ગમ પૂર્વ વૈદિક हस् ધાતુમાથી થયો હોય, અને अक्षि લેટિન Oculus, a diminutive for oc, અને ઋગ્વેદના अनक्–ચક્ષુહીન જેવા શબ્દોમા જળવાઈ રહેલા अक् જેવા ધાતુમાથી આવ્યો હોય એવો વધારે સંભવ છે તેઓ નિરુક્તની આ વ્યુત્પત્તિપદ્ધતિને અમાન્ય ગણે છે બીજાં પણ કેટલાક વિલક્ષણ વ્યુત્પત્તિઓના ઉદાહરણો એમણે આપ્યા છે તેમાના એક બે જોઈએ

| | | | |
|---|---|---|---|
| दुहिता | — | दुहिता | Undesirable addition to a family |
| | | दूरे हिता | Parents are happy when girlsare given away in marriage to men dwelling in distant tracts |

* Introduction XXVII — XXXII

आदित्य — from आ + दा (not दीव)
मनुष्य — मत्वा कर्माणि सिव्यन्ति (not मनोः मनुषोः वा अपत्यं)
मनस्य मानेन सृष्टा

આ કારણોથી ઉચ્ચારશાસ્ત્રની દૃષ્ટિએ નિરુક્તની પદ્ધતિ સ્પષ્ટ રીતે અમાન્ય લાગે તેવી છે. વળી નિરુક્ત અને ગૂજરાતી વચ્ચે વિશાળ કાલાન્તર છે, તેથી ગૂજરાતી પરત્વે તો પ્રાકૃત અને અપભ્રંશ ભાષાની વર્ણવિક્રિયાઓ જ–phonetic processes વધારે માન્ય ગણવી ઘટે.

(૩) ત્રીજો મુદ્દો રા. સંગ્રાહકે એ બતાવ્યો છે કે એમનો અંગ્રેજીનો અપરિચય આવા વિષયમાં હાનિરૂપ નહીં, પણ લાભરૂપ છે. અંગ્રેજીના પરિચયે કેટલીક વાર આપણી સ્વતંત્ર સંશોધક શક્તિનો હ્રાસ કર્યો છે.

આ સંબંધે કાંઈક ગેરસમજૂત થઈ હોય એમ મને લાગે છે. હું પોતે બીમ્સ કે ગ્રિયર્સનને અભ્યાસ માટે ઉપયોગી ગણું છું, પણ એમને અંતિમ પ્રમાણ માનતો નથી. મારું વક્તવ્ય એમ હતું કે અંગ્રેજીના પરિચયને અભાવે સ્વાભાવિક રીતે જ પં. બેચરદાસે સ્વ. નરસિંહરાવ* અને ટેસિટરી જેવા ગૂજરાતી માટે ઘણે અંશે પ્રમાણભૂત ગણાય તેવા ભાષાશાસ્ત્રીઓના ગ્રંથો જોયા લાગતા નથી. સ્વ. કેશવલાલ ધ્રુવનાં ભાષાશાસ્ત્રીય લખાણો, જે મોટે ભાગે ગૂજરાતીમાં જ છે તે પણ એમણે નહીં જોયાં હોય એમ લાગે છે; કારણ કે ઉપર વ્યુત્પત્તિઓની ચર્ચા કરતાં મે દર્શાવ્યું છે કે નરસિંહરાવ અને કેશવલાલ ધ્રુવ જેવા વિદ્વાનો જેમાં એકમત હોય તેવી સુસ્થાપિત વ્યુત્પત્તિઓ માટે તેઓ કારણ દર્શાવ્યા વિના નવા મતો પૂરતા આધાર વિના રજુ કરે છે. આથી ઘણી વાર એમ બન્યું છે કે નરસિંહરાવે બીમ્સાદિકના જે મતોનું ખંડન કર્યું હોય તેવા મતોને નવીન ગણીને પંડિતજીએ રજુ કર્યા છે.× આવા મતો અભ્યાસીનું પ્રથમ ધ્યાન ખેંચે એવા હોય છે, પરંતુ ભાષાવિજ્ઞાનની કસોટીએ પરિણામે એ કાચા પડે છે. ગૂજરાતી ભાષાના અભ્યાસીઓ સ્વ નરસિંહરાવના પણ મતો જુવે નહીં એ મને ઠીક નથી લાગતું. ગૂજરાતના તેમજ ઇતરપ્રાંતીય ભાષાભ્યાસીઓ નરસિંહરાવનાં વિલ્સન લેક્ચર્સને ગૂજરાતી ભાષાવિજ્ઞાનના અપૂર્વ સ્મારકરૂપ ગણે છે. એમણે નાખેલા ભાષાવિજ્ઞાનના પાયાની ઉપેક્ષા કરીને નવેસરથી ભાષાવિજ્ઞાનના ગણેશ માંડવાથી વિશેષ સિદ્ધિ થાય એમ હું માનતો નથી. એમણે નાખેલા પાયા ઉપર અન્ય પંડિતોને મહાન સ્મારક ઊભુ કરવાનો અવકાશ છે.

પંડિતજી અંગ્રેજી નથી જાણતા, એ વિધાન મેં એમની ઊણપ દર્શાવવાને નહી, પરંતુ એમની વિદ્વત્તાનું સમર્થન કરવાને જ કર્યું છે. એમનાં કેટલાંક સ્ખલનો, જે એમના જેવા વિદ્વાનનાં લખાણમાં કેમ પ્રવેશ્યાં એ કેટલાકને ન સમજાય, તેમને મેં જણાવ્યું છે કે અંગ્રેજીના અપરિચયે આવી કેટલીક ત્રુટિઓ આવી ગઇ છે, સંસ્કૃતપ્રાકૃતાદિકની વિદ્વત્તાનાં અભાવે નહીં.

આટલો ઉત્તર હું માનું છું કે બસ છે. મારૂં કથિતવ્ય નિષ્પક્ષપાતપણે યોગ્ય સ્વરૂપમાં તપાસવા માટે સંગ્રાહકનો હું આભારી છું તેઓ મારાં ઉપરનાં દૃષ્ટિબિંદુઓ ધ્યાનમાં લેશે, એવી આશા રાખું છું.

### પં. બેચરદાસે કરેલા કેટલાક અંગત આક્ષેપો : ઉપસંહાર

પં. બેચરદાસના ચર્ચાપત્રમાં કેટલાક અંગત આક્ષેપો કરવામાં આવ્યા છે. તેનું કારણ હું સમજી શકતો નથી. મારા ઉત્તરના પ્રારંભમાં મેં સ્પષ્ટ કર્યું છે તેમ મારી સમાલોચના

* વિશેષતઃ એમનું G.L.L. Vol. II જે અનુવાદિત થયું નથી, તે એમણે જોયું લાગતું નથી.
× જેમકે તસ્માથી 'થી'ની વ્યુત્પત્તિ અને હુંતઉની હું+ततः માંથી વ્યુત્પત્તિ.

પ્રતિષ્ઠિત સામયિકોની માગણી અને આગ્રહથી જ તૈયાર થઇ હતી પંડિતજીના વ્યાખ્યાનોના છૂટક વિધાનો સંબંધે ચર્ચા અનિવાર્ય હતી ત્યાં કરી છે, પરન્તુ એની સાથેસાથે પંડિતજીની તથા એમનાં વ્યાખ્યાનોના સમગ્ર રૂપની ઉપયોગિતા સંબંધે મે જે યોગ્ય પ્રશંસા પણ કરી છે તે તેઓ વિસરી જતા લાગે છે

એમણે ગૂજરાતી ભાષાશાસ્ત્રના અંગ્રેજી પુસ્તકો પ્રત્યે સૂગ દર્શાવતા વચનો કાઢયા છે તે યુક્ત નથી' એ હેતુપૂર્વક જ મારા ઉત્તરમા તેઓ માન્ય ગણે તેવા સમર્થ ગૂજરાતી વિદ્વાનોના અભિપ્રાયો અને આધારો ટાંક્યા છે આવા સમર્થ પૂર્વાચાર્યોના મતવ્યો પ્રત્યેક ભાષાભ્યાસીએ ધ્યાનપૂર્વક તપાસવા જોઇએ અને એમણે તૈયાર કરેલા પાયા ઉપર વિશેષ રચના કરવી જોઇએ, એમ મને લાગે છે પ્રતિષ્ઠિત શાસ્ત્રકારોને અવગણીને જે નવીન આરંભ કરવા પ્રયત્ન કરે છે તે રેતીમા ચણતર કરે છે પંડિતજી જેવા વિદ્વાન આવી આભાસી વ્યુત્પત્તિઓ સિદ્ધ કરવા પાછળ સમય ન ગાળતા, પૂર્વાચાર્યોએ નહીં સમજાવેલા, છોડી દીધેલા અનેક મહત્ત્વના પ્રશ્નો ઉપર સંશોધન કરે તો ભાષાશાસ્ત્ર કેટલું માતબર થાય એ વિચારથી જ પંડિતજીના નવા મતવ્યોના ભયસ્થાનો તરફ અંગુલિનિર્દેશ કરવાને પ્રેરાયો છુ

પંડિતજીએ ચર્ચાપત્રમા સ્થળેસ્થળે મુરબ્બીવટ ધારણ કરીને મને ભિન્ન ભિન્ન ભલામણો' કરી છે એમને ઉત્તર રૂપે એમના વ્યાખ્યાનોના ક્ષતિસ્થાનોને અનુલક્ષીને ઘણી ભલામણો કરી શકાય, પરતુ તેમ કરવાની મને ઇચ્છા નથી એમના જેવા સહાભ્યાસી મુરબ્બીપણું ધારણ કરે એ અવશ્ય અજુગતુ અને હાસ્યાસ્પદ લાગે

એમણે મારો અભ્યાસને વિદ્વત્તાને અનુલક્ષીને ઘણા ગર્ભિત આક્ષેપો કર્યા છે એનો વૈયક્તિક ઉત્તર આપવાનું શકય નથી, કારણ કે એમા વિવેકનો ભંગ થાય તેમ છે પરતુ હું આશા રાખુ છુ કે આ લેખ એમના આક્ષેપોનો યોગ્ય અને સબળ ઉત્તર આપશે આવા અંગત આક્ષેપો તો પામર પૃથગ્જનો પોતાનુ અભ્યાસદારિદ્ર્ય ઢાકવાને કરે, પંડિતજી જેવા વિદ્વાનને એ ન શોભે આ જાતની શાસ્ત્રીય ચર્ચામા શાસ્ત્ર અને વ્યક્તિને ભિન્ન ગણીને માત્ર પ્રસ્તુત શાસ્ત્રીય પ્રશ્નો વિષે જ ચર્ચા કરવી, એ જ યોગ્ય માર્ગ છે

પંડિતજી સંબંધે મારી સમાલોચનામા એક પણ અંગત નિર્દેશ કર્યો નથી એમની વિદ્વત્તાની મેં પૂરતી તારીફ કરી છે જ્યા એમની મારે ટીકા કરવી પડી છે ત્યા એમની પૂર્વાચાર્યોથી ભિન્નતા મને વ્યર્થ અને ભાષાશાસ્ત્રના વિકાસની દૃષ્ટિએ હાનિકર લાગી છે, એ જ એક માત્ર કારણ છે મારી ચર્ચાનો હેતુ એમની વિદ્વત્તા વધારે ફળદાયી, વધારે ચિરસ્થાયી પરિણામ આપનારી બને એ જ છે

મને તો લાગે છે કે જે વિદ્વાનોને સમયની તાવણીમા શુદ્ધ કુંદન નીકળે એવા સાહિત્યનો વારસો ભવિષ્ય માટે મૂકતા જવાની મહેચ્છા છે તેમણે પ્રામાણિક સર્વ ટીકાઓને આવકારવી જ રહી એવી ટીકાઓમા કદાચ કોઇ અંશમા ગેરસમજૂત થઈ હોય તોપણ જે વિદ્વાનવર્ગ આવા સાહિત્યનો ભોક્તા, તે તો આની સ્વતંત્ર કસણી કરી પોતાના અભિપ્રાયો બાંધવાને સંપૂર્ણ સમર્થ, એમ માનીને એવા સ્થાનોની ઉપેક્ષા કરવી ઘટે હુ આશા રાખુ છુ કે આટલા સ્પષ્ટીકરણ પછી આ ચર્ચા સંબંધેના મારા spirit—શુદ્ધ હેતુ વિષે પંડિતજીને ગેરસમજૂતીનું કોઇ કારણ નહીં રહે

૨૬–૧૨–'૪૦

# બ્રહ્મરસના પાનનો પાત્ર કોણ?

[ અખાનું આ પદ કવિશ્રી દયારામના "જે કોઈ પ્રેમઅંશી અવતરે પ્રેમરસ તેના ઉરમાં ઠરે," એ પદ સાથે સરખાવવા જેવું છે. અખાની ભાષા તથા વિચારદર્શન સંબંધમાં ઘણુંઘણુંય કહેવાયું છે, પણ તેના સંખ્યાબધ, રાગબદ્ધ પદો જોતા તેની ભેદક ભાષા અને વેધક વિચારદર્શન જોતાં તેનાં કવનોનાં પરિશુદ્ધ વાચન-વિચારણના અભાવે તે વિષે બંધાયલા નિર્ણય વા અભિપ્રાયો પૂર્વરાગબદ્ધતાથી બંધાયા હોવાનું અને કેટલીક વાર તો મનઘડત અભિપ્રાયો દર્શાવાયલા હોવાનું સહૃદયી વાંચકો તેમ અભ્યાસકોને જણાયા વિના નહીં રહે. આ પદ શ્રી ફા. ગુ. સભા હ. સંગ્રહ નં. ૨૧૮માંથી ઉતાર્યું છે.

સંપાદકઃ—અં. બુ. જાની. ]

## રાગ રામગ્રી

બ્રહ્મરસઅંશ તે પીયે રે જે બ્રહ્મ-અંશી હોયે.
જે દષ્ટ ન પુષ્ટ,[1] અનામ, અવ્યય, પ્રત્યક્ષ પીવૂં સોયે. બ્રહ્મરસ ધ્રુવપદ
યમ રાજપુત્ર રહ્યા વિના તે પ્રાયે ભોગવે પાટ,
તે અણુ આયાસેં ઈશ થાયે રાજબીજ તે માટય. બ્રહ્મરસ ૧
માન મોટાઇ અન્ય ઘણી નમણપમણ નહિ નેહ,
તત્ત્વદર્શી એમ જાણો નિજ લાભ મોહોટા તેહ. બ્રહ્મરસ ૨
જ્યમ વજ્રમણિને વજ્ર વેધે, પણ લોહ તણો નહિ લાગ,
ત્યમ દેહદર્શી કથણી કથે, પણ છિબે નહિ ત્યાંહાં પાગ. બ્રહ્મરસ ૩
ભાઇ! ગરૂડની ગંધે કરીને કરી પલાયે કોડ,
તિમ નિરવાણપદ નિ રાટ નિસે[2] જિમે નહિ કો જોગ્ય. બ્રહ્મરસ ૪
ભાઈ! હુતાશનનો હેત જોતાં જાડય ભાજે જત,
તેને ધુમ્ર પ્રગટે આપથી તેણે છાહિઓ અંબર અનંત બ્રહ્મરસ ૫
આપ ન થાએ આકળો શાંમતા નોહે શેષ,
તત્ત્વદર્શી ત્યમ જાણો નવ વષાણે વેષ. બ્રહ્મરસ ૬
સિહણ કેરા દૂધને જીરવે તે સિહના બાલ,
તે સાવ સોનાના પાત્ર વિના ફૂટી નિકળે તત્કાળ. બ્રહ્મરસ ૭
શ્વાન તો જીરવે નહિ ગવરી તે મહિપીનૂં પીર,
ત્યમ દેહદર્શીને તત્ત્વદર્શી સમજજો મન ધીર. બ્રહ્મરસ ૮
જ્યમ ચંદ્રકાન્તે ચંદ્ર દીસે સૂર્યકાન્તે દીસે સૂર,
ત્યમ વસ્તુ દષ્ટે વસ્તુ દીસે ચૈતન્ય બ્રહ્મ હજુર. બ્રહ્મરસ ૯
સ્વે વિના સિદ્ધાંત નોહે આતમાનૂં આપ
ગુણદૃષ્ટા તે ગુણ જ વદે તેહને નોહે અખા નિજ થાપ. બ્રહ્મરસ ૧૦

---

૧. શબ્દાર્થ નથી બેસતો.
૨. નિસે=નિશ્ચે-નિશ્ચયે.

મતિસાર-કૃત

# કર્પૂરમંજરી

[ સંપાદક—શા રા. ભોગીલાલ જ. સાંડેસરા ]

## મંગલાચરણ

પ્રથમ ગુણપતિ વીનવઉ ગિવરીપુત્ર ઉદાર,
લક્ષ લાભ જે પૂરવઇ, દેવ સિવહું પ્રતિહાર,
સેવચે જસ મુગટ મર, સિંદૂર સોહિ શરીર,
સિદ્ધિ બુદ્ધિનુ ભરતાર જે, બુદ્ધિદાતા વડવીર
કાસમીરનિવાસિની સરસતી સમરૂ માત,
જેહ તણઇ પસાઉલિ બુદ્ધિ પામઇ કવિરાય
આગઇ કવિ જે વડા હુયા તસ માગુ અનુમતિ,
સહિગુરુ તણે ચલણે નમી, મનશુ ધરી બહૂ ભક્તિ
તે સવિહૂ આયસ લહી સંડિસ કથા રસાલ,
રુદ્રમાલિ જે પૂતલી કપૂરમજરી રસાલ
તાસ રૂપ સોહામણઉ ગાઉ મનનિ કોડિ,
બ્રહ્માણી વર આપયો, રખે અણાવઉ ષોડિ
સારદમાત વલંતુ ભણઇ 'પુત્ર મ આણેસ ભ્રાંતિ,
કપૂરમજરી-ગણ ગાઇતા હુ આવેશ એકંતિ'
કુણ તે કુમરી, કિહા હૂઈ, કિસુ અછઇ પ્રસ્તાવ,
કહઇ કવિતા, સહુ સાંભલઉ, ધરુ તે નિશ્ચલ ભાવ

### કથામુખ સિદ્ધપુર અને રુદ્રમાલનુ વર્ણન

( ચુપઇ )

સિદ્ધક્ષેત્ર સવિહૂ માહિ વડઉ, સરસતિ નદીનું જિહા છઇ થડ્ડ
અડસઠિ તીરથ વરતિ, જેહ તેહનઇ ધુરિ મહી થાપ્યુ જેહ
છૂટિ જીવ પાપની કોડિ, જીણઇ તીરથિ નવિ લાગિ ષોડિ,
અસું નગર ભલઉ ઉપધન્ન, જે જામલિ નવિ દીસઇ અવન
તેણઇ નગરિ જે વરતિ રાય ભૂમંડલિ જેહનઉ[1] ભડવાય,
દાનવંત નિ સાહસધુરિ ધીર સિદ્ધરાય જેસંગદે વીર
ચઉરાસી ચુટાં તિહા ચંગ, નવ નવ ઉચ્છવ હુઇ અતિરંગ
વસિ વિવહારિઆ અતિહિં ઉદાર, લખેસરીના ન લહીઇ પાર
જિનશાસન સવિહૂ માહિ સાર રૂડા દેહરા અતિહિ અપાર,
તેણઇ નગરિ ગયા સઝીઇ, પુષ્પ લેઇ પાસ જ પૂજીઇ
સિંહાસિંહા હથીઆર જ ધરિ વિવરી સબલા સેવા કરી,

---

1 તેહનઉ

પુણ્યકરણી જસ ન લહૂં પાર, રુદ્રમાલ ઉજેણિ ઉદ્ધાર,
સિખિરબદ્ધ તેવડઉ પ્રાસાદ મેરગિરિસ્યું જે લિઇ વાદ,
પરસણદ્ધ અછિ સવિશાલ ગંખ્યા સહસ્ર ચૌદ સુંઆલ,
મંડપ થંભ બહૂ ગોમટા, કુહુતગ તણા રૂપ સાગટા.
ડડ કલસ દ્ધજ[૨] ન લહૂં પાર, જાણે ઇંદ્રભુવન અવતાર,
ચઉ પખિ ચઉદ સહસ દેહરી, સોવિન શપર ધજા પરવરી,
તેણ્યઇ દીઠિ દુઃખ ભવનાં જાઇ, અસુ પ્રાસાદ નહી ત્રિભુવન માંહી.

### ગંગાધર સલાટે ઘડેલી પૂતળી

સૂત્રધાર જગિ જાણે જેહ, સહુસંગમે નીપાઇ તેહ,
સલાટ સિવિહૂ માંહિ એક જ ધ્યાન, ગંગાધર નામિ અવિધાન.
તે કેલવી[૩] કલા અભિનવી, જેહની બુધિ ન જાઇ કવી;
તેણિ એક નીપાઇ પૂતલી, જે જોતાં દ્રષ્ટિ જાઇ ચલી.
મમાંણી આણી આરાસ, ઘડીય કીર કેરી કીધી ઉલ્હાસિ;
અણિદ્ધ હાથ નીપાઉં રૂપ, નારી તણઉં જે સકલ સ્વરૂપ.

### પૂતળીના રૂપનું વર્ણન

નરતી[૪] યુગતિ આંણી જેહનઇ,[૫] માન પ્રમાણ પૂરાં જેહનઇ;
લલકતિ અંગ રહી તે ષડી, જાણે કનક કપૂરિ ખડી.[૬]
સોલકલા પૂરુ ચંદ્રમા જાસ તણું મુખ છિ ઉપમા,
વિકસિત લોચન અતિહિ સુચંગ, ઉપમ આવિ જાસિ કુરંગ,
શુકચંચ સિરખી નાસિકા, કપોલ વિરાગર સારિષાં,
દાડિમકુલીય તિસ્યા સુષદંત, વાસિગિ વેણી જીવતિ,
હૃદયસ્થલ ફલ બીલી સમા, કડિ-લંક ચિત્રક ઉપમા,
ત્રિવલી વલી કડિ લક વલી, વિકશત શોભા ક્ષામોદરી,
જંઘા જૂઅલી કદલીસ્થંભ, અઉઆરણે જસ કીજિ રંભ;
અંગોપાંગ સંપૂરી નારિ, એહવું રૂપ નહીં સંસારી.
લક્ષણ બત્રીસ અવતારાં જાસ નીપાતા લાગા નવ માસ,
શુભ મહૂર્તઇ સંપૂરી કરી દીધઉ નામ કપૂરમંજરી.
ગંગાધર જાણિ, બુદ્ધિ ઘણી, આગઇ ગયુ અસ્તીરજ ભણી.
કામરૂપીઠ માંહિ બિઇઠા જેહ ગગાધર સવિ સીખ્યા તેહ.
આકર્ષણ વિદ્યા પરમાંણ ઓરાજતુ જે રાંજા જાણિ
તેહનઉ દશાંગ લીધઉ હરી, જેહનઉ નામ કપૂરમજરી.
લેઇ અવતારુ પૂતલી માહિ, એતલી ગંગાધર માંહિ આહિ.
હાવભાવ તે સઘલા કરિ, ઇણિ વદનિ વાંણી નવિ ઉચ્ચરિ.
ચોખિ દિનિ વિચારી કરી રુદ્રમાલાનિ મંડપિ ધરી.
રુદ્ર પ્રણમવા જે આવી વલી તસ્સ અ ભાપણ દિઇ મનરલી

૨. ધ્વજ. ૩. કેલવિ. ૪. નરતિ. ૫. તેહનઇ. ૬. ઘડી.

ઘેડી પૂતલી રૂયડિ રૂપિ, વ્યામોહિયા રહિ સવિ ભૂપ.
મનમોહન રહિ ચિત્ત ચાલવી, નયણુ બાણુ ન સકઇ જાલવી

### સિદ્ધરાજ પૂતલીને શણુગાર ધરાવે છે

ગગાધરિ જઈ વીનવિઉ રાય, 'સ્વામી, નિરખી કરુ પસાય'
જોવા જેસગદે આવિઉ જિહા[૭] કપૂરીમજરી ઊભી છિ જિહા
જોઈનિ મોહિઉ અદ્‌ભુત રૂપ, દેખી ચમકિઉ હઈડઇ ભૂપ,
'જુ આભર્ણુ ઉલગાવીઇ તુ મહી રૂપ ભલઉ ભાવીઈ'
પટરાણીના આભર્ણ જેહ રાજા હર્ષિ અણાવઇ તેહ,
લેઇ ચડાવિ ખતિ કરી, સર્વ શણુગાર સંપૂરી કરિ
મસ્તકિ જડિત રાખડી ભલી, હીરામડિત કાનિ ખીંટલી,
ભાલસ્થલ ચદુ ઝબકતુ સિંધુ સોહાગિ દીપતુ,
શ્રવણે કુડલ ઝલકઇ યસ્યા ચદસૂરિના મડલિ જસા,
કઠિ નગોદર, ઉરવરિ હારે જાણે વીજ તણુઉ ઝબકાર,
કઠિ કાલીયા નઇ પદકડી, ગલિ શરિ શોભઇ મોતીશરી,
ટકાઉલિ ની ત્રિસરી હારિ, નવસર હાર તપતિ તિહા વારિ,
મોતીશરીના બહૂ જાલીયા, રત્નજડિત સોવિન પાટીયા,
કઠિ એકાઉલિ ઉપઇ હાર, હઇઇ વિરાગર અવતાર,
બાજૂબધ બાહિ બિહિરખા, ઝલખિ હીરા તિહા નવલખા,
સોવિન ચૂડી કરિ ખલકતી, ગાઠીયા વાલા નિ ગોમતી,
આંગુલીઇ મુદ્રિકા શોભિતી, કટિમેખલા લકિ ઉપતી,
પાએ પાગડા ને ઉર ઝમકાર, સોહાવ્યા સોલઇ શૃગાર,
નારીકુજરિ પહિરણુ ચાર, કામબાણુ મોહિયા વડવીર
કમણુ કચુક સિ બઇસતુ, મરાસર ગધ બહુ બહિકતુ,
હાવભાવ અવતારિ ઇસ્યા વેધક નારિ ન જાણુઇ તિસ્યા
જે જોઈઇ તે મોહિયા રહિ, એકએકની છત્તી નવિ કહિ[૮]
તા લગઇ નર નરીખિણુ કરી જિહા લોચન સાહામા નવિ ધરિ,
કામબાણુ મેલ્હઇ જે ભણી, ધૂજિ પુરષ ચડિ ઝણુહણી
નગરમાહિ લોક કામી જેહ હારિ મનાવ્યા મઘલા તેહ
નર કહિમા નહી એતલી આહિ કપૂર કેણુઇ નહીં અગમાહિ
ચાલી વાત વિદેસિ બહૂ, અચિરજ જોવા આવિ સહૂ
જોઇ ખડપતિ મોટા ભૂપ, નરખિ સકલ સલક્ષણુ રૂપ[૯]

### ચપાનગરીનો કુમાર રૂપસેન પૂતળી જોવા આવે છે.

દેસવિદેસિ વાત ગહિગહી ચપાવતી નગરી લગી ગઇ
તેણિ નગરિઇ રા ચપરસેન પાય પડાવ્યા વયરી જેણિ,
રૂપસેન કુઅર તેહનિ, લક્ષણુ બત્રીસઇ જેહનિ

૭ તિહા. ૮ સહિ ૯ રૂપ

રાજ કરઇ લીલા બહુ ભંગિ, વિવિધ વિનોદ જોઇ ભલરંગિ.
જે જે પરદેસી આવંતિ તેહ કહિ કૂતિગ પૂછંતિ.
ભટ કોઇ અવધૂત સ્વરૂપ તીણઇ કહું તે સકલ સ્વરૂપ.
પૂતલી તણી તે વાત સાંભલી જોવા કુંઅર રહિઉ ટલવલી.
અનાહત વાત સુણી જવ કાંનિ એહ વાત નહી સો માંનિ.
તેડાવઇ પરધાન પહુત, જેહ કુંઅરનિ અતિ બહુ મિત્ર,
બુદ્ધિસેન નર મોટઉ જેહ નામિ સંઘલસી નર તેહ.
'સુણિ, મંત્રી, તું ચતુર સુજાણ, તું જાણિ બહુ બુદ્ધિ વિનાણ;
કેહિ પરિ તે પૂતલી જોવાઇ રચુ કાંઇ તહો તેહવઉ ઉપાય.'
સંઘલસી તિહાં બોલિ ઈસ્યું, 'એહ વાતનું રચવિઉ કસિઉ?
બાલદિ કીજિ પોઠી ઘણી, વસ્ત મોકલીઇ ચંપાતણી.'
રચી ઉપાય ચાલ્યા પરદેસિ, માર્ગિ લીધા વણઝારા વેરી.
લાખ ગમે પોઠી પલ્હાણી, છઠે[10] પીયાણે પુહતા ઠાણિ.
સીદપુરમાંહી જઈ ઊતરિ, જોવા કાજિ બહુ ઊલટ ધરિ.
પહિલઉં માહારુદ્ર પ્રણમિઉ, પછિ પૂતલી પાસિ ગયુ.
નરખિ મનશું નિરતિ બહૂ ધરી; કિ એ અપછર કિ કિંનરી?
કિ એ નાગલોકની કુંઅરી? કિ એ રંભા સઇ દેવિ અવતરી?
કામકંદલા તણઉ અવતાર, તેજરૂપ સોહિ અપાર.
અદ્‌ભુત રૂપ નવિ જાઈ કહું કાંમબાંણ લિઇ[11] લાગી રહિઉ.
યમ રાજહંસ માનસસિઉં મલઇ, મધુકર કેતિકશું યમ ભલઇ,
મોર મેહ યિમ અવિહડ પ્રીતિ, કુંઅર મોહ દેખી તવ ચીતિ.
યવલગિ કુઅરની દ્રષ્ટિ ચલી, તવલગી ભૂપતરસ ગયાં વલી;
નવિ બોલઇ કહિસિઉં, નવિ હસિ, લાગુ મોહ, રોમ ઊદ્દસિ.
સિંઘલસી કહિ, 'કુંઅર, સણઉ, દેખી રૂપ વિભ્રમ કાં ઘણઉ?
સ્વામી, ચાલીયા પરદેસિ, કરીસ રીસ ચપકનરેસ.'
ભણિ કુઅર, 'સુણિ, મંત્રી, વાત, પ્રેમિ વેધી સાતિ ધાત;
મઝ મનિ અછઇ ઘણઉ અંદોહ, કશુ કરુ? નવિ છંડિ મોહ.
યમ યમ દેખું દ્રષ્ટિ મઝારિ તિમ તિમ હઈડઉ હર્ષિ અપારિ.
જઉ મઝ વયણે બોલિ ખર તુ સહી નિશ્ચઇ લેઈ નીસરું.'
ક્ષણુ ઉતારિ ક્ષિણિ પ્રાસાદિ, મૃગ મોહિ યમ મીઠિ નાદિ
કુંઅરીશું લાગું સુંપવાસ વારતાં વચિ ગયા નવ માસ.

**રૂપસેનના મિત્ર સિંઘલસીનું દક્ષિણ તરફ પ્રયાણ**

સિગલસી વિચાર મનિ ધરિ: 'કેહી પરિ કુંઅરી[12] નીસરઇ?
રાજકાજ પરિઇ વણસિ ઘણઉ, એ દુપ કહિ આગલિ ભણઉ?
ઈહાં કસિઉ નવિ થાઇ વિનાંણ, જવ છોકું તુ છંડી પ્રાણ.

૧૦. છડે. ૧૧. હિઇ. ૧૨. કુઅર.

એ વર વરેસ તું માહાધન કર્મ જાગે ગાંતિ પુરાં પ્રાણ.
રૂપસેન વર મનમાંહિ ધરે. સિંઘલસી કહિ તે તું કરે.
બત્રીસ લક્ષણ અતિ ગુણવંત પરોપગારી નિ માહામંત.
વિવિધ વીનતી કરી તુઝ ભણુઉં ? થોડા માંહિ જાણ્યો ઘણુઉ.
કરગો કાજ એકમનાં થઈ, કહઇ પ્રધાન એ કરવઉ સહી.'
લખી લેખ સંગલસી દીઉ. કામરુપીક પાયાગું કીઉ.
છાણે[15] પાયાળે કરુ ઉપાય. જઈ બેટિઉ શ્રીરાજરાય.

કર્પૂરમંજરી સિદ્ધપુર આવે છે

ફિરી પ્રણામ વિનય અણુસરી, બિઇટ્ઠઉ રાજસભા અણુસરી;
આપિ લેપ હરષ હરિ[16] ધરી, વાંચઇ કાગલ કપૂરમંજરી.
'સિંગલસી, તુ મોટઉ ધાર, કરવા કાજિ હૂકિ ભલવાર.
ગોવદ કહણિ આવ્યા તે વલી દૂધ માંહિ જિમ સાકર ભલી.'
મનશું કુંઅરી ધરિઉ ઉપાય, 'જુ ન જાઇઇ તુ પદગર જાઇ.'
એકાંતિ કીધુ સંકેત, જાવા કારણિ હૂઉ સંકેત.
'સંઘલસી, વચન તુહ્મે સુણુઉ, લાવઉ કાષ્ટ ચંદનનુ ઘણુઉ.'
તત્ક્ષણ ચાલિઉ વનહ મઝારિ, તાસ તણઉ ઘડવઉ તોખાર.
સામગ્રી સઘલી સજ કરી, સવિ શૃંગાર સંપૂરી ધરી.
નિજ પ્રધાનનિ સુંપિ રાજ, રૂપસેનનિ સાધવા કાજિ,
સંબલ સાથિ લીધાં ઘણાં, તુરગમિ ચડાં તે દોએ જણાં.
મન્ત્ર ભણી છાંટિઉ જેતલિ આકાસિ પુહતુ તેતલિઇ.
ત્રણિ દિવસ આકાસિ રહિયાં સિદ્ધક્ષેત્ર ઊતરી તિહા રહિયા.
કરિ સનાન સરસતિમા જઈ, ધરિ શૃંગાર સોલઇ સજ થઈ.

રહી ગયેલો હાર લેવા કર્પૂરમંજરીનું સ્વસ્થાને પાછું જવું

જોઈ તુ વીસરિઉ હાર, એકાઉલિ માહા સવિહું સાર.
સંઘલસી પ્રતિ બોલઇ હસિઉં, 'હાર વિના હવિ કીજઇ કસિઉં ?
જાઉં તહ્મે રાયનિ પાસિ, હાર લેઈ આવું ઉલ્હાસિ.'
કહિ મંત્રી, 'એ કૂડી બુધિ, એ થાંનક નહીં કામની સિદ્ધિ.'
ભણિ નાર, 'મંઝ વાચા જાંણિ, દિવસ સાતમિ આવેશ ઠાણિ.'
ચડી કેકાંણિ ગગનિગણિ જાઇ, પ્રધાનિ જઈનિ ભેટિઉ રાય.
ગૂઢ વાત મનમાંહિ ધરી, ઉત્તર કરઇ કારિમા કરઇ.
'રાજલોક સહૂ સુખી અપાર, સ્વામી તુહ્મ વીનવિઉ જુહાર.'
ગણિ દિવસ મન્ત્રી મનિ ધરિ, દિવસ સાતહ વાત તત્ક્ષિણી,
સ્રી નાવી ચિંતા ઘણી થાઇ, એ નાવ્યુ પાધરૂ અપાય.
હવિ કપૂરમજરી તે પુહતી ઠામિ, જોઉં વાત જે પડી વિરામિ.

---

15. છડે. 16. હિઇ.

## ઊડણ ઘોડો બળી જવાથી કર્પૂરમજરીના પુનરાગમનની અશકયતા

તુરગમથી હેઠિ ઊતરી ગજભુવનમાંહિ મચરેઇ,
કહિ દાસિનિ, 'તુરગમ જેહ સધર ઠામિ લેઇ મુકે તેઅ'
ઐસા મંદિરિ મેલ્હઉ જિહા અગ્નિઠામ પાસિ છિ તિહાં,
પાવક-પરિભવ રાતિ થયુ, ઘોડા તણુઉ અંગ એક દહિઉ
કપૂરમજરી નવિ જાણુઇ તેહ, સૂતી હાર એકાઉનિ લેય
સમય દૂઉ જવ વાહણા તણુઉ, 'સ્વામિ, સખી, ઘોડઉ મઝ તણુઉ'
અગિ હીણુ જવ દીઠઉ તુરી મનિ ચિંતાવી ઘણુ કુઅરી,
'એ તુ તુરગમ ન આવિ કામિ' 'બીજુ ઘડાવિ' દાસિ કહિ, 'સ્વામિ,
બત્રીસ લક્ષણુઉ પુરુષ જૂ હોઇ કાઇ ચદન તુ આણિ સોય,
તેહ તણુઉ ઘોડઉ કીજઇ, બીજે આએ કાજ ન સીઝીઇ'
એહ વાત તઉ અધિવચિ રહિ, 'હઇ હઈ, વાચા માહરી ગઇ'
મનશુ ખેદ અતિ ઘણુઉ ધરિ, 'હ આ છઉ, સિંગલ સી પરિ?'
મનશુ એતુ ઉરતુ કરી રહી, હવિં ચિંતા સિંગલસીનિ થઇ
'નારી તણા બોલ હુઇ અસ્યા જલહોમ તણા મુગટ હુઇ જસ્યા,
કહિ અનેરુ નિ જૂઉ કરિ, ઓવિસાસ રખે કો કરિ
વલી ઉદ્યમ મઇ કરવઉ નવઉ, કામરૂપીઠ લગી જાઈવુ'
કુઅરના પગ પ્રણમી કરી ચાલિઉ ચિત્તિ એકતિ ધરી
છએ માસે પુહતુ તેણુઇ ઠામિ જઈ જુહારિઉ ઓરાજસ્વામી
લાગી કુંયરી લાવચિ કરિ, 'રખે સિંગલસી ઉછ ધરિ'
મત્રી વલતુ બોલઇ ઘાત,[17] 'તુહ્મે ન લજવી તુહ્માર,[18] જાતિ,
જુ એહવઉ કરનાર તુહ્મો તુ કા અહ્મનિ ફેરવતાં તુહ્મે ?'
વલતુ બોલઇ સલલિત વાણી, 'રખે સિંગલસી, તુ જૂઠઉ જાણિ
હું રહી ઘોડાનિ મર્મિ, દાધુ તુરગમ કુઅરકર્મિ
તુહ્મ ટાલી આણિઉ કહિઇ[19] તુ નાવિ કાઇ કાજિ તેહનઉ
તિણિ કારણિ નિલખ મઝ ભયુ' તુ મંધિવસી જોવા ગયુ
પુનરપિ રચિઉ તેહ ઉપાય, છડે પીયાણે પુહતુ ઠાય
સચરતણી સાચવણી કરી ચાલ્યા નયરભણી સાચરી
નયરદૂઆરિ આવિનિ રહિ, જોઇ શકુન પ્રધાનનિ કહિ

## રૂપસેનકુમારને માથે ઝઝૂમતી ચાર ઘાત

હું નહી આવુ નયર મઝારિ, મોટા વિઘ્ન કુઅરનિ ચ્યારિ'
'કુણ, માત, તે કેહાં ચ્યારિ ?' બોલિ વાણિ શકુન વિચાર,
'મઝનિ લેઇ જવ જાસિ પરણુ વાટ કુહાડા નામ[20] પરસરિ,
વટ વૃક્ષ તિહા મોટઉ વૃક્ષ ડાલિ શાખિ રહઇ પરતખિ

૧૭ વાત. ૧૮ તુમારી ૧૯. કહિ, આણિઉ ૨૦ નામ.

જોડિ મિલી ગઝનિ દેપસિઇ, ભાગી ડાલિ ઉપરિ નાંખસિ.
તિહાં થકી બીજઉ ઠામિ, કુહાડાથી, પોતાનિ ગામિ
રણુસી ચાઉડઉ ભેટિ જે કરઇ તેણુઇ ચિહાં કુંઅર સહી મરઇ.
ત્રીજું વિઘન, મંત્રી, માય તણુઉં, વિષનો મોદિક કરસિઇ પ્રીસણુઉ.
ચઉથું વચન માલીઇ સહી, નાગ ઉતરિસિ માકું થઇ,
આવિ ડસસિ નિદ્રાહેત; આ ચ્યાર વિઘ્ન હોસિ સું છતિ.
કુંઅરનિ જોખિમ ઊપજિ, મું આવઇ વિરૂઆં નીપજિ.'
'આવુ, માત, મ કરુ પ્રણામ. કુંઅરનિ સહી કરસિઉં જામ.'
'ટલ વિઘ્નક કહીસિ તમહનઇં, જાણુઇ નરવર રખે કિહાઇ.
સુંણિ, સીંગલસી, કહું વિચાર; જુ કહેસિ તુ તુહનિ ભાર.
વિઘ્નકામિ જિણુવિસ રહી, થાએસિ પાંહણુ નિશ્ચઇ સહી.
જુ સહિજિ ટાલ્યઇ કિહાઇ તુ પીંવ નહીં સીંગલસી તુહ્માઇ.'
'ચાલઉ માત, મ લાઉ વાર, એ ટાલવા સયલ પ્રકાર.'
ચાલ્યા આવ્યા નયરમઝારિ, પુહતા રુદ્રમાલાનિ બારિ.
સિગલસી ચમકીનઇ રહિઉ, રાજકુંઅર આગલિ જઇ રહિઉ.
કપુરમુંજરી માંહિ સંચરી. રહી પૂતલી પુંઠિ કરી.
રાજકુંઅર ન જાણિ મર્મ એહવઉ કીધઉં દ્રષ્ટિવિભ્રમ.
બોલાવિઉ અલવિ કુમાર, 'સ્વામી, પ્રેમ ધરુ અપાર.
વતું ન દેઉ તુ અહ્મનિ કિસિઉ ?' મરકલડિ તિહાં પહવું હસિઉં.
કુંઅરની તવ પૂગી રલી, જાણું આજ બોલી પૂતલી.
'આતલા દિવસ ન બોલ્યા તુહ્મે, દાખિનિ વતું ન દીધઉં અહ્મે.'
સ્વામી રિદય વિચારી જોય, લાજ એતલી અસ્ત્રીનિ હોઇ,
પુરુષ થકી ચુગણુડી કહી, જોઉ શાસ્ત્ર વિચારી સહી.
નારી નરથુ ઉતાવલઉ એતલઉ સ્ત્રી રાખિ આમલઉ.
ગુણવંત તણી મિ દીધી ત્રહિ, એતમાં ઊફરૂં નારિશૂં કહિ.'
કુંઅર બોલિઉ છોડી લાજ, 'તહ્મો પધારો માહરિ રાજિ.'
'તહ્મ આદેશ કરું પ્રણામ.' ઊઠ્ઠિ કયર આકસિ પ્રાણુ.
પલ્હાણ્યા તેજી તોષાર, સાથિ લીધુ સવિ પરિવાર.
તુરગમિ ચઢા, જોડિ સાંચરિ, વિવધ વિનોદ મારગિ અણુસરઇ.
કેજિ ચડિઉ જાઇ પ્રધાન વિઘ્ન ટાલવા વો સાવધાન.

## પહેલી ઘાત

ગામિ કુહાડિ વડલઉ દીઠ, તતખિણિ ચિંતા હઇડઇ પઇઠ,
'જુ કુ હવુ મઝનિ ભાર નહીતરિ એહું તણુઉ સંહાર.'
મનશું બુદ્ધિ વિચાર જ કીધ, બહૂ કરેતા જણુડા લીધ
કુંઅર ગયુ જ વડલાતલિ કેડિ સીગલસી જઇ મિલઇ.
બિહુ ઘોડે ચડકી જવ કરઇ, તાજી પવનવેગિ સંચરિઇ.

ગયા ઘોડા આઘા દડવડી, પૂઠિ ડાર્લ મગ્ડાઈ પડી
કુઅર નિહાલિ પાછલિ જામ, 'ભલઉ પ્રધાન એ કીધઉ કામ'
'ઘોડા પારખુ જોતુ તુ આજ, સ્વામી, સહિજિ લીધુ કાજ'
એહ વિઘ્ન ઈણિ પરિ ટલઉ એતલિ પ્રધાન કેડિ જઈ મિલ્યુ

બીજી ઘાત

દિનમ કેતલે નેયગ પહૃત સામહીઆ આવ્યા બહૃત
પાયક પગિયા મિઉ પરિવગિઉ, ગણુસી ભેટિ તુગ્ગમ કરુ,
દીઠઉ લક્ષણવતુ તુરી, કુઅગ તણી દ્રષ્ટિ તિહા ઠિરી
અમા સુતુરગમ કહુ ન જાઈ, કુઅગ ચઢવાનિ મજ થાઈ
જોઇ પ્રધાન વાત એ મિલી, 'મી પગિ વિઘ્ન જાઇસિ ટલી ?'
બુદ્ધિ વિચારી હઇઆમિઉ ધગિઇ, કુઅગ પ્રતિ વયણ ઊચરિ,
'સ્વામી, તુહ્મો પહુચઉ ગજિ, આવ્યા મજન મિલવા કાજિ'
બાહિર પઇસાગ વાટ સહૃ જોઈ વિકટ તુગગમ બીહિ સહૃ કોય
'સ્વામી, તુહ્મો બઇમઉ પાલખી, મલિ સજન સહૃ થાઈ સપી
હનડા ચડાવઉ બીજઉ કોય એ ઘટતું વિચારી જોઇ'
સોઇ તુગગ મગણુ સીદીઇ, આપોપિ પાલખીઇ બિમીઇ
પચાગ પચશબ્દ નીમાણુ, તીણિ મદઇ ભટ કેકાણુ,
ઊડી પડિઉ પાઇનિ પધિ, પુડ ભગાણુઉ ખિત્રીવધિ,
હૈ હૈ કગ્તા ગયા પરાણુ, દેખી કુઅગ થયુ હરાણુ
ટાલ્યા દૈવ તણી પરિ ટલિ, નહિતગિ અછતા આવી મિલઇ

ત્રીજી ઘાત

મોટિ મડાણિ પઇસારુ કરુ,[21] ગઇ હઇઆ મગિસુ ધરિઉ,
મા મન્નેઈ આવી મિલિઉ, ચલણે કુઅગની લાગી ગહિઉ
નીયમદિગિ પુહુતુ પ્રધાન, એતલિ કુઅરનિ કીધી સાન
ભોજનની સજાઇ કરી, થાલ કચોલા મેલ્હા બહૂ પરી[22]
તવ મન્નેઇ કુડગ્યુ મિલઇ, 'જુ માગ તુ ડગ્ગગ ટલઇ'
કુઆરનિ મનિ નહીં કૂડ લગાગ પ્રીચ્યા મોદક વિષના ચ્યારિ
એહવઇ પ્રધાન ચિંતા મનિ ધગઇ, 'ગખે કુઅર ભોજન એ કગઈ
વેગિ કરી પાસિ આવીઉ,[23] 'સ્વામી, મેવડ વીસારીઉ[24]
એતા દીહ કરીતી મેવ, ધગિ આવ્યા, વિમાર્યા દેવ'
'આવિ, પ્રધાન, તું માહિ જિમિ, સ્વામીપણી[25] પગિ જમીઇ કિમ ?
જુ માહિ ચુલુંહ તરીઉ નહીં તુ સપડી કરેશુ સહી'
થાલ તણા મોદિક સવિ દીયા, તાણીનિ ગાંઠિ બાંધીઆ
કહિ રાણી, 'બીજા આપશુ' 'ના, માતા, એહ જ ખાઇશુ'
જુહાગ કગી મત્રીસગ વલિઉ ગણી કૂડ કગિઉ નવિ ફલિઉ,
મનચિંતુ મનમાહિ ગહિઉ ત્રીજુ વિઘ્ન ઇણિ પગિ ટલિઉ

૨૧ કરિઉ ૨૨ પરિ ૨૩ આવિઉ ૨૪ વીસારિઉ ૨૫ સ્વામીપણિ

## ચોથી ઘાત

મોદિક ભૂમિમાંહિ ઘાલીયા, મંત્રી નિજ મંદિરિ આવીયા.
નગરમાંહિ ઊચ્છવ અપાર, કુંઅરિ પરણી પૂતલી નારિ.
સંધ્યા તણુઉ સમય જવ હૂઉ, સેવક પ્રતિ[૨૬] દીધઉ કહઉ,
હીંડોલાઇ બાંધુ જાલીઇ, નવરંગ નવ લખિ માલીઈ.'
પાન ફૂલ સરાસરિ બહૂ વેગિ દાસ તે મૂકઈ સહૂ.
બિ ઘડી રાતિ વુલી જેતલિ રૂપસેન પુઢ્યા તેતલઇ.
કપૂરમંજરી લંધિ વાય, ક્ષણુ આવી ક્ષિણિ ચપિ પાય.
પ્રેમસંયોગિ પ્રિયસિઉં મિલી, પુણ્યિ આશા બિહુંની ફલી.
ચઉથં વિઘ્ન ટાલવા ગમિ આવ્યુ મંત્રી રયણિ સમિ.
ચડિઉ માલીઇ, ઊજલ ધરે, બિહુંનિ દીઠા નિદ્રા ભરે.
સજગ થઇનિ પાસિ રહિઉ. બિ પહુર રાતિ સમય જવ થયુ.
સાંકલથી ઊતરતુ કાલ દીઠઉ નયણે અતિ વિકરાલ.
ડસવા કારણિ આવ્યુ જેહ કસી પરિ છુપાઈ તેહ ?
રહિઉ ખડગ તિહાં કાઢી કરી ષેડા પુપી હેઠિ ધરી
મર્મ જોઇ ઘાતસ દીઉ પડતુ ષેડા સંકરિ લીઉ.
રુધિર-છાંટ અણુચિતાં પડી નારી-થણહર જઈનઇ અડી.
એલ્હઉ ચાલ દીવા આલીઇ, રષે છાંટથી વિષ ચાલીઇ;
વસ્ત્ર લેઇ સો લૂહિ અંગ; હવો કુમરનિ નિદ્રાભંગ.

### મંત્રી ઉપર રાજકુમારની શંકા

દેષી અદ્ભુત મંત્ર સ્વરૂપ હઈઇ ચમકિઉ અતિઘણુ ભૂપ;
ઊઘાડિ ષડિ જવ દીઠ્ઠ તતક્ષિણુ ચિતા હીઈઇ પઇઠ્ઠ.
કહિઉં, 'પ્રધાંન, એ સિઉ તુહ્મ મગ્ગ ? નીલ જવી જોતુતુ ખગ્ગ.'
'ઉલગ કરતુતુ, પ્રભૂ, તાહરી; કસી કાંણિ મ આણેશ માહરી.'
ઇસિઉ કહી ઊતરુ પ્રધાન, 'કુંઅર સહી દેસિ ઉપમાન;
હોનારુ હોસિ તે સહી, ચઉથુ વિઘ્ન એ ટાલું રહી.'
કુંઅર ચિંતિઇ મનસિઉં, 'મિત્ર નારી કારણિ હૂઆ સિત્ર;
જુ અવસરિ ન જાગતુ તુ નિશ્ચિઈ મઝનિ મારતુ.
જૂ સાવચેત ન થાઉં આજ તુ સહી વણસઇ માહરાં કાજ.
વાહણુમાંહિ કરગર ટાલીઇ, પછિ રાજ સુષિ પાલીઇ.'
થયું પ્રભાત સભા યવ જડી, કુંઅર આવો ઘોડે ચડી.
બધસેન રા સાથિ થયુ, સંગલસી સપ્રાંહિ ગયુ.
કુંઅર રાયનિ કહિ સંકેત, એતલિ પ્રધાન થયુ સાવચેત.
નિજ પિતાનિ વાત સવિ કહી નૃપ આલોચ ભલુ પણિ નહીં.

---

૨૬ પરતિ.

ગયે પ્રતિ જણાવુ તુહ્મો, 'ઉતર સઘલઉ દેસિઉ' અહ્મો'
નૃપ આદેસ દિઇ તિહા પરુ, 'સિંગલસીનિ નિગ્રહ કરુ.'
ઊઠયા વિકટ ગયના દૂત, બધન કીધઉ મત્રી દૂત[૨૭]
'તુહ્મનિ રાઇ એહવુ આઇસુ, ચોર ડડ હુઈ જવ કસુ,
ગહુ પ્રધાન યમ ધરીઇ ચોર,' સભા માહિ બહુ પડીઉ સોર
તિહા બુદ્ધિમેર વિનતી કરિ, 'સ્વામી, કાઇ અપૂટઇ મગઇ ?
ગજન, વિચારી કીજિ કામ, કાઇ અહ્માર કેડિ ઠામ ?
પહિલુ સીગલસો પૂછિ વાત, અન્યા હુઈ તું કરયો ઘાત'
ગજલોક વીનવીઉ રાય, 'સ્વામી, એતલુ કરુ પસાય'
તેણિ વચનિ પાછુ છોડીઉ, બધનથી મત્રી છોડીઉ

## વિઘ્નોનો ભેદ કહેવાથી મત્રીની કાયા પથ્થરની બની જાય છે

'ગજા મિત્ર ન હુઆ કહિનઇ તુ કિમ કુયર હુઇ સુહનિ ?
જે જે મિ કીધા ઉપગાર તે ગનણિ, સ્વામી, કિરતાર
પૂરવ વાત જુ ધરતી કહું પાહણપણુ હૂ નિશ્ચિઇ લહુ
માહર મરણ ઇણી[૨૮] પરિભાવીઉ, પાડાનિ[૨૯] બિહું પરિ આવીઉ
કહિ અણકહિ મરણ જુ થાઇ તુ સાભલુ વચન માહારાય,
કુઅર પૂતલી જોવા ગયુ કામબાણુ લઈ[૩૦] લાગી ગહુ,
પ્રતિક્ષ રૂપ તે લેવા કાજિ પુહતુ હું ઓનિ રાજિ,
ધણી પેપ તે, આણી નારિ, કહિયા વિઘ્ન કુઅરનિ ચ્યારિ
—રૂપસેન આગલિ જુ કહેસ પથરપણુ તુ તૂ લહેસિ—,
માન કરી હુ તે ભણી ગહુ, પ્રથમ વિઘ્ન વડડાલિ કહુ
કુઅર પુહુતુ તેણિ ઠામિ, ચટકીઇ ઊગાર્યુ સ્વામિ'
કહિત પેવ સો ઢીચણ લગિ પાહણરૂપ કાયા ડગમગિ
'બીજુ વિઘ્ન ઘોડિ ટાલીઉં, બુધિ કરિ કુઅરિ વાલીઉ'
કહિતા કટિથી કાયા ગઈ 'ત્રીજુ વિઘ્ન મોદિકનું સહી
વિષના મોદિક કરત આહાર થાઉત રૂપસેન-સહાર'
તે મોદિક દેખાડયા આણિ, નીલા દીઠા વિષ પરિમાણુ
કઠ લગિ નીગમી કાવા, અચરજ નરખિ ગણોરાય
'પિતાતણે પાયે લાગિ રહિઉ આમ તાત હું કલિથી ગયુ
ગજા લોક માણસ જે બહૂ નીચ નમી મોકલાવિ સહૂ
ચઉથ વિઘન સુણુ, પાલીઇ હણી નાગ મેહિલુ આલીઇ[૩૧]
રુધિરછાટ થયુ ઊપરિ પડયુ, લહૂ પુગતિ લેઇ લુગડુ
નાગખડ દેખાડયા ગગિ ગજન વાત હુઈ ઇણિ ભગિ'
મવિ મંકેત મપૂરણ થયુ પાહણરૂપ મૌગનમી થયુ
પર્વત ઢકણુ જાણે ખડહડ્યો, ધૃછનિ ધગમડલ પડો

---

૨૭ સુત  ૨૯ ઇણિ  ૨૮ પાડુક.  ૩૦ હિય.  ૩૧ માલીઇ

## રૂપસેન અને કર્પૂરમંજરીનો વિલાપ તથા કાષ્ઠભક્ષણની તૈયારી

(રાગ વિરાડી)

સીગલસી ધરણિ ઢલ્યુ રે, હૂતુ હાહાકાર,
રત્નપુરુણુ વણાસીઉ રે, સોચિ સહૂઇ અપાર,
વિલવિલઇ કુંઅરૂ, લાગું પાપ અપાર,
એ અઘોર કિહાં છૂટસું ? કીધુ મંત્રી સંહાર.'
વિલવિ કુંઅરૂ૦
તેતલિ લહિર તે વાજીઉ, રાજા ધરિ બહૂ શોક,
નગર કોલાહલ ઊપનુ, માતા મેલિ છિ પોક. વલવિ૦
રૂપસેન અતિ ટલવલિ, 'કીધુ મંત્રિનુ દ્રોણ;
કૃતઘન ભાઈનિ હું હૂઉ, પડીઉ અતિ બહુ વિછોહ.' વલવિ૦
કુંઅરિ વાત જે સાંભલી, 'કિસું કર' રે વીર ?
કાંઇ થયુ રે ઉતાવલુ ? અહ્લ ઊતાર્યાં રે નીર. વલવિ૦
ક્ષણ એક બંધવ ડષજે રે, કરસું તાહરુ સાથ;
સહી હુતાશન સાધસ્યું, સરસી વલી પ્રાણનાથ.' વલવિ૦

(ચુપઇ)

રાજા બોલિ, 'એ સિઉ થયું ? ચક્રમડલ કિહાંથી ફરિ ગયું ?
મઝનિ કાંઈ કઅધિ એવડી ? ઘણી વાત પનરાગતિ પડી.
વહિ બેટ ન દીસુ ચંગ જાણે પાણી અભિનવ ગંગ.
ષડકાવુ ચહિતુ પ્રકાર, હલહલ કરુ, મ લાઉ પાર.'
બાવન ચંદન ષડકી ચહિ નગરિ બાહિરિ નદી જિહા વહિ
પાસિ માહારુદ્રપ્રાસાદ ગગનિગણિસું જે લિ વાદ.
પાયક પરિધા સહિત પરિવરી કુઅર સાથિ કપૂરમંજરી.
રાયરાણા સરિસા પરિધાન નગરલોક સહૂઇ રાજધાન.
મણિમુક્તાફલ સોવન સાર અઢિલિક દાન દેઇ કુમાર.
સુષાસનિ બઇઠુ ઊલ્હાસિ, સીગલ પથર લીધુ પાસિ.
પંચશબ્દ વાજિત્ર વાજતે, પાલા અપછર બહુ નાચંતિ,
ગાઇ ગોરી સરૂઇ સાદિ, સહૂઇ આવ્યુ રુદ્રપ્રાસાદિ.
એતલિ દિવસ અસ્તંગત ભયુ, પાયક પરઘુ રુવે તિહાં રહ્યઉ.
કાષ્ટભક્ષણ રાતિ નવિ કહું, કુંઅર વહી પ્રાસાદિ ગયુ.
કપૂરમંજરી રાનિ વલવલિ, યમ થોડિ જલિ માછલી વલવલિ.
હારદોર કંકણ મોડતી, ગૂથી વેણિ રીસિ છોડતી,
અતિ અંદોહ ધરિ માનિની, નીસાસુ મૂકિ કામિની.

## શિવ-પાર્વતીનું પ્રસન્ન થવું અને સીંઘલસીનું પુનરુજ્જીવન

આમ પાય સો દીઠી નારિ, દ્રપ ઊપનું હદિ મઝારિ.
માહાદેવનિ વીનતી કરિ, 'લાગા દુપ નારિ જે ધરિ,

નીલકંઠ, અવધારી[૩૧] મયા, માનવ ઊપરિ કીજિ દયા
આપણિ શરણિ આવ્યુ જુ મરિ તુ તુહ્મ સેવા ફોક જ કરિ'
તુઠઉ શભુ, 'વછ, વર માગિ.' કુયર કુયરી લાગા પાગિ
'જુ સ્વામી, મયા અહ્મ ધરુ તુ મીગલસી સાજુ કરુ'
'ઊઠિ, કુઅર, મ ધરે વિખવાદિ, પ્રાસાદ પૂઠિ દેઊ સાદ'
જેતલિ કુઅર પૂઠિ ગયુ એતલિ અમીછટઉ નાખીઉ,
ઊઠઉ મીગલસી સાજુ થયુ, જાગુ જીહ બિઠુ થયુ
અમૃતવાણિ કાને સાભલી ઊતર્યાનિ આવ્યુ વલી
ચઢી વેદના સ્વામીથી ટલી, મવિકહિની આશ્યા મિવિ ફલી
થયુ હરખ હુઉ જયકાર, તેહ જ કટક તેહ જ પરિવાર
વાગો ઢોલ, ગડચા નીંમાણુ, દેસમાહિ હુઆ ઉછરગણુ
હરખ્યુ રુપસેન નરેસ, ભલા મંડાણઇ કરુ પ્રવેશ
સુખસપતિ પૂરુ સયોગ, પુણ્યપસાઇ પામીઇ ભોગ

### ફલશ્રુતિ

કપૂરમંજરી કથા અભિનવી સવત ૧૬ પચોતરિ કરી,
ચૈત્ર વદિ અગ્યારસિ ગુરુવાર બોલિ કવિ પડિત મતિસાર
પુણ્યતણુ એવડુ સ્વરૂપ, પુણ્યઇ સુખ પામીઇ નિરૂપ,
રાજઋદ્ધિ ઘણુ કણુ પરિવાર, બોલિ કવિ પડિત મતિસાર
સરસ કથા જિ કોએ સુણિ, માનમુહત તસ વાધિ ઘણિ
સકલ સભાના દૂરત હરો, લક્ષ્મીકાતિ તહ્મ રખ્યા કરુ

---

[૩૧] અવધારિ.

# શબ્દકોશ

[ શબ્દના અર્થ પછી આપેલો અંક કાવ્યની પંક્તિ, જેમાં એ શબ્દનો પ્રયોગ થયો છે તે, સૂચવે છે. સંકેત: સં.=સંસ્કૃત, પ્રા.=પ્રાકૃત, અપ.=અપભ્રંશ, ગૂ.=ગૂજરાતી, જૂ. ગૂ.=જૂની ગૂજરાતી, ગ્રા. ગૂ.=ગ્રામ્ય ગૂજરાતી, હિં.=હિન્દી, મ.=મરાઠી, ફ.=ફારસી, કા.=કાઠિયાવાડી ]

**અઉઆરણે** [ સં. અવતરણ, 'એ સપ્તમીનો પ્રત્યય ] ગૂ. ઓવારણે; ૪૯
**અપાય** [સં. ઉપાય] ઉપાય; ૧૯૨
**અવિહડ** [સં. અવિલક્ત] અવિચ્છિન્ન: ૧૧૪
**અસ્તીરજ** [સં. સ્ત્રીરાજ્ય] ગૂ. ત્રિયારાજ્યં; ૫૪
**આમ** [સ. અસ્મદ્, પ્રા. અમ્હહ] મારા; ૩૫૪
**અલવિ** [સં. અલ્પ ઉપરથી] ધીમે. ગૂ. હળવે, હલવે, જૂ. ગૂ. હલૂઇ; ૨૪૩
**આયસ** [સ. આદેશ] આજ્ઞા; ૯
**આહિ** શક્તિ, ગૂ આય, હાય; ૫૭, ૮૮
**આં** અહીં, ગૂ આહ, આંય; ૨૦૫
**ઉછરાણ** આનંદ, સરખાવો ગૂ. ઉછરંગ; ૪૦૩
**ઉછ** ગૂ. ઓછું; ૨૧૨
**ઉપઈ** ગૂ. ઓપે; ૭૬
**ઉપ્રફે** [સં. ઉપરિતન ઉપરથી] વિશેષ, ઊંચુ; સરખાવો જૂ. ગૂ. ઉપહિરૂં, ઉપેરૂં, ૨૫૦
**ઉરતુ** ગૂ. ઓરતો; ૨૦૬
**ઉલગ** [સં. અવલગ્ન, પ્રા. અવલગ્ગ] રક્ષણ, સેવા સરખાવો જૂ. ગૂ. અલિગ, અલિગણા, અંગ-ઓલગણા, ગૂ. ઓલગાણા (ભંગી); ૩૧૬
**ઊજમ** [સ. ઉદ્યમ] પ્રયત્ન: ૩૦૪
**ઊજાઈનિ** દોડીને; ૪૦૦
**એ** વધારાનો પ્રત્યય; ૪૧૦
**°એ** આજ્ઞાર્થ બીજો પુ. એકવચનો પ્રત્યય; ૧૬૨ (જાણે), ૧૬૩ (ધરે)
**°એ** તૃતીયાનો પ્રત્યય; ૧૯૮ (પીયાણે)
**'એ** સપ્તમીનો પ્રત્યય; ૮ (ચલણે)
**°એશ** ભવિષ્યકાળનો પ્રત્યય; ૧૪ (આવેશ)
**°એસ** ભવિષ્યકાળનો પ્રત્યય; ૧૯૨ (વરેસ)
**°એસિ** ભવિષ્યકાળનો પ્રત્યય; ૩૪૫ (લહેસિ)
**કણિ** [સં. કેન] ગૂ. કોણે, ગ્રા. ગૂ. કને; ૧૩૨
**કરગર** વિઘ્ન, ગૂ. કરકર; ૨૮૪, ૩૨૨
**કરં** ગૂ. કરું; ૩૭૦
**કરવઉ** [સં. કર્તવ્ય:] કરવો; ૨૦૯
**કરેતા** [સં. કર્તા] કાર્યશક્તિવાળા; ૨૫૮
**કવિતા** [સં. કવિતૃ] કવિ; "કવિતા સારદ કેરઉ પુત્ર, જે મુખિ બોલઇ તે સાચઉ તત્ર"–નરપતિકૃત નંદબત્રીસી; ૧૬
**કાઠ** [સં. કાષ્ઠ] લાકડું, ગૂ. કાઠી; ૧૭૫
**કાંણિ** રાંકા; ૩૧૬
**કારિમા** સં. કૃત્રિમ] બનાવટી, ગૂ. કારમા; ૧૮૯
**કુતિક** [સં. કૌતુક] આશ્ચર્ય, ગ્રા. ગૂ. કોત્યગ; ૯૫
**કુહુગત** [સં. કૌતુક] આશ્ચર્ય, ગ્રા. ગૂ. કોત્યગ; ૩૧
**ખગ્ગ** [સં. ખડ્ગ, પ્રા. ખગ્ગ] તરવાર, સરખાવો જૂ. ગૂ. હિં. ખડ્ગ; ૩૧૫
**ખીંવ** નુકસાન; ૨૩૭
**ગણ** [સ. ગુણ] ૧૪
**ગરઢઉ** ઘરડો, કા. ગલઢો; ૧૫૨
**ગિવરી** [ સ. ગૌરી] પાર્વતી, ગૂ. ગવરી; ૧
**ગુર** [સ. ગુરુ] ગૂ. ગોર; ૮
**ગોમટા** ગૂ. ઘૂમટ; ૩૧
**ચડકી** સવારી; ૨૬૦
**ચલણ** [સ. ચરણ] પગ; ૮
**ચહિ** [સ. ચિતા, પ્રા. ચીઅ] ગૂ. ચેહ: ૩૭૭,૭૮
**ચુટાં** ચૌટા, ગ્રા. ગૂ. ચોટાં: ૨૪
**છતિ**[સં. સતિ] ગૂ. સતે: ૨૩૧
**છત્તી** [સં. સ્થિતિ] ગૂ. છત ૮૪
**જાઇવું** [સ. યાતવ્યં] જવું (હેત્વર્થ કૃદન્ત); ૨૦૯
**જાંમલિ** [સ. યમલ] સાથે, પાસે, જૂ. ગૂ. જમલિ મ. જવળ, સરખાવો ગૂ. જોડ; ૨૦
**જૂઉ** [સં. યુત] ગૂ. જુદું; ૨૦૭
**તણે** [સ. અદ્યતન, સનાતન વગેરે અવ્યય પરથી બનતા વિશેષણોનોના 'તન' પ્રત્યયને સ્વાર્થે લાગતા 'ક' પ્રત્યય પરથી 'તનક,' પ્રા. તણઓ, અપ. તણઉ] પછીનો પ્રત્યય: ૮
**તાજી** [ફા.] ઉત્તમ પ્રકારનો ઘોડો, ગૂ. તેજી; ૨૯૦
**થડું** [સ. તટ, પ્રા. તડ, થડ] સ્થાન; ગૂ. થડ (કુટુંબના અર્થમાં); ૧૭
**થણહર** [સં. સ્તનભર] સ્તન; ૩૧૦
**દૂહઉ** આજ્ઞા, હિ. ગૂ. દુહાઈ; ૨૯૭

# પુરાતત્ત્વની દૃષ્ટિએ ગુજરાતના પ્રાચીન ધર્મો

વ્યાખ્યાતા : ડૉ. હસમુખ ધીરજલાલ સાંકળીયા.
એમ. એ. એલ્એલ. બી., પી. એચ. ડી. (લંડન)

( અનુસંધાન : પુ. ૫, અં. ૪, પા. ૫૮૬ નું )

**કૃષ્ણપૂજા**

લગભગ ૧૨ મા સૈકા સુધી ગુજરાતમાં આવાં વિષ્ણુસ્વરૂપોની પૂજા થતી. ૧૩મા સૈકામાં પહેલી જ વાર કૃષ્ણની પૂજાનો ઉલ્લેખ સારંગદેવના અનાવડા( પાટણ )ના લેખમાં છે. એ લેખનો પહેલો જ શ્લોક જયદેવના "ગીતગોવિન્દ"માંથી છે. જયદેવ બંગાળામાં ૧૨મા સૈકામાં લક્ષ્મણસેન રાજાના વખતમાં થઈ ગયા. એણે બાળકૃષ્ણની ભક્તિનો પ્રચાર કર્યો (વધાર્યો ?). તેથી એમ લાગે છે કે કૃષ્ણભક્તિનો પ્રચાર ગુજરાતમાં આ જ સમયે થયો હોવો જોઈએ. એની અસર ચૌલુક્ય રાજાઓમાં સારંગદેવ પર થઇ. એ કૃષ્ણનું એક પ્રખ્યાત નામ 'સારંગપાણિ' પરથી 'સારંગદેવ' નામ ધારણ કરી, એનો ભક્ત થયો.

અહિં પ્રસંગોપાત્ત કહેવું જોઈએ કે વિષ્ણુની કૃષ્ણરૂપે પૂજાના ગુજરાતની બહારથી પણ બહુ જ થોડા ઉલ્લેખો મળે છે; અને કૃષ્ણમૂર્તિને સંબોધતો લેખ ૭ મા સૈકાની પહેલાંનો હજુ મળ્યો નથી. ૭ મા સૈકામાં જે ઉલ્લેખ થયો છે તે બિહારમાં ગયા પાસે 'બરાબર' ગુફામાં મૌખરી રાજા અનન્તવર્માના લેખમાં છે. જો કે બાળકૃષ્ણનાં પરાક્રમો વર્ણવતાં શિલ્પો ૬ ઠ્ઠા સૈકાની બાદામીની ગુફામાં અને એથી પ્રાચીન લગભગ ત્રીજા સૈકાનાં શિલ્પો રાજપૂતાનામાં માંડોર(જોધપુર સ્ટેટમાં) માંથી મળ્યાં છે, છતાં બાળકૃષ્ણની કે વાસુદેવ-કૃષ્ણની પૂજા હમણાં થાય છે તેમ થતી કે નહી તે કહેવું શકય નથી.

**બ્રહ્માનાં મંદિરો અને તેની પૂજા**

ત્રિમૂર્તિમાં બ્રહ્માની એક મૂર્તિ ગણવામાં આવે છે. પણ હમણાં બ્રહ્માની મૂર્તિઓ કે એનાં મંદિરોનું નામનિશાન પણ જણાતું નથી. એટલે ઋગ્વેદમાં જે સ્થાન બ્રહ્મા ભોગવતા તે હવે તો તદ્દન નષ્ટ થઈ ગયું છે. ચૌલુક્ય સમયમા આવી સ્થિતિ બ્રહ્માની ન હતી. જો કે શિલાલેખો કે તામ્રલેખોમાં તેમની પૂજાનો ઉલ્લેખ નથી આવતો, છતાં તે સમયનાં મંદિરો તપાસતાં માલમ પડે છે કે બ્રહ્માની પૂજા થોડે અંશે પ્રચલિત હતી. ઉપર કહ્યું તેમ બધાં મંદિરોમાં સાધારણ રીતે બ્રહ્મા અને સરસ્વતીની મૂર્તિઓ કોતરાતી. પણ તે ઉપરાંત બ્રહ્માનાં બે મંદિરો મળ્યાં છેઃ એક ખેડબ્રહ્માનું જાણીતું મંદિર; બીજું બનાસ નદી પાસે આવેલા કસારાના ત્રિદ્વા મંદિરમાંનું એક. આ મંદિરોમા

સેવ્ય સ્વરૂપ બ્રહ્માનું,
મુખ પૂર્વે કે ઉત્તર તરફ,
ગર્ભગૃહના દ્વારના ઓતરંગના માંદાલીઆમાં ગણપતિ,
ગર્ભગૃહની બહાર ગોખલામાં બ્રહ્માની ઉભી કે બેઠેલી મૂર્તિઓ છે.

**સૂર્યપૂજા**

પુરાતાત્ત્વિક અવશેષોના આધાર પ્રમાણે સૂર્યપૂજાનો સારો પ્રચાર હશે એમ લાગે છે. પ્રથમ ઉલ્લેખિત પુરાવો લઈએ. ઈ. સ. ૧૦માં સૈકામા સુરાષ્ટ્ર કનોજના પ્રતિહાર રાજાઓના

તાઓમા હતું એમના માહેશ્વર અવનિવર્મન્ અને બળવર્મને ઊના પાસે સૂર્યના તરૂણાદિત્ય નામના મંદિરને દાન કર્યું હતું ત્યારપછી ચૌલુક્ય સમયમા બહુ ઉલ્લેખો નથી મળતા છેક ૧૩મા સૈકામા એક જૈને ખંભાતમાં સવિતૃ ચૈત્યનો મંડપ બાંધ્યાનો ઉલ્લેખ મળે છે કાઠિયાવાડમાના એક શિલાલેખમા વસ્તુપાલે સૂર્યની બે સ્ત્રીઓની મૂર્તિઓ કરાવી, એમ ઉલ્લેખ છે આ સિવાય બલ્લાલનારાયણ, રૂપનારાયણ વગેરે 'નારાયણ સહિત જે મંદિરોના નામ મળે છે તે કાંતો સૂર્યના મંદિરો હોય અથવા સૂર્ય અને વિષ્ણુના એકત્રિત સ્વરૂપ હોય, કારણ કે વિષ્ણુ અને સૂર્ય, જે ઋગ્વેદમા તદ્દન ભિન્ન દેવો ગણાતા તે ધીરેધીરે એક થઇ ગયા હમણાં પણ ખાસ સૂર્યના મંદિરો આપણે જોતા નથી, છતા સૂર્યનારાયણના નામથી સૌ પરિચિત છે સાહિત્યનો પુરાવો નહીં જ જેવો છે સહસ્રલિંગ તળાવના કાંઠા પર વિષ્ણુ વગેરેનાં મંદિરો જયસિંહે બાંધ્યા હતા, પણ તેમા સૂર્યનું મંદિર હોય એમ શ્રીહેમચન્દ્રના વર્ણન પરથી લાગતું નથી છતા હમણાં સરસ્વતીપુરાણ મળ્યુ છે, તેમા લખ્યુ છે કે આ તળાવના કાંઠા પર ભાયલ સ્વામિ(એટલે સૂર્ય)નું મંદિર હતું અને જયસિંહ પહેલા એની પૂજા કરતા હતા

ઉલ્લેખિત પુરાવો આમ બહુ થોડો છે, છતાં સૂર્યમંદિરોના અવશેષો, મૂર્તિઓ વગેરે ઘણાં મળે છે પહેલાં મંદિરો તપાસીએ

મંદિરોના અવશેષો ગુજરાતમા મોઢેરામા, અને કાઠિયાવાડના પશ્ચિમ કિનારા પર ગોપ, વિસાવાડા, કિન્દર, બેરા અને વળી પોરબંદરમા, વળી હમણાં જેને સોરઠ કહે છે ત્યાં સૂત્રાપાડા, ભીમનાથ, અને પ્રભાસમા ત્રિવેણી આગળ, અને રાજકોટ પાસે થાનમા મળે છે આ મંદિરોમા

સૌમ્ય મૂર્તિ પાછે ભાગે સૂર્યની ઉભેલી મૂર્તિ હતી,
ગર્ભગૃહના ઓતરંગના મંદિલીવામાં ગણેશ,
એની ઉપર નવ ગ્રહો અથવા સૂર્યની મૂર્તિઓ,
ગર્ભગૃહના ગોખલામા સૂર્યની કે બીજા દેવદેવીઓની મૂર્તિઓ
મુખ પૂર્વ તરફ,
અને પ્રદક્ષિણામાર્ગ રાખવામા આવતા

સૂર્યની મૂર્તિમાં હિન્દુસ્તાનના બીજાં સ્થળોમાંથી મળતી મૂર્તિઓ કરતા ખાસ તફાવત માલમ પડતો નથી ગુપ્તસમયની જે મૂર્તિઓ મળે છે, તેના જેવી જ આ મૂર્તિઓ છે એમાં સૂર્યના લાંબા, ઘૂંટણ સુધી આવતા જોડા, શરીર પર બખ્તર અને ઘણી મૂર્તિઓમાં સાથે રથ નોંધવાલાયક છે, ગુપ્તસમય પહેલાની મૂર્તિઓ ઈ સ. પૂર્વ ૧૫૦ થી ઈ સ. પછી ૪૫૦ સુધીના, ભાજા, મથુરા અને દક્ષિણમાં મહાબલિપુરીની ગુફામાંથી જે મૂર્તિઓ મળી છે, તેમાં આવી જાતિની "હરિપતિ, અને પહેરવેશનો અભાવ છે મહાબલિપુરીમા સૂર્યનું તદ્દન નૈસર્ગિક સ્વરૂપ જ મળ્યુ છે, જ્યારે ભાજાની ગુફામા એને આમેદુન એક રાજા તરીકે સવારી કરતો બનાવ્યો છે ગુપ્તસમય પહેલા અને પછીની સૂર્યમૂર્તિઓના ભેદ પરથી લાગે છે કે મધ્યયુગની સૂર્યમૂર્તિઓ પહેલી વાર ગુપ્તસમયમાં ઉદ્ભવી તેમાં ઈરાનની ઘણી અસર માલમ પડે છે એથી આ મૂર્તિઓ બીજા દેશના સૂર્યપૂજકોનું અર્પણ હોય, એમ સંભવિત છે આનો અર્થ એટલો જ કે હિન્દુસ્તાનની પ્રાચીન સૂર્યપૂજામા ઓછ

સંસ્કૃતિ મળવાથી થોડાક ફેરફાર થયા. ગુપ્તસમયમાં આ સ્થિર થઈ મૂર્તિમંત થયા, અને એ મૂર્તિઓનું મધ્યયુગમાં બધે અનુકરણ થયું.

પુરાતાત્ત્વિક અવશેષો પરથી આ સૂર્યપૂજાનું જોર ગુજરાતમાં, અને કાઠિયાવાડના પશ્ચિમ અને દક્ષિણ પ્રદેશોમાં બહુ હતું, એમ લાગે છે. આ બધા અવશેષોમાં ઘણા ૧૨માં સૈકા પહેલાંના છે, એટલે કાઠી લોકો સુરાષ્ટ્રમાં વસ્યા તે પહેલાંના. એથી સૂર્યપૂજાનો પ્રચાર કાઠિ લોકો જે સૂર્યપૂજક તરીકે જાણીતા છે તેમને લીધે નહીં પણ એમની પહેલાના સમયથી જ ગુજરાત–કાઠિયાવાડમાં હોવો જોઇએ. કાઠિઓએ તો એને પ્રોત્સાહન જ આપ્યું હશે.

સૂર્યની મૂર્તિઓ સાથે ઘણી વાર એની સ્ત્રીઓ અને છાયા અને નિક્ષુભાની મૂર્તિઓ જોવામાં આવે છે. આમાંથી એકમાંની મૂર્તિ મેં ઢાંક અને રાજકોટનો મ્યુઝિયમોમાં જોઈ હતી. પણ એમનું જુદું મંદિર મળ્યું નથી, એટલે એમની સૂર્યથી જુદી પૂજા થતી કે નહીં, તે નિશ્ચિત કરી શકાતું નથી.

**દેવીપૂજા**

સૂર્યની સ્ત્રી ઉપરાંત બીજી દેવીઓમાં મહિષાસુરમર્દિની, પાર્વતી, લક્ષ્મી, સરસ્વતી, અને શીતલાની મૂર્તિઓ મળે છે. દેવીઓનાં મંદિરો ફક્ત બે જ હજુ સુધી નોંધાયાં છે. એક લિંબોજી માતાનું પાટણની પાસે ધીણોજ ગામમાં; બીજું વ્યાઘ્રેશ્વરીનું ડિલમાલમાં. લક્ષ્મી, સરસ્વતી અને શીતલા સિવાય બીજી દેવીઓ શિવની શક્તિનાં જ અને માતૃદેવીઓનાં જુદાં જુદાં સ્વરૂપોનાં નામો છે. આમાં પાર્વતી જેટલું જ પ્રચલિત સ્વરૂપ મહિષાસુરમર્દિનીનું છે. ગુજરાત–કાઠિયાવાડમાં અને હિન્દુસ્તાનમાં ઠેર ઠેર એની જૂની મૂર્તિઓ મળે છે. એમાં સૌથી પ્રાચીન મૂર્તિ ભૂમરામાં આવેલા ગુપ્તસમયના મંદિરમાં છે.

લક્ષ્મી અને સરસ્વતીની મૂર્તિઓમાં ખાસ નોંધવાલાયક કંઇ નથી. ધાર્મિક દૃષ્ટિએ સૌથી વધારે અગત્યની મૂર્તિ શીતલા દેવીની છે. શીતલા (શાળી) સાતેમ ગુજરાતમાં હજુએ ઉજવાય છે, અને ઘરમાં જ્યારે કોઇને શીતળા આવે છે, ત્યારે એની અમુક દિવસોએ પૂજા થાય છે, અને માથાપર ચારણી કે સુપડું જો ભૂલમાં પણ બાળક રાખે તો ઘરના ઘરડા લોકો વહેમાય છે કે બાળકને શીતળા આવશે. આનું કારણ એટલું જ કે શીતલાદેવી માથા પર સુપડું રાખી ફરતાં એમ માનવામાં આવતું. ( જો કે હમણાં ઘણા લોકોને આ વાતની ખબર નથી ). આ વહેમ કે માન્યતા ખરી હતી. કારણ કે એને મૂર્તિમંત કરતું એક સ્વરૂપ ૧૧ મા સૈકાના મોઢેરાના સૂર્યમંદિરમાં કોતરેલું છે. એમાં એક નગ્ન સ્ત્રી, માથા પર સુપડું રાખી, ગધેડા પર બેઠેલી છે. શીતલા વિષે વહેમનો આમ ૯૦૦ વર્ષનો જૂનો પુરાતાત્ત્વિક પુરાવો મળે છે.

દેવીઓનાં મંદિરોમાં લિંબોજી માતાના મંદિરનું જૂનું સ્વરૂપ હજી સુધી સચવાયું છે. એમાં સેવ્યમૂર્તિ દેવીની,
દ્વારપર ઓતરંગના માંદોલીઆમાં ગણેશ,
એની ઉપર દેવીઓની હાર,
મુખ ઉત્તર તરફ છે.

આ પ્રાચીન મંદિરનું મુખ ઉત્તર તરફ છે, એ નોંધવા જેવું છે, દેવીઓનાં જે બીજાં જૂનાં મંદિરો મળે તેનાં મુખ પણ જો આવી જ રીતે ઉત્તર તરફ હોય તો દેવીના મંદિરના પ્રવેશદ્વાર કે આમુખ વિષે નિર્ણય થઇ શકે.

શિવ, વિષ્ણુ, બ્રહ્મા કે સૂર્યની જૂદી જૂદી મૂર્તિઓ ઉપરાત આ સમયના એકત્રિત મૂર્તિઓ મળે છે એમા કોઇ મૂર્તિમા મુખ્ય મૂર્તિ વિષ્ણુની, તો બીજી ગૌણ મૂર્તિઓ બ્રહ્મા, શિવ કે સૂર્યની હોય છે આવી બે મૂર્તિઓ મારા જોવામા આવી છે એક ડિલમાલના લિંબોજી માતાના મદિરમા, બીજી પ્રભાસપાટણમા છુટી રખડતી પડેલી ડિલમાલની મૂર્તિને ત્રણ માથા છે, ચોથુ કદાચ પાછળ હોય મધ્યસ્થ મૂર્તિનુ વાહન ગરૂડ, જ્યારે બીજી મૂર્તિઓના વાહનો, હસ, વાઘ કે સિંહ દેખાય છે મૂર્તિને ૮ હાથ હોવા જોઇએ, જેમાના હવે ૪ હાથ જ રહ્યા છે આ ૪ હાથમા કમડલુ, ત્રિશૂલ, કમલ, નાગ, વગેરે ચિહ્નો છે બધી રીતે અભ્યાસ કરતા લાગે છે કે આ મૂર્તિમા બ્રહ્મા, વિષ્ણુ, શિવ, અને સૂર્યનો સમાવેશ કરવામા આવ્યો છે

પ્રભાસપાટણની મૂર્તિને ત્રણ માથા છે, અને ૭ ઘોડાના રથ પર સ્વારી કરતી દેખાડી છે હાથો બધા ભાંગી ગયા છે અને સૂર્યના વાહન સિવાય બીજા કઈ ચિહ્નો દેખાતા નથી એટલે આ મૂર્તિ સૂર્યની જ ત્રણ માથાવાળી પદ્માસનમા બેઠેલી મૂર્તિ હોય, એમ લાગે છે જો એમ હોય તો આ સૂર્યની અદ્વિતીય મૂર્તિ છે ડિલમાલની મૂર્તિની જેવી એકત્રિત-મૂર્તિ હોય, અને મુખ્ય સ્થાન સૂર્યને આપ્યુ હોય

આવી એકત્રિત મૂર્તિઓની પૂજા થતી કે નહીં, તે કહેવાને સાધન નથી હમણા તો એટલું જ કહી શકાય કે મધ્યયુગી ગુજરાતમા જેમ ઘણા હાથવાળા વિષ્ણુ થતા, તેમ આવી એકત્રિત મૂર્તિઓ પણ થતી ધાર્મિક દૃષ્ટિએ આવી મૂર્તિઓ બધા દેવો એક જ ઈશ્વરના જૂદા જૂદા સ્વરૂપો છે એ માન્યતાને મૂર્તિમત કરતી લાગે કલાની દૃષ્ટિએ જોઇએ તો પ્રાચીન કે પ્રારમ્ભિક મધ્યયુગની સાદાઇ જે શિલ્પસ્થાપત્ય બધામાં દેખાતી તેને દૂર કરતી અને મધ્યયુગની પ્રચુરતા બતલાવતી લાગે આ પ્રચુરતા ગુજરાતની જ નહીં, પણ મધ્ય હિન્દની સર્વ સામાન્ય વિશિષ્ટતા હતી

હવે રહ્યા અબ્રાહ્મણ ધર્મો ઉપર કહ્યુ તેમ બૌદ્ધધર્મ લગભગ ૯ મા સૈકાના અત સુધી દક્ષિણ ગુજરાતમા પ્રચલિત હતો ત્યાર પછીના સમયમા એનુ નામ નિશાન પણ મળતુ નથી

**જૈનધર્મ**

લગભગ શૈવધર્મ જેટલો જ પ્રચલિત અને બળવાન જૈનધર્મ હતો સાહિત્ય, શિલાલેખો અને પુરાતત્ત્વીય અવશેષો બધા એની સાક્ષી પૂરે છે ઉપર બતલાવ્યુ તેમ પ્રાચીન સમયમા એનુ અસ્તિત્વ ગુજરાતમા હતું અને એનાં મુખ્ય મથકો ભરૂચ, શત્રુજય, પાલીતાણા, ઢાક અને વલભી હશે પ્રારમ્ભિક મધ્યયુગના અતમા ચૌલુકયોના પહેલા રાજપૂતાના અને ઉત્તર ગુજરાતમા એનો ઠીક પ્રચાર હતો ચૌલુકયોના સમયમા બે કારણોને લીધે એ બહુ પ્રસર્યો એક તો એના અનુયાયીઓ ધનિક વણિકો અને અમાત્યો થયા, જેઓએ સુદર જૈનમદિરો બાંધી, જૈનધર્મની ખ્યાતિ બધે ફેલાવી આનો નોધલાયક દાખલો પહેલા ભીમના દણ્ડનાયક વિમલશાનો છે શ્રીહેમાચાર્યના પહેલા અને ગુજરાતના રાજાઓએ જૈનધર્મને રાજ-ધર્મ તરીકે સ્વીકાર્યો તે પહેલા ગુજરાતના આ એક સૂબાએ આબુમા આવુ એક જૈન મદિર બાધ્યુ કે જેની સ્પર્ધા કરવા ધનિક જૈનો ઇચ્છતા આ જ કારણને લીધે વિમલશાના પછીના જૈન અમાત્યો વસ્તુપાલ-તેજપાલે ગિરનાર પાલીતાણા અને આબુમા વિમલવસહિની તોલે આવે એવા મદિરો બાધ્યા

કુમારપાલે શ્રીહેમચદ્રની પ્રેરણાથી જૈનધર્મને રાજધર્મ તરીકે સ્વીકાર્યો તે બીજુ કારણ આમ ધન અને બળ (શક્તિ) મળવાથી અને વિદ્વાન સાધુ, મુનિ અને આચાર્યોની

સહાયતાથી જેમ કર્ણાટકમાં ૯ મા સૈકામાં દિગમ્બર જૈનધર્મ પ્રસર્યો હતો તેમ ગુજરાતમાં શ્વેતાંબર જૈનધર્મ પ્રસર્યો.

પુરાતત્ત્વની દૃષ્ટિએ હવે આ જૈનધર્મનો ફેલાવો તપાસીએ. કુમારપાલે જૈનધર્મને રાજધર્મ તરીકે સ્વીકાર્યો એમ જૈનસાહિત્ય કહે છે, અને તે નહીં માનવાને કારણ નથી. છતાં કુમારપાલે પોતે જૈનધર્મ અંગીકાર કર્યો, એને માટે મંદિરો બાંધી એને પ્રોત્સાહન આપ્યું, એવા શિલાલેખો કે તામ્રલેખો નહીં જેવા જ મળ્યા છે. આવો એક લેખ જોધપુર સ્ટેટમાં, જાલોર( જાબાલિપુર )માંથી મળ્યો છે. એમાં લખ્યું છે કે કુમારપાલે શ્રીહેમચંદ્રના ઉપદેશથી જાબાલિપુરમાં કાંચનગિરિ પર પાર્શ્વનાથનું 'કુમારવિહાર' નામનું ચૈત્ય બાંધ્યું. આ ઉપરાંત ગિરનાર અને શત્રુંજય પર કુમારપાલે બંધાવેલાં મંદિરો છે, જો કે એ પરત્વે કંઈ લેખ મળ્યા નથી. વળી પાટણમાં પણ એના બંધાવેલાં જૈનમંદિરો હશે, જે હવે નાશ પામ્યાં છે. બીજા લેખો કુમારપાલના સમયના છે તેમાં શુક્લ અને કૃષ્ણ એ પક્ષના આઠમ અગિયારસ અને ચૌદસને દિવસે પ્રતિબંધ કરતી ઘોષણા કરવામાં આવી છે.

આ સમયનાં જૈનમંદિરો આબુ, કુંભારીઆ, તારંગા અને પાટણમાં, દક્ષિણ ગુજરાતમાં ખંભાત અને કદાચ ભરૂચમાં; કાઠિયાવાડમાં મુખ્યત્વે ગિરનાર અને શત્રુંજયમાં અવશેષરૂપે કે નવા સ્વરૂપમાં રહ્યાં છે પુરાતત્ત્વીય અવશેષોનો વિસ્તાર પણ જૈનધર્મ ચૌલુક્યોના સમયમાં ગુજરાતની સર્વ દિશામાં ફેલાવો હતો, એમ દર્શાવે છે.

આ જૈનધર્મ મુખ્યત્વે શ્વેતાંબર સંપ્રદાયનો હતો, જ્યારે એના ૧૨,૧૦૦ અનુયાયીઓ હતા, ત્યારે દિગંબર સંપ્રદાયના કેવલ ૧૧૦૦ અનુયાયીઓ હતા; એની પૂજનના વિધિનો થોડોક ખ્યાલ આબુના તેજપાલના મંદિરમાં કોતરાયલો એક લેખ આપે છે. ચૌલુક્ય સમયના પહેલાંના વિધિથી કે હમણાંના વિધિથી એ ભિન્ન છે કે નહી તે હું બતલાવવા માંગતો નથી. હમણાં તો આ જૈનધર્મના બહારના દૃષ્ટિબિંદુમાં શાશા ફેરફાર થયા હતા એનો સ્હેજ નિર્દેશ કરીશ.

પ્રાચીન સમયથી જૈનધર્મમાં ઇન્દ્રને તીર્થંકરોના એક સેવક તરીકે સ્થાન આપવામાં આવ્યું છે. આ સમયમાં હિન્દુઓનાં બીજાં દેવદેવીઓ વિષ્ણુ, શિવ, લક્ષ્મી, પાર્વતી, અને અને ખાસ કરીને તેમના જીવનના અમુક વૃત્તાન્તનુ નિરૂપણ જૈનમંદિરોના શિલ્પમાં ઉતારેલું જોવામાં આવે છે. દાખલા તરીકે આબુમાં, વિમલશા અને તેજપાલના મંદિરમાં વિષ્ણુના નૃસિંહ અવતાર અને કાલીયમર્દન બતલાવ્યા છે. આમ કરવાનું કારણ તો સમયાનુસાર હિન્દુ મંદિરો માફક જૈનમંદિરો શણગારવાં એજ લાગે છે. પણ ગણેશના સંબંધમાં આમ ન હતું. જેમ દરેક જાતનાં આ સમયનાં હિન્દુ મંદિરોમાં ગર્ભગૃહના દ્વારના ઓતરંગના માંડલીયામાં ગણેશ જોવામાં આવે છે, તેમ જૈન મંદિરોમાં ઓતરંગમાં નહીં તો બીજે સ્થળે ગણેશ રાખેલા માલમ પડે છે. શ્રીહેમાચાર્ય એને વિઘ્નેશ વગેરે નામથી સંબોધે છે. જૈનમંદિરોમાં પણ ગણેશને આ રૂપે જ સ્થાન આપવામાં આવ્યું હશે.

અત્યાર સુધી ગુજરાતના જૂદા જૂદા ભાગો સુરાષ્ટ્ર, ઉત્તર ગુજરાત, દક્ષિણ ગુજરાત લઇ, એમાં પ્રચલિત ધર્મોનું પુરાતાત્ત્વિક વિવેચન કર્યું હવે એનું ટૂંકમાં વિહંગાવલોકન કરીએ.

બૌદ્ધધર્મ અશોકે ગુજરાત-કાઠિયાવાડમાં ફેલાવ્યો, અને તે લગભગ ત્રણ સૈકાં સુધી ઇ. સ ની શરૂઆત સુધી જોરમાં રહ્યો. પછી ૫-૬ સૈકાં સુધી એનું દર્શન નથી થતું. છેક ૭મા સૈકામા, એનુ પુનઃદર્શન વલભીમાં થાય છે, અને તે થવાનું કારણ પૂર્વ હિન્દમાથી સમ્મતિય પથનો ફેલાવો હોય. વલભીના અંત સાથે કાઠિયાવાડમાંથી અને પછી ૨૦૦ વર્ષ ગુજરાતમાંથી

બૌદ્ધધર્મ નષ્ટ થયો, અને તેનું સ્મરણ માત્ર પણ ત્યાર પછીના સમયમા સંભળાતુ નથી

જૈનધર્મનો ઇતિહાસ એથી ઉલટો છે બહુ પ્રાચીન સમયથી ગુજરાતમા એનો ફેલાવો થયો હશે, પણ એ પરત્વે કંઈ પુરાતાત્ત્વિક સાધનો મળતા નથી ક્ષત્રપ રાજાઓના સમયમા એ સ્હેજ વધારે જોરમા આવ્યો જૂનાગઢ અને અધાઉમાથી મળેલા શિલાલેખો અને ઢાકના શિલ્પો એની સાક્ષી આપે છે ઉપર કહ્યા પ્રમાણે વલભીમા ૫–૬ સૈકામા, જૈનધર્મ સ્થિર થયો અને ૮ મા સૈકામા, અણહિલવાડ પાટણનો પાયો એને લીધે નખાયો પછી તો ચૌલુક્યોના વખતમા એ જ પાટનગરીમા એ રાજધર્મ તરીકે સ્વીકારાયો, અને ગુજરાતને એની કલા, સ્થાપત્ય વગેરેથી સમૃદ્ધ કર્યું જૈનધર્મ ગુજરાતનો હજુ સુધી એક મુખ્ય ધર્મ રહ્યો છે

**બ્રાહ્મણ ધર્મો**—શૈવ અને વૈષ્ણવ–ની આવી જ કથા છે શૈવધર્મના મૂળ તો પ્રાગૈતિહાસિક સમયમા જાય છે ગુજરાત–કાઠિયાવાડમા પણ જો શોધખોળ અને ખોદકામ થાયે તો એ મળે પ્રાચીન સમયમા ગુજરાતમા એનું અસ્તિત્વ હશે, એ નિ:શક છે એનો પુરાતાત્ત્વિક પુરાવો હમણા મળતો નથી એટલુજ. શૈવધર્મના અસ્તિત્વના આરભિક મધ્ય કાળમા ઉલ્લેખો મળે છે પણ જે પ્રકારના વિશાળ, સામાજિક મદિરોવાળા શૈવધર્મથી આપણે પરિચિત છીએ, તે શૈવધર્મનો ઉદ્ભવ ગુપ્તસમયમા થયો લાગે છે ચૌલુક્યોના સમયથી લગભગ ૧૦ મા સૈકાથી આવા મદિરો ગુજરાતમા થવા લાગ્યા, અને શૈવધર્મ ગુજરાતની જનતાનો મોટા ભાગનો અને રાજાઓનો ધર્મ થયો અત્યાર સુધી શૈવધર્મ જૂદા જૂદા સ્વરૂપે જનતાનો સૌથી વધારે Popular ધર્મ રહ્યો છે

ગુજરાત કાઠિયાવાડના બે સ્થળોને—ભરૂચને અને દ્વારકાને—વિષ્ણુ જોડે પ્રાગૈતિહાસિક કાળથી, પુરાણો પ્રમાણે સબધ હતો પ્રાચીનકાળમા તેથી ત્યા વિષ્ણુપૂજા—ગમે તે સ્વરૂપમા હોવાનો સભવ છે પણ આના હજી સુધી પુરાતાત્ત્વિક પુરાવા મળ્યા નથી આ કાળના અતમા અને આરભિક મધ્યકાલની શરૂઆતમા સ્કન્દગુપ્તનો લેખ અને કડવારનું વરાહનું મદિર સુરાષ્ટ્રમા વિષ્ણુપૂજા હતી, એમ બતલાવે છે હમણા તો એ ગુપ્તોએ પ્રચલિત કરી એમ જ કહી શકાય આ પછી પાચ ૭ સૈકા સુધી ઈ સ ૧૦ મા સૈકા સુધી નથી કઇ વિષ્ણુપૂજા સબધી ઉલ્લેખ, કે તે સમયના મદિરના અવશેષો ચૌલુક્ય સમયમા પણ ત્રણ મંદિરોના ઉલ્લેખો અને બે વિષ્ણુ મદિરના અવશેષો મળ્યા છે આ પરથી તો એમ જ લાગે કે શિવપૂજા કરતા વિષ્ણુપૂજાનો પ્રચાર બહુ ઓછો હશે ૧૩ મા સૈકામાં "ગીત" ના પ્રચારથી કૃષ્ણપૂજા પ્રચલિત થઈ લાગે છે તેનો વધારે ફેલાવો દક્ષિણમા જે વૈષ્ણવ સંપ્રદાયો—માધવ, વલ્લભ વગેરે ઉદ્ભવ્યા તેને લીધે થયો ગુજરાતમાં વિષ્ણુપૂજા જે પ્રકારે અને જેટલા પ્રમાણમા પ્રચલિત છે તેના આ સંપ્રદાયો જ મૂળ છે

પ્રાચીન ગુજરાતના ધર્મોનુ પુરાતત્વની દૃષ્ટિએ આ ચિત્ર દોર્યું છે. એમાં ઘણી રેખાઓ અસ્પષ્ટ દેખાશે અને રગો ઝાંખા લાગશે મારે એના બચાવમા ફરીથી કહેવું જોઇએ કે સાધનોના અભાવને લીધે જ ચિત્ર આમ દેખાય છે જો પુરાતન વિષે દુનિયાના અને હિન્દુસ્તાનના બીજા ભાગોમાં જે શાસ્ત્રીય પદ્ધતિએ શોધખોળ અને ખોદકામ થઈ રહ્યા છે તેવી રીતે જો ગુજરાતમા ખાસ કરીને દક્ષિણ ગુજરાતમા ખેડા, ભરૂચ, ખભાત, નવસારીમા, ઉત્તર ગુજરાતમા સરસ્વતીના પ્રદેશમા, અને કાઠિયાવાડમાં જૂનાગઢ, ઢાક અને પ્રભાસપાટણમાં શોધખોળ અને ખોદકામ થાય તો ગુજરાતના પ્રાચીન ધર્મોનુ અને આખીય સંસ્કૃતિનુ ચિત્ર વધારે સારૂં અને ગાઢુ દોરાય, અને જરૂર પડે તો ફરીથી પણ દોરવુ પડે.

———•———

## શ્રી બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળા પુષ્પ ૧૧ મું

# ગુજરાતની રાનીપરજ કોમ

### વ્યાખ્યાતા—પુરાતત્ત્વવિદ્ શ્રી. મણિલાલ દ્વિવેદી

ગઇ તા. ૧૬-૧-૪૧ મીને રોજ ગુરૂવારે સાંજે ૫-૪૫ (સ્ટા. ટા.) વાગે શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી, દિ. બા. કૃષ્ણલાલ મો. ઝવેરીના પ્રમુખપદે બુદ્ધિવર્ધક વ્યાખ્યાન-માળાના અંગની એક સભા શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિરમાં મળી હતી. આશરે ૭૦ એક જણ હાજર હતા. આ પ્રસંગે ગુજરાતના પુરાતત્વવિદ્ રા. મણિભાઈ દ્વિવેદીએ સભાના નિમંત્રણને માન આપી, નવસારીથી આવી, "ગુજરાતની રાનીપરજ કોમ" એ વિષય ઉપર પુષ્કળ માહિતીઓ અને વિગતોથી ભરપૂર વ્યાખ્યાન આપ્યું હતું.

શરૂઆતમાં સભાના સહાયક મંત્રી **શ્રી અંબાલાલ બુ. જાની**એ સભા બોલાવવાનું પ્રયોજન નિવેદિત કર્યું હતું.

### વ્યાખ્યાતાનો પરિચય

પ્રમુખશ્રી **દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ** તે પછી પ્રાસ્તાવિક ભાષણ કરતાં કહ્યું હતું કેઃ-

આજના ભાષણકર્તા શ્રી મણિભાઇ દ્વિવેદી, જો કે આ તરફ બહુ જાણીતા નથી, છતાં તળ ગુજરાતમાં પ્રાચીન ઇતિહાસ, પુરાતત્વ, જાતિઓ વગેરે વિષયોના સંશોધનના એક અગ્ર કાર્યકર્તા તરીકે તેમજ તે સંબંધી પુસ્તકો અને નિબંધો લખનાર તરીકે સારી રીતે જાણીતા છે. તેમનાં બે પુસ્તકો, '૫૦૦૦ વર્ષ પૂર્વેનું ગુજરાત' તેમ જ 'દક્ષિણ ગુજરાત' સુપ્રસિદ્ધ છે. એ બે પુસ્તકોમાં તેમણે તે વખતના ગુજરાતનું ઘણું રસિક વર્ણન, પ્રમાણો તેમજ દાખલાઓ સાથે રજૂ કર્યું છે. ઉપરાંત નવસારીની આસપાસથી મળી આવતા પુરાતત્ત્વના અવશેષોનો તેમજ તામ્રપત્રોનો, તથા એ બાજુની જાતિઓ-કામો-સંબંધી અભ્યાસ ઉચા પ્રકારનો છે, અને તે સંબંધી લેખો આદિથી આપણને વાકેફ રાખતા રહે છે.

તેમનું હાલમાં જ બહાર પડેલું 'રાજપીપળા રાજ્યની એક વસાહત' સબંધી પુસ્તક સારી માહિતીઓથી ભરેલું છે. એ વસાહતને નવસારી પાસેના કેટલાક સશક્ત અને સાહસિક ખેડુતોએ જઈ, ત્યાં વાસો કરી, તેની ધરતીને લીલી અને હસતી બનાવી દીધી, ત્યાં જીન, પ્રેસ, સ્કૂલો વગેરે કહાડી આબાદ બનાવી દીધી, એ સૌનો રસિલો ઇતિહાસ આપી, જાણે એક નવલકથા આપણે વાંચતા હોઇએ, એવી રીતે હકીકત વર્ણવેલી છે. એટલે એવા નિપુણ સશોધક અને લેખક રાનીપરજ કોમ સંબંધે અભ્યાસ કરવાનું માથે લે તો તેને દરેક રીતે શોભાવે એમાં શક રાખવાનો હોય નહીં

રાનીપરજ કોમ એ ગુજરાતની બહારના પ્રદેશમાં વસતી જૂનામાં જૂની કોમ છે. તે જંગલમાં વસતી હોવાથી કેળવણી અને સંસ્કારથી વંચિત હોવાથી આપણે તેને જંગલી ગણી, તેની તરફ તિરસ્કારની નજરથી જોઈએ છીએ. પરન્તુ તેમના જીવનનો અભ્યાસ કરનાર, આપણો તે અભિપ્રાય ખોટો છે અને કેવળ અજ્ઞાનને લીધે છે, એમ સહેલાઇથી બતાવી શકશે. તેમની કોમનું બંધારણ છે. તેઓ શિસ્ત પાળે છે. જંગલમાં રહેવાની નિર્દોષ વૃત્તિના છે. તેમની પાસે તેમના ગજા પ્રમાણેનુ સાહિત્ય છે, જેને આપણે લોકસાહિત્યના

વર્ગમા મૂકીએ છીએ એવી એક આપણી જોડાજોડ રહેલી કોમ વિષે આપણને જેટલુ જાણવાનું મળે તેટલુ થોડુ માટે જ શ્રી મણિભાઈ પાસે એ વિષય સબધે બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળાના અગનું એક ભાષણ આજે કરાવવાની યોજના સભાએ કરી છે લોકસાહિત્યની સભાની પ્રવૃત્તિમાં આનો પણ સમાવેશ થઈ જાય છે

ભાઈ મણિભાઈને તેમનુ વ્યાખ્યાન આપવા સભા તરફથી વિનતી કરુ છુ,

## શ્રી મણિભાઈનુ વ્યાખ્યાન

તે પછી શ્રી મણિભાઇ દ્વિવેદીએ પોતાના લાબા અને અભ્યાસભરપૂર વ્યાખ્યાનમાથી કેટલાક અગત્યના ભાગો વાચી સભળાવ્યા હતા એમાની વાનગીઓ નીચે તારવી આપેલી છે

## જગલોમા વસતી વન્ય જાતિઓ

ગુજરાતની ઉત્તર સીમા બાધતી આરાવલીની પહાડી ટેકરીઓથી માડી દક્ષિણમા ડાગના સઘન વનોને વિટળાઇ પારડી તાલુકાની, સમુદ્રકિનારા નજીક આવી અડતી પાખતી વચમાંના ગુજરાતના પૂર્વ અને દક્ષિણ સીમાડાના જગલો અને ડુગરોમા અનેક વન્ય જાતિઓ વસે છે સખ્યાની દૃષ્ટિએ આ જાતિઓનુ જનબળ ગુજરાતની કુલ વસતીના $\frac{1}{5}$ ભાગ કરતાં પણ કાઇક વધારે છે અને તેમ છતા આ જાતિઓ માટેની આપણી માહિતી ઓછામા ઓછી છે

## વિશિષ્ટ સંસ્કૃતિવાળી કોમ

જગલમા રહેતી પ્રજાઓને આ દેશની અસલ વતની કોમ તરીકે ઓળખાવવાનો એક સરળ માર્ગ શોધાયેલો છે આજે રેલવે અને મોટરો જેવા મુસાફરીની સગવડ કરી આપનારા યાન્ત્રિક વાહનોની સવડને લીધે દેશ–પરદેશની અનેક સંસ્કૃતિના સંમિશ્રણો આવાં સાધનની સવડવાળાં સ્થળોમા થઇ રહ્યા છે, એ સમયે આવા સંમિશ્રણોના સ્થાનોથી દૂર દૂર રહી, પોતાની બાપોતી સંસ્કૃતિને જાળવી રાખનાર પ્રજાની ઉપર કેવળ અમલિયાત, અને જગનીઆતની નવાજેશ કરી બેસી રહેવામાં ભારતની યુગયુગાન્તવ્યાપી ઉદાર અને પ્રાચીન સંસ્કૃતિના પ્રસરણના અવશેષોનાં દર્શન અને અભ્યાસ કરી શકીશુ નહીં

એ વન્ય જાતિઓના ઉપરટકીયા રીતરીવાજો અને એમની રહેણીકરણી જોઇને એમને જગલી જાતો તરીકે ગણાવી, સતોષ માનીએ તો ગુજરાતની આવી મોટી વસતીને અન્યાય કરવા સરખુ થશે તેમ જ તેમના ચહેરાના અને હાડકાના ચોકઠા પરથી માનવસઘના કયા પગનુ આ મળીયુ છે, એ ગણત્રી કરવાનુ કાર્ય પણ મુશ્કેલ છે, એમ મારુ માનવુ છે, અને એ માન્યતાના કારણો પણ છે

## રાનીપરજમાં ઘણી જાતો

આથી ગુજરાતના અને તેમાય ખાસ કરીને દક્ષિણ ગુજરાતના જગલોમાં જે જુદી જુદી જાતિઓ વસે છે એ જાતિઓનાં સામાજિક બધારણો, રીતરીવાજો અને જીવન વ્યવહાર હાલ કેવા છે, એ વિષયને લગતી શકય તેટલી હકીકતો અત્રે રજુ કરીશુ અને તેમ કરતાં પહેલાં વન્ય જાતિઓની સુધારણા માટે કદીએ કોઈ પ્રયાસ થયા છે કે કેમ, એ ઉપલક જોઇ જઈશુ

વન્ય જાતિઓ હાલમા રાનીપરજના નામથી ઓળખાય છે, પણ તેમા લગભગ અઢાર જેટલી જગલમાં રહેતી જુદી જુદી જાતોનો સમાવેશ થાય છે એમા —(૧) ભિલ, (૨) ધાણકા,

# ગુજરાતની રાનીપરજ કોમ

## વ્યાખ્યાતા—પુરાતત્ત્વવિદ્ શ્રી. મણિલાલ દ્વિવેદી

ગઈ તા. ૧૬–૧–૪૧ મીને રોજ ગુરૂવારે સાંજે ૫–૪૫ (સ્ટા. ટા.) વાગે શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી, દિ. બા. કૃષ્ણલાલ મો. ઝવેરીના પ્રમુખપદે બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળાના અંગની એક સભા શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિરમાં મળી હતી. આશરે ૩૦ એક જણ હાજર હતા. આ પ્રસંગે ગુજરાતના પુરાતત્વવિદ્ રા. મણિભાઈ દ્વિવેદીએ સભાના નિમંત્રણને માન આપી, નવસારીથી આવી, "ગુજરાતની રાનીપરજ કોમ" એ વિષય ઉપર પુષ્કળ માહિતીઓ અને વિગતોથી ભરપૂર વ્યાખ્યાન આપ્યું હતું.

શરૂઆતમાં સભાના સહાયક મંત્રી **શ્રી અંબાલાલ બુ. જાની**એ સભા બોલાવવાનું પ્રયોજન નિવેદિત કર્યું હતું.

### વ્યાખ્યાતાનો પરિચય

પ્રમુખશ્રી **દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ** તે પછી પ્રાસ્તાવિક ભાષણ કરતાં કહ્યું હતું કે:–

આજના ભાષણકર્તા શ્રી મણિભાઇ દ્વિવેદી, જો કે આ તરફ બહુ જાણીતા નથી, છતાં તળ ગુજરાતમાં પ્રાચીન ઇતિહાસ, પુરાતત્વ, જાતિઓ વગેરે વિષયોના સંશોધનના એક અગ્ર કાર્યકર્તા તરીકે તેમજ તે સબંધી પુસ્તકો અને નિબંધો લખનાર તરીકે સારી રીતે જાણીતા છે. તેમનાં બે પુસ્તકો, '૫૦૦૦ વર્ષ પૂર્વેનું ગુજરાત' તેમ જ 'દક્ષિણ ગુજરાત' સુપ્રસિદ્ધ છે. એ બે પુસ્તકોમાં તેમણે તે વખતના ગુજરાતનું ઘણું રસિક વર્ણન, પ્રમાણો તેમજ દાખલાઓ સાથે રજૂ કર્યું છે. ઉપરાંત નવસારીની આસપાસથી મળી આવતા પુરાતત્ત્વના અવશેષોનો તેમજ તામ્રપત્રોનો, તથા એ બાજુની જાતિઓ–કોમો–સંબંધી અભ્યાસ ઉચા પ્રકારનો છે, અને તે સંબંધી લેખો આદિથી આપણને વાકેફ રાખતા રહે છે.

તેમનું હાલમાં જ બહાર પડેલું 'રાજપીપળા રાજ્યની એક વસાહત' સંબંધી પુસ્તક સારી માહિતીઓથી ભરેલું છે. એ વસાહતને નવસારી પાસેના કેટલાક સશક્ત અને સાહસિક ખેડૂતોએ જઈ, ત્યાં વાસો કરી, તેની ધરતીને લીલી અને હસતી બનાવી દીધી, ત્યાં જીન, પ્રેસ, સ્કૂલો વગેરે કહાડી આબાદ બનાવી દીધી, એ સૌનો રસિલો ઇતિહાસ આપી, જાણે એક નવલકથા આપણે વાંચતા હોઇએ, એવી રીતે હકીકત વર્ણવેલી છે. એટલે એવા નિપુણ સશોધક અને લેખક રાનીપરજ કોમ સંબંધે અભ્યાસ કરવાનું માથે લે તો તેને દરેક રીતે શોભાવે એમાં શક રાખવાનો હોય નહીં

રાનીપરજ કોમ એ ગુજરાતની બહારના પ્રદેશમાં વસતી જૂનામાં જૂની કોમ છે. તે જંગલમાં વસતી હોવાથી કેળવણી અને સંસ્કારથી વંચિત હોવાથી આપણે તેને જંગલી ગણી, તેની તરફ તિરસ્કારની નજરથી જોઈએ છીએ. પરન્તુ તેમના જીવનનો અભ્યાસ કરનાર, આપણો તે અભિપ્રાય ખોટો છે અને કેવળ અજ્ઞાનને લીધે છે, એમ સહેલાઈથી બતાવી શકશે. તેમની કોમનું બંધારણ છે. તેઓ શિસ્ત પાળે છે. જંગલમાં રહેવાની નિર્દોષ વૃત્તિના છે. તેમની પાસે તેમના ગજા પ્રમાણેનું સાહિત્ય છે, જેને આપણે લોકસાહિત્યના

# હિન્દુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તીઓને લગતો બિનવસીયાત વારસાનો કાયદો[1]

વ્યાખ્યાતા રા. રા. રણજીતલાલ હરિલાલ પંડ્યા, બી. એ. એલએલ. બી., બેરિસ્ટર

આજે "જ્ઞાનપ્રચારક મંડળી"એ આપની સમક્ષ આજના વિષય ઉપર બે ચાર મારા વિચારો જણાવવાની જે તક આપી છે તે માટે મંડળીનો અને તેના માનવંતા સંચાલક તથા ઉત્સાહી માનદ મંત્રી, રા. નસરવાનજી હીરજીભાઈ પટેલનો આભાર ગણું છું. જે વિષય ઉપર આજ બોલવા માગું છું તે ઘણો કઠણ અને ગુંચવણભરેલો છે. "હિન્દુસ્થાનમાં બિનવસીયાત વારસોનો કાયદો" એ એટલો વિસ્તીર્ણ અને વિગતોથી ભરેલો વિષય છે, કે તેને આટલા થોડા સમયમાં ભાગ્યે જ પૂરતો ન્યાય આપી શકાય. માટે આજે એ વિષયની ઝીણી ઝીણી સઘળી વિગતોમાં ન ઉતરતાં, આપની સમક્ષ તેની મુખ્ય મુખ્ય રૂપરેખાઓ જ રજુ કરી, સંતોષ માનીશ.

## હિન્દુસ્તાનમાં બિનવસીયાત વારસોનો કાયદો

હિન્દુસ્થાનમાં બિનવસીયાત વારસોનો કાયદો, જૂદી જૂદી કોમો પરત્વે જૂદો જૂદો છે. એમાંથી હિન્દુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તી, સૌથી વધારે અગત્યની કોમો હોઈ, તેમને લગતા વારસાના કાયદાની વિગત, અહીં વધારે તપાસીશું.

## હિન્દુઓનો કાયદો

હિન્દુઓના કાયદા વિષે જે એક ગેરસમજણ, જ્યાં ત્યાં ઘણી ઊંડી રીતે પ્રવર્તે છે, તે એ છે કે, હિન્દુઓનો "કાયદો" પશ્ચિમની કહેવાતી સુધરેલી પ્રજાઓના "કાયદાઓ" જેવો કાયદો છે. કાયદો, કાયદા કરનારને માગી લે છે, એટલે કે, પશ્ચિમની પ્રજાઓના દિમાગે રાજાને કે બીજી કોઈ સર્વોપરી સત્તાને "કાયદો", એમની સમજણ પ્રમાણે, રાજાએ કે કોઈ બીજી સર્વોપરિ સત્તાએ, સ્થાપેલા તથા પસાર કરેલા—Acts અથવા Legislations આ બન્ને રૂપોમાં, હિન્દુઓનો કાયદો કાયદો નથી એ કાયદાના કાનુનો નથી કોઈ રાજાએ કે બીજી સર્વોપરી સત્તાએ ઘડ્યા કે નથી તે Acts કે Legislations" રૂપે પસાર થયા. હિન્દુઓના કાયદા, એટલે કાયદા નહીં, પરંતુ હિન્દુ પ્રજાની સંસ્કૃતિના મૂળભૂત નીતિનિયમો. એમને જે "Sanction'—અંકુશ છે, તે રાજ્યની દંડશક્તિનું નહીં, પરંતુ પ્રજાકીય માનસના અપમાનનું, સંસ્કૃતિમાંથી ચ્યુત થવાનું. અથવા કહો કે, પ્રજાકીય નયમાંથી બહિષ્કૃત થવાનું. રાજાને તથા બીજી સર્વ સર્વોપરી સત્તાને, પોતાના કંઈ છતાં ઉદાત્ત, અંકુશ નીચે લાવનાર, અને તે દરેક માટે, જીવનક્રમમાં સરળ પરંતુ અચળ સૂત્રો રચનાર હિન્દુઓના કાયદા, કાયદા નથી પરંતુ મનુષ્યજીવનને ઉન્નત રીતે વહેવાના પ્રજાના પ્રયત્ન અને પ્રખર માનમોએ, ગોઠવેલાં, આચાર-સૂત્રો છે પ્રજા તેમને પ્રમાણે તેમના એમની સંસ્કૃતિમાં ઊંડી

૧ મિ. શ્રી જસ્ટીસ હરિસિદ્ધભાઈ વજુભાઈ દીવેટીઆના પ્રમુખપણા નીચે તા. ૧૯-૩-૪૧ ને રોજ મુંબઈ "જ્ઞાન પ્રચારક મંડળી" સમક્ષ આપેલું ભાષણ

વાસ્તવિકતા હોય તો. રાજસત્તા તેમને દબાવે જે એ સંસ્કારરૂપો અનુસાર, પ્રજાજીવનનું વહેણ હોવું જોઇએ, એવી હાર્દિક તમન્ના, તેમનામાં હોય તે; સમયનો અમર્યાદ પ્રવાહ, તેમને અખંડ અને અણનમ રાખે, જો તેમની સંકલ્પનામાં સનાતન તત્ત્વોનાં પૂજકો હોય, ઉચ્ચ ઉત્કૃષ્ટતાનાં સંગોપનો હોય. હિન્દુઓના સમૃદ્ધજીવનના અપ્રતિમ સદ્ભાગ્યે, તેમનાં ધર્મશાસ્ત્રો, આ ત્રણે કઠોર અને કપરામાં કપરી કસોટીમાંથી પસાર થયાં છે. પ્રજાએ તેમને હાર્દિક પ્રેમ અને સંમાનથી સદા સત્કાર્યાં છે, રાજસત્તાએ, એમને એટલી જ ચિવટ અને અનુસરણવૃત્તિએ પોતાનાં કર્યાં છે; જ્યારે કલ્પના અસ્ખલિત પ્રવાહે આજે વીસથી પણ વધારે સદીઓને છેડે, તેમને એવાં ને એવાં જ, રસપૂર્ણ લીલાં, અને રહસ્યપૂર્ણ રાખ્યાં છે.

## હિન્દુઓનો કાયદો અને પ્રજાજીવન

હિન્દુઓના કાયદા વિષે બીજી જે સામાન્ય ભૂલ કરવામાં આવે છે તે એ કે, હિન્દુઓના કાયદાઓ, પશ્ચિમની બીજી પ્રજાઓના કાયદાની પેઠે, પ્રજાજીવન સાથે સંબંધ–પરંતુ દૂરનો, આગંતુક સંબંધ ધરાવે છે, એમ માનવામાં આવે છે. જે રીતે, અને જે અર્થમાં, પશ્ચિમની પ્રજાઓના કાયદાઓ, તેમના જીવનવ્યવહારના જૂદા જૂદા ભાગોને યંત્રિત તથા સરક્ષિત કરે છે, તે રીતે, અને તે અર્થમાં, હિન્દુઓના કાયદાઓ, અથવા વધારે સારી રીતે, હિન્દુધર્મશાસ્ત્રો, હિન્દુઓના જીવનવ્યવહારના ભાગોને નિયંત્રિત કરતાં નથી. હિન્દુઓના કાયદાઓ જીવનના છૂટા છૂટા મણકાઓ–pieces–ને, અનુલક્ષીને નહીં, પરંતુ એ સમસ્ત મણકાઓના એકત્રિત બનેલા, સળંગ અને સર્વવ્યાપી, જીવનને અનુલક્ષીને રચાયલા છે. એમની વસ્તુ, મનુષ્યમનુષ્યના વ્યવહાર કેવી રીતે ન્યાય અને સુનીતિભરેલા નિવડે, એ નથી: પરંતુ જેનું વ્યવહાર એ આવિષ્કૃત સ્વરૂપ છે, ને, મનુષ્યનું આંતર–જીવન–અને તેવી જ રીતે પ્રજાનું આન્તર જીવન, શારીરિક, માનસિક, તેમ જ આધ્યાત્મિક તે કેવી રીતે, ચારિત્ર્યવાન્ ઊર્ધ્વગામી અને જે ઉર્જસ્વી તેની નિયતિ "Dastiny"–છે, તેને અદા કરતું થાય, એ છે. હિન્દુઓનાં ધર્મશાસ્ત્રો, કાયદાનાં પુસ્તકો નથી; પરંતુ સાચી રીતે "Cosmogonies" છે; અને કાનુનોનાં સુક્કાં દફતરો કરતાં વધારે, સામાજિક સસ્કૃતિનાં પ્રમાણસૂત્રો છે. બીજી રીતે આ વસ્તુને કહીએ તો કાયદાઓના સમજનારને જે સમજવું અત્યંત અગત્યનું છે તે એ કે, કાયદાઓ હિન્દુઓની સામાજિક વ્યવસ્થા જ નહીં, પરંતુ તેના સમગ્ર અર્થમાં, હિન્દુઓના સામાજિક જીવનથી બિલકુલ અળગા નથી—બલ્કે એમના જીવનસંગ્રહનાં પ્રમાણસૂત્રોથી તે એટલા બધા રગાયલા છે કે એ સૂત્રો ન સમજનાર કે ન ધ્યાનમાં રાખનાર, ભાગ્યે જ તેમને કાયદાઓ તરીકે પણ સાચી રીતે સમજવા શક્તિવાન થાય. હિન્દુઓના વારસાના કાયદામાં, આપણા વિદેશી ન્યાયકર્તાઓએ જે અસ્તવ્યસ્તતા કરેલી છે, તેનાથી વધારે ચઢતો અને સંગીન, આ વિષયમાં બીજો નમૂનો હોઈ શકે નહીં.

## હિન્દુવારસાનો કાયદો: "ગોત્રની" ભાવના

હિન્દુ સમાજવ્યવસ્થાનું સર્વપ્રધાન મૂળ અથવા કેન્દ્ર ગોત્ર છે. જ્યારે પ્રજાવૃક્ષની અનિયંત્રિત અને અસંબદ્ધ વૃદ્ધિ અને ઉત્પત્તિ, આજના સમયમાં ભયંકરમાં ભયંકર પ્રજાવિગ્રહો ઉપસ્થિત કરી રહી છે અને જ્યારે **Purity of the Race** એટલે કે પ્રજાના ઘડતરની વિશુદ્ધિની ઘેલછા જગતમાં કેટલેક સ્થાનેથી કર્કશમાં કર્કશ સ્વરોએ ઉપાડાઇ

રહી છે, ત્યારે એ જોઈ આશ્ચર્ય સાથે આનદ પણ થયા વિના રહેતો નથી કે હિન્દુ સસ્કૃતિના સસ્થાપકો અને નિયામકોએ "ગોત્ર"ની ભાવનામા એ સૂત્રને તત્વત મૂળથી પ્રમાણેલુ અને સત્કારેલુ છે' પરન્તુ હિન્દુ સમાજવ્યવસ્થાનો પ્રત્યેક અભ્યાસક સમજે છે તેમ, હિન્દુઓની 'ગોત્ર'ની ભાવના માત્ર "Purity of Race"ને જ અનુસરતી નહોતી પ્રજાવૃક્ષની અસકરતાની ભાવનાની સાથે સાથે, ગોત્રની ભાવનામા બીજી, તેથી વધારે ઊડી અને વધારે તાત્વિક ભાવના રહેલી છે, અને તે "Purity of Culture" એટલે કે સસ્કૃતિની વિશુદ્ધિની "ગોત્ર"ની ભાવનાને સસ્થાપિત અને સવર્દ્ધિત કરી, આર્યસસ્કૃતિના પુરાણ તત્ત્વવેત્તાઓએ જે ધ્યેય સિદ્ધ કરવા પ્રયત્ન કર્યા તે–આર્યપ્રજાને પ્રજા તરીકે સકટના દોષથી છિન્નભિન્ન થઇ જતા બચાવવાનો, એટલુજ નહીં પરતુ આર્યસસ્કૃતિને સકરતા દોષથી ધ્વસ્ત થતી અટકાવી, એના સગતતા, સાહિત્ય અને સમૃદ્ધિ સાચવવાનો હિન્દુઓની સસ્કૃતિ અને હિન્દુઓનુ પ્રજા તરીકે અસ્તિત્વ પણ, આજ વીસથી પણ વધારે મારક સદીઓના ઘસારા છતા જગતની પુરાણ સસ્કૃતિઓના ખડેરોના ચોકમાં અણનમ ઉભા છે, તે પ્રથમથીજ આ સમાજવ્યવસ્થાના મૂળગામી માર્મિક પાયાઓની સકલનાને આભારી છે, એની કયો ધીર ગભીર વિચારક ના પાડી શકશે ? હિન્દુ સસ્કૃતિ, એની સાસ્કારિક વિશિષ્ટતાઓ અજ્ઞાન અને અધકારના અનેક પડો ફરી વળ્યા છતા, આજના સમયે, એટલી જ જ્વલત અને જીવત રીતે પ્રકટ કરી રહી છે, તે જેટલુ હિન્દુ સસ્કૃતિના આદ્ય સસ્થાપકોની સમાજશાસ્ત્રની સાચી સમજણને પ્રશસ્કર છે, તેટલુ જ હિન્દુ સસ્કૃતિના ભવિષ્યને માટે ઊંડુ આશાસ્પદ છે

## ગોત્રની ભાવનાની વ્યાપકતા

આ "ગોત્ર"ની ભાવના હિન્દુ સમાજવ્યવસ્થામા જીવનના એક અગને નહીં, પરન્તુ, સર્વ અગને રગી રહેલી છે લગ્ન, શ્રાદ્ધ, સૂતક, વ્યવહાર, કુટુબવ્યવસ્થા, વારસાહક્ક, દત્તકવિધાન–જીવનના ગમે તે પ્રકરણ ઉઘાડો, પરન્તુ જીવનની નિયમિત રીત, આ સૂત્ર ઉપર સગઠિત થએલી દેખાશે "ગોત્ર" એટલે એક 'Cultural Unity" અથવા "Unit," એટલે એક સાસ્કૃતિક એકમ મનુસ્મૃતિ પ્રમાણે "ગોત્ર" એટલે એક મૂળ પુરુષમાથી ઉતરી આવેલો વશજોની પરપરા, જે એક નામ અથવા અટક ધારણ કરે છે અને તેથી જૂદી પડે છે આ મૂળ પુરુષ આદ્ય ઋષિઓમાના એક હોવાથી ગોત્રનો અર્થ સહજ–એ ઋષિવર્યે પ્રકટેલ અને સંકીર્ણ કરેલ સસ્કૃતિનુ વર્તુળ–થાય છે સમાજની સમગ્ર વ્યવસ્થા, આજ સસ્કૃતિઓના જૂદા જૂદા વર્તુલના સુનિયમ સગઠન અને સકલન ઉપર અવલબેલી હોવાથી સમાજ ચિરજીવ અને સસ્કૃતિનુ સામ્રાજ્ય સનાતન થાય, એમા આશ્ચર્ય જેવુ નથી

## ગોત્રની ભાવના અને હિન્દુ વારસાનો કાયદો

હિન્દુઓના વારસાના કાયદામાં ગોત્રની આ ભાવના, જેટલી સુરેખ, વ્યાપક અને સ્પષ્ટ રીતે વ્યક્ત થાય છે, તેટલી તેમની થોડી બીજી સસ્થાઓમા થાય છે હિન્દુઓનો વારસાનો કાયદો વારસોના બે વર્ગ પાડે છે, એકને એ 'ગોત્રજ સપિણ્ડ" કહે છે, જેને આપણે અગ્રેજીમા "Agnates," કહીએ છીએ, જ્યારે બીજાને 'સગોત્રસપિણ્ડ" અથવા "બન્ધુ" અથવા 'બાન્ધવ" કહે છે, જેને અગ્રેજીમા આપણે 'Cognates' કહીએ છીએ પહેલા વર્ગના વારસો, તે એક જ મૂળ પુરુષમાથી, એક જ ગોત્રના ઉતરી આવેલા વશજો આ પ્રથમ વર્ગના વશજોમાંથી સ્ત્રીઓ દ્વારા ઉતરી આવેલા વશજોને બાદ કરવામાં આવે

છે. કારણ સ્ત્રીઓ લગ્નની સંસ્થા દ્વારા લગ્ન પછી પરગોત્રમાં જાય છે, એટલે કે પતિના ગોત્રમાં. જે આ પ્રમાણે પરગોત્રમાં સમાવાથી પરગોત્રની અધિકારી થાય છે, તે સ્ત્રીઓ જેવી કે દીકરી, બ્હેન, ફોઈ, માસી,-પોતાની, પોતાના પૂર્વજોની તથા વંશજોની-તથા તેમના વંશજો, કોઈ વારસાહકથી બાદ કરવામાં આવતાં નથી, વંશની કન્યાઓનાં લગ્નવિધાનથી તેઓને થતી પ્રજા પરગોત્રની પ્રજા હોવા છતાં, પહેલા વર્ગના વંશજો જેટલી જ કુટુંબની પ્રજા છે. માત્ર પરગોત્રમાં સંકલિત હોવાને લીધે કેટલાક અપવાદો સિવાય તેમને મૂળ ગોત્રના વારસો સમાપ્ત થયા પછી જ મૂળ વંશમાં વારસાનો હક્ક સુપ્રત કરવામાં આવે છે.

### સપિણ્ડ કોણ ?

વારસોનો ઉપર કહેલો પહેલો વર્ગ એટલે કે "ગોત્રજ સપિણ્ડ" અથવા "Agnates" નો વર્ગ, બાહોશ દૃષ્ટિએ અને વ્યવસ્થાપૂર્વક રીતે નિયંત્રિત કરવામાં આવ્યો છે. આ વર્ગના બે પેટા ભાગ કરવામાં આવ્યા છે. પ્રત્યેક હિન્દુની ઉતરતી ત્રણ પેઢીના વંશજો, એટલે કે પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર તથા ચઢતી ત્રણ પેઢીના પૂર્વજો એટલે કે પિતા, પિતામહ તથા પ્રપિતામહનો એક ભાગ કરવામાં આવ્યો છે, તેને "સપિણ્ડ" કહેવાય છે. આથી વધારે દૂરની પેઢીના વંશજો, એટલે કે ૪થી ૭મી કે તેથી પણ વધારે પેઢીના ઉતરતા કે ચઢતા વંશજો એટલે કે દૂરની પેઢીના છોકરાઓ તથા બાળાઓ તથા તેમના વંશજોનો બીજો ભાગ કરવામાં આવ્યો છે, જેમને "સાકુલ્ય" કહે છે, એટલે કે દૂરના, પરન્તુ એક જ કુલના વંશજો. દરેક હિન્દુના સર્વમાંથી વારસના પહેલા હક્કદાર, પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર છે: એ ન હોય તો વારસાનો હક્ક બાપને તથા તેનાથી ઉતરતી ત્રણ પેઢીના વંશજોને, એટલે કે કાકાને તથા તેમના પુત્ર અને પૌત્રને; એ જ પ્રમાણે મોટા દાદા તથા તેમના વંશજોનું સમજવું. સાધારણ રીતે આટલા વંશજોને નિશ્ચિત કરેલા વંશજો કહેવામાં આવે છે. ત્યાર પછીના દૂરના ઉતરતી તથા ચઢતી પેઢીના વંશજો તથા પૂર્વજો અને તેમના વંશજ એટલે કે ૪થી તે ૭મી પેઢીના વંશજો **"સાકુલ્ય"** કહેવાય છે; જ્યારે ૭મીથી તે જણાય ત્યાં સૂધીની ઉતરતી કે ચઢતી પેઢીના વંશજો **'સમાનોદક'** કહેવાય છે. આમાં **'સાકુલ્ય'** વંશજો જેમને કેટલીક વાર **'સપિણ્ડ'** વંશજો પણ કહેવામાં આવે છે, તેમનો વારસાહક્ક પહેલા વર્ગના 'સપિણ્ડો' પૂરા થયા પછી છે; જ્યારે 'સમાનોદક' વર્ગના વંશજો 'સાકુલ્યો'નો વર્ગ પૂરો થયા પછી, વારસાહક્ક ભોગવે છે. આ વારસાહક્કની શ્રેણીઓમાં, પાસેની પેઢી તથા તેના વંશજોને બાતલ કરે છે, જ્યારે એક જ પેઢીના વારસોમા જે લોહીસંબંધથી વધારે નજદીક હોય તે પહેલો વારસાહક્ક ધરાવે છે.

જે વાત અત્યાર સુધી આપણે કરી તે પ્રત્યેક હિન્દુ પુરુષના 'agnates' સંબંધીઓની, એટલે મૂળ પુરુષથી અભગ પુરુષોદ્વારા ઉતરી આવતા ચઢતી ઉતરતી પેઢીના જૂદા જૂદા પુરુષ વંશજોની.

### બંધુ એટલે શું ?

આપણે જોઇ ગયા તેમ, હિન્દુઓનાં ધર્મશાસ્ત્રો, ત્રીજી પંક્તિના વારસો પણ સ્વીકારે છે; અને તે તેમને અંગ્રેજીમાં "cognates" કહે છે, એટલે કે મૂળ પુરુષના સ્ત્રીવંશજો દ્વારા ઉતરી આવતા, ચઢતી ઉતરતી પેઢીના વંશજો: દાખલા તરીકે, ફોઈનો છોકરો, માસીનો છોકરો, મામાનો છોકરો. મૂળ વંશના સ્ત્રીવંશજો, લગ્નથી પરગોત્રમાં (એટલે કે

જુદા કુટુમ્બમાં) ગયા હોવાથી આ વર્ગના વશજો "ભિન્નગોત્રજ સપિણ્ડ" અથવા બન્ધુઓ અથવા "બાન્ધવો" કહેવાય છે એમનો વારસાહક્ક સામાન્ય રીતે, 'સપિણ્ડ' અને "સમાનોદક" વશજોમાંથી કોઈ પણ ન હોય, ત્યારે જ ઉપસ્થિત થાય છે

આ "બન્ધુ"ઓના વર્ગમા કોણ કોણ આવી શકે છે? કયે સ્થાને આવી શકે છે અને કેવા પ્રમાણોને આધારે આવી શકે છે એ અતાગ મુશ્કેલીઓથી ભરેલા વિષયમા અત્યારે ઉતરવાની જરૂર નથી કાકાની, ફોઈના, માસીના–મામાનો દીકરો પહેલો વારસાહક્ક ધરાવે છે કે માસીની, ફોઈની, મામીના–કાકાનો ભત્રીજો, એ અને એવા અનેક પ્રશ્નો એવા વિકટ છે કે વિદ્યાર્થીઓને જ નહીં પરન્તુ ન્યાયમૂર્તિઓને પણ ગભરાવી મૂકે છે અહીં વિષયની માત્ર રૂપરેખા દર્શાવતા જણાવીશુ કે હિન્દુધર્મશાસ્ત્ર પ્રમાણે, આ ત્રીજા "બન્ધુ" વર્ગના ત્રણ પ્રકાર છે, પહેલો **આત્મબન્ધુઓનો**, બીજો **પિતૃબન્ધુઓનો** તથા ત્રીજો **"માતૃબન્ધુઓ"**નો, એટલે કે પોતાની ફોઈ, માસી, અને મામાના (પુરુષ અને સ્ત્રી વશજો પિતાની ફોઇ, માસી તથા મામાના વશજો તથા **માતાના** તે જ પ્રકારના વશજો આમાથી પહેલા વર્ગના **"બન્ધુઓ"** એટલે કે **"આત્મબન્ધુ"**ઓ, બન્ધુઓમા સૌથી પહેલો વારસાહક્ક ભોગવે છે ત્યાર પછી પિતૃબન્ધુઓનું સ્થાન છે, અને છેલ્લે **"માતૃબન્ધુ"**ઓનુ

"બન્ધુ"ઓના વારસાહક્કના અટપટા અને ગુંચવણભરેલા પ્રમાણોમા વધારે ન ઉતરતા, હિન્દુઓના વારસાક્રમની કેટલીક લાક્ષણિક વિશિષ્ટતાઓ ઉપર હવે આપણે ધ્યાન દોરીશુ

## કેટલીક લાક્ષણિક વિશિષ્ટતાઓ

જો ઉપરની વશાવળીક્રમ, બરોબર ધ્યાનમા આવ્યો હોય તો, દરેક વિચારકને એ પ્રતીત થયા વિના ભાગ્યે જ રહેશે કે હિન્દુઓની કૌટુંબિક ભાવના કંઈક આશ્ચર્યચકિત કરે તેવી વિશાળ અને ઉદાર હતી હિન્દુઓએ કુટુમ્બની સંસ્થાને કદિ એકલવાયી કે એકલપેટી કલ્પેલી નથી જે વિશ્વગામી બન્ધુત્વ હિન્દુઓના ધાર્મિક ગ્રન્થો અને વિચારકો શિખવે છે અને જેની જવલત ભાવના " Incomparable golden halo " એટલે કે "અપ્રતિમ સુવર્ણપરિવેશ"ની પેઠે, આજના વિશ્વવિનાશક યુગમાં પણ ઝળહળી રહી છે, તે જ ભાવના તેમના કાયદાના સૂકાં થોથા અને નિરસ સનમકડાઓને પણ અજવાળી રહી છે કારણ જે પ્રમાણો અનુસાર હિન્દુઓના વશજોનો ઉપર કહેલો ક્રમ કલ્પાયલો છે, તે પ્રમાણે તો, આખુ જગત એક કુટુમ્બવાળુ–કલ્પનામા નહીં, કવિના સ્વપ્નાંમાં નહીં–પણ કાયદાની નક્કર અને નઘ્ધડ કનારોમાં, થઈ રહે છે અને હિન્દુઓના મહાન કાનુનશાસ્ત્રીઓનો મત પણ એ જ પ્રમાણે છે આખા વારસાના ક્રમની પાછળ રહેલી સપિણ્ડત્વની ભાવના, આ જ વસ્તુની નિદર્શક નથી? મનુષ્યના સંબધીઓ તેના સંબધી છે, કારણ તેઓ એક જ પિણ્ડ એટલે શરીરના કણોમાંથી ઉત્પન્ન થએલા છે આથી જેને એક પિણ્ડના કણોથી જોડાએલા હોય તે સંબધી અથવા વારસો અથવા દાયાદો મનુષ્યબન્ધુત્વની ભાવના આથી વધારે વિશાળ, વધારે ઉન્નત અને વધારે મર્મગ્રાહી પ્રમાણો ઉપર ભાગ્યે જ કદી બીજે મૂકાઇ હોય

અહીં "પિણ્ડ" શબ્દના કંઇક રમ્મતુ આવે તેવા, કરવામાં આવેલા પર્યાવની યાદ થાય છે, 'પિણ્ડ' એટલે શરીરનો અર્ક પરન્તુ 'પિણ્ડ" એટલે શ્રાદ્ધના કાર્યક્રમમા, પિતૃઓને તર્પણરૂપે અપાતો ભાતનો બલિ–એમ અર્થ પણ છે આપણા વિદેશી ન્યાયકર્તાઓએ, એક ઘણી જ સામાન્ય અને ક્ષતવ્ય તો નહીં, પરન્તુ સમજી શકાય તેવી ગેરસમજુતી કરી, "પિણ્ડ" શબ્દને, આ

બીજા અર્થમાં સ્વીકાર્યો, અને એમ કરી, આખા વારસાના ક્રમને, સમાન કાટુંબિક સંબંધની રાહે તોળવાને બદલે, "capacity to offer oblations" એટલે શ્રાદ્ધક્રિયામાં પિંડ આપવાના અધિકારની રાહે, સંકલ્પ્યો. એ સાચું છે કે આ અર્થ હિન્દુધર્મશાસ્ત્રના કર્તાઓએ પોતે પણ કેટલેક ઠેકાણે અને કેટલાક વિષયો માટે અંગીકાર્યો છે અને અનુસર્યો છે. પણ જે સમજવાની જરૂર છે તે એ કે હિન્દુ ધર્મશાસ્ત્રના કર્તાઓ આ અર્થ જ્યાં સ્વીકારે છે, અને જ્યાં તેની રૂએ, અધિકાર અનધિકારનો નિર્ણય પણ કરે છે ત્યાં, એ અર્થ એક સગવડ પડે એવું, સહેલું અને સામાન્ય માણસોથી સમજી શકાય એવું, માપકયંત્ર yard stiok" છે, એટલા માટે અને એટલા માટે, સ્વીકારે છે, નહીં કે સમસ્ત વસ્તુવિચારને, રૂપ, અર્થ અને નિયંત્રિતતા અર્પતું, તે અંતિમ પ્રમાણ છે એમ કહીને. આ ગંભીર ગેરસમજુતી એક વાર દૂર થાય તો હિન્દુ ધર્મશાસ્ત્રના વારસાના અધ્યાયનાં સ્પષ્ટીકરણ અને અનુનયન (Interpretation and application) કેટલાં સુગમ્ય, સરળ અને અર્થપ્રદ થાય ?

## સ્ત્રીઓના હક્ક

ઉપરનો વારસાહક્કનો કાયદો જોયા પછી, ઘણાકને કદાચ અચંબા સાથે સંભ્રમ થયો હશે કે આટલી વિશાળતા છતાં, હિન્દુઓના વારસાના ક્રમમાં સ્ત્રીઓને કેમ સ્થાન નથી ? શું પત્ની, પુત્રી, પુત્રીનાં સંતાન, બ્હેન, માતા, માતામહી—એ વારસાનાં હક્કદાર નહીં ? સખેદ કહેવું જોઇએ કે હિન્દુ ધર્મશાસ્ત્રના વિદેશી વિવેચકોએ તો એ સ્થિતિ હિન્દુઓના ધર્મશાસ્ત્રોમાં પ્રવર્તે છે, એમ માની લીધું પણ છે. આને લઇને એવો ખોટો ખ્યાલ લોકોમાં ઉત્પન્ન થયો છે કે હિન્દુઓના કાયદામાં સ્ત્રીઓને કોઇ પ્રકારનો હક્ક જ નથી. ખાસ કરીને લોકહૃદય, હિન્દુની વિધવા ભાર્યા—Poor widow—ને થતા અસાધારણ અન્યાયથી આઘાત અનુભવે છે; અને સ્ત્રીસ્વાતંત્ર્યના હિમાયતી, આપણા આંગ્લ કેળવણી પામેલ યુવકો, એ હિન્દુ કાયદાની કહેવાતી ગલતીને કઠોર શબ્દોમાં નિર્દેશતા કદિ થાકતા નથી. જેટલો ભાર મૂકીને કહી શકાય તેટલા ભારથી કહેવાની જરૂર છે કે હિન્દુ કાયદા પ્રમાણે "widow" જેને વિધવા કહેવામાં આવતી નથી, પરન્તુ "સાધ્વીપત્ની" કહેવામાં આવે છે, તે વારસાના ક્રમમાં હક્કદાર છે, એટલુંજ નહીં પરન્તુ "અનપત્ય" એટલે બિનસંતાન મૃત્યુ પામનાર હિન્દુની સૌથી પ્રથમ વારસદાર છે. જે વધારે આશ્ચર્ય અને હિન્દુ કાયદાઓ પ્રત્યે બહુ માન ઉત્પન્ન ધરાવનાર છે તે કહેવાનું હજી બાકી છે, તે આ છે; હિન્દુ ધર્મશાસ્ત્રના શુદ્ધ નિયમન પ્રમાણે, બિનસંતાન મૃત્યુ પામનાર હિન્દુની ધર્મપત્ની, તેની પ્રથમ વારસદાર એટલુંજ નહીં પરન્તુ પુરૂષના જેટલા જ હક્કથી–એટલે સપૂર્ણ "Ownership" એટલે માલિકીના હક્કથી વારસદાર છે. "Hindu Widow's limited estates" એટલે કે વિધવાના મર્યાદિત માલિકીના હક્કની વાર્તાઓ, અત્યારે આપણે સાંભળીએ છીએ અને કાયદાનાં પુસ્તકો તથા અદાલતોના ચુકાદાઓમાં સ્થાપિત થએલી જોઈએ છીએ, તેને શુદ્ધ હિન્દુ ધર્મશાસ્ત્રના અપભ્રંશ જેવી એ સંકલના ઉપસ્થિત કરવાનું માન ( કે કુમાન ) સાત હજાર માઇલ દૂર રહી, હિન્દુ ધર્મશાસ્ત્રનાં અંગ્રેજી ભાષાન્તરો દ્વારા હિન્દુ ધર્મશાસ્ત્રોનો સાચો અર્થ કરવાનો દાવો કરનાર આપણી Privy Council વરિષ્ટ ન્યાય અદાલતના—એક ચુકાદાને છે. હિન્દુઓના કાયદામાં, Hindu widows–હિન્દુ વિધવા–બીજા પુરુષના

જેટલી જ સરખી રીતે, હકદાર વારસ છે, અને પુરષો જેટલા જ, પોતાના પતિની મિલ્કત ઉપર હક ધરાવે છે હિન્દુઓના કાયદામાં, સ્ત્રીને તેના પતિ તરફથી મળતો વારસો, તેનું સ્ત્રીધન છે અને તેના ઉપર તેનો માલિકી અને ભોગવટો બીજા કોઈ પ્રકારના સ્ત્રીધન જેટલો જ સ્વતંત્ર અને અસ્ખલિત છે, હિન્દુઓમાં વસીયાતનો કાયદો, મૂળથી તેમના ધર્મશાસ્ત્રોમાં નથી જે વસીયાત (will) કરવાનો હક્ક પુરુષોને નહોતો તે સ્ત્રીને પણ નહોતો વારસહક્કની બાબતમાં આથી સ્ત્રી અને પુરષ, બન્ને સરખા, અને સમાન હક ધરાવતા હતા અર્વાચીન અદાલતોના કાયદાએ પુરષને વસીયાતહક્ક આપેલો છે, જ્યારે સ્ત્રીને તે હક્કથી બાતલ રાખી છે

## સ્ત્રી વારસો

ધર્મપત્ની ઉપરાંત, હિન્દુધર્મશાસ્ત્રોમાં, દીકરી, દીકરીનો પુત્ર એટલે ભાણેજ, મા, બહેન, દાદી અને દાદીમા, વારસોમા ગણવામાં આવ્યા છે તેમનુ સ્થાન, પહેલા વર્ગના સપિણ્ડોમા આગળ પડતુ છે પુત્ર કે પુત્રની સતતિ ન હોય અને ધર્મપત્ની ન હોય તો સઘળી મિલ્કતની વારસદાર પુત્રી છે પુત્રનો પુત્રની સાથે કોઈ બીજો ભાગે વારસાહક્ક ન અપાએલો હોવા છતા–એમ કરવાના સબળ કારણો છે, તે છતા–પુત્રને અભાવે હિન્દુ કાયદા પ્રમાણે પુત્રીને જ સઘળી મિલ્કત જાય છે, એ હિન્દુ સ્ત્રીઓના વારસાહક્કના પર્યપકોએ યાદ રાખવુ જરૂરનું છે દીકરીના દીકરાને એટલે કે દૌહિત્રને તો પુત્ર જેવુ જ સ્થાન આપવામાં આવ્યુ છે મુબાઈ તથા મદ્રાસ ઈલાકામા પુત્રની કે પુત્રીની દીકરી, ભત્રીજી, ભાણી, ભાણી તથા ફોઈને પણ વારસ ગણવામાં આવ્યા છે, અને તેમને બધુઓના વર્ગમાં મૂકવામા આવ્યાં છે મુબઈ ઈલાકામા બન્ને વર્ગના સપિણ્ડોની પત્નીઓને પણ વારસો તરીકે સ્વીકારવામા આવેલ છે તેમનુ સ્થાન ગોત્રજ સપિણ્ડ વારસો પછી અને બધુઓ પહેલા છે હિન્દુ ધર્મશાસ્ત્ર પ્રમાણે ઉપર કહેલા સર્વ સબધીની ગેરહાજરીમા ગુરૂ, શિષ્ય, સહાધ્યાયી અને છેલ્લે રાજાને, વારસો જાય છે

## નવા સુધારા

છેલ્લાં થોડાં વર્ષોથી કેટલાક કાયદાઓ પસાર કરી, હિન્દુ વારસોના કાયદાના વર્ગીકરણમા સુધારા કરવાના પ્રયત્નો થયા છે, અને ૧૯૨૯ ના ર) નંબરના કાયદાથી પુત્રની દીકરી, બહેન તથા બહેનના છોકરાને, દાદાની પછી અને કાકાની પહેલા વર્ગીકરણમાં સ્થાન આપવામાં આવ્યું છે સને ૧૯૩૭ના ૧૮મા નંબરના કાયદાની રૂએ, હિન્દુપુરષના મૃત્યુ બાદ તેની ધર્મપત્નીને પુત્રના જેટલો જ એટલે સરખો ભાગ તેની સ્વોપાર્જિત મિલ્કતમાં આપવામાં આવ્યો છે આને પરિણામે પોતાના પુત્રોની સાથે તેમની માને, એટલે કે મરનારની પત્નીને, તેની સ્વોપાર્જિત મિલ્કતમા સરખો હિસ્સો મળે છે, જ્યારે શુદ્ધ હિન્દુ કાયદા પ્રમાણે પુત્રની હયાતીમા માતાને માત્ર ભરણપોષણનો જ હક હતો જે હક મરનારની પત્નીને આપવામા આવ્યો છે, તે જ હક, મરનારના વિદેહ પુત્ર, પૌત્રને પ્રપૌત્રની વિધવાને પણ આપવામાં આવ્યો છે આ કાયદાઓ છતાં, બિનસતાન મૃત્યુ પામેલી હિન્દુની ધર્મપત્નીનો વારસાહક્ક તો હજી એટલો ને એટલો જ મર્યાદિત છે

હિન્દુઓના વારસાના કાયદામા વધારે ફેરફાર કરવાને અત્યારે સમય નથી માત્ર એટલું જ કહીશુ કે જે વર્ણન ઉપર કરવામાં આવ્યુ છે, તે હિન્દુ પુરુષની મિલ્કતના વારસાહક્ક

સંબંધી છે. હિન્દુ સ્ત્રીઓની મિલકતનો કાયદો થોડો જૂદો છે; જે કોઈ બીજી વખતે જોઈશું. છેલ્લે, બંગાળામાં "દાયભાગ" બંગાળાનો વારસાનો કાયદો પણ ઉપર વર્ણવેલા કાયદાથી કાંઇક જૂદો છે.

## મુસલમાનોનો વારસાનો કાયદો

મુસલમાનોનો વારસાનો કાયદો, હિન્દુઓના વારસાના કાયદા કરતાં તદન જૂદાં જ પ્રમાણો ઉપર રચાયેલો છે. એમાં હિન્દુ ધર્મશાસ્ત્રનાં ગોત્રભાવ, સાંસ્કૃતિક એકતાની ભાવના સમાજ સમસ્તનું એક મહાન વટવૃક્ષ રૂપે નિરૂપણ, નહીં માલમ પડે. પણ તેથી એમ નથી સમજવાનું કે મુસલમાનોના કાયદામાં પણ સામાન્યથી ઊંચુ કોઈ તત્ત્વ નથી. આપણામાંના કેટલાએક જાણતા હશે તેમ, આ કાયદો મૂળ અરબસ્થાન અને પેલેસ્ટાઇનના આરબ લોકોને લાગુ પાડવામાં આવેલો; અને તેમને ઉદ્દેશીને રચવામાં આવ્યો હતો. આરબ પ્રજા, જેને માટે જગતભરમાં અનોખુ સ્થાન ધરાવે છે તે, તેમના ગણિત અને ખગોળશાસ્ત્રના જ્ઞાન માટે આરબોની આ પ્રદેશમાં અસાધારણ જાણીતી થએલી પ્રતિભા તેમના વારસાના કાયદામાં પણ એટલી જ જ્વલંત રીતે પ્રદર્શિત થાય છે. એમનો વારસાનો કાયદો એટલે ગણિત શાસ્ત્ર ઉપરના તેમના લગભગ અદ્ભુત કાબુનો, એક અપ્રતિમ નમુનો. બિન વસીયાત મૃત્યુ પામનાર મુસલમાનના જૂદી જૂદી જાતના અને જૂદી જૂદી કક્ષાના વારસોના હિસ્સા, જુદા જૂદા બદલાતા સંયોગોમાં, એ કાયદાના સંસ્થાપકોએ, એટલી કલાથી, સ્પષ્ટતાથી છતાં સરલતાથી કર્યા છે, કે તેમના કાયદાશાસ્ત્રનો આ વિભાગ પ્રત્યેક કાયદાશાસ્ત્રના પુખ્ત વિચારકને સન્માનથી તેમની પ્રત્યે માથું નમાવરાવે છે.

મુસલમાન કાયદાના આદ્ય સંસ્થાપક, હઝરત મહમ્મદ પેગંબર સાહેબે નક્કી કરેલા વારસાના કાયદાની સાચી પ્રશસ્તિ આટલેથી અટકતી નથી. જે વસ્તુ માટે મુસલમાન કાયદાના એ નિયોજકનો અમર યશ છે તે એ કે, એમણે પહેલીજ વાર મુસલમાન વારસના કાયદાની અંદર કુટુંબનું યોગ્ય સ્થાન સ્વીકાર્યું અને સ્વીકારાવ્યું. આપણામાંના કદાચ થોડા જ જાણતા હશે કે મહંમદ પેગંબર સાહેબ પહેલાંના સમયમાં જે વારસાનો રીવાજ પ્રવર્તતો હતો તે શત્રુવટનો હતો આ પછી લઢાઈમાં જેમણે સાથે હથિયાર ધાર્યા હોય તે યુદ્ધસમાના વારસાનો હક્ક પ્રચલિત હતો. મરનારનાં સ્ત્રી-બાળકો કે બીજાં સગાંને તે વખતે વારસાહક્કમાં સ્થાન નહોતું. આ વારસાહક્કના રિવાજમાં સુધારો થયો અને પુરૂષના પુરૂષ દ્વારા ઉતરી આવેલા વંશને (Agnatic relation) વારસો ગણવા લાગ્યાં, તોપણ વારસોમાં, મરનારના સ્ત્રી, સંતાન કે બીજાં લોહીનાં સબંધીઓ(Cognates)નું સ્થાન હતું નહીં. હઝરત મહમ્મદ પેગંબરનું એ અપૂર્વ માન છે કે એમણે પહેલી વાર મુસલમાન, વારસાના કાયદામાં સમસ્ત કુટુંબની ભાવના સંકલિત કરી અને કુટુંબ તે લોહીના સંબંધથી સંકળાયલાં પુરૂષો તેમજ સ્ત્રીઓ અને તેમના વંશજો, એમ નિયન્ત્રિત કર્યું, હઝરત મહમદ પેગંબરના સમયથી મુસલમાન વારસાનો કાયદો મૂળગામી પરિવર્તન પામે છે, તે આ કારણને લઇને.

## મુસલમાની કાયદાનું મૂળ

મુસલમાનના વારસાના કાયદાનું મૂળ પવિત્ર "કુરાને શરીફ" છે પરન્તુ આ "કુરાને શરીફ"નું, મુસલમાન પ્રજાના બે જાણીતા વિભાગના—સુન્ની અને શીયા, જૂદી જૂદી રીતે અનુકરણ કરે છે. સુન્ની ધર્મપ્રચારકો અને કાયદાકારોએ "કુરાને શરીફ"ના મુળ શબ્દો

તે ચુસ્તપણે વળગી રહી, તેના ઉપરથી જોઈતા અનુમાનો તથા કાનુનો ઘડી કાઢયા છે, જ્યારે શીયા પંથના વિચારકોએ, તેમની જૂદી જૂદી કલમોનો તાત્પર્ય કરી, તે તત્ત્વને આધારે સમસ્ત વારસાના તેમ જ બીજા કાયદાની રચના કરી છે આ જૂદી જૂદી રચનાઓમા જૂદાં જૂદા પ્રમાણો વિષે અને તેમની વિગતો વિષે વધારે ઊંડા ઉતરવાનો અત્યારે સમય નથી અહીં માત્ર મુસલમાન ધર્મની એ બે સર્વોપરિ શાખાઓ સુન્ની, એટલે કે મોટે ભાગે હનફી મુસલમાનો, તથા શીયા, એટલે કે મોટે ભાગે અશ્નાઆશરીયા–ના વારસાના કાયદાની સમાલોચના કરી સંતોષ વાળીશુ

હનફી મુસલમાનોનો કાયદો

હનફી મુસલમાનોના વારસાના કાયદા પ્રમાણે વારસોના ત્રણ વર્ગ પાડવામા આવે છે પહેલાને " Sharers " બીજાને " Residuaries " અને ત્રીજાને "Distant Kindreds " કહેવાય છે પહેલા વર્ગમા સમાવવામા આવતા વારસોને મરનારના સૌથી વધારે નિકટના સંબંધી કહી શકાય આ વર્ગમા પતિ, પત્ની, પુત્રી, પુત્રીની પુત્રી, પિતા, માતા, દાદા, દાદી, બહેન,—સગી, સાવકી કે એકદુધની તથા દૂધભાઇ, એટલાને મૂકવામા આવે છે આ અસંબદ્ધ લાગતો વારસોનો સંગ્રહ ત્યારે સમજાય છે, જ્યારે આપણે જાણીએ છીએ કે આ વારસોમાના ઘણાખરા હ મહમદ પેગંબરના સમય પહેલાના કાયદામા વારસો હતા જ નહીં, અને હ મહમ્મદ પેગંબરે જ તેમને પહેલી વાર વારસો ઠરાવ્યા આ વારસો સૌ સાથે જ પોતાના હિસ્સા લે છે એટલે કે હિન્દુઓની પેઠે, એક વારસ, બીજાને બાતલ કરતો નથી આ વારસોના હિસ્સા અત્યંત ઝીણવટથી તથા કુશળતાથી નક્કી કરવામા આવ્યા છે કેટલાક વારસો અમુક સંજોગોમા જ sharers થાય છે, નહીં તો બીજા Residuariesના વર્ગમા જાય છે. કેટલાક વારસોના ભાગ કેટલાક સંજોગોમા વધે છે, કેટલાકમા ઓછા થાય છે દાખલા તરીકે પતિનો ભાગ મરનારના છોકરા હોય કે પુત્રના છોકરા હોય તો ¼ થાય છે, તે ન હોય તો ½ થાય છે પતિનો ભાગ, મરનારને છોકરા હોય કે પુત્રના છોકરા હોય તો ⅛ થાય છે, તે ન હોય તો ¼ થાય છે બાપને, છોકરા હોય કે પુત્રના છોકરા હોય તો ⅙ ભાગ મળે છે, તે ન હોય તો 'રેસીડયુઅરી'ના વર્ગમા જાય છે છોકરો ન હોય તો છોકરીને ½ ભાગ મળે છે, એથી વધારે છોકરીઓને ⅔ ભાગ મળે છે છોકરો હોય તો છોકરી 'રેસીડયુઅરી'ના વર્ગમા જાય છે વગેરે વગેરે વધારે વિગતોમા અહિં ન ઉતારતા અત્રે એટલુ જ જણાવીશુ કે જો કે દેખાતા અપવાદ રૂપે, પુત્ર ઉપરના sharersના કોષ્ટકમા નથી,—તે કાયદા પ્રમાણે Residuaryઓમા છે તોપણ એ કોષ્ટક એવી ખુબીથી ગોઠવવામા આવ્યુ છે કે કોઇ પણ સંજોગોમા પુત્રને કંઇ ને કંઇ હિસ્સો Residuary તરીકે મળ્યા વિના રહે નહીં

ઉપર કહ્યા પ્રમાણે દરેક sharers વર્ગના મુસલમાન વારસને અપૂર્ણાંક સંખ્યામા હિસ્સો Gralational share " મળે છે જો આ અપૂર્ણાંક સંખ્યાઓનો કુલ સરવાળો એકથી વધારે થઇ જાય તો " Aul 'ના નિયમ પ્રમાણે સર્વના ભાગ પ્રમાણસર કમી કરવામા આવે છે

"રેસીડયુઅરીઝ"

જો "Sharers "ને નિશ્ચિત હિસ્સાઓ આપ્યા પછી મિલકતનો કોઈ હિસ્સો બાકી રહે તો તે Residuariesમા વહેંચાય ' Residuaries" બધા મરનારના "Agnates"

એટલે જે પુરુષદ્વારા સંકળાયેલા વારસો છે. "Residuaries" ના ચાર પેટા વિભાગો છે: (૧) મરનારના ઉતરતી પેઢીના વંશજો, એટલે પુત્ર, પૌત્ર વગેરે. (૨) મરનારથી ચઢતી પેઢીના પૂર્વજો, એટલે કે પિતા, પિતામહ, પ્રપિતામહ, વગેરે. (૩) પિતાના વંશજો, એટલે કે ભાઇ, બહેન તથા તેમની સંતતિ. (૪) પિતામહના વંશજો, એટલે કે કાકા, તથા તેમની સંતતિ. આમાંનો પહેલો વર્ગ બીજાને બાતલ કરે છે, બીજો ત્રીજાને અને ત્રીજો, ચોથાને, એવો નિયમ છે.

"શેરર્સને પોતાના હિસ્સા આપ્યા પછી કાંઈક અંશ રહે અને તેને લેનાર કોઇ "રેસીડયુરીઓ" ન હોય તો, તે વધારો શેરર્સમાં પ્રમાણસર વહેંચાય "Distant Kendreds" ને મળે નહીં.

## Distant Kindreds

ત્રીજા, "ડીસ્ટન્ટ કિન્ડ્રેડ" ના વર્ગમા મરનારની સ્ત્રીઓ દ્વારા સબંધ ધરાવતા વારસોનો, એટલે કે Cognates નો સમાવેશ કરવામાં આવે છે. તેમનો વારસાહક્ક ત્યારે ઉપસ્થિત થાય છે, જ્યારે પહેલા બે વર્ગના કોઈ પણ સગા હયાત હોય નહીં ત્યારે. આ વર્ગના પણ, ઉપર કહ્યા તેવા જ, ચાર પેટા વર્ગ પાડવામા આવ્યા છે; જેમાં અનુક્રમે **મરનારનાં** Cognate-વંશજો, એટલે કે દીકરીના તથા દીકરાની દીકરીના વંશજો, **મરનારના** Cognate પૂર્વજો, એટલે કે માના બાપ, માની મા, તથા તેમની ચઢતી પેઢીના પૂર્વજો, **મરનારના માતાપિતાના** Cognate વંશજો, તથા **મરનારના દાદા તથા દાદીના** Cognate વંશજો મૂકવામાં આવ્યા છે.

## શિયા કાયદો

હવે શિયા મુસલમાનોનો વારસાનો કાયદો જરા ઉપર ઉપરથી જોઇએ. એ કાયદામાં agnates અને Cognates નો વિભાગ કાઢી નાંખી, સૌ સંબંધીઓ માટે એક સામાન્ય નિયમનો જ અંગીકાર કરવામાં આવ્યો છે; અને તે એ કે જે લોહીના સંબંધ દ્વારા મરનારની વધારે નિકટ હોય તેનો વારસાહ પહેલો.

શિયા કાયદા પ્રમાણે વારસોના બે ભાગ પાડવામાં આવે છે: Sharers અને Residuaries. એમનામાં Distant Kindred નો વર્ગ નથી. Sharersના વર્ગમા નવ વારસો છે, જેમના વંશજો પણ Sharers જ કહેવાય છે. પતિ, પત્ની, પિતા, માતા, દીકરી, દૂધભાઇ અને બહેન, સગી બહેન તથા સાવકી બહેન.

Sharers ની ગેરહયાતીમાં Residuaries. મિલ્કતના વારસ થાય છે. તેમના વંશજો પણ 'રેસીડયુરીઝ' કહેવાય છે. આ વર્ગમાં પુત્ર, ભાઈ, કાકા, કાકી વગેરે સર્વ જાતના બાકી રહેલા વારસો આવે છે. એમની વર્ગણી કરવા માટે તથા તેમના હિસ્સા નક્કી કરવા માટે, ઝીણવટભરેલા અને ગણત્રીશાસ્ત્રીનું અનન્ય જ્ઞાન દાખવતા, અનેક નિયમો છે, જેમાં અત્યારે જવું સુનાસબ નથી. અહીંઆ એટલું જ નોંધીશું કે એ સર્વ વર્ગીકરણમાં ઉપર કહેલું જ એક સૂત્ર મોટે ભાગે પ્રવર્તે છે અને તે એ કે લોહીના સંબધથી કોણ સૌથી વધારે નિકટ સંબંધી છે?

છેલ્લે, સર્વ મુસલમાનો માટે નિયમ છે કે ⅓ થી વધારે ભાગની મિલકત તેઓ વસીયતનામાથી આપી શકે નહીં, તેમની ⅔ મિલકત હરહમેશ વારસોમાં ઉતરવી જોઇએ.

## પારસીઓના વારસાના કાયદાનો ઇતિહાસ

પારસીઓને લગતા વારસાના કાયદાનો ઇતિહાસ જાણવાયોગ્ય છે સને ૧૮૩૫ પહેલાં, હિન્દુસ્થાનના પારસીઓના વારસાના કાયદામા બે જૂદી જૂદી પ્રથાઓ ચાલતી હતી મુંબઈમા જે પારસીઓ રહેતા, તેમની મિલકતનો વારસાહક્ક, અંગ્રેજી "Statute of Distribution" ને આધારે નક્કી કરવામા આવતો, જ્યારે મુંબઇની બહાર વસતા પારસીઓની મિલકતનો વારસો, તે તે સ્થળે પ્રવર્તતા, રીત અને રિવાજ એટલે કે Custome and Usage" પ્રમાણે નક્કી કરવામા આવતો મુબઈમા અંગ્રેજી કાયદા પ્રમાણે વારસા હક્ક નક્કી કરવામા આવતો હોવાથી અંગ્રેજી કાયદામા મળે છે તેમ, દીકરીને વારસનો હિસ્સો હમેશા મળ્યા કરતો, જ્યારે મુંબઈની બહાર, 'રીત અને રિવાજનો" કાયદો પ્રવર્તતો હોવાથી મોટે ભાગે પત્ની તથા દીકરીઓને ભરણપોષણના હક્ક સિવાય બીજુ થોડુ જ મળતુ એટલામા ૧૮૩૫ મા, મુંબઇમા એક પારસીના સૌથી મોટા દીકરાએ, અંગ્રેજી કાયદાની-" Primogeniture "(સૌથી મોટા દીકરાને સઘળો વારસો મળે )ની કલમની રૂએ, બાપની સઘળી મિલકતનો પોતે એકલો જ વારસદાર છે, એમ સિદ્ધ કરવા મુબઇની વરિષ્ઠ કોર્ટમા દાવો નોધાવ્યો આથી પારસી કોમમા ખળભળાટ થયો અને તેને પરિણામે, સને ૧૮૩૭ મા " પારસી ચેસ્ટેટસ રીયલ એક્ટ" પસાર કરવામા આવ્યો, જેમા એમ ઠરાવવામા આવ્યુ કે મરનાર બિનવસીયાત પારસીની મીલકત, સ્થાવર નહીં પરન્તુ અમુક પ્રકારની ( જગમ મિલકત ) જેને અંગ્રેજીમા "Chattles Real" કહે છે તેની ગણવી આથી દીકરીનો વારસાહક્ક સચવાયો અને ફરી સ્થપાયો

છતા મુંબઈની બહાર તો સ્થિતિ તેની તે જ હતી આથી સને ૧૮૬૫મા 'પારસી ઇન્ટેસ્ટેટ સક્સેશન એક્ટ" (સને ૧૮૬૫ નો ૨૧ મો એક્ટ) પસાર કરવામા આવ્યો, જેમા મુખ્યત્વે એમ ઠરાવવામા આવ્યુ કે બિનવસીયાત મરનાર પારસીની મિલકતમાં છોકરાના હિસ્સા કરતા, ½ ભાગનો હિસ્સો પત્નીને અને ¼ ભાગનો હિસ્સો દીકરીને મળે, સને ૧૯૨૫ના 'ઇન્ડીયન સક્સેશન એક્ટ" (સને ૧૯૨૫ નો ૩૯ મો એક્ટ), તેમા આ આખો એક્ટ એક પ્રકરણરૂપે દાખલ કરવામા આવ્યો, જે હજી લગી હયાત છે સને ૧૯૩૯ ના ૧૭ મા એક્ટ વડે, આ ભાગને સુધારી જૂદા સ્વરૂપમાં મૂકવામા આવ્યો, અને આજ એ સુધરેલા કાયદા પ્રમાણે, પારસીઓમા વારસાહક્કની આકણી થાય છે

## પારસીઓનો વારસાનો કાયદો

પારસીઓનો વારસાના હક્કનો કાયદો, સરળ અને સાદો છે, તે નીચે પ્રમાણે છે —

(૧) મરનાર પારસી પુરૂષ, જો પોતાની પાછળ વિધવા પત્ની અને સતાન મૂકી જાય, તો મિલકતનુ એમ કરવુ કે જેથી વિધવા પત્ની તથા દરેક છોકરાને, દરેક છોકરી કરતાં બેવડો હિસ્સો મળે ને વિધવા પત્નિ ન હોય તો દરેક છોકરાને, દરેક છોકરી કરતા બેવડો હિસ્સો મળે

(૧અ) ઉપલા સયોગોમા, માતપિતા હયાત હોય તો પિતાને છોકરાના હિસ્સાથી અરધો અને માતાને દીકરીના હિસ્સાથી અડધો હિસ્સો મળે

(૨) જો કોઇ પારસી સ્ત્રી, બિનવસીયાત ગુજરી જાય તો તેની મિલકતની વહેંચણી એવી રીતે થાય કે તેના ધણી તથા સંતાન દરેકને સરખો હિસ્સો મળે

જો ધણી હયાત ન હોય તો, મિલકતની વહેંચણી તેનાં સંતાનોમાં સરખે હિસ્સે થાય.

દીકરો કે દીકરી, બાળકો મૂકી ગુજરી ગયાં હોય તો શી વ્યવસ્થા કરવી તે પણ નક્કી કરવામાં આવ્યું છે. સામાન્ય રીતે, જો પુત્ર ગુજરી ગયો હોય, તો તેની વિધવા તથા તેનાં છોકરાં, મરનાર પુત્રનો હિસ્સો મેળવે; જો તેમની વચ્ચે, ઉપરની કલમો પ્રમાણે વહેંચાય. જો પુત્રી ગુજરી ગઇ હોય, તો તેનો હિસ્સો તેનાં સંતાનોમાં સરખે હિસ્સે વહેંચાય.

(૩) જો મરનારને સંતાન કે સંતાન–પત્ની ન હોય તો, તેની મિલકતનો અડધો હિસ્સો તેના તેના ધણી કે તેની ધણીયાણીને મળે. બાકીનો અડધો હિસ્સો, "શિડયુલ"માં જણાવેલ, માબાપ, ભાઈબહેન, દાદા, દાદી, કાકા, વગેરેમાં વહેંચી આપવામાં આવે. જો સંતાનપત્ની હોય તો, ધણીયાણી તથા સતાનપત્ની દરેકને ¼ હિસ્સો મળે, ને બાકીનો ઉપર પ્રમાણે "શિડયુલ" નાં સગામાં વહેંચાય. જો માત્ર સંતાનપત્ની હોય તો તેને ¼ હિસ્સો મળે, બાકીનો હિસ્સો "શિડયુલ" નાં સગાને જાય.

(૪) જો ધણી, ધણીયાણી, સતાન કે સંતાનપત્ની, કોઇ ન હોય તો "શિડયુલ" નાં સગાં સઘળી મિલકત લે. એમાંનાં પહેલા વર્ગનાં એટલે વધારે નજદીકના લોહી સંબંધથી જોડાયલાં સગાં, બીજા વર્ગનાં સગાંને બાતલ કરે. બીજા વર્ગનાં ત્રીજાને, અને એ પ્રમાણે છેલ્લે સુધી સમજવું.

## ખ્રિસ્તીઓ

ખ્રિસ્તીઓનો વારસાનો કાયદો "ઈન્ડીયન સકસેશન એક્ટ" માં સમાયલો છે. તેમાં પિતૃપક્ષનાં તથા માતૃપક્ષનાં સગાં વચ્ચે ભેદ રાખવામાં આવ્યો નથી. તેમ પૂરેપૂરા સગપણ તથા અધુરા સગપણ વચ્ચે પણ ભેદ રાખવામાં આવ્યો નથી.

આ કાયદા પ્રમાણેઃ—

(૧) જો મરનાર, વિધવા પત્નીને મૂકી જાય તથા તેને સંતાન પણ હોય તો વિધવાનો ⅓ હિસ્સો અને બાકીનો ⅔ હિસ્સો સતાનોમાં વહેંચી આપવામાં આવે.

જો સંતાન ન હોય, પણ દૂરનાં સગાં હોય તો, વિધવાને અડધો હિસ્સો મળે, બાકીનો દૂરના સગાંને જાય. આમાં પણ જો મિલકત નાની હોય, એટલે રૂ. ૫,૦૦૦ થી વધારે ન હોય, તો સઘળી મિલકત વિધવાને મળે, તે તેથી વધારે હોય તો રૂા. ૫,૦૦૦) તથા તેના ઉપરનું વ્યાજ વિધવાને મળે; તથા બાકીની મિલકતમાંથી અડધો ભાગ વિધવાને મળે.

જો કોઇ સતાન કે દૂરનાં સગાં ન હોય, તો વિધવાને સઘળી મિલકત મળે. મરનાર પત્ની હોય તો, તો તેના પતિ વિષે પણ તેમ જ સમજવું.

(૨) જો પતિપત્ની કોઈ પણ ન હોય તો મિલકતની વહેંચણી નીચે પ્રમાણે થાયઃ

(અ) સતાન, એટલે કે પુત્ર–પુત્રી, તથા તેમનાં બાળકો સરખે હિસ્સે મિલકત વહેંચી લે. તેમાં જાતિ(Sex)નો વાંધો કે બાધ આવે નહીં. મરણ પામેલાં સતાનોનો હિસ્સો, તેમનાં સંતાનોને જાય.

(બ) જો સંતાન (serial descendents) ન હોય તો પતિ કે પત્નીનો ભાગ બાદ કર્યા બાદ, બાકીની મિલકત પહેલાં બાપ અને તે ન હોય તો, મા અને ભાઇ–બ્હેન સરખા ભાગમાં વહેંચી લે.

જો માબાપ કોઈ ન હોય તો, ભાઇઓ તથા બહેનો, તથા ગુજરી ગએલા ભાઈ બહેનોના છોકરા, સરખે ભાગે મિલકત લે

(૩) જો આમાથી કોઇ હયાત ન હોય તો મિલકત, મરનારના પાસેમા પાસેના લોહીના સબંધીને જાય

### છેલ્લા બે બોલ

સહેલી અને સરળ, પારસી અને ખ્રિસ્તી વારસાના કાયદાની કલમો કે હિન્દુ અને મુસલમાન વારસાના કાયદાની અઘરી અને અટપટી કલમો વધારે આવકારલાયક છે, તે વિચારવાનું કામ સાભળનારની બુદ્ધિશક્તિને ઉપર છોડવુ યોગ્ય લાગે છે યુનિવર્સિટીની પરીક્ષાઓમા તો, છેલ્લી બે કોમોના વારસાહકના કાયદાએ, અનેકને ન પૂરો એટલી રજાડ આપેલી છે પણ જીવન અને યુનિવર્સિટીનો અભ્યાસ, એક વસ્તુ નથી વારસાનો કાયદો બારીકમા બારીક ન્યાયબુદ્ધિ, તથા ઝીણામા ઝીણી, દર્શનશક્તિ માગી લે છે કદાચ, તે દૃષ્ટિએ, હિન્દુ અને મુસલમાન વારસાના કાયદાની કપરી કલમો, છેક તિરસ્કારને પાત્ર તો નહીં ગણાય

---

## ગુ સા સભા સમીક્ષાની વ્યવસ્થા

ગુજરાત સાહિત્ય સભા તરફથી દર વર્ષે કરાવવામા આવતુ સમીક્ષાનું કામ ચાલુ સાલથી નીચેના ત્રણ વિભાગમા વહેચી નાખવામા આવ્યુ છે અને તે દરેક વિભાગવાર જુદા સમીક્ષકો નીમવામા આવ્યા છે

| | |
|---|---|
| વિભાગ-૧ વિષય -(૧) કવિતા, (૨) નાટક (૩) નવલિકા, (૪) નવલકથા | સમીક્ષક - શ્રી ત્રિભુવન પી લુહાર (સુંદરમ્) સ્વસ્તીક સોસાયટી નવરંગપુરા, અમદાવાદ |
| વિભાગ-૨ વિષય -નિબધ, (૨) વિવેચન (૩) જીવનચરિત્ર, (૪) ધર્મ, તત્ત્વજ્ઞાન (૫) ઇતિહાસ, પુરાતત્ત્વ, (૬) ભાષાશાસ્ત્ર (૭) કેળવણી, (૮) બાળસાહિત્ય (૯) પ્રવાસ | સમીક્ષક - શ્રી યશવત શુક્લ ન ૧૫, જૈન સોસાયટી, એલીસબ્રીજ, અમદાવાદ |
| વિભાગ-૩ વિષય -(૧) ભૌતિક વિજ્ઞાન (૨) શાસ્ત્રીય સાહિત્ય ઇત્યાદિ | સમીક્ષક:- શ્રી વિજયરાય ક ધ્રુવ લાખા પટેલની પોળ, શેઠની પોળ સાકડી શેરી, અમદાવાદ |

તો દરેકે દરેક પ્રકાશક તથા લેખકને આગ્રહપૂર્વક વિનતિ કરવાની કે તેઓએ પોતાનાં પ્રકાશનો અને કૃતિઓ ઉપર જણાવેલા સરનામાં પ્રમાણે તે વિભાગના સમીક્ષકને મોકલી આપવા એ જ

અમદાવાદ ૨૦-૩-૪૧

લિ
ચૈતન્યપ્રસાદ દીવાન
માનદ મત્રી ગુ સા સભા

# ગુજરાતના પ્રાચીન ઇતિહાસ પર એક દૃષ્ટિપાત

વ્યાખ્યાતા : રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

**શ્રી** ફાર્બસ ગુજરાતી સભાના ઉપક્રમે તા. ૪–૪–૪૧ ને વાર શનિવારે સાંજે ૫–૩૦ (સ્ટા. ટા.) વાગે શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિરમાં દિ બ. કૃષ્ણલાલ મો. ઝવેરીના પ્રમુખપદે વાર્ષિક વ્યાખ્યાનની યોજના થઈ હતી. આ પ્રસંગે રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીએ '**ગુજરાતના પ્રાચીન ઇતિહાસ પર એક દૃષ્ટિપાત**' એ વિષય ઉપર રસિક અને માહિતીઓ તથા ચર્ચાથી ભરપૂર મહત્વનુ વ્યાખ્યાન આપ્યુ હતું. આ પ્રસંગે ૨૦ જેટલાં સજ્જનો અને સન્નારી હાજર હતાં. તેમાં મુખ્યત્વે અહી જણાવેલાં હાજર હતાં: વકીલ ટી. પી. મહુઆકર, ડા. સી આર. અત્તારી, ગ. જ્યોતીન્દ્ર હ. દવે, ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ વ દિવેટિયા, રા. રા. રણછોડલાલ ધ. જ્ઞાની, રા. રા. પોપટલાલ ગોવિંદલાલ શાહ, રા રા. મનપ્રસાદ ચંદ્રલાલ મુનશી, રા. રા. નટવરલાલ મ. દેસાઈ, રા રા. દશરથલાલ ર. જોશી, રા. રા. મનુભાઇ ચંદ્રવિદ્યાનંદ પંડ્યા સોલીસીટર, કુમારી સુશીલા મહેતા એમ. એ. એલએલ. બી., રા. રા. મોહનલાલ દલીચંદ દેસાઇ, રા. રા. દામજી કેશવજી શાહ, વગેરે.

શરૂઆતમાં સહાયક મંત્રી રા. **અંબાલાલ બુ. જાની**એ સભાનું પ્રયોજન વાંચી સંભળાવ્યુ હતું.

### પ્રમુખશ્રી દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીનું વક્તવ્ય

સભાના પ્રમુખ દિ. બા. કૃષ્ણલાલ મો. ઝવેરીએ આ પ્રસંગે બે બોલ બોલતાં જણાવ્યું હતું કે,

શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીજીની ઓળખાણ આપણા શહેરના કે ગુજરાતકાઠિયાવાડના સાહિત્ય અને ગુજરાતના પ્રાચીન ઐતિહાસિક સાહિત્યમાં રસ લેનારને આપવાની હોય નહી એઓ ગુજરાતના પ્રાચીન ઇતિહાસના સંશોધનસંબંધે સક્રિય કાર્ય કરનાર, આપણા મુઠ્ઠીભર ગુજરાતીઓમાંના એક અગ્રગણ્ય અભ્યાસી છે, અને એમના અભ્યાસના પરિણામે આપણને ઘણી નવી નવી હકીકતો જાણવાની તક મળે છે. એમના જેવા વિદ્વાન કનેથી તેમના ગાઢ, વિસ્તૃત અને ઊંડા અભ્યાસની એક વાનગી આજે આપણને મળવાની છે.

અમારી સભા તરફથી એઓ આજે બીજું વ્યાખ્યાન આપવાના છે. પહેલું વાર્ષિક વ્યાખ્યાન તેમણે સને ૧૯૩૨માં "મધ્યકાલીન હિન્દુ રાજપૂત યુગનાં ઐતિહાસિક પ્રબંધાત્મક સાધનો" વિષે આપ્યું હતું. આજે એઓ બીજું વાર્ષિક વ્યાખ્યાન કરવાના છે.

ગુજરાતના પ્રાચીન ઇતિહાસનુ સંશોધન વ્યક્તિગત તેમ જ સંસ્થાઓદ્વારા લગભગ છેલ્લાં ૭૫–૧૦૦ વર્ષથી થતુ આવ્યુ છે. પરંતુ તેમાંથી હજુ સંતોષકારક પરિણામ મળ્યાં નથી. એના કારણ બે છે. એક તો એવા વિષયમાં પોતાનો વખત ગાળનારને ઉત્તેજન નહી, અને તેને પરિણામે એ દિશામાં કાર્યકર્તાઓની ઘણી જ જૂજ સંખ્યા; વળી એ વિષય પણ એવો છે કે જેને એ સંબંધે કુદરતી રીતે રૂચિ (natural liking) ન હોય ત્યાં સુધી તેને એમાં રસ પડે નહી, અને રસ પડે તો જ કમર કસીને મંડ્યા

રહેવાય પૈસા આપી ભાડૂતી કામ કરાવીએ તેમાં, અને ખરા રસથી મન પોતાની જે કામ કરવામાં આવે તેમાં ઘણો તફાવત રહે છે શાસ્ત્રીજીને આ વિષય સ્વાભાવિક રીતે ગમી ગયો છે અને પચી પણ ગયો છે તેમણે ગુજરાતના પ્રાચીન અને મધ્યકાલીન ઇતિહાસ સંબંધમાં ઘણા લેખો લખ્યા છે ઉપરાંત અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ," એ નામનું તેમનું પુસ્તક બે ભાગમાં પ્રકટ થએલું છે અને તે વિદ્વાનો અને સંશોધકોમાં સારો આદર પામેલું છે

આવા વિદ્વાન શાસ્ત્રીજી તરફથી આજે આપણને મળનારો પ્રસાદ પણ રુચિકર થઇ પડશે પ્રાચીન ગુજરાતના ઇતિહાસ સંબંધે આપણે જેટલું જાણીએ તેટલું થોડું

હું શાસ્ત્રીજીને એમનું વ્યાખ્યાન આપવા વિનતી કરું છું

## ગુજરાતના પ્રાચીન ઇતિહાસ પર દૃષ્ટિપાત

વ્યાખ્યાનનો પ્રારંભ કરતા રા દુર્ગાશંકર શાસ્ત્રીએ જણાવ્યું હતું કે,

જ્યારે મારે આ પ્રસંગે કાંઇક બોલવું જ છે ત્યારે ગુજરાતનો ઇતિહાસ જે મારો પ્રિય વિષય છે તેને જ ઉદ્દેશીને મારા થોડા વિચારો આપની સમક્ષ રજુ કરવાનું મેં ધાર્યું છે ગુજરાતનો ઇતિહાસ અમુક યુગોમાં વહેંચાએલો છે એ પ્રસિદ્ધ છે તેમાંથી મુસ્લિમ યુગ ઉપર પ્રો કોમીસેરીઅટનો અદ્યતનીય બૃહદ્ગ્રન્થ અંગ્રેજીમાં તાજેતરમાં પ્રસિદ્ધ થયો છે અને તેને ગુજરાતીમાં લખવાનો એક મિત્ર પ્રયત્ન કરે છે, એમ મારું છું તેમ વિ સં ૧૩૫૬ પહેલાના સાડી પાંચસો વર્ષના મધ્યકાલીન રાજપૂત યુગનો ઇતિહાસ મેં યથામતિ લખેલો અમદાવાદ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' તરફથી સં ૧૯૭-૩૯માં બે ભાગમાં પ્રકાશિત થયો છે એટલે મેં તેની પહેલાંના યુગના ગુજરાતના પ્રાચીન ઇતિહાસ વિષે આજે અહીં બોલવાની ધારણા રાખી છે

આ પ્રાચીન યુગનો ગુજરાતનો ઇતિહાસ મુંબઇ ગેઝેટિયર ભાગ ૧લામાં પચાસ વર્ષ પહેલા લખાયેલો છે તે જ આપણી પાસે છે જો કે એ યુગનો ઇતિહાસ અદ્યતનીય થવા માટે છેલ્લા અર્ધા સૈકા દરમિયાન થયેલા પુરાતત્ત્વીય સંશોધનોના પરિણામે નવેસરથી લખવાની ઘણી ઘણી જરૂર છે એ સર્વસામાન્ય સત્ય જ

આ વિષયનું વિગતવાર અને સર્વગ્રાહી નિરૂપણ તો મોટા ગ્રંથમાં જ થઇ શકે, પણ કેવા ઐતિહાસિક મહત્ત્વના ફેરફારો એ યુગનું એ ગેઝેટિયરનું વર્ણન માગે છે તેના બે દિગ્દર્શક દાખલાઓ દ્વારા ગુજરાતનો પ્રાચીનયુગનો ઇતિહાસ નવેસરથી લખવાની આવશ્યકતા આપના ધ્યાનમાં લાવવા માગુ છુ

આ પછી વ્યાખ્યાતાએ ગુજરાતના મધ્યકાલીન રાજપૂત યુગના પૂર્વના યુગના ઇતિહાસ-ભાગો—વલ્લભીવંશ તથા ક્ષત્રપવંશ એ બે, તે તેના નવા મળી આવેલ તામ્રપત્રો, સિક્કાઓ, આદિ સામગ્રીઓના સંશોધનને અંગે તેમજ દરમિયાન થએલી ચર્ચાઓ અને તે દ્વારે તેને જે ફેરફારો—સંતપરિવર્તનો માગી લે છે તે ચર્ચા અને પોતાના સુવિચારિત મતઓ રજૂ કરી પોતાનું વક્તવ્ય વિશદ સ્પષ્ટ કર્યું હતું તેમણે આ વ્યાખ્યાન આખું આપ્યું હતું પછી શ્રી કાલમ રાજાની સભાના "ત્રૈમાસિક"માં પ્રસિદ્ધ કરવામાં આવનાર છે અને અહીં સભામાં તે માત્ર સાર રૂપે તેના મહત્ત્વના અંગો નિરૂપ્યા હતા

### ઉપસંહાર

ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ નવેસરથી લખવાની આવશ્યકતા એ વાતેન સમર્થન અતિ ટૂંકામાં દિગ્દર્શન કરીને આ વ્યાખ્યાન પૂરું થતાં ઉપસંહારમાં મેં કે વાતમાં બે બાબતોમાં સ્પષ્ટ કરી હતી ઉપર પ્રમાણે રાજ્ય ગુજરાતના પ્રાચીન ઇતિહાસને નવી

ઠીક નવી સામગ્રી હાથ આવી છે. અને એને અસર કરે એવો ઘણો ઊહાપોહ થયો છે. પણ નવી ચર્ચાઓનો સરવાળો કરવાથી નવો ઇતિહાસ નથી બનતો, એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. પણ યાવત્ સામગ્રી અને યાવત્ ઊહાપોહ મળી આવે તેને નજરમાં રાખી, ઐતિહાસિક દૃષ્ટિથી હકીગતો અને દલીલોનું સ્વતંત્ર મૂલ્યાંકન કરી. જે લેખક જાતે નિર્ણયો કરી શકે. અને ગુજરાતીઓને હાથે પ્રાચીન ગુજરાતનો નવો ઇતિહાસ નવેસરથી લખાય, એ આશા સાથે વિરમું છું.

**પ્રમુખશ્રીનો ઉપસંહારઃ નવેસરથી ઇતિહાસ લખવાની અગત્ય**

પ્રમુખશ્રીએ વ્યાખ્યાન પૂરૂં થતાં વક્તાનો આભાર માનતાં જણાવ્યું હતું કે,

ગૂજરાતનો પ્રાચીન ઇતિહાસ નવેસરથી લખવા સંબંધે શાસ્ત્રીજીએ યોગ્ય ઈસારો કર્યો છે. ગેઝેટિયરમાં જે ઇતિહાસ લખાયેલો છે તેમાં તે વખતની શોધખોળોનું એકીકરણ હતું, હવે ત્યારપછી કેટલીક નવી માહિતીઓ મળી આવી છે તેને આધારે નવો ઇતિહાસ લખવાની ઘણી જરૂર છે. નવી શોધખોળોથી જૂની માહિતી પર ઘણો નવો પ્રકાશ પડયો છે અને આગલા અનુમાનો ફેરવવા પડે તેવી સ્થિતિ ઉભી થઈ છે. ગુજરાતનો ઇતિહાસ લખવા માટે જૈન ભંડારોની સામગ્રીઓ પણ ઘણી ઉપયુક્ત થઈ પડશે, એમ મારૂં માનવું છે. માટે તેનો પણ પૂરતો ઉપયોગ આ કાર્ય કરનારા વિદ્વાનોએ કરવાનો છે. ઉપરાંત અરબી-ફારસી ઇતિહાસગ્રંથો આદિના પણ આધારો તેને અંગે વિચારવા જોઇએ છે. હું શાસ્ત્રીજીનો સમસ્ત સભા તરફથી આવું મહત્વનુ વ્યાખ્યાન આપવા માટે આભાર માનું છું.

**રા. રણછોડલાલ ઘ. જ્ઞાની**એ વક્તાનો આભાર માનતાં જણાવ્યું હતું કે,

શાસ્ત્રીજીનું ઇતિહાસ પરત્વેનું વિવેચન માર્મિક અને મનનીય છે, જો કે તેઓએ વલ્લભી અને ક્ષત્રપવંશ સંબંધે વધારે ચર્ચા કરી છે. તેમણે અત્રે રજૂ કરેલા દૃષ્ટાન્તો અને હકીગત અભ્યસનીય છે. ગૂજરાતના ઇતિહાસ વિષે અત્યારે જે નવી સામગ્રી ઉપલબ્ધ થઇ છે તે પચાવીને તેનું તારણ કરીને સળંગ ઇતિહાસ નવેસરથી લખાવો જોઇએ. આ કાર્યને માટે અભ્યાસીઓની આવશ્યકતા છે. આજના વક્તાના ભાષણ માટે હું તેમનો અમારી સભા તરફથી આભાર માનું છું.

સાથે સાથે એક બીજી વાત એ કે ઇતિહાસકારે યોગ્ય જ કહ્યું છે કે ઇતિહાસગ્રંથ વિજ્ઞાનના ગ્રંથની પેઠે પ્રકટ થતાં વેંત જ અનદ્યતનીય 'આઉટ ઓફ ડેઈટ' થઈ જાય છે. કારણ કે ઇતિહાસ એ સંશોધનનો વિષય છે અને પ્રાચ્ય સંશોધનો અને વિધાનો અનુસાર એક વાર તે ગ્રંથસ્થ થયો, એટલે તે લખાયો એ દરમ્યાન અને તે પછી તે ઉપર ચાલી રહેતાં નવાં સંશોધનોને આધારે તે ચર્ચાય—વિવેચાય છે અને તેમ તેમ તે કંઈ ને કંઇ સુધારણા કે પરિવર્તન માગી લે છે. આ દૃષ્ટિએ એવા ગ્રન્થો અનદ્યતનીય થાય છે. પણ તેથી કાંઇ તેનું મૂલ્ય ઓછું થતું નથી. ઉલટું વધે છે. અને સાચા સંશોધનરસિક લેખકને તો તે ગર્વનો વિષય થઇ પડે છે. 'આઉટ ઑફ ડેઇટ' એટલે 'આઉટ ઑફ વેલ્યુ' નહીં, પણ 'more valuable' મહામૂલો.

અંતમાં હું ફરીથી આજના વ્યાખ્યાતાનો આભાર સભા તરફથી માનું છું.

**રા. ઘનપ્રસાદ ચંદ્દાલાલ મુનશી**એ ઉપલી આભારની દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું હતું કે, હાલમાં ગુજરાતના ઇતિહાસ માટે ઊહાપોહ જ થઇ રહ્યો છે સળંગ ઇતિહાસ લખવા માટે જે હકીગતો છૂટી પાડીને યોગ્ય રીતે રજૂ કરવી જોઈએ તે હજૂ થયું નથી. હું ઇચ્છું છું કે અભ્યાસીઓને હાથે ગુજરાતનો સળંગ ઇતિહાસ નવેસરથી લખાય.

પછી સભાનું વિસર્જન થયું હતું.

---

--જીવનચરિત્રો કે આત્મચરિત્રો વ્યક્તિગત હોય છે, એમ માનીને એમા રહેલા ગૂઢ આદરણીય તત્ત્વો પ્રત્યે ઉદાસીન વૃત્તિ રાખવાથી આપણે એનું મૂલ્યાકન ઓછુ કરવા ટેવાયા છીએ એટલે પરિણામે કેટલાક અપવાદો બાદ કરતા, જ્યા પહેલી આવૃત્તિની મર્યાદિત પ્રતો પણ મહામુશ્કેલીએ ઉપડતી હોય ત્યા એવા જ પુસ્તકની બીજી આવૃત્તિ થાય, એ આનંદ જનક છે, એક આશાવાદી ચિહ્ન છે

'આપવીતી' એ કોઈની વીતક વાર્તાનું પુસ્તક હોય એવો ભ્રમ, નામ વાચતા થવા સભવ છે પરતુ વસ્તુત એક કર્તવ્યપરાયણ વ્યક્તિએ પોતાનુ કાર્ય સિદ્ધ કરી, આત્મપ્રસન્નતા માણવા અગાઉ જે ધૈર્ય અને સહિષ્ણુતાથી પડેલી મુશ્કેલીઓને હટાવી, આપબળે પોતાનુ જીવન ઘડયુ તેનુ નિખાલસ અને યથોચિત ભાન આપતુ આ એક રસિક પુસ્તક છે અને એમા લેખકનો 'હુ' અને એ સાથે સામાજિક કે વ્યાવહારિક સંબધે સકળાયલી અને સ્થૂળ વાતોનો દાર્શનિક અભાવ હોઈને પોતાના પ્રવાસોનો, જ્ઞાનનો વિવિધ પ્રકારના મનુષ્યોના પરિચયનો અને અનુભવોનો સાદી સરળ ને નિગડમરી શૈલીએ થયેલો સચોટ ઉલ્લેખ અવશ્ય ધ્યાન ખેચે છે, એટલુ જ નહીં પણ વાચકને વશ કરી મૂકે છે અને યથાપ્રસગે તારવેલા અનુભવબિંદુઓ (દા ત પૃ ૨૧૨ ઉપર સંન્યાસીઓ વિષેનો ઉલ્લેખ) લેખકની ઊંડી કર્તવ્યભાવના માટે પ્રશસાના ઉદ્ગાર સહજ માગી લે છે આવા પ્રાણદાયી પુસ્તકો સાચે જ જીવન ઘડતર નીવડે

(૪)

ત્રિપિટક અને અટ્ઠકથામાથી જે વિગતો બુદ્ધચરિત્ર સબધી અગત્યની જણાઈ તેનો ઉપયોગ કરીને શ્રી કોસમ્બીએ "બુદ્ધલીલાસારસગ્રહ" નામે એક પુસ્તક મરાઠીમા લખેલુ, તેના ગુર્જર અનુવાદની આ ત્રીજી આવૃત્તિ છે

એના મુખ્ય ત્રણ ભાગ કરવામા આવ્યા છે (૧) બોધિસત્વની કથાઓ, (૨) ચરિત્ર, અને (૩) બુદ્ધનો ઉપદેશ અને પરિનિર્વાણ ઐતિહાસિક દૃષ્ટિએ પ્રામાણ્ય ન ગણાતી, પરન્તુ બૌદ્ધધર્મીઓએ બુદ્ધના પૂર્વજન્મની જે વાર્તાઓ પાછળથી ઉપજાવી કાઢી તે પહેલા વિભાગમા મૂકી છે એથી कल्याणो धम्मो એ સૂત્રનો આલેખનાર બુદ્ધ અને એના જીવન વિધાયક તત્ત્વોની લૌકિક દૃષ્ટિએ થતી પિછાન રુચિકર થાય છે બીજા વિભાગમા કપિલ-વસ્તુ નગરના શુદ્ધોદન રાજાને ત્યા જન્મેલો પુત્ર, સિદ્ધાર્થ બુદ્ધપદ કેવી રીતે પ્રાપ્ત કરી શક્યો, એ સબધી સવિસ્તર ઉલ્લેખ કરવામા આવ્યો છે અને એ સૌની પાછળ 'નિદાન કથા' 'સુત્તનિપાત', 'મહાવગ્ગ', ઇત્યાદિ બૌદ્ધ ગ્રન્થોનો આધાર છે તેમ જ બુદ્ધ થતા પહેલા એ ધર્મની દાન, શીલ, નૈષ્કર્મ્ય, પ્રજ્ઞા, વીર્ય, શાન્તિ, વગેરે દશ પારમિતાઓ એમણે જીવનમા કેમ ઉતારી, એ વિષેની પૂર્વપીઠિકા પહેલા વિભાગમા જણાવી છે ત્રીજા વિભાગમા બુદ્ધ થયા પછી એમણે પ્રવર્તાવેલા ધર્મ સબધી ઉપદેશો સબધી અને જનતાએ એ કેમ માન્ય રાખ્યો, એ વિષે યથાર્થ વર્ણન છે

બુદ્ધ ભગવાને પોતાના ધર્મને એવુ વ્યાપક સ્વરૂપ આપ્યુ હતુ કે એમા ન્યાતજાતના વાધા સિવાય સૌ કોઈ જોડાઈ શકે, અને એથી જ બ્રાહ્મણોએ એમના પર ક્રોધ કીધો હોય તો અવાસ્તવિક ન કહેવાય છતા ઘણાય બ્રાહ્મણોએ એ ધર્મ અગીકાર કર્યો હતો—'શ્રાવક' થયા હતા 'મનુષ્ય જન્મથી બ્રાહ્મણ કે ચાડાળ પાકતો નથી,' એ વાક્ય ઉપરથી

બૌદ્ધધર્મ કર્મવાદને પ્રાધાન્ય આપતો જણાય છે અને નિર્વાણ માટે જે રૂપક યોજવામાં— આપવામાં આવ્યું છે (પૃ. ૨૬૨), તે સૌને અનુકૂળ થાય એવું છે: શ્રદ્ધા એ બી છે; તેના ઉપર સદાચરણની વૃષ્ટિ થાય છે, પ્રજ્ઞા એ મારૂં હળ છે, અને પાપ કરવામાં રહેલી શરમ તે હળનો વચલો દાંડો છે. મનરૂપી દોરાથી એ હળ બાંધેલું છે. સ્મૃતિ એ મારા હળનું ફળ અને એ જ મારો ચાબુક છે. સત્ય એ મારૂ નીંદણુ છે, શાંતિ એ મારી વિશ્રાંતિ છે. મારો ઉત્સાહ એ જ મારા બળદ છે. મારી આ ખેડ નિર્વાણની દિશામાં ખેડાઇ રહી છે."

આશા છે કે શ્રદ્ધાશીલ, સદ્ભાવી વાચકો આ પુસ્તકને વાંચે–વસાવે. હ.

**૫ સ્વદેશી સમાજ** ( ડૉ. રવીન્દ્રનાથ ઠાકુર ) અનુવાદક, શ્રી. નગીનદાસ પારેખ પ્રકાશક, નવજીવન પ્રકાશનમંદિર, અમદાવાદ. આવૃત્તિ ૨જી. પૃ. ૧૧૦+૮ કિંમત ૦–૮–૦

બંગભંગનાં રાજકીય કારણો ગમે તે હોય, પરતુ એટલું તો સાચુ છે કે એમ થવાથી હિન્દના અખંડ પ્રજાઅંગનો એક અવયવ શાસનસત્તા પૂરતો વિચ્છેદ પામ્યો અને એ પ્રકારની રાજ્યવર્તણૂંક પ્રત્યે જે વિરોધસૂચક ચળવળો ઉદ્ભવી, તેમાંથી સ્વદેશીની ભાવનાએ ઉગ્ર સ્વરૂપ લીધુ. એ આંદોલનો વિશાળ અને દેશવ્યાપી બનતાં એની અસર વેધશાળાના સેસ્મૉગ્રાફ જેવા સૂક્ષ્મ સંવેદનશીલ કવિઓને ન થાય તો જ નવાઇ, અને તેમાંયે નિસર્ગશક્તિસંપન્ન કવિનું લાક્ષણિક દર્શનોવત મનોમથન જ્યારે શબ્દબદ્ધ થાય ત્યારે તો એની વિશિષ્ટતા અનોખી રીતે જ ઉપસી આવે.

બંગાળામાં સ્વદેશીની પ્રવૃત્તિ શરૂ થઇ તે અરસામાં (૧૯૦૫–૧૦) કવિવર ટાગોરે એ દેશવ્યાપી ભાવનાને ગૂથીને જે લેખો લખ્યા તેના અનુવાદનું આ પુનર્મુદ્રણ છે. એમાં પશ્ચિમના આંધળા અનુકરણને પરિણામે આપણી પ્રાચીન લોકશાસનપદ્ધતિનો લોપ થવાથી આપણે કેટલા બધા પરવશ બન્યા છીએ, એ પાણીની પરખ જેવું નાનું પણ સૂચક દૃષ્ટાન્ત આપીને સ્પષ્ટ રીતે બતાવ્યું છે. તે સાથે આપણી સ્વાતન્ત્ર્યસિદ્ધિ માટે માત્ર કષ્ટો, યાતનાઓ કે તપશ્ચર્યાદિને ગૌણ ગણી, આપણી નૈતિક નિર્બળતાનો નાશ, ઐક્ય અને મનુષ્યત્વના સંપૂર્ણ વિકાસ પર ભાર દીધો છે. એટલું જ નહીં, પરતુ લોકસેવાનાં જાહેર કાર્યોમાં અવારનવાર પડતા મતભેદોને 'અવશ્યભાવી જ નહી, પણ હિતકર' (પૃ. ૬૦) લેખી. વિરોધના વેગને 'પરસ્પરની શક્તિને પરિપૂર્ણ રીતે જાગ્રત' (પૃ ૫૯) રાખનાર કહી અપનાવે છે, ત્યારે સહજ વિચાર થાય છે કે આવી ભાવના આપણા આજના મહાસભાવાદીઓ જો સાચે જ વર્તનમાં ઉતારે તો કામનો ઉકેલ કેટલો સરળ થઇ જાય ? પરતુ 'વિરોધ ઉભો થતાં જ આપણે મૂળ વસ્તુનો નાશ કરવા કે ત્યાગ કરવાનો પ્રયત્ન કર્યા છે,' (પૃ. ૬૧) એ વિધાનના સમર્થનમાં આપણી પાસે પુષ્કળ દષ્ટાન્તો જ્યા સુધી પડયાં છે ત્યાં સુધી આપણું ઐક્ય કેટલું, માનવતાનો વિકાસ કેટલો અને હરિફ પ્રજાને મુકાબલે સ્વરાજ્ય માટે આપણી લાયકાત કેટલી, એ પ્રશ્નોની મુઝવણ ઉભી જ રહેવાની, એ નિ:સંશય છે.

આ નાની પણ નગદ તત્ત્વોની વિચારણા આપતી પુસ્તિકા સૌએ વાંચવા જેવી છે. અને પ્રત્યેક મહાસભાવાદીએ તો જીવનમાં વણી લેવા જેવી છે. એથી એમને નવી દષ્ટિ મળશે, એમની સ્વદેશીની કે સ્વદેશાભિમાનની ભાવનાનું સ્વરૂપ ઘડાશે અને ઘણી ઉણપો પૂરાશે.

૬ ગ્રામ ભજનમંડળી સંપાદક શ્રી જુગતરામ દવે. પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ આવૃત્તિ ૨ જી પૃષ્ટ ૯૬, કિંમત ૦–૨–૦

ગામડાની બિચારી, નિરક્ષર ને અજ્ઞાન પ્રજાને માત્ર અક્ષરજ્ઞાન આપવાથી કે કાંતવા વણવાનું શીખવવાથી ગ્રામોદ્ધારની યોજના સંપૂર્ણ થતી નથી એ શિક્ષણ સાથે એમની આસપાસ પ્રવર્તી રહેલા આંદોલનો અને દેશપરદેશની પરિસ્થિતિનું પણ સામાન્ય જ્ઞાન એમને મળવું જોઇએ, જેથી એમનું પ્રજાજીવન સચેત થાય અને વ્યક્તિત્વ ખીલે

આખા દિવસનું કામકાજ કરીને થાકેલો મનુષ્ય રાત્રે વાળુ કર્યા પછી બે ઘડી નીરાંતે બેસી, ભજન ગાય, ઇશ્વરસ્મરણ કરે, એવી પ્રથા હજી ગામડામાં જીવન્ત છે અને એ ભજન શબ્દમાં રહેલી અજબ આકર્ષણશક્તિ, સાન્ત્વના અને ભારતીય પ્રજાના ભક્તિપરાયણ માનસની એમાં મૂર્તિમંત પ્રતીતિ છે એમ, ઇશ્વરનું નામ લઇને પુણ્ય ને સંપાદન કરવાની નિર્દોષ નિખાલસ ભાવનાવાળા ગ્રામ્યસમૂહને ગાવા માટે અથવા એમની સમક્ષ ગાવા માટે નરસિંહ, મીરાં, બ્રહ્માનંદ, કબીર, તુલસીદાસ જેવા સંતભક્તોના રચેલા ભજનો સાથે સાંપ્રદાયિક પ્રચારની સગવડતા માટે વીણી કાઢેલા, થોડાક અપવાદો સિવાયના બીજા નામધારી ગીતોનો આ સંગ્રહ છે અને એથી એમાં માનવવચના યના ઉપરાંત વીરપૂજા કે ગુણપૂજાની ઉદાત્ત ભાવનાને બદલે વ્યક્તિપૂજાની અનેષણીય ભાવનાને પોષણ મળેલુ જણાય છે જો નિમિત્ત વસ્તુના યજન, ભજન સિવાય નિર્મળ રાષ્ટ્રપ્રેમને ઉદ્દીપન કરતા તત્ત્વોનું થોડુંયે પ્રમાણ આ સંગ્રહમાં આવી ગયું હોત તો, માનસશાસ્ત્રીય દ્દષ્ટિથી, આપણાં જૂના રૂઢ ભજનો વિષે સંપાદકે પ્રસ્તાવનામાં કરેલું નવનિધાન (?) પ્રામાણ્ય ગણાત ઙ

૭ કઇબા અનુવાદક, શ્રી ભગવાનદાસ સાહિત્યવિલાસી પૃ ૧૨૮

૮ રાવા રાણી (બકોરા રાણુ) અનુવાદકો શ્રી ચન્દ્રકાન્ત જી મહેતા અને શ્રી કેશવલાલ મ પટેલ પૃ ૫૬ બન્નેના પ્રકાશક મેસર્સ જીવનલાલ એન્ડ સન્સ, અમદાવાદ અને મુંબઈ–૨ કિંમત ૧–૮–૦

(૭)

કહેવાતા સુધારાને નામે અપનાવી લેવામાં આવેલી, પાશ્ચાત્ય સંસ્કૃતિનો સંઘર્ષ પૌરસ્ત્ય સંસ્કૃતિ સાથે કેવો અને કેટલે દરજ્જે થાય છે, એ ચર્ચતી એક બંગાળી કુટુંબની વાર્તાને ગુજરાતી લેબાસમાં રજુ કરનાર અનુવાદકે એના મૂળ લેખક વિષે કોઈ પણ પ્રકારનો નિર્દેશ ન કરતાં માત્ર વાચકની કલ્પના પર છોડયું છે

સુશિક્ષિત અને સંસ્કારી કુટુંબમાં બે સંતાનો–ઇલા અને સત્યેશ–આ વાર્તામાં પ્રધાન પાત્રો છે પરંતુ કૌટુમ્બિક આચારવિચારની ભિન્નતાને કારણે પરસ્પરનું વર્તન એકબીજાના દામ્પત્યપ્રેમમાં વિચ્છેદ પાડવા જેટલી હદે પહોંચે છે એને માટે જો કે સત્યેશનો વ્યવસાય કારણભૂત ગણાય એવો છે કારણ કે એના સહવાસનો આનંદ કે સંતોષ જે સ્વાભાવિક રીતે ઇલાને મળવો જોઈએ તે મળતો નથી અને એથી તેમ જ પોતાની મોટી બહેન લીલાના અને એના મિત્રોના ઉપહાસજનક વર્તનનો ઝાઝો ભોગ ન થઈ પડાય એ ઉદ્દેશથી એમને ખુશ રાખવા પૂરતા ઇલાના નિખાલસ પ્રયાસો સત્યેશના મન પર આશંકાના ઓળાઓ

પાથરે છે, એટલું જ નહીં, પરંતુ પોતે માત્ર દુઃખ સહેવા જ સર્જાયો છે, એમ નિશ્ચય કરીને પરદેશ જવાની વ્યવસ્થા કરે છે. જો કે બન્નેને પરસ્પર પ્રત્યે અઢળક પ્રેમ અને મમતા હતાં, તેમ જ પોતાની ઉણપો સારી રીતે સમજતાં હતાં, પરંતુ તેનો નિકાલ લાવવા માટે સીધો પ્રશ્ન પૂછીને સાચી વસ્તુસ્થિતિ સમજવા પૂરતી નિર્બળતાને લીધે બંને જણ મૂંઝાયાં કરતાં હતાં કે કદાચ એમ પૃચ્છા કરવાથી કોઈની લાગણી દુભાય ને જીવને કલેશ થાય. આવી પરિસ્થિતિમાં સત્યેશને ધીર, વ્યવહારદક્ષ અને ડાહ્યો-શાણો રજુ કરી, લેખકે ઇલાનું ભવિષ્ય સુધારી લીધું છે, અને એ દ્વારા અનેક કુટુંબોના કલહનો કોયડો કુશળતાથી ઉકેલ્યો છે.

એનાં ગૌણ પાત્રો-લીલા, બેરીસ્ટર ઘોષ અને સુબોધને તો સુધારાની છેલ્લી હદે પહોંચેલાં ચીતરી પ્રધાનપાત્રોને સારો જોબ આપ્યો છે. પરંતુ માલતી જેવી વિદુષી માતા પોતાના પતિ બેરિસ્ટર ચેટરજીને પોતાના પ્રતિકૂળ આચરણથી જે સંતાપ કરાવે છે—અને તે માત્ર લીલા વગેરેની ઉશ્કેરણીથી-તે અનુકંપાજનક કહેવાય.

વાર્તાનું સમાજસ્પર્શી વસ્તુ અને પાત્રોનું નિરૂપણ ને વિકાસ તેમજ રસની જમાવટ એકંદરે ખોટાં ન ગણાય.

(૮)

શ્રીમંત પતિના અવસાન પછી વિધવા બનેલી પત્ની, પોતાનાં સગાંવહાલાંના કૂડ-કપટનો ભોગ બન્યાના દાખલા હિન્દુસમાજમાં અનેક છે. એવી કંગાળ ને અસહાય બનેલી વિધવા માતાની ડાહી અને સંસ્કારી પુત્રી રાધારાણી પોતાના આદર્શો કેવી રીતે જીવી જાણે છે, તેમ જ રૂક્મિણિકુમાર જેવા અપરિચિત પણ પ્રામાણિક ને પરગજુ પાત્રને એના નિખાલસ કર્તવ્યધર્મનો બદલો કેવો અને કેવા સ્વરૂપમાં મળે છે, એ આ વાર્તાનું વસ્તુ છે. બન્ને પાત્રોનો વ્યવહાર સાદ્યંત સ્વાભાવિક, સરળ ને સમર્યાદ આલેખી કર્તાએ રસનિષ્પત્તિમાં ક્યાંઈએ અવાસ્તવિક્તા જેવું આવવા દીધું નથી, એટલે વાચકને વિશેષ આનંદ આવે છે. એમાંનાં બીજાં પાત્રો પણ વાણીનો ઝાઝો ઉપયોગ કર્યા સિવાય માત્ર વ્યંજનાથી ઘણું અને સચોટ સમજાવે એવાં ચતુર ને વિચક્ષણ કલા છે.

આ બન્ને વાર્તાઓમાં જોડણીની ભૂલો અપાર છે. જો ધાર્યું હોય તો પ્રુફ સુધારતાં એ દોષ ટાળી શકાય છે. એ વિષે પ્રકાશકોનુ ધ્યાન દોરવું અયોગ્ય નથી.

**૯ વાંક વિનાની**:-સંપાદક શ્રી. ચન્દ્રકાન્ત જીવનલાલ મહેતા, પ્રકાશક મેસર્સ જીવનલાલ એન્ડ સન્સ, અમદાવાદ અને મુંબઈ. ૨. પૃ. ૨૪૪. કિંમત ૨-૦-૦

ભેટપુસ્તક એટલે એક લાંબી સળંગ વાર્તા જ હોય એવો આપણે ત્યાં શિરસ્તો છે. એનો ભંગ કરીને 'સ્ત્રીબોધ' માસિકની ચાલુ સાલની ભેટ લેખે ઉપર્યુક્ત પુસ્તક આપવામાં આવ્યું છે. વૈવિધ્યની દૃષ્ટિએ આ પ્રણાલિકાભંગ કે સુધારો આવકારલાયક છે, કારણ કે જૂદા જૂદા લેખકોનાં જૂદાં જૂદા દૃષ્ટિબિન્દુઓ ને જૂદી જૂદી શૈલી વાચકને સારી રીતે આકર્ષી શકે છે. આમાં બીજી વાર્તાઓ ન્યૂનાધિક પ્રમાણમાં સારી ને વાંચવી ગમે એવી છે, તથાપિ રા. ધૂમકેતુની સામાજિક વાર્તા ને રમણિકરામ મહેતાની વર્તમાન પરિસ્થિતિ આલેખતી લગભગ સત્યઘટના જેવી વાર્તા અવશ્ય ધ્યાન ખેંચે છે.

ઉ.

૧૦ સમ્રાટ્ વિક્રમ અથવા અવંતિપતિ -લેખક શ્રી જેઠાલાલ નારાયણ ત્રિવેદી, પ્રકાશક મેસર્સ જીવનલાલ એન્ડ સન્સ, અમદાવાદ અને મુંબઈ-૨ પૃ ૩૧૮ કિંમત ૨-૮-૦

જેણે પોતાના અતુલ પરાક્રમથી શકોને હરાવી, અવંતીનું રાજ્ય પાછુ મેળવ્યુ અને જેના નામનો સંવત્સર ચાલ્યો, એ મહારાજ વિક્રમ તે જ ઐતિહાસિકોનો વિક્રમ હશે કે કેમ, એ વિવાદાસ્પદ મુદ્દાને લેશમાત્ર છણ્યા વિના છેલ્લા બે હજાર વર્ષોથી લોકપ્રિય બનેલો વિક્રમ આ નવલકથાનુ મુખ્ય વસ્તુ છે પોતાના પિતાની વ્યભિચારચેષ્ટા સહન ન થવાથી એ દેશવટો લે છે અને એના મૃત્યુ પછી રાજતંત્ર હાથમા લઈ, પોતાની પ્રજાકલ્યાણની ભદ્ર ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવામા દેવદમની ધારાયણ, પદ્મા, સુનદા જેવા રાજ્યકળાપ્રવીણ પાત્રો તેમ જ ગર્ગ જેવો પવિત્ર ને ધર્મપરાયણ-સાત્ત્વિક વ્યક્તિનુ માર્ગદર્શન એને ઘણુ ઉપયોગી થઈ પડે છે આ વાર્તામાં ક્રવણવેલાના બાબરાભૂત જેવા બ્રહ્મરાક્ષસ વેતાળના અદ્ભુત પરાક્રમો ને વિષકન્યાનુ ઉપસ્થિત કીધેલુ પાત્ર કંઈક નવો જ રસ ઉત્પન્ન કરે છે

વસ્તુને રજુ કરવાની શૈલી, પાત્રવિકાસ ને સચોટતા લેખકે સારા સાધ્ય કર્યા જણાય છે પરંતુ વિક્રમના પિતાનુ અયોગ્ય વર્તન, કાલિકસૂરી, સરસ્વતી, ઇત્યાદિ ઐતિહાસિક (જો ગણાય તો) પાત્રો અને તેમનુ વર્તન નિષ્પક્ષપાત રીતે વિશેષ અન્વેષણ માગી લે છે

જોડણી અને છાપની ભૂલો અહીં પણ ઘણી રહી જવા પામી છે હુ.

---

નોંધ—અમારા ત્રણેક સહકારી વિવેચક બધુઓ અનિવાર્ય કારણે અવલોકનો લખી મોકલી શક્યા નથી, તેથી અવલોકનની રાહ જોનારા, પુસ્તકો મોકલનારા કેટલાક લેખકો અને પ્રકાશકોની અમે ક્ષમા ચાહીએ છીએ સં ત્રે અ બુ જાની

# પુસ્તક પહોંચ: સાભાર-સ્વીકાર

( વર્ષ ૬, અં. ૧, એપ્રીલ-જુન ૧૯૪૧ )

( ૪૧+૪+૫=૫૦ )

૧ સર્વોદય : લે. શ્રી. મોહનદાસ ક. ગાંધી : મૂ. ૦-૧-૬

૨ બ્રહ્મદેશનો પ્રવાસ : લે. શ્રી. કાકા કાલેલકર : મૂ. ૦-૩-૦

૩ વાલ્મિકીનો જય : લે. શ્રી. મ. મહરપ્રસાદ શાસ્ત્રી, મૂ. ૦-૬-૦

૪ મારી વ્યાપક કેળવણી : અનુ૦ રા. રા. ચદુભાઈ રામજીભાઇ પટેલ, પ્રકાશક : રા. જસદાનાદાસ-સ્મારકગ્રંથમાળા, ગ્રંથ ૨૧; ૧ લી આવૃત્તિ, મૂ. રૂ. ૧-૪-૦

૫ પાચમી ચોપડી : (ગુજરાતી શાળાના ૫ મા અને અંગ્રેજી શાળાના ૧ લા ધોરણ માટે). (વાચનમાળા) ગુજરાત વિદ્યાપીઠ, ગ્રંથાવલિ, પુ. ૧૪. મૂ. ૦-૫-૦

૬ છઠ્ઠી ચોપડી (ગુજરાતી શાળાના ૬ઠ્ઠા અને અંગ્રેજી શાળાના ૨જા ધોરણ માટે.) મૂ. રૂા. ૦-૬-૦

૭ ગ્રામ્યપચાયતના કાયદાને લગતા નિયમો : (અંગ્રેજીનો અનુવાદ).

**નોંધ:**—૧ થી ૭, નવજીવન કાર્યાલય, અમદાવાદનાં પ્રકાશનો છે.

૮ કવિચરિત ભાગ ૨ : લે. રા. રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી, મૂ. રૂા. ૧-૦-૦

૯ ગામડાનું આરોગ્ય કેમ સુધરે ? : લે. રા. રા. કેશવલાલ ચતુરદાસ પટેલ, મૂ. ૦-૧-૬

૧૦ દૂધ (સચિત્ર) લે. ડૉ. નગસિહભાઇ મૂળજીભાઇ શાહ, મૂ. ૦-૬-૦

૧૧ બુદ્ધિપ્રકાશ-લેખસંગ્રહ ભાગ ૧, સંપાદક : રા. રા. નવલરામ જ. ત્રિવેદી અને રા. રા. અનંતરાય મ. રાવલ. મૂ. રૂા. ૧-૦-૦

૧૨ માનવજીવનનો ઉષઃકાળ (સચિત્ર): લે. રા. રા. અશોક હર્ષ, મૂ. રૂા. ૦-૭-૦

૧૩ સાહિત્ય અને વિવેચન : ભાગ. ૨. લે. દિ. બ. કેશવલાલ હ. ધ્રુવ. મૂ. રૂા. ૧-૦-૦

૧૪ સાહિત્યવિચાર : લે. ડૉ. આચાર્ય આનન્દશકર બા. ધ્રુવ. મૂ. રૂા. ૧-૦-૦

૧૫ સહશિક્ષણ : લે. રા. રા. રણજિતભાઈ એમ. પટેલ. મૂ. રૂા. ૦-૧-૬

**નોંધ:**—૮ થી ૧૫ અમદાવાદ ગુજરાતી વર્નાક્યુલર સોસાયટીનાં પ્રકાશનો.

૧૬ સૂનું ગામડું : અનુવાદિત કાવ્ય. સંપાદક અને પ્રકાશક : ડૉ. એમ. ઓ. સુરૈયા : ઠે. ઘોડ બંદર રોડ, જોગેશ્વરી; મળવાનું ઠે. મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કું. બુકસેલર્સ; પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. નં. ૨, મૂ. રૂા. ૨-૦-૦

૧૭ ઉછળતાં પૂર : ઈન્દુ અને કિશોરી : લે. રા. રા. અંબાશંકર ના. પંડયા; પ્રાપ્તિસ્થાન : લેખક, માણેકવાડી—ભાવનગર. મૂ. રૂા. ૧-૪-૦

૧૮ સોલંકીનો સૂર્યાસ્ત અથવા વાઘેલાનો ચન્દ્રોદય : "ગુજરાતી" પત્રની ૫૮ મી ભેટ. ૧૯૪૧; લે. રા. રા. જેઠાલાલ નારાયણ ત્રિવેદી. પ્રકાશક : "ગુજરાતી પ્રીન્ટીગ પ્રેસ" સાસુન બિલ્ડીંગ; કોટ, મુંબાઈ નં. ૧; મૂ. રૂા. ૩-૦-૦

૧૯ ગિરિશૃંગે : સ્વામી શ્રીઆનતાનંદજીનું સંસ્મરણ : સંગ્રાહક : રા. રા. કહાન ચકુ ગાંધી, પ્રવેશના : લે. રા. રા. અંબાલાલ બુ. જાની, બી. એ. પ્રકાશક : ગુજરાતી પ્રીન્ટીગ પ્રેસ. ફોર્ટ, મુંબઈ નં. ૨ મૂ. રૂા. ૦-૮-૦

૨૦ બુલબુલના કાવ્યો લે રા ગ કાન્તિપ્રસાદ શં વોરા ઠે ભાદેવાણી સ્ટ્રીટ, ભાનો ડહેલો, ભાવનગર, મૂ રૂા ૧-૪-૦

૨૧ સૂર્યપૂરરાસમાળા સંચયકાર રા રા કેશરીચંદ હીરાચંદ ઝવેરી. મૂ ૦-૧૧-૦

૨૨ સૂર્યપુરનો સુવર્ણયુગ સંચયકાર ,, ,, , ,, મૂ રૂા ૧-૦-૦

૨૩ સૂર્યપુર અનેક જૈન પુસ્તક ભાંડાગારદર્શિકા સૂચિ સંચયકાર રા રા કેશરીચંદ હીરાચંદ ઝવેરી મૂ રૂા ૧-૦-૦

નોંધ—૨૧ થી ૨૩, પ્રકાશક રા રા મોતીચંદ મગનભાઈ ચોકસી, શ્રી જૈન સાહિત્ય ફંડ તરફથી સુરત, ઠે શ્રી જૈન આનંદ પુસ્તકાલય, ગોપીપુરા સુરત

૨૪ श्रीजीवनविषयक काहीं प्रश्न श्रीमातुश्री जमनाबाई स्मारक ग्रंथमाला पुष्प १ ले सौ कमलाबाई टिळक एम ए, ठें व्हीनस स्टॉल, पुणे शहर

૨૫ ચિન્તામણિ શ્રી સયાજી બાળજ્ઞાનમાળા : વડોદરા, પુ ૧૬૦ લે સૌ શ્રીમતી મજમુદાર મૂ ૦-૬-૦

૨૬ श्रीमान चीमाई पेशवे श्री सयाजी बालज्ञानमाला पुष्प १६७ वे, मूल्य ०-६-०

૨૭ ભાષાવિજ્ઞાનપ્રવેશિકા લે રા રા બચુભાઈ શુક્લ મૂ રૂા ૧-૧-૬ સ ૧૯૯૫ પુષ્પ ૨૬૨ મું

૨૮ शीघ्र साहित्यादर्श (मराठी) ले रा वासुदेव कृष्णमावे; पुष्प २६३, मु मू १-१०-०

૨૯ જીવન અને વિજ્ઞાન લે રા રા રમણિક કે ત્રિવેદી, પુ ૨૬૪ મું

૩૦ ऋग्वेदसंहिता अष्टक ३, વિભાગ ૧ લો મૂળ સાથે અનુવાદ, અનુ રા રા મોતીલાલ ર ઘોડા, બી એ, એલએલ બી પુષ્પ ૨૬૫ મું

૩૧ પૂર્વ અને પશ્ચિમનાં નૈતિક ધ્યેયો અનુ રા રા મંજુલાલ ર મજમુદાર, એમએ પુષ્પ ૨૬૬ મું

૩૨ કાવ્યની શક્તિ રા રા રામનારાયણ વિ પાઠક પુષ્પ ૨૬૭ મું

૩૩ સાહિત્યવિમર્શ ,, ,, ,, ,, પુષ્પ ૨૬૮ મું

૩૪ મારું જીવન અને કાર્યક્ષેત્ર અનુ રા રા રમણલાલ વ દેસાઈ પુષ્પ ૨૬૯ મું

૩૫ धर्मकी उत्पत्ति और विकास (हिन्दी) अनु श्री रामचन्द्र शर्मा, पुष्प २७०

નોંધ.—૨૪ થી ૩૫ એ ગ્રન્થો શ્રી સયાજી સાહિત્ય માળા—વડોદરાના પ્રકાશનો છે

૩૬ વાક વિનાની સંપાદક રા રા ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા, સ્ત્રીબોધની ભેટ ૧૯૪૧ મૂ રૂા ૨-૦-૦

૩૭ સમ્રાટ વિક્રમ અથવા અવંતિપતિ લે રા રા જેઠાલાલ નારાયણ ત્રિવેદી. મૂ. રૂા ૨-૮-૦

૩૮ પ્રણય અનુ૦ રા રા ભગવાનદાસ સાહિત્યવિલાસી મૂ રૂા ૧-૮-૦

નોંધ—૩૬ થી ૩૮ એ ત્રણ પુસ્તકોના પ્રકાશક જીવનલાલ એન્ડ સન્સ તરફથી ચન્દ્રકાન્ત જે મહેતા, પીરમશા રોડ, અમદાવાદ છે, અને ૩૭—૩૮ એ બે પુસ્તકો જ્ઞાન વર્ધક પુસ્તકમાળા અનુક્રમે નં. ૯૬, ૯૭

૩૯ લખવાના પત્રો એક હબસી સ્ત્રીની જીવનકથા લે રા જનાબ કાઝી મુહમ્મદ અબ્દુલ મહ્ફ્રુઝ અનુવાદક રા રા ઇમામુદ્દીન સદરુદ્દીન દરગાહવાળા "નવરોઝ" ભેટ પુસ્તક ૧૯૪૦-૪૧નું, પ્રકાશક નવરોઝ કાર્યાલય સલાપોસ ક્રોસ રોડ અમદાવાદ

૪૦ हरिरस : (ચારણીકાવ્ય) રચયિતા સ્વ. મહાત્મા ઈશ્વરદાસજી, સંપાદક સ્વ. કિશોરસિંહ બાર્હસ્પત્ય : પ્રકાશક રાજસ્થાન રીચર્સ સોસાયટી ૭૩ એ યાસાથોપાપાડાસ્ટ્રીટ કલકત્તા મૂલ્ય હરિરસામૃતપાન.

૪૧ પાનગોષ્ટિ : લે. રા. રા. ધૂમકેતુ : સોલ એજન્ટ ગુર્જર ગ્રથરત્ન કાર્યાલય, અમદાવાદ. મૂ. રૂા. ૧–૮–૦

## Sanskrit

१ मानसोल्लास : (श्री सोमेश्वर भूपतिविरचित:) द्वितीयो भाग: Edited with an Introduction by G. K. Shrigondekar, M. A. Vol No 84, Price Rs. 5/-

२ परमसहिता (श्रीपाञ्चरात्रे) : Edited and Translated into English with an Introduction by Rajsevasasakt, D. B. Dr. S. Krishnaswami Aiyangar, Vol. No. 86; Price Rs. 8-0-0

३ तत्त्वोपप्लवसिंह : भट्टश्री जयराशिप्रणीत : Edited with an Introduction by Pandit Sukhalalji Sanghvi and Prof. Rasiklal C. Parikh, B. A. Vol. No. 87. Price Rs. 4-0-0

४ अनेकान्तजयपताका वृत्तिद्वयविभूषिता । प्रथम खण्ड: । श्रीहरिभद्रसूरि शेखरसूत्रितम् । स्वोपज्ञया व्याख्यया With his own Commentary and Munidra Suri's Super-commentary, Vol. I. Critically edited with an Introduction by H. R. Kapadia, M. A. Vol. No. 88. Price Rs. 10-0-0

Note:—No. 1 to 4 : Gaikwad's Oriental Baroda State.

## English

1 The 'Students' English—Paiya Dictionary; by Hiralal R. Kapadia. Sole Agents : Messrs Karsandas Narandas & Sons, Booksellers Nanavat Surat. Price Re. 1-0-0

2 Illustrated Guide to read Penoramic Badri-Kedar Model and Its Replica : by Trikamdas Premjee. 3 Garibdas Street, Bombay 3. Price Re. 0-14-0

3 Memoir No. III. The Ruins of Dabhoi or Darbhavati in Baroda State. With several plates : by Jnanratna Dr. Hiranand Shastri, M. A. Director, Archeology Baroda State, Gaikwad,s Archeological Series. Price Rs. 5-8-0

4 Tatvasangraha : (English Translation) Vol. II. Translated by Ganganath Shree : Gaekwad's Oriental Series. Vol. No. 83. Baroda. Price Rs. 20-0-0

આ અંકમા આ ઉપરાંત The Age and Historicity of the Prthviraja Rasa, by Prof Dasaratha Sarma (73-8-719) મહત્ત્વનો લેખ છે તેમા બિકાનેરના ભંડારમા રહેલી રાસોની જૂની હાથપ્રતમા પણ ફેરફાર અને ઉમેરા હોવા વિશે લેખકનો અભિપ્રાય છે આના કરતા પણ વધુ જૂની હાથપ્રત શોધવાની જરૂર પર તેમણે ભાર મૂક્યો છે પુરાતન પ્રબંધ સંગ્રહ મુનિ જિનવિજયજીએ પ્રસિદ્ધ કર્યો છે, તેની વિગત તરફ લેખકે ધ્યાન ખેંચ્યુ છે

**Inscriptions and the Puranic Tradition** by D R Patel–[Bulletin of the Deccan College Research Institute, Vol II, Nos 1, 2, November 1940 pp 144–165 with an Appendix pp 1–59]

શ્રી પાટીલે આ નિબંધમા એક સમર્થ પ્રયત્ન કર્યો છે, અને તે એ કે ગુપ્તકાળના શિલાલેખોમા જુદા જુદા રાજપુરુષોની ઉપમા સિદ્ધ કરવા પૌરાણિક સ્ત્રી-પુરુષોના-પ્રસંગોનો નિર્દેશ કરવામા આવ્યા છે તેને સંકલિત કરવામા આવ્યા છે પૌરાણિક આખ્યાયિકાઓ માત્ર કાલ્પનિક (Myth) છે કે નહિ, એ પ્રશ્ન એક બાજૂએ રાખિયે, તો ગુપ્તકાળના રાજાઓના સમયમા તો તે તે પૌરાણિક આખ્યાયિકાઓ લોકોમા માન્ય હતી તેટલુ આથી અવશ્ય મેળવી શકાય છે લેખકે (૧) ઉદ્ધવ, (૨) કૃષ્ણ-દેવકી, (૩) કૃષ્ણ-શક્ર-ગોવિંદ-ગોવિંદસ્વામી, (૪) જાંબવતી-વિષ્ણુ (૫) સગર-ભગીરથ-ભાગીરથી ગંગા, (૬) પૃથુરાજા કે વૈન્ય, (૭) નારદ-તુમ્બુરુ-ગાંધર્વો-નર-કિંનર-સિદ્ધ-વિદ્યાધર, (૮) વિષ્ણુ, (૯) અમૃતમંથનની કથા, (૧૦) મધુ દૈત્યનો નાશ, (૧૧) વામનાવતાર, (૧૨) વરાહાવતાર, (૧૩) કૃષ્ણાવતાર, (૧૪) કાર્તિકેયના જન્મની કથા, (૧૫) ગંગાવતરણની કથા, (૧૬) લિંગપૂજા, (૧૭) બૃહસ્પતિ-ઇંદ્ર-શક્ર, આ વગેરે કથાનકોમાંનાં અનુસંધાનો મળે છે આ બધી પૌરાણિક ગાથાઓ ગુપ્તકાળમા કોઇ અને કોઇ સ્વરૂપમા મોજુદ હતી, એ ગુપ્તકાળના શિલાલેખો બતાવે છે આજના પુરાણોમાંનાં કેટલાકને ઉપરના હજાર વર્ષમાં તૈયાર થયેલા માનવા છતાયે તે તેનાં મૂળ ઘણાં જૂનાં છે એ ઉપરની હકીકત ઉપરથી માલુમ પડી આવે છે

પુરાણોની આ કથાઓ જૈનાગમોમાથી પણ મેળવી બતાવવાનો પ્રયત્ન કરવા જેવો છે કૃષ્ણ, બલરામ વગેરેના ચરિતત્વના વિષયમા પ્રશ્ન વ્યાકરણ સૂત્ર વગેરે ઉપયોગી માહિતી આપે છે આવો પ્રયત્ન કોઈ ગુજરાતી વિદ્વાન કરે એ ઇચ્છવા યોગ્ય છે

બુલેટિનના આ સમૃદ્ધ અંકમા નીચેના મહત્ત્વના લેખો ખાસ ધ્યાન ખેંચે છે.

(1) Were castes formulated in the age of Rigveda—by V M Apte (pp 34-49)

(2) A further Note on Takki—by M A Mehendale

(3) A Note on the Abhira's in Patanjali—by D G Bhave

ટાક્રીમા અપભ્રંશના લક્ષણો પણ હતા તે માહિતી માટે "હરિવંશ પુરાણ"(અપભ્રંશ કાવ્ય)માથી ટાક્રીનું એક કડવ મીમાંસિત કર્યું છે ચૂર્ણિકમાં મળતી ટાક્રીથી આ ટાક્રીનો ભેદ લક્ષમા લેવા જેવો છે આ સમાનાંત નામોમાં પ્રથમા એકવચનમાં કે, હ્રસ્વ ઉકારાંત અને ઉકારાંત નામોનુ અકારાંત અને તેથી છંદોના લઘુ પ્રત્યયો તેના પ્રયોગ છંદોનો એક સ્થળે હિ પ્રત્યય વગેરે ધ્યાનમા લેવા જેવા છે લેખકે શ્રી મ ચિ મોદી-સંપાદિત અપભ્રંશ પાઠાવલિનો "હરિવંશ પુરાણ"નો ભાગ આ સંશોધન માટે ઉપયોગમા લીધો છે, એ નોંધવા જેવી વાત છે સંપાદક

# સમાલોચના

(૧)

**દર્શનિકા**—કર્તા, કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર. પ્રાપ્તિસ્થાન, મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨, આવૃત્તિ ૨ જી. પૃ. ૪૨૦+૨૦ કિંમત ૩–૦–૦.

કલ્પના, લાલિત્ય, ઊર્મિનું ઊંડાણ અને ભાવની વિશદતા સાથે, 'અમૃતમય આત્મજા'ના મૃત્યુવિયોગે ઢોળેલા વિષાદના રંગથી, જીવનમૃત્યુના ગંભીર ચિંતનનું ભવ્ય અને ઉદાત્ત સ્વરૂપ આલેખી, કવિતા અને તત્ત્વચિંતનનો વિરલ પણ સફળ સંયોગ સાધતી, દર્શનિકાનું દશે વરસે દ્વિતીય સંસ્કરણ, એ ગુજરાતને માટે એક ગર્વનો પ્રસંગ ગણાય.

સગાંસબંધી કે આપ્તજનના અવસાનથી વિહ્વલ થએલું માનવહૃદય સામાન્ય રીતે હૃદયદ્વારા હૈયાનો ભાર હળવો કરે છે, જ્યારે કવિહૃદય એવી સૂક્ષ્મ સંવેદનની પળોને એ 'વિશ્વવહનનો સૌન્દર્ય પ્રસંગ જ' ગણી, માનવીમાત્રને રાતદિન મૂંઝવતા જીવન અને જગતના ગભીર પ્રશ્નોનું મંથન કરી, જ્ઞાન અને ચિંતનથી ભર્યો ભર્યો કાવ્યસ્રોત્ર અસ્ખલિત રીતે વહેતો મૂકી, આશ્વાસન મેળવે છે. સ્નેહમુદ્રા, સ્મરણસંહિતા, કલાપીવિરહ, આ પ્રકારનાં કાવ્યો છે. પરન્તુ દર્શનિકા એમાથી એવા એક વિશિષ્ટ લક્ષણે જુદી તરી આવે છે; અને તે એ કે ૪૦૦ પૃષ્ઠોમાં અને પૂરી ૭ હજાર પક્તિઓમાં પથરાયલું આ સળંગ કાવ્ય કવિની મોટી પુત્રીના અકાળ અને હૃદય–દ્રાવક મૃત્યુપ્રસંગે ઉદ્દભવેલું હોવા છતાં એમાં વિષાદ કે કરૂણા નથી; શુષ્ક બુદ્ધિવાદ કે તર્કજાળ નથી. ઉલટું, જ્ઞાનબળે પરિપક્વ થયેલું કવિહૃદય ભીષણ મૃત્યુની મીમાંસા કરતાં કહે છે:

જન્મ ને મૃત્યુ છે ઉભય સુંદર જગે,
હો ભલે ઉભયના પંથ ન્યારા!
પણ ખરે મૃત્યુ એ અધિક સુંદર દિસે,
જ્યાં ખીલે માત્ર શુભ સ્મરણક્યારા!

અને જેના મૃત્યુથી કવિને એ દર્શન પ્રાપ્ત થયું એને 'દર્શનિકા'ના બિરૂદથી વધાવતાં, સ્મરણાવશેષ પુત્રીને અંજલિ આપે છે:

આત્મ મુજ બાહ્ય તુજ અસ્તના રંગમાં,
અમૃતનાં બિંદુ વેરાય ઢગલે!
તું જ કવિતા હતી રંક મુજ જીવનની,
દર્શનિકા હતી તું જ મારી:
વિશ્વચૈતન્યમાં ધન્ય વસજે, સુતા!
તુજ સ્મરણમાધુરી આ સ્વીકારી!

અને લાગલું જ ઉપાડે છે:

જીંદગી મૃત્યુ શું, સુખ અને દુઃખ શું,
પાપ અને પુણ્ય શું પૃથ્વી માંહી?

આવા ગભીર પ્રશ્નોની છણાવટ પાછળ સૃષ્ટિની અસ્થિરતા અને મૃત્યુદર્શનજનિત જ્ઞાનદષ્ટિએ કવિને જગત અને જીવનની ક્ષણભગુરતાની પ્રતીતિ થાય છે

માનવી જન્મીને મૃત્યુખોળે સૂએ
નવ દિસે સ્થિર કશુ જગતથાળે!

અને ક્ષોભનુ માત્રાપ્રમાણ વધતા કવિ આક્રન્દ કરી ઉઠે છે

આ સકળ વિકળતા, અકળ પરિવર્તનો,
અત આ જીવનની સૌ ક્રિયાનો
× × ×
× × ×
જગતમા જીવન આ છે કશા કારણે,
કે જીવનની થતી જોઉ હાસી?

આ બધુ શા કારણે હશે? શુ જીવનનો અન્જામ આવો હશે? કયાથી? શા કાજ? કયારે? બન્યુ કેમ? કયા?' એવી પ્રશ્નપરપરામાથી સુખદુખ, સ્વગનરક, દેહદેહી, જીવનમૃત્યુનુ રહસ્ય ઉકેલતા કવિને અનુભવનો કડવો બોલ ઉચ્ચારવો પડે છે

માટીમાથી ઘડાયો દિસે માનવી,
શુ જશે માટીમાહે જ અંતે?

પણ તરત જ આશાવાદી થાય છે

માટીનો અત એ માટીમા હો ભલે,
પણ જશે કયા બધા ભાવ ગરવા?

અને એ સાથે જ એ સૌ 'અકળ પરિવર્તનો' ને અતે શુ? માત્ર મૃત્યુ જ?—તો, તે પછી શુ? જીવવુ એટલે હોવુ નહીં આખરે, એ જ કટુ સત્ય શુ પીવું આહીં?' એ અમૂઝણમાયે રહેલ સ્થિત કવિની શ્રદ્ધા ડગતી નથી અને મૃત્યુની યથાર્થતા ઉપયોગિતા, સુન્દરતા આલેખે છે

જીવનનુ ગાન જે પરમ મોહે ભર્યું,
તો નથી મૃત્યુનું નૃત્ય કમતી
એકના સૂર તનતાર જગવે બધા,
અન્યની લયલીલા શાત રમતી

એમ અખડ શ્રદ્ધામાથી આશાવાદ પ્રકટાવી, 'માનવી તોય સરદાર છે સૃષ્ટિનો' એવી ભાવનાથી કવિ જીવનનું મૂલ્યાકન કરે છે

જીવતું મૃત્યુ છે જીવન આ તેહનું,
જેહને જીવન આ વ્યર્થ લાગે,
પળપળે લાખ શકા ઉઠાવી મને,
જીવનનો સર્વ આનંદ ભાગે
× × ×
જીવન હળવુ નથી, જીવનરસ ગાખવા
જીવન રળવુ ઘટે માનવીએ

કારણ કે,

જન્મીને જીવવુ તે નહિ જીવનુ
જીવન સુંદર જીવે તે નવાઈ

પછી, સૃષ્ટિવિકાસ કે જીવનવિકાસમાં સુખદુઃખનો ક્રમ અને એનું મૂળભૂત કારણ યથાર્થ રીતે સમજાવે છે:

દુઃખ માટે જ જો હોત દુનિયા કીધી,
તો કદી નરક ના જોત પાપી!
સુખ વિના પાપ નહિ, દુઃખ વિણ પુણ્ય નહિ,
વિશ્વનું એ જ ઊંડું ઉખાણું:

એ પારાવાર દુઃખો, યાતનાઓની પાછળ જો સાધ્ય વસ્તુ સત્ય હોય, શ્રેય હોય, સનાતન હોય તો એ વેદનાને વીરોચિત રીતે કેમ ન અપનાવવી?

આ બધી વેદના, આ બૂરાઇ બધી,
શ્રેયસીડી તણી છે જ પગથી:
એ જ પગથી ઉપરથી જવું સર્વને,
તો જવું કેમ ના વીર ડગથી?

એ પછી, વિશ્વમાં ધર્મને નામે ચાલી રહેલાં અનેક તૂતો, ધમંડો, મનુષ્યની પાશવી લીલાઓનું કવિ પોતાની પારદર્શક દૃષ્ટિએ નિરસન કરે છે અને મનુષ્યે, ઈશ્વર જેવી કોઇ વસ્તુની કરેલી કલ્પના અને એમાં રહેલું સત્યાસત્ય યથોચિત વર્ણવી, ત્રિકાલાબાધિત, સનાતન ધર્મ-સિદ્ધાન્ત પ્રતિપાદન કરે છે—સત્ય તારવે છે, અને અનેક અણુપરમાણુઓનો વિરાટ માનવ સાથેનો ગાઢ સંબધ કેમ અને ક્યારે થાય, મનુષ્ય અલ્પ મટી વિરાટ ક્યારે થાય, એ વર્ણવતી 'અનંતત્વની સાંકળી' આખા યે કાવ્યમાં ગૂંથાયલી નિસર્ગદત્ત કવિત્વશક્તિનું સુંદર પ્રતીક છે. Man, know thyself એ અંગ્રેજી ઉક્તિ પ્રમાણે આપણા કવિ પણ કહે છે:

જીવનનું ભાન આ જેમ પ્રતિદિન વધે,
તેમ આ વિશ્વ પણ વધુ વિકાસે,
જીવનની પ્રગતિમાં જેમ માનવ વધ્યો,
તેમ નરનો નરોત્તમ ન થાશે?

એ માટે માત્ર દેહની જ મમતા અને એવું પ્રયત્નપૂર્વક રક્ષણ, એ મનુષ્યનું લક્ષ્યબિંદુ ન હોય, પણ એવી વૃત્તિઓ ઊર્ધ્વગામી થવી જોઈએ:

દેહની ઢાલ છે આત્મને રક્ષવા,
નહિ હરી આત્મનું તેજ લેવા,

તેમ છતાં જો સ્થૂળ દેહને જો વિશેષ પ્રાધાન્ય અપાય તો શું થાય, એ કવિ સ્પષ્ટપણે જણાવે છે:

સ્થૂળને સ્પર્શતાં સ્થૂળ કચળી જવું,
સૂક્ષ્મ તો સૂક્ષ્મની પાર વહેવું.

એ રીતે નિર્મળ દૃષ્ટિએ, નિર્મળ બનેલો, ઊર્ધ્વગામી થયેલો મનુષ્ય પોતાની 'અણખપી અણખીલી પડી રહેલી' શક્તિઓને સચેત કરી સાચે જ નરોત્તમ બને, એવી કવિને આશા છે.

સાતમા ખંડમાં કવિ સમસ્ત સૃષ્ટિમા પથરાઈ રહેલી ચૈતન્યશક્તિનું વિશાળ સામ્રાજ્ય અને તે સ્હામે રાગદ્વેષ, ભોગવિલાસ, ઈત્યાદિ સ્થૂળ વસ્તુઓથી ઉભા કરેલા અંતરાયોમાં મનુષ્ય પોતે જ કેવો ગોંધાઈ રહ્યો છે, એ જ્ઞાનદૃષ્ટિએ વર્ણવ્યું છે. સૂક્ષ્મ સંપત્તિઓનો વિકાસ ને

આનંદ, 'દેહ ને આત્મની પરમ સંલગ્નતા' જો ઈશ્વર ઇચ્છે તો, મનુષ્ય કેમ મેળવી શકે, એ જણાવતા કવિ લખે છે

જેહ પચેન્દ્રિયો માનવીને છળે
કેમ તેને ન દેવી ફુફારી?
જીવનની ગાડીના પાચ એ અશ્વને
માનવી શુ ન સત્પથ દોરે?

અને પ્રત્યક્ષ પ્રમાણ વિના ઈશ્વરનુ અસ્તિત્વ ન સ્વીકારનારા મિથ્યાત્વી આસ્તિકોને એ પરમ શક્તિનું—વિશ્વચૈતન્યનું ગૂઢ રૂપે રહેવામા રહેલુ તાત્પર્ય બતાવે છે

જો કદી થાય પ્રભુ પ્રકટ નિજ રૂપમા,
તો બધી પૂજ્યતા જાય એની

અને,

એ જ ચૈતન્ય જ્યા જ્ઞાનનુ ચેતવે,
ત્યા પ્રભા ભવ્ય ભભૂકે જીવનમા,
જ્ઞાન તો માત્ર છે અગ્નિ સાધન સમુ,
ચેતના વિણ ન લે તેજ તનમા

તો,

વિશ્વચૈતન્ય એ અગ્નિ જેવુ દિસે,
પ્રકૃતિના દોષને શુદ્ધ કરતુ,
પાપીના પાપને નરકમા બાળતુ,
પુણ્યવના તણી જ્યોતિ કરતુ

માટે,

પ્રકૃતિની ધૂળ કેરો ન કર યત્ન વળગવા,
અંતરે દુષ્ટ એ વાસનાથી,
ધૂળના પડ ઉપર પડ ચડે, તો પછી,
ચેતશે જ્યોતિ ત્યા સહજ કયાથી?

એવા સંપૂર્ણ આનદ ને સનાતન શાન્તિને સ્થાને જ્યાં જીવનસગ્રામ ન હોય, ઉચનીચનો ભેદ ન હોય, દેહના ધર્મો માત્ર સ્વાભાવિક રીતે જ થતા હોય, એવા જ્ઞાનની સર્વોત્તમ ઉચ્ચ કક્ષાએ પહોંચેલો—વિશ્વચૈતન્યનું સાયુજ્ય પામેલો, મનુષ્ય 'નરોત્તમ' ન બને તો જ શક!

પાછી, 'જીવનનું કર્તવ્ય' કહેનો કવિ જીવનની એવી સુંદર ને હૃદયંગમ ભાવના આલેખે છે કે જીવન લાગેલાનેયે પડીકે જીવન જીવવાની આશા સ્ફુરે કવિ કહે છે કે મનુષ્યના જીવન વિષે ભલે તે કલ્પના હોય, માયા હોય, સ્વપ્ન હોય, મિથ્યા હોય, પણ એ કંઈક હેતુ પુરઃસર ઘડેલી ઈશ્વરની નકશીકળા છે અને ઈશ્વરની સૃષ્ટિમા હેતુ વિના કોઈ પણ વસ્તુ સંભવતી નથી માટે,

જીવન એ છે જ એ સત્ય કેમ ભૂલવુ?
જીવન જીવનાર શુ નહોય સાચો?
જીવન છે સત્ય ચૈતન્ય આ જગતનુ
હોય કાયા ભલે ફૂલ કાચો!

એટલે જ

જીવન જે છે મળ્યું તે પડે જીવવું,
વ્યર્થ ખોલ્યે નહિ વ્યર્થ થાશે.

અને એ જીવનમાં જે જે સાધન અને સંજોગો મળી આવે એનો મેળ મેળવી, જીવનનો સદુપયોગ કરવો, કર્તવ્યધર્મ પાળવો.

સાધનો જે મળ્યાં વ્યક્તિને, તેહનો
શુભ સમન્વય કરી કાર્ય કરવું.

એમ નિરાશાને ભેદી, અજ્ઞાનતાને ઉચ્છેદી, 'માનવીને મનુષ્યત્વથી પાડતા' ભોગ-વિલાસોનો, ક્ષુદ્ર વાસનાઓનો ચૂરો કરી, કવિ પ્રેરણા પાય છે:

માનવી! ઉઠીને થા ઉભો પૂર્ણ તું!
શિશ તારૂં ઊંચે વ્યોમ પૂગે,
પરમ વ્યક્તિત્વ લંબાવ તારૂં બધે,
વિશ્વ ઝૂકે તને વદન મૂગે.

Be a Man in the strife—એમ કર્તવ્યપરાયણ થઈને, જગતના સારાનરસા અભિપ્રાયની ગણના ન કરતાં, આત્મસંતોષ માણવાની કવિ શીખ આપે છે.

જીવવું: જીવનનો શ્વાસ લેવો સતત
ઘૂમવું જગતમાં શક્તિ સાથે

× × ×

ને જીવનજ્યોતિ સ્નેહે જમાવી જવું
ધન્ય એ જીવન જગતે વિરાજે.

એવું ઉદાત્ત, કર્ત્તવ્યપરાયણ જીવન અને એની ધન્યતા સંપાદન કર્યા પછી 'સ્નેહને વિશ્વધર્મ' પ્રબોધી, છેવટે આશાનો મંગળ સંદેશ કવિ આપે છે. એ માને છે કે માનવજીવનને હણતા ષડ્‌રિપુઓ, વિકારો, નિષ્ઠુરતા અને જગતમાં પ્રસરી રહેલી હીનતાનો એક દિવસ અંત આવશે ને પુણ્યોજ્જ્વળ સ્નેહનું પવિત્ર સામ્રાજ્ય સ્થપાઈ, મનુષ્યજીવન કલહથી, રાગદ્વેષથી મુક્ત થશે, સંપૂર્ણ સ્વસ્થતા અને પરમ કલ્યાણની ભદ્ર ભાવનાને મૂર્ત કરશે.

એમ ચિરકાળના ભેદ ઉકેલતાં કવિને 'સ્નેહનો વિશ્વધર્મ' એક સુંદર કીમીયો જડે છે, અને તે દ્વારા માનવ જીવનને દીપાવી 'વિશ્વ અમીનો કટોરો' પીવા કવિ આમંત્રણ દે છે.

'માટી જિતાય નહિ માટીની શકિતથી' માટે જ

સ્નેહ, સમભાવ ને પરમ દૈવી દયા
રાખજે સર્વ નિજ હૃદયમાંહી.

-કારણ કે,

સ્નેહ સ્વાતંત્ર્ય છે સર્વ જીવનતણું,
સ્નેહ સંવાદ છે ભેદ હરતો;
સ્નેહ છે સત્ય સંભાળતું સૃષ્ટિને
સ્નેહ છે આત્મની પરમશકિત;
સ્નેહ છે સ્વામી આ સૃષ્ટિને ધારતો,
સ્નેહમાં છે વસી સર્વ ભકિત.

એવા સ્નેહસામ્રાજ્યમાં સજીવ અને નિર્જીવ સૃષ્ટિના પ્રાણી માત્રને આમંત્રી, કવિ પરસ્પરનો તાદાત્મ્યભાવ પ્રકાશે છે

એક આશા અમર સર્વ અંતર તણી
એક શ્રદ્ધા બધા જીવનકેરી,
એક જ્યોતિ અચળ સકળ આત્માતણી,
ભાવના એક મનની અનેરી,
જીવવુ એટલે જળવુ ને ઝબકવુ
તો સદા હૃદયમા સ્નેહ સ્થાપો !
આવજો સ્નેહ જયકાર કરતાં અદલ
સ્નેહનું વિશ્વ સામ્રાજ્ય વ્યાપો !

અને કાવ્ય સમાપ્ત થાય છે

ગુજરાતી કાવ્યસાહિત્યમા આજપર્યંત અજોડ રહેલી, 'દર્શનિકા'મા વણાયલું વિચારધન ટેનિસન, મિલ્ટન, બાયરન, બ્રાઉનિંગ, ઉમ્મર ખય્યામ, અખો, નરસિંહ, ને ભગવદ્ગીતામા જોનારને જડે, એ સ્વાભાવિક છે કારણ, મહાપુરુષોની વિચારસરણિ લગભગ એકસરખી જ હોય છે તથાપિ 'જગતને લૂટવુ જગતને બક્ષવા' એ સિદ્ધાન્તનો 'નિવેદન'મા સ્ફોટ કરીને કવિએ પોતાનું નિખાલસ હૃદય વ્યક્ત કીધુ છે તથાપિ, To be inspired by literature, if our understanding of literature is rightly built, is to be inspired by life એ જહાન ડ્રીન્કવૉટરના શબ્દોની પ્રતીતિ કરાવતી, એને તત્ત્વ-ચિંતન જેવા ગભીર વિષયને યે ઝૂનણાના મીઠા પ્રલબ સૂરમા ઝૂલાવતી કવિની કવિત્વશક્તિ અને કાબ્યકલા હજી ગુજરાતની કાવ્યકુંજોમા ઉગી નથી તો પાગરે તો કયાથી જ ? કાવ્યનું વસ્તુ આટલું ગભીર હોવા છતાં વાચકને વિવશ બનાવે એટલી તરલતા ને સ્વાભાવિકતાને કારણે એ સૌને વાચવુ ગમે એવુ છે ને તેમા યે ભાષાની સરળતા અને રૂઢ વાકયપ્રયોગોથી કાવ્યદેહ વિશેષ પ્રાણવાન બને છે

'ગુણવતી ગુજરાત'ની અધિક સેવાકાજે કવિશ્રીએ આધિવ્યાધિથી રહિત સંપૂર્ણ સ્વાસ્થ્ય મેળવે ને દીર્ઘાયુષી થાય એ પ્રાર્થના છે

ઉ

૨ ગીતાબોધ ( શ્રીમદ્ભગવદ્ગીતાનું તાત્પર્ય ) લેખક શ્રી મોહનદાસ કરમચદ ગાધી, નવજીવન પ્રકાશનમદિર, અમદાવાદ આવૃત્તિ ૨ જી, પૃ ૧૨૮+૮ કિંમત ૦-૧-૬

શ્રી મોહનદાસ ગાધીએ પચાસેક વર્ષો પૂર્વે એડવીન આર્નોલ્ડના પદ્યાનુવાદ દ્વારા ભગવદ્ગીતાનો પ્રથમ પરિચય મેળવ્યા પછી એના અનેક ભાષાંતરો જોયાં, વિચાર્યાં અને પરિણામે એને ધાર્મિક કે ઐતિહાસિક ગ્રન્થ ન ગણતા એક વ્યવહારોપયોગી 'આધ્યાત્મિક નિદાન ગ્રન્થ' ગણી એમાથી નિત્યના વ્યવહારમા આવી પડતી અનેક ગૂચોનો ઉકેલ મેળવવા પ્રયત્ન જારી રાખ્યો

ચિત્ત અને ઇંદ્રિયોના પરસ્પરના ધર્મોમા રહેલી વિષમતાને કારણે પ્રત્યેક માનવદેહમાં એ સૌ વચ્ચે એક પ્રકારનું તુમુલ યુદ્ધ અહોરાત્ર ચાલી રહ્યું છે એનો ભોગ ન બનતાં જો મનુષ્યે પોતાનુ જીવન સફળ કરવુ હોય તો ઇંદ્રિયોના વાનબળે નિગ્રહ અને ફલાસક્તિ

સિવાયનો કેવળ સ્વાભાવિક રીતે થતો પુરૂષાર્થ આદરવો જોઈએ. ભગવદ્ગીતાનું એ મધ્યવર્તી તત્ત્વ કેન્દ્રસ્થ રાખીને આજ સુધીના પ્રત્યેક ભાષ્યકારે પોતાની માન્યતાને પુષ્ટિ આપતાં ગીતાનાં અર્ધવર્તુળો દોર્યાં છે. ગીતા એ મહામાનવતાથી સભરભર્યા જગતસાહિત્યનો એક અદ્‌ભુત કાવ્યગ્રંથ છે. જો યોગ કે તત્ત્વદર્શનની ગહનતા ચર્ચતો એ સૂત્રગ્રંથ હોત તો શ્રદ્ધાપૂર્વક થતા એના પ્રત્યેક વાચનસમયે એવી રમણીયઅર્થપ્રતિપાદક શક્તિથી પ્રતીત થતું અભિનવ દર્શન કે શબ્દસ્વરૂપ પામી શકાત નહી. એ સરળતાનો લાભ બીજા ભાષ્યકારોની જેમ આ લેખકે પણ લીધો છે અને 'સત્ય અને અહિંસા'નો મુદ્રાલેખ જેમાંથી એમને જડયો એવું જ પીઠબળ પોતાના સત્યાગ્રહસંપ્રદાય પાછળ ઘટાવી, 'અનાસક્તિયોગ', 'મંગલપ્રભાત' દ્વારા પોતાની ગીતાવિષયક માન્યતાઓ પ્રકટ કીધી. છતાં એ જો ક્યાંઇ અસ્પષ્ટતા રહી ગઇ હોય તો તેના વિશેષ સ્ફોટ માટે, આશ્રમવાસીઓને મુખ્યત્વે લક્ષમાં રાખીને, આ 'ગીતાબોધ'ની યોજના કરવામાં આવી છે.

એમાં નીચેના બે મુદ્દા થોડો વિચાર માગી લે છે: (૧) 'તમ્મર ખાઇને......પડયો' (પૃ ૮) પહેલા અધ્યાયના છેલ્લા શ્લોકનું બીજું ચરણ વિસૃજ્ય સશર ચાપ છે. એમાં વિસૃજ્ય શબ્દથી અભિપ્રેત થતી અર્જુનની સંપૂર્ણ સમાનતામાં 'તમ્મર'નો આભાસ ક્યાં થયો, એ ન સમજાય એવું છે. (૨) 'વેદાદિમાં અશ્વ, ગાય, ઇત્યાદિનો હોમ કરવાની વાત આવે છે. (પૃ. ૩૯) સૌથી પહેલું તો એ કે આ પ્રકારનું કથન વેદમાન્ય ક્યાં ગણાયું, એ જાણી શકાતું નથી. ઉલટું, જે યજ્ઞમાં પ્રાણી માત્રની હિંસા થતી હોય તે વેદપ્રણીત નથી, પણ પછીના કાળમાં માંસાહારીઓએ ઘુસાડેલી પ્રથા છે, એવું મહાભારતના શાન્તિપર્વમાં ૯૨ મા અધ્યાયમાં વિચખ્ખુ રાજાના પ્રસંગમાં ભીષ્મે સ્પષ્ટ કહ્યું છે:

सुरा मत्स्याः पशोर्मांसं द्विजातीनां वलिस्तथा ।
धूर्तैः प्रवर्तितं यज्ञे नैतद्वेदेषु कथ्यते ॥

એટલે એ રીવાજ ધૂર્તોએ પ્રવર્તાવેલો કહેવાય. વળી એ જ પર્વના ૮૯ મા અધ્યાયમાં ગાયને તો અઘ્ન્યાની સંજ્ઞા આપેલી છે. તો ગાયનો હોમ વેદે માન્ય રાખ્યો છે, અથવા સ્થાપિત કીધો છે, એમ કહેવું કઇ રીતે યોગ્ય ઠરે? કદાચ અશ્વમેધ, નરમેધ, ગોમેધ, જેવા શબ્દોની યોજનામા એ પ્રકારના રીવાજની સંભાવના કરીએ, તો પણ બલિ લેખે હોમાતું પ્રાણી હંમેશ નરજાતિનું જ હોય છે, એ વિસરાવું ન જોઈએ. અને એથી જ ગોમેધ શબ્દનો અર્થ શબ્દકોષમાં એવો આપેલો છે કે Sacrifice of a Cow's offsping (જુઓ ગ. કાલેની ડીક્ષનરી) અને એ સાથે આપણો વાછરડા(male calf)નો મધુપર્ક ઘટાવી શકાય ખરો. પરંતુ મધુપર્ક એ હોમ નથી. એટલે 'વેદાદિમા...હોમ'ની વાત કોઇ બુદ્ધિગમ્ય સબળ પુરાવાને અભાવે નાપાયાદાર ઠરે છે અને સુધારો માગી લે છે. ઉ.

**૩ આપવીતી** આવૃત્તિ ૨ જી પૃ ૩૧૦+૮ કિંમત ૧—૪—૦

**૪ બુદ્ધલીલા** આવૃત્તિ ૬ ઠી પૃ ૩૩૬+૧૬ કિંમત ૦—૧૨—૦

બન્નેના લેખક શ્રી. ધર્માનંદ કોસમ્બી. પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

(૩)

પાલી ભાષાના અધ્યાપક અને બૌદ્ધધર્મના એકનિષ્ઠ અભ્યાસી અને અન્વેષક લેખે શ્રી. કોસમ્બી સુપ્રસિદ્ધ છે. એમણે 'નિવેદન'ને નામે પોતાનું જીવનચરિત્ર મૂળ મરાઠીમાં લખેલું, તેનો આ ગુર્જર અનુવાદ છે.

જીવનચરિત્રો કે આત્મચરિત્રો વ્યક્તિગત હોય છે, એમ માનીને એમા રહેલા ગૂઢ આદરણીય તત્ત્વો પ્રત્યે ઉદાસીન વૃત્તિ રાખવાથી આપણે એનુ મૂલ્યાકન ઓછુ કરવા ટેવાયા છીએ એટલે પરિણામે કેટલાક અપવાદો બાદ કરતા, જ્યા પહેલી આવૃત્તિની મર્યાદિત પ્રતો પણ મહામુશીબતે ઉપડતી હોય ત્યા એવા જ પુસ્તકની બીજી આવૃત્તિ થાય, એ આનંદ જનક છે, એક આશાવાદી ચિહ્ન છે

'આપવીતી' એ કોઈની વીતક વાર્તાનું પુસ્તક હોય એવો ભ્રમ, નામ વાચતા થવા સભવ છે પરતુ વસ્તુત. એક કર્તવ્યપરાયણ વ્યક્તિએ પોતાનુ કાર્ય સિદ્ધ કરી, આત્મપ્રસન્નતા માણના અગાઉ જે ધૈર્ય અને સહિષ્ણુતાથી પડેની મુશ્કેલીઓને હઠાવી, આપબળે પોતાનુ જીવન ઘડયું તેનુ નિખાલસ અને યથોચિત ભાન આપતુ આ એક રસિક પુસ્તક છે અને એમા લેખકનો 'હું' અને એ સાથે સામાજિક કે વ્યાવહારિક સબધે સકળાયલી અને સ્થૂળ વાતોનો દાર્શનિક અભાવ હોઈને પોતાના પ્રવાસોનો, જ્ઞાનનો વિવિધ પ્રકારના મનુષ્યોના પરિચયનો અને અનુભવોનો સાદી સરળ ને નિરાડબરી શૈલીએ થયેલો સચોટ ઉલ્લેખ અવશ્ય ધ્યાન ખેંચે છે, એટલું જ નહીં પણ વાચકને વશ કરી મૂકે છે અને યથાપ્રસગે તારવેલા અનુભવબિંદુઓ (દા ત પૃ ૨૧૨ ઉપર સન્યાસીઓ વિષેનો ઉલ્લેખ) લેખકની ઊંડી કર્તવ્યભાવના માટે પ્રશસાના ઉદ્ગાર સહજ માગી લે છે આવા પ્રાણદાયી પુસ્તકો સાચે જ જીવન ઘડતર નીવડે

(૪)

ત્રિપિટક અને અટ્ઠકથામાથી જે વિગતો બુદ્ધચરિત્ર સબધી અગત્યની જણાઇ તેનો ઉપયોગ કરીને શ્રી કોસમ્બીએ "બુદ્ધલીલાસારસંગ્રહ" નામે એક પુસ્તક મરાઠીમા લખેલું, તેના ગુર્જર અનુવાદની આ ત્રીજી આવૃત્તિ છે

એના મુખ્ય ત્રણ ભાગ કરવામા આવ્યા છે (૧) બોધિસત્વની કથાઓ, (૨) ચરિત્ર, અને (૩) બુદ્ધનો ઉપદેશ અને પરિનિર્વાણ ઐતિહાસિક દૃષ્ટિએ પ્રામાણ્ય ન ગણાતી, પરન્તુ બૌદ્ધધર્મીઓએ બુદ્ધના પૂર્વજન્મની જે વાર્તાઓ પાછળથી ઉપજાવી કાઢી તે પહેલા વિભાગમા મૂકી છે એથી कल्याणो धम्मो એ સૂત્રનો આલેખનાર બુદ્ધ અને એના જીવન વિધાયક તત્ત્વોની લૌકિક દૃષ્ટિએ થતી પિછાન રૂચિકર થાય છે બીજા વિભાગમા કપિલ વસ્તુ નગરના શુદ્ધોદન રાજાને ત્યા જન્મેલો પુત્ર, સિદ્ધાર્થ બુદ્ધપદ કેવી રીતે પ્રાપ્ત કરી શક્યો, એ સબધી સવિસ્તર ઉલ્લેખ કરવામા આવ્યો છે અને એ સૌની પાછળ 'નિદાન કથા' 'સુત્તનિપાત', 'મહાવગ્ગ', ઇત્યાદિ બૌદ્ધ ગ્રન્થોનો આધાર છે તેમ જ બુદ્ધ થતા પહેલા એ ધર્મની દાન, શીલ, નૈષ્કર્મ્ય, પ્રજ્ઞા, વીર્ય, શાન્તિ, વગેરે દશ પારમિતાઓ એમણે જીવનમાં કેમ ઉતારી, એ વિષેની પૂર્વપિઠિકા પહેલા વિભાગમા જણાવી છે ત્રીજા વિભાગમા બુદ્ધ થયા પછી એમણે પ્રવર્તાવેલા ધર્મ સબધી, ઉપદેશો સબધી અને જનતાએ એ કેમ માન્ય રાખ્યો, એ વિષે યથાર્થ વર્ણન છે

બુદ્ધ ભગવાને પોતાના ધર્મને એવુ વ્યાપક સ્વરૂપ આપ્યુ હતુ કે એમા ન્યાતજાતના વાંધા સિવાય સૌ કોઇ જોડાઇ શકે, અને એથી જ બ્રાહ્મણોએ એમના પર ક્રોધ કર્યો હોય તો અવાસ્તવિક ન કહેવાય છતા ઘણાય બ્રાહ્મણોએ એ ધર્મ અંગીકાર કર્યો હતો— 'શ્રાવક' થયા હતા 'મનુષ્ય જન્મથી બ્રાહ્મણ કે ચાડાળ પાકતો નથી,' એ વાક્ય ઉપરથી

બૌદ્ધધર્મ કર્મવાદને પ્રાધાન્ય આપતો જણાય છે અને નિર્વાણ માટે જે રૂપક યોજવામાં—આપવામાં આવ્યું છે (પૃ. ૨૬૨), તે સૌને અનુકૂળ થાય એવું છેઃ શ્રદ્ધા એ બી છે, તેના ઉપર સદાચરણની વૃષ્ટિ થાય છે, પ્રજ્ઞા એ મારું હળ છે, અને પાપ કરવામાં રહેલી શરમ તે હળનો વચલો દાંડો છે. મનરૂપી દોરાથી એ હળ બાંધેલું છે. સ્મૃતિ એ મારા હળનું ફળ અને એ જ મારો ચાબુક છે. સત્ય એ મારૂં નીંદણુ છે, શાંતિ એ મારી વિશ્રાંતિ છે. મારો ઉત્સાહ એ જ મારા બળદ છે. મારી આ ખેડ નિર્વાણની દિશામાં ખેડાઇ રહી છે."

આશા છે કે શ્રદ્ધાશીલ, સદ્ભાવી વાચકો આ પુસ્તકને વાંચે–વસાવે. હ.

**૫ સ્વદેશી સમાજ** ( ડૉ. રવીન્દ્રનાથ ઠાકુર ) અનુવાદક, શ્રી. નગીનદાસ પારેખ પ્રકાશક, નવજીવન પ્રકાશનમંદિર, અમદાવાદ. આવૃત્તિ ૨જી. પૃ. ૧૧૦+૮ કિંમત ૦–૮–૦

બંગભંગનાં રાજકીય કારણો ગમે તે હોય, પરતુ એટલું તો સાચું છે કે એમ થવાથી હિન્દના અખંડ પ્રજાઅંગનો એક અવયવ શાસનસત્તા પૂરતો વિચ્છેદ પામ્યો અને એ પ્રકારની રાજ્યવર્તણુંક પ્રત્યે જે વિરોધસૂચક ચળવળો ઉદ્ભવી, તેમાંથી સ્વદેશીની ભાવનાએ ઉગ્ર સ્વરૂપ લીધું. એ આંદોલનો વિશાળ અને દેશવ્યાપી બનતાં એની અસર વેધશાળાના સેસ્મૉગ્રાફ જેવા સૂક્ષ્મ સંવેદનશીલ કવિઓને ન થાય તો જ નવાઇ, અને તેમાંયે નિસર્ગશક્તિસંપન્ન કવિનું લાક્ષણિક દર્શનોવત મનોમંથન જ્યારે શબ્દબદ્ધ થાય ત્યારે તો એની વિશિષ્ટતા અનોખી રીતે જ ઉપસી આવે.

બંગાળામાં સ્વદેશીની પ્રવૃત્તિ શરૂ થઈ તે અરસામાં (૧૯૦૫–૧૦) કવિવર ટાગોરે એ દેશવ્યાપી ભાવનાને ગૂંથીને જે લેખો લખ્યા તેના અનુવાદનું આ પુનર્મુદ્રણ છે. એમાં પશ્ચિમના આંધળા અનુકરણને પરિણામે આપણી પ્રાચીન લોકશાસનપદ્ધતિનો લોપ થવાથી આપણે કેટલા બધા પરવશ બન્યા છીએ, એ પાણીની પરબ જેવું નાનું પણ સૂચક દૃષ્ટાન્ત આપીને સ્પષ્ટ રીતે બતાવ્યું છે. તે સાથે આપણી સ્વાતંત્ર્યસિદ્ધિ માટે માત્ર કષ્ટો, યાતનાઓ કે તપશ્ચર્યાદિને ગૌણ ગણી, આપણી નૈતિક નિર્બળતાનો નાશ, ઐક્ય અને મનુષ્યત્વના સંપૂર્ણ વિકાસ પર ભાર દીધો છે. એટલું જ નહીં, પરતુ લોકસેવાનાં જાહેર કાર્યોમાં અવારનવાર પડતા મતભેદોને 'અવશ્યંભાવી જ નહી, પણ હિતકર' (પૃ. ૬૦) લેખી. વિરોધના વેગને 'પરસ્પરની શક્તિને પરિપૂર્ણ રીતે જાગ્રત' (પૃ ૫૯) રાખનાર કહી અપનાવે છે, ત્યારે સહજ વિચાર થાય છે કે આવી ભાવના આપણા આજના મહાસભાવાદીઓ જો સાચે જ વર્તનમાં ઉતારે તો કામનો ઉકેલ કેટલો સરળ થઇ જાય ? પરતુ 'વિરોધ ઉભો થતાં જ આપણે મૂળ વસ્તુનો નાશ કરવા કે ત્યાગ કરવાનો પ્રયત્ન કર્યા છે,' (પૃ. ૬૧) એ વિધાનના સમર્થનમાં આપણી પાસે પુષ્કળ દૃષ્ટાન્તો જ્યાં સુધી પડયાં છે ત્યાં સુધી આપણું ઐક્ય કેટલું, માનવતાનો વિકાસ કેટલો અને હરિફ પ્રજાને મુકાબલે સ્વરાજ્ય માટે આપણી લાયકાત કેટલી, એ પ્રશ્નોની મુંઝવણુ ઉભી જ રહેવાની, એ નિઃસંશય છે.

આ નાની પણ નગદ તત્ત્વોની વિચારણા આપતી પુસ્તિકા સૌએ વાંચવા જેવી છે. અને પ્રત્યેક મહાસભાવાદીએ તો જીવનમા વણી લેવા જેવી છે. એથી એમને નવી દૃષ્ટિ મળશે, એમની સ્વદેશીની કે સ્વદેશાભિમાનની ભાવનાનું સ્વરૂપ ઘડાશે અને ઘણી ઉણપો પૂરાશે.

૬ ગ્રામ ભજનમંડળી. સંપાદક શ્રી જુગતરામ દવે પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ આવૃત્તિ ૨ જી પૃષ્ટ ૯૬, કિંમત ૦-૨-૦

ગામડાની બિચારી, નિરક્ષર ને અજ્ઞાન પ્રજાને માત્ર અક્ષરજ્ઞાન આપવાથી કે કાંતવા વણવાનું શીખવાથી ગ્રામોદ્ધારની યોજના સંપૂર્ણ થતી નથી એ શિક્ષણ સાથે એમની આસપાસ પ્રવર્તી રહેલા આંદોલનો અને દેશપરદેશની પરિસ્થિતિનું પણ સામાન્ય જ્ઞાન એમને મળવું જોઇએ, જેથી એમનું પ્રજાજીવન સચેત થાય અને વ્યક્તિત્વ ખીલે

આખા દિવસનું કામકાજ કરીને થાકેલો મનુષ્ય રાત્રે વાળુ કર્યા પછી બે ઘડી નીરાંતે બેસી, ભજન ગાય, ઈશ્વરસ્મરણ કરે, એવી પ્રથા હજી ગામડાંમાં જીવન્ત છે અને એ ભજન શબ્દમાં રહેલી અજબ આકર્ષણશક્તિ, સાન્ત્વના અને ભારતીય પ્રજાના ભક્તિપરાયણ માનસની એમાં મૂર્તિમંત પ્રતીતિ છે એમ, ઈશ્વરનું નામ લઇને પુણ્ય ને સંપાદન કરવાની નિર્દોષ નિખાલસ ભાવનાવાળા ગ્રામ્યસમૂહને ગાવા માટે અથવા એમની સમક્ષ ગાવા માટે નરસિંહ, મીરાં, બ્રહ્માનંદ, કબીર, તુલસીદાસ જેવા સંતભક્તોના રચેલા ભજનો સાથે સાંપ્રદાયિક પ્રચારની સરળતા માટે વીણી કાઢેલા, થોડાક અપવાદો સિવાયના બીજા નામધારી ગીતોનો આ સંગ્રહ છે અને એથી એમાં માનવવંચના થવા ઉપરાંત વીરપૂજા કે ગુણપૂજાની ઉદાત્ત ભાવનાને બદલે વ્યક્તિપૂજાની અનેષણીય ભાવનાને પોષણ મળેલું જણાય છે જો નિમિત્ત વસ્તુના યજન, ભજન સિવાય નિર્મળ રાષ્ટ્રપ્રેમને ઉદ્દીપન કરતા તત્ત્વોનું થોડુંયે પ્રમાણ આ સંગ્રહમાં આવી શક્યું હોત તો, માનસશાસ્ત્રીય અદાથી, આપણા જૂના રૂઢ ભજનો વિષે સંપાદકે પ્રસ્તાવનામાં કરેલું નવવિધાન (?) પ્રામાણ્ય ગણાત ઉ

૭ ફૂઈબા અનુવાદક, શ્રી ભગવાનદાસ સાહિત્યવિલાસી પૃ ૧૨૮

૮ રાવા રાણી (બંકીમ બાબુ) અનુવાદકો શ્રી ચન્દ્રકાન્ત જી મહેતા અને શ્રી કેશવલાલ મ પટેલ પૃ ૫૬. બન્નેના પ્રકાશક મેસર્સ જીવનલાલ એન્ડ સન્સ, અમદાવાદ અને મુંબઈ-૨ કિંમત ૧-૮-૦

(૭)

કહેવાતા સુધારાને નામે અપનાવી લેવામાં આવેલી, પાશ્ચાત્ય સંસ્કૃતિનો સંઘર્ષ પૌરસ્ત્ય સંસ્કૃતિ સાથે કેવો અને કેટલે દરજ્જે થાય છે, એ ચર્ચતી એક બંગાળી કુટુંબની વાર્તાને ગુજરાતી લેબાસમાં રજુ કરનાર અનુવાદકે એના મૂળ લેખક વિષે કોઈ પણ પ્રકારનો નિર્દેશ ન કરતાં માત્ર વાચકની કલ્પના પર છોડયું છે

સુશિક્ષિત અને સંસ્કારી કુટુંબમાં બે સંતાનો-ઉર્મિલા અને સત્યેશ-આ વાર્તામાં પ્રધાન પાત્રો છે પરંતુ કૌટુમ્બિક આચારવિચારની ભિન્નતાને કારણે પરસ્પરનું વર્તન એકબીજાના દામ્પત્યપ્રેમમાં વિચ્છેદ પાડવા જેટલી હદે પહોંચે છે એને માટે જો કે સત્યેશનો વ્યવસાય કારણભૂત ગણાય એવો છે, કારણ કે એના સહવાસનો આનંદ કે સંતોષ જે સ્વાભાવિક રીતે ઉર્મિલાને મળવો જોઈએ તે મળતો નથી અને એથી તેમ જ પોતાની મોટી બહેન લીલાના અને એના મિત્રોના ઉપહાસજનક વર્તનનો ઝાઝો ભોગ ન થઈ પડાય એ ઉદ્દેશથી એમને ખુશ રાખવા પૂરતા ઉર્મિલાના નિખાલસ પ્રયાસો સત્યેશના મન પર આશંકાના ઓળાઓ

પાથરે છે, એટલું જ નહીં, પરંતુ પોતે માત્ર દુઃખ સહેવા જ સર્જાયેલ છે, એમ નિશ્ચય કરીને પરદેશ જવાની વ્યવસ્થા કરે છે. જો કે બન્નેને પરસ્પર અત્યે અટળક પ્રેમ અને મમતા હતાં, તેમ જ પોતાની ઉણપો સારી રીતે સમજતાં હતાં, પરંતુ તેનો નિકાલ લાવવા માટે સીધો પ્રશ્ન પૂછીને સાચી વસ્તુસ્થિતિ સમજવા પુરતી નિર્બળતાને લીધે બંને જણ મૂંઝાયાં કરતાં હતાં કે કદાચ એમ પૃચ્છા કરવાથી કોઈની લાગણી દુભાય ને જીવને કલેશ થાય. આવી પરિસ્થિતિમાં સત્યેશને ધીર, વ્યવહારદક્ષ અને ડાહ્યો-શાણો રજુ કરી, લેખકે ઈલાનું ભવિષ્ય સુધારી લીધું છે, અને એ દ્વારા અનેક કુટુંબોના કલહનો કોયડો કુશળતાથી ઉકેલ્યો છે.

એનાં ગૌણ પાત્રો-લીલા, બેરીસ્ટર ઘોષ અને સુબોધને તો સુધારાની છેલ્લી હદે પહોંચેલાં ચીતરી પ્રધાનપાત્રોને સારો ઓપ આપ્યો છે. પરંતુ માલતી જેવી વિદુષી માતા પોતાના પતિ બેરિસ્ટર ચેટરજીને પોતાના પ્રતિકૂળ આચરણથી જે સંતાપ કરાવે છે—અને તે માત્ર લીલા વગેરેની ઉશ્કેરણીથી-તે અનુકંપાજનક કહેવાય.

વાર્તાનું સમાજસ્પર્શી વસ્તુ અને પાત્રોનુ નિરૂપણુ ને વિકાસ તેમજ રસની જમાવટ એકંદરે ખોટાં ન ગણાય.

(૮)

શ્રીમંત પતિના અવસાન પછી વિધવા બનેલી પત્ની, પોતાનાં સગાંવહાલાંના કૂડ-કપટનો ભોગ બન્યાના દાખલા હિન્દુસમાજમાં અનેક છે. એવી કંગાળ ને અસહાય બનેલી વિધવા માતાની ડાહી અને સંસ્કારી પુત્રી રાધારાણી પોતાના આદર્શો કેવી રીતે જીવી જાણે છે, તેમ જ રૂક્મિણિકુમાર જેવા અપરિચિત પણ પ્રામાણિક ને પરગજુ પાત્રને એના નિખાલસ કર્તવ્યધર્મનો બદલો કેવો અને કેવા સ્વરૂપમાં મળે છે, એ આ વાર્તાનું વસ્તુ છે. બન્ને પાત્રોનો વ્યવહાર સાદ્યંત સ્વાભાવિક, સરળ ને સમર્યાદ આલેખી કર્તાએ રસનિષ્પત્તિમાં ક્યાંઈએ અવાસ્તવિક્તા જેવું આવવા દીધું નથી, એટલે વાચકને વિશેષ આનંદ આવે છે. એમાંનાં બીજાં પાત્રો પણ વાણીનો ઝાઝો ઉપયોગ કર્યા સિવાય માત્ર વ્યંજનાથી ઘણું અને સચોટ સમજાવે એવાં ચતુર ને વિચક્ષણ કલા છે.

આ બન્ને વાર્તાઓમાં જોડણીની ભૂલો અપાર છે. જો ધાર્યું હોય તો પ્રુફ સુધારનાં એ દોષ ટાળી શકાય છે. એ વિષે પ્રકાશકોનું ધ્યાન દોરવું અયોગ્ય નથી.

**૯ વાંક વિનાની**:-સંપાદક શ્રી. ચન્દ્રકાન્ત જીવનલાલ મહેતા, પ્રકાશક મેસર્સ જીવનલાલ એન્ડ સન્સ, અમદાવાદ અને મુંબઈ. ૨. પૃ. ૨૪૪. કિંમત ૨-૦-૦

ભેટપુસ્તક એટલે એક લાંબી સળંગ વાર્તા જ હોય એવો આપણે ત્યાં શિરસ્તો છે. એનો ભંગ કરીને 'સ્ત્રીબોધ' માસિકની ચાલુ સાલની ભેટ લેખે ઉપર્યુક્ત પુસ્તક આપવામાં આવ્યું છે. વૈવિધ્યની દૃષ્ટિએ આ પ્રણાલિકાભંગ કે સુધારો આવકારલાયક છે, કારણ કે જૂદા જૂદા લેખકોનાં જૂદાં જૂદાં દૃષ્ટિબિન્દુઓ ને જૂદી જૂદી શૈલી વાચકને સારી રીતે આકર્ષી શકે છે. આમાં બીજી વાર્તાઓ ન્યૂનાધિક પ્રમાણમાં સારી ને વાંચવી ગમે એવી છે, તથાપિ રા. ધૂમકેતુની સામાજિક વાર્તા ને રમણિકરામ મહેતાની વર્તમાન પરિસ્થિતિ આલેખતી લગભગ સત્યઘટના જેવી વાર્તા અવશ્ય ધ્યાન ખેંચે છે.

હ.

૧૦ **સમ્રાટ્ વિક્રમ અથવા અવંતિપતિ** -લેખક શ્રી જેઠાલાલ નારાયણ ત્રિવેદી, પ્રકાશક મેસર્સ જીવનલાલ એન્ડ સન્સ, અમદાવાદ અને મુંબઈ-રે પૃ ૩૧૮" કિંમત ૨-૮-૦

જેણે પોતાના અતુલ પરાક્રમથી શકોને હરાવી, અવંતીનુ રાજ્ય પાછુ મેળવ્યુ અને જેના નામનો સંવત્સર ચાલ્યો, એ મહારાજ વિક્રમ તે જ ઐતિહાસિકોનો વિક્રમ હશે કે કેમ, એ વિવાદાસ્પદ મુદ્દાને લેશમાત્ર છંછેડ્યા વિના છેલ્લા બે હજાર વર્ષોથી લોકપ્રિય બનેલો વિક્રમ આ નવલકથાનું મુખ્ય વસ્તુ છે પોતાના પિતાની વ્યભિચારચેષ્ટા સહન ન થવાથી એ દેશવટો લે છે અને એના મૃત્યુ પછી રાજતંત્ર હાથમાં લઈ, પોતાની પ્રજાકલ્યાણની ભદ્ર ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવામા દેવદમની ધાવણ, પદ્મા, સુનંદા જેવા રાજ્યકળાપ્રવીણ પાત્રો તેમ જ ગર્ગ જેવી પવિત્ર ને ધર્મપરાયણ-આસ્તિક વ્યક્તિનુ માર્ગદર્શન એને ઘણુ ઉપયોગી થઈ પડે છે આ વાર્તામા કરણઘેલાના બાબરાભૂત જેવા મહારાક્ષસ વેતાળના અદ્ભુત પરાક્રમો ને વિષકન્યાનું ઉપસ્થિત કીધેલું પાત્ર કંઈક નવો જ રસ ઉત્પન્ન કરે છે

વસ્તુને રજુ કરવાની શૈલી, પાત્રવિકાસ ને સચોટતા લેખકે સારા સાધ્ય કર્યા જણાય છે પરંતુ વિક્રમના પિતાનુ અયોગ્ય વર્તન, કાલિકસૂરી, સરસ્વતી, ઇત્યાદિ ઐતિહાસિક (જો ગણાય તો) પાત્રો અને તેમનુ વર્તન નિષ્પક્ષપાત રીતે વિશેષ અન્વેષણ માગી લે છે

જોડણી અને છાપની ભૂલો અહીં પણ ઘણી રહી જવા પામી છે ઘ

---

નોંધ—અમારા ત્રણેક સહકારી વિવેચક બધુઓ અનિવાર્ય કારણે અવલોકનો લખી મોકલી શકયા નથી, તેથી અવલોકનની રાહ જોનાર, પુસ્તકો મોકલનારા કેટલાક લેખકો અને પ્રકાશકોની અમે ક્ષમા ચાહીએ છીએ સં ત્રે અ બુ જાની

# પુસ્તક પહોંચ: સાભાર-સ્વીકાર

(વર્ષ ૬, અં. ૧, એપ્રીલ-જુન ૧૯૪૧)

(૪૧+૪+૫=૫૦)

૧ સર્વોદય : લે. શ્રી. મોહનદાસ ક. ગાંધી : મૂ. ૦-૧-૬

૨ બ્રહ્મદેશનો પ્રવાસ : લે. શ્રી. કાકા કાલેલકર : મૂ. ૦-૩-૦

૩ વાલ્મિકીનો જય : લે. શ્રી. મ. મહરપ્રસાદ શાસ્ત્રી, મૂ. ૦-૬-૦

૪ મારી વ્યાપક કેળવણી : અનુ૰ રા. રા. ચંદુભાઈ રામજીભાઇ પટેલ, પ્રકાશક : રા. જમદાનાદાસ સ્મારકગ્રંથમાળા, ગ્રંથ ૨૧; ૧ લી આવૃત્તિ, મૂ. રૂ. ૧-૪-૦

૫ પાંચમી ચોપડી : (ગુજરાતી શાળાના ૫ મા અને અંગ્રેજી શાળાના ૧ લા ધોરણ માટે). (વાચનમાળા) ગુજરાત વિદ્યાપીઠ, ગ્રંથાવલિ, પુ. ૧૪. મૂ. ૦-૫-૦

૬ છઠ્ઠી ચોપડી (ગુજરાતી શાળાના ૬ઠ્ઠા અને અંગ્રેજી શાળાના ૨જા ધોરણ માટે.) મૂ. રૂા. ૦-૬-૦

૭ ગ્રામ્યપંચાયતના કાયદાને લગતા નિયમો : (અંગ્રેજીનો અનુવાદ).

**નોંધ:**—૧ થી ૭, નવજીવન કાર્યાલય, અમદાવાદના પ્રકાશનો છે.

૮ કવિચરિત ભાગ ૨ : લે. રા. રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી, મૂ. રૂા. ૧-૦-૦

૯ ગામડાનું આરોગ્ય કેમ સુધરે ? : લે. રા. રા. કેશવલાલ ચતુરદાસ પટેલ, મૂ. ૦-૧-૬

૧૦ દૂધ : (સચિત્ર) લે. ડૉ. નરસિંહભાઇ મૂળજીભાઇ શાહ, મૂ. ૦-૬-૦

૧૧ બુદ્ધિપ્રકાશ-લેખસંગ્રહ ભાગ ૧, સંપાદક : રા. રા. નવલરામ જ. ત્રિવેદી અને રા. રા. અનંતરાય મ. રાવલ. મૂ. રૂા. ૧-૦-૦

૧૨ માનવજીવનનો ઉપઃકાળ (સચિત્ર) : લે. રા. રા. અશોક હર્ષ, મૂ. રૂા. ૦-૭-૦

૧૩ સાહિત્ય અને વિવેચન : ભાગ. ૨. લે. દિ. બ. કેશવલાલ હ. ધ્રુવ. મૂ. રૂા. ૧-૦-૦

૧૪ સાહિત્યવિચાર : લે. ડૉ. આચાર્ય આનન્દશંકર બા. ધ્રુવ. મૂ. રૂા. ૧-૦-૦

૧૫ સહશિક્ષણ : લે. રા. રા. રણજિતભાઈ એમ. પટેલ. મૂ. રૂા. ૦-૧-૬

**નોંધ:**—૮ થી ૧૫ અમદાવાદ ગુજરાતી વર્નાક્યુલર સોસાયટીનાં પ્રકાશનો.

૧૬ સૂનું ગામડું : અનુવાદિત કાવ્ય. સંપાદક અને પ્રકાશક : ડૉ. એમ. ઓ. સુરૈયા : ઠે. ઘોડ બંદર રોડ, જોગેશ્વરી; મળવાનું ઠે. મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કું. બુકસેલર્સ; પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. નં. ૨, મૂ. રૂા. ૨-૦-૦

૧૭ ઉછળતાં પૂર : ઈન્દુ અને કિશોરી : લે. રા. રા. અંબાશંકર ના. પડયા; પ્રાપ્તિસ્થાન : લેખક, માણેકવાડી—ભાવનગર. મૂ રૂા. ૧-૪-૦

૧૮ સોલંકીનો સૂર્યાસ્ત અથવા વાઘેલાનો ચન્દ્રોદય : "ગુજરાતી" પત્રની ૫૮ મી ભેટ. ૧૯૪૧; લે. રા. રા. જેઠાલાલ નારાયણ ત્રિવેદી. પ્રકાશક : "ગુજરાતી પ્રીન્ટીંગ પ્રેસ" સાસુન બિલ્ડીંગ; કોટ, મુંબાઈ નં. ૧; મૂ. રૂા. ૩-૦-૦

૧૯ ગિરિશૃંગે : સ્વામી શ્રીઆનતાનંદજીનું સંસ્મરણ : સંગ્રાહક : રા. રા. કહાન ચકુ ગાંધી, પ્રવેશના : લે. રા. રા. અંબાલાલ બુ. જાની, બી. એ. પ્રકાશક : ગુજરાતી પ્રીન્ટીંગ પ્રેસ. ફોર્ટ, મુંબઈ નં. ૨ મૂ. રૂા. ૦-૮-૦

૨૦ ભુવનભુવનના કાવ્યો લે રા રા કાન્તિપ્રસાદ શં વોરા ઠે ભાદેવાણી સ્ટ્રીટ, ભાનો ડહેલો, ભાવનગર, મૂ રૂા ૧–૪–૦

૨૧ સૂર્યપુરગ્રામમાળા સંચયકાર ગ રા કેશરીચંદ હીરાચંદ ઝવેરી મૂ ૦–૧૧–૦

૨૨ સૂર્યપુરનો સુવર્ણયુગ સંચયકાર , ,, , ,, મૂ રૂા ૧–૦–૦

૨૩ સૂર્યપુર અનેક જૈન પુસ્તક ભાંડાગારદર્શિકા સૂચિ સંચયકાર ગ ગ કેશરીચંદ હીરાચંદ ઝવેરી મૂ રૂા ૧–૦–૦

નોંધ—૨૧ થી ૨૩, પ્રકાશક ગ ગ મોતીચંદ મગનભાઈ ચોકસી, શ્રી જૈન સાહિત્ય ફંડ તરફથી સુરત, ઠે શ્રી જૈન આનંદ પુસ્તકાલય, ગોપીપુરા સુરત

૨૪ સ્ત્રીજીવનવિષયક कांहीं प्रश्न श्रीमातुश्री जमनाबाई स्मारक ग्रंथमाला पुष्प १ ले सौ कमलाबाई टिळक एम ए, टे व्हीनस हॉटेल, पुणे शहर

૨૫ ચિન્તામણિ શ્રી સયાજી બાળજ્ઞાનમાળા વડોદરા, પુ ૧૬૦ લે સૌ શ્રીમતી મજમુદાર મૂ ૦–૬–૦

२६ आनन्दीबाई पेशवे श्री सयाजी बालज्ञानमाला पुष्प १६७ ले, मूल्य ०–६–०

૨૭ ભાષાવિજ્ઞાનપ્રવેશિકા લે રા ગ મનુભાઈ શુક્લ મૂ રૂા ૧–૧–૬ સં ૧૯૯૫ પુષ્પ ૨૬૨ મું

२८ चीन साहित्यादर्श (मराठी) लें रा वासुदेव कृष्णभावे, पुष्प २६३, मू रु. १–१०–०

૨૯ જીવન અને વિજ્ઞાન લે ગ રા રમણિક કે ત્રિવેદી, પુ ૨૬૪ મું

૩૦ ऋग्वेदसंहिता अष्टक ३, વિભાગ ૧ લો મૂળ સાથે અનુવાદ, અનુ રા ગ મોતીલાલ ર ઘોડા, બી એ, એલએલ બી પુષ્પ ૨૬૫ મું

૩૧ પૂર્વ અને પશ્ચિમનાં નૈતિક ધ્યેયો અનુ ગ ગ મંજુલાલ ર મજમુદાર, એમએ પુષ્પ ૨૬૬ મું

૩૨ કાવ્યની શક્તિ ગ રા રામનારાયણ વિ પાઠક પુષ્પ ૨૬૭ મું

૩૩ સાહિત્યવિમર્શ , ,, ,, ,, પુષ્પ ૨૬૮ મું

૩૪ મારું જીવન અને કાર્યક્ષેત્ર અનુ ગ ગ રમણલાલ વ દેસાઈ પુષ્પ ૨૬૯ મું

३५ धर्मकी उत्पत्ति और विकास (हिन्दी) अनु श्री रामचन्द्र शर्मा, पुष्प २७०

નોંધ—૨૪ થી ૩૫ એ ગ્રન્થો શ્રી સયાજી સાહિત્ય માળા—વડોદરાના પ્રકાશનો છે

૩૬ વાડ વિનાની સંપાદક ગ ગ ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા, ઓળખની ભેટ ૧૯૪૧ મૂ રૂા ૨–૦–૦

૩૭ સમ્રાટ વિક્રમ અથવા અવંતિપતિ લે. ગ ગ જેઠાલાલ નારાયણ ત્રિવેદી મૂ રૂા ૨–૮–૦

૩૮ પ્રભા અનુ૰ રા. ગ ભગવાનદાસ માણિકલાલ વિલાસી મૂ. રૂા ૧–૮–૦

નોંધ—૩૬ થી ૩૮ એ ત્રણ પુસ્તકોના પ્રકાશક જીવનલાલ એન્ડ સન્સ તરફથી ચન્દ્રકાન્ત જે મહેતા, પીરમશા રોડ, અમદાવાદ છે, અને ૩૭—૩૮ એ બે પુસ્તકો જ્ઞાન વર્ધક પુસ્તકમાળા અનુક્રમે નં. ૯૬, ૯૭

૩૯ લખવાના પત્રો એક હબસીની આત્મકથા લે ગ જ્ઞાન જ કાજી મુહમ્મદ અબ્દુલ મજીદ અનુવાદક ગ ગ કમાલુદ્દીન સદરુદ્દીન કાજી ' ' નવભારત "—ભેટ પુસ્તક ૧૯૪૦–૪૧નું, પ્રકાશક નવભારત કાર્યાલય સ્વામીનારાયણ મંદિર રોડ અમદાવાદ

૪૦ હરિરસ : (ચારણીકાવ્ય) રચયિતા સ્વ. મહાત્મા ઈશ્વરદાસજી, સંપાદક સ્વ. કિશોરસિંહ બાર્હસ્પત્ય : પ્રકાશક રાજસ્થાન રીચર્સ સોસાયટી ૭૭ એ યાસાબોબાપાડાસ્ટ્રીટ કલકત્તા મૂલ્ય હરિરસામૃતપાન.

૪૧ પાનગોષ્ઠિ : લે. રા. રા. ધૂમકેતુ : સોલ એજન્ટ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. મૂ. રૂ. ૧–૮–૦

## Sanskrit

१ मानसोल्लास : (श्री सोमेश्वर भूपतिविरचित:) द्वितीयो भाग: Edited with an Introduction by G. K. Shrigondekar, M. A. Vol No 84, Price Rs. 5/-

२ परमसंहिता (श्रीपाञ्चरात्रे) . Edited and Translated into English with an Introduction by Rajsevasasakt, D. B. Dr. S. Krishnaswami Aiyangar, Vol. No. 86; Price Rs. 8-0-0

३ तत्त्वोपप्लवसिंह : भट्टश्री जयराशिप्रणीत : Edited with an Introduction by Pandit Sukhalalji Sanghvi and Prof. Rasiklal C. Parikh, B. A. Vol. No. 87. Price Rs. 4-0-0

४ अनेकान्तजयपताका वृत्तिद्वयविभूषिता । प्रथम खण्ड: । श्रीहरिभद्रसूरि शेखरसूत्रितम् । स्वोपज्ञया व्याख्यया With his own Commentary and Munidra Suri's Super-commentary, Vol. I. Critically edited with an Introduction by H. R. Kapadia, M. A. Vol. No. 88. Price Rs. 10-0-0

Note:—No. 1 to 4 : Gaikwad's Oriental Baroda State.

## English

1 The Students' English—Paiya Dictionary; by Hiralal R. Kapadia. Sole Agents: Messrs Karsandas Narandas & Sons, Booksellers Nanavat Surat. Price Re. 1-0-0

2 Illustrated Guide to read Penoramic Badri-Kedar Model and Its Replica : by Trikamdas Premjee. 3 Garibdas Street, Bombay 3. Price Re. 0-14-0

3 Memoir No. III. The Ruins of Dabhoi or Darbhavati in Baroda State. With several plates : by Jnanratna Dr. Hiranand Shastri, M. A. Director, Archeology Baroda State, Gaikwad,s Archeological Series. Price Rs. 5-8-0

4 Tatvasangraha : (English Translation) Vol. II. Translated by Ganganath Shree : Gaekwad's Oriental Series. Vol. No. 83. Baroda. Price Rs. 20-0-0

5 The Archeology & Gujarat Including Kathiawar. by Dr H. D Sankalia, M A, LL B, Ph D (London) With good many plates Publishers Natwarlal & Co, 367, Hornby Road, Fort, Bombay 1

## Journals

1 Indian Literary Review Vol 12, 1, 2, 3 Feb, March, April
2 Bulletin of the Deccan College Research Institute 1939 Vol I No 1, 2-4, Vol II No 1-2, Appendix to Vol 2, No 1-2
3 Gujarat research Society Vol 3, No 2 April

## માસિક

૧ નવચેતન વર્ષ ૧૯ પુ ૩૮, અંક ૫, ૬, વર્ષ ૨૦, અ ૧ ફેબ્રુઆરી માર્ચ, એપ્રિલ વાર્તા અક
૨ શારદા વર્ષ ૧૭ પુ ૩૪ અ ૫, ૬, વર્ષ ૧૮ પુ ૩૫, અ ૧ ફેબ્રુઆરી, માર્ચ, એપ્રીલ ૧૯૪૧
૩ પ્રસ્થાન વર્ષ ૧૬ અક ૨, માગશર મ ૧૯૯૭
૪ ગુણસુંદરી વર્ષ ૧૮ પુ ૩૫ અક ૧૨ ફેબ્રુઆરી પુ ૩૬, અ ૧, ૨ માર્ચ, એપ્રિલ
૫ શ્રી જૈન સત્યપ્રકાશ વર્ષ ૬, અંક ૬, ૭, ક્રમાંક ૬૬, ૬૭, માઘ, ફાગણ
૬ પાટીદાર વર્ષ ૧૮, અક ૪, ૫, ૬, મહા, ફાગણ ચૈત્ર
૭ શ્રી જૈન ધર્મપ્રકાશ પુ ૫૬ અંક ૧૧, ૧૨, પુ ૫૭, અ ૧ માઘ, ફાગણ ચૈત્ર
૮ પ્રજાહિતામિત્ર વર્ષ ૨૭ અક ૩, ૪, ૫ ૬, પોષ, માહ, ફાગણ, ચૈત્ર
૯ કુમાર વર્ષ ૧૮ ૧, ૨, ૩, ૪, મળગ અક ૨૦૫, ૨૦૬, ૨૦૭, ૨૦૮. જાન્યુઆરી, ફેબ્રુઆરી, માર્ચ, એપ્રિલ (૧૯૪૧)
૧૦ પુસ્તકાલય પુ ૧૬ અક ૧, ૨, ૩, ૪ જાન્યુઆરી ફેબ્રુઆરી, માર્ચ, એપ્રીલ
૧૧ કમર વર્ષ ૧૧, અક ૧૨૨, ૧૨૩, ૧૨૪. ફેબ્રુઆરી, માર્ચ, એપ્રિલ
૧૨ ઊર્મિ વર્ષ ૧૦ અક ૧૧, ૧૨, ફેબ્રુઆરી માર્ચ
૧૩ શિક્ષણ અને સાહિત્ય વર્ષ ૨, અ ૫, ૬, ૭, ફેબ્રુઆરી, માર્ચ, એપ્રિલ
૧૪ કારવા પુ ૨, અ ૧, ૨, ૩ ફેબ્રુઆરી, માર્ચ, એપ્રિલ
૧૫ નવરચના વર્ષ ૫, અં ૧૧, ૧૨, ફેબ્રુઆરી, માર્ચ
૧૬ શ્રી આત્માનંદપ્રકાશ. પુ ૩૮, અ ૭, ૮, ૯ માઘ, ફાગણ, ચૈત્ર
૧૭ રેખાગતિ વર્ષ ૨, અ ૭, ૮, ૯ ફેબ્રુઆરી, માર્ચ, એપ્રિલ
૧૮ આનંદાશ્રમ વર્ષ ૯ અ ૮-૧-૧૦ પોષ, માઘ, ફાગણ
૧૯ સ્થાનિક સ્વરાજ્ય વર્ષ ૨ અ ૭, ૮, ૯ ફેબ્રુઆરી, માર્ચ, એપ્રિલ
૨૦ સુવાસ વર્ષ ૩, અં ૯, ૧૦, ૧૧, ફેબ્રુઆરી, માર્ચ, એપ્રિલ, સળંગ અંક ૩૩, ૩૪, ૩૫
૨૧ ચિત્રમય જગત (ખાસ મહાયુદ્ધ અક) પુ ૨૭, અં ૧, માર્ચ

## સાપ્તાહિક

૧ કેસરી (પુના, દર સપ્તાહે બે વાર); ૨ "ગુજરાતી" મુંબઇ; ૩ "ખેપડી મોજ" ૪ "ઇસ્લામી", ૫ "પ્રજાબંધુ", ૬ "ગુજરાતી પચ", ૭ "મુસ્લીમ ગુજરાત", ૮ "પ્રતાપ" ૯ "દાંડિયો", ૧૦ "જૈન", ૧૧ "શ્રીશક્તિ".

## પાક્ષિક

૧ જ્યોતિર્ધર.

## ત્રૈમાસિક

૧ માનસી : વર્ષ ૫, ગ્રંથાક ૩-૪; વર્ષ ૬. ગ્ર. ૧ પૂર્ણ સંખ્યા ૧૯, ૨૦, ૨૧ સપ્ટેમ્બર–ડીસેમ્બર. માર્ચ ૧૯૪૧

२ महाराष्ट्र साहित्यपत्रिका, वर्ष १४, अं. १, २ जान्युआरी; एप्रील ५७, ५८

३ भारत-इतिहास-संशोधन त्रै. वर्ष २१, अं. ३. (८३) पौष ८३

४ भारतीय विद्या : वर्ष १, अं. ४, फाल्गुन, सं. १९९७. सने १९४१ मार्च

## વાર્ષિક

૧ રશ્મિ : મુંબઇ : અં. ૭, (૧૯૪૦-૪૧) પ્રકાશક : ગુજરાતી સાહિત્યમંડળ, સેન્ટ ઝેવીઅર્સ કૉલેજ, મુંબઇ.

## પ્રકીર્ણ

૧ પ્રાચીન ભારતવર્ષને અંગે ઉઠેલ ચર્ચાના અને પ્રશ્નોના ખુલાસાઓ—પત્રિકા

૨ To My Readers & of Ancient India

નોંધ : ૧; ૨ ના લેખક રા. રા. ત્રિભુવનદાસ એલ. શાહ અને પ્રકાશક, વડોદરા

શેઠ કાનજી ખેતસી ચેરીટી ટ્રસ્ટ રીપોર્ટ સ. ૧૯૯૬ નો હિસાબ

' Bharatiya Vidya Bhuvan : Annual Report 1940

૫ Prince of Wales Museum of Wsstern India-Report 1939-40 with good pictures, blocks and valuable information &c. preious work done during the yeadr.

૬ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અહેવાલ ૧૯૩૯.

૭ શ્રી સયાજી સાહિત્યમાળા તથા શ્રી સયાજી બાલ જ્ઞાન માલા ૧૯૪૦ સુધીનાં પ્રકાશનોની યાદી

# શ્રી બુદ્ધિવર્ધક પુસ્તકાલયની સ્થાપના

## ધીમંત, શ્રીમંત, ઉદાર હ્રદયવંત સજ્જનોને વિનતિ

સને ૧૮૫૧માં મુંબઈમાં સ્થપાયલી, "બુદ્ધિવર્ધક સભા"ના મૂળ ઉદ્દેશોને અનુસરીને "બુદ્ધિવર્ધક પુસ્તકાલય"ની સ્થાપના શ્રી ફા ગુ સભાના આશ્રયે ૧૯૩૪માં (૨૯-૭-૩૪) અંગ્રેજી, સસ્કૃત, પ્રાકૃત, હિન્દી, મરાઠી, ફારસી, ઉર્દુ, ગુજરાતી, એ સહુ ભાષાઓના વિવિધ પ્રકારના 'રેફરન્સ' વા આકર-માહિતી વિષયી ગ્રંથો આદિનો સગ્રહ કરવાને થઇ છે તેનો હેતુ મુખ્યત્વે ગુજરાતી સાહિત્ય અને ગુજરાતના ઇતિહાસના ગ્નાતાઓને અને સંશોધકોને પ્રાપ્તવ્ય માહિતી સરળતાથી મળી શકે તેવી સગવડ અને વ્યવસ્થા કરવાનો છે તેમને માટે ૧૯૩૭ના એપ્રિલ માસથી આ બુદ્ધિવર્ધક પુસ્તકાલય" રીતસર ખુલ્લુ મૂકવામા આવ્યુ છે સભામદિરમા બેસીને વિદ્વાનો પોતાના અનુકૂળ સમયે પણ તેનો લાભ અવશ્ય લઇ શકે, એવી વ્યવસ્થા અને સગવડ કરવામા આવેલી છે

ગુજરાતીનો અભ્યાસક્રમ આદરનારા, બી એ અને એમ એ ના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓએ સભામદિરમા બેસી તેનો લાભ લેવા માડયો છે, જો કે હજી તેમની સખ્યા ગણીગાંઠી છે ઉપરાત વિદ્વાનો તેમજ વિદ્યારસિકો પણ અલ્પ પ્રમાણમા તેનો લાભ લે છે

૧૯૩૭ રૂા ૧૭૯-૩-૦ ના, ૧૯૩૮ મા આશરે રૂા ૪૨૧-૨-૦ નાં, ૧૯૩૯ મા ૧૭૧-૧૪-૦ નાં, અને ૧૯૪૦ માં ૪૩૭-૭-૦ ના પુસ્તકો ખરીદાયાં છે, એ સાથે અત્યાર સુધીમાં રૂા ૧૨૧૯-૧૦-૦ નાં પુસ્તકો ખરીદાયા છે ઉપરાત પુસ્તકો આદિ બધાનવામાં રૂા ૧૫૦ ખર્ચાં છે

૧૯૩૫ થી ૧૯૪૦ સુધીમા મુખ્યત્વે જથ્થાબધ નીચે પ્રમાણે મદદો મળી છે

(૧) સ્વ ઈચ્છારામ સૂ. દેશાઈના ત્રણ પુત્રો તરફથી ગુજરાતી પ્રીં પ્રેસના સઘળાં ગુજરાતી પુસ્તકો (૧૯૩૪ સુધીના)

(૨) સ્વ સાક્ષર શ્રી નરસિંહરાવ ભો દિવેટીયાના પુસ્તકાલયના ૧૬૦૦ પુસ્તકો તેમના પુત્ર રા રા પ્રસન્નકુમાર ન દિવેટીયા.

(૩) શ્રી ફાર્બસ ગુજરાતી સભા પોતાના ૮૨૫ પુસ્તકો સોપવા, ઉપરાંત "ત્રૈમાસિક"નો બદલી આદિમા મળતાં પુસ્તકો ૪૦૦ (૧૯૪૦ સુધી) (૪) શ્રી ફા ગુ સભાના હસ્તલિખિત પુસ્તકો ગુજરાતી, ઉર્દુ ઉપરાંત અરબ્બી વગેરે ૪૫૦

(૫) રૂા ૧૦૦ રા રા પ્રાગજી દયાળજી હરિયાણી શેઠ (૬) રૂા ૧૦૦ સૌ ભાવનગર મહારાજ શ્રી કૃષ્ણકુમારસિંહજી તરફથી સ્વ સર પ્રભાશંકર દ પટ્ટણી દ્વારા (૭) સ્વ કવિ નર્મદસ્મારકમાંથી રૂા ૩૦૦ નાં પુસ્તકો તેના ટ્રસ્ટીઓ તરફથી સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.

(૮) રા રા ચાંદાભાઇ અ મુછાળા અંગત લાયબ્રેરીમાથી આશરે ૧૦૦૦ ગ્રંથો, ઉપરાંત વધુ ૨૩ ગ્રંથો ૧૯૩૭ માં

(૯) ભાવનગર માજી દિવાનો શ્રી. ગૌરીશંકર ઓઝા અને શ્રી. વિજયશંકર ગૌ. ઓઝાના પુસ્તકસંગ્રહો (૮૨૫ ગ્રંથો) તેમના પુત્ર રા. હરિભાઇ વિજયશંકર ઓઝા.

(૧૦) શ્રી સયાજી જ્ઞાનમાળાનાં ૧૯૩૭ થી ૧૯૩૯ નાં પુસ્તકો (સં. ૨૭૦ સુધી) (૧૧) શ્રી સયાજી બાળ જ્ઞાનમાળાઃ પુષ્પો ૧૯૩૭ થી ૧૯૩૯ (સ. ૧૬૧ સુધી) (૧૨) ગાયકવાડ ઓરીએન્ટલ સિરિઝના ગ્રંથો (નં. ૮૮ સુધી; ઈ. સ. ૧૯૪૦) (૧૩) ગાયકવાડ 'આર્કીઆલોજી' ખાતાનાં પ્રકાશનો.

(૧૪) ભારત ઐતિહાસિક સંશોધન મંડળ પૂનાના ગ્રંથો.

(૧૫) શેઠ દેવચંદ લાલચંદ (સૂરત) ગ્રન્થમાળાનાં પુસ્તકો.

(૧૬) ગુજરાત વિદ્યાપીઠનાં કેટલાંક પસંદ કરેલાં પ્રકાશનો.

(૧૭) દિ. બ. કૃષ્ણલાલ મો, ઝવેરી તરફથી પોતાનાં પુસ્તકો તથા મોડર્ન રિવ્યુ, સાહિત્ય, વસંત, ગુણસુંદરી, સુંદરીસુબોધ, આદિની ફાઇલો (કુલ ૨૭૫ ગ્રંથો)

(૧૮) ન્યાયમૂર્તિ હ. વ. દિવેટીયાએ આ પુસ્તકાલયને રજીસ્ટર્ડ કરાવી આપ્યાથી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં પ્રકાશનો.

(૧૯) સ્વ. ર. ઉ. દવે આદિ કેટલાક વિદ્વાનોનાં પોતાનાં પુસ્તકો (૧૯) વિજયધર્મસૂરિ સ્મારક ગ્રંથમાળાનાં પુસ્તકો ૪૪, (૨૦) રા. રા. વાડીલાલ નગીનલાલ એલએલ્. બી. એમણે પુષ્ટિમાર્ગીય સંપ્રદાયના સિદ્ધાન્તો તથા શ્રીમદ્ ભગવતાદિની ટીકા આદિના ૨૯ ગ્રંથો (૨૨) શ્રીસતી ગં. લક્ષ્મીબાઇ સ્વ. શેઠ કરમશી દામજીનાં પુત્રી ૩૦૦ ગ્રંથો, વાર્તાસંગ્રહો મુખ્યત્વે. (૨૦) રા. શેઠશ્રી કલ્યાણજી કરમશી દામજી ૮૦ સ્વામીનારાયણ સંપ્રદાયના ગ્રંથો મુખ્યત્વે.

(૨૧) રા. રા. રામમોહનરાય જશવંતરાય દેશાઈના પુત્ર રા. રા. શકુન્તરાય રામમોહનરાય દેશાઇ તરફથી માસિકો, ત્રૈમાસિકો આદિની ફાઇલો.

ખબર—સભાએ પોતાના મંદિરમાં આ Reference લાયબ્રેરી ગુજરાતીના અભ્યાસીઓ માટે કોઈ પણ કોમી ભેદભાવ વગર તા. ૧૩-૪-૩૭ થી જાહેર રીતે ખુલ્લી મૂકી છે, તે માટે સભામંદિરમાં રૂા. ૮૦૦) નાં સ્ટીલ કબાટો ગોઠવાવી, રૂા ૪૦૦ મહેનતાણું આપી પુસ્તકોની વર્ગીકરણવાર યાદીઓ તૈયાર કરાવી, ઉપયોગ માટે સરલ વ્યવસ્થા કરી છે.

ઉપરાંત બાલમંદિરમાં બેસી પોતાની અનુકૂળતાએ વિદ્વાનો યાદિ તેનો ઉપયોગ કરી શકે તે માટે મંદિરમાં પ્રકાશ, પંખો, ટેબલ આદિની પણ બનતી વ્યવસ્થા કરી છે.

**વિનતિ—સભાના આ કાર્યને મુંબઇ અને ગુજરાતના સાહિત્યરસિક શ્રીમંત ધીમંત અને સત્કર્મવંત સદ્‌ગૃહસ્થો સવેળા સંગીન અને સજીવ ઉત્તેજન આપશે, એવી આશા અસ્થાને નહીં લેખાય.**

**પુસ્તકો અપ્રાપ્ય તેમજ અદ્યતન ઉપરાંત મેગેઝીનો કવાર્ટર્લીઓ ખરીદવા માટે, તેની યાદીઓ વર્ગીકરણ આદિ સાથે છપાવી પ્રકટ કરવા માટે પૂરતી નાણાંની તાત્કાલિક મદદની અપેક્ષા આશા રાખવામાં આવે છે.**

૧૫-૪-૪૧ મંગળ મુંબઈ
૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભા મંદિર
વિઠ્ઠલભાઈ પટેલ રોડ મુંબઈ નં ૨.

**અંબાલાલ બુ. જાની**
સહાયક મંત્રી શ્રી ફા. ગુ. સભા

પ્રકાશક: અંબાલાલ બુ. જાની, બી. એ.: શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ નં. ૪
મુદ્રક: મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ.: આદિત્ય મુદ્રણાલય: રાયખડ: અમદાવાદ

શ્રી ફાર્બસ ગુજરાતી સભા

# 卐 ત્રૈમાસિક 卐

(સચિત્ર)

પુસ્તક ૬ ઠ્ઠું] ઈ સ ૧૯૪૧ જુલાઈ–સપ્ટેમ્બર • સં ૧૯૯૭ [અંક ૨

प्रकृते परिकर्माणि कालसुत्तानि सर्वश ।
बुद्ध्या प्रज्वालित शुद्धो दीपोऽय द्योतयिष्यति ॥



સંપાદક અને પ્રકાશક
અંબાલાલ બુલાખીરામ જાની, બી એ
૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર, મુંબઈ નં ૪

વાર્ષિક લવાજમ રૂ ૩] પ્રસિદ્ધ તા ૮–૮–૪૧ [છૂટક અંકની કિં રૂ ૦–૧૨–૦

# અનુક્રમણિકા

[ એકંદર પા. ૧૫૪

પુ૦ ૬ જુલાઇ–સપ્ટેમ્બર : ૧૯૪૧ અંક ૨



**સૂચનાઃ**—પરિવર્તન અર્થે માસિકો આદિ, તેમ જ અભિપ્રાય અને ભેટ અર્થે પુસ્તકો મોકલનાર વ્યવસ્થાપકોએ, અને પત્રવ્યવહાર કરનારાઓએ નીચેને સરનામે પત્રવ્યવહાર કરવો.

ચાલુ ૧૯૯૫–૯૬ ના વરસથી પુસ્તકોની સમાલોચના રીતસર લેવાનો પ્રબંધ થયલો છે.

**નોંધઃ**—જૂના અંકોની બાંધેલી તેમ છૂટી ફાઈલો વેચાતી મળશે.

મુંબઈ, તા. ૪–૮–૪૧
સોમવાર

**અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.**
**૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર**
**વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસ લેઈન, મુંબઈ નં. ૪**

## ગ્રાહકનાં નામ નોંધાવવાનાં અને લવાજમ ભરવાનાં સ્થળ:

૧. અંબાલાલ બુલાખીરામ જાની, ૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર વિઠ્ઠલભાઇ રોડ, કોંગ્રેસ લેઇન, મુંબઇ નં. ૪
૨. મેનેજરઃ "આદિત્યમુદ્રણાલય" રાયખડ : અમદાવાદ.
૩. મેસર્સ એન. એમ. ત્રિપાઠી, એન્ડ કું. બુકસેલર્સ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ નં ૨

શ્રી ફાર્બસ ગુજરાતી સભા

# ત્રૈમાસિક

प्रवृत्ते परिकर्माणि कालसुप्तानि सर्वशः ।
बुद्ध्या प्रज्वालितः शुद्धो दीपोऽस्य द्योतयिष्यति ॥

પુસ્તક ૬ ] ઈ સ ૧૯૪૧ જુલાઈ-સપ્ટેમ્બર સવત ૧૯૯૭ [ અક ૨

## સુલતાન મુહમ્મદ શાહ ૨ જો

લેખક રા રા મુહમ્મદ ઉમર ' કવિ શ્રી 'કોકિલ'

### સુલતાન મુહમ્મદશાહ અને ગુજરાતનો ઇતિહાસ

ગુજરાતના સુલતાનોનો ઈતિહાસ મૂળેગા સશોધનાત્મક દૃષ્ટિએ લખાયો નથી માત્ર જે કાઈ લખાયુ છે તે એકાદ બે પુસ્તકોના આધારે, અને તેમાય જોઈએ એવી તેહકીક કરવામા આવી નથી ત્યારે સુલતાન મુહમ્મદ શાહના વિષયમા એ વિષે પ્રશ્ન કરવો જ નકામો છે 'ઝફરૂલવાલિહ'નો ઉલ્લેખ ન કરીએ, તો પણ 'તારીખે ફિરિશ્તહ' 'મિરાતે સિકન્દરી' અને 'તબકાતે અકબરી'મા પુષ્કળ માહિતીઓ હોવા છતા સુલતાન મુહમ્મદશાહના ઇતિહાસને ઘટતો ન્યાય આપવામા આવ્યો નથી

— ૧૮૨૦મા જેમ્સ બર્ડે ગુજરાતનો ઇતિહાસ પ્રકટ કર્યો એ પૂર્વે તારીખે 'ફિરિશ્તહ'ના અનુવાદ પ્રકટ થઈ ચૂકયા હતા બર્ડનો ઇતિહાસ 'મિરાતેઅહમદી'ના આધારે હોવાથી ગુજરાતના સુલતાનોના ઇતિહાસ પર નહીં જેવો જ પ્રકાશ પાડે છે ૧૮૫૬મા મિ એ કે ફાર્બસની રાસમાળા પ્રકટી એ રાસોના ઇતિહાસમા ગુજરાતના સુલતાનોનો નામનો જ ઇતિહાસ છે અને સુલતાન મુહમ્મદશાહ વિષે એક જ ફકરો છે[1] ૧૮૮૬મા કર્નલ ડબલ્યુ જે વોટ્સને બોમ્બે ગેઝેટીઅર માટે 'ગુજરાતનો ઇતિહાસ' તૈયાર કર્યો, જે છૂટો પણ છપાયો છે તેમા 'તારીખે ફિરિશ્તહ'નો પણ કાળજીપૂર્વક ઉપયોગ થયો નથી સુલતાને શાહઝાદાની જિંદગીમા કરેલા પરાક્રમો તેમા આપવામા આવ્યા નથી, જે 'તારીખે ફિરિશ્તહ'મા છે, અને એના રાજ્યના ઇતિહાસ વિષે કોઈ તહકીક કરવામા આવી નથી[2] આ જ વર્ષમા એડવર્ડ બેલીએ 'ગુજરાતનો ઈતિહાસ' મુસ્લિમ ઇતિહાસકારોની કલમે રજુ કર્યો છે આમા સુલતાનના

---

૧ રાસમાળા નવી આવૃત્તિ ૧૮૭૬ પા ૨૭૨ છેલ્લો ફકરો

૨ વોટ્સન ગુજરાતનો ઇતિહાસ પા ૩૧-૨ છેલ્લો પહેલો ફકરો

શાહઝાદાના જીવન પર પ્રકાશ નાંખતાં 'તબકાતે અકબરી' અને 'તારીખે અલફી'માંથી અવતરણ આપ્યાં છે. પરંતુ સુલતાનના રાજ્યકાળ પર ઐતિહાસિક ચર્ચા કરવાને બદલે 'મિરાતે સિકન્દરી'નો જ અનુવાદ આપવામાં આવ્યો છે. છતાં ટિપ્પણમાં અન્ય ગ્રન્થોનો ક્યાંક ક્યાંક ઉલ્લેખ છે.[3] ૧૮૯૬માં 'બોમ્બે ગેઝેટીઅર' વો. ૧ નું ભાગ ૧ લો 'ગુજરાતનો ઇતિહાસ' પ્રકટ થયો; એમાં વોટ્સને લખેલો 'ગુજરાતનો ઇતિહાસ' ખા બા. ફઝલુલ્લાહ લુત્ફુલ્લાહ ફરિદીએ પુનઃ અવલોકી, સંપાદિત કર્યો છે. એમાં એમણે બેલીના અનુવાદનો સારો ઉપયોગ કર્યો છે. પરંતુ સુલતાન મુહમ્મદના વિષયમાં બેલીથી કાંઈ આગળ નથી.[4] પ્રો. એમ. એસ. કોમિસેરીઅટે 'ગુજરાતી સલતનતનો ટૂંકો ઇતિહાસ' એ શિરોલેખ હેઠળ 'જર્નલ ઓફ ધી બોમ્બે બ્રાન્ચ રોયલ એશિયાટિક સોસાયટી'માં લાંબી લેખમાળા લખી છે. પરતુ તેમાં પણ સુલતાન મુહમ્મદ શાહને ઘટતો ન્યાય આપવામાં આવ્યો નથી;[5] એટલું જ નહીં કોમિસેરીઅટે હાલમાં જ 'ગુજરાતનો ઇતિહાસ' ભાગ ૧ લો નામે એક દળદાર ગ્રથ પ્રકટ કર્યો છે; એમાં એમણે સુલતાન મુહમ્મદે ચણાવેલા સરખેજના રોજા અને મસ્જિદનાં બાંધકામ પર અને ઈમામી પંથનો ઇતિહાસ આપવામાં જેટલો શ્રમ લીધો છે એટલી તકલીફ સુલતાન મુહમ્મદશાહના ઇતિહાસને જણાવામાં લીધી નથી.[6] ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ અને બીજા ગુજરાતીમાં લખાયલા ગ્રંથો, તેમ જ ઉર્દૂમાં લખાયલા ગ્રંથો 'મિરાતે મુહમ્મદી' અને 'તારીખે મુસ્તફાબાદ' આ જ પુસ્તકોના આધારે લખાયલાં હોવાથી તેમાં કોઈ ખાસ વિશેષતા નથી.

## સાધનો

### ફારસી સાધનો

**તારીખે મહમૂદશાહી** વા **મઆસિરે મહમૂદશાહી**: આ મૂલ્યવાન ઇતિહાસગ્રંથ **સુલતાન મુહમ્મદશાહ**ના ફરઝદ **સુલતાન મહમૂદ બેગડા**ના રાજ્યકાળમાં **મુલ્લા અબ્દુલ કરીમ હમદાનીએ** લખ્યો છે. કર્તાનો જન્મ હિ. સ. ૮૪૭(ઈ. સ. ૧૪૪૩)માં સુલતાનના રાજ્યકાળમાં થયો હતો. તારીખે મહમૂદશાહીમાં હિ. સ. ૭૯૩(૧૩૯૦)થી હિ. સ. ૮૮૯ (ઈ. સ. ૧૪૮૪) સુધીનો ઇતિહાસ આપવામાં આવ્યો છે. હમણાંના પ્રાપ્ત ગ્રંથોમાં

૩. બેલી. હિ. ગુ. પા. ૧૨૯ થી ૧૩૪

૪. બો. ગે. વો. ૧લું, ભાગ ૧લો, પા. ૨૪૦–૪૧

૫. જ. બો. બ્રા. રો. એ. સો. વો. ૨૫ ન. ૭૧, પા. ૮૨ થી ૧૩૩; ન. ૭૩, પા. ૨૪૬ થી ૩૨૧. વો. ૨૬, નં. ૭૪ પા. ૯૯–૧૫૭

૬. પ્રો. કોમિસેરીઅટ, 'ગુજરાતનો ઇતિહાસ, ભા. ૧લો.' માં ગુજરાતના ઇતિહાસોમાંથી ઇતિહાસ તારવવા બદલ, શિલાલેખો અને સ્થાપત્યનો ઇતિહાસ આપવા ઉતરી પડયા છે. પરિણામે ગુજરાતના સુલતાનોનો ઇતિહાસ તેના ખરા સ્વરૂપમા નથી અપાયો. પ્રો. કોમિસેરીઅટ સુલતાન મુહમ્મદના ઇતિહાસ પર કોઈ પ્રકાશ નાખતા નથી. બલકે, સર ડેનીસન રોસે કેમ્બ્રીઝ હિ. ઈંડિયામાં જેટલો ઉલ્લેખ કર્યો છે તેટલો ય ઉલ્લેખ આ દળદાર ગ્રંથમાં નથી. સુલતાન મુહમ્મદશાહના ઇતિહાસમાં ઈમામશાહી પંથનો પરિચય પ્રો. કોમિસેરીઅટે મિ. ઈવાન્સના The sect of Imamshah in Gujarat (N. S. B. B. R. A. S. Vol. 12)ના આધારે આપ્યો છે. મૂળમાં એ લેખ એક જૂદી જ દૃષ્ટિએ લખાયો છે. મૂળ લેખ અને વિષય એક જૂદો જ લેખ અને અભ્યાસપૂર્ણ સંશોધન માગે છે. એથી જ એ સારાય પ્રકરણની ચર્ચા મેં આ નિબધમા કરી નથી.

સૌથી પ્રાચીન લેખાય સર સાલાર જંગે એની આપેલી એક પ્રત લંડન મ્યુઝિયમમાં છે,[૭] જેનો ઉલ્લેખ બેલી, ઈવેનો વગેરે કરે છે પરંતુ એના અવતરણ કોઈએ આપ્યા હોય વા એનો ઉપયોગ કોઈ ઇતિહાસકારે કર્યો હોય, એવું મારી જાણમાં નથી

**તારીખે અલફી** સમ્રાટ્ અકબરે એના યુગના વિખ્યાત ઇતિહાસકારોને ઇસ્લામનો ૧,૦૦૦ વરસનો ઇતિહાસ તૈયાર કરવાનું કામ સોંપ્યું હતું તે ઇતિહાસ આજે 'તારીખે અલફી'ના નામે વિખ્યાત છે એના લખનારાઓમાં મુલ્લા અબ્દુલ કાદિર બદાયુની અને ખ્વાજા નિઝામુદ્દીન અહમદ જેવા જગવિખ્યાત ઇતિહાસકારો પણ છે એમાં ગુજરાતના સુલતાનોનો પણ ઇતિહાસ છે ઇલિયટના 'હિસ્ટરી ઑફ ઇંડિયા'ના ૫ મા ભાગમાં 'તારીખે અલફી'માંથી અવતરણ આપવામાં આવ્યા છે બેલીએ 'હિસ્ટરી ઑફ ગુજરાત'માં બે ફકરાના અવતરણ આપ્યા છે આ ગ્રન્થ છપાયો નથી, અને તેની કોઈ હસ્તલિખિત પ્રત મુંબઇમાં મારી જાણમાં ન હોવાથી આ લેખમાં તેનો ઉપયોગ કર્યો નથી

**તબકાતે અકબરી** આ શિરોલેખ હેઠળ પ્રથમ હિન્દનો ઇતિહાસ ખ્વાજા નિઝામુદ્દીન અહમદે લખ્યો છે તેમાં તેમણે વિસ્તારપૂર્વક ગુજરાતનો ઇતિહાસ આપ્યો છે ખ્વાજા સમ્રાટ્ અકબરના યુગમાં ગુજરાતમાં બક્ષી હતા, અને અકબર-મુઝફ્ફર યુદ્ધના સગી આંખે જોનાર જ નહીં, પરન્તુ ભાગ લેનાર સાક્ષી છે પોતાના સમય પૂર્વેનો ઇતિહાસ નિઝામુદ્દીને ગુજરાતના સપ્રમાણ સાધનો પરથી તૈયાર કર્યો છે આ ગ્રન્થને છાપી પ્રથમ પ્રકટ કરવાનું માન લખનૌના નવલકિશોર પ્રેસને છે સંશોધનની દ્રષ્ટિએ એનો પાઠ શ્રી બ્રજેન્દ્રનાથ ડે એ તૈયાર કર્યો અને કલકત્તાની એશિયાટિક સોસાયટી ઑફ બેંગાલે છપાવ્યો છે તેના ૩ જા ભાગમાં ગુજરાતનો ઇતિહાસ છે તેનો અંગ્રેજી અનુવાદ અને ટિપ્પણ પણ મિ બી ડેએ જ તૈયાર કર્યો પરન્તુ તેને પુન અવલોકી તેનું સંપાદન તો જાણીતા ઇતિહાસકાર ડૉ બેનીપ્રસાદે કર્યું છે એનું ટિપ્પણ બહુ મૂલ્યવાન છે એમાં ગુજરાતનો ઇતિહાસ પા ૧૭૨ થી ૪૧૪ સુધી આપવામાં આવ્યો છે તેમાં સુલતાન મુહમ્મદશાહનો ઇતિહાસ ૨૨૩ થી ૨૨૬ સુધીનાં પાનાઓમાં છે 'તબકાતે અકબરી'નો પ્રથમ પરિચય મિ જોન ડાસને ઇલિયટના 'હિસ્ટરી ઑફ ઇંડિયા'ના ૫ મા ભાગમાં અને બેલીએ 'હિસ્ટરી ઑફ ગુજરાત'માં સુલતાન અહમદશાહના પ્રકરણમાં અવતરણ આપી કરાવ્યો છે આ ગ્રન્થમાં ગુજરાત ઉપરાંત ગુજરાત સાથે સંબંધ ધરાવતા પ્રદેશોનો ઇતિહાસ છે, જે ગુજરાતના ઇતિહાસમાં તહકીક કરનાર માટે અતિ ઉપયોગી છે

**તારીખે ફિરિશ્તહ** મુહમ્મદ કાસિમ હિન્દુશાહ ફિરિશ્તહે ઈ સ ૧૬૧૧ મા 'તબકાતે અકબરી' જેમ હિન્દનો ઇતિહાસ પૂરો કર્યો એમાં સાગર હિન્દનો મુસ્લિમ ઇતિહાસ આપવામાં આવ્યો છે એનો પરિચય અંગ્રેજી જાણતી જનતા ૧૮ મી સદીના અંતથી કરી ચૂકી છે આ જ કારણે હિન્દના ઇતિહાસમાં એનો ઉપયોગ છૂટથી થયો છે એનો સૌથી ઉત્તમ અનુવાદ જોન બ્રિગ્ઝે ઇ સ ૧૮૧૯માં પ્રકટ કર્યો, જેનું બીજું સંસ્કરણ ઈ સ ૧૯૦૯ મા પ્રકટ થયું એના ૪ થા ભાગમાં ગુજરાતનો ઇતિહાસ આપવામાં આવ્યો છે જુઓ પાનું ૧ થી ૧૬૭ એ ગુજરાતની ઇતિહાસરસિક જનતાના ખૂબ પરિચયમાં છે

૭. રૂવ કૅટલૉગ ઑફ ધી પરસીયન મેન્યુસ્ક્રીપ્ટ્સ ઇન ધી બ્રિટીશ મ્યુઝિયમ રીયુ વૉ. ૩ ૯૯૧

સાહિત્યપરિષદની ભંડોળ કમિટીએ રા. રા. **આત્મારામ મોતીરામ દિવાનજી** પાસે એનો અનુવાદ કરી છપાવ્યો છે. 'તબકાતે અકબરી' જેમ 'તારીખે ફિરિશ્તહમાં પણ ગુજરાત સાથે સંબંધ ધરાવતા પ્રદેશોનો ઇતિહાસ આપ્યો છે, જે ગુજરાતના ઇતિહાસમાં તેહકીક કરનારા માટે બહુ ઉપયોગી છે.

**મિરાતે સિકન્દરી** : એનો કર્તા **સિકન્દર બિન મુહમ્મદ મન્જાહુ** છે. 'તારીખે ફિરિશ્તહ' જેમ આ ગ્રન્થ માટેય ઈ. સ. ૧૬૧૧ મૂકાય છે. માત્ર ગુજરાતના સુલતાનો માટે લખાયલું આ એક જ પુસ્તક છે; જેમાં ગુજરાતના સુલતાનોનો સળંગ ઇતિહાસ આપવામાં આવ્યો છે. કર્તાએ આ ગ્રન્થ લખવામાં એની પૂર્વેના તમામ ઐતિહાસિક ગ્રન્થોનો ઉપયોગ કર્યો છે, એટલું જ નહીં એના યુગમાં જીવતી દંતકથાઓ પણ એની કલમે ઝડપી લીધી છે; જે મોટે ભાગે ગુજરાતના અવલિયાઓ સાથે સબંધ ધરાવે છે. ૧૮ મી સદીમાં **ઇલિયટ**થી માંડીને કવિ **બાલાશંકર** કંથારીયા સુધીના ઇતિહાસકારોનુ લક્ષ એની તરફ દોરાયું હતું. શરૂઆતમાં પ્રો. **જોન ડોસને** એની મળેલી પ્રત પરથી તેનો અનુવાદ કર્યો હતો. પરન્તુ પ્રો. **ડોસન**નું અકાળ અવસાન થવાથી તેને પુનઃ અવલોકી, સપાદન કરવાનું કામ સર **એડવર્ડ બેલી**એ લીધું. એવામાં સર **સાલાર જંગ** તરફથી એક નવી નકલ મળી, જેનો પાઠ સરખાવતાં સર **એડવર્ડ બેલી**એ એનો અનુવાદ ફરીથી કર્યો, પરતુ તે પણ સંપૂર્ણ નથી. એ અપૂર્ણ કામને પૂરૂં કરવાની હામ મિ. **વોટ્સને** ભીડી. પરન્તુ તેમની તબિયત ઠીક રહેતી ન હોવાથી આ કામ ખા. બા. **ફેઝલુલ્લાહ લુત્ફુલ્લાહ ફરીદીને** સોપ્યું. તેમણે આનો સંપૂર્ણ અનુવાદ કર્યો, જે તેના અનુવાદોમાં સૌથી વધુ પ્રામાણિક છે. ગુજરાતીમા રા. રા. **બાલાશંકરે** એનો અનુવાદ ' ઈતિહાસમાલા ' માં આપવો શરૂ કર્યો હતો. પરતુ 'ઇતિહાસમાલા' બંધ થતાં એ પાનાંઓ પુનઃ 'બુદ્ધિપ્રકાશ'માં પ્રકટ કરવામાં આવ્યાં હતાં. રા. **બાલાશંકર**નું અકાળ અવસાન થવાથી એ કામ અપૂર્ણ રહ્યું; જેને પૂરૂં કરવાનું માન રા. રા. **આત્મારામ મોતીરામ દિવાનજી** ખાટી જાય છે. આ અનુવાદ ગુ. વ. સોસાયટીએ છપાવ્યો છે. **સુલતાન મુહમ્મદશાહ** માટે જુઓ ફઝલુલ્લાહનો અનુવાદ પાનું ૨૩ થી ૨૬.

**મિરાતે અહમદી** : મુગલાઈના છેલ્લા દિવાન **અલીમુહમ્મદ ખાને** ઈ. સ. ૧૭૬૧ માં ' મિરાતે અહમદી ' નામનો મૂલ્યવાન ગ્રન્થ આપ્યો છે. આ ગ્રન્થ ગુજરાતના મૂલ્યવાન ઈતિહાસોના આધારે લખાયો છે. સારોય ગ્રન્થ બે ભાગમાં વ્હેંચી નાંખવામાં આવ્યો છે; ઉપરાંત તેના અને અંતમાં પૂરવણી આપવામાં આવી છે. ૧ લા ભાગમાં **સુલતાન મહમુદ ગઝનવી**થી માંડીને સમ્રાટ્ **ફર્રૂખશિયર** સુધીનો ટૂંકમાં ઈતિહાસ છે. મોગલાઇના ઈતિહાસ સાથે મોગલ સમ્રાટો તરફથી ગુજરાતને લગતા બહાર પડેલાં ફરમાનો એમાં સંગ્રહવામાં આવ્યાં છે, એના **૨ જા** ભાગમાં એના સમયનો વિગતવાર ઇતિહાસ વિસ્તારપૂર્વક આપવામાંઆવ્યો છે, અને પૂરવણી તો ' આઈને અકબરી, ' ' મિરાતે અહમદાબાદ ' કે, એ સમયનું 'અહમદાબાદ ગેઝેટીઅર' છે. એમાં ગુજરાતનો ઇતિહાસ પા. ૧૮ થી ૮૭ માં આપવામાં આવ્યો છે. સુલતાન મુહમ્મદશાહ માટે જુઓ પાનું ૨૯–૩૦.

આ મૂલ્યવાન ગ્રન્થનો સંપૂર્ણ અંગ્રેજી અનુવાદ થયો નથી, જો કે એના કેટલાક ભાગનો અનુવાદ **બર્ડ** અને **બેલી**એ કર્યો છે, અને પુરવણીનો અનુવાદ મિ. **સેડન** અને જ. **નવાબઅલી**એ કર્યો છે, જ્યારે ગુજરાતીમાં તેનો સંપૂર્ણ અનુવાદ થઇ ગયો છે. ભાગ

૧ લો અને પૂરવણીનો અનુવાદ જનાબ નિઝામુદ્દીન ચિશ્તીએ કર્યો છે. અને ૨ જા ભાગનો અનુવાદ દિ બા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ કર્યો છે

અરબી–સાધન

ઝફરૂલવાલિહ બિ મુઝફ્ફર વઅ આલિહ એનો કર્તા અબ્દુલ્લાહ મુહમ્મદ બિ ઉમર અલમક્કી અલ આસફી અલ ઉલુઘખાની છે, જે હાજી ઉદ દબીરના નામે વિખ્યાત છે આ મૂલ્યવાન ગ્રંથ બે દફતરમા લખાયો છે ૧ લા દફતરમા ગુજરાત અને દક્ષિણનો ઇતિહાસ છે, જ્યારે ૨ જા દફતરમા ઉત્તરનો સામાન્ય ઇતિહાસ છે સર ડેનીસન રોસે ૧૯૧૦ મા ગવર્નમેન્ટ રેકર્ડ સિરિઝમા એને ત્રણ ભાગમા પ્રકટ કર્યો છે, જેમા પા ૧ થી ૬૪૩ સુધીમા ગુજરાત અને દક્ષિણનો, અને પા ૬૪૪ થી ૧૦૬૭ સુધીમા ઉત્તરહિન્દનો ઇતિહાસ છે સુલતાન મુહમ્મદશાહના ઇતિહાસ માટે જુઓ પા ૧ થી ૩ વિશેષ માહિતી માટે જુઓ, ઝફરૂલવાલિહ બિ મુઝફ્ફર વઅ આલિહ અથવા ગુજરાતનો અરબી ઇતિહાસ[૮]

તેહકીક

તબકાતે અકબરી, તારીખે ફિરિશ્તહ, મિરાતે સિકન્દરી અને ઝફરૂલવાલિહ સુલતાન મુહમ્મદશાહના ઇતિહાસ ઉપર પ્રકાશ આપતા ઇતિહાસો છે મિરાતે અહમદીનો ઉલ્લેખ એટલા માટે કર્યો નથી કે તેનો ગુજરાતના સુલતાનોનો ઇતિહાસ મુખ્યત્વે મિરાતે સિકન્દરીના આધારે લખાયો છે અને ગુજરાતના સુલતાનોના ઇતિહાસ માટે મિરાતે સિકન્દરી જ જોવા ભલામણ કરે છે[૯]

શાહજાદા મુહમ્મદખાનના પરાક્રમોની નોધ 'તબકાતે અકબરી' અને 'તારીખે ફિરિશ્તહ'મા છે[૧૦] 'ઝફરૂલવાલિહ'મા સુલતાન મુહમ્મદશાહ પૂર્વેના પાનાઓ ખોવાયેલા હોવાથી હકીકત નથી પરન્તુ સુલતાનના પરાક્રમોની લીધેલી નોધમા એને ટેકો મળે છે[૧૧] ખાનદેશના ઇતિહાસમા પણ એનો સ્વીકાર છે[૧૨] માત્ર આ પરાક્રમો 'મિરાતે સિકન્દરી'મા નથી

સુલતાન મુહમ્મદશાહ ૨ જાના ઇડર અને વાગડના વિજય માટે સર્વ ઇતિહાસો એકમત છે ત અ મા વાગડ સાથે ડુગરપુરનો ઉલ્લેખ છે મહામહોપાધ્યાય ગ બા ગો હી ઓઝા 'રાજપૂતાનેકા ઇતિહાસ' જીલ્દ ૩, ભાગ ૧ લામા ડુગરપુર રાજ્યનો ઇતિહાસ

૮ શ્રી ફા ગુ ત્રૈ પુ ૪૫ અંક ૧–૨–૩, પુ ૫૬, અંક ૧–૨–૩

૯ મિ અ તો ૧લુ. પા ૧૮–૧૯

૧૦ ત અ તો ૩, પા ૨૧૨–૩–૪, તા. ફિરિ તો ૪થુ પા ૨૭–૮

૧૧ ઝફરૂલવાલિહ પા ૩ જે લખે છે 'તેણે ખાનખાના બહમનીને નસાડયો હતો અને દૌલતાબાદ સુધી હતરી આવ્યો હતો

૧૨ તા ફિરિ તો ૪ ખાનદેશનો ઇતિહાસ પા ૨૯૨–૪

આપે છે. તેની આધારસૂચીમાં ત. અ., તા. ફ્રિરિ મિ. સિ., અને મિ. અ. નો ઉલ્લેખ કરે છે. પરંતુ ઇતિહાસમાં આ ચઢાઇ વિષે કોઈ ઉલ્લેખ નથી. આ સમયના ડુંગરપુરના રાજાનું નામ **ગોપીનાથ**–ગજપાલ (ઈ. સ. ૧૪૨૬ થી ૧૪૪૮) છે. કુંભલગઢ દુર્ગના ઈ. સ. ૧૪૬૦ ના શિલાલેખમાં "મહારાણા કુંભાએ ડુંગરપુર પર આક્રમણ કર્યું ત્યારે રાજા **ગોપાળ** કિલ્લો છોડી નાસી ગયો", એવું લખાણ છે.[૧૩] આ સંબંધોના કારણે ત. અ. નો પાઠ પ્રો. **બેનીપ્રસાદ ગણેશ** વાંચે છે, અને 'ઝફરૂલવાલિહ'નો પાઠ સર ડેનીસન રોસ **કુંભા** વાંચે છે. 'તબકાતે અકબરી' અને 'ઝફરૂલવાલિહ'માં જે પાઠ આપ્યા છે તે અનુક્રમે આ છે. 'કનીયા'[૧૪], 'કીપા'[૧૫].

ચાંપાનેરની ચઢાઇની સૌથી વિશેષ અને સપ્રમાણ હકીકત 'ઝફરૂલવાલિહ' જ આપે છે. શક્કર તાલાબ અને ગામ વસાવવાની વાત જે **હાજીઉદ્દ–દબીર** રજુ કરે છે તે વિશ્વાસપાત્ર એટલા માટે છે કે, **હાજીઉદ્દ–દબીર** તેનો સગી આંખે જોનાર સાક્ષી છે. ચાંપાનેરયુદ્ધમાં સૌ ઇતિહાસો એકમત છે. માત્ર માલવપતિની સહાયના કરારમાં મતભેદ છે. ઝફરૂલવાલિહ લખે છેઃ "યુદ્ધમાં વિજય મળે તો દોહદ પર તેની હુકુમત રહે એવી શરતે યુદ્ધ માટે તૈયાર કર્યો,"[૧૬] જ્યારે બીજા બધા ઇતિહાસો દર મંઝિલે લાખ ટંકા આપવાનું જણાવે છે.[૧૭] મારા મતે લાખ ટંકાની વાત **સુલતાન મહમૂદ બેગડા** અને **ગિયાસુદ્દીન ખિલજી**ના સમયના કરારનું પુનરાવર્તન છે. વાસ્તવમાં દોહદકરાર જ છે. દોહદ એટલે ગુજરાતની સરહદ દોહદ મળ્યું, એટલે ગુજરાતમાં દાખલ થવાની કુંચી જડી ગઈ.

માલવપતિ મહમુદ ખિલજી દોહદ પર આવ્યાનું સાંભળી **સુલતાન મુહમ્મદે** માળવાની સરહદ કોટડા તરફ કૂચ કરી અને યુદ્ધની તૈયારી કરવા માંડી, 'મિરાતે સિકન્દરી' સિવાય સૌ ઇતિહાસકારો એમાં એકમત છે.[૧૮] 'મિરાતે સિકન્દરી' મુજબ **સુલતાન મુહમ્મદ** નાઠો હોત તો **રાય ગંગાદાસ** અને **સુલતાન મહમૂદ ખિલજી**એ એની પૂંઠ પકડી તેનો મુલ્ક દબાવી લીધો હોત. આથી મિ. સિ.ની તે દંતકથા જ રહે છે. **સિકન્દર બિન મન્જાહુ**એ એના પરથી કરેલા તર્ક આપોઆપ ઉડી જાય છે અને 'તારીખે ફિરિશ્તહ' એ પછી **સુલતાન મહમૂદ ખિલજી**ની બીજી લડાઈ નોંધે છે, જેને કોઈ ઇતિહાસનો ટેકો નથી. આ આધારે ઇતિહાસોમાં લેવાયલી નોંધો પણ રદ જ સમજવી.

---

૧૩. રા. ઈ. પૃ. ૩ પા. ૬૬

૧૪. ત. અ. વો. ૩: પા. ૨૨૪

૧૫. ઝફરૂલવાલિહ, વો. ૧લું. પા. ૩

૧૬. ઝફરૂલવાલિહ, વો. ૧ લું પા. ૨

૧૭. ત. અ. વો. ૩ પા. ૨૨૫, તા. ફિરિ વો.૪ પા. ૩૬, મિ. સિ. પા. ૨૫. વધુમા ફિરિશ્તહ માળવાના ઇતિહાસમા નીચે મુજબ નોંધ કરે છેઃ 'સુલતાન મહમુદ ખિલજી મહિન્દ્રીના કિનારે થોભ્યો. ચાંપાનેરના રાજા ગંગાદાસ પાસેથી ઘોડાઓ સાથે ૧૬ લાખ ટકા લીધા, જે આપવા રાજા પોતે આવ્યો હતો. પછી તે પોતાના સૈન્ય સાથે માંડું ગયો.' પા. ૨૧૫–૬

૧૮. ઝફરૂલવાલિહ પા. ૩; ત. અ. વો. ૩, પા. ૨૨૬

## સુલતાન મુહમદશાહ ૨જો

હાજીઉદ્દ–દબીર લખે છે કે, સુલતાન મુહમ્મદ શાહ ૨જાનો જન્મ નંદરબાર પાસે આવેલા ગામ સુલતાનપુરમા થયો હતો ત્યા સુલતાનનો જન્મ થવાથી એ ગામનું નામ સુલતાનપુર પાડ્યુ તેને કિલ્લો બાધવામા આવ્યો અને તેની શોભામા વૃદ્ધિ કરવામા આવી [૧]

ઇતિહાસમા સુલતાનની પ્રથમ નોધ હિ સ ૮૩૩(ઈ સ ૧૪૨૯)થી મળે છે તેના પૂર્વેની કોઈ માહિતી પ્રાપ્ત સાધનોમા નથી

હિ સ ૮૩૩(૧૪૨૯)માં ઝાલાવાડના રાજા કાનાએ અસિરના હાકિમ નસિરખાનની સહાયથી સુલતાન અહમદ બહમની પાસેથી સૈન્યની મદદ લઈ નંદરબાર આગળ લૂટફાટ કરવી શરૂ કરી સુલતાન અહમદશાહ ગુજરાતીએ આ વિષયમા તપાસ કરી ઘટતી સજા આપવા પોતાના વડા શાહજાદા મુહમ્મદખાનને મોટા સરદારો જેવા કે, સય્યદ અબુલ ખયર, સય્યદ કાસિમ, સય્યદ આલમ, મલિક મુકર્રબ અહમદ અયાઝ અને મલિક ઇખ્તિયારૂલ મુલ્ક સાથે મોકલાવ્યો શાહઝાદાએ દક્ષિણી સૈન્યનો મુકાબલો કર્યો અને વિજયમાળા પહેરી, મોટા ભાગની કતલ કરી, કેટલાકોને કેદ કર્યા અને બાકીના નાસી ગયા [૨] યુદ્ધ સુલતાનપુર પાસે થયુ હતુ [૩]

આ ખબર સુલતાન અહમદ બહમનીને પહોંચી, ત્યારે તેણે પોતાના વડા શાહજાદા સુલતાન અલાઉદ્દીન અને બીજા પુત્ર ખાનજહાનને શાહજાદા મુહમ્મદખાનનો મુકાબલો કરવા રવાના કર્યા, જેમણે મોટા અમીર કાદિરખાનમાં વિશ્વાસ મૂકી, સૈન્યની લગામ તેના હાથમાં સોપી અલાઉદ્દીન કાદિરખાનથી મંત્રણા કરી, ઝડપી કૂચ કરતો દોલતાબાદ તરફ આગળ વધ્યો અને મનિકપુંજ આગળ રોકાયો આ સ્થળે તેના સૈન્યમા અસિરનો નસીરખાન અને ઝાલાવાડનો રાજા કાના આવી મળ્યો, અને તેના બળમા ઓર વધારો થયો યુદ્ધ કરવાના આશયે શાહઝાદો મુહમ્મદખાન આગળ વધ્યો બન્ને સૈન્યો એકબીજા સામે આવી ગયા શાહઝાદા મુહમ્મદખાને પોતાની શાનના મુજબ સફો ગોઠવી અને બન્ને તરફ યુદ્ધની આગ ભડકી ઉઠી મલિક મુકર્રબ અને કાદિરખાન સામસામે આવી ગયા કાદિર ખાન ઘોડા પરથી પડ્યો અને માર્યો ગયો મલિક ઈખ્તિયારૂલ મુલ્કે એક મોટા હાથીની લૂટ કરી સુલતાન અલાઉદ્દીન દોલતાબાદના કિલ્લામા ભરાઈ ગયો નાસિરખાન અને

---

૧ ઝફરૂલવાલિહ વો ૧ પા ૩ લખે છે "સુલતાનની અવસાનસમયે વય ૨૮ વરસની હતી," પણ તે શરતચૂક છે ૨૮ના હિસાબે સુલતાનનો જન્મ હિ સ ૮૨૭–૮મા થાય, જ્યારે ત અ મુજબ સુલતાનના વડા પુત્ર જલાલનો જન્મ હિ સ ૮૩૫મા થયો હતો સુલતાને હિ સ ૮૩૩મા ઝાલાવાડના રાજા કાનાના બળને દાબી દેવા સર તી લીધી હતી, વગેરે તારીખો ઝફરૂલવાલિહે આપેલી સુલતાનની વય ખોટી ઠરાવે છે કે કે પ્રિ વે મ્યુ સુ ચ ની પ્રસ્તાવના પા ૧૧મા મી સિંધાલ રાહબર જલાલની જન્મ સાલ હિ સ ૮૦૫ આપે છે તે ખરી નથી

૨. ત અ. નો અનુ પાનુ ૨૧૨-૩, તા ફિરિ વો ૪ પા ૨૭ મિ ગે વો ૧લું ભાગ ૧લો પા ૨૩૬ કેમ્બ્રીજ હિ ઇ નો ૩ પા ૨૯૮–૯, તા ફિરિ નો ૪ ખાનદેશના ઇતિહાસમા પા ૨૯૩–૪ માત તા. ફિરિ મા ઝાલાવાડને બદલે ઝફરાબાદ છે, પરંતુ ઇતિહાસકારોએ ઝાલાવાડ સ્વીકાર્યું છે

૩ તા ફિરિ. વો. ૪ પા. ૨૭

કાનો દક્ષિણ ખાનદેશમાં ચાલીસગાંવ પાસે આવેલી, કાલિન્દની ડુંગરીઓમાં નાઠા. શાહઝાદાએ વિજય માટે ખુદાનો આભાર માન્યો.[૪]

આ પરાજયથી લજવાઈ, સુલતાન અહુમદ બહ્મનીએ આલગના તરફ કૂચ કરી; જેના સમાચાર શાહઝાદા મુહમ્મદખાને સુલતાન અહમદ ગુજરાતીને પહોંચાડ્યા. સુલતાન અહુમદ ગુજરાતીનું સૈન્ય આવ્યું જાણી, બહમની સુલતાન પોતાના પ્રદેશમાં પાછો ગયો.[૫]

હિ. સ. ૮૪૧(ઈ. સ. ૧૪૩૭)માં સુલતાન અહુમદ ગુજરાતીએ શાહઝાદા મસૂદ માલવી માટે માળવા પર ચઢાઈ કરી. આ યુદ્ધમાં શાહઝાદો મુહમ્મદખાન પણ સાથે હતો. સુલતાને ૩૦ હાથી અને ૫૦૦૦ ઘોડેસવારનું સૈન્ય આપી, શાહઝાદા મુહમ્મદખાનને શાહઝાદા ઉમર માલવીના પક્ષમાં યુદ્ધ કરવા અને સારંગપુરનો કબજો લેવા રવાના કર્યો. સારગપુરના ગવર્નનર મલિક ઈશહાકે શાહઝાદાનો મુકાબલો કર્યો નહી, બલ્કે ગુજરાતના ઝંડા નીચે આવી ગયો.[૬] હિ. સ. ૮૪૨( ઈ. સ. ૧૪૩૮ )માં જ્યારે મહમુદ ખીલજી જાતે યુદ્ધમાં બહાર આવ્યો ત્યારે સુલતાને શાહઝાદા મુહમ્મદખાનને ઉજ્જેનના માર્ગે આવી મળવા જણાવ્યું અને શાહઝાદાએ હુકમનું પાલન કર્યું.[૭]

હિ. સ ૮૪૫ના અહમદશાહ ગુજરાતીનું અવસાન થયું.[૮]

---

૪. ત. અ. વો. ૩ પા. ૨૧૩-૪; તા. ફિરિ. વો. ૪ પા. ૨૭-૮; કેમ્બ્રીજ હિ. ઇ. વો. ૩ પા. ૨૯૯.-૪૦૧; બો. ગે. વો. ૧લું ભાગ ૧લો પા. ૨૩૯; બે. હિ. ગુ. પા. ૧૧૫; તા. ફિરિ વો. ૪ ખાનદેશના ઇતિહાસમા પા. ૨૯૪. બનાવમા બધા સહમત. વિગતમા તા. અ. મનિકપુર્જ, બાકી બધા મનિકપૂંજ બો. ગે. સ્થળનિર્ણય કરે છે ચાલીસગાંવ આગળ. આ બનાવનો મિ. સિ. માં ઉલ્લેખ નથી.

૫. ત. અ. વો. ૩. પા. ૨૧૭

૬. બે. હિ. ગુ. ( તા. અ. મુજબ ) પા. ૧૨૨-૩; તા. ફિરિ. વો. ૪ પા. ૩૩; માળવાના ઇતિહાસમાં પા. ૨૦૧

૭. બે. હિ. ગુ. (તા. અ. મુજબ) પા. ૧૨૩, તા. ફિરિ. વો. ૪ માળવાનો ઇતિહાસ પા. ૨૦૨

૮. સુલતાન અહમદ ગુજરાતીના અવસાનની તારીખ સાથે જ સુલતાન મુહમ્મદશાહના રાજ્યરોહણની તિથિનો સંબંધ છે. સુલતાન અહમદની અવસાનતિથિ જુદા જુદા ઇતિહાસકારો પ્રમાણે નીચે મુજબ છેઃ

ત. અ. મુજબ ૪થી રબિઉલ આખિર ૮૪૬; તા. અ. મુજબ હિ. સ. ૮૪૬; ઝફરૂલવાલિહ મુજબ ૪થી રબિઉલ આખિર ૮૪૬; તા. ફરિ. મુજબ ૪થી રબિઉલ-અવ્વલ ૮૪૬; મિ. અ. હિ. સ. ૮૪૫; મિ. સિ. ૮૪૫ આપે છે. પરંતુ મિ. સિ. અને મિ. અ. માં સુલતાનની જન્મતિથિ, રાજ્યારોહણસમયે વય, અને કેટલા વરસ રાજ્ય કર્યુ એનો જે ઉલ્લેખ કર્યો છે, એ હિસાબે હિ. સ. ૮૪૬ જ છેઃ

| મિ. સિ. અને મિ. અ. મુજબ | | ત. અ. મુજબ | |
|---|---|---|---|
| જન્મતિથિ | ૧૯-૧૨-૭૯૩ | | |
| રાજ્યરોહણસમયે વય | ૦—૦-૨૦ | ૦—૦—૨૨ | લહિયાની શરતચૂક. |
| રાજ કર્યું | ૨૨—૬-૩૨ | ૨૦— ૬—૩૨ | ૨૦ ના બાવીસ અને ૨૨ના વીસ થયા છે. |
| | ૧૧—૭-૮૪૬ | | |

અવસાનતિથિ લગભગ ૧૧-૭-૮૪૬, એટલે ૧૧ મી રજબ ૮૪૬ થાય છે. હિ. સ. ૮૪૬ ની તારીખ જ સાચી છે. એના સબળ પુરાવામાં પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમના આસિ. ક્યુરેટર મિ. સિંઘાલ એ જ મ્યુઝિયમ તરફથી પ્રકટ કરેલા ગુજરાતના સુલતાનોના સિક્કાની સૂચીમાં જણાવે છે કે હિ. સ. ૮૪૬ ની સાલ એટલા માટે સપ્રમાણ છે કે, એ સાલના સુલતાન અહમદના સિક્કા મળ્યા છે, અને તેમાંના સિક્કા મુંબઇના પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમમાં સુરક્ષિત છે. જુઓ કેટલોગ ઓફ

### મુહમ્મદશાહની હકુમત

હિ સ ૮૪૫મા સુલતાન અહમદશાહ ગુજરાતીના અવસાન બાદ ત્રીજે દિવસે, મુહમ્મદશાહ, ગિયાસુદ દુન્યા વદ દિન[૯]નો ખિતાબ ધારણ કરી, અહમદાબાદમાં પોતાના પિતાની ગાદી પર બેઠો મોનેરી છત્ર ઉપરથી સુવર્ણ ઓવારી, ગરીબોમા લૂટાવવામા આવ્યુ, જનતા, કારભારી, સૂબાઓ અને વઝીરો તરફ ઉદાર વર્તણૂક દાખવી, તેમને તેમના ઓદ્દાઓ પર કાયમ રાખ્યા અને ખિતાબોમા વૃદ્ધિ કરી રાજ્યની લગામ હાથમા ધરતા કુશળતાથી રાજ્યકારોબાર ચલાવવા લાગ્યો[૧૦]

હિ સ ૮૪૯( ઈ સ ૧૪૪૫ )ની ૨૦ મી રમઝાનના દિને બીબી મુઘલાઇએ[૧૧] એક નેકબખ્ત ફરઝંદને જન્મ આપ્યો, જેનું નામ ફતહખાન પાડવામાં આવ્યુ[૧૨] આ જ વરસની અવ્વલતી ૧૪ મી તારીખે સરખેજના મહાન કુતુબ શયખ અહમદ સિહાબુદ્દિન સાહિબ( ક સી )નું અવસાન થયુ, જેમની અવસાનસાલ ' આખિરૂલ અવલિયા 'માથી નીકળે છે[૧૩] સુલતાને આ મહાપુરૂષના મઝાર પર ભવ્ય રોઝો બાધવાનો હુકમ કર્યો[૧૪]

---

'ધી કોઈન્સ ઈન ધી પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ ઓફ વેસ્ટર્ન ઇંડિયા', ધી સુલતાન ઓફ ગુજરાત, પ્રસ્તાવના પા ૧૧ આના જવાબમા મી પાણ 'ગુજરાતના સ્વતંત્ર સુલતાનોના સિક્કા' નામના લેખમા જણાવે છે કે સુલતાન અહમદશાહની અવસાનસાલ હિ સ ૮૪૫ છે તે કે સુલતાન અહમદ શાહના અહમદનગરની ટકશાળના હિ સ ૮૪૬ના સિક્કા મળ્યા છે, પરંતુ મારી પાસે સુલતાન મુહમ્મદના હિ સ ૮૪૫ની સ્પષ્ટ તારીખો આપતા સિક્કાઓ મોજુદ છે આથી સ્પષ્ટ થાય છે કે સુલતાન અહમદશાહનું અવસાન હિ સ ૮૪૫ ના અંતમા થયુ હશે અને ગાદી પર બેસતા જ સુલતાન મુહમ્મદે પોતાના નામના સિક્કાઓ પડાવ્યા હશે અહમદનગરની ટકશાળ દૂર હોવાથી અને નવો હુકમ જતો થાય ત્યાં સુધી ત્યા સુલતાન અહમદના સિક્કા પડયા હશે આથી સુલતાન અહમદની અવસાનસાલ હિ સ ૮૪૫ જ છે

૯ ત અ વો પા ૨૭૩ એ સિવાય કોઈ ઇતિહાસ સુલતાનનો ખિતાબ આપતો નથી ઝફરૂલવાલિહ પા ૧ મોઇઝુદ્દીન લખે છે, જેને કોઈ ઇતિહાસનો ટેકો નથી છતા સર રેનીશન રોસ કેમ્બ્રીજ હિ ઈ વો ૩ પા ૩૦૦ મા મોઈઝુદ દુનના ખિતાબથી ઉલ્લેખ કરે છે સુલતાનના ઘણા સિક્કાઓ મળ્યા છે, પરન્તુ કોઈમા ટકશાળનુ નામ નથી મોટે ભાગે સિક્કામા ગિયાસુદ્દુન્યિા વદ્દીન'નો જ ખિતાબ છે એકમા અસ્સુલતાનુલ આઝમ ગિયાસુદ દુન્યિા વદ દીન અલ્સુલતાન મુહમ્મદશાહ અબુલ મુજાહિદ છે (સિધાલ અને પઠાણ મુજાહિદને મુહામદ વાચે છે) અને એક સિક્કા પર એક સુન્દર કાવ્યપંક્તિ છે, જેનો ભાવાર્થ આ છે 'સુલતાન ગિયાસુદ્-દુન્યા વદ દીન મુહમ્મદશાહનો સિક્કો ત્યા સુધી રહેશે જ્યા સુધી કાળચક્રની ટકશાળના રવિ અને સોમ'

સિક્કાઓ વિષે વધારે વિગત જાણવા માટે જુઓ કે મો પ્રિ વે મ્યુ સુ ગુ, અને J A, S J ૧૯૩૭મા મી પઠાણનો લેખ 'કોઇન્સ ઓફ ધી ઇન્ડિપેન્ડન્ટ સુલતાન ઓફ ગુજરાત' પા ૧૭ થી ૨૬ અને પા ૯૩ થી ૯૬

૧૦ ઝફરૂલવાલિહ વો ૧ પા ૧ ત અ. વો ૩ પા ૨૨૩ મિ મિ પા ૨૩ તા ફિરિ મા નોંધ નથી

૧૧ મિ સિ પા ૮૬ મિ પના જામ દુનાની પુત્રી

૧૨ ઝફરૂલવાલિહ વો ૧ ભ્ પા ૧ નામ મહમૂદ આપે છે, તે સિવાય બધા જ ઇતિહાસો નામ ફતહખાન આપે છે

૧૩ ઝફરૂલવાલિહ વો ૧ ભ્ પા ૨, મિ સિ પા ૨૩ મિ અ વો ૧ હું પા ૩૦ પુરવણી પા ૩૭-૮

૧૪ મિ અ. વો ૧ હું પા ૩૦ આ ભવ્ય ઇમારત બાંધવાની શરૂઆત સુલતાન મુહમ્મદશાહે કરી, પરંતુ પૂર્ણ તો તેના પુત્ર સુલતાન કુતુબુદ્દીનના સમયમા થઈ હઝરત શયખ અહમદ ખટ્ટુ ગંજબખ્શ (ક સી )નુ રવાન એક નૂરો જ નિયમ માગે છે, અને સરખેજના ભવ્ય ઇમારત અને તળાવ પણ

આ જ વરસમાં **સુલતાન મુહમ્મદશાહે** વઢવાણમાં એક મસ્જિદ બંધાવી, જે પાડા મસ્જિદને નામે ઓળખાય છે.[૧૫]

હિ. સ. ૮૫૦ માં **સુલતાન મુહમ્મદે** ઈડર પર ચઢાઈ કરી; જ્યાં **રાય ભાણ**[૧૪અ] બિન **રાય પુંજાની** હુકુમત હતી. તેણે સુલતાનના દરબારમાં હાજર થઈ શરણ સ્વીકાર્યું, એટલું જ નહીં, પરતુ તે સાથે પોતાની સેવા અને પુત્રી પણ સુલતાનને અર્પણ કર્યા. રાયની પુત્રી જેટલી સુંદર હતી એટલી જ બુદ્ધિમાન હતી. તેણે એક દિવસે સુલતાનનું મન જિતી લીધું, અને મવકો જોઈ પોતાના પિતાને રાજ્ય પાછું આપવાને વિનંતિ કરી, જે સુલતાને સ્વીકારી લીધી.[૧૬]

આ જ વરસમાં **સુલતાન મુહમ્મદે** વાગડના પ્રદેશ અને ડુંગરપુરના રાજા **ગણેશ** પર ચઢાઈ કરી. સુલતાનનો મુકાબલો ન કરી શકવાથી તેઓ નાઠા અને ડુંગરપુરના ડુંગરોમાં સંતાઇ બેઠા. પરંતુ જ્યારે તેમને લાગ્યું કે તેમનો પ્રદેશ તારાજ થઈ રહ્યો છે ત્યારે તેઓ બહાર આવ્યા. વાગડના **રાજા કુંભાએ** સુલતાનનું શરણ માગ્યું, જેની **ખાન જહાન મુનિર સુલતાનીએ** સિફારસ કરી, તેથી તેના પર ખંડણી મુકર્રર કરી અને તેની વસુલાત કરી ચાલ્યો ગયો.

હિ. સ. ૮૬૩ માં સુલતાન ચાંપાનેર જિતવાના આશયે વિજયી કૂચ કરતો ચાંપાનેર આગળ આવ્યો. ચાંપાનેરનો **રાજા ગંગાદાસ** પોતાના સૈન્ય સાથે યુદ્ધ કરવા બહાર આવ્યો, અને બહાદુરીથી લડ્યો, પરંતુ અંતે નાસી પોતાના કિલ્લામાં ભરાઇ બેઠો. સુલતાને તેને ઘેરો ઘાલ્યો અને તેને કબજે કરવાની વિચારણા કરવા માંડી.[૧૮]

સુલતાને ત્યાં સુંદર હોજ બાંધવાનો હુકમ કર્યો. હાજી ઉદદબીર લખે છે કે, તે આજે શક્કર તાલાબ નામે વિખ્યાત છે. તળાવની રચના એવી છે કે, દશ વિભાગથી તેને

---

૧૪ અ. બો. ગે. વૉ. ૯, પા. ૪૦૩. મહીકાઠાના ઇતિહાસમાં ઈડરનો ઇતિહાસ આપતા આ સમયે ઈડરમા જે રાજા હતો, તેનું નામ **રાય ભાણ** આપે છે. મી. મુહમદી પણ ઇડરના ઇતિહાસના આધારે રાજાનું નામ રાય ભાણ આપે છે. જુઓ પા. ૭૧. ત. અ. વૉ. ૩, પા. ૨૨૪. **રાય હર** આપે છે. ઝફરૂલવાલિહ વૉ. ૧, પા. ૨. **રાય હર** આપે છે. વૉ. હિ. ગુ. **રાય બીર** આપે છે, પરંતુ ગેઝેટીઅરની તેહકીક વિશ્વસનીય છે.

૧૫. બો. ગે. વૉ. ૮ પા. ૬૯૩.

૧૬. ઝફરૂલવાલિહ વૉ. ૧, પા. ૨ વધુમા લખે છે કે એક નગ્ન સત્ય કથનારા કવિએ લલકાર્યું કે, 'સહસ્ર વ્યક્તિ એટલી સિફારસ કરતી નથી, જેટલી નગ્ન સ્વરૂપમાં કરી શકે છે.' ત. અ. વૉ. ૩, પા. ૨૨૪. નિઝામુદ્દીન આ યુદ્ધ હિ. સ. ૮૪૯મા મૂકે છે. તા. ફિરિ. વૉ. ૪ પા. ૩૫ કેમ્બ્રીજ હિ. ઈ. વૉ. ૩ પા. ૩૦૦. બો. ગે. વૉ. ૧ લું ભાગ ૧ લો પા. ૨૪૦, એમાં ડુંગરપુરના રાજાનું નામ કાના લખ્યું છે તે ખોટું છે. આ જોતા મિ. ચ. વૉ. ૧ લું પા. ૩૦ આ યુદ્ધ હિ. સ ૮૪૫મા મૂકે છે તે વિશ્વાસપાત્ર નથી.

૧૭. ઝફરૂલવાલિહ વૉ. ૧ લું. પા. ૨ ત. અ. વૉ. ૩, પા. ૨૨૪મા લખે છે કે મલિક મીર સુલતાનીએ સિફારસ કરી મિ. સિ. પા. ૪૩, બો. ગે. વૉ. ૧ લું પા., મિ. અ. વૉ. ૧ લું પા ૩૦, કેમ્બ્રીજ હિ. ઇ. વૉ. ૩ પા. ૩૦૦ માં સર ડેનીસન રોસ લખે છે' Muhhammad next attacked at Bagor, Rana Kumbha of Mewar, who fled and took refuge with the Rawal of Dungarpur, the chief of his house but afterwards appeared before the invadet and purchased peace with a heavy indemnity.

૧૮. ઝફરૂલવાલિહ વૉ. ૧ લું પા. ૨; ત. અ. વૉ. ૩ પા. ૨૨૪–૫; તા. ફિરિ. વૉ. ૪ પા. ૩૫; મિ. સિ. પા. ૨૪.

વિસ્તારી દશ કમાનોથી તેને શોભાવવામા આવ્યો છે એમા એક એવુ ચિહ્ન ગોઠવ્યુ છે કે, જેનાથી એની પહોળાઈ, ઉંચાઈ અને લબાઈ સરળતાથી માપી શકાય[૧૯]

સુલતાને ત્યા પોતાની રાજધાની કાયમ કરવા હુકમ કર્યો અને શહેરની નવરચના માટે હુકમો બહાર પાડયા[૨૦]

રાય ગંગાદાસે સુલતાનની આ શાન નિહાળી, દયાની વિનતિ કરી પરતુ સુલતાને એ તરફ મુદ્દલ લક્ષ આપ્યુ નહીં આથી તેણે માળવાના સુલતાન મહમૂદ ખિલજીને સુલતાન ઉપર વેર લેવાની લડાઈમા ભાગ લેવા વિનતિ કરી અને લડાઈમા વિજય મળે તો દોહદ ઉપર માળવાની સત્તા રહે, એ શરતે તેને યુદ્ધ માટે તૈયાર કર્યો માલવપતિએ આ વિનતિનો સ્વીકાર કરી, દોહદ પર આક્રમણ કર્યું[૨૧]

આ સમયે સુલતાન મુહમ્મદશાહ બિમાર હતો, છતા સૈન્યને કોટડા તરફ કૂચ કરવા હુકમ કર્યો કોટડા ચાપાનેરના રક્ષણસ્થળોમાનું હતુ અને તે માંડુ ની લગોલગ હતુ આ વસ્તુસ્થિતિ જોતા સુલતાન મહમૂદને પોતાના પ્રદેશ માટે ભય લાગ્યો, રાય ગગાદાસના ષડ્યત્રને વખતસર સમજી ગયો, અને યુદ્ધ કર્યા વિના માંડુ ગયો[૨૨]

સુલતાન મુહમ્મદશાહ પોતાની નાદુરસ્ત તબિયતને કારણે અહમદાબાદ આવ્યો અને હિ સ ૮૫૫ ના મુહર્રમની ૮ મી તારીખે ઉક્ત બિમારીને કારણે અવસાન પામ્યો, અને માણેકચોકમા શાહી મઝારમાં પોતાના વાલિદની બાજુમા સૂતો[૨૩]

સુલતાન મુહમ્મદશાહ ગુજરાતના બહાદુર અને વિજયી સુલતાનોમાનો એક હતો. એણે જિંદગીમા કયારે પણ પરાજય જોયો નથી ગુજરાતના સુલતાનોમા એ સૌથી ઉદાર હતો જનતા એને જરબક્ષ કે કનકદાની કહેતી એનું નાનામા નાનું દાન રાયના ચર્મમા ભરી અપાતુ નાણુ હતુ

તેના પિતા જેમ એ પણ ભવ્ય ઈમારતોનો શોખીન હતો શેખ અહમદ ખટુનો બધાવેલ રોજો તેની અમર યાદગાર છે એની અંદરની મસ્જિદ અહમદાબાદની સમગ્ર મસ્જિદનો નમુનો છે દરગાહ કાંઠેનો તાલાબ અને ચાપાનેરનો શક્કર તાલાબ એની અમર કીર્તિ છે. એના આ ગુણો એના પુત્ર કુતબુદ્દીન અને સુલતાન મહમૂદ બેગડામા ખુબ ખીલ્યા હતા

---

૧૯ ઝફરૂલવાલિહ વો. ૧ લુ પા ૨

૨૦ ઝફરૂલવાલિહ વો ૧ લું પા ૨

૨૧ ઝફરૂલવાલિહ વો ૧ લુ પા ૩, ત અ વો ૩ પા ૨૨૫, મિ સિ પા ૨૫, તા ફરિ વો ૪ પા ૩૯ ઝફરૂલવાલિહ સિવાય બધા 'સાખ ટકાના કાર'ની વાત કરે છે જુઓ આ લેખમા તેહધીક પા ૧૫૩-૯

૨૨. ઝફરૂલવાલિહ વો ૧ લુ પા ૩ ત અ. વો ૩ પા ૨૨૬ લખે છે કે તે કોટડા આગળ રોકાયો, અને યુદ્ધ માટે હથિઆરો અને માણસો ભેગા કરવા લાગ્યો સુલતાન મહમુદ ત્યા પોહચો હતો ત્યા જ દોડ્યો, વરસાદ આવવા લાગ્યો નદી ના ફરિ વો. ૪ પા ૨૧૫, ગુજરાતના રાજાએ (ચાપાનેરની) સરહદમા મોટી સખ્યામાં ઢોર ભેગા કરેલા હોવાથી તે ત્યથી ખસવા અશક્ત હતો, એટલે તબુઓને આગ લગાડી અને સૈન્યના હથિયારોનો નાશ કર્યો અને અહમદાબાદ પાછા ફર્યા, અને મહમુદ ખીલજી માંડુ પાછો વળ્યા મિ સિ. પા ૨૮ આ સામગ્રી મુહમ્મદશાહે દરેક હાકેમો અને સાથી માણસ કેટલા સામમા આવ્યો ત્યા તે મારો પડયા અને અહમદાબાદ આવ્યો

૨૩ ઝફરૂલવાલિહ વો. ૧ લુ પા ૩ ત અ. વો ૩ પા ૨૨૪ મુહર્રમ ૮૫૫ આપે છે મિ સિ પા. ૨૪ તારીખ ૨૦ આપે છે મિ અ પા ૩૦

# સંક્ષિપ્ત સૂચિ

## અંગ્રેજી

| | |
|---|---|
| ત. અ. | તબકાતે અકબરી વો. ૩ નું ડૉ. બેનીપ્રસાદે પુનઃઅવલોકી સંપાદિત કરેલ બી. ડે. ના ટિપ્પણ સહિત અંગ્રેજી અનુવાદ ૧૯૩૯. |
| તા. ફ્રિ. | તારીખે ફિરિશ્તહ જોન બ્રિગ્ઝનો અનુવાદ, હિસ્ટ્રી ઓફ ધી રાઈઝ ઓફ ધી મુહમ્મડન પાવર ઇન ઇંડિયા, કલકત્તાસંસ્કરણ ૧૯૦૯. |
| મિ. સિ. | મિરાતે સિકન્દરી ફઝલુલ્લાહનો અંગ્રેજી અનુવાદ. |
| બે. હિ. ગુ. | સર એડવર્ડ ક્લાઈવ બેલીકૃત હિસ્ટ્રી ઓફ ગુજરાત, ૧૮૮૬. |
| બ. હિ. ગુ. | બર્ડકૃત હિસ્ટ્રી ઓફ ગુજરાત ૧૮૨૦. |
| વો. હિ. ગુ. | વોટ્સનકૃત હિસ્ટ્રી ઓફ ગુજરાત ૧૮૮૬. |
| કો. હિ. ગુ. | પ્રો. એમ. એસ. કોમિસેરીઅટ કૃત 'હિસ્ટ્રી ઓફ ગુજરાત' ભાગ ૧ લો. |
| બો. ગે. | બોમ્બે ગેઝેટીઅર વો. ૧ લું અને ૮ મું. |
| બ્રિ. હિ. ગુ. સ. | પ્રો. એમ. એસ. કોમિસેરીઅટકૃત 'ધી બ્રીફ હિસ્ટ્રી ઓફ ગુજરાત સુલતાન.' |
| કે. કો. પ્રિ. વે. મ્યુ. સુ. ગુ. | કેટલોગ ઓફ ધી કોઈન્સ ઓફ ધી પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ, વેસ્ટર્ન ઇંડિયા, સુલતાન ઓફ ગુજરાત ૧૯૩૫. |
| કો. ઈ. સુ. ગુ. | 'કોઈન્સ ઓફ ધી ઇન્ડીપેન્ડન્ટ સુલતાન ઓફ ગુજરાત' નામના મિ. પઠાણના લેખ માટે જુઓ J. A. S. J. ૧૯૩૭ (એટલે જર્નલ ઓફ ધી આર્કયોલોજીકલ સોસાયટી જુનાગઢ એન્યુઅલ ૧૯૩૭. |
| કેમ્બ્રીજ હિ. ઇ. | કેમ્બ્રીજ હિસ્ટ્રી ઓફ ઇંડિયા વો. ૩ |

## અરબી

| | |
|---|---|
| ઝફરૂલવાલિહ | ઝફરૂલવાલિહ બિ. મુઝફ્ફર વઅ આલિહ. |

## ઉર્દૂ

| | |
|---|---|
| તા. મુ. | ગુલામ મુહમ્મદ શેખકૃત તારીખે મુસ્તફાબાદ. |
| મિ. મુ. | ,, ,, મિરાતે મુહમ્મદી |

## ગુજરાતી

| | |
|---|---|
| મિ. સિ. ગુ. | આત્મારામ મોતીરામ દિવાનજીનો મિરાતે સિકન્દરીનો અનુવાદ. |
| તા. ફ્રિ. ગુ. | ,, ,, તારિખે ફ્રિરિશ્તહના ગુજરાત પ્રકરણનો અનુવાદ. |
| ગુ. અ. ઇ. | ગોવિન્દભાઇ હાથીભાઇ દેશાઈકૃત ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ. |
| પા. અ. | રત્નમણિરાવ ભીમરાવકૃત પાટનગર અમદાવાદ. |
| મિ. અ. | મિરાતે અહમદી ભા. ૧ લો જ. નિઝામુદ્દીન ચિશ્તીનો અનુવાદ. |
| કો. ગુ. અ. ઈ. | કાકિલકૃત ગુજરાતનો અરબી ઇતિહાસ વા ઝફરૂલવાલિહ બિ. મુઝફ્ફર વઅ આલિહનો પરિચય. |

## હિન્દી

| | |
|---|---|
| રા. ઈ. | મ. રા. બા. ગૌ. હી. ઓઝા કૃત રાજપુતાનેકા ઇતિહાસ જીલ્દતીસરી ભાગ ૧ લા. |

# ગુજરાતની રાનીપરજ કોમ*

[ વ્યાખ્યાતા  રા રા પુરાતત્ત્વવિદ્ મણિભાઈ દ્વિવેદી ]

**ગુજરાતની** ઉત્તર સીમા બાંધતી, આરાવલીની પહાડી ટેકરીઓથી માંડી દક્ષિણમાં ડાંગના સઘન વનોને વીંટળાઈ પારડી તાલુકાની સમુદ્રકિનારા નજીક આવી અડતી, પાંખની વચમાંના ગુજરાતના પૂર્વ અને દક્ષિણ સીમાડાના જંગલો અને ડુંગરોમાં અનેક વન્ય જાતિઓ વસે છે સંખ્યાની દૃષ્ટિએ આ જાતિઓનુ જન-બળ ગુજરાતની કુલ વસતિના ⅕ ભાગ કરતાં પણ કંઈક વધારે છે અને તેમ છતાં આ જાતિઓ માટેની આપણી માહિતી ઓછામાં ઓછી છે

જંગલમાં રહેતી પ્રજાઓને આ દેશની અસલ વતની કોમ તરીકે ઓળખાવવાનો એક સરળ માર્ગ શોધાયેલો છે આજે રેલવે અને મોટરો જેવા મુસાફરીની સરળતા કરી આપનાર યાન્ત્રિક વાહનોની સવડને લીધે દેશ-પરદેશની અનેક સંસ્કૃતિના સંમિશ્રણો આવા સાધનની સવડવાળા સ્થળોમાં થઈ રહ્યા છે, એ સમયે આવા સંમિશ્રણોના સ્થાનકોથી દૂર દૂર રહી, પોતાની બાપોતી સંસ્કૃતિને જાળવી રાખનાર પ્રજા પર કેવળ અસલીઆત, અને જંગલીઆતની નવાજેશ કરી બેસી રહેવામાં ભારતની યુગાયુગાન્તરવ્યાપી ઉદાર અને પ્રાચીન સંસ્કૃતિના પ્રસરણના અવશેષોમાં દર્શન અને અભ્યાસ કરી શકીશું નહીં

એ વન્ય-જાતિઓના ઉપરટપકીયા રીતરીવાજો અને એમની રહેણીકરણી જોઈને એમને જંગલી-જાતો તરીકે ગણાવી સંતોષ માનીએ તો ગુજરાતની આવી મોટી વસતિને અન્યાય કરવા સરખુ થશે તેમ જ તેમના ચહેરાના હાડકાના ચોકઠા પરથી માનવ-વંશના કયા પંચનુ આ મૂળીયુ છે, એ ગણત્રી કરવાનુ કાર્ય પણ મુશ્કેલ છે, એમ મારૂ માનવુ છે, અને એ માન્યતાના કારણો પણ છે

આથી ગુજરાતના અને તેમાંય ખાસ કરીને દક્ષિણ ગુજરાતના જંગલોમાં જે જૂદી જૂદી જાતિઓ વસે છે, એ જાતિઓના સામાજિક બંધારણો, રીતરીવાજો અને જીવનવ્યવહાર હાલ કેવા છે એ વિષયને લગતી શકય તેટલી હકીકતો અત્રે રજુ કરીશુ અને તેમ કરતા પહેલા વન્ય જાતિઓની સુધારણા માટે કદીયે કાંઈ પ્રયાસ થયા છે કે કેમ, એ પણ ઉપલક જોઈ જઈશુ

બંગીય વિદ્વાન સુનીતિકુમાર ચટ્ટોપાધ્યાય જણાવે છે “ × × આર્ય પ્રજા-હિન્દુસ્થાનમાં આવી ત્યારે આ પ્રદેશમાં ‘કોલ’ નામની પ્રજા રહેતી હતી × × આર્યોના આવ્યા પછી ધીરે ધીરે એ પ્રજા દૂર દૂર ખસતી ગઈ અને જેમ જેમ તે જૂદા જૂદા પ્રાન્તોમાં જઈ વસી તેમ તેમ તેમના નામમાં ફેરફાર થતો ગયો × × આ પ્રમાણે રાજપૂતાના અને ખાનદેશમાં વસતી ભિલ વગેરે પ્રજાઓ “કોલ” જાતિમાંથી ઉતરી આવી છે × × આગળ વધતા એ પ્રજા ગુજરાતની ભૂમિમાં ફેલાઈ ગઈ ”[1]

---

* મુંબઈના શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિરમાં તા ૧૬-૧-૪૧ના રોજ દિ બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપદે મળેલી જાહેરસભામાં વંચાયેલો નિબંધ

૧ ‘ The Study of Kol ’—“ The Calcutta Review ’ September 1923

ગુજરાતની પૂર્વ સીમાએ અડેલાં મધ્યહિન્દ એજન્સીનાં રાજસ્થાનોમાં 'કોલ' પ્રજાની વસતી છે,[૨] 'કોલ' નામથી જ તેમને ત્યાં ઓળખવામાં આવે છે; અને તે સાથે ભીલોની પણ મોટી વસતી છે, તેમ છતાં એક જ સ્થળમાં રહેનારી પ્રજાનાં આ પ્રકારે બે નામ કેમ પડયાં, એ સમજી શકાતું નથી. આથી શ્રી. ચટ્ટોપાધ્યાયના મતને કેટલો ગ્રાહ્ય રાખવો, એ પ્રશ્ન રહે છે.

ઋગ્વેદમાં ઇન્દ્રને "પાંચ વર્ણના લોકોનો અનુગ્રહ કરનાર"[૩] તરીકે ઓળખાવ્યો છે, અને ઔપમન્યવ વગેરે અનાર્ય પ્રજાને પાંચમી વર્ણ તરીકે ઓળખાવે છે. વિશ્વજિત યજ્ઞ કરનારને ત્રણ રાત્રિ જંગલમાં જઇને વન્ય-જાતિઓ સાથે રહેવાનું અને તેમનો ખોરાક લેવાનું વિધાન છે. વળી અનાર્ય જાતિઓની કન્યાનો સ્વીકાર થઇ શકે અને સાતમી પેઢીએ તેના સંતાનને આર્ય પ્રજા તરીકે સ્વીકારવી, એવી પણ પ્રથા હતી.[૪]

"History of the Aryan Rule in India" નામના ગ્રંથમાં જણાવવામાં આવ્યું છે કે:—"આધ્યાત્મિક બાબતમાં આર્ય અને અનાર્ય પ્રજાનું મિલન થઈ ચૂકેલું જ હતું. × × રાજકીય ક્ષેત્રમાં પણ આર્ય પ્રજાએ અનાર્ય પ્રજા પાસેથી ગ્રામ પંચાયતના બંધારણની રીત શીખી હતી."

કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં વન્ય-જાતિઓનો ઉલ્લેખ મળે છે. વળી સમ્રાટ્ અશોકના ધર્માનુશાસનમાં પણ જંગલની જાતિઓ માટેની રાજ-આજ્ઞા મળી આવે છે:—

"જંગલી જાતોના લોકોની બાબતમાં રાજાની શી ઇચ્છા છે એમ તમે પૂછતા હો, તો મારી એવી ઇચ્છા છે કે તેઓ ચિંતારહિત થાઓ, એમ રાજા ઇચ્છે છે, એવી ખાત્રી તેમને થાય. તેઓ મારી તરફથી સુખને જ લહશે, દુઃખને નહીં. વળી તેઓ ધર્મને આચરે; આલોક અને પરલોકને આરાધે. આ લિપિને દર ચાતુર્માસે સંભળાવવી."[૫]

આ બધું બતાવી આપે છે કે આધ્યાત્મિક તેમ જ સામાજિક બાબતોમાં આ જાતિઓ સામાન્ય પ્રજાના સંપર્કથી નીરાળી રહી શકી નથી.

વન્ય-જાતિઓના સંબંધમાં આટલો સામાન્ય ઉલ્લેખ કર્યા પછી હવે આપણે ગુજરાતની વન્ય-જાતિઓ વિષેની ચર્ચા હાથ ધરીશું. આ જાતિઓ હાલમાં રાનીપરજના નામથી ઓળખાય છે, પણ તેમાં લગભગ અઢાર જેટલી જંગલમાં રહેતી જૂદી જૂદી જાતોને સમાવેશ થાય છે. એમાં:—(૧) ભિલ, (૨) ધાણકા, (૩) ઢોડીઆ, (૪) ચોધરા, (૫) ગામીત, (૬) દુબળા, (૭) વસાવા, (૮) કુકણા, (૯) કાથુડીઆ, (૧૦) કોટવાળીઆ, (૧૧) નાયકા, (૧૨) બાવચી, (૧૩) માવચી, (૧૪) કોલઘા, અને (૧૫) વારલી,–એ મુખ્ય જાતો છે; અને તડવી, (૨) વળવી, (૩) તળાવીઆ, (૪) મોડવાડી, (૫) પહાડવી,–એ પેટા જાતિઓ છે. આ જાતિઓમાંથી ઉત્તર અને મધ્ય ગુજરાતના પૂર્વપ્રદેશ કે તેની આસપાસના જિલ્લાઓમાં ભિલ, વસાવા અને ધાણકાની ખાસ વસતી છે. વારલીઓની વસતી મુખ્યત્વે કરીને પારડી-ધરમપુરની આસપાસના જવાર સંસ્થાન અને દહાણું-ઉંબરગામ તરફ તથા ત્યાંના જંગલ

---

૨. Clnsus of India—Central India Agency Report 1911 & 1921.

૩. इन्द्रः पञ्चक्षितीनाम्—ઋગ્વેદ ૧ : ૭ : ૯.

૪. The Visva—Bharati Quarterly. Vol. II. No. 4. P. 352.

૫. અશોકના શિલાલેખ—શ્રી સયાજી સાહિત્યમાલા. પુ. ૧૦૧. પૃ. ૯૧-૯૨.

ભાગમા છે એની પ્રજાની ઉપર જણાવેલી બધી જ જ્ઞાતિઓ ઓછાવત્તા પ્રમાણમા દક્ષિણ-ગુજરાતમા મળી આવે છે

### રાનીપરજ નામનો ઇતિહાસ

આજથી ચૌદેક વર્ષ પર દક્ષિણગુજરાતમા બે નામો પ્રચલિત હતા એક ચોકખી આત અથવા ઉજળિયાત અને બીજુ કાળીપરજ કાળીપરજમા ઉપર જણાવેલી વન્ય જાતિઓનો સમાવેશ થતો અને બાકીના વર્ણો ઉજળીઆતના નામથી ઓળખાતા સન ૧૯૨૭ના માર્ચ માસની ૧૬મી તારીખે નવસારી પ્રાંતના વ્યારા તાલુકાના ખાનપુર ગામે પાચમી કાળીપરજ પરિષદની બેઠક મહાત્મા ગાધીજીના પ્રમુખપદે મળી મહાત્માજીની પ્રેરણાથી આ બેઠકમા એક ઠરાવ થયો અને તે દિવસથી કાળીપરજ નામ કાઢી નાખી, આ પ્રજા માટે 'રાનીપરજ' એ શબ્દ દાખલ થયો આ શબ્દ મહાત્મા ગાધીજીએ જ યોજ્યો હતો, અને ત્યારથી વન્ય-જાતિઓ માટે રાનીપરજ શબ્દ પ્રચારમા આવ્યો છે [૬]

રાનીપરજની જૂદી જૂદી પદર મુખ્ય જાતોમાથી દુબળાઓ ઉજળીઆત વર્ગના મહ-વાસમા રહે છે અને ખાસ કરીને ખેતીના મજુરો તરીકે કામ કરે છે વળી આ લોકોમા પણ તળાવીઆ નામનો એક વર્ગ જૂદો પડી ગયો છે તેઓ દુબળામા પોતાને સૌથી ઉચા માને છે અને એથી એમના જૂદા જૂદા કુળોમાથી 'મરવીઆ' કુળની કન્યાઓ લે છે, પણ તેમની કન્યા એમને આપતા નથી તેમ 'માડવીઆ' સિવાય બીજા કોઈની સાથે તેઓ રોટી-વહેવાર પણ કરતા નથી

'વસાવા' એ પણ દૂબળા કોમમાનો એક અલગ ભાગ બનેલો છે, એમ વડોદરા રાજ્યના વિદ્વાન સેન્સસ કમિશ્નર શ્રી સત્યવ્રત મુકરજી જણાવે છે [૭]

ભિલ સ્ત્રી અને મુસલમાન પુરુષના મેળાપથી જે જાત ઉત્પન્ન થઇ તે 'તડવી' કહે-વાઈ શહેનશાહ ઔરગઝેબના વખતમા આ મિશ્રણ થએલુ એમ કહેવામા આવે છે

બાવચી અને માવચી જાતો પણ ભિલોનો જ એક ફાટો છે બાવચીઓ મરાઠાઓની સાથે પ્રથમ ગુજરાતમા આવ્યા [૮] ધાણકા પોતાને એક જૂદી કોમ તરીકે ઓળખાવે છે, પણ એ મૂળ ભિલ પ્રજાની જ એક શાખા છે

આ રીતે વિશાળ ભિલ કોમના ઘણા ફાંટા પડી ગયા છે અને તેઓ એક બીજા વચ્ચે રોટી કે બેટીનો વહેવાર રાખતા નથી મોકવાડી અને પહાડી જાતો પણ ભિલ કોમના જ ફાંટાઓ છે અને આ બધા ઉપરાંત ભિલ પ્રજામાથી જે વર્ગ હજી પણ અસલીઆત અને જગલીઆત રાખી રહી, જગલના ઉડાણના ભાગોમા રખડતા ફરે છે તેમને તિરસ્કારવાચક 'ભિલડા' નામથી ઓળખવામા આવે છે આ વર્ગના દીદાર અને રહેણીકરણી પણ સાવ જગલી છે મધ્યહિન્દ એજન્સી અને મધ્યપ્રાંતોમા "બીંધિયા" [૯] નામની જાત છે તેમને કાંઈક અંશે મળતી આ પ્રજા છે

---

૬ "દલિત-કોમ" પત્ર પુ ૧ અ ૨૫-૨૬ પૃ. ૨

૭ Census of India Vol RIII Baroda state Report Part I p. 329

૮. Enthoven's 'Tribes and Castes of Bombay'

૯ Census of India-Central India Agency and Central Provinces and Berar-Reports 1911 & 1921

## જાતિઓની ઉત્પત્તિ વિષે

આ રાનીપરજ જાતિઓ પોતપોતાની કોમની ઉત્પત્તિ પ્રાચીન કાળના કોઈ રાજપૂત કુળમાં થઇ હોવાનું જાહેર કરે છે અને તે માટે પરાપૂર્વથી ઉતરી આવેલી દંતકથાના હવાલા આપે છે.

અત્યાચારી વેન રાજાના વધ પછી તેની જાંઘ ચીરી ઋષિઓએ એક પુરુષ બહાર કાઢ્યો, તેના વંશજ ભિલ ગણાયા. મહમદ ઘોરીનાં દિલ્હી ઉપરનાં આક્રમણોથી ત્રાસી, કેટલાક રજપૂતો ત્યાંથી ખસી, ધીરે ધીરે ચાંપાનેર આવી વસ્યા અને ચાંપાનેરના પતનવખતે ધર્માન્તર ન કરતાં જેઓએ ત્યાંથી નાસી દક્ષિણ ગુજરાતનાં જંગલોમાં આવી આશરો લીધો, તેઓ ચોધરી–ચોધરા નામથી ઓળખાયા.

ગામીત, ઢોડીઆ અને દુબળાઓ પણ પોતાને રાજપૂત કુળમાંથી ઉતરી આવેલા હોવાનુ જણાવે છે. કાથુડીઆ જેવી અર્ધનગ્ન અને અસભ્ય જાત પોતાને રાજા રાવણના વશમાંથી ઉતરી આવ્યાતું માને છે. કોકણમાંથી જે લોકો ગુજરાતનાં જંગલમાં આવી રહ્યા તે કુકણા કહેવાયા.

આ રીતે જંગલની જાતિઓ પોતાની ઉત્પત્તિનું મૂળિયું કોઈ રાજવંશ કે યશસ્વી રજપૂત કુળમાં હોવાનું જણાવે છે અને જંગલની જાતિઓ પોતાના લોહીના એકધારા સંરક્ષણ માટે એટલા તો મગરૂબ છે કે તેમના સિવાયની અન્ય ઉજળીઆત કોમોને તેઓ "આડજાત" એટલે રક્તસંમિશ્રણથી પેદા થએલી ઓલાદ તરીકે માને છે.

## આહાર અને આભડછેટ

રાનીપરજની હરેક કોમ માંસાહારી તો છે જ. પણ તેમાંની કાથુડીઆ, કોટવાળીઆ અને કોલઘા જાતો કોઇ પણ મુડદાલ માંસ સુદ્ધાંને છોડતી નથી.

જગલભાગમાં એક એવી માન્યતા છે કે જે ભાગમાં કાથુડીઆઓનો પડાવ હોય તેની આસપાસમાં વાઘ પણ આવતો નથી; જાતજાતના હલકાં માંસના ખોરાકથી અને મેલી રહેણીકરણીથી કાથુડીઆના શરીરમાથી એક એવી ઉગ્ર વાસ નીકળે છે કે જે વાઘને પણ ગમતી નથી, એમ કહેવામાં આવે છે. વળી આ જાતિઓ શિયાળ, સાપ ઉંદર, કોળ અને ગરોળી સુદ્ધાંનું ભક્ષણ કરે છે, અને કોલઘા લોકો તો કીડાઓને પણ કાચા અને કાચા ખાઇ જાય છે.

રાનીપરજમા પણ ઉચ્ચ વર્ણની હિન્દુ જ્ઞાતિઓની જેમ આભડછેટનો રિવાજ છે અને તેનું સખત રીતે પાલન કરવામાં આવે છે. આ રીતે જંગલની જાતિઓમાં કોટવાલીઆ અને કોલઘાને અસ્પૃશ્ય માનવામાં આવે છે, અને તેમાંય કોલઘાને તો કોટવાલીઆ સુદ્ધાં અડકતા નથી.

આ જાતિઓમા માણુસ માણુસ તરફની આભડછેટની જેમ જનાવર માટે પણ એ અટકાયત હસ્તી ધરાવે છે. હિન્દુઓમાં જેમ ઢેડ–ગરોળી શરીરને સ્પર્શ કરે તો "શાન્તિકર્મ" કરાવવાનો એક મોટો વિધિ છે, તેમ કુકણાઓને જો ગધેડું અડકી પડે તો દેહશુદ્ધિ કરાવવી પડે છે.

હિન્દુઓમાં એક જ જ્ઞાતિમાં જેમ ઘણા પેટા પડી ગયા છે, જેમકે મેવાડા જ્ઞાતિમાં ભટ–મેવાડા, તરવાડી મેવાડા વગેરે, એ મુજબ રાનીપરજની એક એક જાતમાં પણ ઘણા

પેટા પડી ગયા છે અને તેઓ પોતાના પેટા બહાર કન્યા આપતા કે લેતા નથી રાની પરજના પેટાઓની વિગત આ લેખના બીજા વિભાગમા આપી છે

રાનીપરજ જાતિઓમા સામાજિક વ્યવહારો દરેક કોમમા મહેજસાજ ફેરફારવાળા છે, પણ તેમ છતા તે વ્યવહારોમા જાણવાજોગ ફેર ન હોવાથી તેમના સામાજિક રિવાજો ને વ્યવહારો વિષે જ્ઞાતિવાર વિગત ન આપતા સળગ હકીકતો અત્રે રજુ કરીશુ

**જન્મ વિષે**

રાનીપરજની બધી જાતિઓ પ્રસુતિમા દાયણનો ઉપયોગ કરતી નથી પોતાની કોમની જાણકાર સ્ત્રી દાયણની ફરજ અદા કરે છે

ભિલ જાતિમા પ્રસુતિ પછી સુવાવડી સ્ત્રીને થોડા દિવસ મીઠુ ખાવા દેતા નથી આ લોકોમા જન્મેલા બચ્ચાને ગળથુથી આપવાનો રીવાજ નથી પણ કેટલીક જાનો સુંઠ અને ગોળનુ પાણી કરી પાય છે વળી પ્રસુતિમા કલ્લો કરવાનો રીવાજ પણ ન હોવાથી બે ત્રણ બાળકો થયા પછી આ પ્રજાની સ્ત્રીઓનો પેઢુ–આગળનો ભાગ સામાન્ય રીતે લચી જાય છે

બાળકના જન્મ પછી ત્રીજે, પાચમે કે છઠ્ઠે દિવસે અગર તો બાળક બોલતુ થાય ત્યારે, તેનું નામ પાડવાનો રીવાજ છે જૂદી જૂદી કોમવાર આ રીવાજમા થોડો થોડો ફેર છે નામ પાડતી વખતે કોઇ કોઈ જાતોમા દેવની સ્થાપના કરવામાં આવે છે અને બધી જ કોમોમા સ્ત્રીઓ એ પ્રસગે એકઠી થઈ રોટલા અને વાલ કે કોદરીનુ જમણ કરે છે ગામીત લોકોમા તો પ્રસુતિના પ્રસગે સ્ત્રીના ખાટલા નીચે દાતરડુ મૂકવામા આવે છે અને પાચ દિવસ સુધી તે સ્ત્રી દાતરડુ પોતાની પાસે જ રાખે છે સાત આઠ વરસનુ બાળક થાય એટલે તેને લગોટી પહેરાવવામા આવે છે

આ લોકો રજસ્વલાધર્મ પાળતા નથી, તેમ રજોદર્શન થયા પછી જ સ્ત્રી સસાર માંડવા લાયક ગણાય છે કોઈ પણ સ્ત્રીને ત્રણ ચાર સતાન ન થાય ત્યા સુધીની તેની અવસ્થાને "બટકાલ–બોટકાલ" કહે છે પછી "ડોહિની," "ડોહલી" કહેવામા આવે છે

**લગ્ન**

લગ્નની બાબતમા હિન્દુઓની અન્ય જાતિઓ કરતા રાની પ્રજા કઈક વધારે ઉદાર અને છૂટછાટવાળી છે, એમ કહેવુ પડે છે ઉજળીઆતોના વધારે સસર્ગમા આવવાથી ઉચ્ચ કોમોના કેટલાક રીવાજો લગ્નની બાબતમા અસર કરવા છે ખરા, પણ હજી તેમની પુરાણી પ્રણાલિકા નિર્મૂળ થઈ નથી

પ્રથમ તો આ લોકોમા બાળલગ્ન નથી ચોધરા ને ઢોડીઆ જેવી કોમો ઉજળીઆતોની દેખાદેખીથી નાની ઉમરના છોકરાના લગ્ન કરવા લાગ્યા હતા ખરા, પણ સામાન્ય રીતે આ પ્રથા રીવાજ તરીકે દાખલ થઇ ન હતી લગ્નમા વડીલોની અનુમતિની જરૂર હોય છે પણ એવી અનુમતિ મળે ત્યાર પહેલાં તો લગ્નની ગાંઠથી જોડાનાર જોડાની સ્નેહની ગાઠ સીમાળમાં નાચના જલસાઓમા કે હાટવાડાની સફરોમાં ક્યારનીયે પડી ગઈ હોય છે એથી કેવળ વડીલોના પ્રભુત્વ નીચે થએલા સગપણનો સબધ લાબો ટકતો નથી અને આખરે તે ગાઠને છોડવી પડે છે

હરેક કોમમાં કન્યાનાં માબાપને દહેજ આપવાનો રિવાજ છે. આ દહેજની રકમ રૂા. દશ-પંદરથી માંડી વધતી ઓછી રહે છે.

આ લોકોમાં છૂટાછેડા અને પુનર્લગ્નનો રીવાજ છે. કેટલાકનું કહેવું છે કે તેમનામાં વૃદ્ધલગ્ન થતાં નથી. એ પણ વાસ્તવિક નથી. ખરી વાત એમ છે કે આ લોકોમાં ઘર મંડાવવાનો ખરો આધાર પરસ્પર માયા લાગે એના પર છે, એટલે અસમાન વયની મૈત્રી થઈ શકતી નથી, અને એથી વૃદ્ધ પરણે તો વિધવા સાથે. એક કરતાં વધુ પત્ની કરવાનો રીવાજ પણ આ લોકોમાં છે.વસાવા કોમમાં તો એક કરતાં વધુ સ્ત્રી હોય, એ મોટપ મનાય છે.

આ જ્ઞાતિઓના રીવાજ મુજબ પ્રથમ વિવાહ કરવામાં આવે છે અને પછી જ લગ્ન થાય છે. લગ્નમાં વર-કન્યા બન્નેને પીઠી ચોળવામાં આવે છે. લગ્નમાં નાચ એ જ એક માત્ર વિધિ છે. વર અને લાડીને તેમના સગાંઓ ખાંધ પર લઈ પોતપોતાની કોમનાં વાદ્યો સાથે રાતભર નૃત્ય કરે છે અને એ રીતે લગ્ન-વિધિ પૂરો થાય છે. ભિલ અને વસાવા જેવી કોમોમાં વર-કન્યાને હાથમાં તલવાર આપવામાં આવે છે.

આ રીતે લગ્ન-ગ્રંથીથી સંકળાયેલું જોડું જીવનભર એક જ શય્યા પર શયન કરે છે, પછી તે શય્યામાં સાદડી હોય કે કાથીની ખાટલી. પરિણીત જોડાએ અલગ અલગ સૂવું એ લગ્નમાં સહચારના અપાયલા કોલનો ભંગ કરવા સરખું મનાય છે. આમાં ચોક્કસ પ્રકારનાં વ્રતોમાં જ અને ખાસ પ્રસંગોમાં જ માત્ર છૂટ અપાય છે. વળી પયોધરમર્દનને પણ તેઓ ગુનો માને છે. શરીરના એ અવયવને પવિત્ર અને બાળકના ઉછેર માટે જ કેવળ નિર્માણ થએલો માનવામાં આવે છે.

સામાન્ય રીતે છોકરી કુંવારી હોય ત્યાં સુધી તે સ્તનનો ભાગ ઢાંકતી નથી. લગ્ન પછી જ તેને કાપડી ચઢે છે, પણ અન્ય પ્રજાઓના જંગલવિસ્તારમાં વધતા જતા સંસર્ગ, દેખાદેખી અને તેમને થતા નવા અનુભવોને પરિણામે આ રીવાજમાં હવે શિથિલતા આવવા માંડી છે.

રાનીપરજની જાતોમાં ભિલ અને વસાવા કોમોમાં સ્ત્રીઓની મર્યાદા વિશેષ પાળવામાં આવે છે. ગીત અને નાચના જલસાઓમાં સ્ત્રીઓને સપૂર્ણ છૂટછાટ હોવા છતાં આ લોકોનાં છાપરાંમાં સ્ત્રીઓ એકલી હોય તો પર-પુરુષ કે સગોવહાલો ઘરમાં દાખલ ન થતાં બહાર ઓટલી કે પસારીમાં જ બેસે. જો તે આ નિયમનું ઉલ્લંઘન કરતો જણાય તો એવા માણસ માટે તેમની કોમમાં ઉંચો મત ન રહે. આ જાતિઓની કન્યાઓ, રાનીપરજની અન્ય જાતોની કન્યાઓની જેમ કુંવારી હોય ત્યાં સુધી તો હરવાફરવા વગેરે માટે પૂરેપૂરી સ્વતંત્રતા અને છૂટછાટ ભોગવે છે. આ અવસ્થામાં માનસિક વિકારને વશ થવાનો પ્રસંગ આવ્યો હોય તો એવે પ્રસંગે પુરુષ પાસેથી તેની કાંઇ અંગ-નિશાની લેવામાં આવે છે; અને આ કારણે કન્યાને જો ગર્ભ રહ્યાનું જણાય તો તે કન્યા સીધી પેલા પુરુષને ત્યાં ચાલી જઇ બારણામાં બેસે છે; પંચ પૂછે તો પેલી નિશાની રજુ કરે છે અને પેલા પુરુષને આ સ્ત્રીનો અંગીકાર કરવો પડે છે. પછી તે પુરુષ પરણેલો હોય તો પણ એને એનાં કર-તુકની જવાબદારી ઉઠાવી લેવી પડે છે. આ રીવાજ તો ભિલ અને વસાવા ઉપરાંત પણ જંગલની બીજી કેટલીક જાતોમાં છે. પણ ભિલ અને વસાવાની કન્યા લગ્ન પહેલાં પૂર્ણ

સ્વતંત્ર હોય, છતાં લગ્ન પછી ઘણી મર્યાદામાં મૂકાય છે

વારલીઓમાં લગ્નપ્રસંગે એક માણસને લગ્ન કરાવના બોલાવવામાં આવે છે. હરિજનોમાં જેમ ગરોડા હોય છે એ જ રીતે આ લોકમાં પણ તેમના લગ્ન વગેરે કરાવનાર એક અલગ વર્ગ છે આ રીતે બોલાવવામાં આવેલો એમનો ગોર એમની જ બોલીમાં કંઈ મંત્રો ભણે છે અને છેવટે "સાવધાન" શબ્દ ઉચ્ચારે છે ત્યારે લગ્ન પૂરું થયું મનાય છે આવા ગોર વિના પણ લગ્ન થઈ શકે છે અને ઘરસંસાર માંડી શકાય, પણ તે લગ્ન પાકું ગણાતું નથી અને લગ્ન પાકું ન થયું હોય તો સ્વર્ગ મળતું નથી, એમ તેઓ માને છે નાણાં ન હોય તો પાકું લગ્ન થઈ શકતું નથી, કારણ તેમાં દશ-પંદર રૂપિયાનો ખર્ચ થાય છે સ્વર્ગનો રસ્તો ખુલ્લો રાખવા માટે, બે ત્રણ છોકરા થયા પછી પોતાને ત્યાં છોકરાછોકરીના લગ્નપ્રસંગે કે તે સિવાય પણ પૈસાની સગવડ થતાં પાકું લગ્ન પાછળથી પણ કરવામાં આવે છે

રાનીપરજની બધી જ કોમોમાં ઘરજમાઈ રાખવાનો રિવાજ છે આને "ખધાડીઓ" કહેવામાં આવે છે આ રીતે આણેલા ખધાડીઆ સાથે છોકરીનું મન ન મળે તો તેને બે-પાંચ વર્ષ રાખીને પણ રજા આપવામાં આવે છે કુટુમ્બમાં કોઈ પુરુષ વારસદાર ન હોય, એને ખધાડીઓ આણી રાખ્યો હોય તોપણ વડીલના અવસાન બાદ તેની મિલકતની વારસદાર ઘરની છોકરી બને છે, નહીં કે જમાઈ સસરાના ઘરમાં ઘરજમાઈનું સ્થાન વશ-વેલાને પાગરનાર કરતા વધારે હોતું નથી ઘરજમાઈ રાખેલો માણસ રીતસરના લગ્ન થતા પહેલા જ જો ગુજરી જાય તો તેના શબને પીઠી ચોળી જે છોકરીના તેની સાથે લગ્ન થવાના હોય તે છોકરીને શબ સાથે ભેટાડે છે એટલે તેના લગ્ન થયા એમ માનવામાં આવે છે ને છોકરી રડાય છે

પહેરવેશ અને અલંકાર

રાનીપરજની હરેક જાતનો પુરુષવર્ગ સામાન્ય રીતે માથા પર લાલ રંગનું ફાળિયું લપેટે છે આ પટો એટલો બધો નાનો હોય છે કે માથાના તાળકાનો કેટલોક ભાગ ઉઘાડો રહે છે ચોધરા, ઢોડીઆ અને ગામીત લોકો સફેદ ફેંટા પણ બાંધે છે ચીખલી અને ધરમપુરના જંગલભાગના ઢોડીઆ વગેરે રાનીપરજના કેટલાક લોકો ટોપીઓ પણ પહેરે છે શરીરે બંડી અને કમરે ઘુંટણ સુધીનું લુગી જેવું પોતડું લપેટે છે હમણાંહમણાંમાં કેટલીક જાતો લાંબાં ધોતીઆં પહેરવા લાગી છે, તો પણ કોટવાળીઆ, કાથુડીઆ જેવી જંગલી કોમો તો હજી માત્ર લંગોટીથી જ સંતોષ માને છે

રાનીપરજની સ્ત્રીઓ કાછડા વાળીને લુગડાં પહેરે છે ભિલ સ્ત્રીઓ પહેરેલા લુગડા ઉપરાંત બહાર જતી વખતે માથા પર એક વધારેનું ઉપવસ્ત્ર પણ નાંખે છે અને ચહેરાનો ભાગ જરા સાડી તાણી ઢાંકેલો રાખે છે કોટવાળીઆ અને કાથુડીઆની સ્ત્રીઓ તો અર્ધનગ્ન અવસ્થામાં જ રહે છે ચોધરા કોમની સ્ત્રીઓ જે રંગીન પટાવાળાં લુગડાં પહેરે છે, એ લુગડા પ્રાચીનત્વના અભ્યાસીઓનું ખાસ ધ્યાન ખેંચે છે અજન્ટાના વિશ્વવિખ્યાત ચિત્રોમાં આભૂષણયુક્ત ચિતરેલી નારીમૂર્તિનું ચિત્ર નિહાળો અને એ જ રંગની પટાવાળી સાડીમાં સજ્જ થએલી ઝુમણાં ઝુલાવતી ગૌરકાય ચોધરાણી કે વારલીની સ્ત્રીના જીવત મૂર્તિને જુઓ, તો બન્ને વચ્ચેનું સામ્ય તરત જ દેખાઈ આવશે

બાળકોને કમરે સૂતરનો લાલ કંદોરો પહેરાવી, લંગોટી વળાવવામાં આવે છે અને આ લાલ કંદોરો ને લંગોટી, એ બે તો પુરુષની હયાતી સુધીનાં સાથી છે.

આ લોકોને અલંકારનો ભારે શોખ હોય છે અને જેમ વધારે અલંકાર તેમ મોટા કે સુખી ઘરનું માણસ હોય, એમ માનવામાં આવે છે. પુરુષો હાથે કલઇ, કડું અને કાનમાં વાળી કે બુટીઓ પહેરે છે. એમનાં ઘરેણા સોના, રૂપા, પિત્તળ, શંખલાં અને કાચ કે કોડીઓનાં હોય છે. સોનું તો જુજ જોવામાં આવે છે.

સ્ત્રીઓ કાનમાં લોળીઆં કે બુટી પહેરે છે, કાંડામાં છાલી અને બાજુમાં વાળા તથા પગમાં કલ્લાં પહેરે છે, કાંડામાં કીડીઆસેર અને પથ્થર તરીકે ઓળખવામાં આવતી શંખલામાંથી બનાવેલી સેરોનો બોજો લાદવામાં તેઓ બહુ માન સમજે છે. એ અલંકારોનાં નામ નીચે મુજબ છેઃ—

(૧) છીરા : પરવાળાંની ડાખળીઓમાંથી બનાવેલી કડી. વસાવા, ગામીત અને ચોધરા કોમની સ્ત્રીઓ પહેરે છે.

(૨) દરહાં : પથ્થર તરીકે ઓળખાતો શંખલામાંથી બનાવેલો હાર. એની સેરો વેચાતી મળે છે. રંગે સફેદ હોય છે. મલબારકાંઠા તરફથી આ માલ આવે છે ગામીત અને વસાવા કોમની સ્ત્રીઓ ખાસ કરીને પહેરે છે. જેમ માણસ ખાતોપીતો તેમ આ દરહાંનો બોજો સ્ત્રીઓ ગળામાં વધારે લાદે છે. તેથી કેટલીક વાર તો ગરદન સુદ્ધાં ફેરવવાનું કામ મુશ્કેલ બને છે.

(૩) કીડીઆં : આના હાર દુબળા, ઢોડીઆ અને ચોધરા કોમની સ્ત્રીઓ પહેરે છે.

(૪) છાલી : ચૂડી. આ પિત્તળનો દાગીનો છે. ચોધરા અને દુબળા કોમની સ્ત્રીઓ પહેરે છે ને તેની નીચે કાંગરાવાળી ચૂડી ચઢાવે છે. આ ચૂડીને "કાતરીયું" કહેવામાં આવે છે.

(૫) કાંકણી ને હાથવાળો : આ બન્ને ઘરેણાં હાથે પહેરવાનાં અને પિત્તળનાં હોય છે. ખાસ કરીને ગામીત કોમની સ્ત્રીઓ પહેરે છે.

(૬) કડખુ : ઢોડીઆ અને નાયકા કોમની સ્ત્રીઓ પગે તથા હાથ પર પિતળની ચીપોના જેવા ઘરેણાં હાથ પર અને પગે ઘુંટીથી ઘુંટણ સુધી લાદે છે તે.

આ ઉપરાંત કરગરી, વાળા, કુલ્લાં, બુટી, ઝાંઝરી, વગેરે રૂપા તથા પિત્તળનાં ઘરેણાં ઉપરાંત કેટલીક કોમો કોડીઓનો પણ ઉપયોગ કરે છે અને રૂપાના કંદોરા, હાંસડી પણ વાપરે છે. વારલીઓમાં કોડીઓનો ઉપયોગ મોટા પ્રમાણમાં કરવામાં આવે છે.

**છુંદણાં**

આ જાતિઓમાં ઘરેણાંની જેમ છુંદણાં પણ મહત્વનો ભાગ ભજવે છે, કોઇ પણ રાનીપરજ સ્ત્રી છુંદણાં વિનાની હોઈ શકે જ નહી. કેટલાકો આ છુંદણાં છુંદવાની પ્રથાને શરીરના અલંકારના એક ભાગ તરીકે ઓળખાવે છે. પણ આ માન્યતા ભૂલભરેલી છે. ખરે જોતાં શરીરના જૂદા જૂદા અવયવો પર વનસ્પતિના રસોથી ખાસ પ્રકારની ટકાઉ આકૃતિઓ કાઢવાની પ્રથા આદમની ઓલાદ જેટલી જૂની છે. માનવ–જાતિએ જેમ જેમ પોતાના વંશવેલા ફાલતા ગયા તેમ તેમ એ વેલાને ઓળખવા માટે અંગ પર ચોક્કસ નીશાનીઓ અંકિત કરવાની પ્રથા દાખલ કરી. સ્ત્રી અને પુરુષો બન્નેનાં અંગો આ રીતે

અસભ્ય જાતિઓ ચીતરવા લાગી ધીરે ધીરે વધતા એ પ્રથામા પણ ફેરફારો થયા અને માતૃવર્ગના અંગો ચગવાનુ ચાલુ રહ્યુ પોતપોતાના કુળોને ઓળખવા માટે તેની કુળવાર આકૃતિઓ પણ નક્કી થઈ, અને સામાજિક વ્યવહારમા કે લગ્ન વગેરે પ્રસગોમા પણ આ નિશાનીઓ પોતપોતાના ટોળાના મૂળિયાને ઓળખવા માટે જરૂરની જણાવા લાગી [૧૦] છુદણાઓનું જૂનું મહત્વ રાની પ્રજાઓમા આજે પણ નથી રહ્યુ, તેમ છતા એટલુ તો હજી પણ છે જ કે તેમની જૂદી જૂદી જાતિઓ અગ પર ખાસ રીતે જ છુદણા કઢાવે છે એટલે મારો અભ્યાસ હોય તો સ્ત્રીના અગ પરના છુદણા જોઇ એ સ્ત્રી ભિલ, ચોધરા, ગામીત કે કયા વર્ગની છે એ કહી શકાય ખરૂ પુરાણી પ્રથાની આટલી નિશાની તો હજી પણ જળવાઈ રહેલી છે

ધંધો

રાનીપરજ જાતિઓમાથી કોટવાળીઆ જેવી થોડીક કોમોને બાદ કરતા બાકીની જાતિઓનો મુખ્ય વ્યવસાય ખેતી, ખેતીની મજુરી, કે જગલમા 'કટીંગ'ની કામગીરી છે દુબળા કોમ તો સાધારણ રીતે ઉજળીઆત વર્ગના ખેતીના મજુરો તરીકે જ કામ કરે છે એમની પાસે પોતાના ખેતરો નથી જો કે તળાવીઆ વર્ગમાથી જુજ લોકો વેપારના ધધામા પડ્યા છે અને મુબઇ સરખા શહેરમા રેશમ અને જરીના વેપારમા રોકાયલા છે બાકીનો વર્ગ કગાલ અને મજુરીઆત છે કાથુડીઆ જાત જગલમા ખેરમાથી કાથો બનાવવાનું કામ કરે છે કોટવાલીઆ નામના સુપડા, ટોપલા, સાદડીઓ ગુથવાનું કામ કરે છે ભિલમાથી ધૃણિત બનેલો ભિલકાનો વર્ગ જગલોમા ભટકતો રહી શિકાર અને કદમૂળ પર ગુજરાન ચલાવે છે કોલધા કોમ પણ મજુરી–ખાસ કરીને ખેતી અગેની કરે છે

બાકીની જાતિઓ ઉપર જણાવી ગયા તે રીતે ગુજરાન કરે છે પણ જગલની આ જાતિઓ કુશળ કૃષિકાર તો નથી, આળસ એ એમનો એક મોટો દુર્ગુણ છે, અને પોતે "ગરીબાઇ"મા રીબાય છે, એ જ્ઞાન એમને જતુ રહ્યુ છે એટલે તેઓ સતોષી જીવડાઓ બની ગયા છે આમ છતા કુદરત એમના પર મહેરબાન થઇ એમને ખોબેખોબે આપે છે, પણ આ પ્રજાઓની અજ્ઞાનતા અને સરળપણાનો લાભ લેનાર પણ કાંઈ ઓછા નથી જગલની પ્રજા પાસે જે કોઇ ગયુ, જાય છે, એ એના રોટલાને સીંકેથી ઉતારી, પોતાને ત્યા સંઘરો કરવા જ જાય છે, એની લગોટીમાથી પણ ચીંદરડીઓ કાઢી લાવવાની વૃત્તિથી જ એની છાપરીઓની ઓટલીએ ખાટલા ઢાળી ખાચડી ખદખદાવે છે અને આને પરિણામે રાનીપરજ જમીનનો ધણી મટી, ધણીઆમાનો હારી બને છે દેવાદાર બને છે આમ થવાના બીજા પણ કારણો છે પણ ઉપરના સ્તરના લોકોની અજ્ઞાન પ્રજાનો લાભ લઈ ગબ્બર થવાની જગલની આડછાયાઓ નીચે ચાલતી રમત અને ખેલાતી બાજીઓ, એ પણ એક મહત્વનુ કારણ છે

સુસણનીતિ અને વ્યસન

રાનનો ખેડૂત શાહુકારી સુસણનીતિના કારણે કગાલ બની ગયો છે ઉધાર મળે તો હાથી લાવી ઘેર બાધવાની આ પ્રજાઓને મનોવૃત્તિ હોય છે એમની આ વૃત્તિનો લાભ

૧૦ Taboo By Frazer P 165
Secret of Totem By Andrew Lang
Totem and Taboo By S Freud.

શાહુકારી આલમે હદ પારનો લીધો છે અને આજે તો ખેતીકાર અને ખેતીના માલિકો એ બે વિભાગ વચ્ચેનો પ્રશ્ન ઉગ્ર થઈ પડયો છે. શાહુકારી ચુસણનીતિ અને વ્યાજ–વટાવની તરકીબોનું બારીક અવલોકન એક પુસ્તક જેટલી જગા રોકી કાઢે, એવું તો જટિલ અને દિલ કંપાવનારૂં છે અને એથી આટલો જ માત્ર ઇશારો કરી, "વડોદરા રાજ્ય આર્થિક અભિવૃદ્ધિ સમિતિના નિવેદન," "વડોદરા રાજ્ય બેન્કીંગ ઇન્કવાયરી કમિટીનો રીપોર્ટ–સને ૧૯૩૦", "કાળીપરજ તપાસસમિતિનું નિવેદન–સને ૧૯૨૬," એ બધાને આધારે એ નિવેદનોના જ શબ્દોનો સાર કહું તો આ રાનીપરજનો બાળક શાહુકાર માટે જન્મે છે, તેને ખાતર જીવી તે રળે છે અને પરાયાને પાવરધા કરતાં કરતાં મરીને વારસામાં શાહુકારને સારૂ ગુલામ સોંપતો છે.

સાધારણ રીતે માણસ જાત માટે એક દુનીઆ ગણાય છે, પણ રાનીપરજ માટે ત્રણ દુનીઆ છેઃ એક તો એના વસવાટની ધરતી, બીજી શાહુકારી લેણદેણની ભૂલભૂલામણીની, અને ત્રીજી દુનીઆ દારૂની. એક વખતનો સુખી રાનીપરજનો ખેડવાયો દારૂની દુનીઆમાં ડૂલ થઈ ગયો છે. પરકોમના પરોણાને રાંધવા સુપડે અનાજ આપતા રાનીપરજના ખેડૂતની દાથરીમાં લોટનાં ફાંફાં પડે છે. પગને પગરખે ચાંદીની ઘુઘરીઓ મઢાવનાર રાનીપરજના કેટલાય અમાસીઆને અંગ ઢાંકવા વસ્ત્ર નથી. કલ્પનામાં આલેખેલું આ શાબ્દિક ચિત્ર નથી, પણ સત્ય ઘટના છે.

બાળક જન્મે તો, દારૂ, સુવાવડીને દારૂ, લગ્નમાં–મરણમાં અને શ્રાદ્ધમાંય દારૂ, નાચ, હાટ અને જાત્રામાંય દારૂ. રાનીપરજનો બાળક મોંમાં દારૂનું ટીપું મૂકી, દુનીઆનો પ્રકાશ જૂએ છે અને ચેહમાં પણ દારૂની વાની વળે છે. બરબાદીના બજારમાં દારૂનો દોસ્ત બની તે ઘસ્યો જાય છે. એ બજારમાંથી મોં ફેરવવા કોશીશ કરે તો તેને જોશ આપનારા પીઠાવાળા દારૂ–તાડીની છાક પડાવવા બેઠેલા જ હોય છે. એ પીઠાવાળો ત્યારે "લખયા બાયણી"ની ઉજવણી ગોઠવે છે. ગામેગામ નોતરીઓ ફરે, પીઠા પાસે નાચણાના ત્રણ રાત અને ત્રણ દિવસના જલસા ગોઠવાય. 'લખયા બાયણી'ના નામથી દારૂ–તાડીની ચકાચક ઉડે, તે વિના એ ઉજવણી થાય જ નહીં.

આ નશાખોરીના હાટમાં ગુંચવી રાખનાર એક વર્ગ તેમનામાં જ છે, ને તે એમનો ભગત. દેવીને દારૂ ન મળે તો ભગતનું માથું ભમે અને ધૂણાધૂણ કરી મૂકે. વારતહેવારની ઉજવણીમાં પીણાં ન મળ્યાં તો દેવ–દેવીઓ અતૃપ્ત રહ્યાનો પેગામ ભગત તેમની પાસેથી મેળવી લાવે અને પાછી દારૂની છાકો પડે. ભગતને માંડવે દાણા જોવામાં, મદવાડ ખસેડવામાં, અલાબલા દૂર કરવામાં શીશા (દારૂના)ની સોબત ન હોય તો કંઇ ન થાય.

આ રીતે દારૂ–તાડીના વ્યસનમાં આખી રાનીપરજ કોમની બરબાદી થઈ છે, થઈ રહી છે.

**કાયાપલટ**

રાનીપ્રજાઓની આ રીતે થઈ રહેલી બરબાદીમાંથી તેમને ઉગારી તેમની દશા સુધારવાનાં ગુજરાતની ભૂમિ પર તો ત્રણ બુઝુર્ગોએ અનુષ્ઠાન માંડયાં છે. એ અનુષ્ઠાન મંડાયાને આજે પચ્ચાસ વર્ષ ઉપરનો સમય વીતી ગયો. આ પ્રજાઓને જ્ઞાનવાન અને સમજણવાળી બનાવવાનું પગરણ કરનાર વડોદરાના સ્વર્ગસ્થ નરેશ શ્રીમંત સયાજીરાવ મહારાજ સન ૧૮૮૪–૮૫ની સાલમાં સોનગઢ–વ્યારાના જંગલ પ્રદેશની તેમની મુલાકાત. દેશવ્યાપી

કોઈ ચળવળ નહીં હતી, તે સમયે એ જાગતા નરે રાનીપરજના પટેલીઆઓને એકઠા કરી, કસુંબલ પાઘડીઓ બધાવી, સ્ત્રીઓને સાડીઓ વહેંચી, જ્ઞાન લેવાનો ઉપદેશ કર્યો અને સોનગઢ, વ્યારા તથા મહુવાના જંગલી મહાલોમા તેને માટે શિક્ષણ માટે છાત્રાલયો કાઢયા બાળક અને બાળકીઓ માટે સન ૧૮૯૨મા તો જે ગામ સોળ વિદ્યાર્થી થાય ત્યા પણ ગ્રામ્ય-શાળા કાઢવાનુ ફરમાન કર્યું [૧૧]

સન ૧૯૨૨મા દીનબન્ધુ ઠક્કર બાપાએ પચમહાલમા ભિલ સેવામડળની સ્થાપના કરી [૧૨] સન ૧૯૨૩-૨૪ની આસપાસમા મહાત્મા ગાધીજીની પ્રેરણા લઈને નીકળેલા સેવકોએ રાનીપરજમા આત્મશુદ્ધિ, ખાદી અને રેંટિયાના અનુષ્ઠાન માડયા આ બધા પ્રયાસોને પરિણામે અજ્ઞાન પ્રજામા અક્ષરજ્ઞાન વધ્યુ, આત્મભાન થયુ, દારૂ-તાડીવરજેલો અને ખાદી રેંટીયાને અપનાવનારો એક સઘ-એક વર્ગ આજે ખડો થયો છે જૂની રૂઢીઓમા પણ શિથિલતા આવતી જાય છે અને પીધેલ ટોળાને બદલે ભક્ત અને ભજનમડળીઓ થવા લાગી છે આ સઘ જોકે હજી નાનો છે, કગાલીઅતની સામે તગને ઝઝુમવાનુ હોય છે પણ તેમ છતા પચમહાલની અનાસ નદીને તીરેથી માડી, તાપી તટના જગલના પ્રદેશ સુધીમા વસતિ રાનીપરજોમા નવ-જીવનનો સચાર જરૂર થયો છે

### ગામ અને ઘરની રચના

રાનીપરજમાથી કોટવાળીઆ, કાથુડીઆ કે કોલઘા સરખી જાતોને માટે તો ગામ કે ઘરની ખાસ બાધણી જેવુ કાંઈ હોતું જ નથી પ્રજાના લાભ માટે જેમ ફરતા પુસ્તકાલયો છે તેમ આ કોમોની છાપરીઓ પણ ફરતી હોય છે અને કોઈ વખત તો સાધનના અભાવે મોટા ઝાડની બખોલ કે ઘટાદાર ઝાડની છાયામા જ તેમના પડાવ પડે છે બાકીની પ્રજાઓ ગામ બાંધીને રહે છે, પણ એકજથે ઘર બાધતા નથી પણ સામાન્ય રીતે તો ખેતી હોય ત્યા તેઓ છાપરા પાડે છે ગામઠાણની જગાઓમા પણ જૂદા જૂદા પાચ-પદર છાપરીના ફળીયા બાધીને રહે છે પણ ગામની હદ શરૂ થાય ત્યા સમડીના ઝાડના ડાડાની બે થાભલી રોપી, તોરણ બાધવામા આવે છે અને ગામને પાદરે એકાદ ઝાડ નીચેનાનું દેવસ્થાન હોય છે

એમના ઝૂપડા સામાન્ય રીતે કામડાના અગર તો બરૂના બનાવેલા હોય છે ઝૂપડાની ઉપર છાજ છાવવામાં આવેલું હોય છે સાધનવાળા ખેડુતો નળીઆ ચઢાવે છે રાનીપરજમા નળીઆવાળુ ઘર એ ખાનદાન કુટુમ્બની નીશાની છે આમ છતા ભિન-પ્રજા મોટે ભાગે નળીઆનો ઉપયોગ કરે છે આ સાથે એ બીના પણ ખ્યાલમા રાખવા જેવી છે કે રાનીપરજની ઝૂપડીનો શિલ્પી ઝૂપડીને યોગ્ય સઘળી કાળજી રાખીને જ તેની બાધણી કરે છે એ ખાતમુહૂર્તનો વિધિ કરે છે ઝૂપડીના બારણા ચોક્કસ જ દિશામા રાખે છે ચૂનાના ઘાટના એમના ઝૂપડા બાધવામા પણ ખાસ હેતુ સમાયલો છે રાતમા સુસવાના પવનના વહેણ જે દિશા તરફથી આવના હોય તે બાજુનો ઝૂપડીના બાધકામનો ઘાટ ગોળાકાર રાખીને પવન સામે ટક્કર ઝીલવા જેટલું તેને પાવરધુ બનાવે છે

આ ઝૂંપડીની અદરના ભાગમાં એક બાજુએ ઢોર બાધવામા આવે છે કોઈ કોઈ માણસો ઝૂપડી તો દીવાલો બહારથી રગે છે અને તેના પર ખડી કે ગેરૂથી અતિ પુરાતન

૧૧ "ભીલ સેવા મડળ-પરિચય પૃ ૧

૧૨. પ્રેમાનદ પરેશનૃત-કાળીપરજ પૃ ૧-૨

યુગની જાતિઓએ દોરેલી આકૃતિઓને મળતી આવે એવી, મનુષ્ય, મોર, ઘોડો કે વાઘની આકૃતિઓ દોરે છે.

**ખોરાક–ખેતીની પેદાશ અને શિકાર**

રાનીપરજમાં શરૂ થએલી આત્મશુદ્ધિ અને સુધારણાની પ્રવૃત્તિને અપનાવી "વરજેલા" તરીકે એટલે કે અશુદ્ધ ખોરાક અને કેફી પીણાં છોડી દીધેલા તરીકે ઓળખાનાર વર્ગ સિવાય બધી જ કોમો માંસાહારી છે અને કેટલીક જાતો તો મરેલાં ઢોરનું માંસ સુદ્ધાં ખાય છે.

મકાઇ, કોદરા, નાગલી, જુવાર અને ચોખા, એ એમનો મુખ્ય ખોરાક છે. આ ઉપરાંત જંગલમાં ઘણી જાતનાં કંદ થાય છે. આ કંદ માણાકંદ તરીકે ઓળખાય છે. તેને લાવી બાફીને વ્હેતા પાણીવાળી જગાની પાસે ખાડો કરી, માણ કાઢી નાંખવા દાટે છે. પછી તેની કાતરી કરી, વઘારીને કે એમ ને એમ તેઓ ખાય છે. આ ઉપરાંત કેટલાંક મૂળીઆંઓને પણ ખાંડી કુટી આટા જેવા બનાવી, તેઓ ખોરાક તરીકે ઉપયોગ કરે છે.

ચોખાનું ભરડકું બનાવી, તેનો નાસ્તા તરીકે સવારમાં ઉપયોગ કરવામાં આવે છે. એને "ઢાંચલું" કહે છે.

કપાસ, જુવાર, તુવર, નાગલી, તલ, વાલ, દીવેલા, ચણા, ડાંગર, તમાકુ, કોદરા, ખરસાણી ને શકય હોય ત્યાં ઘઉં સુદ્ધાંની તેઓ ખેતી કરે છે. પણ એમની ખેતીમાં માવજત અને કુશળતા નથી હોતી.

રાનીપરજની જાતોને શિકારનો ભારે શોખ હોય છે. તેઓ સારા નીશાનબાજ પણ છે. ચોમાસાના દિવસોમાં ખેતીમાં વરાપ હોય અને એ વખતે ખેતરમાં કામ કરવાની સારામાં સારી તક હોય તેમ છતાં જો શિકારનું દંગલ જામી ગયું, તો એ ખેતી પછી વરસભર બગડવાની હોય તો તેની પરવા નહીં કરે.

કોલઘા શિયાળના, કાથુડીઆ વાદરાના, કુકણા ખીસકોલીના, ભિલ વગાવા સાબર અને જગલી ભુંડના, ચોધરા–ગામીત–દુબળા સસલાના શિકારના ભારે શોખીન હોય છે. શિકારની પૂંઠ પકડી, સીમાળ ખૂંદતાં કૂતરાનાં ટોળાંઓ સાથે તેઓ ગાઉઓની મજલો કાપી કાઢે છે અને આ બધા પરિશ્રમ પછી મેળવેલા શિકારની મીજબાની સૌ સાથમાં બેસી ઉડાવે છે. આમ ચરણામૃતની અંજલિ જેટલા શિકારમાં મળતા ભાગને સારૂ ખેતીના કામને સહેલાઈથી ભૂલી શકે છે.

આ ઉપરાંત માછલાના શિકારનો એમને મોટો છંદ છે. ઉનાળાના દિવસોમાં ખાડી–કોતરનાં પાણી સૂકાવા આવતાં તેવી જગાઓમાં પાળો બાંધી, કાદવ પાડી, માછલાં પકડવા માટે જાળોના ચારણા લઈ સ્ત્રી–પુરુષોના રસાલા ગીત લલકારતા ઉપડે છે. આને "લોધણે જવું," "લોધ પાડવી," એમ કહે છે. આ છંદ તો એટલો બધો છે કે લોધના ખાસ ગીતો પણ ગવાય છે.

ભિલકાં નામની જાત બકરાં ચોરી ખાવામાં જાણીતી છે. તે એટલી તો અસભ્ય છે કે બકરાંને મારી તેનું ખૂન પણ પીએ છે.

તેમનાં ઘરોમાં ગાય, બળદ, ભેંસ ઉપરાંત બકરાં અને મરઘાંનું તેઓ પાલન કરે છે.

**ઘર–વાખરો**

એમના ઘર–વાખરાનો સામાન તો નજીવો હોય છે, જુજ પિત્તળનાં વાસણો કોઈ કોઈ ઘરમાં જડે બાકી મોટે ભાગે રાંધવા અને પાણી ભરવાનાં વાસણો માટીનાં જ હોય

છે પાણી પીવા માટે તુંબડીના ગોળ ભાગને કોરીને ડોઈ જેવુ બનાવેલુ હોય છે તેને "ડોવડી" કહેવામા આવે છે છાપરામા બે ચાર માટીની થાપેલી કોઠીઓ, એકાદ લાકડાની પેટી અને કાથીના ખાટલા તથા સાદડીઓ, એમા એમના ઘરવાપરના સામાનનો સમાવેશ થઇ જાય છે પણ રાનીપરજનો ખાટલો ખાસ ઉલ્લેખ કરવા જેવો છે નાનામા નાના માણસથી માંડીને મોટામા મોટા માણસ ખાટલા કરાવે, પણ તે હમેશા ટુકા જ રાખે લાબા થઇ સુતા તો સામાન્ય કદના માણસના પગની ઘુંટીનો ભાગ તો બહાર જ રહે એમ કરવાનું કારણ એ છે કે એ લોકોમા એક માન્યતા છે કે ખાટલામા પણ એક પ્રકારના ભૂતનો વાસ છે અને જો આખુ શરીર તેમા સમાવી સુઈ ગયા તો ખાટલાનો ભૂત એ માણસને "ચાવી ખાય"–કરડી ખાય, આથી તેઓ ટૂકા ખાટલા રાખે છે

### વનૌષધિઓ

જગલની જડીબુટ્ટીઓ અને રોગ પર અસર કરનાર વનસ્પતિ કે માટીઓ વિષે રાનીપરજોની માહેતગારી સંબંધમા જયારે આપણે જોઇએ છીએ ત્યારે દુનિયાની સારી સારી ઔષધિઓની મૂળ ભાળ આવી જાતિઓ અને લોકોના અનુભવના સંગ્રહમાથી મળેલી હોવાની માન્યતાને કબુલવી પડે છે[13]

રાનીપરજમા તેમના ભગતો અને બીજા કેટલાક જગલની વનસ્પતિના ગુણદોષના સારા જાણકાર હોય છે પણ તેઓ પોતાની વિદ્યા બીજા કોઇને શીખવતા નથી, રોગનુ તેમને શાસ્ત્રીય જ્ઞાન હોતુ નથી અને છતા પરપરાથી તેમને મળેલી માહિતી મુજબ રોગ ઉપર તેનો અમલ કરવામા સફળતા મેળવે છે

સર્પદંશ, પ્રમેહ, કષ્ટાર્તવ, અત્યાર્તવ, અને સન્નિપાતિક જ્વર, એ વગેરેમા જગલની જડીબુટ્ટીઓથી તેમણે અદ્ભુત અસરકારક પરિણામ આણી આપેલા હોવાનું મારી જાણમા છે પ્રસવવેદનામા પણ તેઓ કોઇ પ્રકારના વેલાનો, સુવારોગમા વનસ્પતિઓના સાકનો હથિયારના કે બદુકની ગોળીના ઊંડા જખમો પર વનસ્પતિના દુલકનો અને હાડકાના ભાંગવા ઉપર ખાસ પ્રકારની માટીઓના લેપનો તેઓ ઉપયોગ કરે છે આમ તેઓ ઘણી ચીજોના જાણકાર છે પણ બધા રોગ માટેની બધી માહિતી એક જ જણ પાસે નથી હોતી કોઇ કમળાની દવા જાણતો હોય તો કોઇ હડકવાની

ઔષધિઓ ઉપરાત માણસ અને ઢોરની બીમારીમા જૂદા જૂદા રોગો પર જૂદી જૂદી નસો પર ડામ દેવાનું પણ તેમનામા પ્રચલિત છે, અને તે ડામના જાણકાર માણસો હોય છે

### તહેવારો અને ધર્મમાન્યતાઓ

રાનીપરજ દીવાળી, હોળી, દીવાસો, દશેરા એ તહેવારને ખાસ કરીને માને છે આ લોકોમા દીવાસાનુ પર્વ બહુ મોટુ મનાય છે દુબળા લોકો ઢીંગલા–ઢીંગલી બનાવી, આ દિવસે તેમના લગ્ન કરી, જળાશયવાળા સ્થળે લઈ જઇ, તેમને પધરાવે છે ચોધરા કોમ દીવાસાને આગલે દિવસે આખુ ઘર લીંપે છે દશેરાના પવમા ઘેર–બાધવાનો રિવાજ છે આ રિવાજ ખાસ ધ્યાન ખેચનારો છે રાનીપરજના જે લોકો ધણીઆમાને ત્યા કામ કરતા હોય ત્યાથી તેઓ કપડા–ઘરેણા વગેરે લાવી, સાજ સજી, ઘેરના ગીત ગાતા રમવા નીકળે

13 Research in Indian Drugs By R N Chopra & B Mukerji —"The New Review' Vol XI No 55 1940

છે; દાંડીઆ અને વાદ્યના તાલ સાથે તેઓ ઘેરની લાવણીઓ લલકારે છે. ઘેર–બાંધનારા એકત્ર મળી, પોતાની ઘેર માટે આગેવાન ચૂંટી કાઢે છે, અને આ રીતે ચૂંટી કાઢેલા આગેવાનોની શિસ્ત નીચે તેઓ કામ કરે છે. આ આગેવાનને "કવિઓ" કહે છે. ઘેરની નક્કી થએલી લાવણીઓ તે ગવરાવે છે, અને એ મુજબ બીજા ઝીલે છે. વળી આ "કવિઓ" કંઈક અંશે શીઘ્ર કવિ જેવો હોય છે, એટલે સ્થળ અને સંજોગ મુજબ બોલના ફેરફાર સાથે પણ તે નવી નવી કડી ઉમેરી શકે છે. ગરબાઓ પણ તેમને આવડતા હોય છે ને કોઈ કોઈ વાર ઘેર જામતાં ગરબા પણ ગાય છે. ઘેરના માર્ગમાં આવતા કોઇ પણ દેવસ્થાન આગળ દેવના સન્માન માટે બે કુંડાળાં પણ તેઓ કાઢે ખરા. ઘેરનાં ગીતો ખાસ પ્રેરક છે.

હોળીમાં પણ આ લોકો નાચણાં પાડે છે. વારલી જાત વધારેમાં વસંતપચમીના તહેવારને ખાસ જ પાળે છે. આ ઉપરાંત રાનીપરજની કેટલીક જાતો નવું અનાજ તૈયાર થતાં એક ઉત્સવ ઉજવે છે અને નવા અનાજનું નૈવેદ્ય પ્રથમ ગ્રામદેવતાને ધરાવે છે. આ ઉત્સવને "નૌગા" કહેવામાં આવે છે.

જંગલી જાતિઓનું સમગ્ર જીવન–આર્થિક સાંસારિક કે સામાજિક–પોતે માનેલા ધર્મના પાયા ઉપર મડાયલું છે; અને પોતાના દરેક વ્યવહારમાં દેવદેવીઓના નિરાકાર અને સતત ભ્રમણ કરતાં તત્ત્વોની ચેતના હરહમેશ રહે છે. અને એથી તે એમને બલિ આપીને કે જંત્ર–મંત્રના ઉપાયોથી પ્રસન્ન રાખવા કાળજી રાખે છે.[૧૪] આધિ, વ્યાધિ કે ઉપાધિમાં તે આ તત્ત્વોની બીકે મનનો રાંક બની, તેમની સાન્ત્વના માટે ભૂવા—ભગતનો દોરવાયો દોરવાય છે.

હિન્દુઓની અન્ય જાતિઓની જેમ આ પ્રજામાં પણ અનેક દેવ–દેવીઓ અને ભૂતાવળોનાં જુથ થયેલાં છે. હરેક રાનીપરજ ધર્મભીરૂ છે અને એથી તે પોતાની દેવ–દેવીઓને નામે સોગદ ખાતાં બહુ ડરે છે.

તેઓ શિવ–પાર્વતી, સીતા–રામ અને હનુમાન, બ્રહ્મા અને અગ્નિ, એમનું પૂજન કરી, એ દેવ કે દેવી પૂજનથી તૃપ્ત થઇ કે નહીં, એ જાણવા એમના ભગત તરફથી હમ્મેશાં કાળજી રાખે છે, અને એવામાં જો કોઇ ધૂંણી બેહુ તો ફરી હોળી મનાવે છે

તેઓ આ દેવો ઉપરાંત નાગ, અને વાઘને મિસરની પુરાતન જાતિઓની જેમ મગરને પણ દેવ માની તેની પૂજા કરે છે. ક્ષેત્રપાળ અને સીમાળીઆ દેવને તથા નદીને પણ પૂજે છે. પણ આ જાતિઓ વૃક્ષપૂજન કરતી હોવાનું જાણમાં આવ્યું નથી. બ્રહ્માને તો ફક્ત કુકણાઓ જ પોતાના એક ઉપાસ્ય દેવ તરીકે માને છે. ખેતીમાં ધાન્ય ન પાકે તો "ગડ" દેવની પૂજા કરવામાં આવે છે.

નાયકા લોકો સીમાળીઆ દેવનું પૂજન હોળી પર કરે છે. કુકણા અને વારલી જાતો શ્રાવણ સુદ પડવાને દિવસે; ગામીત બળેવને બીજે દિવસે અને ચોધરા વાઘબારશને દિવસે વાઘ–દેવનું પૂજન કરે છે.

આ ઉપરાંત એમની દેવપૂજાના એક મંત્રમાંથી નીચેનાં દેવ–દેવીઓની નામાવલિ મળી રહે છે:—

14. The Birhors. By. Sjt. Sarat Chandra Roy. P. 285–286.

માલદો, કોલદો, ભાણુદો ને ઙનાડીઓ દેવ તથા કાકો બલીઓ, તાબા-રૂપા ભવાની, કાલકા ભવાની, કુંહમાય, ખુહમાય, વીહમાય, ગોહમાય, દેવલીમાય અને નાદરીઆ દેવ, એમ ઈ પણ પૂજા કરે છે વળી દરેક ગામે સમડી, સામળ કે વડના ઝાડ નીચે ગ્રામદેવતાની પણ તેઓ સ્થાપના કરે છે

ગુજરાતની ભુમિમા જે મેર વગેરે જાતિઓ આવી વસી તે આ જાતિઓનો ઉપાસ્ય દેવતા ઈંગુલા દેવી હતી[૧૫] એ ઈંગુલા દેવીનુ નામ હિંગળાજ-ઈંગરા પડેલુ જણાય છે રાનીપરજના કેટલાક લોકો આ માતાનુ પૂજન કરે છે તેઓ હિંગલ માતા કહે છે

આ દેવ-દેવીઓ ઉપરાત આપણામા જેમ ભૂતાવળોની એક અણદીઠ દુનિયા છે એ મુજબ રાનીપરજમા ભૂતડાની માન્યતાનુ જોર પણ બહુ ભારે છે, અને તેને એનો વાસો સૂવાના ખાટલાથી માડી, સૂસવાતા પવનના સપાટામા પણ જણાય છે એડછો, બેડછો, ભમરીઓ, મુગો, હાજી, મસાણીઓ, એવી જૂદી જૂદી જાતની ભૂતાવળોના ભ્રમ, આ પ્રજાને હેરાન-પરેશાન કરી મૂકે છે અને એ ભૂતનું મન મનાવી કાઢવા તે ભગતની છાપરીએ મરઘા વધેરી, દારૂની છાક પાડે છે દેવોને પણ આ ચીજોના નૈવેદ્ય તે ધગાવે છે

આ લોકોમા આટઆટલા દેવી-દેવીઓ હોવા છતા તેમની પદ્ધતિસરની મૂર્તિઓની સ્થાપના કરેલી જોવામા આવતી નથી એક લાકડાના ટુકડા ઉપર નારીની આકૃતિ જેવુ કાઢી, સિંદુર ચઢાવી, તેને દેવીનુ નામ આપવામા આવે છે, અગર તો કોઈ પણ વિચિત્ર આકારના પથ્થરને સીંદુર ચઢાવી, અમુક દેવનુ નામ આપી, પૂજા શરૂ કરે છે, ને તેવા સ્થાનોમા જાત્રાએ પણ ભરાય છે

આવી જાત્રાઓ માટે વ્રતો પણ લેવામા આવે છે, મોગરાની જાત્રાએ જનાર કેટલાક એક માસ સુધી માસ-મદિરા છોડવાનુ, એક ટંક જમવાનુ અને પોતાની સ્ત્રીના હાથનુ પણ પાણી ન પીવાનુ વ્રત લે છે પ્રવાસમા સાથે ગાડી હોવા છતા પગે ચાલતા જાય છે અને ચાલતા ચાલતા જોરજોરથી કાંઈ મત્રો ઉચ્ચારતા જાય છે-જો કે દેવને દ્વારે જઈને તો ત્યા મરઘા ને દારૂના જ તર્પણ કરે છે

**ભગત**

આપણે જે લોકોને ભૂવાને નામે ઓળખીએ છીએ તેને આ લોકો ભગત કહે છે પણ ભૂવા અને ભગતમા થોડો ફેર છે રાનીપરજમા તેનું વિશિષ્ટ સ્થાન છે

જટિલ અને ભયકર બીમારીઓમા અને રોગચાળામા, જગલની જડીબુટ્ટી ઙગતા ભગતના ધૂણવામા આ જાતિઓને વધારે ઇતબાર હોય છે વ્યક્તિની આધિ, વ્યાધિ કે ઉપાધિ સૌ ટાળવાના રસ્તા સુગના શીશા અને મરઘાને ભેટ લઇને ભગત બતાવી શકે છે માણસ કે ઢોરના શરીર પર વાળી આણેલા દાણાની પોટલી પર ઘટીનું પડીયુ ઉચકી "બાર મણુની ડેંગે લેજે, તેર મણુની સાકળ લેજે"ના મન્ત્રો ભણતો ને પડીઆને ફેરવતો ભગત રોગનું મૂળ શોધી લાવે, ગામમા કઇ સ્ત્રી ડાકણી છે તેની ભાળ કાઢી શકે, અને ઘર પણ ભગાવી શકે છે રીસાયલી દેવીને દારૂ પીવરાવી, મરઘુ ખવરાવી, મનાવી શકે છે રાનીપરજમાં ભગત એટલે ભવભીડભજન અને સુરદેવીનો એકનિષ્ઠ સેવક

આ ભગતો કાળીચૌદશને દિવસે મંત્રસાધના કરે છે, સાવરણી-સાબેલુ ઓળગતા નથી,

---

૧૫ આ લેખકનો "રાનીપરજનો પરિચય" એ નામનો લેખ,

તુરીઆંનું શાક ખાતા નથી. અને તૈયાર થએલા રોટલામાં પાંદુલો ને છેલ્લો રોટલો ખાતા નથી. આ ભગતાઈનો ધંધો છોડી દેવો હોય ત્યારે ભગત નદી કે ખાડી કોતરને કીનારે જઈ, પાણી પાસે ઉભો રહી, પોતે સાધ્યા હોય તે મન્ત્રો બોલી જાય છે ને પછી પાણીમાં ડૂબકી મારે છે, એટલે એ છૂટી ગયા એમ માને છે.

**પંચ**

આ પ્રજામાં પોતપોતાની જાતનું પંચ હોય છે. ન્યાતિના અંદરના દરેક સાંસારિક તેમ વ્યાવહારિક ઝઘડાનો નિકાલ પંચના પટેલીઆઓ કરે અને પંચનું વાક્ય માન્ય રાખ્યે જ છૂટકો. પંચો ગુનેગારને દંડી શકે છે. તે ઘરસંસારમાં પડેલા કચવાટનો તોડ આણી આપે અને ફારગતીના નીકાલો પણ કરે છે. એમનામાં પંચનુ બધારણ એટલું તો મજબૂત છે કે તેના નિકાલની વિરૂદ્ધ કોઈ જતું જ નથી.

**મોઢવાડી પ્રજા**

રાનીપરજની જાતિઓમાં મોઢવાડી પ્રજાનો ખાસ ઉલ્લેખ કરવાની જરૂર છે. આ આ પ્રજા ભિલ પ્રજાનો જ એક ભાગ છે. પહાડવી અને વળવીઓની જેમ તે કોઈ કાળે એમનામાંથી છૂટા પડેલા છે. દક્ષિણ ગુજરાતની સરહદે આવેલા સાતપુડાના ડુંગરાળ ઢોળાવો ઉપર સાગબારા સંસ્થાન અને ખાનદેશની મેવાસ એજન્સીમાં તેમની વસતી છે.

આ પ્રજામાં દરેક ગામે એક આગેવાન હોય છે. તેને નાયક કહેવામાં આવે છે. આખું ગામ હરેક બાબતમાં તેની આજ્ઞાનું પાલન કરે છે. ગામમાં કોઈને બળદ જોઇતો હોય, કપડું જોઈતું હોય કે એવી એમની જરૂરીઆતની કાંઈ ચીજ જોઇતી હોય તો તેમણે નાયકને ત્યાં જઇ પોતાની જરૂરીઆત નોંધાવવાની હોય છે અને નાયક તેમને તે ચીજ આણી આપવાનો પ્રબન્ધ કરે છે. એમનો વ્યવહાર મુખ્યત્વે કરીને વિનિમયના ધોરણ પણ ચાલે છે. ઢોર, અનાજ, કાપડ, ખેતીનાં હથીઆરો એ બધાંમાં તેઓ વિનિમયથી પોતાનો વ્યવહાર નભાવે છે.

વળી તેઓ જે કોઈ માણસ વેપાર કરતો હોય તેને 'વાણીઓ' કહે છે, અને 'વાણીઓ' એટલે બલા, એવી તેમની માન્યતા છે. એ બલા પાસે પહોંચ્યા તો તે તેને " ચાવી ખાશે " એમ તેઓ માને છે અને એથી વાણીઆથી દૂર રહેવા તે ખાસ કાળજી રાખે છે.

**હાટવાડા**

જંગલ પ્રદેશનાં જૂદાં જૂદાં અગત્યનાં ગામોમાં ચોક્કસ દિવસોએ ગુજરી ભરાય છે. તેને "હાટવાડા"ને નામે ઓળખવામાં આવે છે. વેપારી લોકો રાનીપરજની જરૂરીઆતની ચીજો વેચવા અને તેમનો માલ લેવા માટે દુકાનો માંડે છે, પણ હાટોમાં માલ લેવા અને વેચવામાં ભારે નફાખોરીના ધંધા ચાલે છે.

" હાટવાડા આ લુંટવાડા—
ઢોંગતુર લ્યો. "

રાનીપરજના એક ગીતના આ શબ્દોમાં હાટવાડાની આખી બુનીઆદ સમજાઇ જાય છે.

**રમતો**

આ પ્રજામાં દેશી રમતોની સંખ્યા પણ ખાસ્સી એએક ડઝન જેટલી છે. તેમાંની થોડીક રમતો જંગલનાં પશુઓનુ અનુકરણ કરનારી છે. " માંડવ " નામની એક રમતમાં ઝીંગીના વનમાં પાણીનું માપ કેટલું, એ પ્રશ્ન માછણને પૂછતાં ચોરી ન કરવાનો, જૂઠું ન

બોલવાનો, ભાગ-ગાંજો અફીણ કે દારૂ તાડીનો ઉપયોગ ન કરવાનો, ઉપદેશ આપવામા આવ્યો છે

વાદ્યો અને નૃત્ય

રાનીપરજના જીવનમા વાદ્ય અગત્યનો ભાગ ભજવે છે રાનીપરજનો બાળક ખાંધે લાકડી મૂકી, ઢોર ચારવા જાય ત્યાથી લોક-ગીત અને ભોપીલાના તાલ દેતા શીખે છે, અને એની સ્મશાનની અંતિમ સમાધિ તથા શ્રાદ્ધના તર્પણો વાદ્યના સૂરોથી થાય છે

થાળી, તૂર, ઢોલ, કરતાલ, મંજીરા, એકતારો, તારપુ, ખાગડી અગર ગાગડી, ડોબરૂ, અને ભોપીલું, એ એમના મુખ્ય વાદ્યો છે ભિન પ્રજા ખાસ કરીને ઢોલ-મંજીરા ને કરતાલનો ઉપયોગ કરે છે પણ એમના ઢોલ ખૂબ જ મોટા હોય છે સાધારણ રીતે તેનું વજન મણ-સવામણનું હોય છે દૂબળાઓ તૂર વગાડે છે આ તૂર મૃદંગના જેવું નાનું વાદ્ય છે તેની સાથે કાંસાની થાળી વગાડવામા આવે છે મોટી દુધીને છેદી અંદરનો ગર કાઢી નાખી, ડોબરુ બનાવવામા આવે છે મ્હોડેથી હવાના દબાણથી તે વગાડવામા આવે છે ગામીત, ઢોડીઆ અને ચોધરા લોકોનુ આ મુખ્ય વાદ્ય છે

ચોમાસાના દિવસમા વરસાદથી જમીન પોચી થઈ હોય છે તે વખતે તેમા લાકડી ખોસી ઊંડુ કાણું પાડવામા આવે છે એ કાણા પર તબલાની જેમ હાથની થાપ આપી સૂર કાઢવામા આવે છે આને ભોપીલું કહે છે

વાદ્યોની જેમ નૃત્ય એ પણ રાનીપરજના જીવનમા અગત્યનો ભાગ ભજવે છે એમના ધાર્મિક ઉત્સવો, આનંદ પ્રમોદના દિવસો અને લગ્નના પ્રસંગોમા નૃત્યની રમઝટ જામે છે નૃત્યના જૂદા જૂદા પ્રકારને "ચારો" કહેવામા આવે છે એ 'ચારાઓ' માટેના વણલખ્યા નિયમો અને રીતો નક્કી થએલા છે દિવસ કે રાત્રીના અમુક ચોઘડીઆમા, લગ્નમા મેળાપને ટાકણે, કન્યાની વિદાયના પ્રસંગે અમુક જ પ્રકારનો નાચ થાય નૃત્યમા પગની ઠેકી, અંગનો મરોડ કે વાદ્યના સૂર સાથે તેના ઉપાડની ગતિમા જરા સરખો ભંગ થતો નથી, થાય તો નભાવી લેવામા આવતો નથી, એમ થતુ જણાતા કવિઓનો મરાો પણ પડી જવાની દહેશત રહે છે

આ લોકોમા થતા નાચના ઘણા પ્રકાર છે તેમાથી મહત્વના નામો નીચે મુજબ છે —

(૧) થનક-ચારો, (૨) અકલદાડી, (૩) બેરડીઓ, (૪) ગુઠણીઓ, (૫) વલોવાનો, (૬) આણુડી, (૭) એકુડી, (૮) ડોહીટાન્યો, (૯) કુમાડી, (૧૦) જાવરો, (૧૧) ચોવાય ચોચ્ચો, ઉટાચો (૧૩) થેનચાવાહણી, વગેરે

ખાસ સંજ્ઞાઓ

રાનીપરજની બોલીઓમા શબ્દો અને વાક્યોના કેટલાક ખાસ અર્થમા રૂઢ પ્રયોગ થઇ ગયા છે એનો ઉલ્લેખ પણ કરવો જોઇએ એ પ્રયોગો નીચે મુજબ —

(૧) હારી ખેતીનો મજુર આ પ્રથા દક્ષિણ ગુજરાતમા પ્રચલિત છે જમીનનો માલિક આ મજુરને ચોવીસે કલાકને માટે પોતાને ત્યા રોકે છે તે, તેના બાળબચ્ચા સૌનું ભરણપોષણ કરે છે અને ધણીઆમાને ત્યા તે રહે છે આ પ્રથાને ગુલામી પ્રથા તરીકે ઓળખાવવામા આવે છે

(૨) ગાંઠો લેવી લગ્નના પ્રસંગે વિવાહ થયા પછી વરપક્ષના થોડા માણસો

કન્યાને ત્યાં જઈ લગ્નનો દિવસ નક્કી કરે છે. જે દિવસે આ નક્કી કર્યું હોય તે દિવસથી લગ્નના જેટલા દિવસ બાકી હોય તેટલી ગાંઠ કપડા કે દોરડી પર પાડવામાં આવે છે, ને લગ્નના દિવસની એક વધુ ગાંઠ વાળે છે. આ પછી દરરોજ એક એક ગાઠ છોડતા જાય છે, ને છેલ્લે એક ગાંઠ બાકી રહે તે લગ્નનો દિવસ એમ ગણત્રી રાખે છે. વેવાઇને ત્યાં લગ્નનો દિવસ નક્કી કરવો તેને "ગાંઠો લેવી" કહે છે.

મરણ પાછળના જમણના દિવસની બાબતમાં પણ આ પ્રમાણે કરવામાં આવે છે.

(૩) થાળી કાઢવી : આ રીવાજ જંગલ ભાગના વસાવાઓમાં છે. તેઓ શબની સાથે એક થાળી અગર તાંસળી સ્મશાન સુધી લઇ જાય છે, ડાઘુઓ સ્મશાનેથી પાછા ફરતાં તેને સાથે પાછી લાવે છે, ને તે વેચી તેમાંથી ચવાણું ખરીદી બધા ડાઘુઓ ખાય છે.

(૪) કુહાડી નાખવી : આ રીવાજ ખાસ કરીને પાધર પ્રદેશમાં વસતા વસાવાઓમાં છે, જંગલ ભાગમાં ઓછો. શબને અગ્નિસંસ્કાર કરતાં પહેલાં શબની સામસામે બે માણસ ઉભા રહે છે. કુહાડીના બે માથાં એકઠાં કરી, એક જણ બીજાની તરફ નાંખે છે. પછી બીજો માણસ તે કુહાડીનાં માથાં એકઠાં કરી તે વડે શબને સલામી આપી પહેલા નાંખનાર તરફ ફેંકે છે. એ પછી શબને અગ્નિ મૂકવામાં આવે છે.

(૫) કાળપંથો થાપવો : લગ્નના માંડવાની થાંભલી રોપતી વખતે પ્રથમ કાળપંથાનું સ્મરણ કરી, ત્યાં થોડો દારૂ રેડવામાં આવે છે. આ રીવાજ ફક્ત વસાવા કોમમાં છે.

(૬) વિઝળદેવ પોકારવા : હરેક શુભ કાર્ય કરતી વખતે આ દેવનું સ્મરણ કરવામાં આવે છે. આ રીવાજ પણ વસાવા કોમમાં છે.

(૭) ચાડીઓ ભરવો : ભિલ લોકો પોતાની પ્રજાની વિરૂદ્ધ થઇ જ્યારે કોઈ રાજદરબારે કે બીજે ચાડી–ચુંગલી કરે ત્યારે પંચ એકઠું થઈ, તેવા માણસ માટે ચાડીઓ ભરે છે. એવા માણસનું નામ પોકારી, મેદાનમાં એક પથરો મૂકવામાં આવે છે અને પછી એકઠા થએલા બધા માણસો તેને દૂરથી એક એક પથ્થર છૂટો મારે છે.

(૮) નિકાલે જવું : ધણી હયાત છતાં કોઈ સ્ત્રી પર–પુરુષ સાથે છાનીમાની ભાગી જાય તે. દુબળા લોકની આ સંજ્ઞા છે.

(૯) ધાણ ભરવો અગર ધાલવો : ઢોડીઆ કોમમાં આ રીવાજ છે. લગ્નવખતે ઘઉં અગર ચોખાનો એક નાનો ઢગલો ઘરમાં એક બાજુએ કરવામાં આવે છે. લગ્નને બીજે દિવસે તેને દળી, તેનાં કાચાં મુઠીઆં વાળી, છોકરાંઓને વહેંચી દેવામાં આવે છે.

(૧૦) નાતુ કરવું : રાનીપરજની માન્યતા મુજબ જ્ઞાતિભ્રષ્ટ થએલાને દેહશુદ્ધિ માટે પ્રાયશ્ચિત્ત કરાવવાની ક્રિયા.

(૧૧) ચાપ માડવી  આ રીવાજ દુબળા કોમમા છે આ મરણ પાછળની એક એક ક્રિયા છે એમા મરનારની આગળ જેટલા ગુજરી ગયા હોય તે તેના નામની કણકીના લોટની ઢગલી કરી મૂકવામા આવે છે ને વચમા પાણીનો લોટો મૂકે છે તેની આગળ દારૂની છાક પાડી, માછલા પકડવા માટેનુ એક વાસનુ સાધન જેને ચાપ કહે છે તે ઢાકી, ટોચ પર પાઘડી વીટાળવામા આવે છે ને સામે ઘીનો દીવો કરે છે

(૧૨) પાચોલા પૂજવા  આ ક્રિયા નાયકા અને કાથુડીઆ જાતોમા છે સ્ત્રીને પ્રસવ થયા પછી પાચમે દિવસે ચોખા ગધીને ખવરાવવાની ક્રિયા બારમે દિવસે પણ આ પ્રમાણે કરવામા આવે છે તેને "બાહવા" પૂજવા કહે છે આટલુ કર્યા પછી જ સ્ત્રી પવિત્ર થએલી ગણાય છે

(૧૩) છીનાળઝઘડુ  રાનીપરજમા કોઈ સ્ત્રી–પુરુષ બદચાલ ચાલતા પકડાય ત્યારે તેનો ઇન્સાફ કરવા પચ મળે છે, આ રીવાજ ભિલ અને ગમાવાઓમા ખાસ કરીને છે જવાબદાર સ્ત્રી-પુરુષને પચ આગળ બોલાવવામા આવે છે, અને સ્ત્રીનો મૂળ ધણી જો તેને રાખવા તૈયાર હોય, અગર સ્ત્રી રહેવા તૈયાર હોય તો ચોક્કસ દડ કરી, તેને એના ધણીને સોપે છે દડ જવાબદાર પુરુષે ભરવાનો હોય છે આ દડમા કોઈ વાર મારની સજા પણ ફરમાવવામા આવે છે સ્ત્રીનો મૂળ ધણી એ બાઈને રાખવા તૈયાર ન હોય તો પછી પેલા માણસે તેને રાખવી પડે છે આ રીતે થતા ઇન્સાફને "છીનાળઝઘડુ" કહે છે

કુકણા જાતમા આ ઝઘડાનો નિકાલ કરવાની એક જૂદી જ પ્રથા હતી આ પ્રથા હવે નીકળી ગઇ હોય એમ જણાય છે એ પ્રથા એવી હતી કે —

"કોઈ બદચાલનો માણસ જણાય તો તેનો ઇન્સાફ કરવા પચ મળે ને ઘાસના સાત નાના કુડ કરે તેને એક કુડમા ઉભો રાખી ઘાસ સળગાવે કે તરત તે ત્યાથી નીકળી, બીજામા જઇ ઉભે આમ સાતે કુડમાથી તેને પસાર થવુ પડે પછી સાતમી વખત પાણીમા બોળે આ બાદ તુ પવિત્ર થયો?' એવો પ્રશ્ન પચ તેને પૂછે ને તે હકારમા આપે એટલે તેને ભગવાનના સોગન ખવરાવી, એવુ બદકામ ફરી ન કરવાની તેને તાકીદ આપે[૧૬]

## રાનીપરજ બોલીઓ

રાનીપરજ બોલીઓને "ભિલોરી" ભાષાના એક જ નામથી ઓળખવામા આવે છે ડૉ ગ્રીઅરસન જેવા ભાષાવિદો આ ભિલોરી ભાષાની ઉત્પત્તિ રાજસ્થાની ભાષામાથી થએલી છે, એમ જણાવે છે રાનીપરજની ભાષાઓ વિષેની વિવેચના, એ ઊંડા અભ્યાસ અને વિસ્તૃત ચર્ચાનો વિષય છે એ કાર્ય ભાષાશાસ્ત્રના અભ્યાસીઓને હાથે થાય તો જ બરાબર થાય એથી આ બાબતમા આ સ્થળે તો એટલુ જ જણાવીશુ કે ભિલોરી ભાષાની ઉત્પત્તિ રાજસ્થાની ભાષામાંથી થએલી હોય તો પણ આજે તો રાનીપરજની જેટલી જાતો એટલી બોલીઓ તેમનામા બોલાય છે વળી તેમાય "બાર ગાઉએ બોલી બદલાય" એ કહેવત મુજબ એક એક બોલીમા પણ હ્રસ્વ અને ઉચ્ચારમા ફેર પડી ગયા છે જગલના ભિલોની

૧૬ દલિતકોમ પુ ૧ અ ૨૨ પૃ ૪–૧૯૨૭

અને પાધર પ્રદેશના ભિલની બોલીમાં ફેર. તેમાંય પંચમહાલના ભિલની બોલી અને સૂરત જીલ્લાના ભિલની બોલી વચ્ચે પણ ભેદ. દક્ષિણ ગુજરાતનાં જંગલોમાં બોલાતી એ જ કોમની બોલી વચ્ચે પણ ફેર પડે છે.

દુબળાઓની બોલી તો જુજ ખાસ શબ્દો સિવાય ગુજરાતી જ છે. કુકણા, વારલી અને કાથુડીઆની બોલીઓમાં મરાઠી શબ્દોનું મિશ્રણ વધારે છે.[૧૭]

" Linguistic Survey of India " નામક ગ્રંથની " ભાષાઓની અનુક્રમણિકા "માં ડૉ૦ સર જ્યોર્જ ગ્રીઅરસન રાનીપરજની આ પ્રદેશની બોલીઓમાં " રાનટી " નામની ગણના કરાવે છે. પણ મને લાગે છે કે " રાનટી " ને રાનીપરજની એક બોલી તરીકે ઓળખાવવામાં આ પંડિતજી મહોદયની ભૂલ થએલી છે. ખરૂં જોતાં " જંગલી " અર્થમાં એ આ શબ્દપ્રયોગ થએલો છે અને એ મરાઠી ભાષાનો શબ્દ છે.

રાનીપરજમાં બોલાતી ભાષાનાં મૂળીઆં તપાસવાની ચર્ચા બાજુ પર મૂકી, જે બોલીઓ હાલમાં બોલાય છે તેની ગણના નીચે પ્રમાણે થઈ શકે:—

(૧) ભિલોરી, (૨) મેવાસી અગર વસાવી, (૩) ધાણકી, (૪) ચોધરી. (૫) ગામતળી, (૬) તડવી, (૭) કુકણી, (૮) નાયકડી, (૯) કોલધા. કોટવાલી અગર વીટોલીઆ કે વીટીલય, (૧૦) કાથુડીઆ, (૧૧) વારલી, (૧૨) માવચી, (૧૩) બાવચી, (૧૪) ઢોડીઆ.

આ બોલીઓમાંથી કુકણી, કોલધા, કાથુડીઆ વારલી, અને બાવચી બોલીઓને એક જથ્થામાં, ચોધરી, ગામીત ને ઢોઠીઆ બોલીને બીજા જથ્થામાં, ભિલ, વસાવી–મેવાસી, ધાણકી, તડવી અને માવચી બોલીઓને ત્રીજા જથ્થામાં મૂકી શકાય. એ બોલીઓ વચ્ચેના સામ્યને આધારે આ જથ્થા પાડયા છે, જો કે પ્રત્યેક બોલી વચ્ચે થોડો થોડો ફેર તો જરૂર છે.

તડવીઓની બોલીમાં હિન્દી શબ્દોનું વધુ મિશ્રણ છે. સર જ્યોર્જ ગ્રીઅરસન સાહેબ "માવચી" શબ્દનો અર્થ "પશ્ચિમના લોકોની બોલી" એવો અર્થ કરે છે, અને "કોલધા" શબ્દ "કોરધા"–"કોડધું" (કુર્ગી) પરથી બનેલો હોવાનું જણાવે છે. એને "દક્ષિણ હિન્દની દ્રાવિડ પ્રજાની ગુપ્ત ભાષા" તરીકે ઓળખાવે છે.

ડે. હેડબર્ગ "વસાવી"ને જૂદી બોલી તરીકે ગણતા નથી. તેમના કથના અનુસાર "વસાવા એ ભીલોનું એક ઘણુ માનવંતું કુળ છે. ગગથાના ઠાકોર અને તેમનાં સગાંઓ વસાવા જાતનાં છે. એમના ઉચ્ચ સામાજિક દરજ્જાને લીધે તેઓ જે બોલીનો ઉપયોગ કરે છે તેને "વસાવી" બોલીના નામથી ઓળખવામાં આવે છે. ખરૂં જોતાં એ ભાષા કે બોલીનુ નામ "દેહવલી" અર્થાત્ પાદર પ્રદેશની ભાષા છે."

આ બોલીઓ ઉપરાત રાનીપરજમાં બોલાતી બોલીઓમાં નીચેની બોલીઓનો પણ સમાવેશ થાય છે. બોલીઓ બોલનારાની સંખ્યા ઘણી નાની છે:

| બોલીનું નામ | કયા પ્રદેશમાં બોલાય છે. |
|---|---|
| ૧. થોરી | રેવાકાંઠા એજન્સીના વિસ્તારમાં[૧૮] |
| ૨. ગુરબી | " " " |

17. Census of India–Boroda State Report By Sjt. S. V. mukerjea–1921. P. 283–284.

૧૮. Census cf India–1921. Bombay Presidency. P. Z. Appendix B.P. 3–6.

| | | |
|---|---|---|
| ૩ | ખાડી | રેવાકાંઠા એજન્સીના વિસ્તારમા |
| ૪. | ખોડી | પચમહાલ જીલ્લો |
| ૫ | થોરીઆ | સાગબારા તરફના પ્રદેશમા (લાકડાના સુંદર વાસણો બનાવનાર) કાથુડીઆ કોમની એક પેટા જાતની બોલી |

આ પ્રજાની બોલીઓમા જે તે પ્રાતની કે એ પ્રાતની પાસે આવેલા સરહદી જીલ્લાઓની ભાષાના શબ્દો પણ સારા પ્રમાણમા ભળી ગયા છે ડાગની પ્રજાઓની બોલીઓમાં મહારાષ્ટ્રી ભાષાના શબ્દોનુ ખૂબ જ મિશ્રણ થએલુ જણાય છે આ બોલીઓમા કર્ણાટકી જેવા કે એલાડ (આ) અને પેલાડ (પેલુ), મહારાષ્ટ્રી ખેડ(ગામ), કોપરા (ખૂણો—રાનીપરજમા હાથની કોણી), પેચકી (ફા પેસ્તગી), જેવા શબ્દો ઉપરાત સસ્કૃતના ઘણા અપભ્રશ રૂપો પણ જોવામા આવે છે તેના થોડા નમુના અહીં આપુ છુ

| રાનીપરજમા બોલાતો શબ્દ | | | સંસ્કૃત શબ્દ |
|---|---|---|---|
| ૧ વાધરી | — | વાધરી—ચામડાની સટ | વધ્રિ |
| ૨ મુહલ | — | સાબેલુ | મુશલ |
| ૩ જોરો | — | તાવ | જ્વર |
| ૪ મુદ્દિ | — | વીંટી — | મુદ્રિકા |
| ૫ બાહુડા | — | બાવડા | બાહુ |
| ૬ શેપ | — | | શિપિવિષ્ટ |
| ૭ હરો | — | દારૂ | સુરા |
| ૮ અદ્ધ | — | અર્ધુ | અર્ધ |
| ૯ સુરઈ | — | મદ—મધુર ફોરમ | સુરભિ |
| ૧૦ ધવલીઓ | — | ધોળુ | ધવલ |
| ૧૧ પેરવુ | — | ઓરવુ | પ્રેરણુ |
| ૧૨ પલાશ | — | | પલાશ |
| ૧૩ ઉજ્જુર | — | | ઋજુ |
| ૧૪ અણ્ણો | — | | હરિણ |
| ૧૫ ઉટ | — | દોડ | ઓષ્ક |
| ૧૬ તિરહી | — | તરસ | તૃષા |
| ૧૭ તિક્ટ | — | કડવુ | તિક્ત |
| ૧૮ વિખાર—વિખ | — | | વિષ |
| ૧૯ ઈંધણા, વગેરે | — | બળતણ વગેરે | ઈન્ધન |

આ ઉપરાત આ લેખના છેવટના ભાગમા રાનીપરજ બોલીઓના શબ્દોનો એક નાનો કોષ પણ આપવામા આવ્યો છે એમની બોલીઓમાં શબ્દનો ભંડોળ ખૂબ જ મોટો હોય, એમ પણ જણાતુ નથી પણ એથી એ પ્રજાને પોતાના મનોભાવો વ્યક્ત કરવામા અડચણ નડતી હોય, એમ પણ જણાતું નથી, એ હકીકતો આપણે એમના લોકસાહિત્યના પ્રકરણમા તપાસીશુ

લોકસાહિત્ય

રાનીપરજોનું લોકસાહિત્ય હજી લિપિબદ્ધ થયું નથી. એ સઘળા સાહિત્યને એકત્ર કરવાની જરૂર છે. સ્મૃતિપટ ઉપર જળવાઈ રહેલા અને પેઢી દર પર વારસામાં મળતા, કંઠાગ્રે જીવતા, રાનીપરજના સાહિત્યમાં રસ છે, શબ્દનો ધ્વનિ છે, ગ્રામ્ય અલંકારો છે, આનંદ-વિષાદ અને સુખદુઃખની લાગણીઓની અભિવ્યક્તિ છે.

લોકગીતનો "રસાસ્વાદ" કરાવતાં કાકા કાલેલકરે લખ્યું છે તેમ એમના એ સાહિત્યમાં "×× મસાલાઓનો કૃત્રિમ સ્વાદ નથી. ××અર્થાલંકાર અને રચનાચમત્કૃતિની ભાંજગડ× નથી," અને છતાં "જીવનના સાદામાં સાદા પ્રસંગોમાં જે અપૂર્વ કાવ્ય રહ્યું છે તે સુન્દરતા તરફ દોરી"[૧૯] જાય છે.

આ લોકકંઠે જીવતું, રાનીપરજનું સાહિત્ય ચાર ભાગમાં વહેંચાયલું છે: ૧ ઉમીઆ એટલે ઉખાણા, ૨ ભવાઈ, ૩ ગોઠ એટલે વાર્તા અને ૪ ગીત. ભવાઈ, ગોઠ અને ગીત પાછળ રાનીપરજ ઘેલી બને છે.

ભવાઈમા ભાંડલીલા પણ ચાલે છે અને રામલીલા કે બીજા સામાજિક પ્રસંગોને લગતા ખેલો કરવામાં આવે છે. ગીતો તો ઘણા પ્રકારનાં છે. ગોવાળાનાં, લગ્નનાં, મરણનાં, બોધનાં, પ્રેમનાં, નાચનાં, એમ ઘણી જાતનાં ગીતો તેમનામાં પ્રચલિત છે. બીભત્સ ગીતોનો જથ્થો પણ સારો છે અને ઘેરના રાસો કે ગીતોની જેમ એમના નાયકાની વીરરસની લાવણીઓ પણ તેઓ લલકારે છે.

એમના આ જૂના સંગ્રહમાં ચાલુ જમાનાને અનુસરી, શાહુકારી સીતમગારીઓ, હાટવાડાનાં લૂટાણાં, દારૂનાં વિનાશક પીઠાંઓ, દેશભક્તિ અને પ્રભુભક્તિનાં ગીતો પણ ઉમેરાયાં છે અને નાચ તથા ગીતને નામે વામાચારના જે જલસા જામતા તે આ નવા પ્રવાહમાં કંઈક અંશે કમી થયા છે એમના આ સાહિત્યનો ઉડતો પરિચય આ નિબંધમાં અન્યત્ર આપીશું. એમ છતાં અહીં તેનો નહીં સરખો ઇશારો કરી લઈશું:

(૧) વાડાલુ જોમાહાં આલુ વા બેનાવા,
ગીતારી બેન્યેલ લઈ ચાલ્યું બેનાવા.

—ભટકેલ જમાઈ આવ્યો તે અમારી ગીત ગાનારી બેનને લઈ ચાલ્યો.

(૨) માટલ્યાં× દેખીને બેનાં લલચાઇ ગોઈ—રૂદુલાં.

આ વાક્યોમાં પોતાના સહચારથી છૂટી પડતી સખીના વિયોગની વેદના અને સ્રીના પુરુષ તરફના આકર્ષણની લાગણીઓ દેખાઈ આવે છે.

(૩) તીલીરી તી વીંદલી પાવી, તુરૂલ્યા હુસ.
—તું તો છેદેલી વાંસળી જેવી છે.

આ એક જ સાદા વાક્યમાં કોઈ યુવક પોતાની પ્રણયપાત્રીના દિલનો પરિચય આપે છે.

(૪) હાહુડી ડામરી, ગાઇ દેવાં બેનાં
ઉનાઈ રોજે વા

—સાસુ કપરી છે, (તે) ગાળો દેશે બેન! (તો તું) તે સાંભળીને રહેજે.

---

૧૯ લોકગીત—પ્રકાશક: રણજિતરામ સ્મારકસમિતિ,—સૂરત

× ઘણીને

સાસરે જતી છોકરીને સાસરીઆમા સમાવાનો ઉપદેશ આ રીતે આપવામા આવ્યો છે

(૫) ચાલ વેલોડી, બાપની માયા છોડ,
વયરની માયા લે રે લાડી–ચાલ વેલોડી૦

અને (૬) ઓખરો[1] ડોગર[2] બેડવીઆરો[3]
ચોમખી[4] ઘુવરમાળ,
ખુલ ખુલ ઘુઘરી બાજે,
ચમખી નાચે મોર,
મોર પીચારી[5] કાઢયા કરે,
ચોટલે[6] લાગ્યો ચોર[7]

આ ગીતોમા માયાના આવરણોનો ફેરબદલ કરવાના ધ્વનિ સાથે બને ગીતોમા શબ્દ-વિન્યાસ પણ સુન્દર યોજવામા આવ્યો છે

રાનીપરજના જીવનમા ગીત અગત્યનુ સ્થાન ભોગવે છે રાનીપરજનો બાળક વન-ઘટાઓમા ઝાડની ડાળીએ ઝુલતા કે ડુગરાળ ટેકરીઓ અને ખીણોમા ખેલતા–કૂદતાં કે ગોવાળુ કરતા ગીતોની બાગાખડી ઘુટે છે, ગીતના ખેચાણમા સ્ત્રીપુરુષોની બેલડીઓ બધાય છે અને "જીમણા પાકયા રે ભુજમન હાય હાય," એ વિલાપસૂરો સાથે એની જીવનલીલાની સમાપ્તિના સદેશ અપાય છે

પરચુરણ હકીકતો

રાનીપરજની બધી જ કોમો સ્વભાવે જેટલી વિશ્વાસુ અને પ્રામાણિક છે તેટલી જ વહેમી પણ છે એને દરેક બાબતમા ભૂતાવળાનો વહેમ આવ્યાં જ કરે છે ગામે રોગ ચાલે, કે જેથી હસાના તોફાન જાગે અગર તો ઉનાળાના વટોળ ઉઠે, એ બધામાં એને કોઈ ને કોઇ ભૂતનું કારસ્તાન જણાય ચોમાસાના ભારે મેઘગર્જનોમાં વાદળા સાથે સાથા અફાળતી, કોઈ ડાકણી ડોનાનું તોફાન તેને જણાય

આમ ભૂતાવળોના ભયથી તેનું મગજ હરદમ તરબોળ રહેતું હોવાથી પાંચ–પચાસ આદમીનું જમણ હોય તો એ સીધી પગત માડીને બેસે નહીં પોતપોતાનાં અમત માણસોનું કુડાળુ વાળીને બેમ અજાણ્યાની હારમા બેસીને રખેને કોઈની નગણી નજર બેસી જાય, એ બીકે તે આમ કરે છે

× × ×

ગરમા રોગચાળો ચાલી, મરણ થાય તો એ વહેમને લીધે છાપરી ખાલી કરી, ફૂકી નાખે, અગર ઘરધણીની જગા બદલી કાઢે છે, એટલુ જ નહીં પણ ગામમાં રોગ ફેલાયો હોય તો ગામઠાણ સુદ્ધા ફેરવી નાખે છે

વળી આવા પ્રસંગે તેઓ "અલા બલા કાઢવા' નો વિધિ કરે છે આખા ગામની આસપાસ દારની ધાર પાડવામાં આવે છે ગામમા પ્રવેશવાના રસ્તા પર તોરણ બાધવામાં આવે છે આ તોરણોમા નાળીએરની સાથે લીનડો, લસણ ને કાંદા પણ બાધવામાં આવે છે રથમાં દેવીના સ્થાપના કરી ગામલોકો પૂજાપાપૂજાના બોજે સાથે એને મુકી આવે છે,

1 આંબો, 2 ડુગર, 3 બેડેશા નાખ્યા, હોય એવા પાટનો ફિજરવાળો. 5 પીછા, 6. ચોટલો, 7 ચાખી

એટલે તે ગામવાળા વળી ત્રીજે ગામ અને ત્યાંથી ચોથે ગામ, એમ એ રથને મૂકી આવે છે. ત્યાંથી આગળ વધે છે. એમ ગામેગામ ફરતા આ રથનો આખરી વિસામો ડુંગર કે ખાડીકોતરનો કરાડો થાય છે.

બીમારી જો હઠ પકડે તો જંગલના ઊંડાણુની પ્રજા ડુંગર નવરાવવાની બાધા લે છે. બીમારી દૂર થતાં તે પાસેના કોઈ ડુંગરે જઈ આગ મૂકી આવે છે, અને તેને ડુંગર નવરાવવો કહે છે.

× × ×

ઉજળીઆતના સંસર્ગમાં આવનારી, પ્રજા સિવાય બાકીના બગલના વાળ કઢાવતા નથી; કારણુ બગલના વાળ તૂટે તો તાવ આવે એવી એમની એક માન્યતા છે.

× × ×

ગામીત લોકોમાં કન્યાને વરને માંડવે સામે લઈ જઇ લગ્ન કરાવવામાં આવે છે.

× × ×

રાનીપરજમાં ઉનાળો ઉતરવાની પાસપાસેમાં ખોરાકીનું અનાજ ખૂટયું હોય ત્યારે શાહુકારને ત્યાં જઈ જોઈતું અનાજ લઇ આવે છે. એને "ખાવટી" લાવવી કહે છે. એ મુજબ ખેતીમાં જોઇતું બી પણ શાહુકારને ત્યાથી લાવવામાં આવે છે; અને મોસમનો પાક તૈયાર થતાં આણેલું અનાજ અગર તેના પૈસા શાહુકારને અદા કરવામાં આવે છે.

પણ તે માટે શાહુકારી વસુલાતની રીત એવી છે કે "બી બમણું ને ખાવટી દોઢી"ના હિસાબે શાહુકાર તે વસુલ લે છે. આ હિસાબ ગણવાની રીત પણ જાણવા જેવી છે.

ખોરાકીનું જે અનાજ આપવામાં આવે, એ સામાન્ય રીતે હલકામાં હલકું હોવા છતાં તેનો ભાવ ઉંચો મૂકવામાં આવે છે, ને તે હીસાબે દોઢ ઘણા અનાજના પૈસા ગણી રકમ ઉધારવામાં આવે છે, અને તે ઉપર વરસ દિવસનું વ્યાજ ચઢાવી દેવામાં આવે છે. પાંચ ૭ મહિને જ્યારે મોસમનો પાક તૈયાર થયો હોય ને માલનાં બજાર નીચાં હોય ત્યારે આ વ્યાજ સાથેની રકમનો જેટલો માલ થતો હોય તેટલો તેને ત્યાંથી શાહુકાર લઇ જાય છે. બી આપ્યું હોય તો આ હિસાબ દોઢો નહીં પણ બમણો સમજવાનો હોય છે.

વળી જંગલનાં ઊંડાણમાં રાનીપરજનો માલ વેચવા અને તેમના પાકની ચીજો લેવા હાટ મડાય છે, ત્યાં વેપારીઓની ખરીદ કરવાની રીત પણ જાણવા જેવી છે.

એ હાટવાડાઓમાં માલ તોળીને ન લેતાં પવાલીઓ ભરીને લે છે; એને ચંપુ કહેવામાં આવે છે. આ ચપાંમાં સાધારણુ રીતે મોટાદાણાનું પાંચ શેર અનાજ માય છે, પણ ચંપાંના તળીઆનું પતરૂં વેપારી નરમ રાખે છે, તે ઉપર હાથ મૂકી ઠાંસીને છલકાતું ભરે છે. સોળ ચંપાનું એક માપ કહેવાય છે, એટલે સોળ થયા પછી પાછું એકથી ગણવાનું હોય છે. ચંપાં ભરાઈ જતાં અર્ધુ-પોણું ચપુ અનાજ વધે તો તે ગણત્રીમાં લેવાનું નથી હોતું. એ એમ ને એમ લઈ લેવામાં આવે છે અને આ સોળ ચપાંની ગણત્રીમાં પણ પહેલું ધરમનું; બીજું લાભનું અને સોળ ચપાં પૂરાં થયાં પછી સત્તરમું વેપારીએ રોકેલી શેતરજીનું લેવામાં આવે છે. આ સહુ મેં નજરે જોએલું છે. આમ સોળ ચંપાંની ગણત્રીમાં દર એ મણે ધર્મના નામથી માલ ભરવાની કરેલી શરૂઆતમાં ત્રણ ચંપાં માલ એટલે ૧૫ થી ૧૬ દાણો અધરમ આદરી મફતમાં લઈ લેવામાં આવે છે. અને દર સો ચંપાં પૂરાં થતાં પાછું ધરમ અને એકથી શેતરંજી સુધીની ગણત્રી કરવામાં આવે છે.

માણસ પણ એ મુજબ કરી. પહેલાની તરફ નાંખે છે. પછી નીચેનો મન્ત્ર ભણી, અગ્નિ પ્રકટાવવામાં આવે છેઃ—

"દેવ! તું એના શરીરને ગાળી નાંખ. એને અગ્નિ મેં મૂક્યો, પણ એનું પાપ મને નથી. એ શરીર તો પાપી હતું, એથી નાશ થવાનું જ હતું."—આ રીતે બોલી તે અગ્નિ મુકે છે.

નાયકા અને દુબળા સિવાય બીજી જાતિઓમાં કૂટવાનો રીવાજ નથી. મરણપાછળ દહાડો કરવાનો રીવાજ પ્રત્યેક કોમમાં છે. કેટલાકમાં સવડ મળે ત્યારે તે કરવામાં આવે છે, પણ ડાઘુઓને દારૂ પાવાની પ્રથા તો છે જ, અને તેનો અમલ તરત જ કરવામાં આવે છે.

**પિતૃશ્રાદ્ધ અને સમાધિઓ**

રાનીપરજમાં પિતૃશ્રાદ્ધ અને મૃતાત્માઓનાં સ્મારકો મૂકવાનો મહિમા ઘણો મોટો છે. આ સ્મારકો એ એક પ્રકારની સમાધિઓ છે. આ સમાધિઓને રાનીપરજની બોલીમાં "ખતરૂં" કહેવામાં આવે છે. કુટુમ્બના માણસના મૃત્યુ પછી પાચસાત દિવસે એક પથ્થર લાવી, દારૂની છાકથી તેનુ પૂજન ભગત ધૂણાવી કરાવવામાં આવે છે. પછી એ પત્થરને ગામની બહાર મુકરર કરવામા આવેલી જગાએ લઈ જઇ અર્ધો ડાટવામાં આવે છે. કોઈ કોઈ સ્થળે આવાં "ખતરાં" મૂકવા માટે બે ત્રણ ગામ વચ્ચે એક જ સ્થળ નક્કી કરેલું હોય છે. વળી એ ખતરાંઓ પર ચોક્કસ પ્રકારની સાદી આકૃતિ કાઢેલી હોય છે. આ આકૃતિ પ્રાચીન મિસરી પ્રજાની "સૂર્યલોક" શબ્દને સૂચવતી આકૃતિને મળતી છે.

પ્રાચીન કાળમાં ભૂમિદાહ કરતી વખતે આર્ય પ્રજામાં એક વિધિ હતો. એ વિધિ મુજબ મૃતાત્માનાં સગાવહાલાંઓ શબને ભૂમિદાહ કરતાં પહેલાં તેની આસપાસ ઉભા રહી પ્રાર્થના કરતાં અને ભૂમિદાહ કર્યા પછી કુળપુરોહિત મૃતાત્મા અને જીવિતવર્ગની વચમાં એક પથ્થર મૂકતા.[૨૦]

રાનીપરજમાં "ખતરા" શબ્દનો અર્થ પણ સૂક્ષ્મ દેહનો સૂચક છે. સૂક્ષ્મ દેહ અને અને આ જગતના સંબંધીઓ વચ્ચેના અંતરનું આ સૂચક ચિહ્ન છે અને તેના પર દોરવામાં આવતી આકૃતિ તે અલણુ આત્માના દેવલોકના વાસની ખબર આપે છે. આર્ય પ્રજામાં મૃતાત્માઓની સમાધિ આગળ 'પિતૃમેધ' યજ્ઞ કરવાની પ્રથા હતી.[૨૧] રાનીપરજમાં તેમના આ સ્મારકોનું વાર્ષિક પૂજન આ પ્રાચીન વૈદિક પ્રથાનું સ્મરણ જરૂર કરાવે છે.

અખાત્રીજ અને શ્રાદ્ધપક્ષની ચૌદશને દિવસે આ ખતરાંઓનું પૂજન કરવામાં આવે છે. એમના પૂજનમાં દારૂ અને મરઘાં એ બે તો મુખ્ય હોય જ.

આ ઉપરાંત એક બીજો રીવાજ પણ પ્રાચીન વૈદિક અને બૌદ્ધકાલીન પ્રથાનું સ્મરણ કરાવે છે. કેટલીક વાર આ ખતરાંઓ આગળ માટીના ઘોડા તથા માટીના ચારે બાજુએ કાંગરાવાળા ઘુમ્મટ મૂકવામાં આવે છે. મરણ પામેલાંના સ્મારકો તરીકે વૈદિકકાળમાં ઘુમ્મટો તેમની સમાધિના સ્થાનમાં કરવામાં આવતા એમ મલબારના પ્રદેશમાં થએલાં સંશોધનો પરથી જણાયુ છે.[૨૨] બુદ્ધયુગના સ્તૂપોનો તો સૌને પરિચય છે. રાનીપરજમાં જે ઘુમ્મટો મૂકવામા આવે છે એ જાણે સ્તૂપોની નાનામાં નાની આવૃત્તિ ન હોય એમ લાગે છે.

---

૨૦. The Gods of India, By E. O. Martin P. 275

૨૧. A Hand-Book of Indian Art. By. E. B. Havell, P. 14.

૨૨. Vedic Antiquities. By. Dr. G. Joveau-Dubrevil. Paris P. 9-12

આ સ્થળે નીચે ચિત્ર આપવામા આવ્યુ છે એમા મલબાર ડિનાગના પ્રદેશના મશો-ધનોમા મળેલા વૈદિક ધુમ્મટનુ ચિત્ર નં ૧ મા આપ્યુ છે ન ૨ ની આકૃતિ રાનીપરજના લોકો જે ધુમ્મટ મૂકે છે તેનો સામાન્ય આકાર બતાવે છે, અને નં ૩ મા આપેલી ત્રણ આકૃતિઓ એમના ખતરાની છે, એ આકૃતિમા દોરવામા આવતી સજ્ઞા પણ બતાવવામા આવી છે —



ભાદરવા વદ ચૌદશનો દિવસ સામાન્ય રીતે પિતૃઓના શ્રાદ્ધનો ગણાય છે તે દિવસે ખતરાઓનું પૂજન કરી, શ્રાદ્ધ કરવામા આવે છે રાનીપરજની કેટલીક જાતિઓ અખા ત્રીજને બદલે દીવાસો અને શ્રાદ્ધપક્ષમા ખતરાપૂજન કરે છે આ રીતે પિતૃશ્રાદ્ધ માટે આ તિથિ હોવા છતા બધી જ કોમો કાઇ તે જ દિવસે શ્રાદ્ધ કરતી તથી કેટલીક કોમો ભાદરવા વદમા ગમે તે એક દિવસે શ્રાદ્ધ કરે છે વાલરીઓમા ખતરા મૂકાતા નથી, એટલે તેઓ ફક્ત શ્રાદ્ધ જ કરે છે પણ ત્યારે તે ભાદરવા વદ અને દીવાળી એ બન્ને તિથિઓમા શ્રાદ્ધ કરે છે વસાવા કોમમા શ્રાદ્ધનો રીવાજ નથી

આ રીતે રાનીપરજની મરણપાછળની ક્રિયાઓના ઉલ્લેખની સાથે રાનીપરજ વિષેની મુખ્ય હકીકતોનો પહેલો ભાગ અહીં લગભગ પૂરો થાય છે, એ વખતે એમના ભૂત-કાળમા પણ ઉતાવળી નજરે ફેરવી જવી અસ્થાને નહી ગણાય

**એ દિવસો પણ હતા**

રાનીપરજમા કોટવાલીઆ—વીટોળીઆ–કાથુડીઆ જેવી કોમો તો સાવ જગલી અવસ્થામા છે પણ આવી કોમોને બાદ કરતા આજે જે પ્રજાને આ ભૂમિના અસલ વતની ઓનુ પાટીયુ ભરવી, જગલી અને અસભ્ય કહી બાજુએ રાખવામા આવે છે' એ પ્રજા ભૂતકાલથી જ સસ્કાર અને સસ્કૃતિથી 'વિહોણી રહી છે, એમ કહેવુ, એ મને તો આ પ્રજાઓને અન્યાય કરવા જેવુ લાગે છે,

એ ખરૂ છે કે આજે આ જાતિઓ અજ્ઞાનતા અને કગાલીઅતમા ઘેરાઇ ગએલી છે દારૂના વ્યસને તેમના માન અને માનને રસાતળે મોકલી દીધા છે તેમ છતા સસ્કૃતિના અભ્યાસની દૃષ્ટિથી જ્યારે આ પ્રજાઓના જીવનવ્યવહાર તેમનું લોકસાહિત્ય સામાજિક રીવાજો અને ટેવો તપાસીએ છીએ ત્યારે જગલીપણા વિષેની આ લોકો માટેની આપણી માન્યતામા ફેર કરવાની જરૂર જણાય છે

એમની પણ જાહોજલાલીના દિવસો હતા ગુજરાતના જ નહીં પણ સમસ્ત હિન્દના રાજસ્થાની ઇતિહાસમા, રાજ્યોના ઘડતરમા આ પ્રજાએ સમરક્ષેત્રમા આપેલા ફાળાની નોધો અને તેમની એકનિષ્ઠાના પુરાવાના તોટા નથી તાપી ખીણના જગલોથી માડી બનાસ અને સરસ્વતી કે સાબરકાંઠા સુધીના પ્રદેશમા વસતી ભિન્ન પ્રજાની કુરબાનીની કથાઓ પ્રચૂર

છે. રણશૂરા રજપૂતોની સાથે જંગના મેદાનમાં ખડા રહી, ખૂનના સાથીઓ આ પ્રજાએ પૂર્યાના પુરાવા હજી તો શિલાલિપિઓ પર જોવા મળે છે.[૨૩]

જંગલની વિકટ વાટો અને ડુંગરબારીઓનાં રખોપાં રાનીપરજ કરતા. એમની એ નિષ્ઠાની નિશાની તરીકે એ રખોપાંના અવેજમાં આજે પણ કેટકેટલી ભિલ અને નાયકાઓની ઠકરાતો મોજુદ છે, જાગીરીઓ ચાલે છે અને દેશમુખીની દુહાઈઓ બોલાય છે.

રાજપીપળા સરખા મોટા રાજ્યને પણ એક જમાનામાં આ અસભ્ય ગણાતી ભિલ પ્રજાએ સુલતાન અહમદખાનની ચડાઇ વખતે રક્ષ્યું હતું; અને એમની એ કુરબાનીઓની આભારજન્ય યાદમાં પૃથુરાજજી પહેલાના રાજતિલક ભિલ કોમના વસાવાને હાથે વિ. સં. ૧૫૧૪માં થયા. એ પ્રથા આજે સાડીચારસો વરસથી એકસરખી રીતે પાળવામાં આવે છે; અને હજીયે રાજપીપળાના ગાદીનશીન થતા રાજવીને પ્રથમ તિલક વસાવાને હાથે થાય છે.[૨૪]

ડાગના નાયકોની શૂરાતનની કથાઓ તો અંગ્રેજ સરકારના રાજ્યઅમલની છે:

ભિલ, ગામીત, ચોધરા, એ સૌ વન્ય જાતિઓએ સુખના જમાના જોયા છે, આરામની ઘડીઓ અનુભવી છે, અને અજ્ઞાનતાને પાલે પડી, આજે બરબાદીની રાહમાંથી નીકળવાનું મથન પણ આ પ્રજા કરી રહી છે.

**ઉપસંહાર**

રાનીપરજ વિષેના લેખનો પ્રથમ ભાગ પૂરો કરતી વખતે મારે એ પણ જણાવી લેવું જોઇએ કે આ પ્રજાઓને ધર્મવિહીન જાતિઓ માની, સરકારી દફતરોમાં અને ગણત્રીઓમાં તેમને હિન્દુ પ્રજામાંથી અલગ કરવામાં આવે છે અને તે મારે એમના એ પગલાના સમર્થનમાં અસભ્યતાનાં લક્ષણો તથા માન્યતાની ગણત્રીઓ કરાવવામાં આવે છે. હિન્દુ જાતિના ભાગલા પાડવામાં રહેલા હેતુઓની ચર્ચા કરવાનું આ સ્થાન નથી, પણ આવા ભાગલાઓ પાડનારાઓની દલીલ છે કે:—

(૧) એમનો પહેરવેશ સમ્પૂર્ણ નથી. (૨) એમની ધાર્મિક ક્રિયાઓમાં બ્રાહ્મણ બોલાવવામાં આવતો નથી. (૩) એમના દેવો જગલી છે.

આ દલીલોના જવાબમાં આપણે રદીઓ આપી શકીએ કે લગોટી કે લુંગીની જેમ કમરે કપડુ લપેટી લેવાથી કોઈ વર્ગ હિન્દુમાંથી નીકળી જતો હોય તો તો સઘળા મદ્રાસીઓ અને મુંબઇ સરખી નગરીમાં પણ લાંબી લગોટી ધારણ કરી, મોજથી મહાલનાર સઘળા માછીઓ હિન્દુ મટી જાય.

(૨) ધાર્મિક ક્રિયામાં બ્રાહ્મણ ન આવતો હોય એથી જ જો હિન્દુપણું મટી જતું હોય તો સઘળા કબીરપંથીઓ અને ઉદાભક્ત પાટીદાર જેવી કોમોને હિન્દુઓની ગણત્રીમાંથી કમી કરવી પડે.

વિચિત્ર ધાર્મિક માન્યતાઓને કારણે રાનીપ્રજા હિન્દુત્વનો દાવો ન કરી શકતી હોય તો તો હિન્દુસમાજના ઘણા મોટા વર્ગને તેમાંથી બાદ કરવો પડશે.

(૩) ડાખલું વગાડી મરઘાના પ્રસાદ અને દારૂના તર્પણથી મેલડી માતાને રીઝવતા વાઘરી તથા વાળ અને કાપાલિક સાધનાના મલીન આચારોવાળાઓનું સ્થાન હિન્દુ જાતિમાં હોઈ

૨૩. જૂઓ: ભિલોરના શિલાલેખો—આ લેખકનું "રાજપીપળામા નવી વસાહતોનો વિકાસ" પૃ. ૬

૨૪. "રાજપીપળા સમાચાર" પુ. ૧, અ. ૪૪–૪૫–૪૬ ડિસે. ૧૯૪૦ પૃ. ૧૮–૧૯.

શકે છે માત્ર રામને નામે નિશાન તાકતા અને ભદ્રા-ભવાનીની ઉપાસના કરતા રાની-પરજને સ્થાન નથી આ વૃક્ષો તથા નાગાદિની પૂજાઓ તો હિન્દુઓ ક્યા નથી કરતા ?

ભૂતાવળોના ભયમાથી બચવા મીરાંદાતાર કે બગડીઆ પીરની બાધા-આખડી કરનાર, સાંઈ-મૌલાની ફૂંકમા રોગશમનની શક્તિ જોનાર, ભુવાના લીંબુથી વ્યાધિના તાપ ટાળનાર, અને મંત્રેલા દોરાની આણે રોગ નિવારનાર, હિન્દુ ગણાઈ શકે છે, તો શુ અપવાદ માત્ર રાનીપરજને ?

એમની સ્ત્રીઓ શખલા અને પિત્તળના ઘરેણા પહેરે છે સુધરેલા સમાજની સ્ત્રીઓ કાચ ને કેરબા પહેરે છે, દારૂડાના શખની બગડીઓ ને માળાઓ પહેરે છે તો એ બેમા પાર્થક્ય કેટલુ ?

આથી મને લાગે છે કે આ પ્રજાઓને હિન્દુ નહી ગણવામા ભારે અન્યાય થઇ રહ્યો છે અને આથી ધર્મપ્રચારની હરીફાઇના આ જમાનામા આ પ્રજા એક બજારૂ વસ્તુ બની ગઈ છે એમને તેમની આ અવસ્થામાથી ઉગારી, નિગટ હિન્દુધર્મના સત્વશીલ તત્ત્વોનો પરિચય કરાવવાનુ કાર્ય હિન્દુ સમાજનુ છે [અપૂર્ણ]

---

## એક સુધારો :

" ચૌલુક્ય વંશનો ઇતિહાસ " એ નામની લેખમાલા આ ત્રૈમાસિકમા ક્રમશ છપાય છે તેમા એ લેખમાલાના બીજા હપ્તાના 'કર્ણદેવ પહેલા'ના પ્રકરણમા પાન ૩૦ ઉપર લીટી ૨ મા[૧] "એમ શ્રી હેમચંદ્ર કહે છે ૧ કર્ણદેવને માળવાના રાજાએ હરાવ્યો, જે અસંભવિત માનવા કારણ નથી" એમ જે છપાયુ છે તે ભૂલ છે ખરી રીતે —"એમ શ્રી હેમચંદ્ર કહે છે ૧ જે અસંભવિત માનવા કારણ નથી' આ પ્રમાણે છપાવુ જોઇએ વાચકો તે પ્રમાણે સુધારીને વાચશે એવી વિજ્ઞપ્તિ છે, પછી —"કર્ણદેવને માળવાના રાજાએ હરાવ્યો" એ શીર્ષક છે, જે વચ્ચે લીટીઓમા ભૂલથી છપાઈ ગયુ છે તો હવે —

કર્ણદેવને માળવાના રાજાએ હરાવ્યો

એ પ્રમાણે શીર્ષક વાચવા વિનતિ છે આ લેખમાલા હજુ લબાવવાની છે એટલે ઝીણી ઝીણી છાપ ભૂલો કે બીજી કાંઇ ભૂલો જે રહી જવા પામી હશે તે તે ભૂલો "ચૌલુક્ય વંશનો ઇતિહાસ" પુસ્તકાકારે પ્રકટ કરતી વખતે સુધારી લેવામા આવશે

કઓઇ તા ચાણસ્મા
તા ૧૦—૫—૪૧

માણેકલાલ ચકુલાલ દવે
સભ્ય શ્રી ફાર્બસ ગુજરાતી સભા

---

૧ જુઓ શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક વર્ષ ૬, અંક ૧

# કવિ રામશંકર ગૌરીશંકર

## આ કવિ કોણ હતો ?

[ સંપાદક : રા. રા. જેહાંગીર માણેકજી દેશાઈ, એમ. એ. ]

ઇ. સ. ૧૮૭૩ માં પારસીઓની મુંબઈમાં આવેલી, છેવટની આરામગાહ (સ્મશાન), જે "ડુંગરવાડી" કહેવાય છે તેની પવિત્રતા ઉપર વિધર્મીઓએ તે સ્થળે મકાન બાંધવાની ધૃષ્ટતા કરી, ત્રાપ મારી હતી. તે વેળા આ નાનકડી કોમે ઐક્ય સાધી, આ અસહ્ય ત્રાસ સામે જે બળતવારીથી લડત ચલાવી વિજય મેળવ્યો હતો તે પારસી ઇતિહાસના ઉજ્જવળ સફાઓપર સોનાની શાહીથી યાવદચન્દ્રદિવાકરૌ નોંધાઇ રહેલ છે. એટલું જ નહીં, પણ એ બનાવથી પારસીઓની નિશ્ચલ ધાર્મિક શ્રદ્ધા એક વાર વધુ સિદ્ધ થઈ અને ત્યાર પછીનાં વર્ષો જતાં ગયાં તેમ આ અડગ આસ્થા ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી ગઈ. એ ઘટનાને આજે ૬૮ વર્ષ થઈ ગયાં છે, તે સમયે જે સમયસૂચકતા અને શૂરાતન આ ઇરાની પ્રજાએ બતાવ્યાં હતાં તે માટે તેને પ્રત્યેક કોમ તરફથી હાર્દિક અભિનન્દન આપવામાં આવ્યાં હતાં.

તેમાં તે સમયના એક હિન્દુ કવિ, શ્રી રામશંકર ગૌરીશંકરે પણ "દોખમી દાઝ" એ નામે એક નાનો કાવ્યગ્રથ લખી, પારસીઓની યોગ્ય સ્તુતિ કરી હતી. આ પુસ્તકની પ્રસ્તાવનામાં કવિ કહે છે:

"પારશિયોના દોખમાની પડોસની જગા ઉપર એકાએક ચાલી બાંધનાર કુંવરજી પરાગજી તથા જેકબ જમાલ નામના બે માણસોએ ચાલી બાંધી લીધી અને તેમના બચાવમાં જતાં પોલીસે પોણોસો પારશીયો પકડ્યા, એટલું જ નહીં પણ પોલીસે નાદાની કરીને વગર સમઝે બિચારા નિર્દોષ પારશિયોના હાથમાં બેડી ઠોકી અને કેદ કીધા. પણ પારશિયોની એકસપી મતથી જમાનતે તેઓને છોડયા હતા તે અને એ મુકરદમો ગીરગામ પોલીસમાં તપાસીને સેપનને સ્વાધીન કીધો હતો, જ્યાંથી સઘળા પારશી નિરપરાધી ઠરીને છુટી આવ્યા, તેથી મુંબઇની સઘળી પ્રજાએ સારી ખુશાલી બતાવી છે. તેટલા માટે આ બાબત ઘણા દહાડા સુધી દયામણી દેખાય તથા વંચાય એટલા માટે આ 'દોખમી દાઝ' નામની લઘુ **ગરબાવલી** મેં અત્યત ઉમંગે રચી છે."

પછી કવિ "ગરબી"થી શરૂઆત કરે છે કે:

**દોખમી દાઝ**

( ગરબી )

ખલક ઇસ્વી સને અઢારસો ભણે જો, તેથી પારસી પડચા પનોતિ પાઇને જો.
વળી ત્રોતેર તે પરે વરસ ગણે જો. તોડી પાડિયું તે માળિયું ચિઢાઈને જો.

માસ એપ્રિલ બેસતાં બની બલા જો, તેવે કુંવરજી પરાગજી કરી કળા જો.
દુ:ખ દોખમા તણૂ નરો કરે ભલા જો, મદદ લઈને દુ:ખાવિયા નરો ભલા જો.

જેમાં લાજ નિરપરાધ લીધિ નર તણી જો, સિપાઇ પોલીસના જ સાહ્ય કરી તેડિયા જો.
પકડ પારસી ટોળાના પુરુષ ભણી જો, સમઝાવી સાન સર્વને કોડિયા જો.

દેખિ ડુંગરવાડી દીપતી દયામણી જો, શાણો શાઉટર તેય પણ તે પળે જો.
આરામધાય પારસીયોની ત્યાં બની જો, એકાએક આફળો બન્યો બળે જો.

ત્યાંહા કુંવરજી પરાગજી અને વળી જો, ચાલી ડૂંગરેઙ અચાનકે અતર્કથી જો.
બીજો જેકબ જમાલ જેવો જાટલી * જો, જઇ દોખમાની આસપાસ ભર્મથી જો.

---

ઙ ડુંગરવાડીએ * જાટલી=Gentleman હિંદી ખ્રિસ્તી ?

કીધુ કામ કારમુ જહા જેમણે જો, પકડિયા પોણસો પવિત્રધર્મ પારશી જો
ચણી ઉંચી મેડિ જોઈ જમીન તેમણે જો, દુખિત સર્વને કરાવી કરી ચોકશી જો
જેમા પારસીનુ દોખમૂ દેખામણુ જો, બળે બેડિ નાખિ સર્વને બળાપિને જો
તેથી પારશીની લાશને લજામણૂ જો,+ પોલીસ કોરટે ચઢાવિયા વિલાપિને જો
જા પારસી પરમધામ પામતા જો, ગીરગામ પોલીસ કોર્ટ તણા બારણે જો
આવે અતકાળ આની આરામતા જો, ભરાઈ ભીડ પારશિયોની કામ કારણે જો
તેવા લોકની લજાવી લાજ લાખમા જો, માજીસ્ટ્રેટે મુકદમો છાણિયો જો
થયો અન્યાય અવનીમા અથાગમા જો, સહુ સાક્ષી સમક્ષ સુણી વાણિયો જો
સુપરિટેડેડ ઘ્રાકન કેહેવાય છે જો, જાણે જેકળ જમાવ જીતીયા જર્મા જો
જેના નામથી વધામણી વધાય છે જો, સેશન કમીટ થયેથી વાત મનગમી જો
તેણે તોળીને તપાસ તર્ત તનમા જો, વકીલ બારિસ્ટરો જેમણે બોલાવિયા જો
ભાખ્યુ ભાષણ ભલાઈ નિજ મનમા જો, ગજવા ગર્થ દઈ સહુના ગુચાવિયા જો
સોપ્યો સેશને મુકદમો અજાણથી જો, સજા લીધી સારી સહુની સતકારથી જો
આકળો ન્યાય કીધો ઉમાણથી જો, કેસ કલ્પવે પ્રમાણીને વિચારથી જો
ગયો સેશને મુકદમો મ્હાલતો જો, હરખ કુવરજી પરાગજી પખાળતો જો

એવી રીતે આરભમા કેસ પારસીઓની વિરુદ્ધ જવાથી તેઓ દિલગીર થઈ ગયા, પણ આળસુ બેસી રહ્યા નહીં પચાયતની સભા મળી, તેમા એકમતીથી નિર્ણય થવાથી તેમ જ તે વારના વર્તમાનપત્રોએ પણ સલાહ આપવાથી પારસીઓએ ઍન્સ્ટીને કેસ સોપ્યો આ બાહોશ ધારાશાસ્ત્રીએ સઘળી નિગત જાણી લીધી અને સેશનને દિવસે જડજ ગ્રીનની હજૂરમા પોતાની વાક્ચાતુરીથી સૌ કોઈને આંજી નાખ્યા તત્સબધે કવિ કહે છે.

ગરબી

સેશન શૈશન થઈ રાજ, મુબઈની નામી,
ડુગરવાડીની દાઝ પ્રખ્યાતિ પામી

હાઇકોરટ હૈયામીમા દોલવત હિતકાર રે,
સેશન શોભે નૂરી સઘાતે ગણિયે તે ગુલજાર —મુબઈની૦
ઉભા કીધા અભયપણેથી ગુનેગાર ગણિ કાઢી રે,
માણેકજી કાવસજી ને નર ઉડતાળીસ ઉપાડી —મુબઈની૦

સરકારી બારિસ્ટર બે જણ હાજર ઉભા ત્યાહ રે,
ઉત્તર આપે ઉચિત વાતનો વાણી ધર્મપનાહ —મુબઈની૦
બધવાઓની તરફ થકી જે બેરિસ્ટર બળ સાત રે,
ઍનસ્ટી ઉત્તમ બેરિસ્ટર ભાખે જે ભલિ ભાત —મુબઈની૦

બધવાઓ પર બળાત્કારે છ મૂકયા અન્યાય રે,
ત્રણ તેમાના વગર કાયદે ટોળીમા ભળવાય —મુબઈની૦
બીજા ત્રણ જે ગુના ગણાયા ગડબડ થઈ ગમકારી રે,
ચાલી તબૂ તોડયા ને પન જાન દરી§ની ઉતારી —મુબઈની૦

વળી ગુના કઈ માથે મૂકિયા ગુનેગારને ગાય રે,
દુડાઇમારને હુજ્જત કીધી મારામારી માય —મુબઈની૦

† પરધર્મીની દૃષ્ટિથી લાશને લજ્જા ઉપજે, અપવિત્ર થાય, એવુ કહેવાનો આશય જણાય છે.
§ જોન દરી John Duffy

આ સઘળા અપરાધોનો બંધવાઓએ ખુલ્લો ઇનકાર કીધો, જેથી જ્યૂરી સમક્ષ તપાસ ચલાવવામાં આવી. કવિએ એ જ્યૂરીના ગૃહસ્થોની લંબાણ ટીપ આપી છે. પણ તે અત્ર ઉતારવાની અગત્ય નથી. વાદીઓનો સલાહકાર ફરગ્યુશન હતો. "શેઠ સગાળશા સાધુને સેવે" એ રાગણીમાં કવિ વધુ કહે છે:

ગરબી

મુકદમો પેશ કરાવે રે,
ફરગુશન ઉભો દાવે રે.
તેવે આનસ્ટિએ અરજ કોરટને કીધી કરીને વિચાર,
સાક્ષી સહુ શાઉટર સુધાંને બેસાડવા જ બહાર.—મુકદમો૦
સર્વોપરિ બેરિસ્ટર ઉત્તમ ઓપે એનેસ્ટિ અમીર,
બુદ્ધિબળે જે બાહોશ બળિયો વિખ્યાત વિશ્વમા વીર.—મુકદમો૦
કાયદામાં જે કસાયલો કહીએ, ડહાપણનો દરિયાવ,
તેવા પ્રમાણિક પુરૂષ આગળ કોઇનો ન ચાલે દાવ.—મુકદમો૦
પશ્ચાત પારશિયોની પ્રકાશી પૃથ્વીમાં પાડયો પાડ,
રામશંકર કહે રૈયતમા થઇ રંજકારક રંગાડ.—મુકદમો૦

ફરગ્યુશને એવી મતલબનું ભાષણ કર્યું કે: વર્તમાનપત્રોએ નકામી ચર્ચા કરી, આ વાતને મોટું રૂપ આપ્યું છે, અને તે ઉપર કોર્ટનું લક્ષ ખેંચવામા આવે છે. એ પછી બ્રાઉનની સાક્ષી લેવાઈ, જેણે પોતાના મનમાંથી નવી નવી કલ્પનાઓ કાઢીને કેસને ગંભીર રૂપ આપ્યું. પણ તેય એન્સ્ટીની પ્રશ્નપરંપરા આગળ લાચાર થયો. શાઉટર(Souter)ને બહાર જવું પડયું, તેથી તેને બહુ ક્રોધ ચઢયો હતો. પારસીઓ છેવટે નિર્દોષ ઠરી છૂટયા. એ વિષયમાં કવિ નવીન ગરબીમા પોતાની અંતર ઉર્મિઓને માર્ગ આપે છે કે:

ગરબી

ઓ એનેસ્ટિ તારો રે ડંકો વાગ્યો આલમ આમમાં,
પુરાવામા પ્રખ્યાતિ પામ્યો તૂ સારાં કામમાં:
પારસિયોની પીડા ટાળી,
સેશનમાં પદવી તે પાળી,
ખાતે ખોટી ખળતા ખાળી.—ઓ એનેસ્ટિ૦
મુંબઇ સૂરતના રેવાશી,
વળિ નવસારીના નિવાસી,
જરથોસ્તીજન સહુ વિશ્વાસી.—ઓ એનેસ્ટિ૦
એ ઈરાન દેશના ઈતબારી,
આવ્યા અહિં મુદ્દત થઇ ભારી,
વેપારે વધિયા વિસ્તારી.—ઓ એનેસ્ટિ૦

દરગાહી દંગો

વળી ઈ. સ. ૧૮૭૪ માં મુસલમાનો અને પારસીઓ વચ્ચે હુલ્લડ થયું હતું, ત્યારે પણ આ કવિએ "દરગાહી દંગો" નામક એક કાવ્યપુસ્તિકા બહાર પાડી પારસીઓને ન્યાય આપ્યો હતો. એ કવિની ગદ્યભાષા કેવી હતી તે આ લઘુ ગ્રંથની પ્રસ્તાવના પરથી જણાય છે. એ કહે છે:

"'પ્રસિદ્ધ પેગંબરો' નામનું પુસ્તક કોઈ વિદ્વાન પારસીએ કેટલીક અંગ્રેજી બુકોના આધારે રચીને થોડા દિવસો પર બહાર પાડયું હતું. તેમાં મુસલમાનોના પેગંબર વિષે કંઈ દૂષણ આવ્યું હશે, તે વિષે અહિંના કેટલાએક મુસલમાનોએ આપસમાં મસલત

કીધી કે એ પુસ્તકમાં આપણા દીનને માઠું લાગે એવું છે એવો વિચાર કરી, અહિંના પોલીસ કમિશ્નર મિ. શાઉટર પાસે તે વિષેની ફરિયાદ કીધી હતી તે ફરિયાદ મિ. શાઉટરે સાંભળીને તે બુક બનાવનાર પારસી ગ્રહસ્થને તેડાવીને તેની બનાવેલી ચોપડીઓ તારાજ કરાવી હતી. ફિતુરી મુસલમાનોએ તક જોઇ, ધર્મને બહાને લૂટ મેળવવાની તથા પારસીઓ સાથે મારામારી કરવાની ગોઠવણ કરીને સીદિયો તથા આરબોને ઉશ્કેરી, કેટલાક પારસીના ઘરબાર લૂટીને તથા તેમના પર જબરો માર મારીને તેમના કેટલાક ધર્મધામ ધૂળમાં મેળવી દીધાં. આ બખેડામાં જો કે મુસલમાનોના મર્દોની પારસીઓ કરતાં વધારે ખુવારી થઇ છે તો પણ તેમનામાં જંગલી સીદિયો અરબોની કહેવાય છે, પણ પારસીયોના જાન માલ તથા તેમના ધર્મને ધક્કો મોટો લાગેલો સંભળાય છે. જરથોસ્તી ભાઈઓએ જાણવું જોઇએ કે આ સમયમાં બહાર છુટેછવાયે ફરવાની હમેશાં હોશિયારી રાખવી જરૂર છે, કારણ કે હાલ જ્યાં સુધી ફિતનાનું મૂળ નાબુદ થયું નથી ત્યાં સુધી તેમ કરવાની જરૂર છે. આ સઘળા બનેલા બનાવની વિલાપકારક ગરબીઓ આપસમાં સંપ થવા માટે રચનામાં આવી છે અને એ જરથોસ્તિયોને અભયકારક છે માટે આશા છે કે સર્વે જરથોસ્તી ભાઈઓ આ ચોપાનિયાને ઉંચો આશ્રય આપી બોધકારક ગણશે."

આ પછી હુલ્લડની શરૂઆતનું વર્ણન કરી, કવિ "અરેરે આ કોટ (? કેર) વળ્યો કાળો, ઉઠી ગયો આનેસ્ટિ વ્હાલો" એ રાગમાં પારસીઓની થયની દુર્દશા ઉપર આંસુ પાડે છે કે

ગરબી

થયું આ તોફાન કેવું રે, દીસે દરિયાના જેવું રે,
વાયુરૂપી મસ્તીખોરોની મસ્તી, પસરી ચારે પાસ
જહાજ રૂપે જરથોસ્તીઓની ટોળી, ધ્રુજાવી ત્રાસ—થયું૦
ઝબકી ઉઠે જ્યમ વાદળે વિજળી, કરી કાળો કકડાટ,
આવી પડી પારસી કોમ ઉપર, કંપાવીને કકળાટ—થયું૦
ધોળે દા'ડે ધાડ ધુધપણેથી ધરણીમાં ધમધમી ધાક,
ધર્મધામ જરથોસ્તના ઢોળી, પાવક અભડાવ્યો પાક—થયું૦
પોલિસની પ્રબલાઇ છતે પણ પીડાયા પારસી પૂર,
દૈવકોપ આ દેખીતો દમિયો, કકાસ કળિયો ક્રૂર—થયું૦
શોર્મસિંધુની ચાર તરફથી, ચઢી આવી રંજિત રેલ,
જેને ધોવાવવા રાજપતિએ, ઠોકી થરથરતી ઠેલ—થયું૦

ઇત્યાદિ, ઇત્યાદિ, ઇત્યાદિ

આ પ્રમાણે હુલ્લડનો વૃત્તાન્ત લખી રહ્યા પછી કવિ ઈશ્વર સ્તુતિ કરે છે

શાર્દૂલ

આરાધૂ અવિનાશી ઈશ પ્રથમે કલ્યાણકારી પ્રભૂ,
જેની શક્તિ અનંત અંતર ગતિ વિશ્વેશ વંદુ વિભૂ,
નિરાકાર સ્વરૂપ બ્રહ્મ ધરતા સાકાર હે સ્વામિ તું,
વિશ્વામિત્ર વિશાળ વિશ્વ કરતા વૈકુંઠ વિશ્રામિ તું.

વસંતતિલકા

ત્રૈલોક્યનાથ તવ ધ્યાન વડે હું ધ્યાને,
આનંદ અંગ કરિને ગુણ ગાઉં જ્ઞાને,
દેશી સમસ્ત જનનાં જ દુખો દળાયે,
પાર્થું પવિત્ર પ્રભુ ઓ! પ્રજા પાકતાયે (?)

આ પછી "સહુ ચાલો જીતવા જંગ"ના લયમાં કવિ મુબઈ શહેરની—ના, સમગ્ર ગુજરાતની ક્યાં કે હિન્દુસ્તાનની ચઢતી પડતીનું વર્ણન લાંબા કાવ્યમાં કરે છે, જેમાંથી વાનગીરૂપે થોડીક કડીઓ નીચે આપું છું

સહુ સજો સજ્જનો સંપ, હોંપ હડિહડિને—હોંપ હડિહડિને.

સ્થાપો મળિને સ્થિરસ્થંભ, દંભ દળિદળિને......

આ પશ્ચિમ હિન્દુસ્થાન, પ્રતાપી પ્રબળું,—પ્રતાપી પ્રબળું,
કેહેવાતું સહુથી મુખ્ય, સદનમા સબળું. સહુ૦

ગરૂઓ આ ગુર્જર દેશ, બેશ બોલાતો—બેશ બોલાતો,
જેનિ વિશ્વ વિષે વિખ્યાત, વૈભવી વાતો. સહુ૦

હતિ સોનાની સુગંધિ, કીમતી જેમાં—કીમતી જેમા,
શૂરવીર સબળ સરદાર, શોભતા તેમા. સહુ૦

કરિ કુસંપએ કકળાટ, તેજિ સહુ તોડિ—તેજિ સહુ તોડિ,
થઈ સુગંધિ સત્યાનાશ, આખરી ઓડી. સહુ૦

લઈ ગયા લૂંટિને લક્ષ્મિ, યવન નિજ દેશે—યવન નિજ દેશે,
થયું ગરીબ આ ગુજરાત, લક્ષ લવ લેશે. સહુ૦

ગયું ભરતખંડ ભારતી, કુસંપાકારે—કુસંપાકારે,
પરદેશીઓને હાથ, ખલકમાં ખારે. સહુ૦

અંગ્રેજોનો સતસંપ, ઓળખો આજે—ઓળખો આજે,
જે બળથી પૃથ્વીપતિ. રાણીજી રાજે. સહુ૦

સંપે આ હિન્દુસ્થાન, જેમણે લીધું—જેમણે લીધું,
પ્રિય પૃથ્વીમા બહુ રાજ, પરાજય કીધું સહુ૦

રે સજો સજો સહુ સંપ, સજ્જન સુખકારી—સજ્જન સુખકારી,
કુડ કંપાવો કુસંપ, કપટ કુળકારી. સહુ૦

પ્રતિપાળો પ્રીતિ ધર્મ, પરસ્પર પ્યારી—પરસ્પર પ્યારી,
કરિ વિલાસ વિદ્યાતણો, વધો વિસ્તારી. સહુ૦

કળકારી કવિતા કિધી, કીમતી ભારી—કીમતી ભારી,
કવિ રામશંકરે કહી, સંપસુખસ્વારી. સહુ૦

આ પ્રમાણે અડસઠ વર્ષ ઉપર બની ગયલા બનાવ વિષે એક હિન્દુ કવિએ પારસીઓનું ધર્માભિમાન વખાણી, જે કાવ્યો બનાવ્યાં હતાં તે અત્ર આપવાના ત્રણ ઉદ્દેશ છેઃ (૧) તે સમયના હિન્દુ કવિઓની ભાષાશૈલીનો આપણને કંઈક ખ્યાલ મળે, (૨) તે વેળાના હિન્દુ પારસી ઐક્યનો–વિશેષે કરીને હિન્દુ મનોવૃત્તિનો કંઈ ભાસ મળે, અને (૩) એ ઉપરથી નીકળતું તાત્પર્ય અને તારતમ્ય.

આ રામશંકર ગૌરીશંકર કવિ કોણ હતો? એ વિષય ઉપર વધુ પ્રકાશ તો મારા મિત્ર રા. રા. અંબાલાલ બુ. જાની જ નાંખી શકે. આપણે જોઇએ છીએ કે, કવિની ભાષા કેટલી સરળ અને મધુર. આજની સંસ્કૃતમય ભાષા સાથે તુલના કરતાં, આપણને લાગે છેઃ વળી ફાર્સી શબ્દોનો છૂટથી વાપર આપણું ખાસ ધ્યાન ખેંચે છે. બયત જેવા ફારસી છંદમાં કવિએ જે છેવટની દુઆ દીધી છે તે નીચે ઉતારી આ અજ્ઞાત કવિનો વિષય સમાપ્ત કરીએઃ

ખુદાવંદ ખાવંદ પરવરદેગાર, ઈન્સાફ ઈન્સાનને બખ્શનાર;
કરોડો સિતારા અને આફતાબ, ખાવંદ, એ સર્વે તારો સવાબ!
દુઆ દેય દિલથી દમામી દુરસ્ત કવિ રામશંકર સખીને સમસ્ત
સહુ પારશી પંચ યજદાપરસ્ત, બરકત ખુલદી રહે તંદુરસ્ત!

---

# ગુજરાતના પ્રાચીન ઇતિહાસ ઉપર એક દષ્ટિપાત*

[ વ્યાખ્યાતા  રા રા દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી ]

**પ્રસ્તાવ**

**જ્યારે** મારે આ પ્રસંગે કાંઈક બોલવું જ છે, ત્યારે ગુજરાતનો ઇતિહાસ જે મારો પ્રિય વિષય છે તેને જ ઉદ્દેશીને મારા થોડા વિચારો આપની સમક્ષ રજુ કરવાનુ યોગ્ય ધાર્યું છે ગુજરાતનો ઇતિહાસ અમુક યુગોમા વહેંચાયેલો છે, એ પ્રસિદ્ધ હકીકત છે તેમાથી મુસ્લિમ યુગ ઉપર પ્રો કોમીસેરીઅટનો અદ્યતનીય બૃહદ્ગ્રન્થ અંગ્રેજીમા તાજેતરમા પ્રસિદ્ધ થયો છે, અને એ યુગનો ઇતિહાસ ગુજરાતીમા લખવાનો એક મિત્ર યત્ન કરે છે, એમ ધારૂ છુ પછી વિ સ ૧૩૫૬ પહેલાના સાડા પાંચસો વર્ષના મધ્યકાલીન રાજપૂત યુગનો ઇતિહાસ મેં યથામતિ લખેલો ગુ વ સો તરફથી ઈ સ ૧૯૩૭–૩૯ મા બે ભાગમા પ્રકાશિત થયો છે

પણ પ્રાચીન યુગનો ગુજરાતનો ઇતિહાસ મુબઈ ગેઝેટીઅરમા પચાસ વર્ષ પહેલા લખાયેલો છે તે જ આપણી પાસે છે જો કે એ યુગનો ઇતિહાસ અદ્યતનીય થવા માટે છેલ્લા અર્ધા સૈકા દરમીઆન થયેલા પુરાતત્ત્વીય સંશોધનને પરિણામે નવેસરથી લખાવાની ઘણી જરૂર છે, એ તો સર્વમાન્ય સત્ય છે

આ વિષયનું વીગતવાર અને સર્વગ્રાહી નિરૂપણ તો મોટા ગ્રન્થમા જ થઈ શકે, પણ કેવા ઐતિહાસિક મહત્ત્વના ફેરફારો એ યુગનું ગેઝેટીઅરનું વર્ણન માગે છે, એના બે ચાર દિગ્દર્શક દાખલાઓ દ્વારા ગુજરાતનો પ્રાચીન યુગનો ઇતિહાસ નવેસરથી લખવાની આવશ્યકતા આપના ધ્યાનમા લાવવા માગું છુ

ગુજરાતના ભૂતકાળમા પાછે પગલે ચાલતા અણહિલપુર પાટણ સ્થપાયા પહેલા ગુજરાત ચાર રાજ્યોમા વહેંચાયેલુ દેખાય છે (૧) ભરૂચ અને નાન્દીપુરીમા ગૂર્જરોનું, (૨) સુરાષ્ટ્ર અને ખેડામાં વલભીના મૈત્રકોનું, (૩) ભિન્નમાલ અને તેની આસપાસના ગૂર્જર દેશમા પાછળથી પોતાને પ્રતિહાર કહેવરાવનાર વંશનું, અને (૪) નવસારી તથા તેની દક્ષિણના પ્રદેશમા ચાલુક્યોનું રાજ્ય હતુ

**વલભીવંશ**

હવે આમાથી વલભીવંશનો જ વિચાર, દાખલા તરીકે, કરીએ તો એ વંશના ઇતિહાસનું પ્રકરણ ગેઝેટીઅરમા મુખ્યત્વે એના તામ્રપત્રો ઉપરથી લખાયુ છે, એ પ્રસિદ્ધ છે વલભી સમયમા જ આ દેશમા ચીનાઈ યાત્રાળુ યુવાન ચુઆંગે મુસાફરી કરી છે અને એના યાત્રાવર્ણનમાંથી જે થોડો બાહ્ય પ્રકાશ વલભી ઇતિહાસ ઉપર પડે છે તેનો પણ લાભ લેવામા આવ્યો છે

ગેઝેટીઅરમા પ્રકટ થયા પછી આજસુધીમા વલભીના નવા તામ્રપત્રો ઠીક સંખ્યામા મળ્યા છે લગભગ ૮૬ દાનપત્રો મળ્યા છે અને જો કે સાધારણ રીતે ગેઝેટીઅરમાં આવેલી વલભીવંશાવળીમા ફેરફાર કરવો પડે એવુ પાછળથી થોડુ મળ્યુ છે પણ આ સામગ્રી જ

---

* શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી શ્રી ફાર્બસ ગુજરાતી સભા મંદિરમા તા ૫-૪-૪૧ ને વાર શનિએ સાંજે દિ બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપદે આ વાર્ષિક વ્યાખ્યાન આપવામા આવ્યું હતુ

એવી છે કે કોઇ વાર એક તામ્રપત્ર કે એક સીક્કો પણ ઇતિહાસ ઉપર નવો પ્રકાશ ફેંકી શકે છે. વલભી ઈતિહાસની બાબતમાં પણ એવુ બન્યું છે. મુંબાઇ ગેઝેટીઅરના લેખક પાસે વલભીનું જૂનામાં જૂનું તામ્રપત્ર ધ્રુવસેનનું ઇ. સ. ૫૨૬(ગુપ્ત સં. ૨૦૭)નું હતું[1] અને એ ઉપરથી ગુપ્તસત્તાના અન્તની અને વલભીસત્તાના ઉદયની વચ્ચે ચાળીશ કે ખરી રીતે સાઠ વર્ષનો જે ગાળો રહે છે તે ગાળામાં હૂણોની સત્તા કાઠિયાવાડમાં હોવાનો સંભવ માન્યો હતો.[2] પણ તે પછી ભમોદરામાંથી દ્રોણસિંહનું ઇ. સ. ૫૦૨( ગુપ્ત સં ૧૮૩ )નું તામ્રપત્ર મળ્યું છે.[3] એટલે ઉપર કહેલો ગાળો ૨૪-૨૫ વર્ષ જેટલો ટુંકો થાય છે. પણ એટલા જ ઉપરથી હૂણોની સત્તા સ. ૫૦૩ માં કાઠિયાવાડમાં નહોતી, એવો નિર્ણય થઇ શકે ખરો?

આ બાબતમાં કોઈ પણ જાતનો નિર્ણય કરવા પહેલાં તો બધા પુરાવા તપાસવા જોઇએ. મારી કહેવાની મતલબ તો એટલી જ છે કે ભમોદરાનું નવું તામ્રપત્ર મળવાથી ગેઝેટીઅરમાં વલભીરાજ્યના આરંભકાળ વિષે જે અનુમાન બાંધવામાં આવ્યું હતું તેનો ફરી વિચાર કરવાની જરૂર ઉભી થઇ છે.

**રાજાઓ કઈ જાતિના?**

પણ વલભીના રાજવંશના ઇતિહાસ ઉપર તામ્રપત્રોની પ્રાપ્તિ કરતાં વધારે અસર કરે એવી ઘણી સામગ્રી છેલ્લાં ચાળીશ પચાસ વરસમાં સમગ્ર ભારતીય ઇતિહાસનાં જે ઊહાપોહ તથા સંશોધન થયેલ છે, તેમાંથી બહાર આવી છે. દાખલા તરીકે વલભીના રાજાઓ કઇ જાતિના હતા, એ પ્રશ્ન લઇએ, તો અર્ધી સદીથી પુષ્કળ ચર્ચા થતી હોવા છતાં છેલ્લો નિર્ણય હજી મુશ્કેલ છે. જો કે એ પ્રશ્નની ચર્ચામાં સહાયક થાય એવું ઘણું નવું સાહિત્ય પ્રકટ થયુ છે. વલભીનાં તામ્રપત્રોમાં આરંભમાં प्रसभप्रणतामित्राणां मैत्रकाणां એ રીતે જે શબ્દો છે તેની વાકયરચના બરાબર ન સમજવાથી મૈત્રકો વલભીના રાજાના શત્રુઓ હતા અને તેઓને હરાવીને વલભીના આ રાજાઓએ પોતાની સત્તા સ્થાપી, એવો અર્થ પં. ભગવાનલાલ ઈન્દ્રજી, ફ્લીટ વગેરેએ કરેલો અને એ કારણથી જ ગેઝેટીઅરમાં નોંધ્યું છે, કે વલભી વંશની જાતિ સંદિગ્ધ છે. એનાં તામ્રપત્રોમાં વલભીના રાજવંશના સ્થાપક ભટાર્કના વંશનો ઉલ્લેખ નથી, તેમ જ ચાલુક્ય તથા રાષ્ટ્રકૂટ તામ્રપત્રો પણ એ વિષયમાં મૌન સેવે છે.[4] પણ આ લખાયા પછી ઉપરના વલભી તામ્રપત્રોના શબ્દોનો અર્થ ડા. હુલ્ઝે સાચી રીતે કરી બતાવ્યો છે.[5] અને એથી मैत्रकाणां પછી वंशे જેવો શબ્દ અધ્યાહાર લઇને કે मैत्रकाणां પદ मैत्रकेषु ના અર્થમાં વપરાયેલ છે. એમ ગણીને તેનો અર્થ જેણે "શત્રુઓને ખૂબ દબાવ્યા હતા એવા મૈત્રકોના વંશમાં ભટાર્ક થયો," એ રીતે તામ્રપત્રના શબ્દોનો અર્થ લેવાનું ધોરણ હવે સર્વમાન્ય છે. મતલબ કે વલભીના રાજાઓ મૈત્રક વંશના હતા એ ચોક્કસ. અને તામ્રપત્રના શબ્દોની આ ગેરસમજણથી વલભીના રાજાઓ હલકા કે પરદેશી જાતના હતા એ ગેઝેટીઅરનુ અનુમાન પણ નિરાધાર ઠરે છે. વળી વલભીના રાજાઓ હૂણ કે હૂણ સાથે આવેલ ગૂર્જર ટોળીના હોવાના ગેઝેટીઅરમાં

---

૧. જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૧

૨. મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૮૬

૩. ગુ. ઐ. લે. ભા. ૧ નં. ૧૬

૪. મુંબઇ ગેઝીટીઅર ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૮૫

૫. એપીગ્રાફીઆ ઇન્ડીકા ગ્રં. ૩ પૃ. ૩૧૯

કરેલા તર્કને એ વખતે હતો તેમ હજીયે પૂરતા પૂરાવાનો અભાવ છે, છતાં ઐતિહાસિક વિચારના ક્ષેત્રમાંથી એ તદ્દન નીકળી ગયો નથી મૈત્રક શબ્દ સૂર્યવાચક મિત્ર ઉપરથી નીકળ્યો છે, અને મિત્રનો પર્યાય મિહિર એ મેરનું સંસ્કૃત રૂપ છે માટે વલભીના રાજાઓના શત્રુઓરૂપ મૈત્રકો એ આ કાઠીઆવાડના મેરના પૂર્વજો હોવાનો તથા તેઓ જાતે પરદેશી હૂણ હોય કે હૂણ ટોળાઓ સાથે ઉત્તરમાંથી આવ્યા હોય તેવો તર્ક ગેઝેટીઅરમાં કરેલો છે[૬] પણ હવે તો મૈત્રકો વલભીના શત્રુઓ નહીં પણ વલભીના રાજાઓ હતા એ ચોક્કસ ઠર્યું છે પરન્તુ મૈત્રકો અને મેર ' એક કે જુદા એ હજી કોયડો જ છે મેર લોકો હૂણ ખરા કે નહીં, એ પ્રશ્ન સબંધમાં મેર લોકોમાં હૂણ અટક હોવાની હકીકત નોંધવા યોગ્ય છે[૭]

વળી હૂણ સૂર્યપૂજક હતા અને મેર લોકો સૂર્યપૂજક છે, એક હૂણ રાજાનું નામ મિહિરકુલ હતું, વગેરે દલીલ પણ કરવામાં આવી હતી પરન્તુ વલભીના રાજાઓનો મોટો ભાગ શિવભક્ત ( માહેશ્વર ) હતો માત્ર જેમ એક વિષ્ણુભક્ત અને એક બૌદ્ધ હતો તેમ એક જ ધરભટ્ટ આદિત્યભક્ત હતો બાકી તો વલભી તામ્રપત્રો ઉપરના નન્દીના ચિહ્નથી સૂચિત થાય છે, તેમ એ વંશનો સામાન્ય ધર્મ તો શૈવ હતો એટલે સૂર્યભક્તિની દલીલ નહીં ટકે, મિહિરકુલવાળી દલીલ પણ ઉડી જાય છે, કારણ કે વલભીના રાજાઓને મિહિરકુલ સાથે આત્મીય સંબંધ હોવાનો કશો પુરાવો નથી ઉલટું વલભીના આ રાજાઓએ જે શત્રુઓને મારી હઠાડી વલભીમાં રાજ્ય સ્થાપ્યું છે તે શત્રુઓ એ વખતની કાઠીઆવાડની ઐતિહાસિક પરિસ્થિતિ જોતા હૂણ ટોળું હોવાનો સંભવ છે પછી હાલના મેર લોકો એ હૂણોમાંથી ઉતરી આવ્યા હોય તો કોણ જાણે? એ બાબતમાં હજી માનવવંશશાસ્ત્ર વડે સંશોધન થવાની જરૂર છે અને મૈત્રક શબ્દ તો મેરનું સંસ્કૃત રૂપ હોવા કરતા મિત્રમાંથી નીકળ્યો હોવાનો સંભવ છે, એ પાછળ બતાવ્યું છે

બધા પુરાવાઓનો વિચાર કરતા હૂણોના આગમન વખતે જ પ્રકાશમાં આવનાર વલભીના મૈત્રકો હૂણની શાખા નહીં, તો ગુર્જરો[૮] પેઠે હૂણો સાથે આવેલી અને એને મળતી જાતિના હોવા જોઈએ, એવો કેટલાક પુરાવિદોએ કરેલો તર્ક[૯] આધારશૂન્ય લાગે છે

બીજી તરફથી શ્રી જયસ્વાલે મૂળ ગૌડમાં ઈ સ ૮૦૦ની આસપાસમાં અશુદ્ધ સંસ્કૃતમાં લખાયેલો અને જેનું ૧૧ મા શતકમાં ટીબેટી ભાષામાં ભાષાન્તર થયેલું તે 'મંજૂશ્રી મૂલકલ્પ' નામનો ગ્રન્થ તથા તેનો સવિવેચન અંગ્રેજી અનુવાદ "ઇમ્પીરીઅલ હીસ્ટરી ઓફ ઇન્ડીઆ (ઈ સ પૂર્વે ૭૦૦ ઈ સ ૭૭૦)" નામથી ૧૯૩૪માં પ્રકટ કર્યો છે તેમાં વલભીના રાજાઓ વિષે પણ થોડું વર્ણન છે પહેલું તો આ મંજૂશ્રી મૂલકલ્પ શ્રી જયસ્વાલ કહે છે તેમ ગૌડ દેશમાં ગુજરાતથી ઘણે દૂર લખાયેલ અને તેના લેખકને વલભીના રાજાઓ વિષે અતિઅલ્પ માહિતી છે પ્રબંધચિન્તામણિ આદિમાં જેમ વલભીના રાજવંશના સ્થાપકને શીલાદિત્ય

૬ એજન પૃ ૮૭, ૮૮ તથા પૃ ૧૩૫ થી આગળ

૭ મને એકવીશ વર્ષ પહેલા સ્વ વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણ ઇન્દ્રજીએ બરડાના મેર લોકોમાંના એકની હૂણ અટક હોવાનું એ મેરને મારા દેખતા પૂછીને દર્શાવ્યું હતું

૮ ગુર્જરજાતિ વિષે મે અન્યત્ર સવિસ્તર વિચાર કર્યો છે

૯ ઇન્ડીઅન હીસ્ટોરીકલ ક્વાર્ટર્લી ૧૯૨૮ પૃ ૪૬૭મા એન આર રાયનો લેખ અને જર્નલ ઓફ ધી એશીઆટીક સોસાઇટી ઓફ બેંગાલ ૧૯૦૯ પૃ ૧૮૩ મા દે રા ભાંડારકરનો લેખ તથા વીન્સેન્ટ સ્મીથની અર્લી હીસ્ટરી ઓફ ઇંડીઆ આ ૩ પૃ ૩૧૪

કર્યો છે, તેમ જ આ ગ્રન્થમાં પણ શીલ શબ્દથી વલભીના રાજાઓનો ઇશારો કર્યો છે. વળી એ ગ્રન્થમાંથી શ્રી. ડૉ. જાયસ્વાલે એક બે ઐતિહાસિક રાજાઓનાં નામોનો પ્રકાશ કર્યો છે, તે જોવા જેવો છે. આ શીલાદિત્ય એટલે કે વલભીના મૈત્રક રાજાઓ યાદવોની એક શાખા –'વારવત્ત' યાદવો એવો નિર્ણય મંજુશ્રી મૂલકલ્પનાં વચનોમાંથી મળે છે." યાદવો કાઠિયાવાડમાં હોવાની વાત તો મહાભારત પણ સ્વીકારે જ છે. પણ વલભીના રાજાઓ યાદવોની એક શાખા હોવાની વાત ફક્ત આ ગ્રન્થથી મૂલકલ્પમાં જ છે. વળી એ ગ્રન્થને વલભીના રાજાઓ મૈત્રકો હતા, એ વાતની ખબર નથી. કાઠિયાવાડમાં જાણીતા હતા એટલે યાદવોને વલભીના રાજાઓને યાદવ કરી દીધા હોય, એ બનવાજોગ છે. આ ગ્રન્થને યુઆનચ્વાંગના ગ્રન્થોથી વધારે પ્રમાણરૂપ ગણવાની જરૂર મને લાગતી નથી.

હવે વલભીના રાજાઓની જાતિ વિષે એક બે નવી નોંધ કરી લઉં છું. શ્રી [illegible] ઈ. સ. ૧૯૩૯માં લખે છે[11] કે 'મૈત્રક' એટલે 'મિહિરક' અને 'મિહિરક'નો અર્થ સૂર્ય દેવોની સ્તુતિ કરનારી જાતિ એવો થાય છે. અર્થાત્ મૈત્રકો પહેલાં મગોના ભાટ હશે." સરસ ! મનુસ્મૃતિ(૧૦–૨૩)માં સંકર જાતિ તરીકે નોંધાયેલ 'મૈત્રક જ અહીં' ઉચિત લાગે છે.

ખરી રીતે વલભીના રાજાઓનાં આટલાં બધાં તામ્રપત્રોના પુરાવાથી એ રાજાઓ મૈત્રક વંશના હતા, એટલી હકીકત જ આ વિષયમાં ઇતિહાસની સ્થિર ભૂમિ છે. એથી ઊંડા ઉતરતાં મોટે ભાગે હવાઈ બાચકા અને કલ્પનાના ગોળા જ હાથમાં આવે છે. મૈત્રકોનો તો વલભી તામ્રપત્રો પહેલાંનો કોઈ ઉલ્લેખ હજી મળ્યો નથી, પણ મૈત્રકના મૂળરૂપ મિત્ર નામના એક રાજવંશનું રાજ્ય ઈ. સ. બીજાથી ચોથા શતકમાં મથુરાની આસપાસના પ્રદેશમાં હોવાનું સિક્કાઓના પુરાવાથી જણાયું છે.[12] અને દે. રા. ભાંડારકર તો કહે છે કે માનસ સરોવર પાસેના હાટક પ્રદેશમાંથી ભારતમાં ઉતરી આવેલી નાગર નામની જાતિની દત્ત અને મિત્ર શાખાઓએ ઈ. સ. પૂર્વે બીજાથી ઇ. સ. બીજા શતક સુધીમાં પાંચાલ, કોસલ અને મથુરામાં રાજ્યો સ્થાપ્યાં, અને મિત્ર શાખાથી ગંબદ્ધ મૈત્રકોએ કાઠિયાવાડ(વલભી)માં રાજ્ય સ્થાપ્યું.

આ કલ્પના છે તો ઘણી રોચક, ખાસ કરીને નાગરોને; પણ એનો આધાર મજબુત નથી અને એ જ કારણથી એને બહુમાન્યતા મળતી નથી. પણ મેં પહેલાં કહ્યું છે[13] તેમ ગુપ્તવંશ, મૌખરીવંશ વગેરે વલભીના રાજવંશના નજીકના કાળમાં થઈ ગયેલા બીજા વંશો જેવો મૈત્રક વંશ ઉત્કીર્ણ લેખથી સિદ્ધ છે અને એથી ઊંડા ઉતરીને ગુપ્તો કે મૈત્રકો કઇ જાતિના હતા ? શુદ્ધ ક્ષત્રિયો હતા ? પરદેશીઓ હતા કે સંકરજાતિના ? એનો છેલ્લો નિર્ણય કરવો લગભગ અશક્ય છે. યુવાનચુઆંગ વલભીના રાજાને ક્ષત્રિય કહે છે, પણ એ પુરાવાની બહુ કિંમત ન ગણવામાં આવે, કારણ કે એ યાત્રાળુ કાંઈ જાતિની શોધ કરવા

---

૧૦ જુઓ મંજુશ્રી મૂલકલ્પ, મૂળ શ્લોક ૬૦૫ થી ૬૦૯ તથા એનું વ્યાખ્યાન પૃ. ૨૫

૧૧. જુઓ ઇન્ડીઅન કલ્ચર એપ્રીલ ૧૯૩૯ અંકમાં પ્રકટ થયેલો 'વલભીના મૈત્રકીનો જૂના જૂનો ઇતિહાસ' નામનો લેખ.

૧૨ જુઓ ઇન્ડીઅન એન્ટીકવેરી ૧૯૩૨ પૃ. ૪૧ થી ૫૫ તથા ૬૧ થી ૭૨ માં 'નાગરો અને કાયસ્થો' નામનો લેખ.

૧૩. શ્રી. ફા. ગુ. સ. ત્રૈમાસિક, પુ. ૨ અં. ૨ મા "વલભીના રાજાઓ મેર હતા, ગૂર્જર હતા, હૂણ હતા કે નાગર ?" એ નામનો લેખ.

ન બેઠા હોય અને રાજા એટલે ક્ષત્રિય એવુ માને તો એમા એનો દોષ નહીં અને તેઓ પરદેશી હોવાનો તર્ક પહેલેથી પૂરા પુરાવા વગરનો છે, છતા ખસતો નથી અને મકર જાતિના સંભવની ના કેમ પડાય? એટલે અત્યારે તો વલભીના મૈત્રક રાજાઓની જાતિ એ શોધનો વિષય રહે છે

**તે કોના સેનાપતિ કે સામત હતા?**

વલભીના રાજવશની બાબતમા આ જાતિવિષયક અતિ ગુચવાયેલા પ્રશ્નને હવે પડતો મૂકી આગળ ચાલીએ આરભના મૈત્રક રાજાઓ સ્વતત્ર નહોતા એ તો તામ્રપત્રોથી સિદ્ધ જ છે, પણ ત્યારે કોના સેનાપતિ તથા સામત હતા, એ પ્રશ્ન સબધી છેલ્લા પચાસ વર્ષમા થયેલો ઊહાપોહ અતિ ટુકામા જોઇએ

વલભી તામ્રપત્રો પ્રમાણે મૈત્રકવશના મૂળ પુરૂષનુ નામ ભટ્ટાર્ક છે એને મહારાજા નહીં, પણ સેનાપતિ જ કહેલ છે પણ કોનો સેનાપતિ તે કહેલુ નથી હવે ભટ્ટાર્કના બીજા પુત્ર દ્રોણસિંહ વિષે વલભી તામ્રપત્રોમા કહેલુ છે કે 'અખિલ ભૂમડલના સ્વામી, પરમ સ્વામીએ જાતે જેનો રાજ્યાભિષેક કર્યો હતો'[૧૪] દ્રોણસિંહના આ પરમ સ્વામીનો જ ભટ્ટાર્ક સેનાપતિ હશે એ તો સર્વમાન્ય છે પણ એ પરમ સ્વામી કોણ, એ પ્રશ્નના જવાબમા મતભેદ છે ગેઝેટીઅરના લેખકે તો એ પ્રશ્ન છોડી દીધો છે પણ તેના ઉપર ટીપ્પણી લખનાર મી જેકસને સવિસ્તર વિચાર કરીને ઠરાવ્યુ છે[૧૫] કે આ પરમ સ્વામી તો યશોધર્મ વિષ્ણુવર્ધન, જેને દશપુર (મદસોર)ના લેખમા રાજાધિરાજ અને પરમેશ્વર કહેલ છે તથા હૂણમિહિરકુલે પણ પોતાની આજ્ઞા માથે ચઢાવ્યાનો જે ગર્વ લે છે[૧૬] તે જ હોવો જોઇએ, એવો તર્ક કર્યો છે અને મને એ ઠીક લાગ્યો છે પણ આ મતની વિરૂદ્ધ શ્રી જગન્નાથ દલીલ કરે છે કે ઈ સ ૫૧૦ સુધી હજી ગુપ્ત રાજાઓની સત્તા મધ્યપ્રાન્ત પર્યંત અખડિત હતી, માટે ઇ સ ૫૦૨ મા યશોધર્મને 'અખિલ ભુવનમડલેસ્વામી' કહી શકાય એમ નહોતુ અને હૂણોના સામન્ત તો મૈત્રકો નહોતા જ, માટે આ અખિલભુવનમડલેક સ્વામી તે ભાનુગુપ્ત દ્રોણસિંહનુ ઈ સ ૫૦૨નું નવુ દાનપત્ર વલભીવશની ઐતિહાસિક વિચારણામા કેવો મોટો ભાગ ભજવે છે તે આથી દેખાશે પણ મારા મતે દ્રોણસિંહના દાનપત્રમા શ્રી જગન્નાથનો નિર્ણય કબુલ રાખવો પડે, એવુ કશુ નથી દ્રોણસિંહને ઈ સ ૫૦૨ મા કે તે પહેલા પરમ સ્વામીએ રાજ્યાભિષેક કર્યો હતો, એવુ એમા લખ્યુ નથી એ શબ્દો તો પહેલવહેલા ઈ સ ૫૨૫ ના ધ્રુવસેનના તામ્રપત્રમા મળે છે, એ જોતા ઇ સ ૫૦૨ અને ૫૨૫ વચ્ચે ગમે ત્યારે અભિષેક થયો હોવાનો સભવ છે વળી એરણના જે સ્તભલેખ ઉપર આધાર રાખીને શ્રી જગન્નાથે ભાનુગુપ્તને દ્રોણસિંહનો પરમ સ્વામી ઠરાવ્યો છે તે લેખમા એને માટે 'સાદો 'મહારાજ' શબ્દ વાપર્યો છે[૧૭] દ્રોણસિંહ પણ મહારાજ તો હતો જ' મી જેકસને એરણના લેખનો વિચાર કરીને જ ભાનુગુપ્તને બાદ કર્યો છે ઉપરના બે ઉપરાંત એક ત્રીજાનો દ્રોણસિંહના પરમ સ્વામી તરીકેનો દાવો મારા મિત્ર શ્રી ધનપ્રસાદ

---

૧૪ अखिलभुवनमण्डलाभोगैकस्वामिना परम स्वामिना स्वयमुपहितराज्याभिषेकमहाविश्राणनावपूतराजश्री ।

જુઓ ગુ ઐ લે ન ૨૭ વગેરે વલભી લેખો

૧૫ મુ ગે પ્ર ૧ ભા ૧, પૃ ૮૮ ટિ ૩

૧૬ ગુપ્ત લેખો ન ૩૩ તથા ૩૫

૧૭ ગુપ્ત લેખો લેખ ન. ૨૦

ચંદાલાલ મુનશીએ આગળ કર્યો છે. શ્રી જયસ્વાલનાં 'ભારતનો ઇતિહાસ' આદિ પુસ્તકોથી વાકાટકો વિષે જે નવો પ્રકાશ મળ્યો છે તેના બળથી તેઓ વાકાટક હરિસેનને પરમ સ્વામી ધારે છે.[૧૮] પણ વાકાટક હરિસેનની સત્તા કાઠિયાવાડમાં હોવાનો કાંઈ પુરાવો છે ખરો ? મારું વક્તવ્ય તો એટલું જ છે કે દ્રોણસિંહનો આ પરમ સ્વામી કોણ હતો તે વિષે હજી તદ્વિદોમાં મતભેદ છે.

### ગોહેલોનું વંશ નામ ક્યાંથી ?

વલભીવંશ વિષે હજી દાખલા તરીકે ઠીક સૂચક એવા એક પ્રશ્નનો નિર્દેશ કરી, એ પ્રકરણ પૂરું કરવા ઇચ્છું છું. ગેઝેટીઅરના લેખકે ટોડે આપેલી દંતકથાઓને આધારે નોંધ્યું છે કે મેવાડ તથા કાઠિયાવાડના ગોહેલો અને ગોહીલ રજપૂતો જેઓ વલભીના વંશમાંથી ઉતરેલા મનાય છે તેઓનું આ વંશનામ વલભીના રાજા ગુહસેન જેનું મૂળ નામ ઘણું કરી ગુહિલ હશે તેમાંથી ઘણું કરી નીકળેલું છે.[૧૯]

ગેઝેટીઅરનું આ વિધાન ઐતિહાસિક વિચારકને છાજતી સાવચેતીવાળું છે અને એ પણ મેવાડના ગુહિલ વંશનો મૂળ પુરુષ ગુહિલ કે ગુહદત્તએ વલભીનો ગુહસેન (કે શીલાદિત્ય) નહીં, પણ વડનગરનો વિપ્ર એટલે કે નાગર હતો એવું સ્પષ્ટ કહેનાર લેખો[૨૦] મળી આવ્યા તથા ચર્ચાયા તે પહેલાં કરેલું છે. મેવાડના ગુહિલવંશનો આ મૂળ પુરુષ ગુહિલ લગભગ છઠ્ઠા શતકના મધ્યમાં થઈ ગયો છે, એ પણ હવે નિશ્ચિત ઠર્યું છે[૨૧] એટલે વલભીનો નાશ થયા પછી વલભીથી કોઈએ ઈડર કે મેવાડ જઈને મેવાડના રાજવંશની સ્થાપના કરી હોવાની કલ્પના પાયા વગરની છે. "છતાં વલભીપુરથી ગુર્જર વડલાએ વડવાઈ નાખી ઈડરિયે ગઢ ગુહાની, ઈડરિયા ગઢે ચિતોડગઢમાં વડવાઇ નાંખી જગતક્ષત્રિયત્વના તીર્થરૂપ શિશોદીયા વંશના સંસ્થાપક બાપા રાવળની." (ગુજરાતની સંસ્કારલક્ષ્મી, શ્રી. ન્હા. દ. કવિનું ૨૦-૧-૪૧ મીએ અપાયેલું ભાષણ પૃ. ૧૪) એ રીતે જૂની ટોડના વખતથી ચાલી આવતી પણ ઉત્કીર્ણ લેખોના પુરાવાઓથી ખોટી ઠરેલી દંતકથાઓને ગૌરવોત્પાદક ઐતિહાસિક હકીકત ગણવામાં આવે એ આશ્ચર્યકારક લાગે છે.

વલભીવંશ વિષે આ ભાષણ માટે આ ઘણો વિસ્તાર થઇ ગયો. છેલ્લાં પચાસ વર્ષના સંશોધનને પરિણામે એ વંશનો ઇતિહાસ નવેસરથી લખવાની જરૂર છે, એટલું સાબીત કરવા માટે આટલા દાખલા પૂરતા છે બાકી મારા મિત્ર શ્રી. ધ. ચં. મુનશીએ "શ્રી ફા. ગુ. સભા મહોત્સવ ગ્રન્થ'માં 'વલભીના મૈત્રક રાજાઓ' ઉપર જે સવિસ્તર લેખ લખ્યો છે તે જોવાની જિજ્ઞાસુને વિનંતિ છે.

### ક્ષત્રપ ઇતિહાસપર નજર

હવે ક્ષત્રપ ઇતિહાસ ઉપર એક નજર નાખી લઈએ. ગેઝેટીઅરના ઇતિહાસમાં ક્ષપત્ર ઈતિહાસનું પ્રકરણ થોડા શિલાલેખો અને મોટી સખ્યામાં મળી આવેલા સીક્કાઓ ઉપરથી

---

૧૮. જુઓ શ્રી ફા. ગુ. સ. મહોત્સવગ્રન્થ પૃ. ૧૧૧

૧૯. મું. ગે. ગ્ર. ભા. ૧ પૃ. ૮૫, ૯૦ તથા ૯૭-૯૮.

૨૦. જુઓ. મા. પી મહેતાકૃત મેવારના ગુહિલો તથા જર્નલ ઓફ ધી બે. એ. સો. ૧૯૦૯માં દે. રા. ભાંડારકરનો ગુહિલોત વિષે લેખ

૨૧. જુઓ રાજપુતાને કા ઇતિહાસ ખ. ૧ પૃ. ૫૨૧ માં આપેલી વંશાવળી તથા તેનાં આગલા પ્રકરણોમાં સવિસ્તર પુરાવા.

લખાયુ છે વળી આ ક્ષત્રપ સીક્કાઓ ઘણા મોટા પ્રમાણમા ભગવાનલાલ ઇંદ્રજીને મળેલા તથા એમના દેહાન્ત સુધી એમની પાસે હતા

પણ આ ક્ષત્રપ ઇતિહાસ ગેઝેટીઅરના લખાણ કરતા આગળ નથી વધ્યો, એવુ નથી ગેઝેટીઅર પ્રકટ થયા પછી દશ બાર વર્ષે રેપ્સને આન્ધ્રવશ અને પશ્ચિમી ક્ષત્રપવશના સીક્કાઓના કેટલોગના ઉપોદ્ઘાતમા ક્ષત્રપ ઇતિહાસની રૂપરેખા દોરી છે

રેપ્સનનુ આ કીમતી પુસ્તક છપાયા પછી ત્રણ જ વર્ષે ૨૩૯૩ ક્ષત્રપ સીક્કાઓનો ઢગ વાસવાડા રાજ્યના સર્વાણીઆ નામના ગામડામાથી મળી આવ્યો આ સીક્કાઓને ડો દે રા ભાડારકરે તપાસી પોતાના અભ્યાસનુ ફળ ૧૯૧૩–૧૪ ના આ સ ઈના રીપોર્ટમા પ્રસિદ્ધ કરતા એ વિદ્વાને રેપ્સનના નિર્ણયોમા કેટલાક સુધારા સૂચવ્યા હતા પછી બારેક ક્ષત્રપ સીક્કાઓ વેસનગર નજીકના ખોદકામમાથી અને સિન્ધના સૈદપુરમાથી મળી આવ્યા, જેનુ વર્ણન પણ ડા ભાડારકરે ૧૯૧૩–૧૪ અને ૧૯૧૪–૧૫ ના આ સ રિ મા કર્યું છે તે પછી પણ ક્ષત્રપ સીક્કાઓના જથ્થાઓ મળી આવ્યા છે, જે શ્રી ગિરજાશકર વલ્લભજી આચાર્યે તપાસ્યા હતા અને જેનુ વર્ણન એમણે ૧૯૨૭ ના જે એ સો બે ના ન્યુમીસ્મેટીક સપ્લીમેન્ટમા કર્યું છે આ નવી સાધનસપત્તિને લીધે ક્ષત્રપ ઇતિહાસનુ પુન પરીક્ષણ કરવુ પડે એ સ્વાભાવિક છે પણ શ્રી જયચન્દ્ર વિદ્યાલકાર કહે છે [22] તેમ નવા ઐતિહાસિક પ્રકાશનુ મુખ્ય સાધન આ ક્ષત્રપ સામગ્રી નથી, પણ પડોશી રાજ્યોના ઇતિહાસમા તાજેતરમા આવેલી પ્રકાશિતતા છે

ગુજરાત કાઠિયાવાડ પણ ગુપ્તોના સામ્રાજ્યમા હતા, એ હકીકત નિ સન્દેહ છે અને ક્ષત્રપોને ગુજરાતના ઇતિહાસપટમાથી હમેશને માટે અદૃશ્ય કરનાર તો ગુપ્ત સમ્રાટ ચન્દ્રગુપ્ત વિક્રમાદિત્ય છે, એ હકીકત ગેઝેટીઅરના વખતથી આજ સુધી સર્વસ્વીકૃત રહી છે ગુપ્ત વશમા એ ચન્દ્રગુપ્તે જ પહેલ વહેલા પ્રાચ્ય અને પશ્ચિમી બેય પ્રકારના ક્ષત્રપ સીક્કાઓને મળતા સીક્કાઓ પાડયા છે ને ચન્દ્રગુપ્તના વિરલ પણ એના પુત્રને અનુયાયી કુમાર ગુપ્તના પુષ્કળ સીક્કાઓ કાઠિયાવાડમાથી મળ્યા છે, એ નક્કર પુરાવાનો ગેઝેટીઅરના લેખકે આધાર લીધો છે [23]

પણ ગુપ્તવશના મહાન ચક્રવર્તી સમુદ્રગુપ્તે પણ પોતાના દિગ્વિજયમા ક્ષત્રપ રાજ્ય ઉપર વીજળી પેઠે હુમલો કર્યો હોવાનુ અનુમાન[24] શ્રી જયચન્દ્ર વિદ્યાલકારે નીચેના પુરાવાના બળથી કર્યું છે

ક્ષત્રપ રાજા સ્વામી રુદ્રસેન ત્રીજાના સીક્કાઓ એની જાણવામાં આવેલી પહેલી તારીખ પછી ચાર વર્ષ ચાલીને શક સ ૨૭૪(ઈ સ ૩૫૨)મા એકાએક બધ થઇ જાય છે અને પાછા દશ વર્ષ પછી ચાલુ થાય છે [25] આ વસ્તુસ્થિતિનો ઉપજોટનો ક્ષત્રપ સીક્કાઓનો મોટો

૨૨ જુઓ ગુજરાત રીસર્ચ સોસાયટીના જર્નલ અ ૨ સ ૨ મા 'ગુજરાતના ક્ષત્રપોના ઇતિહાસનુ પુન પરીક્ષણ નામનો લેખ આ લેખનો આ પ્રકરણમા મે પણ લાભ લીધો છે

૨૩ મુ ગે અ ભા ૧ પૃ ૬૫ થી ૬૭

૨૪ જુઓ એનો ઉપર કહેલો લેખ પૃ ૨૦૯

૨૫ ૫ ભગવાનલાલ ઇ દ્રજી પાસે નો આ રુદ્રસેન ત્રીજાના શક ૨૭૦ના બે જ સિક્કા હતા અને પછી છેક શક ૨૮૮થી શરૂ થતા હતા (જુઓ મું ગે અ ૧ ભાગ ૧ પૃ ૫૦)

ઢગ પહેલો તપાસનાર એચ. આર. સ્કોટે યુક્તિપૂર્વક નીચે પ્રમાણે ખુલાસો કર્યો હતો. "ઉપરકોટના ઢગમાં મળેલા સીક્કાઓ રૂદ્રસેનના રાજ્યના આરંભકાળમાં કાંઇક રાજકીય આફત આવી પડતાં જાનમાલને જોખમમાં જોઈને દાટી દીધા હોવાનું અનુમાન આપણે ખુશીથી કરી શકીએ." રેપ્સને સ્કોટનું આ અનુમાન અનુમતિ સાથે ઉતાર્યું છે. વળી ઉપરે કહેલો ઉપરકોટનો સીક્કાઓનો જથ્થો મળ્યો ન હતો ત્યારે પણ રૂદ્રસેન ત્રીજાના સીક્કાઓમાં ૧૮ વર્ષનો ગાળો જોઇને પં. ભગવાનલાલે[૨૬] રૂદ્રસેન અમુક વખત સુધી રાજ્યચ્યુત થયો હોવાનું અનુમાન કર્યું હતું. સ્કોટે ઇ. સ. ૧૮૯૯માં ઉપર પ્રમાણે લખ્યા પછી બાર વર્ષે સર્વાણીઆમાંથી સીક્કાઓનો ઢગ મળ્યો અને એ ઢગલામાંથી રૂદ્રસેનના આરંભનાં વર્ષોના ચુમાલીશ સીક્કાઓ ટંકશાળમાંથી તાજા નીકળ્યા હોય એવા મળ્યા. આ ઉપર વિવેચન કરતાં ડૉ. દે. રા. ભાંડારકરે નોંધ્યું છે કે આટલે દૂર આવેલા પ્રદેશોમાંથી એકસરખા સીક્કા મળ્યા છે, એથી ચોક્કસ થાય છે, કે ક્ષત્રપ રાજ્ય ઉપર જે આફત આવેલી તેણે એના એક પ્રાન્તને નહિ પણ સમસ્ત રાજ્યને અસર કરેલી હોવી જોઈએ.

હવે આ આફત કયાથી આવી ? એ પ્રશ્ન છે. શ્રી જયચન્દ્ર વિદ્યાલંકાર તર્ક કરે છે કે ગુપ્ત સમ્રાટ સમુદ્રગુપ્તે ઇ. સ. ૩૫૧(શક સં. ૨૭૩)માં ક્ષત્રપ રાજ્ય ઉપર વીજળી પેઠે હલ્લો કર્યો હોવો જોઇએ. સમુદ્રગુપ્તના અલાહાબાદ સ્તંભલેખમા આપેલા દિગ્વિજય વર્ણનમાં ક્ષત્રપનું કે આ રૂદ્રસેનનું નામ નથી, પણ એ લેખમાં અનેક રાજવંશોને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી ફરી પ્રતિષ્ઠાપન કર્યાનું કહેવામાં આવ્યું છે. તેમાં આનો પણ એ વિદ્વાન સમાવેશ કરે છે. ક્ષત્રપ રૂદ્રસેનને પણ સમુદ્રગુપ્તે પોતાના સામંત તરીકે પાછો ગાદી ઉપર બેસાર્યો હશે. સ્વામી સિંહસેનના સીક્કાઓના શબ્દોમાંથી આ તર્કને પુષ્ટિ મળે છે, એમ શ્રી જયચન્દ્ર વિદ્યાલંકાર ધારે છે.[૨૭]

ક્ષત્રપ ઈતિહાસ વિષે એક બીજી મહત્વની વાત એ જ ઇતિહાસવિદે દર્શાવી છે. ક્ષત્રપ સીક્કાઓના પુરાવાથી અને શક ૨૫૪( ઈ. સ. ૩૩૨ )ની આસપાસમાં ક્ષત્રપ સીકાઓનાં અદર્શનથી ક્ષત્રપ રાજ્ય ઉપર એ અરસામાં કોઇ પરદેશી હુમલો થયો હોવાનો સંભવ દેખાય છે. જો કે એ કોનો હુમલો હશે, એ અત્યારે અંધારામા છે, એવું રેપ્સને લખેલું. પણ તે પછી જયસ્વાલે ભારશિવો અને વાકાટકોનાં સામ્રાજ્યને પ્રકાશમાં આણનારૂં જે સંશોધન કર્યું છે. એને ધ્યાનમાં લેતાં ક્ષત્રપોને આ રીતે દબાવનાર તે ચાર અશ્વમેધ કરનાર વાકાટક પ્રવરસેન જ હોવો જોઇએ, એમ લાગે છે. પ્રવરસેનના મરણ સાથે શક સં. ૨૬૬–૬૭ પછી ક્ષત્રપ સીક્કાઓ પાછા દેખાવા માંડે છે. વળી ઉપર કહેલા ઉપરકોટના તથા સર્વાણીઆના સીક્કાઓમાં રૂદ્રસેન ત્રીજાના સીક્કાઓ મળ્યા છે, એ પુરાવો જોતાં વાકાટક ચઢતી દરમ્યાન ક્ષત્રપો કચ્છ અને સિંધમાં ચાલ્યા ગયા હોવાનું જયસ્વાલ કહે છે, તે યથાર્થ નથી, એમ શ્રી. જ. વિ. કહે છે.[૨૮] તે સાચુ લાગે છે. ક્ષત્રપ પ્રકરણને લગતી હવે એક જ વાત નોંધવાની છે. અને તે ગેઝેટીઅરમાં જેને ગુજરાત કાઠીઆવાડનો પહેલો ક્ષત્રપ રાજા ગણેલો

૨૬. એજન પૃ. ૫૦ પાછળથી મળેલા સીક્કાઓને લીધે પહેલાં જે ગાળો અઢાર વર્ષનો હતો તે હવે દશ વર્ષનો રહ્યો છે.

૨૭. શ્રી. જ. વિ. નો ઉપર કહેલો લેખ પૃ. ૧૧૦.

૨૮. એજન.

છે તેના સમયને લગતી છે નહપાનના સીક્કાઓ એ ક્ષત્રપ સીક્કાઓમા જૂનામા જૂના છે, એ ગેઝેટીઅરમા નોધાયેલી હકીકત હજી માન્ય જ છે પણ નાસિકની ગુફાઓના લેખો અને એ વખતે ઉપલબ્ધ શક સીક્કાઓની મદદથી પં. ભગવાનલાલે નહપાનના ગુજરાતના વિજયથી શક સવતનો આરભ થયો હોવાનુ માન્યુ છે [૨૯]

પણ એમના સમય પછી ભારતીય પુરાવિદ્યાના વિદ્વાનોએ ઈ સ ૭૮ મા શરૂ થતા પ્રસિદ્ધ શક સવતથી જુદો અને પુરાણો એક શકસવત અનેક લેખોમા મળતો હોવાની શોધ કરી છે અને ડા સ્ટીનકોનોએ ઇ સ પૂર્વે ૮૩ મા આ સવત શરૂ થયો હોવાનું માન્યુ છે, પણ હજી એ સવતના આરમ્ભની બાબતમા પડિતોમા મતભેદ છે [૩૦] શ્રી જયસ્વાલ ઇ સ પૂર્વે ૧૨૩ ની લગભગમા આ સવતનો આરભ માને છે અને શ્રી જયચદ્ર વિદ્યાલકાર એ મતનો સ્વીકાર કરે છે [૩૧] એ મત પ્રમાણે નહપાને ઇ સ પૂ૭ પહેલા કેટલાક વર્ષો ( જૈન શ્રુત પરપરા પ્રમાણે ૪૦ કે ૪૨ વર્ષ ) સુધી કાઠિયાવાડ ગુજરાત ઉપર રાજ્ય કર્યું હતુ અને આધ્ર રાજા ગૌતમીપુત્ર શાતકર્ણીએ શક નહપાનને હરાવીને ઉજ્જૈન તથા ગુજરાતને પોતાને તાબે લીધા હતા અને વિક્રમસંવત્પ્રવર્તક વિક્રમાદિત્ય તે આ ગૌતમીપુત્ર શાતકર્ણી જ

ટુકામા કહેવાનું શક કે સવત્નો આરભ અને શક અને સાતવાહન રાજાઓનો સબધ એ બે વિષય ઉપર છેલ્લા કેટલાક વર્ષોમા પુષ્કળ ઊહાપોહ થયો છે [૩૨] અને કાલકાચાર્યકથાનક આદિ જૈન શ્રોતપરપરાનો ઘણો ઉપયોગ થયો છે ગુજરાતના પ્રાચીન ઇતિહાસના લેખકે આ બધો ઊહાપોહ જોવો પડે, એ દેખીતુ છે

ક્ષત્રપ પ્રકરણની ચર્ચામા આથી વધારે ઊંડા ઉતરવાની જરૂર નથી અને ક્ષત્રપ ઈતિહાસ દ્વારા જ આપણે વિ સ ના આરમ્ભની પહેલાના કાળમા આવી પહોચ્યા છીએ તે પહેલાના કાળના ગ્રીક સીક્કાએ મળ્યા છે અને એથી ભૂતકાળમાં આગળ ચાલતાં ગિરનારના પ્રસિદ્ધ શિલાલેખ દ્વારા અશોક મૌર્યના સમય સુધી અને એ જ શિલા ઉપરના રૂદ્રદામનના શિલાલેખથી ચદ્રગુપ્ત મૌર્ય સુધી પહોચી શકીએ છીએ આથી આગળ ભૂતકાળમા ઊંડા ઉતરવા માટે સીક્કાઓ કે ઉત્કીર્ણ લેખો જેવુ કોઇ ઐતિહાસિક સાધન અત્યારે આપણી પાસે નથી પણ ઇ સ પૂર્વેના ત્રણ ચાર સૈકાઓ વિષે આપણને જે ઐતિહાસિક જ્ઞાન છે તે ઉપરથી ઇ સ પૂર્વે ચોથા શતક પહેલા યે ગુજરાત કાઠિયાવાડના કેટલાક ભાગમા વસતી હોવાનો સભવ છે વળી આ વસતીમાં મૂળ વતનીઓ તથા ઉત્તરમાથી આવેલા વૈદિક આર્યોના વશજો મુખ્યત્વે હોવાનો સભવ છે કાઠા ઉપરના ભાગમા દરિયારસ્તે આવેલા પરદેશીઓ પણ થોડા હોય ઇ સ પૂર્વે ચોથા શતક પહેલાની અર્થાત્ પ્રાગૈતિહાસિક કાળની ગુજરાતની માનવવસતીની સ્થિતિ જાણવા માટે મુખ્ય માર્ગો ત્રણ છે (૧) પુરાણ મહાભારતાદિ પ્રાચીન સાહિત્ય (૨) જૂના સ્થળોમા મોહેન્જોડેરો, હરપ્પા

૨૯ મુ ગે સ ૧ ભા ૧ પૃ ૨૬

૩૦ જુઓ એક્ટા ઓરીએન્ટેલીઆ ૧૯૨૪ પૃ ૭૪ તથા પૃ ૮૩

૩૧ જુઓ ભારતીય ઇતિહાસ કી રૂપરેખા જિલ્દ ૨, પૃ ૯૫૪ની ટિ. ૧

૩૨ પ્રબંધ ચિન્તામણિ ગુ. ભા, પૃ ૨૧ થી ૨૬ તથા ભારતીય ઈતિહાસકી રૂપરેખા જિલ્દ ૨, પૃ. ૮૯૬ થી ૯૦૫ મા આપેલ ગ્રન્થનિર્દેશ

વગેરેમાં થયું છે તે જાતનું ખોદકામ અને (૩) ગુજરાતમાં હાલમાં વસતી મૂળવતની ભીલ આદિ જાતિનો માનવવંશશાસ્ત્ર (Anthropology) જેવાં વિજ્ઞાનની મદદથી અભ્યાસ

આમાંથી પહેલો માર્ગ તો ગેઝેટીઅર લખાયું તે પહેલાંથી જાણવામાં છે, ગેઝેટીઅરમાં પૌરાણિક કથાઓનો ઉપયોગ ટુંકામાં થયો પણ છે. છેલ્લાં ચાળીશ વર્ષમાં પુરાણોનો ઐતિહાસિક દૃષ્ટિએ સારો અભ્યાસ થયો છે. પાર્જિટરના પ્રયત્નો વિશેષ પ્રખ્યાત છે. પણ એ ઉપરાંત કીર્ફેલનું જર્મન ભાષામાં લખાયેલું पुराणं पञ्चलक्षणम्, શ્રી. કાલેનું મરાઠીમાં પુરાણ નિરીક્ષણ, મારૂં ગુજરાતીમાં પુરાણવિવેચન તથા છેલ્લું બહાર પડેલું હઝરાનું, એ બધાંમા પુરાણોના સમયની તથા તેમાં સંગ્રહાયેલાં વસ્તુની ચર્ચા છે, અને એ કારણથી પૌરાણિક કથાઓ વર્ણનો વગેરેનો ઐતિહાસિક ઉપયોગ કરનારને તદ્દન અંધારામાં ફાંફાં મારવાં પડે એવું નથી રહ્યું. પણ પુરાણોમાંથી ઇતિહાસ તારવતાં વૈજ્ઞાનિક તટસ્થતા જાળવવાની ઘણી જરૂર છે, કારણ કે ભૂતકાળની આ પુરાણગુફામાં ભયસ્થાનો ઘણાં છે. દા. ત. પુરાણો પોતે સ્પષ્ટ શબ્દોમા ઇ. સ. પૂર્વે ૧૪૦૦ ની આસપાસમાં પરીક્ષિતનો જન્મ થયો હોવાનું કહે છે. છતાં ઘણી વાર પાંચ હજાર વરસ પહેલાં દ્વારકામાં શ્રીકૃષ્ણ વસતા હોવાનુ કથન સુશિક્ષિતો તરફથી પણ કરવામાં આવે છે.[૩૩]

(૨) જૂનાં સ્થાનોમાં ખોદકામ એ પ્રાગૈતિહાસિકકાળ ઉપર પ્રકાશ નાખનારૂં એક અગત્યનું સાધન છે. અને એવું ખોદકામ વ્યવસ્થિત રીતે રાજ્ય તરફથી જ થઇ શકે. પણ એ ન થાય ત્યાં સુધી સંશોધકો તરફથી જે પ્રયાસો થયા છે તથા થાય છે. તે આવકારલાયક છે. પણ જૂનાં માટીનાં વાસણો જમીન ખોદતાં જ્યાં જ્યાં મળે ત્યાં ત્યાં એ પ્રાગૈતિહાસિક કાળનાં છે, એવા ભ્રમમાંથી બચવાની બહુ જરૂર છે.

(૩) મૂળવતની જાતોની ભાષા, રહેણીકરણી, રીતરિવાજો, વેશભૂષા, ધાર્મિક માન્યતાઓ વગેરે વર્તમાન સ્થિતિનો અભ્યાસ ઘણો બોધદાયક થાય એ સ્વાભાવિક છે. એટલુજ નહી પણ એના તુલનાત્મક અભ્યાસથી પ્રાગૈતિહાસિક કાળના ગુજરાત ઉપર પણ પ્રકાશ પડવાનો સંભવ છે.

**ઉપસંહાર**

ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ નવેસરથી લખવાની આવશ્યકતા અને એ માટેનાં સાધનોનું અતિ ટૂંકામાં દિગ્દર્શન કરીને આ વ્યાખ્યાન પૂરૂં કરતાં ઉપસંહારમાં મારૂં વક્તવ્ય બે વાક્યોમાં સ્પષ્ટ કરી દઉં. છેલ્લાં પચાસ વરસમાં ગુજરાતના પ્રાચીન ઇતિહાસને લગતી ઠીક નવી સામગ્રી હાથ આવી છે. અને એને અસર કરે એવો ઘણો ઊહાપોહ થયો છે: પણ નવી ચર્ચાઓનો સરવાળો કરવાથી નવો ઈતિહાસ નથી બનતો, એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. પણ યાવત્સામગ્રી અને યાવત્ ઉહાપોહ મળી આવે તેને નજરમાં રાખી ઐતિહાસિક દૃષ્ટિથી હકીકતો અને દલીલોનું સ્વતંત્ર મૂલ્યાંકન કરી જે લેખક જાતે નિર્ણયો કરી શકે તે જ નવો ઇતિહાસ લખી શકે. અને ગુજરાતીઓને હાથે પ્રાચીન ગુજરાતનો ઇતિહાસ નવેસરથી લખાય એ આશા સાથે વિરમું છું.

---o---

૩૩ આ મતભેદનું મૂળ જ્યોતિષ અને પુરાણોની ભિન્નશ્રુતપરંપરામાં છે. ( જુઓ મારો વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ આ. ૨ પૃ. ૬૦-૬૧

# મુંબઈના મહાજનો[1]

[ લે રા રા ડુંગરશી ધરમશી સંપટ ]

(૧૨)

## સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ

(૧)

મુંબાઈના મહાજનોમા સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ માન, પ્રતિષ્ઠા, દાન, સહૃદયતા, ઉદાર ભાવના અને નાગરિક તરીકે સર્વશ્રેષ્ઠ પદવી ભોગવી ગયા છે એમનામા સ્વયદત્ત અતિ ઉચ્ચ ગુણો હતા એમણે ગરીબીમા પોતાની બાલ્યાવસ્થા ગુજારી હતી પોતાના પ્રયત્નો, સાહસ અને શક્તિથી સીડીને ઠેઠ નીચે છેડેથી ઊંચે ઊંડી સીડીને છેલ્લે પગથીએ પહોચ્યા હતા એમનો પુરુષાર્થ અથાગ હતો એમના ઉદ્યોગ અને ખંત તેથી પણ વિશેષ હતાં એમનામા સાહસ અને શક્તિ પણ પ્રબળ હતાં દુનિયાની ઘણી લીલી-સૂકી એમણે જોઈ હતી ઘણા સમુદ્રોના પાણી પીધાં હતા ઘણી જાતના મનુષ્યોના સહવાસમા આવ્યા હતા એમની અડગ નિષ્ઠા, શુદ્ધ પ્રામાણિકપણું અને સહૃદયીપણું, એ એમના જીવનસમયે અને હજી સુધી ખૂબ ઝળકી રહ્યા છે

આગળ પારસી ભાઈઓમા હિન્દુ નામો પાડવામા આવતા હતા, એમ સર જમશેદજીના વડીલોના નામથી જણાય છે એમના વડીલોમા માધાજી, જેસાજી, માહીઆરજી, બામાજી, નરશગજી, લક્ષ્મણજી, રામજી, વગેરે હતા રામજીનો પુત્ર વાછાજી, વાછાજીનો રતનજી, રતનજીનો ચાનજી અને ચાનજીનો પુત્ર જીજીભાઈ થયા હતા ચાનજીભાઈ રતનજી વાછા નવસારી શહેરમા મલેસર ફળીઆમા રહેતા હતા એમની આર્થિક સ્થિતિ ગરીબ અને સંકડામણભરેલી હતી આ સમયે પારસીઓ અને હિન્દુઓ બહુ સારા ભાઈચારાથી રહેતા હતા રીતરિવાજો, ભાષા, પાડોશ, એને સ્નેહસબધ, અને લીધેં બને કોમો વચ્ચે અત્યન્ત ભાઈચારો હતો ચાનજીને ત્યા જીજીભાઈ નામે પુત્ર હતા જીજીભાઈની હાલત પણ ઘણી ગરીબીભરેલી હતી એ વખતે પારસી ભાઈઓ પોતાની આર્થિક હાલત સુધારવા માટે મુંબઈ સુધી પગરસ્તે અથવા દરિયારસ્તે પહોચતા હતા મુંબઈમા એમની વસ્તી ધીમે ધીમે વધતી જતી હતી

શેઠ જીજીભાઈ ચાનજી પોતાની આર્થિક હાલત સુધારવા મુંબઈ પગરસ્તે પહોચ્યા ક્રાફર્ડ માર્કીટ હાલમા જે સ્થળે ઊભી છે તે સ્થળે એ સમયે પારસીઓની વસ્તીવાળો "અથાણુવેરીઓ" નામે મહોલ્લો વસ્યો હતો અને ૧૭૯૪મા જ્યારે મેદાનનો વિસ્તાર મુંબઈ સરકારે વધાર્યો ત્યારે આ મહોલ્લાના ઘરો તોડી પાડીને બીજે ઠેકાણે વસ્તીને મોકલી દીધી હતી આ મહોલ્લામા એક ઘર ભાડે લઈ જીજીભાઈ રહ્યાં અહીં એમના મહેરદાર જીવીબાઈને સને ૧૭૮૩ મા એક પુત્રનો જન્મ થયો એ જ આપણા સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ હતા

---

૧ નોધ ત્રૈ વર્ષ ૬, અંક પાને ૩૭ મે, ઓનર શેઠ શ્રી મોરારજી ગોકુળદાસ સી આઈ ઈ, નુ જીવન પ્રકટ થયેલ છે. તેને "મુંબઈના મહાજનો નામે ચાલતી લેખમાળાનો" (૧૧) મો અંક ગણવા વાચકોને વિનતિ છે
સ સે અ પુ જાની

જીજીભાઈને બીજા બે મોટા પુત્રો પણ હતા. એમનાં નામો માણેકજી તથા રૂસ્તમજી પાડયાં હતાં. જીજીભાઈને મુંબઈનો વાસ અનુકૂળ આવ્યો નહીં. આર્થિક અથવા બીજા કોઇ કારણસર મુંબઈમાં એમને અનુકૂળ સંયોગો મળ્યા નહીં. આથી જીજીભાઈને પાંચ વરસના જમશેદજીને લઇ કુટુંબ સાથે નવસારીમાં ફરી આવી જવું પડયું. જમશેદજી નવસારીમાં ગુજરાતી મહેતાજીની ગામઠી નિશાળમાં થોડું ગુજરાતી શીખ્યા. લખવાવાંચવા અને થોડા હિસાબો કરવા સિવાય બીજું તેમને કાંઈ આવડતું નહોતું. એઓ નવસારીમાં રહી કોઇની દુકાને કામ કરતા હતા. એમના પિતાને ખેતીમાં મદદ પણ કરતા હતા. એટલામાં મોટી આફત આવી પડી. એઓ જ્યારે સોળ વરસની ઉમરે પહોંચ્યા ત્યારે એમનાં માતાજી અને પિતાજી બંનેનું મરણ થયું. પરન્તુ એમના પિતાએ પોતાના આ પુત્રને ૧૩ વરસની નાની ઉમ્મરમાં જ મુંબઈ મોકલી દીધા હતા. એટલે માતપિતાના મરણના ખબર એમને મુંબઇમાં જ મળ્યા હતા.

શેઠ ફરામજી નસરવાનજી બાટલીવાળા નવસારીના વતની હતા. એઓ નવસારીથી મુંબઈમાં આવી રહ્યા હતા. કોટમાં એમણે એક નાની દુકાન ભાડે રાખી, તેમાં દારૂ અને બીજા પદાર્થો ભરવાની ખાલી બાટલીઓ વેચવાનો ધંધો ચાલુ કર્યો હતો. મુંબઇમાં આ વખતે અંગ્રેજી સૈન્ય રહેતું હતું; એમની બરાખોમાં જઇ, દારૂની બાટલીઓ લઈ, તેને સાફ કરી, વેચવાનો ધંધો શેઠ ફરામજી કરતા હતા. જમશેદજી પોતાના આ માસાને આશ્રયે આવી બાટલીની ફેરી કરવાનો ધંધો કરવા લાગ્યા. શેઠ ફરામજીએ જમશેદજીની કામ ઉપર પ્રીતિ અને ખત જોઇ એમને પોતાની પુત્રી પરણાવી દીધી. જમશેદજી એ સમયના રિવાજ મુજબ બહુ નાની ઉમ્મરે પરણ્યા હતા. એમના માસા હવે એના સસરા પણ થયા.

જમશેદજીની બીજી માસીના પુત્ર મહેરવાનજી માણેકજી તબાક આ સમયે બે ત્રણ વખત ચીન જઇ આવ્યા હતા. એણે જમશેદજીને ચીનની લગની લગાડી, ત્યાંના લોકો, વેપાર અને લાભનું બહુ રોચક વર્ણન કર્યું. પોતાની સાથે ચીન તેડી જવા માટે તૈયારી બતાવી. એમના માસા (તથા સસરા) ફરામજીની ઇચ્છા એમને ચીન મોકલવાની નહોતી. પરન્તુ જમશેદજીએ ઘણો આગ્રહ કર્યો. આથી શેઠ મહેરવાનજી સાથે એઓ ચીન તરફ રવાના થઈ ગયા. એમનું વહાણ કુશળે શાંગાઇ પહોંચી ગયું. મહેરવાનજીની વખારે જમશેદજીને વેપારી તાલીમ મળી. એમને હિસાબનામાનું જ્ઞાન થયું. વેપારીઓ સાથે પરિચિત થયા. ત્યાંનું ચલણ, વજન અને માલની જાતો સંબંધી માહિતી મળી. એ રીતે ત્રણ વરસો સુધી એઓ ખૂબ ત્યાંના વેપારમાં પલોટાયા. પરન્તુ આર્થિક લાભ વિશેષ થયો નહોતો. જમશેદજી પાસે મુડી નહોતી.

જમશેદજી વેપાર શીખી મુંબઈ આવ્યા. પરન્તુ હવે એમને ત્યાં ચેન પડયું નહીં. એમણે ચીન તરફ ફરી નજર દોડાવી. એમના સસરાને ચીનમાં દુકાન ખોલવા માટે સમજાવ્યાઃ તમે માત્ર પાંચ હજાર રુપિયા મુડી આપો, ત્યાંના વેપારમાં સારો કસ છે. આપણને સારો લાભ મળશે, માટે મને પેઢી ખોલવાની રજા આપો. જમશેદજીનો અત્યાગ્રહ જોઈ એના સસરાએ એને મુડી આપી. જમશેદજીએ વહાણમાં બેસીને ફરી ચીન તરફ પ્રવાસ કર્યો. એમણે ચીનમાં પોતાના નામથી દુકાન ખોલી દીધી. એમની પાસે મુડી થોડી હતી. એટલે મોટો વેપાર થઇ શકે તેમ નહોતું. પરન્તુ એમણે નાને પાયે માલ લેવા માંડયો. રેશમ મુખ્યત્વે એઓ ખરીદીને મુંબઇ વહાણોમાં ચઢાવતા હતા.

ચીન એ વખતે વેપારનું મોટુ મથક હતુ ત્યા ચાહ, રેશમ, ચીનીકામ અને બીજા ઘણા માલના સાગ વેપારો ચાલતા હતા જમશેદજીની અંદર વેપારી કુનેહ અને આવડત હતા પરંતુ મુડી નહોતી એટલે એમને પૂરતો લાભ મળતો નહોતો તે વખતે હજી બે કોની શાખાઓ ચીનમા કે હિન્દમા વિકાસ પામી નહોતી બધુ કામ રોકડેથી થતુ હતું મુંબઈની હુંડીઓ વેપારીઓ ઉપરની મળતી હતી ચીનાઓ પરદેશીઓ ઉપર ભારે દ્વેષ ધરાવતા હતા એઓ યુરોપિયનો માટે તો અત્યંત ખરાબ લાગણી ધરાવતા હતા પરન્તુ હિન્દીઓ પ્રત્યે એમને સુગ નહોતી જમશેદજી ચીના વેપારીઓ વચ્ચે પ્રામાણિકપણા અને મધુર વ્યવહારથી લોકપ્રિય થઇ પડયા હતા પાચ હજારની મુડી વધારી ત્રણ વરસે ત્રણ ગણી કરી, જમશેદજી મુંબઈ આવી ગયા

એમના મામા તથા મસરાને વધારે મુડી પૂરી પાડવા જમશેદજીએ દબાણ કર્યું બાટલી લેવાવેચવાનો ધંધો નફાકારક હતો એણે પોતાની સર્વે મુડી ૨૫,૦૦૦ રૂપિયા જમશેદજીને સોપી, વેપાર કરવા માટે ચીન તરફ મોકલ્યા અમેજી વહાણ પ્રિન્સવીકમા જમશેદજીએ પ્રવાસ કર્યો આ સમયે ચીન પહોચતા ૧ાા માસ અને પ્રતિકૂળ પવન હોય તો લાબો સમય લાગતો હતો આજથી બસો વરસ ઉપર સાગરમા મોટા ભયો પથરાયેલા હતા ઓચિંતા મોટા તોફાનોમા સપડાયેલા વહાણો ભારે મુશ્કેલીઓમા આવી પડતા હતા ક્યારે ક્યારે વરસાદ, વિજળી, ગાજવીજ સાથે ભયકર દરિયાના પહાડ સમાન મોજાઓ વહાણને મગતરાની પેઠે ઉડાડતા હતા આવા તોફાનમા ઘણા વહાણો પોતાનો માલ અને ભારી ચીજો, ગદ્દા, કુવાથભો દરિયામા હોમી દેતા હતા ઘણી વખતે જાનમાલ સાથે લાશ પણ જતા હતા

ઘણી વખતે પ્રતિકૂળ પવનને લીધે વહાણને સાગરમા બહુ સમય લાગી જતો હતો ભાગ્યે પ્રવાસ કરતા વહાણોમા મીઠુ પાણી ખૂટી પડતુ હતુ, ત્યારે પાર પ્રવાસીઓને ભારે તકલીફ પડતી હતી ત્યારે તોફાન બે ત્રણ દિવસ સુધી ચાલતું ત્યારે પ્રવાસીઓને કેબીનોમા પૂરી રાખવામા આવતા હતા ખાવાપીવાનું અને હાલવાચાલવાનું બની શકતું નહોતું કેટલાક મુસાફરોને તોફાની દરિયો બહુ આકરો લાગતો હતો ઓકારી કરી કરીને તગ થઇ જતા હતા વહાણોને ઘણી વખતે કોઈ ન જણાયલા ખડકો સાથે પણ અથડાઇ જવાનું થતુ હતું તે સમયે દરિયાની અંદર છૂપાયલા ખડકોની પાળ 'સરવે' થઈ નહોતી આથી કપ્તાનો ઘણી સભાળથી વહાણોને હકારતા હતા

આખો હિન્દી મહાસાગર ચાચીઆ(દરિયાઇ લુટારૂઓ)ઓથી ભરેલો હતો બેટમા વાઘેરા, કચ્છમા મિયાણાઓ, ખભાતમા કોળીઓ, જાફરાબાદમા સીદીઓ, મુંબઈકાંઠા ઉપરે કાન્હોજી, આફ્રીકાના ચાચીઆ વહાણો, મલબારમા મલબારી ચાચીઆઓ એકલદોકલ વહાણને લૂટી લેતા હતા બધા પ્રવાસીઓને પકડી તેમના છુટકારા માટે નાણાની રકમો માગતા હતા જો ૭ માસમા નાણાની રકમ ન મળે તો એમને પરદેશોમા લઇ જઇ વેચી નાખતા હતા મુસાફરો અને નાવિકોને જિન્દગીભર ગુલામગીરીમા સબડવુ પડતુ હતું સામાન્ય રીતે સૌથી આગળ ચાચીઆઓ તો અત્યંત ક્રૂર હતા નાવિકો અને મુસાફરોના હાથપગ નાક કાપી નાખતાં વાર લગાડતા નહોતા આફ્રિકાના જમ જેવા કદાવર કાળા સીદીઓથી ભરેલાં વહાણો આ બ દરોની આગેવાની નીચે વહાણોને લૂટવાનો ધંધો

રાખી બેઠા હતા. આખા સાગરના દરેક ખુણામાં આ ચાંચીઆઓના વહાણો છૂપાયેલાં રહેતાં હતાં.

યુરોપના સાહસિક યુવકો રાજ્યની મદદથી વહાણોમાં તોપો ગોઠવીને શસ્ત્રો સજી ખાનગી રીતે શત્રુઓનાં વહાણોને પકડતા હતા. એઓ વધારે સાહસિક બનીને ચાંચીઆઓનો ધંધો પણ કરતા હતા. ડેમ્પીઅર નામે અંગ્રેજ ચાંચીઆએ હિન્દી મહાસાગરમાં અનેક વહાણો લૂંટયાં હતાં. પોર્ટુગીઝ, ડચ, અને અંગ્રેજી ખાનગી ચાંચીઆઓ દેશપરદેશનાં વહાણો લૂંટી લેતાં આંચકો ખાતા નહોતા. પોતાના રાજ્યનાં ખાનગી વહાણોને પણ લાગ આવ્યે મૂકતા નહોતા. એમનામાં દયાનો છાંટો પણ નહોતો. તે સિવાય યુરોપનાં રાજ્યો પરસ્પર વિગ્રહમાં ઉતરતાં, ત્યારે એમની મનવારો સમુદ્રમાં શત્રુમનવારો અને શત્રુનાં વહાણોને લૂંટવા અને પકડી લેવા છૂટી ફરતી હતી. ઘણાંખરાં વેપારી વહાણો પણ શસ્ત્રબદ્ધ અને તોપો તથા દારુગોળો ધરાવતાં હતાં. પરંતુ મનવારો સામે ટક્કર ઝીલવા જેટલી શક્તિ ધરાવતાં નહોતાં. કિનારાના ઘણાખરા ખલાસીઓનો ધંધો કરનારાઓ ટોળીઓમાં સમુદાય બાંધી, હોડીઓમા બેસી કોઇ એકલદોકલ વહાણ ઉપર તૂટી પડતાં વાર લગાડતા નહીં. આખો સમુદ્ર ભયથી ભરેલો હતો. વેપારી વહાણોના નાવિકો આ ચાંચીઆઓના જુલ્માટને જાણતા હતા. આથી પ્રાણપણે લડીને મરવાનુ પસંદ કરતા હતા. દરેક નાવિક સારો લડવૈયો હતો.

સુએઝની નહેર હજી મોનસીઅર લેપ્સીએ ખોદાવી નહોતી. બધાં વહાણો કેપ ઑફ ગુડ હોપની પ્રદક્ષિણા કરી જતાં હતાં. બ્રન્સવીક વહાણ કેપ્ટન ગ્રાંટની સરદારી નીચે હથિયારબંધ હતું. પવન અનુકૂળ હતો. વહાણુ આનંદ અને ઉત્સાહ વચ્ચે આગળ વધતું જતું હતું. જમશેદજીએ અગાઉ બે પ્રવાસો ચીન ખાતે કર્યા હતા. એઓને દરિયો લાગતો નહોતો. તેઓ વહાણના તુટક ઉપર બેઠાં બેઠાં સહુ જોવા જેવું જોતા હતા અને આનંદ મજા લેતા હતા. દરિયાના સ્વચ્છ પાણીમાં દશ પંદર ફીટ કૂદકા મારતી માછલીઓ પરસ્પર રમત કરતી હતી. ક્યારેક કોઈ વીસ પચ્ચીસ ફીટ લાંબી માછલી ધીમેથી પસાર થઈ નાની માછલીઓને સેંકડોની સંખ્યામાં ગળી જતી હતી. સોનેરી તડકો આખા સમુદ્રને ઉજાળી રહ્યો હતો. પાણીમાં પડતાં સૂર્યકિરણો અનેક પ્રકારની રંગબેરંગી આભાસો ઉત્પન્ન કરતાં હતાં.

સીલોનનો સામો કિનારો ઝીણી રેખાની પેઠે દેખાવા લાગ્યો. આજે રાત્રિ પહેલાં વહાણુ કોલંબોમાં નાંગરશે, એમ લાગતું હતું. કિનારા નજદિકના સાગરનાં પક્ષીઓ ઊડી ઊડી વહાણના ઊંચા થંભો ઉપર બેસવા માંડયાં હતાં. જમશેદજી પણ પોતાનાં સગાંસંબંધીને કોલંબોમાં મળવા જવાના વિચારના તરંગો બાંધતા હતા. પણ ઓચિંતા કુવાથંભના ઉપર ઊંચે બેઠેલા છોકરાએ વહાહાહાહાણ એવી બૂમ નાંખી. તરત જ તૂટક ઉપર ઉભેલા કપ્તાને દુર્બિન કાઢી, દક્ષિણ દિશા તરફ મીટ માંડી, દૂરથી કોઇ વહાણુ આવતું જોયું. એને પોતાને વહાણુ શંકમંદ હોવાની ભ્રાંતિ પડી. આથી એણે પહેલા માણસને બોલાવી વહાણની પાકી ખાત્રી કરવા સૂચવ્યું. પહેલા માણસે પાંચ મિનિટ સુધી દૂરથી નાના ધાબા જેવા જણાતા વહાણની આકૃતિ ઉપર બારીકીથી નિરીક્ષણ કરી, પોતાનું માથું ધુણાવી, શકમંદ વહાણુ હોવાની માન્યતા જાહેર કરી.

આ સમયે નેપોલિયનનો મોટો મુજારો આખા યુરોપ ઉપર હતો નેપોલીઅને સ્પેન, હોલાન્ડ, બેલ્જીયમ, ડેન્માર્ક, પોર્ટુગલ, વગેરે દેશોને જિતી લીધાં હતા હમણા જેવી રીતે હિટલરના જર્મન સૈન્યોએ યુરોપનો દિગ્વિજય કર્યો છે, તે પ્રમાણે નેપોલીઅનના ફ્રેંચ સૈન્યોએ યુરોપનો જય કર્યો હતો માત્ર એકલા અગ્રેજો એની સામે ટક્કર ઝીલી રહ્યા હતા ચારે તરફથી નેપોલિયનના વિજયોના સમાચારો આવતા હતા પરંતુ છેલ્લા બસો વરસો થયાં સમુદ્ર ઉપર અગ્રેજોનો ડંકો વાગ્યો આવે છે, તે પ્રમાણે નેપોલિયનને અંગ્રેજ એડમીરલ નેલસને મોટા પરાજયો સમુદ્રયુદ્ધમા આપ્યા હતા અગ્રેજોને માટે એ ખૂબ નિરાશાભરેલો સમય હતો હિન્દમા અગ્રેજોની સામે ટીપુના સૈન્યો લડતા હતા

દરિયો શાન્ત પડયો હતો કપ્તાન ગ્રાન્ટે જોયુ કે હવા બીલકુલ નહોતી વહાણના સઢો ઢીલા થઇ પડ્યા હતા. નાસી જવુ એ અસંભવિત હતુ વહાણ શાન્ત ચાલે વધ્યુ જતુ હતુ બીજુ વહાણ વધારે ગતિ અને વેગ ધરાવતુ હતુ ધીમે ધીમે એની આકૃતિ ચોખ્ખી દેખાવા માંડી એના ઉપર ફ્રાન્સનો લીલીનો વાવટો હવે અનુભવી કપ્તાને ઓળખી લીધો આગતુક વહાણનો આકાર મનવાર જેવો હતો ફ્રેંચ મનવાર નજદીક આવી ૪૮ તોપોની એ મનવાર સાથે લડવુ, એ આ ૭ તોપોવાળા વેપારી વહાણ માટે તદ્દન અસંભવિત હતુ ફ્રેંચ મનવારની લાંબી તોપો આ વેપારી વહાણના દૂર ઉભે ફુરચા ઊડાડી દે તો તે બની શકે તેમ હતું ફ્રેંચ કેપ્ટને એક તોપ ફોડી, ગોળો બ્રન્સવીકની નજદિક આવી સાગરમાં પડયો એ ચેતવણી માટે તોપ ફોડાઇ હતી કપ્તાન ગ્રાંટે તરત શરણે આવવાનો સફેદ વાવટો ચઢાવ્યો

મનવારોમાથી બે મોટી હોડીઓ ઉતારવામા આવી ફ્રેંચ કપ્તાન બ્રન્સવીકમા આવ્યો એણે તરત એક અમલદાર અને થોડા ખલાસીઓને મનવાર ઉપરથી મગાવી, બ્રન્સવીકનો કબજો લીધો કપ્તાન, ખલાસીઓ અને પસેન્જરોને કેદીઓ બનાવી, મનવાર ઉપર લઈ ગયા મનવારે કેપ તરફનો રસ્તો લીધો જમશેદજીને પણ કેદ કરવામા આવ્યા એમના સામાનની સાથે રેશમના તાકા, ચોખાની થોડી ગુણીઓ અને દારૂની પેટી હતી ફ્રેંચ અધિકારીઓએ આ સર્વે જપ્ત કર્યાં માત્ર વસ્ત્રોની પેટી જમશેદજીને સોંપાઇ જમશેદજીએ એક પત્રમા પોતાની મુશ્કેલીઓનુ વર્ણન એક કાગળમા નીચે મુજબ જણાવ્યુ હતુ

"અમે બહુ જ શોક અને નિરાશામા ગરક થયા હતા. ફ્રેંચ કપ્તાને જ્યારે અમને પકડયા ત્યારે અમને હોડીમાં સીલોનના કોઈ બન્દરે મોકલી દેવાની વિનતિ અમે કરી પરતુ કપ્તાને અમને મોરીસ ખાતે ઉતારવા અને અમારો માલ પાછો સોપવાની ખાત્રી આપી બીજે દિવસે આખા કાફલાનો સેનાધ્યક્ષ અમારા વહાણ ઉપર આવ્યો અમે મુસાફરીઓએ આ ઉચ્ચ અધિકારી પાસે જઈ અમારો માલ અપાવવા વિનતિ કરી એણે અમને કહ્યુ કે તમારી ખાનાખોરાકીની વસ્તુઓ તમને પાછી મળશે પરતુ વેપારની વસ્તુઓ અમે જપ્ત કરીશુ અમારી એવી વસ્તુઓ મનવાર ઉપર લાવવામા આવી"

મનવાર ઉપર ફ્રેંચ કપ્તાને જમશેદજીના રેશમના તાકા અને દારૂની પેટી જપ્ત કરી લીધા કાફલાના મહાન અધિકારીની આજ્ઞાનો આ રીતે ભંગ થયો ચોખાની ગુણીઓ પણ પોતાને લઈ લીધી કપ્તાને તેમને કેપ ખાતે ઉતારી દીધા આ સમયે ૯૭ કેપ કોલોની વલંદા સરકારના કબજામાં હતી પોર્ટુગીઝો અને વલંદાઓ (ડચો) અંગ્રેજોની પહેલા નાના નાના વહાણોમાં બેસીને સાગર ખેડી વેપાર જમાવવા નીકળી પડયા હતા એ સમયે

તજ, લવીંગ, સુંઠ, એલચી, મરચાં, મરી, કોપરાં. વગેરે પદાર્થો યુરોપમાં ધનવાનને જ માત્ર મળી શકતાં હતાં. હિન્દના રેશમ, જરીકામ, હાથીદાંતનું કામ, અતિશય શોભાયમાન છીંટો, કીનખાબ અને કેલીકો કાપડ પણ યુરોપના ધનવાનોને માટે ભારે આકર્ષણ સ્વરૂપ હતાં. એ સમયે યુરોપમાં કાંઇ હુન્નરઉદ્યોગ નહોતા. કળાકારીગીરીની વસ્તુઓ બધી પૂર્વમાંથી આયાત કરાતી હતી. વેપારના માટે નીકળેલા વલંદા અને પોર્ટુગીઝો દેશીઓને ભરમાવી, કુસંપ કરાવી અનેક પ્રકારના જમીનના હક્કો મેળવવા માંડયા. ધીમે ધીમે તેઓએ સંસ્થાનો વસાવવા માંડયા.

આજે ૨૫૦–૩૦૦ વરસો પહેલાં બધાં સંસ્થાનો વલંદા અને પોર્ટુગીઝોએ જ વસાવ્યાં અને મેળવ્યાં હતાં. એમની ભારે સમૃદ્ધિ જોઈ, અંગ્રેજો એમની પાછળ જાગ્યા. એઓ પણ વેપાર કરી સમૃદ્ધિ મેળવવા પૂર્વ તરફના સાગરોમાં ઘુમવા લાગ્યા. અહીં એમને પોર્ટુગીઝો અને ડચ લોકોના સાથે મોટું સંઘર્ષણ થયુ. જમીનનાં અને દરિયાઈ અનેક યુધ્ધો થયાં. તેમાં જયપરાજય ઘણા સમય સુધી બંને પક્ષોને મળ્યા. પાછળથી ફ્રેંચોનાં વહાણો પણ વેપાર અને સમૃદ્ધિના લોભે આવ્યાં. ત્રણે પ્રજાઓ વચ્ચે મોટી હરિફાઈ ચાલી. અંગ્રેજોમાં મક્કમ રહેવાનો અને છેક સુધી લડી લેવાનો કુદરતી ગુણ છે. ફના થવું, પણ કાર્યમાં વિજય મેળવવો, એ એમનો જીવનમંત્ર છે. હારો, પરાજયો એમને નાહિમત બનાવી શકતાં નથી. દુઃખો એમને ધ્યેયમાંથી ચળાવી શકતાં નથી. આ ગુણોને લીધે બધી પ્રજાઓમાં અંગ્રેજો હરીફાઇમાં જિત્યા. પૂર્વમા મોટું સામ્રાજ્ય એમને મળ્યું.

જમશેદજીને ફ્રેંચ કપ્તાને ત્રણ લુગડાંભેર કેપમાં ઉતારી દીધા. જમશેદજી અને તેના સાથીઓની સ્થિતિ ઘણી દુર્દશાભરેલી થઈ પડી. ભાષા જાણે નહી, પાસે પૈસો નહીં, ઓળખાણ નહી, લાગવગ નહીં. અજાણ્યા પ્રદેશમાં સાધનો રહિત આ લોકો ભીખ માંગવાની હદ સુધી પતન પામ્યા. અહીં એમને એમના ભલા કપ્તાન ગ્રાટે ખૂબ મદદ કરી. એણે બ્રિટિશ એલચી પાસે લઈ જઇ ઉતરવાનો બંદોબસ્ત કરી આપ્યો. એમને સધીઆરો આપી, દુઃખ સહન કરી લેવા વિનવ્યા. આ સમયે કેપમાં ભારે દુકાળ ચાલતો હતો. ખાવાની સર્વે સામગ્રીઓની ભારે અછત હતી. ચોખાની તો મોટી અછત હતી. વ્યક્તિ દીઠ માત્ર અર્ધો રતલ ચોખા અને બાકી ઘેટાનું અને વાદરાનું માંસ મળતાં હતાં. જમશેદજી પોતાના રસ્તામાં મનવારના કપ્તાનના હાથે પડેલા દુઃખોનું વર્ણન એક કાગળમાં કરતાં જણાવે છેઃ—

"મનવાર માડાગાસ્કર (આફ્રિકાના ફ્રેંચ સંસ્થાન) તરફ જતી હતી. અમો બહુ જ દુર્દશા ભોગવતા હતા. મનવારના ખલાસીઓ અમારી ખૂબ પજવણી કરતા હતા. કોઈએ કપ્તાનને જઈ, અમારી વિરૂધ્ધ ખોટી ભભેરણી કરી. કપ્તાને વગર તપાસે વાત સાચી માની. અમે એની વિરૂધ્ધ કાવત્રુ કરતા હતા, એવો શક લઇ ગયો. એણે અમને બેડીઓ પહેરાવી. પરતુ એક અંગ્રેજ ફ્રેંચ ભાષા સારી રીતે બોલી જાણતો હતો, એણે કપ્તાનને સમજાવી એનો ભ્રમ દૂર કર્યો, અને અમને છોડી મૂકાવ્યા. પરતુ રસ્તામાં ખૂબ દુઃખો અમને અનુભવવાં પડયાં. કપ્તાને અમારી સખ્ત ઝડતી લીધી, પરંતુ કાઇ હથિયારો અમારી પાસેથી નીકળ્યાં નહીં."

કેપથી એઓ સીસાન્ટીલઝ આવ્યા. હિન્દ ખાતે એક વહાણ જાય છે એવી એમને માહિતી મળી હતી. એટલે એઓ આ બંદરે આવી પહોંચ્યા આ સ્થળે એઓને એક ડેનીસ વહાણના કપ્તાન સાથે મુલાકાત થઇ. એ બગાળ તરફ તરત હંકારવાનો હતો. આ દુઃખી માણસોએ કપ્તાનને વિનંતિ કરી, પોતાને સાથે લઈ જવા આગ્રહ કર્યો. પરંતુ કપ્તાને ચોખ્ખી

ના સંભળાવી દીધી જમશેદજીએ છેવટે ખલાસી તરીકે કામ કરી, બંગાળ પહોંચાડવા વિનંતિ કરી પરંતુ તે પણ કપ્તાને સ્વીકારી નહીં જમશેદજી નિરાશ થયા

કેટલીક ડચ મહિલાઓ સાથે જમશેદજીને ઓળખાણ થયું સાદા, સીધા, મધુર વાણી બોલનાર અને પ્રસન્ન મુખમુદ્રાવાળા જમશેદજીના ઉપર એમને અનુકંપા થઈ એમણે એને કેપ ખાતે ખૂબ સત્કાર આપ્યો આ મહિલાઓ પણ એ જ વહાણમાં બંગાળ જવાવાળી હતી કપ્તાન ગ્રાંટ પણ ત્યાં એમના તેડાવ્યાથી આવ્યા હતા આ સર્વે મળીને ડેનીસ કપ્તાનને ખુબ વિનવી સમજાવ્યો આ સર્વેની મદદથી જમશેદજીની મુંબઈની હુંડી વટાવવાની ગોઠવણ થઈ કપ્તાનને રૂ ૧૬૦૦) ઠેરાવીને પ્રવાસ કરવાની મંજુરી મેળવી લીધી જમશેદજી વહાણમાં ચઢયા એક ખુણામાં ખુલ્લા તુતક ઉપર એમને જગ્યા મળી એમની પાસે પૂરૂ ઓઢવાનું પણ હતું નહીં તુતક ઉપર હમેશા દરિયાના પાણીની છાંટથી વારંવાર ભીંજાઇ જવાતું હતું કપ્તાન ગ્રાંટની ભલામણથી ૦।। કોથળો ચોખા અતિ મોંઘે ભાવે લઇ જમશેદજીએ સાથે રાખ્યા હતા

જમશેદજીને રસ્તામાં મુશ્કેલીઓ અને હાડમારીઓનો ભારે અનુભવ થયો વહાણના કપ્તાને કલકત્તા પહોંચાડવા માટે ૧૬૦૦ રૂપિયા જેટલી મોટી રકમ લીધી હતી, પરન્તુ સગવડો કાંઇ આપી નહીં, ખાવાને માટે સવાર અને સાંજ એક એક બીસ્કુટ માત્ર મળતી હતી કયારેક થોડો ભાત મળતો હતો આથી જમશેદજીએ કેપ્ટન ગ્રાંટની ભલામણથી ૦।। કોથળો ચોખા સાથે લીધા હતા તેથી એમને ઘણી સગવડ થઈ ગઈ પ્રવાસ આગળ વધ્યો તેમ એમની મુશ્કેલીઓ વધી મીઠું પાણી ખૂટી પડયું આખા દિવસમાં માત્ર બેત્રણ ગ્લાસ પાણી મળતું હતું બપોર ગરમીને વખતે ખૂબ તરસ લાગતી હતી તે વખતે પાણી પાણીની બૂમ પડતી હતી વહાણને રસ્તામાં ઘણો સમય લાગ્યો હતો હાડમારીઓનો પાર નહોતો જમશેદજી છેવટે કલકત્તે પહોંચ્યા ડેનીશ વહાણના બદમાશ, સખ્ત કપ્તાનને નવગજના નમસ્કાર કર્યા

જમશેદજી મુંબઈ આવ્યા એમણે સૌ મુડી ખોઇ હતી મુફલીસ હાલતમાં આવીને સસરાને મળ્યા, કુટુંબને મળ્યા પરન્તુ એમના માટે બીજી આફત તૈયાર હતી મુંબઇના કોટના મહોલ્લામાં ભયંકર આગ લાગી રહેવાના ઘરો, વખારો, માલ, સામાન, વેચવાની ચીજો, ચોપડા સૌ બળી ગયું કોટના લત્તાનો ૦।।। ભાગ નાશ પામ્યો જમશેદજીના સસરાને પણ સખ્ત નુકશાન આગથી થયું એ પણ ખાલી જેવા થઈ ગયા

"જમશેદજી હવે શું કરશું?"

"મારે તો ચીન જવું છે હું ત્યાં ધંધો કરીશ"

"આટલી હાડમારીઓ ભોગવ્યા પછી પણ? ફરીથી વિચાર કરો"

"મારૂં અન્નજળ તો ત્યાં છે મને અહીં ગોઠતું નથી હું જરૂર જઇશ"

"પણ મુડી કયાં છે? મુડી વગર વેપાર અશક્ય છે"

"આપણી શાખ સારી છે વેપારીઓ આપણને પ્રામાણિક અને સાચા નિષ્ઠાવાન તરીકે ઓળખે છે મુડીદારો ખુશીથી ધીરશે" (ક્રમશ:)

# ગૂજરાતના મધ્યકાલીન ઇતિહાસની કેટલીક સાધનસામગ્રી

[ સંપાદક : શ્રી. ભોગીલાલ જ. સાંડેસરા ]

ગૂજરાતના મધ્યકાલીન ઇતિહાસની જેવી અને જેટલી સાધનસામગ્રી મળે છે, તેવી અને તેટલી હિન્દના બીજા કોઈ પ્રાન્તના ઇતિહાસની મળતી નથી; અને તેથી જ ગૂજરાતનો ઇતિહાસ મુકાબલે વધુ સીલસીલાબંધ અને વિસ્તૃત પ્રમાણમાં મળી આવે છે. શિલાલેખો, તામ્રપત્રો અને પ્રાચીન પ્રબન્ધો એ આપણા ઇતિહાસનાં મુખ્ય સાધનો છે. પ્રબન્ધાત્મક સાધનોમાં સંસ્કૃત, પ્રાકૃત અને પ્રાચીન ગૂજરાતીમાં લખાયેલા ઐતિહાસિક વ્યક્તિઓ કે પ્રસંગો વિષેના અનેક નાના મોટા ગ્રન્થોનો, તેમ જ જૈન અને જૈનેતર પ્રાચીન પુસ્તકસંગ્રહમાંથી મળી આવતી ઐતિહાસિક વિષયોને લગતી અનેક પ્રકીર્ણ–પ્રસિદ્ધ તેમ જ અપ્રસિદ્ધ–હાથપ્રતોનો સમાવેશ થઈ જાય છે.

ગૂજરાતનો રાજકીય ઇતિહાસ–મુખ્ય મુખ્ય પ્રશ્નો તરફ નજર કરીએ તો–લગભગ અવિચ્છિન્ન સ્વરૂપમાં આપણે તૈયાર કરી શકીએ. જો કે એ ઇતિહાસના અનેક અનુષંગી મુદ્દાઓનો નિર્ણય થવાનો હજી બાકી છે, પરન્તુ પ્રાચીન અને મધ્યકાલીન ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસનું સાંગોપાંગ સંશોધન હજી થયું નથી અને ગૂજરાતના સમગ્ર રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસને આવરી લેતો એક અદ્યતન આકરગ્રન્થ આપણે ત્યાં હજી હવે તૈયાર થવાનો છે.

એટલે ગૂજરાતના પ્રાચીન પુસ્તક ભંડારોમાં જે અનેકવિધ ઐતિહાસિક સાધનો હજી અપ્રસિદ્ધ પડયાં છે તે ઇતિહાસના સંશોધનમાં અને અનેક ચર્ચાસ્પદ કોયડાઓનો ઉકેલ લાવવામાં મદદગાર થઈ પડે તેમ છે. સ્વતંત્ર ગ્રન્થો જ નહીં, પણ પ્રકીર્ણ–રદ્દી પાનાંઓમાંથી પણ અનેકવિધ માહિતી મળી આવવાનો સંભવ રહે છે; કેમકે ખૂણેખાંચરેથી મળી આવેલો એકાદ ઉલ્લેખ પણ કેટલીક વાર ઇતિહાસ ઉપર અદ્ભુત પ્રકાશ ફેંકે છે. બીજું કંઈ નહીં તો પણ આવાં સાધનો લગભગ દરેક વખતે તુલનાત્મક અભ્યાસમાં તો મદદગાર થાય છે જ. આ દૃષ્ટિએ, છ છૂટક હસ્તલિખિત પાનાં યોગ્ય રીતે સંપાદિત કરીને અહીં રજુ કર્યાં છે.

આ છયે હસ્તલિખિત પાનાંઓ મને પ્રાચીન ગ્રન્થોના સુપ્રસિદ્ધ સંગ્રાહક અને સંરક્ષક પ્રવર્તક મુનિશ્રી કાન્તિવિજયજી પાસેથી પાટણમાં એપ્રિલ ૧૯૩૯માં હૈમ સારસ્વત સત્રની ઉજવણી થઈ તે સમયે મળેલાં હતાં. એ પૈકી પહેલાં ચાર પાનાંઓમાં ગૂજરાતના રાજાઓની વંશાવળી આપેલી છે. શ્રી ફાર્બસ સભા તરફથી પ્રસિદ્ધ થએલ "ગૂજરાતનાં ઐતિહાસિક સાધનો" ભાગ ૧–૨ એ પુસ્તકમાં તે સભાના સંગ્રહમાંની પ્રાચીન પ્રતો ઉપરથી એક કરતાં વધારે રાજવંશાવળીઓ આપેલી છે. કેટલાંક વર્ષ ઉપર "જૈનયુગ" માસિકમાં એક રાજવંશાવળી પ્રસિદ્ધ થઈ હતી તેમજ શ્રી. કનૈયાલાલ ભાઈશંકર દવેએ લગભગ સત્તરમા શતક જેટલી પ્રાચીન એક વંશાવળી 'પ્રસ્થાન'માં તથા હમણાં બીજી બે

કુમારપાલ પછીના રાજાઓના રાજ્યકાળમાં થોડોક ગોટાળો છે. અજયપાળે માત્ર ત્રણ વર્ષ રાજ્ય કર્યું હતું. તેના બદલે રાજાવલીમાં ૭ વર્ષ આપ્યાં છે. આથી તેની પછી ગાદીએ આવનાર બાલ મૂળરાજના રાજ્યકાળમાં વર્ષની સંખ્યા સાચી હોવા છતાં જે સાલો આપી છે તે દેખીતી રીતે જ હોવી જોઇએ તે કરતાં ત્રણ વર્ષ આગળ છે. ભીમદેવની પછી ત્રિભુવનપાળનું નામ આપ્યું નથી, તેમજ વીરધવલનો રાજ્યકાળ ઠેઠ તેરમા શતકના છેલ્લા ચરણમાં હોવો જોઈએ, તેને બદલે તેના રાજ્યાભિષેકની સાલ સં. ૧૨૨૭ આપી છે.

સૌરાષ્ટ્રના સઉસર નામના રાજા સાથે કુમારપાલના લશ્કરને યુદ્ધ થયું હતું, તેમાં ઉદયન મંત્રી મરણતોલ ઘાયલ થયો હતો અને મરણ પામ્યો હતો, તેના બદલે ઉદયનનો પુત્ર આંબડ મરણ પામ્યો હતો એમ રાજાવલી નોંધે છે, તે ભૂલ છે.

જૈન ઐતિહાસિક સાધનોને સંબંધ છે ત્યાં સુધી આ રાજાવલીનો લેખક ઠીક ઠીક માહિતી ધરાવતો હતો એ જણાઈ આવે છે. આથી ૦૪ ગોલંખીવંશના મૂલરાજથી માંડી ભીમદેવ બીજા સુધીના રાજાઓની તેણે આપેલી સાલવારી શુદ્ધપ્રાય: છે.

(૨) પાનાની એક જ બાજુએ જૈન મરોડની દેવનગરી લિપિમાં આ રાજવંશાવલી લખી છે. બીજી બાજુએ કેટલાક જૈન ગચ્છોની સ્થાપનાને લગતી પાંચ પ્રાકૃત ગાથાઓ તથા વૈદ્યકને લગતા ચાર સંસ્કૃત શ્લોકો આપ્યા છે, પણ તે અત્રે અપ્રસ્તુત હોઈ ઉતાર્યા નથી. લિપિ જોતાં આ પાનું સોળમા શતકના અંતમાં લખાયું હોઇ શકે. संप्रति २६ सहस्र-नवप्रासादकारयिता સુધીનું લખાણ એક હાથે અને ત્યાર પછીનું બીજા હાથે લખાએલું છે. સં. ૧૫૮૭માં મંત્રી કર્માએ શત્રુંજયનો ઉદ્ધાર કરાવ્યો ત્યાં સુધીની હકીકત કોઈએ રાજાવલીને અદ્યતન બનાવવાની દૃષ્ટિએ લખી હશે. નં. ૧ વાળું તેમજ આ પાનું એક જ માણસના કબજામાં હશે, કેમકે આમાં પણ આગળના પાનાની જેમ "રાજાઓની રાજ્યની વંશાવલી" એ પ્રમાણે એકસરખા જ અણઘડ અક્ષરોમાં નોંધ કરેલી છે. આ પત્રની ભાષા પણ ભ્રષ્ટ સંસ્કૃત છે.

આમાં આપેલી ચાવડાઓની વંશાવળી અંશતઃ 'કુમારપાલપ્રબન્ધ' અને 'રત્નમાલ'ને અનુસરે છે. સોલંકી રાજાઓના સંવતો શુદ્ધ છે; વાઘેલાઓના રાજ્યકાળનાં માત્ર વર્ષો જ આપ્યાં છે, સાલ આપી નથી. કદાચ એ સંબંધમાં રાજાવલી લખનારને પોતાને જ ચોક્કસ માહિતી નહીં હોય.

આબુ ઉપર વિમલવસતિનો લાલા અને વીજડ એ પિતરાઈ ભાઇઓએ સં. ૧૩૭૧માં ઉદ્ધાર કર્યો, એમ રાજાવલી નોંધે છે, પણ આ ઉદ્ધારની ખરી સાલ સં. ૧૩૭૮ છે (જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ. ૪૨૮). પાટણના રાજા સારંગદેવના માંડલિકોનાં જે નામો આપ્યાં છે તે અન્ય ઐતિહાસિક સાધનો સાથે સરખાવી જોતાં સાચાં માલુમ પડે છે.

માધવની ભાભી પદ્મિનીના અપહરણને કારણે માધવ ગૂજરાતમાં મુસલમાનોને લાવ્યો, એમ રાજાવલીકાર નોંધે છે. રાજાવલી સોળમા શતકના અંતભાગમાં લખાયેલી હોવી જોઇએ, તે આપણે આગળ જોયું. હવે સોળમા શતકના આરંભમાં 'કાન્હડદેપ્રબન્ધ'કાર પદ્મનાભે માધવને કર્ણ રાજાએ રિસાવ્યો તેથી તે મુસલમાનોને લાવ્યો એમ મોઘમ લખ્યું છે, પણ કર્ણના પદ્મિની સાથેના દુરાચારની વાત જણાવી નથી. પરન્તુ રાજાવલીકાર તે વાત નોંધે છે તે ઉપરની લાગે છે કે સોળમા શતકના અંત સુધીમાં કર્ણના દુશ્ચરિતની વાર્તા

પ્રચલિત થઇ ગઈ હોવી જોઇએ ઐતિહાસિક દૃષ્ટિએ માધવ મુસ્લિમોને તેડી લાવ્યો એ સત્ય હકીકત છે, પણ કર્ણ રાજાના દુશ્ચરિતને લગતી વાર્તાઓ ઇતિહાસની કસોટીએ સાચી પૂરવાર થઇ શકી નથી, એ અહીં નોંધવુ પ્રસ્તુત થશે

અમદાવાદની સ્થાપના મ ૧૪૬૮ મા થઇ, એમ રાજાવલી નોંધે છે અમદાવાદ ઈ સ ૧૪૧૧ અથવા ૧૪૧૯ મા વસ્યાનું મનાય છે રાજાવલીની નોંધ મુજબ ઈ સ ૧૪૧૧ મા સ્થપાયાની માન્યતાને ટેકો મળે છે મત્રી કર્માએ શત્રુંજયનો જીર્ણોદ્ધાર કરાવ્યાની સાલ સં ૧૫૮૭ આપી છે તે બરાબર છે

(૩) લિપિ ઉપરથી આ પાનુ સત્તરમા શતકના અતમા લખાયુ હોય એમ લાગે છે ભાષા ભ્રષ્ટ સંસ્કૃત છે સ ૧૫૧૫ પછીની હકીકત કોઇએ પાછળથી ઉમેરી હશે, એ હસ્તાક્ષરના તફાવત ઉપરથી જોઈ શકાય છે

ચાવડાઓની વશાવલી બાબતમા આ રાજાવલી 'વિચારશ્રેણિ'ને ઘણે અંશે અનુસરે છે, પણ એ અનુસરણમા એક વિચિત્ર ભૂલ થઇ ગઈ છે અને તે એ કે 'વિચારશ્રેણિ'મા જે વર્ષ જે રાજાના રાજ્યકાળના અતનું આપ્યુ છે તેજ વર્ષ આ રાજાવલીના લેખકે તેજ રાજાના રાજ્યકાળના આરભનુ ગણી લીધુ છે! દાખલા તરીકે, 'વિચારશ્રેણિ'મા યોગરાજે સ ૮૮૧ થી ૮૯૧ સુધી રાજ્ય કર્યું એમ લખ્યુ છે તેના બદલે રાજાવલીકારે યોગરાજ સ ૮૯૧ મા ગાદીએ બેઠો એમ જણાવ્યુ છે, અને રત્નાદિત્યે સ ૮૯૧ થી ૮૯૪ સુધી રાજ્ય કર્યું એમ 'વિચારશ્રેણિ' લખે છે તેને ઠેકાણે રાજાવલીકાર નોંધે છે કે રત્નાદિત્ય સ ૮૯૪ મા ગાદીએ આવ્યો! 'વિચારશ્રેણિ' પ્રમાણે ચાવડાઓના રાજ્યનો સ ૧૦૧૭ મા અત આવ્યો અને તે જ વર્ષમા મૂલરાજ ગાદીએ આવ્યો રાજાવલી પણ તેનેજ અનુસરીને મૂલરાજના રાજ્યકાળના આરભનું વર્ષ સ ૧૦૧૭ આપે છે, પણ ચાવડાવંશનો છેલ્લો રાજા આહડ પણ તે જ વર્ષમાં ગાદીએ બેઠો, એમ તે અગાઉ જ નોંધે છે તે ઉપરથી તેની અક્કલ વગર નકલ કરવાની વૃત્તિ ઉઘાડી પડી જાય છે જો કે મૂલરાજના રાજ્યાભિષેકનુ વર્ષ તો સ ૯૯૮ જ નિર્વિવાદ છે

સોલકી વશાવલી સબધમા પણ રાજાવલી વિચારશ્રેણિ'ને જ અનુસરે છે 'વિચારશ્રેણિ' ની જેમ રાજાવલીકારે પણ મૂલરાજની પછી ચામુડનું નામ નહીં આપતા વલ્લભરાજથી શરૂઆત કરી છે 'વિચારશ્રેણિ'મા ભીમદેવના રાજ્યકાળના આરભનું વર્ષ સ ૧૦૭૮ માં આપ્યુ છે, પણ રાજાવલીમા સ ૧૧૦૮ માં આપ્યુ છે તે ભૂલ છે મુસ્લિમોની સવારીનું વર્ષ 'વિચારશ્રેણિ' મા ૧૩૬૦ મા આપ્યુ છે, જ્યારે રાજાવલીમા સં ૧૩૬૧ આપ્યુ છે સ ૧૩૦૦ મા વીરધવલ થયો એમ લખ્યુ છે તે પણ બરાબર નથી, કેમ કે સ ૧૨૯૫ મા વીરધવલનું મરણ થયુ હતુ વીસલદેવ સ ૧૩૦૦ માં ગાદીએ બેઠો હતો, તેને બદલે રાજાવલી સ ૧૩૧૩ ની સાલ આપે છે આટલા ફેરફારને અને ભૂલચૂકને બાદ કરીએ તો ગૂજરાતના હિંદુ રાજાઓની બાબતમાં આ રાજાવલી 'વિચારશ્રેણિ' ની કેટલેક સ્થળે તો શબ્દશ નકલ છે

આ રાજાવલીના લેખકને તો સાલવારીના સત્યાસત્ય માટે ઝાઝી દરકાર હોય એમ લાગતુ નથી મુસ્લીમ બાદશાહોની જે સાલવારી આપવામા આવી છે તેમા કેટલીક ભૂલો છે અને ક્યાંક પૂર્વાપરવિરોધ પણ છે

(૪) આ પાનું પણ સત્તરમા શતકની અધવચનું હોય એમ લાગે છે. ભાષા ભ્રષ્ટ સસ્કૃત અને મધ્યકાલીન ગૂજરાતીનું મિશ્રણ છે. એમાં પાટણની સ્થાપનાની કુંડળી આપેલી છે. પાટણની સ્થાપનાને લગતી બીજી પણ કુંડળીઓ મળેલી છે. જૂના તેમજ નવા પાટણની કુંડળીઓ મને મળેલી તે અમદાવાદમાં બારમા સાહિત્ય સંમેલનમાં 'જૂના તથા નવા પાટણની સ્થાપનાનો સમય' એ લેખમાં મેં રજુ કરી હતી તથા તેવી બીજી એક કુંડળી શ્રી. કનૈયાલાલ ભાઈશંકર દવેએ એ જ સંમેલનમાં રજુ થયેલા 'ગુર્જરેશ્વરોનું પાટનગર અણહિલપુર' એ નામના લેખમાં આપેલી છે. પાટણની સ્થાપનાની તિથિ વિષે ઘણી ચર્ચા થઇ છે (જુઓ ઉપર્યુક્ત બે લેખો તેમજ 'કાન્તમાલા' માં શ્રી. રામલાલ મોદીનો લેખ 'પાટણની સ્થાપના'), કેટલાક ગ્રન્થોમાં આપેલાં તિથિ-વાર પણ ખોટાં પડયાં છે; પરન્તુ ઘણાખરા ગ્રન્થો અને પ્રબન્ધોમાંના ઉલ્લેખો, સ્થાનિક લોકપરંપરા તથા ગણિત એ સૌના આધારે પાટણની સ્થાપનાની તિથિ વૈશાખ સુદ ત્રીજ ને મંગળવાર ગણી શકાય.

આ પાનામા ચાવડાઓની જે વંશાવલી આપવામાં આપી છે તે 'પ્રબન્ધચિન્તામણિ', 'વિચારશ્રેણિ', 'ધર્મારણ્ય' અને 'રત્નમાલ' એ સૌથી જુદા પ્રકારની છે. ચાવડાઓના રાજ્યકાલનાં વર્ષો માટે પણ બીજા ગ્રન્થો ૧૯૬ સંખ્યા આપે છે, ત્યારે આ રાજવંશાવલી ૧૮૪ આપે છે. સં. ૯૩૮ થી ૯૫૮ સુધી રાજ્ય કરનાર રાજાનું નામ આમાં શ્રીગુંડ આપ્યું છે તે પણ બીજે કયાંય મળતું નથી. નામ વિચિત્ર લાગે છે. કદાચિત્ નકલ કરનાર લહિયાની ભૂલ ન હોય ?

મૂલરાજ સં. ૯૮૭ માં ગાદીએ આવ્યો, એમ લખ્યું છે તે વાસ્તવિક નથી. ત્યાર પછી પણ વલ્લભરાજ અને દુર્લભરાજનો જે રાજ્યકાળ આપવામાં આવ્યો છે તે બરાબર નથી. સિદ્ધરાજના પિતા કર્ણનો નામોલ્લેખ પણ નથી એ આશ્ચર્યજનક છે. પાટણનો દુર્ગ કયારે બંધાયો એ સંબંધમાં ચોક્કસ નોંધ કોઇ પ્રબન્ધકારે કરી હોય એમ જાણવામાં નથી. આપણો રાજવંશાવલીકાર સિદ્ધરાજના વખતમાં પાટણના દુર્ગની સ્થાપના થઈ એમ લખે છે, એ ખાસ ધ્યાન માંગી લે છે. સિદ્ધપુર પણ સિદ્ધરાજે વસાવ્યું, એમ રાજાવલી જણાવે છે, પણ શ્રીસ્થળ ક્ષેત્ર તો ઘણુ જૂનુ છે—માત્ર સિદ્ધરાજે તેને સિદ્ધપુર એવું નામ આપ્યું હતું. સિદ્ધરાજે રુદ્રમાલ તેમજ સહસ્રલિંગ કરાવ્યાં એમ રાજાવલી નોંધે છે. પરંતુ રુદ્રમાલ તો મૂળરાજે બંધાવ્યો હતો. સં. ૧૦૪૩ના તામ્રપત્રમાં શ્રીસ્થળના શ્રીરુદ્રમહાલય દેવને પૂજીને મૂળરાજે દાન આપ્યાની નોંધ છે. આમ છતાં સિદ્ધરાજે સરસ્વતીના કિનારે રુદ્રમહાલય બંધાવ્યો હતો, એમ તેના સમકાલીન હેમચન્દ્ર જ સંસ્કૃત 'દ્વયાશ્રય'ના પંદરમા સર્ગમાં લખે છે. શ્રી. કનૈયાલાલે 'પ્રસ્થાન'માં છપાવેલી રાજવંશાવલીમાં પણ એવી નોંધ છે તથા 'ગુજરાતનાં ઐતિહાસિક સાધનો'માં છાપેલાં કેટલાંક જૂનાં કવિતમાં પણ સિદ્ધરાજે રુદ્રમહાલય બધાવ્યાનો ઉલ્લેખ છે. એટલે મૂળરાજે રુદ્રમહાલય બંધાવેલો, પણ સિદ્ધરાજે તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો હશે એમ માનવું ઉચિત છે.

કુમારપાલ, અજયપાલ, બાલ મૂલરાજ તથા ભીમના રાજ્યકાળમાં રાજાવલીકારે બે ત્રણ વર્ષ આઘાંપાછાં આપ્યાં છે. વાઘેલાઓનો ક્રમ બરાબર છે, પણ જે સંવત આપ્યા છે તે સાવ ખોટા છે.

મુસ્લીમ સુલતાનોનો રાજ્યકાળ આપતાં આ રાજાવલીના લેખકે, બીજા લેખકોની

જેમજ ગાદીકાળનો તથા નામોનો ખૂબ ગોટાળો કરી મૂક્યો છે પણ સુલતાનોનો ગાદીકાળ તો સુનિશ્ચિત છે, એટલે એ બાબતી વિશેષ ચર્ચા અહીં કરી નથી

(૫) આ પાનું પણ સતરમા શતકના અધવચનું જણાય છે પાટણની સ્થાપના અંગે જ્યોતિષવિષયક સૂક્ષ્મ વિગતો તેમા આપી છે કોઈ જ્યોતિષીએ તે તપાસવાની જરૂર છે પાટણની તે કાળની સમૃદ્ધિની જે હકીકત અપાઈ છે તે તો સ્પષ્ટ રીતે કાલ્પનિક જ છે સ ૮૦૨ના વૈશાખ સુદ ત્રીજના દિવસે મગળવાર હતો, એમ ગણિત ઉપરથી જણાય છે, એટલે આમા રવિવાર આપ્યો છે તે ખોટો છે અમદાવાદની સ્થાપના વિશે પણ કઈક આવા પ્રકારની હકીકત મળી આવે છે, તે 'ગૂજરાતના ઐતિહાસિક સ ધનો'મા આપી છે

(૬) આ પાનું બહુ જૂનુ નથી સ ૧૮૦૦ અને ૧૯૦૦ ની વચ્ચે લખાયુ હોય તેવુ લાગે છે. તેમા જુદા જુદા શહેરો વસ્યાની સાલ તથા કેટલેક સ્થળે તે વસાવનારના નામ પણ આપ્યા છે અનેક દાખલાઓમા સાલ ખોટી અપાયેલી છે, પરન્તુ આ પાનાની ઉપયોગિતા એટલા પૂરતી જરૂર ખરી કે કેટલાક ગામો વિષે આ પ્રકારની વિગત બીજે ક્યાય મળતી નથી તે અહીંથી મળે છે સાતલપુર, સમી, ચદુર વડાલી (ઇડર પાસેનું) મહેસાણા, શખેશ્વર, વણોદ, ખેડબ્રહ્મા વગેરેની સ્થાપના વિષેની ચોક્કસ સાલ અહીંથી જ પહેલી વાર મળે છે લખાણ ભલે પ્રાચીન નથી, પણ તેની પાછળ ઓછેવત્તે અંશે પ્રાચીન પરપરા તો રહેલી હશે જ જે ગામો વિષે કઈક વિશેષ લખવા જેવુ છે અથવા જ્યા મૂળ પાનામા આવેલો સવત શંકાસ્પદ છે ત્યા પાદટિપ્પણમા સક્ષેપમા વિવેચન કરેલુ છે

( १ )

॥ श्रीवीराद्विक्रमवर्ष ४६६[1] मास १ दिन १५ विक्रमादित्यजन्मा ।

गुर्जरधरित्र्या वढीयारदेशे पचासरग्रामे चापोत्कटवशे झोलिकारूढ बाल श्रीशीलगुणसूरिणा दृष्टम् । तन्माता शलोञ्छवृत्ति कुर्वती समायाता । द्रव्य दत्वा विसृष्टा । अर्भको वीरमत्या प्रवर्तिन्या अर्पित वनराजाभिधा चक्रे पौढो जात आपेटक करोति चौर्य च । गुरुणा वारितोऽपि न तिष्ठति । साबाल्यो वणिग मिलितश्च । पुरस्थापना निमित्त चिन्ता । भरूआडपापडासुत अणहिलनामा मिलित । सूरा भू पृष्टो वनराजेन । तेन कथित यदि ममाभिधा पुरस्य दास्यथा तदा दर्शयिष्ये । तेन तथेति जगदे । शशकेन श्वा निष्कास्य तद् भूर्दर्शिता । तत्र पत्तन अणहिल्लाभिधानत कृतम् । गुरुणा जैनमन्त्रैर्वन-राजस्य राज्यपट्टाभिषेकश्चक्रे । सवत ८०२ वणराजपाट विक्रमत । वनराजस्य सर्वायु १०९ मास २ दिन २१ । वर्ष ६२ राज्य कृतम् ।

सवत ८६४ आषाढ सुदि १३ गुरौ अश्विनी नक्षत्रे सिंहलग्न-वहमाने वणराजसुतयोगराजस्य पाट वर्ष ३५ । योगराजपुत्रेण क्षेमराजेन देवपत्तने प्रवहण मुषित वीरा (?) दत्ता । तेन सुतदुष्कर्मणा हतो योगराज काष्टभक्ष कृत्वा मृत ।

सवत ८९९ क्षेमराजपाट वर्ष २५ राज्यम् ।

सवत ९२४ भूयडेन वर्ष २९ राज्य कृतम् ।

सवत ९५३ वैरसिंहपाट वर्ष २५ राज्य कृतम् ।

सवत ९७८ रत्नादित्यपाट वर्ष १५ राज्य कृतम् ।-

---

१ वीरनिर्वाण सवत अने विक्रम सवत वच्चे ४७० वर्षनो तफावत छे, एटले लखनारनी भूल छे, पण पाछळथी ४६६नी उपर ४७० लखीने कोइए ए भूल सुधारी छे

संवत ९९३ सामतसिंहपाट वर्ष ७ राज्यं कृतम् । पूर्वोक्त श्रीभूयडवंशे राज बीज दंडकनामानस्त्रयः सहोदराः सोमनाथं नमस्कृत्य अणहलपुरं गताः सामतसिंहेन लीलावतीनाम्नी स्वभगिनी राजनामक्षत्रियाय दत्ता । समीपस्थं नगरं दत्तम् । गर्भो बभूव । प्रसवसमये लीलादेवी मृता । उदरं विदार्य पुत्रो निस्कासितः । मूलनक्षत्रजातत्वात् मूलराज अभिधानं चक्रे । महातेजस्वी । सुरापानमत्तेन सामतसिंहेन स्वे राज्येऽभिषिच्यते । मूलराज्यं गतमदेनोत्थाप्यते । तदादि चाउडादानमुपहास्यतां गतम् । प्रत्यह ददाति । गृह्णाति च । मूलराजेन परिकरो वशीकृतः । मातुलं हत्वा राज्यमलंचक्रे।

संवत १००० मूलराजराज्यं वर्ष ५३ । सोमनाथः प्रत्यक्षवार्ता करोति । सन्मुख देवपत्तनात् अणहल्लपत्तने समेति । कुष्टाभिभूतो निजकर्मरागदूनोंगिनी (?) मरण साधितम् ।

संवत १०५३ चामुंडराजपाट वर्ष १३ राज्यं कृतम् ।

संवत १०६६ वल्लभराजेन मास ६ राज्यं कृतम् ।

संवत १०६६ सार्धम् । श्रीदुर्लभराज पाट वर्ष ११ मास ६ राज्यं कृतम् ।

संवत १०७८ श्रीभीमपाट ।

इतश्च मालवदेशे परमारवंशे श्रीहर्षनामा नृपति राजपाटिकयां गतः। सरकडमध्ये पतितं रूपपात्र कमपि बालक दृष्टं गृहीतं च । गृहे आगत्य देव्यै पुत्रवात्सल्याद्दत्तम् । मुजाभिधा चक्रे । तदनु अंगजो जातः । तस्य सीधल इति नाम कृतम् । परं मुंजोऽतीव वल्लभश्च । पट्टे मुजोऽभिषिक्तः । कथितं च त्व धर्मपुत्रः । हे मुज त्वया सीधलस्य वधो न कार्यः । श्रीहर्षो विपन्नः । तुल्यर्थमिति विचिन्त्य सीधलोऽन्धः कृतः । मुंजो राज्यलोभेन सीधलपुत्रान् हन्ति । क्रमेण भोजप्रभवः । पञ्चाशत्पं० । रुद्रादित्य प्रधानः । भोजबन्धादेशः । गुप्तो स्थाप्य हतः । कथितः । मान्धाता स मही० । भोजस्य धारं पाट ।

संवत १०७८ गूर्जरधरित्र्यां भीमेन राज्य कृतम् । वर्ष ४२ ।

संवत ११२० कर्णपट्टाभिषेक. । राज्यं वर्ष ३० । न(ज)यकेशनामा राजा तत्पुत्री मीणलदेवी कर्णेन परिणीता त्यक्ता च । कुरूपत्वात् । कुतोऽपि ग्रामात् डूबडी समागता गान कुर्वती । राज्ञा श्रुत्वा तस्यामनुरागो जातः । मुजालमन्त्रीबुद्धया मीणलदेव्या गर्भो बभूव । पुत्रो जातः । जयसिंहदेव नाम दत्तम् । पुत्रमुख विलोकिते पितुर्मरण भावीति जनश्रुतिः । त्रिवार्षिको जयसिंहः पितुर्सिंहासनमलंचक्रे । रममाणः कर्ण. पुत्रस्य जयसिंहस्य राज्यं दत्त्वा स्वयं आशापल्लिनिवासिनं लक्षखड्गाधिपं आशाभिधानं निहत्य कर्णावतीपुरं निवेशायत् । कर्णसरतडागम् । कोछरबाभिधदेवीप्रासादं कारयामास । श्रीकर्णेन पत्तने कर्णमेरुप्रासादः कारितः । उदयनप्रधानः । उदयनमन्त्रिणा कर्णावत्यामुदयनविहारः कारितः । उदयनस्य चत्वारः पुत्राः । बाहडदे आंबडदे चाहड भोल्ल ।

संवत ११५० सिद्धराजजयसिंहदेवपाट वर्ष ४९ राज्यं कृतम् ।

कुमारपालप्रबन्ध उच्यते । अणहलपुरपत्तने भीमराजा बुलदेवी पण्याङ्गना भोगाङ्गना कृता । भीमे रता । पुत्रो जातः । तस्याभिधानं हरपालदेवः । तत्पुत्रः त्रिभुवनपालः । तत्सुतः कुमारपालः । श्रीहेमसूरिणा कुमारपालस्य राज्यावसर उक्तः । संवत ११९९ कार्तिक सुदि २ रवौ हस्तनक्षत्रे भवत्पट्टाभिषेको यदि न भवति तदा मे जिह्वा संज्ञा । आंवडेन कौंकणदेसीओ मल्लिकार्जुनो जितः। शृंगारकोटि साडी १ माणिकु पछेडु १ पापपु हार १ सयोगसिद्धि सीप विषापहार १ हेमकुम्भ ३२ मूड ६ मोतीसेडु चतुर्दंती हस्ती १ [illegible] ढी सुवर्णमस्तकं मल्लिकार्जुनस्य कुमारपालाग्रे ढौकिताः । सुराष्ट्रदेशे सुंस [illegible] श्रीशत्रुंजयोद्धारश्चिन्तितः ।

तत्र वैरिणा हत । पुत्र बाहडदेवेन सवत १२११ उद्धार कारित । श्रीहेमसूरि आयु ८४ । गुरुणा कुमारपालस्योक्तम् । ममान्तत षण्मासान्ते विषात् तव मरणम् । कुमारपालेन वर्ष ३१ राज्य कृतम् ।

सवत १२३० अजयपालपाट वर्ष ६ राज्य कृतम् ।

सवत १२३६ बालमूलराजपाट वर्ष २ राज्य कृतम् ।

सवत १२३८ भीमो बभूव । वर्ष ६३ राज्य कृतम् ॥ सवत १३०१ ॥

सवत १२२७ वीरधवलराज्य बभूव । म० आसराज कुरादेवल्ल । पुत्र वस्तुपाल तेजपाल । विजयसेनसूरि कुलगुरु ।

इति राजान । राज्यसवत्सराङ्का ।

ढकपर्वते सिंहनामा राजपुत्र । तत्पुत्री भोपाला । सा वासुगीनागेन भुक्ता । पुत्रो जात नागार्जुन । स पित्रा नागेन पत्रफलसर्वौषधि भोजित नागार्जुनोत्पत्ति ॥ छ ॥ श्री ॥

( २ )

विक्रम ८०२ वर्षे वनराजेन पत्तनस्थापना चक्र । तद्राज्याभिषेकश्च । राज्य वर्ष ६० यावत् ।

वि ८६२ योगराजराज्य वर्ष ३५ ।

८९७ क्षेमराजराज्य वर्ष २५ ।

९२२ भूअडराज्य वर्ष २९ ।

९५१ वैरसिंहराज्य वर्ष २५ ।

९७६ रत्नादित्यराज्य वर्ष १५ ।

९९१ सामतसिंहराज्य वर्ष ७ ।

एते चाउडा राजान । एव वर्ष १९१ ।

९९८ वर्षे मूलराजराज्य वर्ष ५५ । सामतसिंहभगिनीलीलादेवीसुत म ।

१०५३ चामुडराजराज्य वर्ष १३ ।

१०६६ वल्लभराजराज्य मास ६ ।

१०६६ दुर्लभराजराज्य वर्ष ११ मास ६ ।

१०७८ भीमराज्य वर्ष ४२ । तदा मालवक मुजराज्यम् ।

११२० कर्णराज्य वर्ष ३० ।

११५० जयसिंहराज्य वर्ष ४९ ।

११९९ कुमारपालराज्य वर्ष ३१ ।

१२३० अजयपालराज्य वर्ष ३ मास १ दिन २८ ।

१२३३ बालमूलराजराज्य वर्ष २ मास १ दिन २४ ।

११३५ भीमदेवराज्य वर्ष ६३ मास ५ दिन २० ।

एव पत्तने ११ भूपाला । ३०० वर्ष मध्ये ।

तिहुणपालराज्य वर्ष २ दिन १२ ।

तदनन्तरमर्णोराजसुतलवणप्रसादसुतराणकवीरधवलराज्यम् ।

१२९५ लवणप्रसादराज्यम् ।

एतत्सुतो वीरधवलोऽनन्तर राज्य वर्ष १४ ।

तत्सुतवीसलदेवराज्यं वर्ष १८ मास ७ दिन ११

अर्जुनदेवराज्यं वर्ष १३ मास ७ दिन २३ ।
सारंगदेवराज्यं वर्ष २१ मास ८ ।
ततो ग्रहिलः कर्णः ।
एवं पत्तने २४ राजानः ।
म्लेच्छराज्यं १३४९ वर्षे ।

ततो उमादेवर कान्हडदेवे राज्य कुर्वति जावालिपुरे सं. १३६८ ज्ये. व. ५ म्लेच्छराज्ञा (१३)६९ विमलेन पित्तलबिंबस्यार्बुदे स्वकारितप्रासादे स्थापितस्य भङ्गः । १३७१ लालावीजडाभ्यां तत्रैव नव्यशैलमयबिम्बस्थापनम् ।

पत्तनराज्ञः ४ महाधराः । जावालिपुरे कान्हडदेवः । चित्रकूटे समरसिंहः । गोध्रपुरे गजराजा । चंद्रावत्यां प्रतापसिंहः । एते पत्तनस्थसारंगदेववारके । मं. वापनप्रधान । माधवेन गूर्जरत्रायां म्लेच्छा आनीता. ।

पाडलीपुरे नंदः । चंद्रगुप्तः । बिन्दुसारः । अशोकः । श्रीकुणालोऽन्धः ! संप्रतिः ३६ सहस्रनवीनप्रासादकारयिता ।

सं. १३५१ वर्षे स्वप्रजावतीपद्मिनीधूर्तिरुष्ट नागर मं. माधवप्रयोगात् यवनप्रभृति गूर्जरत्रायां सं. १३५४ वर्षे । दील्यां अलावदीन वर्ष १९ मास ६ राज्यकर्ता । ८४ छत्रपतिजेता । हमीरदेवो जितः । रणथंभरदुर्गो गृहीतः । तेन गूर्जरत्रायां उलूखानः प्रहितः । अलावदीनप्रभृतिभिः षड्भिः सुरत्राणैर्दिल्लि गूर्जरत्रा च भुक्ता ।

सं. १४५४ अहिमदः वर्ष ३२ । सं. १४६८ वर्षे वैशाख वदि ७ पुष्पार्के अहिमदावादस्थापना कृता ।

सं. १५१५ वर्षे महिमुद वेगड्ड वर्ष ५२ ! तेन पावकाचलजीर्णदुर्गो गृहीतौ ।
सं. १५८३ वर्षे बाहादरसाहिः ।
स. १५८७ वर्षे वैशाख वदि ६ रवौ दो० कर्माकेन शत्रुजयोद्धारः कृतः ।

( ३ )

संवत ८०२ वर्षे वैशाख सुदि २ सोमवारे रोहिणी नक्षत्रे चाउडावंशे श्रीवनराजेन श्रीअणहिल्लपुरस्थापना कृता ।

सं. ८९१ तत्पुत्र जोगराज. ।
सं. ८९४ श्री रत्नादित्यः ।
स. ९०५ वर्षे वैरसिंहः ।
स. ९४४ क्षेमराजः ।
सं. ९७१ चामुंडराजः ।
सं. १००६ तत्पुत्र घाघडः ।
स. १०१७ अड(?ह)ड राजा ।
इत्थ चाउडावंशे ९ (?) प्रीया सतेन राज्य कृतं (?) ।
तदनु चौलुक्यवंशोपवष्टि । तत् दौहित्र श्रीमूलराजः । सं. १०१७ श्रीमूलराजः
सं. १०५२ सुतवल्लभराजा ।
सं. १०६६ भ्रातृ दुर्लभराजा ।

एतत् ढीलीराज्यं निवृत्तम् । पश्चात् देशे राज्यं जातम् । एवं गूर्जरदेशे सं. १४६१ पा० दफरखान ।

सं. १४६७ पा० ततारखान मास १ राज्यं कृतम् ।

सं. १४६७ पा० अहिमद ।

सं. १४९९ पा० महिमूद ।

सं. १५०७ पा० कुतबदीन ।

सं. १५१५ दाउदखान दिन ७ ।

सं. १५१५ पा० महिमूद राज्यं करोति ।

सं. १५६८ वर्षे मार्गसिर सुदि ७ शुक्रे पा० मुदाफर राज्य करोति ।

सं. १५८२ चैत्रमासे पा० सिकंदर मास २ राज्यम् ।

स. १५८२ वर्षे ज्येष्टमासे पा० लघुमहिमूद मास २ राज्यम् ।

सं. १५८३ वर्षे श्रावणमासे पा० बाहादरराज्यम् ।

सं. १५९३ वर्षे चैत्रमासे पुनरपि लघुमहिमूद राज्यम् ।

( ४ )

॥ ई० ॥ श्रीविक्रमनिर्वाणात् संवत् ८०२ वर्षे वैशाष सुदि ३ रोहिणी नक्षत्रे मध्याह्नवेलायां विजयमुहूर्तजैनमन्त्रप्रभाविक तेन प्रमाणेन दिने दिने वृद्धिर्जाता । ततो अर्बुदाचलआसन्नलोकाः समागता वासिताः । ततो वनराजेन गूर्जरा निष्कासिताः । चाउडाराज्यं जातम् । वनराजेन वर्ष ६० मास ६ राज्यं कृतम् । १ ।

ततः सं. ८६२ वर्षे आषाढ सुदि ३ दिने गुरौ पुष्यनक्षत्रे वनराजपट्टे श्रीयोगराजः । राज्यं कृतं वर्ष १० यावत् । २ ।

ततः सवत् ८७२ वर्षे श्रावण सुदि ६ बुध हस्तनक्षत्रे श्रीरत्नादित्यः । राज्यं कृतं वर्ष १३ यावत् । ३ ।

श्रीपत्तनस्य जन्मकुडली




संवत ८८५ वर्षे कार्तिक सुदि १० रवौ (उ?)त्तरनक्षत्रे श्रीवयरसिंहराज्यं कृतं वर्ष ११ यावत् ।४।

संवत् ८९६ वर्षे ज्येष्ठ सुदि १३ शनौ षेमराजराज्यम् । वर्ष २९ यावत् । ५ ।

संवत ९२५ वर्षे आश्विन सुदि १ सोमे श्रीचामुंडराजराज्यं वर्ष १३ यावत् । ६ ।

संवत ९३८ वर्षे माघ वदि ३ भूमे श्रीगुंडराज्यं वर्ष २० यावत् । ७ ।

संवत ९५८ वर्षे पोष सुदि १० गुरौ भूयडराज्य वर्ष २८ यावत् । ८ ।

एवं कारइ चाउडाप्रिया ८ राज्यं ... १८४ मास ६ लगइ चाउडा राज्यम् ।

ततश्चोलस्वासी जाति शोलकी राजा श्रीजयतकर्ण गगापारात् यात्रार्थमागत । बहुशोलकी-परिवारपरिवृत । स तु चापोत्कटै विवाहितो वासितो जयतकर्णः । तस्य पुत्रा राजो बीजो देउ देकड एव चत्वार । तेषां भागिनेयोऽयोनिसभव । स ९८७ वर्षे श्रीमूलदेवसोलकी राजा तेन बालेन राज्य गृहीत । स्वय राज्ये निविष्ट । बाल्यावस्थायाम् । देवीसन्निधेन लोका वासिता परदेशीया । तेन वर्षे ५८ मास ६ राज्य कृतम् ।

स १०४५ वर्षे वैशाख सुदि ८ दिने श्रीचामुडराजराज्य वर्ष १३ यावत्

स १०५८ वर्षे ज्येष्ठ सुदि ३ श्रीवाल्भराज्य वर्ष ६ यावत् ।

स १०६४ दुर्लराजराज्य वर्षे १७ यावत् ।

स ११४८ वर्षे मागशिर वदि ४ शनौ श्रीसिद्धराउ जेसघदेराज्य वर्ष ४८ कृतम् । रुद्रमाला सहस्रलिङ्गकर्ता । तत्र वारके पत्तने दुर्गस्थापना । सिद्धपुरवास्तव्य । तस्य वारके पत्तन नाम जातम् । अनेकवनवाडी सजाता । सौराष्ट्रडडहादिदेशे एकछत्रराज्यम् ।

तत स ११९७ कार्तिक वदि दीपोत्सवे श्रीकुमारपालराज्यम् । तस्य वारके १८ देशपन पृष्टे श्रीहेमाचार्यप्रतिबोधित । तस्य राज्य वर्ष ३१ यावत् ।

सवत १२२८ वर्षे पोष सुदि १२ गुरौ श्रीअजयपालराज्य वर्ष ३ माम २ ।

स १२३१ फागण सुदि २ बुधे श्रीमूलन्वराज्य वर्ष २ मास १ राज्य कृतम् ।

तत स १२३३ वर्ष तस्य मूलदेवस्य लघुभ्राता भोलउ भीमदेराज्य कृत । सोलकी वर्ष ३ राज्य कृतम् ।

एव राजा सोलकी हूवा । एव सोलकी वर्ष २४७ मास ९ राज्य कीधउ । पछइ वाघेला राज्य बइठा ।

स १३३६ वाघेला वीसलदे जेहनइ घरि वास्तपाल प्रधान हूया । १८ रायतन जीता । वष २० राज्य कीधउ ।

स १०५६ वाघेलइ अर्जुनदे वष २५ राज्य कीधउ ।

स १२८१ वर्षे वाघेलइ सारगदे वर्ष २३ राज्य कीधउ ।

स १३०४ गहिलइ कर्णदेव राज्य कीधउ । वर्ष ३ मास ७ दिन ३ राज्य कीधउ । गहिला कर्णदेवरइ घरे माधवकेशव नागरमन्त्रीश्वर हूआ । तिणइ तुरकाणउ आणउ । सुलताण अलावदीननउ कटक आण्यउ । अकेरी मजलरा टका लाष २ आप्या । हिंदूनो राज्य गमाड्यउ । वाघेलइ वर्ष ७१ मास ७ दिन ३ राज्य कीधा ।

तत स १३०८ वर्षे ततारषान राज्य बइठो । वर्ष ४५ राज्य कीधा ।

स १३५३ फ़रदषान वर्ष ३१ राज्य कीधा ।

स १३८४ वर्षे सुलताण मदाफर वर्ष २३ राज्य कीधो ।

स १४०७ वर्षे सुलताण अहमद राज बैठउ । वर्ष ३५ ।

स १४४२ वर्षे सुलताण कुतबदीन वर्ष २० मास ८ राज्य कीधउ ।

स १४६२ दाउदषान वर्ष १० राज्यम् ।

स १४७२ सुलताण महिमुद वर्ष ५८ राज्य कीधउ ।

स १५३० सुल्ताण मदाफर वर्ष १४ मास १० दिन २५ राज्यम् ।

स १५५४ सुल्ताण सिकधर वर्ष २२ दिन १७ राज्य ।

स १५७६ सुलताण महिमुद वर्ष १० दिन ११ राज्यम् ।

सं. १५८६ सुलताण बाहदर वर्ष १० राज्यम् ।

सं. १५९६ सुलताण महिमुद वर्ष १५ राज्य ।

सं. १६११ वर्षे सुलताण मदाफर वर्ष १८ राज्यम् ।

ए गुजरातीरा पाट ।

हिवइ सं. १६२८ वर्षे काती सुदि १५ दिने पत्तने मुगलपातिशाह श्रीअकबरनी आण प्रवर्ती। वर्ष ३५ गुजरातीनउ राज्य कीधउ ।

स. १६६२ वर्षे सलेमशाह राज्य वइठउ । २२ वर्ष १ मास ५ दिन १ घंडी राज्यम् ।

वुलाकी मास २ राज्यम् ।

(५)

संवत ८०२ वर्षे वैशाख शुदि ३ रवौ मृगशिरनक्षत्रे दिनोदये गरकरणे साध्ययोगे रावणमुहूर्ते जयसवत्सरातविजयसवत्सरयुक्तियुते देवगणे चंद्रदशषर्गसक (?) नवमाश्रमगते क्रीडावस्थायां चन्द्रे गते शुक्रक्षेत्रे समायाते चन्द्रहोरा उर्ध्वगते सूर्यहोराऽधोगते मृगुभोमतिर्यक्...[1] क्रूराधिष्टित... ...[2]रसौम्यावलोकितमूर्तिग्रहैः शुक्रदशान्तर्गतेऽन्तर्दशायां सोमपुत्रे उदपददशायां रवौ विदशायां देवगुरौ कमलनामयोगोद्भव उत्तरगते लग्नक्षेत्राधिपे रवौ सिंहलग्नोदये गजयोगसंबोधगतेऽश्वयोगे रविस्थानगते आयुयोग कला ६८ समागते तद्दिनमानघटी ३२ पल ४५ रात्रिघटी २७ पल १५ अन्तरोदयघटी २ पल ४१ मेरुदयघटी १ पल ४५ अवन्त्युदयघटी ३ पल ४५ साभ्रमत्योदयघटी ५७ एवं चरभागमाश्रिते शुभोन्नतिवेलायां दिनोदयाद् गत प्रहर ३ ॥ श्रीनगरभूम्यां भुक्तिसपादकोशस्यांतरा निवासस्थिते एवं शुभवेलायां श्रीअणहिलपुरशिलानिवेशस्य श्रीवणराजेन प्रतिष्टा कृता । गृह ३० होरा २७ द्रेः ष्का ७ द्वा. ९ नवां ५ त्रिंशांश २७ ध्रु २७८९ हद्दा ३५ मुसह्ह ४५ कैवा ८७ कैवर्त्त १४ पुष्य १३ अंबु २७ ध्रु ८०४२४०० आयुका १६.७४ व्ययका २७५ अहर्गण ७४५७ चरदल ९४ भुवन ५०...[3]१७० तिथि १८० वार १७५ ऋक्ष २५ वेला ४ मुहूर्त ७ सं २५० कला ३२५ इति नगरविवक्षाक्रमः ॥ प्रथमे अणहिलपाटकम् । २ देउलवाटकम् । ३ विजयपुरम् । ४ अभयपुरम् । व्यापाराज्ञा योजन ५०० । संकोच २५ । विकास १०८ । अवस्था २४ । छत्रयोग ८४ । अस्य नगरस्यायुर्वर्ष ५२०० मास ७ दिन ९ घडी ७ पल ४४ । तथा विवरणाद् आपदः कथ्यंति । अस्य नगरस्य वर्ष २०० वर्ष ३०० वर्ष ४३० वर्ष ५४० वर्ष ७०० वर्ष ९०० वर्ष ११०० वर्ष १६०० वर्ष २४०० वर्ष ३००० वर्ष ३५०० वर्ष ४१०० वर्ष ४५०० वर्ष ४८०० वर्ष ५००० वर्ष ५२०० स्वचक्रोत्थानापदः १४ । जलापदः १३ । म्लेच्छापदः ५ । परचक्रोत्थान १६ । अग्निआपदः ८ । जलापदः १३ । विद्युत्पातोपघाताः ४ । तिलकयोगा ९६ । कला ६८ । अल्यापदा ६९ । अत्रनगरे गज १४०० करिणी ४५० द्रव्यशतकोडि ७४००००००० लक्ष ५५ कनककोडि ७०००००० । अश्वसहस्र ४०००० लक्ष ५५००००० तेजीअश्व ९०००० पदाति लक्ष ५०००० अकसहस्र २४००० वापीकूपतडागाराम-धर्मगृहधर्मप्रासाददीर्घिका लक्ष २४००० । हट्टगृहादिसंख्या न हि । चिर विजयतां नगरमिदम् ॥श्री॥

१-२-३. મૂળ જે પ્રતમાથી નકલ કરવામા આવી હશે તેમાના અક્ષરો લહિયાને ઉકલ્યા નહી હોય તેથી આ સ્થળોએ તેણે ટપકાં મૂકીને ચલાવી લીધું છે.

( ૬ )

॥ ૬૦ ॥ શર્વ સેહર વસ્યો તેની ઇયાદી સં૰॥ નગર વસ્યો તેની વિગત

સ ૧૧૧૫ નાગોર વસ્યો

સ ૧૧૮૨ ફલોદી દેહરો થયો

સ ૧૫૧૯ માલપુર વસ્યો[1]

સં ૧૫૧૫ રાજા જોધે જોધપુર વસાવ્યો

સ ૧૦૮૮ વિમલવસહી કરાવી આબુ ઉપરે

સ ૧૨૨૩ આબુનો સઘ કાઢો વસ્તુપાલ-તેજપાલે[2]

સ ૧૨૨૩ જગડુશાહ થયો[3].

સ ૧૬૨૪ ચિત્રોડગઢ પાલટ્યો સા અકબરે

સં ૭૩૧ રાજા ભોજ ઉજેણમા થયો[4]

સ ૧૨૧૨ જેસલમેર વસ્યો[5]

સ ૧૫૪૫ વિકાનેર વસાવ્યો[6]

સ ૬૭૮ અનગપાળે દલિ વસાવિ

સં ૧૩૭૫ અમદષાન પાતસ્યાઈ અમદાવાદ વાસ્યો[7]

સં ૧૦૧૩ અંબેર રાનાઇ સાગાનેર વસાવ્યો[8]

સ ૨૦૨ અજમેર વસાવ્યો[9]

સ ૧૪૯૬ કુભે રાણે કુભલમેર વાસ્યો[10]

---

૧ ફાર્બસ સભાના સગ્રહમાના એક હસ્તલિખિત પાનામા "સ ૧૬૧૮મા પરમાર માલદેએ માલપુર વસાવ્યુ" એમ લખ્યુ છે (ગૂ ના ઐતિહાસિક સાધનો, પૃ ૧૧૪)

૨ આ તારીખ બરાબર નથી વસ્તુપાલ-તેજપાલે સ ૧૨૪૯-૫૦મા તેમના પિતાની સાથે શત્રુજ્ય અને ગિરનારની યાત્રા કરી હતી તેમની કારકીર્દિના વર્ષો જોતા સ ૧૨૨૩ મા તો તેઓ સાવ બાળક હશે

૩ જગડૂશાહ વિક્રમની ચૌદમી સદીના આરભમા થઇ ગયેલા વીસલદેવ વાઘેલાના સમકાલીન છે, એટલે આ વર્ષ ખોટુ લાગે છે

૪ આ સાલની અવાસ્તવિકતા સ્વત સિદ્ધ છે

૫ ફુટનોટ ૧મા જણાવેલ પાનામા ' સ ૧૬૧૨ શ્રાવણ સુદિ ૨ રાવ જેસલજીએ જેસલમેર વસાવ્યું" એમ લખ્યું છે

૬. ફુટનોટ ૧મા જણાવેલ પાનામા "સ ૧૫૨૦ વીકે જોધાવતે વીકાનેર વસાવ્યુ ' એમ લખ્યું છે

૭ અમદાવાદ વસ્યાનું વર્ષ ઈ સ ૧૪૧૧ અથવા ૧૪૧૨ છે (ર.નું પાટનગર અમદાવાદ, પૃ ૨૩ થી ૨૮), એટલે અહીં આપેલી સાલ ખોટી છે

૮ ફુટનોટ ૧મા જણાવેલ પાનામા સ ૧૫૩૩ સાલ આપી છે

૯ આ સાલની અવાસ્તવિકતા વિષે કઈ કહેવાનુ રહેતુ નથી જો કે અજમેર કોણે વસાવ્યું એ વિષે મતભેદ છે, પણ બારમી સદીના ઉત્તરાર્ધમા ચૌહાણના શાકભરીના રાજા અજયદેવે અજમેર વસાવ્યું હોવાનો મત વધુ વજનદાર લાગે છે (જુઓ પ વિશ્વેશ્વરનાથ રેઉકૃત 'ભારત કે પ્રાચીન રાજવંશ', ભાગ ૧, પૃ ૨૩૬).

૧૦ ફુટનોટ ૧મા નોધેલ પાનામા સ ૧૪૧૭ સાલ આપી છે

સં. ૧૪૫૨ સોભે દેવડે સીરોહી વાસી[૧૧].
સં. ૧૩૬૦ જાલોર વાસ્યો[૧૨].
સં. ૧૫૧ (?) ઉદયપુર વાશાવ્યો.
સં. ૧૫૧૫ આગરો વસાવ્યો.
સં. ૧૫૨૮ મેડતો વસાવ્યો[૧૩].
સ. ૭૧ ઉશાયા નગર વાસ્યો. ઉસવાલ થયા.
સ. ૫૩૫ નાડોલ વસાવ્યો.
સં. ૫૮૯ વૈશાખ સુદી ૧૧ દલી ફરી વસ્યાવિ. ચઉયાણુ થયા.
સ. ૧૨૨૯ ચૈત્ર સુદી ૩ ચઉહાણુ લડાઇ જીત્યા.
સં. ૧૨૪૯ ચઉહાણુ હાર્યા. ચકતા (?) જીત્યા.
સ. ૧૨૪૯ હિંદુ પાસેથી દલી તુરકે લીધી.
સં. ૧૦૧ (?) થરાદ વસાવ્યો.[૧૪]
સ. ૧૫૧૧ શાંતલપુર વસાવ્યો.
સ. ૧૨૧૧ ભુજનગર વસાવ્યો.[૧૫]
સં. ૧૧૧૭ નવુનગર વસાવ્યો.[૧૬]
સં. ૧૨૨૪ વીરમગામ વસાવ્યો.[૧૭]
સં. ૧૧૧૫ સુરત વસ્યાવુ.[૧૮]
સં. ૧૧૭૯ ખંભાયત વસ્યાવુ.[૧૯]
સં. ૯૫૧ ભરૂઅચ વસ્યાવ્યો.[૨૦]

---

૧૧. ફુટનોટ ૧ માં નોંધેલ પાનામા "સ. ૧૪૫૨ મા દેવડે સૈમલે શિરોહી વસાવ્યું" એમ લખ્યું છે.

૧૨. આ સાલ ખોટી છે. ઝાલોર (જાબાલીપુર) ઘણુ પ્રાચીન શહેર છે. તે વિષેનો સૌથી પ્રાચીન ઉલ્લેખ, સ. ૮૩૪ માં દાક્ષિણ્યાંક ઉદ્યોતનસૂરિએ જાબાલિપુરમાં 'કુવલયમાલાકથા' લખી હતી તે, મળે છે (જુઓ, વસન્ત રજત મહોત્સવ સ્મારક ગ્રન્થમા શ્રીજિનવિજયજીનો લેખ: 'કુવલયમાલા: નવમા સૈકાની એક જૈન કથા').

૧૩. ફુટનોટ ૧ માં નોંધેલ પાનામા "સવત ૧૫૧૫ ચૈત્ર સુદિ ૯ ને રવિએ પુષ્પે મેડતો વસાવ્યું" એમ લખ્યું છે.

૧૪. ફુટનોટ ૧ માં નોંધેલ પાનામા "સં. ૧૭૨૨ માં સોલકી થિરે થરાદ વસાવ્યું" એમ લખ્યું છે. પરન્તુ એ સાલ પણ માનવા જેવી નથી. થરાદ વિષેના વધારે જૂના ઉલ્લેખો સખ્યાબંધ મળે છે. વિક્રમના તેરમા સૈકાના પૂર્વાર્ધમા મંત્રી યશ:પાલે લખેલું 'મોહરાજપરાજય' નાટક થરાદમાં ભજવાયું હતું.

૧૫. ફુટનોટ ૧ માં નોંધેલ પાનામાં ૧૦૬૪ની સાલ આપી છે.

૧૬. ફુટનોટ ૧ મા નોંધેલ પાનામાં "સ. ૧૫૯૬ રાવળ જામે નવાનગર વસાવ્યું" એમ લખ્યું છે.

૧૭. વીરમદેવ વાઘેલાએ વીરમગામ વસાવ્યાનું માનીએ તો આ સાલ ખોટી ગણાય.

૧૮. ફુટનોટ ૧ માં નોંધેલ પાનામા પણ સં. ૧૧૧૫ની સાલ આપી છે.

૧૯. ખંભાતને 'સ્તંભતીર્થ' નામ ચાવડાઓના કાળમા મળ્યું હોવાનું મનાય છે, તથા દશમી સદીના આરબ મુસાફરો ખભાતને સારા બંદર તરીકે વર્ણાવે છે, એટલે બારમા સૈકા કરતાં તો તે પ્રાચીન છે જ.

૨૦. આ સાલ ખોટી છે, કેમકે પુરાણોમા ભૃગુકચ્છ તીર્થનો ઉલ્લેખ છે. જાતકકથાઓ ભૃગુકચ્છનો બંદર તરીકે ઉલ્લેખ કરે છે, અને ઈસવી સનની પહેલી સદીમાં તો તે એક ધીકતુ બંદર હતું એ નિર્વિવાદ છે.

સ ૯૨૧ ધોલકુ–ધધુકુ વસ્યાવો [૨૧]
સ ૧૧૧૫ વડોદરો વસ્યાવો[૨૨]
સ ૧૫૫૪ સમી–સદુર વસ્યુ
સં ૫૧૦ પાલ પ્રમારે પાલણપુર વસાવ્યો[૨૩]
ઉજેણુ ચોથા આરાની છે
સ ૮૦૨ માહા સુદ ૭ શનીવારે વનરાજ ચાવડે પાટણુ વાસ્યું[૨૪]
સ ૮૦૪ વડાલી વાસી
સ ૧૨૧૭ મેસાણા વાસ્યા મેહે ચાનડે
સ ૩૦૩ મુઝપુર વસાવ્યો[૨૫]
સ ૪૦૪ મખેશ્વર વસાવ્યો
મ ૧૧૧૫ સિદ્ધપુર વસાવ્યો[૨૬]
સ ૫૫૧ વડનગર વસ્યુ[૨૭]
સ ૧૧૭૧ વિસલનગર વસ્યુ[૨૮]

---

૨૧ વાઘેલા અર્ણોરાજના પિતા ધવલે ધોળકા વસાવ્યુ હતુ, એટલે આ સાલ ખોટી છે ધધુકા વિષે નિર્ણય કરવાનુ કઈ સાધન નથી મહાભારતનું વિરાટનગર તે ધોળકા નહીં એ હવે પૂરવાર થયેલી હકીકત છે

૨૨ વડોદરા વિષેના દસમી સદી જેટલા પ્રાચીન ઉલ્લેખો મળે છે, એટલે આ સાલ ખોટી છે (જુઓ, 'સુવાસ' માસિકના ૧ લા પુસ્તકમા ૫ લાલચન્દ્ર ગાધીની લેખમાળા 'વડોદરા વિષેના પ્રાચીન ઉલ્લેખો')

૨૩ ચદ્રાવતીના રાજા ધારાવર્ષના નાના ભાઈ પ્રલ્હાદનદેવે (પાલ પરમારે) પાલનપુર વસાવ્યુ હતુ એ હકીકત સાચી છે, પણ તે વસાવ્યાનો કાળ વિક્રમની તેરમી સદીના અતમા અથવા ચૌદમી સદીના આરભમા જ હોઇ શકે એટલે અહીં આપેલી સાલ ખોટી છે

૨૪ આ વિષયની ચર્ચા માટે જુઓ ન ૪ વાળા હસ્તલિખિત પાનાની પ્રસ્તાવના

૨૫ માળવાનો મુજ રાજા પોતે ભોજની હત્યા કરાવવા પ્રયત્ન કરેલો તેના પ્રાયશ્ચિત અર્થે લોટેશ્વરની યાત્રાએ આવેલો ત્યારે તેણે ધર્મારણ્યમા મુજપુર ગામ વસાવ્યું હતું, એવી દતકથા મળે છે (ગુ ના ઐતિહાસિક સાધનો, પૃ ૨૧૯) મુજે મૂળરાજને દબાવ્યો ત્યારે તેણે મુજપુર વસાવ્યું હશે, એમ શ્રી દુર્ગાશકર શાસ્ત્રી તર્ક કરે છે (ગુ નો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, ભાગ ૧, પૃ ૧૪૭) જો કે ઉપર જે સાલ આપી છે તે તો ખોટી છે જ

૨૬ શ્રીસ્થળનુ અસ્તિત્વ ઘણા પ્રાચીન કાળથી હતુ જો કે તેને સિદ્ધપુર નામ સિદ્ધરાજે આપ્યુ, પણ ઉપર આપેલી સાલ ખોટી છે, કેમકે તે સિદ્ધરાજના રાજ્યકાળ પહેલાની છે

૨૭ વડનગર (આનદપુર)ના સ્થાન વિષે મતભેદ છે ઇક્ષ્વાકુ રાજા કનકસેને ઇ સ પૂર્વે ૧૪૪મા પરમાર રાજા પાસેથી એ પ્રદેશ કબજે કરી વડનગરની સ્થાપના કરી એવી દતકથા છે વલભીકાળમા આનદપુર વિષેના અનેક ઉલ્લેખો મળે છે આનદપુર વિદ્યા તેમજ બ્રાહ્મણત્વનુ કેન્દ્ર હતુ, એ જોતા ખેડાના આણદ કે કાઠિયાવાડના આણદપુરના મુકાબલે હાલનુ વડનગર તે જ આનદપુર હોવાનો મત વજુદવાળો લાગે છે

૨૮ વીસલદેવ વાઘેલાએ વીસનગરનો કિલ્લો બંધાવ્યો અથવા સમરાવ્યો હતો, એમ ભાટ લોકો કહે છે

સં. ૧૩૧૧ માંડલ વસ્યું[૨૯].

સં. ૧૫૧ (?) પારકર વસ્યું.

સં. ૭૯૭ વણોદ વસ્યું. વણેલું તલાવ કરાવ્યું.

સં. ૧૫૧૭ રાઠોડ નરસીધંજીઈ મેડણો ઉજાડ ખેડો બીજીવાર વસાવ્યો, આગે મોધનધ્યાત્યાઇ વાસ્યૌ હતો તે ઉજડ હુતો.

સં. ૧૩૧૫ બાહડદે રાઠોડે બાહડમેર વસાવ્યો[૩૦].

સં. ૧૪૮૪ જેતારણ વસાયો.

સં. ૮૩૪ પરમારે આબુજીનો કોટ કરાવ્યો. પછે ચહુઆણે લીધો.

સ. ૭૧૧ ઇંદ્રસીધ રાઠોડે ઈડર પાસે ખેડ વસાવી. ખેડુયા બ્રામણ થયા.

---

૨૯. આ સાલ ખોટી છે, કેમકે સ. ૧૧૯૯માં મંડલીપુર (માંડલ)મા લક્ષ્મણગણિએ 'સુપાસનાહ-ચરિય' રચ્યું હોવાનો ઉલ્લેખ મળે છે (જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ. ૨૭૫).

૩૦. ફુટનોટ ૧ માં નોંધેલ પાનામાં સ. ૧૫૧૫ની સાલ આપી છે.

# લોકસાહિત્ય અને એનું અન્વેષણ તથા મૂલ્યાંકન*

[ વ્યાખ્યાતા પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા, એમ. એ. ]

## વિષય-સૂચિ

[ પ્રસ્તાવ-આભારપ્રદર્શન, વસ્તુસ્થિતિ અને પૂર્વગામી પ્રયાસો, સાહિત્યની વ્યાખ્યા-સમષ્ટિની સંપત્તિરૂપ સાહિત્ય, લોકસાહિત્યનો સ્થૂલ પરિચય, એને માટેના અંગ્રેજી અને જર્મન શબ્દો, લોકસાહિત્યના અન્યાન્ય અંગો, લોકસાહિત્યની મૌખિકતા અને એના આધુનિક પ્રકાશનો, લોકસાહિત્યના અન્વેષણ માટેના ક્ષેત્રો, લોકસાહિત્યના મૂલ્યાંકનની દિશા-હાલરડાં—હાલરડાંની વ્યુત્પત્તિ અને એના પર્યાય, હાલરડાંની વ્યાખ્યા, ભાલણકૃત હાલરડું, વનરાજ ચાવડો એ નામની કૃતિમાં અપાયેલાં હાલરડાં, હાલરડાંનો આદિકાળ અને એનું કર્તૃત્વ, ગુજરાતમાંના જૈન-અજૈન કુટુંબોના હાલરડાં, મહારાષ્ટ્રના હાલરડાં, હાલરડાંના લક્ષણો અને એનું ઘડતર, હાલરડાંની ઉપેક્ષા, હાલરડાંનો પ્રભાવ શબ્દ-ચાલણગાડી, કેટલીક રમતોને લગતા જોડકણાં ટોળૈયાના ગીત કટાણાની મીમાંસા, ગોરમાના ગીતો, આધુનિક જીવનચર્યામાં એનો અભાવ હોવાનું કારણ, મુંડણને અને જનોઈને લગતા ગીતો ઘોડીઓ વગેરે ઉખાણાં, એના મૂળ અને એનાથી થતા લાભો વાર્તાઓ અને તેનું પ્રકાશન લગ્નના ગીતો એ ગીતના મૂળ, સંસ્કૃતમાં લગ્નગીત, લગ્નગીતોના વિવિધ પ્રકારો, ગ્રહાદિના ગીત, મીરાણીઓના ગીત સલોકા—જૈનના ને અજૈનના સીમંતના ગીતો, ખાયણાં—એની વ્યુત્પત્તિ, પંજાબી ઝુલે કે ગીત અને મહારાષ્ટ્રીય કેટલાક ગીતોનું ખાયણાં સાથે સન્તુલન, ખાયણાંનો દેહ અને એનો રસાસ્વાદ, ખાયણાંનો દુરુપયોગ ગરબા-ગરબી-રાસ—ગરબા અને રાસનો ભેદ, ગરબાની ઉત્પત્તિ, લાસ્ય અને હલ્લીસકનો શ્રીહેમચન્દ્રે કરેલ ઉલ્લેખ, ગરબાને લગતી વિવિધ મુદ્રાઓ, એની જમાવટ, ગરબાઓને લગતા વિવિધ પ્રકાશનો, કાન્હડદેપ્રબન્ધ વગેરેમાં ગરબી, ગરબીનું મૂળ લોકવાર્તાઓ—જૈનોનો ફાળો, કેટલીક લોકવાર્તાઓનો નિર્દેશ લોકગીતોનું વર્ગીકરણ અને તેનું સ્પષ્ટીકરણ મેણલાના ગીત, ગરબા લોકગીત વિષેનો સ્વ. રણજિતરામનો નિબંધ, શ્રી મેઘાણીએ સૂચવેલ ગીતકથાઓના પ્રકારો, કોબો કૂટનારીના ગીત, ઘેરિયાના ગીત, કાઠિયાવાડી દોહા-સોરઠા, નોરતાના ગીત, સરવણ ને માણભટ્ટ, ભવાઈ ને રામલીલા, આધુનિક જીવનમાં સંગીતની ન્યૂનતા કહેવતો, એની સમીક્ષાત્મક આવૃત્તિની આવશ્યકતા કાયદા, લોકસાહિત્યનો અને એના વિવિધ અંગોનો ઉત્પત્તિ-સમય લોકસાહિત્યને લગતા લાક્ષણિક ઉદ્‌ગારો લોકસાહિત્યના પૂર્વગામી અન્વેષકો, ઉત્તરગામી અન્વેષકોને દિશાસૂચન, અને લોકસાહિત્યનું મૂલ્યાંકન ]

માનવંતા પ્રમુખમહોદય અને સુજ્ઞ બંધુઓ !

હું આજે વાર્ષિક વ્યાખ્યાન આપવા માટે અત્રે ઉપસ્થિત થયો છું પરંતુ એ સંબંધમાં મારા વિચારો રજૂ કરું તે પૂર્વે આપ જેવા વિદ્યાપ્રેમી સજ્જનો સમક્ષ આ વ્યાખ્યાન આપવા માટે મને શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ જે માનપ્રદ અને આનંદજનક નિમંત્રણ આપવા કૃપા કરી છે તે બદલ આ સભાના સંચાલક-મહાશયોનો હું હાર્દિક ઉપકાર માનું છું વિશેષમાં આ વ્યાખ્યાન માટેની મારી યોગ્યતા અને તૈયારી વિચારતાં, આપનામાંથી થોડાઘણાને પણ હું સંતોષ આપી શકીશ કે કેમ તે વિષે મને શંકા રહે છે અધૂરામાં

* આ સને ૧૯૪૦ નું વાર્ષિક વ્યાખ્યાન, પ્રો. હીરાલાલ ર. કાપડિયાએ શ્રી ફા. ગુ. સભા તરફથી શ્રી ફા. ગુ. સભામંદિરમાં તા. ૧૮-૧-૪૦ ને દિને સભાના પ્રમુખ દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપદે અહીં સભામાં આપ્યું હતું. ને સભાના ત્રૈમાસિક માટે જુઓ ત્રૈ. વર્ષ ૫મું, અં. ૧ એપ્રિલ-જુન પા. ૯૯-૧૦૦ [illegible]

પૂરું, મેં આ વ્યાખ્યાનનો વિષય પણ એવો રાખ્યો છે કે જેના સાંગોપાંગ અભ્યાસ માટે તો મારે કેટલાં યે વર્ષો ગાળવાં જોઈએ. તો આવી પરિસ્થિતિમાં આપની સમક્ષ આ વ્યાખ્યાન આપવાની મેં જે ધૃષ્ટતા દાખવી છે તે બદલ હું આપ સર્વની ક્ષમા માગું છું અને સાથે સાથે એમાં જે કંઈ ન્યૂનતા જણાય તે સમભાવે અને સહૃદયતાથી નિભાવી લેવા આપ સર્વેને સાદર વિનવું છું.

પ્રારંભમાં જ એ પણ કહી દઉં કે મારું આ વ્યાખ્યાન એટલે મૌલિકતાનું—મૌલિક વિચારોનું આવિષ્કરણ જ એમ નથી, કેમકે આ વિષય પરત્વે અત્યાર સુધી થોડેઘણે અંશે ઊહાપોહ થયેલો છે. દાખલા તરીકે સ્વ. **રણજિતરામ વાવાભાઈ મહેતાએ**, પ્રો. **બળવંતરાય કલ્યાણરાય ઠાકોરે**, શ્રીયુત **દત્તાત્રેય કાલેલકરે** અને ખાસ કરીને શ્રીયુત **ઝવેરચંદ મેઘાણીએ**[1] આ વિષય છણ્યો છે આમ હોવા છતાં હું એનોય પણ પરિપૂર્ણ અભ્યાસ કરી શક્યો નથી, જો કે મારાથી બન્યો તેટલો પ્રયાસ મેં આ દિશામાં કર્યો છે. આ વિષયનો અભ્યાસ કરતી વેળા મને આ સંબંધમાં જે જે વિચારો સ્ફુર્યા છે તે સહુને મેં આ વ્યાખ્યાનમાં સ્થાન આપ્યું છે. પ્રસ્તાવરૂપે આટલું નિવેદન કરી હવે હું આજનો વિષય હાથ ધરું છું.

## લોકસાહિત્ય અને તેનું સર્જન

'સાહિત્ય' એ વિલક્ષણ શબ્દ છે, કેમકે એની વ્યાખ્યાની કોઈ ઇયત્તા-સીમા નથી, તેમ જ એનું કોઈ એકાદિક લક્ષણ પણ પ્રાયઃ સર્વસમ્મત નથી. એથી તો એની વિવિધ વ્યાખ્યાઓનો વિચાર કરતાં કોઈકને અમુક વ્યાખ્યા અતિવ્યાપ્તિ દોષથી દૂષિત ભાસે છે; જ્યારે અન્યને એ જ વ્યાખ્યા અવ્યાપ્તિ દોષથી ગ્રસ્ત જણાય છે. આ પ્રમાણેની વસ્તુસ્થિતિ હોવાથી હું સાહિત્યનું લક્ષણ રજુ કરવાની આવશ્યકતા જોતો નથી. સાહિત્યનું સર્જન સામાન્યતઃ વ્યક્તિગત છે, છતાં કેટલીક વાર એમ બને છે કે એવું વ્યક્તિજન્ય સાહિત્ય કાલાન્તરે સમષ્ટિની સંપત્તિરૂપે પરિણમે છે. એમ થવાનાં કારણો અનેક છે. એક તો એ સાહિત્ય, લોકભોગ્યતાથી લક્ષિત હોય. સ્પષ્ટ શબ્દોમાં કહું તો એમાં અનાવશ્યક પાણ્ડિત્યનાં પ્રદર્શનો ભરવાનો વૃથા પ્રયાસ કરાયો ન હોય-શબ્દોની જટિલ ગુંથણી ગુંથવાના કોડને અધીન થવાનું માંડી વળાયું હોય. એટલે સામાન્ય જનતા એ સાહિત્યનો સહેલાઈથી લાભ લઈ શકે એટલું એ સરળ હોય. બીજું એ લોકપ્રિય બને એવું એ સરસ—રસવાળું—રસિક હોય. અર્થાત્ એમાં સામાન્ય જનતાના મનોભાવ વ્યક્ત કરાયેલા હોય, એ લોકોના પ્રાણના અવતારરૂપ હોય. ત્રીજુ એ સાહિત્યમાં એના કર્તાએ પોતાનુ નામ મોટે ભાગે ગુપ્ત રાખ્યું હોય, બલ્કે રજુ જ ન કર્યું હોય, એટલે એની રચના ગમે તે વ્યક્તિની ગણી શકાય એવી એની ગૂંથણી હોય.[2] આવા સાહિત્યને આપણે એક રીતે લોકસાહિત્ય તરીકે ઓળખાવી શકીએ.

---

૧ લોકસાહિત્ય પરત્વેનાં એમનાં ૨૨ પ્રકાશનો નીચે મુજબ છે:—

(૧-૩) **રઢિયાળી રાત** (ભાગ ૧-૩); (૪-૫) **ચૂંદડી** (ખંડ ૧-૨); (૬-૧૦) **સૌરાષ્ટ્રની રસધાર** (ખંડ ૧-૫); (૧૧-૧૩) **સોરઠી બહારવટીઆ** (ભા. ૧-૩); (૧૪-૧૫) **કંકાવટી** (ભા. ૧-૨); (૧૬) **સોરઠી સંતો**; (૧૭) **પુરાતન જ્યોત**; (૧૮) **દાદાજીની વાતો**; (૧૯) **સોરઠને તીરે તીરે**; (૨૦) **સૌરાષ્ટ્રનાં ખંડેરો**; (૨૧) **સોરઠી ઋતુગીતો**; અને (૨૨) **સોરઠી ગીતકથાઓ**.

—જુઓ **લોકસાહિત્ય** [ **ધરતીનું ધાવણ** ] પુ. ૧ ( માહિતી પૃ. ૯-૧૧ )

૨ આથી તો આ જાતની સાહિત્યિક કૃતિઓના ઉત્પાદકનો પત્તો લાગવો ઘણે ભાગે મુશ્કેલ છે. જેમ પર્વતોમાંથી વહેતા પ્રત્યેક ઝરણાનો કે દરેકે દરેક નદીના મૂળનો પત્તો મળતો નથી, તેમ લોક-સાહિત્ય તરીકે સ્થાન પામેલી પ્રત્યેક કૃતિના સર્જકનાં નામનિશાન જડતાં નથી.

એ તો જાણીતી વાત છે કે લોકસાહિત્યને અંગ્રેજીમાં folk-lore કહેવામાં આવે છે એમાં volk sepos, volk sfest અને volk sleid જેવા જર્મન શબ્દોનું પ્રતિબિંબ જોવાય છે, કેમકે યુરોપના સાહિત્યમાં લોકસાહિત્યના શ્રીગણેશ માંડવાનું કાર્ય સૌથી પ્રથમ જર્મનીએ લગભગ બે સૈકા ઉપર કર્યું હોય એમ મનાય છે

જે સાહિત્ય લોકોનું ગણાય, અને લોકો માટે અને લોકો વડે રચાયેલું મનાય, તેમ જ જે સાહિત્યમાં લોકોને સ્વાભાવિક રીતે પોતાના જીવનનો પડઘો સંભળાય તે 'લોકસાહિત્ય' છે આમાં કૃત્રિમતા કે દંભ માટે અવકાશ નથી એમાં તો સત્યની જ છોળો ઉછળતી જોવાય આ લોકસાહિત્યના એક અંગરૂપ લોકગીતનું મહત્ત્વ દર્શાવતી વેળા જર્મન પ્રોફેસર Darmesteter દ્વારા જે ઉદ્‌ગારો કઢાયા છે તેનો હું આ પ્રસંગે ઉલ્લેખ કરું છું—

"It is the work of illiterate poets, but it represents their feelings, it has life in it—the life of the people It is simple-it is true to nature because it represents those ideas without any moral bias or literary after-thought"

**મુખ્ય લક્ષણ– મૌખિકતા**

આ ઉપરથી જેને હું માનવજીવનના પડઘારૂપ ગણું છું અને જેને કેટલાક પ્રજાજીવનના આભલારૂપ કે લોકજીવનના સ્મૃતિગ્રંથરૂપે નિર્દેશે છે તે લોકસાહિત્યનું સ્વરૂપ કંઈક સમજાયું હશે એનો વિશેષ ખ્યાલ આવે તે માટે એની વ્યાખ્યા ન આપતાં એના સ્વરૂપના અન્યાન્ય અંગો હું વિચારું છું દાખલા તરીકે આ લોકસાહિત્ય અન્ય સાહિત્યની પેઠે ગદ્યાત્મક તેમ જ પદ્યાત્મક એમ ઉભયસ્વરૂપી છે ગદ્યાત્મક લોકસાહિત્યમાં બહુધા કથાઓનો-વાર્તાઓનો સમાવેશ થાય છે, જ્યારે પદ્યાત્મક લોકસાહિત્યમાં લોકગીતોના-શુદ્ધ સ્વરૂપવાળાં કાવ્યોનો તેમ જ એ ઉપરાંત જોડકણાંનો પણ અંતર્ભાવ થાય છે લોકોમાં પ્રચલિત બંનેની કથાઓ વાર્તાઓ, ભજનો, શ્રમજીવીઓનાં ગીતો[1], ઋતુનાં અને બારમાસીનાં ગીત, લગ્નાદિપ્રસંગોએ ગવાતાં ગીતો, ફટાણાં, મરસિયા–રાજિયા[2], ગરબા, હાલરડાં, ઉખાણાં, કોયડા, ખાયણાં, ભજનો, ઇત્યાદિ લોકસાહિત્યના વિવિધ અંગો છે આ લોકસાહિત્યની એક ખૂબી, અને કદાચ કોઈ એને ખામી ગણે તો ખામી, એ છે કે એનો મોટો ભાગ લોકોના મુખમાં રમે છે, પરંતુ લેખિનીને વશ બની, લિપિબદ્ધ બનતો નથી, અર્થાત્ એ લોકસાહિત્ય ઘણુંખરું મૌખિક રહે છે અને એને એમાં પાઠભેદ સંભવે છે, એટલું જ નહીં પણ એનો કેટલોક ભાગ લુપ્તપ્રાય પણ બને છે, જો કે એની વિપુલતાને, નવી નવી ઉગતી જતી કૃતિઓને લઈને ખાસ ધક્કો પહોંચતો નથી લોકસાહિત્યની મૌખિકતાના સંબંધમાં હમણાં કેટલાક

1 જેમકે કૃષિકારો—ટીપણી ટીપનારીઓ કોસો હૂરતી વેળા, ખાણ ખોદનારાઓ નીકમના ઘા મારતાં, મજૂરો ટોપલાની આપલે કરતા અને ગાડાવાળા કીચૂડ કીચૂડ અવાજ કરતા એવા ગાડાં હાંકતા જતાં તે ગાય છે વળી વણકરો સાળના ખખડાટ સાથે, દરજી સીવવાના સંચાના અવાજ સાથે, ઘાંચી ઘાણી પીલતી વેળા થતા અવાજ સાથે અને ધોબી નદીકિનારે કપડાં ઝીકતી વેળા ગુંજતા પડઘા સાથે ગીતો ગાતાં પોતાના સૂર ગજવે છે આમ ઘણા લોકસમાજના વિવિધ વ્યવસાયો અને શ્રમો એક જાતના સંગીતમય બની જાય છ, અને સાથે સાથે એ પરિશ્રમજન્ય કાર્યનો ભાર જણાતો નથી

વળી સ્ત્રીઓ દળતાં, છાશ વલોવતાં, ખાંડણીએ ખાંડતાં એમ ઘરને આંગણે કરાતી શ્રમસાધ્ય વિવિધ ક્રિયાઓમાં જીવનને પોતાનો સુરીલો સૂર પૂરી, એ આંગણાંઓને સંગીતના ધામ બનાવી શકે છે

2 માતાના હૃદયમાંથી આપોઆપ સ્ફુરતા વિલાપનો કરુણ સ્વર.

સમયથી પરિવર્તન થવા માંડ્યું છે; વાર્તાઓ, લગ્નાદિના ગીતો, હાલરડાં, કહેવતો, ઉખાણાં, ખાંયણાં તેમ જ એવી બીજી કૃતિઓ મુદ્રિત સ્વરૂપમાં બહાર પડતી જાય છે.

**અન્વેષણ અને મહત્ત્વ**

આપણી આ ભારતભૂમિ અદ્‌ભુતતાનો ભંડાર છે એમાની એક અદ્‌ભુતતા એ છે કે અહીં અનેક રંગોથી રંગાયેલી બહુરૂપિણી સંસ્કૃતિનાં દર્શન થાય છે. એથી કરીને તો સમાજના ઉપલા થર તરીકે ઓળખાવાતી ઉચ્ચ કોમો પાસેથી આપણને લોકસાહિત્યની વાનગીઓ મળે છે, એટલું જ નહીં પણ એના નીચલા થર તરીકે ગણાતી દલિત–પતિત કોમો પાસેથી પણ કેટલીક વાનગીઓ મળે છે. આથી લોકસાહિત્યના સાંગોપાંગ અન્વેષણ માટે સમાજના સર્વ થરો સાથે ગાઢ સબંધમા આવવાની આવશ્યકતા રહે છે ઉદાહરણાર્થે ઉચ્ચ ગણાતી કોમોનાં–વાણિયાની અને બ્રાહ્મણોની જ્ઞાતિના પ્રચલિત લગ્નગીતો જાણ્યાં, એટલે આપણે 'ઈડરિયો ગઢ જિત્યા' એમ નથી, કેમકે એ સિવાયના, બીજી જ્ઞાતિઓમા પણ લગ્ન જેવા જીવનના વિશિષ્ટ પ્રસંગને અનુલક્ષ્યીને જે ગીતો અત્યારે પણ ગવાય છે તેની નોંધ કરવી ઘટે. હરિજનોની અને હળપતિઓની, ઘાંચીઓની અને મોચીઓની તેમ જ ધોબીઓની અને માછીઓની નાતોમા પણ લગ્નાદિ પ્રસંગોએ ગીતો ગવાય છે. એ બધાં ગીતો આપણે એકત્રિત કરવાં જોઇએ તેમ કર્યા બાદ એની તારવણી કરતા આપણને એમાં રહેલું સત્ત્વ–એની પાછળ રહેલુ ગૂઢ માનસ સમજવાનો સુયોગ સાંપડે તેમ છે. આ અને બીજાં પણ લોકસાહિત્યનાં અંગો પૂરેપૂરા શોધાય અને ચળાય, તો તેમાંથી આપણે આપણી ભૂત અને વર્તમાન પરિસ્થિતિનો સાચો ઇતિહાસ જાણી શકીએ–આપણે આપણી નૈતિક, ધાર્મિક, સામાજિક[1] અને માનસિક ભાવનાઓનો સાક્ષાત્કાર કરી શકીએ; અને જો દરેકે દરેક કોમ અને દેશ આ દિશામાં પનોતાં પગલાં માંડે તો આપણે સમસ્ત વિશ્વનાં અપૂર્વ અને સર્વાંગીણ દર્શન કરી શકીએ તેવો સોનાનો સૂરજ જોતજોતામા ઉગે. આના સમર્થનાર્થે Encyclopædia Britanicaમાથી લોકસાહિત્ય(ખ. ૧, પૃ. ૧૯૦)માં ઉદ્ધરાયેલી નીચેની પંક્તિઓ હું રજુ કરીશ:—

"Each nation and each locality, has, of course, folklore as it has its language; and it is obvious that to set forth any given folk-lore with all its stratifications in a comprehensive and orderly way, would virtually be eqivalent to exhibiting fully the past and present intellectual, moral, religious, and social condition of the people to whom it belonged. An exhaustive account of the folk-lores of the world would be equivalent to a complete history of the thoughts of mankind."

**હાલરડાં**

આ પ્રમાણે લોકસાહિત્યની, એના અન્વેષણની દિશાની અને એના મૂલ્યાંકનની આછી રૂપરેખા આલેખી, હવે હું એ લોકસાહિત્યનાં વિવિધ અંગોમાંથી અને તેટલાનો અહીં

૧ 'લોકસાહિત્યમાથી પ્રતિબિમ્બિત થતુ, તત્કાલીન સમાજજીવન' એ વિષય ઉપર એક વેળા મુંબઈ વિદ્યાપીઠે નિબંધ લખનારને પારિતોષિક આપવાનું સૂચવ્યું હતું, અને તદનુસાર શ્રી. શંકર કાલેલકરે એ નિબંધ લખી પારિતોષિક મેળવ્યું હતું એમ કહેવાય છે. આ નિબધ હજી સુધી મારા જોવામાં આ નથી.

એક પછી એક વિચાર કરીશ તેમાં સૌથી પ્રથમ આપણે આ સૃષ્ટિ ઉપર કાન માંડતા થયા ત્યારે આપણી માતાના મુખકમળમાંથી જે અમૃતરસના મધારૂપ હાલરડાંનો રસ આપણા કાનમાં ટપક્યો તે હાલરડાથી હું શરૂઆત કરીશ

'હાલરડું' એટલે બાળકને ઉંઘાડવા માટે એને ઝોળીમાં, ઘોડિયામાં કે પારણામાં ઝુલાવતી વેળા ગવાતું ગીત શ્રી કનકસુન્દરે વિ સં ૧૬૬૭માં રચેલા સગાળશા આખ્યાનમાં આને માટે 'હાલરૂ' શબ્દ વાપર્યો છે[1] એવી રીતે વિ સં ૧૬૨૦ પહેલાની ગણાતી અને નાકરે રચેલી સગાલપુરીનામક કૃતિમાં પણ 'હાલરૂ' શબ્દ છે વળી ભાલણકૃત રામબાળલીલા (પદ ૫)માં પણ આને પ્રાય મળતો આવતો શબ્દ 'હાલરૂ' વપરાયેલ છે આ શબ્દની ઉત્પત્તિ કે વ્યુત્પત્તિ કોઈએ સપ્રમાણ દર્શાવી હોય એમ જાણવામાં નથી હું પણ અત્યારે કંઈ નિશ્ચિત રૂપે કહી શકું તેમ નથી બાકી સંસ્કૃત શબ્દ ઉલ્લાપન અને ગુજરાતી હુલામણ (હુલરાવવું તે) સાથે આને કદાચ સંબંધ હશે જો એમ ન હોય તો પ્રાચીન કૃતિમાં એને માટે કયો શબ્દ છે તેની પણ તપાસ કરવી બાકી રહે છે એક આધુનિક કોશમાં nursery song માટે સંસ્કૃત શબ્દ તરીકે 'શિશુગીત' અપાયેલ છે, પણ એ હાલરડું' શબ્દનો પૂરેપૂરો ખ્યાલ આપવા સમર્થ હોય એમ જણાતું નથી આ શબ્દવિજ્ઞાનના વિષયને વિશેષ ન લંબાવતાં હું કવિ ભાલણે રચેલું હાલરડું રજૂ કરું છું —

"હવે મૈયા હાલરૂ ગાવે ને મનમાંથી હસે,
વળી શેષ ને શારદા કહેવા ધસે,
એવા દશરથના બાળ૦ ૨
મૈયા, હાલો હાલો મુખે ગાન કહે,
વળી શ્રુતિ ને વેદ જેને કહે રહે,
અદપડિયાળી આંખડી મીંચીને ઉઘાડે
બાળક બહાર કાઢીને મૈયા પોઢાડે,
એવા દશરથના બાળ૦ ૩
ખાતે ધાવે એવણી, વળી પડી રહે મૂકે,
એવા રમતા રામનામ, શામ ના ચૂકે,
એવા દશરથના બાળ૦ ૪"

—પ્રાચીન કાવ્યમાળા (ગ્રન્થ ૧૧)ગત ભાલણકૃત રામબાળલીલા (પદ ૫)

સ્વ મહીપતરામ રૂપરામે રચેલી, "વનરાજ ચાવડો" નામની કૃતિની ઇ સ ૧૯૨૦માં છપાયેલી દશમી આવૃત્તિમાં પૃ ૧૧૧–૧૧૩માં વિવિધ હાલરડાંઓ છપાયેલા છે એ ઉપરથી આપણે ત્યાં 'હાલરડા'ને ક્યારથી મુદ્રિત સ્વરૂપ અપાયું છે તેનો ખ્યાલ આવી શકશે

આ દશમી આવૃત્તિ બહાર પડયા પછી આઠ વર્ષ આ દિશામાં શ્રી ઝવેરચંદ મેઘાણીએ પ્રયાસ કર્યો છે એમણે હાલરડાં' નામનું નાનકડું પુસ્તક સંપાદિત કર્યું છે એની ૧લી

૧ પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છે —
"માઈ રે હાલરૂ હુલાવતા રે પુત્ર સાંભળજો વાત" (પૃ ૫૦)
—પ્રો મંજરાય મુ દેસાઈદ્વારા સંપાદિત

આવૃત્તિ ઇ. સ. ૧૯૨૮ના જુન માસમાં અને બીજી આવૃત્તિ ઇ. સ. ૧૯૨૯ના ફેબ્રુઆરીમાં પ્રસિદ્ધ થયેલી છે. આ બીજી આવૃત્તિમાં "વાત્સલ્યના સૂરો" એ શીર્ષકપૂર્વક પ્રવેશક લખાયેલો છે. એમા આપણને હાલરડાંના સ્વરૂપની અને એના તુલનાત્મક ઇતિહાસની ઝાંખી થાય છે. એનો વિશેષ વિચાર કરાય તે પૂર્વે એ નોંધી લઇએ કે એ હાલરડાંમાં જે ૨૪ પદ્યાત્મક કૃતિઓ રજુ કરાયેલી છે, અને જેને એના સંપાદક 'ગીતો' કહે છે તેમાંની ૧૩મી, ૨૩મી અને ૨૪મી કૃતિ હાલરડાં નથી, એમ તેઓ જાતે જ સૂચવે છે.

હાલરડાંનો સબંધ બાળક અને એની નિદ્રા, તેમ જ એની માતાની એને ઉંઘાડવાની ઇચ્છા, એ સાથે સંકલિત છે. એથી એનું ક્ષેત્ર સમસ્ત માનવજાતિ જેટલું વિશાળ ગણાય અને હરકોઇ ભાષામા એની રચના ઉપલબ્ધ થતી હોય તો તેમાં નવાઇ જેવું કશું નથી. આવી પરિસ્થિતિમાં એમ માનવાનુ કારણ મળે છે કે 'હાલરડા' જેવી કૃતિ સૌથી પ્રથમ કોને હાથે અને કઈ ભાષામાં રચાઇ હશે તે કહેવુ–તેનો છેવટનો ઉત્તર આપવો મુશ્કેલ છે. બાકી **માર્કણ્ડેય** પુરાણના ૨૩મા અધ્યાયમાં[1] **મદાલસા**ના મુખમાં સંસ્કૃતમાં હાલરડાં મૂકાયાં છે. વળી શ્રી **શીલાંકસૂરિ**એ પણ **સૂયગડ** (૧, ૪, ૨, ૧૭)ની ટીકા(પત્ર ૧૧૯ અ)માં સંસ્કૃતમાં જોડકણા જેવું એક હાલરડું આપ્યુ છે. વળી હાલરડાં તરીકે પ્રથમ જોડકણાં (nursery rhymes) જોડાયા હશે, કે જેને થોડે ઘણે અંશે 'કાવ્ય' કહી શકાય તેવી કોઇ કૃતિ યોજાઈ હશે એ પણ નિશ્ચિત રૂપે કહેવુ મુશ્કેલ છે, જોકે જોડકણાંનો સંભવ વિશેષ જણાય છે.

એમ લાગે છે કે એકાદેક વીશી ઉપર ભારતવર્ષમાં અને ખાસ કરીને ગુજરાતમાં અને તેમાં પણ વૈદિક હિન્દુઓમા જે હાલરડાનો પ્રચાર જોવાતો તેમાં શ્રીકૃષ્ણની માખણચોરી, દોણી-ફોડની મસ્તી, થેઈ થેઈ પગલીઓ, આકાશગત તારાને રમકડાં માની તેની સાથે રમવાની તાલાવેલી અને એવી એવી બીજી પ્રવૃત્તિવાળી બાલલીલાનો વિષય મુખ્ય ભાગ ભજવતો. એવી રીતે જૈનોમાં શ્રી**મહાવીરસ્વામી**ની બાલક્રીડાદિને અનુલક્ષીને રચાયેલાં હાલરડાંનો પ્રચાર જોવાતો. એ સમયના મહારાષ્ટ્રનો વિચાર કરીએ તો ત્યાં **શિવાજી**ના નામ સાથે સંકલિત હાલરડાં નજરે પડતાં. એમાં એના શૂરાતનનો સૂર સંભળાતો. આ પ્રમાણે આપણે ભારત-વર્ષના બંગાળ વગેરે પ્રાંતોનો વિચાર કરી શકીએ, પણ તેને અહીં જતો કરી, ઇંગ્લૅન્ડમાં અને બીજા એવા દેશોમા વસતી ખ્રિસ્તી પ્રજાઓમાં ઇસુને ઉદ્દેશીને રચાયેલા કેટલાંક હાલરડાં ગવાતાં હોવાનું કહેવાય છે તેનો ફક્ત ઉલ્લેખ કરીશું. અંગ્રેજીમાં હાલરડાં વાંચવાની જેમની વૃત્તિ હોય તેમને Grace Rhysકૃત Cradle songs and Nursery Rhymes જોવા ભલામણ થઈ શકે. એ પુસ્તકમાં એક સ્થળે કહેવાયું છે કે—

---

૧. આ અધ્યાયના દશમા પદ્યમાં **મદાલસા** હાલર[illegible] છે એમ એમાં ઉ[illegible] આ રહ્યું એ પદ્ય:—

"सा वै **मदालसा** पुत्रं [illegible] [illegible]।
उल्लापनच्छलेनाह रुदमानम [illegible] ॥"

આ પદ્ય પછીના ૧૧ માથી ૨૦ મા સુધીનાં [illegible] છે. ૧૧ [illegible] માણે છે:—

" [illegible] तात! न [illegible]

"The best lullaby would seem to be that sung naturally by peasant mothers with but two or three words and sung on two notes– a sort of soothing drone, corresponding exactly to the sound of the rocking cradle and having apparently the same effect on the nerves of the child"

આવા લક્ષણથી લક્ષિત ગુજરાતીમા હાલરડા છે દાખલા તરીકે,

(૧) નીંદરડી તું આવે જો, આવે જો" ઇત્યાદિ

(૨) " ભાઇ મારો છે ડાહ્યો,
પાટલે બેસીને નાહ્યો
પાટલો ગયો ખસી,
ભાઇ તો ઉઠયો હસી
હા હા હાલો હાલો"

હાલરડામા શબ્દરચના એ મુખ્ય વસ્તુ છે, નહીં કે અર્થપ્રધાનતા એમા 'લ' જેવા કોમળ વ્યજનો વિશેષત જોવાય છે હાલરડું એ શબ્દ જાતે પણ કેટલો મધુર છે! એવી રીતે lullaby પણ શબ્દરચનામા કોમળ છે વળી એમા જેમ કોમળતા છે તેમ અર્થદૃષ્ટિએ સરળતા પણ છે બાળક સમજી શકે એવી એની ભાષા છે આ જ હકીકત સ્વ ડૉ જીવણજી **જમસેદજી મોદીએ નીચે મુજબ વ્યક્ત કરી હતી —**

" The cradle songs of all communities whether educated or uneducated are the simplest expression of parental affections expressed in the most simple language"

—લોકસાહિત્ય(પૃ ૧૯૮)માથી ઉદ્ધૃત

હવે આપણે હાલરડાંના સૂરનો વિચાર કરીશુ તો જણાશે કે એનો મુખ્ય સૂર વાત્સલ્ય છે, તેમ છતાં એમા કેટલીક વાર વિનોદ, આનદ, ભીતિ વ્યથા, વીરતા, રાષ્ટ્રભાવના અને વિરતિના સૂરને પણ સ્થાન અપાયેલુ જોવાય છે વાત્સલ્ય જેવા મુખ્ય સૂરની કે વિનોદાદિ ગૌણ સૂરની જમાવટમા તાલબદ્ધતા, મધુર કંઠ, સરળ ભાષા, સુગમ ઢાળ અને સુકુમાર લહેકો અનેરો સાથ પૂરે છે હાલરડા અને તેમા પણ રસથી નીતરતાં હાલરડા કોઇ કોકિલકંઠી કામિની દ્વારા ગવાતા સાભળવા, એ જીવનની એક મોજ છે પણ દુર્ભાગ્યે આજે એ મોજ માણી શકાય તેવી સ્થિતિ ગુજરાતમા તો પ્રાય રહેલી જોવાતી નથી કોણ જાણે કેમ શહેરોમા તો નવોઢાઓ અને પ્રૌઢાઓ પણ હાલરડા ગાતાં ખચાય છે, જો કે સિનેમા અને નાટકના ગમે તેવા–અસભ્ય ગાયનો પણ જાહેર રીતે ગાતી વેળા તેમાંની કોઇકને જ સંકોચ થતો હશે જો આવી પરિસ્થિતિ ચાલુ રહેશે તો જૂના હાલરડા વિસારે પડી જશે અને તેમ થતા આપણુ એ રહ્યુસહ્યુ લોકધન ધીરે ધીરે નષ્ટ બનશે આ ખરેખર દુ ખદ પ્રસંગ છે એમ મનાય છે કે આજે સ્ત્રીકેળવણીનો વિકાસ થતો જાય છે વિદ્યાપીઠોની જી એ, પી એ, બી એ અને એમ એ,–ની પદવીઓ મેળવેલી ગુજરાતી બેનો છે, તેમ છતાં

૧ ' આઠો આઠો બાવા ' પોપર આવ્યા પોપરિયા તો પુર પુર બોલે ' થી શરૂ થતુ હાલરડુ અત્ર વિચારી શકાય

બાળકની સુલભ ક્રીડામાં, એની મીઠી નિદ્રામાં, એની અડધી મીંચાયેલી પાંપણોમાં અને એની મધુર મુખમુદ્રામાં કવિતાનું દર્શન કરી, હાલરડાં રચવામાં એમના તરફથી જાણવા-જોગ ભાગ ભજવાયેલો હોય એવી સ્થિતિ જોવાતી નથી. એ સ્ત્રીઓની વાત જવા દઈએ અને આપણા પુરુષ-કવિઓ તરફ નજર કરીશું તો ત્યાં પણ પ્રાયઃ નિરાશાનાં દર્શન થાય છે. શું આપણે આપણા કવિઓ પાસેથી નવીન દૃષ્ટિને અનુકૂળ, રસથી છલકાતી, નૂતન ઊર્મિના ધબકારે ધબકતી અને અભિનવ કલ્પના-કળીઓથી મહેકતી હાલરડારૂપ કૃતિઓની આશા ન રાખી શકીએ?

હાલરડાંનો પ્રભાવ જેવો તેવો નથી એ દ્વારા બાળકમાં જે ભાવના પ્રદીપ્ત કરવી હોય તે થઈ શકે છે.[1] સાહસિક નાવિકતા પ્રકટાવવી હોય તો તે થઇ શકે,[2] રાષ્ટ્રભાવના ખડી કરવી હોય તો તે પણ બની શકે[3] અને આ સંસારની અસારતા, ક્ષણભંગુરતા ઇત્યાદિનું રોમાંચક ચિત્ર રજુ કરવું હોય તો તે પણ થઇ શકે. આ સંબંધમાં ફક્ત એક જ ઉદાહરણ રજુ કરીશ ઋતુધ્વજ રાજાની રાણી મદાલસા વૈરાગ્યરંગથી રંગાયેલી હતી. તે પોતાના કુમારોને હીંચોળતી વેળા સંસારની નિઃસારતા, વૈષયિક સુખોની ક્ષણભંગુરતા, ઇત્યાદિ

---

૧. વિચારો:—

**હાલરડાં** (પૃ. ૧૯-૨૦) ગત નિમ્નલિખિત પંક્તિ:—

"You are rockin full sweetly on mammie's warm knee;
But daddie's a-rockin upon the salt sea.
The wild wind is ravin and mammie's heart's sair;
The wild wind is ravin, and ye dinna care."

૨. વિચારો:—

"O hush thee, my babie, thy shire was a knight,
Thy mother a lady, both lovely and bright.
The woods and the glens, from the towers which we see;
They all are belonging, dear babie, to the.
O ho ro, i ri ri, candul gulo.

—**સર વૉલ્ટર સ્કૉટ**કૃત હાલરડુ, **હાલરડુ**(પૃ. ૨૩) માંથી ઉદ્ધૃત.

૩. કવિ **ગોવિન્દે** રચેલું બાળક **શિવાજી**નું હાલરડું રાષ્ટ્રભાવનાથી ઓતપ્રોત જોવાય છે. એ **હાલરડાં** (પૃ. ૨૮-૩૧)મા છપાએલું છે. એમાથી કેટલીક પંક્તિઓ હુ અત્ર રજુ કરૂં છું:—

"मी लोटीते झोका तुज शिव वाळा
सुन्दरा निज स्नेहाळा
तनु शान्तिते शान्त निज तुज वेण्या
राष्ट्रगीत गावे तान्या
... ... ... ..
तू तसा वीर होशील का ?
तरवार करीं धरशील का ?
मिळविशील मावळे गडी का ?
रणी वधाव या देशशत्रुच्या मेळा सुन्दरा०"

વાનગીઓ પીરસતી જતી હતી [૧] એના પ્રભાવે એના ૭ પુત્રોએ ભરજુવાનીમા સંન્યાસ લીધો એના સાતમા પુત્રને એ ઉપર્યુક્ત ભાવથી પરિપૂર્ણ હાલરડા ગાતી હતી તેનામા રાજાએ એને રોકી, કેમકે તેને બીક લાગી કે તેનો સાતમો પુત્ર પણ વૈરાગ્યથી રંગાઈ સન્યાસી બની જશે

અત્ર હું એ ઉમેરીશ કે હાલરડા રચવામા કઇ નાનમ નથી કવિવર ટાગોરે પણ પોતાની શિશુનામક કૃતિમા હાલરડાને સ્થાન આપ્યુ છે

આ પ્રમાણે હાલરડા વિષે વિચાર કરી, હવે એ વિષય હું પૂર્ણ કરુ છુ, પણ તેમ કરવા પૂર્વે સંસ્કૃત અને પાઇય (પ્રાકૃત) સાહિત્યમા મેં સૂચવેલ ઉપરાત હાલરડાને લગતી કઈ કઇ કૃતિઓ છે તેનુ અન્વેષણ કરવા હું વિદ્દદ્ગર્ગને વિનવુ છુ [૨]

## કેટલાંક જોડકણાં

'તા, તા' એવા શબ્દોચ્ચારપૂર્વક બાળકને ચાલતા શીખવાય છે એ જાણે બાળક માટે શબ્દની ચાલણગાડી હોય એવુ લાગે છે બાળક ચાલતા ચાલતા પડી જાય ત્યારે એને ઉઠાડતી વેળા 'થા, થા, થઈ, થઈ' એવુ બોલાય છે એની રીતે ધીરે ધીરે આગળ વધતા બાળકને રમતગમતમા ઘણો આનદ પડે છે એ રમતગમતો સાથે લોકસાહિત્ય થોડેક અંશે સબદ્ધ છે, અને તેમા જોડકણા પ્રધાન પદ ભોગવે છે દાખલા તરીકે બાલક્રીડામાની ચાદાપોળી, પાવલો પા, ઝમ્મ વલોણુ ઝમ્મ, અડકો દડકો, અલ્લક દલ્લક, પોરા પેમલા ઇત્યાદિ રમતોમા જોડકણા જોવાય છે ઉદાહરણાર્થે હુ કેટલાક અત્ર રજુ કરીશ

ચાદાપોળી ઘીમા ઝબોળી,
સહુ છોકરાને કટકો પોળી,
×× ભાઇને આખી પોળી
લે રે મોઢા લબુકિયા,
ઢીકો માર્યો ધબુકિયા "

—ચાદાપોળીની કેટલીક પક્તિ

" ઝમ્મ વલોણુ ઝમ્મ, ચૂડા પહેર્યા છમ્મ,
ચૂડે વળગ્યા મોતી, મોતીની મા રોતી
છોકરાને છાશ પાતી, પોતે માખણ ખાતી "

---

૧ માર્કણ્ડેયપુરાણગત મદાલસાના હાલરડા વૈરાગ્યરસને પોષે છે એ ઉપરાત મદાલસાના હાલરડા તરીકે—

"त्वमसि तात शुद्ध बुद्ध निरञ्जन
भवमायावर्जित ज्ञाता
भवस्वप्न च मोहनिद्रां त्यज
मदालसाऽऽह सुतं माता"

ઇત્યાદિ પદ્યો હાલરડામા અપાયેલા છે, પણ ત્યા એના મૂળનો નિર્દેશ કરાયેલો નથી

૨ હાલરડા હાલરડામા છપાયા છે એ ઉપરાત છૂટા છવાયા અન્યત્ર છપાયેલા જોવાય છે જેમકે "ધી ગુજરાતી ઓરીએન્ટલ પ્રેસ," મુંબઈ તરફથી પ્રસિદ્ધ થયેલ નાગર સ્ત્રીઓમા ગવાતાં ગીત (આવૃત્તિ. ૨૭, ઇ સ ૧૯૧૦, પૃ ૧૪૭–૧૪૮)મા, લોકગીત (પૃ ૬૫–૬૬)મા બે હાલરડા ઇત્યાદિ

૧"અડકો દડકો, દહીં દડૂકો,
સરવણ ગાજે, પિલુ પાકે,
ઉલમૂલ, દાતરડે ખજૂર,
સાકર શેરડી સિંદૂર."૨
"અલ્લક દલ્લક, ઝાંઝર ઝલ્લક,
ઝાંઝરને ઘેર આનપાન, પૂતળીએ જમાડી જાન.
એક પડવો ભૂખ્યો, થાળી ધોઇને ઊઠયો,
થાળીએ પાડી ચીસ, ભાઇ મળ્યા પચ્ચીસ.
પચ્ચીસનાં કોપરાં, ખાઇ તમારાં છોકરાં,
છૈયાંછોકરાં સારાં છે, પીતાંબર પગલાં પાડે છે." ઇત્યાદિ ૩

"ઘર ઇઢોળિયાં ઘર પિઢોળિયાં, આઇજી બેઠાં છે, પાન ચાવે છે,
જેવો કનડીનો કાંટો તેવો નનંદીનો આટો.
જેવી તેલની ધાર તેવી સાસુજીની ગાળ......
પોરા પેમલા રે તારા બાપાજીનું નામ મને કહેતો જા."

આવી જાતનાં કેટલાંક જોડકણાં શ્રી. **છગનલાલ ઠા. મોદીએ** રચેલા અને ઇ. સ. ૧૮૯૩માં પ્રસિદ્ધ થયેલા પુસ્તક નામે **સચિત્ર દેશી રમતો**માં જોવાય છે. મરાઠી ભાષામાં પણ એવા કેટલાંક જોડકણાં છે અને તે વડોદરા રાજ્યના દેશી શાળા ખાતા તરફથી ઇ. સ. ૧૯૦૫માં પ્રસિદ્ધ થયેલ અને શ્રી. **અનંત બાબાજી દેવધર** દ્વારા તૈયાર કરાયેલ **सचित्र मराठी खेळांचे पुस्तक**માં નજરે પડે છે.

આ બધામાં સંગીત કરતાં તાલ, નર્તન અને ક્રીડનનું પ્રાધાન્ય જોવાય છે અને વળી એ બોલવાની લઢણ–લહેકો એમાં ઓર સાથ પૂરે છે.

## હોળૈયાનાં ગીત

હુતાશિની પ્રગટાવવાનો–હોળી સળગાવવાનો અને બીજાની હોળી જિતવા જવાનો પ્રસંગ છેક **વનરાજ**ના જીવન સાથે સંકળાયેલો હોવાનું મનાય છે. અત્યારે આ હોળીના પ્રસંગે હોળૈયાઓ નીચે મુજબની પંક્તિઓ લલકારતા સંભળાય છે:—

"રાધે ગોવિંદ રાધે, સીરા પુરી ખાજે.
સીરાની તો વાર છે, પૂરી તો તૈયાર છે.
સીરો તો કાદવનો છે, પૂરી તો પત્થરની છે." ઇત્યાદિ

હોળી વખતે મારવાડમાં અને અન્યત્ર વસતા મારવાડીઓ તેમ જ મથુરા બાજુના ચોબાઓ પૈકી કેટલાંક ફટાણાં ગાય છે. એ સાંભળતાં કાનમાંના કીડા ખરી પડે એવાં એ

૧. આ કે એના પછી **અલ્લક દલ્લક**વાળી પંક્તિઓ **નર્મકોશ**માં જોયાનું મને સ્ફુરે છે.

૨–૩. આ બન્નેમાંના કેટલાંક શબ્દ–જોડકાં સ્વ. **રણજિતરામ વાવાભાઈ મહેતા**દ્વારા સંગૃહીત અને સ્વ. રણજીતરામસ્મારકસમિતિ (સુરત) તરફથી ઇ. સ. ૧૯૨૨માં પ્રસિદ્ધ **લોકગીત**માં શ્રી. **દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરે** જે રસાસ્વાદ આપ્યો છે તેના પૃ. ૧૭–૧૯માં જોવાય છે. આ સંબંધમાં તેમણે જે વિચારો દર્શાવ્યા છે તે હું અત્ર નીચે મુજબ રજુ કરું છું:—

"આમાં અર્થ ગોતવો જ વ્યર્થ. આવાં ગીતો મૂળથી જ અર્થશૂન્ય થતા હશે કે કોઇ પુરાણી ભાષાના અપભ્રંશ હશે એ કોણ કહી શકે? વેદના અર્થ વખતે ઉકલે પણ કેટલાંક લોકગીતોના અર્થ બેસાડવા મુશ્કેલ."

અધમ હોય છે આવા ફટાણા એ લોકધન નથી, પણ એ લોકશાપ છે, અને એને નીભાવવાં અને પોષવા એ મહાપાપ છે, જોકે લોકસાહિત્યના વિવિધ વાનગીના સગ્રહરૂપ ગ્રથમા એને સ્થાન હોઇ શકે

વરસાદ બધે વરસે છે, પણ એ પાણીનો પ્રભાવ એને ઝીલનારા ક્ષેત્રો ઉપર આધાર રાખે છે સ્વાતિ નક્ષત્રમા નદીમા એ પાણી પડતા એ મોતી બને છે, ખેતરમા વરસાદ થતા પાક થાય છે, અને કચરાવાળી જમીનમા વરસાદ પડતા કાદવ થાય છે એવી રીતે લોકોની રસવૃત્તિ અનુસાર લોકસાહિત્ય રચાય છે અને ખેડાય છે લોકસાહિત્ય રચવાનું કાર્ય બાવા આદમના વખતથી અને એક રીતે લગભગ ઋગ્વેદની રચનાના સમયથી ચાલ્યુ આવે છે જુદા જુદા યુગમા જુદી જુદી કોમોમા જુદા જુદા પ્રસગે લોકસાહિત્ય રચાયુ છે જે સમયે જેની જેવી રસવૃત્તિ હોય તે સમયે તેવી રચના બને એ સામાન્ય નિયમ અનુસાર સમાજનો અમુક ભાગ ઉચ્ચ કોટિના વિનોદ ઉપરથી સરી પડી અધમ કોટિના–સ્થૂળ ઠઠ્ઠા સુધી પહોંચે ત્યારે ફટાણા જેવુ સાહિત્ય ન સર્જાય તો બીજુ શુ થાય ?

## ગોરમાંના ગીતો

છોકરાઓ જે વિવિધ રમતો રમે છે તેમાની કેટલીક રમતો છોકરીઓ પણ રમે છે આ ઉપરાત છોકરીઓ અલુણાવ્રત કરે છે ત્યારે તેઓ ભેગા થઈ "ગોરમાના ગીતો" ગાય છે આવા કેટલાંક ગીતોનો સગ્રહ શ્રી **ઈશ્વરલાલ વીમાવાળાએ** ઇ સ ૧૯૩૬ મા છપાવ્યો છે[1] કેટલાક ગીતમા વિનોદ જોવાય છે, બાકી ઘણાખરામા તો પરિણીત જીવનને સ્પર્શતા ભાવ જોવાય છે નાનપણમા કેટલીક છોકરીઓ ઢીંગલા સાથે ઢીંગલીને પરણાવે છે, અને વરવહુની રમત રમે છે એ ભાવોનું ઓછેવત્તે અંશે પ્રતિબિમ્બ ઉપર્યુક્ત ગીતોમા જોવાય છે પરિણીત જીવન એ જ જાણે નારીજીવનનો આદર્શ હોય અને એ સિવાય અન્ય કોઇ આદર્શ જ ન હોય કે અનેરી ભાવના પણ ભાવવાની ન હોય એવો સૂર ગોરમાનાં અનેક ગીતોમાથી નીકળતો હોય એમ લાગે છે આ સૂર કદાચ અલુણાવ્રતના ઉદ્દેશને અનુરૂપ હશે, પરતુ એ મુગ્ધાઓના જીવન ઘડવામા ખાસ ઉપયોગી હોય એમ આધુનિક વાતાવરણ જોતા તો જણાતુ નથી, અને કદાચ એ જ કારણથી આજે આ ગીતો ધીરે ધીરે લુપ્ત થતા હશે આ ગીતોનો કઇક ખ્યાલ આવે માટે અહીં કેટલાક ગીતની થોડીક પંક્તિઓ હું રજુ કરુ છુ, અને એનો પ્રારંભ વિનોદાત્મક જોડકણાઓથી કરુ છુ —

"દાળ રાંધી, ભાત રાંધ્યો, ઉપર મેલ્યુ મરચુ,
× × બેન ! તમારા ઓઢણામા બિલાડીનુ બચ્ચુ"
"હું તો દૂધી લેવા ગઇ'તી, મને દૂધીએ દૂધીએ મારી,
તારી દૂધી પાછી લે, મને જીવતી જવા દે"
"દમડીકા ફૂલ, તાપી માતા ભરપૂર,
ઉપર કિલ્લો બિરાજે, ટોપીવાળા રે, તું તો ઢોલકી બજાવે"

---

૧ આ પૂર્વે અન્ય કોઇ ગ્રન્થના અતમા કેટલાક ગોરમાના ગીતો છપાયેલા વાંચ્યાનું મને યાદ છે, પણ એ ગ્રન્થનુ નામ અત્યારે સ્મરણમા નથી.

હવે સાસુ, સસરા, જેઠ વગેરેના સંબંધો સાથે સંકલિત પંક્તિઓ હું ઉપસ્થિત કરું છું:—

કંઇ વાડે વેલો ચઢતો'તો, મારા નાના દિયરે દીઠો'તો;
મારો જેઠ ચુંટી લાવ્યો'તો, મારા સસરાએ સમાર્યો'તો.
મારી સાસુએ વધાર્યો'તો, કંઇ નણંદે જીરુ મીઠું નાખ્યું'તું,
કોઇ જમાઇ જમવા આવ્યો'તો, કંઇ ઘરમાં કૂતરું પેઠું'તું.
"કોઇ લાકડી લઇને ઉઠ્યું'તું, હડે હડે હડે હડે."

"ફલાણી, તું તો ચલ્લાદાસની વહુ, તને ઘરેણા છે બહુ;
તારે બંગડી ઉપર બંગડો, તને સાસુએ કીધી લગડી, લાલ કેમ કરીએ?
... ... ... ... ..."

"કાચલામાં કંકોડી ને ખાબોચિયામાં પાણી,
નાઘડિયો વર નહાવા બેઠો, સમડી લઈ ગઇ તાણી, કેમ કરીએ?
... ... ... ... ..."

"એ લાછા, કુવર! એ લાછા, કુંવર! તમે પરણ્યા કે કુંવારા લાલ,
અચકો મચકો કારેલી.[1]
... ... ... ... ..."

"આગરડી ગાગરડી એક વાર આવજે, હું નહિ આવું જો, સસરાજી બોલાવે જો
... ... ... ... ...
ગઠોડા ઘડાવું, ગઠોડા તો અટ ગયા બટ ગયા, સોની બેટા ઘાટ ઘડે સોનારણ બેઠી વાત કરે."

## મુંડણ ને જનોઇને લગતાં ગીતો

હિન્દુ ક્રિયાકાણ્ડનાં અનેક વિધિવિધાનોમાં મુંડણનો પણ સમાવેશ થાય છે. એ પ્રસંગ મોટે ભાગે રસભેર ઉજવાય છે અને તે સમયે સ્ત્રીવર્ગ ગીતો ગાય છે. આ ગીતો પણ લોકધન છે. એવી રીતે જનોઇના પ્રસગે ગીતોની રેલંછેલ જોવાય છે. એ ગીતોની ઝાંખી આપણને **"નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીત"**નો પ્રારંભિક ભાગ જોવાથી થાય છે. એટલે હું એના નમૂના અત્ર પીરસતો નથી.

## ઘોડીઓ વગેરે

બાળક લગભગ પાંચ–સાત વર્ષનું થવા આવે એટલે એને નિશાળે બેસાડાય છે. લગભગ એકાદેક વીસી ઉપર ગામઠી નિશાળો હૈયાતી ભોગવતી હતી. એ નિશાળોમાં[2] ઘોડીઓ શીખવાતી હતી. એ ઘોડીઓ નિશાળ શરૂ થતી અને છૂટતી વેળા વિદ્યાર્થિઓ પાસે મહેતાજી બોલાવતા હતા. એની કેટલીક કડીઓ ઉદાહરણરૂપે હું અહીં રજુ કરું છું; બાકી એનો વિશેષ વિચાર તો મેં "ગુજરાત અને લિપિકદમ્બક, લેખનસાહિત્ય તથા અક્ષરશિક્ષણ" એ મારી લેખમાળામાં કરવા ધાર્યો છે.

"રાજાજીની ઘોડી, ત્રણ પગે ખોડી, એક પગે હાલે ચાલે, પાતાળનું તો પાણી કાઢે,
તે પાણીનો કાવો કીજે; માબાપનાં પાય ધોઇને પીજે..."

ગામઠી નિશાળમા ભૂગોળ શિખવાતી ત્યારે પણ પ્રાસને આગળ પડતું સ્થાન અપાતું.

---

૧. આનું શુદ્ધ રૂપ આ છે. "અચકો મચકો કા રે અલી!"
૨. ગુજરાતીના કોઈ દીપોત્સવી અંકમા આ પ્રસિદ્ધ થયેલી છે, એમ મને સ્ફુરે છે.

આના સમર્થનાર્થે હું નીચેની પંક્તિઓ અત્ર ઉપસ્થિત કરુ છુ —

"ખભાવતી ત્રમાનતી, ઊભે ચોટે મમગનતી,
સમગ્વતીના વાકા વેળા, રાત પડે ગુજરીના મેળા, "

વિશેષમા ગામઠી નિશાળમાં કક્કો શિખનાર વિદ્યાર્થી નીચે પ્રમાણે[1] કક્કો બોલતો

"કક્કો કાજેલો, ખખ્ખો ખાધેલો, ગગ્ગે ગુણ મમાયો જાય, "

જેમ કક્કા સાથે સબધ ધરાવનાર આ લોકસાહિત્ય ઉપલબ્ધ થાય છે તેમ આક સાથે પણ કેટલાંક જોડકણા જોડાયેલા જોવાય છે જેમકે,

"બાવી એકુ બાવી, ઘઉંની રોટલી ચાવી,
ઘઉની રોટલી સુવાળી, બાવી દુ સુમ્માલી"
એક ઊઠે ઊડ, મામાએ મારી મૂક,
મામી કરે વાત, બે ઊટામ માત"

## ઉખાણા

મામાની બુદ્ધિનુ માપ કાઢવા માટે કે પ્રાસાનુપ્રાસનુ ભાન કરાવવા માટે અને એ રીતે પદ્યાત્મક કૃતિનો એકડો ઘૂટાવવા માટે ઉખાણા યોજાયા હશે કે કોઈ અન્ય કારણથી તેમ થયુ હશે, એ પ્રશ્નના ઉત્તરો બાજુ ઉપર રાખી એટલુ તો કહી જ શકાય કે એનો ઉપયોગ બુદ્ધિ ખીલવવા માટે કરી શકાય છે, એ નિર્વિવાદ હકીકત છે ઉખાણા કેવળ ગુજરાતી ભાષામા જ ઉપલબ્ધ થાય છે એમ નથી, કિન્તુ સંસ્કૃત અને પ્રાકૃત[2] ભાષામા પણ એ સમસ્યા–પ્રહેલિકારૂપે નજરે પડે છે એના મૂળ કેટલા ઊંડા છે અને એ કઈ કઇ ભાષામા, ક્યારે ક્યારે રચાયા છે તેનો વિચાર કરવાનો અહીં ઉદ્દેશ નથી, તેમ જ અવકાશ પણ નથી અહીં તો એને લગતા આપણા લોકધનનો કઇક પરિચય આપવાનો ઇરાદો છે 'ગુર્જર ગ્રથરત્ન કાર્યાલય' તરફથી 'વરતો ને ઉખાણા'ની જે ચોપડી (બીજી આવૃત્તિ, વિ સ ૧૯૯૧)મા બહાર પડી છે તેમા ઉખાણાનો થોડાઘણો સંગ્રહ કરાયેલો છે એમા શ્રી કાનજી કાળિદાસ જોષીની એક ચોપડીમા અપાયેલા ઉખાણાનો પણ ઉપયોગ કરાયેલો છે વળી શ્રી **પ્રસન્નવદન છબીલદાસ દીક્ષિત** તરફથી સગૃહીત અને શ્રી **કરસનદાસ** બૂક્સેલર તરફથી પ્રસિદ્ધ થયેલા ઊખાણા પણ છે સરકારીવાચનમાળામા પણ ઉખાણા છે હુ ગુજરાતી ભણતો હતો ત્યારે કેટલાક ઉખાણા મેં ઉપર્યુક્ત વાચનમાળામા વાચ્યા હતા જેમકે,

"એક નરે નરને ગળ્યો, તેથી શોભે તન,
એ તો ઉત્તમ જન ગણો, સમજો તમે મનરજન "

વિશેષમા "ગણ્યા ગણાય નહિ, વીણ્યા વિણાય નહિ, તોયે મારા આભલામા નહાય' એ

---

[1] ગુજરાતીના ઇ સ ૧૯૨૧ના દીપોત્સવી અકમા શ્રી નટવરલાલ ઈ દેસાઈના લેખ નામે "ગામઠી સાળામા કક્કો શીખવાની રીત અને નીતિબોધ"મા આ સબધમા કેટલોક ઊહાપોહ જોવાય છે

[2] શ્રીજિનભદ્રગણિક્ષમાશ્રમણે જે છયકપ્પસુત્ત રચ્યુ છે તેની શ્રીસિદ્ધસેનગણિકૃત બૃહચ્ચૂર્ણિ (પૃ ૧૭)મા પ્રહેલિકાનો ઉલ્લેખ છે ઋગ્વેદ (મ ૮, સૂ ૨૯)મા સાદામા સાદી પ્રહેલિકા જોવાય છે. એટલે પ્રહેલિકાના ઉપલબ્ધ થતા સાહિત્યમા ઋગ્વેદનુ સ્થાન પ્રાચીનતમ છે.

ઉખાણાથી તો બાળપોથીનાં બાળકો પણ પરિચિત જોવાય છે. ઘરમાં કે પડોશમાં કોઇ ડોશીમા રહેતાં હોય તો સાંજ પડે, છોકરાં ભેગાં થાય ત્યારે એ ડોશીમા ઉખાણા પૂછી તેમને ચકિત કરે. એવી પરિસ્થિતિ પહેલાં હતી અને હજી આજે પણ કોઇ કોઇ ઠેકાણે નજરે પડે છે. હાસ્યરસ જમાવે અને નાનાં નાનાં બાળકો પણ સાંભળીને હરખાય એવાં ઉખાણા પૂછાતા. હું અહીં એક બે દાખલા આપીશ."

"વાંકુંચૂકું લાકડું ને ઉપર બેઠો હાઉ;
મારો ઉખાણો નહિ કહે, તેનું નાક કરડી ખાઉં."
"ઢમઢોલ માંહી પોલ, ઉપર છત્તરછાયા,
મારો ઉખાણો જે કહે, તેને આપું સોનાના પાયા."

ઉખાણા નવા યોજાય છે, અને એ યોજાતા રહેશે, તેમ છતાં પ્રાચીન ઉખાણા માટે વિશેષ તપાસ કરવી બાકી રહે છે. હજી તો ગણ્યાગાંઠ્યા જ ઉખાણા પ્રસિધ્ધ થયેલા જોવાય છે. અત્ર એ હકીકત ઉમેરીશ કે 'ઉખાણા' લોકવાર્તાઓમાં જોવાય છે. એનાં મૂળ **ઋગ્વેદ** જેટલા તો ઊંડાં છે જ. **મહાભારત**ના **ઉદ્યોગપર્વ**માં અને **ભીષ્મપર્વ**માં અને **ભોજપ્રબન્ધાદિ** સંસ્કૃત સાહિત્યમા સમસ્યાઓ છે. એ સમસ્યાઓને ગુજરાતીમાં પણ સ્થાન અપાયેલું છે. એનો ખૂબ રંગ **સામળભટ્ટ**ને લાગ્યો હોય એમ એમણે રચેલી **બત્રીસ પુતળી**માંની એકત્રીસમી **રૂપાવતીની વાર્તા** જોતાં જણાય છે. વળી જૈન રાસોમાં અનેક વાર સમસ્યાનાં દર્શન થાય છે. એ સમસ્યાઓ એકત્રિત કરવી ઘટે. વળી વૃદ્ધ જનોને કંઠે રમતા ઉખાણા તે લુપ્ત બને તે પૂર્વે લિપિબદ્ધ થવા જોઇએ. હવે આ પ્રમાણે આપણે આ ઉખાણાંનો વિષય પૂર્ણ કરીએ તે પૂર્વે નારીજીવન સાથે વિશેષ સંબંધ ધરાવતાં એક બે ઉખાણા નોંધી લઇએ :

"સીતાજીનો ચોટલો વાળી આપો."
"હાથીને પરણાવી આપો."

## વાર્તાઓ

દીવાબત્તી થાય ને વાળુ કરીને પરવારીને ડોશીમા બેઠાં હોય ત્યારે તેમની આસપાસ નાનાં નાનાં છોકરાંઓ કુંડાળું કરીને બેસે અને પછી ડોશીમા વાર્તા શરૂ કરે. એ વાર્તામાં જાતજાતના વિષયો આવે.[1] તેમાં પરીની વાર્તા આવે ત્યારે છોકરાંઓને ખાસ મજા પડે. આવી ગુજરાતી વાર્તાઓ એ એક પ્રકારનું લોકસાહિત્ય છે. એમાંનું કેટલુંક "**વનરાજ ચાવડા**"[2] એ કૃતિમાં તેમ જ અન્યત્ર[3] ગુજરાતીમાં અને કેટલુંક તો અંગ્રેજીમાં પણ છપાયું છે, તો પણ હજી ઘણું સાહિત્ય મૌખિક દશામાં છે; એનો ઉદ્ધાર થવો ઘટે. એ ઉદ્ધારમાં જ્યાં જે શબ્દ ઉપર ભાર મૂકવાનો હોય તે ભાર કે જે શબ્દ લંબાવવાનો હોય તે બરાબર રજુ કરાવો જોઇએ; કેમકે એના ઉપર વાર્તાના રસની જમાવટનો થોડેઘણે અંશે આધાર રહેલો છે.

---

૧. આના વર્ગીકરણ ઇત્યાદિ માટે જુઓ આગામી અ કગત લખાણ.
૨ જુઓ પૃ. ૧૩૮–૧૪૫. આમાં એક તો "એ વૈયાં તો મે તૈયાં, વાયા ઉટા ને બોય્યા અને એ બોય્યાં તો બોય્યાં પન તમે ચાએ બોટયાં, હું તો માયે બોઇ યે નથી ને ચાઈ યે નથી" વિષે છે.
૩. જુઓ શ્રી. **હંસા મહેતા** દ્વારા સંપાદિત

આપણા દેશમા કથાસાહિત્ય ખૂબ જ છે અને તેમા જૈનોનો ફાળો જેવો તેવો નથી. વળી મહર્ષિ બુદ્ધની જાતકકથા પણ મહત્ત્વનુ સ્થાન ભોગવે છે એ સાહિત્યનો બાળકની મનોદશાને અનુલક્ષીને ઉપયોગ થાય તો સુવર્ણ અને સુગધના જેવો સુયોગ બને

લગ્નગીતો

અત્યાર સુધી આપણે જે હાલરડા, રમતગમતમા બોલાતા જોડકણા, ગોરમાનાં ગીતો, મુડણ ને જનોઇનાં ગીતો, ભણતર સાથે સબધ ધરાવતી ઘોડીઓ, ઉખાણા અને વાર્તાઓનો વિચાર કર્યો તે નાની વયના બાળકોના જીવન સાથે સંકલિત છે હવે આપણે લોકસાહિત્યના અગરૂપ[1] જે લોકગીતોનો વિચાર કરવા માગીએ છીએ તેનો સબધ કુમારોના અને કુમારિકાઓના જીવન સાથે છે, અને એ લોકગીતો ગાનાર યુવતીઓ અને પ્રૌઢાઓ છે લોકગીતોમા લગ્નાદિપ્રસગે ગવાતા ગીતો અનેરુ સ્થાન ભોગવે છે, કારણ કે માનવજીવનમા લગ્નનું વિશિષ્ટ સ્થાન છે, અને એની ઉજવણી પરાપૂર્વથી ચાલી આવે છે. એ વખતનો ઉત્સાહ, એને અગેની ધામધૂમ અને એ પ્રસંગની રસિકતા સહેલાઇથી વિસરાય તેમ નથી લગ્નગીતો ક્યારે અને કોણે પ્રથમ યોજ્યાં એ કહેવુ મુશ્કેલ છે, પરતુ શ્રી હરિભદ્રસૂરિના સમયમાં તો એ ગવાતાં હતા, એમ એમની કૃતિ નામે સમરાઇચ્ચચરિય[1] જોતા જણાય છે એ ગીતો કેવા હતા તે જાણવાનું કોઇ સાધન હજી સુધી મને પ્રાપ્ત થયુ નથી અત્યારે તો હું કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિએ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રના આદિપર્વ( સ ૨, શ્લો ૮૫૫-૮૬૨ )મા જે આઠ પદ્યો સસ્કૃતમા આપ્યા છે તેનાથી પ્રાચીન લગ્નગીતરૂપ પદ્યો રજુ કરી શકુ તેમ નથી આ પદ્યોમા વિનોદ છે, ભાષાની સરળતા છે અને પ્રસગને અનુકૂળ ભાવની પરિપૂર્ણતા છે વિશેષમાં લોકોના મુખમા સહેલાઇથી રમી શકે અને એક જ કલ્પનાને—એક જ ભાવને ઘનીભૂત કરી શકે તેવુ એ પ્રત્યેક પદ્યનું અતિમ ચરણ છે ઉદાહરણરૂપે હુ બે પદ્યો રજુ કરીશ —

"खरीवारिव शोषयितुं मोदकान् परिखादितुम् ।
श्रद्धालुरनुवरको मनसा येन नन्वसौ ? ॥८५५॥
मण्डपेभ्योऽप्यन्यदृष्टि खान्दवस्येव शूकर ।
स्पृहयालुरनुवरो मनसा येन नन्वसौ ? ॥८५६॥"

લગ્નસમયે જ ગીતો ગવાય છે એમ નહિ પરતુ લગ્નની તૈયારી રૂપે અનાજ વીણવાનું કાર્ય હાથ ધરાય ત્યારથી ગીતો ગાવાના શ્રીગણેશ મડાય છે, અને એની સમાપ્તિ ગોરવને દિવસે થાય છે એ દરમ્યાન અનેક પ્રસગોએ ગીત ગવાય છે જેમકે (૧) વડીપાપડ કરતી વેળા, (૨) નાના અને મોટા ગણેશ માડતી વેળા, (૩) મડપમુહૂર્ત વખતે (૪) ગ્રહશાન્તિવેળા (૫) ગોત્રાણું કે અણ્ણાતું લવાય ત્યારે (૬) લગ્નની વરધમાં સવારે અને સાજે, (૭) વરને તેમ જ કન્યાને આંગોળ કરાવતી વેળા, (૮) વરરાજા ઘોડે ચડતાં (૯) વરઘોડામા (૧૦) વરરાજા પોંખાની વેળા, (૧૧) હાથેવાળો મળે ત્યારે, (૧૨) કસાર ખાતી વેળા, (૧૩) વઢવાર વખતે, (૧૪) કાંકણડોરા છોડતી વેળા અને (૧૫) ગોરવ નોતરતી વેળા જે જ્ઞાતિમા આ સિવાયની કલશો ખવરાવવો વગેરે ક્રિયાઓ છે તેવી જ્ઞાતિમા તે તે ક્રિયાઓ વખતે પણ ગીતો ગવાય છે આ બધાં ગીતોનો સાહિત્યની દૃષ્ટિએ,

---

1 જુઓ પ્રો. હર્મન યાકોબીકૃત સપાદિત આવૃત્તિ ( ભવ ૬, પૃ ૭૮ )

શબ્દવિજ્ઞાનની દૃષ્ટિએ, સામાજિક ચિત્રનિરૂપણની દૃષ્ટિએ, ગેયતાની દૃષ્ટિએ એમ અનેક રીતે વિચાર થઇ શકે, પણ હજી એ દિશામાં જેવું જોઇએ તેટલું કાર્ય થયેલું જોવાતું નથી. પ્રો. **ચતુરભાઈ શંકરભાઇ પટેલે** કેટલાંક લોકગીતો વિષે લગ્નની ભાવનાની દૃષ્ટિએ ઊહાપોહ કર્યો છે.[1] વળી શ્રી. **ઝવેરચંદ મેઘાણીએ** "લોકગીતોમાં કથાઓ" એ નામનું જે વ્યાખ્યાન તા. ૧૮-૩-૩૮ ને રોજ વડોદરામાં આપ્યું હતું અને જે **ગુજરાતી ગ્રંથકાર-સંમેલન વ્યાખ્યાનમાલા** (પૃ. ૧૨૯-૧૫૪)માં છપાયેલું છે તેના ૧૫૩ મા અને ૧૫૪ મા પૃષ્ઠમાં એમણે એક [2]લગ્નગીત રજુ કરી તેમાં "ગીતિ એટલે પ્રાણ ધબકતું, ઉન્મુક્ત, રસભરપૂર, અને પ્રબલ પ્રેમની ઊર્મિઉચ્ચારણની શક્તિ ધરાવતું" તત્ત્વ હોવાનું પ્રતિપાદન કર્યું છે. આ ઉપરાંત આવી જાતના વિશિષ્ટ પ્રયાસો લગ્નગીતોની મીમાંસારૂપે કોઇએ કર્યા હોય તો તેની મને ખબર નથી.

લગ્નનાં ગીતો, લોકસાહિત્યનાં અન્ય અંગો કરતાં વિશેષતઃ મુદ્રિત સ્વરૂપમાં નજરે પડે છે. ઉપલક દૃષ્ટિએ તપાસ કરતાં એમ લાગે છે કે કવિ **નર્મદાશંકરે** લગભગ ઇ. સ. ૧૮૭૦ માં લગ્નનાં ગીતો છપાવવાની પહેલ કરી હતી. ત્યાર બાદ "ધી ગુજરાતી પ્રીન્ટિગ પ્રેસ"-મુંબઇ તરફથી ઇ. સ. ૧૯૧૦ માં "**નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીત**"ની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ છે. **લોકગીત**(પૃ. ૫૦—૬૨)માં ૨૭ લગ્નગીતો છપાયેલાં છે, આઠેક લગ્નગીતો પ્રો. **પટેલના લોકગીત અને લગ્નભાવના** એ લેખમાં છપાયેલાં છે અને લગ્નનાં ચારેક ગીતો **ગુજરાતી કાવ્યદોહન** (ત્રીજી આવૃત્તિ, ઇ. સ. ૧૯૦૫)ના અંતમાં દૃષ્ટિગોચર થાય છે. વળી કવિ **પ્રેમાનંદે** રચેલા **ઓખાહરણ**માં પણ એ કવિએ રચેલાં કેટલાંક લગ્નગીતો જોવાય છે. જુઓ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી દ્વારા પ્રકાશિત આવૃત્તિ (પૃ. ૧૦૩, ૧૦૫, અને ૧૦૭-૧૦૮).

**વનરાજ ચાવડા**(આવૃત્તિ ૧૦, પૃ. ૨૭૭-૨૮૮)નામક કૃતિમાં લગ્નના કેટલાંક ગીતો છે. વળી લગ્નપ્રસગે ગવાતાં કેટલાંક જોડકણાં પણ છે. ઉદાહરણ તરીકે હું નીચેની કેટલીક પંક્તિઓ રજુ કરું છું:—

"પ્રથમ શ્રીહાટકેશ્વરનું નામ લીજે, પછી જોડકણાંનો આરંભ કીજે;
જોડકણાંમાં કડવો શુકન નથી કહેવો, એટલો ભલાઇનો જશ લેવો."

આ ઉપરાંત આ કૃતિ(પૃ. ૨૮૯)માં નીચ કોમનાં ગીત તરીકે નીચે મુજબની પક્તિઓ નોંધાયેલી છે:—

"ઉતરી રે ઉતરી, વર પુંખે એ કુતરી:
અલાડી રે અલાડી. વર પુંખે એ બલાડી,
અગાડી રે અગાડી વર પુંખે એ ગધાડી."

શ્રી. **મોતીચંદ ગિરધર કાપડિયા**એ લગ્નનાં ગીત કે એવા કોઇ નામથી એક ચોપડી સંપાદિત કરી છે, પણ એ મારા જોવામાં આવી નથી એટલે એ વિષે હું કઈ કહી શકતો નથી.

---

૧. જુઓ **શ્રીફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક**(પુ. ૩, અ. ૨)ગત એમનો લેખ નામે "લોકગીત અને લગ્નભાવના."

૨ આ લગ્નગીત **ચુંદડી**(ભા. ૨)માં છપાયેલું છે. એની આદ્ય પક્તિઓ નીચે મુજબ છે.
"ગઈ'તી ગઇ'તી ભરવાને નીર, કેસરીએ વાઘે ને નટવર દીઠડા
જી મહારાજ !"

એમ સાંભળ્યુ છે કે શ્રી અણુ ક વશીએ ગનીપરજના ગીતો એકત્રિત કર્યા છે અને એમાના બે ત્રણ ગીતો ગાડીવ ( )મા છપાયેલા છે

કાળી કોમના લગ્નગીતો શ્રી જીવણજી દ પટેલે સગ્રહેલા છે અને એમાના બે ત્રણ ગાંડીવના દીવાળી અક ( ) મા છપાયેલા છે

'સુરત સેકન્ડ હૅન્ડ બુક ડેપો' તરફથી પ્રસિદ્ધ થયેલ ચતુરસુંદર ગરબાવલી (પૃ ૧૫૫–૧૬૨ )મા લગ્નના કેટલાક ગીત છપાયેલા છે

રીતિદર્પણમા પણ કેટલાક ગીતો હોવાનું મે સાભળ્યુ છે, પણ એ પુસ્તક હજી મારા જોવામાં આવ્યુ નથી

આ પ્રમાણે લગ્નના ગીતો જુદે જુદે સ્થળેથી પ્રસિદ્ધ થયેલા છે, પરન્તુ તેમ છતા અમુદ્રિત સ્વરૂપમા હજી કેટલાક લગ્નગીતો ઉપલબ્ધ થતા જોવાય છે ઉદાહરણ તરીકે વેવાઇ–વેવાણ સગાસબધી સાથે ગોરવ જમવા આવતા ત્યારે કેટલાક વર્ષો ઉપર મારી જ્ઞાતિમાં બને પક્ષ તરફથી એકેક ગીત ગવાતું હતુ એ ગીતો કોઇ પણ સ્થળે છપાયેલા હોય તો તે જોવાજાણવામા નથી એમા ગોરવ આપનાર પક્ષ અનેક ખાદ્યોના નામ ગણાવી તે તે બાધ્યાનું સૂચવતો, જ્યારે સામો પક્ષ પણ એ પ્રત્યેક નામ યાદ રાખી તેને છોડવાનો પ્રયત્ન કરતો આમા સ્મરણશક્તિની કસોટી થતી સાથે સાથે વિનોદરસ પણ જામતો

લગ્નગીતોના સબધમા હવે વિશેષ ન કહેતા રજાદેના ગીત તરીકે સુપ્રસિદ્ધ પક્તિ હુ ઉચ્ચારીશ

"બગલુ એ આવે ને જાય રે
બગલુ કઈ વહુને લઈ જાય રે
બગલુ ને લઈ જાય રે,
ભાઇ દોડયા જાય રે"

રજાદેના કેટલાક ગીત આ સભા તરફથી પ્રકાશિત થયેલ શ્રી ફા ગુ સભા ત્રૈમાસિકમા પણ છપાયા છે

આ વિષયને વિશેષ ન લબાવતા "મીગાળીઓના ગીત" વિષે ફૂલછાબમા પ્રસિદ્ધ થયેલ અને એ ઉપરથી "દાદીગો" નામક સાપ્તાહિકના તા ૮–૬–૩૯ ના અંકમા છપાયેલ પક્તિઓમાથી નીચેની પક્તિઓ હુ રજુ કરુ છુ—

"અમારા ઘરની આસપાસ રહેતી મીગાળીઓને ઘેર લગ્ન હતા એ ગીત ગાઈ રહી હતી પણ શાં એ ગીત? પાતાળફુટા કોઈ ખખખર કૂવામાથી પાણીની સરવાણી ફુટતી પોષમાર ચાલી આવે એમ દરેક મીગાળીના ગળામાથી રાગની સરવાણીઓ ચાલી આવતી હતી બહાર બેસીને વગાડનો શરણાઇવાળો પણ શરમાઈ જાય એવા એ કંઠોમાથી છૂટાછૂટાઈને લગ્નના ગીત ગાવા આવતા હતાં સાદી ટાદ પણ કયાંય ઉડી જતી હતી, અને આકાશમાં પણ લગ્નના જ ભાવને ભરી દેતી પેલી મીગાળીઓના ગળામાં મારૂં મન જાણે સરી જતું હતુ. ૭–૮ મીગાળીઓ સાથી હતી છતા લાગતું હતું કે સો બાઇઓ ગાઈ રહી છે મનરંજનના પડદા ચીરતુ એ ગીત જાણે દેવીઓના ઓરડા પર પણ લગ્નના શુભ ઓળાવા પાડતું, અનેક સુનેહાળીઓ જગાડતું, સૌને લગ્નના ભોજનમાં ડૂબાડી દેતું, શુભ કલ્યાણની [illegible] જાતું–અનંત જાતુ હતું [illegible]

### થનગનાર ક્યાં ગયો ?

આવાં ગીત તો નાનપણમાં ઘણી યે વાર સાંભળ્યાં છે. પરગામ જતી જાનમાં ગાડાનાં ઘધડાટને લગ્નગીતના ઠેકા બનાવી દેતાં એ આયરાણીઓનાં ગીતો, રાજવળામાં ગાતી ખવાસણોનાં ગીતો આજે પણ કાનમાં ગૂંજ્યાં કરે છે."

× × ×

### સલોકા

આ પ્રમાણે લગ્નનાં ગીતોની આછી રૂપરેખા પૂરી કરાય તે પૂર્વે 'સલોકા' તરીકે ઓળખાતી કૃતિઓનો હું નિર્દેશ કરું છું. જૈનોમાં હજી પણ 'સલોકા' બોલાવવાની રીત જોવાય છે. 'સલોકા' એ શબ્દ શ્લોકનું અપભ્રષ્ટ રૂપ છે એટલે અસલના જમાનામાં શ્લોક બોલતા હશે એમ સહેજે અનુમનાય છે. અત્યારે જૈનોમાં જે સલોકા બોલાય છે તેમાંનો એક સલોકો તે **શાલિભદ્ર**નો સલોકો છે. એ પરણનાર છોકરો બોલે છે, જ્યારે **આદીશ્વરજી**નો કે **નેમિનાથ**નો સલોકો પરણનાર કન્યા બોલે છે. આ પૈકી **આદીશ્વરજી**ના સલોકાની આદ્ય પક્તિઓ નીચે મુજબ છે.—

"**સરસવતી** માતા તમ પાયે લાગું, એવો સલ્લોકો, એવો સલ્લોકો,
વરધનને માગુ, આદીશ્વરજીના, કહું રે સલ્લોકો,
એક મને સહુ, સાંભળજો લોકો."

અન્ય કોમના વર તરફથી અને કન્યા તરફથી બોલાતા, સલોકામાંથી એકેક નમૂનો 'વનરાજ ચાવડો' ( પૃ. ૨૮૯–૨૯૨ ) પૂરો પાડે છે. એ પ્રત્યેકની આદ્ય પંક્તિઓ આ રહી:—

" વરઘોડે ચડી મંડપે આવ્યા, નગર લોક સૌ સાજન આવ્યા,
સાસુજી તમે તોરણે આવો, વરને થાળ ભરી મોતીએ વધાવો."
" સાભળો સાસુજી ચતુર સુજાણ, તમ વહુ તણાં કરે વખાણ,
રૂપવંતીને ડહાપણ ઘણું, કુળ દીપાવ્યું તમ તણું."...........

અંતમાં નીચે પ્રમાણેની કેટલીક પક્તિ છે. એ વિકૃત માનસ રજુ કરે છે. એ પંક્તિઓ નીચે મુજબ છે:–

'મારે બારણે બોરડી, તેનાં મીઠાં બોર,
મારી સાસુ ઓટલે સુતી, લઈ ગયા છે ચોર.
માચી માચી માચડો ને માચી સોહાગણ પાયા,
મારી સાસુ ધન પનોતી બે ઉંદરડા જાયા......"

### સીમંતનાં ગીતો

જેમ લગ્નપ્રસંગે ગીતો ગવાય છે તેમ સીમંતપ્રસંગે પણ ઘેણને મેંદી ચોપડાય ત્યારે, એને ડામીડગલાં ભરાવાય ત્યારે, એનો ખોળો ભરાય તે વેળા, મામેરા વખતે એમ જુદી જુદી ક્રિયાઓ વખતે ગીતો ગવાય છે. આવાં કેટલાંક ગીતો અધરણીનાં ગીત તરીકે "**નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીત**" ( પૃ. ૧૦૩ )માં છે. વળી **લોકગીત** ( પૃ. ૬૨–૬૫ )માં પણ ચાર ગીતો છે. આ ગીતોના નમૂના રજુ કરવાની હું અહીં ખાસ જરૂર જોતો નથી એટલે હવે જે "ખાંયણાં" જેવી કૃતિ દિનપ્રતિદિન વિસારે પડતી જાય છે તેનો હું વિચાર કરવા પ્રવૃત્ત થાઉં છું.

## ખાંયણાં

'ખાયણા' એ પણ હાલરડા વગેરેની પેઠે એક જાતના લોકગીત છે અને એ પણ રડાની પેઠે સ્ત્રીજીવન સાથે ગૂથાયેલા છે, અર્થાત્ જેમ હાલરડા મુખ્યતયા સ્ત્રીઓ જ છે તેમ ખાયણા પણ સામાન્યત સ્ત્રીઓ જ ગાય છે વિશેષમા સરખેસરખી હેલીઓ–સહિયરો–સખીઓના મુખમા એ અનેરી રીતે શોભે છે

'ખાયણા' અને 'ખાયણા' એમ બને શબ્દો જોવાય છે, પણ 'ખાયણા' એ વિક શબ્દ હોય એમ લાગે છે એનો વ્યુત્પત્તિ–અર્થ શો છે તે ચોક્કસપણે કહેવુ મુશ્કેલ છે મેઘાણીનું માનવુ એ છે કે "આડે દિવસે નહિ, પરન્તુ વિવાહ અથવા સીમંત રખા અવસરનુ મગળ ધાન્ય ખાડતી વેળાના જ સ્ફુરેલા આ ખાયણા હોવા જોઈએ"[1] ખાયણાની ઉત્પત્તિ શેને આભારી છે એ વાત બાજુ ઉપર રાખી, એમ તો જરૂર કહી શકાય હીંચકા ખાતી વેળા અને કેટલીક વાર સામસામા દળતી વેળા અને ખાડતી વેળા પણ ત્રીસેક વર્ષ ઉપર સુરતમા એ ગવાતા હતા એના ઉદ્ભવસ્થાન તરીકે "રસે કરી અલબેલી, સસ્કારે કરી સુવાસિની અને ઇતિહાસની લાડીલી"[2] એવી બે નગરીઓ નામે સુરત અને અમદાવાદનો ઉલ્લેખ કરાય છે, પણ મને એનુ પ્રાથમિક ઉત્પત્તિસ્થાન સુરત જ હોવુ જોઇએ એમ ભાસે છે ગમે તેમ હો, ખાયણા સૌરાષ્ટ્રમા નથી તેમ જ સુરત અને અમદાવાદને બાદ કરતા ગુજરાતના અન્ય કોઈ ભાગમા પણ નથી, અને વળી હિન્દુ સંસારની બહાર તો નથી જ

ખાયણાનુ સ્વરૂપ–ઘડતર–બધારણ વિચારીએ તે પૂર્વે એ નોધી લઇએ કે પજાબી લોકસાહિત્યમા 'ઝૂલે કે ગીત' નામનો એક વિભાગ છે એ ગીતો મુખ્યતયા વર્ષાઋતુમા હીંચકે હીંચોળા ખાતી ખાતી પજાબી બેનો ગાય છે એમા કરુણ રસની પ્રધાનતા જોવાય છે એ રસમા ખાસ કરીને સ્વજનનો વિયોગ અને કપરુ સાસરુ એ બે વિષયોને પોષ્યા હોય છે આવા પજાબી ગીતના ઉદાહરણ તરીકે હ્રુ લોકસાહિત્ય(પૃ ૨૯૭)માથી નીચેની પક્તિઓ ઉદ્ધૃત કરુ છુ —

"હોર ધીઆઁ દિતિયાઁ શહરી નગરી
મેં કયૂઁ દિતડી ચન્દરે પહાડ?
હથ મેરે રમ્બડી, મોઢે તગડી
ઘા ખુતેન્દડી ટિલ્લે દે હેઠ
હત્થીં છાલે પૈ ગએ, પૈરીં કઠે ચુભ ગએ,
હુન ચેતે આમદા બાબલ તેરા દેશ"

[પંજાબી ગીત ૧૭૮ સપાદક પંડિત સતરામ B A]

અર્થાત્ બીજી બધી પુત્રીઓને શહેરમાં નગરમા પરણાવી તો મને કેમ પહાડી પ્રદેશમા? મારા હાથમા દાતરડુ અને ખભા પર દોરડુ છે હું ઘાસ ખોદી રહી છુ મારા હાથે છાલા પડ્યા છે ને પગમા કાટા વાગ્યા છે હે બાપુ! હવે મને તમારો દેશ યાદ આવે છે

"સાહિત્યાચે મૂલધન" જે શ્રી દ બા કાલેલકર અને શ્રી વામન ચોરઘડે એમ બેના

---

૧ જુઓ "ખાયણા"નો શ્રી મેઘાણીકૃત "પ્રવેશક" (પૃ ૧૪)

૨ એજન, પૃ ૨૪

સહયોગનું ફળ છે તેમાં ખાયણાંને મળતી આવતી કૃતિ જોવાય છે. એ પણ સ્વરૂપે હળવી છે, લઘુરૂપિણી છે અને મિતાક્ષરી છે; પણ ખાયણાંની પેઠે એ ફક્ત ઊર્મિવાહક પંક્તિઓ નથી, પણ સળંગ મોટા કાવ્યોની એકેક કડી સમાન છે. ઉદાહરણાર્થે એવું એક ગીત હું રજુ કરુ છું:—

"पहांटेच्या प्रहरी, ससाराचा धंदा
नांव तुझं रे गोविंदा, विसरली "

અર્થાત્ સવારના પહોરમાં સંસારના કાર્યમાં હે ગોવિંદ ! તારૂં નામ હું ભૂલી ગઈ.

ખાયણાં એ ત્રણ ત્રણ સુકુમાર પંક્તિઓનાં અને એક રીતે વિચારતાં બે પંક્તિઓનાં જોડકણાં છે. એની રચના ધ્વનિકાવ્યોને—ઊર્મિકાવ્યોને અનુકૂળ છે. એનો ઢાળ કોમળ છે. એનું સંયોજન સ્મરણશક્તિને સાનુકૂળ છે એટલે કંઇ પણ પરિશ્રમ વિના એ યાદ રહી જાય એવી એ કૃતિ છે. બે સ્ત્રીઓ એકેક ખાંડણિયું યાને સાંબેલું લઇ અનાજ ધબાધબ ખાંડતી હોય અને એ સમયે તેઓ સામસામી ખાયણાં લલકારતી હોય તો ખાંડણિયાના ધબકારે ધબકારે ખાયણાંને તાલ મળે છે અને તાલે તાલે ખાંડનારીને તાનો ચઢે છે. આ દૃશ્ય અને ખાયણાંના સંગીતથી ઓતપ્રોત બનેલું વાતાવરણ જો ખાંડનારીઓએ ચૂડી, કંકણ કે બંગડી પહેરી હોય તો તેના રણકારથી વિશેષ રસપ્રદ બને છે. આવો મનોહર પ્રસંગ, કોબો કૂટનારીઓ પીને અલમસ્ત બની કોબો કૂટતી વેળા ગીતો લલકારતી હોય ત્યારે પણ ઉપસ્થિત થાય છે, પણ હવે તો એ પ્રસંગ પણ ધીરે ધીરે ભૂતકાળની એક ઘટના હોય તેમ અતીત કાળની ગુફામાં સંતાઇ જતો જોવાય છે.

ધારો કે લગભગ સમવયસ્ક અને જુવાનીના આંગણે સંચરતી નણંદ અને ભોજાઇ છે. તેઓ એક ભીંતથી સામેની ભીંતે પગ અડકે એમ તાનમાં આવી હીંચકા ખાય છે. એવામાં ખાયણાંને અંગે બરોબરી કરવાનું—કોણ નવાં નવાં ખાયણાં રજુ કરતાં થાકે છે, એવી શરત કરવાનું તેમને મન થાય છે અને પછી તેઓ પગની ઠેસ વડે હીચકા ખાતી જાય છે અને એક પછી એક ખાયણાં લલકારતી જાય છે. આ સમયનું વાતાવરણ આંબાવાડિયામાં સામસામે આંબે બેઠેલી કોયલો ટહૂકતી હોય એ દૃશ્યને પણ ભૂલાવે તો નવાઇ નહિ. અલુણાવ્રતને વખતે વલસાડ તાલુકામાં અનાવિલ કુમારિકા ખૂબ ખાયણાં હજી પણ ગાય છે એમ કહેવાય છે.

ખાયણાંનો મુખ્ય સૂર કરુણાત્મક છે, છતાં એનો વિષય કેવળ સાસરવાસની સતામણી એટલે કે પરિણીત જીવનમાં પડતાં દુઃખોનું આક્રન્દન જ નથી, કિન્તુ માતા, ભાઇ, બેન વગેરે સગાંઓનો સ્નેહ, ટોલટપ્પાં, કટાક્ષ અને ગહન તત્ત્વજ્ઞાન પણ ખાયણાંના વિષયો બન્યા છે અને બની શકે તેમ છે.

ખાયણાંની રચના સુગમ છે એથી એ જાતની નવીન કૃતિના સર્જન માટે પૂર્ણ અવકાશ છે, અને એથી એનો દુરૂપયોગ પણ થયો છે. જેમ ઇંગ્લાંડમાં પોપ અને ડ્રાઇડનના સમયમાં વીરાત્મક છન્દ(heroic metre)વાળા દોહરાની અને આધુનિક સમયમાં ફારસી કવ્વાલીની ગુજરાતમાં જે દુર્દશા થઈ છે તેવી દશા ખાયણાંની પણ થઇ છે. ખાયણાના બંધારણને પ્રતિકૂળ ભાવો એમાં ભરવા તે કાગળની કોથળીમાં અણીદાર ખીલા ભરવા જેવું ગણાય; બાકી કુશળ કવિના હાથે ખાયણાંની રચના થાય તો તેમાં એકેક શબ્દ—ચિત્રનું આલેખન—એકેક ભાવનાનું મૂર્ત સ્વરૂપ જોવા મળે.

એક સમય એવો હતો કે સુરતની રમણીઓ ખાયણારૂપ કયારીમા નવનવી ભાવનાનાં પુષ્પો વાવી, તેને પોતાની સંસ્કૃતિરૂપ વારિથી સિંચતી હતી, પણ આજે એ અદ્ભુત અને સંક્ષિપ્ત સાધનોનો શીઘ્ર ઉપયોગ કરનારી નારીઓ કયા છે ?

નવીન રચનાની વાત તો બાજુએ રહી, પરન્તુ પ્રાચીન ખાયણાથી કેટલી યે બાળાઓ, કિશોરીઓ અને નવોઢાઓ પણ સુરતમાં તો અપરિચિત જણાય છે તેનુ શુ ?

અંતમા આ સરળ અને અર્થવાહક લોકગીતોમાંથી દાખલા તરીકે કેટલાક રજુ કરી હું આ વિષય પૂર્ણ કરીશ

"મારા તે બાપે તાપીકિનારા જોયા,
જોયામા ન જોયા, જમાઈના રુપકા"
"અડેરી ગડેરી ધરમપુરની ધજા,
દીકરી પરણાવવાની મઝા કે સુરત શહેરમા"
"મારા તે બાપે હવેલી બધાવી, વીરાએ ચિતરાવી,
કે ભાભીને મહાલવા"
"મુબઇના શેઠીઆ ખાડીખબોચીએ રખડે,
કન્યા માટે ટવળે, કાણી બહેન આપશુ"
"ખાડણીઆ ખાડતા ખખડે હાથના કકણ,
મોટા ઘરના ઢાકણ બહેન સાસરે"
"ઘણી દળુ તો ઘટીનો ગગડાટો,
સાસુજીનો ફફડાટો કે લાગે દોહલો"

ખાયણાં થોડેઘણે અંશે મુદ્રિત સ્વરૂપમાં જોવાય છે હુ ભૂલતો ન હોઉ તો સૌથી પ્રથમ કેટલાક ખાયણા **લોકગીત** (પૃ ૪૭–૫૦)મા ઇ મ ૧૯૨૨ મા છપાયેલા જોવાય છે ત્યાર બાદ શ્રી **ઇશ્વરલાલ વિમાવાળા** તરફથી ઇ મ ૧૯૩૫ મા ખાયણા છપાયેલા છે મારૂ એમ માનવુ છે કે હજી ઘણા ખાયણા અપ્રસિદ્ધ છે

અંતમા આ વિષય પૂર્ણ કરતા હું પણ શ્રી. મેઘાણીના નીચે મુજબના સૂરમા સૂર પૂરવા ઇચ્છુ છુ—

'શાળાઓના ભાગ્યવિધાતાઓને એટલી વિજ્ઞપ્તિ કરવાનું મન થઇ જાય છે કે કન્યાઓના—બટકે, છોકરા ને છોકરી બનેના પાઠ્યપુસ્તકોમા કુટુબ-સ્નેહના તલસ્પર્શી તથા સરલ, અને સરલ છતા પણ કાવ્યત્વમય પદો ચૂટીને કાં ન દાખલ કરો ?[1]

[ અપૂર્ણ ]

---

[1] શ્રી મેઘાણીનો ઉપર્યુક્ત "પ્રવેશક" (પૃ ૨૦)

# પાલિભાષા

લે:—પંડિત બેચરદાસ જી. દોશી
(પ્રાધ્યાપક શેઠ લાલભાઈ દલપતભાઈ આર્ટ્સ કૉલેજ)

(૧)

આ મથાળા નીચે અનુક્રમે નીચેની હકીકતો લખવાની છે:—

૧. 'પાલિ'નો અર્થ.
૨. પાલિભાષાનું સ્વરૂપ અને બીજી પ્રાચીન આર્યભાષાઓ સાથે તુલના.
૩. પાલિનું સાહિત્ય.
૪. પાલિના અભ્યાસની ઉપયોગિતા.
૫. પાલિના અભ્યાસની સરલ પદ્ધતિ.

## ૧. 'પાલિ'નો અર્થ

**આ**ર્યાવર્તની જે પ્રાચીનભાષાઓ છે તેમાં સર્વતઃ પ્રાચીન વૈદિકભાષા ગણાય અને પાલિભાષા વૈદિકભાષાની સમસમયી ગણાય. વૈદિકભાષા અને પાલિભાષાના આંતરબંધારણની પરસ્પર તુલના કરી, તેને ઝીણવટથી તપાસીએ તો સ્પષ્ટ જણાશે કે એ બન્ને ભાષાઓ સમસમયવર્તિની છે.

એ બે ભાષા વચ્ચે તુલનાત્મક રીતે પૃથક્કરણ કરતાં પહેલાં 'પાલિ' શબ્દના અર્થ વિશે થોડોક વિચાર કરી લેવો આવશ્યક છે.

કોઈ પણ ભાષાનું નામ, રાષ્ટ્રના કે પ્રજાના નામ ઉપરથી પ્રચલિત થાય છે. માગધી, પૈશાચી, ગુજરાતી, બંગાળી વગેરે નામો એ પ્રકારનાં છે. મગધદેશમાં પ્રચાર પામેલી લોકભાષા માગધી કહેવાઈ. શૂરસેનદેશમાં વિસ્તાર પામેલી લોકવાણી 'શૌરસેની' નામથી ઓળખાઈ. પિશાચપ્રજાઓની લોકભાષા 'પૈશાચી'ના નામથી ખ્યાત થઈ. શૂરવીર ગુર્જર પ્રજાના નામદ્વારા આપણા દેશનું નામ ગુજરાત પડ્યું અને ગુજરાતના રહેવાશીઓની લોકભાષા 'ગુજરાતી'ના નામને પામી. એ જ રીતે બંગાળદેશની ભાષા બંગાળી ગણાઈ. આ રીતે હરેક ભાષાનાં નામ તે-તે ખ્યાતકીર્તિ રાષ્ટ્ર કે ખ્યાતનામા પ્રજાના નામાભિધાન સાથે સંકળાએલાં હોય છે, ત્યારે હવે 'પાલિ'ભાષાનો સંબંધ કયા દેશ કે કઇ પ્રજા સાથે જોડાએલો છે? તે શોધવું રહ્યું.

આ વિશે વિદ્વાનોએ 'પાલિ' શબ્દ ઉપર જ અનેક તર્કવિતર્કો કરી, ભાષાનું 'પાલિ' નામ પડવાનાં અનેક કારણો કલ્પેલાં છે. એમાંના ઘણાખરા તર્કો તો મિથ્યાઆભાસ જ ઉપજાવે એવા છે, છતાં મનોરંજક હોવાથી તે બધાને અહીં નોંધી દઉં છું:

૧ [૧]એક મત એવો છે કે 'पहेलवी' શબ્દ ઉપરથી 'पालि' શબ્દ આવ્યો છે.

૨ બીજો મત એમ કહે છે કે 'पेलेस्टाइन' અને 'पालि' એ બન્ને વચ્ચે અક્ષરસમાનતા છે, તેથી 'पालि'ના મૂળનો સંબંધ 'पेलेस्टाइन' સાથે છે.

---

૧ આ નીચેના આઠ મતોની નોંધ શ્રી સતીશચંદ્ર વિદ્યાભૂષણજીએ પોતે સંપાદિત કરેલા પાલિ-વ્યાકરણ(કચ્ચાયન)ની પ્રસ્તાવનામાં (પૃ૦ ૩૨) કરેલી છે.

૩ [2]Palatine hillsના 'પેલેટાઇન' શબ્દ સાથે 'પાલિ' નામનો સબંધ છે, એમ ત્રીજો મત છે

૪ ચોથો મત એમ કહે છે કે 'પલ્લિ' શબ્દનો 'ટાવર' અર્થ છે, અને એ ટાવરવાચક 'પલ્લિ' શબ્દમાંથી ભાષાવાચક 'પાલિ' શબ્દ આવેલો છે.

૫ પાચમા મતવાળા એમ કહે છે કે પ્રાચીન સસ્કૃતનો એક 'પલાસ' શબ્દ છે, જે બિહાર અથવા મગધદેશનો વાચક છે 'પાલિ' ભાષા બિહાર અથવા મગધની લોકભાષા છે, તેથી ઉક્ત 'પલાસ' ઉપરથી 'પાલિ' શબ્દ આવેલો છે

૬ છઠ્ઠા મતવાદી એમ જણાવે છે કે 'પલ્લિ' એટલે ગામડુ 'પાલિ' ભાષા આમ જનતાની ભાષા હતી, એથી 'પલ્લિ'માંથી 'પાલિ' શબ્દનો ઉદ્ભવ છે

૭ સાતમો મત એમ પ્રરૂપે છે કે 'પાલિ' એટલે પક્તિ જે ભાષા પક્તિ જેવી સીધી-સરળ હોય તે ભાષાનુ નામ પાલિ આ જોતા પક્તિસૂચક 'પાલિ' શબ્દ પણ ભાષાની સરળતાને લીધે ભાષાદ્યોતક થયો

૮ આઠમા મતવાળા ભાઇ Judson એમ જણાવે છે કે 'પાલિ' એટલે એક પ્રકારનો ધર્મશાસ્ત્રનો પાઠ એ અર્થ જોતા પાલિ શબ્દનો સબધ મૂળ 'પઠ્' ધાતુ સાથે છે

૯ હુ એમ માનુ છુ કે 'પાલિ' શબ્દ સ્વાભાવિક ભાષાનો સૂચક છે ભગવાન બુદ્ધ, ભગવાન મહાવીર અને સમ્રાટ્ અશોકના સમયમા એ ભાષા આમજનતાની હતી અને સમગ્ર રાષ્ટ્ર વ્યાપી હતી એથી પ્રાકૃતી-પાયડી-પાયલી-પાલિ એ રીતે એ 'પાલિ' શબ્દ આવેલો હોવો જોઇએ [3]ષડ્ભાષાચદ્રિકામા 'પ્રાકૃતી' શબ્દ પ્રાકૃત-પ્રકૃતિસિદ્ધ-સ્વાભાવિક-ભાષા અર્થે વપરાયો પણ છે પ્રાકૃત' અને પ્રાકૃતી બન્ને શબ્દોનો એક જ ભાવ છે 'પ્રાકૃત' નાન્યતર-જાતિક છે ત્યારે 'પ્રાકૃતી' શબ્દ નારીજાતિક છે

૧૦ કેટલાક એમ કહે છે કે મગધનું મુખ્ય નગર 'પાટલિપુત્ર' 'પાલિ' ભાષા એટલે મગધની ભાષા આ જોતા મગધના મુખ્ય નગર 'પાટલિપુત્ર'ના 'પાટલિ' શબ્દમાંથી કાળે કરીને 'પાલિ' શબ્દ આવ્યો છે

૧૧ બૌદ્ધ પિટકોના તથા પાલિભાષાના સમર્થ અભ્યાસી શ્રીમાન ભિક્ષુ શ્રીજગદીશ કાશ્યપ[4] કહે છે કે "કોઇ પણ ગ્રથમા 'માગધી' ભાષા માટે 'પાલિ' નામનો વ્યવહાર નથી થયો મોગ્ગલ્લાન વ્યાકરણના આરભના શ્લોકમા તે ગ્રંથકાર "માગધીભાષાના સ્વરૂપને કહીશ" એમ કહીને માગધીભાષાનો જ ઉલ્લેખ કરે છે પાલિભાષાનો નહીં

---

૨ જે મતવાળાએ ઉક્ત ત્રીજો મત બતાવ્યો છે તે, Palatine hills ક્યા છે તે જાણમા નથી ખરી રીતે તો Palatine hills નામની કાંઈ જગ્યા છે કેમ ? અને ન જ હોય તો એને બદલે અહીં 'पालिताणा हिल्स' સમજવુ વિશેષ યોગ્ય છે પાલિતાણાની પાસે શત્રુજ્ય નામનો પહાડ પણ છે તાત્પર્ય એ કે Palatine એ પણ ભ્રામક શબ્દ છે અને 'પાલિ' શબ્દનો સબધ એ Palatine hills સાથે પણ નથી એ ધ્યાનમા રાખવા જેવુ છે,

૩ भाषा द्विधा संस्कृता च प्राकृती चेति भेदतः ॥ २३ ॥
प्रकृतेः संस्कृतायास्तु विकृतिः प्राकृती मता ॥ २४ ॥—ષડ્ભાષાચન્દ્રિકા પૃ૦ ૪.

"आगे दिसले की या संस्कृताच्या निरनिराळ्या रूपां शिवाय आणखी हि एक सार्वजनिकाची भाषा या सर्व प्रांतांतून चालू असाची मग तिलाते 'प्राकृत' किंवा 'पाअड' किंवा 'पाली' किंवा इतर काही हि म्हणोत" —( महाराष्ट्र सारस्वत पृ १)

૪ પાલિ-મહાવ્યાકરણ-પ્રથમખડ-પૃ૦ ૬.

"[5]सिद्धं इद्धगुणं साधु नमस्सित्वा तथागतं ।
सधम्मसंघं भासिस्सं मागधं सद्दलक्खणं" ॥

આ અને આવા બીજા અનેક ઉલ્લેખો દ્વારા સ્પષ્ટ જાણી શકાય એમ છે કે ભાષા માટે બૌદ્ધવૈયાકરણોએ 'માગધી' શબ્દનો જ પ્રયોગ કર્યો છે. 'पालि' શબ્દનો નહીં. ખરી રીતે તો 'पालि' શબ્દનો પ્રયોગ 'મૂલત્રિપિટક' માટે આવેલો છે, જેમકે; दीघनिकाय पालि, उदानपालि. "पालिमत्तं इध आनीतं, नत्थि अट्ठकथा इध" અર્થાત્ "અહીં કેવળ પાલિ આણેલી છે, અહીં અર્થકથા નથી." વળી, "नेव पालियं न अट्ठकथायं दिस्सति" અર્થાત્ "પાલિમાં નથી દેખાતું તેમ અર્થકથામાં નથી દેખાતું" એ જ રીતે "इमस्सा पन पालिया एवमत्थो वेदितब्बो" અર્થાત્ "આ પાલિનો આ રીતે અર્થ જાણવો જોઇએ." આ પ્રકારનાં અનેક વાક્યોમાં વપરાએલો 'પાલિ' શબ્દ ભાષાનો વાચક નથી પરંતુ મૂલ ત્રિપિટકના ભાવનો [6]વાચક છે." અહીં એ પણ વિચારવું આવશ્યક છે કે 'પાલિ' શબ્દમાં ત્રિપિટકનો અર્થ આવ્યો શી રીતે? એ સંબંધે સ્પષ્ટ ખુલાસો આપતા શ્રીમાન જગદીશ કાશ્યપજી [7]કહે છે કે "ત્રિપિટકના મૂલ ગ્રંથોમા સ્થળે સ્થળે બુદ્ધદેશના-બુદ્ધઉપદેશ-બુદ્ધવચનના અર્થ માટે धम्मपरियाय શબ્દનો ઉલ્લેખ ઉપલબ્ધ છે. જેમકે; "तस्मातिह त्व आनद ! इम धम्म-परियायं अत्थजाल ति पि नं धारेहि...अनुत्तरो संगामविजयो ति पि नं धारेहि"–(દીધનિકાય–બ્રહ્મજાલસુત્ત) અર્થાત્ "હે આનંદ! આ ધમ્મપરિયાય (મારા ઉપદેશ)ને તું અર્થજાલ પણ સમજ...અલૌકિક સંગ્રામ-વિજય પણ સમજ."

"एवं वुत्ते मुडो राजा आयस्मन्त नारदं एतदवोच–को नु खो अयं भन्ते ! धम्मपरियायो ति ? सोकसल्लहरणो नाम अय महाराज ! धम्मपरियायो ति । तग्घ भते ! सोकसल्लहरणो, तग्घ भते ! सोकसल्लहरणो–इम हि मे भंते ! धम्मपरियायं सुत्वा सोकसल्लं पहीनं ति"

—( अंगुत्तरनिकाय पालिटेक्स्टसोसायटी भाग ३ पृ. ६२)

અર્થાત્ "એમ કહ્યા પછી મુંડ રાજાએ આયુષ્માન નારદને કહ્યું–ભગવન્! આ ધમ્મપરિયાય (ધર્મદેશનાસૂત્ર)નું શું નામ છે?

મહારાજ! આ 'ધમ્મપરિયાય'નું નામ 'શોકશલ્યહરણ' છે. ભગવાન્! ઠીક છે, ઠીક છે. એ, શોકશલ્યહરણ જ છે. ભગવાન્! આ 'ધમ્મપરિયાય'ને સાંભળીને મારું શોકશલ્ય-શોકનું સાલ–નીકળી ગયું.

ઉક્ત મૂલપિટકો ઉપરાંત સમ્રાટ્ અશોકની ધર્મલિપિઓમાં પણ 'બુદ્ધદેશના'ના અર્થ માટે 'ધમ્મપરિયાય' શબ્દ વપરાએલો છે.

"इमानि भते ! धंमपलियायानि–विनयसमुकसे, अलियवंसानि, अनागतभयानि, मुनिगाथा, मोनेयसूते, उपतिसपसिने ए चा लाहुलोवादे × × × एतान भते ! धंमपलियायानि इच्छामि" અર્થાત્ "હે ભગવાન્! આ ધમ્મપલિયાયો છે: વિનયસમુત્કર્ષ, આર્યવંશ, અનાગતભય, મુનિ-

---

[5] सा मागधी मूलभासा नरा या यादिकप्पिका ।
ब्राह्मणा चस्सुतालापा संबुद्धा चापि भासरे ॥

(સતીશચંદ્ર–કચ્ચાયન વ્યાકરણ પ્રસ્તાવના પૃ૦ ૩૦)

આ ગાથામાં પણ ભાષારૂપે 'માગધી' શબ્દનો ઉલ્લેખ છે, 'પાલિ'નો નથી.

[6] પાલિમહાવ્યાકરણ–પ્રથમ ખંડ પૃ૦ ૭.

[7] પાલિમહાવ્યાકરણ પ્રથમ ખંડ પૃ૦ ૯.

ગાથા, મૌનેય્યસૂત્ર, ઉપતિષ્યસૂત્ર અને રાહુલોવાદ હું ઇચ્છું છું કે આ ધમ્મપલિયાયોને બધા ભિક્ષુઓ, ભિક્ષુણીઓ, ઉપાસક અને ઉપાસિકાઓ હમ્મેશા સાભળે અને પાળે ''

( ભબ્રૂનો શિલાલેખ )

મૂલપિટકોમા 'धम्मपरियाय શબ્દ જે અર્થમા વપરાયો છે તે જ અર્થમા અશોકની ધર્મલિપિઓમા પણ 'धंमपलियाय' શબ્દ વપરાયો છે परियाय અને पलियाय એટલે જ 'र'ના 'ल'નો ભેદ છે [૮]માગધીમા સાધારણ રીતે 'र'ને બદલે 'ल'નો પણ વ્યવહાર છે એટલે– परियाय કે पलियाय એ બેમા કશો અર્થભેદ નથી અશોકે વાપરેલો આ 'पलियाय' શબ્દ જ વખત જતા 'पालियाय' બની ગયો અને તેનું ટૂકું રૂપ 'पालि' થઇ ગયુ આ રીતે–परियाय पलियाय–[૯]पालियाय–पालि–નીપજેલો 'पालि' શબ્દ ખરી રીતે બુદ્ધના ઉપદેશને–બુદ્ધની દેશનાને–બુદ્ધના સૂત્રોને જ સૂચવે છે અને સમય જતા તેનો એ મૂળ અર્થ ગૌણ થતા જે ભાષામા બુદ્ધવચનો નોધાયા છે તે ભાષાને પણ पालि' શબ્દ સૂચવતો થયો 'पलियाये वुत्त'નો સીધો અર્થ 'બુદ્ધની દેશનામા કહ્યુ છે ' પાછળથી 'पलियाय'માથી સ્ત્રીલિંગનો ભાસ કરાવનાર 'पालि' શબ્દ બન્યો અને 'पालिय वुत्त' એટલે 'પાલિમા–પાલિભાષામા લખાએલા ધર્મગ્રથમા–કહ્યુ છે' એવો અર્થ થયો અને એ રીતે 'पालियाय'માથી સક્ષિપ્ત બનેલો 'पालि' શબ્દ બુદ્ધગ્રથોની ભાષાનો દ્યોતક પણ થઈ ગયો તાત્પર્ય એ કે કોઈ મૌલિક એવો 'पालि' શબ્દ જ નથી, મુખ્યત धम्मपरियाय કે धम्मपलियाय શબ્દ બુદ્ધની ધર્મદેશનાનો સૂચક છે 'पलियाय' દ્વારા 'पालियाय' શબ્દ આવ્યો અને એનુ સક્ષિપ્તરૂપ 'पालि' થયુ આ જોતા ખરી રીતે તો 'पालि' શબ્દ નરજાતિક કહેવાય પરતુ આજ ઘણા સમયથી पालि' શબ્દ એક સ્વતત્ર શબ્દ છે અને તેનો અર્થ 'પક્તિ' છે એવી ભ્રામક હકીકત મનાતી આવી છે અને જેમ પક્તિ' નારીજાતિક શબ્દ છે તેમ 'पालि' પણ નારીજાતિક શબ્દ છે એમ મનાતુ હોઈ તેના રૂપો मति કે रत्ति(रात्रि)ની પેઠે કરી દેવાયા એટલુ જ નહીં પણ પ્રાચીનવૈયાકરણોએ તો 'पालि'ને સ્વતત્ર શબ્દ માની તેની વ્યુત્પત્તિ આપવા પણ પ્રયત્ન કરેલો છે પાલિવ્યાકરણનો કર્તા આચાર્ય મોગ્ગલ્લાન કહે છે કે पाति–पालेति–रक्खति–इति पालि અર્થાત રક્ષણ કરે તે 'पालि' આ રીતે 'पा' ધાતુને 'लि' પ્રત્યય લગાડીને વૈયાકરણોએ 'पालि' એવો ભ્રામક શબ્દ નીપજાવ્યો છે અને એના મૂળ અર્થને પણ વિલીન કર્યો છે

ઉપર જે અનેક મતો 'पालि'ના અર્થ અને વ્યુત્પત્તિ સબધે દર્શાવ્યા છે તેમા સૌથી ઉત્તમ પ્રામાણિક અને શાસ્ત્રીય પુરાવા સાથેનો મત શ્રીજગદીશજી ભિક્ષુનો છે અને એજ મત સર્વગ્રાહ્ય થવાને વિશેષ યોગ્ય છે

શ્રીજગદીશજીએ દર્શાવેલા મત સિવાયના બીજા બધા મતો એટલે કે પાચમા–છઠ્ઠા–સાતમા આઠમા અને નવમા મત સિવાયના બીજા બધા મતો સર્વથા અગ્રાહ્ય છે એ દરેક મતો જેમ રમુજ ઉત્પન્ન કરે એવા છે તેમ તે દરેકના પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષ પણ ગમે તેવા દુખતા માથાને શાત કરી દે એવા છે એથી એ મતોની અહીં આલોચના કરવી જરૂરી છે

( અપૂર્ણ )

---

૮ "र–शोर्ल–श्री"–૮–૪–૨૮૮ (હેમવ્યાકરણ) આ નિયમદ્વારા જેમ 'नर'નું नल 'कर'નું कल થાય છે તેમ 'परियाय'નુ 'पलियाय'ઘટન સમજવુ

૯ "आत समृद्धयादौ वा'–૮–૧–૬૪ (હેમવ્યાકરણ) આ નિયમદ્વારા 'प्रकटम्'નુ 'पायड' 'प्रसुत्त'નું पासुत्तो અને 'परकीयम्'નું पारक्क વગેરે દીર્ઘ ઉચ્ચારણવાળા રૂપો થાય છે તેમ 'परियाय'નું 'पालियाय' ઉચ્ચારણ સુઘટિત છે

# ચર્ચાપત્ર

## કર્ણદેવ સોલંકીએ કર્ણસાગર તળાવ ક્યાં બંધાવ્યું ?

૧

કર્ણદેવે આશાપલ્લીમાં રહેના ભીલ સરદાર આશાને હરાવી, ત્યાં કોચ્છરબ દેવીનું મંદિર કરાવી, જયતિ દેવીની મૂર્તિની સ્થાપના કરી અને કર્ણસાગર તળાવથી શોભાયમાન કર્ણેશ્વર-દેવનું મંદિર બંધાવ્યું. આવો ઉલ્લેખ પ્રબંધચિન્તામણીમાં છે.[૧]

આ વાતને સત્ય માનતાં કર્ણદેવે કર્ણાવતી આશાવલ પાસે વસાવ્યાનું આપણે કબુલ રાખીએ, તો એ કર્ણસાગર તળાવ આ કર્ણાવતીમાં જ હતું કે બીજે ક્યાંય, એ શંકા ઉદ્‌ભવે છે. કર્ણાવતી એ આશાવલ. અને આશાવલ એ જ કર્ણાવતી, એમ શ્રી. રત્નમણિરાવ કહે છે, અને હાલના અમદાવાદનો કેટલોક ભાગ કર્ણાવતી હતો એવું સૂચન કરે છે.[૨] આ હકીકત લક્ષમાં લેતાં સહેજે એ પ્રશ્ન ઉદ્‌ભવે છે, કે કર્ણાવતીમાં જ કર્ણસાગર હોય તો તે ક્યાં હતું ? હાલના અમદાવાદ અને તેની આજુબાજુ કર્ણસાગર હોવાની કોઇ નિશાની પ્રાપ્ત થતી નથી.

૨

ચાણસ્મા તાલુકા(વડોદરા રાજ્ય)માં કર્ણસાગર નામે એક ગામ આગળ એક વિશાળ તળાવની નિશાનીઓ નજરે પડે છે.[૩] એ નિશાનીઓ તળાવની ભાંગીતૂટી ગયેલી કેટલીક પાળો આ જગાએ તળાવ હશે, એમ સૂચવે છે. લોકોક્તિ પણ એ તળાવને કર્ણ બંધાવ્યાનું અને બાર માઇલના ઘેરાવાનુ તળાવ કહે છે. ગામનુ નામ જોતાં આ વાત કદાચ સત્ય પણ હોય. અને તે સત્ય માની લઈએ તો એ શંકા થાય છે કે એ તળાવ પત્થરથી બાંધેલું હતું ? કે માટીની પાળોથી જ રક્ષિત હતું ? એ ઠેકાણે મળતી નિશાનીઓમાં કોઈ એવી નિશાની નથી કે જેથી તે પત્થરથી બાંધેલું સાબિત થાય. વળી એ તળાવથી શોભાયમાન કર્ણેશ્વરનું મંદિર ત્યાં હોવાની પણ કોઇ નિશાની નથી, અગર કોઇ પ્રાચીન મંદિરનાં ખંડેરો પણ એ વાતની સાક્ષી પૂરતાં નથી. એટલે ફક્ત લોકોક્તિપર આધાર રાખીને જ એ ઠેકાણે કર્ણસાગર હતું, એમ માની લીધા સિવાય ચાલતું નથી. કર્ણસાગર પાણીથી ભરેલું રાખવા રૂપેણમાંથી નહેર કાઢવામાં આવી હતી, એવી લોકોક્તિ છે. પણ એ જગાએથી રૂપેણ માઇલેક દૂર હોઈ, ત્યાંથી તળાવ સુધીની નહેરનાં કોઈ એંધાણ મળી આવતાં નથી. એટલે હાલના કર્ણસાગર ગામ પાસેના તળાવની નિશાનીઓ કર્ણસાગર તળાવની જ છે, એમ માનવાની સહેજે અનિચ્છા થાય છે; જોકે બીજે સ્થળે કર્ણસાગર તળાવ હતું, એવા ચોક્કસ પૂરાવા રજૂ થયા સિવાય તો તેને જ કર્ણસાગર માનવું રહ્યું.

---

૧. જૂઓ પ્ર. ચિં. ગૂજરાતી ભાષાન્તર પા. ૧૧૬.

૨. જૂઓ શ્રી. રત્નમણિરાવ કૃત "ગૂજરાતનું પાટનગર અમદાવાદ".

૩. આ સ્થળ મેં જાતે જોયું છે.

પરતુ આણસ્માથી બહુચરાજી જતી રેલવેના મોઢેરા રોડ સ્ટેશનથી માઇલ દૂર આદિનાડા[૪] (પ્રાચીન (આહિરવાડા) નામે ગામ પાસે એવા જ એક વિશાળ તળાવની નિશાનીઓ દષ્ટિએ પડે છે[૫] આ નિશાનીઓ મે જાતે જોઇ છે હાલના ગામની દક્ષિણ દિશામા ગામની પશ્ચિમ સીમા પરથી શરુ થતી તળાવની પાળો અર્ધવર્તુલાકારે બે માઇલ સુધી જાય છે હાલ જે પાળો છે તે જોતા એ અર્ધતળાવની પાળો છે અને અર્ધા ભાગની પાળો તૂટી ગઇ છે આ પાળો વધારેમા વધારે ૬૦ ફૂટ અને ઓછામા ઓછી ૪૦ ફૂટની ઊચાઇની છે સામસામી પાળો વચ્ચે દોઢેક માઇલનુ અતર છે એટલે આ તળાવનો ઘેરાવો આશરે ત્રણથી ચાર માઇલનો હશે, એમ અનુમાની શકાય તળાનની દક્ષિણ દિશાએ પાળને ઘસડાઈ રૂપેણનો એક ફાટો જાય છે, અને આ તળાનના મધ્ય ભાગમા ૮૦ ફૂટ ઊચાઈનો ટેકરો હોઈ તે પર પ્રાચીન મદિરોના ખડેરો છે ખડેરોના પત્થરો, કેટલીક ખડિત મૂર્તિઓ[૬] (જેમા શિવપાર્વતી, માત્રીદેવી, પોઠીઓ અને કેટલીક ન ઓળખી શકાય એવી) વગેરે ત્યા પડયુ છે એની કોતરણી અને સ્થાપત્ય અગિયારમી સદી જેટલુ જૂનું જણાય છે લોકો કહે છે કે ત્યા સાત મદિરો હતા હાલ તો તે ટેકરા પર જૂના પથ્થરોથી ગામ લોકોએ નવુ દેવળ ઊભુ કરી જૂની માત્રીદેવીની મૂર્તિ બેસાડી છે નીચેના કારણોથી એમ અનુમાન બાંધી શકાય છે કે કદાચ આ જગાએ કર્ણસાગર હોય

૧ તળાવની પાળોની ઊચાઈ અને ઘેરાવો એક વિશાળ તળાવની શાખ પૂરે છે

૨ તળાવની મધ્યમા આવેલા ટેકરા પરના મદિરોના ખડેરો, જૂની મૂર્તિઓ, માત્રી-દેવીનું સ્થાનક, અને શિવપાર્વતી તથા પોઠીઆની મૂર્તિઓ, એ જગાએ કોઇ દેવી અગર શિવનુ મદિર હોવાની સાક્ષી પૂરે છે

૩ ખડેરોના પત્થરોની કોતરણી અને મૂર્તિઓની શિલ્પકળા અગિયારમી સદીનાં હોવાનું જણાય છે

૪ તળાવની જોડે જ રૂપેણ વહેતી હોવાથી તેનુ પાણી તળાવમા લેવાતું હોય, એ સભવિત છે

૫ ગામના ઘરડા માણસોમાંથી બે માણસો આ તળાવને તૂટયાને ૬૦-૭૦ વર્ષ થયા હોવાનું જણાવે છે તેમજ એ તળાવમાં હોડી ફરતી હોવાનું કહે છે કયા રાજાએ કે કોણે બધાવ્યુ, એ બાબતમા મા૰ સિદ્ધરાજનું નામ દેખાય છે

ઉપરના અનુમાનોમાથી એવુ તારણ નીકળે છે કે કર્ણદેવે બધાવેલ કર્ણેશ્વરનુ મદિર, જયતિદેવીનું મદિર અને કર્ણસાગર તળાવ આ પણ હોઈ શકે

૪ જૂના ગામની જગાએ કેટલાક પાળીયા ખોદેલા છે તેમા "શ્રી આદિરવાડા નગર" એમ શરૂઆતમા લખેલુ છે આવા સાત પાળિયા એ જગાએ છે

૫ આ સ્થળ મે જાતે બારિકાઇથી જોયુ છે જો કે મારી પાસે ફોટો લેવાનુ કોઈ સાધન તે સમયે ન હોવાથી તેનો ખ્યાલ આપી શકતા નથી

૬ આ સ્થળે બાર મૂર્તિઓ ખડિત અવસ્થામા પડી છે તે જોતા આ સ્થળને મુસલમાનોનુ આક્રમણ નડ્યું હશે, એમ જણાય છે

૭ હાલના મદિરની નીચે પ્રાચીન બખતનો ભોયરા જેવા ભાગ છે વધારે સશોધન માટે તો ખોદકામ કરવાની જરૂર છે

જો કે આ ફક્ત અનુમાન જ છે. કોઇ સત્ય પૂરાવો કે લેખ[૮] આ સંબંધે ઉપલબ્ધ થતાં નથી. છતાંયે, કદાચ એ કર્ણસાગર ન હોય તો પણ કર્ણસાગર જેટલું વિશાળ (બલ્કે તેથી પણ મોટું) તો હતું જ. રૂપેણની રેલમાં આ તળાવ તૂટી ગયું ત્યારથી અદ્યાપિ એ જ સ્થિતિમાં છે. કદાચ ૧૯૨૫ની રેલમાં આ તળાવનો નાશ થયો હશે.

મેં બતાવેલ કારણોને લઇ હું આ તળાવને કર્ણસાગર[૯] માનવાને પ્રેરાયો છું. અને વિદ્વાનો, સંશોધકો તેમ જ આ વિષયમાં રસ લેતા મહાશયોને આ વિશે સત્ય વસ્તુ તારવી કાઢવા વિનંતિ કરૂં છું.

વેડા. તા. વિજાપુર
તા. ૮–૫–૪૧

કચરાલાલ શવજીભાઇ સોની

---

## અષ્ટપદી ૨ જી

### કવિ ઉદ્ધવદાસ : સં. ૧૬૮૪

[ તાપીતીરે વસેલા, વિષ્ણુસહસ્રનામની પદ્યવ્યાખ્યા પદ ૨૦૦૭+ ફલશ્રુતિ પદ ૫૦(૨૫૫)થી લખનાર, વૈષ્ણવ કવિ ઉદ્ધવદાસની લખેલી અષ્ટપદીઓમાંની આ એક બીજી અષ્ટપદી અહીં આપેલી છે. કવિ સુપ્રસિદ્ધ સંસ્કૃત વૈષ્ણવ કવિ જયદેવનો અનુયાયી હોવાનું આ અષ્ટપદીઓથી તેમ જ ઉપરના પદ્યબંધ કાવ્યથી સરજાય છે. જુઓ શ્રી ફા. ગુ. હ. પ્રતિ નં. ૧૬૬ પા. ૧૮૯ મું: નીચેના પદમાં જ્યાં ૦ કે ૦૦ મીંડાં છે, ત્યાંના તેટલા અક્ષર કરપાયલા છે, એમ સમજવું. સં. અં. ણુ. જાની ]

**રાગ સામેરી**

પૂજ્ય પૂજ્યમાં પૂજેવા ભગવાન । યાદવરત્નનિધાન ।
વસુદેવાધિપ મંડલીનો મંડન । શ્રીમનરંજન કહાન ॥ પૂજ્ય૦ ૧
કહાન ચિત્ર ગ૦૦[૧]જાચિન જાણી । આકર્ષ્યા રાજા૦[૧](ન)
રાયુ યુધિષ્ઠિર નઈ યશ દેવા સો ૦[૧]૦ રૂ જિહાં પાન । પૂજ્ય૦ ૨
પાન ચકોરી નયન સુખ સુંદર । સકલ કલા સુખસ્થાન ।
સહદેવ દેવવચન સહુ માનો । શ્રુતિ બોલિ ગુણગાન । પૂજ્ય૦ ૩
ગાન સમાન ચતુર્દશ વિદ્યા । નેતિ નેતિ અભિધાન ।
પ્રકટ થયુ પુરૂષોત્તમ પૂરણ । મહતા આપિ માન । પૂજ્ય૦ ૪
માનાસાન વિના વિધિ વર્જિત । યોગી ધરતા ધ્યાન ।
અપરમિત તેજ ઉદય આનંદઘન । સિધિ સકલ પ્રદ જ્ઞાન । પૂજ્ય૦ ૫
જ્ઞાન અબાધિત બોધ બુધિસાગર । સુંદર સામલ વાન ।
પરમાવધિ પદદાર કનક હરિ । પાંડવ પ્રીતિ નિદાન । પૂજ્ય૦ ૬

(પાનુ ૧૮૯ મું: અહીંથી પ્રતિ તૂટતી છે, બીજી બે કડી ખૂટે છે. અ. ણુ. જાની.)

---

૮. આ દેખાવ વચ્ચેના ટેકરાનું ખોદાણ કરી, દટાયેલા પથ્થરો વગેરે કાઢવામાં આવે તો કદાચ કોઇ લેખ મળી આવવા સંભવ છે.

૯. આ તળાવ અને કર્ણસાગર ગામ પાસેનું કહેવાતું કર્ણસાગર, એ બે વચ્ચે ફક્ત છ માઈલનું જ અંતર છે.

# પ્રાકૃતસર્વસ્વ

અનુ : કેશવરામ કા શાસ્ત્રી

[અનુસંધાન વર્ષ ૫, અંક ૩, પૃ ૩૧૨થી]

## ૩૦. गर्दभादौ र्दः

ગર્દભ વગેરે શબ્દોમા ર્દનો ड (બેવડો ड्ड) થાય

गर्दभसमर्दौ विच्छर्दिवितर्दी कपर्दविच्छर्दौ ॥

ગર્દભ, સંમર્દ, વિચ્છર્દિ, વિતર્દિ, કપર્દ અને વિચ્છર્દ એ શબ્દો ગર્દભાદિ-ગણના છે

गर्धभ = गड्डहो - ગધેડો  संमर्द = समड्डो - (અથડામણ)
विच्छर्दि = विच्छड्डी - (ઊલટી)  वितर्दि = विअड्डी - (વેદી)
कपर्द = कवड्डो - કોડો  विच्छर्द = विच्छड्डो - (વૈભવ)

આ ગણમાં કોઈ तर्दुને પણ ગણે છે, તેથી તેનુ तड्डू (ચાટવો) થાય.

## ૩૧. त्यथ्यद्यां चछजाः स्मृताः ।

त्य, थ्य, द्य એ જોડાક્ષરોના અનુક્રમે च, छ, ज થાય, જેમકે

सत्यम् = सच्चं - સાચ  पथ्यम् = पच्छं - પથ્ય - विद्या = विज्जा-વિદ્યા

## ૩૨. न व्यत्ययादौ

व्यत्यय વગેરે શબ્દોમા त्य વગેરેને સ્થાને च, छ, ज વગેરે થાય છે તે ન થાય.

व्यत्ययचैत्यात्ययसामर्थ्यातिथ्यानवद्यपद्यं च ।
उद्यतमित्यत्र गणे केचिद्गद्योद्यमौ न वेच्छन्ति ॥

व्यत्यय, चैत्य, अत्यय, सामर्थ्य, आतिथ्य, अनवद्य, पद्य, उद्यत એ व्यत्यय ગણના શબ્દો છે આ ગણમા કેટલાક વિદ્વાનો गद्य અને उद्यम શબ્દને વિકલ્પે ઇચ્છે છે

व्यत्यय = वत्तओ - (બદલો)  चैत्यम् = चइत्त - ચૈત્ય
अत्यय = अत्तओ - (અંત)  सामर्थ्यम् = सामत्थ - સામર્થ્ય
आतिथ्यम् = आइत्थ - આતિથ્ય  अनवद्यम् = अणवद्द - અનવદ્ય
पद्यम् = पद्द - પદ્ય  उद्यतम् = उद्दअं - ઉદ્યત

આમા वच्चओ, चइच्च, अच्चओ, सामच्छ, आइच्छं अणवज्ज, पज्जं, उज्जअ એવા ૩૧મા સૂત્રથી થનારા રૂપ ન થાય, જેમકે

गाढालिङ्गणरहसुज्जअम्मि दइए लहु समोसरइ ।
माणसिणीण माणो पीलणभीओ व्व हिअआदो ॥

[ गाढालिङ्गनरभसोद्यते दयिते लघु समपसरति ।
मनस्विन्या मानः पीडनभीतइव हृदयात् ॥ ]

(काव्यप्रदीप, पृ. १०६, नि. सा.)

(ગાઢ આલિંગન આપવા માટે વહાલો તૈયાર થયો હોય છે ત્યારે મનસ્વિની સ્ત્રીની મમત પીડાથી ભયભીત બની હોય તેમ જાણે કે હૃદયમાંથી ધીમે બહાર નીકળી આવે છે.)

(માર્કંડેયે આ પદ્ય "ગાથા સપ્તશતી"નું કહ્યું છે; તેનું મૂળ અપ્રાપ્ય છે.)
ઉપર गद्यम् - उद्यमः માં વિકલ્પ ઇચ્છ્યો છે; તે પ્રમાણે—

गद्यम् = गज्जं કે गद्दं - ગદ્ય        उद्यमः = उज्जमो કે उद्दमो - ઉજમ

३३. ध्यह्योर्झः

ध्य અને ह्यनो झ થાય; જેમકે

सन्ध्या = संझा - સાંઝ        मध्यम् = मज्झं - મધ્ય
ग्राह्यम् = गेज्झं - ગ્રાહ્ય        दाह्यम् = दज्झं - દાહ્ય

३४. साध्वसे ध्वस्य वा भवेत् ॥

साध्वस શબ્દમાં ध्वनो ज्झ વિકલ્પે થાય; જેમકે

साध्वसम् = सज्झसं કે सद्धसं - (બીક)

युद्ध શબ્દમાં द्धनो વિકલ્પે झ થાય તેમ કોઈ માને છે; જેમકે

युद्धम् = जुज्झं કે जुद्धं - યુદ્ધ

३५. अस्निग्धादौ ग्धर्धयोर्ढः

स्निग्धादि गण સિવાયના બીજા શબ્દોમાંના ग्ध અને र्धनो ढ થાય; જેમકે (જોડાક્ષર જાળવવા ड्ढ સમજવો સર્વત્ર)

विदग्धः = विअड्ढो - (ચતુર)        वर्धते = वड्ढइ - વધે
कुलवर्धनः = कुलवड्ढणो - કુલવર્ધક

स्निग्ध વગેરે શબ્દોમાં તો द्ध થાય; જેમકે

स्निग्धः = सिणिद्धो - સ્નિગ્ધ        मुग्धः = मुद्धो - મુગ્ધ
दुग्धम् = दुद्धं - દૂધ        निर्धनः = णिद्धणो - નિર્ધન
गोवर्धनः = गोवद्धणो - ગોવર્ધન

स्निग्ध જેવા અનેક શબ્દો છે, જેમાં ग्ध અને र्धનો द्ध જ થાય છે:

३६. द्धग्धयोरपि कुत्रचित् ।

શબ્દોમાંના द्ध અને ग्धनो પણ ક્યાંક ढ થાય; જેમકે

वृद्ध = वुड्ढो - બૂઢો परिवृद्धि = परिअड्ढी - પરિવૃદ્ધિ
स्तब्धः = थड्ढो - સ્તબ્ધ

लुब्ध.નો लुड्ढो-લુબ્ધ-થાય, બીજે મતે लुद्धो પણ થાય સૂત્રમાં "कुत्रचित्-ક્યાંક" લખ્યુ છે, એટલે નીચેના શબ્દોમા નથી થતો

लुब्धक = लोद्धओ - લુબ્ધક बुद्धि = बुद्धी - બુદ્ધિ
शुद्ध = सुद्धो - શુદ્ધ सिद्ध = सिद्धो - સિદ્ધ
समृद्धि = समिद्धी - સમૃદ્ધિ વગેરે

३७. ष्कस्कक्षा खः

શબ્દોમાના ष्क, स्क અને क्षनो ख (જોડાક્ષર સાચવવા क्ख) થાય, જેમકે

पुष्करम् = पोक्खर - પુષ્કર अवस्करो = अवक्खरो - ઓખર
पक्ष = पक्खो - પક્ષ

३८. क्वचिन्न स्यात्

કેટલીકવાર એવા ष्क, स्क અને क्षनો ख નથી થતો, જેમકે

धानुष्क = धाणुक्को - ધનુર્ધર निष्क्रान्ति = णिक्कंती - નિષ્ક્રાંતિ
निष्कम्प = णिक्कंपो - નિષ્કંપ सत्कार = सक्कारो - સત્કાર
सत्कृतम् = सक्कअं - સત્કૃત

३९. क्वचिद्वा

કેટલાક શબ્દોમા વિકલ્પે ख (અનાદિ દશામા क्ख) થાય છે, જેમકે

निष्क = णिक्को કે णिक्खो - નિષ્ક स्कन्ध = कंधो કે खंधो - કાંધ, ખાંધ
निष्कमति = णिक्कमइ કે णिक्खमइ - નીકળે વગેરે

४०. छः क्षुरादिषु ॥

क्षुर વગેરે શબ્દોમા क्षनો छ (જોડાક્ષર સાચવવા च्छ) થાય

क्षुराक्षिमक्षिकाक्षीरसदृक्षक्षेत्रकुक्षयः ।
इक्षुक्षुधाक्षुधौ चेति क्षुरादिः कथितो गणः ॥

क्षुर, अक्षि, मक्षिका, क्षीर, सदृक्ष, क्षेत्र, कुक्षि, इक्षु, क्षुधा, क्षुध એ क्षुरादि ગણના શબ્દો છે.

क्षुरम् = छुर - છરો (અસ્રો) अक्षि = अच्छि - આંખ
मक्षिका = मच्छिआ - માખી क्षीरम् = छीर - ખીર
सदृक्ष = सरिच्छो - સરખો क्षेत्रम् = छेत्त - ખેતર (છેતર)
कुक्षि = कुच्छी - કૂખ इक्षु = उच्छू - ઊસ (શેરડી)
क्षुधा = छुहा - (ભૂખ) क्षुधम् = छुध - (ભૂખ્યુ)

કોઈ વિદ્વાન શબ્દારંભે રહેલા क्ष માં પણ માત્ર છને બદલે च्छ વિકાર ઇચ્છે છે, પણ તે બરોબર નથી; કેમકે ગાથા सप्तशती (१-९)માં धवला-अन्तेसु सालिछेत्तेसु (धवलायमानेषु शालिक्षेत्रेषु-ઊજળાં સાળનાં ખેતરોમાં) એવો પ્રયોગ મળે છે, ત્યાં छ જ માત્ર છે.

૪૧. क्षस्य च स्यात्

क्ष નો छ (જોડાક્ષરની જરૂર હોય ત્યાં च्छ થાય); જેમકે

लक्ष्मीः = लच्छी - લાજ          यक्ष्मा = जच्छो = યક્ષ્મા (ક્ષય)

૪૨. क्षमादेर्वा

क्षमा વગેરે શબ્દોમાં छ વિકલ્પે થાય; छ ન થાય ત્યાં ख (જોડાક્ષર જાળવવા અનાદિ દશામાં च्छ અને क्ख સમઝવા).

क्षमावृक्षक्षणोत्क्षिप्ता लक्षणो दक्षवक्षसी ।
क्षारः क्षुण्णं तथोक्षा चेत्यादयः स्युः क्षमादयः ॥

क्षमा, वृक्ष, क्षण, उत्क्षिप्त, लक्षण, दक्ष, वक्षस्, क्षार, क्षुण्ण અને उक्षन् એ વગેરે क्षमादि ગણના શબ્દો છે.

क्षमा = खमा કે छमा - ક્ષમા

શબ્દમાં આ પ્રત્યય બતાવ્યો છે એટલે कर्मक्षमः = कम्मक्खमो એ શબ્દમાં क्षमा-પૃથ્વીના અર્થમાં નહિ હોતાં માત્ર ख થયો છે. क्ष्मा શબ્દ પૃથ્વીવાચકના પણ खमा અને छमा થાય.

वृक्ष શબ્દમાં વ્યવસ્થિત વિભાષાને કારણે ऋનો अ થાય તે પ્રસંગે छ અને रु થાય તે પ્રસંગ ख સમઝવો; જેમકે

वृक्षः = वच्छो કે रुक्खो - રૂખડો

એ જ પ્રમાણે 'ઉત્સવ' અર્થમાં જ क्षणનો छण થાય; કાળવાચી क्षणનો खण થાય; જેમકે वीसमामि खणं (काव्यप्रदीप, पृ. ४९ विश्राम्यामि क्षणम् (ક્ષણમાત્ર થાક ખાઉં)-એ ઉદાહરણમાં કાળવાચક હોવાથી खण થયેલ છે.

उत्क्षिप्तः = उक्खित्तो કે उच्छित्तो - ઉખેડેલ
लक्षणः = लक्खणो કે लच्छणो - લક્ષણ
दक्षः = दक्खो કે दच्छो - દક્ષ
वक्षः = वक्खो કે वच्छो - વક્ષ (છાતી)
क्षारः = खारो કે छारो - ખારો, છાર
क्षुण्णम् = खुण्णं કે छुण्णं - ખણ્યું
उक्षा = उक्खा કે उच्छा - આખલો

४३ म्हः ष्मविस्मयपक्ष्मणाम् ।

શબ્દોમાના ष्मनो અને विस्मय તેમ જ पक्ष्मन्‌માના स्म-क्ष्मनो म्ह થાય, જેમકે

ऊष्मा = उम्हा – (બાફ)  विस्मय = विम्हओ – વિસ્મય

पक्ष्मलम् = पम्हलं – પાંપણ

४४. फो वा श्लेष्मणि

श्लेष्मन् શબ્દમા ष्मनो વિકલ્પે फ (જોડાક્ષર જાળવવા प्फ) થાય, જેમકે

श्लेष्मा = सेप्फो के सेम्हो – (સેડા, લીંટ)

सेम्हा गरुई (श्लेष्मा गुरुक) એવો પ્રયોગ મળે છે, તેમા નારીજાતિ રૂઢિથી આવેલી છે અર્થ 'લીંટ' થાય છે જ

४५. कुष्माण्डे ह्‌ः स्यादोत्वमुतस्तथा ॥

कुष्माण्ड શબ્દમા ष्मनो ह विકલ્પે થાય, અને उनो ओ વિકલ્પે થાય, જેમકે

कुष्माण्ड = कोहडो के कुम्हडो – કહોળુ

कोहडी, कुम्हडी<कुष्माण्डिका એટલે કહોળાનો વેલો (સ્ત્રી) ફળવાચક હોય ત્યારે कोहड, कुम्हड<कुष्माण्डम् (નપું) થાય એનો અર્થ "ભૂત" થાય, ત્યારે ह नित्य થાય, એમ કેટલાક કહે છે कोहडो भासइ< कुष्माण्डो भासते –ભૂત દેખાય છે, એવો પ્રયોગ મળી આવે છે

४६. कार्षापणे हः

कार्षापण શબ્દમા ह થાય ह થવાનુ સૂત્રથી ચાલુ છતા અહી ફરી हनો નિર્દેશ કર્યો છે, તે એ માટે કે આ ફેરફાર વિકલ્પે નથી, પૂર્વના તો ઉપરના ૪૪મા સૂત્રથી વિકલ્પે થાય છે અહીંના જોડિયા र्षनो ह થાય છે, જેમકે

कार्षापण = काहापणो – (રૂપિયાની કીમતનો સિક્કો)

४७. चिह्ने न्धः

चिह्न શબ્દમા જોડિયા ह्ननो न्ध થાય, જેમકે

चिह्नम् = इन्धं – (એંધાણ)

अनुराअपढुमइन्धं (अनुरागप्रथमचिह्नम्–અનુરાગનુ પ્રથમ એંધાણ) એવો પ્રયોગ મળી આવે છે च લુપ્ત થયો છે

४८. ष्पस्पयोः फत्वमिष्यते ।

શબ્દોમાના ष्प અને स्पनो फ (જોડાક્ષર જાળવતા प्फ) થાય છે, જેમકે

पुष्पम् = पुष्फ–પૂફ (ફૂલ)  स्पर्द्धा = फद्धी – સ્પર્ધા

४९. स्स्य लोपः स्यात्

स्पना सनो લોપ થાય; જેમકે

निष्पन्दः = णिप्फंदो – (ફરકવું)    परस्परम् = परोप्परं – પરસ્પર

५०. पस्य क्वचित्

કોઈ વાર સ્પના પનો લોપ થાય; જેમકે

वनस्पतिः = वणस्सई – વનસ્પતિ   स्पृहयति = सिहइ (સ્પૃહા કરે છે)

५१. छत्वं भवेत् क्वचित्।

કોઈ વાર સ્પનો છ થાય; જેમકે

स्पृहा = छिहा – સ્પૃહા

५२. बाष्पेऽश्रुणि हः

'આંસુ'ના અર્થમાં बाष्पના જોડિયા ष्पનો ह થાય; જેમકે

बाष्पः = बाहो – (આંસુ)

એ અર્થ ન હોય તો फ થાય; बप्फं हेमन्तसरआसुं (बाष्पं हेमन्तशरदोः હેમંત અને શરદ્ઋતુમાં બાફ–વરાળ) એવો પ્રયોગ મળી આવે છે.

५३. श्चत्सप्सां छः स्यात्

શબ્દોમાંના श्च, त्स અને प्सनો छ (જોડાક્ષર જાળવવા અનાદિ દશામાં च्छ) થાય; જેમકે

पश्चिमम् = पच्छिमं – પચ્છિમતું    आश्चर्यम् = अच्छेरं – અચરજ
मत्सरः = मच्छरो–મચ્છર (મત્સર દોષ) वत्सतरी = वच्छदरी – વછેરી
लिप्सा = लिच्छा – (ઇચ્છા)    अप्सराः = अच्छरा – અપ્સરા

निश्चल શબ્દનો णिच्चल થાય છે, ત્યાં સંધિ સ્વીકારી સકારને વિસર્ગના લોપે સંધિપ્રાપ્ત ગણવામાં આવ્યો છે, તેથી च्छને બદલે च्च જ થયો છે.

५४. नोत्सुकोत्सवयोः।

उत्सुक અને उत्सव શબ્દમાં त्सનો छ ન થાય; જેમકે

उत्सुकः = ऊसुओ – ઉત્સુક    उत्सवः = ऊसवो – ઓચ્છવ

५५. वृश्चिके ञ्छः

वृश्चिक શબ્દમાં श्चનો ञ्छ થાય છે; જેમકે

वृश्चिकः = विञ्छुओ – વીંછી

૫૬. न्मस्य मः

શબ્દોમાંના ન્મનો म (જોડાક્ષર જાળવવા म्म) થાય, જેમકે

मन्मथ = वम्महो – મન્મથ    सन्मार्ग = सम्मग्गो – સન્માર્ગ

[ આ બધા શબ્દોમા બીજા બીજા વિકારો થયા કરે છે, તેના નિયમો કેટલાકના આવી ગયા છે, તે ત્યાં ત્યાં અનુસંધિત કરવા ]

૫૭. णो ज्ञम्नपञ्चदशादिषु ॥

શબ્દોમાના ज्ञ અને म्न તેમ જ पञ्चदश એ વગેરે શબ્દોમાં ञ्च વગેરેને સ્થાને ण (જોડાક્ષર જાળવવા ण्ण) થાય, જેમકે

प्रद्युम्न = पज्जुण्णो – પ્રદ્યુમ્ન    निम्नम् = णिण्णं – નિમ્ન

विज्ञानम् = विण्णाण – વિજ્ઞાન    पञ्चदश = पण्णरह – પંદર

पञ्चाशत् = पण्णास – પચાસ    पञ्चशती = पण्णसई – પચશતી

पञ्चविंशति = पण्णवीसा – પચીસ

૫૮. चत्वरे चः

चत्वर શબ્દના જોડિયા त्वनो च (જોડાક્ષર જાળવવા च्च) થાય, જેમકે

चत्वरम् = चच्चरं – ચાચર

૫૯ मृदुत्वे कः

मृदुत्व શબ્દમાંના જોડિયા त्वनो क (જોડાક્ષર જાળવવા क्क) થાય, જેમકે

मृदुत्वम् = मउक्क – ભોળપણ

૬૦. पः क्मकुड्मलयोर्भवेत् ।

શબ્દોમાના क्म અને कुड्मल શબ્દમાના ड्मનો प થાય (જોડાક્ષર જાળવવા प्प), જેમકે

रुक्मिणी = रुप्पिणी – રુખમણી    कुड्मलम् = कुप्पल – કુંપલ

૬૧. वात्मनि

आत्मन् શબ્દમા જોડિયા त्मनो प (प्प) વિકલ્પે થાય, જેમકે

आत्मा = अप्पा के अत्ता – આપ, આતો

आत्मन = अप्पाणो के अत्ताणो – આપણો

तादात्म्य અને माहात्म्य શબ્દમા તો प (प्प) નિત્ય જ થાય, જેમકે

तादात्म्यम् = ताअप्प – તાદાત્મ્ય    माहात्म्यम् = माहप्प – મોટપ

૬૨ भो ह्वः

શબ્દમાના ह्वનો भ (જોડાક્ષર જાળવવા ब्भ) વિકલ્પે થાય, જેમકે

गह्वरः = गब्भरो के गहरो – ગભારો (ગુફા)
जिह्वा = जिब्भा के जीहा – જીભ
प्रह्वः = पब्भो के पहो – પ્રહ્વ

૬૩. वस्यापि विह्वले

विह्वल શબ્દમાં ह्वનો भ (ब्भ) થાય તે ઉપરાંત विમાંના वનો પણ भ થાય; જેમકે

विह्वलः = भिब्भलो – વેવલો — वा = વિકલ્પે હોવાથી विहलो પણ.

૬૪. भिन्दिपाले ण्डः ॥

भिन्दिपाल શબ્દમાં न्दનો ण्ड થાય; જેમકે
भिन्दिपालः = भिण्डिवालो – (ગોફણ)

૬૫. वृन्ते ण्टः

वृन्त શબ્દમાં न्तનો ण्ट થાય; જેમકે
वृन्तम् = वेण्टं – (ડાંખળી)

૬૬. शादिशिरःस्थयोर्नणोर्ण्हः

शादि એટલે श-ष-स-ह. આ વ્યંજનોની ઉપર આવેલા न-णનો ण्ह થાય; (તે એવી રીતે કે श-ष-स-हનો ह અને न-णનો ण, પણ ह પ્રાકૃતમાં જોડાક્ષરના પછીના વર્ણ તરીકે જ આવે છે; એ વ્યત્યય પ્રમાણે)

प्रश्नः = पण्हो – પ્રશ્ન
स्नानम् = ण्हाणं – સ્નાન
उष्णम् = उण्हं – ઊનું
श्लक्ष्णम् – सण्हं – નાનું

આ છેલ્લા श्लक्ष्ण શબ્દમાં क्ष्णમાંથી સૂત્ર ૩–૧ પ્રમાણે ઉપરનો क લુપ્ત થયા પછી ष्ण રહ્યો તેનો ण्ह થાય છે.

૬૭. स्निहेर्न स्यात् ।

स्निह् ધાતુમાં स्नનો ण्ह નથી થતો; જેમકે

स्निह्यति = सिणिज्झइ – સ્નેહ કરે છે स्निग्धः = सिणिद्धो के णिद्धो–સ્નિગ્ધ
स्नेहः = सिणेहो के णेहो – નેહ

પાછલાં બંને ઉદાહરણોમાં એક વાર स्નો લોપ અને વિકલ્પે સ્વરભક્તિ થયેલ છે.

૬૮. तीक्ष्णे निशितार्थे खः

'ધારવાળું' એ અર્થમાં तीक्ष्णः શબ્દમાંના જોડિયા क्ष्णને સ્થાને ख (જોડાક્ષર જાળવવા क्ख થાય); જેમકે

तीक्ष्ण = तिक्खो – તીખો

'ધારવાળુ' ન હોય તેવા तीक्ष्ण-આકરુ એ શબ્દમાં તો ૬૬ મુજબ ण्ह જ થાય, तिण्हो रइकिरणो < સ. तीक्ष्ण रविकिरण· (તીક્ષ્ણ રવિકિરણ)

(૪) લોપ પછી બેવડા થવાપણુ

૬૯. शेषादेशावनादौ छि: ॥

જોડાક્ષરમાના વ્યજનોનો લોપ થયા પછી તેવી અનાદિ દશામા રહેલો પછીનો વ્યજન બેવડો થાય છે, જેમકે

मुद्गर = मुग्गरो – મોગરો (द् લુપ્ત થતા રહેલો ग બેવડો થયો)
रक्षा = रच्छा – રક્ષા (क् લુપ્ત થતા રહેલા षनो छ થયા પછી च् + छ થયે च्छ થયો છે)

विज्ञानम् = विण्णाणं – વિજ્ઞાન (ज् લુપ્ત થતા રહેલા ञनो ण થયો)

શબ્દના આરભમાનો વ્યજન લુપ્ત થતા બાકી વધેલો વ્યજન બેવડો ન થાય, જેમકે

ग्राम = गामो – ગામ (र् લુપ્ત થતા રહેલો ग એકવડો જ રહ્યો)
स्कम्भ = खम्भो – ખભ (स् લુપ્ત થતા कનો એકવડો ख રહ્યો)

૭૦. वर्गेऽत्र युजः पूर्वे

युज् એ પારિભાષિક શબ્દથી ख-छ-ठ-थ-फ અને घ-झ-ढ-ध-भ સમજવા ૬૯ મા સૂત્રમા બેવડા થવાનુ વિધાન છે, ત્યા વર્ગીય વ્યજનોના વિષયમા તે બીજો-ચોથો વર્ણ બેવડા કરવાનુ વિધાન હોય ત્યાં તેવા જોડિયામા પૂર્વના તે અક્ષરને સ્થાને તેના જ વર્ગનો ૧ લો-૩ જો અનુક્રમે થાય, એટલે કે ख-छ-ठ-थ-फને સ્થાને क-च-ट-त-प અને घ-झ-ढ-ध-भને સ્થાને ग-ज-ड-द-ब થાય, જેમકે

| | |
|---|---|
| वृक्ष = रुक्खो – રૂખડો | अर्घ्य = अग्घो – અર્ઘ્ય |
| रक्षा = रच्छा – રક્ષા | उपाध्याय = उवज्झाओ – ઓઝો |
| श्रेष्ठ = सेट्ठो – શ્રેષ્ઠ | वृद्ध = वुड्ढो – બૂઢો |
| प्रस्थित = पत्थिओ – (નીકળેલો) | मुग्ध = मुद्धो – મુગ્ધ |
| पुष्पम् = पुप्फं-પૂફ | गर्भ = गब्भो – ગાભ |

युज्ने વિશે શા માટે કહ્યું? એ માટે કે ૧ લો-૩ જો વર્ણ હોય તો તે જ રહે, જેમકે

| | |
|---|---|
| कर्कश = कक्कसो – કકશ | रज्जु = रज्जू – (રાંઝુ) |
| गर्दभ = गद्दहो – ગદ્ધો | मार्ग = मग्गो – માગ |

## ૭૧. નીડાદૌ

નીડ વગેરે શબ્દોમાં જોડાક્ષર નથી, છતાં વચ્ચેનો વ્યંજન બેવડો થાય.

नीडव्याहृतमण्डूकस्रोतांसि प्रेमयौवने ।
त्रैलोक्यस्थूलतैलर्जुस्थूणार्थस्थाणुमुख्यकाः ॥

नीड, व्याहृत, मण्डूक, स्रोतस्, प्रेम, यौवन, त्रैलोक्य, स्थूल, तैल, ऋजु, स्थूण, अर्थ, स्थाणु એ नीडादि ગણના શબ્દો છે.

नीडम् = णेड्डं – (માળો)
व्याहृतम् = वाहित्तं – (કહેલું) (ऋण्यादि ગણમાં હોવાથી ऋનો हृ થયો છે).
मण्डूकः = मंडुक्को – મંડૂક
स्रोतः = सोत्तो – (ઝરો)
प्रेम = पेम्मं – પ્રેમ
यौवनम् = जोव्वणं – જુવાની
त्रैलोक्यम् = तेल्लोक्कं – ત્રૈલોક્ય
यौवन અને त्रैलोक्य એ ત્ર્યક્ષર શબ્દમાં વચ્ચેના વર્ણ બેવડાય છે.
स्थूलम् = थुल्लं – સ્થૂલ
तैलम् = तेल्लं – તેલ
ऋजुः = उज्जू – ઋજુ (ऋत्वादि ગણને કારણે ऋનો उ થયો છે)
स्थाणुः = खण्णू – (સૂક્ષ્મ), એ અર્થ ન હોય તો थाणू (શિવ)

## ૭૨. आम्रकम्रताम्रे वः ।

आम्र, कम्र અને ताम्रમાં र લોપાતાં मને સ્થાને व થાય; "વિશેષ ખુલાસાથી વધુ લાભ" એ ન્યાયે, મકાર બેવડો થયા પછી म्मમાંના પછીના मનો व થાય; જેમકે

आम्रः = अंवो – આંબો
कम्रः = कंवो – (કામુક)
ताम्रः = तंवो – તાંબાવર્ણો

## ૭૩. न रहौ

તેવા સંયોગોમાં र કે ह રહે તો તે બેવડા ન થાય; જેમકે

धैर्यम् = धीरं – ધીરજ
जिह्वा = जीहा – જીભ
वाष्पः = वाहो – (બાફ)

## ૭૪. आङो ज्ञो णः

आ ઉપસર્ગ પછી આવા ज्ञा ધાતુના ज्ञનો બેવડો ण નથી થતો; જેમકે

आज्ञा = आणा – આણ
आज्ञप्तिः = आणत्ती – આજ્ઞા
आज्ञापयति = आणवेइ – (આજ્ઞા આપે છે)

आ ઉપસર્ગ શા માટે? નીચેનાં સ્થળોમાં ण બેવડો જ થાય; જેમકે

विज्ञानम् = विण्णाणं – વિજ્ઞાન
अभिज्ञानम् = अहिण्णाणं – એધાણ

७८. सेवादौ वा

सेवा વગેરે શબ્દોમા અનાદિ વ્યજન બેવડો વિકલ્પે થાય, ક્યાક થવાનો હોય, ક્યાક થવાનો ન હોય તેવા સ્થળે પણ વિકલ્પે થાય

सेवा कौतूहल दैव निहित नखजानुनी ।
त्रैलोक्य कर्णिकारश्च वेश्या भूर्ज च दुःखितम् ।
उत्सवोत्सुकदीर्घैकशिवतूष्णीकरश्मयः ।
दुष्करो निष्कृपो रात्रीश्वरदुर्लभनायकाः ।
वद्वापिवादयः कर्मकरो मन्ये परस्परम् ।
अश्वाश्रचित्तपुष्याद्याः मादीणश्च श्रमिश्वसी ॥

सेवा, कौतूहल, दैव, निहित, नख, जानु, त्रैलोक्य, कर्णिकार, वेश्या, भूर्ज, दुःखित, उत्सव, उत्सुक, दीर्घ, एक, शिव, तूष्णीक, रश्मि, दुष्कर, निष्कृप, रात्रि, ईश्वर, दुर्लभ, नायक, वत् પ્રત્યય, वा અવ્યય, अपिवा અવ્યય, कर्मकर, मन्ये, परस्पर, अश्व, अश्र, चित्त, અને प्र વગેરે ઉપસર્ગમાના દ્વન્દ્વાત ઉપસર્ગ પછી श्रम् અને श्वस् ધાતુ, આ શબ્દો सेवादि ગણના છે

सेवा = सेवा કે सेव्वा – સેવા   कौतूहलम् = कोउहलं કે कोउहल्लं – કૌતૂહલ
दैवम् = दैव કે दैव्व – દૈવ   निहितम् = णिहिअं કે णिहित्त – (મૂકેલું)
नख = णहो કે णक्खो – નખ   जानु = जाणू કે जण्णू – (ઘૂંટણ)
त्रैलोक्यम् = तेलोअं કે तेलोक्कं – ત્રૈલોક્ય
कर्णिकार = कणिआरो કે कण्णिआरो – કણેર
वेश्या = वेसा કે वेस्सा – વેશ્યા   भूर्जम् = भूज કે भुज्ज – ભોજ (પત્ર)
दुःखित = दुहिओ કે दुक्खिओ – દુખિત   उत्सव = ऊसवो કે उस्सवो – ઓચ્છવ
उत्सुक = ऊसुओ કે उस्सुओ – ઉત્સુક   दीर्घ = दीहो કે दिग्घो – દીર્ઘ
एक = एओ કે एक्को – એક   शिव = सिवो કે सिव्वो – શિવ
तूष्णीक = तुण्हीओ કે तुण्हिक्को – (શાંત)   रश्मि = रसी કે रस्सी – રશ્મિ
दुष्कर = दुअरो કે दुक्करो – દુષ્કર   निष्कृप = णिइवो કે णिक्किवो – (નિર્દય)
रात्रि = राई કે रत्ती – રાત   ईश्वर = ईसरो કે इस्सरो – ઈશ્વર
दुर्लभ = दुलहो કે दुल्लहो – દુર્લભ   नायक = णाअओ કે णाअक्को – નાયક
वत् એ પ્રત્યય છે वाण्व भमइ કે वक्कव भमइ < वक्रवद् भ्रमति – ચક્ર જેમ ભમે છે

वा શબ્દ यथादि ગણ (૧-૧૩)માં હોવાથી व સમજવો, એથી હ્રસ્વ હોય

ત્યારે જ એવડો. व થાય. चंदो व કે चंदो व्व< चन्द्रो वा – કે ચંદ્ર. અન્ય સ્થળે તો चंदो वा<चन्द्रो वा.

अपिवा અવ્યય છે. चंदो पिव કે चंदो प्पिव<चन्द्रोऽपिवा – ચંદ્ર પણ.

કારિકામાં आदि શબ્દથી બીજાં પણ ઉદાહરણો ગણવાં. मेहो म्मिव કે मेहो म्मिव√मेघोऽपिवा ॥ चंदव्व<चन्द्रवत्, मेहव्विव<मेघोऽपिवा, रुक्खव्विव <वृक्षोऽपिवा, पुत्तम्मिव<पुत्रोऽपिवा એમાં સંધિ થતાં અંત્ય ओकारનો લોપ થયો છે.

कर्मकरः = कम्मअरो કે कम्मकरो – કર્મકર
मन्ये = मणे કે मण्णे – માનું परस्परम् = परोप्परं કે परोप्परं – પરસ્પર (સંધિ થતાં ओ થયો છે)
अश्वः = असो કે अस्सो – (ઘોડો) अश्रम् = असं કે अस्सं – (આંસુ)
चित्तम् = चिअं કે चित्तं – ચિત્ત; કોઈ चिणं પણ ઇચ્છે છે.
पुष्यः = पुसो કે पुस्सो – પુષ્ય
ઇકારાંત ઉપસર્ગ પછી श्वस् અને श्रम् ધાતુના પ્રયોગમાં:—
विश्राम्यति = वीसमइ કે विस्समइ – વાગમે
विश्वसिति = वीससइ કે विस्ससइ – વિશ્વસે
विश्रामः = वीसामो કે विस्सामो – વિસામો
निःश्वासः = णीसासो કે णिस्सासो – નિસાસો
उच्छ्वासः = ऊसासो કે उस्सासो – ઉચ્છ્વાસ
उच्छ्वसिति = ऊससइ કે उस्ससइ – ઉચ્છ્વાસે...વગેરે

७६. **समास उत्तरतः ॥**

સમાસમાં ઉત્તર પદનો આદિ વ્યંજન એવડો વિકલ્પે થાય.

परव्वसो अप्पा કે परवसो अप्पा<परवशः आत्मा–(આત્મા પરવશ છે) (रत्नावली २–१); ववसाअरइपओसो કે ववसाअरइप्पओसो<व्यवसायरतिप्रदोषः (વ્યવસાયમાં પ્રેમ એ રૂપી પ્રદોષ) (सेतुबन्ध १–१४); बद्धप्फलम्मि કે बद्धफलम्मि कुसुमे <बद्धफले कुसुमे (–જ્યારે ફૂલમાં ફળ બંધાય) આ ઉદાહરણોમાં पर+वशः, रति+प्रदोषः અને बद्धफले એનાં પ્રાકૃત રૂપોમાં ઉત્તર પદના પ્રથમ અક્ષરો એવડા વિકલ્પે થાય છે.

(४) વિશ્લેષ ક્રિયા:

७७. **श्लिष्टम्लिष्टक्रियारत्नशार्ङ्गेषु स्याद्विकर्षणम् । पूर्वं तत्स्वरवच्च स्यात्**

श्लिष्ट, म्लिष्ट, क्रिया, रत्न, शार्ङ्ग એ શબ્દોમાં વિશ્લેષ થાય; વિશ્લેષ થતાં સ્વર પૂર્વના વ્યંજનમાં પણ તેનો તે આવે. આ પાદ પૂરો થાય ત્યાં-

સુધી આ વિશ્લેષ સમજવાનો છે, એટલે કે વ્યજનો જુદા પડવાની પ્રક્રિયા છેવટ સુધીમા થશે.

श्लिष्टम् = सिलिट्ठ – (ચોટેલુ) श्लिष्टम् = मिलिट्टं – (અસ્પષ્ટ)
क्रिया = किरिया – ક્રિયા

झाणेण वेअपढणेण कदुक्किआहिं <ध्यानेन वेदपठनेन क्रतुक्रियाभि (–ધ્યાન, વેદપાઠ અને યજ્ઞક્રિયાથી–कर्पूरमञ्जरी ૧-૨૪) એમા किआहिं<क्रियाभि એમ किआ<क्रिया ગણેલ છે તે રાજશેખરનો અપપાઠ છે

रत्नम् = रअण – રતન शार्ङ्गपाणि = सारङ्गपाणी – સારગપાણી (વિષ્ણુ)

(આ છેલ્લા શબ્દમા शार्ङ्ग–>सारङ्ग–થયો છે ત્યા પ્રથમ તો रा માની જોડાક્ષર પૂર્વે रा નો र થયો સમજવાનો છે

૭૮. कृष्णे वा स्यात्

कृष्ण શબ્દમા વિશ્લેષ વિકલ્પે થાય, જેમકે

कृष्ण = कण्हो કે कसणो – (કાળો) कण्हो मेहो = कृष्ण मेघो ।

૭૯. न नामनि ॥

(વિશેષ) નામ હોય ત્યારે कृष्ण શબ્દમા વિશ્લેષ ન થાય, જેમકે

कण्हो त्ति णंदतणओ<कृष्ण इति नन्दतनय –કૃષ્ણ એ નદનો પુત્ર આમા कण्ण જ થયુ, કારણ કે તે નામ છે

૮૦ इः श्रीह्रीक्रान्तम्लानक्लिशिषु

श्री, ह्री, क्रान्त, म्लान, क्लिश् ધાતુ, એ શબ્દોમા વિશ્લેષ થાય અને પૂર્વ વ્યજનમા તે તે સ્વરને સ્થાને હ્રસ્વ इ થાય

श्री = सिरी – શ્રી ह्री = हिरी – (લજ્જા)
क्रान्त = किलतो – (થાકેલો) म्लान = मिलाणो – મ્લાન
क्लिश्यति = किलिस्सइ કે किलेसइ – (ક્લેશ પામે)

૮૧. प्नस्य च स्वप्ने ।

स्वप्नમા प्नમા વિશ્લેષ અને પૂર્વ प=वમા અનો इ થાય, અને પૂર્વ सમા પણ इ થાય, જેમકે

स्वप्न = सिविणो – ગોણુ (पनो व થયો લક્ષમા રાખવો)

૮૨. र्शर्षर्हेषु स्यात्

શબ્દોમાના र्श, र्ष અને र्हમા વિશ્લેષ થાય અને પૂર્વ વ્યજનમાના તે

તે સ્વરને સ્થાને इ થાય; જેમકે

आदर्शः = आअरिसो – અરીસો   दर्पणम् = दप्पिणं – દર્પણ
गर्हा = गरिहा – (નિંદા)

८३. स्पृशिदृशोर्वा स्यात्

स्पृश् અને दृश् ધાતુ ઉપરથી થયેલા શબ્દોમાંના र्शનો વિશ્લેષ વિકલ્પે થાય; અને વિશ્લેષ થતાં પૂર્વના વ્યંજનમાં अને સ્થાને इ થાય; જેમકે

स्पर्शयति = फरिसेइ કે फंसेइ – સ્પર્શે
स्पर्शः = फरिसो કે फंसो – સ્પર્શ
दर्शयति = दरिसेइ કે दंसेइ – (દેખાડે)
दर्शनम् = दरिसणं કે दंसणं – દર્શન

८४. क्वचिन्न स्यात् ॥

र्श, र्षનો કોઈક વાર વિશ્લેષ નથી પણ થતો; જેમકે

पार्श्वम् = पासं – પાસ   वर्षा = वासाओ = વર્ષા

वासागम्मि मग्गो घरहुत्तमणेण पहिएण ( वर्षागमे मार्गः गृहभूतमनसा पथिकेन–गाथा सप्तशती–७–९४ ) એમાં वासा<वर्षा જુઓ.

८५. बर्हार्होरच्च

बर्ह શબ્દ અને अर्ह् ધાતુનાં રૂપોમાં र्हનો વિકર્ષ થાય; પૂર્વ વ્યંજનનો સ્વર अ રહે, તેમ इ પણ થાય; જેમકે

बर्हम् = बरहं કે बरिहं – (મોરપિચ્છ)
अर्हति = अरहइ કે अरिहइ – (લાયક થાય)
अर्हणा = अरहणा કે अरिहणा – અર્હણા (લાયકાત–પૂજા)

८६. दशार्हे ह्लुक्

दशार्ह શબ્દમાં हनो લોપ થાય; જેમકે

दशार्हः = दसारो – દશાર્હ

८७. वज्रस्य वा प्रागित् ।

वज्र શબ્દમાં વિકલ્પે વિશ્લેષ થાય; વિશ્લેષ થાય ત્યારે પૂર્વ વ્યંજનમાં इ થાય; જેમકે

वज्रम् = वइरं કે वज्जं – વજ્ર

८८. प्लोषप्लुष्टश्लोकस्नायुषु नित्यं

प्लोष, प्लुष्ट, श्लोक અને स्नायु શબ્દમાં વિશ્લેષ નિત્ય થાય; અને પૂર્વ

વ્યંજનમાં इ થાય; જેમકે -

प्लोषः = पिलोसो - (દાહ)    प्लुष्ट = पिलुट्ठो - (દાઝયો)
श्लोक. = सिलोओ - શ્લોક    स्नायु = सिणाऊ - સ્નાયુ

८९.    न वा स्नातेः ॥

स्ना ધાતુના શબ્દોમાં વિકલ્પે વિશ્લેષ અને इ થાય, જેમકે

स्नाति = सिणाइ કે ण्हाइ - નહાય
स्नानम् = सिणाणं કે ण्हाण - સ્નાન

९०. एव स्निहेरपि स्यात्

स्निह् ધાતુના શબ્દોમાં પણ વિશ્લેષ અને इ વિકલ્પે થાય, જેમકે

स्निह्यति = णिज्झइ કે सिणिज्झइ - (સ્નેહ કરે)
स्निग्ध = णिद्धो કે सिणिद्धो - સ્નિગ્ધ
स्नेह = णेहो કે सिणेहो - નેહ

९१.    पूर्वे वस्यापि मत्वम् ।

पूर्व શબ્દમાં વિકલ્પે વિશ્લેષ અને इ થયા પછી वनो म થાય, જેમકે

पूर्वम् = पुरिमं કે पुव्व

९२. अः क्ष्माश्लाघ्योः

क्ष्मा શબ્દ અને श्लाघ् ધાતુજન્ય શબ્દોમાં વિશ્લેષ અને પૂર્વ વ્યંજનમાં अ થાય, હવે વિકલ્પ ફેરફાર નથી

क्ष्मा = छमा - (પૃથ્વી)    श्लाघते = सलाहइ - (વખાણે)
श्लाघनीय = सलाहणिज्जो - શ્લાઘનીય

९३.    ज्यायामीत्स्यात

ज्या શબ્દમાં વિશ્લેષ થયે પૂર્વ વ્યંજનમાં ई થાય, જેમકે

ज्या = जीआ - (ધનુષની દોરી)

९४.    उत्पद्मतन्व्यादौ ॥

पद्मादि गण અને तन्वी-आदि ગણના શબ્દોમાં વિશ્લેષ થયે પૂર્વ વ્યંજનમાં उ થાય

पद्मघस्मरकाश्मीरेष्म सद्मासरादयः ॥

पद्म, घस्मर, काश्मीर, सद्म, सद्म, मत्सर એ पद्मादि गण ॥ तन्वी ઇ

तन्वी लघ्वी मृद्वी पट्वी साध्वी च गुर्वी च ।
पूर्वी च वह्व्यशिश्वी पृथ्वी चेत्यादयः प्रोक्ताः ॥

तन्वी, लघ्वी, मृद्वी, पट्वी, साध्वी, गुर्वी, पूर्वी, वह्वी, अशिश्वी અને પૃથ્વી એ તન્વી-આદિ ગણના શબ્દો છે.

पद्मा અને पद्मरागનો पोम्मा અને पोम्मराअ થાય છે તે दाढादि ગણમાં એ શબ્દો હોવાથી.

पद्मम् = पउमं – પદ્મ
पद्मा = पउमा – પદ્મા
घस्मरः = घसुमरो – (ખાનાર)
काश्मीरा = कसुमीरा – કાસ્મીરી
वेश्मा = वेसुमो – (ઘર)
सद्मा = सउमो – સદ્મ
अद्मरः = अउमरो – (ખાનાર)
तन्वी = तुणुई – (નાની)
लघ्वी = लहुई – (નાની)
मृद्वी = मउई – (કોમળ)
पट्वी = पडुई – (હોશિયાર)
साध्वी = साहुई – સાધ્વી
गुर्वी = गरुई – (મોટી)
पूर्वी = पुरुई – (પૂર્વની)
वह्वी = वहुई – બહુ
अशिश्वी = असिसुई – (મોટી)
पृथ्वी = पुहुई – પહોળી

આ છેલ્લા શબ્દમાં ऋतु आदि ગણમાં ગણુતરી હોવાથી ऋનો उ થયો છે.

૯૫. चार्वङ्ग्यां रस्य च लुक्

चार्वङ्गी શબ્દમાં र्वमां વિશ્લેષ થયા પછી रનો લોપ થાય; જેમકે

चार्वङ्गी = चाउअंगी – (સુંદર અંગવાળી)

૯૬. द्वारे वाद्योः क्रमाल्लुक्च ॥

द्वार શબ્દમાં વિકલ્પે વિશ્લેષ થયા પછી પૂર્વ વ્યંજનમાં उ થાય; જેમકે

द्वारम् = दुआरं – દ્વાર

વિકર્ષ ન થાય ત્યારે द અને वનો ક્રમે લોપ થાય; જેમકે

द्वारम् = दारं કે वारं – બાર

એ પ્રમાણે માર્કંડેય-કવીંદ્રની કૃતિ પ્રાકૃતસર્વસ્વમાં ભાષાવિવેચને મહારાષ્ટ્રી ભાષામાં સંયુક્તવર્ણવિધિ નામનો ૩ જો પાદ પૂર્ણ થયો.

## આપણું

# બીજાં સામયિકોમાંથી

**Inscriptions of Kathiawad** by D B Diskalkar, Poona, —[New Indian Antiquary—Vol III, Nos 8 to 11, pp 273–288, 338–353, 371–382 and 398–410 November to February issues, all separately published, 1940–1941]

અગાઉના અંકોમા ૧૦૬ લેખોની માહિતી આપવામા આવી છે, હવે ૧૦૭મા નબરના લેખથી માહિતી આપવામા આવે છે નવેંબરના અકમા ૧૦૭ થી ૧૨૪ નબર સુધીના ૧૮ લેખો આપવામા આવ્યા છે

૧૦૭ મો સસ્કૃત લેખ ઊનાનો સ ૧૬૫૨નો હીરવિજયસૂરિની પાદુકાનો છે, જેમા પ્રખ્યાત જૈનાચાર્ય હીરવિજયસૂરિને અકબરે આમત્રણ આપ્યાનો નિર્દેશ કરવામા આવ્યો છે અકબરે તેનો દિલ્હીમા ઉપદેશ સાભળી પુસ્તકપ્રદાન કરી આચાર્યને નીચે મુજબના વચનો આપેલા (૧) ઊનાના ડામર તળાવમા મત્સ્યવધ ન કરવો, (૨) દરવર્ષે ૭ માસ પશુવધ ન થવા દેવો, (૩) શત્રુજય ઉપર લેવામા આવતો વેરો બધ કરવો, (૪) જજિયા વેરો આખા રાજ્યમા બધ કરવો અને (૫) નાવારસની મિલ્કત રાજ્યે ન લેવી આચાર્ય હીરવિજયસૂરિની અકબરશાહ ઉપર સારી છાપ પડેલી તે પ્રસિદ્ધ વસ્તુ છે એ વિષયક કાવ્ય પણ રચાયા છે, તે હકીકતોને આ શિલાલેખ ટેકો આપે છે

૧૦૮ મો સ લેખ શત્રુજય તીર્થ ઉપરના આદીશ્વર ભગવાનના મદિરથી પશ્ચિમ બાજૂના મદિરમા આવેલો છે અને સ ૧૬૫૨ નો જ છે હીરવિજયસૂરિની પાદુકા નીચે આ લેખ કોતરેલો છે. આમા પણ ઉપર મુજબની મતલબનો નિર્દેશ છે આ લેખ અગાઉ ડૉ બ્યૂલરે એપિગ્રાફિયા ઇન્ડિકા ગ્ર ૨ પૃ ૫૯ ઉપર છપાવ્યો છે

૧૦૯ મો લેખ ધ્રાગધ્રાના ગજસીતાપુર મહાલના ગામ હામપરના ભીડભજન મહાદેવના મદિરનો છે સ ૧૬૫૬ નો આ લેખ તે વખતે મહારાણા ચદ્રસેનનો રાજ્યકાળ નોંધે છે, તેમા सोलकी दासा भार्या बाइ उमा सोलकी रात जसा तथा टेमा जीवा तथा पूजा तथा लाला देहेरी प्रासाद कीधो એવો ગૂજરાતી મુસદ્દો મળે છે

૧૧૦ મો લેખ ધ્રાગધ્રાની હજૂર ઑફિસમા મચવાયેલો છે તેમા મથાળે સૂર્ય-ચદ્ર આપવામા આવેલા છે સ ૧૬૫૭ નો આ લેખ પણ ગૂજરાતી ભાષામા છે राओ श्रीमायमलजीवचनात मोजे पीपरियडी (?) गामे नदुआणा पीतांबर तस्य पुत्र अगाजी त्र प्रागजी ५५ अकरे आ रानाने आपी शेढो हमल जेसग वाल आपि पुत्रपौत्रा हक आपो आव-राक आपि सवत १६५७ वरषे वईशाष सुद ७ भौमे आपि सही आपि बाइ श्रीरमानी आपी ॥ આ મુસદ્દામા કોઇ કોઇ શબ્દો અસ્પષ્ટ છે, તો तस्य જેવો તેમ જ वचनात् જેવો સં પ્રયોગ પણ સચવાયો છે ઉપરનો અને આ એમ બને લેખો कीधो, आपो વગેરે જોતા સ્પષ્ટ રીતે અર્વાચીન ગૂજરાતીનો દેશમા સારી રીતે પ્રચાર હોવાનુ નિર્દેશે છે

**૧૧૧** નંબરનો લેખ ધ્રાંગધ્રાથી ૧૪ માઈલ નૈર્ઋત્યમાં આવેલા કુડાગામના કુડેશ્વરમાં મહાદેવના મંદિરનો છે. સં. ૧૬૬૩માં કોતરાયેલો આ લેખ એ જ વર્ષમાં ઝાલાવંશના મહારાણા ભીમની પત્ની કાશ્મીરદેવીએ કુડુડેશ્વર મહાદેવનું મંદિર બંધાવ્યાનું જણાવે છે. આ લેખની ઉપયોગિતા તો તેમાં આપેલા ઝાલાવંશના રાજવીઓની વંશસંસ્થાપક રણમલ્લથી માંડી કલ્યાણજી સુધીનાની પત્નીઓ સહિત આનુપૂર્વી આપી છે તેનાથી છે. નં. ૯૩નો હળવદનો સં. ૧૫૮૩ નો એક લેખ આ પૂર્વે વિવેચાઈ ગયો છે, તેમાં રણમલ્લથી માંડી રાણિગદે સુધી વંશાવલી આપવામાં આવેલી. (ફા. ત્રૈ. ગત વર્ષનાં પૃ. ૩૯૫) આમાં વધુ ચાર રાજાઓ બતાવાયા છે. રાણીગને વરસિંહ નામનો પુત્ર હતો, તેને અમૃતદેવીથી ભીમ નામનો પુત્ર થયો. આ ઉદયસિંહને વીલાદેવીથી કલ્યાણજી નામનો પુત્ર થયો. કાશ્મીરદેવીનું બીજું નામ વિહિનબાઈ હતું, જે રણમલ્લના પૌત્ર અને મહેરામણના પુત્ર જાડેજા મુકુટની પુત્રી થતી હતી.

રાણીગને માનસિંહ ઉપરાંત વરસિંહ નામનો પુત્ર પણ હતો અને તેનો પણ વંશ ચાલેલો તે હકીકત આમાંથી મળે છે.

**૧૧૨**મો લેખ જામનગરના નાગેશ્વર મંદિરમાંનો સં. ૧૬૬૬ નો છે. એમાં મહારાજા જામશ્રી શત્રુશલ્યજીના કુમારશ્રી જસવંતસિંહજીની પત્ની નાકુબાઈએ ગળપાદર ગામના નાગેશ્વર મહાદેવને ચાર "પરજ" જમીન ભેટ આપ્યાનો નિર્દેશ છે. આ જ જગ્યામાં બીજો સં. ૧૬૭૦નો લેખ પણ મળ્યો છે જેમાં થોડી વિશેષ જમીન ખરીદી મહાદેવજીને અર્પણ કર્યાનું જણાય છે. ૧૬૭૦નો એક ત્રીજો લેખ પણ મળ્યો છે, તેમાં ૫૨૦ કોરીના ખર્ચે દામોદર ગોરે એક દેરી બંધાવ્યાનું લખ્યું છે. સં. ૧૬૬૬ના લેખનો મોટા ભાગનો મુસદ્દો ગૂજરાતી ભાષામાં છે...भार्या बाई नाकु श्रीनागेस्वरने प्रसादे भोमी पराज (?) ४ मोजे गलपादर मधे आपी सही आचंदाअरक आपी ओ शीवनी भोमी हीदुआणे गाय्रि भ्रकाणे सुअर...मकआणा महीआनी धरती लीधी वेचाती मनुदी १६८० माटे लीधी गारास वधि धर्मादा...शि आपी । આ વખતે "મંમુદી" નામક નાણું ચાલતું હતું, તે આમાંથી સ્પષ્ટ થાય છે.

**૧૧૩** મો લેખ ધ્રાંગધ્રાથી આઠ માઇલ પૂર્વમાં આવેલા ગાળા ગામનો છે. આમાં ચંદ્રસેન સં. ૧૬૬૮માં રાજ્ય કરતો હતો, તે વખતે અકબરથી માનિત હીરવિજયસૂરિના શિષ્ય વિજયસેનસૂરિના ઉપદેશથી ગાળા ગામમાં શ્રીમાળી વાણિયાના એક કુટુંબે પાર્શ્વનાથમંદિર કરાવ્યાનું આ સં. લેખથી જણાય છે. આ શ્રીમાળીઓ વૃદ્ધશાખાના એટલે કે **વીસા** હતા. ગાળા હાલે નાનું ગામ છે, પણ પૂર્વે સમૃદ્ધ ગામ હશે, કેમકે એ જ ગામમાંથી સિદ્ધરાજના સમયનો સં. ૧૧૯૩નો અને કુમારપાલ તેમ જ ભીમના અનુક્રમે સ. ૧૨૦૧ અને ૧૨૪૯ ના શિલાલેખો પણ મળ્યા છે.

**૧૧૪** મો સં. લેખ જામનગર રાજ્યના દાદર ગામના શિવમંદિરનો છે. એમાં સ. ૧૬૬૯માં पातसाह श्रीशलेमसाहના રાજ્યમાં माहामडलीक जामश्री सत्रसलजी હોવાનું જણાય છે.

**૧૧૫** મો સં. લેખ ઘોઘામાં આવેલા કાલિકા મંદિરનો સં. ૧૬૭૨ નો છે. પાતસાહ नामणिसाह श्रीसलेमानसाहના રાજ્યમાં अम्यल हवाले (અમલમાં) वजीर पान श्रीकासमपान હતો ત્યારે થાણદાર તરીકે ઠાકુર ઉદ્ધવદાસ હતા, કાજી શાહ મુહમ્મદ હતા. એ ઉપરાંત પંચકુલમાં 'ગિરાસીઆ અખેરાજજી, દેસાઈ સોમજી, વાઢેલીયા હમીર, વેહેવારીયા વિસા કલ્યાણજી, ઠકુર વીરજી, દૂમેમજી, હરજી' હતા. એક સોનારણ બાઈએ કાલિકાનું મંદિર બનાવ્યાનો આ

લેખ છે કાઠિયાવાડમા વાણિયા સોનીઓની વસ્તી છે આ સોનીઓ શ્રીમાલી વાણિયા છે વીસા શ્રીમાલી હોવાનું આ લેખમા સ્પષ્ટ નથી, પણ તેઓ વીસા છે આ લેખ ઘણંખરું સંસ્કૃતમા છે એમા કીકીની માતા બાઈ વરબાઈ જેવુ ગૂજરાતી વાક્ય પણ મળે છે

૧૧૬ મો લેખ વરતેજમાં આવેલા દરબારગઢ પાસે પડેલા એક પાળિયાનો છે કંડોળિયા બ્રાહ્મણ જ્ઞાતિની એક બાઈ સતી થયાનુ તેમા નોંધેલુ છે એ સતીની ડેરી રાવળ ધૂનાજી રાવળે બનાવી હતી આ ધૂનાજી રાવળ તે સિહોરના ગોહેલ વિસોજીનો કુંવર હતો આ ધુનોજી સ ૧૬૧૯ મા કાઠીઓ સાથેની લડાઈમા મરાયો હતો, તેમ શ્રી ડિસકળકર જણાવે છે આ લેખ Prakrit & Sanskrit Inscriptions of Kathiawad-ના પૃ ૧૬૫ ઉપર છપાઈ ગયેલો છે આ લેખ ઉપર સ ૧૬૭૪, શાકે ૧૫૩૮ કાર્તિક સુદિ ૬ શનિવારની મિતિ છે

૧૧૭ નો સ લેખ શત્રુંજય ઉપર આવેલી વિમલવસહી ટૂંકની હાથીપોળ નજીકના દેરાસરની દીવાલ ઉપરનો છે, અને ડૉ બ્યૂલરે તે એપિગ્રાફિયા ઇન્ડિકા પુ ૨, પૃ ૬૪ ઉપર છપાવ્યો હતો તે કે સ ૧૬૭૫ શાકે ૧૫૪૧ મા હાલારના નવીનપુર (એટલે કે નવાનગર=જામનગર)મા ત્યારે જામ=જામ જસવંત રાજ્ય કરતો હતો તે વખતે તેના પ્રજાજન વર્ધમાન, ચાપસી, પદ્મસિંહ એ ઓસવાળ ભાઈઓએ શત્રુંજય ઉપર એ વર્ષના વૈશાખ શુકલ ૩ બુધવારે જિનપ્રતિમાઓ કરી મુકાવી એ ભાઈઓએ નવાનગરમા પણ જિનાલય બંધાવ્યુ હતું

૧૧૮ નબરનો સ લેખ સ ૧૬૭૫ નો છે જહાંગીર સવાઈના રાજ્યકાળમા અહમ્મદાવાદના એક પ્રાગ્વાટ કુટુંબે આદિનાથની પાદુકા કરાવ્યાનુ કહે છે આ લેખ આ પૂર્વે ડૉ બ્યૂલરે એપિ ઇન્ડિ પુ ૨, પૃ ૬૦ મા છપાવ્યો છે, અને ઉમેરુ છુ કે મુનિ શ્રીજિનવિજયજીએ પ્રા જૈ લે સગ્રહ, ભાગ ૨જા (પૃ ૭૩) મા પણ છપાવ્યો છે

૧૧૯મો પાળિયો સ ૧૬૭૭ નો ધ્રાગધ્રા રાજ્યના ચરાવડા મહાલમના મા ક ગામની વાયવ્ય ભાગોળે આવેલી ડેરીમાનો છે આ પાળિયામા હળવદના મહારાણા શ્રીચદ્રસેનજીના પરમાર રાણી ભગતાબાઈની કૂખે થયેલા કુમાર ભોજરાજજી મરતા તેની રાણી ચાવડી વાહાલબાઈ સતી થયાનો નિર્દેશ છે કાઠિયાવાડ ગેઝેટિયરમા ચદ્રસેનજીને ૭ પુત્રો હોવાનુ લખ્યુ છે, પણ આ પાળિયાથી સમજાય છે કે તેને પરમારકુળની રાણીથી સાતમો પુત્ર ભોજરાજ પણ થયેલો ભોજરાજ પિતા જીવતા જ મરી ગયો હતો આ પાળિયાનો ઉઠાવ સંસ્કૃતમા છે, છતા છેલ્લી લીટીમા સાહાગમન કીધૂ એવો ગૂજ પ્રયોગ સ્પષ્ટ છે

૧૨૦ નબરનો લેખ વાકાનેરમા આવેલા મહાલક્ષ્મી મંદિર નજીકના બે પાળિયામાના જમણી બાજૂના પુરુષપ્રતિમાવાળા પાળિયાનો છે આમા હળવદના મહારાણાશ્રી ચદ્રસેનજીના કુમાર પ્રથીરાજજીના કુમાર શ્રીસરતાનજી સ્વર્ગવાસી થતા તેની રાણી ઇડરના રાઠોડકુળની બાઇ પ્રાણવતી સતી થયાનો નિર્દેશ છે પાળિયાનો નીચેનો અર્ધો ભાગ ગૂજ રા છે, જેમકે દિવાગત પામ્યા ॥ गृहे भाया राठउड बाई श्रीप्राणवती बाइये सहगमन कीधू । गढ ईडर रायश्री नारायणदासजीसुत रायश्री कल्याणमालजीनी पुत्री प्राणवती बाइ माहाकूंवर सरतानजी साथि सरग पधारा । गजधर रीडासुत रामजीये देहरी करी વગેરે

શ્રી ડિસકળકર આ લેખની મહત્તા સમજાવતા લખે છે કે વાકાનેરની ગાદીના સ્થાપક સુરતાનજીના મરણનો આમાં નિર્દેશ છે હળવદમા ઝાલાકુળના સીધા અનતરેલા રાણા

માનજીના પુત્ર રાણા રાયસિંઘજીનો પુત્ર ચંદ્રસેન થયો હતો. તેનો આ પૌત્ર થાય. ચંદ્રસેનજીનો મોટો પુત્ર પ્રથીરાજ હળવદની ગાદીનો હક્કદાર વારસ હતો; પણ તેના સાવકા ભાઈ આશકરણજી અને અમરસિંહજીએ અમદાવાદના સૂબેદારની મદદથી પ્રથીરાજને કેદ કરી લીધો હતો. અને પછી તેને અમદાવાદ લઈ જવામાં આવ્યો હતો, જ્યાં તે મરી ગયો. પુત્ર સુરતાનજીએ જામની મદદથી વાંકાનેર પરગણું હાથ કરી ત્યાં રાજ્ય સ્થાપ્યું. ઈ. સ. ૧૬૨૩ માં જ્યારે સ્વપત્નીને તેડવા તે ઇડર જતો હતો ત્યારે હળવદનાં લશ્કરે હલ્લો કરી તેને જતો અટકાવ્યો હતો, ત્યારે વીરતાથી લડતાં તે મરાયો હતો. રાવ કલ્યાણમલ્લ ઇડરના નારાયણદાસનો ચોથો પુત્ર હતો અને અર્જુનદાસ પછી ગાદીએ આવ્યો હતો.

૧૨૧ નો સ. લેખ જામનગર રાજ્યના કાલાવડ ગામમાં આવેલા શીતળા માતાના મંદિરની દીવાલનો છે. જામ લાખાજી અને ભાઈ વિભાજીના સમયમાં સં. ૧૬૮૨ના વર્ષમાં નંદવાણા જ્ઞાતિના એક બ્રાહ્મણ કુટુંબે શિવ અને વિષ્ણુનું મંદિર બંધાવ્યાનો આ લેખમાં નિર્દેશ છે. કુમારપદે વિભાજી જણાય છે, એટલે સંભવ છે કે પુત્ર રણમલ્લનો હજી જન્મ નહિ થયો હોય. બાકી લાખાજી પછી ગાદીએ રણમલ્લ આવ્યો છે. આ લેખ સંસ્કૃત છતાં વચ્ચે ગૂજરાતી ભાષા પણ આવે છેઃ उपाध्याय वासणि श्रीविष्णुगिवानी अज्ञा थकी श्रीब्रह्मचारीश्वरनु तथा श्रीहनुमाननु प्रासाद संपूर्ण कीधुं संपूर्ण करि नि श्रीविष्णु गिवना चरण पामा ॥

૧૨૨ નો લેખ ધ્રાંગધ્રાના કૂવા ગામના પાળિયાઓમાંના એકનો છે. કોઇ ઝાલા-ગરાસિયો સ. ૧૬૮૨ માં મરાયાનો તેમાં ઉલ્લેખ છે. ભાષાની દૃષ્ટિએ એ ધ્યાન ખેંચે છે; જેમકે संवत १६८२ वरषे मागसर सुद ७ सनै झाला श्रीलापाजीसूत सूराजीसूत गोपालजी गायिनी वाहारे स्वरगी थिआ ॥

૧૨૩ નો લેખ શત્રુંજય ઉપરનો સં. ૧૬૮૩ નો વાઘણપોળ અને હાથીપોળ વચ્ચેનો છે, અને તે ડૉ. બ્યૂલરે તેમ જ મુનિશ્રી જિનવિજયજીએ છપાવી નાખેલો છે. તેમાં पातिसाह जिहांगिर श्रीसलेमसाहના રાજ્યનો નિર્દેશ છે.

૧૨૪ નો લેખ સં. ૧૬૮૩ નો હળવદમાંના ભવાની માતાના મંદિરની પૂર્વે આવેલી ડેરીનો છે. તેમાં હળવદના ઝાલા મહારાણા ચંદ્રસેનજી મર્યાનું છે. પાળિયાનો મુસદ્દો ગૂજરાતી છે; જેવો કે संवत १६८३ वरषे वइशाष वद १० गरवासर महाराण श्रीमांनजीसूत माहाराणाश्री रासंघजीसूत माहाराण श्रीचंद्रसनजी हरीसर्ण पांमा तेनी देरी माहाराणा श्रीअमरसंघजीअ करावी गजधर रामजीअ देरी करावी. ઉપરનો નં. ૧૨૦ નો પાળિયો અને આ પાળિયો એક જ રામજી કડિયાએ કોતરેલો જણાય છે.

૯ મા અંકમાં લેખો નં. ૧૨૫ થી ૧૫૨ સુધીના છે, તે હવે અહીં આપવામાં આવે છે.

૧૨૫ નો લેખ મૂળીના માંડવરાય મંદિરનો છે. એ સૂર્યમંદિરમાંનો આ લેખ સારી હાલતમાં છે. આ લેખમાં पातसा[ह श्रीगाहाजान अदल श]त्राइना નિર્દેશ પછી પ્રદેશના રાજા તરીકે પરમાર શ્રીરામજીનું નામ છે. સં. લેખમાં વચ્ચે ગૂજરાતી પંક્તિઓ પણ છે. नदुआणा गोपालए श्रीमंडपरायजीनो प्रासाद कराव्यो छे. આ મંદિર નંદવાણા જ્ઞાતિના વિપ્ર ગોપાલે સં. ૧૬૮૫ના માઘ સુદિ ૧૧ રવિવારે બંધાવરાવ્યું હતું.

૧૨૬ નંબરનો પાળિયો નવાનગર સ્ટેટના ખંભાળિયા મહાલમાં આવેલા ગઢકા ગામના પાળિયાઓમાંનો એક છે, તેમા संवत् १६८७ वरष फागण व. ७ भम जाडजा हाला श्रीराहमजी

ગદક માને દેવાતણ પામા છે, એવો મુમદ્દો છે બીજા પાળિયાઓમા બીજા ગરવીરો મરાયાનો નિર્દેશ છે, તેવા એકમા હાલા શ્રીહરઢોલજી મરાયાનો નિર્દેશ છે

૧૨૭ નો લેખ માગરોલ (કાઠિયાવાડ)મા આવેલી લાલપુરા મસ્જિદ પાસેની એક ડેલીમાનો છે તેમા ફારસી અને સસ્કૃત બને ભાષા છે સ ૧૬૯૭ના વૈશાખ સુદિ ૧૬ ને સોમ(? બુધવાર)ને દિવસે પાતશાહા શ્રીશલેમશાહના રાજ્યમા સૌરાષ્ટ્ર દેશમા કોઇએ ભૂમિદાન કર્યું જણાય છે ખડિત હોવાથી અક્ષરો વાચી શકાતા નથી એક ભૂલ થઈ છે તે એકે આ સમયે સલિમશાહ નહિ, પણ શાહજહાનનુ રાજ્ય હતુ ફારસી લેખનો મુમદ્દો નહિ હોવાથી વિશેષ માહિતી આપી શકાય તેમ નથી

૧૨૮ નો લેખ ધ્રાગધ્રા રાજ્યના ગામ કૂડાના પાળિયાનો છે ન ૧૨૨ના લેખમા ગાયની વહારે મરેલા ગોપાળનો પુત્ર ભીમ પણ ગાયની વહારે મરાયો હતો તે આમાથી મળે છે ભાષા ગૂજરાતી છે सवत १६८७ वर्षे जठ वद ११ दने झाला लाषाजीसुत सुराजीसुत गोपालजीसूत भीमजी गायनी वाहारे स्वरग थिआ

૧૨૯ નો લેખ પણ પાળિયાનો છે મોરબી રાજ્યના ખરર વવાણિયા નજીકના દહિસરા ગામને ઉતરાદે ઝાપે આવેલો પાળિયો આ છે મહારાજ ભોજરાજના રાજ્યકાળમા અવાડિયા લોઢાની પત્ની રૂડીએ સ ૧૬૮૮ ના કાર્તિક સુદિ ૫ બુધે પતિ મરતા સહગમન કર્યાનુ આ પાળિયો કહે છે साहानी पुत्रीओ सावतान कीघा छे चाडने पुत्रे दरी मडावी छे, એવી ગૂજરાતી પક્તિ પણ આમા છેવટે છે अवाडी—આલોટા વાચી શ્રીડિસકળકરે શકા બતાવી છે, પણ સ્પષ્ટ છે કે ૪–૫ પક્તિમા अत्राडीआ सेरा છે, તેમ અહીં अत्राडीआ लोढा છે

૧૩૦ નો લેખ પણ પાળિયાનો છે બર્ડા ડુગરમા આવેલા સુપ્રસિદ્ધ સ્થાનક જિલેશ્વર મહાદેવના મદિર નજીકનો આ પાળિયો स्वत्त १६८८ वरषे जेठ सुद २ कावली आयवाने काठी सुम जागरो थीओ जीद्दा मरण थीसु છે એમ કોઈ કાબુલી પઠાણ સાથે સુમ નામના કાઠીને લડવાડ થતા કાઠી મરાયો જણાય છે

૧૩૧ નબરનો લેખ મૂળ ધ્રાગધ્રા રાજ્યના ગામ દુઆમાના લક્ષ્મીનારાયણ મદિરનો છે, પણ હાલ કાલાવાડના કોઇ નદવાણા બ્રાહ્મણને ત્યા પડ્યો છે એ વખતે નાકાનેરમા માનસધજીના પુત્ર રાએસધજીનુ રાજ્ય હતુ છે સ ૧૬૮૫ના વૈશાખ સુ ૨ના દિને આરભ કરી સં ૧૬૮૮ના આષાઢ સુદિ ૨ને દિવસે નંદવાણા કુટુબે લક્ષ્મીનારાયણનું મદિર ઝાલા મોકાજીના પુત્ર ભૂપતજીના ગામ દુઆ મધ્યે બધાવ્યાનુ તેમા જણાવ્યુ છે ૧૩ લીટીના આ લેખમા મોટો ભાગ ગૂજરાતી ભાષામા છે તેમા माईं, माईंश्रीनो, ताना(=तेना), गोकलना, श्रीलक्ष्मीनारायणनो प्रासाद शिरतरबध कराव्यो छे नदवाणो कृष्णदासे कराव्यो छे, कल्याणदे प्रासाद कराव्यो छे, श्रीरणछोडजी दयाए करी ते कीघो छे, कीधु छे, १६८८ना, सपूर्ण कीघो छे, माथ उपरे छे, सदा बीजो गामनी उगमणी मेरे छ, हाले श्रीमोकेजीसुत भूपतजीए अघाट पुत्रपौत्रादिक आप्यो छे कृष्णार्पण तुप आप्यो छे। लक्ष्मीनारायणने प्रसाद सुव्यो छे ए जे लाडइ तेने परमेश्वर पुछे આ શબ્દો તેમ જ વાક્યો તત્કાલીન ભાષાસ્વરૂપ રજૂ કરે છે આમાં મૌજે દુઆમા મૌજે એ ફારસી શબ્દ પણ ધ્યાનમા રાખવા જેવો છે

આ લેખમાં રાજ્યકાર તરીકે રાયસધનુ નામ છે, પણ આ સમયે તો તે રાજકુમાર

હતો, રાજા તરીકે તેનો પિતા માનસંઘ હતો. રાયસંઘ ઇ. સ. ૧૬૧૩–વિ. સં. ૧૬૬૯માં ગાદીએ આવ્યાનું કાઠિ. ગેઝિ. કહે છે.

૧૩૨ નો લેખ સં. ૧૬૯૦ના, હળવદમાંના ભવાની માતાના મંદિર નજીકના પાળિયામાંના એકનો છે. નં. ૧૨૪માંના મહારાણા ચંદ્રસેનના પુત્ર આસકરણના મૃત્યુની તેમાં નોંધ છે. રાણાઓના પાળિયાઓ આ સ્થળે 'રાજેહર'માં છે.

૧૩૩ નો લેખ ખારાઘોડા સ્ટેશનથી ઉત્તરે ૧૬ માઈલ ઉપર આવેલા ગામ ઝીંઝુવાડામાંના રાજબાઈ માતાના મંદિરની નજીકના કોઠામાંનો છે. સં. ૧૬૯૨ના ફાગણ સુદિ ૩ ને રવિવારને દિવસે કોઈ મકવાણાએ કોઠો કરાવ્યાનું તેમાં લખ્યું છે. ભાષા ગૂજરાતી છે. मकवाणावसे रा...माहाराजाश्र गढ समवकूणेनो कोठो पाश्रामांथी करावो आगमणी रांघनो कोठो...करावो चोगीर्द कोटानां थीगडां करावां गढ केडे द्रव घणो परचो उगमणी गंघ कर्त्री करावी गढ વગેરે તૂટે છે. चोगीर्द=ચોગમ એ ફારસી શબ્દ ધ્યાન ખેંચે છે.

૧૩૪ નો સં. ૧૬૯૬નો લેખ જામનગરના ચૌમુખા દેરાસરમાંની સંભવનાથજીની મૂર્તિની બેસણીનો છે. મુનિશ્રી જિનવિજયજીએ આ લેખ પ્રા. જૈ. લે. સંગ્રહ ભાગ ૨જામાં છપાવ્યો છે. જામ લાખાના રાજ્યકાળના નિર્દેશ પૂરતી ઉપયોગિતા છે.

૧૩૫ નો લેખ વઢવાણમાંનો જાણીતો "રાઠોડમાનો પાળિયો" છે અને તેમાં ઝાલા ચંદ્રસેનનો પુત્ર રાજોજી મરતાં તેની પત્ની રાઠોડ રામકુઅરે સં. ૧૬૯૯ના વૈશાખ સુદિ ૨ ગુરુવારે સહગમન કીધાનું લખ્યુ છે. આ રાજોજી તે સુરતાનજીનો ભાઈ થાય. સુરતાનજીના મૃત્યુ માટે જુઓ લેખ નં. ૧૨૦. આમાં सागवन कीधा એ બે ગૂજરાતી શબ્દો લક્ષ્ય ખેંચે છે.

૧૩૬ નંબરનો લેખ ધ્રાંગધ્રા રાજ્યના રાજસીતાપુર ગામના લક્ષ્મીનારાયણ મંદિરમાંનો આરસનો છે. મોટાભાગનો ગૂજરાતી લેખ મંદિર કરાવ્યાનો નિર્દેશ કર્યો છે. આ સં. ૧૭૦૦ના વર્ષમાં छत्रपती पतसाहा श्री साहांजान હતો જ્યારે देशपालक તરીકે ઝાલાવાડ–હળવદમાં ચંદ્રસેનનો પુત્ર સમરસંઘજી હતો. ગામનું નામ માત્ર सीथा લખ્યુ છે, જેને જ હાલ રાજ-સીતાપુર કહેવામાં આવે છે. તે दन प्रासाद...कीध, जेहना, सीथामां વગેરે ગૂજ. શબ્દો ઉપયોગી છે. છઠ્ઠીના પ્રત્યય તરીકે न પણ મળે છે: श्रीहरीहरम, हणमंतन, देरान करनार વગેરે; સાથોસાથ चंद्रसेनना પણ.

૧૩૭ નો લેખ બેટ શંખોદ્ધારમાંના શંખતળાવમાંનો છે. આ પાળિયામાં સ્ત્રી–બાળક વગેરે પ્રજાના રક્ષણ માટે કોઈ વિક્રમસીહ મરાયાનો નિર્દેશ છે. વર્ષ સ્પષ્ટ નથી; સં. ૧૭૦૨ હોવાની શ્રી. ડિસકળકરે સંભાવના કરી છે.

૧૩૮ નો લેખ ધ્રોળ તાબે ખારવા ગામની એક વાવનો છે. संवत १७१५ वर्षे वैसाष वद १३ रवौ जाडेजा श्रीजणजीना राज अवीचल प० रतना–सत मणज तथा सत गगदास करमण वाव करावी छ सदासीव ग्राम-पाखा क ८२५, कडीआ देवराज चण ४२५ पर्चा छे १२५०। શ્રી એમ સુસદ્દો છે.

૧૩૯ નો બે પાળિયા નવાનગર રાજ્યના શેખપાત ગામના છે, જેમાં જામ રાજસિંહ અને તેનો પુત્ર બામણિયાજી સં. ૧૭૧૯ના ફાગણ વદિ ૩ સોમવારે લડાઈમાં મર્યાનો નિર્દેશ છે. શ્રી. ડિસકળકર જણાવે છે કે જામ રણમલ્લનો નિર્વંશ જતાં નાનો ભાઇ રાયસિંહ (રાજસંઘ) ગાદીએ આવેલો; પણ રણમલ્લની વિધવાને આ વાત ન ગમતાં તેણે અમદાવાદના સૂબા

કુતુબુદ્દિનને બોલાવી નવાનગર ઉપર હલ્લો કરાવ્યો, જેમાં રાયગંધ અને બામણિયો મરાયા અને નવાનગર સૂબાના હાથમા પડ્યુ

૧૪૦ નો લેખ બેટ શખોદ્ધારના શખનારાયણ મદિરની નજીકના પાળિયાનો છે તેમા આરભડાના વાઢેલ ગણા સગ્રામજીનો પુત્ર રાણો અખેરાજજી મરાયાનો નિર્દેશ છે પાળિયો ગૂર્જ છે सवत १७२० भादरवा सुद १ राणा सग्रामजीसुत राणा अखेराजजी मरण पाम्या એમ નોધે છે

૧૪૧ નો લેખ વઢવાણથી ઉત્તરે ૮ માઇલ પર આવેલી અણિદરા ગામની ભાણુ વાવનો છે ઝાલા વશના ભાણજીએ સ ૧૭૨૧ના જ્યેષ્ઠ સુદિ ૬ બુધવારને દિને વાવ કરાવ્યાનો ઉલ્લેખ છે ભાષા ગૂજરાતી છે कुआ सपुरण कर छे लखतग गोकल सलाट दसकत એ છેલ્લી ૧૭-૧૮મી પક્તિ ઠીક ધ્યાન ખેચે છે

૧૪૨ નો લેખ હળવદની ડેરીના પાળિયાનો છે સ ૧૭૨૨ના આસો સુદિ ૮ને દિને હળવદના ઝાલા મહારાણા ગજસિંહજી(ઈ સ ૧૬૬૧-૧૬૭૩)ને માટે ગોહેલ લખાજી કામ આવ્યાનુ નોધે છે श्रीगजसिंहजीने कामा आवा छ એ નોધપાત્ર છે, કેમકે તેમા ને સપ્તમી-યુક્ત પછીનો પ્રત્યય પ્રયોજાયો છે, જેનો સબધ "कामा=कामि-कामे"થી છે

૧૪૩ નો લેખ મૂળીના પાદરમાના એક પાળિયાનો છે स्वस्त श्री सवत १७३५ वरषे श्रावण वद २ गुरुवासरे पाठक लीलासुत पाठक धनजीओ कटारी परमार वीसाजीने उवरे गळे माजी छे हरीशरण थया छे મૂળીના પરમાર ભોજરાજજી બીજાનો સાથી નાનો પુત્ર વીસાજી उवरे (=મરી જતા) ધનજીએ કટારી ખાઈ આપઘાત કર્યાનુ સમઝાય છે

૧૪૪ નો લેખ બેટ શખોદ્ધારમા લક્ષ્મીજીની વખાર પાસે અર્ધો દટાયેલો પડ્યો છે સ ૧૭૩૮ના જ્યેષ્ઠ સુદિ ૫ દિને વાઢેલ રાણો ભીમ મરાયાનો તેમા નિર્દેશ મળવે છે થોડા ભાગમા અક્ષર વાચી શકાતા નથી

૧૪૫ નબરનો લેખ નવાનગર રાજ્યના ગઢકા ગામના પાળિયામાના એકનો છે सवत १७४० वर्ष कार्तिक सुदि ११ दने सुतार परवत गढका भूमधे वाघेरो साथे मामलो थाते जाडेजा श्रीकुबेरजी पासे देवातन पामा छे साथ श्रीसूरजीनी देवातन पा. આમ મુસદ્દો છે આ કુબેરજી નવાનગરના રાજવશનો કોઈ ભાયાત જણાય છે આ લેખમાનો मामलो थाते એ ગતિસપ્તમીનો પ્રયોગ લક્ષ્યમા લેવા જેવો છે, તેવો જ वाघेरो એ બહુવચનનો પ્રયોગ પણ

૧૪૬ નો લેખ માળિયા મિયાણાના કણ્બીનાકા પાસે પડેલા પાળિયાનો છે, सवत् १७४० वारापे मागसर सुद ३ समे म० धीरजी वढाणी गामने कम आवा छ जडजा श्रीरवज न धरम शाला चदरसलत न वदत अवतार मरा छ मन मलआन कम अव छ। ખોડિયા અક્ષર કર્યા છે, છતા गामने कम વગેરેમા સપ્તમીયુક્ત પછીનો ने પ્રત્યય ધ્યાન ખેચે છે જુઓ નં ૧૪૨ના લેખમાં પણ જાડેજા રાવજી(કચ્છના)ના સમયમા વાકાનેરના ઝાલા ચદ્રસિંહજીના લશ્કરે માથેની અથડામણનો આમા નિર્દેશ છે આ રાવજીએ જૂનાગઢની થોસરીમાંથી મોરબી પડાવ્યુ હતું નાનાભાઈ પ્રાગમલજીએ તેને મારી નાખ્યા પછી રાવજીના પુત્ર કાયાજીએ મોરબીમા સ્વતત્ર ગાદી સ્થાપી હતી

૧૪૭ નો લેખ જામનગર રાજ્યના ખભાળિયા મહાલના ગામ મવાણાના એક

પાળિયામાંનો છે. તેમાં સંવત ૧૭૪૫ વરષે માહા વદી ૭ શ્રુકે પીટારીયો રાણો વાઘેર સાથે મામલો થીઓ તીહાં દેવાતન પામો છે. સાપ શ્રીસૂરજની એમ લખ્યું છે.

૧૪૮ નો લેખ ગોહિલવાડના ધોધા મહાલના બાડી ગામના પાળિયાનો છે. "તરફ સીદી દાદષાનની ફોજ શામા લટી મુઆ એમ તેમાં મુસ્લિમો સાથેની લડાઈમાં રાઓલ શુર-સંઘજી સં. ૧૭૪૮ માગસર સુદિ ૧૨ દિને મરાયાનો નિર્દેશ છે. મકદજીના ભાણેજ અને હમીરજીના ભતરીજા એ શબ્દો નોંધપાત્ર છે.

૧૪૯ નો લેખ ખારાઘોડાથી ઉત્તરે ૧૬ ઉપર આવેલા ઝીંઝુવાડા ગામના પાળિયાનો છે. એ તૂટક છે. તેમાં મહારાણા ગજસિંહજી સ. ૧૭૪૮માં મોજુદ હતા તેટલું સ્પષ્ટ છે. તેનો કુંવર મરાયો હશે તેમ સંભવે છે.

૧૫૦નો લેખ હળવદની ડેરીના પાળિયાનો સં. ૧૭૪૯ના વૈશાખ સુદિ ૧૦નો છે. તેમાં ગોહેલ વસાજી મહારાણા શ્રીજશવતસંઘજીને કામ આવ્યા છે એમ લખ્યું છે. મહારાણા જસ-વંતસિંહજી (ઇ. સ. ૧૬૮૩–૧૭૨૩) હળવદનો ઝાલેરાજા હતો. "ને કામ <નદ કામદ એ પ્રયોગ લક્ષ્યમાં લેવા જેવો છે.

૧૫૧ નો લેખ જામનગર રાજ્યના ખભાળિયામાં આવેલા ખંભનાથ મહાદેવની ઉત્તરે આવેલી ડેરીના પાળિયાનો છે: संवत् १७४९ वर्षे शाके १६१५ प्रवर्तमाने वैशाष मसे शुक्लपक्षे दशमी तिथौ गुगली ज्ञातीय जोसी रघुनाथसुत शंकर तेणे शिव उपर कमलपूजा पाधी छे तेमला(ना) स्त्री लाडबाईए सहगमन कीधुं छे ॥ એમ તેમાં લખ્યું છે. ભાષા તદ્દન અર્વાચીન બની ચૂકી છે એ લક્ષ્યમાં લેવા જેવું છે.

૧૫૨ નો લેખ ગોપનાથ મહાદેવ (ભાવનગર રાજ્ય) નજીકની એક વાવનો વિ. સં. ૧૭૫૦ના આષાઢ સુદિ ૧૨ સોમવારે दक्षिणी माराष्ट्र ब्रह्मचारी आनदे...गोपीनाथ कुपास्थकी વાવ બંધાવી છે તેમ તેમાં લખ્યું છે. स्थकी એ ધ્યાનમાં લેવા જેવો પ્રત્યય છે.

૧૦મા અંકમા નં. ૧૫૩ થી ૧૭૪ સુધીના લેખો આપવામાં આવ્યા છે. એક વસ્તુ તરફ લક્ષ્ય દોરવા ચાહું છું કે હવેના લેખો મોટા ભાગના ગૂજરાતી ભાષાના છે. ભાષા અર્વાચીન થઈ ચૂકેલી મળે છે. ઉપયોગી પ્રયોગો તરફ ખાસ ધ્યાન દોરવામાં આવશે.

૧૫૩ નો લેખ નવાનગર રાજ્યના ખભાળિયા ગામમાં આવેલા કુંભનાથ મહાદેવ નજીકની દેરીના પાળિયાનો છે જેમાં સં. ૧૭૫૧માં જામ રાજસિંહના પુત્ર ફુલજીનો પુત્ર વિભાજી મરાયાનું લખ્યું છે. લેખ સંસ્કૃતમા છે. જામ ફુલજી જામ તમાચીનો નાનો ભાઇ થાય અને તે ભાણવડનો ગિરાસદાર હતો. આ વિભાજી તેથી જામનગરના રાજાઓની સીધી વંશાવળીનો નથી એ લક્ષ્યમાં રાખવું.

૧૫૪ નો લેખ થાનના પાદરમાંના ૧૬ પાળિયામાંના એકનો છે. સં. ૧૭૫૨ના વર્ષમાં રાણા વજેરાજના પુત્ર સેસમલના પુત્ર ગોપાલસિહનો પુત્ર ભગવતસિહજી કચ્છનાં લશ્કરો સાથે લડતા મરાયાનું તેમાં નોધ્યું છે. પાળિયો અશુદ્ધ ગૂજરાતીમા છે. વાજરાજજી, સાત (૧ સુત), સાસમલ, ગોપાલસાંઘજી, ભાગાવાતાસાધા, થાના ગાઢા, કાછા, કાટાકા આમા આકાર ઝાઝા લખાયા છે काछा काटाका फराकारा तारा कामा आवा छा श्रीसुरजने वासा એ પ્રયોગ ધ્યાનમા લેવા જેવો છે.

૧૫૫ નો લેખ જામનગર રાજ્યમા આવેલા ગામ ગાવલના 'ગઢને દરવાજે ચોઢેલો છે ગાવલનો ગઢ જામ રાજસિંહના પુત્ર જામ તમાચીના દીકરા જામ લાખાજીએ દક્ષિણ દિશામા જીત મેળવ્યા પછી કરાવ્યો સ ૧૭૫૩મા (ઇ સ ૧૬૭૭), તેવુ તેમા નોધ્યુ છે લેખ સંસ્કૃતમા છે કાઠિયાવાડ ગેઝિ (પૃ ૫૭૧)માની, ઇ સ ૧૬૭૯મા જામ તમાચીએ ગાવલનો ગઢ બધાવ્યો, તે હકીકત આથી ખોટી ઠરે છે

૧૫૬ નો લેખ ઘોઘાથી ચાર માઈલ દૂર આવેલા ગૂદી ગામના પાળિયાનો છે स्वस्त १७५४ वरसे चइतर शीद २ दने गोहेल कानोजी लादाणी गाम मेलते झुझी देवगत थआ छे श्री रामचरणे स्वत १७५५ माहा श्रीद २ देरी वधावी છે એમ નોધે છે વધાવી છે એ પ્રયોગ તેમ જ गाम मेलते એ પ્રયોગ નોધવા લાયક છે

૧૫૭ નો લેખ નવાનગર રાજ્યના ભાણવડની નજીક આવેલા ગામ ખેરાજાના શિવમદિરનો છે તે શિવમદિર સ ૧૭૫૬ મા ફલજીના પુત્ર દેવજીએ બધાવ્યુ તેમ તેમા નોધે છે करावी छे, कोरे छे એ બે પ્રયોગ તેમા ધ્યાન ખેચે છે

૧૫૮ નો લેખ થાનના પાદરમાના ઉપર ન ૧૫૪ ના લેખમા જણાવેલા ૧૬ પાળિયામાનો એક છે આ લેખની લિપિ નાગરી કરતા ગૂજરાતી વધુ થઈ ગઈ છે ઝાલા વિજેરાજજીના પુત્ર રાણા શેષમલજીનો પુત્ર મગરામજી गायुनी वाहारे चढा त्या तेम जागरो थयो त्याहि काम आव्यानु નોધે છે जागरो=ઝઘડો

૧૫૯ નો લેખ ભાવનગર રાજ્યના તળાજા ગામથી ૭ માઈલ દૂર આવેલા દિહોર ગામના શિવમદિરનો છે સ ૧૭૫૮મા રાવળ ગજસિંહજીના શ્રીહમીરજીએ એ મદિર કરાવ્યાનું ગૂજરાતી ભાષામા નોધ્યુ છે थाईने, करातु छे, मोजो श्रीदीहोरमा, रावळ એ શબ્દો લક્ષ્યમા લેવા જેવા છે

૧૬૦ નો લેખ માગરોળ(કાઠિયાવાડ)ના ગામ નગીચાણાના પાળિયામાના એકનો છે सम्वत १७५८ वरसे जेठ शुद ९ दने पातसा श्रीअवरगजेब वजराज नगेचाणा गामे पीठीआ वेजाणदसुत रणमल सगरामे सरीर पाडीयु તેમ તેમા નોધવામા આવ્યુ છે

૧૬૧ નો લેખ ભાવનગરના નીલકઠ મહાદેવનો છે સં ૧૭૬૮મા ભગવાન શેઠે એ મદિર કરાવેલુ આ ગૂજરાતી લેખમા સસ્કૃત ઉપરાત एहना प्रताप थकी देवल तथा तलाव सदाशिवने हकमें थथु छे। साक्षात् श्रीसदाशिवे महिमा प्रकट कीधु છે એ ગૂજરાતી વાક્યો નોધવા જેવા છે

૧૬૨ નો પાળિયાના લેખ સ ૧૭૭૧નો નવાનગર રાજ્યના ભાણવડ ગામનો છે એમા યદુવશોદ્ભવ કુઅર જેઠીજી મરાયાનો ઉલ્લેખ છે हरीचरण पाम्या છે એ પ્રયોગ ધ્યાન ખેચે છે

૧૬૩ નો લેખ થાનના પાદરમા પડેલા પાળિયાઓમાના ૧નો છે તેમા ઝાલારાણા વજેરાજજીના પૌત્ર સગ્રામસિંહના પુત્ર પ્રતાપસિંહ દુશ્મનો સાથે લડતા મરાયાનું લખ્યુ છે कटक वालम फरकर तदी काम आवा छे આ પ્રતાપસિંહ લખતરના સીધા રાજવશમા નહોતા, ભાયાત જ છે ભાણેજ માટે આ લેખમા ભણજ જોડણી મળે છે

૧૬૪ નો લેખ હળવદની ડેરીના પાળિયાઓમાના ૧નો છે સં ૧૭૭૯મા હળવદવાળા મહારાણા ગજસિંહનો પુત્ર મહારાણો જસવતસિંહ મરી ગયા પછી તેની દેરી ચણાવ્યાનું

આમાં લખ્યું છે. આ લેખમાં દેરી એવી જોડણી છે. કાઠિયાવાડ ગેઝિ. માં લખ્યું છે કે જસવંતસિંહજી ઇ. સ. ૧૭૧૮–વિ. સં. ૧૭૭૪ સુધી હયાત હતા, પણ આ પાળિયાથી વિ. સં. ૧૭૭૯–ઇ. સ. ૧૭૨૩ સુધી જીવ્યા જણાય છે.

૧૬૫ નંબરનો લેખ લીંબડી રાજ્યના ગામ શિયાણીના તળાવની ડેરીનો છે. મહારાણા ભોજરાજજી મરી જતાં સં. ૧૭૮૧ના શ્રાવણ શુકલ ૬ બુધે माहाराणा श्रीभोजराजजीनि देहेरि करावि છે અને તે वाइ श्रीरूपकुवर चुडाशयी सुत कुवर श्रीअडाजीये करावि છે એમ તેમાં નોંધ્યું છે.

૧૬૬ નંબરનો લેખ મહુવા નજીકના ભાદ્રોડ ગામના ભાદ્રેશ્વર મહાદેવના મંદિરનો છે. એમાં લખ્યું છે કે સં. ૧૭૯૨માં વાળા ખેંગારજીના રાજ્યકાળમાં કોઇ ગુસાંઇ રૂપભારથી અને જંગમભારથીએ એ મંદિર કરાવ્યું છે. કેટલાક શબ્દપ્રયોગની દૃષ્ટિએ આ લેખ કામનો છેઃ देरु संपुरण कीधुं છે,...भारथीअे चणावुं છે, खेगारजीनी वारमा काम थीयुं છે, माहादेवनुं नांणु हतु ते माहादेवने काम आवुं છે, वीरजीनी दीलनी टेल છે, माफ माफ છે, વગેરે.

૧૬૭ નંબરનો લેખ લીંબડીમાંના તળાવના પાળિયામાંના એકનો છે. એમાં સં. ૧૭૯૩માં કુમારશ્રી વેહરાજજી મરી જતાં कुवरश्री वेहराजीनो पालियो છે એમ છેવટે લખ્યું છે.

૧૬૮ નો લેખ વળા નજીકના ભાંગેલા ગામ લોલિયાણામાંના એક શિવમંદિરનો છે. સં. ૧૭૯૪માં દામાજી ગાયકવાડે એ મંદિર બંધાવ્યાનું લખ્યું એમ સંભવે છે. લેખ તૂટક છે. ભાષા મરાઠી હશે એમ લાગે છે. આ દામાજી તે વડોદરા રાજ્યનો સંસ્થાપક દામાજી ગાયકવાડ છે.

૧૬૯ નો લેખ લીંબડીના તળાવના પાળિયાઓમાંના ૧નો છે. નં. ૧૬૭ના પાળિયા જેમ જ આમાં કુમાર અમરસિંહજી સં. ૧૬૬૦માં મરી જતાં તે–नो पालियो चोढो છે એમ જણાવે છે.

૧૭૦ ના બે લેખ મોરબીના સ્મશાનમાંના પાળિયાના છે. ૧લા લેખમાં જાડેજા કામાજીના પુત્ર ઠાકુર અલઇઆજી મરી જતાં સં. ૧૭૮૭માં ડેરી કર્યાનો–नी डेरी संपुरण करी पालिओ અને બીજા લેખમાં जाडेजा सा[हिव] माराजी सुत वीसाजी काम आवा छ ठाकर श्री अलीआजी आगल कांम आवा છે साहेव वीसाजीनो पालीओ उभो कीध છે એમ નોંધ્યું છે.

૧૭૧ નો લેખ વઢવાણમાં આવેલી "હાડી મા"નામની જગ્યાના પાળિયાનો છે. સં. ૧૭૯૭માં महाराण श्रीअरजनसिंहजी साथे हाडाश्री अमरसिहजी–सुता वाई श्रीदेवकुंवर सागवन लीधु છે ॥ परमारजी श्रीआछवसुत महाराणश्रीसबलसिहजीअे प्रसाद कराव्यो છે એમ તેમાં નોંધ્યું છે.

૧૭૨ નો લેખ વર્ષ વિનાનો બેટ શંખોદ્ધારમાં આવેલા રણછોડ તળાવને કાંઠે પડેલા પથ્થરનો છે. મરાઠી ભાષાના આ લેખમાં પિલાજીના પુત્ર દામાજી ગાયકવાડ જે સૂબેદાર (મૂળમાં सुभेदार) સમશેર બહાદુર હતા, તેના વખતમાં मौजे जांब जलगाव प्रांत नाई देशना કોઈ भगवंत दादा कुलकर्णीએ તળાવ બધાવ્યાનું લખ્યું છે. બેટનો કબજો વિ. સં. ૧૮૭૩માં મરાઠાઓએ લીધો છે. એ પહેલાં મરાઠાઓના તાબામા એ આવ્યાનો સભવ નથી; છતાં આ લેખમા એક મહારાષ્ટ્રીયે તળાવ બંધાવ્યાનું લખ્યું છે, એ એક કોયડા જેવું છે. આ તળાવનું નામ પહેલાં "દામસર" હતું. મને એમ લાગે છે કે યાત્રાનિમિત્તે આવતાં કુલકર્ણીએ દામાજી ગાયકવાડના વખતમાં આ તળાવ બધાવ્યું હોય, દામાજીનો સમય સં. ૧૭૮૮–૧૮૨૪

ઠુરજીए बंधावी छे ते वाव अंधारीमां भारोजी फरामजीए बंधावी छे એમ તેમાં લખ્યું છે. આ લેખ કાઠિ. પ્રા. સં. લેખોમા પૃ. ૧૭૦ પર છપાયો છે.

૧૮૦ નો લેખ લીંબડીના તળાવની ડેરીનો છે. ઝાલા મહારાજાધિરાજ અદાજી, અને તેના કુમાર વેરાજી તેમ જ અમરસિંહજી લડાઇમાં મરાતાં સં. ૧૮૩૦માં ડેરી બંધાવવામાં આવેલી તેવું તેમાં લખ્યું છે. આ લેખમાં છેલ્લી ત્રણ લીટીમાં ગૂજરાતી ભાષા છે તેમાં पूर्ण थयो द्रव्यषरच रुपैया सहस्र २२२१ बे त्रण्यसे एकविस परचा छे प्रसादनी रक्षा ये क्रो झाला श्रीअदाजीनी करज्यो એ પંક્તિ નોંધપાત્ર છે.

૧૮૧ નો લેખ સં. ૧૮૩૩નો છે અને તે વઢવાણની ચદ્રસિહજીની ડેરીનો છે. મહારાણા શ્રીચંદ્રસિહજી મરી જતાં મહારાણા પ્રથીરાજજીયે પ્રસાદ કરાવ્યો તેમ તેમાં નોંધ્યું છે.

૧૮૨ નો લેખ જસદણ પાસે આવેલા ઘેલા સોમનાથનામક સ્થળમાં આવેલા નીલકંઠ મહાદેવના મંદિરનો છે. તેમાં ઠાકોર શ્રીવખતસિહજી લશ્કર સાથે મહાદેવજીને નમવા આવ્યા સં. ૧૮૫૦માં, તેની નોંધ છે. આ પ્રસંગ જસદણના ખળિયા વાજસૂર ખાચરને હરાવી વળતાં ભાવનગરના મહારાજા વખતસિંહજી આવ્યાનો જણાય છે. આ લેખની નકલ છાપવામાં નથી આવી.

૧૮૩ ના લેખની પણ નકલ છાપવામાં નથી આવી. શંખોદ્ધાર બેટના શંખનારાયણ મંદિર નજીકના છ પાળિયાયાઓમાના એકનો આ લેખ છે. અંગ્રેજોની સાથે લડતાં સ. ૧૮૫૮માં કોઈ ભાણજી પૂજાજી મરાયાનો આ પાળિયો છે. આ લેખથી સ્પષ્ટ થાય છે કે બેટનો વિગ્રહ આરભડાના વાડેલ રાણા અને અંગ્રેજ વચ્ચે ૧૬ વર્ષ ચાલ્યો હતો. ઇ. સ. ૧૮૧૬–વિ. સં. ૧૮૭૨માં છેવટે બેટનો અંગ્રેજો અને ગાયકવાડના સંયુક્ત લશ્કરોએ કબજો કર્યો અને બીજે વર્ષે સંધિ મુજબ ગાયકવાડને મળ્યો. કાઠિ. ગેઝિ. માં એમ લખ્યું છે કે ઇ. સ. ૧૮૦૪માં અંગ્રેજો અહીં લડવા આવ્યા, પણ આ લેખ જોતાં ઇ. સ. ૧૭૯૯માં આવ્યા જણાય છે.

૧૮૪ નો લેખ લીંબડીના તળાવની ડેરીનો છે. મહારાણા શ્રી હરિસંઘજીએ મહારાણા હરભમની ડેરી સં. ૧૮૬૦માં કરાવ્યાનું તેમાં લખ્યું છે. चणावता थया छे, पुरी थई छे, चणावी छे એ પ્રયોગ ધ્યાન ખેંચે છે.

૧૮૫ નો લેખ તરણેતર ગામના શિવમદિરનો છે. આ સં. લેખમાં સં. ૧૮૬૭માં ગાયકવાડના સેવક વિઠ્ઠલ બાબાજીએ શિવ મદિર કરાવ્યાનું લખ્યું છે. આ વિઠ્ઠલ બાબાજી ગાયકવાડના કાઠિયાવાડ જીતનારા સરદારોમાંનો એક જબરદસ્ત સરદાર હતો.

૧૮૬ નો લેખ વાંકાનેર નજીક આવેલા ઝાડેશ્વર મહાદેવના મંદિરનો છે. ઉપરના જ વિઠ્ઠલરાવ બાબાજીએ સં. ૧૮૬૯ માં શિવમદિર બંધાવ્યાનું તેમાં લખ્યું છે.

૧૮૭ નો સં. લેખ અમરેલીના નાગરેશ્વર મહાદેવના મદિરનો છે. वटपुर(=વડોદરા) ના ગાયકવાડના સેવક વિઠ્ઠલ દેવાજી (બાલાજી) કે જે સૌરાષ્ટ્ર જીતવામાં સમર્થ થયેલો તેણે નાગનાથ મહાદેવનું મંદિર સ. ૧૮૭૩ માં બંધાવ્યાનું આમાં લખ્યું છે. છેલ્લી ત્રણ લીટી ગૂ. ભાષામાં છે. विट्ठल देवाजीये नाघेश्वरनो प्रासाद सपूर्ण कराव्यो छे.

૧૮૮ નો લેખ ભાવનગર રાજ્યના શિહોર ગામમાં આવેલા બ્રહ્મકુંડને કાંઠે આવેલી દીવાલનો છે. આ ગૂ. લેખમા સં. ૧૮૮૭ માં સ્વામી પુરુષોત્તમ સરસ્વતીએ બ્રહ્માનું દેરું કરાવ્યાનું લખ્યું છે.

૧૮૯ નમ્બરનો લેખ પોરબંદર રાજ્યના સુપ્રસિદ્ધ સ્થાન માધવપુરના માધવરાયજીના મંદિરનો છે જેઠવા મહારાણા વિક્રમાતજીના માતા રૂપાળીબાએ સં ૧૮૯૬ માધવરાયજીના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો આ લેખમા એક વસ્તુ તરફ મારુ ધ્યાન ખેચાયુ છે અને તે એ કે અધ્યારુ હરજીવન સવજી કે જેણે આ લેખ લખ્યો છે, તેની જ્ઞાતિ 'અવદિચમહસ્ત્ર' લખી છે, તેની શાખ જોશી ઈસામલી છે જોશી ઈસામલિયા ગિરનારા બ્રાહ્મણોમા છે ગિરિનારા બ્રાહ્મણો આદીચ્યમાથી ઊતરી આવેલા છે એમ સમઝીને આ લખાયુ મનાય છે ખરુ જોતા કાઠિયાવાડની ચાર બ્રાહ્મણ જ્ઞાતિ ગિરનારા, બારડાઈ, ગૂગળી ( અબોટી સાથે ) અને સોમપુરા, ઔદીચ્યો ગૂજરાતમા આવ્યા તે પૂર્વેના બ્રાહ્મણો છે

૧૯૦ નો લેખ ધ્રાંગધ્રા રાજ્યના રાજસીતાપુર ગામ નજીકના ચદ્રાસર તળાવનો છે ૧૩ લીટીના મોટા આ ગુજરાતી લેખમા ઝાલા મહારાણા ચદ્રસિંહજીએ સં ૧૯૧૧ મા આ તળાવ બંધાવ્યાનુ લખ્યુ છે આમા પૂર્વ યા, तेउपे, (=તેણે)तरफ, मारवट,रहल (=રહેલ) मुतलक (=મુદ્દલે), वजीर, हुक्म, એ શબ્દો ધ્યાન ખેચે છે આ લેખમા પાચ સં શ્લોકો પણ છે

૧૯૧ નો લેખ માગરોળ( કાઠિયાવાડ )થી કેશોદ સ્ટેશનના રસ્તા ઉપર આવેલા ગામ શિમરોળીનો છે સં ૧૯૧૨ મા જયશંકરના પુત્ર મુકુટરામે જૂની ખોડિયાર વાવનો જીર્ણોદ્ધાર કરાવ્યાનુ તેમા લખ્યુ છે તેમા એમ પણ નોધ્યુ છે કે પહેલા સં ૧૮૩૧ ની સાલમા નવાબ શ્રી બાહાદુર ખાનજીના વખતમા मेता अमरजी दीवाननी वारमा એ ગામ ગરાસમા અપાયેલુ मेनत, मोजे, साल, हजार, એ શબ્દો લક્ષ્યમા લેવા જેવા છે,

૧૯૨ નો લેખ ગેખપત ગામની ડેરીનો છે આ લેખ ચારણી ગૂજરાતી કવિતામા છે જામ રણમલના પુત્ર વિભા જામે સં ૧૯૧૪ મા આશાપુરી માતાના મંદિરનો જીર્ણોદ્ધાર કર્યાનું તેમા લખ્યુ છે વજમાલ નામના ચારણે આ કવિતા કરી છે

૧૯૩ નો લેખ શખોદ્ધાર બેટનો છે, કચ્છના મહારાજાધિરાજ મિરઝન મહારાઓ શ્રી ખેગારજી બાહાદુરના માતુશ્રી શ્રીનાનીબા ઝાલીએ સં ૧૯૩૫મા શ્રીશખનારાયણના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યાનુ તેમા લખ્યુ છે આમા આ પૂર્વે સં ૧૭૭૪માં મહારાવ પ્રાગજીએ અને ફરી સં ૧૮૫૨ની સાલમા પણ જીર્ણોદ્ધાર થયાના જે બે લેખ છે, તેનો હવાલો આપવામા આવ્યો છે वारणा उपरे, पछे, शाल, करावेल, जोडे, कायम, मदिरने सामो श्रीहनुमानजी वालो दरवाजो, मजला चेती मो, એ શબ્દો નોધપાત્ર છે

શ્રી ડિસકળકરે આમ ૧૯૩ લેખની નોધ આપી કાઠિયાવાડના ઇતિહાસમા ઉપયોગી થાય તેવી સારી માહિતી રજૂ કરી આપી છે, તેને માટે ગુજરાત તેમનુ થોડુ ઋણી ન ગણાય

હજી કાઠિયાવાડમા ઘણા પાળિયાઓ અને શિલાલેખો વણઉકલ્યા પડ્યા છે આ બધાનો વ્યવસ્થિત સંગ્રહ તૈયાર કરવામા આવે તો તેમાથી ઘણી ઉપયોગી અને આવશ્યક માહિતી મેળવી શકાય, કાઠિયાવાડના ઇતિહાસના અણઉકેલા કેટલાએ કોયડાઓ ઉકેલી શકાય ગીર પ્રદેશના કેટલાક લેખોનો સંગ્રહ પ્રભાસપાટણવાળા શ્રી હરિશંકર શાસ્ત્રી પાસે છે જે તેમણે પગે ફરી એ વિભાગમાથી એકત્રિત કરેલો છે એઓ આ દિશામા સ્વતત્ર લેખ સામગ્રી રજૂ કરે તો ઘણી સારી માહિતી આપી શકશે બીજા પણ વિદ્વાનોએ એવા કામ હાથ ધરવાની જરૂર છે સપાદક

---

# સમાલોચના

## ( ૨ )

૯. **The Archaeology of Gujarat**—કર્તા, ડૉ. એચ. ડી. સાંકળિયા. પ્રકાશક મેશર્સ નટવરલાલ એન્ડ કંપની. ૩૬૧ હોર્નબી રોડ મુંબાઈ ૧. મૂલ્ય રૂપિયા ૫૬ર.

ગુજરાતના જૂદા જૂદા વિભાગના પુરાતત્વાન્વેષણ સંબંધી અંગ્રેજીમાં અનેક ગ્રન્થો લખાયા છે. ખાસ કરીને ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયાના આર્કયોલોજીકલ ડીપાર્ટમેન્ટ તરફથી આ વિષયમા મૂલ્યવાન ગ્રંથો બહાર પડયા છે. પરંતુ આજ સુધીમાં એવો એક પણ ગ્રંથ લખાયો ન હતો, જેનાથી સારાય ગુજરાતના પુરાતત્વાન્વેષણ સંબંધી માહિતી મળી શકે. એટલું જ નહીં આ પૂર્વે જે જે ગ્રંથો પ્રકટ થયા છે તેને પણ એક જમાનો થઈ ગયો છે. છેલ્લી અડધી સદીના સંશોધનમા પ્રાચીન યુગપર પ્રકાશ નાંખે એવાં પુષ્કળ સાધનો મળ્યાં છે, જેનો છૂટોછવાયો ઉલ્લેખ વાર્ષિક રિપોર્ટો અને સંશોધનનાં ત્રૈમાસિકોમાં થયો છે. પરતુ આજનાં પ્રાપ્ત સાધનોની દૃષ્ટિએ એવા એક ગ્રંથની જરૂર હતી, કે જે આજની શોધખોળની દૃષ્ટિએ ગુજરાતના પુરાતત્વાન્વેષણનો સળંગ ઇતિહાસ રજુ કરે. આ ખોટને ડૉ. એચ. ડી. સાંકળિયાએ 'ધી આર્કયોલોજી ઓફ ગુજરાત' નામનો મૂલ્યવાન ગ્રંથ લખી પૂરી કરી છે.

સમસ્ત ગુજરાતના પુરાતત્વાન્વેષણને લગતું આ પહેલું પુસ્તક છે, જે એક ગુજરાતીના હાથે લખાયું છે; અને જે લખવાનું માન ડૉ. એચ. ડી. સાંકળિયા ખાટી જાય છે.

આ પુસ્તક ૯+૨૬૮+૧૦૯ પાનાં અને ૭૭ પલેટ ધરાવે છે. આ પુસ્તકમાં જે વિષયો ચર્ચવામાં આવ્યા છે તે અનુક્રમે નીચે મુજબ છે: ભૂગોળ (૧–૬), ઇતિહાસ (૭–૪૫), સ્થાપત્ય (૪૬–૧૧૫), શિલ્પશાસ્ત્ર (૧૧૬–૧૩૯), મૂર્તિશાસ્ત્ર (૧૪૦–૬૮), ઉત્કીર્ણલેખન (૧૬૯–૮૩), મુદ્રાવિદ્યા (૧૮૪–૯૦), શાસનપદ્ધતિ (૧૯૧–૨૦૪), સમાજ (૨૦૫–૧૧), ધર્મ (૨૧૨–૪૩), ગુજરાત અને હિન્દી સંસ્કૃતિ (૨૪૪–૫૯), અને નકશા (૨૬૧–૭).

આમ પુરાતત્વાન્વેષણના જૂદાજૂદા વિષયોમાં ડૉ૦ એચ. ડી. સાંકળિયાએ સ્પર્શ કર્યો છે. આ ઉપરાત નીચલાં મૂલ્યવાન પરિશિષ્ટો આપ્યાં છે: ઉત્કીર્ણ લેખોની સૂચિ (૧–૨૩), વંશાવળીઓ મૌર્યથી માંડીને વાઘેલા સુધીના વંશોની અને વશો સાથે સંબંધ ધરાવતા વંશોની (૨૪–૩૨), ઉત્કીર્ણ લેખોમાં આવેલાં ગામોના નામની સૂચી (૩૩–૬૫), વગેરે, અને અંતમાં આ પુસ્તકના આધારપુસ્તકોની લાંબી સૂચી આપી છે.

પુસ્તકના મૂલ્ય માટે આટલી માહિતી જ પૂરતી છે. લેખકે દરેક વિષયને ન્યાય આપવા પૂરતો શ્રમ લીધો છે, તે એનાં થોકબંધ ટિપ્પણ કહી આપે છે. પરંતુ એ એ વિષયનો નિબંધ જ બલકે એ વિષયની સુન્દરતર outline રૂપરેખા છે.

આ ગ્રંથ પુરાતત્વાન્વેષણનો છે. ભૂગોળ-ઇતિહાસનો નથી આ જ કારણે ડૉ. સાંકળિયાએ પણ એની માત્ર ઝાંખી જ કરાવી છે. અને એ પણ એટલા માટે કે એની સાથો–સાથ ઇતિહાસ હોય તો તેના સમયપર પ્રકાશ પડે, અને તેના વિકાસનો ઇતિહાસ શુદ્ધ સ્વરૂપમાં રજુ કરી શકાય. ગુજરાતની ભૂગોળ, ગુજરાતના સુલતાનોની પૂર્વેની તેના ખરા સ્વરૂપમાં રજુ કરવી, એ આજનાં સાધનો જોતાં મુશ્કેલ છે. તો પછી તેનો ખરો નકશો દોરવો

એનાથીય મુશ્કેલ છે આ કારણે ડૉ સાંકળિયાએ જે નકશાઓ રજુ કર્યા છે તેમા રાજ્યની સીમાઓનો સ્પષ્ટ કોઈ ઉલ્લેખ નથી

ગુજરાતમાં નહીં નહીં તોય છેલ્લા દાયકામા ગુજરાતના ઇતિહાસના વિષયમા પુષ્કળ લખાયુ છે ડૉ ભગવાનલાલ ઇન્દ્રજીએ બોમ્બે ગેઝેટીઅરમા ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ લખ્યો એ પછી એવો જ અભ્યાસગ્રંથ ર ર દુર્ગાશંકર શાસ્ત્રીનો 'મધ્યકાલીન ગુજરાતનો રાજપૂત ઇતિહાસ,' બે ભાગમા પ્રકટ થયો છે એમા ઉમેરો કરે એવુ કાંઈ ડૉ સાંકળિયાની આ ઇતિહાસઝાખીમા નથી

મૌર્યથી વાઘેલા સુધીના ઇતિહાસમા જેના વિષે મોથી વધુ માહિતી મળી શકે છે, તે સોલંકી યુગનો ઇતિહાસ છે એના ઇતિહાસ પર એક દૃષ્ટિપાત બસ થશે

સોલંકી યુગમા પ્રાચીન ઉત્કીર્ણ લેખોમા બીજો યુવરાજ ચામુંડનો છે, જેનો ઉલ્લેખ ડૉ સાંકળિયાએ કર્યો નથી ત્યાથી માંડીને ભીમદેવના અંત સુધીના ઉત્કીર્ણ લેખોમા માત્ર સ ૧૦૪૩ ના મૂળરાજના તામ્રલેખમા એના પિતા રાજીનો ઉલ્લેખ છે, જેનુ બિરુદ મહારાજાધિરાજ આપવામા આવેલ છે ચામુંડદેવ પિતાની હયાતીમા તામ્રલેખ ખોદાવે છે, પરંતુ તેમા પોતાના પિતામહનું નામ આપતો નથી, બલ્કે પોતાને ચૌલુક્યાન્વયના વંશનો દાખવ્યો છે મૂળમા મૂળરાજના પૂર્વજ ક્યાના હતા એનો સપ્રમાણ ઉલ્લેખ નથી, તો મૂળરાજ પ્રતિહારોની સેવામા હતો એ ઉલ્લેખ જેને કોઈ આધાર નથી, તે સ્વીકારી શકાય નહીં .

મૂલરાજની ચર્ચા બાદ કુમારપાલના કુળ વિષે કોઈ નોંધ નથી, બલ્કે કર્ણ અને કુમારપાલ વિષેની નોંધ થોડીક લીટીઓમા લખી છે આ પછી મૂળરાજ બીજાનો નાનો ભાઈ ભીમદેવ બીજા માટે ડૉ૦ સાંકળિયા લખે છે કે Probably the brother અહીં Probably લખવાની મુદ્દલ જરૂર નથી કારણ 'કીર્તિકૌમુદી'મા સ્પષ્ટ શબ્દોમાં છે 'તેનો લઘુ ભ્રાતા ઉપડ્યો ભીમ' (કી કૌ નો ગુર્જર અનુવાદ પા ૨૦), અને ભીમદેવના પાટણના વિ સં ૧૨૩૬ના ત્રુટિત લેખમા સ્પષ્ટ શબ્દોમા છે કે भ्रातृक्षितिपात्मज શ્લો ૬૧ (ગ દે રા ભાંડારકરનુ લીસ્ટ ન ૩૮૬)

૧૦૦ મા પાને ડૉ૦ સાંકળિયા ૧લી ટિપ્પણમા નીચે મુજબ લખે છે (સોમનાથના મંદિરના ખંડનના વિષયમા) First destroyed by Mahmud of Gazana in A D 1026, repaired by Kumarpala in A D 1169 Destroyed second time by Alfkhan in A D 1297 Repaired by the budasama King Mahipaldeva in A D 1308–25 Destroyed and turned into mosque by Muzafferkhan Governer of Gujrat in A D 1392, Distroyed for the last time, perhaps by Ahmedshah in 1413

સુલતાન મહમૂદ ગઝનાએ ઈ સ ૧૦૨૬ મા સોમનાથનો વિનાશ કર્યો એ મંદિરના પુન ર્જીર્ણોદ્ધારનો કોઈ ઉલ્લેખ સંસ્કૃત-પ્રાકૃત સાધનોમાં નથી પરંતુ ઈ સ ૧૧૬૯ ની ભદ્રકાળીના મંદિરની ભાવ બૃહસ્પતિની પ્રશસ્તિમાં સ્પષ્ટ ઉલ્લેખ છે કે ભીમદેવે સોમનાથનું મંદિર પથ્થરનું બધાવેલુ જે જીર્ણ થતા ગડ ભાવબૃહસ્પતિની વિનતિથી કુમા પાસે એનો' જીર્ણોદ્ધાર કર્યો સુલતાન મહમૂદે કરેલા વિનાશવાળા મંદિરનો નહીં

આગળ લખે છે કે અલફખાને ઇ સ. ૧૨૯૭ મા વિનાશ કર્યો, પણ અલફખાને નહીં, પરંતુ સુલતાન અલાઉદ્દીનના ભાઈ ઉલુઘખાને એ પછી ડૉ સાંકળિયા લખે છે કે

મુઝફ્ફરખાને ઈ. સ. ૧૩૯૨માં મંદિરનું ખંડન કરી તેને મસ્જિદમાં ફેરવી નાખ્યું. જો એ મંદિર મસ્જિદ બની ગયું તો પછી સુલતાન અહમદે ઈ. સ. ૧૪૧૩ માં એનું શી રીતે ખંડન કર્યું ?

મૂળમાં સુલતાન ફિરોઝના ગવર્નનર મુઝફ્ફરખાને હિ. સ ૭૯૭ એટલે ઈ.સ. ૧૩૯૪માં સોમનાથના મંદિરનું ખંડન કર્યું અને એની નઝદીક મસ્જિદ બનાવી. એનો જીર્ણોદ્ધાર કોણે કરાવ્યો તેનો કોઈ ઉલ્લેખ નથી. ઝફરખાન બાદ સુલતાન અહમદ અને સમ્રાટ અવરંગઝયબે એનું ખંડન કરાવ્યું હતું. એવો ઈતિહાસમાં ઉલ્લેખ જડે છે. આજે સોમનાથનું જે મંદિર છે તે મૂળ ભીમદેવે બંધાવેલું અને પાછળથી અનેક વાર એનો જીર્ણોદ્ધાર થએલો હોવા છતાં એ પ્રાચીન યાદ તાજી કરે છે.

ઉત્કિલેખનની ચર્ચામાં મૌર્યથી માંડીને વાઘેલા સુધીના મળેલા ઉત્કીર્ણ લેખોમાં લિપિએ જે પલટાઓ ખાધા છે, અને તેમાં જે ફેરફારો થયા છે, તે દાખવવા પ્લેટોની જરૂરત હતી, છતાં તે આમાં આપવામાં આવી નથી.

સિક્કાઓના વિષયમાં, સિક્કાઓની પ્લેટની અનહદ જરૂરત છે. ગુજરાતના કમનસીબે ચાવડાઓથી વાઘેલાના પતન સધીના ગુજરાતના સિક્કાઓ મળ્યા નથી સિદ્ધરાજના એક સોનાના સિક્કાનો ડો. સાકળિયા ઉલ્લેખ કરે છે, પરન્તુ વાચક તેની તહકીક કરી શકે તે માટે તેનીય પ્લેટ નથી. વલ્લભી સિક્કાઓ હજીય વધુ પ્રકાશ માંગે છે.

પરિશિષ્ટોમાં ઉત્કીર્ણ લેખોમાં આપેલાં ગામોની સૂચી આપવામાં આવી છે અને તેનો ઉલ્લેખ કયા કયા લેખમાં કરવામાં આવ્યો છે તેની પણ નોંધ આપવામાં આવી છે. પરંતુ આ સૂચી પુષ્કળ સશોધન માંગે છે. કારણ ગામોનો અંતિમ નિર્ણય થયો જ નથી, કે તે કયાં ગામો અને ચોક્કસ કયી જગ્યાએ હતાં અને આજે છે તો કયા નામે ઓળખાય છે. એના વગર આ લાંબી સૂચીનું મૂલ્ય બહુ ન લેખાય.

પુરાતત્વાન્વેષણ સંબંધી જેટલા ગ્રન્થો પ્રકટ થાય છે; તેમાં સૌથી મહત્ત્વની વસ્તુ પ્લેટો છે. કારણ એના અભ્યાસીઓ એના પરથી જ આ વિષયનો અભ્યાસ કરે છે. અને એ કારણે પ્લેટોને આવા પુસ્તકમાં ખાસ અગત્ય અપાય છે. પુસ્તકની છપાઈ જેટલી સુંદર છે એટલી જ તેની પ્લેટોની છપાઈ નબળી છે. આ તરફ અમે કર્તાનું ખાસ લક્ષ દોરીએ છીએ.

એવી ત્રુટક ખામીઓથી ગ્રન્થનું મૂલ્ય ઘટતું નથી. ગુજરાતના ઈતિહાસમાં અને પુરાતત્વાન્વેષણમાં જેને સંશોધન કરવું છે, તેને માટે આ ગ્રન્થ આશીર્વાદરૂપ છે, એમાં મુદ્દલ શકા નથી. ગુજરાતી લાઈબ્રેરીઓ આ મૂલ્યવાન પુસ્તકથી શોભાવવી જોઇએ. **કોકિલ.**

૧૦. **રસધાર**—વહેવડાવનાર, રા. રા. જહાંગીર માણેકજી દેસાઈ. પ્રાપ્તિસ્થાન કર્તા પાસે દેશાઈવાડ, નવસારી. મૂલ્ય રૂપિયો એક.

છૂટાંછવાયા કાવ્યોથી વરસોથી અને 'ચમકારા' અને 'પારસિકા'થી થોડા વરસોથી ગુર્જર કાવ્યરસિક જનતાનું લક્ષ ખેંચતા કવિ જહાંગીરનો ગુજરાતને નવો પરિચય નથી. કવિ જહાંગીરની હૃદયવીણા—વધુ ને વધુ મસ્ત બનતી જાય છે, અને ગુજરાતને અવનવાં કાવ્યો સંભળાવતી રહે છે. તેઓ એમ. એ. અને ફારસી ભાષાના અભ્યાસી હોવા છતાં તેમણે ગુજરાતી કાવ્યમા પરભાષાના પ્રયોગો યોજવાનો મુદ્દલ પ્રયત્ન કર્યો નથી. એમણે જે જોયું, સાંભળ્યું વા અનુભવ્યુ, તે એમના હૈયાથી કાવ્ય બની છલકાયું છે. એ છૂટાછવાયા ઊર્મિરેલાઓની આ 'રસધાર' ગુજરાતના ખીલતા ઉપવનમાં વહાવવા માટે અભિનંદન.

કવિએ, પોતાના પ્રાચીન કવિઓની જેમ કવિતાથી જનતાનો સ્પર્શ કરવા નિરધાર કર્યો છે. કાવ્યનું કોમળ હથિયાર જનતાના હૈયા પર અસર કરવામાં કારગર સાબિત થયું છે કવિ જહાગીરની વાણી સહાય સરળ હોવાથી ગેયમા ઉતરતી ઊર્મિઓ ખૂબ ખીલે છે. અમો અહીં કાવ્યચર્ચા કરવા માગતા નથી, પરંતુ કવિ જનતાના સસ્કાર, વિચાર અને આદર્શ ઘડવાનુ સાધન બનો, જનતાના માનસમા બળ અને વિચારમા પરિવર્તન જગાવવાની શક્તિ કેળવો આ ઊર્મિનુ હથિયાર લોકકલ્યાણ માટે તદ્દન અફળ સાબિત થવુ ન જોઇએ એટલે વિચારપ્રધાન કવિતામા કોઈ આશય હોવો જોઈએ અને ચિંતનશીલ કવિતામા કોઇ બોધ વા જીવનને પ્રેરણા આપતો સદેશ એનાથી દૂર વસતી ગુજરાતી કવિતા જે પ્રયોગોના ખેલ ખેલી રહી છે તેનાથી આવા સાદા સરળ કાવ્યો જનતા માટે વધુ ઉપયોગી છે

જહાગીર કવિ ખબરદાર જેવા અનેક છદો યોજે છે અમારી માન્યતા છે કે છંદોના નવનવા પ્રયોગો યોજવા કરતા ખૂબ પ્રચલિત છદોનો ઉપયોગ કરવાથી કાવ્યને વેગ મળે છે એટલુજ નહીં જનતામા વધુ ઝીલાય, એ સ્વાભાવિક છે કવિના ઐતિહાસિક કાવ્યોની ચર્ચા અહીં નકામી છે એને ઐતિહાસિક દષ્ટિએ નહીં, પણ કવિતાની દૃષ્ટિએ અવલોકવાના છે તારૂ રૂપ જેવા 'કાવ્યો કોને હૈયે ન ઉતરે'?

અજબ છે તારૂ રૂપ, હરિવર! ગઝબ છે તારૂ રૂપ ટેક
કોઈ કહે તું છે નિરાકાર, ધસી કલ્પના ખૂબ,
કોઇ વળી તુજ આકૃતિ કલ્પે માનવ આબેહૂબ!—હરિવર
કોઈ તને મનુ પખી ધારે, કોઈ લહે વસુ અનૂપ,
કોઈ તને પિતા કલ્પીને સુતપણુ દે અનુરૂપ!—હરિવર
મસારી તને અવર ગણે છે, હે ભૂપોના ભૂપ,
અનેક તારી મૂર્તિ ઘડીને ધરે પુષ્પ દીપધૂપ!—હરિવર
મારે મન તો તું કેવળ છે જ્યોતિર્મય જગરૂપ
આ ઉદ્યોતે પથ મુજ ઊજાળી, ઉગારી લે ભવકૂપ!—હરિવર

કોકિલ

૧૧ લયલાના પત્રો મૂળ લેખક જનાબ કાઝી અબદુલ ગફ્ફાર અનુવાદ જ ઇમામુદ્દીન એસ દરગાહવાલા પ્રકાશક નવસૌરાષ્ટ્ર કાર્યાલય મૂલ્ય રૂપિયા બે

જ ઇમામુદ્દીન ગુજરાતના All round સર્વ વિષયસ્પર્શી લેખક છે તે કાવ્ય, નિબધ, નવલિકા, નવલકથા, ઇતિહાસ અને સશોધન આ વિષયો લખવાને થાકતા નથી અન્ય સાહિત્યમાં જે કાઇ સારૂ જુએ છે, તે ગુજરાતીમા વસાવીને જ મૂકે છે સશોધનાત્મક લેખો માટે આ શ્રી ફા ગુ સભાના "ત્રૈમાસિક"ના વાચકોના ઇમામુદ્દીનથી પરિચિત છે એમની પુસ્તકપહેલ 'હિન્દુ-મુસ્લિમ એકતા' નામના મૂલ્યવાન ગ્રથથી થઈ એ પછી એમણે મુસ્લિમ સમયનું સ્પેન'નો પરિચય કરાવતા મુસ્લિમ સાહિત્ય અને સસ્કૃતિની યુરોપ પર શી અસર છે તેની ઝાખી કરાવી આજે તેઓ લયલાના પત્રો દ્વારા એક પતિતાનુ દિલ ગુજરાતની સામે મૂકે છે

લયલાના પત્રો—લયલા ઉગતી જવાનીમા એક જોગનરેના જવાનને વરી પ્રેમ-જીવનના સ્વપ્ન સેવતી આરાધેલીએ જિંદગીની અમોલી નિયામત 'પ્રેમ' અને 'સ્ત્રીતત્વ' બંને એના પર કુરબાન કર્યા પ્રેમી પ્રેમની કદર ન કરી શક્યો પ્રેમના શરાબને ઢોળી દિલના ટુકડેટુકડા કરી ચાલ્યો ગયો આ તૂટેલું ઘવાયેલુ ઝખ્મી દિલ પુરૂષની બેવફાઈ અને પ્રેમ

શબ્દ સામે બળવો કરી બેઠું. પરિણામે પુણ્યવંતી પતિતા બની, પુરૂષના પ્રેમ શબ્દથી થડકવા લાગી. યુવાનોના મુહબ્બત શબ્દથી એનું જીવન કાંપવા લાગ્યું. એને ફરી એક યુવાન મળ્યો, એનો દીવાનો બન્યો. એણે લયલા પાસે પ્રેમની અને લગ્નની માંગણી કરી અને એમાં લયલાએ એને જે ઉત્તરો વાળ્યા તે પત્રનો આ સંગ્રહ છે.

લયલાના પત્રોમાં ન તો લયલાની જીવનકથા છે, ન તો તેના જીવનનો સળંગ ઇતિહાસ. પરંતુ એ કહેવું ખોટું નથી કે તેના જીવનની પ્રસ્તાવના છે, જેમાંથી માત્ર લયલા જ નહીં, લયલા જેવી અનેક પતિતાના જીવનની કથા જાણવાના પ્રદેશમાં વિચરી શકાય છે. લયલાનો પ્રત્યેક પત્ર એક ગદ્ય–કાવ્ય છે. જેમાં એના બળતા હૃદયમાંથી ચિન્ગારી અને ઘવાયલા હૈયામાંથી રક્તના ફુવારા ઊડે છે. વાચકના હૈયામાં ક્રાન્તિ જગાડે છે.

જગતના ઝખ્મોથી પોતાનાં જીવનને પોષતી અને વધુ ઝખ્મો સહેવા તેના લોહીથી પોતાની દેહને શણગારતી, એક અબળાના વિચાર–તણખાઓનો આ સંગ્રહ છે. એમાં શક નથી, કે આ દિલ એક સ્ત્રી રજુ કરતી નથી, પરંતુ આ દિલ તો પુરૂષની નઝર જ્યાં સુધી પહોંચી શકે છે, સમજી શકે છે, ત્યાં સુધીનું ચિત્ર છે.

આ પતિતાનું દિલ એક પુરૂષ રજુ કરે છે. પરન્તુ એ અનેક પાંખડીઓ કે પત્રોના બનેલા દિલના પ્રત્યેક પત્રમાં ક્રાન્તિ–ઈન્કીલાબ છે, જેણે ઉર્દુ વાચન જગતને સળગાવી મૂક્યું છે, અને ગુજરાતી વાચક વર્ગનેય એના તણખા લાગે તો જરાય નવાઈ નથી. એમાં શક નથી કે જ્યાં દિલ છે ત્યાં એની અસર છે.

લયલાના પત્રોને ઉર્દુ જબાનની અંજલિઓ મળી છે અને સાહિત્યવર્તુલમાં એ જે શાનથી સ્વીકારાયું છે, એ જોતાં અમને વિશ્વાસ છે કે જ. ઈમામુદીનનો આ સુંદર અનુવાદ પણ ગુજરાતીમાં તેનું એક સ્થાન નક્કી કરી લેશે. રા. રમણલાલ દેસાઇએ એને ઘટતી પ્રસ્તાવનાથી પ્રેરક બનાવેલ છે. આવા સુંદર પુસ્તકનો ગુજરાતને પરિચય કરાવવા માટે જ. ઈમામુદીન મુબારકબાદ અને ગુજરાતને જોઇતી ભેટ આપવા માટે નવસૌરાષ્ટ્રને અભિનંદન. **કોકિલ.**

**૧૨ દાલચીવડાની દશ વાર્તાઓ** : લે. રા. રા. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા. બીજી આવૃત્તિ, કિં. ૧–૮–૦

**શ્રી.** રાયચુરાએ લખેલ હાસ્યરસપ્રધાન દશ વાર્તાઓ આ પુસ્તકમાં પ્રસિદ્ધ થયેલ છે. એમાં હાસ્ય સાથે કટાક્ષનો દોરો પણ સારો ગૂંથાયો છે. 'પાટા ઉખેડી નાંખો', 'તુમાર કે તુંમાર !', 'પિત્તલ ઓફીસ', 'બાની વહુ' વગેરે વાર્તાઓ આના ઉદાહરણ લેખે રજુ કરી શકાય. હાસ્યનું ભયસ્થાન અતિશયોક્તિ ને વેવલાપણું છે, ને કટાક્ષનો દશ છે. 'મેટ્રિકનો પરીક્ષક' જેવી વાર્તામાં અતિશયોક્તિમય ચિત્રણ થયું છે. કટાક્ષ બધી વાર્તામાં નિર્દંશ ને તન્દુરસ્ત છે. વાર્તાઓ કલાદષ્ટિએ કદાચ બહુ ઉચ્ચ કક્ષાની ન હોય, તો પણ આપણે એ ભૂલવું જોઈએ નહીં કે વાર્તાનો એક હેતુ રંજન છે, ને બીજો વ્યંજનાત્મક બોધ છે. આ દ્રષ્ટિએ આ વાર્તાઓ સુવાચ્ય ને સફળ છે. પ્રસ્તુત પુસ્તકની બીજી આવૃત્તિ તેની લોકપ્રિયતા પૂરવાર કરે છે.

**પ્રેમશંકર હ. ભટ્ટ**

**૧૩ જવનિકા** : લે. રા. રા. જયન્તિ દલાલ : ગતિગ્રન્થમાળા, વર્ષ ૨ જું, પુ. ૩ જું કિં. ૦–૧૨–૦

શ્રી. બટુભાઈ, શ્રી. ચન્દ્રવદન અને શ્રી. ઉમાશંકર વગેરેનાં નાટકો બાદ કરતાં આપણે

ત્યાં એકાકી નાટકોનુ ક્ષેત્ર, સાહિત્યના બીજા અંગો જેટલુ ખેડાયલુ નથી આ સંજોગોમાં પ્રસ્તુત એકાંકી-સંગ્રહ આપણા હાર્દિક આવકારનો અધિકારી ઠરે છે

લેખકે બધા એકાકીમા-લેખકને ગમેલો શબ્દ વાપરૂ તો 'વેશ'મા-સમાજની બદીઓ, દાંભિકતા, પોકળતા, ખોટી મોટાઇના ખ્યાલો વગેરે સચરાચરવ્યાપી, છતા ગૂઢ રહેતા તત્ત્વો પરથી જવનિકા હઠાવી છે ને તે પણ ક્યારેક એ માટે આવશ્યક એવી નિર્દયતાથી! આ નિર્દયતા—જે દર્દને દૂર કરનારી ગમબાણુ દવા જેટલી કિંમતી છે—નાટકમાથી ફલિત થતા કટાક્ષમાથી સાપડે છે, તે વસ્તુસ્થિતિ, પાત્ર કે પ્રસંગોના પડછે કટાક્ષ વધુ અસરકારક બને છે

એક વસ્તુ લખુ? 'અંજન'મા કરુણા એબીને જોઇને જ ને રમાના નહીં જેવા આગ્રહથી 'એ મારો વાક છે, એ મારો વાક છે, એ મારો વાંસો છે' કહી, પોતાની પૂર્વ કથની રજુ કરે છે, એ સ્હેજ કૃત્રિમ નથી લાગતુ? પાત્રો પ્રસગને ઘડે ને પ્રસંગો પાત્રને, ઘડે, એ અહીં બરાબર સચવાયુ નથી પાત્ર હ્રદયના મનોમથનના યોગ્ય નિરૂપણ પછી જ આવા retrospective-પૂર્વકાલીન ગભીર એકરારો રજૂ થતા હોય તો? 'પત્નીવ્રત' સંબધે-ખાસ કરીને સરસ્વતીના તૈયાર ભાષણ જેવા કાગળ સબધે પણ એ જ કહેવાનું છે સરસ્વતી કૂવો પૂરે છે તે પ્રસગ abrupt-અણધાર્યો નથી, એનુ વ્યજનાત્મક આલેખન તો પહેલેથી મળી રહે છે ને હુ એમા કલાનું ઉચ્ચ લક્ષણ જોઉં છુ

બધા નાટકોની વિસ્તૃત ચર્ચા માટે અહીં અવકાશ નથી, પરન્તુ સમગ્ર-દૃષ્ટિએ આ એકાકી-સગ્રહ, આપણા નહીં જેવા એકાકી-નાટ્ય-સાહિત્યમા જુદી ભાત પાડે તેવો અનુપમ છે આજના ગુજરાતનું શિક્ષિત ને સમાજવાદી માનસ, આજના પ્રશ્નોને કેમ ચિંતવે છે ને છણે છે એનું આરસી જેવુ અખડ પ્રતિબિંબ પ્રસ્તુત નાટ્યસગ્રહમા સાપડે છે સંગ્રહને છેડે મૂકેલો 'નેપથ્યે' નામક નિબધ લેખકના નાટ્ય સાહિત્યના ઉંડા અભ્યાસ ને પરિશીલનનુ મૂલ્યવાન ફળ છે, એ સબધે ભાગ્યે જ બે મત હોઇ શકે

પ્રેમશંકર હ ભટ્ટ

**૧૪ ગીતામંથન** લે ગ ગ કિશોરલાલ ઘ મશરૂવાળા, પ્રકાશક-નવજીવન પ્રકાશનમદિર, અમદાવાદ

ગીતા, બાઇબલ, કુરાન, વેદ, ઉપનિષદ, વગેરે આપણે જેને Revalations કહીએ તે પ્રકારના પુસ્તકો છે શ્રીશકરાચાર્ય, શ્રીરામાનુજ, શ્રીનિમ્બાર્ક ને શ્રીવલ્લભાચાર્યથી માંડીને શ્રી અરવિંદ ઘોષ, લો તિલક મહારાજ ને મ ગાધીજી વગેરેએ ગીતા વિષે પોતપોતાના મતવ્યો રજૂ કર્યાં છે એટલુ જ નહીં પણ આમાના મોટા ભાગે તો ગીતાને પોતાનાં મતવ્યોના ચોગઠામા બધબેસતી કરવાનો પ્રયાસ પણ કર્યો છે પરતુ પ્રસ્તુત પુસ્તક તો લેખક કહે છે તેમ 'સાવ અભણ નહીં, સાવ બાળક નહિ અને બહુ વિદ્વાન પણ નહીં એવા સ્ત્રી પુરૂષ શ્રોતાઓને દ્રષ્ટિમા' રાખીને લખાયુ છે, એ એની વિશિષ્ટતા છે

શ્રી મશરૂવાળાનું ગીતા પરત્વેનુ દ્રષ્ટિબિન્દુ નિષ્કામ કર્મયોગ પર ભાર મૂકે છે, ને ગીતામા મુખ્યત્વે અર્જુનને નિષ્કામ કર્મદ્વારા શ્રેય પ્રાપ્ત કરવાનો ઉપદેશ આપવામાં આવ્યો છે, એમ તેઓ જણાવે છે શ્રી મશરૂવાળાના ષડ્ દર્શનોના અભ્યાસને લીધે વિગદ્ દર્શન, પ્રકૃતિવિજ્ઞાન વગેરેમા એમણે સુદર અન્વેષણ રજુ કર્યુ છે સાક્ષાત્કાર શબ્દ પર પણ નવીન-કદાચ બધાં કબૂલ ન કરે, તેવો-પ્રકાશ ફેંક્યો છે, ઉપદના ઉપસંહારમા આખી

ગીતા પર દ્રષ્ટિવિહાર કરી તેનો નિષ્કર્ષ રજુ કરવા સ્તુત્ય પ્રયાસ કર્યો છે. શ્રી. કિશોરલાલ મશરૂવાળાની શૈલી સામાન્યતઃ સઘન ને ચિંતન ભારે દબાયેલી–ખાસ કરીને 'જીવનશોધન'માં –માલુમ પડે છે, પરતુ પ્રસ્તુત પુસ્તકની શૈલી તો સરળ, સાદી, નિરાડંબરી ને પ્રવાહી ને સુવાચ્ય છે.

પ્રેમશંકર હ. ભટ્ટ

## સુધારો.

"ત્રૈમાસિક" એપ્રિલ–જુન ૧૯૪૧ ના અંકમાં પૃ. ૧૩૯ પર અંક ૭ સામે 'કુંભા' ને બદલે 'ઇલા' વાંચવું.

—સંપાદક : અં. બુ. જાની

**૧૫ ઉછળતાં પૂર :** યાને ઇન્દુ અને કિશોરી. લેખક. રા. અંબાશંકર નાગરદાસ પંડ્યા, માણેકવાડી, ભાવનગર: પૃ. ૧૬૮, કિંમત ૧–૪–૦

પૈઠણ, પહેરામણી, ગજવાનો વર, ઇત્યાદિ શબ્દસંજ્ઞાએ ઓળખાયલો હોવા છતાં હિન્દુ સમાજમાં વરવિક્રયનો રીવાજ કન્યાવિક્રયના જેટલો જ અનિષ્ટકર ને લજ્જાસ્પદ છે. કેમકે એકંદરે જોતાં બજારૂ ચીજોની મૂલવણીમાં અને એમાં ઝાઝો તફાવત રહેતો નથી. એવા રીવાજને લીધે કન્યાના પિતાને જો એની આર્થિક સ્થિતિ નબળી હોય તો, પોતાની કન્યા માટે સપૂર્ણ રીતે યોગ્ય જણાતો વર જતો કરવો પડે છે, અને પરિણામે અપાર મૂઝવણો વેઠવી પડે છે.

વરવિક્રયના એ સામાજિક રીવાજને વસ્તુ તરીકે લેઈ, આ નવલિકા રચવામાં આવી છે અને એનું નિકદન કરવાની વંશાનુગત તીવ્ર વૈરવૃત્તિનો આવિર્ભાવ વાર્તાનાયક ઇન્દુ દ્વારા કરાવી, અસહકારપ્રવૃત્તિની અંગભૂત ગણાતી કાનૂનભંગની ભાવના દ્વારા પુષ્ટિ આપી, પ્રણાલિકાભંગ કરીને પોતાના લગ્નનો પ્રશ્ન ઉકેલતો એને આલેખ્યો છે. એટલું જ નહી પરતુ જે કુટુંબ વરવિક્રય કદાપિ ન કરવાની પ્રતિજ્ઞા કરે તેની જ કન્યાનું પાણિગ્રહણ કરવાના પોતાના સિદ્ધાન્તને દૃઢતાપૂર્વક વળગી રહેતો બતાવી, કેશવલાલ અને ગોદાવરી જેવાં જુના વિચારનાં કિશોરીનાં માતાપિતાનો હૃદયપલટો કરાવી શકે છે, તેમ જ રમણિકલાલ અને ધનગૌરી જેવાં સામાજિક રૂઢીની ભીંસમાં કચડાતાં અનેકને ઉગરવાનો સરળ માર્ગ બતાવે છે.

આવા સુધારા સામે જુનવાણી માનસ ન ધૂધવાય કે સામા માણસને સમાજની દૃષ્ટિએ હલકો પાડવા સર્વ શકય પ્રયત્નો ન કરે, તો જ નવાઈ ! પ્રભુદાસ અને સરજુ ડોશીનાં પાત્રો આ વાર્તાને એ રીતે વિવિધતાનો રંગ ચઢાવે છે અને વાર્તાની વસ્તુને ઝીલતાં પ્રધાન પાત્રોને સારાં ઉપસાવી શકે છે. તથાપિ અસંગતતા, ભાષાદોષ, શબ્દદોષ, જોડણીદોષ ઘણા છે અને એ તરફ લેખકે વિશેષ ધ્યાન આપવાની જરૂર છે. તેમજ જો કવિતા લખી શકતા હોય (કારણ કે ૧૪ મા પ્રકરણને મથાળે મૂકેલી મન્દાક્રાન્તાની કડીના રચનારનો નામનિર્દેશ ન થયેલો હોવાને લીધે એ આ વાર્તા લેખકની જ હશે એમ માનીએ.) તો એ શાસ્ત્રશુદ્ધ લખવા પ્રયત્ન કરવો ઈષ્ટ છે. કેમકે સરળતાની ખાતર છંદોભંગ (ચરણ બીજુ) કરવો કે વાચ્યાર્થમાં સાદિગ્ધ્ય રાખવું, એ કલાની ખામી બતાવે છે. આ સૌને જો ગૌણ ગણીએ તો વાર્તા એકંદરે વાંચવી ગમે એવી છે.

હ.

**૧૬ બુલબુલનાં કાવ્યો :** કર્ત્તા અને પ્રકાશક રા. કાન્તિપ્રસાદ શંભુપ્રસાદ વોરા. ભાવનગર, પૃ. ૨૫૮, પાકું પૂઠું, કિંમત ૧–૪–૦

અભ્યાસકાળથી આરંભીને લગભગ ગઈકાલ સુધી(૧૯૦૪ થી ૧૯૪૦)માં પ્રસંગોપાત્ત લખેલા નાના મોટા કાવ્યોનો આ પહેલો સંગ્રહ પ્રકટ કરીને લેખક, ગ્રંથકર્તા તરીકે પ્રકાશમાં પગલી પાડે છે

કાવ્યના વિષયો અતિ સામાન્ય અને બહુધા બીજા કવિઓના અનુકરણ રૂપે પસંદગી પામેલા હોવાથી મૂળ કવિની છાપ એટલી સચોટ જણાય છે કે એક સામાન્ય અભ્યાસી પણ પહેલી નજરે, અમુક કલ્પના કે ભાવના લેખકે ક્યાંથી ઝીલી એ નિઃસંકોચ કહી શકે જો કે સ્વયંભૂ ઊર્મિનો કાવ્ય રૂપે થતો સ્વતંત્ર આવિર્ભાવ વિરલ છે, પરંતુ ઝીલેલી ભાવનાને વ્યક્ત કરવામાં જે કલા, મૌલિકતા ને સંવેદન હોવું જોઈએ તે ઓછું જણાય છે, અને કાન્ત, કલાપી અને લલિતની છાયા સ્થળે સ્થળે સ્પષ્ટ તરી આવે છે, તથાપિ, સંસ્કૃત કાવ્યોના કંઈક અભ્યાસને લીધે કેળવાયલી કવિત્વશક્તિનો આછો પ્રભાવ કંઈક ચમકારો મારે છે ત્યાં વર્ણસગાઈ ને શબ્દબાહુલ્ય પર ભાર મૂકવાની ટેવને લીધે સ્વાભાવિક ઊર્મિનો પ્રવાહ કુંઠિત થઈ જાય છે લેખક ધારે તો આ નિવારી શકે                                                                                     હ

૧૭ સોલંકીનો સૂર્યાસ્ત અથવા વાઘેલાનો ચન્દ્રોદય -('ગુજરાતી'પત્રની ૫૮મી ભેટ) લેખક, રા જેઠાલાલ નારાયણ ત્રિવેદી, પ્રકાશક, સાપ્તાહિક 'ગુજરાતી'પત્રના માલિકો કોટ, મુંબઈ પૃ ૨૮૦, પાકું પૂઠું કિંમત ૩-૮-૦

ઐતિહાસિક વાર્તાઓ દ્વારા વિસરાઈ જતા ઇતિહાસને જીવંત રાખવાનો અને વાર્તા-લેખકની દક્ષતા ઉપર મુખ્યત્વે અવલંબતી ઐતિહાસિક શોધખોળોથી અન્ય ઇતિહાસરસિકોને વિચાર કરતા કરવાનો, 'ગુજરાતી'પત્રનો જૂનો પણ મહત્વનો શિરસ્તો સ્તુત્ય ને અભિનંદનીય છે એને અનુસરીને સોલંકી વંશનો અસ્તકાળ અને વાઘેલા વંશનો ઉદયકાળ એ બે કાલ-સંધિના ફલક પર પ્રસ્તુત વાર્તાનું મંડાણ થયેલું હોવાથી સહજ રીતે, સોલંકી વંશના છેલ્લા રાજા ભીમદેવ(ભોળો ભીમ)નો ઉત્તરકાળ અહીં આલેખાયો છે નિઃસંતાન ભીમદેવનો શાસનકાળ લગભગ ૬૪ વર્ષ જેટલો વિશાળ હોવા છતાં એની કેટલીક નિર્બળતાઓને લીધે બીજી કોઈ વિશિષ્ટ ને ઉલ્લેખનીય ઘટનાનો અભાવ હોવાથી એની વૃદ્ધાવસ્થામાં એના ઉત્તરાધિકારીના પ્રશ્નની છણાવટ આ વાર્તામાં કરવામાં આવી છે અને એ નાજુક પ્રશ્નના ઉકેલમાં રસપૂર્વક કાર્ય કરી રહેલી મહારાણી સુમલદેવી, ચાચિગ, ત્રિભુવનપાળ, લૂણસાપા, વગેરે વ્યક્તિઓની વિકટતા ને ચાતુર્યપૂર્ણ રાજરમતોને કલા અને કલ્પનાના સુભગ મિશ્રણથી ઉપસાવવા ઉપરાંત જૈન અને શૈવધર્મના વિખવાદી તત્ત્વોએ રાજકારણમાં ભળી ઉપસ્થિત કરેલી સાંપ્રદાયિક ક્ષુબ્ધતા અને પ્રેમની વેદી પર રાજભક્તાનો બલિ માગતો પ્રબળ 'લોકમત' વગેરે સુરેખ આલેખી લેખકે વાર્તાને મનોરમ બનાવી છે, એટલું જ નહીં પણ ઇતિહાસને યથાશક્તિ વફાદાર રહીને મૌલિકતા ને સ્વાભાવિકતા આણવા પ્રયત્ન કીધો છે અને એ સિવાયના ઇતર પણ આવશ્યક પાત્રોને ઘડી વિવિધતા આણી છે

આશા છે કે લેખક, ઐતિહાસિક અન્વેષણોમાં વિશેષ ઊંડા ઉતરી ગુજરાતનો ઇતિહાસ ખડો કરતી અને જોમ આપતી બીજી સારી વાર્તાઓ આપે                                                                                     સુ

૧૮ માનવજીવનનો ઉષઃકાળ -લેખક શ્રી અશોક હર્ષ, પ્રકાશક, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ પૃ ૧૧૨ કિંમત ૦-૭-૦

સૃષ્ટિની ઉત્પત્તિનો ઇતિહાસ મહત્વનો અને કુતૂહલભર્યો છે, અને મનુષ્યે પોતાની બુદ્ધિમત્તાની વિશિષ્ટતાને કારણે એનો પાર પામવા આજ પર્યંત અનેક પ્રયત્નો કીધા છે

પરન્તુ અમુક મર્યાદાએ પહોંચ્યા પછી અંશતઃ કલ્પનાનો આશ્રય લઈને જ એને વિરામ લેવો પડયો છે. વૈજ્ઞાનિક વિકાસને લીધે એ સ્થિતિમાં હવે ફેરફાર થતાં સૂક્ષ્મતમ વસ્તુને પણ યથાસ્વરૂપે ઓળખી શકાય છે અને પ્રયોગોદ્વારા સિદ્ધ કરી શકાય છે. પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોએ માનવજાતિનું મૂળ સ્વરૂપ અને તેમાં ઉત્તરોત્તર થયેલાં સ્થિત્યન્તરો તપાસવા વિવિધ પ્રકારના પ્રયોગોને પરિણામે એમ પૂરવાર કર્યું છે કે મનુષ્ય અને વાનર વચ્ચે રહેલું અનેક પ્રકારનું સામ્ય જોતાં આપણે મૂળ સ્વરૂપે કાં તો વાનર કે વાનર જેવા હોઈ શકીએ. એ ઉત્ક્રાન્તિવાદનો સિદ્ધાન્ત પ્રતિપાદન કરનાર ડાર્વિનનો અભિપ્રાય આજ લગભગ સર્વમાન્ય ગણાય છે. પરન્તુ આપણી દશાવતારની ભાવનામાં સમાયલો સિદ્ધાન્ત ડાર્વિનના સિદ્ધાન્તથી લેશ માત્ર ઉતરતો કે અનુગામી નથી. ઉલટું દશાવતારમાં દૃષ્ટિગોચર થતો જીવ-સૃષ્ટિનો વિકાસ વધારે ક્રમિક, સ્વાભાવિક અને બુદ્ધિગમ્ય લાગે છે.

લેખકે આ વિષયને રસિક અને સર્વભોગ્ય બનાવવા તેમ જ ઉદાહરણોથી સમૃદ્ધ કરવા લીધેલો શ્રમ જો કે ધન્યવાદને પાત્ર છે, તથાપિ તેમણે જો આપણા આનુષંગિક અભિપ્રાયોનું સાથે સાથે થોડુંયે વિમર્શન કર્યું હોત તો તે એમને પોતાને ઉપયોગી નીવડવા ઉપરાંત વાચકને પણ વિશેષ રસ આપી શકત

હ.

**૧૯ સાહિત્યવિચાર**:–લેખક ડો. આચાર્ય શ્રી. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, પ્રકાશક, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ. કાચુ પૂંઠું પૃ. ૫૯૪ કિંમત ૧–૦–૦.

આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવનાં કાવ્યવિષયક મંતવ્યોનો એક સંગ્રહ થોડા વખત ઉપર ગુ. વ. સોસાયટીએ પ્રકટ કીધો હતો. આજે એ જ સંસ્થાએ એ જ આચાર્યશ્રીનાં (શબ્દના વ્યાપક અર્થમાં) સાહિત્યવિષયક મતવ્યોનું સંકલન ગ્રંથરૂપે પ્રકટ કરીને ગુજરાતની વિશેષ સેવા કરી છે.

સંસ્કૃત, ગુજરાતી અને શિષ્ટ ગણાતા યુરોપીય સાહિત્યનો તલસ્પર્શી અભ્યાસ, સમન્વય સાધતી તત્ત્વગ્રાહી દૃષ્ટિ અને ચિન્તન–મનનની સ્વતંત્ર શૈલીવાળા મતનિર્ણયની વિશિષ્ટતા, ઇત્યાદિ ગુણોએ, આચાર્યશ્રી આનંદશંકરના વિપુલ જ્ઞાનભંડાર આગળ જ્ઞાનપિપાસુ ગુજરાતે પૂજ્યભાવથી પોતાનુ મસ્તક નમાવ્યું છે, અને એ તૃષાને છીપાવવા અનેક વેળા ક્ષમ્ય અને સંભવિત ગણાય એવી માગણીઓ પણ કીધી છે. પરંતુ આચાર્યશ્રીએ તો આજ સુધી આપણો ધર્મ, હિન્દુધર્મની બાળપોથી, નીતિશિક્ષણ, જેવાં નાનાં નાનાં રમકડાંઓથી ગુજરાતને સમજાવ્યું છે, એમ કહીએ તો તે અયોગ્ય નથી. હવે સોસાયટી દ્વારા એમની જ્ઞાનમંજૂષા સર્વલભ્ય થતી જોઈને સ્વાભાવિક રીતે જ "આજ શુકન થાય સારા, આનંદ છે રે લોલ" એ ઋષિરાયનું પદ ગવાઈ જાય છે.

આ સંગ્રહમાં આચાર્યશ્રીનાં સાહિત્યપરિષદોનાં ભાષણો અન્ય સાહિત્યકારોને એમના જન્મના કે મૃત્યુના પ્રસગે આપેલાં અભિનંદનો કે અંજલિઓ અને સ્ફુટ વિવેચનો લેવામાં આવ્યાં છે. આ સૌ યથાપ્રસંગે 'વસન્ત' માં પ્રકટ થઈ ચૂકેલાં હોવાથી તદ્દન નવું એવું કંઇ નથી, પરંતુ વિભાગવાર ગોઠવાતાં અને પુસ્તકરૂપે હાથવગું થતાં અભ્યાસીઓને ઉપયોગી થાય, સવળતા મળે, એ નિઃસંદેહ છે. જો કે સંપાદકોએ લેખપસંદગીનું ધોરણ શું રાખ્યું હતું તે જણાવ્યું નથી, એટલે માત્ર કલ્પનાને વશ થઇને એટલું લખવાનું ઉપસ્થિત થાય છે કે આચાર્યશ્રીનો અમુક લેખ કે અમુક નોંધ કોઈ અમુક પ્રસગે લખાયલી જો આ પ્રમાણે પુનર્મુદ્રિત થતી હોય તો તેમાં યથાયોગ્ય સુધારાવધારા પાદનોંધ રૂપે થવા જોઇએ, કે જેથી

વિવાદાસ્પદ વસ્તુનો કે ઉલ્લેખનો પૂર્વપક્ષ ને ઉત્તરપક્ષ વાચકને જલદીથી સમન્વય અને આચાર્યશ્રીનું વિધાન ન્યાય્ય હતું કે કેમ, એ જાણવા મળે દા ત છઠ્ઠી સાહિત્યપરિષદના સત્કારમંડળના પ્રમુખ તરીકે આચાર્યશ્રી એમના ભાષણમા લખે છે "રા ન્હાનાલાલ પોતાને અમદાવાદી કહેવડાવે છે કે કાઠિયાવાડી, એ હું જાણતો નથી (હું ધારું છુ કે અમદાવાદી જ કહેવડાવતા હશે)" આ સબંધી માત્ર કુતૂહલપ્રેરિત પ્રશ્ન ઉદ્ભવે છે કે જે પિતાએ અમુક ગામને પોતાનુ વતન માની સ્થાયી વસવાટ કીધો તે પિતાનું સતાન તે ગામને વતન ન માને, એવા દાખલા આપણે ત્યા કેટલા જડી આવે? એ સિવાય સને ૧૯૧૦ મા કવિશ્રી ન્હાનાલાલે પ્રકટ કીધેલા 'ન્હાના ન્હાના રાસ' ભા ૧ ની અર્પણ પંક્તિઓ જ આચાર્યશ્રીના સદેહનું નિરસન કરવા પર્યાપ્ત ગણાય એવી છે

"મુજ અમદાવાદની બ્હેન! ઘરરણુ એ ગૃહિણી!"

અને એ પ્રમાણે સુધારો થવો આવશ્યક હતો તે ઉપરાંત 'જન્મ-મહોત્સવો' ના વિભાગમા એ જ ન્હાનાલાલ સબધી આચાર્યશ્રીએ જે 'એક અગત ખુલાસો' કીધો છે-તે એમના પોતાના જ શબ્દમા કહીએ તો "આ અગત બાબત-જેની સાથે વસ્તુત ગૂજરાતને કાંઈ જ સબંધ નથી" (પૃ ૪૦૩)—આ સગ્રહમા નિરર્થક ગણાવો જોઈતો હતો અને એની ખાલી પડેલી જગાએ "વસત" ચૈત્ર, સવત્ ૧૯૭૯ ના અકમા પૃ ૧૧૩ પર પ્રકટ થયેલી ગુજરાતના આદ્ય નાટ્યકાર સ્વ રણછોડભાઈના અવમાનની નોંધ "હૃદયનો હક્ક" એ વિભાગમા લેવાવી જોઈતી હતી

આવી આવી વસ્તુઓ માટે સપાદકોની વિવેકબુદ્ધિ જ જવાબદાર ગણાવી જોઈએ અને સંપાદન કાર્યની યશપ્રાપ્તિ જેટલા જ ઉણપોનો સ્વીકાર કરવા તેમણે તૈયાર રહેવુ જોઈએ **ઘ**

૨૦ રાસચદ્રિકા ભાગ ૧-૨ સાથે કર્તા અને પ્રકાશક, કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર, પારસી કોલોની, દાદર, મુબઈ પૃ ૨૮૮ પાકુ પૂઠુ કિંમત ૩-૦-૦

રાસચદ્રિકા ભા ૧ સને ૧૯૨૯ મા પ્રકટ થઈ હતી અને કેટલાક વર્ષોથી એ અપ્રાપ્ય હતી, છતા રોજ રોજ આવતી માગણીઓને વશ થઈને કવિશ્રીએ પોતાની નાદુરસ્ત પ્રકૃતિ અને મોઘવારીની અવગણા કરી, 'બારે વર્ષ બમણી થાપણુ' આપી છે અને પહેલા ભાગની 'દીપિકા' મા 'મારા નાના રાસ ઝૂમખાને પણ એક નાનો ખૂણો મળી રહેશે' એમ લખી, એમણે પોતાની કૃતિ વિષે જે ઓછુ મૂલ્યાંકન કર્યું હતું તે અનુચિત હતું, એ હવે સમજાશે કારણ કે લગભગ ૩૦૦ પાનાની આ નવી આવૃત્તિના સકલ્પમા જ કવિશ્રીના રાસની લોકપ્રિયતા ને લોકોપયોગિતાની પ્રતીતિ આપોઆપ મળી રહે છે,

રાસ એ ગુજરાતની એક વિશિષ્ટ અને અદ્વિતીય સંપત્તિ છે અને નરસિંહ-મીરાંના યુગથી આરમ્ભીને અનેક સત ભક્તોએ અને કવિઓએ પોતાના હૃદયની ઊર્મિઓને એ દ્વારા વ્યક્ત કરી, પોતાનો ભક્તિભાવ વિવિધ રીતે ગાયો છે એમાં સ્વામીનારાયણ સંપ્રદાયના બ્રહ્માનંદ, નિષ્કુળાનંદ, ઇત્યાદિ સાધુકવિઓએ તેમ જ દયારામ જેવા ભક્તકવિએ હૃદયગમ ભાવનાએ, શબ્દલાલિત્યે, અને રસિક કલ્પનાએ જે વળાંક આપ્યો તે એવો તો સુંદર ને મર્મ સ્પર્શી હતો કે લોકોએ એને પડતો ઝીલી લીધો, અને સતત રાખી રાખ્યો, એમ કહીએ તો ચાલે પરતુ એ જૂના રાસો ધીમે ધીમે લુપ્ત થતા હતા તેને સચેત કરીને એ સાહિત્યનો પુનરુદ્ધાર કવિશ્રી ન્હાનાલાલને હાથે થયા પછી ગુજરાતમાં ભાગ્યે જ એવો કોઈ લેખક કે લેખિકા હશે, કે જેણે રાસ પર હાથ ન અજમાવ્યો હોય કવિશ્રી ખબરદાર જો એ રીતે રાસસાહિત્ય તરફ

વળ્યા હોય તો લેશ માત્ર અજુગતું નથી, કેમકે, કેડીના કોરનાર પર નિર્ભર ન રહેતાં એ પ્રકારના આપણા જૂના કવિઓનું સાહિત્ય એમણે પુષ્કળ વાંચ્યું છે, એ આ સંગ્રહનાં હાલરડાં, પ્રણયરંગ, ગોપકુંજ, વગેરે વિભાગો જોતાં જણાઇ આવે છે. એ સિવાય પૃથ્વીકુંજ, વિશ્વલીલા, દાંપત્ય, સંસારવિષાદ, વગેરે વિભાગોમાં પણ વ્યવહારૂ જીવનને સ્વાભાવિક રીતે જ સ્પર્શતા ને રૂઢ લગાડતા વિષયોને ભાવ, ભાષા ને સંગીતની ત્રિવેણીમાં વહેના મૂકી, તેમ જ જૂના ઢાળોમા કંઈક નજીવો ફેરફાર કરીને નાવિન્ય લાવી, કવિશ્રીએ, આ સંગ્રહને આકર્ષક ને મનોરમ બનાવ્યો છે, અને છેવટે 'ગુર્જર બ્હેનોના જીવનને નેમજ તેમના સંસારવદનને × × × અખંડ આનંદરૂપ 'ગરબા' જેવું જ બને ને રહે, એવા આશીર્વાદ' આપી કરી એક વાર ઉપકૃત કીધી છે.

આશા છે કે ગુજરાતની રાસરસિયણ બહેનો તેમ જ વિદ્યાર્થિનીઓ આ સુંદર રાસ-સગ્રહને જરૂર અપનાવશે અને કવિશ્રીનો આશીર્વાદ સફળ કરશે ઉ.

**૨૧ રમલ**–સંપાદકો :–રા. રા. બિપિન ચીનાઈ, પ્રવીણ રૂપારેલ પ્રકાશક પ્રવૃત્તિસંઘ મૂલ્ય ૦–૫–૦

આ નાનકડી પુસ્તિકામાં ઉગતા અજ્ઞાત કવિઓની કાવ્યપ્રસાદી છે, ગૂજરાતની આવતી કાલની કવિતાની એમાં ઝાંખી છે. રા. રા. વિશ્વનાથ ભટ્ટના કથન મુજબ આમાં કેટલાંક જ્ઞાન અને કેટલાંક સુજ્ઞાન સર્જાયાં છે. અમો નથી ચાહતા કે એનું સૂક્ષ્મ અવલોકન કરી ઝાંખા તારાઓને નિરાશ કરીએ, વા તેમની આગળ કૂચને અટકાવીએ. સંભવિત છે કે, એમાં ઝાંખા દેખાતા કેટલાક આવતી કાલે કોઈ નવી વસ્તુથી પ્રેરાઇ ગૂજરાતી કવિતાને કોઇ નવા પ્રકાશથી ભરી દે, અને પ્રસંગવશાત્ પ્રકાશિત દેખાતા કેટલાક કદાચ ઝાંખા પડી પણ જાય: રમલ ગૂજરાતની આવતી કાલની કવિતાનું રમલ નાંખે છે અને એના પાડેલા પાસા આવતી કાલની કવિતાની સ્પષ્ટ આગાહી આપે છે. એ આગાહીને સ્વરૂપ આપવા ગૂર્જર જનતાએ એને અપનાવી ઉગતા કવિઓને પ્રેરણા આપવી જરૂરી છે. કોકિલ

**૨૨ આંસુ** :–સંપાદક રા. રા. બચુઅલી જી. પટેલ ૦–૧–૦

સંપાદકો આંસુને તેના સ્વરૂપમાં રજુ કરી શકયા નથી, છતાં ભવિષ્યમાં લક્ષપૂર્વક સંગ્રહાય તો ગૂજરાતી જાણનારને મુહરેમ વિષે ઘટતી માહિતી મળી શકે. કોકિલ

**૨૩ પાનગોષ્ઠિ** : લેખક અને પ્રકાશક રા. રા. ગૌરીશંકર ગો. જોશી ધૂમકેતુ; પ્રાપ્ત સ્થાન ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ, મૂલ્ય ૧–૮–૦

તણખાથી ગૂજરાતી નવલિકાસાહિત્યમાં પ્રાણ મૂકનાર રા. ધૂમકેતુ ધીરે ધીરે સાહિત્ય-ની દરેક દિશામાં દેખાવા લાગ્યા છે. નવલિકાથી નવાલકથા, સાહિત્ય, નાટ્ય, ઈતિહાસ વટાવી, હવે હાસ્યરસના ક્ષેત્રમાં આવ્યા છે. અહી પણ એમના સ્વભાવ મુજબ એમણે પોતાનું સ્થાન નક્કી કરી લીધું છે.

પાનગોષ્ઠિના તડાકાઓમાં એમણે માનવજીવનના અને સાહિત્યના અનેક પ્રશ્નો ઉકેલ્યા છે: કવિતાથી માંડીને અમારાં દુઃખો સુધી પહોંચી ગયા છે. એ કટાક્ષોમા હાસ્ય ઉત્પન્ન કરતાં કેટલાય નગ્ન સત્યોનુ ભાન કરાવ્યું છે. કેટલીક જગ્યાએ ધૂમકેતુ ખડખડાટ હસાવી દે છે. ત્યારે કેટલીક જગ્યાએ હાસ્યના બદલે ગંભીર વિચાર રજુ કરે છે. નવા મૂલ્યાંકનો કરાવતા લખે છે:

'કેમ તમે ચૂંટણીમાં રહી ગયા ?'

'હારતો'

'કેમ વારુ? એમ કેમ થયુ?'

'અમે કહ્યું કે સામાન્ય કર વિના તો કોઈ પણ પણ સંસ્થા ચાલી શકે જ નહીં સામાવાળાએ કહ્યુ કે કરથી ચાલે એને વળી સસ્થા ગણાય? આકાશમાથી પૈસા આવશે, પણ મગવડ વધતા છતાં કર ન વધારવાની અમારી નીતિ છે'

'પણ હવે કર તો મૂકવા જ પડયા તેનું શુ?'

'એ કર કયા કોઈ વ્યક્તિએ મૂકયો છે? એ તો બહુમતિએ મૂક્યો છે, બહુમતિ એમ કોણ કહે છે?'

'બહુમતિવાળા કહે છે તેને'

આવા અનેક મત્યોથી આ પુસ્તક ભરેલું છે એમા શક નથી કે આ પુસ્તકથી ગૂજરાતના હાસ્યસાહિત્યમા એક સુન્દર પુસ્તકનો ઉમેરો થયો છે.

પુસ્તકની પ્રસ્તાવના શ્રી નવલરામ ત્રિવેદીએ લખી છે, જેમા તેમણે ટુકમા ગૂજરાતના હાસ્યસાહિત્યનો સુન્દર ઇતિહાસ આપ્યો છે નરસિંહ મહેતાથી માંડીને ધૂમકેતુના આ પુસ્તક સુધીનો ઇતિહાસ છે ધૂમકેતુના પુસ્તક માટે એ કહેવાની જરૂર નથી કે દરેક ગૂજરાતીએ વસાવી લેવાની જરૂર છે

કોકિલ

**૨૪ હુન્નર ઉદ્યોગ અને વ્યાપાર** કર્તા ગ રા ડુગરશી ધરમશી સંપટ અને રા રા ગટુલાલ સી ચોકસી પ્રકાશક મેસર્સ એન એમ ઠક્કરની કપની પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબઈ ન ૨ મૂલ્ય રૂપિયા દસ

ગૂજરાતમા હુન્નરઉદ્યોગનાં જે આગળીના વેઢે ગણાય એટલા પુસ્તકો પ્રકટ થયા છે તેમા આ એક મૂલ્યવાન અને અનેરી ભાત પાડનારા પુસ્તકનો ઉમેરો થયો છે

ગૂજરાત જન્મે વ્યાપારી પ્રજા છે એનો સમન્દરકાંઠો બોલી ઊઠે છે કે એનો વ્યાપાર ગૂજરાતમા કેદ નથી એ તો પ્રાચીન કાળથી જગતભરમા વેપાર ખેલે છે એનો વેપાર, એના અનુભવ અને કુદરતી બુદ્ધિને આભારી છે આજે તો જગતભરમા કાળના અજબ પરિવર્તન આવ્યા છે, કોઇ ધધો કે વ્યાપાર વશની વેલ નથી આજના વૈજ્ઞાનિક યુગમા દરેક વસ્તુ માટે પદ્ધતિસર અભ્યાસની જરૂરત છે નાની મૂડીએ મોટી ઉથલપાથલ કેમ કરવી, પોતાની વસ્તુ આમ જનતાના લાભની છે પરતુ જનતા સુનતા સુધી કેમ પહોંચે—વીજળીયુગમા વ્યાપારનું ચક્ર ઝડપી કેમ બને—અને સમયની સાથે ગતિમા કેમ રહે, એના વગર આજના જમાનામા મુદ્દલ આગળ દૂચ નથી આના માટે ગૂજરાતી જાણતી જનતા માટે આવા અનેક પુસ્તકોની જરૂર છે તેથી આની આ ઉપયોગી પુસ્તકથી શરૂઆત કરવા માટે આ બન્ને ભાઈની ગૂર્જર જનતા આભારી રહેશે

આ મારૂ પુસ્તક ત્રણ વિભાગમા વહેચી નાખવામા આવ્યુ છે ૧લા ભાગનાં અનેક જૂદા પ્રકરણોમા હિન્દી વપાર પરિસ્થિતિનું ભાન કરાવવામા આવ્યુ છે હિન્દુસ્તાનમા શુ શુ પાકે છે અને તેને શાની શાની જરૂરત છે? હિન્દમા પાકતો કાચો માલ અને તેનો હિન્દમા ઉપયોગ થાય તો, અને તેના માટે નવા કયા ઉદ્યોગને અવકાશ છે તેનું લબાણપૂર્વક અવલોકન કરાવી, તેને માટે માર્ગદર્શન કરાવવાનો પ્રયત્ન થયો છે, એટલુ જ નહીં, આની છણાવટ કરતા હિન્દી સરકારના મોટા ખર્ચથી માંડીને મોજશોખ અને સગીસાઈ સુધીની વિચારણા

થઈ છે. સાથે સાથે હિન્દનું શરાફી ખાતું દાખવતાં એન્ક હુડિયામણ પર પણ દૃષ્ટિ નાંખી છે, વિમા કંપનીઓની જરૂરત તરફ પણ લક્ષ દોર્યું છે. એ બધી માહિતીઓ આપણી સામે એવા સમયે મૂકાઈ છે કે તેના ખરાપણાનું ભાન જલદીથી થઇ જાય. એટલે આજ જગતયુદ્ધના કારણે બજારના જે ભાવો ચઢી રહ્યા છે, અને હિન્દમાં માલની અછતના કારણે જનતા પૈસા માટે ગુગળાઈ રહી છે, તેનો થોડોક ઉકેલ આમાંથી મળી આવે છે.

બીજા વિભાગમાં લગભગ ૫૦૦ હુન્નરઉદ્યોગના નમુના આપવામાં આવ્યા છે, એની વિશેષતા એ છે કે આને હુન્નર ઉદ્યોગો છે, જેની આજ જરૂરત છે, વેપારીઓ એ તરફ દૃષ્ટિ માંડે તો ઘણા જ ઓછા સમયમાં અને થોડી મૂડીમાં પોતાનો વેપાર જમાવી શકે છે, છતાં આમાં પણ પ્રમેહ અને શક્તિઓ વગેરેની દવાના જે નુસખા આપ્યા છે તેની જરૂરત નથી. કારણ વિષયમાં હિન્દની ગરીબ જનતાને ઉત્તેજી અને કચડી નાંખે એવા હુન્નર ઉદ્યોગની જરૂરત નથી. પુસ્તકની બીજી આવૃત્તિમાં પુસ્તકને આવા પ્રકારના નુસ્ખાઓથી મુક્ત રાખવામાં આવે તો સારૂં.

ત્રીજો વિભાગ સૌથી અગત્યનો વિભાગ છે, જેમાં હિન્દના ઉદ્યોગની ખિલવણીની વિચારણા છે, જેનાથી હિન્દથી વિદેશ જતી લક્ષ્મી રહે અને હિન્દીઓ પોતાના પાકથી સમૃદ્ધ બને, તેમા ખેતીથી માડીને યત્રો સુધીની વિચારણાઓ આપી છે.

આ ત્રણે વિભાગોથી ય એની વિશેષતા એ છે કે આમાં માત્ર આ બધાની વિચારણા અને પરિચય જ નથી. પરંતુ એ વેપારને કેમ ખેડવો, એની જાહેરાત કેમ કરવી અને જગતનું લક્ષ કેમ દોરાય, એ માટે એનું કયું પેકીંગ હોવું જોઇએ, એ નાની નાની બાબત પણ લક્ષ બહાર મૂકાઈ નથી. એટલું જ નહીં વેપાર કરનારે પોતાની યોજના ઘડવી જોઇએ, અને તે યોજના અમલી બનાવવા આત્મવિધાસ પણ જગવવો જોઇએ.

આવું માહિતીપૂર્ણ પુસ્તક પ્રકટ કરવા માટે, તેમજ તેને સુંદર નાનકડી પેટીથી આકર્ષક બનાવવા અમો કર્તાઓને અભિનંદન આપીએ છીએ અને પ્રકાશકને મુબારકબાદી. અલબત્ત. વસ્તુ જોતાં પુસ્તક મોઘું નથી, છતાં હજી મૂલ્ય ઓછું હોત તો ગુર્જર જનતાઓનો છૂટથી લાભ ઉઠાવી શકત.

કોકિલ

**૨૫ સાહિત્ય અને વિવેચન:** ભાગ ૨. લેખક સ્વ. દિ.બ. કે. હ. ધ્રુવ પ્રકાશક. સોસાયટી

આ પુસ્તકના પ્રથમ ભાગમાં આપણને શ્રી. ધ્રુવની પુરાતત્ત્વવિદ તરીકે પિછાન થઇ, તો આ દ્વિતીય ભાગમાં આપણને એમની સાક્ષર વા સાહિત્યપંડિત તરીકે પિછાન થાય છે. 'વાગવ્યાપાર', 'જોઈ એ', 'આર્યવાણીનો વિકાસ,' 'મુગ્ધાવબોધઔક્તિક' વગેરેમાં ભાષાશાસ્ત્રી તરીકે, કરણઘેલો' અને 'કાન્હડદે પ્રબંધ'માં ભાષાન્તરકાર તરીકે, 'પદ્યબંધની કસોટી અને બીજા પ્રશ્નો' 'ગુર્જર કવિતા સાહિત્ય' વગેરે લેખોમાં વિવેચક તરીકે, તો 'માર્કંડેય પુરાણનું કર્તૃત્વ,' 'જૂની ગુજરાતી ગદ્યકથાસંગ્રહ' વગેરેમાં સંશોધનકાર તરીકે, પદ્યરચનાના પ્રકારમાં છંદશાસ્ત્રજ્ઞ તરીકે કે છંદકોવિદ તરીકે, એમ એમનો આ લેખસંગ્રહ એમની સાહિત્યપ્રવૃત્તિની વિવિધતા કેટલી અને કેવી બહોળી હતી, તેનો ખ્યાલ આપે છે.

એમનાં વિવેચનોમાં તર્કશુદ્ધ દલીલોને પરિણામે. અમુક નિર્ણય બંધાતો હોય એમ લાગવાને બદલે, જાણે અમુક મતવ્ય પ્રથમથી બાધી, પછી તેને અનુકૂળ દલીલો તેઓ ખોળતા હોય, એવું લાગે છે. આથી ઘણી વાર એમનાં મંતવ્યો અને અભિપ્રાયો ઉતાવળીઆં

લાગે છે મધ્યકાલીન સાહિત્યપ્રકારોના વિકાસની ચર્ચા કરતા એઓ કહે છે 'ગુજરાતી પદ્યબંધનો વિકાસ આપણે આ રીતે જોયો 'પદ, કડવુ ગરબો ગરબી' (પૃ ૩૧૮) 'પદ શબ્દ ૧૫મા સૈકામા ત્રિભુવનદીપક પ્રબધમા મળે છે,' એમ એઓ જણાવે છે, (પૃ ૩૧૬) કડવુ પહેલવહેલુ ભાલણમા મળે છે એમ તેઓ કહે છે (પૃ ૩૧૭), પરન્તુ રેવતગિરીરાસુ જે તેરમા સૈકાની કૃતિ છે તે કડવામા જ લખાઈ છે એટલે પદની પૂર્વે કડવા આપણને મળે છે ગરબો-ગરબીમા પણ તેવુ જ છે એઓ માને છે ગરબામાથી ગરબી પ્રગટી (જુઓ પૃ ૩૧૮) પરન્તુ આ ક્રમ વિચારીએ તો દયારામે પદો પણ લખ્યા છે, ગરબી પણ લખી છે અને ગરબા પણ લખ્યા છે વલ્લભ ભટને એઓ ગરબાના જનક ગણે છે, તો તેણે પણ ગરબા તથા ગરબી બને લખ્યા છે વળી ગરબાની પ્રથા ઘણા પ્રાચીન સમયથી ચાલી આવે છે, એમ સ્વ શ્રી નરસિહરાવ કહે છે (જુઓ મનોમુકુર પૃ ૩૦૯ ભાગ ૩)× અને ત્યારે ગરબા ગવાતા એટલે, એમણે આપેલા ક્રમને હકીકતનો પુરાવો મળતો નથી

પ્રેમાનંદના જીવનના પાચ પ્રસ્તાવમા તેમ જ ગુર્જર કવિતાસાહિત્યમા એમણે પ્રેમાનદને શિષ્યમડળ હતુ, વલ્લભના આખ્યાનો વલ્લભે લખ્યા હતા, પ્રેમાનદના કહેવાતા નાટકો પ્રેમાનદના જ છે, પ્રેમાનદ ભાષાભક્ત હતો, વગેરે સદિગ્ધ મતવ્યોના આધારે જ એમની વિવેચના કરી છે એટલે આખુ લખાણ અપ્રતીતિકર લાગે છે એટલુ જ નહીં કિન્તુ, પ્રેમાનંદના નાટકોના કર્તૃત્વનો એમની પર જે આરોપ છે, તે સાચો હતો એવુ કઈક લાગતુ જાય છે પ્રેમાનદની કહેવાતી ભાષાભક્તિ જોડે, શ્રી ધ્રુવના બીજી સાહિત્યપરિષદના પ્રમુખ તરીકે આપેલા ભાષણમાથી નીચેનુ વાક્ય સરખાવવા જેવુ છે "બગાળી અને મરાઠી સાહિત્યના મુકાબલામા ગુજરાતી સાહિત્ય પછાત છે" (પૃ ૧૦૦) તદુપરાત પાચાલીપ્રસન્નાખ્યાનમાના—

'આ તે લલિત સુમન મધુકણ સવે ઢાંકે'× શ્લોકનો એમણે જે અર્થ ધરાવ્યો છે, તે પણ પ્રેમાનંદના નાટકોના કર્તૃત્વ વિષેની આપણી શકાને સુદૃઢ કરે છે

'કાન્હડદેપ્રબધ અને કરણઘેલો' એ લેખમા એઓએ કાન્હડદે પ્રબધની અમુક પક્તિઓનું ભાષાન્તર આપ્યુ છે, તેમા પણ એઓ ભાષાન્તરમા કેટલી છૂટ લેતા તેનો આપણને ખ્યાલ આવે છે એકાદ બે દૃષ્ટાંતો લઈએ —

| મૂળ પક્તિ | ભાષાન્તર |
|---|---|
| पहिलीं रावि हु अवगन्यु | એણે મારા ઘરની આબરૂ પર પહેલો હાથ નાખ્યો—પૃ ૧૫૫ |
| साची वात सुर्णी सुलतान | દીવાને એની વાત સુલતાનને કાને પહોચાડી પૃ ૧૫૪ |

આમ મૂળમા ન હોય તેવો અર્થ તેઓ સ્હેલાઈથી ભાષાન્તરમા ઘટાવતા

એમની શૈલી અને ભાષા સ્વસ્થ કહી શકાય એની પર બાણની અસર સ્પષ્ટ જોઈ શકાય છે

---

× આ શ્લોક, 'ગીત ગોવિન્દ' ની પ્રસ્તાવનામા શ્રી કે હ ધ્રુવના

કવણ રસિકતા જાણશે હૃદય રસિકની

એ પક્તિથી શરૂ થતા કાવ્ય જોડે, ભાષા અને રચનાદૃષ્ટિએ સરખાવવા જેવો છે

નીચેનું અવતરણ જુઓ:-

'વિજય મેળવવામાં કોઈનો પ્રતિરોધ નથી. પ્રતિરોધક કહીએ તો આપણું આલસ્ય જ છે. આલસ્ય મરડો માં, આલસ્યને જ મરડી નાંખો. પ્રમાદ ખાઓ માં, પ્રમાદને જ ખાઇ જાઓ' (પૃ. ૧૦૫).

આ અલકારો અને ભાષા કાદમ્બરીનું સ્મરણ કરાવે છે. એઓ જ્યારે ખૂબ લાગણીવિવશ બને છે, ત્યારે એમની ભાષા આલંકારિક બને છે. એ એમનું પ્રમુખ તરીકેનું ભાષણ વાંચતાં ઠેર ઠેર જણાઈ આવે છે.

ચન્દ્રકાન્ત મહેતા

**૨૬. વિદ્યાપીઠ વાંચનમાળાઃ—પાંચમી ચોપડી** ગ્રંથાવલિ પુ. ૧૪. પ્રકાશક નવજીવન કાર્યાલય: મૂ. ૦–૫–૦

સરકારી વાંચનમાળા બંધ પડયે વિદ્યાપીઠની આ વાચનમાળા સરકારી તેમ જ ખાનગી શાળાઓમાં જરૂર આવકારપાત્ર થશે. પાઠોની ચૂંટણીમાં ચૂંટણીનો પટ અત્યન્ત વિસ્તૃત રાખ્યો છે, એ સારૂં છે. પરન્તુ પરદેશીય, મહાસ્ત્રીપુરુષોનાં સંક્ષિપ્ત જીવનચરિત્રો આપવાની કાળજી રાખવામાં આપણાં મહાસ્ત્રીપુરુષો તરફ કૈંક દુર્લક્ષ્ય અપાયું છે. વળી. શરૂઆતમાં પ્રથમ પાઠ વિદ્યાર્થીઓને રસભર્યો લાગે, અને વાંચનમાળા આગળ વાંચવાનો બાળકને ઉમળકો થાય, એવો હોવો જોઈએ. તેને બદલે, ઉપદેશાત્મક પાઠ મૂકવાથી શુષ્કતા આવવાનો સંભવ રહે છે. આ વાંચનમાળા શીખનાર બાળકોને વાર્તારસમાં જ્ઞાનગોળી પાવાનો કીમીયો, લેખકોએ હસ્તગત કરવો જોઈએ. વળી, કવિતાની પસંદગીમાં પણ, અર્વાચીનોમાંથી માત્ર પૂજાલાલ અને સુન્દરમ્ નું એક જ કાવ્ય મૂકયું છે કોયા ભગતની કડવી વાણીમાંથી, ઈશ્વરવિષયક નવીન દૃષ્ટિબિન્દુ રજુ કરતી ઘણી કવિતાઓ મળી આવત, અને જૂનાં ભજનોની (કાચલા કાચબીનું) સાથે એમાંનાં કાવ્યોની સરખામણી કરવાથી, વિદ્યાર્થીઓના માનસને કરવાની તાલીમ આપી શકાત. દેશપ્રેમનાં કાવ્યોમાં પણ ઉમાશંકર સુન્દરમ્, સ્નેહરશ્મિ, મેઘાણી, શ્રીધરાણી, ગમે તે એકનું યુદ્ધોત્સાહનું કે યુદ્ધમાં પોતાનો દોમાગ આપવાનું કાવ્ય વધુ સુસ્થાને લાગત. જૂની કવિતામાં પણ જ્યાં સંદિગ્ધ પાઠ હોય ત્યાં તેને સુધારવા જોઇએ. જેમકે 'નાગદમનની કવિતામાં' 'જળકમળ છાંડી' એ કાવ્યમા 'જળકમળ' એ સાચો પાઠ નથી, 'જળવમળ' જોઈએ, અને અર્થદષ્ટિએ એ જ વધુ સુઘટિત છે. 'મીરાબાઈનું સંદિગ્ધ કાવ્ય ન લીધું હોત તો ચાલત, કારણ કે, કોઇ પણ રીતે, એ કાવ્ય મીરાંબાઈનું હોઇ શકે નહીં. વળી, 'સાસુ અમારી સુષુમણા' વગેરે પંક્તિઓ જે બાળકો માટે આ વાચનમાળા લખાઇ છે તેમને અઘરી પડે જ. કાકા સાહેબના એક પાઠને બદલે, બે ત્રણ પાઠો લીધા હોય તો બાળકોને, કુદરતને જોવાની નવી જ દ્રષ્ટિ મળે. ગાંધીજીના 'યુગમૂર્તિ' જેવામાંથી સહેલા નિબંધો લઈ શકાય. 'કુંતાબા શિયોબા' પાઠમાં સ્વાધ્યાય નથી. શરતચૂકથી રહી ગયો લાગે છે. દરેક પાઠને અંતે આપેલા સ્વાધ્યાય, શિક્ષકો બરાબર કસણી કરે એવા છે, અને એ રીતિ અમને પસંદ પડી છે.

ચન્દ્રકાન્ત મહેતા

**૨૭. વિદ્યાપીઠ વાચનમાળા—(છઠ્ઠી ચોપડી)**, ગ્રંથાવલિ પુ. ૧૬: મૂ. ૦–૬–૦ નવજીવન કાર્યાલય અમદાવાદ

પાંચમી ચોપડી કરતા આ છઠ્ઠી ચોપડીમાં, પાઠોની પસંદગી ઔચિત્યની દૃષ્ટિએ ઠીક થઈ છે. વૈવિધ્ય સચવાયુ છે, અને કાકા સાહેબમાંથી તારાનુ સખ્ય, ગાંધીજીનું 'એને શી ઉપમા દઇએ,' જેવા પાઠો, બાળકોને ખરેખર રસપ્રદ નીવડશે. એટલું જ નહી કિન્તુ, આ

'ડોશીમાનો આખો', 'શાંતિદાસ', 'ઘોડાનું બંધન,' 'જુતાનો જન્મ' 'ઇબ્રાહીમ કાકા' વગેરે પાઠો પણ એવી રીતે રજૂ થયા છે કે એની પાછળ રહેલું રહસ્ય વિદ્યાર્થીઓને સ્પષ્ટત સમજાય, અને તેથી એમનો બૌદ્ધિક વિકાસ સ્વાભાવિક રીતે–એઓને લેશ પણ બોજો ન લાગે તેવી રીતે–થાય કવિતાવિભાગની પસંદગી માટે એટલું કહેવાનું રહે છે કે, પસંદગી કરનારની દૃષ્ટિ પૂર્વગ્રહજનિત હોવાથી, જૂની કવિતાની ઇશ્વરભક્તિના પ્રભુશ્રદ્ધા વગેરે, રજૂ કરતી કવિતાને જ વિશેષ પ્રાધાન્ય અપાયું છે, જ્યારે, આજની નવી કવિતાને જે સ્થાન મળ્યું છે તે નહિવત્ છે તેથી, આજની નવી કવિતાના વિચારપ્રવાહથી, આ પાઠ્ય પુસ્તક શીખનાર બાળકો અજ્ઞાન જ રહેવાના, જો કે, 'કડવા કારેલા' ના સ્વાધ્યાયમા ભોયા ભગતની 'કડવી વાણી' વાચવાની વિદ્યાર્થીઓને ભલામણ કરવામા આવી છે તદપિ, વર્ગવિગ્રહના ગીતો સમાજવાદી માનસને નિરૂપતા ગીતો શા માટે બહિષ્કૃત છે? 'ડોશીનો આખો', 'ઘોડાનું બંધન,' વગેરે પાઠો જો આવી શકે તો સ્નેહરશ્મિનું, 'બાળમજૂર,' સુંદરમનું 'ત્રણ પાડોશી', શ્રીધરાણીનું 'પૂજારી,' વગેરે કાવ્યોનું રહસ્ય, ઉપરનિર્દિષ્ટ ગદ્યપાઠોના સમજનારને તરત જ સમજાય આ મર્યાદા, સિવાય અન્યત્ર ક્વાય પણ આપણે દોષ દર્શાવી શકીએ એવું આ પુસ્તકમા શોધ્યું જડે એમ નથી, અને તેથી આ પુસ્તકના પાઠોની પસંદગી કરનાર, સંપાદકોને ખરેખર ધન્યવાદ ઘટે છે

ચન્દ્રકાન્ત મહેતા

૨૮ **બુદ્ધિપ્રકાશ લેખસંગ્રહ** ભાગ ૧—સંપાદકો ર રા અનંતરાય રાવળ તથા રા ર નવલરામ ત્રિવેદી, પ્રકાશક ગુ વ સોસાયટી મૂલ્ય ૧–૦–૦

આપણા 'બુદ્ધિપ્રકાશ' 'વસન્ત' જેવા માસિકોમા આવતા સારા સારા લેખોનો સંગ્રહ થાય, એ ઇષ્ટ છે એટલે ગુ વ સો નુ આ પગલુ અમે અભિનંદનીય ગણીએ છે અહીં આપેલા લેખોમા સંપાદકોએ વૈવિધ્ય સાચવ્યું છે, પરન્તુ વૈવિધ્ય સાચવવામા પણ ધોરણ હમણા રાખ્યું છે તેનાથી વિશેષ કડક રાખવું જોઇતુ હતુ ખંડ ૧, ખંડ ૬, ૭ ૮, વગેરે ટૂંકાવી શુદ્ધ સાહિત્યવિષયક લેખોને વધારે સ્થાન આપવું જોઇતુ હતુ, એમ અમે માનીએ છીએ "આ સંગ્રહમા ૧૮૫૪ થી ૧૯૦૮ સુધીના લેખોની તારવણી કરી છે પ્રસ્તાવનામા સંપાદકો કહે છે કે" બુદ્ધિપ્રકાશ તેમ જ તેના લખાણોની ભીતરમાથી તારવી શકાય તેવો ગુજરાતી ગદ્યનો વિકાસક્રમ પારખી શકવા જરૂરી એવી સામગ્રી રજૂ કરાય, એ જોવાની ચૂંટણી કરતી વેળા અમે બનતી કાળજી રાખી છે" પરન્તુ, ગદ્યનો વિકાસક્રમ, લેખક ક્યા જમાનામા થઈ ગયો તેની પરથી તારવી ન શકાય કારણકે ગદ્યનો વિકાસ જેટલો સમયબળ પર અવલંબે છે તેટલો જ, લેખકના વ્યક્તિત્વ પર અવલંબે છે આથી જ નર્મદ, અને નવલરામ બન્ને સમકાલીન હોવા છતા, નર્મદની શૈલી અને એનુ ગદ્ય અણઘડ લાગે છે જ્યારે નવલરામનું સૌષ્ઠવયુક્ત અને પૂરેપૂરૂ ઘડાયલુ લાગે છે કારણ કે એ ગદ્ય એમના વ્યક્તિત્વ જોડે સંકળાયલુ હતુ હવે માત્ર સમયની દૃષ્ટિથી ગદ્યવિકાસ જોનાર, આ બે લેખકોનુ ગદ્ય જોતા ગૂંચવવાનો જ ગદ્યને કે શૈલીને ઘડનાર સમય અને વ્યક્તિત્વ બન્ને બળોનો સ્વીકાર કરવો જ ઇષ્ટ છે

આમ છતા, જૂની ફાઇલોને ઉથલાવી, આટલી મહેનત કરી એમણે સંપાદનકાર્ય કર્યું છે તે માટે સંપાદકોને ધન્યવાદ ઘટે છે ચન્દ્રકાન્ત મહેતા

———o———

# પુસ્તક પહોંચ—સાભાર સ્વીકાર

(વર્ષ ૬. અંક ૨. જુલાઈ-સપ્ટેમ્બર)

૪૨. રૂપમતિ : લે. રા. રા. ચુનીલાલ વ. શાહ, "પ્રજાબંધુ" ની ભેટ મૂ. રૂ. ૨

૪૩. કાવ્યપૂર્તી : લે. તથા પ્ર. ઉપેન્દ્રરાય મ. વોરા; માંડવી (કચ્છ) મૂ. ૦–૮–૦

૪૪. રસધારા : લે. તથા પ્રકાશક, કવિ જેહાંગીર માણેકજી દેશાઈ, નવસારી. મૂ. રૂ. ૧

૪૫. શ્રી. ગાયત્રીઉપનિષદ : મૂળ સહિત ગુજરાતી ભાષાન્તરઃ કર્તા શ્રી. દત્તત્રયરામ શિવલાલ લહેરલાલ મહેતા. ઠે. શ્રી જ્ઞાનપ્રકાશ જ્યોતિષ કાર્યાલય : દાંક. મૂ. ૦–૮–૦

૪૬. અજંપાની માધુરી : લે. સ્વપ્નસ્થ : પ્રકાશક રા. રા. ભાનુભાઈ ર. વ્યાસ, પ્રાપ્તિસ્થાન શિષ્ટસાહિત્ય ભંડાર, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨, મૂ. રૂા. ૧–૦–૦

૪૭. શ્રીમદ્ભાગવત–દશમ સ્કંધ (લોકપાઠાવલિ) કા. રામજી ભીમજી કેસરવાળા તરફથી અધિકારી જનોને વિના મૂલ્યે ઠે. ૧૦૭, ગુલાલ વાડી, મુંબઈ નં. ૪

૪૮. ગુરૂમુખવાણી : સંપાદક બ્રહ્મનિષ્ઠ મહારાજશ્રી ગોપાળરામ ગુરૂ દેવશંકર શર્મા. ઠે શ્રી નિરાતમંદિર, ફતેહપુરા, વડોદરા. મૂ. ૧–૦–૦

૪૯. નગીનાવાડી · અશોક બાલપુસ્તકમાલા, વર્ષ ૭, પુ. ૪ લે. રા. રમણિક અગાલવાળા, સંપાદક રા. નાગરદાસ ઈ. પટેલ : ઠે. બાલવિનોદ કાર્યાલય, મલાડ. મૂ. ૦–૩–૦

૫૦. જીવો દાંડ : લે. શ્રી. પન્નાલાલ પટેલ : ગતિ ગ્રંથમાળા, પ્રકાશન ૧૦ મું: ગતિ વર્ષ ૨, પુ. નં. ૪; મૂ. ૦–૧૨–૦

૫૧. વલ્લભનાં આખ્યાનો : લે. શ્રીયુત પ્રેમશંકર હ. ભટ્ટ, એમ. એ.

૫૨. ગ્રામપુનર્ઘટના . શ્રી ગયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૭૩મું: લે. રા. રા. છનાભાઈ કા. પટેલ, કડી. (ઉ. ગુજરાત) મૂ. ૧–૨–૦

૫૩. રાસ ચન્દ્રિકા : કવિશ્રી અરદેસર ફરામજી ખબરદાર : મૂ. રૂા. ૨–૦–૦

૫૪. ભજનિકા : કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર. મૂ. રૂા. ૩–૦–૦ ઠે. ૭૮૮ પારસી કોલોની, દાદર, મુંબઈ નં. ૧૪.

૫૫. નર્મકોશ : અ થી ઝ સુધી : દ્વિતીય આવૃત્તિ ૧૯૪૧: સ્વ. કવિશ્રી નર્મદાશંકર લાલશંકરઃ પ્રકાશક ગુજરાતી પ્રીન્ટીંગ પ્રેસ, કોટ, મુંબઈ. મૂ. ૪–૦–૦

૫૬ ગામગોઠી · રા. રા. વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી તથા રા. રા. રાવજીભાઈ નાથાભાઈ પટેલ· શ્રીમતી ચકુબેન સ્મારકમાળા, પુ. ૧ મૂ. ૦–૬–૦

૫૭. સત્યવીરની કથા વા સોક્રેટીસનો બચાવઃ લે. મહાત્મા ગાંધીઃ મૂ. ૦–૧–૦

૫૮. સાતમી ચોપડી . ૫૯: પહેલી ચોપડી અને ૬૦: બીજી ચોપડી: ગૂજરાત વિદ્યાપીઠ વાંચનમાળા; પુ. ૧૭, ૧૮. અને ૧૯

૬૧. What is before us: Address delivered in Samaldas College Bhavnagar on 21st June, 1941 by A.P. Pattani M. A.

૬૨. જીંદગીનો આનંદઃ ડો. જીલા ડેન્ટલ સીરીઝ નં. ૨૪, ડો. કેખશરૂ દો. જીલા

૬૩. Dissemination of Scientific Knowledge in India, by Suresh M. Sethna, Elphinstone College; From Science and Culture, Vol. VI.

## Journals

1 Indian Literary Review Vol 12, 4, 3, 6 May June, July August
2 Bulletin of the Deccan College Research Institute 1941 Vol II No 3-4, Appendix to Vol 2, No 3-4
3 Gujarat research Society Vol 3, No 3 July (1941)

## માસિક

૧ નવચેતન વર્ષ ૨૦, અ ૨-૩-૪, ૫ મે-જુન-જુનાઈ (રગભૂમિ), ઑગષ્ટ
૨ શારદા વર્ષ ૧૮ પુ ૩૫, અં ૨, ૩, ૪, મે, જુન, જુનાઈ
૩ પ્રસ્થાન વર્ષ ૧૬ અક ૩-૪, ૫-૬, પૌષ-મહા, ફાગણ-ચૈત્ર સ ૧૯૯૭
૪ ગુણસુદરી વર્ષ ૧૮ પુ ૩૬, અ ૩, ૪, ૫, મે, જુન, જુનાઈ
૫ શ્રી જૈન સત્યપ્રકાશ વર્ષ ૬, અક ૮, ૯, ૧૦, ૧૧ ક્રમાક ૬૮, ૬૯, ૭૦, ૭૧, ચૈત્ર, વૈશાખ, જેઠ, આષાઢ
૬ પાટીદાર વર્ષ ૧૮, અંક ૭, ૮, ૯, ૧૦ વૈશાખ, જેઠ, આષાઢ, શ્રાવણ
૭ શ્રી જૈન ધર્મપ્રકાશ પુ ૫૭, અ ૨, ૩, ૪, વૈશાખ, જેઠ, આષાઢ
૮ ખડાયતામિત્ર વર્ષ ૨૭, અક ૮, ૯, જેઠ આષાઢ
૯ કુમાર વર્ષ ૧૮, અંક ૫, ૬, ૭ સળગ અક ૨૦૯, ૨૧૦, ૨૧૧ મે, જુન, જુનાઈ
૧૦ પુસ્તકાલય પુ ૧૬ અક ૫, ૬, ૭, મે, જુન, જુલાઈ
૧૧ કમર વર્ષ ૧૧, અક ૧૨૫, ૧૨૬, ૧૨૭, ૧૨૮ મે, જુન, જુનાઈ, ઑગષ્ટ
૧૨ ઊર્મિ વર્ષ ૧૧ અક ૧, ૨, ૩, એપ્રિલ, મે, જુન
૧૩ શિક્ષણ અને સાહિત્ય વર્ષ ૨, અક ૮, ૯, ૧૦ મે, જુન, જુલાઈ
૧૪ કારવા પુ ૨, અક ૫, ૬, ૭, મે, જુન, જુનાઈ
૧૫ નવરચના વર્ષ ૬, અક ૧૩, ૧૪, ૧૫ એપ્રિલ, મે, જુન, જુલાઈ
૧૬ શ્રી આત્માનદપ્રકાશ પુ ૩૮, અક ૧૦, ૧૧, ૧૨, વૈશાખ, જેઠ, આષાઢ
૧૭ રેખાગતિ વર્ષ ૨, અક ૧૦ મે
૧૮ આનદાશ્રમ વર્ષ ૯ અક ૧૧, ૧૨, વર્ષ ૧૦ અ ૧, ૨ ચૈત્ર, વૈશાખ, જેઠ, અષાઢ
૧૯ સ્થાનિક સ્વરાજ્ય વર્ષ ૨ અંક ૧૦, ૧૧, ૧૨ મે, જુન, જુનાઈ
૨૦ સુવાસ વર્ષ ૪, અક ૧, ૨, મે જુન
૨૧ ઉત્થાન વર્ષ ૧, અક ૧, જુનાઈ-આષાઢ

સાપ્તાહિક—૧ કેસરી (પુના, દર સપ્તાહે બે વાર), ૨ "ગુજરાતી" મુબઈ, ૩ "ખેડી મોજ" ૪ "પ્રસ્વામી", ૫ "પ્રજાબધુ", ૬ "ગુજરાતી પચ", ૭ "મુસ્લીમ ગુજરાત", ૮ 'હાજિર', ૯ "જૈન", ૧૦ "સ્ત્રીશક્તિ"

પાક્ષિક—૧ જ્યોતિર્ધર ૨ પ્રાથમિક શિક્ષક

ત્રૈમાસિક—૧ બુદ્ધિપ્રકાશ વર્ષ ૮૮, અક ૧ ૨, જાન્યુઆરી-માર્ચ, એપ્રીલ-૧૯૪૧
૨ भारत इतिहास-सशोधक त्रै वर्ष २१, अं ४ (८४) चैत्र, शक १८६३

મુબઈ ૧-૮-૪૧

પ્રકાશક. અંબાલાલ બુ. જાની, બી. એ.: શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ નં. ૪
મુદ્રક: મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ.: આદિત્ય મુદ્રણાલય: રાયખડ: અમદાવાદ

શ્રી ફાર્બસ ગુજરાતી સભા

# 卐 ત્રૈમાસિક 卐

(સચિત્ર)

પુસ્તક ૬ ઠ્ઠું] ઈ સ ૧૯૪૧ ઑક્ટોબર–ડીસેમ્બર સં ૧૯૯૭ [અંક ૩

प्रवृत्ते परिक्रमाणि कालसुतानि सर्वश ।
बुद्धया प्रज्वालित शुद्धो दीपोऽय द्योतयिष्यति ॥



સંપાદક અને પ્રકાશક
અંબાલાલ બુલાખીરામ જાની. બી એ
૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર, મુંબઈ ન ૪

વાર્ષિક લવાજમ રૂ ૩] પ્રકટ તા ૩-૧૦-૪૧ [છૂટક અંકની કિં રૂ ૦-૧૨-૦

# અનુક્રમણિકા

[ એકંદર પા. ૧૦૬
અંક ૩
પુ૦ ૬ ઑક્ટોબર–ડીસેમ્બર : ૧૯૪૧



સૂચનાઃ—પરિવર્તન અર્થે માસિકો આદિ, તેમ જ અભિપ્રાય અને ભેટ અર્થે પુસ્તકો મોકલનાર વ્યવસ્થાપકોએ, અને પત્રવ્યવહાર કરનારાઓએ નીચેને સરનામે પત્રવ્યવહાર કરવો.

૧૯૯૫–૯૬ ના વરસથી પુસ્તકોની સમાલોચના રીતસર લેવાનો પ્રબંધ થયલો છે.

નોંધઃ—જૂના અંકોની બાંધેલી તેમ છૂટી ફાઈલો વેચાતી મળશે.

મુંબઈ, તા. ૧–૧૦–૪૧

અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર
વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસ લેઈન, મુંબઈ નં. ૪

---

## ગ્રાહકનાં નામ નોંધાવવાનાં અને લવાજમ ભરવાનાં સ્થળઃ

૧. અંબાલાલ બુલાખીરામ જાની, ૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર
વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસ લેઈન, મુંબઈ નં. ૪
૨. મેનેજરઃ "આદિત્યમુદ્રણાલય" રાયખડ : અમદાવાદ.
૩. મેસર્સ એન. એમ. ત્રિપાઠી, એન્ડ કું. બુકસેલર્સ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં ૨

શ્રી ફાર્બસ ગુજરાતી સભા

# ત્રૈમાસિક

प्रकृते परिकर्माणि कालसुप्तानि सर्वशः ।
बुद्ध्या प्रज्वालितः शुद्धो दीपोऽयं द्योतयिष्यति ॥

પુસ્તક ૬ ઠ્ઠું ] ઈ સ ૧૯૪૧ ઓક્ટોબર–ડીસેમ્બર સંવત ૧૯૯૭ [ અંક ૩

## મહાકવિ ભારવિ અને તેનો ગુજરાત સાથે સંબંધ

[ લે રા રા કનૈયાલાલ ભાઈશંકર દવે ]

### ઉપક્રમ

દુનિયાના સર્વશ્રેષ્ઠ દેશોમા પ્રાચીન સસ્કૃતિ અને સાહિત્યના કારણે ભારતવર્ષનું નામ પ્રથમ પંક્તિમા નોધાયુ છે ભારતીય સાહિત્ય અને સસ્કૃતિથી પરદેશી વિદ્વાનો એટલા મુગ્ધ થયા હતા કે તેનું સત્ય સ્વરૂપ સમજવા ભારતવર્ષમા લાબા કાળ સુધી તેમને રહેવાની ફરજ પડી હતી એટલુ જ નહીં પણ તેનુ હાર્દ પીછાનવા તે તે વિષયોના વિદ્વાનો પાસે પદ્ધતિસર અભ્યાસો કર્યા હતા આવા અદ્વિતીય સાહિત્યને અમર કરનાર અનેક સાહિત્યસ્વામીઓ ભારતભૂમિમા થઈ ગયા છે, જેઓના વિદ્વત્તાપ્રચુર, જ્ઞાનના સાગર જેવા મહાન ગ્રથો, આજે આપણને તેમના પ્રત્યે પ્રેમ અને આદર ઉત્પન્ન કરી, તેમની અગાધ શક્તિનો પરિચય કરાવે છે આ બધા સાહિત્યસ્વામીઓમા મહાકવિ ભારવિનું સ્થાન અગ્ર પંક્તિમાં આવે છે તે કોણ હતો, ક્યાં જન્મ્યો હતો, ક્યારે થયો, વગેરે તેના જીવનસ્મરણો અત્યાર સુધી અધકારમા જ અટવાયેલા હતા પરતુ હમણા થોડાં વર્ષો ઉપર દડીકૃત 'અવન્તિસુન્દરી' કથા, અને તેનો પદ્યબધસાર રજુ કરતો 'અવન્તિસુદરી કથાસાર', એ બન્ને પુસ્તકો બહાર આવવાથી, કવિ ભારવિના જીવન ઉપર કેટલોક અદ્વિતીય પ્રકાશ પડ્યો છે તેથી તેની જીવનકથા ઉપરાત, તેમાથી કવિ દડી સાથેનો તેનો કૌટુંબિક સબધ, દડીનો પરિચય અને ભારવિને જૂદા જૂદા રાજાઓથી મળેલ સન્માનો, વગેરેની અપૂર્વ માહીતી પ્રાપ્ત થાય છે પરતુ વધુ અભિમાન લેવા લાયક વસ્તુ તેમાથી એ જાણવા મળે છે કે તેના પૂર્વજોનું આદિવતન ગુજરાત હતું

### સમય

भारवेरर्थगौरवं એ પ્રસિદ્ધ ઉક્તિ અનુસાર તેને હાથે સર્જાયેલ સુપ્રસિદ્ધ કાવ્ય 'કિરાતાર્જુનીય'માંથી અર્થગાભીર્યની અદ્ભુતતા વ્યક્ત થાય છે તેના સમય માટે જૂદા જૂદા

વિદ્વાનોએ કેટલીક અટકળો અને અનુમાનો કલ્પ્યાં છે. ભારવિનો સૌથી પ્રથમ ઉલ્લેખ શક સં. ૫૫૬, ઈ. સ. ૬૩૪ના ચૌલુક્યવંશી રાજા પુલકેશી બીજાના ઐહોલાના શિલાલેખમાંથી મળે છે.[1] આથી ચોક્કસ જણાય છે કે ઇસ્વી સનની સાતમી સદીના પ્રથમાર્ધમાં કવિ ભારવિની ગણના કાલિદાસ જેવા મહાકવિની સાથે થતી હતી. આવી જ બીજી નોંધ શક સં. ૬૯૮ના પૃથ્વી કોંગણીના શિલાલેખમાં તેના પૂર્વજ દુર્વિનીત રાજાનો પરિચય આપતાં લેવાઈ છે, જેમાં દુર્વિનીતે 'કિરાતાર્જુનીય'ના પંદરમા સર્ગની ટીકા કરી હતી, એમ નોંધ્યું છે.[2] આવો જ ઉલ્લેખ દુર્વિનીતના પોતાના એક શિલાલેખમાં પણ છે.[3] આ દુર્વિનીત પશ્ચિમ ગંગાવંશનો હતો. ડૉ. જેકોબીએ કવિ ભારવિ ઈ. સ. ના છઠ્ઠા સૈકાની મધ્યમાં થયો હોવાનું અનુમાન કર્યું છે.[4] ભારવિની ચોક્કસ જન્મસાલ ઉપરનાં પ્રમાણોથી નિશ્ચિત કરી શકાતી નથી. પણ સામાન્ય રીતે તેનો જીવનકાળ નિશ્ચિત કરી શકાય તેવા પુરાવાઓ મળી આવે છે. વિષ્ણુવર્ધન રાજાની સભામાં તેનું સારુ સન્માન કરવામાં આવ્યું હતું. ઈ. સ. ૬૧૬–૧૭નું એક દાનપત્ર આ રાજાનું પ્રાપ્ત થયું છે. આ સમયે ભારવિ સારો વિદ્વાન્ મનાતો હોવાથી સાધારણતઃ તેની ઉંમર પચીસ વર્ષની માનીએ તો, તેનો જન્મકાળ ઈ. સ. ૫૯૪–૯૫માં આવી શકે છે.

વિષ્ણુવર્ધન પછી તે પશ્ચિમ ગંગાવંશીય દુર્વિનીત રાજાને ત્યાં ગયો હતો. આ રાજા પણ સાતમા સૈકાના પ્રથમ ચરણમાં થઈ ગયો છે, અને ભારવિ મોડામાં મોડો ઈ સ. ૬૨૦ની આસપાસ ત્યાં ગયો હશે, એમ કલ્પીએ તો તે અસ્થાને નહીં ગણાય. ત્યાંથી તે ઈ. સ. ૬૨૫ના અરસામાં કાંચીના પલ્લવ રાજા સિંહવિષ્ણુની રાજસભામાં રહ્યો હોવાની હકીકત મળે છે. આમ ઐતિહાસિક અને આનુમાનિક રીતે તપાસતાં, તેનો જન્મ ઈ. સ. ના છઠ્ઠા સૈકાની અંતમાં થયો હતો અને સાતમી શતાબ્દીના પ્રથમાર્ધમાં તે લબ્ધપ્રતિષ્ઠિત થઈ સારો વિદ્વાન્ ગણાતો હોવાનું લાગે છે.

**પૂર્વ પરિચય**

અવન્તિસુંદરી કથાનો રચયિતા કવિ દંડી છે. પરંતુ તેનો સાર રજુ કરતું અવન્તિસુંદરી કથાસાર નામક પુસ્તકમાં પણ તેની જ સંક્ષિપ્ત હકીકત નોંધવામાં આવી છે. આ એમાં ફેર એટલો જ છે કે અવન્તિસુંદરી કથાસારમાં મૂળકથાનો ફક્ત સંક્ષેપ જ છે, છતાં દંડી અને ભારવિના જીવન ઉપર, તેનાથી વધુ પ્રકાશ પડે છે, અને તે દૃષ્ટિએ કથાસાર વધુ મહત્વ ધરાવે છે. ભારવિ એ કવિનું મૌલિક નામ નથી, પરંતુ તે એના ખરા નામ કરતાં સમાજમાં વધુ પ્રચલિત હતું. અત્યાર સુધી ભારવિ નામ તેનું સાચુ નામ હશે, એમ માનવામાં આવતું હતું. પરતુ કથાસારમાંથી પ્રાપ્ત હકીકતના આધારે તે માન્યતા ફેરવવાની અગત્ય જણાય છે. તેની જીવનમીમાંસા ટુંકમાં રજુ કરતાં અવન્તિસુંદરી કથાસાર જણાવે છે કે,

"ભારતીય પશ્ચિમોત્તર પ્રદેશમાં આર્ય દેશના શિરોરત્નસમું આનંદપુર નામક મહાનગર,

---

૧ प्राचीन लेखमाला भा. १, लेख न. १६

૨ किरातार्जुनीय पंचदशसर्गादि कोकारो दुर्विनीतनामधेयः।

प्राचीन लेखमाला शिलालेख न. १३

૩ એજન. ભા. ૧ લો.

૪ કિરાતાર્જુનીય મહાકાવ્યની પ્રસ્તાવના.

જ્યા ઘણા નૃપતિઓ થઈ ગયા છે તેમાથી બહાર નીકળી કૌશિક (ગોત્રોત્પન્ન) બ્રહ્મસતતિ(બ્રાહ્મણ) જ્યાં પુણ્યતીર્થ સરસ્વતી વહે છે, દેવતાઓ જ્યા નિત્ય આવે છે, તેના નાસિક્ય(નાશીક)ની તીર્થભૂમિમા મૂળદેવથી નિવેશિત થયેલ અચલપુરમા રહેતી હતી[૫] તેમા (તે વશમા) નારાયણ-સ્વરૂપ નારાયણ સ્વામીને દામોદર નામનો પુત્ર થયો, જે મેધાવી, વિદ્વાન્ અને ભારવિ નામથી પ્રખ્યાત થયો[૬]"

આ હકીકત ઉપરથી સ્પષ્ટ સૂચન થાય છે કે ભારવિના પૂર્વજો આનદપુરના, હાલના વડનગર તરીકે વિખ્યાત શહેરના રહેવાસી હતા ઈ સ ના ચોથા પાચમાથી લગભગ આઠમા સૈકા સુધી આનદપુર ગુજરાતમા એક મહાનગર હતું ત્યા વિદ્યા અને કલાનો ખૂબ વિકાસ થયો હતો વલભિના મૈત્રક રાજાઓએ આનદપુરના વિદ્વાનોને કેટલાયે દાનો (ગામ, જમીન, કુવા વ ) બલિવૈશ્વદેવ અને અગ્નિહોત્રના નિભાવ માટે આપ્યા હતા એટલે તે કાળમા આનદપુર ગુજરાતનુ જ નહીં, પણ પશ્ચિમભારતનુ વિદ્યાધામ હતું વળી ભારવિના પિતાનુ નામ નારાયણ સ્વામી અને ખુદ ભારવિનું દામોદર નામ હોવાનો આમા નિર્દેશ છે આથી તેનુ સાચુ નામ દામોદર હતું અને ભારવિ એ ઉપનામ હોવાનુ સિદ્ધ થાય છે.

## રાજસન્માનિત ભારવિ

ભારવિ મહાકવિ હતો, એટલુ જ નહીં પણ અનેક રાજસન્માનિત રાજકવિ પણ હતો - તે જૂદા જૂદા રાજાઓની સભામા ગયો હતો, અને ત્યા રહ્યો પણ હતો તેને અનેક નૃપતિઓ તરફથી સારો સત્કાર મળ્યો હતો વિદ્વત્તા પ્રાપ્ત કર્યા પછી, જીવનની શરૂઆતમા, તે વિષ્ણુવર્ધન રાજકુમારનો કૃપાપાત્ર બન્યો હોવાનું લાગે છે આ વિષ્ણુવર્ધન કુબ્જ-વિષ્ણુવર્ધન તરીકે ઇતિહાસમા પ્રસિદ્ધ છે તે પોતાના મોટાભાઈ પુલકેશી બીજાના પ્રતિનિધિ તરીકે ઈ સ ૬૧૬-૧૭ મા મહારાષ્ટ્રમા રહેતો હોવાનું, તેને આપેલ દાનપત્રથી માલમ પડે છે વળી તૈલગણના વેંગીમા નવીન રાજ્ય સ્થાપન કરી, તે રાજ્ય કરતો હોવાના કારણે પૂર્વચાલુક્ય તરીકે વધુ પ્રસિદ્ધ છે પરંતુ તેના માટે એવી દતકથા છે કે, ભારવિને આમિષ આહાર સબધે આ રાજા સાથે મતભેદ ઉભો થતા વૈમનસ્ય થવાના કારણે તેણે તેનો ત્યાગ કરી, પશ્ચિમ ગગાવશીય દુર્વિનીત રાજાનો આશ્રય શોધ્યો દુર્વિનીત રાજા સાહિત્યસેવી હોવાથી વિદ્વાનોને ખૂબ સત્કારતો, એટલુજ નહી પણ સ્વય વિદ્વાન્ હોવાથી

---

૫ આ અચલપુર તે હાલનુ ઇલીચપુર હશે એમ વિદ્વાનો માને છે

૬ अस्त्यानन्दपुर नाम प्रदेशे पश्चिमोत्तरे ।
आर्यदेशशिरोरत्न यत्रासन् बहवो नृपा ॥ १ ॥
ततोनिःसृत्य कश्चित् कौशिकब्रह्मसतति ।
सुरलोका दिशायान्ति पुण्यतीर्थसरस्वती ॥ २ ॥
नासिक्यभूमावोत्सुक्य मूलदेवनिवेशिनाम् ।
प्राप्याचलपुरं . [illegible] नगयगी ॥ ३ ॥
तस्य नारायणस्वामी नाम्ना नारायणोदरात् ।
दामोदर इति श्रीमान् आदि . [illegible] भवेत् ॥ ४ ॥
स मेधावी कविर्विद्वान् भारवि. प्रभवो गराम् ।

अवन्तिसुन्दरी कथासार.

વિદ્યાની કદરદાની તેનામાં ઉત્તમ પ્રકારની હતી. ભારવિના કિરાતાર્જુનીય કાવ્યના પંદરમા સર્ગ ઉપર તેણે ભાવવાહિ ટીકા લખી છે. આ સિવાય એક વ્યાકરણ ગ્રંથ પણ તેણે તૈયાર કર્યો હતો. સંસ્કૃત ઉપરાંત પૈશાચી ભાષાનો પણ તે જાણકાર હોવાનું માલૂમ પડે છે. ગુણાઢ્યરચિત પ્રસિદ્ધ બૃહત્કથાનો સંસ્કૃત અનુવાદ આ વિદ્યાવિલાસી નૃપતિએ કર્યો હતો.

તેની જીવનચર્યાની નોંધમાં, આ બંને નૃપતિઓ સિવાય તે કાંચીના પલ્લવનરેશ સિંહવિષ્ણુની સભામાં પણ રહ્યો હોવાનું જણાય છે.[૭] દુર્વિનીત રાજાની માફક આ રાજા પણ સંસ્કૃતસાહિત્યનો શોખીન હતો. તેના પુત્ર મહેન્દ્રવર્માએ મત્તવિલાસ નામક પ્રહસનની રચના કરી છે. અનુમાનથી લાગે છે કે કદાચ તેણે ભારવિ પાસેથી સંસ્કૃતશિક્ષણ લીધું હોય, જો કે તે માટે સાબીતી આપે તેવું કોઈ પણ પ્રામાણિક સાધન પ્રાપ્ત થતું નથી. આમ તે અનેક રાજસભામાં ગયો હતો, અનેક નૃપતિઓથી સન્માનિત બન્યો હતો, તેની પ્રતિભા અને વિદ્વત્તા તે કાળમાં કાલિદાસના જેવી ગણાતી હતી, એમ દાનપત્રો અને શિલાલેખોથી પુરવાર થાય છે.

**વિશિષ્ટતા**

સંસ્કૃતસાહિત્યના અનેક કવિઓ થઈ ગયા છે. છતાં ભારવિમાં એવું શું વિશિષ્ટત્વ હતું જેથી લોકસમાજમાં તે મહાકવિ તરીકેનું બીરૂદ પામ્યો? કેટલાક કવિઓમાં નૈસર્ગિક શક્તિ ખાસ તરી આવે છે. તેનું એક સાધારણ મુક્તક પણ બીજા કવિઓનાં કાવ્યો કરતાં હૃદયના તારોને હલાવી નાખે છે. અર્થગૌરવ, તેનું ગાંભીર્ય અને થોડામાં ખૂબ કહેવાની કળા ભારવિની ખાસ વિશિષ્ટતા હતી. શબ્દવૈચિત્ર્યનાં અદ્ભુત ઉદાહરણો કિરાતાર્જુનીય કાવ્યમાંથી મળી આવે છે. એકના એક શબ્દો તથા ચરણોને ઉલટસુલટ મૂકી તેમાંથી જૂદા જૂદા અર્થો કાઢવાની અજબ યુક્તિ આ મહાકવિએ હસ્તગત કરી હોવાનું સ્પષ્ટ દેખાય છે. કોઈ કોઈ ઠેકાણે એક જ અક્ષર આખા શ્લોકમાં વાપરી, વિદ્વાનોને પણ ચકિત કરી નાખે તેવી સંયોજના સાધી છે.[૮] તેણે પોતાની કારકિર્દીમાં બીજા કવિઓના મુકાબલે

---

૭ अनुरुध्याकरौन्मैत्री नरेन्द्रे विष्णुवर्धने ।

× × × ×

स दुर्विनीतनामाऽसीत् अन्वर्थाभिधानवान् ।

तस्यांतिके वसत्येष;..................

× × × ×

अनेकश्रीमुखाकृष्यकरोदमुमात्मसात् ।

× × × ×

अस्तिप्रसादविस्तार ग्रस्तव्योमान्तरापुरी ।

काञ्चीपुराख्या कल्याणी ककुभां कुम्भजन्मनः ॥

अवन्तिसुंदरी कथासार.

૮ ननोननुन्नो नुन्नोनो नाना नाना नाना ननु ।

नुन्नोऽनुन्नो ननुन्नेनो नानेनानुन्ननुन्ननुत् ॥ १४ ॥

किरातार्जुनीय स. १५ ॥

થોડું લખ્યુ છે, છતા જે સાહિત્ય સર્જ્યું છે તે અદ્વિતીય છે તેમા શક નથી રાજનીતિ-શાસ્ત્રનો તે ઊંડો અભ્યાસી હોવાનું કિરાતાર્જુનીયથી માલમ પડે છે

## ભારવિનો કવિ દંડી સાથે સબધ

ભારવિનો વશવિસ્તાર તપાસતા કવિ દડી તેનો વશજ હોવાનું સમજાય છે અવન્તિ-સુંદરી કથાસારમા તેના વશવિસ્તારની પરિમિત નોધ લેતા જણાવ્યુ છે કે ભારવિને ત્રણ પુત્રો હતા તેમા વચલા મનોરથને ચાર વેદના જેવા ચાર પુત્રો થયા તેમા સૌથી નાનો જે વીરદત્ત મહાદાર્શનિક હતો તેને ગૌરીથી દડી નામનો પુત્ર થયો[૧] ત્યારબાદ દડીનો પરિચય આપેલો છે, પરતુ ફક્ત ભારવિના જીવનદર્શન પૂરતી જ અહીં ચર્ચા કરવામા આવેલી હોઈ તેને અહીં રજુ કરવાનું અસ્થાને ગણાય, અને તે ન્યાયે તે બધી હકીકતને સ્થાન આપી શકાય પણ નહીં બીજુ દડીની જીવનચર્યા નિરૂપવા માટે સ્વતત્ર નિબધની આવશ્યકતા છે, જેથી અહીં તો કવિશ્રેષ્ઠ ભારવિનો જ પરિચય આપી અટકીશુ

આટલી લાંબી ચર્ચા ઉપરથી એટલુ તો સ્પષ્ટ તરી આવે છે કે, કવિ ભારવિ એક પ્રતિભાસંપન્ન મહાકવિ હતો તેના પૂર્વજો ઉત્તર ગુજરાતના આનદપુર (વડનગર) શહેરના વતની હતા, પરતુ પાછળથી કોઈ કારણસર તેઓએ પોતાનું વતન દક્ષિણમા બદલ્યુ હતું સામાન્ય રીતે તેના પૂર્વજો ગુજરાતના વતની હોવાથી ભારવિને ગુજરાતી માનવામા આવે, તો અયોગ્ય નહીં ગણાય

---

## સાધનસદર્ભ


"દડીકી અવન્તિસુદરી કથા" શ્રીયુત બલદેવ ઉપાધ્યાયનો લેખ
નાગરી પ્રચારિણી પત્રિકા ભા ૫
પ્રાચીન લેખમાળા ભા ૧, સપાદક પડિત દુર્ગાપ્રસાદ
કિરાતાર્જુનીય મહાકાવ્ય „ „ „
મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ, રા બ મહામહોપાધ્યાય ગૌરીશકર ઓઝા


---

१ मनोरथाह्वयस्तेषां मध्यमो वंशवर्धन. ।
ततस्तनूजाश्चत्वार सुप्तुर्वेदा इवाभवन् ॥
श्री वीरदत्त इत्येषां मध्यमो यशवधन ।
यवीयानस्य च श्लाघ्या गौरीनामाभवत्प्रिया ॥
ता यथाचिन् गा गौरी द्विजाधिपशिखामणे ।
पुमांर् दण्डिनामान व्यक्तशक्तिमजीजनत् ॥
स बाल एव मात्रा च पित्रा चापि व्ययुज्यते ।
अवन्तिसुदरी कथासार

# ખાને અઅઝમ મિરઝા મુહમ્મદ અઝીઝ કોકા

[ મૂગલયુગનો સાત હજારી, મનસબદાર ]

[ રા. રા. ઇમામુદ્દીન સદરૂદ્દીન દરગાહવાલા, નવસારી ]

**ખાને** અઅઝમ મિરઝા મુહમ્મદ અઝીઝ કોકા એટલે ગૂજરાતની અસ્ત પામતી સલ્તનતના છેલ્લા દીપક સુલતાન મુઝફ્ફર શાહ(ત્રીજા)ને હરાવી, કાઠિયાવાડ ખાતેથી પકડનાર, સુલતાન મેહમૂદ બેગડા પછી સુમારે સવાસો વર્ષના ગાળા બાદ જૂનાગઢના દુર્ગમ દુર્ગ ઉપર વિજયનો વાવટો ફરકાવનાર સૈન્યાધ્યક્ષ, અને ચાર ચાર વાર ગૂજરાતની સુબાગીરી ભોગવનાર, મૂગલયુગની બહુ જ જાણીતી ઐતિહાસિક વ્યક્તિ; અને જે શહિન્શાહ અકબરનો દૂધ-ભાઇ, લંગોટીયો મિત્ર અને ખાને અઅઝમ શમ્સુદ્દીન મુહમ્મદખાં અતકાનો નાનો પુત્ર હતો.

## એની ગુજરાતમાં સુબાગીરી

એ ગૂજરાતની સુબાગીરી જેવા જવાબદાર પદ ઉપર અકબરના સમયમાં ત્રણ વાર, અને જહાંગીરના યુગમાં એક વાર નીમાયો હતો. પહેલી વાર હિ. સ. ૭૮૧(ઈ. સ. ૧૫૭૩)થી હિ. સ. ૯૮૩ (ઇ. સ. ૧૫૭૫), બીજી વાર હિ. સ. ૯૯૭(ઇ. સ. ૧૫૮૮)થી હિ. સ. ૧૦૦૧ (ઈ. સ. ૧૫૯૨), ત્રીજી વાર હિ. સ. ૧૦૦૯(ઇ. સ. ૧૬૦૦ થી હિ. સ. ૧૦૧૪ (ઇ. સ. ૧૬૦૫), અને ચોથી વાર જહાંગીરના વખતમાં હિ. સ. ૧૦૧૮(ઇ. સ. ૧૬૦૯)થી હિ. સ. ૧૦૨૦ (ઈ. સ. ૧૬૧૧). એ જ સમય દરમિયાનમાં બાકીના વખતમાં પણ એણે એવા જ ઉચ્ચ ઓદ્ધાઓ ભોગવ્યા હતા.

## ગુજરાતમાં ટંટા-બખેડા

ખાને અઅઝમ મિરઝા મુહમ્મદ અઝીઝ કોકાનું નામ ગૂજરાતના ઇતિહાસમાં સૌથી પ્રથમ શહિન્શાહ અકબરની ગૂજરાતની પહેલી ચઢાઇવખતે વાંચવાને મળે છે, જ્યારે ગૂજરાતની સ્વતંત્ર સલ્તનત ઉપર સુલતાન મુઝફ્ફરશાહ (ત્રીજો) 'પુતળાં—સુલતાન' તરીકે સત્તારૂઢ હતો, ઈત્તિમાદખાં ગૂજરાતી અકબરને ગૂજરાત ઉપર ચઢાઈ લઇ આવવાનું નિમંત્રણ આપી ચૂક્યો હતો, ગૂજરાતમાં એક નાકેથી લઇ બીજા નાકા લગી આંતરકલેશની આગ ધગધગી ચૂકી હતી, અને દિલ્હીથી નાસી ગૂજરાતમાં આવી ભરાયેલા મિરઝા સરદારોના બખેડાઓ દૃષ્ટિગોચર થતા હતા.

ઇત્તિમાદખાં ગૂજરાતી જેવા વગદાર અમીરનું આમંત્રણ અને અફ્ગાનો-મિરઝાઓ વચ્ચેનાં નિરંકુશ તૂફાનો, એ બે કારણોને લીધે ગૂજરાત ઉપર કબ્જો કરી લેવાનું સરળ માની, અકબર ગૂજરાત ઉપર ચઢાઇ લઈ આવવાને પ્રેરાયો હતો, એમ ઇતિહાસોથી ફલિત થાય છે.[1]

---

૧ મિરાતે મુહમ્મદી પૃષ્ઠ ૧૩૩; મિરાતે સિકંદરી અંગ્રેજી અનુવાદ પૃ. ૩૦૪

### અકબર સૈન્ય મોકલે છે

આ પરિસ્થિતિનો અંત આણવા, ગૂજરાતમા પ્રસરેલી અરાજકતા શમાવવાના, અને ગૂજરાત ઉપર મુગલધ્વજ ફરકાવવાના આશયે સૌથી પ્રથમ શહિન્શાહ અકબરે ૨૦ મી સફર હિ સ ૯૮૦(ઇ સ ૧૫૭૨)ના દિને ગૂજરાત ઉપર પોતાનુ સૈન્ય મોકલ્યુ, જેમા શહિન્શાહ અકબરના પ્રથમ શ્રેણીના અમીરો પૈકી ખાનેકલા, સૈયદ મેહમૂદ બારેહા, કલીજખાન, સાદિકખાન, શાહ ફખરૂદ્દીન, વગેરે શામિલ હતા [૨] એ વખતે અકબર અજમેર હતો, અને તેણે અજમેર આગળથી ખાનેકલાના નેતૃત્વપદ હેઠળ આ સેના મોકલી હતી [૩] માર્ગમા સીરોહીના રાજાએ અકબરના સેનાપતિ ખાનેકલાને ભોજનના નિમત્રણના બહાને બોલાવી ઘાયલ કર્યો, પરન્તુ આ ઘામાથી તે ઘણો જલદી સાજો થઈ ગયો આ નિષ્કારણ અંડોડાઇથી સિરોહી ઉપર સકટો આવ્યા, અને આ કાર્યમા જે જે સમ્મિલિત હતા, તે બધાનો શિરચ્છેદ કરવામા આવ્યો તે પછી આ સૈન્ય સિરોહીથી નીકળી, નહરવાલા (પાટણ) આવી પહોચ્યુ [૪]

### અકબરની રવાનગી

અજમેર આગળથી સેના રવાના કર્યા પછી ખુદ અકબર પણ ગૂજરાત આવવા રવાના થયો પાટણમા અકબરી ડેરા-તબુ તણાતા, ગૂજરાતનો નામીચો અમીર શેરખાન ફૂલાદી મુશ્કિલિથી પોતાનો જીવ બચાવી, સલામત નાસી ગયો એક અઠવાડિયા પછી અકબરે પાટણના હાકિમ તરીકે સૈયદ એહમદખાનની નીમણુક કરી અને શાહી લશ્કરને અમદાવાદ રવાના થવાની આજ્ઞા આપી [૫]

### સુલતાન મુઝફ્ફર અકબરની સેવામા

અકબર પાટણથી બે પડાવ પણ ગયો ન હતો કે ગૂજરાતનો એક વિશ્વાસુ અમીર મીર અબૂ તુરાબ વલી, સુલતાન મુઝફ્ફરશાહ(ત્રીજા)ની જોડે હાજિર થયો, અને અકબરની કદમબોસી કરી, કૃતાર્થ બન્યો બીજે દિવસે ઇત્તિમાદખાન ગૂજરાતી, સૈયદ ચાદખાન, ઇખ્તિયારૂલ મુલ્ક, ઉલુઘખાન હબશી, ઝુજહારખાન હબશી, વગેરે પણ અકબરની સેવામાં ઉપસ્થિત થયા અકબરે હબશીઓના ચહેરા ઉપર કપટના ભાવો પ્રકટ થતા જોવાથી તેમને કેદ કરી દેવાનો હુકમ કર્યો [૬] આ બનાવ કડી પ્રાંતની હદમા બન્યો આથી ગૂજરાતના તમામ અમીરો ઉપર અકબર રોષે ભરાયો છે એમ અકબરી સૈન્યના સૈનિકોએ માની, ઉપર્યુક્ત ગૂજરાતી અમીરોના તબુઓ ઉપર છાપા મારી, લૂટ ચલાવી અકબરને જ્યારે આ બીનાની જાણ થઇ ત્યારે તે લૂટફાટ ચલાવનારા પોતાના સૈનિકો ઉપર ભારે ક્રોધે ભરાયો, તેમને કડક શિક્ષા કરી, અને ઇત્તિમાદખાન ગૂજરાતીને આશ્વાસન આપ્યુ [૭]

---

૨ મિરાતે સુહમ્મદી પૃષ્ઠ ૧૩૩
૩ ફરિશ્તા, જીલ્દ પૃષ્ઠ ૩૫૨ (ઉર્દૂ અનુવાદ)
૪ મિરાતે સુહમ્મદી પૃષ્ઠ ૧૩૪
૫ ફરિશ્તા, જીલ્દ ૨ પૃષ્ઠ ૩૫૨
૬ એજન
૭ મિરાતે સિકન્દરી, અ અનુવાદ પૃ ૩૦૯

### અમદાવાદમાં વિજયપ્રવેશ

એ પછી ૧૪ મી રજ્જબ હિ. સ. ૯૮૦ (ઇ. સ. ૧૫૭૨ )ના રોજ કોઈ જોડે ય યુદ્ધ ખેલ્યા વિના અકબર, અમદાવાદ જેવા અજોડ નગરમાં વિજયનો વાવટો ફરકાવતો પ્રવેશ્યો. નગરજનોએ અકબરની તાબેદારીનો સ્વીકાર કર્યો, અને અમદાવાદના કર્મચારીઓએ તેની સેવામાં ઉપસ્થિત થઇ, પોતાના હર્ષની લાગણી વ્યક્ત કરી. ગૂજરાત ઉપર અકબરનો અધિકાર સ્થપાયો, મસ્જિદોમાં એના નામનો ખુતબો ચાલુ થયો, અને સિક્કા પણ ઢળાયા.[૮]

### પાટણનો ઘેરો

આ તરફ શેરખાન ફૂલાદી, અને તેની ટોળીના માણસોએ આઠ હઝાર સવારો સહિત સૈયદ એહમદખાન બારહાના અધિકારમાં મૂકાયેલા પાટણની ફરતે ઘેરો ઘાલ્યો. અમદાવાદથી ખાને અઅઝમ મિરઝા મુહમ્મદ અઝીઝ કોકા, સૈયદની મદદે ધાયો, પાટણથી પાંચ કોસના અંતરે પહોંચ્યો. દુશ્મન પણ આગળ વધ્યા. ધમસાણની લડાઇ થઇ. ખાને અઅઝમનું સૈન્ય અસ્તવ્યસ્ત થઇ ગયું, છતાં તે સમરાંગણમાં સાબીત કદમ રહ્યો, અને શત્રુને શિકસ્ત આપી, અમદાવાદ પાછો ફર્યો.[૯]

### અકબરે મિરઝાઓની પકડેલી પૂંઠ

બીજી બાજુ એ જ કાળમાં ઇબ્રાહીમ મિરઝા ભરૂચના વિસ્તારમાં, અને મુહમ્મદ હુસયન મીરઝા સૂરતની અતરાફમાં પડાવ નાંખી પડેલા હતા. અકબરે એ બંનેની પૂંઠ પકડવાનો, અને એમના બખેડાઓનો અંત લાવવાનો નિશ્ચય કર્યો. એટલે અકબરે ખાને અઅઝમ મિરઝા મુહમ્મદ અઝીઝ કોકાને અમદાવાદ નગરનું સૂત્રસંચાલન સપુર્દ કર્યું.[૧૦] અને તે પછી ઉપર્યુક્ત આશયની સિદ્ધિ અર્થે અકબર, ૨ જી શઅબાન હિ. સ. ૯૮૦ ( ડિસેમ્બર ઈ સ. ૧૫૭૨ )ના દિને ખભાત તરફ રવાના થયો. પછી તે ખંભાતનો વહિવટ હુસયનખાનને સોંપી વડોદરા ગયો.[૧૧]

### ઇબ્રાહીમ મિરઝા નાઠો

અકબરે વડોદરાથી એક લશ્કર ચાંપાનેર રવાના કર્યું. દરમિયાનમાં ખબર આવી કે ઈબરાહીમ હુસયન મિરઝા ભરૂચ ખાતે લડવાની તૈયારીઓ કરી રહ્યો છે. આ સમાચાર જાણતાં અકબર પડે થોડા સૈન્ય સહિત ભરૂચ રવાના થઇ ગયો. મહી નદીના કાંઠા પર આવેલા સરતાલ ( સરનાલ ) નામના ગામ સમીપ મિરઝાનો ભેટો થયો. પ્રથમ પ્રથમ તો મિરઝાને પોતાના વિજયની ઝાંખી થવા પામી, પરન્તુ અંતે તેણે સજ્જડ હાર ખાધી અને મુલતાનના માર્ગે દિલ્હી જવા નાઠો, પણ દિલ્હી પહોંચે તે અગાઉ મુલતાનમાં જ મરણ પામ્યો.[૧૨]

---

૮ ફરિશ્તા, જીલ્દ ૨ પૃષ્ઠ ૩૫૨: મિરાતે મુહમ્મદી પૃષ્ઠ ૧૩૫
૯ ફરિશ્તા, જીલ્દ ૨ પૃષ્ઠ ૩૫૫
૧૦ મિરાતે એહમદી, ગૂજ. અનુ૦ પૃષ્ઠ ૧૦૫
૧૧ હિસ્ટરી ઓફ ગૂજરાત, પૃષ્ઠ ૧૩૬, ખંભાતનો ઇતિહાસ પૃષ્ઠ ૪૮
૧૨ મિરાતે મુહમ્મદી, પૃષ્ઠ ૧૩૫-૧૩૬

### અકબર સૂરતમાં

ત્યાંથી અકબર સૂરત આવ્યો અકબરી સૈન્યે સૂરતના કિલ્લાને ફરતે ઘેરો નાખ્યો અને એક માસ ને સત્તર દિવસ પછી કિલ્લાવાળાઓએ લાચાર બની, અકબરની તાબેદારી સ્વીકારી લીધી, અને ૨૩ મી રજજબ હિ સ ૯૮૦(ઈ સ ૧૫૭૨)ના રોજ સૂરતના કિલ્લા ઉપર મૂગલધ્વજ ફરકયો બીજે દિવસે અકબરે સૂરતની મુલાકાત લીધી, કિલ્લાનું નિરીક્ષણ કર્યું, ત્યા પડેલી વિખ્યાત સુલયમાની તોપો જોઇ, અને તેને આગ્રા મોકલી આપવાની આજ્ઞા સાદર ફરમાવી[૧૩]

### ફરી અમદાવાદ આવ્યો

અકબરે કુલીજ મુહમ્મદખાનને સૂરતના પ્રબધક તરીકે નિયુક્ત કર્યો, અને ૪ થી ઝીલકદ હિ સ ૯૮૦(ઈ સ ૧૫૭૨)ના રોજ સૂરતથી કૂચ કરી, અમદાવાદ આવવા ઉપડયો અકબર અમદાવાદ આવી, જિતાયેલા દેશની વ્યવસ્થા કરવાના કાર્યમા ગૂથાયો અને તેણે જિતાયેલા દેશનુ વિભાગીકરણ કરી, દરેક પરગણાનો એક હાકિમ મુકરર કર્યો,[૧૪] અને ખાને અઅઝમ મિરઝા મુહમ્મદ અઝીઝ કોકાને ગુજરાતના પહેલા સુબા તરીકે નીમ્યો[૧૫]

### ગુજરાતની વહેચણી

અકબરે ખાને અઅઝમને ગૂજરાતની સુબાગીરી આપવા સાથે તેને અમદાવાદ, પેટલાદ અને બીજા જીલ્લાઓ, ખાનેકલા નવાબ મીર મુહમ્મદખાનને પાટણ જીલ્લો, નવાબ કુતુબુદ્દીન મુહમ્મદને ભરૂચ જીલ્લો, નવાબ અવરગખાનને વડોદરો જીલ્લો, સૈયદ હામિદ બુખારીને ધોળકા, ખાનપુરનો ટપ્પો તથા સમી પરગણુ, અને કુલીજ મુહમ્મદખાનને સૂરત તથા તેની આજુબાજુના તાબાના ગામો આપ્યા ત્યાર પછી બકરી ઇદને દિવસે અકબર, પાટનગર આગ્રા ખાતે જવાને વિદાય થયો ખાને અઅઝમ વગેરે કેટલાક અમીરો તેને છેક સિદ્ધપુર સુધી વિદાય કરવાને ગયા, અને પોતપોતાને મથકે પાછા ફર્યા[૧૬]

### શાન્તિનો પુન ભંગ

અકબરના પરત ગયા પછી ગૂજરાતમા થોડાક અરસા લગી શાન્તિ રહી, અને દરેક અમીરે પોતાની જાગીરમા વખત પસાર કર્યો પરતુ એટલામા ઇડરથી દસેક ગાઉ છેટે આવેલા અહ્મદનગર ખાતે ઇડરના ડુગરોમાથી ઇખ્તિયારુલ મુલ્ક, મુહમ્મદખાન બીન શેરખાન ફવલાદી, અને તેમનુ અફઘાન ટોળુ બખેડા કરતુ ધસી આવ્યાની અમદાવાદ ખાતે ખબર આવી[૧૭] આથી ખાને અઅઝમ પોતાનુ લશ્કર લઇ એ તરફ સીધાવ્યો બીજી તરફ એ જ અરસામા મુહમ્મદ હુસયન મિરઝા નંદરબારથી ઉતાવળી કૂચે ધસી આવ્યાના અને તેણે ભરૂચનો કિલ્લો સર કરવાની ઘટનાના સમાચાર પણ આવ્યા ખાને અઅઝમે સૈયદ હામિદ બુખારી, વગેરે જાણીતા અમીરોની જોડે સુનદા સવારોની એક સેના એ તરફ પણ મોકલી,

---

૧૩ એજન પૃષ્ઠ ૧૩૬-૧૩૭
૧૪ એજન પૃષ્ઠ ૧૩૭
૧૫ મિરાતે એહમદી ગૂજ અનુ૦ પૃષ્ઠ ૧૧૪
૧૬ મિરાતે સિકન્દરી, અ અનુ પૃષ્ઠ ૩૧૨ મિરાતે મુહમ્મદી પૃષ્ઠ ૧૩૭
૧૭ મિરાતે સિકન્દરી અ અનુ પૃષ્ઠ ૩૧૨

જેમાં ગૂજરાતના સુવિખ્યાત ફારસી ઇતિહાસ "મિરાતે સિકંદરી"નો કર્તા પણ મોજુદ હતો.[૧૮] ભરૂચ જિતી લીધા પછી મિરઝાએ ખંભાત ઉપર ચઢાઇ કરી, અને એ નગર પણ જિતી લીધું હતું. મિરઝાનો ભેટો શાહી લશ્કરથી થયો. તે શાહી લશ્કરનો તાપ જીરવી ન શકવાથી, ઇડર તરફથી આવી પહોંચેલા અમીર ઇખ્તિયારુલ મુલ્કની જોડે મળી ગયો અને અમદાવાદ બાજુ ચાલી ગયો. એ વેળા માળવાનો સુવિખ્યાત અમીર બાઝ બહાદુર પણ શાહી સૈન્ય જોડે હતો.[૧૯]

**અમદાવાદને ઘેરો**

આ બન્નેએ પોતાનાં સૈન્યોનું એકીકરણ કરી, અમદાવાદ લેવાના ઉદ્દેશે તેને ઘેરો ઘાલ્યો. જોકે ખાને અઅઝમ પાસે પૂરતું લશ્કર હતું; પરંતુ તેણે પોતાના સૈન્યમાં રાજભક્તિ અને ઐક્યનો અભાવ જોયો. આથી તેણે લડાઈ માટે ઊતાવળ ન કરતાં, આ હકીકતની અકબરને જાણ કરી, અને ગૂજરાત આવવા વિનતિપત્ર પાઠવ્યો. બીજી તરફ તેણે સત્તાનતા-પૂર્વક નગરના બચાવ માટે સાધનો મજબુત કરવા પ્રતિ લક્ષ આપ્યું. શત્રુએ ઘેરો નાંખ્યા પછી નગર ઉપર તોપમારો ચાલુ કરી દીધો (હિ. સ. ૯૮૧ ઇ. સ. ૧૫૭૩). ખાને અઅઝમે પોતાના સહાયતાના વિનતિપત્રમાં—જે તેણે હિ. સ. ૯૮૧ના રબિઉલઅવ્વલ માસમાં લખ્યો હતો—શહિનશાહ અકબરને આ ભાવાર્થવાળી પંક્તિઓ આમેજ કરી હતી:—

"વિદ્રોહે માથું ઊંચક્યું છે. પરિસ્થિતિ પ્રતિકૂળ છે. (તેથી) પ્રાર્થના છે કે શહિનશાહ સ્વયં પધારે. માર્ગ વચ્ચેની (વિદ્રોહરૂપી) આ ધૂળ શહિનશાહ વિના બીજું કોઈ ખસેડી શકતું નથી."[૨૦]

**શહિનશાહની ગૂજરાત તરફ રવાનગી**

અકબરને આ વિનતિપત્ર મળ્યો અને ગૂજરાતમાં જાગેલા આ બખેડાની જાણ ખાને અઅઝમની માતા **જીજી અનગાને** પણ થવા પામી. તે ઘણી ચિંતાગ્રસ્ત બની, અને તેણે અકબરને તરત ગૂજરાત તરફ કૂચ કરવા આગ્રહ કર્યો. જીજી અનગાના ગભરાટના કારણે અકબર તત્કાળ પોતાના થોડા સૈન્ય સહિત ફત્હપુરસિક્રીથી ગૂજરાત તરફ રવાના થઈ ગયો.[૨૧]

અકબરે પોતાની આગળ થોડાક અમલદારોને રવાના કર્યા, અને પોતે ૨૪મી રબિઉલ-અવ્વલ હિ. સ. ૯૮૧ (૪થી જુલાઈ ઇ. સ. ૧૫૭૩)ના દિને થોડા સૈન્ય સહિત અતિઝડપી કૂચ આરંભી, ઝાલોર આવી પહોંચ્યો; જ્યાં આગળ આગમચથી રવાના થયેલા શાહી અમલદારો પણ મળ્યા. અકબરે તેમની જોડે કૂચ જારી રાખી અને પાટણ નજદિક આવેલા બાલસાના (બાલીસાણા)ખાતે આવી લાગ્યો. અહીં મીર મુહમ્મદ ખાન પણ પાટણથી પોતાની સેના લઈ અકબરની સેવામાં ઉપસ્થિત થઈ ગયો. અકબરે પોતાની સેનાના ત્રણ હજાર સવારોને અનેક વિભાગોમાં વહેંચી દીધા, અને પોતે એકસો સવારોની જોડે શત્રુની ઘાતમાં પાછળ રહ્યો, તે અમદાવાદ તરફ વધ્યો. માર્ગમાં જોટાણા આગળ શેરખાન ફુલાદીના કેટલાક માણસોએ શાહી સૈન્યની કૂચ અવરોધવાનો યત્ન કર્યો, પણ તેમને મારી હઠાવવામાં આવ્યા.[૨૨]

૧૮ મિરાતે સિકંદરી, અ. અનુ. પૃષ્ઠ ૩૧૨

૧૯ ખંભાતનો ઇતિહાસ, પૃષ્ઠ ૪૮

૨૦ મઆસિરુલ ઉમરા, ભાગ ૨, પૃષ્ઠ ૧૫ (હિન્દી અનુવાદ).

૨૧ જહાંગીરનામા, પહેલો ભાગ, પૃષ્ઠ ૪૬ (હિન્દી અનુવાદ).

૨૨ હિસ્ટરી ઑફ ગૂજરાત, પૃષ્ઠ ૧૩૯; મિરાતે એહમદી ગૂ. અનુ. પૃષ્ઠ ૧૧૯

અકબરે અમદાવાદથી ત્રણ કોસ સમીપ પહોંચી ડંકો વગડાવ્યો, રણભેરી ફુંકાવી,[૨૩] અને એક કાસદ દ્વારા પોતાના આવી પહોંચવાના સમાચાર ખાને અઅઝમને મોકલ્યા ડંકા અને રણભેરીનો અવાજ સાંભળી, મુહમ્મદ હુસયન મિરઝા ચોંકી ગયો, અને ભાળ મેળવવા સાબરમતીના કિનારે આવ્યો ત્યાં આગળ સુબ્હાન કુલી તુર્ક તેના જોવામાં આવ્યો, જે શાહી સૈન્યનો માણસ હતો મિરઝાએ તેને પૂછ્યું કે–"આ કોની સેના છે?" તેણે કહ્યું "આ શાહી લશ્કર છે, અને અકબર બાદશાહ પધાર્યા છે" મિરઝા આશ્ચર્યચકિત થઈ ગયો તેના માનવામાં આ વાત આવી નહીં, પણ જ્યારે તેને આ વાતની ખાતરી થવા પામી ત્યારે તે પાછો જઈ, પોતાના લશ્કરને વ્યવસ્થિત કરવા લાગ્યો અકબરે આગ્રાથી અમદાવાદ સુધી ચારસો ગાઉનું લાંબુ અંતર જૂદી જૂદી સવારીઓ દ્વારા ફક્ત નવ જ દિવસમાં કાપ્યું હતું ખાને અઅઝમ મિરઝા મુહમ્મદ અઝીઝ કોકાને તો સાન–ભાન જ ન હતું, કે શહિન્શાહ અકબર આટલી ત્વરાથી અમદાવાદ પધારશે એ કારણે જ્યારે કોઈ તેને અકબરની પધરામણીના સમાચાર કહેતો હતો, ત્યારે તે સાચા માનતો ન હતો આખિર તેનેય જ્યારે ખાતરી થવા પામી ત્યારે તે ગૂજરાતના શાહી સૈન્યને સજાવી, અમદાવાદના કિલ્લાની બહાર નીકળવાને તૈયાર થયો.[૨૪]

## શત્રુનો પરાજય

શાહી લશ્કર મોટું ન હોવા છતાં શહિન્શાહ અકબરની પ્રશંસનીય દોરવણી, અને કુશળતાભરી વ્યૂહરચનાના કારણે ધમસાણની લડાઈ લડયા છતાં શાહી સૈન્યને ફક્ત એક દિવસ જેટલા ટૂંકા વખતમાં સંપૂર્ણ ફત્તેહ મળવા પામી મુહમ્મદ હુસયન મિરઝા કેદ પકડાયો અને પાછળથી તેનું માથું કાપી લેવામાં આવ્યું ઇખ્તિયારૂલ મુલ્ક પણ પરાજય પામ્યો, અને તેની સેના વેર–વિખેર થઈ ગઈ ઇખ્તિયારૂલ મુલ્કના અશ્વે તેને થુવેરામાં ગબડાવી પાડયો સુહરાબ બેગ નામનો એક સૈનિક થુવેરા તરફ ધસી ગયો,[૨૫] અને તેનું મસ્તક કાપી લાવ્યો અકબરે નગરમાં વિજયપ્રવેશ કર્યો, અને અગિયાર દિવસ થોભ્યા બાદ પોતાના પાટનગર જવાને વિદાય થઈ ગયો.[૨૬]

અકબરે વિજય પ્રાપ્ત કર્યા પછી જ, ખાને અઅઝમ નવું જીવન મેળવી નગરથી બહાર નીકળી શક્યો હતો આના બીજે વર્ષ અકબર જ્યારે અજમેર આવ્યો, ત્યારે ખાને અઅઝમ એક બીજા વિજયના અભિનંદન આપવા માટે શહિન્શાહની સેવામાં ઘણી પ્રસન્નતા સહિત ઉપસ્થિત થયો અકબરે આગળ વધી ખાને અઅઝમનું ઉમળકાભેર સ્વાગત કર્યું, અને તેના ગળે મળ્યા.[૨૭]

## ષડ્યંત્રણીનો ભોગ બનેલો ખાને અઅઝમ

ખાને અઅઝમ, બે વર્ષ ને થોડાક માસ સુધી ગૂજરાતની સુબાગીરીના ઉચ્ચ પદ ઉપર રહી, પોતાની ફરજો દક્ષતાપૂર્વક બજાવતો રહ્યો એ દરમિયાન જ કેટલાક સ્વાર્થી લોકોએ

૨૩ મઆસિરૂલ ઉમરા, બીજો ભાગ, પૃષ્ઠ ૧૫–૧૬
૨૪ જહાંગીરનામા, ભાગ પહેલો, પૃષ્ઠ ૪૬–૪૭
૨૫ એજન, પૃ૦ ૪૯
૨૬ હિસ્ટરી આફ ગુજરાત, પૃ૦ ૧૩૯–૧૪૦
૨૭ મઆસિરૂલ ઉમરા, ભાગ બીજો, પૃ૦ ૧૭

અકબરને (હિ. સ. ૯૮૩ ઇ. સ. ૧૫૭૫) જણાવ્યું કે ખાને અઅઝમની નિષ્ઠા ખરાબ છે. અકબરે એક ફરમાન દ્વારા તેને તલબ કર્યો. ખાને અઅઝમનું હૃદય વિશુદ્ધ હતું. તે શાહી–ફરમાન મળતાં શહિન્શાહની ખિદમતમાં હાઝિર થયો. અકબરની આજ્ઞાથી તેને કેદમાં પૂરી દેવામાં આવ્યો. તેણે કેટલાક દિવસો પર્યંત કેદખાનાનાં સંકટો બરદાસ્ત કર્યા. એના સ્થાને શહાબુદ્દીન અહમદ નેશાપૂરીની નીમણુંક થઈ.[૨૮] પાછળથી તે નિર્દોષ જણાતાં કેદમાંથી અકબરે તેને મુક્ત કરી, તેના મનસબ ઉપર બહાલ કર્યો.

એ શહિન્શાહ અકબરના રાજત્વકાળના ચોવીસમા વર્ષે એટલે હિ. સ. ૯૮૭(ઇ. સ. ૧૫૭૯)ની સાલમાં બંગાળ અને બિહારનો સૂબો હતો, એમ ઇતિહાસોથી ફલિત થાય છે.[૨૯]

**સુલતાન મુઝફ્ફર શાહ નાઠો**

હિ. સ. ૯૮૮માં શહિન્શાહ (ત્રીજો) નાસી, ગૂજરાતમાં રાજપીપલા આવ્યો, અને ત્યાં કેટલાક દિવસ રહ્યો. પાછળથી ગૂજરાતના સૂબા શહાબુદ્દીન અહમદની બીકથી સોરઠના પ્રદેશમાં જઈ ભરાયો,[૩૦] અને ગૂજરાતમાં ફરી ટંટા–બખેડા મચાવવાની પેરવીઓ કરવા લાગ્યો. તેમાં તેને જોડીદારો અને સહાયકો મળી આવ્યાના કારણે ફાવ્યો પણ ખરો. પરંતુ મરણીયાનાં મોતમાંથી બચવાનાં એ છેલ્લાં ફાંફાં હતાં. અકબરનું ભાગ્ય ચઢતી ઉપર હતું. એ દરમિયાન ગૂજરાતના સુબાની ફેરફારી પણ થઈ. ઇત્તિમાદખાન જેવો વિશ્વાસુ અમીર અકબર તરફથી આ જગ્યાએ નીમાયો, છતાં મુઝફ્ફર શાહ અને તેના પક્ષકારોનું બળ તૂટયું નહીં, વધતું જ ગયું. એ અરસામાં ગૂજરાતના ત્રણત્રણ સુબા બદલાયા. અંતે શહિન્શાહ અકબરે ખાને અઅઝમ મિરઝા મુહમ્મદ અઝીઝ કોકાની ગૂજરાતના સુબા તરીકે હિ. સ. ૯૯૭ (ઇ. સ. ૧૫૮૮)માં ફરી બીજી વાર નીમણુંક કરી. મુઝફ્ફર શાહે અમદાવાદ ઉપર કબ્જો કરી લીધો હતો, અને ભરૂચને ય ઘેરો નાંખ્યો હતો. પરંતુ ખાને અઅઝમ ગૂજરાત આવતાં તેને ઉચાળા ભરવા પડયા, અને શાહી લશ્કરના હાથે પરાજય વેઠી, જૂનાગઢ ભાગી જવું પડયું.[૩૧]

**સોરઠ ઉપર આક્રમણ**

ગૂજરાતથી ભાગી આવેલા સુલતાન મુઝફ્ફર શાહ અને તેના પક્ષકારોની પ્રવૃત્તિઓના કારણે આખા સોરઠમા ઉલ્કાપાત મચી ગયો. અકબરના કર્મચારીઓ એને શાન્ત કરવા ભગીરથ યત્નો કરવા લાગ્યા. તેમાં કેટલેક અંશે તેઓ ફાવ્યા પણ ખરા. પરંતુ આખા સોરઠ ઉપર શાહી વર્ચસ્વ સ્થાપવા માટે સુલતાન મુઝફ્ફર શાહને પકડવાની જરૂર હતી. આથી ખાને અઅઝમે ગૂજરાતની સુબાગીરીનું સુકાન સંભાળતાં જ, મુઝફ્ફર શાહને ગિરફતાર કરવાનો અને સોરઠ ઉપર આક્રમણ લઈ જઈ, આખા પ્રદેશ ઉપર શાહી વર્ચસ્વ સ્થાપવાનો નિશ્ચય કર્યો.[૩૨]

ખાને અઅઝમ આ હેતુની સિદ્ધિ અર્થે જાતે સૈન્ય લઈ, સોરઠ તરફ કૂચ કરી ગયો. કેટલાંક યુદ્ધો પછી ખાને અઅઝમને, એના હેતુમા સફળતા મળી. ૫મી ઝિલ્હદ્દ હિ. સ. ૯૯૯(ઇ. સ.

૨૮ ફરિશ્તા જીલ્દ ૨, પૃષ્ઠ ૩૬૧

૨૯ મઆસિરૂલ ઉમરા, ભાગ બીજો પૃષ્ઠ ૨૭૮

૩૦ મિરાતે સિકંદરી, અં. અનુ. પૃષ્ઠ ૩૧૪–૩૧૫

૩૧ ફરિશ્તા, જીલ્દ ૨, પૃષ્ઠ ૩૬૬, ૩૬૭, ૩૬૮

૩૨ મિરાતે મુસ્તફાબાદ, પૃષ્ઠ ૧૧૭ સોરઠની ચઢાઇ, ઝપાઝપીઓ અને લડાઈનું વૃત્તાંત લખાણ વધવાના ભયે અહીં સંક્ષેપમાં રજૂ કર્યું છે.

૧૫૯૦)ના દિને ઓજે જૂનાગઢના સુપ્રસિદ્ધ દુર્ગ ઉપર વિજયધ્વજ ફરકાવ્યો આખો સોરઠ પ્રાંત આ પછી મુગલ-સામ્રાજ્યમા દાખલ થઈ ગયો [૩૩]

## ખાને અઅઝમ જૂનાગઢમા

ખાને અઅઝમ જૂનાગઢના દુર્ગ ઉપર વિજય મેળવ્યા પછી જૂનાગઢમા જ રહ્યો ઝાલા રાજપૂતો તો પ્રથમથી જ અકબરપક્ષી થઈ ગયા હતા હવે જાડેજાઓ પણ તેની તરફેણમા આવી ગયા આમ કાઠિયાવાડના બધા રાજપૂતોએ અકબરની તાબેદારી સ્વીકારી લીધી છતા મુઝફ્ફરશાહ હજી છૂટો હતો તેને રક્ષણ આપનાર મળી રહેતા હતા, એનુ એ પરિણામ હતુ ખાને અઅઝમે મુઝફ્ફરશાહને ગિરફતાર કરવાની ચિંતા કરવા માંડી મુઝફ્ફરશાહ જૂનાગઢથી ફરાર થઈ, દ્વારકા(જેને મુસ્તુફાનગર પણ કહે છે)મા જઈ ભરાયો હતો

મુઝફ્ફરશાહને પકડવા માટે ખાને અઅઝમે નવરંગખાન, નિઝામુદ્દીન અહમદ બખ્શી, મીરઝા મુહમ્મદ અનવર (ખાને અઅઝમનો પુત્ર) વગેરેને એક સૈન્ય આપી દ્વારકા રવાના કર્યા મુઝફ્ફરશાહ શાહી સૈન્યના આગમનથી ખબરદાર થઈ, બેટના ઝમીનદાર શિવા વાઘેરની પાસે પુરતીના (?) ખાતે નાસી ગયો શાહી લશ્કરે તે તરફ કદમ લગાવ્યા એટલે તો શિવાએ પોતાના માણસોની જોડે મુઝફ્ફર શાહને કચ્છ તરફ નસાડી મૂકયો, અને પોતે વીસ-ચાળીસ માણસોની જોડે શાહી લશ્કરના મુકાબલામા ઉતરી પડી, પોતાની પ્યારી જાન ગુમાવી દીધી એક સંકટગ્રસ્ત મુસલમાન સુલતાનને આશરો આપી, તેને સલામત બીજા સ્થળે નસાડી મૂકી, તેના ખાતર પોતાનો પ્રાણ આપી દેવાનુ શિવા વાઘેરનુ આ પગલુ તે વખતની હિન્દુ-મુસ્લીમ એકસંપીનું જ્વલંત ઉદાહરણ પૂરુ પાડે છે શિવા વાઘેરના કારણે શાહી લશ્કરને મુઝફ્ફર શાહને પકડવામા એક વાર ફરી નિષ્ફળતા મળી, અને નવરંગખાન વગેરે જૂનાગઢ પાછા ફર્યા [૩૪]

## મોરબીમા ખાને અઅઝમનો પડાવ

ત્યાર પછી ખાને અઅઝમે મોરબીમા પડાવ નાખ્યો જામ સતરસાલ તેની સેવામાં હાજિર થયો અને શાહી નોકરીની ઇચ્છા વ્યક્ત કરી એ જ અરસામાં સમાચાર સાંપડયા કે કચ્છના રાજા ભારાએ મુઝફ્ફર શાહને પોતાના પાટનગર ભુજમાં રાખ્યો છે એટલે ખાને અઅઝમે તે તરફ ધ્યાન આપ્યુ શાહી ચઢાઈ આવવાની ભારાને જાણ થતા, તે ભયભીત થયો અને ખાને અઅઝમની સેવામા પોતાના સંદેશવાહકો મોકલી અરજ કરી કે "મારા દેશને ઉજ્જડ ન કરો તો હું પોતે જ મુઝફ્ફરને ગિરફતાર કરી તમારે હવાલે કરી દઉ છુ" ખાને અઅઝમે આ વાત કબુલ રાખી અને પોતાના થોડા માણસો ભારા તરફ રોકયા, જેમને તે ભૂજથી વીસ કોશને છેટે આવેલા ડુંગરોમા, જ્યાં મુઝફ્ફર હતો ત્યા લઈ ગયો, અને તેને પકડાવી દઈ દુનિયાની સદા માટેની બદનામી ભારાએ પોતાના શિરે વહોરી લીધી. આને લગતા જે દોહરાઓ હજી પણ કેટલાક લોકમુખે રમે છે, અને "વૈભવવિલાસ"-(પૃષ્ઠ ૩૩૭)મા જળવાયેલા છે [૩૫]

---

૩૩ મિરાતે મુસ્તુફાબાદ, પૃ ૧૨૨
૩૪. મિરાતે મુસ્તુફાબાદ પૃ ૧૨૬-૧૨૭
૩૫. મિરાતે મુસ્તુફાબાદ પૃ ૧૨૭-૧૨૮

### મુઝફ્ફર શાહ આપઘાત કરે છે

ખાને અઅઝમના માણસો ગુજરાતની સ્વતંત્ર મુસલમાની સલ્તનતના છેલ્લા દીપક સુલતાન મુઝફ્ફર શાહ(ત્રીજો)ને ગિરફતાર કરી મોરબી લઈ આવવાને રવાના થયા. તેઓ ધ્રોળ પહોંચ્યા. મુઝફ્ફર શાહ શૌચ કરવાને બહાને એકાંતમાં ગયો, અને પોતાની પાસે સંતાડી રાખેલા એક અસ્તરા વતી ગળુ કાપી નાંખી, પોતાના દેહનો અંત આણ્યો. (હિ. સં. ૧૦૦૧ ઈ. સ. ૧૫૯૨). એનું માથું કાપી, ખાને અઅઝમની પાસે લાવવામાં આવ્યું. જે તેણે ઇતિહાસકાર નિઝામુદ્દીન અહમદ બખ્શીની જોડે શહિન્શાહ અકબરની સેવામાં—જે તે વખતે ઘણેભાગે લાહોરમાં હતો—મોકલી આપ્યું[૩૬] અને પોતે અમદાવાદ આવવાને ઉપડયો.[૩૭] આવી રીતે ગુજરાતની સલ્તનતના દાવેદાર મુઝફ્ફરશાહનો અંત છેક વીસ વર્ષે આવતાં ગૂજરાતમાં મુગલ સામ્રાજ્યની બુનિયાદો કાયમી સ્થિર અને સુદૃઢ થવા લાગી.

### હજ કરવા ગયો

શહિન્શાહ અકબરે પોતાના લગોટીયા મિત્ર અને દૂધ–ભાઈ ખાને અઅઝમને છેલ્લાં દશ વર્ષથી જોયો ન હતો. એ કારણે તેણે મળવા માટે ખાને અઅઝમને દિલ્હી બોલાવ્યો.[૩૮] પરંતુ એ અકબરની ખિદમતમા હાજર થયો નહીં. એને એવી બીની હતી કે જો જઇશ તો ક્યાંક પૂર્વવત્ કેદખાનામાં હડસેલાઇ જઈશ. તેથી એણે શાહી ઇચ્છાની અવગણના કરી.

મઆસિરૂલ ઉમરાનો કર્તા એક બીજું કારણ બતાવતાં જણાવે છે, કે ખાને અઅઝમ દરબારમાં પ્રચલિત થઇ ચૂકેલા નિયમો જેવા કે બાદશાહને સિજ્દો કરવો, દાઢી મુંડાવવી, વગેરેને માનતો ન હતો. અને એના વિરોધમાં એણે લાંબી દાઢી રાખી હતી. આ કારણે અકબરની હજુરમાં જવાનુ એને વાસ્તવિક લાગ્યું નહી, અને બહાનાં લખતો રહ્યો, છેવટે અકબરે એને એવું લખ્યું કે તમે આવવામાં વાર લગાડી રહ્યા છો, એનાથી ફલિત થાય છે કે તમારી દાઢીના વાળોએ તમને દબાવી રાખેલા છે.[૩૯] આમ છતાં ખાને અઅઝમ બાદશાહને મળવા ગયો નહીં, અને દીવ બંદર ઉપર ચઢાઈ કરવા બહાને (હિ. સં. ૧૦૦૧ ઈ. સ. ૧૫૯૨) અમદાવાદથી કૂચ કરી, કુટુમ્બ–કબીલા અને પોતાના અંગત રસાલા સહિત સોરઠ જઈ પહોંચ્યો. ત્યાંથી આગળ વધી ફિરંગીઓ જોડે સંધિ કરી, સોમનાથની પાસે આવેલા વેરાવળ બંદરથી "ઈલાહી" નામના શાહી–જહાજ ઉપર પોતાના ૭ પુત્ર ખુર્રમ, અનવર, અબ્દુલાહ, અબ્દુલલતીફ, મુર્તુઝા, અબ્દુલગફુર તથા ૭ પુત્રીઓ, તેમની માતાઓ અને સૌથી વધુ ચાકરો સહિત સવાર થઈ, હજની પવિત્ર ફર્ઝ અદા કરવાના ઇરાદે મક્કા જવાને ઉપડી ગયો. શહિન્શાહ અકબર આ સમાચાર જાણી ક્ષોભ પામ્યો અને તેણે ખાને અઅઝમના બે પુત્ર શમ્સ અને શાદમાનને મનસબ અને જાગીર આપી ઇતિહાસકાર શયખ અબ્દુલ કાદિર બદાયુનીએ ખાને અઅઝમના હજે જવાની તારીખ પોતાના નીચલા ભાવાર્થ-વાળી પક્તિમાં કાઢી છેઃ—

"ખાને અઅઝમે ધર્માત્માઓનું સ્થાન લીધું, પરન્તુ શાહિન્શાહના વિચારથી તે ભટકેલો

૩૬. એજન પૃ. ૧૨૮.

૩૭. ફરિસ્તા, જીલ્દ ૨ પૃ. ૩૭૬

૩૮. ફરિશ્તા. જીલ્દ ૨ પૃ. ૩૭૬

૩૯. મઆસિરૂલ ઉમરા, ભાગ ૨ પૃ. ૨૧.

હતો જ્યારે મે હૃદયથી એ વર્ષની તારીખ પૂછી ત્યારે તેણે કહ્યુ કે મિરઝા કોકા હજ્જે ગયો (હિ સ ૧૦૦૨)"[૪૦]

### પુનરાગમન

ખાને અઅઝમને જ્યારે પુન અકબરના કૃપાપૂર્ણ સમાચાર મળ્યા ત્યારે તે મક્કાથી રવાના થઈ, ફરી કાઠિયાવાડના વેરાવળ બંદરે જ સુખરૂપ આવી પહોંચ્યો અને હિ સ ૧૦૦૩ (ઈ સ ૧૫૯૪)ના આરભમા શાહી સેવામા ઉપસ્થિત થઈ ગયો[૪૧] અકબરે તેના ઉપર આગળની જેમ જ કૃપાઓ દાખવી અને તેને તેના મનસબ ઉપર બહાલ કરી, બિહારપ્રાંતની સુબાગીરી અર્પી[૪૨]

### શાહી વકીલના પદ ઉપર

એ પછી અકબરના તરફથી ખાને અઅઝમને શાહી વકીલના સર્વોચ્ચ પદ ઉપર નીમવામા આવ્યો, જે મુગલ શાસનવિભાગનું જવાબદાર પદ હતુ શાહી મહોર એના કબ્જામા રહેતી હતી, જે ઉપર મવલાના અલીઅહમદે તયમૂર લગીના અકબરના એકદર પૂર્વજોના નામો કોતરલા હતા એના બીજે વર્ષે ખાને અઅઝમની જાગીરમા મુલતાન પ્રાત આપવામા આવ્યો[૪૩]

### આસીર ગઢના ઘેરા ઉપર નિયુક્ત થયો

શહેનશાહ અકબરે હિ સ ૧૦૦૮(ઈ સ ૧૫૯૯)મા ખાને અઅઝમને દક્ષિણના આસીરગઢ(બુરહાનપુર નજીક)ના સુવિખ્યાત દુર્ગના ઘેરાના કાર્ય ઉપર નિયુક્ત કર્યો હતો એ અગાઉ પણ એ, એક વાર હિ સ ૯૯૪(ઈ સ, ૧૫૮૫)મા દક્ષિણની મુલ્કગીરી ઉપર જઈ ચૂક્યો હતો[૪૪] આસીર ગઢના ઘેરા વખતે અકબર પણ મોજુદ હતો એ વખતે ખાને અઅઝમની માતા જીજી અનગા મૃત્યુ પામી અકબરને સ્વાભાવિક રીતે પોતાની દુધ-માતાના અવસાનથી ઘણો આઘાત લાગ્યો જીજી અનગાનો જનાઝો ઉચકવામા અકબર પણ જોડાયો, એ તેના પ્રત્યેના અકબરના અસીમ પ્રેમનો પુરાવો છે એટલુજ નહી પણ અકબરે તેના શોકમાં પોતાનુ માથુ અને મૂછો પણ મુડાવ્યાં, જેનું અનુકરણ-મનાઈ છતા-બીજા મુગલ ઉમરાવો અને કર્મચારીઓએ પણ કર્યું[૪૫] દક્ષિણના વિજય પછી અકબરે એને ત્રીજી વાર ગુજરાતનો સુબો બનાવી મોકલ્યો હતો

### અકબરની વફાત

મહાન અકબર તા ૧૩ રબિઉલઅવ્વલ હિ સ ૧૦૧૪(ઈ સ ૧૬૦૫)ના દિને વફાત પામ્યો, અને તેના સ્થાને શાહજાદો સલીમ નુરૂદ્દીન મુહમ્મદ જહાગીરનું નામ ધારણ કરી, દિલ્હીના શાહી-તખ્ત ઉપર બિરાજ્યો એ ગાદી પર નહીં આવે એવુ કાવતુ ગોઠવાયુ હતું, પણ તે નિષ્ફળતામા પરિણમ્યુ હતુ, એમા ખાને અઅઝમનું નામ પણ સંડોવાયલુ છે

૪૦ મઆસિરૂલ ઉમરા ભાગ ૨ પૃ ૨૧-૨૨
૪૧ એજન પૃ. ૨૨.
૪૨. મિરાતે મુસ્તફાબાદ પૃ ૧૨૯ની પાદનોધ ૪
૪૩ મઆસિરૂલ ઉમરા ભાગ ૨ પૃ૫ ૨૨
૪૪ મિરાતે અહમદી-ગુ. અનુ પૃ ૧૪૩
૪૫. મઆસિરૂલ ઉમરા, ભાગ ૨, પૃ ૨૨

એની સંક્ષેપમાં વિગત એવી છે, કે ખાને અઅઝમની એક પુત્રીનાં લગ્ન સલીમના મોટા પુત્ર ખુસરૂની જોડે થયાં હતાં, જે રાજા માનસિંગનો ભાણેજ હતો. આ કારણે મોગલ સામ્રાજ્યના આ બે સ્તંભોએ ખુસરૂને આગળ વધારવામાં અકબરી યુગમાં કશી પણ મણા બાકી રાખી ન હતી. આ કોશિષમાં વિશેષતઃ ખાને અઅઝમ મોખરે હતો, કેમકે તે પોતાના જમાઇ ખુસરૂ ઉપર ભારે પ્રેમ રાખતો હતો. કદિ કદિ ખાને અઅઝમ કહ્યાં કરતો હતો કે "ઈશ્વર તેની (ખુસરૂની) બાદશાહતના સમાચાર મને જમણા કાનમાં આપે, અને ડાબા કાનથી મારા પ્રાણ લઈ લે, એમ હું ઈચ્છું છું." પરન્તુ ખાને અઅઝમની આ ઇચ્છા ફળી નહી, અને ષડ્યંત્ર રચાયા છતાં તે નિષ્ફળતામાં પરિણમ્યું. છતાં જહાગીરના વખતમાં પણ ખાને અઅઝમ એના મનસબ ઉપર જ બહાલ રહ્યો.

ઉપર્યુક્ત કારણોસર, જહાંગીર ગાદી ઉપર આવે એ પક્ષના ઉમરાવો જોડે ખાને-અઅઝમને બનતું ન હતુ. કહે છે કે ખાને અઅઝમ એટલા કારણસર જ હંમેશા કફન પહેરીને જહાંગીરના દરબારમાં જતો હતો. તેને મજબૂત શંકા હતી કે એ લોકો તેને કોઈ વાર મરાવી નંખાવશે. તે છતાં પોતાની જીભને સંયમમાં રાખવાની કોશિશ કરતો ન હતો. અકબરના વખતમાં તે જેવી રીતે છૂટી જીભ રાખી દરબારમાં વર્તતો હતો, તે જ પ્રમાણે જહાંગીરના દરબારમાં પણ તે વર્તતો હતો. એક રાત્રે દરબારમાં અમીરૂલ ઉમરા જોડે એને ખૂબ જામી ગઈ. જહાંગીરે મજલિસ બરખાસ્ત કરી દીધી, અને એકાંતમાં અમીરો જોડે સલાહ–મંત્રણા કરવા લાગ્યો. અમીરૂલ ઉમરાએ કહ્યું કે–"એને મારી નાંખવામાં સમય ગુમાવવો ન જોઇએ." મહાબતખાંએ કહ્યું કે–"અમે તર્ક-વિતર્ક જાણતા નથી. અમે રણયોદ્ધાઓ છીએ, અને અમારી કને મજબૂત તરવાર છે. તેને કમ્મર ઉપર મારીશું અને તે જો બે કટકા થઈ ન જાય તો આપ અમારા હાથ કાપી શકો છો." જ્યારે ખાનજહાં લોદીનો બોલવાનો વારો આવ્યો ત્યારે તેણે જણાવ્યું; " અમે તેના સૌભાગ્યથી ચકિત છીએ. જ્યાંજ્યાં શહિન્શાહ-(અકબર)નુ નામ પહોચ્યું છે, ત્યાત્યાં ખાને અઅઝમનું નામ પણ ગયું છે. અમને તેનો એવો પ્રકટ દોષ દેખાતો નથી, જે તેને મારી નાંખવાને પ્રેરતો હોય. જો આપણે તેને મારી નાંખીશું તો લોકો તેને શહીદ કહેશે." આ સાભળી જહાગીરનો રોપ મહદંશે શાન્ત થઇ ગયો. એ જ વખતે પર્દા પાછળથી જહાંગીરની સાવકી માતા સલીમા સુલતાના બેગમે મોટે સાદે કહ્યું કે–"જહાંપનાહ ! મિરઝા કોકાના માટે યાચના કરવાના ઉદ્દેશે તમામ બેગમો અહીં ઝનાનામાં ટોળે મળેલ છે. હુઝૂર અહીં પધારે તો ઉત્તમ છે, નહીંતર બધી બેગમો હુઝૂરની સેવામા બહાર ઉપસ્થિત થશે." જહાંગીરને નાઇલાજે વિવશ બની ઝનાનખાનામાં જવું પડયું, અને બેગમોની પ્રાર્થનાના કારણે જહાંગીરને ખાનેઅઅઝમને ક્ષમા આપવી પડી.[૪૬]

**બીજી વાર ઉતરેલી શાહી ખફગી**

એવી જ રીતે એક બીજી વાર પણ એ શાહી ખફગીનો ભોગ થઇ પડતાં સલામત બચી ગયો હતો. એણે ખાનદેશના શાસક અલીખાનને એક કાગળ લખ્યો હતો. તેમાં અકબરની પેટ ભરીને નિંદા કરવામાં આવી હતી. આ કાગળ આસીરગઢના વિજયવખતે ખ્વાજા અબૂલ હસન તુર્બતીના હાથ આવ્યો હતો. તેણે આ કાગળ લાંબા વખત સુધી સંતાડી રાખ્યો હતો, પણ છેવટે તેનાથી નહી રહેવાયાથી એક દિવસે મોકો જોઇ, મજકૂર

૪૬ મઆસિરૂલ ઉમરા, ભાગ ૨, પૃષ્ઠ ૨૩–૨૪

પત્ર ભર દરબારમા જહાંગીરના હાથમા મૂકી દીધો પત્ર વાચીને જહાંગીર ક્રોધથી રાતો ચોળ બની ગયો જહાંગીરે આ પત્ર ખાને અઅઝમના હાથમા મૂક્યો તેણે શાહી ખફગીનો જરા પણ ડર રાખ્યા વગર ભર દરબારમા એ કાગળ મોટેથી વાચ્યો દરબારીઓ તેમે ગાળો અને શાપ આપવા લાગ્યા શહિન્શાહ જહાંગીર લખે છે કે "જો મારા પિતાએ એની માતાનું દૂધ પીધુ ન હોત તો હુ જાતે એનો વધ કરત મારી એવી ધારણા હતી કે મારી જોડે એનુ વેર ખુસરૂના કારણે છે પરન્તુ આ પત્રથી મારા પિતાની જોડે પણ એની દુષ્ટતા અને નિમકહરામી સિદ્ધ થાય છે, જેમણે એને અને એના કુટુમ્બને ધૂળમાંથી ઉઠાડી આકાશ સુધી પહોચાડયા હતા "[૪૭] જહાંગીરે આ વખતે પણ એના ઉપર રહમ-દિલી બતાવી, એનો શિરચ્છેદ નહીં કરાવતા, એની જાગીર અને પદ ખુચવી લઈ, એને નજરકેદ કરી દીધો[૪૮]

## ગૂજરાતના સુબા તરીકે નિયુક્તિ

પરતુ એના બીજે જ વર્ષે (હિ સ ૧૦૧૮ ઈ સ ૧૬૦૯) એના ઉપર શાહી કૃપા ઉતરી, અને એને જહાંગીરે ગૂજરાતનો સુબો બનાવ્યો આ એની ગૂજરાતની ચોથી વારની સુબાગીરી હતી પરતુ આ ફેરે એ ગૂજરાત નહીં આવ્યો, અને પોતાના પ્રતિનિધિ તરીકે એણે પોતાના મોટા પુત્ર જહાંગીર કુલીખાનને ગૂજરાતની વ્યવસ્થા કરવા અને કારભાર ચલાવવા અમદાવાદ મોકલી આપ્યો[૪૯]

## ત્રીજી વાર સપડાયો

શાહઝાદા શાહજહાની જોડે સભ્યતાભર્યું વર્તન નહીં દાખવ્યાના કારણે હિ સ ૧૦૨૨-(ઈ સ ૧૬૧૩)ની સાલમા ખાને અઅઝમ ફરી એક વાર શાહી રોષનુ નિમિત્ત બન્યો હતો અને જહાંગીરે એને ગ્વાલિયરના કેદખાનામા પૂરી દેવા માટે આસિફખાનને સપુર્દ કરી દીધો હતો[૫૦]

## વાણીસ્વાતંત્ર્ય ઉપર પ્રતિબંધ

પરન્તુ એના ભાગ્યની બલિહારી તો જુઓ કે એક જ વર્ષ પછી એના ઉપર જહાંગીરની ફરી મહેરબાની ઉતરી, અને એને એવી શરત લખાવી લઇ જેલમુક્ત કરવામાં આવ્યો છે કે "એને જ્યા લગી કોઇ પ્રશ્ન પૂછવામા ન આવે ત્યાં લગી એ જહાંગીર સામે કશુ બોલશે નહીં"[૫૧]

એક રાત્રે જહાંગીરે એના પુત્ર જહાંગીરકુલી ખાનને કહ્યુ કે "તમે તમારા પિતાના જામીન થઇ શકો છો ?" તેણે જવાબ આપ્યો કે "અમે તેમના કાર્યોના જામીન થઈ શકીએ છીએ, પરતુ તેમની જીભના માટે નહીં"[૫૨]

---

૪૭ જહાંગીરનામા ભાગ ૧, પૃષ્ઠ ૬૭-૬૮
૪૮ મઆસિરૂલ ઉમરા, ભા ૨ પૃ ૨૫
૪૯ મિરાતે એહમદી, ગૂ અનુ પૃષ્ઠ ૧૬૩
૫૦ મઆસિરૂલ ઉમરા, ભાગ ૨ પૃ ૨૫
૫૧ એજન પૃ ૨૬
૫૨ એજન ,, ,,

### ફરી વાર ગુજરાતમાં

જહાંગીરના રાજત્વકાળમાં ગૂજરાતના પંદરમા સુબા તરીકે હિ. સં. ૧૦૩૨(ઈ. સ. ૧૬૨૨)માં શાહઝાદા શાહજહાંની નીમણુંક થઇ હતી. પરન્તુ જહાંગીરનું મન એ વખતે શાહજહાંથી ખાટું થઇ ગએલું હોવાથી, તેણે તેના સ્થાને શાહઝાદા ખુસરૂના પુત્ર શાહઝાદા દાવરબખ્શની નીમણુંક કરી, અને તેના સાથી અને અભિભાવક તરીકે ગૂજરાત પ્રાંતથી સંપૂર્ણ પરિચિત એવા રાજકાજદક્ષ પુરૂષ ખાને અઅઝમની નીમણુંક કરી. એ વખતે એને રાહખર્ચી માટે એક લાખ રૂપિયાની રકમ આપવા જહાંગીરે આજ્ઞા કરી હતી.[૫૩]

### ખાને અઅઝમની વફાત

ખાને અઅઝમનું ગૂજરાતનું આ પુનરાગમન સ્થાયી નીવડવાને સર્જાયેલું હોવાથી એ ફરી પાટનગર જઇ શક્યો નહીં, અને હિ સ ૧૦૩૩(ઇ. સ. ૧૬૨૩)માં અમદાવાદ ખાતે એ કુદરતી મોતે વફાત પામ્યો.[૫૪] એને સરખેઝ ખાતે સંતશિરોમણિ હઝરત શયખ અહમદ ખટ્ટુ ગજબખ્શના મકબરા પાસે દફનાવવામાં આવ્યો.[૫૫]

આજે સરખેઝ ખાતે આ, ઐતિહાસિક રાજપુરૂષ અને જહાંગીરી યુગના સુવિખ્યાત સાત હજારી મનસબદારની કબ્ર કે મકબરાનો કશોય પત્તો મળતો નથી. આમ ગૂજરાતના રાજકારણમાં મહત્ત્વનો ભાગ ભજવનારા સુબાનો દેહ, સરખેજના કયા ખૂણામાં દટાયેલો પડયો છે, એ આપણે નથી જાણતા. જો "મિરાતે એહમદી"માં એ સરખેજમાં દટાયો હતો એવો ઉલ્લેખ ન હોત તો એનો દેહ અમદાવાદમાં જ પડયો હતો, અને એ અમદાવાદમાં જ દટાયો છે, એ જાણવાને માટે આપણી પાસે બીજાં કોઇ સાધનો ન હતાં, કેમકે બીજા કેટલાક ફારસી ઇતિહાસમાં એ વિષે કશો જ ઉલ્લેખ નથી.

### એના ઉચ્ચ ગુણો

મૂગલ યુગનો એ સુવિખ્યાત ઉમરાવ સદ્‌ગુણી અને દાનશીલ હતો. એ જ્યારે હજ–યાત્રાએ ગયો હતો, ત્યારે એણે ત્યાં પવિત્ર સ્થળો ખાતે છૂટે હાથે નાણાં ખર્ચ્યાં હતાં, જે કારણે એ આર્થિક સંકડામણમાં પણ આવી પડયો હતો. મક્કા અને મદીનાના પ્રતિષ્ઠિત નાગરિકો અને અગ્રણીઓએ એની એ હાતિમ–દિલીના કારણે એનું ભારે સન્માન કર્યું હતું. એણે મહાન પયગમ્બર હઝરત મુહમ્મદ(સ. અ. વ)ના પવિત્ર મકબરાની રક્ષા કરવા માટે મક્કાના શેરીફને એકી તડાકે પચાસ વર્ષના ખર્ચની રકમ હવાલે કરી હતી, એટલું જ નહીં, ખાને અઅઝમે ત્યાં આગળ કેટલીક ઈમારતો ખરીદીને પણ એ જ પવિત્ર મકબરાના અંગે વકફ કરી હતી.[૫૬]

### સાહિત્ય પ્રત્યે અભિરૂચિ

ખાને અઅઝમ ગ્રંથપ્રેમી પણ હતો, અને સરકારી કામગીરીથી જ્યારે એને અવકાશ મળતો ત્યારે એ નીતિશાસ્ત્ર, ઇતિહાસ, આદિ વિષયો ઉપર લખાયેલાં પુસ્તકો વાંચતો હતો.[૫૭]

---

૫૩ મિરાતે એહમદી, ગૂ. અનુ. પૃષ્ઠ ૨૦૧
૫૪ મઆસિરૂલ ઉમરા, ભાગ ૨, પૃષ્ઠ ૨૭
૫૫ મિરાતે એહમદી, ગૂ. અનુ. પૃષ્ઠ ૨૦૪
૫૬. મઆસિરૂલ ઉમરા, ભાગ ૨ પૃ. ૨૨.
૫૭. મિરાતે એહમદી, ગુ, અનુ પૃ. ૨૦૪

એનું ઐતિહાસિક જ્ઞાન ઉચ્ચ કોટિનું હતુ, એટલુ જ નહીં એ કવિપ્રકૃતિ પણ ધરાવતો હતો એ મુલ્લા મીરઅલીના પુત્ર મિરઝા બાકિરનો શિષ્ય હતો, અને પ્રથમ કક્ષાના વિવેચકોના મતાનુસાર એ, લેખનમા પ્રસિદ્ધ ઉસ્તાદોથી કોઈ પણ રીતે ઉતરતો ન હતો એટલુ જ નહીં એ, અર્થગ્રાહી અને સુસ્પષ્ટ લખવામા ઘણો જ કુશળ હતો પરન્તુ એ અરબી ભાષાથી અનભિજ્ઞ હતો એની એક કાવ્યપંક્તિનો ભાવાર્થ એ છે કે

"નામ અને યશથી મને મન-ઈચ્છયુ મળ્યુ નથી, એટલે (એના પછી) હવે હુ કીર્તિરૂપી દર્પણ ઉપર પથ્થર ફેકવા ઇચ્છુ છુ"[૫૮]

"હુ પોતે કબુલ કરતો હતો, કે હુ અરબી ભાષામા એક ગરીબ ગામડિયા જેવો છુ.[૫૯]

## સુન્દર લહિયો

એ સુંદર લહિયો પણ હતો, નસ્તાલીક અક્ષરો ઘણા જ સુંદર લખતો હતો, એટલુ જ નહીં, એ વાતચીત કરવામાં પણ અજોડ હતો પોતાની વાતચીત દરમ્યાન મનહર શૈલીના પ્રયોગો કરતો હતો, અને કહેવતો બોલી તેમા પ્રાણ પૂરતો હતો[૬૦]

## નિડર અને સ્પષ્ટ વક્તા

એની વિશેષ પ્રસિદ્ધિ તો એની નિડરતા અને સ્પષ્ટવક્તાપણાના કારણે હતી સચ્ચાઈ અને સાફ સાફ વાતો એ એના ઉચ્ચ ગુણો હતા સાચી વાતો કહેતા એ અકબર અને જહાંગીરથી પણ દબાયો કે અચકાયો ન હતો[૬૧] એ જ કારણ હતુ, કે એ અનેક વાર શાહી ખફગીમા સપડાવા પામ્યો હતો

## કટાક્ષપ્રેમી

વળી એ કટાક્ષ અને વ્યગ કરવામા પણ કોઇથી ઉતરે એવો ન હતો એ કદિ કદિ મજાકમા પોતાના દિવાન રાય દુર્ગાદાસને કહ્યા કરતો હતો કે "તમે ગગાસ્નાન કરવા કેમ જતા નથી?" તે ઉત્તરમા જણાવતો કે "ગુસ્લે ગગ ગેરે કદમે નવાબ અસ્ત" (ગગાસ્નાન તો મુજ દાસનુ આપના કદમોની હકળ છે)[૬૨] એનો એક ટુચકો પ્રસિદ્ધ છે કે "ધનાઢ્ય પુરૂષોએ ચાર પત્નીઓ કરવી અનિવાર્ય છે (૧) ઈરાકી, (૨) ખુરાસાની, (૩) હિન્દી અને (૪) માવરૂન્નહરી ઇરાકી સત્સંગ અને સદ્દાચાર માટે, ખુરાસાની ગૃહવ્યવસ્થા માટે, હિન્દી વિલાસ ભોગવવા માટે, અને માવરૂન્નહરી ફટકારવા માટે, જેથી બીજી પત્નીઓ બોધપાઠ ગ્રહણ કરે"[૬૩]

## એની સખ્તાઈ, એનો કોપ

ખાને અઅઝમ એક ન્યાયી કર્મચારી હતો, પરન્તુ તેની સાથોસાથ એ બોલવામા કઠોર હતો એ બદદાનતી અને અવિશ્વાસુ આમિલો પ્રત્યે ભારે કડક હતો જ્યારે એના પરગણાનો કોઇ આમિલ અગર દાસ, એની સમક્ષ પોતાનો હિસાબ લઈ ઉપસ્થિત થતો, અને

---

૫૮ મઆસિરૂલ ઉમરા, ભાગ ૨ પૃષ્ઠ ૨૭

૫૯ ઈકબાલનામાએ જહાગીરી પૃષ્ઠ ૧૬૦ (ઉર્દૂ અનુ )

૬૦ ઈકબાલનામાએ જહાગીરી પૃષ્ઠ ૧૬૦, મઆસિરૂલ ઉમરા, ભા ૧ પૃષ્ઠ ૨૭

૬૧. મિરાતે મુહમ્મદી પૃષ્ઠ ૧૧૭

૬૨. એજન

૬૩ મઆસિરૂલ ઉમરા, ભાગ ૨ પૃષ્ઠ ૨૮

તે પોતાનો બધો હિસાબ ચૂકતે કરી દેતો ત્યારે તેને રજા આપી દેતો. પરંતુ જો તે કાંઈ બાકી રાખતો તો તેને એટલો માર મારતો કે તે મરી જતો; છતાં આમાંથી તે બચી જતો તો તેને કદિ કષ્ટ આપતો ન હતો. પછી ભલે તેની ઉપર લાખોની રકમ લેણી નીકળતી કેમ ન હોય.[૬૩] એનો ક્રોધ એટલો ઉગ્ર હતો કે તેનો ભોગ દર વર્ષે એનાં એક બે માણસો તો જરૂર થઇ પડતાં. એ તેમને માથું બોડાવી નાંખવાની શિક્ષા કરતો.[૬૫]

### કટ્ટર મુસ્લિમ

ખાને અઝમ મિરઝા મુહમ્મદ અઝીઝ કોકા નિયમિતરૂપે નમાઝ અદા કરતો ન હતો, પરંતુ કટ્ટર મુસ્લિમ અને ધર્મિષ્ઠ પુરૂષ હતો. એણે હજની પવિત્ર ફરજ પણ અદા કરી હતી. શહિન્શાહ અકબરની કેટલીક માન્યતાઓ અને તેણે પ્રચલિત કરેલી પ્રથાઓનો એ સખત વિરોધી હતો, પરંતુ સાથોસાથ સમયને ઓળખનાર અને તેને વશવર્તીને ચાલનાર રાજપુરૂષ હતો.

### અહમ્ભાની રાજપુરૂષ

એ એક અહમ્ભાની અને સ્વમાનશીલ રાજપુરૂષ હતો. ખુશામત અને ચાપલુસીથી પર હતો, એટલું જ નહીં, તે પ્રત્યે ભારે ઘૃણા પણ ધરાવતો હતો[૬૭]. જહાંગીરના રાજત્વ-કાળમાં ઇત્તિમાદુદ્દોલહના પરિવારનો રાજકાજ પર ભારે પ્રભાવ હતો, પરંતુ ખાને અઝમ એ કુટુમ્બના કોઈ પણ સભ્યને દ્વારે ગયો ન હતો. એમાં નૂરજહાં બેગમ (શહિન્શાહબાનુ) પણ અપવાદરૂપ ન હતી; જેનું શહિન્શાહ જહાંગીર ઉપરનું વર્ચસ્વ અતિ વિખ્યાત છે.[૬૮]

### અકબર અને ખાને અઅઝમ

ખાને અઝમ શહિન્શાહ અકબરનો સમવયસ્ક દૂધ–ભાઈ, નાનપણનો લંગોટીયો મિત્ર, નિકટનો સ્નેહી અને અંતરંગનો સહચર હતો. આ કારણોસર અકબરની જોડે એના સંબંધો અતિ ગાઢા હતા. અકબર પોતાના બધા દૂધ–ભાઈઓમાં ખાને અઝમને વધારે પ્રિય રાખતો હતો, અને સૌથી વિશેષ એની ઈઝઝત કરતો હતો. અકબર કદિ કદિ એને કોકા અને કદિ કદિ ખાને અઝમ કહીને સમ્બોધતો હતો. નાનપણથી જ એ ભારે ઉદ્દણ્ડ હતો. એ દૂધ–ભાઈ હોવાના કારણે અકબર એની ગુસ્તાખીઓ અને ઉદ્દણ્ડતાઓ ક્ષમા કરી દેતો હતો[૬૯].

શહિન્શાહ અકબર ખાને અઝમની મા જીજી અનગા ઉપર પોતાની સગી મા કરતાં અધિક સ્નેહ ધરાવતો હતો. એ જ કારણે ખાને અઝમ અનેક વાર અકબર અને જહાંગીર બન્નેની ખફગીઓ અને ઇતરાજીઓમાંથી બચી જતો હતો. અકબર કહેતો હતો કે "મારી અને અઝીઝની મધ્યમાં દૂધની નદી જેવો સંબંધ છે, જેને પાર કરી શકાતી નથી"[૭૦].

### ખાને અઅઝમની સંતતિ

એને કેટલાય પુત્ર હતા. સૌથી મોટો જહાંગીર કુલીખાન, જે એની ચોથી વારની

૬૪. મઆસિલ ઉમરા, ભાગ ૨ પૃષ્ઠ ૨૮
૬૫ એજન
૬૬ એજન, તથા ઇકબાલનામાએ જહાંગીરી, પૃષ્ઠ ૧૬૦.
૬૭ મિરાતે મુહમ્મદી પૃષ્ઠ ૧૭૧.
૬૮ મઆસિરૂલ ઉમરા, ભાગ ૨, પૃષ્ઠ ૨૮.
૬૯ ઈકબાલનામાએ જહાંગીરી, પૃષ્ઠ ૧૫૯.
૭૦ મઆસિરૂલ ઉમરા, ભાગ ૨, પૃષ્ઠ ૧૩.

સુબાગીરીમા એના પ્રતિનિધિ તરીકે અમદાવાદ આવ્યો હતો બીજો મિર્ઝા શાદમાન, એને જહાગીરે શાદખાનની પદવી આપી હતી ખુર્રમ નામનો પણ એને એક પુત્ર હતો, જે અકબરના સમયમા જૂનાગઢનો ફોજદાર નીમાઇને આવ્યો હતો એ જહાગીરના સમયમા કમાલખાન નામે પ્રખ્યાત થયો ગણાની વિરૂદ્ધ નિયત થયેલા શાહઝાદા સુલતાનની જોડે કમાલખા પણ હતો ખાને અઅઝમનો એક બીજો પુત્ર મિર્ઝા અબ્દુલ્લાહ નામનો હતો; જેને જહાગીરના સમયમા સરદારખાની પદવી મળી હતી બાદશાહે એને એના પિતાની જોડે ગ્વાલિયરમા કેદ કર્યો હતો એનો એક બીજો પુત્ર મિરઝા અનવર હતો, જેના ઝયનખા કોકાની પુત્રી જોડે લગ્ન થયા હતાં ખાને અઅઝમના એ બધા પુત્રોએ બે હજારીથી લઈ ત્રણ હજારીના મનસબો મેળવ્યા હતા[૭૧]

ખાને અઝઝમની એક પુત્રીના લગ્ન સુલતાન મુરાદ બીન અકબર જોડે થયા હતા એની એક બીજી પુત્રીના લગ્ન ખુસરૂ બીન જહાગીર જોડે થયા હતા[૭૨] એની માહબાનુ નામક એક બેટીના લગ્ન અબ્દુર્રહમાન ખાનખાનાનની જોડે થયા હતા[૭૩]

---

## પૂરવણી

ખાને અઅઝમ મિર્ઝા મુહમ્મદ અઝીઝ કોકા શહિન્શાહ અકબરનો પ્રથમ પંક્તિનો રાજકર્મચારી, અને પચ હજારી મનસબદાર હતો[૭૪]

અકબરે હિ સ ૯૮૩(ઇ સ ૧૫૭૫)મા સૈનિકોના ઘોડાઓને 'દાગવા'ની પ્રથા શરૂ કરવાનું નક્કી કર્યું હતુ, ત્યારે કેટલાય અમલદારોએ એમ કરવાથી ઈન્કાર કરી દીધો હતો, એટલે અકબરે ખાને અઅઝમને દરબારમા તેડાવ્યો, જેથી 'દાગપ્રથા' અમલમાં મૂકે પરંતુ એણે તો બીજાઓ કરતા વધારે વિરૂદ્ધતા દાખવી આથી અકબર એના ઉપર અપ્રસન્ન થયો, અને એને અમીરપદ ઉપરથી ખસેડી, એણે જ બનાવેલા જહાઆરા બાગમા એને નજરકૈદ કરી દીધો હિ સ ૯૬૮(ઈ સ ૧૫૭૮)મા અકબર ખાને અઅઝમ ઉપર ફરી પ્રસન્ન થયો, અને એને એનું પૂર્વોક્ત પદ આપ્યુ[૭૫]

એ વખતે એને એમ લાગ્યુ, કે શહિન્શાહ અકબર એના ઉપર પૂરી કૃપા દાખવતો નથી, તેથી એ એકાતવાસી બન્યો પરતુ હિ સ ૯૮૮ (ઇ સ ૧૫૮૦)મા પૂર્વીય પ્રાંતોમાં બળવો થયો, અને એ બળવામા બગાળનો સુબો માર્યો ગયો ત્યારે અકબરે આ રાજકાજ-દક્ષ પુરૂષને પુન યાદ કર્યો, અને એને ખાને અઅઝમની પદવી તથા પાંચ હજારીનું મનસબ પ્રદાન કરી, એક મોટી સેના સહિત તે તરફ મોકલ્યો[૭૬]

શહિન્શાહ જહાગીરે પોતાના રાજત્વકાળના બારમા વર્ષે ( હિ સ ૧૦૨૫ ઈ સ ૧૬૧૬)

૭૧ મઆસિરૂલ ઉમરા, ભાગ ૨, પૃષ્ઠ ૩૦
૭૨ મિરાતે મુહમ્મદી, પૃષ્ઠ ૧૭૧
૭૩ મઆસિરૂલ ઉમરા, ભાગ ૨, પૃષ્ઠ ૧૮૩
૭૪ આઈનએ અકબરી, (ગ્લેડવીનનો અંગ્રેજી અનુવાદ) પૃષ્ઠ ૧૬૪
૭૫ મઆસિરૂલ ઉમરા, ભાગ ૨, પૃષ્ઠ ૧૭
૭૬ મઆસિરૂલ ઉમરા, ભાગ ૨, પૃષ્ઠ ૧૮.

ખાને અઅઝમનું મનસબ વધારી, સાત હજારીનું કર્યું હતું, અને દિવાનોને તે અનુસાર એને જાગીર આપવાની આજ્ઞા ફરમાવી હતી[૭૭].

હિ. સ. ૧૦૨૭(ઈ. સ. ૧૬૧૭)માં જહાંગીરે ગૂજરાતની મુલાકાત લીધી હતી. એ ખંભાત થઈ અમદાવાદ આવી થોભ્યો હતો, તે પ્રસંગે ખાને અઅઝમે કારેજ(કાબુલ)નાં પદરસો તરબુજો શાહી સેવામાં ભેટ મોકલાવ્યાં હતાં. એમાંથી એક હજાર જેટલાં તરબુજ જહાંગીરે પોતાના સેવકોમાં વેંચી આપ્યાં, અને પાંચસો ઝનાનખાનામાં મોકલ્યાં. આ તરબુચોમાંથી થોડાંક તરબુચ જહાંગીરે અમદાવાદના કેટલા વૃદ્ધ નાગરિકોને પણ આપ્યાં, જે ખાઈને તેઓ આશ્ચર્યમાં પડી ગયા, કે દુનિયામાં આવી દુર્લભ વસ્તુઓ પણ થાય છે. ૭૮

---

## ગ્રંથાધાર–સૂચિ

**અંગ્રેજી**

(૧) હિસ્ટરી ઓફ ગૂજરાત, કર્તા: મિ. એદલજી ડોસાભાઈ (૧૮૯૪)

(૨) મિરાતે સિકંદરી, (અં. અનુવાદ) અનુવાદક: ફઝલુલ્લાહ લુત્ફુલ્લાહ ફરીદી.

**ઉર્દૂ**

(૩) ઇકબાલનામાએ જહાંગીરી (ઉર્દૂ અનુવાદ) જામે ઉસ્માનીયા હયદરાબાદ.

(૪) તારિખે ફરિશ્તા, ભાગ ૨, " " "

(૫) મિરાતે મુહમ્મદી
(૬) મિરાતે મુસ્તુફાબાદ } બન્નેના કર્તા: જનાબ શયખ ગુલામમુહમ્મદ આબિદમિયા (જૂનાગઢ રાજ્યના દરબારી–ઇતિહાસકાર).

**હિન્દી**

(૭) જહાંગીરનામા, પ્રથમ ભાગ (હિન્દી અનુવાદ), અનુવાદક: મુનશી દેવીપ્રસાદજી.

(૮) મઆસિરૂલ ઉમરા, ભાગ બીજો, (હિન્દી અનુવાદ), અનુવાદક: બ્રજરત્નદાસ બી. એ., એલએલ. બી. નાગરી પ્રચારિણી સભા, કાશી.

**ગૂજરાતી**

(૯) ખંભાતનો ઇતિહાસ, કર્તા: શ્રી. રત્નમણિરાવ ભીમરાવ જોટ બી. એ.

(૧૦) મીરાતે એહમદી, પ્રથમ ભાગ, (ગૂજરાતી અનુવાદ), અનુવાદક: જનાબ નિઝામુદ્દીન ચિશ્તી.

---

૭૭ જહાંગીરનામા, પૃષ્ઠ ૨૩૦–૨૩૧.
૭૮ એજન, પૃષ્ઠ ૩૦૬–૩૦૭

# પાલણપુરનો સંક્ષિપ્ત જૈન ઈતિહાસ

[ લેખક.—મુનિશ્રી કાન્તિસાગરજી ]

**ઇતિહાસની આવશ્યકતા**

**મા**નવ જીવનમા ઇતિહાસનું સ્થાન અત્યન્ત મહત્વપૂર્ણ છે એટલુ જ નહીં પણ પ્રત્યેક દેશ, સમાજ અને જાતિની ઉન્નતિ તેમ અવનતિ એક માત્ર ઈતિહાસપર અવલંબિત છે જે દેશનો ઇતિહાસ નથી તે દેશ પ્રાણ વિનાનો છે અને જે દેશનો ઈતિહાસ હોવા છતા પણ અનેક કારણોને લઈ અવનતિમા હોય તોપણ તે ભવિષ્યમા ઊંચે શિખરે જરૂર પહોચી જશે, એ વાત નિ શંક છે કારણકે સાધન વિદ્યમાન છે માટે ઈતિહાસ એ એવી અતિમહત્ત્વની ચીજ છે કે આપણે એને કોઇ પણ પ્રકારે ત્યજી શકતા નથી એમ કરવાથી આપણુ કલ્યાણ ન થાય એનું પ્રધાન કારણ ઈતિહાસ શાસ્ત્ર જ છે એ શાસ્ત્રથી જ દેશનુ અસ્તિત્વ ગૌરવ, આચારવિચાર, પ્રકૃતિ, ધર્મ ઇત્યાદિ બાબતનું જ્ઞાન આપણે સંપાદન કરી શકીએ છીએ, ઉક્ત શાસ્ત્ર જોઇને જ રાજાઓ પોતાની પ્રજાનુ પુત્રવત્ પાલન કરવામા સમર્થ થાય છે ઇતિહાસ મહાન્ શક્તિઓથી પરિપૂર્ણ છે સક્ષેપમા કહીએ તો માનવજીવનના ઉત્થાનમા ઇતિહાસનું સ્થાન સર્વોપરિ છે

**જન્મકથા—**

જૈન સાહિત્યમા પાલણપુરનું તે સ્થાન છે, જે ગુજરાતના ઇતિહાસમા છે આ નગરમાં અનેક ઐતિહાસિક ઘટનાઓ ઘટયાનું ઇતિહાસ સૂચન કરે છે પાલણપુરના ઇતિહાસપટપર પ્રકાશ નાખનાર ઐતિહાસિક ઉલ્લેખો અદ્યાવધિ પ્રકાશમા આવ્યાનું મારા જાણમા નથી હું જ્યારે મુબઈ હતો ત્યારે પાલણપુરનિવાસી શ્રી કપુરચદભાઇ ઇતિહાસના સાધનો એકઠા કરતા હતા મેં પણ તેમને થોડી ઘણી ઐતિહાસિક સામગ્રીઓ આપી હતી પણ એ વાતને આજે ૧૧ વર્ષ વીતી ગયુ હજુ સુધી તેનો ઇતિહાસ લખાયો કે કેમ ? એ સ્મરણમા નથી ત્યારથી જ મેં વિશેષ રૂપથી પાલણપુર સમધે શોધ કરવી શરૂ કરી તે શોધ દરમ્યાન મને સસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતી ભાષામા જે જે ઐતિહાસિક ઉલ્લેખો પ્રાપ્ત થયા તે સર્વે અત્રે પાઠકો સન્મુખ રજુ કરવામા આવે છે આશા છે કે એ પુરાતત્ત્વપ્રેમીઓ તથા ઇતિહાસરસિક ભાઈબહેનોને ઉપયોગી પ્રેરણા આપનાર થશે તો હું મારો પ્રયત્ન સફળ થયો માનીશ

**પાલણપુર કોણે વસાવ્યું ?**

કોઈ પણ જાતિ, સમાજ યા ગામ પાછળ કઈ ને કઈ ઇતિહાસ અવશ્ય સમાયેલો હોય છે, તેમ પાલણપુર પાછળ પણ ઇતિહાસ હોય, એ સ્વાભાવિક છે અર્બુદાચલ—આબુના રાજા પરમારવશીય ધારાવર્ષના[1] કનિષ્ઠ બધુ પ્રહ્લાદનદેવે સ્વાભિધાનથી પ્રહ્લાદનપુર વસાવેલ છે જૈન કવિઓએ આ નગરને પાલ્હણપુર, પલ્હુપુર, ઇત્યાદિ અભિધાનોથી સબોધેલ છે વર્તમાન કાળમાએ પાલણપુર (Palanapur) નામથી પૃથ્વીમા વિખ્યાત છે,

---

૧ ચદ્રાવતીના પરમારોમા ધારાવર્ષનું સ્થાન અદ્વિતીય છે એના ૧૨૨૦ ૧૨૭૬ સુધીમા પાચ લેખો પ્રાપ્ત થયા છે એ ઉપરથી અનુમાન થાય છે કે એ રાજ કેટલુ વિસ્તૃત હશે ધારાવર્ષ કુમાર પાલનો સામત હતો. કોકણુવિજયમા ધારાવર્ષનો વધુ હાથ હતો.

આબુના શિલાલેખોમાં પરમાર વંશની ઉત્પત્તિનું વર્ણન મળે છે[2], તથા તેમાં અર્બુદાચલનું માહાત્મ્ય વર્ણિત છે[3]. ઉક્ત લેખમાં પ્રલ્હાદનદેવની પ્રશંસા કરવામાં આવી છે અને સૂચવ્યું છે કે "તેણે સામંતસિંહ[4]" સાથેની લડાઈમાં અનુપમ વીરતા દેખાડી હતી અને તેની તલવારે ગુર્જરપતિનું રક્ષણ કર્યું હતું.

પરમાર્હત કુમારપાલ શત્રુંજયાદિ તીર્થયાત્રા કરવા ગયો ત્યારે પ્રલ્હાદનદેવ પણ સાથે જ હતો[5]. પ્રલ્હાદનદેવ જેવો પ્રથમ પંક્તિનો વીર યોદ્ધો હતો, તેવો જ ગિર્વાણગિરાના વાઙ્મયમાં પૂર્ણરૂપેણ ઉત્તીર્ણ હતો. એની વિદ્વત્તાનાં વખાણ સોમેશ્વરે કીર્તિકૌમુદિમાં કર્યાં છે[6], તથા એણે "પાર્થપરાક્રમવ્યાયોગ" (ગા. ઓ. સી. વડોદરા) ગ્રન્થ પણ નિર્માણ કર્યો છે. એણે મુંજ અને ભોજવિષયક એક કરુણરસપ્રધાન કથા રચ્યાનું સોમેશ્વર સૂચન કરે છે. પણ એ કથા અત્યારે અનુપલબ્ધ છે. ઉપરનું ઉદાહરણ એ વાત પૂરી પાડે છે કે પુરાતન કાળમાં નરેન્દ્રો માત્ર રાજ્યકાર્યમાં પ્રવીણ હતા, એટલું જ નહીં પણ સાથે સાથે જ સંસ્કૃત ભાષાના સારામાં સારા વિદ્વાન પણ હતા. તેમાંથી રાષ્ટ્રકૂટવંશીય અહિંસાનુયાયી મહારાજા અમોઘવર્ષ, માલવાનરેશ ભોજ, ચાલુક્યવંશતિલક કલ્યાણનરેશ સોમેશ્વર અને મેવાડાધિપતિ મહારાણા કુંભકર્ણ વગેરે મુખ્ય છે.

જ્યારે પ્રજાપતિ સારામાં સારા કેળવાએલા હોય ત્યારે તેની પ્રજા કેટલી શિક્ષિત હશે, એ વાત કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે. પહેલાંના રાજાઓ પોતાના દ્રવ્યનો વ્યય કરી, મોટાં મોટાં વિદ્યાલયો ખોલતા હતા, જેમાં દરેક દેશના મનુષ્યો વિદ્યા સંપાદન કરતા. આજકાલના ઘણાખરા રાજાઓ પોતાની પ્રજાને આદર્શ અને સંપૂર્ણ કેળવાએલી જોવા જ નથી માગતા. આ વાતની પુષ્ટિમાં અનેક પ્રમાણો ઉપલબ્ધ થાય છે. લગભગ ૧૦૦ વર્ષ ઉપર ફક્ત બંગાળમાં જ ૮૦,૦૦૦ જેટલાં વિદ્યાલયો હતાં. વિદેશી શાસન આવ્યા પછી બંગાળમાં જ નહીં પરંતુ સમસ્ત ભારતમાં તેની સંખ્યામાં દિનપ્રતિદિન ઘટાડો થાય છે. આજ કહેવામાં આવે છે કે ભારત ઘણી ઉન્નતિના શિખરે પહોંચ્યું છે. પરંતુ હું કહું છું કે પહેલાનાં કરતાં આ સમયે હિન્દમાં કેળવણીની દશા અને પદ્ધતિ બહુ જ નીચે પડી ગયાં છે. આજની કેળવણીનુ પરિણામ તો એટલું બધું સડેલું અને નીચે પડેલું નજરે આવે છે કે વિચાર કરતાં આંખમાંથી આંસુ સરે છે.

---

૨. પ્રાચીન જૈન લેખસંગ્રહ પૃ. ૧૦૬ અવલોકન.

૩. " " "

૪. યદ્યપિ ઉક્ત લેખમા સામંતસિંહ ક્યાનો નરેશ હતો, એ સૂચવ્યું નથી, તો પણ ચિતોડનો જ હોવો જોઇએ, એમ તત્કાલીન સંયોગો પરથી સિદ્ધ થાય છે. સંવત ૧૨૨૮–૩૬ના બે શિલાલેખ મળ્યા છે. પ્રસ્તુતઃ યુદ્ધ સં. ૧૨૩૧મા થયું હશે. એ યુદ્ધથી સામંતસિંહ ઘણો બલહીન થઈ ગયો હતો, અને સરદારો પ્રત્યેનું વર્તન ઘણું જ ખરાબ હતું. આવી પરિસ્થિતિમાં જાલોરના ચૌહાણ કીર્તિપાલે મેવાડ પર ચઢાઇ કરી, પોતાનો ઝંડો ફરકાવ્યો. સંભવતઃ એ યુદ્ધ સં. ૧૨૩૨–૩૬ વચ્ચે થયું હશે. કેટલાંક વર્ષો વીત્યા બાદ સામંતસિંહના કનિષ્ઠબન્ધુ કુમારસિંહે સ્વભુજાધ્વજ વડે કીર્તિપાલને મેવાડમાથી હાંકી કાઢયો.
(ગહલોતનો) રાજપૂતાનેકા ઇતિહાસ પૃષ્ઠ ૧૯૪–૯૫

૫ पुरातन प्रबंधसंग्रह पृष्ठ ४३

६ कीर्तिकौमुदि सर्ग १ श्लोक २०–२१

પ્રબધોના કથન મુજબ પ્રહ્લાદનદેવ જૈન જણાય છે, કારણ કે તેણે પાલણપુરમા પ્રહ્લાદનવિહાર બધાવી, પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ સ્થાપન કરી હતી, એમ અનેક પ્રમાણો પરથી ફલે છે તેના તમામ ઉલ્લેખો સપ્રમાણ યથાસ્થળે જોઇશુ હવે આપણે અહીં પાલણપુર સંબધી જ ભ્રમણાઓ અવલોકીશુ

**પાલણપુર સબધી ભ્રમણાઓ**

જ્યાસુધી કોઈ પણ વસ્તુનો યથાર્થ ઇતિહાસ બહાર ન આવે ત્યા સુધી તત્સંબધી જનસમૂહમા અનેક પ્રકારની વિલક્ષણ ભ્રમણાઓ ફેલાએલી હોય છે પણ જ્યારે ઇતિહાસ રૂપી ભાનુ પ્રકટે ત્યારે તત્તદ્ભ્રમણાઓરૂપી તિમિરને નષ્ટ થતા જરાએ વાર લાગતી નથી આ જ દશા આપણા પાલણપુરની છે વિદ્વત્સમાજમા પાલણપુરવિષયક ભ્રમણાઓએ પોતાના મૂળ નાખ્યા છે અચળગચ્છ પટ્ટાવલી પૃષ્ઠ ૧૧૯મા જણાવેલ છે "વીરચદ્રસૂરિજી પાલણપુરમા આવ્યા હતા" તેમનો સ્વર્ગવાસ વિ સ ૧૧૩૩ મા થયો હતો ઉપર્યુક્ત કથન ઐતિહાસિક દૃષ્ટિએ અઘટિત છે

શ્રી ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકોની નામાવલી ભાગ ૧માં જણાવવામા આવ્યું છે કે હેમચદ્ર સૂરિએ સવત ૧૩૧૧ મા પાલણપુરમા રહીને સસ્કૃતમા દ્વયાશ્રય કાવ્ય રચ્યુ આ લખાણ પણ ભ્રમપૂર્ણ છે કારણ કે પહેલા તો સ ૧૩૧૧ મા હેમચદ્ર સૂરિજીનું અસ્તિત્વ જ નહોતું, અને તેમણે ઉક્ત કાવ્ય ઉપર્યુક્ત નગરમા નિર્માણ પણ કર્યું નહતું, કદાચ એમ હોય કે પ્રહ્લાદનપુરમા ખરતરગચ્છીય ઉપાધ્યાય અભયતિલકે સ ૧૩૧૨ મા ઉપર્યુક્ત કાવ્ય પર નૂતન વૃત્તિ નિર્માણ કરી, એ ઉપરથી શ્રી ફાર્બસ સાહેબે અનુમાન બાધેલ લાગે છે હેમચદ્ર સૂરિજીનો સ્વર્ગવાસ ૧૨૨૯ મા થયો હતો

પ્રાચીન જૈન સ્મારકમા પણ શીતલપ્રસાદ બ્રહ્મચારીજીએ ભ્રમપૂર્ણ વાતો આલેખી છે અને ગુજરાતના ઇતિહાસશિર્ષક પ્રકરણમા તો ઘણી જ સ્ખલનાઓ રહી જવા પામી છે હું એ વિચારનો છુ કે કોઈ પણ વિષયનું જ્યા સુધી અધ્યયન ન થાય ત્યા સુધી કોઇએ પણ તે વિષય પર લેખિની ચલાવવી, એ અયોગ્યતાનું પ્રદર્શન કરવા જેવુ છે આશા છે કે દ્વિતીય આવૃત્તિમાં આનું સશોધન કરવામા આવશે શ્રી ફાર્બસ સાહેબે રાસમાળામા ઉલ્લેખેલ છે કે ચૌલુક્યવશીય સિદ્ધરાજનો જન્મ પાલણપુરમા થયો હતો કેટલાકોએ આ વાત માન્ય રાખી છે પરંતુ પ્રબધો આ વાતને જરાય ટેકો આપતા નથી અને નથી કોઈ તેનું અકાટ્ય ઐતિહાસિક પ્રમાણ સિદ્ધરાજના જન્મ પછી આશરે ૧૦૦ વર્ષબાદ ઉક્ત નગર વસેલ છે

**શ્રીજિનદત્ત સૂરિ**

ખરતર ગચ્છાચાર્ય શ્રીજિનદત્ત સૂરિજીને પાટણમાં અસડ નામક કોઈ માણસે વિષ આપ્યુ ત્યારે ગુરૂએ વિષપ્રયોગ જાણીને ભણશાલી ગોત્રીય "આબુ" નામક પ્રધાન શ્રાવકે વિષહારિણી મુદ્રા પાલણપુરથી મગાવી વિષ દૂર કર્યું ૭ જિનદત્ત સૂરિના સમયમા પાલણપુરનું અસ્તિત્વ ઉપરના ઉલ્લેખથી સિદ્ધ થાય છે તેમનો અસ્તિત્વસમય ૧૧૪૨-૧૨૧૧ સુધી છે

આ સૂરિજીનો એટલો બધો પરિવાર હતો કે તે જે ગામમા જતા ત્યા તેમને સાત મકાનો ઉતરવાને જોઈતા, "જીવાનુશાસન"ના નિર્માતા "सप्तगृहनिवासी" વિશેષણ વડે તેમને સબોધે છે સાકભરીનરેશ અર્ણોરાજ સૂરિજીનો પરમ ભક્ત હતો

---

૭.

૪

**સાહિત્યલેખન**

સંવત ૧૨૭૪ના માગશર વદ ૮ ગુરૂવારે પાલણપુરમાં યોગશાસ્ત્ર વિવરણની પ્રત તાડપત્ર પર લખાણી[૮]. તે જ સંવતમાં પ્રથમ જ્યેષ્ઠ વદ ૭ શુક્રવારે ભાગવતીસૂત્ર વૃત્તિ લખાણી, અને જિનપદ્મ સૂરિના ઉપદેશથી પાલ્હાગસિહના પુણ્યાર્થે સં. ૧૪૦૦માં ખરીદાઈ. તે હાલ જેસલમેરના બૃહતભંડારમાં સુરક્ષિત[૯] છે.

**સ્વર્ગવાસ**

ખરતર ગચ્છીય શ્રી જિનપતિ સૂરિનો સ્વર્ગવાસ પાલણપુરમાં સં. ૧૨૭૭માં આષાઢ શુક્લ ૧૦ને દિને થયો હતો, ત્યારે ત્યાંના જૈન સંઘે એક સ્તૂપ બનાવરાવ્યો હતો, એમ ભત્તઉવિરચિત ગીત પરથી ફલે છે. રચનાકાળ ૧૩મી સદીનો છે. ઉપર્યુક્ત સ્તૂપ આજ સુધી પણ ત્યાં વિદ્યમાન હોવાનું ત્યાંના રહીશ શ્રી કપુરચંદ ભાઈએ કહ્યું છે.

શ્રીજિનપતિ સૂરિનો જન્મ વિક્રમપુરમાં[૧૦] સં. ૧૨૧૦ માં થયો, સં. ૧૨૧૮ દીક્ષાગ્રહણ, સં. ૧૨૨૩ માં આચાર્ય પદ, ૧૨૩૩ માં કલ્યાણ[૧૧] નગરમાં મહાવીરબિંબની પ્રતિષ્ઠા[૧૨] કરી. તેઓએ સંવત ૧૨૩૯ માં અજમેર પધારી, પૃથ્વીરાજ ચૌહાણની રાજસભામાં ઉપકેશ-ગચ્છીય શ્રી પદ્મપ્રભ સાથે શાસ્ત્રાર્થ કર્યો, જેમાં ઉક્ત સૂરિજીએ વિજય મેળવ્યો અને પૃથ્વીરાજે જયપત્ર સમર્પણ કર્યું, શાસ્ત્રાર્થમાં એમની પ્રતિભા અદ્વિતીય રહી. શાસ્ત્રાર્થનું રોચક વર્ણન શ્રદ્ધેય બાબુ અગરચંદજી, ભંવરલાલજી નાહટાએ "હિન્દુસ્તાની" (અલ્હાબાદ) પત્રિકામાં આપેલ છે. ૩૬ શાસ્ત્રાર્થમાં વિજય પ્રાપ્ત કર્યાનો ઉલ્લેખ સાહરયણ અને ભત્તઉ આ પ્રમાણે કરે છે:

> પામિવ જેત્તુ છતીસ વિવાદહિ, પુહવિય પરિસધઇએ
> બોહિય પુહવીય પમુહ નરિદહ જાસુવયણિ જિણ આદરઇએ[૧૩]

અણહિલપુર પાટણમાં મરોટ[૧૪]નિવાસી જૈનેતર પંડિત નેમીચંદ ભંડારને સ્વ-ગુણોથી રંજિત કરી, જૈનધર્મ અંગીકાર કરાવ્યો. સૂરિજીનો વિશેષ પરિચય પાટણની ગજલમાં કરાવીશ.

**આચાર્યપદાર્પણ અને વિહાર**

આચાર્ય શ્રીજિનપતિસૂરિના શિષ્ય શ્રીજિનેશ્વરસૂરિ પાલણપુર નગરમાં ઉપાશ્રયમાં બેઠા હતા, ત્યારે દંડો અકસ્માત્ તડ તડ એવો શબ્દ કરીને બે કકડા થઈ ગયો. આચાર્ય મહારાજે શિષ્યોને પૂછ્યું ત્યારે માલૂમ પડ્યું કે દંડાના બે કકડા થયા છે. ત્યારે સૂરિજીએ કહ્યું કે મારા પછી બે ગચ્છ થશે તો હું મારે હાથે જ ગચ્છને હાથમાં કરીશ.

---

૮.

૯.

૧૦. પંડિત લાલચંદભાઈએ દક્ષિણના કાનાતૂર પાસે વિક્રમપુર બતાવેલ છે. વાસ્તવિક રીતે ઉક્ત નગર જેસલમેર રાજ્યાન્તર્ગત છે.

૧૧. કન્નાણા દાદરીથી ચાર માઇલ.

૧૨. વિવિધ તીર્થકલ્પ, પૃ. ૪૫

૧૩. ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ.

૧૪. મરોટનો ઇતિહાસ "મરોટની ગજલ"માં આપવામાં આવશે.

કે જેથી આગળ ધર્મપ્રચારમાં કાંઈ વાંધો ન આવે માટે પાલણપુરમા સ ૧૨૮૦ ( )મા જિનસિંહ ગણિને આચાર્ય પદવી સમર્પણ કરી, શ્રીજિનસિંહ સૂરિ તરીકે જાહેર કર્યા, અને દિલ્હી તરફ વિહારપ્રસ્થાન કરાવ્યુ શ્રીમાલસંઘ જિનસિંહ સૂરિને પોતાના પ્રમુખ ધર્માચાર્ય માનતો હતો સ ૧૨૮૦ વૈશાખ સુદિ ૧૪ ને દિવસે પ્રહ્લાદનપુરમા મદિરોમા જિનપતિ સૂરિની પ્રતિમા સ્થાપી જિનેશ્વર સૂરિના શિષ્ય પૂર્ણભદ્રે પાલણપુરમા સ ૧૨૮૨ મા "અતિ મુક્ત ચરિત્ર" નિર્માણ કર્યું, તથા સ ૧૨૮૫ મા જેસલમેરમા ધન્યશાલિભદ્ર[૧૫] ચરિત્ર રચ્યુ, અને વાચક સુરપ્રભે શોધ્યુ આ વાચકે ખભાતમા યમદડ દિગબરને વાદમા જિત્યો

### સાહિત્યલેખન

સવત ૧૨૮૬ શ્રાવણ સુદિ ૩ ને બુધવારે પાલણપુરમા "કથારત્નકોષ" નામક પ્રત તાડપત્ર લખી[૧૬] પ્રસ્તુત ગ્રન્થના કર્તા આચાર્ય દેવભદ્રસૂરિ છે

### દીક્ષા તથા ધ્વજારોપણ

સવત ૧૨૮૭ ફાગણ સુદિ ૫ને દિને પ્રહલાદનપુરમા જયસેન, દેવસેન, પ્રબોધચદ્ર, અશોકચદ્ર ગણિ, અને કુલશ્રી ગણિની દીક્ષા થઈ અને સવત ૧૨૮૮ મા પાલણપુરનિવાસી શેઠ ભુવનપાલે રાજકુમાર જયસિંહની ઉપસ્થિતિમા ધ્વજારોપણમહોત્સવ ખૂબ ધામધૂમપૂર્વક ઉજવ્યો

### ઋષભચરિત્રલેખન

સવત ૧૨૮૯ માઘ વદિ ૬ ને મગળવારે પાલણપુરમા શ્રી સોમસિંહના રાજ્યકાળમા ઋષભચરિત્ર પડિત ધનચદ્રે તાડપત્ર પર લખ્યુ[૧૭] કર્તા વર્ધમાન સૂરિ છે, પ્રસ્તુત પ્રતિ પાટણમાં સઘવી પાડા જ્ઞાનમદિરમા છે

### દીક્ષાઓ, જન્મ, લેખન અને પ્રતિષ્ઠાઓ

સવત ૧૨૯૬ ફાગણ વદિ ૫ પ્રહ્લાદનપુરે પ્રમોદમૂર્તિ, પ્રબોધમૂર્તિ અને દેવમૂર્તિ ગણિની મહોત્સવની દીક્ષા થઈ, તથા સ ૧૨૯૭ ચૈત્ર સુદી ૧૪ ને દિને દેવતિલક ધર્મતિલકની દીક્ષા થઈ

દેવેન્દ્રસિંહ સૂરિનો જન્મ શ્રીમાલી જ્ઞાતીય સાતુ નામના શ્રીમતની ધર્મપત્ની સતોષનાં રત્નકુક્ષીથી સવત ૧૨૯૮મા પાલણપુરમા થયો હતો તેમનું શુભ નામ દેવન્દ્ર રાખવામાં આવ્યું હતું તેઓએ થરાદમા[૧૮] સવત ૧૩૦૬ મા દીક્ષા ગ્રહણ કરી સ ૧૩૨૩ મા તિમિરપુરમા

---

૧૫ પ્ર. જિનદત્તસૂરિ જ્ઞાનભડાર, સુરત

૧૬ પ્રશસ્તિસગ્રહ પૃ ૪૯

૧૭ પાટણ કેટલૉગ ઑફ મેન્યુ પૃ ૩૫૦

૧૮ જૈન ઇતિહાસમા થરાદનુ સ્થાન મહત્વપૂર્ણ છે એક થારાપદ્ર નામે ગચ્છ પણ વિખ્યાત છે. ૧૧મી શતાબ્દીમા વીરગણિ થારાપદ્ર આવેલ વાદિવેતાલ શાન્તિ સૂરિજીએ ધારાથી ૬૦,૦૦૦) રૂપિયા થરાદ મોકલાવ્યા હતા, તેમાથી આદિનાથ મદિરના મૂળનાયકની ડાબી બાજુમા દહેરી અને ૨૫ કરાવ્યા હતા સૂરિનો અસ્તિત્વસમય ૧૧મી શતાબ્દીનો છે ૧૨મી શતાબ્દીમા પાટણમા "સપર્ણવિહાર"નામે મંદિર થારાપદ્ર ગચ્છાશ્રિત હતું, અને ઉપાશ્રય હોવાનુ પ્રભાવક ચરિત્રકાર સૂચન કરે છે થારાપદ્ર ગચ્છના શિલાલેખો તથા પ્રતિમાલેખો વિશેષ મળે છે એ ન ભૂલવુ જોઈએ કે થારાપદ્ર ગચ્છ થરાદથી જ નીકળ્યો હતો. પરમાર્હત કુમારપાળે થરાદમા કુમારવિહાર બધાવ્યો હતો. અજયપાળના સમયમા થરા.પાર્શ્વવિરચિત

આચાર્ય, ગચ્છનાયક પદ; સં. ૧૩૩૯ માં ૧૩૭૧ માં પાલણપુરમાં જ સ્વર્ગવાસી થયા ત્યારે ત્યાંના સંઘે સરોવરતીરે ૧ સ્તૂપ બનાવ્યો હતો. તેઓ અજિતસિંહ સૂરિના શિષ્ય હતા. "જૈન મેઘદૂત" ઉક્ત આચાર્યની જ શુભ કૃતિ છે.

॥ ૫૦ ॥ શ્રીગણેશાય નમ:

( ઢાલ રસિઆની )

સ્વસ્તિશ્રી સુખ સંપતિદાયક, શ્રીજિનવર નમું પાય વાલ્હેસર
આદેસર આદિ જે જિનવરા, પ્રણમ્યાં બહુ સુખ થાય. વા૦ ॥ ૧ ॥
લેખ લખું હો વાલિભ તુમ ભણી, આણી મનમે ઉચ્છાહ. વા૦
લેખ લખ્યેં હો પૂંગે મનરલી, પ્રીતમ આવે સીદાય. વા૦ ॥ ૨ ॥
પુંડરીક આદિ વલીજે ગણધરા, ચઉદેસેં ને બાવન્ન, વા૦
તે પ્રણમીને મનશુદ્ધિ સાહિબા, લેખ લખું ધરી મન્ન. વા૦ ॥ ૩ ॥
મરૂધર દેશ જિહાં છે દીપતો, નવ કોટી મારૂઆડ, વા૦
તિણ નગરી હો મુઝ વાલિભ વસે, જેપુરે મન રુ હાડિ. વા૦ ॥ ૪ ॥
પૂન્યારાધ્ય સકલ ગુણ શોભતા, પરમ પૂજ્ય અરચનીં આંન, વા૦
સાહ ચમકા સુંદર સોભતા, મુઝ પ્રીતમ ચરણાગન. વા૦ ॥ ૫ ॥
શ્રીથિરપુરથી લેખ લખ્યો અછૈં, તુમ ત્રીયા સ સનેહ, વા૦
તે વાચીને વલતૂ સાહિબા, શીઘ્ર મોકલજ્યો જે તીહ. વા૦ ॥ ૬ ॥
અત્ર તો ખેમ કુશલ સુખ સંપદા, દિન દિન પ્રતે અછૈ તેહ, વા૦
પણિ અસૂખ એ તો છે સાહિબા, તુમ દરીસણ નહી ગેહ. વા૦ ॥ ૭ ॥
અપરં પૂજ્ય વડા છો સાહિબા, સહુ કો જાણે જીતેહ, વા૦
તિણિ કારણિ લેખ વાચી ધણિ તણો, ધરજ્યો અવિહડ નેહ. વા૦ ॥ ૮ ॥
તિણિ કારણિ ધણિના સદેશડા સાભલીઇ દેઈ કાન, વા૦
એક ઘડી મનથી ન વીસારીઈ જો હોવે ઘટમે સાંન. વા૦ ॥ ૯ ॥

દુહા

ગયણ ગુણ કાગદ કરૂં, લેખન કરૂં વનરાય,
સાત સમુદ્રની મસિ કરૂં, પ્રીઉ ગુણ લખ્યો ન જાય. ॥૫૩॥
જિમ મનિ પસરે ચિહૂ દસિ, તિમ જો કર પસરંત,
તો હું મોતીહાર જ્યઉં કંઠ ગ્રહણ કરંત. ॥૫૪॥
પ્રીત ભલી પખેરૂઆં ઊડી જાય મિલંત,
માણસ પરવસ બાપડા દૂરિ થયા ઝૂરંત. ॥૫૫॥
ઇત્યાદિક ગુણ તુમ્હ તણા કેતા લખુ સભારિ,
તિણે ગુણ વિસરતા નથી સંભારુ વારંવાર. ॥૫૬॥
ગૂઢો કાતી ધુર ફાગુણવિચે છલનો લીજો છેહ,
જો અમ્હસું હોઈ પ્રીતડી શીઘ્ર મોકલયો તેહ. ॥૫૭॥

---

મોહરાજ પરાજય નાટક ઉક્ત વિહારમાં વીરજિનેશ્વર યાત્રામહોત્સવપ્રસંગે ભજવવામાં આવ્યું હતું. સં. ૧૩૪૦માં થરાદથી આભૂએ શત્રુંજયનો સંઘ કાઢયો હતો. ૧૬મી અને ૧૭મી શતાબ્દીમાં થરાદમાં કડવા મતનો પ્રચાર સારા પ્રમાણમા હતો. થરાદમા રચાએલ જૈન સાહિત્ય મળી આવે છે. થરાદના શ્રાવકનો લેખ (રચનાકાળ ૧૭૩૨) મારા સંગ્રહમાં આદિ છે.

પૂર્વદાલ લિખ લખ્યો છે સમક્તિ કરી ઘણી રે વાચિયો મન સાધિ
જતન સુરાખેયો રૂડીપરે રે મતદીઠ દુરજન હાથ ॥૫૮॥
સવત સત્તર બનાસા સવત્સરે રે આસો માસ મઝાર,
સુદિ તેરસ તિથ કહી ઉજ્વી રે વાર શુક્ર સુવિચાર ॥૫૯॥

ઇતિશ્રી ધરાદના શ્રાવકનો લેખ
સમ્પૂર્ણ સવત ૧૮૪૭ ફાગુન
સુદિ ૯ સોમે ગામ
શ્રી રાણવાવ મધ્યે
અજે વચિ તેને રામ રામ છે
શુભ ભવતુ

યદ્યપિ આ પત્રનું મથાળુ લેખકે "શ્રાવકનો લેખ" રાખેલ છે, પણ પત્ર વાચતા પ્રેમપત્ર માલુમ પડે છે

સંવત ૧૩૦૧ મા વિજાપુરમાં[19] ઉપમકાદિ, વિપાકાના પાચ સૂત્રો ખરતર ગચ્છાચાર્ય શ્રીઅભયદેવસૂરિકૃત વૃતિ સહિત અમિસિંહે તાડપત્ર પર આલેખ્યા અને દેવેન્દ્રસૂરિ વિજયચદ્ર સૂરિ ઉપાધ્યાય દેવભદ્ર ગણિના વ્યાખ્યાનથી પાલણપુરમા નાગપુરીય શ્રાવકાદિએ ચતુર્વિધ સઘપઠનાર્થે, વાચનાર્થ આત્મશ્રેયાર્થે લખાવ્યા [20]

સ ૧૩૦૫ આષાઢ સુદિ ૧૦ શ્રીમહાવીર ઋષભનાથ, નેમિનાથ, શ્રીપાર્શ્વનાથ ભગવાન અને નંદીશ્વર–એમની પ્રતિષ્ઠા પાલણપુરમા જિનેશ્વરસૂરિજીએ કરી સ ૧૩૦૯ માગશિર સુદિ ૧૨ દિને ઉપયુક્ત નગરમાં સમાધિશેખર, ગુણશેખર, દેવશેખર, ઇત્યાદિ સાધુસાધ્વીઓની સંગા-સમુદ્રતાગિણી દીક્ષા થઈ તે જ વર્ષમા માઘ સુદિ ૧૦ શાન્તનાથ, અજિતનાથ, ધર્મનાથ, વાસુપૂજ્ય, મુનિસુવ્રત, સમધરસ્વામી, પદ્મનાભ, આદિ જિનબિંબોની પ્રતિષ્ઠા ઉપર્યુક્ત સૂરિના શુભ હસ્તથી થઈ તથા વિમલચદ્ર શ્રીરાએ વિપુલ દ્રવ્યનો વ્યય કરી, નગરકોટસ્થિત શાન્તિનાથ પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી ઉપરિકથિત મૂર્તિઓ જૂદા જૂદા શ્રાવકોએ પોતાના નામથી બેસાડી સવત ૧૩૧૧ વૈશાખ સુદિ ૬ને દહાડે ચદ્રપ્રભસ્વામી વિધિ ચૈત્યાલયે ભીમપલ્લીસ્થિત મહાવીરપ્રતિમાની શ્રીભુવનપાલે સ્વભુજાદ્રવ્યથી ઉપાર્જન કરેલ દ્રવ્યથી મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરાવી આ સમયે પણ અલગ અલગ શ્રાવકોએ પ્રતિમા ભરાવી, તેમા જિનદત્ત સૂરિની મૂર્તિનો પણ સમાવેશ થાય છે આ સમયે જિનપાલ ઉપાધ્યાય સ્વર્ગવાસી થયા, ત્યારે ત્યાના સંઘને ઘણો ખેદ થયો એક ઉચ્ચ કોટીના વિદ્વાનનું મૃત્યુ થયું, અને વળી ધર્માચાર્ય, ત્યારે કોનુ દિલ ન દુખાય ? સંવત ૧૩૧૨ વૈશાખ સુદિ ૧૫ ચદ્રકીર્તિ ગણિને ઉપાધ્યાયપદથી જિનેશ્વર સૂરિએ વિભૂષિત કર્યા, અને પ્રબોધચદ્ર અને લક્ષ્મીનિલકને વાચનાચાર્ય પદાર્પણ કર્યું આજ અરસામા ભાવનાતિલક, ભરતકીર્તિ, તથા ૨ સાધ્વીઓની દીક્ષા થઈ

રચના

ઉપર્યુક્ત લક્ષ્મીતિલક પછી અભયતિલક ઉપાધ્યાયે ન્યાયદ્વાઅનું અધ્યયન કર્યું હતું અભયતિલક ઉપાધ્યાયે સવત ૧૩૧૨ મા હેમચદ્રસૂરિવિરચિત વિવૃતિ સર્ગાત્મક સંસ્કૃત

---

૧૯ વિશેષ જાણવા માટે "વિજાપુર વૃદ્ધ વૃત્તાન્ત" જુઓ [illegible]
૨૦ પીટર્સન રિપોર્ટ સ. ૧૮૮૪–૮૬ પૃ ૭૩

દ્વયાશ્રય કાવ્યપર વૃત્તિ રચી, અને તે પાલણપુરમાં સમાપ્ત કરી. વળી તેમણે "પંચ-પ્રસ્થાન-તર્ક-વ્યાખ્યા" પણ નિર્માણ કરી. "

ઉપાધ્યાય શ્રીઅભયતિલકના વિદ્યાગુરૂ લક્ષ્મીતિલક તથા દીક્ષાગુરૂ જિનેશ્વરસૂરિ હતા. અભયતિલકના બનાવેલા કેટલાંક ગ્રન્થરત્નોનું સંશોધન લક્ષ્મીતિલકે કર્યું હતું. આચાર્ય શ્રીજિનેશ્વર સૂરિએ ઉક્ત નગરમાં "श्रावकधर्मप्रकरण" નામક નૂતન ગ્રન્થ નિર્માણ કર્યો. સંભળાય છે કે ઉક્ત સૂરિએ જ જાવાલિપુરમા પ્રસ્તુતઃ ગ્રન્થ પર સં. ૧૩૧૭માં વૃત્તિ રચી છે. ઉક્ત આચાર્યશ્રીના શિષ્યો-જિનપ્રબોધસૂરિ, જિનરત્નસૂરિ, લક્ષ્મીતિલક, અભયતિલક, ચંદ્રતિલક, દેવમૂર્તિ, વિવેકસમુદ્ર, આદિ મહાન્ વિદ્વાન અને ગ્રન્થકારો થઈ ગયા છે. એટલું જ નહીં પણ તે સમયના સમર્થ વિદ્વાનોમાં સર્વોપરિ સ્થાન છે.

**પ્રવેશ, આચાર્યપદોત્સવ:**

અભયતિલક અને દેવમૂર્તિ આદિ મુનિઓએ પાલણપુરમાં ખૂબ ધામધૂમપૂર્વક પ્રવેશ કર્યો. માઘ વદિ ૫મે વિજયસિદ્ધિની દીક્ષા થઇ અને ૬ ને દિવસે ચંદ્રપ્રભ, અજિતનાથ, સુમતિનાથ-એમની પ્રતિમાની બુધચંદ્ર મહોત્સવથી પ્રતિષ્ઠા કરાવી. અન્ય શ્રાવકોએ પાંચ પ્રતિમા ભરાવી, તેમાં જિનવલ્લભસૂરિની મૂર્તિનો પણ સમાવેશ થાય છે.

સંવત ૧૩૨૧ માં પણ દીક્ષાઓ થઈ. જિનેશ્વર સૂરિના સમયમાં પાલણપુર પૂર્ણોન્નતિના શિખરે પહોંચ્યું હતું.

દેવેન્દ્ર સૂરિ એકદા વિહાર કરતાં કરતાં પાલણપુરમાં પધાર્યા, ત્યારે તેમના વ્યાખ્યાનમાં ઘણા શ્રોતાઓની ઉપસ્થિતિ રહેતી. એ ઉપરથી જ પ્રગાઢ પાંડિત્ય અને વક્તૃત્વશક્તિનો પરિચય મળી રહે છે, અને પ્રહ્લાદનવિહારમા ૧૬ મણ સોપારી અને ઘણા ચોખા આવતા, એ ઉપરથી ત્યાંની જૈન વસ્તિ કેટલા મોટા પ્રમાણમા વિદ્યમાન હતી, એ જણાઈ આવે છે; ત્યાં પ્રહ્લાદનવિહારમાં શ્રીસંઘની વિજ્ઞપ્તિથી વીરધવલને આચાર્યપદ વિ. સં. ૧૩૨૩ માં આપવામાં આવ્યુ ,અને ભીમસિંહનું ધર્મકીર્તિ નામ રાખી, ઉપાધ્યાયપદ અર્પણ કર્યાનું કહેવાય છે, તથા પ્રહ્લાદનવિહારમાં કુમકુમવૃષ્ટિ થવાથી લોકો આશ્ચર્ય પામ્યા. તપાગચ્છીય જિનવર્દ્ધન ગણિ (સં. ૧૪૮૨ લેખિત) ગુર્વાવલીમાં આ પ્રમાણે પાલણપુરનો ઉલ્લેખ કરે છે:

सुख संपदा नणइ सागरि, पाल्हणपुरि नगरि,
पाल्हणविहार प्रासादि, अनेक तूर्य निनादि;
१३२३ आचार्यपद, सघनइ मति आणद सपद,
प्रासादमडपि कुमकमवृष्टि, लोके ते वात दीठी नि दृष्टि;
मन माहि विस्मय अपार, तडपात्रि अविका अवतार,
लोक हवुउ सावधान, तीण इसिउं वचन वोलिऊ प्रधान;
ए उत्तम पुरुष पदठवणि, देवे उच्छवकिउ इणि भवणि,
ए वड महिमा देवि, तउ सघ नाचइ हर्ष विशेष:
अनेकि सीकिरिफर व्यवहारीचा तणउ सयोग,
तिणि प्रासादि ५०० वीसलपुरीय भोग ।

भारतीय विद्या, वर्ष १, अंक २

ઉપર્યુક્ત વિદ્યાનન્દસૂરિ ઉજ્જયિનિ નગરીના નિવાસી જિનચંદ્રપુત્ર વીરધવળ હતા સંવત ૧૩૦૨મા બન્ને ભાઈઓએ દેવેન્દ્રસૂરિ પાસે દીક્ષા ગ્રહણ કરી. તેઓ ઉચ્ચ કોટીના વિદ્વાન હતા

ખરતર ગચ્છાચાર્ય શ્રીજિનેશ્વરસૂરિ અત્યન્ત વૃદ્ધ થવાથી સં ૧૩૩૧ મા પ્રબોધમૂર્તિ ગણિને આચાર્યપદાર્પણ કરી, સ્વર્ગવાસી થયા જિનેશ્વર સૂરિ મરોટનિવાસી નેમિચંદ્ર ભંડારીના પુત્ર હતા અને જિનપ્રબોધસૂરિનો જન્મ સં ૧૨૮૫મા, દીક્ષા સં ૧૨૯૬મા, સૂરિપદ સં ૧૩૩૧-(૩૩)મા સ્વર્ગગમન સં ૧૩૪૧મા સંવત ૧૩૩૩માં ગિરનારના લેખમા ઉક્તાચાર્યનું નામ આવે છે તેઓ શાન્તિચંદ્ર સૂરિના શિષ્ય હતા તેમની પ્રતિમા પાલણપુરમા પ્રતિષ્ઠિત કરેલી ખંભાતમાં વિદ્યમાન[21] છે "કાતન્ત્રવૃત્તિ દુર્ગપદપ્રબોધ" (રચનાકાલ ૧૨૮૮) આપની જ શુભ કૃતિ છે

## સાહિત્યાલેખન

સંવત ૧૩૧૦ માઘ સુદિ ૧૨ ને રવિવારે પુષ્યાર્ક નક્ષત્રે મહારાજાધિરાજ વીસલદેવ કલ્યાણવિજયરાજ્યે મહામાત્ય શ્રીનાગડ મંડલેશ્વર મુદ્રા વ્યાપારમા, પાલણપુરમા કુમારસુત છાડ માટે ઉત્તરાધ્યયન પ્રત તાડપત્ર પર લખી[22]

સંવત ૧૩૩૫ વર્ષે આષાઢ વદિ ગુરુવારે પાલણપુરમા કલ્પસૂત્ર કાલકાચાર્ય કથા-યુક્ત તાડપત્ર પર લખ્યુ[23]

## સંઘાગમન, આચાર્યપદોત્સવ

મંડપદુર્ગ—માંડવગઢના મંત્રી પેથડના સુપુત્ર ઝાંઝણે ત્યાંથી તીર્થયાત્રા માટે સંવત ૧૩૪૦ માઘ સુદ ૫ મે મોટો સંઘ કાઢયો હતો તે સંઘ ચિત્તોડ ઇત્યાદિ મોટા મોટા ગામો પરિભ્રમણ કરતો કરતો પાલણપુર નગરમાં આવ્યો હતો ધર્મઘોષસૂરિ સંઘ સાથે હતા જૈન ઈતિહાસમાં પેથડ કુમારનું અત્યન્ત મહત્ત્વપૂર્ણ સ્થાન છે પેથડે સરસ્વતીની અપૂર્વ સેવા બજાવી હતી[24] શત્રુંજયોદ્ધારક સમરસિંહના પૂર્વજો પ્રહલાદનપુરના નિવાસી હતા તેમના પિતા સાહ દેસલે પાલણપુરમાં સંવત ૧૩૭૧મા આચાર્ય સિદ્ધસૂરિનો પદોત્સવ ખૂબ ધામધૂમથી કર્યો હતો સમરસિંહના આગ્રહથી સૂરિએ શત્રુંજયે આદિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરી[25] આ પ્રતિષ્ઠાવખતે સમરસિંહે ઘણી વિપત્તિ વેઠી હતી મુસલમાની સમયમાં, તેમાંય વળી અલ્લાઉદ્દીન ખીલજીના રાજ્યકાળમા ૧ તીર્થનો ઉદ્ધાર કરવો, એ મુશ્કેલભરી વાત હતી જ્યાં હિન્દુ ધર્મનાં પ્રાચીન સ્મારકો નષ્ટ કરવાનો ઇરાદો હોય ત્યા નૂતન નિર્માણ થઈ શકે ? કદાપિ નહી

---

૨૧ સં ૧૩૫૧ માઘ વદિ ૧ શ્રીપ્રહ્લાદનપુરે ... શ્રીજિનપ્રબોધસૂરि-शिष्य श्रीजिनचन्द्रसूरिभि: श्रीजिनप्रबोधसूरि... प्रतिष्ठित ... ॥ (खरतर) ॥

... ભાગ ૨ પૃ ૧૧૪-૧૫

૨૨ પાટણ રિપોર્ટ ... પૃ ૨૧૮

૨૩ ,, ,, પૃ ૩૧

૨૪ જૈન સાહિત્યનો ઇતિહાસ ..., પૃ. ૪૦૬

૨૫ ... પૃ ૧૬૨

## શ્રી જિનોદય સૂરિનો જન્મ

ખરતર ગચ્છમાં અનેક સુપ્રસિદ્ધ પ્રભાવક આચાર્ય થઇ ગયા છે, તેમાં અભયદેવ સૂરિ જિનદત્ત સૂરિ આદિનું સ્થાન અત્યંત મહત્ત્વપૂર્ણ છે. શ્રીજિનોદયસૂરિ ખરતરગચ્છની ૫૪ મી પાટે સમર્થ આચાર્ય છે. ઉપર્યુક્ત મહાપુરૂષને જન્મ આપવાનું સૌભાગ્ય સંવત ૧૩૭૫માં પાલણપુર-નિવાસી માલ્હગોત્રીય શા. રૂપપાલની ધર્મપત્ની ધારલદેવીને પ્રાપ્ત થયું હતું. એકદા આચાર્ય શ્રીજિનકુશલ સૂરિજી પાલણપુર નગરમાં પધાર્યા. તેમના સદુપદેશથી બાલ્યાવસ્થામાં જ દીક્ષા ગ્રહણ કરવાની પ્રબલ ઉત્કંઠા જાગ્રત થઈ, સં. ૧૩૮૨-(૮૩)માં દીક્ષા અંગીકાર કરી. ઇતિહાસપ્રસિદ્ધ કાલકાચાર્યે જેવી રીતે સ્વભગિની સરસ્વતી સહિત દીક્ષા ગ્રહણ કરી હતી તેવી રીતે ઉપર્યુક્ત સૂરિએ પોતાની બહેન "ક્રીલ્હુ" સાથે લીધી હતી. દીક્ષાનું શુભાભિધાન સોમપ્રભ રાખ્યું હતું તથા વિદ્યાભ્યાસ શરૂ કર્યો. ગુરૂજીએ તેની યોગ્યતા જોઈ સં. ૧૪૦૬માં જેસલમેરમાં વાચનાચાર્ય પદ પ્રદાન કર્યું. સંવત ૧૪૧૫ આષાઢ વદ ૧૩ ને દિને ખંભાતમાં તરૂણ પ્રભાચાર્ય જિનચંદ્રસૂરિની પાટ પર સ્થાપન કર્યા. (પદસ્થાપના વર્ણન માટે પટ્ટાભિષેક રાસ જોવો.) તેમના ૨૪ શિષ્ય, ૧૪ સાધ્વીઓ હતી. ઉક્ત સૂરિની જ્ઞાનપંચમી ચૌપાઇ (૧૪૩૩) માં પ્રસંશા કરવામાં આવી છે. તેઓ અણહિલપુર પાટણમાં સં. ૧૪૩૨માં ભાદ્રપદ સુદિ ૧૧ ને દિને સ્વર્ગવાસ પામ્યા. તેઓએ ૧૨ ગામમાં અમારી ઘોષણા કરાવી હતી અને જેસલમીર આદિ સ્થળોમાં પ્રતિષ્ઠા કરાવી હતી, એમ શિલાલેખો પરથી ફલે છે. તે સમયના આચાર્યોમાં ઉક્ત આચાર્યનું અભિધાન વિશેષ રૂપથી ઉલ્લેખનીય છે.

## સોમસુંદર સૂરિનો જન્મ

સોમસુંદરસૂરિજીનું ગુજરાતી ભાષાના ઇતિહાસમાં અદ્વિતીય સ્થાન છે, એટલુંજ નહીં એમણે ગુજરાતી ભાષાના વાઙ્મયને પરિપુષ્ટ કર્યું છે. તેમના શિષ્યોએ પણ ગુર્જર વાઙ્મય નિર્માણ કરી, સ્વપાંડિત્યનો પરિચય કરાવ્યો છે. સોમસુંદર સૂરિજીનો જન્મ પણ પુણ્યનગર પાલણપુરમાં સંવત ૧૪૩૦માં શત્રુંજયાદિ સમગ્ર તીર્થોની યાત્રા કરનાર સજ્જન શ્રેષ્ઠીની ભાર્યા માલ્હણદેવીની રત્નકુક્ષીથી થયો હતો. બાલ્યાવસ્થામાં શુભાભિધાન 'સોમ' રાખેલ. શૈશવાવસ્થામાં સોમને સંસાર પ્રત્યે ગ્લાનિ ઉત્પન્ન થઇ. ફળરૂપે માતાપિતાની સંમતિપૂર્વક સં. ૧૪૩૭માં માત્ર સાત વર્ષની અવસ્થામાં જયાનંદસૂરિ પાસે દીક્ષા અંગીકાર કરી, વિદ્યાભ્યાસમાં પ્રવૃત્ત થયા. ક્રમશઃ ઉત્તીર્ણ થઈ, ઉપાધ્યાય, અને વાચકના પદો સંપાદન કરી, તરત જ દેવકુલ પાટકમાં ગયા. ત્યારે લાખા રાણાના માનીતા અમાત્ય રામદેવ અને શુડે પ્રવેશોત્સવ કર્યો. સંવત ૧૪૫૭માં તેમને અણહિલપુર પાટણમાં નરસિંહ શેઠે કરાવેલ અદ્ભુત મહોત્સવપૂર્વક દેવસુંદર-સૂરિએ ૨૭ વર્ષની વયે આચાર્યપદ સમર્પણ કર્યું. તે કાળમાં જૈન સાધુઓ પ્રત્યે શ્રાવકોનો શો પ્રેમ હતો, એ "સોમસૌભાગ્ય" પરથી સ્પષ્ટ જાણી શકાય છે.

ગુણરાજ અને સોમસુંદરસૂરિનો સંબંધ કુમારપાળ અને હેમચંદ્ર સૂરિ જેવો છે. ગુણરાજે ચિતોડ પર રાણા મોકલના આદેશથી કીર્તિસ્તંભ પાસેના પ્રાસાદનો ઉદ્ધાર કર્યો, અને તેના પાંચે પુત્રોએ વર્દ્ધમાન જિનની નૂતન પ્રતિમા નિર્માણ કરાવી. સોમસુંદરસૂરિ પાસે સં. ૧૪૮૫ માં પ્રતિષ્ઠા કરાવી. એ ઉપરથી અનુમાન થાય છે કે ગુણરાજનો સ્વર્ગવાસ સં. ૧૪૮૫ પૂર્વે થઈ ગયો હોવો જોઈએ. ઉપર જે કીર્તિસ્તંભ સૂચવ્યો છે તે વિષે પુરાવિદ્ ગૌરીશંકર ઓઝા કહે છે. કે "જૈન કીર્તિસ્તંભ દિગંબર સંપ્રદાયના બઘેરવાલ મહાજન સાતેનાપના પુત્ર જીજીએ વિ. સં. ૧૪ સદીના ઉતરાર્દ્ધમાં બંધાવ્યો હતો." આ કથન ઐતિહાસિક દષ્ટિએ ભૂલભરેલું છે. વાસ્તવિક

રીતે ઉક્ત કીર્તિસ્તંભ પોરવાડ કુમારપાળે બંધાવ્યો હતો આચાર્યશ્રીએ પોતાની જિંદગીમાં અનેક પ્રતિષ્ઠાઓ કરાવી, તેમાં સસારવિખ્યાત રાણકપુરનો પણ સમાવેશ થાય છે તેમના તમામ પ્રતિમાલેખો આ પ્રમાણે છે —

૧૪૭૫-૮૫-૯૬-૯૯ (જૈન લેખ સગ્રહ ભાગ ૧), ૧૪૮૨-૮૪-૮૫-૮૭-૮૯-૮૯ ૯૧-૯૨-૯૪ (ઉક્ત સગ્રહ ભાગ ૨), ૧૪૪૯-૭૨-૭૪-૭૮-૭૯-૮૧-૮૨-૮૩-૮૪-૮૫ ૮૬-૮૭-૮૮-૮૯-૯૦-૯૧-૯૩-૯૪-૯૫-૯૬-૯૮ (જૈન ધાતુપ્રતિમા લેખ સ), ૧૪૭૧-૭૪-૭૯-૮૦-૮૫-૮૬-૮૭-૮૮-૮૯-૯૦-૯૧-૧૦૩ (ઉક્ત પુસ્તક ભાગ ૨), ૧૪૮૫-૯૬ (પ્રાચીન જૈન લેખ સગ્રહ ભાગ ૨), ૧૪૯૬-૯૮ (પ્રાચીન જૈન લેખ સગ્રહ ભાગ ૩) તથા લગભગ ૨૦ લેખો મારા સગ્રહમા મળી આવે છે હજી સુધી ઘણાય ગામમાની ધાતુપ્રતિમાના લેખો નોંધાયા નથી એ લેખો બહાર પડતા વધુ વિગત જાણવા મળશે ઉક્ત સૂરિજીની સાહિત્યસેવા આ પ્રમાણે છે —

ભાષ્યત્રય ચૂર્ણિકા, કલ્યાણકસ્તોત્ર, રત્નકોષ નવસીવી, ગુર્જર ગિરામા ઉપદેશમાલા, બાલાવબોધ યોગશાસ્ત્રપર, ષડાવશ્યક, ષષ્ઠિશતક પર (મૂળ કર્તા મરોટનિવાસી શ્રીજિનેશ્વરસૂરિના પિતા નેમીચદ્ર ભડારી છે) આરાધના-પતાકા નવતત્ત્વ, નેમીનાથ નવરસા, આરાધના રાસ, વગેરે ગ્રન્થો મળી આવે છે "દેવદ્રવ્ય પરિહાર ચઉપઈ" ગાથા ૪૫ પણ સોમસુંદર સૂરિની બનાવેલી છે તેના આદિ અત આ પ્રમાણે છે

आदि —

निसुणउ श्रावक जिणवर भगति तिम करिवि जिम आतमसकति
तिम करिवउ जिम नवि थवई, चिरकालिई निरमल दीवीई ॥१॥

अत —

सोमसुन्दर सूरि तणइ पसाइ, अरिहय विघन सवि दूरि जाइ ।
कीधी चउपई पणचालीश, जिन चउवीसह नामउ सीस ॥ ४५ ॥
॥ इति श्री देवद्रव्यपरिहार चउपइ समाप्ता ॥

सवत् १५४२ वर्षे फा० व० ११ दिने श्रीमनी पार्करानगरे पूज्य प शुभवीर गणि पाद शिष्य प धामकल्याण गणि तिलक कल्याणगणिभि लेखि ॥ श्रीरस्तु ॥

॥ श्रीरस्तु ॥

ઉપરની પ્રતિ સ ૧૫૪૨ની લખેલી છે એટલે ગ્રન્થરચયિતાના સ્વર્ગવાસ પશ્ચાત્ ૪૬ વર્ષ બાદ લખાયેલી છે એટલે તે વિશેષે કરીને મહત્વની છે આ પ્રતિ પ્રાય અન્યત્ર અનુપલબ્ધ છે, અને તે મારા સગ્રહમા છે

સોમસુંદર સૂરિએ અનેક પ્રતિઓનું આલેખન કરાવ્યુ હતું, એમ અનેક પુષ્પિકાઓ ઉપરથી કહે છે આ પ્રભાવશાળી આચાર્યે પાવાગઢના સુપ્રસિદ્ધ નરેશ જયસિંહ, જૂનાગઢના મડલિક અને મેવાડના રાણા કુભકરણને સ્વકવિતામસ્યા વડે રંજિત કર્યા હતા એમ તત્કાલીન પુરાવાઓ પરથી સિદ્ધ થાય છે સોમસુંદર સૂરિના ગિરનારસ્તવન ગાથા ૧૭, સ્તભનપાર્શ્વનાથ સ્તવનગાથા ૨૫, અર્બુદાચલસ્તવન ગાથા ૩૩, નવખડસ્તવન ગાથા ૯, પંચકલ્યાણકસ્તવન ગાથા ૧૧, આદિ અપ્રકાશિત સ્તવનો મારા સગ્રહમા છે સોમસુંદર સૂરિના શિષ્યો વિદ્વાન અને મહાન વાદી હતા તેમાના કેટલાકોની જૂની ગુજરાતીમાં વિજ્ઞપ્તિઓ મારા

૫

સંગ્રહમાં છે. ઉપર્યુક્ત આચાર્યનો સ્વર્ગવાસ સં. ૧૪૯૬માં થયો. તેમના સમયમાં સાહિત્યનો ઉત્કર્ષ થયો હતો. ખરતર ગચ્છાચાર્ય શ્રીજિનભદ્ર સૂરિએ પાટણ, ખંભાત આદિ નગરોમાં જ્ઞાનમંદિરોની સ્થાપના કરી હતી, ત્યારે પાલણપુરમાં વિશાલ જૈનજ્ઞાનમંદિર સ્થાપ્યું હતું, એમ જેસલમીરની પ્રશસ્તિ પરથી જાણવા મળે છે. તેમણે અનેકાંત જયપતાકા એવ વિશેષાવશ્યક ભાષ્ય જેવા મહાન સિદ્ધાન્તગ્રન્થ અનેક મુનિઓને શીખવ્યા હતા. જેસલમીરનો રાઉલ વૈરસિંહ સૂરિનો પરમ ભક્ત હતો. તે સમયના ઉદ્‌ભટ વિદ્વાનોમાં જિનભદ્ર સૂરિનું નામ સર્વોપરી છે.

સંવત ૧૫૦૩માં પાલણપુરમાં માલ્હા શ્રાવકની વસતિમાં[૨૬] સત્યરુચિની અભ્યર્થનાથી અને રત્નચંદ ગણિની સહાયતાથી ઉપાધ્યાયપદવિભૂષિત જયસાગર ગણિએ પૃથ્વીચંદ રાજર્ષિચરિત્ર નિર્મ્માણ કર્યું તથા જૈસલમેરમાંના પાર્શ્વજિનાલયની પ્રશસ્તિ શોધી અને શાન્તિનાથજિનાલયની પ્રશસ્તિ રચી. અણહિલપુર પાટણમાં સં. ૧૪૭૮માં પર્વ રત્નાવલી કથા રચી. પાટણમાંથી નૂતન જ્ઞાનકોશ માટે શ્રાવકોને ઉપદેશ આપી, સહસ્રો પુસ્તકોનું આલેખન કર્યું–કરાવ્યું. જૈનોના વિજ્ઞપ્તિસાહિત્યમાં જયસાગર ઉપાધ્યાયનું નામ સર્વ પ્રથમ આવે છે. વિશેષ માટે **વિજ્ઞપ્તિ ત્રિવેણી** જોવા વાચકોને વિનતિ છે. વીકાના પુત્ર ઝાંઝણે પાલણપુરના મંદિરમાં શાન્તિનાથ ભગવાનના બિંબની પ્રતિષ્ઠા કરાવી.

**સાહિત્યાલેખન અને બિંબ પ્રતિષ્ઠાઓ**

સંવત ૧૫૧૦ કાર્તિક સુદિ ૮ ને દિને પરમગુરૂ ગચ્છનાયક શ્રીજયચન્દ્રસૂરિના શિષ્ય ભટ્ટારક શ્રીઉદયનંદી સૂરિજીના શિષ્યે ક્ષેત્રસમાસ (સાવ–ચૂરિ પંચ પાઠ) પાલણપુરમાં લખ્યો.
(જૈન ધાતુપ્રતિમા સંગ્રહ પૃ. ૬૩ ભા. ૧)

ઉપરના લેખવાળા મુનિ સુંદર સૂરિ તે જ કે જે સોમસુંદર સૂરિના પટ્ટધર હતા. ઉપદેશરત્નાકર, શાન્તિકર સ્તોત્ર, ગુર્વાવલી, વગેરે તેમની જ નિર્માણ કરેલી શુભ કૃતિઓ છે. તેઓ સહસ્રાવધાની તરીકે પ્રસિદ્ધ હતા. તેમના પ્રતિમાલેખો વિપુલ પ્રમાણમાં દ્રષ્ટિગોચર થાય છે. સૂરિજીનો જન્મ સં. ૧૪૩૬માં, દીક્ષા સં. ૧૪૪૨માં, વાચક પદ સં. ૧૪૬૬માં, સૂરિપદ સં. ૧૪૭૮માં, સ્વર્ગવાસ સં. ૧૫૦૩માં કાર્તિક સુદિ ૧. રત્નશેખર સૂરિ પણ ઉચ્ચ કોટિના વિદ્વાન હતા. તેમના પ્રતિમાલેખો વિશદ પ્રમાણમાં મળે છે.

સંવત ૧૫૧૯ પોષ વદી ૫ ગુરૂવારે પાલણપુરે ઉકેશ જ્ઞાતીય વસ્રા જાખડપ્રમુખકુટુંબહિતાર્થે પાર્શ્વનાથબિંબ કરાવ્યું અને તપાગચ્છીય લક્ષ્મીસાગર સૂરિએ (રત્નશેખર સૂરિના શિષ્યે) પ્રતિષ્ઠા કરી. (જૈન લેખસંગ્રહ પૃ. ૨૭૪ ભાગ. ૨)

સંવત ૧૫૩૦ માઘ વદિ ૨ શુક્રવારે પાલણપુરનિવાસી પોરવાડ જ્ઞાતિના સીચૂના શ્રેયાર્થે નેમિનાથબિંબ કરાવ્યું. ઉપર્યુક્ત સૂરિએ તેની પ્રતિષ્ઠા કરી (એજન પૃ. ૩૦)

સંવત ૧૫૩૪ ભાદરવા સુદી ૧૦ શતાદિ કુટુંબ સહિત સ્વશ્રેયાર્થે આદિનાથબિંબ કરાવી, ઉપર્યુક્ત સૂરિ પાસે પાલણપુરમાં પ્રતિષ્ઠા કરાવી. (એજન પૃ. ૫૫).

૨૬. દક્ષિણ ભારતના કાનડી ભાષાના શિલાલેખોમાં અને ગ્રન્થોમા બસદિ યા વસતિ એ શબ્દનો પ્રચાર વિશેષ પ્રમાણમાં જોવાય છે. વસતિ શબ્દ સંસ્કૃત તત્સમ વસ્તી(તી)નું તદ્‌ભવરૂપ છે. વસ્તી શબ્દ પણ વસતિ શબ્દાર્થનો દ્યોતક છે. ખાસ કરીને બસદિ શબ્દ જિનમંદિર માટે વપરાય છે, એમ ઇ. સ. ૧૪૫૦ બોમ્મરસવિરચિત "ચતુરાસ્યનિઘણ્ટુ" પરથી ફલે છે. (કન્નડકવિચરિતે ભાગ ૨, પૃ. ૯૨). બસતિ શબ્દનો પ્રાચીન ઉલ્લેખ ઇ. સ. ૧૧૮૧ના શ્રવણ બેલ્ગોલના શિલાલેખમા મળે છે. પ્રાકૃતભાષાના કોશોમાં વસઇ યા વસહિ શબ્દ મળે છે.

ઉપર્યુક્ત આચાર્યશ્રીના પ્રતિમાલેખો વિપુલ પ્રમાણમા ઉપલબ્ધ થાય છે વીશ લેખો મારા સગ્રહમા છે તેમનો જન્મ સ ૧૪૬૪ ભા વદિ ૨, દીક્ષા સ ૧૪૭૦, પન્યાસપદ સ ૧૫૦૧, સૂરિપદ સ ૧૫૦૮, ગચ્છનાયકપદ સ ૧૫૧૭ છે ઉક્ત આચાર્યના સમયમાં પાલણપુરવાસી ઉકેશ જ્ઞાતિના સા ખીમાના પુત્ર જીનાએ આગમમડનને વાચકપદ અપાવ્યુ

## વિજયહીર સૂરિનો જન્મ

આચાર્યશ્રી વિજયહીર સૂરિજીને જન્મ આપવાનું સૌભાગ્ય પુણ્યનગર પાલણપુરનિવાસી ઓસવાલ કુવરાની ધર્મપત્ની નાથીબાઈને સ ૧૫૮૩ મા પ્રાપ્ત થયુ હતુ ૧૩ વર્ષની વયમા માતાપિતા પરલોકે સિધાવ્યા ત્યારે તેઓને પાટણમા સ્વભગિનીને ત્યા જતા વિજયદાન સૂરિનો ઉપદેશ લાગવાથી સસાર ત્યાગવાની ઉત્કટેચ્છા થઈ બ્હેને, અને સગાસબધીઓએ તેમને સમજાવવામા કાંઈ પણ બાકી ન રાખી છતા પણ તેમનો નિશ્ચય અટલ રહ્યો અને સ ૧૫૯૬માં દીક્ષા અગીકાર કરી (જગદ્ગુરૂ કાવ્યાનુસાર તેમના માતાપિતા પણ દીક્ષા પર આવ્યા હતા) તેઓ હીરહર્ષ નામે પ્રખ્યાત થયા અનુક્રમે વિદ્યાભ્યાસ કરી, મુગલ સમ્રાટ્ અકબરને પ્રતિબોધનારા થયા વિજયહીર સૂરિએ સ્વજીવન દરમ્યાન અનેક સઘો અને પ્રતિષ્ઠાદિ ધર્મકાર્યો કરાવ્યા હતા કહેવાય છે કે અકબરે તેમને જગદ્ગુરૂપદ આપ્યુ હતુ કતિપય ઐતિહાસિકો આ માટે શકા કરે છે હીરવિજય સૂરિ ઉચ્ચ કોટીના વિદ્વાન હતા, પણ ખેદ એ વિષયનો છે કે તેમના નિર્માણ કરેલા ગ્રથો જુજ મળે છે, અને તે આ પ્રમાણે છે શાન્તિનાથ રાસ, દ્વાદશજલ્પવિચાર, અતરીક્ષ પાર્શ્વનાથસ્તવન, અને જબુદ્વીપપ્રજ્ઞપ્તિ મહાવીરસ્તોત્ર પણ તેમનું જ બનાવેલુ, તેમની જ પરપરાના મુનિનુ લખેલુ, અન્યત્ર અનુપલબ્ધ છે, પણ તે મારા સગ્રહમા છે

હિન્દી કવિ દુલીચદ હીરવિજયસૂરિની ગૌરવગાથા આ પ્રમાણે ઉચ્ચારે છે—

सजे सजे मृगनेणीर चली गुरुवदन घुटमानु गजराजघटा
करि कक्रण चुड सल्सतिने वरदार विन्यो सीर घुटलटा ।
गावति मगल गति सुहान पूरण मोती को चोक छटा
कवि सो कहै गुरुदिस्मदारक और करे सवी पेटनटा ॥ ८२ ॥
सोवन के अल्ग खे फरमाण के गुजर देरा पेडाई ज्यु
सोह अकबर आप कहे गुरुहिरवीजेसूरि जाईये ज्यु ।
पाप के ताप सतापदूर फुन निगसद फल पाई ज्यूं
कवि दुरलीचद कहे गुरू हिरनिजय सूर ध्यायी ज्यू ॥ ८३ ॥

ઉપરની કવિતા મારા સગ્રહના એક પ્રાચીન હસ્તલિખિત હિન્દી ભાષાના ગુટકામાથી ઉતારી છે તેમા બીજી પણ હિન્દી ભાષામા ઐતિહાસિક કવિતાઓ લખેલી છે હિન્દી ભાષાની દૃષ્ટિએ ગુટકો મહત્ત્વપૂર્ણ છે

ઉપર આચાર્ય હીરવિજય સૂરિજીનો પરિચય અતિ સક્ષિપ્ત રૂપેણ કરાવ્યો છે વિશેષ માટે જગદ્ગુરૂકાવ્ય, સૂરીશ્વર અને સમ્રાટ, વગેરે ઐતિહાસિક ગ્રથ જોવા

પ્રાચીન જૈન ઇતિહાસ જોતાં જણાય છે કે ચિતોડ, શ્રીમાલ, નાગપુર, થરાદ, આદિ શહેરોના નામથી જૈન ગચ્છો તથા શાખાઓ ઓળખાવવામા આવે છે, તેમ પાલણપુરના નામથી પણ પાલણપુરા ગચ્છ અને તેની શાખા દૃષ્ટિગોચર થાય છે

પાલ્હણપુરા ગચ્છે વા વિનયકીર્તિમતં
પાલ્હણપુરીય શાખા તપાગચ્છે વા રંગનિધાનમતં[૨૭]

**જિનચંદ્ર સૂરિનું આગમન**

હીરવિજય સૂરિજીના સમકાલીન આચાર્ય, અકબરપ્રતિબોધક, જિનચંદ્ર સૂરિજી પાલણપુરમાં આવ્યા હતા, તે વેળાનું વર્ણન આ પ્રમાણે છે:—

પૂજ્ય પાલ્હણપુરિ પહુંતા સુભ દિનઈ, સંઘ સકલ ઉચ્છાહોજી ।
સંઘ પાટણનઉ ગુરુ વાંદી વલિઉ, લાહિણ કરિલ્યઇ લાહોજી ॥ ૬૦ ॥
મહુર ખાધાઉં આવિઉં સિવપુરિ, હરખિઉ સંઘ સુજાણોજી ।
પાલ્હણપુર શ્રીપૂજ્ય પધારિયા, જાણિઉ રાવ સુર તાણોજી ॥ ૬૧ ॥
સંઘ તેડી રાવજી એમ ભણઇ, આપું છું અવસારોજી ।
તેહિ આવઉ વેગિ મુનિવરુ, મત લાવઉ તુમ્હ વારોજી ॥ ૬૨ ॥
શ્રીસંઘ રાયજાણ પાલ્હણપુરિ જઇ, તેડી આવઇ રંગોજી ।
ગામાગર પુર સહગુરુ વિહરતા, કરતા ધર્મ સુચંગોજી ॥ ૬૩ ॥

(ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ, પૃ. ૬૪–૬૫)

અંચલગચ્છીય આચાર્યશ્રી કલ્યાણસાગર સૂરિએ પોતાના ગુરુ ધર્મમૂર્તિ સૂરિ સાથે સં. ૧૬૬૯માં પાલણપુરમાં ચાતુર્માસ કર્યું હતું.

**રચના**

૧૭ મી શતાબ્દીના ધુરંધર વિદ્વાન્ ઉપાધ્યાય સમયસુંદરજીએ પાલણપુરમાં રહી, સં. ૧૬૯૫ ફાગણ સુદ ૧૫ ને દિવસે મહાપ્રભાવક કલ્યાણમંદિરસ્તોત્ર પર નૂતન વૃત્તિ નિર્માણ કરી. ઉક્ત ઉપાધ્યાય ૧૬ મી સદિમાં મહાન ગ્રન્થકાર તરીકે પોતાનું શુભાભિધાન ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં સ્વર્ણાક્ષરે નોંધાવી ગયા છે. વિશેષ જાણવા માટે ગુજરાતી સાહિત્ય-પરિષદ–ભાવનગર રિપોર્ટ જોવો.

**પાલણપુરનો છંદ**

૧૭મી સદીના જૈન કવિઓમાં ઋષભદાસનું સ્થાન અત્યંત મહત્વપૂર્ણ છે, તેમની કૃતિઓ માત્ર ધાર્મિક દિશા સુધી જ સીમિત નથી. ઐતિહાસિક દૃષ્ટિએ પણ તેની કૃતિઓ મહત્ત્વની છે. અહીં પાલણપુરનો છંદ આપવામાં આવે છે. તેના નિર્માતા ઉક્ત કવિ છે. ઉક્ત છંદ પણ અન્યત્ર અનુપલબ્ધ છે.

**પાલણપુરનો છંદ**

સકલ નગર માંહે ઘણું સાર, પાલ્હણપુર દીઠે મનોહાર
તિહાં પલ્હવિહાર પારસનાથ, ભવિજન પૂજિ થાય સનાથ. ॥ ૧ ॥
પલવિહાર પારસ દીઠે કલોલ, સોવન તણા કોસીસાં સોલ
તોરણી પૂતલી ઘંટાનાદ, ઈંદ્રપુરી સો કરતો વાદ. ॥ ૨ ॥
સોવન કલસ રૂપાલી પોલ, બાવન દેરી ને તીહા ઓલ.
ચોરાસી મંડપ છે જીહા, નીલ રતનનાં તોરણ તીહા. ॥ ૩ ॥
પલવિહારી પારસ તિહાં ઠામ, તીણે પાલણપુર જેહનું નામ.
ગઢમઢ મંદિર ઉંચા આવાસ, વરણ અઢાર તણો તીહા વાસ ॥ ૪ ॥

૨૭. વિશેષ માટે "યુગપ્રધાન જિનસૂરિ" જુઓ.

વણિક વસે ચૌરાસી નાય(ત) શ્રી શ્રીમાલી ઉત્તમ જાત,
પ્રાગ્વશ૨૮વસે વાચાલ, જીણે કુલે હુઆ બહુ ભૂપાલ ॥ ૫ ॥
વિમલરાય૨૯ લજેહ સવાદ, આબૂગઢ જિણે કીધો પરસાદ,
**વસ્તપાલ તેજપાલ** હે સફલોદાન, પગપગ પ્રગટ સનીધાન ॥ ૬ ॥
મહૂઆનુ જગડુ સા૩૦ જેહ શ્રીશેત્રુંજગીરી પહોતો તેહ,
ગિરનારી દેવ૩૧પાટણ ગયો, ઇંદ્રમાલ પહેરી મન ગહગયો ॥ ૭ ॥
તિન રતન દીસે મન ધરી વિવેક, સઠા કોડિનુ મુલ એકેક
અનેક કરણી વલી બીજી જાુઉ, પ્રાગવશમાદ્રિ તે હુઉ ॥ ૮ ॥
ઉસવશ૩૨ગુજર૩૩ગુણવત, ભેમ સરીખા તેહા ગુણવત
અડાલજા૩૪ નર મોઢે ગાણુઆ,૩૫ જિણ કુલે હેમાચાર્ય હુઆ ॥ ૯ ॥
નાગર, હુડી સાવાલ, ખડાયતા વસતા વાચાલ
ખંડેલવાલ અને ખડેર, કઠોરા નર વસે કપોલ ॥ ૧૦ ॥
કાકલ, નાયલ, નાણીચાલ, હુમડ૩૬ લાડ–લાડુ૩૭–શ્રીમાલ,
હરસોલા, નાગીલ, જાગડા, જારોલા વાર્ણીયા વાકડા ॥ ૧૧ ॥
ઇત્યાદિક વાણીક બહુ જાત, સરવાળે છે ચોરાસી નાત,
ક્ષત્રિ, બ્રાહ્મણ, સૌદર વસે, દાનપુન્યે પાછા નવિ ખસે ॥ ૧૨ ॥

---

૨૮ પોરવાડ, આ જાતિના અનેક પ્રતિમાલેખો ઉપલબ્ધ થાય છે

૨૯ ગુજરાતના ઇતિહાસમા વિમલ મત્રીનુ સ્થાન અત્યત મહત્વપૂર્ણ છે તેમના પૂર્વજો શ્રીમાલના નિવાસી હતા વિમલ ભીમનો મત્રી હતો તેમણે નિર્મ્માણ કરાવેલા કળાપૂર્ણ મદિરો પર સમસ્ત ભારતને પૂર્ણાભિમાન છે, એટલું જ નહીં પણ તેનુ સમસ્ત સસારમા અદ્વિતીય સ્થાન છે

૩૦ જગડુ શાહનું નામ ગુજરાતના ઇતિહાસમા પ્રસિદ્ધ છે એઓએ દુકાળવખતે ઘણા માણસોનુ પાલનપોષણ કર્યું હતુ હિન્દી કવિ એઓ માટે ગૌરવગાથા આ પ્રમાણે ઉચ્ચારે છે —

राजा नई दिया दान अठमूट सहस वीघ वीस लवण वीरह
वारई मूड सहस दीघ सिंघ वादमीरट गजण वई शुरताणगहममूड़ा इस्वीसह ।

३१ मानव इति अढारह घीघा परताप वत्तीसह
शेत्रुंज अनई रेवागिरि दान सातवनरई
जगडूई साह सोन्हा तणा कीध सिध पणथोत्तरई

૩૨ ઓસવાલ જાતિ સમસ્ત ભારતવર્ષમા ફેલાએલી છે આ જાતિની ઉત્પત્તિ ભગવાન મહાવીર નિર્વાણબાદ ૭૦ વર્ષ પછી બતાવાય છે, પરતુ ઐતિહાસિકો આ વાતમા મોટી શકા કરે છે, અને તેનો ઉત્પત્તિકાળ પાચમી સદી અકિત કરે છે (ઓસવાળ જાતિનો ઇતિહાસ) મુનિ જ્ઞાનસુદરજીએ તો તમામ જાતિને પ્રાચીન જ બતાવી છે (તેના પ્રમાણો ચાહે તો મળો યા ન મળે, એની કશી ફિકર નથી રાખી)

૩૩ આ જાતિના પ્રતિમાલેખો વિપુલ પ્રમાણમા ઉપલબ્ધ થાય છે દિગબર સપ્રદાયમા પણ આ જાતિના લેખો મળે છે

૩૪ આ જાતિ પ્રખ્યાત છે

૩૫ આ જાતિની ઉત્પત્તિ કદાચ નાણુથી થઈ હશે

૩૬ અજેરાજ પ્રતિબોધક ખરતરગચ્છાચાર્ય શ્રીજિનદત્તસૂરિજી આ જાતિના હતા. વર્તમાનમા આ જાતિ દિગબર સપ્રદાયાનુયાયિની છે

૩૭. આ જાતિ જૈન છે (સૂરતમા તેની ઘણી વસતી છે)

ચોરાસી લાખ છે વડ વાણીઆ, કોટીધ્વજ પુરમા જાણીયા
લાખીણા પુર[૩૮] બાહિર રહે, અવર પુરૂષ સંખ્યા કુણ કહે. ॥ ૧૩ ॥
ષટ્ દરીસણની વલી પોહચે આસ, શ્રાવક જનનો બહુલો વાસ
પલ્લવીહાર પ્યારસ[૩૯]દેવલ જિહા, મુંડો ચોખા આવઈ તીહા. ॥ ૧૪ ॥
સોપારી[૪૦] મણ આવઇ સોલ, જિનમંદિર નીત હોઈ કલોલ.
ઞજિ દીસે પૌસધ સાલા, શ્રીસોમસુંદર દીઠા વાચાલ. ॥ ૧૫ ॥
ચોરાસી નાતિ શ્રાવક અતિ સુખી, સુખાસન બેસઇ પાલખી,
છત્ર ધરાવઈ મનરાય, નિત્ય વખાણ સાંભલવા જાય. ॥ ૧૬ ॥
ઇસ્યું નગર પાલણપુર ત્યાહિ, પાલ્હા પરમાર[૪૧]રાજા સ્યેઇ જ્યાહિ
પુર્વે અર્બૂદાચલ રાય, પાતિક કીધું તિણ મોટું ઠાય. ॥ ૧૭ ॥
પ્રતિમા પીતલની જિન તણી આસાતના તસ કીધી ઘણી
ભાગી ગાલી સીઢોઉ તે કીધ પાતીક મોતીણે આગે લીધ. ॥ ૧૮ ॥
મોટું પુણ્ય મોટું પાપ પરતક્ષ ફલ પામે નરરાય
જિન પ્રતિમા ભાગી પાતીક જેહ ગલિત કુષ્ટિ હુઉ નૃપદેહ. ॥ ૧૯ ॥
રૂપરગ બલ તેહનું ખરૂં, ઉષધ અગ નવી લાગે જરૂં,
પ્રાક્રમ રહિત હુઉ નૃપ જસે રાજા તેહનું ગોત્રીઈ લીધું જિસે. ॥ ૨૦ ॥
માનભ્રષ્ટ નૃપ જિહાતિહા ચલે, જઇ સીચલધવલ આચાર્ય મલે.
વાદી સવી લ્હીઉ દુખની વાત, દુખીયાને ઉધરવા ગુરૂ સાત. ॥ ૨૧ ॥
સીલધવલ આચાર્ય દીઠ, નમી પાય ધર્મ સાભલ બઇઠ
ધર્મ કર્મ સુણે પાપ વિચાર, સૂણી તીહા બોલ્યો પાલ પરમાર. ॥ ૨૨ ॥
મેં આસાતના કીધી ઘણી, ગાલી પ્રતિમા જિનવર તણી
તિણ પાપે તનુ કોઢિયો થયો, નગરરાજ્ય-દેશ મુઝ પણી ગયો. ॥ ૨૩ ॥
કાંઈ તુમ્હેં ભાખો છો ઉપાય, જિમ મારૂં પાતક ક્ષય થાય.
ગુરૂ કહે જિનમદિર પ્રતિમા ભરાય, દાનાદિક ધરમે સુખ થાય. ॥ ૨૪ ॥
સુણી વચન નીરી પાછો ફરે, દાન સીલ તપ ભાવના ધરે;
જિનપ્રતિમા પુજે ત્રીણ કાલ, ગલિત કોઢ તહુઉ વીસરાલ. ॥ ૨૫ ॥
બલ પરાક્રમ નૃપ પામ્યો જસે, લીધું રાજ પોતાનું તસે.
ધરતિ સુંદર નૃપ જોઇ કરી, વાસીઉ ગેહ પાલણપુરી. ॥ ૨૬ ॥
પલ્લવીહાર નામે પ્રાસાદ, સોવન ઘટા હોઇ જિહાં નાદ
પલ્લવીહાર પાર્શ્વજિનતર સુણી, કીધી પ્રતિમા સોવન તણી. ॥ ૨૭ ॥
નીજ ગોખે બેસી જોઈ રાય, તે પ્રતિમાને સન્મુખ હોય
નીત પુંજે ત્રિણ ટંક રસાલ, ભૂપાલ થયો રૂપે રંગ રસાલ. ॥ ૨૮ ॥
જઇન રાજહુઉ જગમાહિ, બહુ પ્રસાદ કરાવે તેહ ત્યાહી
ઘણા મહોત્સવ પ્રતિષ્ટા કરી, લક્ષ્મી શુભસ્થાનક વાપરી. ॥ ૨૯ ॥

---

૩૮. મેરૂતુંગની વિચારશ્રેણીમાં જણાવ્યું છે કે નાહડના રાજ્યકાળમાં નવાણું લાખ રૂપિયાના ધણીને સ્વર્ણગિરિમાં રહેવાને જગ્યા નહોતી મળતી. માટે લાખ રૂપિયાના ધણીને પાલણપુરમાં જગ્યા ન મળે, એમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી.

૩૯. પાર્શ્વનાથ.

૪૦. આ વાતનો ઉલ્લેખ પટ્ટાવલીમાં પણ મળે છે.

૪૧. પ્રહ્લાદનદેવ.

એઉ તપ તે નગરની કહેવાય, ધાણધાર૪૨પ્રગણાનો રાય
પાલ પરમાર નામે જ તસ કહુ, અકર અન્યાયર્તોહા નવી લહુ ॥ ૩૦ ॥
ઇસ્યું નગર પાલ્હણપુર જિહા, હિરવિજ્ય સુરિ ગુરુ હુઆ તિંહા
હીર ગુરુ તણે પ્રબધ૪૩રસાલ, સાભલજો નરનારી બાલ ॥ ૩૧ ॥
સવત પાચ દાવોત્તર સાર, વસીઉ પાલણપુર ઉદ્ધાર
પલ્લવિહાર પારસતણા ગુણ કહ્યા ઋષભદાસ ગુણ ઈણીપરે કહ્યા ॥ ૩૨ ॥
ઇતિશ્રી પાલણપુરનો છદ સમ્પૂર્ણ
લિખિત મુનિ રાજવિજયગણિ સવત ૧૮૮૦ના પોષ વદિ બીજી ૧૩ દિને
સવ્યા સમ્પૂર્ણ કર્યું છે વડનગરે

ઉપર્યુક્ત છદ પરથી પુરાતન સમયમા પાલણપુરના જૈનોની આબાદી કેટલી સુંદર હતી તે સ્પષ્ટ સમજાઇ જાય છે સાથે જ ગુજરાતના મુખ્ય અમાત્યોના નામો પણ ઉલ્લેખ્યા છે સક્ષેપમાં કહીએ તો પાલણપુર છદ મારો પ્રકાશ કે કે છે પ્રસ્તુત છદમાની કેટનીક વાતો ઐતિહાસિક દષ્ટિએ તપાસ કરવા લાયક છે પાલણપુરની ઉત્પત્તિ અને પાલવિહાર વિષયક હકીકત કવિએ કહી છે અને સીલધવલ આચાર્યનો ઉલ્લેખ ૨૦-૨૨ ગાથામાં કર્યો છે પરતુ જૈન સાહિત્યમા એ આચાર્યનુ નામનિશાન પણ જડતું નથી હા, વીરધવલને આચાર્યપદ પાલણપુરમા મળેલુ કદાચ વીરધવલને શીલધવલ આચાર્ય તરીકે કવિએ આલેખ્યા હોય તોપણ પ્રલ્હાદનદેવનો અને વીરધવલનો સમય મળતો નથી. વીરધવલને દેવેન્દ્રસૂરિએ સ ૧૩૨૩મા આચાર્યપદ પાલણપુરમા આપ્યુ હતું તે આપણે ઉપર અવલોક્યુ જ છે

કવિએ છદનિર્માણકાલ સૂચવ્યો નથી, છતા પણ તેમની અન્ય કૃતિઓ પરથી ૧૭મી શતાબ્દીના ઉત્તરાર્ધમા રચેલ હોવો જોઈએ પ્રસ્તુત છદની બે પાનાની પ્રત સુંદર અક્ષરો વડે આલેખેલી મારા સગ્રહમા છે

હવે આપણે પાલણવિહાર સંબધી અન્ય ઉલ્લેખો જોઇશુ

**પાલ્હવિહારના ઉલ્લેખો**

મરસિંહ રાસમા પાલ્હવિહાર સબધી નીચે પ્રમાણે લેખ મળે છે
પાલ્હણપુર સુપ્રસીધુ પુન્નવત લોયહનિલઉ ।
સોહઇ પલ્હવિહારુ પાસ ભૂવણુ તહિ પુરતિલઉ ॥ ૧૦ ॥
(જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સચય પૃ ૨૩૯)

મેઘા કવિની તીર્થમાલામા આ પ્રમાણે ઉલ્લેખ જાવામા આવે છે
"આદિનગર પાલ્હણપુરુ, વલી પાસ જિણિંદ પુજઉ મનિ રૂલી
પાલ્હણ આગિ રોગ સવિ, અમિઆ પરસનાયઇ હેલા નીગમ્યા ॥ ૧૮ ॥
ચઉરાસી સીકરિધ સાહપાસ, ભૂવણિ નિતુ કરઈ ઉચ્છાહ
મોલ કોસીસા સોના તણા, બીજા જિણહ ભૂયણિ અતિઘણા૪૪ ॥ ૧૯ ॥

૪૨. પાલણપુરની આજુબાજુનો પ્રદેશ ધાણધાર કહેવાય છે

૪૩ કવિએ હીરવિજય સૂરિનો પ્રબધ જોવા, એ માટે સૂચન કર્યું છે કે તેમણે જ ઉક્ત સૂરિનો પ્રબધ સ ૧૬૮૫ આસો સુદી ૧૦ ગુરૂવારે નિર્માણ કર્યો છે

૪૪ પ્રાચીન તીર્થમાળા સગ્રહ, પૃ ૪૯

ઉક્ત કવિએ રચનાકાળ સૂચવ્યો નથી. પણ ભાષા પરથી તેની પ્રાચીનતાની પ્રતીતિ થાય છે. પાલ્હણસિંહના શરીરના રોગનો ઉલ્લેખ સંભવતઃ પ્રથમ જ આ કવિએ કરેલો છે. કદાચ પ્રસ્તુત તીર્થમાળા પરથી જ ઋષભદાસે છંદમાં ઉતારેલ હોય.

આચાર્ય જ્ઞાનવિમલસૂરિ સ્વનિર્મિત તીર્થમાલામાં (રચ્યાકાળ સં. ૧૭૫૫) પાલણપુર માટે આ પ્રમાણે નોંધ લે છેઃ

પાલવિહાર શ્રીપાસનો સુ૦ રાય પલ્હાદે કીધસા૦
અક્ષાત મૂડો નિતુપ્રતે સુ૦ સોલ મણિ પૂગી પ્રસીદ્ધ સા૦ ॥ ૭૧ ॥
પૂજા ભોગ એહવો હતો સુ. પહિલાઇણી જગિમાંહિ સાં૦
સપ્રતિ પણિ મહિમા ઘણો સુ૦ પાલણપુરવર માંહિ સા૦૪૫॥ ૭૨ ॥

ઉપર્યુક્ત તીર્થમાળા પરથી જાણવા મળે છે કે સં. ૧૭૫૫ સુધી પાલણપુર ઉન્નતિની ટોચે પહોંચેલું હતું. આ સિવાય પણ જિનહર્ષના વિક્રમચરિત્ર પંચદંડ સં. ૧૫૫૬ વૈશાક વદિ ૨ માં, ગોડી પાર્શ્વનાથ તીર્થમાળા શાન્તિ કુશલ વિરચિતસં. ૧૬૬૭માં, કલ્યાણસાગરજીવિરચિત પાર્શ્વનાથ પરિપાટી અને મેઘવિજયજીવિરચિત પાર્શ્વનાથ ચૈત્યમાળા ઈત્યાદિ અનેક ગ્રન્થોમાં પાલ્હવિહારવિષયક ઉલ્લેખો દ્રષ્ટિગોચર થાય છે. સ્થળસંકોચને લીધે તે અહીં આપી શકાયા નથી.

**જિનરત્ન સૂરિનું આગમન અને વિજયરત્ન સૂરિનો જન્મ**

સંવત ૧૭૦૦માં જિનસૂરિનું ચાતુર્માસ પાટણમાં હતું, ત્યારે તેઓ જિનરત્ન સૂરિને સ્વપટ્ટે સ્થાપી, અષાઢ સુદિ ૯ના દિવસે સ્વર્ગવાસી થયા. રત્નસૂરિજી પાટણથી વિહાર કરી, તે જ સંવતમાં પાલણપુર આવ્યા, ત્યારે સંઘે ઉત્સવ કર્યો હતો. તેનું વર્ણન કમલહર્ષ શ્રીજિન રત્નસૂરિનિર્વાણરાસમાં આ પ્રમાણે કરે છેઃ

ચઉમાસિ પારણ કરી સદ્‌ગુરુ, કીયો તેથી વિહાર રે ।
આવિયા 'પાલ્હણપુરઇ' પૂજ્જી, કીયઉ ઉચ્છવ સાર રે. ॥ ૧ ॥
આજ ધન 'જનરતન' વાંધા, ગયા પાતક દૂર રે ।
શ્રીસંઘ સગલઉ મનિ હરખ્યઉ, પ્રકટ પુણ્ય પહુર રે૪૬ ॥ ૨ ॥

પાલણપુરનો સંઘ આચાર્ય જિનસાગર સૂરિની આજ્ઞામાં હતો.

આચાર્ય વિજયરત્ન સૂરિને જન્મ આપવાનું સૌભાગ્ય પાલણપુરાનવાસી હીરાની ધર્મપત્ની હીરાદેવીને ૧૭૧૧માં પ્રાપ્ત થયું હતું, રામવિજયવિરચિત વિજયરત્નસૂરિરાસમાં પાલનપુરનું વર્ણન આ પ્રમાણે મળે છેઃ

ગુર્જ્જર દેશ સોહામણો, જિહાં નિવાસે લચ્છી આગારોજી.
પાલણપુર પુર રૂઅડું, જાણે ભુવનિ તણો હારોજી.
ગુર્જ્જર દેશ સોહામણો. ॥ ૧ ॥
ભાર અઢાર વનસ્પતિ, જિહા બાગ બગીચે ફુલેજી
રાજભવન રલિયામણા, જિહા હયવર હાથીયા ઝૂલેજીઃ ગુ. ॥ ૨ ॥
સુંદર મદિર સોભતા. જિહા લોક વસે રૂપાલાજી.
દિન દિન દોલતિ દીપતિ, તિહ ઘરિ ઘરિ સુંદર બાલાજી. ગુ. ॥ ૩ ॥
શોભા જાસ વખાણતાં, ગુરૂને પિણ વરસ વિહાયેજી.
જૈન કાન્તિપુર એહવું, જેહનું બિરૂદ સદા કહિવાયેજી.૪૭ ગુ. ॥ ૪ ॥

૪૫. તીર્થમાળાસંગ્રહ પૃ. ૧૦૩
૪૬. ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ, પૃ. ૨૩૫
૪૭. જૈ. ઐ. ગુ. કા. સં. પૃ. ૩૯

ગનસરિજીએ પોતાના અન્ય ત્રણ બધુઓ મહિત દીક્ષા ગ્રહણ કરી, અને તેમના જિનવિજય, વિમળવિજય, જ્ઞાનવિજય, એમ ક્રમશ સુભાભિધાન ગખ્યા. જિનવિજયજીની બુદ્ધિ કુશાગ્ર હોવાથી તેમણે અલ્પ સમયમા અધ્યયનીય સાહિત્યનો અભ્યાસ કરી, તેર વરસની અલ્પ વયમા પન્યાસપદ પ્રાપ્ત કર્યું સ ૧૭૩૨મા માઘ વદિ ૬ રવિ દિને નાગોર નગરમા મોહનદાસે ૧૨,૦૦૦ રૂપિયા વ્યય કર્યો અને ધામધૂમપૂર્વક વિજયપ્રભ સૂરિજીએ બહુમૂલ્ય આચાર્યપદથી જીનવિજયજીને વિભૂષિત કર્યા

ઉપર્યુક્ત સૂરિજીએ વાગડ દેશનરેશ ગડલ ખૂમાણસિંહની રાજસભામાં વાદીઓને જિત્યા ત્યારે નરેશની અર્ધાગિણીએ મોતીનો સ્વસ્તિક પૂર્યો હતો અમદાવાદનો સુબો આજમશાહ સૂરિજીને બહુ માનની દ્રષ્ટિએ નિહાળતો ઉદયપુરમા પણ ચાર ચાતુર્માસ કરી, મહત્ત્વપૂર્ણ સન્માન પ્રાપ્ત કર્યું હતુ એટલુજ નહીં પણ મેવાડાધિપતિ અમરસિંહ પાસે અમારિ ફરમાન મેળવ્યુ હતુ આ અમરસિંહના રાજ્યમા ખરતરગચ્છીય કવિ ખેતલે ઉદયપુરની ગજલ[૪૮] નિર્માણ કરી સ્થલવર્ણનાત્મક દૃષ્ટિએ ગજલ અતિ મહત્ત્વની છે ૧૮મી સદીના આચાર્યોમા વિજયરત્ન સૂરિનુ સ્થાન ઘણુ ઉચુ છે

**સ્વર્ગવાસ અને સાહિત્યાલેખન**

સવંત ૧૭૫૮મા પાલણપુરમા ખરતરગચ્છીય કલ્યાણસાગરના શિષ્ય સ્વર્ગે સીધાવ્યાનુ મોગ સંગ્રહમાની હસ્તલિખિત પ્રતિ પરથી જાણવા મળે છે એ ઉપરથી જણાય છે કે તે સમયમા ખરતરગચ્છાનુયાયિઓની સખ્યા સારા પ્રમાણમા હશે રાજસ્થાની ભાષાના સુપ્રસિદ્ધ કવિ[૪૯] ધર્મવિજયજીનો વિહાર પાલણપુરમા થયો હતો

સવત ૧૭૬૩ વરસે આષાઢ વદિ ૧૩ ગુરૂવારે પાલણપુરમા ઋષિ ડુગરશીએ સમયસાર (કર્તા બનારસીદાસ દિગબરીય) નાટક પ્રતી લખી તે જ વર્ષમા ચૈત્ર વદિ ૧૦ સોમવારે ઉક્ત નગરમાં મુનિ કર્મસિંહે જ્ઞાનસૂર્યોદય નાટક લખ્યુ ઉપરની બન્ને પ્રતો વડોદરા કાન્તિવિજયજીના ભડારમા સુરક્ષિત છે ઉપયુક્ત પ્રતિઓની પુષ્પિકાઓ પ્રશસ્તિસગ્રહ (અમદાવાદ)મા આપેલ છે, તેમા પાડલીપુરનો ઉલ્લેખ છે પરન્તુ અકારાદિ સૂચિમા પાલણપુર જ લખેલ છે સ ૧૭૯૮ આસો વદિ ૭ રવિવાર પાલણપુરી મધ્યે ઋષિ કૃષ્ણદાસજીના પ્રશિષ્ય મયાચદે જન્મપદ્ધતિ આત્માર્થે લખી

**રચના અને ચાતુર્માસ**

પાલણપુરમા સૌભાગ્ય પચમી માહાત્મ્યગર્ભિત નેમિનાથ સ ૧૭૯૯ શ્રાવણ સુદિ ૫ ને રવિવારે પાલણપુરમા રચ્યુ આચાર્ય વિબુધવિમલ સૂરિ વર્ષાકાળ રહ્યા, ત્યારે ત્યાના જૈનોનુ વર્ણન આ પ્રમાણે મળે છે —

પાલણપુરના વાણીઆ ભલા વિવેકી જાણ,
ગુરૂ તણી વાણી સુણી પવીત્ર કીધા કાન. ૧
ચાર માસ પૂરણ થયા વિહાર કરે મુનિરાજ,
આવીને આડા થયા અમતિહા રહો આજ ૨
તે દિવસ તીહા રહ્યા રાતી જાગરણ થાય,
ભલાભલા તંબોલ દીઇ વીર તણા ગુણ ગાય[૫૦] ૩

---

૪૮ ભારતીય વિદ્યા, વર્ષ ૧, અ ૪
૪૯ રાજસ્થાની વર્ષ ૨, અ ૨ પૃ ૧-૨૭
૫૦ જૈ ગુ ક સ પૃ ૨૮

ઉપર્યુક્ત આચાર્ય ઔરંગાબાદ સં. ૧૮૧૪ માગસર વદિ ૩ ને દિને સ્વર્ગવાસ પામ્યા. તેઓ સારા વિદ્વાન હતા. એમણે થોડી ઘણી ગ્રન્થરચના પણ કરેલી જણાય છે. સમ્યક્ત્વ-પરીક્ષા નામનો એક ગ્રન્થ સાક્ષર રત્નજિનવિજયજીના જોવામાં આવ્યો છે, તે ગ્રંથ સંસ્કૃત પદ્યમાં છે. ગુજરાતીમાં બાલાવબોધ પણ તેમણે જ બનાવ્યો છે.

## જન્મ અને પ્રતિષ્ઠા

કીર્તિવિજયજીના શિષ્ય મુનિરાજ શ્રીકસ્તુરવિજયજીનો જન્મ ૧૮૩૭માં પાલણપુરમાં થયો હતો. તેમની લેખનશૈલી ઘણી સુંદર હતી. મારા સંગ્રહમાં પણ તેમના લખેલા પત્રો વિદ્યમાન છે. સ. ૧૮૮૧ વૈશાખ સુદિ ૭ સોમવારે કોઠારી કરમચંદની ભાર્યા બાઇ રાજીએ સપ્તધાતુનો નવપદજીનો પટ બનાવ્યો તેની પ્રતિષ્ઠા પાલણપુરમાં જ તપાગચ્છીય રૂપવિજયજીએ કરાવી. ઉપર્યુક્ત પટ અત્યારે ભદ્રાવતીમાં માણેકચંદજી ઝવેરીના મંદિરમાં વિદ્યમાન છે. મૂળ લેખ મારા સંગ્રહમાં છે.

પાલણપુર એ જિનમંદિરોથી સુશોભિત છે. ત્યાં હસ્તલિખિત પ્રતિઓનો પણ પ્રશંશનીય સગ્રહ છે.

## ઉપસંહાર

એક કુદરતનો નિયમ છે કે જ્યારે કોઈ પણ વસ્તુ પ્રકાશમાં આવે ત્યારે જ તેનું મહત્ત્વ જનસમૂહને સમજવામાં આવે છે. જ્યાં સુધી કોઈ પણ વસ્તુ અંધારામાં પડી હોય ત્યાંસુધી લોકો તેના તરફ જરા પણ આકર્ષાતા નથી, એ વાત દીપકતુલ્ય સ્પષ્ટ છે. હર્ષનો વિષય છે કે ભારતીય વિદ્વાનોનું ઇતિહાસશાસ્ત્ર પ્રત્યે ખૂબ આકર્ષણ થયું છે. વર્તમાનમાં ભારતનો રાષ્ટ્રય ઇતિહાસ કલકત્તામાં આજના સમર્થ ઇતિહાસકાર ડૉકટર સર યદુનાથ સરકારની દેખરેખમાં લખાઈ રહ્યો છે. બહાર પડશે ત્યારે તે સંભવત: વેદવાક્ય તુલ્ય ગણાશે, તો જૈન સમાજે તેમાં યથાશક્તિ સહાયતા કરવી જોઈએ. અને તેમને જૈનનું ઐતિહાસિક સાહિત્ય પૂરૂં પાડવું જોઈએ; જેથી જૈનધર્મ વિષયક અશુદ્ધિઓ તેમાં રહેવા ન પામે. ભારતનો ઇતિહાસ ત્યા સુધી અપૂર્ણ રહેશે જ્યાં સુધી આર્યાવર્તનાં મુખ્ય મુખ્ય નગરોનો ઇતિહાસ અંધારામાં છે. ઉપર્યુક્ત સિદ્ધાન્ત ખ્યાલમાં રાખીને જ પાલણપુરનો સંક્ષિપ્ત જૈન ઇતિહાસ પ્રસ્તુતઃ નિબંધમાં આપવાનો પ્રયત્ન સેવ્યો છે. એવી રીતે જ ગુજરાતનાં અન્ય શહેરોનો સવિસ્તૃત ઇતિહાસ લખી પ્રકાશિત કરવામાં આવે તો કેવું સારૂં ? વિદ્વાનો આ વિષય પરત્વે ખ્યાલ આપશે ?

પાઠકપાઠિકાઓને એ વાત જણાવવાની હવે ભાગ્યે જ આવશ્યકતા રહે છે કે ગુજ-રાતના ઇતિહાસમાં પાલણપુરનું સ્થાન કેટલું મહત્વપૂર્ણ છે. ઇતિહાસ ખાસ કરીને તેનાં સાધનો પર નિર્ભર છે. મને જેટલાં ઐતિહાસિક સાધનો પ્રાપ્ત થયાં તેટલાનો છૂટથી ઉપયોગ કર્યો છે. જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પ્રશસ્તિસંગ્રહ (અમદાવાદ) પાટણ કેટલોગ, ઓફ મેન્યુસ્ક્રિપટસ (ગાયકવાડ) ઓરિએન્ટલસિરીઝ), ગુર્વાવલી (જિનપાલ ઉપાધ્યાયવિરચિત). પ્રસ્તુતઃ પુસ્તક સિંઘી જૈન ગ્રંથમાલામા થોડા દિવસમાં પ્રકાશિત થશે. મૂળ કોપી મને બાબુ ભૈરવલાલજી નાહરા કલકત્તાએ ઉપયોગ માટે આપી હતી ઉપર્યુક્ત પુસ્તકોના પ્રકાશકો અને સંપાદકોને ધન્યવાદ આપવો કોઈ રીતે ભૂલી શકતો નથી. પ્રસ્તુત નિબંધમાં પાલણ-પુરનો સમસ્ત ઇતિહાસ આવી ગયાનું કોઇએ અનુમાન ન કરવું, આ તો માત્ર ઇતિહાસની રૂપરેખા જ કહેવાય. ઉપર્યુક્ત નિબંધમાં કોઇ પણ પ્રકારની સ્ખલનાઓ પ્રત્યે ખ્યાલ ન આપતાં સુજ્ઞ જનો હંસક્ષીરન્યાયનું સાર તત્ત્વ ગ્રહણ કરશે, એવી આશાથી નિબંધ પૂર્ણ કરવામાં આવે છે.

---

# ઉલુઘખાનનો ગુજરાતવિજય

[ લેખક રા રા મુહમ્મદ ઉમર કવિ 'કોકિલ' ]

## સાધનો

### અરબી

૧ ઝફરૂલવાલિહ બિ મુઝફ્ફર વઅ આલિહ, એનો કર્તા અબ્દુલ્લાહ મુહમ્મદ બિ ઉમર અલ મક્કી, અલ આસફી, ઉલુઘખાની છે એણે જહાંગીરયુગમા પોતાનો ઇતિહાસ લખ્યો છે, જેમા ખિલજી યુગનો ઇતિહાસ 'તારીખે ફિરોઝશાહી' અને 'તબકાતે હુસ્સામખાની'ના આધારે આપ્યો છે ઉલુઘખાનના ગુજરાતવિજય માટે જુઓ ભાગ ૨ જો, પા ૭૮૪, ૭૮૯

### ફારસી

૧ તાજઝીયતુલ અમ્સાર વ તઝજીયતુલ આસાર, એનો કર્તા અબ્દુલ્લાહ બિં ફેઝલુલ્લાહ શીરાઝી વસ્સાફ' છે. આ ગ્રન્થ 'તારીખે વસ્સાફ'ના નામે પણ ઓળખાય છે એના પાંચમા ભાગમા ઉલુઘખાનના ગુજરાતવિજયનો ઉલ્લેખ છે ઇલિયટની હસ્ત પ્રતમા ગુજરાતવિજયનો આરભ સોમનાથવિજયના શિર્ષકથી છે[1] ઇ હિ ઇ ભાગ ૩ જામા એના અવતરણ આપવામા આવ્યા છે ગુજરાતવિજય માટે જુઓ પા ૪૨ થી ૪૪

૨ ખજાઇનુલ ફુતૂહ, એનો કર્તા સુલતાન અલાઉદ્દીનનો રાજકવિ અમીર ખુસરૂ છે એમા એણે સુલતાનના પદર વરસના વિજયોનો ઇતિહાસ નોધ્યો છે સુલતાનના સમયનો આ સત્તાવાર ઇતિહાસ છે એના ૪થા પ્રકરણમા ગુજરાતના વિજયનો ઉલ્લેખ છે એનો સપૂર્ણ અનુવાદ અલીગઢ યુનિવર્સિટીના પ્રો મુહમ્મદ હબીબે કર્યો છે ઇ હિ ઇ ભાગ ૩ જામા એના અવતરણ આપવામા આવ્યા છે ગુજરાતવિજય માટે જુઓ ખ ફુ પા ૩૫-૩૬, ઇ હિ ઇ વૉ ૩, મા અવતરણ પા ૭૪

૩ આશીકા વા દવલરાની, એનો રચનાર પણ કવિ અમીર ખુસરૂ છે આ કાવ્ય શાહઝાદા ખિઝ્રખાનની વિનતિથી અમીર ખુસરૂએ લખ્યુ છે આ કરણ કાવ્યમા કર્ણદેવ વાઘેલાની પુત્રી દેવલદેવીનુ લગભગ સંપૂર્ણ ચરિત છે સામાન્ય રીતે મુસ્લિમ ઇતિહાસકારો બેગમો વિષેની હકીકત નોધતા નથી આથી આપણને સુલતાનના હરમ વિષેની બહુ જ ઓછી માહિતી મળે છે શાહઝાદો ખિઝ્રખાન દેવલદેવીના અપાર સૌન્દર્યનો દિવાનો હતો, અને એ મુહબ્બત અંગેજ કાવ્ય લખવા રાજકવિ ખુસરૂને વિનંતિ કરવામા આવી હતી એમા ગુજરાતવિજયનો પણ ઉલ્લેખ છે ઇ હિ ઇ ભાગ ૩ જામા આ કાવ્યનો સાર આપવામા આવ્યો છે

૪ તારીખે ફિરોઝશાહી, એનો લેખક ઝિયાઉદ્દીન બર્ની છે બર્નીએ ઇતિહાસ લખવો ક્યારે શરૂ કર્યો તેનો કોઇ ઉલ્લેખ મળતો નથી પરતુ એણે ફિરોઝશાહ તુઘલકના રાજ્યની ૬ઠ્ઠા વરસ સુધીની હકીકત આપી છે એટલે એમા ઇ સ ૧૩૫૭ સુધીનો ઇતિહાસ છે આ ગ્રન્થ ખિલજી અને તુઘલક એ બે યુગ માટે પ્રમાણભૂત મનાય છે આ જ કારણે

---

૧. કે ૫ મે બિ મુ ભાગ ૩ જો, પા. ૯૦૨.

ઇ. હિ. ઇ. ભાગ ૩ જામાં એના ઇતિહાસમાંથી લગભગ ૧૭૨ પાનાનું અવતરણ આપવામાં આવ્યું છે. સુલતાન અલાઉદ્દીનનો ઇતિહાસ એના ૪ થા પ્રકરણમાં આપવામાં આવ્યો છે. ઉલુઘખાનના ગુજરાતવિજય માટે જુઓ તા. ફિ. પા. ૨૫૧–૨ ઇ. હિ. ઇ. ભાગ ૩, પા. ૧૬૩–૬૪.

**તારીખે મુબારકશાહી**, એનો કર્તા **યહયા બિ અહમદ બિ અબ્દુલ્લાહ સર હિન્દી** છે. એણે ગુજરાતવિજય પછી લગભગ ૧૫૦ વરસે પોતાનો ઇતિહાસ લખ્યો છે. એનો સંપૂર્ણ અનુવાદ મી. કે. કે. **બાસુ**એ કર્યો છે અને ગાયકવાડ ઑરિઅન્ટલ સિરિઝના ૬૩ મા મણકામાં પ્રકટ થયો છે. ઇ. હિ. ઇ. ભાગ ૪ થામાં એનાં અવતરણ આપવામાં આવ્યાં છે. પરંતુ એમાં **ઉલુઘખાન**ના ગુજરાતવિજયવાળા પ્રકરણનાં અવતરણ નથી. **ઉલુઘખાન**ના ગુજરાતવિજય માટે જુઓ **બાસુ**નો અનુવાદ પા. ૭૪–૭૫.

૬ **તબકાતે અકબર શાહી**, એનો કર્તા ખ્વાજા **નઝામુદીન અહ્મદ** છે. આ ઇતિહાસ **ઉલુઘખાન**ના ગુજરાતવિજય માટે 'તારીખે ફિરોઝશાહી'નું અવતરણ આપે છે. ઉલુઘખાનના ગુજરાતવિજય માટે જુઓ તબકાતે અકબરશાહીનો મી. **બી.** ડે. નો અનુવાદ વૉ. ૧ લું પા. ૧૫૭

૭ **મુન્તખબુત્તવારીખ**, એનો કર્તા **મુલ્લાં અબ્દુલ કાદિર બદાયુની** છે, જે **નિઝામુદ્દીન અહમદ**નો સમકાલીન છે. **ઉલુઘખાન**ના ગુજરાતવિજય માટે તારીખે મુબારકશાહીના આધારે લખે છે. એનો અંગ્રેજી અનુવાદ એશિયાટીક સોસાયટી ઑફ બંગાલે કરાવ્યો છે. **ઉલુઘખાન**ના ગુજરાતવિજય માટે જુઓ **રેનકીન**નો અનુવાદ ભાગ ૧ લો, પા. ૨૫૫–૬.

૮ **તારીખે ફિરીશતહ**, એનો કર્તા મુહમ્મદ કાસિમ હિન્દુ શાહ છે. એ પણ **નિઝામુદ્દીન અહમદ**નો સમકાલીન છે. એણે **ઉલુઘખાન**નો ગુજરાતવિજય, તારીખે ફિરોઝશાહી' અને ખુસરૂના **આશીકા** વા 'ઇશ્કીયા'ના આધારે લખ્યો છે. જુઓ બ્રિગ્ઝનો અનુવાદ, વો. ૧લું પા. ૩૨૭.

આ સિવાય મિરાતે અહમદી અને હિન્દ-પર લખાયલા દરેક ઇતિહાસમાં ઉલુઘખાનના ગુજરાતવિજયની નોંધ છે, પરંતુ એનાં આધાર પુસ્તકો આ જ હોવાથી એની ટીપ લખાવી નથી.

## સંસ્કૃત

**નાભિનંદનોદ્ધાર પ્રબંધ**, આ પ્રબંધ કક્કસૂરીએ વિ. સં. ૧૩૯૩ એટલે ઇ. સ. ૧૩૩૭માં સુલતાન **મુહમ્મદશાહ તુઘલક**ના સમયમાં રચ્યો છે. આ મહાકાવ્ય લખવાનો આશય ઈ. સ. ૧૩૧૩માં ગુજરાતના પહેલા સૂબા **અલપખાન**ના સમયમાં શેત્રુંજાની વિમલવસહીનું ખંડન કરવામાં આવ્યું હતું એનો પુનરૂદ્ધાર કરવા દેવાની, **સમરશાહે અલપખાનને** વિનંતિ કરી અને તેનો સૂબાએ સ્વીકાર કરવાથી ઈ. સ. ૧૩૧૫માં વિમલવસહીનો ઉદ્ધાર કરવામાં આવ્યો હતો, એ પ્રસંગને અમર કરવાનો છે. આ કાવ્યનો શાસ્ત્રી ગિરજાશંકરે કરેલો અનુવાદ મૂળ સાથે શ્રીહેમચંદ્રાચાર્ય ગ્રંથમાલામાં પ્રકટ થયો છે. અલ્લાઉદ્દીન વિષે જુઓ અનુવાદ પા. ૧૩૮ અને મૂળ માટે પાનું ૧૦૪ શ્લોક ૧ થી ૯

૨ **વિચારશ્રેણી** અથવા **સ્થિરાવલી**, એનો કર્તા જૈન **મેરૂતુંગ** છે. આ પુસ્તિકા ક્યારે લખાઇ તેની કોઇ તારીખ નથી. એનો અંગ્રેજી અનુવાદ ડૉ. **ભાઉ દાજી**એ મુંબઇની

રોયલ એશિયાટીક સોસાયટી સમક્ષ ૧૨ મી ડીસેમ્બર ૧૮૯૭ના રોજ વાચ્યો હતો અને એના જર્નલના વો ૯ પા ૧૪૭–૧૫૯ મા છપાયો હતો ભાઉ દાજીના અગ્રેજી અનુવાદનો ગુર્જર અનુવાદ અને મૂળ પુસ્તિકા જૈનસાહિત્ય સશોધક ખડ ખીજામા છપાઇ છે ગુ અનુવાદ માટે જુઓ અક ૨ પા ૧૩૫ થી ૧૪૩ મૂળ પુસ્તિકા માટે જુઓ અક ૩ પરિશિષ્ટ ૧ લુ પા ૧ થી ૧૦

**ધર્મારણ્ય** ગ રા રામલાલ મોદીના અભિપ્રાય મુજબ ૧૩૫૬થી ૧૫૦૦ સુધીમા રચાયુ છે એમા કર્ણદેવ વાઘેલાનો પરાજય, સુલતાન અલાઉદ્દીનની ચઢાઈ, વગેરેના ઉલ્લેખ છે જુઓ પા ૭૨૭થી ૭૪૨ આ વિષેની વિશેષ ચર્ચા માટે જુઓ આ જ લેખનુ પરિશિષ્ટ અ

## જૂની ગુજરાતી

**તીર્થકલ્પ**, એના કર્તા વિખ્યાત જૈન મૂનિ **શ્રીજિનપ્રભસૂરી** છે આ પહેલા જૈન આચાર્ય છે, જેને મુસ્લિમ દરબારમા માન મળે છે એમણે સત્યપુરકલ્પમા ઉલુઘખાનના ગુજરાતવિજયનો ઉલ્લેખ કર્યો છે જુઓ સિન્ધી જૈન ગ્રન્થમાળા, મુનિશ્રી જિનવિજયજી સપાદિત તીર્થકલ્પ પા ૩૦

કાન્હડદે પ્રબન્ધ, એનો લેખક **પદ્મનાભ** છે આ કાવ્ય **ઉલુઘખાનના** ગુજરાતવિજય પછી લગભગ ૧૫૮મા વરસે (સ, ૧૫૧૨) લખાયુ છે જુઓ પા ૨–૩

## હિન્દી

**મુહણોત નૈણસી કી ખ્યાત**, એનો સગ્રાહક **મુહણોત નૈણસી** છે. આ દતકથાઓનો સંગ્રહ ઈસ્વીની ૧૭મી સદીના અતમા કરવામા આવ્યો છે આ ગ્રથને નાગરી-પ્રચારિણી સભાએ બે ભાગમાં છપાવ્યો છે, ઉલુઘખાનના ગુજરાતવિજય માટે જુઓ ભાગ ૧લો પા ૨૧૩–૧૫

## તેહકીક

ઉલુઘખાનના ગુજરાતવિજયના સમકાલીન ઇતિહાસો એટલે તાજઅીયતુલ અમ્મારુ, ખઝાયનુલ ફુતુહ, આશીકા, તારીખે ફિરોઝશાહી, તીર્થકલ્પ અને નાભિનદનોદ્ધાર, લગભગ ૧૫૦ વરસ પછી આ જ સાધનોથી લખાયેલા વિચારશ્રેણી, અને તારીખે મુબારકશાહી, ૩૦૦ અને ૩૭૫ વરસ પછી લખાયેલા તબકાતે અકબરશાહી, મુન્તખબુત્તવારીખ, તારીખે ફિરિશ્તહ અને ઝફરૂલવાલિહ–૫૦૦ વરસ પછી લખાએલ મુહણોત નૈણસી કી ખ્યાત અને મિરાતે અહમદી, એના આધારે લખાયલી આજે સેકડો તવારીખોમા ઉલ્લેખ છે.

તા અ. સોમનાથવિજયના પ્રકરણમા ઉલુઘખાનના વિજયનો ઇતિહાસ એટલો બધો સેળભેળ કરી નાખે છે કે તેને ક્રમવાર ગોઠવવો મુશ્કેલ છે ખ ફુ ચોકસ તારીખો આપે છે, પરન્તુ તેની ભાષા આલકારિક અને કાવ્યમય હોવાથી ઐતિહાસિક માહિતી બહુ ઓછી મળે છે આશીકા પ્રસગોચિત ગુજરાત વિષે બોલે છે કર્ણની પાછળની જિંદગીનું આધારપુસ્તક એ જ છે જ્યારે તા ફિ શુદ્ધ ઇતિહાસ રજુ કરે છે.

તા મુ પોતાનો ઇતિહાસ–આધાર રજુ કરતો નથી પરતુ આ પાછળ લખાયેલો ગ્રન્થ ઘણી નવી વાતો રજુ કરે છે ત અ. તા ફિ નું જ અવતરણ આપે છે મુ ત.

તા. મુ. નો ઉતારો કરે છે, પરન્તુ દેવલરાણીની હકીકત આશી. માંથી તેમાં ઉમેરે છે. ઝ. વા. મુ. આ પણ તા. ફિ. નો જ ઉતારો કરે છે. પરંતુ એની પ્રત ચોખ્ખા પાઠની હોવાથી એ વધુ અજવાળું નાંખે છે, એટલે લેખના પ્રમાણરૂપ એક અરબી અને ચાર ફારસી પુસ્તકો છે.

ગુજરાતનાં સાધનોમાં સમકાલીન લેખકોમાં સૌથી વધુ નોંધ તી. ક. માં છે. અને તે વધારે વિગતવાર છે. વિ. શ્રે. માં તી. ક. નો જ ઉતારો છે. ધર્મારણ્ય અને કાન્હડદે પ્રબંધ બન્ને ઇતિહાસ વજુદવાળા નથી, આજે કહેવાતી ઐતિહાસિક નવલકથા જેવા છે; જેમાં ઐતિહાસિક નામો સિવાય સઘળી મનઘડંત કલ્પના છે. મુહણોત નૈણસી કી ખ્યાત વગર તેહકીકે સંગ્રહાયેલો દંતકથાનો સંગ્રહ છે. ખાસ કરીને ગુજરાતના વિષયોમાં તે વિશ્વાસપાત્ર નથી.

ઉલુઘખાનના ગુજરાતવિજયસમયે ગુજરાતની ગાદીએ કર્ણદેવ વાઘેલો હતો. એના વિષે ઇતિહાસમાં બે મત નથી.

## ચઢાઈની તારીખ

ઉલુઘખાને ગુજરાત પર ચઢાઈ ક્યારે કરી? તેની તારીખોમાં મૂળ ફારસી ઇતિહાસોમાં પુષ્કળ મતભેદ છે. "ગુજરાતી" પત્રના દિવાળીના અંકમાં રા. રા. રામલાલ મોદીએ 'શું કર્ણ-વાઘેલો દુષ્ટચરિત હતો?'[1] એ લેખમા અને રા. રા. દુર્ગાશંકર કે. શાસ્ત્રીએ "ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ" ભાગ બીજામાં[2] તારીખોનો નિર્ણય કરવાને પ્રયત્ન કર્યો છે. પરંતુ એની તેહકીક કરી, ચઢાઈની તારીખ ચોક્કસ કરવાનું માન તો પ્રો. એસ. એચ. હોડીવાલા ખાટી જાય છે. પ્રો. હોડીવાલા ફારસી ઇતિહાસોની તારીખો સરખાવી, ગુજરાત પર ઉલુઘખાનની ચઢાઈની તારીખ બુધવાર ૨૦મી જમાદિલ અવ્વલ હિ. સન ૬૯૭ નક્કી કરે છે, એટલે ૫મી માર્ચ ૧૨૯૮;[3] વિ. સં. મુજબ લગભગ ૧૩૫૪ ફાગણ. અને આ તારીખ-સ્વીકારમાં કોઈ બાધ આવતો નથી. કર્ણદેવ વાઘેલાના રાજ્યના સત્તાવાર પુરાવારૂપ અત્યાર સુધીમાં બે શિલાલેખ મળ્યા છે, જેમાંનો એક વિ. સં. ૧૩૫૩નો છે,[4] અને બીજો મોરલીધર

---

૧. ગુ. દી. અં. ૧૯૩૩. પા. ૧૫ થી ૧૭.

૨. ગુજરાતનો મધ્યકાલીન રાજપુત ઇતિહાસ, ભાગ ૨, પા, ૪૨૭ થી ૪૪૧

૩. સ. ઇ. મુ. હિ. પા. ૨૪૮–૯ પ્રો. હોડીવાલા ઈ. હિ. ઇ. વો. ૩ પા. ૭૪ માં આપેલી તારીખ ૨૦ મી જમાદિલ અવ્વલ ૬૯૮ પર તેહકીક કરતા લખે છે કે અલીગઢની પ્રત ઇલિયટથી જૂદી પડે છે. અલીગઢની પ્રતમાં બુધવાર ૨૦ મી જમાદિલ અવ્વલ ૬૯૯ છે. (૫૦–૧–૧૮ હબીબનો અનુવાદ પા. ૩૫) ગુજરાતની ચઢાઈ રાજ્યના ત્રીજા વર્ષના આરંભમાં, બર્ની (૨૫૧–૧–૧૦) અને ત. અ. (૬૯–૧–૧૭ અનુ. ૧૫૭) મુ. ત. મુજબ હિ. ૬૯૮ (અનુ. વો. ૧ લું પા. ૨૫૫). પરતું ૨૦ મી જમાદિલ અવ્વલ ૬૯૮ ના સોમવાર અને ૨૦ મી જમાદિલ અવ્વલ ૬૯૯ ના શુક્રવાર હતો. માત્ર ૨૦ મી જમાદિલ અવ્વલ ૬૯૭ ના બુધવાર હતો. એટલે ચોકસ તારીખ બુધવાર જમાદિલ અવ્વલ ૬૯૭ બરાબર ૫મી માર્ચ ૧૨૯૮. સાત અને નવના ફેરફાર અરબી–ફારસીમાં સામાન્ય રીતે થાય છે. અરબી શબ્દ સબઆ (સીન. બે. અયન) એટલે સાત અને તસઆ (તે. સીન. અયન) એટલે ૯. જ્યારે બે નુક્ત લખાય છે ત્યારે કોઈ ખાસ ફર્ક હોતો નથી આથી સાતના નવ અને નવા સાતની સામાન્ય ભૂલ થઇ જાય છે.

૪. 'ગુજરાતી' પત્રનો દિવાળીનો અંક ઇ. સ. ૧૯૩૩ પા. ૧૬

મદિરનો વિ મ ૧૩૫૪ કાન્તકનો છે[૫] એટલે આ લેખ કોતરાયા પછી ટૂક સમયમા જ ઉલુઘખાને ગુજરાત પર ચઢાઈ કરી હતી[૬]

**ચઢાઇનુ કારણુ**

ગુજરાતવિજય કરવા સુલતાને પોતાના ભાઇ ઉલુઘખાનને શા માટે મોકલાવ્યો? આ પ્રશ્ન ગુજરાતના ઇતિહાસમા તેહકીક માગે છે તા અ લખે છે કે, નાસ્તિકતાનો વિનાશ કરવા અને મૂર્તિઓનું ખડન કરવા રવાના કર્યો'[૭] આગળ યુદ્ધનો આશય સ્પષ્ટ કરતા લખે છે કે, 'ધર્મયુદ્ધ કરવાના આશયે, વિજયોની મહત્ત્વકાક્ષા માટે નહીં'[૮] ખ કુ જણાવે છે કે, 'સુલતાને યુદ્ધપ્રધાન પર ફરમાન સાદર કર્યો કે, વરસાદ અને વાદળોની જેમ સાગરતીરે સોમનાથનો વિનાશ કરવા સૈન્ય મોકલો'[૯] એનો જ લેખક **આશી** મા લખે છે કે, 'સુલતાનના બુલદ અભિપ્રાયે નિર્ણય કર્યો કે, ગુજરાતનો રાજા કર્ણ એની સત્તા હેઠળ આવે'[૧૦] તા ફિ મા કોઈ કારણ આપવામા આવ્યુ નથી પરતુ આગળ તે લખે છે કે, 'તેની ઇચ્છા સિકન્દર (Alexander)ની જેમ જગ જિતવાની હતી આથી તેણે પોતાનુ બીરુદ **સિકન્દરે સાની** રાખ્યુ હતુ, અને સિક્કા પણ એ જ ખિતાબ સાથે પડાવ્યા હતા'[૧૧]

આ યુગના સમકાલીન ચાર હિન્દુ સાધનો છે ૧ **પ્ર ચિ**, ૨ **તી ક**, ૩ **સ શ**, અને ૪ **ના પ્ર** પ્ર ચિ ગુજરાતવિજય પછી સાત વરસે સપૂર્ણ થએલો ગ્રન્થ છે, પરતુ એમા કર્ણદેવની હકીકત જ આપવામા આવી નથી અને સ શ ૧૭ વરસે લખાયલો ગ્રન્થ છે એમાં સુલતાનના પહેલા સૂબા અલપખાનનો ઉલ્લેખ છે, પરતુ ઉલુઘખાનના ગુજરાતવિજય વિષે કોઇ નોંધ નથી ૩૨ વરસ પછી લખાયલા તી ક મા છે કે, 'સુલતાનનો નાનો ભાઇ **ઉલુઘખાન** માધવ મત્રી(મતિ માહવ)ની પ્રેરણાથી ગુજરાતમા આવ્યો'[૧૨] **ના પ્ર** મા છે કે, અલાઉદ્દીનના પ્રતાપથી ડરી જઈ, ગુજરાતનો રાજા કર્ણ ઉતાવળે નાસી ગયો'[૧૩]

મુસ્લિમ ઇતિહાસકારો સુલતાન **મહમૂદ ગઝનાની** જેમ સુલતાન **અલાઉદ્દીનને** ઇસ્લામનો પ્રચારક દાખવવા ગુજરાતના વિજયને ગૌણ દાખવી, સોમનાથની મૂર્તિના ખડનને મહત્ત્વ આપે છે ખ કુ સૈન્ય સોમનાથ મોકલવાનુ જણાવે છે, અને **તા અ** તો એ પ્રકરણનું શિર્ષક જ સોમનાથવિજય કરે છે પરતુ તા ફિ મા સુલતાનની જગ જિતવાની મહત્ત્વાકાક્ષા દાખવી જણાવે છે, કે સુલતાનની ચઢાઇનો આશય સારાય હિન્દ પર ખિલજી

૫ બુદ્ધિપ્રકાશ પુ ૫૭, પા

૬ તી ક પા ૩૧ વિ સ ૧૩૫૬ની સાલ આપે છે, પરતુ તે ખરી નથી, જ્યારે વિ શ્રે વિ સ ૧૩૬૦ આપે છે, જે દાખવે છે કે, એ પાછળથી લખાયલી પુસ્તિકા છે સમકાલીન હોય તો આટલો બધો ફેર આવે નહીં તી ક જેમ એકાદ બે વરસનો રહે પાછળથી હિન્દુ લેખકોએ લગભગ એનો જ ઉપયોગ કર્યો છે

૭ ઈ હિ ઈ વો ૩, તા અ નુ અવતરણ પા ૪૨

૮ „ „ પા ૪૩

૯ ખ કુ પા ૩૫

૧૦ ખ કુ મા આશી નુ અવતરણ, પા ૩૭

૧૧ ઇ હિ ઇ વો ૩ તા ફિ નુ અવતરણુ, પા ૧૬૯

૧૨ તી ક પા ૩૦

૧૩ ના પ્ર પા ૧૦૪ શ્લોક ૫

સત્તા કાયમ કરવાનો હતો, અને એ અંગે જેમ બીજા પ્રદેશો પર ચઢાઈ કરી હતી, એમ જ ગુજરાત પર સવારી કરી હતી. જેને **આશી.**માં **અમીર ખુશરૂ** પણ ટેકો આપે છે.

**તી. ક.** માં 'મંતિ **માહવ**'ની પ્રેરણાથી **ઉલુઘખાન** આવ્યાનો ઉલ્લેખ છે. પરંતુ એમાં કોઈ ખુલાસો નથી કે, આ **માહવ કે માધવ** કોણ? અને કોનો મંત્રી? અને તે આ ચઢાઈ કયા કારણે લાવ્યો? **માહવ** એ કર્ણનો મહામાત્ય માધવ હોત તો, એ વિષે **તી. ક.** માં અવશ્ય વધુ વિગત હોત, એટલું જ નહીં પણ દેશને અન્યની ગુલામીમાં સોંપનાર પર લાનત વરસાવી હોત; જેવું માધવ વિષે ધર્મારણ્યમાં છે. આ વિષયમાં **તી. ક.**ને તેના સમકાલીન ગ્રંથોનો મુદ્દલ ટેકો મળતો નથી. **ના. પ્ર. જિનપ્રભસૂરી**ના **તી. ક.** પછી સાત વરસે સુલતાન **મુહમ્મદ તુઘલક**ના યુગમાં લખાયો છે. છતાં આ વિષય પર તદ્દન ખામોશ છે. આવી જ સ્થિતિ **સ. રા.** અને **પ્ર. ચિં.** ની છે. અને આ બધાં સાધનો જૈન છે. નાગર બ્રાહ્મણ માધવ મંત્રીએ આ કામ કર્યું હોત તો તેઓ એના પર ફિટકાર વરસાવ્યા વગર રહેત જ નહીં. એટલું જ નહી, પણ આ હકીકતમાં જરા જેટલું ય સત્ય હોત તો મુસ્લિમ લેખકો તેનો પુષ્કળ ઊહાપોહ પણ કરત. માધવને ન્યાય અપાવવા અને કર્ણના જુલ્મથી ગુજરાતને બચાવવા સુલતાને સવારી કરી, એવો સ્પષ્ટ ઉલ્લેખ મળી આવત. અને આ પ્રસંગ ખુસરૂના **આશી.** માં તો ખૂબ ખીલી ઉઠત. પરંતુ **તી. ક.** ના મંતિ '**માહવ**' સિવાય કોઈ પણ સાધનમાં એનો ઉલ્લેખ ન મળતો હોવાથી મેં એ ફેલાયલી લોકવાયકાનો અસ્વીકાર કર્યો છે.[૧૪]

## ચઢાઈનો માર્ગ

ગુજરાતની ચઢાઇને ફારસી ઇતિહાસકારો બહુ મહત્વ આપતા નથી. આથી સ્પષ્ટ થાય છે કે, આ સમયે ગુજરાતનું રાજ નબળુ પડી ગયું હશે, અથવા તુર્તમાં જ ગુજરાતની ગાદીએ **કર્ણદેવ** બેઠો હોવાથી રાજ્યની પૂરી વ્યવસ્થા કરી શક્યો નહીં હોય. ગમે તેમ હોય આ વિષયમાં વિશેષ માહિતી ફારસી સાહિત્યમાં મળતી નથી. મુસ્લિમ ઇતિહાસકારો સીધો પાટણથી ઉલ્લેખ કરે છે, જ્યારે **જિનપ્રભસુરી** સારીય ચઢાઇનો માર્ગ દાખવે છે. **તી. ક.** માં લખે છે કે 'ચિતોડ, વાગડ અને મોડાસા થઈ **ઉલુઘખાન** ગુજરાત આવ્યો.' અહીં એ પાટણની વાત ખાઈ જાય છે. **કર્ણદેવ** નાઠો, એમ લખી, સોમનાથના ખંડનની વાત કરે છે, અને ત્યાંથી વંથલી અને સોરઠમાં થઈ પાછો અસાવલ આવ્યાનો ઉલ્લેખ કરે છે, જ્યારે મુસ્લિમ ઇતિહાસકારો પાટણથી **ઉલુઘખાનને** સોમનાથ અને **નુસરતખાનને** ખંભાત જતો દાખવે છે, પરંતુ તેના રસ્તાની માહિતીઓ તેઓ આપતા નથી. અને ત્યાંથી પાછા ફરી તેઓ દિલ્હી કૂચ કરે છે. પરંતુ **તી. ક.** ના ઉપયોથી **ઉલુઘખાનની** ચઢાઇનો માર્ગ આવી રીતે નક્કી કરી શકાય. દિલ્હીથી ચિતોડ, વાગડ અને મોડાસા થઈ અસાવલ, અસાવલથી પાટણ અને પાટણથી **ઉલુઘખાન** સોમનાથ ગયો અને સોમનાથ થઈ વંથળી, અને સોરઠના માર્ગે અસાવલ પાછો આવ્યો, **નુસરતખાન ઝાલેસરી** પાટણથી ખંભાત ગયો અને ત્યાંથી અસાવલ આવ્યો અને અસાવલથી શાહી સૈન્ય કૂચ કરી દિલ્હી તરફ ઉપડયું.

---

૧૪. માધવ વિષે ગુ. મ. રા. ઈ. ભાગ ૨ માં રા. રા. દુર્ગાશંકર શાસ્ત્રીએ, અને ૧૯૩૩ના "ગુજરાતી" પત્રના દિવાળીના અંકમા રા. રા. રામલાલ ચુનીલાલ મોદીએ સ્વીકાર કરેલો હોવાથી તેમજ કરણઘેલાની નવલકથાથી આ લોકવાયકા જનતામા વણાઇ ગઇ છે. તેની સંપૂર્ણ વિચારણા માટે જુઓ પરિશિષ્ટ અ.

**કમલાદેવી અને દેવલદેવી**

અણહિલવાડ પાટણની લૂટમા ઉલુઘખાનના હાથમા શુ આવ્યુ ? એ વિષે ઇતિહાસોમાં મતભેદ છે તા. અ. સોમનાથવિજયના ધ્યેનમા અણહિલવાડ પાટણ વિષે લખવાનુંય ભૂલી ગયો છે ખ. કુ. મા લૂટનો કોઈ સ્પષ્ટ ઉલ્લેખ છે જ નહીં પરંતુ આગી મા જણાવે છે કે, 'કર્ણ નાઠો, તેનો ખઝાનો, સ્ત્રીઓ, બાદીઓ, દુશ્મનો(મુસલમાનો)ના હાથમા આવ્યા અને સઘળી લૂટ સુલતાનને ભેટ ધરી, જેમા બીજા કેદીઓમા ગજા કર્ણની સ્ત્રી કવલાદી —**કમલાદેવી** જે પોતાના સૌન્દર્ય માટે વિખ્યાત હતી તે પણ હતી તેને સુલતાનના હરમમા દાખલ કરવામા આવી ગણીને બે પુત્રી હતી, બન્ને કર્ણદેવ સાથે નાસી ગઈ હતી અને જેમા મોટી મરણ પામી હતી અને નાની **દેવલદેવી** કર્ણ સાથે હતી'[૧૫] તા. ફિ. લખે છે કે, 'રાય કર્ણનો ખજાનો, હાથી, તેની સ્ત્રીઓ અને પુત્રીઓ મુસલમાનોના હાથમાં આવ્યાં[૧૬] તા. મુ. વિશેષમા હાથીની સખ્યા ૨૦ની બતાવે છે[૧૭] **તા**. ક. આ વિષયમા તદ્દન ખામોશ છે બનકે તે તો પાટણ વિષે કાંઇ માહિતી રજુ કરતુ નથી ના. પ્ર. મા આ લૂટ વિષે કાંઇ ઉલ્લેખ નથી, પરન્તુ સુલતાનના સૂબા વિષે નીચલો ઉલ્લેખ છે, કેટલીક રાજરમણી એની બાદી થઈ રહેન છે[૧૮] અને કર્ણ રખડી રઝળી મુઓ લખે છે,' પરતુ તેની સ્ત્રી અને પુત્રીનું શુ ગયુ તે વિષે કોઇ ઉલ્લેખ નથી આથી એક વાત સ્પષ્ટ થાય છે કે, કર્ણનો ઝનાનો સુલતાનના ભાઈ ઉલુઘખાનના હાથમા આવ્યો હતો, જેમા કર્ણની પુત્રીઓ અને સ્ત્રીઓ પણ હતી **કમલાદેવી** અને **દેવળદેવી**ના નામ અમીર ખુસરૂ આપે છે, તેનું કારણ એ છે કે, મોગલો પૂર્વેના ઈતિહાસમા સુલતાનના હરમની વાત નોંધવામાં આવતી નહીં ગુજરાતના સુલતાનોની કેટલીય હિન્દુ સ્ત્રીઓ હતી, પરંતુ તેના નામોથી આપણે અજ્ઞાત છીએ **કમલાદેવી** અને **દેવલદેવી** વિષે આપણને જે હકીકત જાણવા મળી છે,[૧૯] તેનું કારણ શાહઝાદા **ખિજ્રખાન** છે, જેની યાદનાથી આ કાવ્ય

૧૫ ઈ. હિ, ઈ. મા. ઇનો સાર પા. ૫૫૧ ૧૬ તા. ફિ. પા. ૫૨ ૧૭ તા. મુ. પા. ૭૫

૧૮ ના. પ્ર. પા. ૧૦૪ શ્લોક ૧૨

૧૯ 'દેવલદેવી અને ખિજ્રખાન'ના શિર્ષક હેઠળ બાબુ જમનલાલ ગુપ્તે ના. પ્ર. પ્ર. પુ. ૧૧ અંક ૪ (જુઓ પા. ૪૦૭–૪૩૭)મા લેખ લખ્યો છે એમા અમીર ખુશરૂના કાવ્ય આશીકા વા ઇશ્કિયા'ને કપોલકલ્પિત સાબિત કરવાને પ્રયત્ન કર્યો છે, સારોય લેખ ખડનની દૃષ્ટિએ લખાયો છે એમા શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિનો અભાવ સાફ તરી આવે છે અલબત્ત આ કાવ્યમા કેટલીક ત્રુટિઓ છે પરંતુ તેનાથી એનુ મહત્ત્વ ઘટતુ નથી પ્રાચીન કાળનો કોઇ પણ સપ્રમાણ ઇતિહાસ લો, તેમા એવી થોડી વાતો જરૂર મળી આવશે, કે જેનો સ્વીકાર ઇતિહાસકારોએ નહીં કર્યો હોય અને આમા ઉત્કીર્ણ લેખો પર બહાર નથી એ માટે તો ઇતિહાસમા તેહકીકની જરૂરત છે પરંતુ જમનલાલ ગુપ્ત તો આ કથાને એવી રીતે ઉડાવવા માગે છે કે રાય કર્ણને કોઇ દેવલદેવી નામની પુત્રી જ ન હતી દેવલદેવી તો જાલોરના રાજા હમીરદેવની પુત્રી હતી, જેની માગ સુલતાન અલાઉદ્દીને ખિજ્રખાન માટે કરી હતી અને તે ન આપવાથી અને સ્ત્રીઓએ જૌહર કરવાથી અમીર ખુશરૂએ બાદશાહની જલન મિટાવવા સારૂ આ કાવ્ય લખ્યુ છે બાબુ જમનલાલ ગુપ્તના લેખનો સઘળો આધાર દેવલદેવી અને ખિજ્રખાનની વયનો છે એની ચર્ચા કરતી વખત બાબુ એનો વિચાર કરતા નથી કે રણથંભોરના ઘેરાના પ્રસંગે ખિજ્રખાનની વય કેટલી હતી, અને હમીરની પુત્રી દેવલદેવી કેટલી ? અને સુલતાન અલાઉદ્દીને કેટલા વરસની દેવલદેવીની માગણી શાહઝાદા ખિજ્રખાન માટે કરી હતી ? એટલુજ નહીં ઇશ્કિયાંના અતમા ખુસરૂએ જે કરૂણ ચિત્ર દોર્યું છે ખિજ્રખાનનો ભાઈ મુબારક તેની વ્હાલી દેવલદેવીની માગણી કરે છે, જે ન પૂરી કરે તો મોતની સજા

લખાયું હતું, જેમાં આપણને એનો દુઃખદ ઇતિહાસ જાણવાને મળે છે. આથી આ નક્કર હકીકતનો ઈન્કાર કરી શકાય એમ નથી.

## ઇતિહાસ

### ઉલુઘખાનનો ગુજરાતવિજય

**વસ્સાફ શીરાઝી** ૧૩ મી સદીના અંતનો પરિચય કરાવતાં લખે છેઃ ગુજરાત સામાન્ય રીતે ખંભાતના નામે ઓળખાય છે. એમાં સીત્તેર હજાર શહેરો અને ગામડાંઓ છે. બધાં વસતીમય, જનતા ધનવાન અને લહેરી છે. આ પ્રાન્તમાં વરસની ચારે ઋતુમાં ભાતભાતના સિત્તેર જાતનાં ફૂલો ઉગે છે. હવા એટલી બધી નિર્મળ છે કે, પેન્સીલથી દોરેલાં જાનવરોનાં ચિત્ર જીવતાં દેખાય છે. એની બીજી અજાયબી એ છે કે, અણખેડેલી જમીનમાં છોડવા ઉગે છે અને લીલોતરી પાકે છે. તમે એની ભૂમિ સુન્દર છોડવાઓથી ભરેલી જોશો, પછી ભલે શિયાળો કેમ ન હોય.[1]

એ ગુજરાતનો વિજય કરવા ભાગ્યવંત બુધવાર તા. ૫ મી માર્ચ ૧૨૯૮ના **સિકન્દરે સાની અલાઉદ્દ-દુનીયા વદ્દીન સુલતાન મુહમ્મદ ખિલજીએ** પોતાના નાના ભાઈ **અલમાસબેગ** ઉર્ફે **ઉલુઘખાનને** હુકમ સાદર કર્યો.[2] આ સમયે ગુજરાતની ગાદીએ અણહિલવાડ પાટણમાં **કર્ણદેવ** વાઘેલો હતો.[3]

સુલતાનના હુકમને માન આપી, **ઉલુઘખાન** અને **નુસરતખાન** ઝાલેસરીએ, અમીરો, સરદારો અને મોટાં સૈન્ય સાથે કૂચ કરી.[4] માર્ગમાં ચિતોડ આવતાં ચિતોડના રાય **સમરસિંહે ઉલુઘખાનને** દંડ આપી, પોતાનો બચાવ કર્યો.[5] ત્યાંથી વાગડ અને મોડાસાનો વિનાશ કરતો **ઉલુઘખાન** અસાવલ આવ્યો.[6] અસાવલથી **ઉલુઘખાને** પાટણ તરફ કૂચ

જણાવે છે, અને ખિજખાનનો વધ થતા દેવલદેવી સુલતાન કુતબુદ્દીન મુબારકના હરમમાં જાય છે. ઇતિહાસ ન હોત તો આ ખિલજી ખાનદાન પર લાગતો **કલંકનો ટીકો** ખુસરૂ લગાડવાની હિમ્મત કરત? એટલે બાબુ જગનલાલ ગુપ્તનો સારોય લેખ ઐતિહાસિક દૃષ્ટિ વિહોણો છે. બીજી બાજુ મોલવી અબુઝફર નદવીએ 'દેવલદેવી'ના શિર્ષક હેઠળ 'ઝબાન' માસિકમાં લેખ લખી, દેવલદેવી અને ખિજખાનના પ્રેમ અને ઇતિહાસ પર પ્રકાશ નાંખ્યો છે, અને તેમાં બન્નેની વયની ચર્ચા કરી છે. જુઓ ઝબાન, પુ. ૩, અંક ૧લો, પા. ૪૪-૫૮

૧. ઈ. હિ. ઈ. વો. ૩માં તા. અ.નું અવતરણ પા. ૩૧

૨. ખ. ફુ. પા. ૩૫. તા. ફિ. પા. ૨૫૧. રાજ્યના આરંભનું ૩જી વરસ લખે છે. ચોક્કસ તારીખના નિર્ણય માટે સ્ર. ઇ. મુ. હિ. પા. ૨૪૮-૯

૩. આ સમયે ગુજરાતની ગાદીએ કર્ણદેવ વાઘેલો હતો, એમા બે મત નથી. સંવત ૧૩૫૨ના ભાદરવા સુદી ૧૩ સુધી ગુજરાતની ગાદીએ સારંગદેવ વાઘેલો હતો, એમ નૈષધકાવ્યની ચંડુની પ્રશસ્તિ બોલે છે. (જૈ. સા. સ. ખં. ૨ પા. ૪૨૫ ટિ. ૩). પરંતુ કર્ણદેવ વાઘેલાનો માંગરોલની મસ્જિદનો રક્ષિત શિલાલેખ કહે છે કે, વિ. સં. ૧૩૫૩ની ચૈત્રની સાતમના ગુજરાત પર કર્ણદેવની આણ હતી. એટલે આ ગાળાની વચ્ચે સારંગદેવનું અવસાન થવું જોઇએ, અને કર્ણદેવ ગાદીએ આવવો જોઇએ.

૪. ખ. ફુ. પા. ૩૫. તા. ફિ. પા. ૨૫૧, તી. ક પા. ૩૦. ઈ. હિ. ઇ.માં તા. અ.નું અવતરણ. વધુ માહિતિ આપતાં લખે છે કે, ચૌદહજાર ઘોડેસવાર અને વીસહજાર પાયદળનું સૈન્ય હતું. પા. ૪૩

૫. તી. ક. પા. ૩૦

૬. તી. ક. પા. ૩૦

કરી ગુજરાતના રાજા કર્ણદેવ પાસે ત્રીસ હજાર ઘોડેસવાર, એંસી હજાર પાયદળ અને ૩૦ જંગી હાથીઓ હતા[૭] મુસ્લિમ સૈન્ય પાટણ આવતા કર્ણદેવ પોતાની સેના સહિત બહાર આવ્યો, અને તેણે ઉલુઘખાનનો સખ્ત મુકાબલો કર્યો ગુજરાતનો બચાવ કરવા તે મરણીયો થઈ લડયો[૮] પરંતુ તે હાર્યો અને પોતાની પુત્રી દેવલદેવી[૯] સાથે દેવગીરી નાઠો[૧૦] ઉલુઘખાને પાટણ લૂંટયુ કર્ણદેવની સ્ત્રીઓ, પુત્રીઓ, રાજના ભંડારો અને જંગી હાથીઓ મુસલમાનોના હાથમા આવ્યા[૧૧]

પાટણ પર કબજો કરી, ઉલુઘખાન સોમનાથ તરફ ઉપડયો સોમનાથ જઈ, સુલતાન મહમૂદ ગઝનાએ ઈ સ ૧૦૨૬ મા સોમનાથના મંદિર અને લિંગનુ ખંડન કર્યું હતું.[૧૨] તેના જવા બાદ ભીમદેવ સોલંકીએ નવુ પથ્થરનું મંદિર ચણાવી, તેમાં લિંગની પુનઃસ્થાપના કરી હતી અને કુમારપાલે તે જીર્ણ થતા ભાવ ગંડ બૃહસ્પતિની વિનતિથી તેનો મોટો પાયે ઉદ્ધાર કર્યો હતો[૧૩] તેનો પુન વિનાશ કરી, લિંગમૂર્તિ પર ઘણના ઘણ મારી ટુકડા કર્યા અને તેને દિલ્હી લઈ જવા ગાડામા ભર્યા,[૧૪] અને તે સ્થળે મસ્જિદ બંધાવી[૧૫] સોમનાથથી પાછો વળતા વચલીમા મંડલિક રાયને દંડયો, અને સોરઠમા પોતાની આણ વર્તાવી અમાવલ આવ્યો[૧૬]

નુસરતખાન ઝાલેસરી ગુજરાતના વિખ્યાત બંદર ખંભાતનો કબજો કરી લેવા ઉપડયો નુસરતખાને ખંભાત જઈ ખંભાત લૂટયુ અને વેપારીઓ પાસેથી અપાર લૂંટ

૭ તા મુ પા ૭૪

૮ ઝ વા મુ આ વો ૨, પા ૭૮૯

૯ ઈ હિ ઇ વો ૩મા આશી સાર, પા ૫૫૧

૧૦ તા ફિ પા ૨૫૨, ખ કુ પા ૩૬ ઈ હિ ઈ વો ૩, આશીનો સાર પા ૫૫૧ તા મુ વધુમા લખે છે 'ઉલુઘખાને કર્ણદેવની સોમનાથ સુધી પૂંઠ પકડી પા ૭૫

૧૧ તા ફિ પા ૨૫૨, ઈ હિ ઇ વો ૩ આશી સાર વધુમા લખે છે કે એ પકડાયેલાઓમા કર્ણદેવની રાણી કવલાદી-કમળાદેવી પણ હતી પા ૫૫૧ તા મુ વધુમા હાથીઓની સખ્યા ૨૦ની જણાવે છે પા ૭૫, ઝ વા. મુ આ વો ૨, વધુમા કહે છે કે, લૂટમા ઘોડાઓ પણ હતા પા ૭૮૯

૧૨ લાઇફ એન્ડ ટાઇમ્સ ઓફ મહમૂદ ગઝના, પા ૧૧૭

૧૩ ગુ એ લે ભાગ ૨ ચૌલુક્યયુગના લેખો, પા ૬૬

૧૪ તી ક ૩૦, તા ફિ પા ૨૫૨, ખ કુ પા ૩૬, તા મુ પા ૭૫, ઝ વા. મુ આ વો. ૨, પા ૭૮૯, ઇ. હિ. ઇ વો ૩ તા અનુ અવતરણ વધુમા મૂર્તિ અને મૂલ્યવાન ઘરેણાનુ વર્ણન કરે છે અને વધુમા મૂર્તિ (લિંગ)નુ ખંડન નહીં કરે તો હજાર સોનાના સિક્કા આપવા જણાવે છે એ સુલતાન મહમૂદગઝનાના સોમનાથ વિજય પર જન્મેલી લોકવાયકાનો માત્ર પુનઃ ઉપયોગ છે એ દંતકથા પછી એક નવી વાત નોંધે છે ' મંદિરના ખંડેરમાથી વિધવિધ રંગના પોખરાજના રંગનો એક પત્થર શોધી કાઢવામાં આવ્યો તેની એક બાજુ યુદ્ધ કરતા માણસો અને બીજી બાજુ સુશોભિત જોગણીઓ અને બત્તીઓના ચિત્ર હતાં, અને તેના હાસિયામાં કવાલિ મસ્જિદની આયાનો કોતરેલી હતી આ પત્થર કુતઅુલ ઔલિયા શેખ મુરિદ અબુ હજરત હબરાહિમ બિ શહરિયારના મઝાર શરીફ પર મોકલવામા આવ્યો. એ સમયે દરગાહની ઈમારત આગેવાન હતી આ પત્થર દરવાજામા જમણી બાજુએ મૂકવામા આવ્યો હતો પ ૪૪-૪૫

૧૫. તા. મુ પા ૭૫

૧૬ તી ક પા ૩૦

મેળવી, જેમાં ઝવેરાત સાથે વેપારી પાસેથી જબરદસ્તીએ લીધેલો ખ્વાજાસરા કાફૂર હતો,[17] જે પોતાના અપૂર્વ સૌન્દર્યના કારણે **હજાર દીનારી** કહેવાયો.[18] આ તમામ લૂંટ સાથે નુસરતખાન અસાવલ આવ્યો અને અહીંથી ઉલુઘખાનની વિજયી સેના દિલ્હી જવા ઉપડી.

## પરિશિષ્ટ અ

### માધવની કથા-તપાસ

માધવની કથા ગુજરાતી જનતામાં રા. નંદશંકર મહેતાના 'કર્ણઘેલો'ની નવલકથાથી એવી વણાઈ ગઈ છે કે, તેને જનતાના માનસથી અલગ કરવી લગભગ અશક્ય છે. એટલું જ નહીં, ગુજરાતના બે પુરાવિદ્ રા. રા. **રામલાલ મોદી** અને ગ. રા. **દુર્ગાશંકર કે. શાસ્ત્રી**એ પણ એની ઐતિહાસિકતાનો સ્વીકાર કર્યો છે. એટલે એ વિષય સંપૂર્ણ તપાસ માંગે છે.

અરબી, ફારસી સાધનોમાં **માધવ** વિષે કોઈ ઉલ્લેખ નથી. પરંતુ સંસ્કૃત, ગુજરાતી અને હિન્દી સાધનોમાં **માધવ** વિષે અનુક્રમે નીચલા ઉલ્લેખ મળે છે એ ઉલ્લેખોમાં સૌથી પ્રાચીન વિ. સ. ૧૩૭૮ માં **જિનપ્રભસૂરી**કૃત સત્યપુર કલ્પમાં નીચે મુજબ છે:

'સુલતાન **અલાઉદ્દીન**નો નાનો ભાઈ **ઉલુઘખાન માધવ** મંત્રી(મંતિ માહવ)ની પ્રેરણાથી ગુજરાત આવ્યો.' તી. ક. પા. ૩૦

આ પછી વિ. સં. ના પંદરસાં સૈકાના અંતમાં મેરૂતુંગે લખેલી વિચારશ્રેણીમાં **માધવ** વિષે ઉલ્લેખ મળે છે. તે લખે છે:

'વિ. સં. ૧૩૬૦માં નાગર બ્રાહ્મણ **માધવ** યવનોને લાવ્યો.' જૈ. સા. સં. ખંડ. ૩. પરિશિષ્ટ ૧ લું. પા. ૧૨

ધર્મારણ્ય પણ લગભગ આ જ કાળમાં રચાયું છે. એમાં મોઢેરાની ચઢાઈનો છેલ્લા અધ્યાયોમાં ઉલ્લેખ છે, જેમાં ઐતિહાસિક કહેવાતી વિગતો નીચે મુજબ છે.

'કુમારપાલને ત્યાં પુત્રનો જન્મ થયો. તે ૩૦ વરસ રાજ ભોગવી મરણ પામ્યો. તે પછી પ્રતાપશાળી કર્ણ રાજા ગાદીએ બેઠો. તેને ગુણ વગરનો એક દુષ્ટ માધવ પ્રધાન હતો. આ દેશદ્રોહી ગુજરાતમાં મલેચ્છોનું રાજ્ય સ્થાપન કરનારો હતો.[1] અધ્યાય ૬૭ શ્લોક ૬૭ થી ૬૯ પા. ૭૨૭.

'આ સમયે મલેચ્છ જાતિમાં અલાઉદ્દીન થયો. તે પોતાના વૃદ્ધ કાકાને મારી, ગાદીએ બેઠો. તેના સમયે દિલ્હીમાં અનંગ(પાળ) રાજ નામે રાજા હતો. મલેચ્છોએ તેનું રાજ્ય લીધું અને ત્યારથી દિલ્હીમાં મલેચ્છોની સત્તા કાયમ થઈ. તેણે ગુજરાત સિવાય બધા દેશો

---

૧૭. ઝ. વા. મુ. અ. વૉ. ૨ પા. ૭૮૯. તા. ફિ. પા. ૨૫૧. કે. હિ. ઈ. વૉ. ૩ જણાવે છે કે, આ કાફુર હિન્દુ હતો, પરંતુ એનો આધાર અમને જડયો નથી. પા. ૧૦૦

૧૮. કે. હિ ઈ. વૉ. ૩, પા. ૧૦૦. સરવુલ્ઝી હેગ જણાવે છે: હજાર દીનારી એટલે હજાર દીનારમાં ખરીદેલો; પરંતુ એમ નથી. મૂળમાં આ ગુલામ જબરદસ્તીએ લૂંટી લીધો હતો. પરંતુ તે પોતાના અપૂર્વ સૌન્દર્ય માટે હજાર દીનારી કહેવાયો. ઈરાનમાં અનેક પાંખડીઓવાળું એક પુષ્પ થાય છે. તેના અપૂર્વ સૌન્દર્ય માટે તેને હજાર દીનારીથી ઓળખવામાં આવે છે. આથી અપૂર્વ સૌન્દર્યવાનોને હજાર દીનારીની ઉપમા આપવામાં આવે છે.

૧ राज्यासने स्थितः कर्णः महाराजः प्रतापवान् ॥
जातोऽमात्यश्च दुष्टो निर्गुणो माधवाह्वयः ॥

જિતી લીધા હતા મની માધવે અલાઉદ્દીન પાસે પાટણમા ચઢાઈ કરાવી તેણે ગુજરાતનો વિનાશ કર્યો' અધ્યાય ૬૮ શ્લોક ૪ થી ૧૧ પા ૭૨૮-૯

'કર્ણના સૈન્યને મારી હઠાવ્યુ, કર્ણ યુદ્ધમા મારીો ગયો, અને ગૂર્જર ભૂમિ રડાઈ' અધ્યાય ૬૮ શ્લોક ૧૨ પા ૭૨૯ આ પછી ધર્મારણ્યમા શ્રીપતિની કથા આપી છે અને તેના પુત્ર મોમૈયા મોઢેરા પર અલ્લાઉદ્દીન પાસે આક્રમણ કરાવ્યુ અને તૂર્કોએ મોઢેરા ભાગ્યુ

'કર્ણનું સૈન્ય ૭ લાખનુ અને અલાઉદ્દીનનુ એક લાખનુ હતુ' અધ્યાય ૬૮ શ્લોક ૮૮ પા ૭૪૧

કર્ણ રાજા રખડી રઝળીને મરણ પામ્યો' અધ્યાય ૬૮, શ્લોક ૮૯ પા ૭૪૧

'અલાઉદ્દીન લકા જિતવા જતા મરણ પામ્યો' અધ્યાય ૬૮, શ્લોક ૯૧-૨ પા ૭૪૧

ધર્મારણ્યમા માધવ કઈ જ્ઞાતિનો હતો, એ જણાવેલુ નથી, એ નોધપાત્ર છે

આ પછી ૧૫૧૨ મા પદ્મનાભે લખેના કાન્હડદે પ્રબધમા નીચલો ઉલ્લેખ મળે છે

તિણિ અવસરિ ગુજરધર રાઇ સારગદે નામિ બોલાઈ,
ભત્રીજઉ તેહનઉ બલવત કરણદેવ યુવરાજ ભણત ૧૩
તિણિ અવગણિઉ માધવ બમ્ભ તાહિ લગઈ વિગ્રહ આરભ,
રીસાવીઉ મૂલગુ પ્રધાન કરી પ્રતિજ્ઞા નીમ્યૂ ધાન ૧૪
'ગૂજરાતિનું ભોજન કરૂ, જુ તુરકાણુ આણઅર હૂ,'
માધવ મહિતઈ કરિઉ અધર્મ નવ છૂટિ છ આગિલા કર્મ, ૧૫
× × ×
ધરયૂ માભલી સફઈ સાદિ માધવ બમ્ભ કરઈ ફુરિયાદિ ૨૩
'ખિત્રી તણુ ધર્મ લોપિઉ રાઉ કરણદે ગહિલુ થયુ,
એહવુ અગ તણુ અનુરાગ, નિતુ નિતુ ભરછ કરે નરછનાગ ૨૪
પહિલુ રાઈહ અવગણિઉ માહરૂ બધવ કેશવ હણિઉ,
તસઘરણી ધરિ રાખી રાઈ, એવડુ રોષ ન સહિણુ જાઈ ૨૬
કાન્હડ દે પ્રબધ ખડ ૧ લો પા ૨-૩

વિ ની અઢારમી સદીની પહેલી પચ્ચીસીમા મુહણોત નૈણસીએ દતકથાઓનો સગ્રહ કરવા માડયો હતો એ સગ્રહામાથી દતકથાઓ 'મુહણોત નૈણસીકી ખ્યાત' ના નામે વિખ્યાત છે આ ગ્રન્થ રજપૂતાના માટે બહુ ઉપયોગી હોવાથી ના પ્ર સભાએ બે ભાગમા છપાવ્યો છે, જેના પહેલા ભાગમા કર્ણ વાઘેલાની બે દતકથાઓ નીચે મુજબ નોધી છે

'સોલકીઓ પાસેથી વિ સ ૧૨૫૩ મા રાજા વીરધવલ વાઘેલાએ પાટણનું રાજ લીધુ તેણે ૪૫ વરસ ત્રણ દિવસ રાજ્ય કર્યું વીરધવલના પુત્ર વીસલદેવે ૨૫ વરસ ૪ માસ અને ૩ દિવસ રાજ્ય કર્યું તેની ગાદીએ કરણ વાઘેલો બેઠો, જેણે નાગર બ્રાહ્મણની પુત્રીને ઘરમા રાખી તે બ્રાહ્મણે બાદશાહ અલાઉદ્દીન પાસે જઇને ફરીઆદ-કરી અને બાદશાહ સૈન્ય લઇ આવ્યો, ગુજરાત તૂર્કોએ લીધુ બાદશાહે ચાર ઉમરાવો ગુજરાતમા રાખ્યા, મહાફરખાન, તાતારખા, અહમદખા, અને મુહમ્મદખા અહમદે અહમદાબાદ

વસાવ્યું. પૂર્વે જ્યાં અસાલભીલની અસાલવરતી (અસાવલ) હતી. પછી અલાઉદ્દીને પોતાના પુત્ર કુતુબુદ્દીનને અહમદાબાદ આપ્યું—મુહણોત નૈણસીકી ખ્યાત ભાગ ૧ લો પા. ૨૧૪.

બીજી દંતકથા '૧૮ વરસ વીસલદેવ, ૩૧ વરસ અર્જુનદેવ, ૩૩ વરસ વીરમદેવ, ૨૦ વરસ કરણઘેલો, ૪ વરસ દેવરાજ, સં. ૧૩૪૦ માં માધવ બ્રાહ્મણ પ્રધાન થયો. તેની વાઘેલાથી બગડી ગઇ. ત્યારે તે પ્રત્યેક મંઝિલે લાખ ટંકા આપવાના કહી સુલતાન અલાઉદ્દીનને લાવ્યો. ધરતી તૂર્કોએ લીધી. બાદશાહ અલાઉદ્દીને ત્યાંના થાણા પર ટોટોને રાખ્યા હતા. તેમણે અલાઉદ્દીનને સમુદ્રમાં ડુબાડી, પોતે ગુજરાતના બાદશાહ બની બેઠા. મુહણોત નૈણસીકી ખ્યાત ભાગ ૧ લો. પા. ૨૧૫.

## તેહકીક

તા. ક. જીનપ્રભસુરીએ ઉપલો ઉલ્લેખ ઉલુઘખાનના ગુજરાતના વિજય બાદ ૩૨ વર્ષે કર્યો છે. એને એ સમયના કોઈ ઇતિહાસનો ટેકો નથી, છતાં ઉલ્લેખ સમકાલીન હોવાથી એની તપાસ પાછળ રાખી છે.

વિ. શ્રે. ના કર્તાએ તી. ક. માંથી સીધો ઉતારો કર્યો છે. ટુંકમાં નોંધ લેતાં માધવ મંત્રી સાથે 'નાગર બ્રાહ્મણ' એ બે શબ્દ પોતાની તરફથી ઉમેરી આપ્યા છે! જે તી. ક. માં નથી. આવી ભૂલ તો આજના સંશોધકો પણ કરે છે.[1]

પરતુ આ વિષયની વિશેષ માહિતી તો આપણને ૧૫૦ વર્ષ બાદ ધર્મારણ્ય અને કાન્હડદે પ્રબંધમાં મળે છે. ધર્મારણ્યમાં અપાયલી ઇતિહાસિક વિગત જે ઉપર ટાંચવામાં આવી છે, તે જોતાં લાગે છે કે, ધર્મારણ્યના લેખકને ઇતિહાસ વિષેનું મુદ્દલ જ્ઞાન નથી. જનતામાં ઉડતી લોકવાયકા, અહીં ઇતિહાસરૂપે અવતરી છે. દા. ત. કુમારપાલને પુત્ર હોવાનું દાખવે છે. પરંતુ મૂળમાં કુમારપાલને પુત્ર જ ન હતો. એટલુંજ નહીં તેમાં અપાયેલી વંશાવળી પણ તદ્દન ખોટી છે. ન તો અલાઉદ્દીનના સમયે અનગ(પાળ) રાજા હતો. તેમ જ અલાઉદ્દીનની પૂર્વે સો વરસથી દિલ્હીમાં મુસ્લિમ સત્તા કાયમ થઈ ગઇ હતી અને અલાઉદ્દીન ગુજરાતની ગાદીએ બેઠો, એ પછી આ દક્ષિણની પહેલી લડાઇ હતી. અધ્યય ૬, ૧૨ મા શ્લોકમાં તે લખે છે કે કર્ણ માર્યો ગયો, कर्णं सैन्यं हतं तेन कर्णोऽपि निधन गतः અને ૮૯ મા શ્લોકમાં લખે છે કે : તે રઝડી રવડીને મુઓ.' कर्णे कैकलयय पत्र वने वै निधनं गतः। અલાઉદ્દીનનું મૃત્યુ દિલ્હીમાં થયું હતું, ત્યારે એ તેને લંકામાં ડુબી મરવાનું લખે છે. આથી જણાશે કે ધર્મારણ્યના ઇતિહાસના ફકરામાં જરાય વજુદ નથી, અને મુદ્દલ વિશ્વાસ ન મૂકી શકાય એવી હકીકત છે. તેમાં માધવ કઈ જ્ઞાતિનો હતો તે તો મુદ્દલ જણાવેલું નથી.

મૂળમાં મોઢેરાનો વિનાશ અલાઉદ્દીનના સમયમાં થયો હોય એવો કોઈ સમકાલીન પુરાવો અસ્તિત્વમાં નથી. મુસ્લિમ ઇતિહાસકારો મોઢેરા વિષે તદ્દન ખામોશ છે. એના નામ સુદ્ધાંનો મુસ્લિમ ઇતિહાસ ઉલ્લેખ કરતા નથી; જૈનો જે આ વાત લખવી ચૂકે નહિ, તે પણ ખામોશ છે. મોઢેરા ઉલુઘખાને ભાગ્યું તેનો ઉલ્લેખ માત્ર ધર્મારણ્યમાં જ છે. પરન્તુ મોઢેરાનો વિનાશ સુલતાન મુહમ્મદ ગઝનાએ કર્યો હતો તેના ઐતિહાસિક પુરાવા છે.

૧. 'મતિ માહવ'માંથી માધવ નાગર મંત્રી કેમ થયો એનો એક તાજો દાખલો જ બસ થશે. આપણા મરહુમ પુરાવિદ્ દિ. બ. કે. હ. ધ્રુવ કાન્હડદે પ્રબંધની નીચલી લીટીનો અનુવાદ નીચે મુજબ કરે છે: 'માધવં બમ્ભ કરે ફરિયાદ'નો અર્થ રા. કે. હ. ધ્રુવ આમ કરે છે: 'નાગર બ્રાહ્મણ માધવે ફરિયાદ કરી.'

અને આ અણ–ઐતિહાસિક ગ્રન્થની એક હકીકત તેને ટેકો આપે છે તે એ કે સુલતાન સુલતાન મહમુદ ગઝનાના સમયે દિલ્હીનો રાજા અનગપાલ હતો આથી કોઈ નક્કર પૂરાવા વગર આ અણ–ઐતિહાસિક ગ્રથની હકીકતનો ઉપયોગ પુરાવા તરીકે કરી શકાય નહિ, માધવ વિષે તો ધર્મારણ્ય પર પણ સત્યપુર કલ્પનાની અસર છે સરખાવો—

| તીર્થકલ્પ | ધર્મારણ્ય |
|---|---|
| માધવની પ્રેરણાથી સુલતાનનો નાનો ભાઈ ઉલુઘખાન ગુજરાત આવ્યો તા ક પા ૩૦ | મત્રી માધવે અલાઉદ્દીન પાસે પાટણમા ચઢાઈ કરાવી અધ્યાય ૬૮ શ્લોક ૧૨ |

વિક્રમની સોળમી સદીના બીજા દાયકે, કાન્હડદે પ્રબધ રચાયો છે (વિ સ. ૧૫૧૨મા) આજના મળેલા સાધનોમા માધવે શા માટે ચઢાઈ કરાવી તેનો સૌથી પ્રાચીન ઉલ્લેખ આ જ કાવ્યમા મળે છે એ સ્પષ્ટ શબ્દોમા લખે છે કે 'પ્રથમ મારી અવગણના કરી, પછી મારા ભાઈ કેશવનુ ખૂન કરાવ્યુ અને તેની સ્ત્રીને પોતાના ઘરમા રાખી[૨] આથી તેણે સુલતાનના દરબારમા પોકાર કર્યો' પરન્તુ સારોય કાન્હડદે પ્રબંધ ઐતિહાસિક નવલકથા જેટલુ જ ઐતિહાસિક તત્ત્વ ધરાવે છે ગુજરાતના પ્રકરણમા માહવનો માધવ બનેલો અને તુર્કોને લાવવા કારણરૂપ મનાતો માધવ એનું પાત્ર ઉભુ કર્યા બાદ રાણમા રાજ્યપતનમા મોટે ભાગે ગવાતી દતકથાનો ઉપયોગ કરી નાખ્યો છે એનાથી વિશેષ એનુ મહત્વ નથી

મુહણોત નૈણસીએ ૧૭મી સદીના અતમા ઇતિહાસના નામે જે કોઇએ કાઈ લખાવ્યુ તે નોધી લીધુ છે, પણ તેણે એની સત્યતા માટે કોઈ તેલકીક કરી નથી રાજપૂતાના ઈતિહાસ માટે જોઇતા સાધનો ન હોવાથી એને બહુ મહત્ત્વ અપાયુ છે એણે એ દતકથા નોધી છે એકમા માધવના નામનો ઉલ્લેખ નથી, અને બીજીમા ચઢાઈ કરાવવાનું કારણ નથી આપ્યુ પહેલી દતકથામા મદાફરખાન, તાતારખા અહમદખા અને મુહમ્મદખાં ચાર ઉમરાવ બતાવ્યા છે પરન્તુ તે ઉમરાવ નથી પણ ગુજરાતના ચારે સુલતાનો છે તાતારખાન (મુહમ્મદશાહ ૧લો) મદાફરખાન (મુઝફ્ફરશાહ ૧લો), અહમદખાન તે અહમદશાહ અને મુહમ્મદખાન તે મુહમ્મદશાહ રજો સુલતાન અલાઉદ્દીનના સમયે અહમદાબાદ હતું જ નહિ, તો આવે ક્યાથી? એ કુતુબુદ્દીન એટલે મુહમ્મદશાહનો પુત્ર જલાલ કે જે સુલતાન મુહમ્મદ પછી કુતુબુદ્દીન અહમદશાહ રજાનો ખિતાબ ધારણ કરી ગાદીએ બેઠો હતો, કુતબુદ્દીન મુબારક ખિલજી નહીં

બીજી દતકથામા સારગદેવની જગ્યાએ વીરમદેવ મૂકે છે, અને કર્ણે જેણે દોઢ વર્ષ હકુમત કરી હતી, તેના વીસ વરસ બતાવે છે કર્ણ બાદ હિન્દુ હકુમત ગુજરાત ઉપર કાયમ થઇ જ નથી છતા દેવરાજે ચાર વરસ રાજ કર્યાનો ઉલ્લેખ કરે છે અને અમદાવાદ

૨. શ્રી ફાર્બસ ગુજરાતી સભાના 'ત્રૈમાસિક' પુ ૬, અક ૨મા રા સાંડેસરા કેટલીક રાજવલીઓ આપે છે એમા ર૭ રાજવલીમા રા સાંડેસરા લખે છે કે, 'માધવની લાગ્રી પદ્મિનીના અપહરણને કારણે માધવ ગુજરાતમા મુસલમાનોને લાવ્યો' કાન્હડદેપ્રબધ'કાર પદ્મનાભે માધવને કર્ણે રાજાએ રિસાવ્યો એટલે મુસલમાનો લાવ્યા એમ મોઘમ લખ્યુ છે,' પા ૨૧૪ મૂળમા કાન્હડદેપ્રબધનો ઉપયોગ કરતા રા. સાંડેસરાની સરતચૂક થઈ છે પદ્મનાભે દુશ્ચરિતની વાત સ્પષ્ટ શબ્દોમા નોધી છે જુઓ ખડ ૧લો, શ્લોક ૨૬ માત્ર રાજવલીકાર નામનો ઉમેરો કરે છે મૂળમા રાજવલીકારે કાન્હડદે પ્રબધમાથી આ વિષયમા સીધો ઉતારો જ કર્યો છે

ચઢી આવવામાં દર મંઝિલે લાખ ટંકા આપવાની વાત તો મહમુદ બેગડા સાથે સંબંધ રાખે છે. પતાઈ રાવલનો પ્રધાન સુરી ગિયાસુદ્દીન ખીલજીને દર મંઝિલે લાખ ટંકા આપવાનું કહી, પતાઇ રાવલની મદદ માટે લઈ આવ્યો હતો. એટલે આ સેળભેળ થએલ અને વગર તહકીકની કથા પર કોઈ જાતનો વિશ્વાસ મૂકી શકાય નહિ.

**દંતકથાનો વણાટ**

આ સારીય ચર્ચાનું મૂળ 'મંતિમાહવ' છે. હવે એ માહવ કે માધવ કોણ હતો? કોનો પ્રધાન હતો, રાય કર્ણનો, ઉલુઘખાનનો કે, નુસરતખાનનો. એ વિષે તીર્થકલ્પમાં કોઈ ખૂલાસો નથી. પરંતુ જિનપ્રભસુરી એ સમયે જૈનોના મોટા આચાર્ય હતા, અને તેમને સુલતાન મુહમ્મદ તઘલકના દરબારમાં સન્માન મળ્યાનો પુરાવો છે. એમણે સત્યપુર-કલ્પમાં સાચોરનો મહિમા ગાયો છે. એમાં આ ફકરો હોવાથી જનતામાં ખૂબ ફેલાયો અને પ્રચાર પામ્યો છે. 'મતિ માહવ ગેરિયો'નો અનુવાદ વિ. શ્રે. ના લેખકે 'નાગર પ્રાધાન્ય માધવ યવનોને લાવ્યો' કર્યો છે. ધર્મારણ્યના લેખકે મોઢેરાના પતનનો ઇતિહાસ આપવામાં એનો ઉપયોગ કર્યો છે, તેમાં એણે કર્ણનો પ્રધાન દાખવી, પોતાનો સારોય દોષ એના પર ઢાલવ્યો છે; પણ તે કઇ જ્ઞાતિનો હતો તે જણાવ્યું જ નથી. અને કવિ પદ્મનાભે કાન્હડદેનો કિસ્સો રજુ કરતાં એનો ઉપયોગ કરી, કારણની કલ્પના કરી આપી કે 'માધવના ભાઈને મારી એની ભાભીને કર્ણે ઘરમાં રાખી' એટલે માધવ યવનોને લાવ્યા. શ્રી. ફા. ત્રૈ. પુ. ૬ અં. ૬માં નોંધાએલી રાજાવલીમાં રાજાવલીકારે નામ પણ આપી દીધું કે એ સ્રી તે પદ્મિની. આ પ્રબંધથી રાજપૂતાનામાં વણાયલી ગુજરાતની કથા 'મુહણોત નૈણસી કી ખ્યાતમાં જોઇએ છે.

**દંતકથાનું મૂળ**

જગતમાં દંતકથાનું મૂળ લોકવાયકા છે. અસાધારણ બનાવો પર જનતા તર્ક કરે છે, અને પોતાના ખાલી તુક્કા ઉડાવે છે. અલબત્ત એ તુક્કા પર ભૂતકાળના ઇતિહાસની છાપ હોય છે. ગઈ કાલે આમ બન્યું હતું, એટલે હમણા પણ એમ જ થયું હશે, એવા આશયે પોતાના વિચારો પ્રકટ કરે છે. ઘણી વાર આવા કાલ્પનિક તુક્કાઓ દંતકથાનું સ્વરૂપ લે છે અને પાછળ ઇતિહાસ બની જાય છે. બીજું પ્રાચીન યુગમા દંતકથાઓના આધારે જનતાનું માનસ એવુ થઈ ગયું હતું કે અમુક ખાસ બનાવો બનતા કે, તરત જ તેને એના લગતી ખાસ લોકવાયકા લગાડી આપતા. દા. ત. નવું શહેર વસાવવા માટે 'જબ કુત્તે પર સસ્સા આયા......બસાયા.' કોઈ ગરીબ માલદાર બને તો. 'સિદ્ધ પુરૂષની પ્રાપ્તિ થઇ છે,' એમ જણાવતા. આવી જ 'અમરવેલની ઇંઢોણી' વગેરેની દંતકથા છે. આવી જ રીતે ગુજરાતનો વિનાશ જ્યારે જ્યારે વિદેશીઓએ કર્યો છે ત્યારે ત્યારે આવી એક કથા જોડી દીધી છે. વલ્લભીનો વિનાશ કાકુએ સિન્ધના સુલતાનને લાવીને કરાવ્યો. રાય માંડલિક અને સુલતાન મહમુદ બેગડાના યુદ્ધસમયે માંડલિકના પતનના કારણમાં નીચલી દંતકથા નોંધાયલી છેઃ માંડલિકના મંત્રી વિસલને મનમોહના નામની અતિ સૌન્દર્યવતી સ્રી હતી. તેને રાહ માંડલિકે ભ્રષ્ટ કરી, એટલે તે સુલતાનની સેના લઇ આવ્યો.[3] આવી દંતકથા ઘડાવાનું સામાન્ય કારણ એ હોય છે કે સામાન્ય રીતે રાજાઓ વિલાસી હોય છે અને અંગત વેર-ઝેરના કારણે અથવા વધુ લોભના પરિણામે સરદારો કે પ્રધાનો ફૂટતા પણ ખરા. એટલે

૩. બો ગે. વો. ૮, પા. ૫૦૦

આવી વાત ફેલાતા જનતા તે તરત સ્વીકારી લેતી આવા જ આશયે પદ્મનાભે પોતાના પાત્ર માધવની કથા ગુથી અને પાછળથી તે ઇતિહાસ બની ગઈ, પરંતુ આવા વિષયમા જ્યા સુધી ચોક્કસ પ્રમાણ ન મળે ત્યા સુધી તેનો સ્વીકાર કરી શકાય નહીં

**માધવની દૃતકથાનું સ્વરૂપ**

માધવના કારણવાળી દતકથા સૌથી પ્રથમ પદ્મનાભ નોંધે છે 'કહ્યું મારા ભાઈ કેશવને માર્યો અને તેની સ્ત્રીને ઘરમા રાખી'[૪] શ્રી સાદેમરાએ આપેલ રાજાવલીમા માધવના ભાઈનું નામ નથી, પરંતુ તેની સ્ત્રીનુ નામ પદ્મિની[૫] આપ્યુ છે મુહણોત નૈણસી રી ખ્યાતમા 'નાગર બ્રાહ્મણની પુત્રીને ઘરમા રાખી,'[૬] એમ ઉમેરાયું, જ્યારે રાસમાળામા 'માધવની સ્ત્રી પદ્મિનીનો ઉલ્લેખ છે[૭] રાસમાળાના આધારે લખાયલી નવલકથા તે રા નંદશંકરનો કરણઘેલો

**માહવ કે માધવ ?**

માધવ વિષે ગુજરાતના સાધનોમા નીચલો ઉલ્લેખ મળે છે તી ક માહવ[૮] વિ ઓ નાગર બ્રાહ્મણ માવવ[૯] ધર્મારણ્યમા દુષ્ટ માધવ[૧૦] કા પ્ર મા માધવ બ્રહ્મ[૧૧] મુ ને મો માધવ નાગર બ્રાહ્મણ[૧૨] ફા ત્રૈ મા માધવ[૧૩]

આ માહવના જૂદા જૂદા થએલા સ્વરૂપો છે પરંતુ ઇતિહાસ જોતા મને લાગે છે કે જિનપ્રભસૂરીની મૂળ પ્રતમા માહવ નહીં હોય, કદાચ માહુવની જગ્યાએ માહિમદ કે માહુમદ હોય, અને પાછળના નકલ કરનાર એ માહુમદનો માહુમ લખ્યો હોય અને માહુમનો માહવ બની ગયો હોય તો નવાઈ નહીં, પરંતુ આ એકમાત્ર મારી શકા છે એના પર પુરાવિદો વિચાર કરે કારણ કોઈ પણ પ્રમાણ માધવ માટે બધબેસતું નથી

**ઐતિહાસિક મૂલ્ય**

આ જ કારણે 'કેમ્બ્રીજ હિસ્ટ્રી ઓફ ઇન્ડીઆ' વો ત્રીજામા સર વુલઝી હેગે અને 'મિડિવલ ઇન્ડીઆ'મા ઈશ્વરી પ્રસાદે એનો મુદ્દલ ઉલ્લેખ કર્યો નથી પ્રો કોમીસેરીઅટે 'હિસ્ટ્રી ઓફ ગુજરાત' ભાગ ૧લામા માધવની કથા નોંધી છે ખરી, પણ તેને દતકથાથી વધુ વજનદાર માની નથી

આ સારીય માહિતીનું સરવૈયુ, માધવની દતકથા જનતાની મનકલ્પેતી સામાન્ય લોકવાયકાથી વધુ નથી તેમા જરા જેટલુંય ઐતિહાસિક સત્ય નથી તેના સબળ કારણો નીચે મુજબ છે

૧ માધવ વિષે ફારસી-અરબી ઇતિહાસોમા મુદ્દલ ઉલ્લેખ નથી જો એમા જરા જેટલું ય સત્ય હોત તો રણથંભોરના રાય હમ્મીરના પ્રધાન રણમલની હકીકત જેમ હાજી ઉદ દબીરે અને બીજાઓએ નોંધી છે,[૧૪] તેમ માધવની કથા પણ મુસ્લિમ ઇતિહાસમાં નોંધાત, એટલું જ નહીં પણ સુલતાન અલાઉદ્દીને માધવના કારણે ચઢાઈ કરી હોત તો મુસ્લિમ ઇતિહાસ-

૪ કાન્હડદે પ્રબધ, પા ૩
૫ શ્રી ફા ગુ સભા ત્રૈ પુ ૬, અક ૨, પા ૨૧૪
૬. મુ ને ખ પા ૨૧૩ ૭ રા મા. ૩જી આ. ભાગ ૧લો, પા ૩૮૦
૮. તી ક. પા ૩૦ ૯ વિ મે જૈ સા સ ખડ ૨ અક ૪ પરિ [પા ૯
૧૦ ધર્મારણ્ય, પા. ૭૭૭ ૧૧ કા પ્ર પા ૨
૧૨ મુ નૈ પા ૨૧૫ ૧૩ શ્રી ફા ગુ સભા ત્રૈ પુ ૬, અં ૨, [પા ૨૧૪
૧૪ ઝ. વા મુ આ પા ૮૦૫થી ૮૧૦

કારો ગર્વપૂર્વક લખતકે માધવને ન્યાય અપાવવા અને કર્ણના ઝુલ્મોથી ગુજરાતને મુક્ત કરવા સુલતાન અલાઉદ્દીને શાહી સેના મોકલાવી હતી.

૨. રાજકવિ ખુસરૂએ શાહજાદા ખિઝ્રખાનના કહેવાથી 'આશીકા' નામનું કાવ્ય રચ્યું છે, જેમાં દેવલદેવીના જીવનચરિત સાથે કર્ણદેવના પતનનો પણ ઇતિહાસ છે. અગર આ બનાવ બન્યો હોત તો ખુસરૂ તેને પોતાના કાવ્યમાં ગુંથ્યા વગર રહ્યો નહોત, અને આ કાવ્યમાં ઔર ખીલી ઉઠત. એ કહેવાની જરૂરત નથી.

૩. જિનપ્રભ સૂરિના 'સત્યપુરકલ્પ' સિવાય તમામ સમકાલીન જૈન ગ્રંથોમાં એના વિષે અભાવ છે. અગર નાગર બ્રાહ્મણ માધવે ચઢાઇ કરાવી હોત તો એ સમયના તમામ જૈન લેખકો ગુજરાતને ગુલામીમાં મૂકનાર માધવ પર ફિટકાર વરસાવત, અને આ સઘળી મુસીબતના કારણરૂપ માધવ વિષે લખી શકાય એટલું લખત. પરંતુ અહીં તો સઘળા સમકાલીન સાક્ષીઓ ખામોશ છે. પ્ર. ચિ. ગુજરાતવિજય પછી સાત વર્ષ પૂર્ણ થયું છે, છતાં તેમાં માધવનો કોઇ ઉલ્લેખ નથી. નહીં તો મેરુતુંગાચાર્યની બ્રાહ્મણો તરફની વૃત્તિ તેના ગંડ બહસ્પતિ વિષેના ઉલ્લેખથી સ્પષ્ટ છે. એટલું જ નહીં પણ કક્ક સૂરીએ તી. ક. ના સત્યપુરકલ્પ લખાયા બાદ ૭ વરસે ના. પ્ર. લખ્યો છે, છતાં તેણે આ વિષયમાં એક શબ્દ પણ ઉચાર્યો નથી. બલ્કે તેને માધવ મંત્રીના નામનીય ખબર નથી. તે તો લખે છે કે 'કર્ણ અલાઉદ્દીનના પ્રતાપથી નાસી ગયો અને રઝળી રવડીને મુઓ.'

૪ જિનપ્રભ સૂરીના 'સત્યપુર કલ્પ'માં 'મંતિ માહવ પ્રેરિયો'એથી કાંઇ વિશેષ હકીકત નથી. સોમનાથ ખંડનની સદા નોંધ લેનાર અગર કર્ણદેવ વાઘેલાનો મહામાત્ય માધવ અલાઉદ્દીન પાસે જઇ સૈન્ય લઈ આવ્યો હોત તો વધુ નહીં તો આની સાથે બેચાર લાનત વર્ષાવતા શબ્દો જરૂર લખત, જેમ માધવ પર ધર્મારણ્યના લેખકે પોતાનો રોષ ઠાલવ્યો છે તેમ.

૫. ધર્મારણ્ય, કાન્હડદે પ્રબંધ અને મુહણોત નૈણસીકી ખ્યાત અને આના આધારે લખાયલી રાજાવલીઓ વિગેરે મૂળમાં અણ–ઐતિહાસિક જેવી છે. જ્યાં સુધી એને કોઈ પ્રમાણભૂત ઇતિહાસનો સબળ ટેકો મળે નહી ત્યાં સુધી ઇતિહાસના પ્રમાણ તરીકે એનો ઉપયોગ કરી શકાય નહીં. આ કારણે એમાં અપાયલી માધવની વિગત મનઘડંત લોકવાયકાથી આગળ નથી.

---

# સંક્ષિપ્તનામસૂચી

## અરબી

| | |
|---|---|
| ઝ વા મુ આ | ઝફરૂલ વાલિહ બિ મુઝફ્ફર વઆ આલિહ |

## ફારસી

| | |
|---|---|
| આ ગી | આરીકા વા દફ્તરાની ખિજખાન |
| ખ ફુ | ખજાયનુલ ફુતૂહ પ્રો મુહમ્મદ હબીબનો અ અનુવાદ |
| તા અ | તાજઝિયતુલ અમ્સાર |
| તા ફિ | તારીખે ફિરોઝશાહી ( બર્ની ) |
| તા મુ | તારીખે મુબારકશાહી |

## સંસ્કૃત અને જૂની ગુજરાતી

| | |
|---|---|
| કા પ્ર | કાન્હડદે પ્રબંધ |
| તી ક | તીર્થકલ્પ |
| ના પ્ર | નાભિનંદનોદ્ધાર પ્રબંધ |
| પ્ર ચિ. | પ્રબંધ ચિન્તામણી |
| સ રા | સમર રાસ |
| વિ શ્રે. | વિચાર શ્રેણી અપરનામ સ્થિરાવલી |

## હિન્દી

| | |
|---|---|
| ના પ્ર પ | નાગિરીપ્રચારિણી પત્રિકા વૉ ૧૧, અં ૪ |
| મુ નૈ | મુહણોતી નૈણસી કી ખ્યાત |

## અંગ્રેજી

| | |
|---|---|
| ઇ હિ ઇ | ઇલિયટ હિસ્ટ્રી ઑફ ઇન્ડિયા એઝ ટોલ્ડ બાય ઇટસ ઑન હિસ્ટોરીયન વૉ ૩ |
| કે પ બ્રી મુ | કેટલોગ ઑફ ધી પરસીયન મેન્યુસ્ક્રીપ્ટ ઇન બ્રિટીસ મ્યુઝિયમ વૉ ૩ |
| કે હિ ઈ | કેમ્બ્રીઝ હિસ્ટ્રી ઑફ ઇન્ડિઆ વૉ ૩ |
| બો ગે | બોમ્બે ગેઝીઅર, વૉ ૧ અને ૮ |
| સ ઈ મુ હિ | સ્ટડીઝ ઈન ઇન્ડો મુસ્લિમ હિસ્ટ્રી |

## ગુજરાતી

| | |
|---|---|
| ગુ ઐ લે | ગુજરાતના ઐતિહાસિક લેખો ભાગ ૨ |
| ગુ દી | ગુજરાતી પત્રનો દિવાળી અંક, ૧૯૩૩ |
| ગુ મ રા ઈ | ગુજરાતનો મધ્યકાલિન રાજપૂત, ઇતિહાસ ભાગ ૨ |
| જૈ સા સં | જૈન સાહિત્ય સંશોધક ખંડ ૨ |
| પુ | પુરાતત્ત્વ, પુ ૪ અંક ૪ થો |
| ફા. ત્રૈ | ફાર્બસ ત્રૈમાસિક, પુ ૬ અં ૨ |
| રા મા | રાસમાલાનો ગુ અનુવાદ આવૃત્તિ ૩જી |

# મુંબઈના મહાજનો

[ લે. રા. રા. ડુંગરશી ધરમશી સંપટ ]

[ અનુસંધાન વર્ષ ૬. અં. ૨ પાના ૨૧૧ માનું ]

૧૨

## સર જમશેદજી જીજીભાઈ પહેલા બેરોનેટ

( ૨ )

**ચીન**નું હમણાંનું સામ્રાજ્ય ૨૫ાા લાખ ચોરસ માઈલના ક્ષેત્રફળમાં છે. એની વસ્તી ૪૫-૪૭ કરોડની ગણાય છે, પરતુ સર જમશેદજીના સમયમાં તો જગતમાં એ સમયે સૌથી મોટું સામ્રાજ્ય હતું. એ સમયે ફ્રાન્સે એની પાસેથી ઈન્ડોચાઈના લઇ લીધું નહોતું. જાપાને મંચુરિઆ, કોરીઆ, ફાર્મોસા લઈ લીધાં નહોતાં. ટીબેટ તેને આશ્રયે જ હતું. ચીનાઇ તુર્કસ્થાન પણ એનુ હતું. માંગોલીઆ ઉપર પણ એની આણ વર્તતી હતી. સિયામ એનું ખંડીઉં હતું. એશિયામાં એ સર્વોપરી સત્તાધારી હતું. જાપાન તેની ખુશામદ કરતું હતું. ચીનનું મહાન રાજ્ય આખા જગતમાં શ્રેષ્ઠ અને બળવાન હતું. પરન્તુ સને ૧૬૪૪ થી મંચુઓની શહેનશાહતમાં એની પડતી થતી હતી. જૂનો વડલો ખોખરો બની જતો હતો.

ચીનની પાંચ હજાર વરસની જૂની સંસ્કૃતિનો ઇતિહાસ ઉપલબ્ધ છે. એ પ્રજા જગતની પ્રાચીન પ્રજાઓમાં પણ ઉચ્ચ સંસ્કૃતિ ધરાવનારી હતી. એ પ્રજા નવી નવી શોધો કરતી હતી. યુરોપ ત્યારે જંગલી સ્થિતિમાં હતું. ચીનના શુંગ, મુંગ, ટેગ અને બીજા વંશના બાદશાહોએ વિદ્યા, હુન્નર, કળા અને સાહિત્યને ભારે ઉત્તેજન આપ્યું. આ સમ્રાટો મહાન વિજેતાઓ હતા તેવા જ સુસંસ્કૃત હતા. એમણે મહાન સ્થાપત્યો બાંધ્યાં, સાહિત્યને ઉત્તેજન આપી, કવિતા, નાટક, અલકાર, શબ્દશાસ્ત્ર, અને વ્યાકરણ—ના હજારો ગ્રન્થો લખાવ્યા. ભૂતકાળમાં આવી લાબા સમયની સતત વિભૂતિ કોઈ પણ સામ્રાજયની પ્રજાએ ભોગવી નથી. ચીનનો વેપાર વિશાળ હતો. એના નાવિકો સાહસિક હતા. એઓ અમેરિકા સુધી પહોંચી ગયા હતા, એમ મેક્ષીકો અને બીજાં સ્થાનોમાં એમની કારીગરીના મળતા અવશેષોથી માલમ પડે છે.

ચીનનાં વિજયી સૈન્યોએ એશિયામાં મોટું સામ્રાજ્ય સ્થાપ્યું હતું. એઓ પોતાની સંસ્કૃતિ આખા એશિયામાં ફેલાવતા હતા. ચીનની પ્રજાએ જ પ્રથમ છાપવાની કળા શોધી કાઢી હતી. હજારો વર્ષોનાં લાકડાનાં બીબાંઓ ઉપર છાપેલાં પુસ્તકો હજી ચીનમાં મળે છે. હજારો વિપ્લવો થવા છતાં ત્યાંના સમ્રાટોએ સ્થાપેલી મહાન પુસ્તકશાળાઓ હજી ચીનમાં મોટા પ્રમાણમાં છે. ચીનની ભાષા જગતમાં સૌથી કઠણ ગણાય છે. દરેક શબ્દનો સ્વતંત્ર જૂદો શબ્દ એ ભાષામાં છે. આથી જેટલા શબ્દો તેટલા સંકેતો ભિન્નભિન્ન હોવાથી હજારો અક્ષરોના સકેતો આ ભાષામાં છે, છતાં વિદ્વાનોએ એ ભાષાને સુસસ્કૃત કરવામાં કાંઈ બાકી રાખ્યું નથી.

ચીનાઓએ જ રેશમની પ્રથમ શોધ કરી હતી. રેશમના કીડાઓને પોતે જ શેતુરનાં વૃક્ષોમાં ઉછેરવાની ક્રિયા શરૂ કરી, જગતમાં રેશમ પૂરૂં પાડવાનું શરૂ કર્યું હતું. હિન્દમાં રેશમનો ઉદ્યોગ ચીનમાંથી આવ્યો હતો. ચાહના છોડની શોધ પણ ચીનાઓએ કરી હતી. ત્યાથી જગતના બીજા ભાગોમાં ચાહ વ્યાપક બની હતી. દારૂગોળા અને તોપોની શોધ ચીનમાં જ પ્રથમ થઇ હતી. આ શોધના પ્રતાપથી ચીનાઓએ અનેક પ્રજાઓને પરતંત્ર

બનાવી હતી પછી બીજી પ્રજાઓએ એ દારૂગોળા અને તોપોની બનાવટમા મોટા સુધારા-વધારા કર્યા હતા ચીની કામના વાસણોની શોધ પણ ચીનમા થઈ હતી જે સુશોભિત ચીનીની રકાબીઓ, પ્યાલા, ચાહદાનીઓ તૈયાર થાય છે તેનુ મૂળ ચીન છે હજી પણ ચીનના આ જૂના ચીની અસલ વાસણોની ભારે કિંમત યુરોપીયન સગ્રહકર્તાઓ આપે છે

ચીનાઓએ આવી આવી અનેક સુદર શોધો કરી હતી. એમને ત્યા અધિકારીઓને ઉચ્ચ પરીક્ષા આપી પાસ કીધા પછી જ અધિકાર સોંપવાની પદ્ધતિ હજારો વરસો થયા ખૂબ કેળવાઈ છે પ્રજાને અક્ષરજ્ઞાન ઉપર પ્રેમ છે ચીનાઓના એક મહાન પુરુષ કોંન-ફ્યુસીઅસે ચીનાઓને માટે નૈતિક સ્મૃતિ રચી, એ પ્રજાને નીતિના અતિ ઉચ્ચ સિદ્ધાન્તો શીખવ્યા છે હિન્દમાથી ભગવાન બુદ્ધનો ધર્મ પણ ચીનાઓએ ૧૮૦૦ વરસો પહેલા સ્વીકાર્યો હતો બુદ્ધધર્મથી ચીનાઓમા મહત્ત્વાકાક્ષા અને દેશો જિતવાનો શોખ ઘટયો હતો, એમ કેટલાક માને છે ચીનાઓમા મહાન પ્રવાસીઓ ફાહી-યાન અને હુએન્તસગે હિન્દમા છઠ્ઠી અને આઠમી સદીમા પ્રવાસો કરીને હિન્દના તે સમયના રાજ્યો, પ્રજા, સ્થાપત્યો, પ્રવાસ-માર્ગો, વેપાર, હુન્નર ઉદ્યોગો, શિક્ષણ, તત્ત્વજ્ઞાન, વગેરેનું રસિક અને અણમોલુ વર્ણન કર્યું છે ચીન અને હિન્દ વચ્ચે ક્યારેય યુદ્ધ થયુ નથી હમેશા સારો સબધ ચાલુ રહ્યો છે બને દેશોએ પરસ્પર સસ્કૃતિનો અદલોબદલો કર્યો છે

જમશેદજીને ચીનની લગની લાગી હતી એમને રસ્તામા ભયકર હાડમારીઓ, કષ્ટો, ભયો અને તકલીફો ભોગવવા પડયા હતા છતા એની દરકાર કર્યા વગર એઓ ચીન તરફ વારવાર પ્રવાસો કરતા હતા એમણે ચીની ભાષા બોલતા શીખી લીધી હતી, વાચતા શીખતા તો વરસો ને વરસો લાગે ચીના વેપારીઓ સાથે એઓ ખૂબ ભળી ગયા હતા શ્રી જમશેદજી વ્યવહારમા બહુ પ્રામાણિક અને સીધા હતા એઓ કદિ પણ કપટ, છેતરવુ અને ખોટી ચાલબાજી કરતા નહોતા એમનો વ્યવહાર પોતે ઘામ ખાઇને પણ બીજાઓને પ્રસન્ન રાખવાનો હતો એમને ઠગનાર પ્રત્યે રોષ નહોતો મધુરભાષી તેમજ મધુર વ્ય-વહારી હતા આથી ચીનના ધધામા એઓને સારી પ્રગતિ થઈ હતી એઓ ચીના વેપારીઓ વચ્ચે ખૂબ લોકપ્રિય થયા હતા પાછળથી ચીનની મુલાકાત લેનારાઓ હિન્દીઓ પાસે વૃદ્ધ ચીનાઓ એમની ખૂબ પ્રશસા કરતા હતા એક ચીના ગૃહસ્થે આ પુરુષ આગળ જતાં મહાન પુરૂષ થશે, એવુ ભવિષ્ય પણ ભાખ્યુ હતુ

સર જમશેદજી જેવા સીધા અને સરળ હતા તેવા જ સાહસિક અને વેપારના શોખીન હતા એઓ પોતાનુ વચન હમેશા પાળતા હતા ફલાણી તારીખે નાણા આપીશ, એમ જો વાત કરતા તો ગમે તેવી મુશ્કેલી ભોગવીને પણ તે સમયે પૈસા ભરી આપતા હતા આથી એમની શાખ ચીનમા ખૂબ બધાઈ ચીના વેપારીઓ સારા ધધાદારીઓ છે જો વિશ્વાસ એમના હૃદયમા પેદા થાય તો તેઓ સામા માણસની આંટ ઉપર માલની ધીરધાર કરતા હતા સર જમશેદજીને એકડે એકથી ઘૂટવાનું હતું એમની મુડી બધી વહાણના પ્રવાસમા એમણે ખોઇ હતી એમના સમરાની મુડી પણ આગમા નાશ પામી હતી છતા સર જમશેદજી પાસે આંટ હતી ચીનાઓએ એને વગર પૈસે માલ ધીરવાની મદદ કરી. આથી જમશેદજીનું ગાડુ ચાલ્યું એમણે ચીનમા જ માલ લઈ ત્યા જ વેચવા માડયો.

જમશેદજીને હવે મુંબઈથી પણ ઓર્ડરો મળવા માંડયા. મુંબઇના વેપારીઓ એમની પાસેથી રેશમ મગાવતા હતા, બદલામાં અફીણ ચઢાવતા હતા. એઓ કામકાજમાં સરળ અને પ્રામાણિક માલમ પડયા. આથી વેપારીઓએ એમના ઉપર વધારે નિકાસમાં અને પ્રમાણમાં માલ મોકલવા માંડયા. આ પ્રમાણે એમણે પોતાની સારી રીતભાતથી ચીના અને હિન્દી વેપારીઓની પ્રીતિ સંપાદન કરી. એમનું ગાડું ચીનમાં ચાલુ થયું. ઉધાર માલ મળવા માંડયો. હિન્દના એક વેપારીએ એમના ઉપર ચીનમાં વેચવા માટે અફીણની પેટીઓ મોકલી. જમશેદજીએ એ સારે ભાવે વેચી એનાં નાણાં સહિસલામત માલધણીને પહોંચાડયાં. આથી એમની ક્રેડીટ બંધાઇ. જમશેદજી પાસે થોડી પોતાની મુડી થઈ. બે વરસ થઈ ગયાં, એટલે એઓ ફરી દેશ તરફ પોતાના કુટુંબને મળવા રવાના થઇ મુંબઈ આવ્યા.

આઠ માસ મુંબઈમાં રહીને એઓ પાછા ચીન રવાના થયા. શ્રીમતી જમશેદજી ચીન જવા તૈયાર થયાં, પરન્તુ કોઇ હિન્દી સ્ત્રી હજી ચીન ગઇ નહોતી, એટલે જમશેદજીએ આ સાહસ કર્યું નહીં. એમણે એકલાએ જ ચીન આવી, પોતાનો વહીવટ સંભાળી લીધો. મુંબઇમાંથી એમણે વેપારીઓ સાથે મળીને ભાગીદારીનો સંબંધ બાંધ્યો હતો. આથી મુંબઇના વેપારીઓ એમના ઉપર ભાગીદારીમાં અફીણની પેટીઓ ચઢાવતા હતા, બદલામાં સર જમશેદજી રેશમ હિન્દ ખાતે ચઢાવતા હતા. આમ પરસ્પર વેપારનો વિકાસ થયો. એમને મુંબઇના વેપારીઓની અફીણની ખરીદી અને ત્યાં રેશમના વેચાણના પંત્યાળાના આંકડાઓથી અસંતોષ ઉત્પન્ન થયો હતો; છતાં મોટું મન રાખી, નિભાવ્યે જતા હતા. જમશેદજી બીજાં બે વરસો ચીનમાં રહી, પાછા મુંબઈ આવ્યા. એમની પાસે હવે લાખેક રૂપિયાની મુડી થઈ હતી. વેપારી તરીકે એમણે ધંધાની જમાવટ કરી હતી. એમને ચાલુ સારી આવક હતી, વેપારના વિકાસના માર્ગો એમને ખ્યાલમાં હતા.

ચીન પ્રાચીન સુસસ્કૃત દેશ હતો. પરંતુ એમાં હવે સડો પેદા થયો હતો. મંચુ બાદશાહો પરદેશી હતા. એઓ ચીનને હંમેશને માટે પરતન્ત્રતામાં રાખવા માગતા હતા. આથી એમણે ચીનાઓને ચોટલી માથા ઉપર રાખવાનો નિયમ કાઢયો. આ નિયમ પ્રથમ રાજઆજ્ઞાનો હોતાં ધીમે ધીમે ચીનાઓ માટે એ શૃંગાર રૂપ થઇ પડયો. ચોટલી વગરનો ચીનો એ લગભગ સામાજિક બહિષ્કારને પામતો હતો. તેવી જ રીતે ચીનાઓને વધારે પરાધીન કરવા મંચુ બાદશાહોએ એમને અફીણના વ્યસનમાં નાંખ્યા. અફીણ હિન્દમાંથી મોટી રકમમાં મંગાવવામાં આવતું હતું. ગામેગામ ચંડુલખાનાં ખુલ્યાં. ધનવાનો, મધ્યવર્ગના લોકો અને મજુરો ચંડુલખાનામાં જઈ લાંબી ભુંગળીમાં સળગાવેલ અફીણનો ધુવાડો પીવા મંડયા. આથી એમને બહારનું ભાન ભૂલાઇ રસિક, સુખી આનંદદાયક કલ્પનાઓ આવતી હતી. સ્વર્ગ એમની દૃષ્ટિ પાસે ખડું થતું હતું. અફીણની ટેવ કદિ આ જન્મે જતી નથી. ધીમે ધીમે એ વધતી જ જાય છે. જે દિવસે અફીણ પીવાને ન મળે તે દિવસે ટાંટીયા ઘસવા પડે, સુસ્તી થાય, બેચેની હદ ઉપર વધી જાય. કાંઇ ગમે નહીં. ખાવાપીવાનું ગળા નીચે ઉતરે નહીં. થોડાં વરસોની અફીણ પીવાની આદતથી મનુષ્ય નિરાધાર બને, એની શક્તિ ક્ષીણ થતી જાય, ખાવાપીવાનું ઓછું થાય, અને એ માણસ મૃત્યુના મુખમાં પડે.

ચીનાઓની અવનતિ થવા માંડી હતી. અફીણે એમાં અગત્યનો ભાગ ભજવ્યો. ચીનાઓ કન્ફ્યુશીઅસની સ્મૃતિ માનતા હતા. આ મુજબ એઓ વડીલોનું ભારે સન્માન કરતા હતા: ઈશ્વરપૂજાને બદલે ત્યાં પિતૃપૂજા હતી. મંચુ સમ્રાટોએ એનો ખરાબ લાભ

લીધો પોતાના વડીલો જે શોધખોળો કરી ગયા હોય તેમાં કાંઇ સુધારો થઈ શકે જ નહીં, જે શોધો કરી ગયા હોય તેમા કાંઇ વિકાસ થાય જ નહીં, એવી ભાવના જાગૃત થઇ પાછળથી મચુ સમ્રાટોએ સમાજમા એટલે હદ સુધી આ મૂળ આજ્ઞાની વિકૃતિ કરાવી કે જે કોઇ વ્યક્તિ બાપદાદાની કરેલી શોધોમા નવો સુધારો કરાવે તેને ફાસીની સજા કરવી મચુ સમ્રાટોએ સમાજની મૂર્ખ અને ભ્રમભરેલી રીતભાતોને ઉત્તેજન અપાવ્યુ જે કોઇ તેનો ભગ કરે તેને તે માટે અસખ્ય ભયાનક સજાઓ શોધી કઢાઈ પરિણામે ચાર હજાર વર્ષો સુધી પ્રગતિશીલ પ્રજા પાછળ પડવા લાગી પરદેશીઓના રિતરીવાજો ઉપર એમને બહુ ઘૃણા થઇ આવી પ્રજા એકદમ સાકડા અને ધર્મના બધનોને પાળતી થઇ

ચીન ઉપર પણ અનેક આક્રમણો ભૂતકાળમા થયા હતા મચુઓની થોડી સદીઓ પહેલા ભયકર અત્યાચારી જગીસખાનના મોગલ ધાડાઓએ ચીનનો વિજય કર્યો હતો જગીસખાનના પુત્ર હુલગુખાનના વશજો ચીનમા બે સદી સુધી સમ્રાટો રહ્યા હતા એ જગલી ખાનોને ચીનાઓએ સુસસ્કૃત બનાવીને સારા સમ્રાટોમા પરિવર્તન કરાવ્યુ હતુ ચીન દેશ ખરેખર મહાન દેશ હતો એની પ્રજા સર્વ રીતે એટલે જ્ઞાનવિજ્ઞાનમા શ્રેષ્ઠ હતી એ પ્રજાએ જગતને ઉચ્ચ સસ્કૃતિનો વારસો આપ્યો છે એના મહાન કાર્યો કેટલા મોટા પ્રમાણમા થયા છે તેના નમુના તરીકે ચીનની દિવાલ આજે પણ ખડી છે બારસો માઈલ લાબી આ દિવાલ ઉપર ૭ ઘોડા એક સાથે દોડી શકે છે, એટલી એ પહોળી છે, વચ્ચે સેકડો કોઠાઓ અને કિલ્લેબધીઓ છે

ચીનાઓ સરસ ઉદ્યોગી પુરૂષો છે એઓ ઉત્તમ ખેતી કરી શકે છે ચીનમાં વસ્તી જમીનના પ્રમાણમા ઘણી મોટી છે આથી આ વસ્તીને નીભાવવા માટે ચીનાઓ જમીનમાથી અનાજની મોટી પેદાશ મેળવે છે જમીનની અદર ખૂબ ખાતર નાખી, એનું સારી રીતે જતન કરી, ઊંડી ખેતી કરે છે વસ્તીના વધારાથી ચીનમા ખેતરોના નાના નાના ટુકડા થઈ ગયા છે આથી ખૂબ મહેનતુ છતા ચીનાઓ સમૃદ્ધિવાન નથી અનાજ પૂરતુ પાકતુ નહીં હોવાથી ચીનાઓ સર્વભક્ષી છે કીડાઓ, જતુઓ પાણીના સાપો અને દરેક પ્રાણીને શુદ્ધ કરી, તેઓ આહાર કરે છે એમની વસ્તી એટલી મોટી થઇ છે કે ચીનાઓના કરોડો માણસો જમીન ઉપર જગ્યાના અભાવથી દરિયાકિનારે બોટોમા રહે છે એમની મહાન નદીઓ યાગ શેકયાગ અને પીળી નદી ત્રણ ત્રણ હજાર માઈલ લાબી છે એ નદીઓમા બોટોમાં ચીનાઓની મોટી સખ્યા વસે છે નદીઓમા મોટી રેલ આવે છે, ત્યારે દેશવાસીઓ ઉપર મોટી આફત આવે છે

સત્તરમા સૈકામા યુરોપિયનોમા જાગૃતિ આવી એમના વહાણોએ સમુદ્રમા ફરીને લૂટફાટ ચાંચીઆઓનો ધધો ચલાવવા માડ્યા પ્રથમ પોર્ટુગીઝ (ફીરગીઓ) જગતનું દ્રવ્ય લૂટવામાં પ્રવૃત્ત થયા એમને ફત્તેહ મળતી જોઈ, ડચ લોકોના વહાણો પણ સાગરમા ઘૂમવા માંડ્યા એમની પાછળ ફ્રેચો અને અગ્રેજ વહાણો નીકળી પડ્યા યુરોપીયન મીશનરીઓ જૂદા જૂદા દેશોમા પ્રવાસ કરીને ત્યાના લોકોના રીતરીવાજો, ભાષા, ધર્મ અને સાહિત્યનો અભ્યાસ કરી, એ દેશને લગતી બધી હકીકતો ભેગી કરતા હતા એની પાછળ વેપારીઓ આવી, એ દેશોમા અનેક વેપારના ખાસ હકો મેળવતા હતા, ત્યાના રાજાઓ શાસનકર્તાઓમાં કુસંપ કરાવી, માંહે માંહે લડાવીને, નબળાને મદદ કરીને પોતે બદરોના ખાસ વેપારના હકો મેળવતા હતા

ચીનમા પણ યુરોપીયનોએ પગપેસારો કર્યો હતો ચીનાઓ પરદેશી યુરોપીયનોને ઘણા ધિક્કારતા હતા આથી એમને આવવા ન દેવાનો તેમણે સખ્ત બંદોબસ્ત રાખ્યો પરંતુ યુરોપીયન રાજ્યોએ અફીણની બદીથી નબળા પડી જતા ચીનાઓને શિકસ્તો આપી

યુરોપીયનોનો સામનો કરી શકાય એટલું સંઘબળ અને શૌર્ય ચીનાઓએ ખોયાં હતાં. યુરોપીઓએ એમની નામરજી છતાં અનેક બંદરો ખાતે વેપાર કરવાના પરવાના બળ જુલમથી મેળવ્યા ધીમે ધીમે યુરોપીયનો ચીનમાંનો ઘણોખરો વેપાર પોતાના હસ્તક મેળવી શક્યા. હજી જાપાન જાગૃત થયું નહોતું ફીરંગીઓ અને ડચોને અંગ્રેજોએ હાંકી કાઢયા અંગ્રેજોએ ચીનમાં હોંગકોંગ મેળવ્યું. બીજાં બંદરોમાં ખાસ વેપારના હક્કો મેળવ્યા. એમની પછી જર્મનોએ કીઆ ચાઉ લઈ લીધું. અમેરિકનોએ પણ વેપારના ખાસ હક્કો મેળવ્યા. આ રીતે ચીનમાં ચીનીઓના સફેદ શેતાનોએ પ્રવેશ કર્યો. એમણે પોતાની વસાહતોનો ન્યાય ચીના ન્યાયાધીશો ન કરી શકે, એવો ખાસ હક્ક મેળવ્યો.

ચીનાઓના મંચુ બાદશાહો પણ સમયના યોગે ચીનાઓ થઈ ગયા. એમને પણ અફીણની બદીથી પોતાની પ્રજાની હાનિ ખૂબ સાલી સર જમશેદજીના સમયમાં જ ચીનના એ બાદશાહોએ અંગ્રેજોને ચીનમાં અફીણ ન મોકલવા વિનંતિ કરી. પરંતુ અંગ્રેજોને એ વેપારમાં મોટો નફો હતો. એકલા હિન્દમાં જ અફીણમાંથી જગતના પાંચ છ કરોડ રૂપિયાની વાર્ષિક પેદાશ હતી. આવડી મોટી પેદાશ અંગ્રેજો મૂકી શકે તેવા સ્વભાવના તે સમયે નહોતા. ચીનના સમ્રાટે અંગ્રેજ એલચીને બોલાવીને આ વેપારને બંધ કરવા સમજાવ્યો. પણ અંગ્રેજ સરકારે એના ઉપર લક્ષ્ય આપ્યું નહી. આથી સમ્રાટે પોતાના હાથથી લખેલો કાગળ મહારાણી વિકટોરીઆને લંડન મોકલ્યો અને આ વેપારની નામોશીમાંથી ચીનાઓને બચાવવા માટે બહુ જ કરૂણરસિક શબ્દોમાં વિનંતિ કરી. પરંતુ એ ઐતિહાસિક કાગળ ઉપર અંગ્રેજ સરકારે કાંઈ ધ્યાન આપ્યું નહીં.

ચીનના સમ્રાટે આથી ગુસ્સે થઈ, ચીનના બંદર ઉપર હિન્દથી આવેલી અંગ્રેજી અફીણની વીશ હજાર પેટીઓ જપ્ત કરાવીને નાશ કરાવી નાખ્યો. આથી અંગ્રેજોએ એની કિંમત, દંડ અને વેપાર ચાલુ રાખવાની માગણીઓ કરી. પરંતુ ચીનની સરકારે એના તરફ ધ્યાન આપ્યું નહીં. આથી અંગ્રેજોએ ચીનમાં નૌકાસૈન્યોથી ચીની બંદરો ઉપર તોપમારો ચલાવ્યો. સૈન્ય પણ ચીનમાં ઉતાર્યું. ચીની અફીણી સૈન્યનો મોટો પરાજય થયો. ચીની સરકારને નમવું પડયું. અફીણનો વેપાર કાયદેસર થયો. ચીનને મોટી રકમનો દંડ અંગ્રેજોને ભરવો પડયો. ચીનમાં દર વરસે લાખો પેટી અફીણ હિન્દમાંથી આયાત થવા માંડયું. ચીનની પ્રજામાં અફીણનું વ્યસન ખૂબ ફેલાયું. અફીણની માંગ ત્યાં એટલી મોટી વધી પડી કે હિન્દમાં તેનું વાવેતર વધારવાની જરૂર પડી. ચીનાઓની શક્તિ, બળ, વીર્ય અને ઓજસ ઘટાડવા માટે અફીણ જવાબદાર છે,

શ્રી જમશેદજી પાંચમી વખતે ચીનમાં આવ્યા. એમનો હવે મુખ્ય વેપાર અફીણનો હતો. હિન્દમાંથી વહાણો ભરીભરીને અફીણની પેટીઓ આવતી હતી. એ માલનાં બેત્રણ વહાણો સાથે પહોંચતાં ત્યાંના ભાવો ગગડીને પેટીના ૩૦૦–૪૦૦ ડોલરો થતા. પરંતુ કયારેક અછત થતી ત્યારે અફીણના ભાવો વધીને ૮૦૦–૯૦૦ ડોલરો સુધી પહોચતા હતા. ત્યારે માલ સંગ્રહી રાખનારને બહુ મોટો ફાયદો થતો હતો. આથી સારી પુંજીવાળાઓને માટે હંમેશાં અફીણનો સ્ટોક ભરી રાખવાથી ફાયદો થતો હતો. કલકત્તામા અફીણનું લીલામ થતું હતું. અફીણ લીલામમાથી ખરીદી ચીન ચઢાવવામાં આવતું હતું. બદલામાં ચીનથી રેશમ અને ચાહ હિન્દમાં પુષ્કળ આવતાં હતાં. પાછળથી હિન્દથી મીલોનું કાંતેલું જાડું સુતર પણ ચીનમાં પુષ્કળ આવતું હતુ. ચીનમાં હિન્દઓની ઘણી પેઢીઓ હોંગકોંગ, શેગાઈ, કેન્ટન

ખાતે હતી હજી ચીન જનારા ઘણા હિન્દીઓના વશજો ચીનાઇને નામે ઓળખાય છે ચીન તરફ જનારાઓને માટે જ્ઞાતિબહિષ્કાર નહોતો ચીન કે આફ્રિકા જનાર માટે પરદેશ-ગમનનો સવાલ ઉભો થયો નહોતો ઘણી વ્યક્તિઓ જઇને ત્યાથી અઢળક ધન લાવતી હતી

શ્રી જમશેદજી જીજીભાઇએ કુલ પાચ સફરો ચીનની કરી હતી પહેલી બે સફરોમા નસીબે તેમને યારી આપી નહોતી, પરતુ પાછળની સફરોમા એમનો ધધો ધીમેધીમે જામતો ગયો ચીન તરફની ચોથી સફરમા પણ એમને પ્રવાસ દરમિયાન અકસ્માતનો ભોગ થવુ પડયું હતું એમનું વહાણુ સાગરમા સફર કરતુ હતુ અકસ્માત અધારુ થયુ સમુદ્રમાં સૂર્યની આસપાસ ધુમ્મસ ઘેરાયુ જરા વારમા વાતાવરણ ધુમ્મસમય થઈ ગયુ, ચારે તરફ અંધકારમય બની ગયુ બે હાથ છેટે પણ કાંઈ સુઝે નહી કપ્તાને તરત જ વહાણની ચાલ ધીમી પાડી દીધી બધા સઢો ખોલી છોડી નખાવ્યા, છતા સમુદ્રમા ભરતીના કારણે વહાણને મોજાઓ ખેચી જતા હતા એ તરફનો સાગરકિનારો ખડકમય હતો સાગરના ભરતીના પાણીમાં ખડકો છુપાઈ રહ્યા હતા એ સમયે સાગરના ખડકોની સરવે પણ નહોતી આવા સમયે વહાણનો બચાવ ભરદરિયે લઇ જવાથી થતો હતો કપ્તાને ભરદરિયે વહાણનો મોરો ફેરવ્યો પરતુ તેટલામા વહાણ પાણીમા છુપાયલા એક ખડક સાથે અથડી પડયુ ખડકમાં જઇને વહાણ ચોટયુ

કપ્તાને વહાણને બચાવવા ઘણાઘણા પ્રયત્નો કર્યા, પરતુ સાગરના મોટા મોજાઓના હજારો હથાળા જેવડા મોટા ધાઓ ધસીધસીને વહાણ ઉપર લાગવા માડયા ખડકમાં ચોટેલુ વહાણ છૂટુ થઈ શકયુ નહીં આથી વહાણના ખલાસીઓ અને પ્રવાસીઓને બચાવવા માટે હોડીઓ ઉતારવામા આવી આ સમયે ઈશ્વરકૃપાથી ધુમ્મસ પણ વિખેરાઈ ગયુ શ્રી જમશેદજી સાથે આ સમયે મુબઈથી લીધેલ કિમતી મોતીઓની શેરોનો મોટો જથ્થો હતો આ ચીનમા જઈ વેચવાનો હતો, પરતુ કપ્તાને કાંઈ માલ કે કિંમતી વસ્તુ ઉપાડવાની ના પાડી હતી માત્ર પહેરેલા કપડા અને બે દિવસો સુધી ચાલે એટલુ ખાવાનું ઉપાડવાની છૂટ આપી જમશેદજીએ સકમાઇથી મેળવેલી પોતાની સર્વે મુડી આ મોતીની શેરોની ખરીદી પાછળ રોકી હતી એ સમયે વિમા ઉતારવાની સગવડ નહોતી એટલે આ સર્વે જોખમ એમના ઉપર હતું આ જાય તો જમશેદજી પાછા મુફલીસ હાલતમા આવી પડે તેમ હતું

શ્રી જમશેદજી સાથે એમનો એક મુનીમ હોરમસજી બરશેદજી બોણી નામે હતો એણે આ મોતીના કિંમતી શેરાઓ બચાવવા હિંમતભરેલી પેરવી કરી પોતે એક નાનો કરડીઓ લઇને તેમા એ કિંમતી મોતીના શેરાઓ ભર્યા તેના ઉપર ખાદ્યખોરાકીની થોડી ચીજો નાંખી દીધી શ્રી જમશેદજીનું માયુ સખ્ત દુ ખતું હતુ એમને સંપૂર્ણ ભાન નહોતુ, પરતુ હોરમસજીએ હોડીના અધિકારીને કરડીઓ ઉપરથી ખોલી એમા ઉપર પાથરેલી ખોરાકીની ચીજો બતાવી પસાર કરાવી લીધો હોડી ઈશ્વરકૃપાથી સુમાત્રાના બદરે ઉતરી અહીં સૌ ઉતર્યા સુમાત્રાના ગવર્નર તરફથી બદરના સત્તાવાળાઓએ આ દુ ખી પ્રવાસીઓની ખબર-અંતર લઇ તેમને ઉતાર્યા, અને બીજુ એક વહાણ ચીન તરફ જતું હતું, તેમા એમને રવાના કરી દીધા જમશેદજી પોતાના ખરાબ નસીબનો શોક કરતા હતા એટલામા હોરમસજીએ કિંમતી મોતીઓને બચાવ્યાની વાત કરી તેમને દેખાડયાં

શ્રી. જમશેદજી મોતીઓની શેરોની સહિસલામતી જોઈ સાનંદાશ્ચર્ય પામ્યા એઓ સુમાત્રાથી જતા ચીનના વહાણમા પ્રવાસ કરી, પાછા હોંગકોંગ કુશળ પહોચ્યા હોરમસજી

નાના પગારના મહેતા હતા. એનામાં બીજી વધારે આવડત નહોતી, છતાં શ્રી. જમશેદજીએ એના કુટુંબનું સુખેથી પાલન થાય તેટલો સારો પગાર એને કરી આપ્યો. મોતી ત્યાં વેચતાં એમને સારો ફાયદો મળ્યો. એઓશ્રી હોરમસજીના આ ભલા કાર્યને કદિ ભૂલ્યા નહીં. જ્યારે એઓ મુંબઈમા હમેશ માટે રહ્યા ત્યારે પણ હોરમસજીને સાથે રાખ્યો. એનો પગાર પણ ચાલુ રાખ્યો. પોતાના મકાનથી થોડે દૂર એક બે મજલાનું મકાન ખરીદી હોરમસજીના નામે ચઢાવી આપ્યું. એના વંશજો પણ એ મકાનમાં રહેતા હતા. શ્રીજમશેદજી આવી રીતે કદી આભાર ભૂલતા નહી. થોડા જ હિન્દીઓ એમના જેવો નાતો રાખતા હતા. જેની સાથે શ્રી. જમશેદજી મૈત્રી કરતા તેની સાથે ઘરોબા જેવો સંબંધ રાખીને છેવટ સુધી એ નાતો નીભાવતા હતા.

ચીનમાં ચોથી સફરમાં જમશેદજીને ધંધામાં સારી રીતે પેદાશ થવા માંડી હતી. પોતે સાહસિક હોવાથી શાંગાહી, હોંગકોંગ, કંતાન અને બીજાં બંદરો ખાતે પોતાના આડતીઆ ખૂબ વધાર્યા હતા. પોતાની પાંચમી સફરમાં તો ઘરના વેપારમાં એમને મોટો લાભ મળ્યો. એમની પોતાની સારી મૂડી હતી. બેંકમાં આંટ સારી હોવાથી બેંક પણ સારી ધીરધાર કરી, એમને મદદ આપતી હતી. વેપારીઓ પણ એમને પુષ્કળ માલ સંગઉપર આપતા હતા. જમશેદજીએ હવે વેપારનો મોટો વિકાસ કર્યો. એમણે પોતાના હિસાબે વહાણો ચાર્ટર કરી, માલ મગાવવા માંડ્યો. બીજા વેપારીઓ વહાણમાં થોડાં થોડાં નૂર રાખતા હતા. જમશેદજી આખાં વહાણો ચાર્ટર ઉપર લઈ પોતાને હિસાબે મુંબઈ માલ મંગાવી મોકલતા હતા. વેપારમાં નફો-નુકશાની થતાં હતાં; પરંતુ છેવટે દિવાળીએ હિસાબ કરતાં દરવરસે ૨-૩ લાખ રૂપિયા ચોખ્ખા વધતા હતા. એમણે યુવાન વયમાં જ સારો નફો કર્યો હતો. સને ૧૭૯૯માં ચીનની પહેલી મુસાફરી એમણે શરૂ કરી હતી. સને ૧૮૦૭માં એમણે ચીનની મુસાફરી કરવી મૂકી દીધી. એમની પાસે સારી રીતે (દશેક લાખ રૂપિયા) ધન થયું હતું.

એઓ મુંબઈ આવી, પાછા ચીન જવા તૈયાર થયા હતા; પરંતુ એમનાં ધર્મપત્ની વીમબી જમશેદજીએ પોતાના વધતા જતા કુટુંબની જવાબદારી ઉપાડવા એમને મુંબઈ રહેવાનો આગ્રહ કર્યો. ચીનમાં પોતાનું નસીબ ખુલ્યું છે, માટે ચીનની મુસાફરી ન મૂકવા એમને ઘણુંએ મન હતું. પરંતુ પત્ની અને સસરાના આગ્રહે એમને મુંબઈથી બહાર જવા દીધા નહીં. ચીનની કેટલીક સફરોમાં એમને ભારે દુઃખો સહન કરવાં પડયાં હતાં. પ્રાણ-ભય પણ ઉભો થયો હતો. એટલે સગાંસંબંધીઓનાં અત્યાગ્રહનું માન રાખી સર જમશેદજીને મુંબઈમાં વસવું પડયું. એઓ પાસે ૨૫-૨૬ વરસની ઉમરમાં જ પુષ્કળ પૈસો થયો હતો. એઓ સંતોષ વાળીને સારૂં સુખી શાન્ત જીવન ગુજારી શકે એટલો પૈસો એમની પાસે હતો. પરંતુ શ્રી. જમશેદજી વેપારના શોખીન હતા. એમની સાહસવૃત્તિ એમને શાન્ત બેસવા દે તેમ નહોતી. એમને કામ જોઇતું હતું.

શ્રી. જમશેદજીએ મુંબઈમાં છ એક માસ પોતાના સસરા સાથે મળીને નાના નાના વેપાર કરવા માંડ્યા. ધીમે ધીમે એમણે શેઠ જમશેદજી જીજીભાઈના નામની કંપનીની પેઢી ખોલી. શ્રી. જમશેદજી પોતાની પેઢીને ઓફીસ ગણતા નહોતા. દેશી રીતે એઓની પેઢી ચાલતી હતી. મહેતાઓ પણ દેશી હતા. શ્રી. જમશેદજી ઘણા જ ઉદ્યોગી અને ખંતીલા હતા. દરેક કામ પોતે સારી મહેનત લઈ એને સફળ બનાવીને જ છોડતા હતા. પોતે કામ ઉપર ચિવટ હોવાથી સારા હિસાબી પણ થયા હતા. દેશાવરમાં કઈ કઈ ચીજો કેવી કેવી જાતની શા શા તોલના હિસાબથી મળે છે, તેના ઉપર શો બંદરી ખર્ચો લાગે છે, શું નૂર વગેરેનો

ખર્ચો પડે છે, આ સર્વે જમશેદજી આગળીને ટેગ્વે રાખતા હતા કોચીનમા કોપરેલ તેલ, કોલમ્બોના નાગીએળ, કલીકટ અલપાઈનાં મરી, કલકત્તાના ચોખા, મનીલાના દોરડા, મદ્રાસની સીંગફળી, સિયામના ચોખા, સિંગાપુરનું ટગીઆણું, એ સર્વે જાતના માલોની જાતો એઓ ઓળખતા મુબઈમાં પણ કઇ જાતના માલો વધારે પ્રમાણમા ચાલે છે તે તે તેઓ જાણતા હતા એઓ અગ્રેજી શીખ્યા નહોતા પરન્તુ બોલતા બરાબર જાણતા હતા શ્રી જમશેદજી પાકા વેપારી સોદાગર હતા સરળ, સાદો, સીધો વ્યવહાર છતા એઓ વેપારમા છેતરાય તેવા નહોતા પ્રથમ શેઠ જમશેદજી જીજીભાઇની પેઢી એમના સસરા શેઠ ફરામજી બાટલીવાળાની ભાગીદારીમા ચાલતી હતી શ્રી જમશેદજી જીજીભાઈની અટક બાટલીવાળા નહોતી, છતા સસરા સાથેના ભાગીદારોને લીધે એમને બાટલીવાળાની અટક મળી હતી અને ૧૮૨૩ મા એમના સસરા મહેરુમનશીન થયા, એટલે જમશેદજી સાથેની એમની ભાગીદારી બધ પડી આ સમયે જો કે એમણે પોતાની દોલતમા ઘણો વધારો કર્યો હતો, છતા મસરાનો સ્વભાવ સાવચેતીનો હોવાથી પોતાના સાહસને બહુ છૂટી લગામ આપતા નહોતા મસરાનું મુખ્ય સૂત્ર ફુકીને પગ મૂકવાનો અને ઠારીને ખાવાનો હતો

ખભાતના શેઠ મોતીચદ અમીચદ મોટા વેપારી હતા એઓ પણ ચીનનો મોટો વેપાર કરતા હતા અફીણના વેપારમા એમણે અઢળક પૈસો પેદા કર્યો હતો કલકત્તામા લીલામમા અફીણ ખરીદતા જમશેદજી અને મોતીશાહ વચ્ચે ભારે હરીફાઇ ચાલતી હતી ચીનમા અફીણના વેચાણસમયે પણ તેવી જ હરીફાઇ હતી આ બને શેઠો ખાનગી જીવનમાં મિત્રો હતા ધીમે ધીમે એકબીજાની પેઢી ઉપર આવનાજવાનો ચાલ પડયો સારા પ્રસંગોએ એકબીજાને નોતરવાના પ્રસગો પડવા લાગ્યા હવે તો દોસ્તી-નાતો એટલો વધી ગયો કે સાજે બને બે ઘોડાની ગાડીમા સાથે ફરવા નીકળે એક દિવસે ફરવા જતા વાત નીકળી—

જમ૦—મોતીશાહ! તમે કયા આ વખતે ૫૦ રૂપિઆ અફીણની પેટીના વધારે ભાવ આપ્યા? ઉતાવળા થયા ધીરજથી કામ લેવુ જોઈએ

મોતી૦—પણ જમશેદજી! તમારો કલકત્તાનો આડતીઓ ઉતાવળ કરી, ભાવ લીલામમાં ચઢાવી દે છે, એટલે અમારે મોટા ભાવો દેવા જ પડે છે

જમ૦—(થોડી વાર વિચાર કર્યા પછી) કાંય આ તો આપણે જ આપણુ ગળુ કાપીએ છીએ? કાંય ચીનમા પણ વેચવાની ખોટી દોડાદોડી કરીએ છીએ? આપણે ભેગા ખરીદ કરી, ભેગા જ વેચીએ તો શુ ખોટુ? આથી બનેને લાભ છે

મોતી૦—આ તો ઘણી સારી વાત છે તમારી વાત આપણા બનેને ફાયદાકારક છે કાલે મારી મા રૂપબાઇને પૂછી તમને પાકો જવાબ આપીશ મારી માની સલાહ વગર હું કોઇ કામ કરતો નથી તે તમને પણ રોશન છે

જમ૦—વારૂ કાલે કહેજો આપણે બનેનો અર્ધો અર્ધ ભાગ નફો-નુકશાની અર્ધોઅર્ધ. પાચ લાખની મુડી તમારી, પાચ લાખ રૂપિયાની મુડી મારી હિસાબકિતાબ મારે ત્યાં જૂના ચોપડામા રહે બે મહેતા પણ જૂદા એ ખાતાના રાખીશુ, આપણે બનેએ ભેગા મળી વિચાર કરીને વેપાર કરવો ત્રણ વરસ સુધી આપણે ભાગીદારી ચલાવવી તકરારનો ફેંસલો પચ મારફતે કરાવવો

મોતી૦—મને એ બધી શરતો કબુલ છે, ભને આવતી કાલે મારી માની સમતિ મળે આપણે લખત કરીશુ

બીજે દિવસે લખત થયુ, બનેનો ભેળો વેપાર થયો

કરાચી, ૨૭-૮-૧૯૪૧ ક્રમશઃ

# હલદરવાના બે અરબી શિલાલેખ

[ લેખક : રા. રા. મુહમ્મદ ઉમર : કવિ 'કોકિલ' ]

**આ** શિલાલેખોની ઝાંખી પ્રતિ(પ્રત) મને જનાબ **સુલેમાન અલીભાઈ** તરફથી ઉકેલવાને મળી હતી, તે માટે તેમનો અને આ પ્રત તેમને પૂરી પાડનાર જનાબ **ઈસમાઈલ ટેલરનો** આભારી છું; અને આશા રાખું છું કે બીજા ભાઇઓ પણ મને પોતાનાં ગામોના શિલાલેખોની નકલ કે પ્રતિ મોકલાવી આભારી કરશે.

**હલદરવા** ભરૂચ જીલ્લા પાસે આવેલા ગાયકવાડ મહારાજાના કરજણ મહાલનું એક નાનું ગામ છે. એની દક્ષિણ દિશામાં તળાવ પર કબરસ્તાન આવેલું છે. તેમાં એક મકબરો છે, તેમાં બે કબરો છે, જેમાની મોટી કબર **બાવા લૂણશા** નામે ઓળખાય છે. આજુ-બાજુની જનતાને એના પર અપાર શ્રદ્ધા છે. ૪થી રજબના એનો ઉર્સ ઉજવાય છે. તેમાં એક શિલાલેખ છે, જ્યારે બીજો શિલાલેખ એ મકબરાથી વીસેક ફૂટ દૂર બીજી એક કબર છે, તેના પર છે.

૧લો શિલાલેખ **બાવા લૂણશાના** મકબરામાં છે, અને વરસોથી જનતા એના પરિચયમાં છે. તે બે કકડામા છે. કહેવાય છે કે એમાં એક રહેતા ફકીરે એના ભૂંસાતા અક્ષરોને જાળવવા એમાં કોતરણી કરી છે; જ્યારે બીજો શિલાલેખ પાસેની કબરના થોડાંક વરસો પર કરેલા સમારકામ વખતે નીકળી આવ્યો હતો, જે અસલ સ્થિતિમાં છે. તે ગૂજરાત માટે અતિ મૂલ્યવાન છે.

આ શિલાલેખોવાળા કબરસ્તાન વિષે મને જે માહિતી મળી છે, એ મુજબ એ ઘણો પ્રાચીન હોવો જોઈએ. કબરસ્થાનમાંથી જે ઇંટો નીકળે છે તે ૧॥ ફૂટ લાંબી અને ૦॥। ફૂટ પહોળી હોય છે. અગર વડોદરા રાજ્યનુ પુરાતત્ત્વાન્વેષણ ખાતું આના પર લક્ષ આપે તો આપણને અવશ્ય ઘણું નવું જાણવાનું મળે.

બાવાલૂણશાહની દરગાહમાથી જે શિલાલેખ મળ્યો છે, તેમાં **બાવાલૂણશાહ** જેવો કોઈ શબ્દ જડતો નથી પરન્તુ ત્યાની જનતામાં **બાવાલૂણશાહ** વિષે નીચલી દંતકથા વણાયેલી છે.

**એક દંતકથા**

**બાવાલૂણશાહ**, બચપણના સમયમાં એક દિવસે રસ્તા પર બેઠા હતા, અને તે જ રસ્તેથી એક વેપારીની પોઠ સાકરની ગુણો ભરી નીકળી. એમણે પ્રશ્ન કર્યો કે આમાં શું ભર્યું છે? પોઠના આગેવાને એમને છોકરો માની ઉડતો જવાબ આપ્યો કે એમાં તો લૂણ ભર્યું છે, લૂણ! એમણે જવાબ આપ્યો ત્યારે એમાં લૂણ જ છે. પોઠે ભરૂચ જઇ ગુણો ઉતારી અને ખોલી તો સાકરનો બદલે અંદર મીઠું જ ભરેલું દેખાયું. આથી આગેવાન ગભરાયો અને હલદરવાની હકીકત સાંભરી તેણે હલદવાર ભણી દોટ મૂકી. બાવા આગળ આવ્યો અને પગમાં પડી ગયો. બાવાએ આથી દુઆ કરી અને કહ્યું જા તારી આંખ જલદી ઉઘડી છે તે માટે અર્ધી ગુણો સાકર થઈ જશે, અને તારા કર્તવ્યની સજારૂપ અર્ધી ગુણો લૂણ જ રહેશે. એમના શબ્દો મુજબ જ થયું. ત્યારથી જનતા એમને **બાવાલૂણશાહના** નામે ઓળખવા લાગી, અને જનતામાં એમની કીર્તિનો ડંકો વાગી ગયો.

પરંતુ ઇતિહાસ કે શિલાલેખમાં આ વિષેનો કોઈ ઉલ્લેખ મારા જોવામાં આવ્યો નથી,

## શિલાલેખોનુ મહત્ત્વ

ઘોઘા, પેટલાદ અને સોમનાથને બાદ કરીએ તો મળેલા મુસ્લિમ ઉત્કીર્ણ લેખોમા આ સૌથી પ્રાચીન છે[૧] એટલુ જ નહીં એક જ સમયના એક કરતા બે શિલાલેખો જડે છે એ દાખવે છે કે અહીં તે સમયમા મુસ્લિમ થાણુ હશે, અને શહીદ શબ્દ કોઈ નાના ધીંગાણામા આ મુજાહિદ(ધર્મ માટે યુદ્ધ કરનાર)ને મળેલી શહાદતની ગવાહી આપે છે

એટલુ જ નહીં આ સમયમા હલદરવામા મુસલમાનો સારી સખ્યામા હશે, અને તેઓ અરબી ભાષાથી ખૂબ પરિચિત હશે

## શિલાલેખોના પ્રબધ

આ બન્ને શિલાલેખો એક બીજાથી ખાસ સબધ રાખે છે, કારણ બન્ને શિલાલેખો બે ભાઈના છે, જેની વશાવળી નીચે મુજબ છે

ખતીબ હુમનુદ્દદ–દવલા
|
મુહમ્મદ
|
નસીરુદ્દીન — બદરુદ્દીન અહમદ

બહારનો શિલાલેખ હિ સ ૭૦૦(ઇ સ ૧૩૦૧)નો છે એટલે ઉલુગખાનના ગુજરાતવિજય પછી ૩જા વરસે લખાયો છે મકબરામાનો શિલાલેખ સાતમો બરાબર લખે છે, પણ તેની પરના આકમા ફકીરે સુધારો કરીને ગુચવણુ ઉભી કરી નાખી છે પરન્તુ એ બે ભાઇઓ હોવાથી તેમા લાબો અતર હોવો જોઈએ નહીં

### દરગાહ બહારની કબ્રનો શિલાલેખ

આ શિલાલેખ × નો છે, એમા દશ પક્તિઓ છે

મૂળ લેખનુ લિપિયાન્તર

૧ લા ઈલાહા ઈલ્લલ્લાહ મુહમ્મદુર રસુલુલ્લાહ
૨ બિસ્મિલ્લાહિર રહમા નિર રહીમ
૩ કુલ્લુ નફ્સિન ઝાયકતુલ મવત
૪ હાઝા કબરૂલ અબ્દુઝ–ઝઈફ અસ્સઈદ અશ્–શહીદ
૫ અર–રાજી ઇલા રેહમતુલ્લાહે વ ગુફરાનહિ
૬ નસિરૂદ્દીન હાજી મુહમ્મદ બિન ખતિબ હુસનુદ
૭ દવલા ગફ્ફરલ્લાહ લહુ વલિવાલે
૮ દયહી વલિ જમીઇલ મુસ્લિમીન
૯ તવ્વફા ફી લયલતિલ ઇસનેન અન ગર્રાહ
૧૦ મિન જિલકાદહ સનહ સબામિઅયહ

---

૧ ઘોઘાનો લેખ હિ ૫૯૧નો છ, પેટલાદનો હિ સ ૬૩૩નો છ અને સોમનાથનો લેખ હિ સ ૬૬૯નો છ બાકીના બધા લેખો હિ સ ૭૦૦ અને તે પછીના છે અહમદાબાદના બે શિલાલેખોમા પહેલો કાચની મસ્જિદનો છે અને બીજો પીરમદમદ શાહની દરગાહમા છે એ બને લેખો પર હજી અતિમ વિચારણા થઇ નથી, એટલે તેમને મે બહાર રાખ્યા છે વધુ માટે જુઓ, આજ "ત્રૈમાસિક" ના આવતા અકમા "૧૪મી સદીના મુસ્લિમ શિલાલેખ"

### ભાષાન્તર

૧ નથી કોઈ અલ્લાહ સિવાય અલ્લાહના અને મુહમ્મદ (સ. અ.) અલ્લાહના પયગમ્બર છે.
૨ દયાળુ અને કૃપાળુ અલ્લાહના નામથી ( શરૂ કરૂં છું )
૩ પ્રત્યેક જીવને મૃત્યુનો સ્વાદ ચાખવો પડશે.
૪ આ કબર અલ્લાહના અશક્તબંદા ભાગ્યવત શહીદ
૫ અલ્લાહની કૃપા અને ક્ષમાના આશાવંત
૬ નસિરૂદ્દીન હાજી મુહમ્મદ બિન ખતિબ હુસનુ—
૭–૮ દવલા ખુદા એને, એના માતપિતાને અને મુસલમાનોને ક્ષમા આપો.
૯–૧૦ અવસાન સોમવારની રાતે ૧ લી જિલકાદહ સને સાતસો. ( હિ. સ. ૭૦૦)

### દરગાહની અંદરનો શિલાલેખ

આ શિલાલેખ ૨૧×૬ાા ઇંચનો છે. એમાં ૧૬ પંક્તિઓ છે. એના બે કકડા થઈ ગએલા છે. એકમાં બાર અને બીજીમાં ચાર પક્તિ છે. પરન્તુ એનાથી લેખને કોઇ નુકસાન થયું નથી. પરન્તુ પાછળથી દરગાહમાં રહેતા ફકીરે અક્ષરો સાફ કરવા કોતરણ કરી છે, તેનાથી છેલ્લા અક્ષરો બગડી ગયા છે. ખાસ કરીને સાતસો પછીના આંકડા સ્પષ્ટ નથી.

### મૂળ લેખનું લિપિયાન્તર

૧ લા ઇલાહા ઈલલલ્લાહ મુહમ્મદુર રસુલુલ્લાહ
૨ બિસ્મિલ્લા હિર રહેમાન નિર રહીમ
૩ કુલ્લુ નફસિન ઝાયકતુલ મવત
૪ હાઝા કબ્ર અલઅબ્દુઝ—
૫ ઝઇફ અલફકીર
૬ અર–રાજી અલય રેહમતુ–
૭ લ્લાહ બદરૂદીન
૮ બિન મુહમ્મદ બિન
૯ ખતીબ હુસનુદ્દવલા
૧૦ ગફફરલ્લાહુ લહુ વલિવાલિ દયહી
૧૧ વલ જમીઈલ મુસ્લિમીન
૧૨ તવ્વફા ફી લયલતિલ–
૧૩ ખમ્સ અરસાની
૧૪ વલ અશરીન મિન–
૧૫ જમાદિલ આખર સનહ
૧૬ ........સબઆમિઅયહ

### ભાષાન્તર

૧ નથી કોઇ અલ્લાહ સિવાય અલ્લાહ મુહમ્મદ (સ. અ.) અલ્લાહના પયગમ્બર છે.
૨ દયાળુ કૃપાળુ અલ્લાહના નામથી (શરૂ કરૂં છું)
૩ પ્રત્યેક જીવને મૃત્યુનો સ્વાદ ચાખવો પડશે.
૪–૫–૬ આ કબ્ર અલ્લાહના અશક્ત અને ફકીરબંદા, અલ્લાહની કૃપાના આશાવંત.
૭–૮–૯ બદ્રુદ્દીન બિદ્દન મુહમ્મદ બિન ખતીબ હુસનુદ્દવલાની (છે).
૧૦–૧૧ અલ્લાહ એને, એનાં માતપિતાને અને મુસલમાનોને ક્ષમા આપો.
૧૨–૧૬ અવસાન બુધવારની રાતે ૨૨ મી જમાદિલ આખિર સને...સાતસો.

——o——

# ચૌલુક્યવંશનો ઈતિહાસ

[ લેખક માણેકલાલ ચકુલાલ દવે, સભ્ય, શ્રી ફાર્બસ ગુજરાતી સભા ]

૩

[ અનુસંધાન ત્રૈ વર્ષ ૬, અં ૧, પા ૩૬નુ ]

## સિદ્ધરાજ જયસિંહ

### સિદ્ધરાજની રાજ્યાભિષેકની ઉમ્મર

કર્ણદેવ પછી સિદ્ધરાજ ગાદી ઉપર આવ્યો હોવાનુ આ વંશના લેખોથી ચોક્કસ જણાય છે એટલે એ વિષે શંકા કરવાનુ કારણ નથી, પરંતુ સિદ્ધરાજની રાજ્યાભિષેકની ઉમ્મર વિષે ઘણો મતભેદ છે પ્ર ચિં મા તથા કુ પ્ર મા કર્ણદેવે ત્રણ વર્ષના પુત્ર જયસિંહનો રાજ્યાભિષેક કર્યો,[1] એમ લખ્યુ છે, જ્યારે ચારિત્રસુંદરગણિ રાજ્યાભિષેકવખતે જયસિંહની ઉમર આઠ વર્ષની હોવાનુ કહે છે[2] પણ સિદ્ધરાજના સમકાલીન હેમચન્દ્ર લખે છે કે, "જયસિંહ મોટો થઈ સરસ્વતીના કાંઠા ઉપર રમવા જવા લાગ્યો મલ્લવિદ્યા, હાથીની લડાઈ, શસ્ત્રવિદ્યા વગેરેમા કુશળ થયો, હાથીને વશ કરતા શીખ્યો, આ રીતે જયસિંહ જુવાનીમા આવ્યો પછી કર્ણદેવે એક દિનસ જયસિંહનો રાજ્યાભિષેક કર્યો, અને તેને 'વિપ્રાદિ ચારે વર્ણોનો રક્ષક થજે, પૂર્વજોને અનુસરતુ વર્તન રાખજે, તથા મારા ભત્રીજા દેવપ્રસાદ સાથે સારી રીતે વર્તજે'[3] એ રીતે શીખામણ આપી હરિસ્મરણ કરતા કરતા સ્વર્ગે ગયો" આ રીતે જોતા જયસિંહની રાજ્યાભિષેકવખતની ઉમ્મર ત્રણ કે આઠ વર્ષની નહીં પણ સોળ–સત્તર વર્ષની હોવી જોઈએ.

### સિદ્ધરાજના રાજ્યાભિષેકની તારીખ

સિદ્ધરાજ યોગ્ય ઉમ્મરે ગાદી ઉપર બેઠો હોવાનું ઉપર સકારણ નોંધ્યુ છે, અને વિ સં ૧૧૫૦માં સિદ્ધરાજનો રાજ્યપાટે અભિષેક થયો હતો, એમ મેરુતુંગ કહે છે[4] વિચારશ્રેણીમા પણ સિદ્ધરાજના રાજ્યાભિષેકની તારીખ વિ સં ૧૧૫૦ આપેલી છે[5] આથી ચોક્કસ જણાય છે કે, વિ સં ૧૧૫૦મા જ સિદ્ધરાજ ગાદી ઉપર આવ્યો

### દેવપ્રસાદ ચિતામાં પ્રવેશ કરી મરણ પામ્યો

કર્ણદેવે 'મારા ભત્રીજા દેવપ્રસાદ સાથે સારી રીતે વર્તજે', એવી શીખામણ જયસિંહને આપી હતી, એ ઉપર નોંધ્યુ છે ખરૂ, પણ આ દેવપ્રસાદ કર્ણદેવના મરણના સમાચાર જાણી પોતાના પુત્ર ત્રિભુવનપાલની "આ હવે તારો પુત્ર છે," એ રીતે જયસિંહને સુપ્રત કરી, પોતે

---

૧ જુઓ પ્ર ચિં ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી, પા ૧૧૫ તથા કુમારપાલપ્રબંધ ગુ ભા પા ૫

૨ કુમારપાલચરિત સર્ગ ૧, શ્લોક ૨૬

૩ દ્વયાશ્રય મહાકાવ્ય સર્ગ ૧૧, શ્લોક ૪૪થી ૧૧૧નો સારાંશ.

૪ પ્ર ચિં ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી, પા ૧૧૫

૫ જૈન સાહિત્યસંશોધક, ખંડ ૨, અંક ૩, પા ૧૩૧

સરસ્વતીના તટ ઉપર ચિતામાં પ્રવેશી, સ્વર્ગનો માર્ગ લીધો"[1] એમ હેમચંદ્ર કહે છે. પછી ત્રિભુવનપાલને જયસિંહે સારી પેઠે રાખ્યો હતો, એમ એ જ ગ્રંથકારે નોંધ્યું છે.[2] પણ આમ શા માટે દેવપ્રસાદ ચિતામાં પ્રવેશ કરી મરણ પામ્યો, એનો કશો ખુલાસો એ ગ્રંથકારે આપ્યો નથી, છતાં સંભવ છે કે તેણે સિદ્ધરાજ પાસેથી રાજતંત્ર હાથ કરવાનો પ્રયત્ન કર્યો હોય, અને તેમાં નિષ્ફળ જવાથી એને એમ કરવું પડયું હોય.[3]

## સિદ્ધરાજે મદનપાલને મરાવી નાંખ્યો

સિદ્ધરાજના ગાદીએ બેઠા પછી રાજમાતા ઉદયમતી દેવીનો ભાઈ મદનપાલ ખરાબ રીતે વર્તવા લાગ્યો, એમ મેરુતુંગ કહે છે.[4] દાખલા તરીકે એ વખતે અણહિલપુરમાં વસતા દેવનું વરદાન પામેલા હોય એવા ઉત્તમ ગણાતા લીલા વૈદ્યને મદનપાલે એક દિવસ પોતાના મહેલમાં તેડાવી, પછી કેદમાં રાખી, તેની પાસેથી બત્રીસ હજાર જેટલી રકમ લીધા પછી જ તેને છૂટો કર્યો. આ કડવા અનુભવના પરિણામે લીલા વૈદ્યે રાજમહેલ સિવાય કોઈ ઠેકાણે દવા કરવા જવું નહીં, એવો નિયમ કર્યો.[5] આ ખરાબ વર્તનની જાણ થતાં સાંતૂ મંત્રીની સલાહથી જયસિંહે સવારીના મિષે અન્યાય કરનાર મદનપાલને મરાવી નાંખ્યો.[6] આ પછી એક વખત કેટલાક ધૂતારાઓએ લીલા વૈદ્ય માટે પ્રયોગ કર્યો. આ પ્રયોગની અસરથી કાળજવર આવતાં પ્રયોગના તેરમા દિવસે તે મરણ પામ્યો.[7]

## સિદ્ધરાજે બર્બરકને હરાવ્યો

સિદ્ધરાજ જયસિંહે બર્બરકને હરાવ્યો હોવાનો ઉલ્લેખ દ્વયાશ્રય મહાકાવ્યમાં મળે છે. તેમાં લખ્યું છે: "એક વખત ઋષિઓએ આવીને જયસિંહ આગળ ફરીઆદ કરી કે રાક્ષસોએ શ્રીસ્થલમાં મોટો ઉપદ્રવ મચાવ્યો છે, તથા સરસ્વતીના તટ ઉપર આપે જે સત્રશાલા બનાવરાવી હતી તે તેમણે તોડી નાંખી છે. માટે આ રાક્ષસોના ત્રાસથી અમારૂં રક્ષણ કરો. આ સાંભળી તરત જ જયસિંહે રાક્ષસો ઉપર ચઢાઈ કરી. પણ તેમાં રાક્ષસોના સ્વામી બર્બરકે જયસિંહ સામે એવો સામનો કર્યો કે તેની સેનાના પગ ઉખડી ગયા. પોતાની સેનાની આવી દશા જોઈને જયસિંહે જાતે શસ્ત્ર ધારણ કર્યું, અને તેના પ્રતિહારે ભાગતી સેનાને હિંમત આપી, જેથી સેનાએ ફરીથી એકત્ર થઈ લડવું શરૂ કર્યું. બીજી તરફ બર્બરક જયસિંહ સામે ધસ્યો. અને તેણે પોતાની તલવાર વડે તેના રથના ઘોડાને મારી નાંખ્યા. આથી રથથી ઉતરી જયસિંહે ક્રોધથી બર્બરકના માથા ઉપર પોતાની તલવાર ઝીંકી. પણ

---

૧ દ્વયાશ્રય મહાકાવ્ય, સર્ગ ૧૧, શ્લોક ૧૧૩થી ૧૧૫

૨ એજન, શ્લોક ૧૧૬

૩ શ્રી. ગૌ. હી. ઓઝાજીનો પણ એવો જ મત થાય છે. [જુઓ પ્રસ્થાન, પુ. ૮, અંક ૩, પાન ૧૫૦] પરંતુ તેઓએ રાજાને બાળક જોઈ, એનું રાજ્ય પડાવી લેવાનો પ્રયત્ન કર્યો હોય, એમ જે લખ્યું છે, એ બંધબેસતું નથી. કારણ કે રાજ્યાભિષેક વખતે સિદ્ધરાજની ઉમર ૧૬–૧૭ વર્ષ કરતા ઓછી નહોતી.

૪ જુઓ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી. પા. ૧૧૭થી ૧૧૮

૫ આ લીલા વૈદ્યની દરદીઓના પેશાબ ઉપરથી રોગની ચિકિત્સા કરવાના દાખલા માટે જુઓ પ્ર. ચિ. પા. ૧૧૭–૧૧૮

૬. પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પા. ૧૧૮

૭, એજન, પા. ૧૧૮

તલવારના બે ટુકડા થઇ ગયા પછી જયસિંહે દ્વંદ્વયુદ્ધ શરૂ કર્યું, જેમા બર્બરકને હરાવી, કેદ કરી લીધો એટલે બર્બરકની સ્ત્રી પિંગલિકાએ આવીને જયસિંહને પ્રાર્થના કરી કે આજથી તે દુરાચરણ છોડી, સદાચાર ગ્રહણ કરશે અને આપનો દાસ થઈને રહેશે આ ઉપરથી જયસિંહે તેને બંધનમુક્ત કર્યો"[1] આમ હેમચંદ્રે વર્ણવેલો આ બર્બરક તે જ દંતકથાનો બાબરો ભૂત આ બાબરા ભૂતને જયસિંહે સ્મશાનમાં કોઈ મનુષ્યના શબ ઉપર બેસીને મંત્રશક્તિદ્વારા વશ કર્યો, માટે 'સિદ્ધરાજ'નુ બિરૂદ મળ્યુ"[2] એમ કીર્તિકૌમુદીમા લખ્યુ છે પણ બર્બરકને હરાવવાથી જ જયસિંહે "બર્બરકજિષ્ણુ" એવુ બિરુદ ધારણ કર્યું હોય એમ આ વંશના લેખોમા એ બિરુદનો ઉલ્લેખ મળે છે, એ ઉપરથી જણાય છે[3] પછી બાબરો કે બર્બરક એ રાક્ષસ અથવા મ્લેચ્છનો અધિપતિ હતો, એમ દ્વયાશ્રય મહાકાવ્યમા કહ્યુ છે[4] પણ ખરી રીતે એ બાબરીઆવાડ કે બીજા કોઇ પ્રદેશના ભીલો, રબારીઓ, ભરવાડો વગેરે જંગલી કોમની કોઈ ટોળીનો સરદાર હોવો જોઈએ[5]

## સિદ્ધરાજની સોરઠ ઉપરની ચઢાઇ

સિદ્ધરાજની સોરઠ ઉપરની ચઢાઇનો ઉલ્લેખ સિદ્ધહૈમ વ્યાકરણમા[6] મળે છે ખરો, પણ તેની વિગત કશી જ આપી નથી પછી દ્વયાશ્રય મહાકાવ્યમા સિદ્ધરાજની સોરઠ ઉપરની ચઢાઈનો ઉલ્લેખ જ નથી પણ કીર્તિકૌમુદી, રૈવતગિરિરાસ, પ્રભાવકચરિત, પ્ર ચિ અને સિદ્ધરાજના પોતાના વિ સ ૧૧૯૬ના દોહદના લેખમા આ ચઢાઈનો સ્પષ્ટ ઉલ્લેખ છે આથી નક્કી થાય છે કે સિદ્ધરાજે સોરઠ ઉપર ચઢાઈ તો અવશ્ય કરી હતી પણ સિદ્ધરાજે સોરઠ ઉપર શા માટે ચઢાઇ કરી હતી એ વિષે ઉપર જોઇ ગયા તે ગ્રન્થોમા કે જયસિંહના પોતાના લેખમા ચોક્કસ કાઇ ખુલાસો કર્યો નથી, છતા પ્ર ચિ મા લખ્યુ છે કે "એક વખત જયસિંહે આભીરોના રાણા નવઘણને તાબે કરવાની તૈયારી કરી પણ પહેલા અગિયાર વખત પોતાનુ સૈન્ય તેનાથી હારેલુ હોવાથી વઢવાણ વગેરે શહેરોમા કિલ્લાઓ બધાવી જાતે જ પ્રયાણ કર્યું"[7] આ ઉપરથી એટલુ નક્કી થાય છે કે સિદ્ધરાજે સોરઠ લેવાનો એક કરતા વધારે વખત પ્રયત્ન કર્યો હશે પછી ભાટોની દંતકથામા લખ્યુ છે કે "સિદ્ધરાજે સોરઠના રાજા નવઘણને હરાવી, મોઢામા તરણું લેવરાવ્યા બાદ છોડી મૂક્યો હતો તેથી નવઘણે એવી પ્રતિજ્ઞા કરી હતી કે અણહિલપુરનો દરવાજો તોડીને એનો બદલો લઈશ પણ મરવાટાણા સુધી એ પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી શક્યો નહીં,

૧ દ્વયાશ્રય મહાકાવ્ય, સર્ગ ૧૨, શ્લોક ૩થી ૮૦

૨ स्मशाने यातुधानेन्द्र बद्धा बर्बरनामिनम् ।
सिद्धराजेति राजेन्दुर्या जज्ञे राजराजिषु ॥ સર્ગ ૨ શ્લોક ૩૮

૩ જુઓ ગુ એ લે ત્રેજો ભાગ રજો, લેખાક ૧૫૭, ૧૫૮, ૧૬૦, ૧૬૨, ૧૬૫, ૧૬૬, ૧૮૬, ૨૦૧, ૨૦૨, ૨૦૬

૪ દ્વયાશ્રય મહાકાવ્ય, સર્ગ ૧૨, શ્લોક ૩૩

૫ જુઓ રાસમાળા ભાગ ૧ ગુ. ભા. દ્વિતીય આવૃત્તિ પા ૧૬૧, ટિપ્પણ ૨ તથા બૉમ્બે ગેઝેટિયર ગ્રન્થ ૧, ભાગ ૧ પા ૧૭૪થી ૧૭૫

૬ अजयत् सिद्ध सौराष्ट्रान् એવા વાક્યપ્રયોગદ્વારા સિદ્ધરાજે સોરઠ સર કર્યાનો નિર્દેશ [જુઓ પુરાતત્ત્વ પુ ૪ અંક ૧મા "ગુજરાતનુ પ્રધાન વ્યાકરણ" એ નામનો લેખ]

૭ પ્ર ચિ ગુ ભા ગો કે શાસ્ત્રી, પા. ૧૩૪

મરતીવખતે તેણે પોતાના ચારે પુત્રોને પોતાની પાસે બોલાવી, જે પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી શકે તેને જ પોતાની ગાદી આપવાનો નિશ્ચય જણાવ્યો. આથી નાના ખેંગારે એ પ્રતિજ્ઞા પૂરી કરવાનું માથે લીધું, એટલે જૂનાગઢની ગાદી તેને મળી. પછી એક વખત સિદ્ધરાજ માલવે ગયો હતો ત્યારે ખેંગારે અણહિલપુરનો પૂર્વ ભણીનો દરવાજો તોડી પાડયો. વળી રાણકદેવી નામની એક સુંદર કન્યા જેની સાથે સિદ્ધરાજ વિવાહ કરવા ઇચ્છતો હતો તેને જબરજસ્તીથી ઉઠાવી, પોતે પરણી ગયો. આ બે કારણોથી સિદ્ધરાજ ઘણો ક્રુદ્ધ થયો અને તેણે સોરઠ ઉપર ચઢાઈ કરી,"[1] પણ સિદ્ધરાજે રાણકદેવીની ખાતર કે ખેંગારે દરવાજો તોડયો એનો બદલો લેવાની ખાતર સોરઠ ઉપર ચઢાઈ કરી હતી, એમ માનવું બીલકુલ વ્યાજબી નથી. કારણ કે પોતાની આસપાસના પ્રદેશને જિતવો–અને તેટલો દિગ્વિજય કરવો, એ એ જમાનાના રાજાઓનું કર્તવ્ય ગણાતું, એટલે કોઈ પણ પ્રદેશ ઉપર ચઢાઇ કરવા માટે કોઈ પણ જાતના બહાનાની જરૂર રહેતી નહીં. આ ઉપરથી જયસિંહની સોરઠ ઉપરની ચઢાઈમાં પણ બને તેટલો દિગ્વિજય કરવો, એજ કારણ હશે એમ માનવામાં વાધો નથી.[2]

## સિદ્ધરાજે સોરઠના રાજાને હરાવી કારાગૃહમાં નાંખ્યો

સિદ્ધરાજે સોરઠ ઉપર ચઢાઇ કરવા માટે જાતે પ્રયાણ કર્યું, એ ઉપર નોંધ્યું છે. આ ચઢાઇના પરિણામ વિષે દંતકથા કહે છે કે "બાર વરસ સુધી લઢાઇ ચાલી, પણ જુનાગઢ હાથ આવ્યું નહીં. છેવટે ખેંગારના બે ભાણેજ દેહલ અને જેહલ જે કોઇ કારણે ખેંગારથી નારાજ થયા હતા તેઓ રાત્રે કિલ્લામાંથી નીકળીને સિદ્ધરાજને મળ્યા, અને કપટથી તેનો કિલ્લામાં પ્રવેશ કરાવી દીધો. પરિણામે જૂનાગઢ પડયું, ખેંગાર હાર્યો અને મરાયો. પછી સિદ્ધરાજ રાણકદેવીને લઈ વઢવાણ સુધી પહોંચ્યો. ત્યાં એ સતી થઇ.[3] આમ દેહલજેહલના કપટથી સિદ્ધરાજ કિલ્લામાં પ્રવેશી શકયો હોવાની વાતને પ્ર. ચિં.ના "તેના ભાણેજે સંકેત આપતી વખતે કરાર કરેલો" એ વચનનો ટેકો છે. પણ દ્રવ્ય રાખવાના વાસણથી સિદ્ધરાજે તેને મારી નાંખ્યો એમ જે એ ગ્રન્થમાં કહ્યું છે,[4] એ તો માનવા જેવું નથી, કારણ કે કીર્તિકૌમુદી, રેવંતગિરિરાસુ અને પ્રભાવકચરિત, વગેરે ગ્રન્થોમાં "સિદ્ધરાજે સોરઠના રાજા ખેંગારને પોતાનો વશવર્તી બનાવ્યો"[5] એમ લખ્યું છે. અને સિદ્ધરાજના પોતાના વિ. સં. ૧૧૯૬ના દોહદના લેખમાં "જયસિંહદેવે સુરાષ્ટ્ર–સોરઠ–ના રાજાને કારાગૃહમાં નાંખ્યો."[6] એવો ઉલ્લેખ મળે છે. આ ઉપરથી જણાય છે કે સિદ્ધરાજે સોરઠના રાજા ખેંગારને હરાવ્યો, એટલું જ નહીં પણ કારાગૃહમાં નાખ્યો.

## સિદ્ધરાજના સોરઠવિજયની તારીખ

સિદ્ધરાજે સોરઠના રાજાને હરાવી, કારાગૃહમાં નાખ્યો, એનો ચોક્કસ સમય કોઇએ

---

૧ રાસમાલા ભાગ ૧ ગુ. ભા. દ્વિતીય આવૃત્તિ પા. ૨૧૨થી ૨૧૪

૨ ગુ. મ. રા. ઇ. ભાગ ૧લો, પા. ૨૩૦

૩ રાસમાલા ભાગ ૧ ગુ. ભા. દ્વિતીય આવૃત્તિ, પા. ૨૧૪થી ૨૧૫

૪ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પા. ૧૩૪થી ૧૩૫

૫ જુઓ કી. કૌ. સર્ગ ૨. શ્લોક ૩૫૪, રે. ગિ. રા. કડવું ૧, શ્લોક ૮, પ્ર. ચ. હે. સૂ. પ્ર. શ્લોક ૪૬૩

૬ श्रीजयसिंहदेवोऽस्ति भूपो गूर्जरमण्डले ।
येन कारागृहे क्षिप्तौ सुराष्ट्रमालवेश्वरौ ॥ श्लोक १ ॥
[જુઓ બુ. પ્ર. પુ. ૨૭, અંક ૮, પા. ૧૭૭]

આપ્યો નથી પણ સિદ્ધરાજે સોરઠ ઉપર નીમેલા દંડનાયક સજ્જને વિ સં ૧૧૮૫મા નેમીનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો હોવાનુ રેવતગિરિરાસુમા કહ્યુ છે[1] અને આ પૂર્વે નવ વરસથી સજ્જનના હાથમા સોરઠનો કારભાર હતો, એમ પ્રભાવક ચરિતમા લખ્યુ છે.[2] આ જોતા વિ સં ૧૧૭૬ પહેલા સિદ્ધરાજે સોરઠ ઉપર વિજય મેળવ્યો હશે, એમ લાગે છે વળી સિદ્ધરાજે સોરઠના વિજયની યાદગીરીમા સિંહ નામનો સંવત્ ચલાવ્યો હતો, એવુ પંડિત ભગવાનલાલે અનુમાન કર્યુ છે અને સિંહ સંવતનો[3] પ્રારંભ વિ સં ૧૧૭૦થી થયો હોવાનુ મનાય છે એટલે વિ સં ૧૧૭૦મા સિદ્ધરાજે સોરઠના રાજા ખેંગારને હરાવી કારાગૃહમા નાંખ્યો હોવો જોઇએ

## સિદ્ધરાજે કેદ પકડયા પછી ખેંગારનુ શુ કર્યું ?

સિદ્ધરાજે કેદ પકડયા પછી ખેંગારનુ શુ કર્યું, એ કહેવુ મુશ્કેલ છે ખેંગારની રાણીના મોઢામા મૂકેલા કેટલાક અપભ્રંશ દુહાઓ પ્ર, ચિં મા મળે છે[4] તેમા "રાણી ખેંગાર સાથે અગ્નિમા હોમાઇ" હોવાનુ કહ્યુ છે, તથા 'વઢવાણ અને ભોગાવાનો" પણ ઉલ્લેખ મળે છે[5] આ જોતા અને 'મારૂ પાટણ દેશ "[6] જેવા સોરઠા ઉપર આધાર રાખતા ખેંગારને પાટણ આણ્યા પછી જયસિંહે તેને માલવાનો રાજા નમી પડવાથી છોડી મૂક્યો હતો તેમ—નમી પડવાથી છોડી મૂક્યો હોય અને તે પછી સોરઠ તરફ પાછા ફરતા વઢવાણ આગળ કોઇ કારણે ખેંગાર મરણ પામતા તેની રાણી સતી થઇ હોય, એમ જણાય છે પછી રાણકદેવી સાથે સિદ્ધરાજ વિવાહ કરવા ઇચ્છતો હતો, ત્યા ખેંગાર તેને પરણી ગયો, વગેરે દન્તકથા ઉપર ઉતારી છે પણ એનો કશો જ અર્થ નથી વળી ખેંગારની રાણીનુ નામ રાણકદેવી હતું એવુ કોઇ જૂના પ્રબંધમા નોંધાયુ નથી એ જોતા સોરઠના રાજાઓ રાણક કહેવાતા હોવાથી તેની રાણી તે રાણકી કે રાણકદેવી કહેવાય અને પાછળથી એ વિશેષ નામ થયુ હોય, એ અસંભવિત નથી જો કે રાણકદેવી કે દેવડી જેવુ વિશેષ નામ ન હોય એમ પણ નથી કહી શકાતું એવો પણ એક મત પ્રદર્શિત કરવામા આવ્યો છે[7] પરન્તુ એ મત માટે કશો આધાર નથી

## સિદ્ધરાજે સજ્જનને સોરઠનો દંડપતિ નીમ્યો

સિદ્ધરાજે સોરઠ ઉપર વિજય મેળવ્યા પછી ત્યાની વ્યવસ્થા રાખવા માટે સજ્જન નામના મંત્રીની દંડપતિ તરીકે નિમણુક કરી હતી, એમ પ્રભાવકચરિત અને પ્રબંધ,

---

૧ इगारसय सहीउ पचासीय वच्छरि ।
नेमिभुयणु उद्धरिउ साजणि नरसेहरि ॥ (જુઓ રે ગિ રા કડવુ ૧, શ્લોક, ૯)

૨ श्रयप्राग्वंशसौसामिनाधिष्ठित क्रा ।
आरोह गिरिं जीर्णोद्धारं च जिनालयम् ॥ [જુઓ પ્ર ચ દે સૂ, પ શ્લોક, ૩૩૩]

૩ જુઓ બોમ્બે ગેઝેટિયર ગ્રંથ ૧, ભાગ ૧, પા ૧૭૬

૪ પ્ર ચિં ગુ ભા. શ્રી દુ કે શાસ્ત્રી, પા ૧૩૫

૫ એજન, પા ૧૩૫

૬ જુઓ રાસમાળા ભાગ ૧, ગુ ભા દ્વિતીય આવૃત્તિ, પા. ૨૨૯ વળી ખેંગાર અને તેની રાણી રાણકદેવીના લોકપ્રચલિત સોરઠા આ જ ગ્રંથમા પા. ૨૧૦થી ૨૩૦ સુધી નોંધાયેલા મળે છે.

૭ ગુ મ રા. ઇ ભાગ ૧, પા. ૨૨૬

ચિંતામણિમાં નોંધ્યું છે.[1] આ સજ્જન મંત્રી વનરાજ ચાવડાના મંત્રી જામ્બના વંશજ હતા, એમ મેરુતુંગ કહે છે.[2] પણ એ ખરૂં માનવાની જરૂર નથી. પછી સજ્જન મંત્રીએ ગિરનાર પર્વત ઉપર નેમીનાથના લાકડાના મંદિરને ઠેકાણે પત્થરનું નવું મંદિર વિ. સં. ૧૧૮૫ માં બંધાવ્યું હતું, એમ રેવન્તગિરિરાસમાં કહ્યું છે,[3] અને પ્રભાવકચરિત અને પ્ર. ચિ. વગેરેમા પણ એ જ મતલબનું લખાણ મળે છે[4] એટલે સજ્જન મંત્રીએ સોરઠના દંડપતિ તરીકે નેમીનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો હતો, એ વાતમાં જરાયે શંકા નથી.

## સિદ્ધરાજે સોમનાથની યાત્રાનો કર માફ કર્યો

સિદ્ધરાજે પોતાની માતા મયણલ્લાદેવીના કહેવાથી પંચકુલને બોલાવી, તેની સનદમાં ૭૨ લાખનો આંકડો હોવા છતાં એ લેખ ફાડી નાંખ્યો, અને માતાના શ્રેય માટે સોમનાથની યાત્રામાં લેવાતો કર માફ કર્યાનુ માના હાથમાં પાણી મૂકયું. એમ જે મેરુતુંગ કહે છે,[5] તે ન માનવાનું કારણ નથી. પછી સોરઠના દંડનાયક સજ્જને કરેલાં કામોની તપાસ માટે કે પછી બીજા કોઇ કારણસર સિદ્ધરાજ સોરઠ તરફ ગયો હોય, એમ બનવું સંભવિત છે. કારણ કે સિદ્ધરાજે ગિરનાર પર્વત ઉપર ચઢીને નેમીનાથનું મદિર જોયું હોવાનું મેરુતુંગ કહે છે.[6] અને એ મંદિર સજ્જન મંત્રીએ વિ. સં. ૧૧૮૫ માં બંધાવ્યું હતું, એ ઉપર નોંધ્યું છે. આ જોતાં જણાય છે કે સિદ્ધરાજે સોમનાથની યાત્રાનો કર છોડી દેવાનું પૂણ્યત્તમ કાર્ય વિ. સં. ૧૧૮૫ પછીથી કર્યું હોવું જોઈ એ.

## મયણલ્લા દેવીની સોમનાથની યાત્રા

સિદ્ધરાજની માતા મયણલ્લા દેવીએ પોતાની સોમનાથની યાત્રાના પ્રસંગે સિદ્ધરાજ પાસે સોમનાથની યાત્રામાં લેવાતો કર માફ કરાવ્યા પછી જ શ્રીસોમનાથ જઇ પોતે સાથે લીધેલી સવા કરોડ સુવર્ણમય પૂજાની સામગ્રી વડે દેવનું પૂજન કર્યું. તથા તુલા, પુરૂષ–દાન, ગજદાન વગેરે મહાદાનો આપ્યાં," એમ મેરુતુગ કહે છે,[7] જે ન બનવાજોગ નથી. પણ આ યાત્રા વખતે સિદ્ધરાજ સાથે હતો એમ કહેવુ મુશ્કેલ છે. કારણ કે પ્રબંધોમાં જ એ સંબંધી અસ્પષ્ટ હકીકત મળે છે. છતા વિ. સ. ૧૧૮૫ પછીથી જયસિહ સોરઠ તરફ ગયો હોવાનું ઉપર કહ્યું છે, અને મયણલ્લાદેવીએ સોમનાથની યાત્રા પણ લગભગ એ જ સમયમાં કરી હોય એમ મેરુતુંગના ઉપરના વૃત્તાન્તથી જણાય છે. એટલે સિદ્ધરાજે પોતાના સોરઠના પર્યટન–વખતે સોમેશ્વરના દર્શન કર્યા હોય તો એમાં અસંભવિત જેવું કશું નથી.

## સિદ્ધરાજ ઉપર માલવાના રાજાની ચઢાઇ

સિદ્ધરાજ ઉપર માલવાના રાજાએ ચડાઈ કરી હતી એવો ઉલ્લેખ પ્ર. ચિ.માં મળે છે. પણ તેમાં ચઢાઈ કરનાર રાજાનું નામ યશોવર્મા આપ્યું છે[8] તે ભૂલ છે. ખરી રીતે

૧ જુઓ પ્ર. ચ. હે. સૂ. પ્ર. શ્લોક ૩૨૭થી ૩૩૭ તથા પ્ર. ચિં. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી પા. ૧૩૮

૨ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પા. ૧૩૮

૩ જુઓ પાછળ પા. ૭, ટિપ્પણ ૧

૪ પ્ર. ચ. હે. સૂ. પ્ર. શ્લોક ૩૨૭થી ૩૩૭

૫ પ્ર. ચિં. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પા. ૧૨૧

૬ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પા. ૧૪૦

૭ એજન, પા. ૧૨૧ તથા કુમારપાલપ્રબંધ, પા.

૮ પ્ર. ચિં. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પા. ૧૨૩

નરવર્મા જોઈએ, કારણ કે નરવર્મા વિ સ ૧૧૯૦ના કાર્તિક માસ સુધી માલવાની ગાદી ઉપર વિદ્યમાન હતો, એમ નરવર્માના પુત્ર અને અનુયાયી યશોવર્માના વિ સં ૧૧૯૦ના કાર્તિક સુદ ૮ના દાનપત્રથી સિદ્ધ થાય છે[૧] પછી આ નરવર્માની ચઢાઈ વખતે સિદ્ધરાજ યાત્રામાં હતો, તેથી સાતૂ મંત્રીએ તેને જયસિંહની યાત્રાનું પુણ્ય આપી પાછો કાઢયો એવા મેરૂતુંગના[૨] કથનને કોઈ સંભવિત પુરવાનો આધાર નથી વળી વાસવાડા રાજ્યના તલવાડા ગામમાથી મળેલા એક ગણપતિની મૂર્તિ નીચે કોતરેલા સવત્ વગરના લેખમા નરવર્માનું માનમર્દન કર્યાનો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે[૩] આ જોતા જણાય છે કે સિદ્ધરાજે માલવાના રાજા નરવર્માને હરાવી, પાછો કાઢયો હોવો જોઈએ આમ નરવર્માને હરાવી પાછો કાઢવા છતા સિદ્ધરાજને સંતોષ થયો હોય એમ જણાતું નથી, કારણ કે સિદ્ધરાજે જાતે માલવા ઉપર ચઢાઇ કરી હતી, એવો ઉલ્લેખ પ્રબંધોમા મળે છે, એ ઉપરથી કહી શકાય

## સિદ્ધરાજની માલવા ઉપરની ચડાઇ

સિદ્ધરાજની માલવા ઉપરની ચઢાઈનુ વર્ણન દ્વયાશ્રય મહાકાવ્ય, કીર્તિ કૌમુદી સુકૃતસંકીર્તન, પ્ર ચિં, કુમારપાલચરિત્ર, કુમારપાલપ્રબંધ, વગેરે ગ્રન્થોમા તથા સિદ્ધરાજના પોતાના વિ સ ૧૧૯૫ના ઉજ્જનના તથા વિ સ ૧૧૯૬ના દોહદના લેખમા મળે છે પરન્તુ દ્વયાશ્રય મહાકાવ્યમાં હેમચંદ્રે આપેલું વર્ણન ખાસ ઉપયોગી હોઈ વિચારણીય છે, કારણ કે સિદ્ધરાજે માલવાના રસ્તા ઉપર આવેલ દધિપદ્રમંડલને પહેલા તાબે કર્યું હશે એમ એ વર્ણનથી સમજાય છે

## સિદ્ધરાજે દધિપદ્ર મંડલને તાબે કર્યું

સિદ્ધરાજે માલવા ઉપર વિજય મેળવતા પહેલા માળવાના રસ્તા ઉપર આવેલ દધિપદ્રમંડલને તાબે કર્યું, હશે એમ હેમચન્દ્રના વર્ણનથી સૂચિત થાય છે તે કહે છે જયસિંહ લશ્કર લઈ ને રાજાઓને પોતાના વશવર્તી બનાવતો આઠ આઠ ગાઉની રોજ મંજલ કરતો માલવા તરફ ચાલ્યો રસ્તામા ભીલો જયસિંહની સેવા કરવા લાગ્યા[૪] આમ સિદ્ધરાજે ગુજરાત અને માલવા વચ્ચે આવેલા દધિપદ્રમંડલને તાબે કર્યું, એ નિ:સંદેહ છે કારણ કે સિદ્ધરાજના સમયના વિ સ ૧૧૯૬ના દોહદના લેખમા લખ્યુ છે કે "જયસિંહે સેનાપતિ કેશવને દધિપદ્ર મંડળનો અધિકારી નીમ્યો હતો, અને તે કેશવે ગોદ્રહકમા પોતાની માતાની યાદગીરીમાં ગોકા નારાયણની મૂર્તિ સ્થાપન કરી અને તેના નિમિત્તે ગોદ્રહકના મહામંડલેશ્વર શ્રીવાપનદેવના સેવક રાણક શ્રીમાકરસિંહે પાછળથી ત્રણ હળ જમીન આપી છે[૫] આ ઉપરથી ચોક્કસ જણાય છે કે જયસિંહે એ વખતે દધિપદ્રમંડલ કહેતા તે ભીલોની વસ્તીવાળા પ્રદેશને

---

૧ આ દાનપત્ર નરવર્માના પ્રથમ સાંવત્સરિક શ્રાદ્ધને દિવસે આપ્યુ હોવું જોઇએ, એમ માનીને નરવર્માનો દેહ વિ સ ૧૧૯૦ના કાર્તિક માસમા પડયો હશે, એવુ શ્રીયુત વિશ્વેશ્વરનાથ રેઉ અને પંડિત ગૌ હી. ઓઝાજીનું અનુમાન છે [જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ ભાગ ૧, પા. ૧૪૯ તથા પ્રસ્થાન, પુ ૮, અંક ૩, પા. ૧૫૧, ટિપ્પણ ૧૩]

૨ પ્ર ચિં ગુ ભા. મો દ કે શાસ્ત્રી, પા ૧૨૩

૩ જુઓ પ્રસ્થાન, પુ ૮, અંક ૩, પા. ૧૫૪

૪ દ્વયાશ્રય મહાકાવ્ય, સર્ગ ૧૪, શ્લોક ૨૧થી ૨૩

૫ બુદ્ધિપ્રકાશ, પુસ્તક ૬૭, અંક ૮, પા. ૧૭૭ ઉપર શ્રીજયસિંહદેવનો દોહદનો લેખ

માલવાના વિજય પહેલાં પૂરેપૂરો તાબે કર્યો અને ત્યાં સેનાપતિ કેશવની સરદારી નીચે લશ્કરી થાણું બેસાડયું. આ પછી જયસિંહે માલવા તરફ પ્રયાણ કર્યું હોવું જોઈએ.

### સિદ્ધરાજે માલવાના રાજા યશોવર્માને હરાવી કેદમાં નાંખ્યો

સિદ્ધરાજે માલવા ઉપર ચઢાઈ કરી ત્યારે માલવાનો રાજા નરવર્મા હોવો જોઈએ, એમ ઉપર સકારણ નોંધ્યું છે. પણ જયસિંહ માલવા પહોંચ્યો ત્યારે માલવાની ગાદી ઉપર યશોવર્મા હતો, એમ માલવાના રાજાઓનો કાલાનુક્રમ જોવાથી આ ખુલાસો બંધ બેસે છે. પછી "જયસિંહે માલવા જઈ સિપ્રા નદીને કાંઠે પડાવ નાંખ્યો અને ઉજ્જયિનીના કોટને તોડવાનો ખૂબ પ્રયત્ન કર્યો. માલવાના ભટો કોટના રક્ષણ માટે કોટ ઉપર ચઢીને લડવા લાગ્યા, પણ જયસિંહે દુર્ગ તોડયો અને ધારાના દુર્ગમાં ભરાયેલા રાજા યશોવર્માને તથા તેના સહાયકોને કેદ કર્યા" એમ હેમચન્દ્રે કહ્યું છે,[1] આ વિષે લખતાં મેરુતુંગ કહે છે કે "જયસિંહ બાર વરસ સુધી લઢયો, પણ માલવાની રાજધાની હાથ આવી નહી એટલે તેણે એક દિવસ પ્રતિજ્ઞા કરી કે 'આજે ધારા પડયા પછી ભોજન લઈશ.' પણ સાંજ સુધીમાં જયસિંહની પ્રતિજ્ઞા પૂરી થઈ શકી નહીં, અંતે દક્ષિણ દરવાજા ઉપર હલ્લો કરવાથી દુર્ગ પડશે એવી બાતમી મુંજાલ મંત્રીએ મેળવી લીધી અને દરવાજા ઉપર વચ્ચે ઈંટ રાખી યશઃપટહ નામના હાથી પાસે જોરથી ધક્કા મરાવ્યા. પરિણામે અંદરની ભોગળ ભાગી જવાથી દરવાજો ઉઘડી ગયો, પણ વધારે જોર કરવાથી હાથી મરણ પામ્યો. આ પછી જયસિંહે કિલ્લામાં પ્રવેશ કરી યશોવર્માને પકડયો અને માલવા ઉપર પોતાનો અધિકાર સ્થાપ્યો."[2] અરિસિંહ લખે છેઃ "જયસિંહે ધારાપતિ યશોવર્માને પોતાને ત્યાં કેદ રાખ્યો."[3] સોમેશ્વર કહે છે કે "જયસિંહે પરમાર રાજા યશોવર્મા [મૂળમાં નરવર્મા લખ્યું તે ભૂલ છે] ને પોપટની પેઠે લાકડાના પાંજરામા કેદ કરીને તેની પાસેથી ધારાનગરી છીનવી લીધી." "એટલું જ નહીં પણ માલવાના રાજાને તેની રાણીઓ સાથે કેદ કર્યો," એમ એ જ ગ્રંથકારે પોતાના સુરથોત્સવ કાવ્યમાં લખ્યુ છે.[4] વળી જિનમંડનગણિ કહે છેઃ "જયસિંહે ૧૨ વર્ષ સુધી લઢીને માલવ દેશની રાજધાની ધારાનગરીને જિતીને રાજા યશોવર્મા[મૂળમાં નરવર્મા લખ્યું છે[5] તે ભૂલ છે.]ને જીવતો પકડી લીધો. પણ યુદ્ધમાં જયસિંહની તલવાર ૧૨ વર્ષ નાગી રહી, તેથી કોપાયમાન થઈ ને તેણે પ્રતિજ્ઞા કરી હતી કે યશોવર્માની ખાલથી મારી તલવારનું મ્યાન મઢાવીશ. આ રીતે રાજાના કેદ થયા પછી તેણે તેના પગની ખાલ ઉખાડવા માંડી. પણ મંત્રીઓએ "નીતિશાસ્ત્રમાં રાજાને અવધ્ય કહ્યો છે, માટે મારવો ઉચિત નથી." એ ઉપરથી જયસિંહે તેને લાકડાના પાંજરામાં કેદ કર્યો"[6] જયસિંહસૂરિ લખે છે કે "જયસિંહે બાર વરસ સુધી લઢાઈ કરીને ધારાનગરી જીતી અને યશોવર્માને [મૂળમાં નરવર્મા લખ્યું છે તે ભૂલ છે] કેદ કર્યા પછી તેની ચામડી ઉતરાવી, પોતાની તલવારના મ્યાન પર મઢાવીને પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી,[7] પણ જયસિંહે માલવાના રાજાની ચામડી ઉતરાવી

---

૧ દ્વયાશ્રય મહાકાવ્ય, સર્ગ ૧૪, શ્લોક ૨૭થી ૭૪
૨ પ્ર. ચિં. ગુ. ભા. શ્રી દુ. કે. શાસ્ત્રી, પા. ૧૨૩થી ૧૨૪
૩ સુકૃત સંકીર્તન, સર્ગ ૨, શ્લોક ૨૪ તથા ૩૪
૪ જુઓ કીર્તિકૌમુદી, સર્ગ ૨, શ્લોક ૩૦થી ૩૨ તથા સુરથોત્સવ કાવ્ય, સર્ગ ૧૫, શ્લોક ૨૨
૫ જુઓ કુમારપાલ પ્રબંધ, ગુ. ભા. પા. ૨૧થી ૨૨
૬ કુમારપાલચરિત, સર્ગ ૧, શ્લોક ૪૧

હતી, એમ માનવા માટે કોઈ સભવિત પુરાવાનો આધાર નથી પછી જયસિંહે માલવાના રાજાને હરાવી, કેદમા નાખ્યો એમ જયસિંહના સમકાલીન હેમચન્દ્રે કહ્યુ છે [૧] અને જયસિંહના પોતાના વિ સ ૧૧૯૬ના દોહદના લેખમા પણ એ જ મતલબનુ લખાણુ છે [૨] વળી જયસિંહના વિ સ. ૧૧૯૫ના ઉજ્જનના લેખમા જયસિંહે માલવાના રાજા યશોવર્માને હરાવ્યો હોવાનો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે,[૩] આ જોતા જયસિંહે હરાવી કેદમા નાખ્યો, એ માલવાના રાજાનુ નામ યશોવર્મા હતું એમા શકા નથી

## સિદ્ધરાજે કેદ પકડયા પછી યશોવર્માનું શુ કર્યું ?

સિદ્ધરાજે માલવાના રાજા યશોવર્માને કેદ પકડયા પછી શુ કર્યું, એનો પૂરો ખુલાસો હજુ સુધી મળ્યો નથી પ્ર ચિ કાર કહે છે "સિદ્ધરાજે રાજા યશોવર્માને પોતાની પાછળ હાથી ઉપર બેસાડીને પરમ ઉત્સવ સાથે અણહિલપુરમા પ્રવેશ કર્યો, તથા અણહિલપુરના રાજપ્રાસાદો અને સહસ્રલિંગ વગેરે ધર્મસ્થાનો બતાવી તેનો અભિપ્રાય પૂછ્યો "[૪] આ ઉપરથી જણાય છે કે સિદ્ધરાજે પાછળથી યશોવર્માને છૂટો કરી, તેની સાથે માનભર્યું વર્તન રાખ્યુ હશે, પણ ત્યારપછી યશોવર્માનું શુ થયુ, એ વાતનો પત્તો લાગતો નથી [૫]

## સિદ્ધરાજના માલવાવિજયની તારીખ

સિદ્ધરાજના માલવાવિજયનો સમય કોઇએ આપ્યો નથી પણ માલવાના રાજા યશોવર્માને હરાવવાથી જ સિદ્ધરાજે "અવતીનાથ" એવુ બિરુદ ધારણ કર્યું હોય એમ સિદ્ધરાજના પોતાના લેખોમા એ બિરુદનો ઉલ્લેખ મળે છે,[૬] એ ઉપરથી જણાય છે સિદ્ધરાજના સમયમા લખાયેલ એક જૂના પુસ્તકના વિ સ ૧૧૯૨ના જેઠ માસના પુષ્પિકા લેખમાં સિદ્ધરાજના "અવતીનાથ" બિરુદનો ઉલ્લેખ છે [૭] અને યશોવર્માના પોતાના એક વિ સ ૧૧૯૧ના કાર્તિક સુદ ૮ના તામ્રપત્રમા "પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર" એવુ સ્વતંત્રતાસૂચક બિરુદ લગાડેલુ છે [૮] પછી યશોવર્માના વિ સ ૧૧૯૨ના માઘ વદી ૩ના બીજા તામ્રલેખમા ફક્ત "મહારાજ" એવુ બિરુદ લગાડેલુ છે [૯] આ જોતાં સિદ્ધરાજે વિ સ ૧૧૯૨ના માગશર અને જેઠ માસની વચ્ચે માલવા મડલ જિતી લીધુ હોવુ જોઇએ

---

૧ દ્વ્યાશ્રય મહાકાવ્ય, સર્ગ ૧૪, શ્લોક ૭૨થી ૭૩

૨ श्रीजयसिंह न्वास्ति भूपो गूर्जरमण्डले ।
येन कारागृहे क्षिप्तौ सुराष्ट्रमालवेश्वरौ ॥ श्लोक १ ॥
[જુઓ બુ પ્ર પુ ૨૭ અક ૮ પા ૧૭૭ તથા ઇન્ડિયન એન્ટીક્વરી ગ્રથ ૧૦, પા ૧૫૯]

૩ જુઓ પા ૧૫, ટિપ્પણુ ૩ ઉપરનો લેખ

૪ પ્ર ચિ ગુ. ભા શ્રી દુ કે શાસ્ત્રી, પા. ૧૨૭ તથા ૧૨૯

૫ ચારિત્રસુંદરગણિ કહે છે કે, "માલવાનો રાજા પોતાનુ અભિમાન છોડીને સિદ્ધરાજને પગે પડયો, જેથી તેણે તેનુ રાજ્ય તેને પાછુ દીધુ '

૬ ગુ એ લેખો, ભાગ ૨જો, લેખાક ઉપર પ્રકાશિત વિ સ. ૧૧૯૩નો ગાળાનો લેખ તથા વિ. સ ૧૧૯૫નો ઉજ્જનનો શિલાલેખ [જુઓ બુ પ્ર પુ અક ૩]

૭ જુઓ પુરાતત્વચિંતક મુનિશ્રી જિનવિજયજીનું "પ્રાચીન ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની સાધનસામગ્રી" એ નામનું વ્યાખ્યાન, પા ૫૨

૮ ઇન્ડિયન એન્ટીક્વરી ગ્રથ ૧૯, પા ૩૫૨

૯ ઇન્ડિયન એન્ટીક્વરી ગ્રથ ૧૯, પા ૩૪૯

### સિદ્ધરાજે મેવાડનો પ્રદેશ પણ તાબે કર્યો

સિદ્ધરાજે માલવાના વિજયથી માલવાનો ઘણો ભાગ પોતાના કબજે કર્યો. વળી ચિતોડનો કિલ્લો અને ડુંગરપુર તથા વાંસવાડાના પ્રદેશો ઉપર પણ સિદ્ધરાજે પોતાની સત્તા બેસારી હોય એમ જણાય છે. કારણ કે મેવાડના રાજા ખોમાણને હરાવી, માલવાના રાજા મુંજે એ પ્રદેશો જિતી લીધા હોવાનું મૂલરાજના પ્રકરણમાં કહ્યું છે, અને ભોજના વખતમાં પણ એ પ્રદેશો માલવાના તાબે હતા, એમ રાજા ભોજે પોતાના નામ ઉપરથી ત્રિભુવનનારાયણ અથવા ભોજજગતી નામનું મંદિર ચિતોડમાં બંધાવ્યું હતું.[1] તે ઉપરથી નક્કી થાય છે. એટલે યશોવર્માના વખતમાં પણ એ પ્રદેશો માલવાના તાબે હોઈ માલવા સાથે એ પ્રદેશો પણ સિદ્ધરાજે પોતાના તાબે લીધા, એમ માનવામાં વાંધો નથી.[2]

### સિદ્ધરાજે મહાદેવને માલવાનો દંડપતિ નીમ્યો

સિદ્ધરાજે માલવા જિત્યા પછી ત્યાં પોતાના મહામાત્ય નાગર દાદાકના પુત્ર મહાદેવની દંડપતિ તરીકે નિમણૂંક કરી, એમ સિદ્ધરાજના વિ. સં. ૧૧૯૫ના ઉજ્જનના શિલાલેખથી ફલિત થાય છે.[3] વળી નાડોલના ચાહમાન વંશના સામંત આશારાજે માલવાના યુદ્ધમાં કરેલી સહાયથી પ્રસન્ન થઇને સિદ્ધરાજે આશારાજને સુવર્ણકળશ આપ્યો હતો, જે એ પોતે ધારણ કરતો, એમ વિ. સં. ૧૩૧૯ના સુંધાના લેખમાં કહ્યું છે.[4] કિરાડુના પરમાર રાજા ઉદયરાજે પણ સિદ્ધરાજને માલવાના યુદ્ધમાં મદદ કરી હતી, એમ વિ. સં. ૧૨૧૮ના કિરાડુના શિલાલેખથી જણાય છે.[5] ટુંકામાં એટલું જ કે સિદ્ધરાજે માલવા જિતી, ત્યાં મહાદેવને દંડપતિ નીમ્યો તથા પોતાને માલવાના યુદ્ધમાં સહાય કરનાર સામંતોની યોગ્ય કદર કરી.

### સિદ્ધરાજે સિન્ધુરાજને હરાવ્યો

સિદ્ધરાજના સમકાલીન વાગ્ભટે વાગ્ભટાલંકારમાં લખ્યું છે કે, "સિદ્ધરાજે સિન્ધુનાથને સામંત બનાવ્યો."[6] આ વિષે લખતાં સોમેશ્વર કહે છેઃ "અસંખ્ય અશ્વસેનાવાળા તથા અનેક

---

૧ श्रीभोजराजरचितत्रिभुवननारायणाख्यदेवगृहे ।
यो विरचयति स्म सदाशिवपरिचर्यास्वशिवलिप्सुः ॥ ३१ ॥

[જુઓ મેવાડના રાજા સમરસિંહના સમયનો વિ. સં. ૧૩૩૦ના કાર્તિક સુદ ૧નો શિલાલેખ તથા વિ.સ. ૧૩૫૮ના માઘ સુદી ૧૦નો શિલાલેખ. આ શિલાલેખ ઉદયપુરના વિક્ટોરીઆ હોલમાં સુરક્ષિત છે.]

૨ જુઓ આ વિષેની વિસ્તૃત ચર્ચા માટે નડીઆદમાં ભરાયેલી નવમી ગુજરાતી સાહિત્યપરિષદમાં વંચાએલો, શ્રી. ગૌ. હી. ઓઝાજીનો "ચિતોડના કિલ્લા પર ગુજરાતના સોલંકી રાજાઓનો અધિકાર," એ નામનો નિબંધ [પ્રસ્થાન, પુસ્તક, ૬, અંક ૬, પા. ૪૩૧થી ૪૩૮]

૩ જુઓ- બુ. પ્ર. પુ. ૮૩, અંક ૩માં શ્રીયુત ડીસકલકરે અન્યત્ર અપ્રકાશિત આ લેખ છપાવ્યો છે. પા. ૩૧૨

૪ श्रीआशराजनामा समजनि वसुधानायकस्तस्य बन्धुः
साहाय्यं मालवानां भुवि यदसिकृतं वीक्ष्य सिद्धाधिराजः ।
तुष्टो धत्ते स्मकुम्भे कनकमयमहोयस्य गुप्यद्गुरुस्थ
तं हर्तुं नैवशक्तः कलुषितहृदयः शेषभूपालवर्गः ॥ श्लोक २६ ॥

[જુઓ એપીગ્રાફિયા ઇન્ડિકા ભાગ ૯, પાઃ ૭૬]

૫ જુઓ રાજપૂતાનેકા ઇતિહાસ ખંડ ૧, પા. ૧૮૩, ઉપરનો શિલાલેખ.

૬ જુઓ. બુ. પ્ર. પુ. ૬૧, અંક ૫મા "વાગ્ભટાલંકાર અને ગૂજરાતનો ઇતિહાસ" એ નામનો લેખ, પા. ૧૩૨

રાજાઓ ઉપર વિજય કરવાવાળા જયસિંહે રામચંદ્રની પેઠે સિન્ધપતિ-સિન્ધુદેશના રાજાને બાંધ્યો "[1] સુરથોત્સવ કાવ્યમા પણ આ જ પ્રકારનું લખાણ મળે છે [2] વળી સિદ્ધરાજના પોતાના વિ સ ૧૧૯૬ના દોહદના લેખમા "જયસિંહે સિન્ધુરાજ વગેરે બીજા રાજાઓને પણ ઉખેડી નાખ્યા,"[3] એમ સ્પષ્ટ લખ્યુ છે આ ઉપરથી જણાય છે કે સિદ્ધરાજે સિન્ધુરાજને હરાવ્યો હોવો જોઇએ પછી આ સિન્ધુરાજ કોણ હતો, એ વિષે ઉપર ઉલ્લિખિત ગ્રન્થોમા કે સિદ્ધરાજના પોતાના લેખોમાં કશી સ્પષ્ટતા નથી, છતા વિ સ ૧૨૧૮ના કિરાડુના લેખમા સિદ્ધરાજની કૃપાથી પરમાર રાજા સોમેશ્વરને સિન્ધુરાજપુરનુ રાજ્ય પાછુ મળ્યુ, એમ લખ્યુ છે,[4] તે સિન્ધુરાજપુરનો રાજા સિન્ધુરાજ વિવિક્ષિત હોવો સભવિત છે

## સિદ્ધરાજે ચૌહાણ રાજા અર્ણોરાજને નમાવ્યો

સિદ્ધરાજના દોહદના લેખમા ઉત્તરના રાજાઓ સિદ્ધરાજની આજ્ઞાને શિરોધાર્ય ગણતા હતા, એમ લખ્યુ છે [5] પણ ઉત્તરના કયા રાજાઓ સિદ્ધરાજની આજ્ઞાને શિરોધાર્ય ગણતા હતા, એ આ લેખમા કહ્યુ નથી છતા અજમેર વસાવનાર ચૌહાણ રાજા અજયદેવનો પુત્ર જેને સસ્કૃત પ્રબન્ધોમા અર્ણોરાજ કે આનાક કહેલ છે, તે આ ઉત્તરના રાજાઓમા વિવિક્ષિત હોય, એવો સભવ છે કારણ કે સાભરના એક કૂવામાથી સિદ્ધરાજનો શિલાલેખ મળી આવ્યો છે [6] વળી સોમેશ્વર કહે છે કે "જયસિંહે શાકભરીના[7] રાજા આર્ણોરાજને હરાવીને નમાવ્યો પણ પાછળથી તેની સાથે પોતાની પુત્રીનો વિવાહ કર્યો[8] આમ સિદ્ધરાજે પોતાની પુત્રી કાચનદેવીનો વિવાહ અર્ણોરાજની સાથે કર્યો હતો તેનાથી સોમેશ્વરનો જન્મ થયો "[9] આવો ઉલ્લેખ પૃથ્વીરાજવિજય નામના કાવ્યની ટીકામા પણ મળે છે આથી નક્કી થાય છે કે સિદ્ધરાજે ચૌહાણ રાજા અર્ણોરાજને હરાવ્યો હશે પણ પાછળથી અર્ણોરાજ નમી જતા સિદ્ધરાજે તેને પોતાની પુત્રી આપી હતી વળી સિદ્ધરાજે શાકભરીવિજયનો ગર્વ

---

१ असरत्यहरिसैन्येन प्रक्षिप्तानरभूभृत ।
वद्ध सिंधुपतिर्येन वैदेही दयितो वा ॥ श्लोक ॥ २६ ॥ की कौ सर्ग २

२ वद्ध सिंधुराजधरापतिरतिप्रौढप्रतापोपियन् ।
[સુરથોત્સવ કાવ્ય સર્ગ ૧૫, શ્લોક ૨૨]

૩ अन्योनुत्साहिता येन सिन्धुराजादयो नृपा ॥ श्लोक २ ॥
[જુઓ બુદ્ધિપ્રકાશ, પુ ૨૭ અક ૮, પા. ૧૭૭ તથા ઇન્ડિયન એન્ટીકવરી ગ્રથ ૧૦, પા ૧૫૯]

૪ જુઓ રાજપૂતાનેકા ઇતિહાસ, ખડ ૧, પા ૧૮૩ ટિપ્પણ

૫ आज्ञा शिरसि शेषेव वाहिता उत्तरे नृपा ॥ श्लोक २ ॥
[જુઓ બુ પ્રે પુ ૨૭, અક ૮, પા ૧૭૭ તથા ઇન્ડિયન એન્ટીકવરી ગ્રથ ૧૦, પા ૧૫૯ ઉપર પ્રકાશિત થયેલો વિ સ ૧૧૯૬નો દોહદનો લેખ]

૬ જુઓ ઇન્ડિયન એન્ટીકવરીનો ડીસેમ્બર ૧૯૨૯નો અક, પા ૨૩૮

૭ ચૌહાણોની પ્રથમ રાજધાની શાકભરીમા હતી, જેથી સાભરના ચૌહાણ રાજાઓ શાકભરીશ્વર કહેવાતા હતા, પછી અર્ણોરાજના વખતમા ચૌહાણોની રાજધાની અજમેર થઈ

૮ જુઓ કી કૌ સર્ગ ૨ શ્લોક ૨૭-૨૮ અને ૨૯ તથા સુરથોત્સવ કાવ્ય સર્ગ ૧૫, શ્લોક ૨૨

૯ गूर्जरेन्द्रा जयसिंहस्तस्य सां दत्तवान्मा कांचनदेवी राज्ञी च तिने च सोम सोमेश्वरमहाराजमजीजनत ।
[જુઓ પૃથ્વીરાજવિજય સર્ગ ૬, શ્લોક ૩૪ ઉપરની ટીકા મૂળ શ્લોક ૩૪ મો નષ્ટ થઈ ગયેલો છે ]

પોતાના બિરૂદમાં લીધો નથી, જેથી સિદ્ધરાજે ચૌહાણ રાજા અર્ણોરાજ સાથે મૈત્રીસંબંધ બાંધી સંતોષ માન્યો હોવો જોઇએ.

## સિદ્ધરાજે પરમર્દીનું મર્દન કર્યું

સિદ્ધરાજે પરમર્દીનું મર્દન કર્યું, એમ સિદ્ધરાજના પોતાના વાંસવાડા રાજ્યના તલવાડા ગામના સંવત્ વગરના લેખમાં કહ્યું છે.[1] પણ આ પરમર્દી ક્યાંનો રાજા હતો, તે એ લેખમાં કહ્યું નથી. મહોબક [બુંદેલખંડ]નો પરમર્દીદેવ [વિ. સ. ૧૨૨૨થી ૧૨૬૩] જે પૃથ્વીરાજ ચૌહાણ સાથે લડીને હાર્યો હતો તે અહીં વિવક્ષિત હોઈ શકે જ નહી. કારણકે તે સિદ્ધરાજનો સમકાલીન નહોતો. એટલે દક્ષિણમાં કલ્યાણનો ચાલુક્ય રાજા વિક્રમાદિત્ય છઠ્ઠો જેનું બીજું નામ પરમર્દી હતું તે હોવો જોઇએ. કારણકે તેના સેનાપતિ આજે ગૂર્જર ઉપર ચઢાઇ કરી હતી, એવો ઉલ્લેખ મળે છે.[2] વળી જે તલવારથી સિદ્ધરાજે હિમાલયથી આવેલી યોગિનીઓને ચમત્કાર બતાવ્યો તે તલવાર કલ્યાણકટકના રાજા પર્માડિને ત્યાંથી ભેટ આવેલી હતી, એમ કુમારપાલપ્રબંધમાં લખ્યું છે.[3] આ ઉપરથી જણાય છે કે સિદ્ધરાજે કલ્યાણના જ રાજા પરમર્દીદેવનું મર્દન કર્યું હશે.

## સિદ્ધરાજની મહોબક ઉપરની ચઢાઈ

સિદ્ધરાજની મહોબક ઉપરની ચઢાઈનો ઉલ્લેખ રાજશેખરસૂરિના પ્રબંધકોષમાં મળે છે. તેમાં લખ્યું છે કે "એક વખત જયસિંહની સભામાં કોઈ ભાટે વખાણ કરતાં મદનવર્માની સભા સાથે જયસિંહની સભાને સરખાવી અને એ મદનવર્મા કોણ છે, એમ જયસિંહે પૂછતાં પૂર્વ દિશામાં આવેલા મહોબક નગરનો એ મદનવર્મા રાજા છે, અને તે બડો દાની, ભોગી, ધર્મશીલ, નીતિજ્ઞ અને નલ, પુરુરવા કે વત્સરાજના અવતાર સમાન છે, એ રીતે તેનાં બહુ વખાણ કર્યાં. આ ઉપરથી જયસિંહે ભાટે કરેલા વર્ણનની યથાર્થતાની ખાત્રી પોતાના મંત્રી મારફત કરાવી અને મહોબકની અદ્‌ભુત સમૃદ્ધિ, રાજાની તથા ત્યાંના લોકોની અસાધારણ વિલાસપ્રિયતા વગેરેનું વર્ણન સાંભળીને ચકિત થયેલા જયસિંહે સેના સહિત મહોબક તરફ પ્રયાણ કર્યું. મહોબકથી આઠ કોસ દૂર જયસિંહના લશ્કરે ડેરા નાંખ્યા. જેથી નગરમાં ખળભળાટ મચી રહ્યો. આ વખતે મહોબકનો રાજા એક હજાર સ્ત્રીઓ સાથે એક સુંદર બાગમાં મોજ કરતો હતો. મંત્રીઓએ ત્યાં જઇને ગૂર્જર દેશવાળા જયસિંહ ચઢી આવ્યાની ખબર આપી. એટલે રાજાએ હસીને કહ્યું કે 'આ જયસિંહ પેલો જ કે જે ધારામાં બાર વર્ષ સુધી તેનો કબજો મેળવવા રહ્યો હતો. તમારે એ કબાડી રાજાને કહેવું કે જો તું અમારા નગરને કે અમારી ભૂમિને લેવાની ઇચ્છા રાખતો હોય તો અમારે લઢવું પડશે, પણ જો ધનનો લોભ હોય તો તે માગે તેટલું ધન આપી દેવું." આ સંદેશો પહોંચતાં જયસિંહને પ્હેલાં તો બહુ આશ્ચર્ય થયું, પણ પછી તેણે ૯૬ કરોડ સુવર્ણ મુદ્રા માગી, જે તેને ભરી દેવામાં આવી. પછી જયસિંહે મદનવર્માને મળવાની મંત્રીઓ મારફત માગણી કરી, જે ખુશીથી સ્વીકારી, મદનવર્માએ પોતાનો અદ્‌ભુત ભોગવિલાસ દેખાડીને જયસિંહને ચકિત

૧ જુઓ પ્રસ્થાન, પુ. ૮, અંક ૪, પા. ૨૩૧

૨ જુઓ સોલંકીઓકા પ્રાચીન ઇતિહાસ, ભાગ ૧, પા. ૧૧૭

૩ કુમારપાલપ્રબંધ, પા. ૨૦

કરી દીધો "[1] આમ આ વર્ણન અતિશયોક્તિથી ભરેલું હશે એમ જણાય છે પણ મદનવર્મા મોટો સમૃદ્ધિશાલી તથા વિલાસપ્રિય રાજા હતો, એ નિસંદેહ છે વળી તે જયસિંહનો સમકાલીન હતો એમા પણ શકા નથી પછી મહોબકના રાજા મદનવર્માને જિતીને જયસિંહે ૯૬ કરોડ સુવર્ણ મુદ્રાનો દડ લીધો એમ જે ઉપર કહ્યુ છે, તેને જયસિંહસૂરિના[2] કથનથી ટેકો મળે છે વળી સોમેશ્વર પણ આ વિષે લખતા કહે છે કે "જયસિંહે ધારા નગરીનો નાશ કર્યો ત્યારે પોતે માલવાના પડોશી હોવાના કારણે મહોબકના રાજાએ ભેટના મિષે દંડ ભર્યો "[3] આ ઉપરથી તો માનવા કારણ મળે છે કે સિદ્ધરાજે મહોબકના રાજાને હરાવ્યો હશે, પણ વસ્તુત એમ બનવુ અસંભવિત જણાય છે કારણ કે કાલજરમાથી મળેલા એક લેખમા "જેમ પ્હેલા કંસને કૃષ્ણે જિત્યો હતો એમ તેણે [મદનવર્માએ] ગૂર્જરેશને જિત્યો,"[4] એવો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે સભવ છે કે સિદ્ધરાજ અને મદનવર્મા વચ્ચે કોઈ કારણે લઢાઈ થઈ હોય અને પાછળથી સમાધાન થતા મદનવર્માની સાથે મૈત્રીસંબંધ બાંધી, સિદ્ધરાજને પાછા ફરવુ પડયુ હોય

## સિદ્ધરાજે બંધાવેલા મંદિરો

સિદ્ધરાજે અણહિલપુરમા સહસ્રલિંગ સરોવરના કાંઠા ઉપર એક હજાર ને આઠ શિવમંદિરો અને ૧૦૮ દેવીમંદિરો કરાવ્યા તથા વિષ્ણુના દશાવતારનુ મંદિર બંધાવ્યુ, એમ હેમચંદ્ર કહે છે[5] સિદ્ધરાજે માલવાના વિજયના સ્મારક તરીકે સહસ્રલિંગ સરોવરના કાંઠા ઉપર એક કીર્તિસ્તંભ ઉભો કર્યો હતો, એમ કહેવાય છે આ કીર્તિસ્તંભ અત્યારે ત્યા નથી પણ તેનો એક અંશ આધુનિક પાટણના "વિજળકુવા" નામના એક મહોલ્લાના નાનકડા શિવમંદિરની ભીંતમાં જડેલો મળી આવ્યો છે[6] વળી પ્રબંધોમા પણ આ કીર્તિસ્તંભના સૂચનો મળે છે જયસિંહે શ્રીસ્થલમા સરસ્વતી નદીના કાંઠા ઉપર રુદ્રમહાલય બંધાવ્યો હતો, એમ દ્વયાશ્રય મહાકાવ્યમા તથા પ્ર ચિં મા કહ્યુ છે[7] પણ મૂલરાજે રુદ્રમહાલય બંધાવ્યા પછી રુદ્રમહાલય દેવની પૂજા કરી દાન આપ્યુ હતુ, એમ મૂલરાજના પ્રકરણમા નોંધ્યુ છે એટલે કદાચ સિદ્ધરાજે રુદ્ર મહાલયનો જીર્ણોદ્ધાર કર્યો હશે, એટલી જ હકીકત એમાથી નીકળે છે પછી સિદ્ધરાજે

૧ જુઓ રાજશેખરસૂરિવિરચિત ચતુર્વિંશતિ પ્રબંધ, અથવા પ્રબંધકોષમા ૨૩મો 'મદવર્મપ્રબંધ" શ્રી ફા ગુ સભાની આવૃત્તિ ગુ ભા પા ૧૯૦થી ૧૯૪

૨ महोबकपुराधीशाज्जितान्मदनवर्मण ।
कोटी षण्णवति हेम्ना यस्त मानमिवाददे ॥ श्लोक ४२ ॥ [कु श्र सर्ग १]

३ धाराध्वंसप्रसगेन यस्य सान्निध्यशसिन ।
प्राघूणकमिषाद्दण्ड महोबकपतिर्ददौ ॥
[જુઓ કીર્તિકૌમુદી, સર્ગ ૨, શ્લોક ૩૩]

૪ अमना जीयत, गुर्जरेश क्षणेन कृष्णेन पुरेव कस ।
[જુઓ જનરલ ઑન્વ એશિયાટિક સોસાઇટી સને, ૧૮૪૮, પા ૩૧૮]

૫ દ્વયાશ્રય મહાકાવ્ય સર્ગ ૧૫, શ્લોક ૧૧૪, ૧૧૭, ૧૧૮, ૧૧૯

૬ જુઓ શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ પ્રકાશિત મારી "પ્રાચીન પાટણ" નામક પુસ્તિકા, પા ૨૨થી ૨૪ તથા પ્રસ્થાન પુ ૧૨, અંક ૫મા 'સિદ્ધરાજના કીર્તિસ્તંભનો એક અંશ,' એ નામનો લેખ પા ૨૯૩

૭ દ્વયાશ્રય મહાકાવ્ય સર્ગ ૧૫, શ્લોક ૧૫, કીર્તિકૌમુદી સર્ગ ૧, શ્લોક ૭૫, પ્ર ચિં ગુ. ભા. શ્રી દુ કે. શાસ્ત્રી પા ૧૩૯

શેત્રુંજા પાસે સિહપુર વસાવ્યું હોવાનું હેમચંદ્ર કહ્યું છે,[1] અને વઢવાણ વગેરે શહેરોમાં કિલ્લાઓ બંધાવ્યા, એમ મેરુતુંગ કહે છે.[2] તેણે સિદ્ધપુરમાં સિદ્ધપુરવિહાર અને અણહિલપુરમાં રાજવિહાર બંધાવ્યો હોવાનું કુમારપાલપ્રતિબોધમા લખ્યું છે,[3] તથા સરસ્વતીના કાંઠા ઉપર મહાવીરનું એક ચૈત્ય બંધાવ્યું હતું, એવો ઉલ્લેખ દ્વયાશ્રયમા મળે છે.[4] સિદ્ધરાજની પહેલાં મૂલરાજે પણ એક જૈન ધર્મસ્થાન બંધાવ્યું હતું. તથા મૂલરાજના પુત્ર ચામુંડરાજે એક જૈન મંદિરને દાન કર્યું હતું, એ ઉપર કહ્યું જ છે. એટલે સિદ્ધરાજે પણ જૈન ધર્મસ્થાનો બંધાવવા જેટલી ઉદારતા દાખવી હશે, એમ માનવામાં વાંધો નથી.

## સિદ્ધરાજે કરેલાં લોકોપયોગી પુણ્ય કાર્યો

સિદ્ધરાજે કરેલાં લોકોપયોગી પુણ્યકાર્યોમાં તેણે દુર્લભરાજે બંધાવેલા દુર્લભસરોવરના મોટા પાયા ઉપર જીર્ણોદ્ધાર કરી, સહસ્રલિંગ સરોવર બંધાવ્યું.[5] સરસ્વતીપુરાણમાં આ સરોવરનુ તથા તેની ઉપરનાં મંદિરોનું વિસ્તારથી વર્ણન કર્યું છે.[6] વળી શ્રીપાલ કવિએ આ સરોવરની પ્રશસ્તિ રચી હતી, એમ મેરુતુંગ કહે છે.[7] પછી આ સહસ્રલિંગ સરોવર ક્યારે બંધાવ્યું, એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે. છતાં માલવાના વિજય પછી તરત જ સિદ્ધરાજે આ પુણ્યતમ કાર્ય કર્યું હોય એમ જણાય છે. સિદ્ધરાજે માલવાનો વિજય વિ. સં. ૧૧૯૨ના માગશર અને જેઠ માસની વચ્ચે કર્યો હતો, એ ઉપર નોંધ્યું છે. એટલે વિ. સં. ૧૧૯૨ પછીથી સિદ્ધરાજે આ સહસ્રલિંગ સરોવર બંધાવ્યું હોવું જોઈએ.[8] વળી સરોવર ખોદાયા પછી તેમા પાણી થયુ હતું, પણ જસમા ઓડણના શાપથી સૂકાઈ ગયું અને માયા ઢેડના બલિદાનથી પાછું પાણી ભરાયું, એવી દંતકથા પ્રચલિત છે.[9] પણ દંતકથાને ઇતિહાસનો આધાર ઘણો થોડો છે. કારણ કે સહસ્રલિંગ સરોવરમાં સરસ્વતીનો પ્રવાહ નહેર મારફત વાળી લીધો હતો, એમ શ્રીપાલકવિરચિત સહસ્રલિંગ સરોવરની ત્રુટિત પ્રશસ્તિ ઉપરથી જણાય છે. તેમાં લખ્યું છે. "ચંદ્રના કિરણો જેવા શીતળ સ્પર્શથી તથા ગંગાના તરંગો

---

૧ દ્વયાશ્રય મહાકાવ્ય સર્ગ ૧૫, શ્લોક ૯૭ તથા પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પા. ૧૫૨. આ સિહપુર એટલે શીહોર મૂલરાજે ઉદીચ્ય બ્રાહ્મણોને દાનમાં આપ્યું હતું, એમ મૂલરાજના પ્રકરણમા નોંધ્યું છે. પણ ખરી રીતે આ ગામ સિદ્ધરાજે જ વસાવ્યું હોય એમ જણાય છે. એટલે મૂલરાજના સમયમા સિહપુર નામના ગામનું અસ્તિત્વ જ નહોતું, એમ માનવામાં વાંધો નથી.

૨ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પા. ૧૩૪

૩ જૈન સાહિત્યસંશોધક, ત્રૈ. ખંડ ૨ અંક ૨ પા. ૧૪૦

૪ દ્વયાશ્રય મહાકાવ્ય, સર્ગ ૧૫, શ્લોક ૧૬

૫ જુઓ પાછળ પા. તથા સહસ્રલિંગનો ઇતિહાસ, પા. ૨૭૫ અને શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ પ્રકાશિત મારી "પ્રાચીન પાટણ"નામક પુસ્તિકા, પા. ૨૭, ટિપ્પણ ૫૫

૬ શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ પ્રકાશિત "સરસ્વતી પુરાણ" સર્ગ ૧૬

૭ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પા. ૧૩૨. પછી આ જ શ્રીપાલ કવિએ દુર્લભરાજે બંધાવેલા દુર્લભ સરોવરની પ્રશસ્તિ રચી હતી, એમ પ્રભાવકચરિતમાં લખ્યું છે. [જુઓ હે. સૂ. પ્ર. શ્લોક ૨૦૫] પણ દુર્લભરાજના સમયમા તો શ્રીપાલ જન્મ્યો જ હોવાનો સંભવ નથી.

૮ જુઓ આ વિષેની વિસ્તૃત ચર્ચા માટે મારી પૂર્વોક્ત "પ્રાચીન પાટણ" નામક પુસ્તિકા પા. ૧૯થી ૨૧

૯ રાસમાલા ભાગ ૧, ગુ. ભા. દ્વિતીય આવૃત્તિ, પા. ૧૫૮થી ૧૬૨

જેવા પવિત્ર સ્વરૂપથી સ્વપ્નમા આવીને પોતાના અનન્ય ભક્ત(સિદ્ધરાજ)ને જગાડ્યો-ઉપદેશ કર્યો, (અને) તે વખતે ગંગાજીએ ભગીરથને કહ્યુ હતું તેમ કહ્યુ પછી તેણીએ સિદ્ધરાજે બંધાવેલુ સરોવર છલકાવી દીધુ સગરની માફક ખોદાવેલુ"[1] સરસ્વતીપુરાણમા પણ આ જ મતલબનુ લખાણ મળે છે[2] આથી નક્કી થાય છે કે જસમા ઓડણે આપેલા શાપની લાળી કથા તથા માયા ઢેડના બલિદાનની વાત ભાગએ ગુજરાતમા પ્રચલિત હોવા છતા ઐતિહાસિક દૃષ્ટિએ જરા પણ વિશ્વાસપાત્ર લાગતી નથી

સિદ્ધરાજે આ ઉપરાંત ડભોઈ, વઢવાણ, સુમારી, ઝીંઝુવાડા, નીરપુર, ભાડુલા, વાસિંગપુર, થાન, વગેરે સ્થળોએ કોટ અને કિલ્લાઓ તથા કપડવંજ, શિહોર, વિરમગામ, ધોળકા, વગેરે સ્થળોમા તળાવો બંધાવ્યા હતા, એમ કહેવાય છે[3] મેરુતુંગ લખે છે કે સિદ્ધરાજે જેટલા મોટા મંદિરો અને સરોવરો બંધાવ્યા તેટલા પૃથ્વીમા કોણ કરશે ?"[4] અત્યારે પણ ગુજરાતમા જે પ્રાચીન સ્થાનના બંધાવનારનો ચોક્કસ પત્તો લાગતો નથી ત્યારે તે સ્થાનના બંધાવનાર તરીકે લોકો સિદ્ધરાજને ઓળખે છે

## સિદ્ધરાજ પરમ શિવભક્ત હતો

સિદ્ધરાજ પરમ શિવભક્ત હતો, એમ તેણે બંધાવેલા શૈવમંદિરો ઉપરથી જણાય છે વળી સિદ્ધરાજે પૂર્ણ ભક્તિથી સોમેશ્વરની યાત્રા કરી હતી, એ આપણે આગળ ચાલતા જોઈશુ "સિદ્ધરાજે રુદ્રમહાલયના મંદિર ઉપર ધજા ચઢાવવાનો સમારંભ કરતી વખતે બધા જૈન મંદિરો ઉપરથી ધજાઓ ઉતરાવી, જેમ માલવામા મહાકાલની ધજા ફરકતી હોય ત્યારે કોઈ પણ જૈન મંદિર ઉપર ધજા ઉડતી નથી તેમ ગુજરાતમા પણ કર્યું," એમ મેરુતુંગ કહે છે[5] સિદ્ધરાજે જૈન ધર્મ તરફ સક્રિય સમભાવ દર્શાવવા માટે પર્યુષણપર્વ અને એકાદશીપ્રમુખ દિવસોમા અમારી કરાવી હતી" એટલે પશુવધ કરવાની મનાઈ કરી હતી, એમ સમકાલીન જૈન ગ્રંથોમા કહ્યુ છે[6] પણ એને કોઈ સ્વતંત્ર ઐતિહાસિક

---

१ चुटेन्दुपादैरिव शीतयोर्गिरंगातरंगैरिव पुण्यरूपं ।
स्वप्ने समागत्य तमेकभक्त प्रबोधयामास च
[અને] भगीरथस्य त्रिदशापगेव ॥ ८७ ॥
तत सा पूरयामास सर सिद्धेशकारित ।
खातित सगरेणेव साग

(જુઓ શ્રી ફા ગુ સભાએ પ્રકાશિત મારી "પ્રાચીન પાટણ"નામક પુસ્તિકા, પા. ૨૩થી ૨૪ તથા પ્રસ્થાન પુ ૧૨, અંક ૫, પા ૨૯૩

२ स्ववशपावनार्थं च, सिद्धराज सरस्वतीम् ।
तत्सरेऽथानयदेवीं, गङ्गामीव भगीरथ ॥
[જુઓ સ. પુ સ ૧૫, શ્લોક ૨૧૯ તથા ૨૨૦, ૨૨૧]

૩ રાસમાળા ભાગ ૧, ગુ ભા દ્વિતીય આવૃત્તિ, પા ૨૪૨, ટિપ્પણ ૧

૪ પ્ર ચિ. ગુ. ભા શ્રી. દુ કે શાસ્ત્રી, પા ૧૬૦

૫ એજન પા ૧૩૦

૬ જુઓ વિજયસિંહકૃત ધર્મોપદેશમાળાવિવરણ તથા શ્રીયુત મો દ દેસાઈકૃત, જૈન સાહિત્યનો ઇતિહાસ, ટિપ્પણ ૨૫૧

ઉત્કીર્ણ લેખનો ટેકો નથી. વળી સિદ્ધરાજ હેમચંદ્રાચાર્યનું ખૂબ જ સન્માન કરતો અને રાજસભામાં તેડાવી તેમને બહુ પ્રેમથી સાંભળતો, એમ પ્રબંધોમાં કહ્યું છે.[1] પણ એથી તે જૈન હતો કે જૈન ધર્મનો તેણે સ્વીકાર કર્યો હતો, એમ કહી શકાય નહીં. હેમચંદ્રાચાર્યને તે ખૂબ સન્માનતો તેનું કારણ હેમચંદ્રાચાર્યની વિદ્વત્તા હતી. વળી સિદ્ધરાજે ઇસ્લામી ધર્મનો સ્વીકાર કર્યો હતો, એમ મિરાતે અહમદીમાં કહ્યું છે.[2] પણ એ ખરું માનવાની જરૂર નથી. ટુંકામાં એટલું જ કે સિદ્ધરાજ પોતાના પૂર્વજોની પેઠે પરમ શિવભક્ત હતો અને બીજા ધર્મો તથા સંપ્રદાયો પ્રતિ તેને પક્ષપાત નહોતો.

## સિદ્ધરાજની દાનપ્રવૃત્તિ

સિદ્ધરાજે પોતાના સોરઠના પર્યટન વખતે શેત્રુંજા પર્વત ઉપર ચઢી, ગંગાજળથી શ્રીયુગાદિ દેવની પૂજા કરી, પર્વતની નજીક આવેલાં બાર ગામો શ્રીદેવીની પૂજા માટે દાનમાં આપ્યાં, એમ મેરુતુંગ કહે છે[3] વળી દેવસૂરિને પણ તેણે છાલા વગેરે બાર ગામોનું દાન કર્યું હતું, એમ આ જ ગ્રન્થકારે કહ્યું છે.[4] સિંહપુર વસાવી, બ્રાહ્મણોને આપ્યું, એમ હેમચન્દ્રે લખ્યું છે[5] પણ સમકાલીન પુરાવો તો માત્ર સિંહપુર વિષે જ મળે છે. એટલે એકાદ જૈન આચાર્યને પોતાની જૈન વસતીને ખુશ રાખવા માટે સિદ્ધરાજે દાન કર્યું હોય, એ સંભવિત છે, પણ બાર બાર ગામના દાનની વાત તો કલ્પિત લાગે છે. પછી સિદ્ધરાજે હલવદના બ્રાહ્મણોને તે જ ગામ દાનમાં આપ્યાનું વિ. સં. ૧૧૫૬ના મહા સુદ ૫નું એક તામ્રપત્ર મળ્યું છે.[6] પણ તે બનાવટી હોવાનું કહેવાય છે. ટુંકામાં એટલું જ કે સિદ્ધરાજનું એક પણ દાનપત્ર હજી સુધી મળ્યું નથી, એટણે સિદ્ધરાજની દાનપ્રવૃત્તિ સંબંધી ચોક્કસ જાણવાનું સાધન નથી.

## સિદ્ધરાજની રાજસભાના પંડિત હેમચંદ્રાચાર્ય

સિદ્ધરાજની રાજસભામાં પંડિત હેમચદ્રાચાર્ય અગ્ર સ્થાને બિરાજતા હતા. આ હેમચંદ્રાચાર્યનો જન્મ ધંધુકામાં વિ. સં. ૧૧૪૫ની કાર્તિકી પૂર્ણિમાના દિવસે થયો હતો. તેમના પિતાનું નામ ચાચીંગ અને માતાનું નામ ચાહિણી હતું. વિ. સં. ૧૧૫૪માં તેમને નવ વર્ષની વયે દેવસૂરિએ ખંભાતમાં દીક્ષા આપી, અને વિ. સ. ૧૧૬૨માં તેમણે આચાર્યપદ પ્રાપ્ત કર્યું. પછી સિદ્ધરાજની પ્રેરણાથી તેમણે 'સિદ્ધહૈમ શબ્દાનુશાસન' નામના વ્યાકરણગ્રંથની રચના કરી હતી, એમ સંભવિત ગ્રન્થો ઉપરથી જણાય છે. આ ઉપરાંત દ્વયાશ્રય મહાકાવ્ય ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર વગેરે ગ્રન્થો પણ તેમણે રચ્યા હતા.[7]

## સિદ્ધરાજે હેમચન્દ્રાચાર્યને વ્યાકરણ લખવાની પ્રેરણા કરી

સિદ્ધરાજે માલવાના વિજય પછી હેમચંદ્રાચાર્યને 'સિદ્ધહૈમ શબ્દાશાસન' નામનો

---

૧ જુઓ કુમારપાલપ્રતિબોધ. દ્વયાશ્રય મહાકાવ્ય, મોહપરાજય તથા પ્ર. ચિ. વગેરે ગ્રંથો.

૨ જુઓ મિરાતે અહમદીનું ગુ. વ. સો.નું ગુ. ભા. પા.

૩ પ્ર. ચિં. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પા. ૧૪૦.

૪ એજન, પા. ૧૪૭

૫ દ્વયાશ્રય મહાકાવ્ય, સર્ગ ૧૫, શ્લોક ૯૭થી ૯૮ પ્ર. ચિં. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પા. ૧૫૨

૬ વસંત, પુસ્તક ૧૪, અંક ૨, પા. ૧૬૨ ઉપર પ્રકાશિત તામ્રલેખની ટુંકી નકલ, મૂળ તામ્રલેખ ક્યાં છે, એની માહિતી નથી.

૭ જુઓ શ્રીફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક વર્ષ ૩, અંક ૪મા શ્રીયુત હીરાલાલ ૨. કાપડીઆનો "કલિકાલ સર્વજ્ઞ હેમચન્દ્રાચાર્ય એટલે ?" એ નામનો નિબંધ, પા. ૧થી ૪૪

વ્યાકરણગ્રન્થ લખવાની પ્રેરણા કરી હતી, એવો ઉલ્લેખ પ્રભાવકચરિત્રમા મળે છે, તેમાં લખ્યુ છે કે "એક વખત રાજાના પુસ્તકભંડારના રક્ષકો અવંતીથી આણેલા પુસ્તકો તપાસતા હતા, ત્યાં રાજા અને હેમચન્દ્રાચાર્ય જઇ ચઢ્યા અને એક પુસ્તક હેમચન્દ્રાચાર્યે જોવા લીધુ એટલે રાજાએ પૂછ્યુ કે "એ શુ છે?" જવાબમા આચાર્યે "ભોજ વ્યાકરણ છે," એમ કહ્યું અને રાજા ભોજના ગ્રન્થકાર તરીકે ખુબ વખાણ કર્યા ત્યારે સિદ્ધરાજે કહ્યું કે "શુ આપણા ભંડારમા આવા શાસ્ત્રો નથી?" ત્યારે પાસે ઉભેલા બીજા પંડિતોએ હેમચન્દ્રાચાર્ય તરફ નજર કરી આચાર્યે કહ્યુ કે "જો જયસિંહ સહાય કરે તો થોડા દિવસમા નવુ પંચાગવ્યાકરણ તૈયાર કરી આપુ" આ પછી સિદ્ધરાજની પ્રેરણાથી હેમચન્દ્રાચાર્યે કાશ્મીર વગેરે અનેક દેશોમાથી અનેક વ્યાકરણ ગ્રન્થો મગાવી 'સિદ્ધહૈમ' નામનું નવુ વ્યાકરણ રચ્યુ પછી રાજાએ હાથીના માથા ઉપર શ્વેતછત્ર અને ચામર માથે એ પુસ્તક પધરાવી, રાજમહેલમા લઇ આવી, ઉત્તમ પૂજાપાથી તેની પૂજા કરી, ભંડારમા મૂકાવ્યુ, અને તેની નકલો કરાવી, દેશપરદેશ મોકલી તેનો પ્રચાર કરાવ્યો[1]

## સિદ્ધરાજની સભાના શ્રીપાલ અને વાગ્ભટ વગેરે કવિઓ

સિદ્ધરાજની સભાના શ્રીપાલ અને વાગ્ભટ વગેરે કવિઓ હતા, એમ જણાય છે શ્રીપાલ એ જાતે જૈન પોરવાડ વૈશ્ય હતો તેના પિતાનુ નામ લક્ષ્મણ હતું તેણે 'વૈરાચન'-પરાજય[2] નામનો ગ્રંથ તથા સહસ્ત્રલિંગ વગેરે સ્થાનોની પ્રશસ્તિ રચી હતી તે એક જ દિવસમા મહાપ્રબંધની રચના કરી શકતો હતો, એમ કહેવાય છે તેના વિષે વડનગરપ્રશસ્તિમા લખ્યું છે કે "તે સિદ્ધરાજનો બાલમિત્ર અને પ્રતિપન્ન બંધુ હતો"[3] કુમારપાલપ્રતિબોધના કર્તા સોમપ્રભાચાર્ય પણ કહે છે કે સિદ્ધરાજ તેને કવીન્દ્ર તથા ભાઇ કહીને સંબોધતો આ શ્રીપાલ કવિએ રચેલી વડનગરપ્રાકારપ્રશસ્તિ વિષેની ચર્ચા આગળ કુમારપાલના પ્રકરણમા જોઇશુ પછી કાશીના ગર્ગ ગોત્રના બ્રાહ્મણ, ભાવ બૃહસ્પતિ કે જે સર્વવિદ્યાપારંગત હતા, અને માલવાના પરમાર વંશના રાજા નરવર્મા તથા યશોવર્માના ગુરૂ હતા તેમને અણહિલપુરમા બોલાવી, સિદ્ધરાજે પોતાના બંધુપદ ઉપર સ્થાપિત કર્યા હતા વળી વર્ધમાનસૂરિ, જયમંગલાચાર્ય અને સોમનો પુત્ર વાગ્ભટ વગેરે કવિઓ અને પંડિતો સિદ્ધરાજની સભામા બિરાજતા હતા

## સિદ્ધરાજની રાજસભામા પંડિતોનો વાદવિવાદ

સિદ્ધરાજની રાજસભામા સામંતો, મહામાત્યો, પુરોહિતો, પંડિતો, જૈન સાધુઓ, મોટા મોટા શેઠીઆઓ અને પરરાજ્યના પ્રતિનિધિઓ વગેરે બેસતા હતા રાજસભામાં પંડિતો વચ્ચે વાદવિવાદ પણ ચાલતો હતો શ્રીપાલ કવિએ રચેલી સહસ્રલિંગ સરોવરની પ્રશસ્તિ સાંભળવા માટે સિદ્ધરાજે ઘણા પંડિતોને સભામા બોલાવ્યા હતા[4] વળી આવી જ સભામા

---

૧ જુઓ પ્રભાવકચરિત, દે સુ. પ્ર. શ્લોક ૭૮થી ૧૧૫ તથા પ્ર ચિં ગુ ભા ડૉ કે શાસ્ત્રી, પા ૧૨૬થી ૧૨૮

૨ પ્રભાવકચરિત દે ગુ પ્ર શ્લોક ૨૦૬

૩ જુઓ ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો, ભાગ ૨જો, લેખાંક ૧૪૭, શ્લોક ૩૭

૪ જુઓ પ્ર ચિ ગુ ભા શ્રી ડૉ કે શાસ્ત્રી પા. ૧૨૩થી ૧૩૩ તથા પ્રભાવક ચરિત્ર દે સુ પ્ર શ્લોક ૧૩૯

સિદ્ધરાજના પ્રમુખપદે બ્રાહ્મણધર્મ અને જૈન ધર્મ વચ્ચે વાદવિવાદ પણ ચાલતો એમ જણાય છે. એટલું જ નહીં પણ જૈનમતના દિગંબર અને શ્વેતાંબર વચ્ચે વાદ થયેલો જેનું વર્ણન મુદ્રિતકુમુદચંદ્રપ્રકરણમાં આપ્યું છે.[1] આ વાદમાં શ્વેતાંબરનો વિજય થયો હતો, એમ એ જ ગ્રંથમાં કહ્યું છે. પછી આવી ભવ્ય રાજસભામાં જ સિદ્ધરાજ ન્યાયાસન પર બેસી, પોતાની વસ્તીને ન્યાય આપવાનું કામ કરતો હતો, એ આપણે આગળ ચાલતાં જોઈશું.

## સિદ્ધરાજનો કુટુંબ-પરિવાર

સિદ્ધરાજના કુટુંબમાં એની રાણીના નામનો ઉલ્લેખ ક્યાંય મળતો નથી. પછી સિદ્ધરાજને ગહિલરાવ, તેજસી, મલખાન, જોબનીરાવ અને શક્તિકુમાર એ નામના ૭ પુત્રો હતા, એમ દંતકથા કહે છે.[2] પણ આ દંતકથામાં લગારે વિશ્વાસ મૂકવા જેવું નથી. કારણ કે સિદ્ધરાજને પુત્ર નહોતો, પણ કાંચનદેવી નામની એક પુત્રી હતી, જેનો વિવાહ અજમેરના ચૌહાણ રાજા આનાક કે અર્ણોરાજની સાથે કર્યો હતો.[3]

## સિદ્ધરાજે પુત્રેચ્છાથી કરેલી સોમનાથની યાત્રા

સિદ્ધરાજ પુત્ર માટે પગે ચાલીને સોમનાથની યાત્રાએ ગયો. દેવપત્તન પહોંચ્યા પછી સોમનાથની પૂજા કરી, ત્યાં મંદિરમાં બેસી તે સમાધિસ્થ થયો. એટલે શંકરે દર્શન દઈ એને સુવર્ણસિદ્ધિ આપી. પણ જ્યારે એણે પુત્ર માટે યાચના કરી ત્યારે શંકરે કહ્યું કે "તારા ભાઈના દીકરા ત્રિભુવનપાલનો પુત્ર જે ધૂરધારણ કરવા સમર્થ છે, તે કુમારપાલ અશ્વસહિત તારી પાછળ ભૂમિનો ભાર ઉપાડશે." આમ સમકાલીન હેમચંદ્ર કહે છે.[4] વળી સિદ્ધરાજના ઉત્તરાધિકારી કુમારપાલના સમયના ચિતોડના કિલ્લા પરના લેખમાં પણ આ જ મતલબનું લખાણ મળે છે. તેમાં લખ્યું છે કે, "જયસિંહ પુત્ર માટે પગે ચાલીને શ્રી સોમનાથ ગયો, અને પુત્ર માટે યાચના કરતાં શંકરે કહ્યું કે તારી પહેલાંના રાજા ભીમદેવના પુત્ર ક્ષેમરાજના સુત દેવપ્રસાદનો ત્રિભુવનપાલ નામે પુત્ર છે, તેનો પુત્ર કુમારપાલ તારી પછી રાજા થશે."[5] આ ઉપરથી ચોક્કસ જણાય છે કે સિદ્ધરાજે પુત્ર માટે સોમનાથની યાત્રા કરી હતી.

## સિદ્ધરાજના મહામાત્યો

સિદ્ધરાજની પહેલાં કર્ણદેવના સમયમાં શાન્તુ અને મુંજાલ એ બે મંત્રીઓ મહામાત્યપદ ઉપર હતા, તે સિદ્ધરાજના સમયમાં પણ મહામાત્યપદ ઉપર ચાલુ રહ્યા હોય, એમ જણાય છે. સિદ્ધરાજના પાછલા રાજ્યકાળમાં દાદાક નામના નાગર મહામાત્યપદ ઉપર હતા, એમ વિ. સં. ૧૧૯૫ના ભદ્રેશ્વરના તથા એ જ સાલના ઉજ્જનના શિલાલેખથી સમજાય છે.[6] વિ. સં. ૧૧૭૯માં આશુક મહામાત્યપદ ઉપર હતો, એમ ઉત્તરાધ્યયનવૃત્તિની એક

૧ આ વાદ વિષેનું વર્ણન પ્રભાવકચરિત્રમાં તથા પ્ર. ચિ.માં મળે છે.

૨ જુઓ પ્રસ્થાન, પુ. ૯, અંક ૩, પા. ૧૭૨ પણ મૂળમાં પાચ જ પુત્રો લખ્યા છે.

૩ જુઓ પાછળ પા.  ટિપ્પણ

૪ દ્વયાશ્રય મહાકાવ્ય, સર્ગ ૧૫, શ્લોક ૧૮થી ૫૫. વળી જિનમંડનગણિના કુમારપાલ પ્રબંધમાં તથા જયસિંહસૂરિના કુમારપાલ ચરિતમાં પણ આ જ મતલબનું લખાણ મળે છે. [જુઓ ભાગ ૬ઠ્ઠો, પા. ૪૮થી ૬૦ અને સર્ગ ૩, શ્લોક ૧થી ૬૨ ]

૫ જુઓ રાજપૂતાનેકા ઇતિહાસ, ખંડ ૧, પા. ૨૧૮, ટિપ્પણ ૩

૬ જુઓ આર્કિયોલૉજીકલ સર્વે ઑફ વેસ્ટર્ન ઇન્ડિયા નં. ૨, એપેન્ડીક્સ પા. ૧૭ તથા બુ. પ્ર. પુ. ૮૩, અં. ૩માં પ્રકાશિત વિ. સં. ૧૧૯૫નો લેખ.

હસ્તલિખિતપ્રતના પુષ્પિકાલેખમાં કહ્યું છે[૧] વિ. સં. ૧૧૯૨માં મહં-ગાંગિલ મંત્રી હતા, ત્યારે એક પ્રાકૃત પુષ્પાવતી કથા લખાઈ હોવાની નોંધ મળે છે.[૨] વળી કુમુદચંદ્ર સાથે દેવસૂરિના વાદપ્રસંગમાં પણ આ ગાંગિલ નામના નાગર મંત્રીનો ઉલ્લેખ છે.[૩] આ ઉપરાંત સોરઠના દંડનાયક સજ્જન મંત્રી, પૂર્વાશ્રમમાં લાટદેશની મંત્રીમુદ્રા શોભાવતા ચંદ્રસૂરિ,[૪] ગોધ્રામંડલના કેશવ, માલવામંડલના અધિકારી મહાદેવ અને ખંભાતના દંડનાયક ઉદયન,[૫] વગેરે અધિકારીઓ પણ મંત્રીઓ જ કહેવાતા હશે એમ માનવામાં વાંધો નથી. કવિ વાગ્ભટ પણ મહામાત્યપદ ઉપર હતા, એમ વાગ્ભટાલંકારના ટીકાકાર સિંહદેવગણિ કહે છે.[૬] વિ. સં. ૧૨૦૧ના પાલીના લેખમાં મહામાત્ય આનંદના નામનો ઉલ્લેખ છે.[૭] વળી રાજભંડારના, ધર્માદાખાતાના અને ખાનગીખાતાના અધિકારીઓ પણ મંત્રી જ કહેવાતા હશે. પછી સિદ્ધરાજના સંધિવિગ્રહિક કે મહાસંધિવિગ્રહિક આદિ અધિકારીમંડલ વિષે જાણવાનું કશું સાધન નથી, પણ પ્રભાવકચરિતમાં લખ્યું છે કે, "જયસિંહના અક્ષપટલખાતામાં કે લેખશાળામાં ત્રણસો લહીઆઓ લખવાનું કામ કરતા હતા."[૮] કુંભીના વિ. સં. ૧૨૮૪ના લેખથી જણાય છે કે ચંડપ્રસાદનો પુત્ર સોમ સિદ્ધરાજનો વિશ્વાસુ મંત્રી અને કોષાધ્યક્ષ હતો.[૯]

## સિદ્ધરાજનો પ્રતિહાર જગદેવ

સિદ્ધરાજનો પ્રતિહાર જગદેવ હતો. આ જગદેવ વિષે લખતા મેરુતુંગ કહે છે કે, તે "સિદ્ધરાજ ચક્રવર્તી પાસે બહુ સન્માન પામ્યો હતો, પણ એના ત્રિવિધવીર ગુણરૂપી મંત્રથી વશ થયેલા, શત્રુઓને દળી નાખનાર, પરમર્દી રાજાએ ખૂબ આગ્રહથી તેને પોતાની પાસે બોલાવ્યો."[૧૦] સોમેશ્વર લખે છે કે, "જગદેવ વગર ગૂર્જર દેશની આવી હીન દશા થઈ છે. એ દ્વારપાળ હતો ત્યાંસુધી ગૂર્જરેશના શહેરમાં શત્રુઓ પ્રવેશ કરી શકતા નહીં."[૧૧] પછી આ જગદેવ કોણ હતો? માલવાના પરમારવંશના રાજા ઉદયાદિત્યનો પુત્ર અને ભોજનો ભત્રીજો જગદેવ હતો,[૧૨] કે મયણલ્લાદેવીના ભત્રીજા ગોઆના કદંબવંશી રાજા જયકેશી બીજા-(વિ. સં. ૧૧૬૦થી ૧૨૦૩)નો મસીઆઈ ભાઈ માન્તરકુલનો જગદેવ હતો,[૧૩] એ ચોક્કસ કહેવું

૧ જૈન સાહિત્યનો ઇતિહાસ, પા. ૨૪૭

૨ એજન, પા. ૨૫૨

૩ જુઓ મુદ્રિતકુમુદચંદ્રપ્રકરણ, અંક ૩, તથા પ્રભાવકચરિતમાં દેવસૂરિપ્રબંધ, શ્લોક ૧૭૨

૪ જૈન સાહિત્યનો ઇતિહાસ, પા. ૨૨૯

૫ જુઓ પ્ર. ચિં. ગુ. ભા. શ્રી દુ. કે. શાસ્ત્રી, પા. ૧૬૫

૬ જુઓ નિર્ણયસાગર પ્રેસે પ્રકાશિત "વાગ્ભટાલંકાર"નામનો ગ્રંથ, શ્લોક ૧૪૮

૭ પ્રાચીન જૈન લેખસંગ્રહ, લેખાંક ૩૮૧

૮ પ્રભાવકચરિત, હે. સૂ. પ્ર. શ્લોક ૧૦૪

૯ જુઓ શ્રી ફા. ગુ. સ. ત્રૈ. વર્ષ ૪, અંક ૨મા પ્રકાશિત, કુંભીનો તથા કાળકામાતાના મંદિરના વિ. સં. ૧૨૮૪ના શિલાલેખો, પા. ૧૯૨થી ૯૩

૧૦ પ્ર. ચિં. ગુ. ભા. શ્રી દુ. કે. શાસ્ત્રી, પા. ૨૪૨થી આગળ

૧૧ કીર્તિકૌમુદી મહાકાવ્ય, સર્ગ ૨, શ્લોક ૯૯

૧૨ જુઓ જગદેવ વિષેની દંતકથા માટે રાસમાલા, ભાગ ૧, ગુ. ભા. દ્વિતીય આવૃત્તિ, પા. ૧૭૪થી ૨૦૯ તથા જૈનદનો સંવત્ વગરનો લેખ

૧૩ જુઓ બોમ્બે ગેઝેટિયર ગ્રંથ ૧, ભાગ ૧, પાન ૧૬૨, ટિપ્પણ ૩ તથા ભાગ ૨ પા. ૪૫૮

મુશ્કેલ છે. કારણકે એ વિષે ઘણો મતભેદ છે.[1] છતાં એટલું તો ચોક્કસ છે કે જગદેવ નામનો ક્ષત્રિય સિદ્ધરાજનો પ્રતિહાર-દ્વારપાલ હતો, અને તેણે સિદ્ધરાજના રાજ્યકાલ દરમ્યાન થોડો વખત ગૂર્જરદેશની સારી સેવા બજાવી હતી.

## સિદ્ધરાજનો પુરોહિત કુમાર

સિદ્ધરાજના મંત્રીમંડલમા પુરોહિત કુમાર પણ હતો, એમ જણાય છે. આ કુમાર કર્ણદેવના પુરોહિત આમશર્માનો પુત્ર હતો, એમ સોમેશ્વરે કહ્યું છે.[2] આ ઉપરાંત વડનગરના નાગર ઉયા ભટ્ટનો વંશજ શોભ સિદ્ધરાજનો મિત્ર હતો, એવો ઉલ્લેખ શ્રીધરપ્રશસ્તિમાં મળે છે,[3] આ શોભ કદાચ ધર્માદાખાતાનો મત્રી હશે.

## સિદ્ધરાજના સામંતો

સિદ્ધરાજના સામંતોમાં ચંદ્રાવતી કિંવા આબુનો પરમાર રાજા રામદેવ, કિરાડુનો પરમાર રાજા ઉદયરાજ તથા તેનો પુત્ર સોમેશ્વર, ગોધ્રાનો મહામંડળેશ્વર વાપનદેવ, નાડોલનો ચૌહાણ રાજા જોજલદેવ અને તેનો ભાઈ આશારાજ, વગેરે નાના મોટા સામંતો હતા. આ સામંતોનો કે મહામાંડલિકોનો ચક્રવર્તી રાજા સિદ્ધરાજ સાથે કેવો સંબંધ હતો, એ જાણવાનું કશું સાધન નથી; છતાં આવા સામંતો રાજધાનીમાં રહેતા હશે અને રાજાનો હુકમ થાય તે પ્રમાણે વર્તતા હશે. સિદ્ધરાજની માલવા ઉપરની ચડાઈમાં નાડોલનો આશારાજ તથા કિરાડુનો ઉદયરાજ એ બે સામતો સાથે હતા એ ઉપર કહ્યુ છે. આવા સામંતો ઉપર ચક્રવર્તીની ઈતરાજી થાય ત્યારે દંડનાયકને સામંતના રાજ્યનો કારભાર સોંપી દેતા. દાખલા તરીકે ચંદ્રાવતીના રાજા ધંધુક ઉપર જ્યારે ભીમદેવ ક્રુદ્ધ થયો ત્યારે વિમલમંત્રીને ભીમદેવે દંડનાયક નીમ્યો હતો.

## સિદ્ધરાજની ન્યાયપ્રિયતા

સિદ્ધરાજ ભવ્ય રાજસભામાં ન્યાયાસન પર બેસી, લોકોની ફરિયાદો સાંભળતો તથા તેનો યોગ્ય ઇન્સાફ કરતો હતો, એમ જણાય છે. સિદ્ધરાજની માતા મયણલ્લાદેવીના અદલ ઈન્સાફની પણ એક દંતકથા પ્રચલિત છે. જો કે આ દંતકથાને ઇતિહાસનો આધાર ઘણો થોડો છે. એટલે એ વિષે ચોક્કસ કાંઈ કહેવું મુશ્કેલ છે.[4] પણ ઈ. સ. ૧૨૧૧માં મુસલમાન ઈતિહાસકાર મુહમ્મદ સફીએ જામે-ઉલ-હિકાયત નામના લખેલા ગ્રન્થમાં સિદ્ધરાજની ન્યાયપ્રિયતાનો વિશ્વસનીય અને સચોટ દાખલો મળે છે. તેમાં લખ્યું છે કે "ગુજરાતના રાજ્યમાં ખંભાત નગરમાં અગ્નિપૂજકો અને સુન્ની મુસલમાનો રહે છે. ત્યાં એક મસ્જીદ હતી, જે અગ્નિ પૂજકોએ કાફીરો દ્વારા બળાવી મૂકી. આ દંગામાં ૮૦ મુસલમાનો માર્યા ગયા. કેવળ અલી નામનો એક ખતીબ [ખુતબા પઢવાવાળો] બચી ગયો. તેણે અણહિલવાડ જઈ પોકાર કર્યો

૧ જુઓ. જગદેવ વિષેની સવિસ્તર ચર્ચા માટે શ્રી. દુ. કે. શાસ્ત્રીનો કૌમુદી, જુન ૧૯૩૩માં છપાયેલો "જગદેવ પરમાર"નામનો મનનીય લેખ.

૨ જુઓ સુરથોત્સવ કાવ્ય, સર્ગ ૧૫, શ્લોક ૨૧થી ૨૩

૩ शोभाभिधः प्रियसुहृद्जयसिंहनाम्नः ॥ શ્લોક ૨૫ ॥
[જુઓ ગુ. ઐ. ઉ. લેખો ભાગ ૨જો, લેખાંક ૧૬૩]

૪ જુઓ મયણલ્લાદેવીના અદલ ઈન્સાફ વિષેની દંતકથા માટે રાસમાલા, ભાગ ૧, ગુ. ભા. દ્વિતીય આવૃત્તિ, પા. ૧૫૪થી ૧૫૬

પણ કોઈએ તે તરફ ધ્યાન આપ્યું નહીં એટલે શિકારના સમયે જંગલમાં રાજાને મળી ખંભાત સંબંધી બધી હકીકત તેણે રજુ કરી આ વાતની બરાબર તપાસ કરવાની ઇચ્છાથી 'હું ત્રણ દિવસ સુધી જનાનાખાનામાં જ રહીશ, માટે તમે રાજ્યનું કામ સંભાળો,' એમ પોતાના પ્રધાનને કહી સિદ્ધરાજ સાંઢણી ઉપર સવાર થઇ એક દિવસ અને એક રાતમાં ખંભાત પહોંચ્યા, અને છાની રીતે તપાસ કરતાં બધી વાત સાચી હોવાની ખાતરી થતાં ત્રીજે દિવસે રાતે પાછા આવી, વળતે દિવસે દરબારમાં ફરિયાદીઓએ અરજી કરવાના વખતે અરજી કરવાની ખતીબને આજ્ઞા કરી ખતીબનું બ્યાન પૂરું થતાં કાફીરોનું એક ટોળું તેને ડરાવવા તથા તેની વાત જૂઠી ઠરાવવા ચાહતું હતું, પણ સિદ્ધરાજે કહ્યું કે 'આ ઝઘડો ધાર્મિક હોવાથી કોઈનો વિશ્વાસ ન કરતાં મેં જાતે ખંભાત જઈ તપાસ કરી છે, અને મુસલમાનો ઉપર ખરેખર જુલમ ગુજારવામાં આવ્યો છે એમ મને માલમ પડયું છે મારા રાજ્યમાં સર્વ લોકો સુખ શાંતિનો સમાન રીતે ઉપભોગ કરી શકે એવી પ્રજાપાલનની સુવ્યવસ્થા રાખવી એ મારું કર્તવ્ય છે' આમ કહીને બ્રાહ્મણો તથા અગ્નિપૂજકોમાંના દરેક સમુદાયના બે પ્રધાનનેતાઓનો યોગ્ય દંડ કરવાની આજ્ઞા આપી"[1] આ ઉપરથી જણાય છે કે સિદ્ધરાજની સમાન દૃષ્ટિના પરિણામે ગુજરાતમાં મુસલમાનોએ પોતાના ધર્મનો પ્રચાર કરવાનો પ્રયત્ન કર્યો હશે, એટલુંજ નહીં, પણ સિદ્ધરાજની પહેલાં કર્ણદેવના વખતમાં નુરૂદ્દીન ઇસ્માઇલીએ ઇસ્લામી ધર્મનો પ્રચાર કરવાનો પ્રયત્ન કર્યો હતો, એમ કહેવાય છે આ નુરૂદ્દીન મૌલા-ઇસ્માઇલી અબદુલ્લાહ સાથે ઈ સ ૧૦૬૭માં ગુજરાતમાં આવ્યો હતો[2]

## સિદ્ધરાજની લોકપ્રિયતા

સિદ્ધરાજ રાત્રીએ લોકોના સુખદુઃખ જાણવા માટે છૂપા વેશે ફરવા નીકળતો, એમ એના વખતમાં મનાતું[3] દાખલા તરીકે એક દિવસ કર્ણમેરૂમંદિરમાં નાટક જોવા જતાં કોઈ એક ચણા વેચનાર સાધારણ વાણીઓ સિદ્ધરાજના ખભા ઉપર હાથ મૂકીને રમતીઆળ ચેષ્ટા કરતો હતો[4] માળવે જતાં વાગહી ગામના પાદરમાં ઉતારો કરીને તે ગામના પટેલીઆઓની પરીક્ષા કરવા માટે સિદ્ધરાજે પોતાની પાલખી સોંપી હતી આ પટેલીઆઓએ સિદ્ધરાજના ગયા પછી પાલખીના બધા ભાગો છૂટા કરી જેમ ઠીક પડે તેમ સાચવી રાખ્યા, અને માળવેથી પાછા ફરતાં સિદ્ધરાજે જ્યારે પાલખી પાછી માગી, ત્યારે તેઓ તેના જૂદા જૂદા કટકાઓ લઈ આવ્યા આ જોઈ આશ્ચર્ય સાથે સિદ્ધરાજે તેઓને હસી કાઢ્યા[5] વળી માલવા જિતીને પાછા આવતાં સિદ્ધરાજે ઊંઝા ગામ આગળ પડાવ નાખ્યો અને પોતાના વિષે લોકો શું ધારે છે તે જાણવાની ઇચ્છાથી તે વેશ બદલીને ગામમાં ફરવા નીકળ્યો ત્યાં પોતાના વિષે લોકોમાં સારી વાતો થતી સાંભળી તેને સંતોષ થયો પછી બીજે દિવસે સવારે બધા મળીને સિદ્ધરાજના દર્શનની ઉત્કંઠાથી રાજમહેલમાં ગયા અને તેને પ્રણામ કરીને સિદ્ધરાજના

---

૧ જુઓ મૂળ જામે-ઉલ-હિકાયત ઇલિયટનો "હિસ્ટ્રી ઓફ્ ઇન્ડિયા" ગ્રંથ ૨, પા ૧૬૩થી ૧૬૪ તથા પ્રસ્થાન પુસ્તક ૯, અંક ૩માં પંડિત ગૌ હી ઓઝાજીનો "સોલંકી રાજા જયસિંહ [સિદ્ધરાજ]" એ નામનો મનનીય લેખ

૨ જુઓ ગુ પ્ર પુ ૯૫, અંક ૧માં "વહોરા કોમની ઉત્પત્તિ" એ નામનો શ્રી રમણીકલાલ દલાલનો મનનીય લેખ, પા ૬૧

૩ જુઓ દ્વયાશ્રય મહાકાવ્ય, સર્ગ ૧૪, શ્લોક ૨

૪ પ્ર ચિ ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી, પા ૧૫૧થી ૧૫૨

૫ એજન, પા ૧૫૩

પોતાના કુમાશવાળા પલંગ ઉપર જ બેસી ગયા, છતાં સિદ્ધરાજે ધીમે ધીમે હસ્યાં કર્યું.[1] આ ઉપરથી જણાય છે કે સિદ્ધરાજની લોકપ્રિયતાના ઉદાહરણરૂપ દંતકથાઓ લોકોમાં કેટલી બધી પ્રચલિત હતી.

## સિદ્ધરાજની યોગ્યતા

સિદ્ધરાજ મહાપરાક્રમી, ઉદાર, રાજનીતિજ્ઞ, બુદ્ધિશાળી અને સર્વ પ્રતિ સમાન દૃષ્ટિથી જોનારો ન્યાયી રાજા હતો. મેરૂતુંગ કહે છે કે સિદ્ધરાજમાં ૯૬ ગુણો હતા, પણ સંગ્રામમાં અસુભટતા અને સ્ત્રીલંપટતા એ બે દોષો હતા, જેથી તેના ૯૬ ગુણો ઢંકાઇ ગયા હતા,[2] પણ જૈન ધર્મના પ્રભાવક કુમારપાળના પરસ્ત્રીસહોદરપણાની પ્રશંસા માટે અને સિદ્ધરાજની નિંદા ખાતર જ આ વચન લખાયેલું હશે, એમ જણાય છે. કારણ કે લડાઇમાં સિદ્ધરાજ અસુભટ નહોતો, એ તો સોરઠ અને માલવા વગેરે દેશો ઉપર મેળવેલા વિજય ઉપરથી દેખાય છે. આ રીતે જેમ સિદ્ધરાજની અસુભટતાની નિંદા ખોટી ઠરે છે તેમ પરસ્ત્રીલંપટટાની નિંદા પણ ખોટી જ હોવાનો સંભવ છે. પછી સિદ્ધરાજ શરીરે ગૌવર્ણનો અને દુબળો હતો તથા તેના કાંડા સુધીના હાથના પહોંચા કાળા હતા, એમ રત્નમાલમાં કહ્યું છે.[3] પણ એ ખરૂં માનવાની જરૂર નથી. વળી જસમા નામની એક રૂપાળી ઓડણ ઉપર સિદ્ધરાજ મોહિત થયો હતો અને તેની સાથે પરણવા માટે તેણે ઘણો પ્રયત્ન કર્યો હતો, પણ જસમા પતિવ્રતા ધર્મથી ચલિત થઈ નહીં. આથી સિદ્ધરાજે ગુસ્સામાં ઓડ લોકોને મારી નાંખ્યા, જેમની ચિત્તામાં જસમા બળી મૂઇ. અને તારા "તલાવમાં પાણી ટકશે નહીં," એવો શાપ આપ્યો.[4] આમ દંતકથા કહે છે. પણ આ દંતકથા બહુ વિશ્વસનીય હોય એમ લાગતું નથી. કારણ કે આ વંશના લેખોમાં કે ગ્રન્થોમાં આ દંતકથાનો એક અંશ પણ નોંધાયેલો મળી આવતો નથી.[5] ટુંકામાં એટલું જ કે સિદ્ધરાજ એક વિશુદ્ધ ચારિત્ર્યવાન અને પ્રજાપ્રિય રાજા હતો.

## સિદ્ધરાજનાં બિરૂદો

સિદ્ધરાજનાં પરમ ભટ્ટારક મહારાજાધિરાજ, પરમેશ્વર, ત્રિભુવનગણ્ડ ત્રણે ભુવનોમાં વીર, બર્બરકજિષ્ણુ–બર્બરકને જિતનાર અવંતીનાથ–અવંતી–માલવાનો સ્વામી, સિદ્ધચક્રવર્તી–સિદ્ધોમાં ચક્રવર્તી જેવો સિદ્ધરાજ ઇત્યાદિ બિરુદો હતાં, એમ સિદ્ધરાજના પોતાના વિ. સં. ૧૧૯૫ના ઉજ્જનના શિલાલેખથી ફલિત થાય છે.[6] વળી આ વંશના રાજા ત્રિભુવનપાલના વિ. સ. ૧૨૯૯ના દાનપત્રમાં પણ સિદ્ધરાજનાં ઉપર્યુક્ત બિરૂદો હોવાનો ઉલ્લેખ છે.[7] પછી જયસિંહનાં આ બિરૂદોમાં છેવટનું બિરૂદ તો એટલું બધું પ્રસિદ્ધ છે કે મોટે ભાગે જયસિંહના નામને બદલે વપરાય છે. અર્થાત્ જયસિંહના નામની પૂર્વે "સિદ્ધરાજ[8] જયસિંહ" એ રીતે

---

૧ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી. પાન. ૧૫૪

૨ જુઓ પ્ર. ચિં. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પા. ૧૯૩

૩ રાસમાલા, ભાગ ૧, ગુ. ભા. દ્વિતીય આવૃત્તિ, પા. ૨૪૧

૪ એજન, પા. ૧૫૮થી ૧૬૨

૫ આ જસમા ઓડણ વિષેની ઐતિહાસિક ચર્ચા માટે જુઓ શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ પ્રકાશિત મારી "પ્રાચીન પાટણ"નામક પુસ્તિકા, પા. ૧૯થી ૨૦ તથા ટિપ્પણ ૪૫

૬ પુરાતત્ત્વ પુ. ૪, અંક ૧–૨, પા. તથા બુ- પ્ર. પુ. ૮૩, અંક ૩, પા. ૩૧૨

૭ ગુ. ઐ. ઉ. લેખો, ભાગ ૨જો, લેખાંક ૨૦૬

૮ જયસિંહને આ સિદ્ધરાજ બિરૂદ કેવી રીતે મળ્યું, એ વિષેની ઐતિહાસિક ચર્ચા માટે જુઓ

પણ વપરાયેલો જોવા મળે છે પછી સિદ્ધરાજ આ વંશના રાજાઓમા પ્રથમ ચક્રવર્તી રાજા હતો તેના રથ ઉપર કૂકડાનું ચિહ્ન હતુ અને તે વિષ્ણુનો અવતાર પણ મનાતો હતો [૧]

## સિદ્ધરાજના શિલાલેખો

સિદ્ધરાજના એક પણ દાનપત્રનો પત્તો નથી પણ વિ સ ૧૧૯૩ના વૈશાખ વદી ૧૪ને ગુરૂવાર,[૨] વિ સં ૧૧૯૫ના જ્યેષ્ટ વદ ૧૪ને ગુરૂવાર,[૩] વિ સ ૧૧૯૫ના અષાઢ સુદી ૧૦,[૪] વિ સ, ૧૧૯૬,[૫] એ રીતે ચાર શિલાલેખો મળેલા પ્રસિદ્ધ થયા છે પાચમો શિલાલેખ વાસવાડા રાજ્યના તલવાડા ગામથી મળ્યો છે, પણ તે ખંડિત છે, જેથી સંવતનો આકડો બરાબર વાચી શકાતો નથી [૬] આ વગર આધુનિક પાટણના 'વિજળકૂવા" નામના એક મહોલ્લાના ન્હાનકડા શિવમદિરની ભીંતમા જડેલા બાણના આકારવાળા પત્થરમા જળવાઈ રહેલો એક ત્રુટિત લેખ મળ્યો છે, જે સહસ્રલિંગ સરોવરના કાઠા ઉપર સિદ્ધરાજે ઉભા કરેલા મહાન્ કીર્તિસ્તભના લેખનો એક અશ છે, એમ મનાય છે[૭] વળી સાભરથી પણ એક શિલાલેખ મળી આવેલો પ્રકાશિત થયો છે[૮] પણ આ લેખની મીતી કઈ છે એ જાણમા નથી

## સિદ્ધરાજના રાજયનો વિસ્તાર

સિદ્ધરાજે ઉત્તરમા લગભગ અજમેર અને નાગોરથી દક્ષિણમા દમણ સુધી, અને પૂર્વમા ભીલસાથી પશ્ચિમે સોરઠમા દ્વારકા સુધી પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો એટલુ જ નહીં પણ અબા અને તારગાની સમીપના પહાડી પ્રદેશમા છૂપાઈ[૯] રહી, સિદ્ધપુરની આસપાસના પ્રદેશમા ત્રાસ આપનાર જગલી ટોળીના સરદાર બર્બરકને હરાવી, કાયમ માટે એ પ્રદેશને નિર્ભય બનાવ્યો, તથા સોરઠ અને માલવાના રાજાઓને કેદમા નાખ્યા એ મહાકાર્ય જયસિંહદેવે જ કર્યું

## સિદ્ધરાજનુ મરણ વિ સં ૧૧૯૯

સિદ્ધરાજના મરણની તારીખ નક્કી કરવા માટે કોઈ સમકાલીન લેખનો પુરાવો મળતો નથી વિ સં ૧૨૦૦ના બાલીના લેખમા "મહારાજાધિરાજ જયસિંહદેવના રાજ્યમા જયસિંહદેવના

---

સવત્ ૧૯૯૪ના 'પ્રજાબધુ"ના દીપોત્સવી અકમા પ્રકાશિત શ્રીયુત રામલાલ મોદીનો લેખ, પા ૧૦ તથા શ્રી ફાર્બસ ગુજરાતી સભા-મહોત્સવ ગ્રથમા શ્રી રા ગ શાસ્ત્રીનો 'બર્બરક એક મીમાસા' એ નામનો લેખ, પા

૧ જુઓ વાગ્ભટાલકાર, સર્ગ ૪, શ્લોક ૮૧ તથા સર્ગ ૨, શ્લોક ૮ની ટીકા

૨ ગુ ઐ ઉ લેખો ભાગ રજો, લેખાક ૧૪૪

૩ પુરાતત્ત્વ પુ ૪, અક ૧-૨, પા તથા બુ પ્ર પુ ૮૩, અક ૩, પા ૩૧૨

૪ આર્કિઓલોજિકલ સર્વે ઓફ વેસ્ટર્ન ઇન્ડિયા ન ૨, એપેન્ડિક્સ પૃ ૧૩

૫ બુ પ્ર પુ ૨૭, અક ૮, પા ૧૭૭ તથા ઇન્ડિયન એન્ટીકવરી ગ્રથ ૧૦, પા ૧૫૯

૬ જુઓ પ્રસ્થાન પુ ૮, અક ૩, પા ૧૭૬ ઉપર શ્રીયુત ગૌ હી ઓઝાજીએ કરેલી તલવાડાના લેખની નોધ

૭ જુઓ શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ પ્રકાશિત મારી "પ્રાચીન પાટણ" નામક પુસ્તિકા, પા ૨૨થી ૨૫ તથા પ્રસ્થાન પુસ્તક ૧૨, અક ૫, પા ૨૯૪થી ૨૯૫

૮ ઇન્ડિયન એન્ટીક્વરી, ડાસેમ્બર ૧૯૨૮નો અક પા ૨૩૪

૯ જુઓ ભારતીય વિદ્યા, હિન્દી-ગુજરાતી ત્રૈમાસિક, વર્ષ ૧, અક ૧મા પા ૯૭ ઉપર પુરાતત્ત્વચિંતક મુનિશ્રી જિનવિજય એ "બર્બર ઔર ગ્રેચ્છ"નામના લેખમા કરેલી સપાદકીય નોધ.

સામંત મહારાજ આશ્વાક–આશરાજના તાબાના કોઈ માણસે દાન આપ્યાની નોંધ છે.[1] પણ એ લેખની તારીખમાં કાંઇક ગડબડ થઈ હોય, એમ જણાય છે. કારણકે ૧૨નો આંકડો તો મુદ્દલે વંચાતો જ નથી. માત્ર ૦૦ વંચાય છે. એટલે એ લેખના આધારે સિદ્ધરાજ વિ. સં. ૧૨૦૦ સુધી જીવતો હતો એમ માનવું મુશ્કેલ છે. પછી વિચારશ્રેણીમાં સિદ્ધરાજના મરણની તારીખ વિ. સં. ૧૧૯૯ના કાર્તિક સુદ ૩ આપી છે.[2] અને વિ. સ. ૧૧૯૯માં માઘ સુદ દસમી ગુરુએ મંડલીપુરિ(માંડલ)મા કુમારપાલના રાજ્યમાં પ્રાકૃત સુ. પાર્શ્વનાથનું ચરિત્ર લક્ષ્મણગણિએ રચ્યું હતું એવો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે.[3] આ ઉપરથી જણાય છે કે સિદ્ધરાજનું મરણ વિ. સં. ૧૧૯૯ના માઘ માસ પહેલાં જ થયું હોવું જોઇએ. (ક્રમશઃ)

# "૧૯૪૧ ના ગૂજરાતી વાઙ્મયની સમીક્ષા."

## ફેરફાર અંગેની સૂચના.

'ગુજરાત સાહિત્યસભા' તરફથી દરવર્ષે કરાવવામાં આવતી ગુજરાતી સાહિત્યની સમીક્ષા માટે આ વર્ષે જે વ્યવસ્થા થયેલી છે, તેમાં નીચે મુજબનો ફેરફાર કરવામાં આવ્યો છેઃ

**વિભાગ ૨:—**

વિષયો (૧) નિબંધ.
(૨) વિવેચન
(૩) જીવનચરિત્ર
(૪) ધર્મ, તત્ત્વજ્ઞાન
(૫) ઇતિહાસ–પુરાતત્ત્વ
(૬) ભાષાશાસ્ત્ર
(૭) કેળવણી
(૮) બાળસાહિત્ય
(૯) પ્રવાસ

**સમીક્ષકઃ—**

શ્રી. યશવંત શુકલ અમદાવાદથી મુંબઇ રહેવા ગયેલા હોવાથી તેમનું સરનામું આ પ્રમાણે ફેરવાયું છેઃ—

'શ્રી. યશવત શુકલ,
ચિલ્ડ્રન્સ એકેડેમી,
૧૫, મેથ્યુરોડ, ગિરગામ,
મુંબઇ—૪.'

**વિભાગ ૩:—**

વિષયો—વિજ્ઞાનની બધી શાખાઓ.

**સમીક્ષકઃ—**

શ્રી. વિજયલાલ ક. ધ્રુવનો સ્વર્ગવાસ થવાથી તેમની જગાએ શ્રી. ધનજીભાઇ ફકીરભાઇને સમીક્ષક નીમવામાં આવ્યા છે. સરનામુંઃ—

'શ્રી. ધનજીભાઇ ફકીરભાઈ.
કલ્યાણ સોસાયટી,
એલીસબ્રીજ, અમદાવાદ'

દરેક પ્રકાશક તથા લેખકને આગ્રહપૂર્વક વિનંતિ કરવાની કે તેઓએ વિભાગ નં. ૨ તથા ૩ સાથે સંબધ ધરાવતા પોતાના પ્રકાશનો અને કૃતિઓ ઉપર જણાવેલાં નવાં સરનામાઓ ઉપર મોકલી આપવાં નોંધ લેવી.

માનદ મંત્રી
**ચૈતન્યપ્રસાદ દીવાન.**

---

૧ જુઓ એપીગ્રાફિયા ઇન્ડિકા ગ્રં. ૧૧, પા. ૩૩ તથા ભારતકે પ્રાચીન રાજવંશ, ભા. ૧, પા. ૨૯૨થી ૨૯૩

૨ વિચારશ્રેણી તથા કુમારપાલ પ્રબધ ગુ. ભા. પા. ૮૬ ઉપર કુમારપાલના રાજ્યાભિષેકની તારીખ વિ. સં. ૧૧૯૯ના માર્ગશીર્ષ વદ ૪ આપી છે.

૩ શ્રીયુત મોહનલાલ દલીચદ દેસાઈકૃત "જૈન સાહિત્યનો ઇતિહાસ" પા. ૨૭૫

૫ વસાવા પહાડવી, વળવી, નાયક.
૬ કોટવાળીઆ વીટામીઆ, થોરીઆ.
૭ કાથુડીઆ હેલમ, જાડુ, પવાર, સિંધી.[૨૫]

આ કુળો રાનીપરજની જે તે કોમના જથ્થા બંધાયા હશે તે પરથી થએલાં હોવાનું જણાય છે. રહેઠાણના સ્થળ પરથી પણ જે તે જથ્થાઓનાં નામો પડયાં હોય એમ લાગે છે. ચોધરામાં 'વલવાડા', દુબળામાં 'દમણીઆં', અને 'નરડા' કુળો, એ ગામોનાં સૂચક છે, તેમ જ જથ્થાઓના ધંધા પરત્વે પણ કુળના નામ પડયાનું અનુમાન થાય છે; જેમકે વણજારીઉં', વાંસફોડીઉં', વગેરે.

**જાગીરો**

દક્ષિણ ગુજરાતમાં રાનીપરજની જુજ જાગીરો અને સ્વતંત્ર સત્તાવાળી ઠકરાતો પણ હજી હસ્તી ધરાવે છે.

જંગલભર્યા આખા ડાંગના વિશાળ પ્રદેશની હકુમત અંગ્રેજ સરકારે લઇ લીધી છે, તેમ છતાં લિંગોટીને અપનાવી રહેલા, સરકારમાંથી સાલીઆણા મેળવતા, ડાંગના નાયકોની, દફતરે લખાતી, "સરકારો" હજી ભૂંસાઈ નથી.

રાજપીપળા સંસ્થાનની હકુમત નીચે સાગબારા અને વાડી સંસ્થાનોના ધણી વસાવા જાતિના છે.

ગાયકવાડ સરકારના નવસારી પ્રાંતના સોનગઢ તાલુકાના ટોકરવાની જાગીરી વસાવાઓની છે અને મહુવા તાલુકામાં નળધરાની જાગીરીની સનદોના માલિક ચોધરા કોમના છે.

વાંસદા રાજ્યની સરહદે લાગેલા સુલચાણા સસ્થાનના સંસ્થાનિક નાયકા કોમના છે, અને તે જ મુજબ રાજપીપળા, સાગબારા ને નવસારી પ્રાંતના સોનગઢની સીમાને અડેલાં રાયસીંગપુરા, સીંગપુર અને ચીખલી–ગંગથાની મોટી જાગીરોના માલિક વસાવા ઠાકોરો છે. આ ઠાકોરો 'સરકાર'ના નામથી ઓળખાય છે; જેમકે:—ગગથા સરકાર, નાલા સરકાર.

---

## વિભાગ ત્રીજો

આ વિભાગમાં રાનીપરજની જૂદી જૂદી કોમોનાં ગીત, વાતો અને ભવાઇના એક પ્રસંગને નમૂના દાખલ ઉતારીએ છીએ. કઠાગ્રે જીવતા, એ પ્રજાના સાહિત્યનો જથ્થો પણ નાનો નથી. એટલે એવો સંપૂર્ણ સંગ્રહ તો પરિશ્રમ વિના થઈ શકે નહીં. અહીં આપવામાં આવેલા નમુના એ પ્રજાના લોકસાહિત્યમાં રજુ થતા માનસનો પરિચય કરાવવા પૂરતા છે. પ્રથમ એમનાં ગીતસંગ્રહમાંથી થોડા નમુના રજુ કરીશું.

### (૧) લીંબડો ભીલ

રાનીપરજ પોતાના નાયકોની સાહસકથાની લાવણીઓ લલકારે છે. એવી એક સાહસકથા લીંબડા ભીલની વાવણીમાં રહેલી છે. મેવાસી ભીલ પ્રજામાં આ ગીત જળવાયલું છે:—

"રાજપીપળાનો ગઢ વાંકો રે ચૂંકો,
ગઢ ગુજરાતનો ઝાંપો જી રે;
સોળ સોળ રાણીઓનાં ઘરેણાં લીધાં,
તોયે રાજાએ ન જાણ્યું જી રે.

---

૨૫ દલિત–કોમ પત્ર, પુ. ૧ સન ૧૯૩૭

દારૂડા પી ને ગજા રે સુતો
 મહેનમા ખાતર દીધુ જી રે,
રાજાને જમવાની સોનાની થાળી,
 તે 'લીંબડો' લઈ નાઠો જી રે
આગળ પાછળ આરઓ ચાલે,
 વચમા 'લીંબડો' ચાલે જી રે,
ત્યાથી રે 'લીંબડો' ઠમકે નાઠો,
 આવી રીયો હુરસદ માતા જી રે
હુરસદ માતા ! તને પાયે લાગુ,
 સવામણ તેલ ચઢાવુ જી રે
ત્યાથી રે 'લીંબડો' ઠમકે નાઠો,
 આવી રીયો ઢીક હનુમાનજી રે
ઢીક હનુમાન ! તને પાય રે લાગુ
 સવા મણ તેલ ચઢાવુ જી રે
ત્યાથી રે 'લીંબડો' ઠમકે નાઠો,
 આવી રીયો રસુલા ગામે જી રે
રસુલા ગામના ઈમામ શાહી,
 ધોળી ધજા ચઢાવુ જી રે
ત્યાંથી રે 'લીંબડો' ઠમકે નાઠો,
 આવી રીયો જેસલપોર ગામે જી રે,
જેસલપોર ગામના ઝાઝા રે કોળી
 ત્યાથી રે 'લીંબડો' ઠમકે નાઠો,
 આવી રીયો પીપચા ગામે જી રે,
પીપચા ગામના પટારીવા મગાવો,
ખડીઓ લઈ કાગળ લખી રે મોકલે—
 રૂઢના પડિનો પગ જી રે,
 સારસ પાચસે કામઠા લઈને,
મારી ઠુમકે આવજો જી રે
ખડીઓ લઈ કાગળ લખી રે મોકલે,
 માડવા ગામા ઉપર જી રે
 ચારસે પાચસે ચારજ લઈને,
 મારી ઠુમકે આવજો જી રે
એક દોઢીમા દારૂના બાટલા
 બીજી દોઢીમાં ગાડીઓ જી રે
ગાયુ વઢાવીને કરી આવેરી,
 કોઈ ઉપાડીઆ પેટીમાં જી રે
માંડવા ગામના ગજપૂતો મૂઆ,
 નીરીઉ રડાઉ જી રે

ત્યાંથી આરબની બેરખીઓ ડુબી,
નીકળી ફોરલના આરે જી રે,
ફોરલ ગામનો દુધીઓ ભંગીઓ,
ખરે ખંખારે ઉભો જી રે.
લોઢું લાકડું પડતું રે મૂક્યું;
નગદ નાણું લીધું જી રે.
ફોરલ ગામનો તજમલ ગોંસાઈ,
બચકો લઈ ને નાઠો જી રે.

આ 'લીંબડો' ભીલ ક્યારે થઇ ગયો, એ જાણવા મળતું નથી, પણ આ ગીતમાં કરેલા ઉલ્લેખ પરથી એમ જણાય છે કે રાજપીપળાની ગાદી જ્યારે જૂનારાજ તરીકે ઓળખાતા રાજપીપળામાં હતી, તે સમયે આ બનાવ બન્યો હોવો જોઇએ. કારણ ગઢમાં ચોરી કરીને છટકી જઈ તે હરસદી માતાએ આવે છે. આ માતાનુ સ્થાનક નાંદોદ(હાલનું રાજપીપળા)માં છે. તેમજ 'ઢીક' હનુમાનનું સ્થાન પણ નાંદોદના જ વૈદ્યનાથ મહાદેવ પાસેના હનુમાનનું સ્થાનક હોવું જોઇએ; કારણ તે હનુમાનને ભીલો પોતાના દેવ તરીકે માને છે.

રાજપીપળેથી વિ. સં. ૧૭૭૧ પછી ગાદી ખસી, નાંદોદ આવી છે, એટલે લીંબડા ભીલનો પ્રસંગ ઓછામાં ઓછો સવા બસો વર્ષ પહેલાંનો હોય એમ લાગે છે.

### દુબળા કોમનું એક ગીત

છાણ નાંખવા જેઈ, મૂઓ વાંહે દોઇડો આવે રે,
હરકાટીને[1] કાઇઠો, મૂઓ હું'ઈ હું'ઈ રડે રે.
હારેક કરીને ઘેર આવી ઓટલીએ બેઠી રે
'માય' 'માય' કરી પાસે આવી, આવી ખોડર[2] બેઠો રે.
છાણાં વણવા જેઈ, મૂઓ વાંહે દોઇડો આવે રે
ફેરવી ટોપલો માઇરો, મૂઓ હું'ઈ હું'ઈ રડે રે.
પાણી ભરવા જેઈ, મૂઓ વાંહે દોઇડો આવે રે
ફેરવી દોરીએ,[3] માઇરો, મૂઓ હું'ઇ હું'ઇ રડે રે.
રોટલા ઘડવા બેઠી, મૂઓ રોટલો રોટલો કરે રે,
અરધો રોટલો આઇલો, મૂઓ હું'ઇ હું'ઈ રડે રે.
આખા રોટલા સારૂ, મૂઓ હું'ઈ હુંઈ રડે રે.
ચાનકી રોટલો આઇલો, મૂઓ ખિલખિલ ઓહે[4] રે

દુબળાની સ્ત્રીઓને ધણીઆમાને ત્યાં કામ કરવા જવું પડે છે તેને "હારેક" કરવા જવું કહે છે. આ રીતે કોઈ દુબળાની સ્ત્રી કામ કરવા જાય છે ત્યાં માની પૂંઠ પકડી તેનો છોકરો જાય છે. તેને મા મારે છે અને આખરે રોટલો આપી, તેનું રડવું શાંત કરે છે, તેનું આ વર્ણન છે.

( ૧ )

### ચોધારા કોમનાં લગ્નનાં ગીત

ગોવાલ દેવની છોકરી પણે[5] કે કેજો હેંજો
પણે તેવી પણવા દે જે, ,, ,,
ગોવાલદેવે નોતરાં મેલ્યા, ,, ,,

---

૧ ધમકાવીને, ૨ પડખે આવીને, ૩ માટીનો ઘડો, ૪ હસે, ૫ પણે=પરણે.

મેલે તેવા મેલવા દેજો, „ „
ચોકીદેવની છોકરી પણે, „ „
પણે તેવી પણવા દેજે „ „
ચોકીદેવના નોતરા મેલ્યા, „ „
મેલે તો મેલવા દેજો „ „

(૨)

છોગીને ઘેર ભેમોડા[1] ધોવી[2] ગ્યા રે
શિવગાજ વાગે વાકળ
છોગીને ઘેર ગધડી[3] ધોવી ગ્યા રે
શિવગાજ વાગે વાકળ
સુરજ ઉગ્યા રે જતીબેન, ઊંઘી કેમ ગ્યા રે
શિવગાજ વાગે વાકળ

### ગામીત કોમનું એક ગીત

સોગકારી ચાર્યા[4] ભોગ, હાદહે મા જુનાવીઆ
જાહુ કાળા મેલુવાડી, ચેઉડા મા „
સોગકારી દોતણા દોલા[5] હાદહે મા ,
જાહું કામા સેલુવાડી, ચેઉડા મા „
સોગકારી ભાતા[6] છડા, હાદહે મા „
જાહું કામા સેલુવાડી, ચેઉકા મા „
મગકારી ભાત ભગ, હાદહે મા „
જાહું કાયા સેલુવાડી, ચેઉડા[7] મા „

આ ગીતમાં ગામીત કોમની કોઈ યુવતીને સરકારી વેઠ કરવા જવું પડે છે, તેનું વર્ણન છે યુવતી કોઈ જુવાનીઆને આ વેઠ પૂરી કરી આવી મળવાની ખાત્રી આપે છે

### કુકણા કોમનું એક ગીત

સારળ[8] કિલા, કિલા કમ ઢળ વછછછ
એ કિતા વરી ઉભી કશી રાહુ „
સારળમા ચોલી ઝાલી, ચોગી કશી ઝાલી, વછછ
સોનગઢ કિલા, કિલા કસ ઢળ વછછછ
એ કિલા વરી ઉભી કશો રાહુ „
સોનગઢમા ચોરી ઝાલી ચોરી કશી ઝાલી „

આ પ્રમાણે જ રૂપગઢ અને વાંસદાના કિલ્લાઓનાં નામે પણ બોલવામાં આવે છે

### વાતોના નમુના

( ૧ )

એક વખત એક રાજાની કુંવરી સોનાની મુપડી અને માંબેશી લઈ રમતી હતી. એવામાં એક ભૂત ત્યાં આવી પહોંચ્યો તેણે રાજકુંવરીની સોનાની મુપડી અને માંબેશી

---

૧ ભેંસ ૨ રોવડુ ૩ ગધેડી ૪ પાયગાંતા ૫ દળવું ૬ ડાંગર ૭ આવવું
૮ સાલભ-સાલ્હેરનો, બાગલાણના કિલ્લાના નામથી ઓળખાતો પ્રસિદ્ધ કિલ્લો સાલ્હેર, સોનગઢ અને રૂપગઢ એ ત્રણે કિલ્લાઓ નવસારી પ્રાન્તના સોનગઢ તાલુકામાં આવેલા છે

ઉડાવી દઇ, વાવમાં નાંખી દીધી. કુંવરી આથી રડવા લાગી. એટલામાં હાટ ભરવાને કોઇ વાણીઓ ત્યાં આવી ચઢયો. એટલે કુંવરીએ તેને વાવમાંથી સુપડી અને સાંબેલી કાઢી આપવા કહ્યું. પણ વાણીયે કહ્યું: જો તું મારી સાથે લગ્ન કરે તો કાઢી આપું.

આ પછી એક વહોરા આવ્યો. તેને પણ તેણે એમ કહ્યું, એટલે વહોરાજીએ પણ કુંવરી તેની સાથે લગ્ન કરે તો કાઢી આપવા જણાવ્યું. પીઠું લઈને પારસી આવ્યો. તેની સાથે એમ જ વાત થઇ. એટલામાં ઢેડો આવ્યો. તેની સાથે પણ એમ વાત થઈ. કુંવરીએ પરણવાની હા કહી. ત્યારે ઢેડાએ કહ્યું કે પહેલી લગ્ન કર, પછી કાઢી આપું. રાજકુંવરીએ તેની સાથે લગ્ન કર્યાં આ વાતની ખબર રાજાને પડતાં તેણે લશ્કર મોકલી ઢેડા અને રાજકુંવરીને પકડી મંગાવ્યાં.

રાણીને આ વાતની જાણ થઈ એટલે તેણે જમાઈને આવીને કહ્યું: "જમાઇ! જમાઇ! જાગતો સુજે, અને દીવો સળગતો રાખજે, નહીં તો તારૂં મોત થશે."

પણ જમાઈએ આ વાતમાં વિશ્વાસ ન કર્યો, ને ઊંઘી ગયો, અને રાજાએ તેને મારી નાંખ્યો. એટલે બીજા ઢેડાઓ છોકરીને ઉઠાવી નાસી ગયા. છોકરીને લઈ જઈ ઝાડ પર છૂપાવી દીધી.

આ બીનાની ખબર પડતાં રાજાએ કુવરીની શોધ કરવા કુતરા છોડયા. આ કુતરા છોકરી જે ઝાડ પર હતી તેની નીચે આવી ઉભા રહ્યા. આ જોઇ છોકરીએ કુતરાઓને કહ્યું: જો તમો મારા ધણીને જોવા દે તો પગના તોડા આપું, ગળાનો હાર આપું, કંકણ આપું."

પણ કુતરા કહે બળ્યું એ તમારૂં. આ પછી છોકરીએ કહ્યુ: 'પગનાં પગરખાં આપું.' ત્યારે કુતરા કહે: આપ જોઈએ. એટલે છોકરીએ પગની મોજડી નાંખી. જેવી મોજડી મળી કે કુતરા તે ખાવા લાગ્યા. એટલે ઝાડ પરથી તે ઉતરી નાસી ગઈ અને મસાણમાં જ્યાં પોતાના ધણીની ચેહ બળતી હતી ત્યાં આવી, તેમાં પડી બળીને ભસ્મ થઇ ગઇ.

બીજા ઢેડાઓ ત્યાં હતા તેમણે આ જોયું. તૂર વગાડવાનું ફેંકી દઈ, તેઓ પણ નાસી ગયા.

( ૨ )

એક કોટલાલીઓ હતો. નદીના ભાઠામાં લાકડાના ચાર ઠોયા ખોસી, ઉપર જંગલી બરૂ છાયી નાનો સરખો માંડવો બનાવી, તેની સ્ત્રી સાથે તે રહેતો હતો. સાધારણ મહેનત-મજુરીમાંથી થોડા પૈસા બચાવી, તેણે બૈરીને કાપડું સીવડાવ્યું હતું.

રહેવાને માટે દીવાલો વિનાનો બરૂનો માંડવો અને બૈરીને સારૂં કાપડું કરાવવાથી એની કોમમાં ભારે ચિકાશવાળો ગણાતો હતો.

શીઆળો બેઠો ને ઠંડી પડવા લાગી. તાપણું કરી, આ ધણીધણીઆણી ટાઢ ઉડાડવા લાગ્યાં. એવામાં એવું બન્યું કે એક રાતના કકડાવીને ઠંડી પડી. તાપણાથી પણ એમની ટાઢ ન વળી. ઓઢવાનુ તો કંઈ હતું જ નહી. પણ મુશીબત હંમેશાં નવો રાહ બતાવે છે. કોટવાલીઅણે કાપડું કાઢયું અને તેની એક બાંયમાં ધણીએ ને બીજી બાંયમાં ધણીઆણીએ હાથ ઢાંકયો. આમ રાત વીતી સવાર થયું. સૂરજ નીકળ્યો ને તાપ પડવા લાગ્યો, એટલે કુદરતના આ ગોદડાની હુંફે બેસી, રાતની સખત ઠંડીની વાતો ધણીધણીઆણી કરવા લાગ્યાં.

બાઈ કહે કે આપણા પાસે તો કાપડું હતુ તે રાતના ઠીક થયું, ત્યારે તેનો ધણી કહે, એ વાત તો ખરી, પણ આપણી પાસે આટલું સાધન હોવા છતાં ટાઢે ઠુઠવાયાં, તો બીચારાં ગરીબગરબાંની શી વલે થઈ હશે?

( ૩ )

ઢોલીઆ-ઉબર ગામે એક ભગત રહેતો હતો તે દેવમોગરાની જાત્રાએ જવા નીકળ્યો ગામનો વસાવો પણ ભગતની સાથે જોડાયો જંગલો વટાવતા બે જણ પગપાળા જવા લાગ્યા દહાડે ચાલે ને રાત પડવા વખત થાય ત્યારે જે ગામ આવે તેની છાપરી પાસે તાપણું કરી-પડાવ નાખે

એક ગામે કોઈ છાપરીની પાસે તેઓ રાત ગાળવા થોભ્યા છાપરીમા કોઇને ઝાડા છૂટી ગયા હતા તે બંધ થતા ન હતા આગણે ભગત આવેલો જાણી, છાપરીવાળાએ જાણ્યુ કે તે કાંઈ દવા જાણતા હશે, એટલે તેને દવા બતાવવા કહ્યુ ભગતે પોટલી છોડી નેપાળો વાટીને ગોળો કરી આપ્યો દર્દીને ખવરાવ્યો પછી દર્દી મરી ગયો છાપરીવાળો એકલો હતો, એટલે એને બાળવા લઈ જવાની આપદા હતી આથી ભગતે વસાવાને મદદે મોકલ્યો લાશ લઇ જનારે વસાવાને માથા તરફ રાખ્યો પછી ભગત અને વસાવો બીજે ગામ ગયા ત્યા પણ આમ જ બન્યુ, ને વસાવાને લાશને મસાણે પહોચાડવામા માથા તરફ ખાંધ માગવી પડે

આ પછી ત્રીજે ગામ ગયા, ત્યા ભગત પાસે કોઇ દવા લેવા આવ્યુ એટલે પાસે બેઠેલો વસાવો તરત જ બોલી ઉઠયો "ભગત ! તારે દવા આપવી હોય તો આપજે, પણ હવે હું લાશને માથા તરફ ખાંધ નહીં મારૂ"

( ૪ )

ભવાઇનો એક પ્રસંગ

( સન ૧૯૩૬ના જાન્યુઆરી માસની શરૂઆતના એ દિવસો હતા હું ઉમરપાડાના જગલ વિભાગમાં ગયો હતો ઠડી કકડાવીને પડતી હતી કાદવાલી ગામે સેકડો ભીલો એકઠા થયા હતા કોદરાનુ કુટાર બીછાવી, તેમણે પથારીઓ બનાવી હતી અગની પીઠોડીનું પાથરણું કુટાર પર પાથરી, ગરીબના ગોદડા તરીકે લેખાતા આગના તાપણા જમાવી, તેઓનો જંગી પડાવ પડયો હતો

રાતના સુસવાતા હીમાળુ પવનમા સેકડો નર-નારીઓ તાપણાઓની ફરતે ભવાઈના પ્રયોગ જોવા બેસી રહ્યા હતા રાયથાના વસાવાઓ ભવાઇ અને નાચ માટે જાણીતા છે, ને રાયથાવાળા જ આજે ખેલવા આવ્યા હતા

વીસેક જણની તે મડળી હતી તેમાનું કોઈ જ ભણેલું ન હતુ નજીકના રેલ્વે સ્ટેશનથી ૪૦-૪૨ માઈલ દૂરના ગામેથી તેઓ આવેલા હતા તેમનો નાયક બુઢ્ઢો હતો આ વીસ જણમાથી બે માણસોએ માત્ર ગાડીના ખુલ્લા ડબ્બામાં બેસી પાચ માઈલની આગગાડીની મુસાફરીનો અનુભવ લીધો હતો ત્રણ જણે નાની ગાડી ચાલતી જોઇ હતી તેમના નાયકને રેલગાડીને બદલે પગપાળા મુસાફરી કરવાનો યોગ મળેલો આમ છતા મધરાત નમતા જ્યારે તેમણે પોતાનો નાટ્યપ્રયોગ પૂરો કર્યો ત્યારે જે માણસોએ બહાનો એકડો પણ ઘૂટયો ન હતો નવીન જગત અને વિશાળ વસતિનો જેમને પરિચય ન હતો તેમણે કરેલી વસ્તુ જોઈ હું મુગ્ધ થઇ ગયો ત્યારે મને લાગ્યુ કે આ રીતે હજારો વર્ષ પૂર્વે ભારતને ધર્મ-મદિરેથી ભગવાન બુદ્ધની પ્રતિભા પ્રસરી હશે એ નાટ્ય-પ્રયોગની વસ્તુ ટુકમા રજુ કરૂ)

પ્રથમ કવિઓ મગળાચરણ કરવા આવ્યો ભીલોરી બોલીમાં તેણે જે ગીત લલકાર્યું તેનું ભાષાંતર નીચે મુજબ છે –

"દુનિઆમાં પાપ વધ્યુ રે ભાઈ ! પાપ વધ્યુ
ને ભગવાન વિચારમાં પડ્યા.

તેણે વિચાર્યું લોકને સુખી કરવા મારે મનખ મોકલું.
'દયા' નામની માટી મંગાવી, 'ભલાઈ' નામનો કોલ કર્યો,
ને માણસ ઘડયું રે, માણસ ઘડયું.
તેણે આવી ધરતી ખેડી, દાભડો ખોદ્યો–દાભડો ખોદ્યો,
આંબો રોપ્યો ને આંબો મોહર્યો રે મહોર્યો.
એ મનખ તે કોણ રે કોણ?

એટલે બીજા નટો બોલી ઉઠ્યા? "એ મનખ તે ગાંધી રે ભાઈ: ગાંધી!"

આ તળપદી રચનામાં રહેલી ધરતી ખેડવાની અને દાભડા જેવી હઠીલી જડોને ઉખેડવાની ભવ્ય કલ્પના પાછળ રહેલા શ્રમ અને રહસ્યને ગામડાની જનતા સારી રીતે સમજી શકે. આમ મહાત્મા ગાંધીને નામે પ્રયોગની શરૂઆત થઇ. એ પ્રયોગમાં ઘટાવેલી વસ્તુ નીચે પ્રમાણેની છેઃ–

જંગલમાં એક સુન્દર નાનકડું ગામ છે. ગામને પાદરે નીતર્યા જળ લઇને વહેતી પહાડી નદી હતી. સીમાળમાં ખેતીના મોલ લહેરાતા. સૌ સુખી હતાં.

ત્યાં પીઠાવાળો આવ્યો. તેણે મોટો વાડો રાખ્યો ને નાચણાં પાડવા માંડયાં. લોક ખેતરને બદલે ત્યાં ભેગુ થવા માંડયુ. ખેતી બગડવા લાગી. એવામાં એક થેલો લઈ શેઠ આવ્યો. વસાવાની ઓટલીએ તેને ઉતારો આપ્યો; ગામે અનાજ આપ્યું. તેણે મીઠામરચાની દુકાન કાઢી. તેણે કોપરૂં ને દાળીઆ આપી કપાસ લીધો. વસાવાની ઓટલી છોડી, ઘર બાંધી ગાદી થાપી. લોકને પૈસા આપ્યા ને જમીનો લીધી. પૈસા લઇ લોક પીઠે પૂરા કરવા લાગ્યા.

ગામમાં એક માણસ વરજેલો હતો. તેની પાસે મોટી જમીન હતી. શેઠે એક વાંગરીઓ–લબાડ શોધી કહાઢયો. પીવાનું અને થોડા પૈસા તેને આપ્યા ને વરજેલાને પીતો કરવાનું કામ સોંપ્યું. વાંગરીઆએ બીડું ઝડપ્યુ ને કેટલીક મહેનત પછી "નાત બહાર" ન થવું પડે, એ સારૂ વરજેલાએ દારૂની છાક લીધી, ત્યારથી તે પણ લતમાં પડયો. જમીન શેઠને ત્યાં જવા લાગી, પણ હજી બીજાઓ જમીનના માલિક મટી, શેઠની ખેતીના મજુર બન્યા હતા. એવી સ્થિતિ આ માણસની થઇ ન હતી.

શેઠે વાંગરીઆને બોલાવ્યો અને પેલાને જો સારી દેખાવડી બૈરી મેળવી આપે તો રૂા. પચ્ચીસ આપવાની લાલચ આપી, પીવાનું આપ્યું. પાનબીડી ખવરાવી, વાંગરીઆએ એ ઘાટ પણ પાડયો. પણ કન્યાને દહેજમાં આપવા માટે એ ખેડૂત પાસે પૈસા ન હતા. એટલે કોઇનું ઘર મંડાતું હોય તો ભલાઇ કરવા શેઠે ખેડૂતની જમીન સાનમાં લખી લઈ પૈસા ધીર્યા.

લગ્નની જાન ગઈ, વેવાઇને આગણે લગ્નનું નાચણું પડયું. દારૂનું પીપ ઠલવાયું. સૌ પીને નાચવા લાગ્યા. વાંગરીઆએ થોડું જ પીધું. વરકન્યા પણ ઉપરાણે લગ્નની ગાંઠવાળી નાચના 'ચારા' ખેલવા લાગ્યાં. વાંગરીઓ પણ ખાધે ઉપરાણું નાંખી, કન્યાની પાછળ પાછળ ખેલવા મંડયો.

નાચ અને નશાના તાનમાં સૌને ગુલતાન બનેલાં જોઇ વરકન્યાની વચમાં વાંગરીઓ ભરાઈ ગયો. કન્યાને પાલવેથી વરની ઉપરણાંની ગાંઠ છોડી, પોતાના ઉપરણા સાથે વાળી લીધી ને ધીરે ધીરે નાચનો ચારો ફેરવતાં ફેરવતાં વાંગરીઓ કન્યાને લઈ નાસી ગયો.

કેટલીક વારે કન્યા ને વાગરીઓ બન્ને ગુમ થયાનું જણાયુ સૌ જાનૈયા ભોઠા પડયા ને ખીજવાયા વાગરીઆનો ન્યાય કરવા તરત જ પચ મળ્યુ વાગરીઆને બોલાવ્યો ને તેણે 'ગુનો' કર્યો છે કે નહીં, તે પૂછયુ ત્યારે વાગરીઓ કહે કન્યા લઇ ગયો છુ, એ વાત ખરી, પણ એમા મે શો 'ગુનો' કર્યો છે ?

જૂઓ, પેલો પીપડુ લઇને પીઠાવાળો આવ્યો, તેણે આપણા પૈસા અને અક્કલ બેય લઇ લીધા આ કોથળો લઈ શેઠ આવ્યો તેણે બધાની જમીન લઈ 'નાગા' કર્યા છતા એમણે 'ગુનો' નથી કર્યો, તો પછી હુ તો એક બૈરી લઈ ગયો તેમા મે શો 'ગુનો' કર્યો ?

પચ વિચારમા પડી ગયુ એવામા એક ભગત આવ્યો તેણે કહ્યુ દુનિયામા ભલાઇ કરવા એક દેવ આવ્યો છે તેના કહ્યા પ્રમાણે ચાલી લોક સુખી થઇ ગયુ દયા તેના દિલમા છે, લોક એને **મહાત્મા ગાધી** કહે છે પછી ભગત ભજન ગાય છે એટલે પચ પીઠા અને શેઠને બારણે ન જવાનો ઠરાવ કરે છે, અને વાગરીઓ બૈરી પાછી આપે છે

આ બધુ મહાત્મા ગાધીના પ્રતાપે થયુ એ વાકયો સાથે આ ભવાઇનો પ્રયોગ પૂરો થાય છે

---

# વિભાગ ચોથો

## રાનીપરજના શબ્દોનો સગ્રહ

આ વિભાગમા રાનીપરજની જૂદી જૂદી બોલીઓમાથી તારવેલા શબ્દોનો નાનો સગ્રહ આપવામા આવ્યો છે એ સગ્રહ સમ્પૂર્ણ તો નથી જ, પણ એ દિશામા થોડુ પણ કામ થતુ હશે તો ભવિષ્યમા કોઈ પૂરૂ કરશે, એમ સમજી ૮૨૫ ઉપર શબ્દનો સગ્રહ અહીં રજુ કર્યો છે સરળતા ખાતર સગાઈવાચક શબ્દોની યાદી પ્રથમ મૂકી છે

### સગાઈવાચક શબ્દો

| | | | |
|---|---|---|---|
| બાપ | બા, આમા, આતો, બાહ, આભા | જમાઇ | જવાહા, જાવહા, જવાઈ |
| મા | પાહ, યાલી, આયા, આઈડી | ઘર જમાઇ | ખધાડીઓ, અહરીઓ |
| મા-બાપ | ઓહુજી—આજી | દાદો | બહા, ઘડો આબો, મોટો આતો ઘરડો બાહ, ડોવર-બાહ |
| બહેન | બોહી બાઈ, બાય | સાળો | હાલોહો, ભાવડ |
| દીકરો | પોહો, લેકુસ | બનેવી | પાવડીઓ ભાવડીઓ |
| દીકરી | પોહી | નણદ | નોન્દો, બાજ, હાળહી, બહનીસ્ |
| ધણી | માટી, માટડો, ગોહો | જેઠાણી | નાડી, બાઇ, વહુસ્ |
| કાકી | કાકી, કાકીસ, જીજી | માસી | જીજી, આજલી, કાકી |
| ફૂઓ, મામો | મામો, મામાસ્ | વહુ | નાડી |
| ફોઈ, મામી | મામી, ફૂઈ | મરદ | બાહલો |
| સસરો | મામો, સસરો, દાજી | સ્ત્રી | બાહલી |
| સાસુ | દાદુ આઈજી | ભાઈ | ભાયા પાવો, |
| ભાણેજ | પાજહ, ભાણુજો, જામદા | | |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| **અ, આ, ઓ.** | |
| અહડાં | ફોકટ |
| "કમારાં રોજનાં, હળ બી જોડનાં અહડાં દારૂ નાઇ દેચ." | |
| અરણ–ણી | આકાશના તારાના એક જુમખાનું નામ, મૃગશીર્ષ |
| અળાવડી | સમડી |
| અદદ | અર્ધું |
| "અદદા પણ્યા, અદદા કુંવારા" | |
| અણ્ણો, એયણો | હરણ |
| અટકલ | હેડકી |
| અલકદાંડી | વસાવાઓના નાચનો એક પ્રકાર |
| અગદલ–બગદલ | કચરો–કૂડો |
| અહરીઓ | ઘરજમાઇ |
| અન | રાંધેલું અનાજ |
| અંધારીઓ | ચશ્મા પહેરેલો માણસ |
| આઠીયુ | કરવત |
| ઓરે | ઓરણી, ચવડાં |
| આછવ | માછલી પકડવાનો જાળીવાળો દોરીનો બનાવેલો ચારણો |
| આકંદ જૂઓ, | વાજકંદ |
| આં ઇ (હી) ને આથુ : | માબાપ |
| આંધુ | અંધ |
| ઓજાહ | ભાભી |
| આખુવું | કહેવું, બોલવું |
| ઓગવું | હગવું |
| ઓડગર | અજગર |
| આમાન, આમી | અમે |
| આંગડી | જુવારનો પોંક પાડવા કરેલી ભઠ્ઠી |
| આછલ | રીંછ |
| ઓલ | ઉલ |
| ઓછીઆ | દાતરડું |
| આંતડે | આંતરડા |
| આંઈ | પોતે, હું |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| આપું | આપણુ |
| અમ્હાણે, આમ્હાને | અમને |
| આમે : | અમે |
| આવતીઓ | નોકર |
| આંગીઠો, આંગઠો | અંગુઠો |
| ઓદ્દીઓ | દાતરડું |
| ઓલવાવું | પાણી ઠંડું થઈ જવું |
| આતો | બાપ |
| આયા | મા |
| આંગણે રહેવું | ગર્ભ રહેવો |
| આંગુલ આવવું | રજસ્વલા થવું |
| આધણા | આધરણુ |
| આમી | હવે |
| ઓટલીપોટલી | બચકાંપોટલાં "ઓટલીપોટલી લે રે લાડી" |
| આલમા | (જૂઓ: ખટ વાહચો) શિલીંધ્ર–ચોમાસામાં ઉગી નીકળતો ખીલાડીનો ટોપ |
| આટડી | મરડાશીંગ |
| ઓલનગોજારૂં | છીનાળું "ઓવારે વાલો બંગલે બપોરીયું ગાળયું રે લોલ, ઓલનગોજારૂ કેતુર-ઓવારે." |
| આલુ | આવ્યું, આવ્યો "વાડાલુ જેમાહા આલુ વા બેનાવા ગીતારી બેન્ચેલ લઈ ચાલ્યુ બેનાવા" |
| ઓરાં | હળ |
| આરી | હારી, સાંથી |
| આડજાત | પરકોમ |
| આગેજ | શાન્ત |
| આરાત | વરસાદ |
| આગખાડી, આગોન હોટી | દીવાસળી |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| | **ઇ** |
| ઈચાર | વિચાર (ઈચારવુ, ક્રિ૦) |
| ઈ | આપ |
| ઈદીરો | હીંચકો "છોનીડાની બેટી તો ફૂલ-ભરી પેટી, પેટી ઈદીરા ખાય બધવા" |
| ઈહી / ઈહ | અહીંઆ |
| ઈધણુ | બળતણ |
| ઈહટુ | એવુ |
| | **ઉ** |
| ઉલામા | એટલામા |
| ઉમરવાણી | ડાકણ |
| ઉખલો | ખાડણીયુ |
| ઉજાળવુ | માજવુ |
| ઉગાવુ | ભગાવુ |
| ઉંગલવુ | નહાવુ |
| ઉડદા | અડદ |
| ઉજાુર | ઘણુ |
| ઉધો | ખેતીનું એક ઓજાર—સમાર |
| ઉટ | હોઠ |
| ઉટાંચો | નાચનો એક પ્રકાર રાત્રીના પહેલા પહોરમાં જ આ નાચ થઇ શકે છે |
| ઉડા | મુડીઆ |
| ઉગી રહેવુ | ગર્ભ ધારણ કરવો |
| ઉમીઆ | ઉખાણા |
| ઉચલીઆ | ઉંચે સાદે બોલનાર |
| ઉનાવુ | સાંભળવુ (અનાય રેવુ, સાંભળી રહેવુ) "ગાળી દેઈ બેના, અનાય રે જેવા" |
| ઉબાટૂલો | તફરકે કરવુ |
| ઉજાસો | પ્રકાશ |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| | **એ** |
| એઠગી | નીચેની |
| એખતો / એકુજ | એટલુ |
| એએ | જૂએ |
| એઠા | હેઠે, નીચે "એઠા વીંદ, ઉંચે એ એ તીં કાઈ" |
| એની | અબોડો |
| એકુડીચારો | વસાવા કોમમા પ્રચલિત નાચનો એક પ્રકાર |
| આણુડીચારો | વસાવા કોમમા પ્રચલિત નાચનો એક પ્રકાર |
| એ હકી | એમ |
| એસાલો | નીંછ |
| | **ક** |
| કીડો | કોણ |
| કડચી | કડછી |
| કારભારી / કામદાર | વેઠીઓ |
| કાછઆ | કીડીઆમોર |
| કાતા | કેટલા |
| કતરોક | કેટલુંક |
| કાકડો | ગોરો |
| કુહન | હળની કોશ |
| કોહવાલો | કાનખજુરો |
| કોની | કોલી-શિયાળ |
| કોનાઢ | ગગડી |
| કોયની | કોયલ |
| કોહો | કયો |
| કોઓતા | ના કરતાં "પાયાં કોઓતા પાતળો" |
| કમારી | એક જાતનું ઘાસ |
| કુગળી | ધોળી મુસળીની ભાજી |
| કટાર | પરાળ |
| કો | કોણ |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| કમારૂ | મજુર |
| કાટિને | કંકોડાં |
| કડુકંદ | એક પ્રકારનો જંગલી કંદ ખાવામા મીણો ચઢે છે. |
| | કનખડી |
| કાંગીરા | કાંગરી |
| કોદનો | ક્યાં |
| કાંકણી | કંકણ. ગામીત કોમની સ્ત્રીઓ પહેરે છે. |
| કડખું | કાંબી. ઢોડીઆ અને નાયકા કોમની સ્ત્રીઓ કોણીથી કાંડા સુધી પહેરે છે. |
| કરગરી | કાનમાં પહેરવાની બુટી પુરુષો પહેરે છે, |
| કુડા | ઢોરની કોઢ, કોઢારૂં |
| કોયરે | છોકરાં |
| કાઠી | લાકડી |
| કોઠો | માળો (સં. કોષ્ટ) |
| કુપર | કોણી |
| કોળી | કટી "કોળીએ કોળીએ ચમખી ઘુઘરમાળ" |
| કીચકો | ઠળીઓ |
| કુજાત્ય | ખરાબ |
| કેડવા | જાણે કે "ચાલ માયા લાગી રી કા પોયરા કેડવા." |
| કોન્ડા | કરમદાં |
| કરન | પગની કાંબી |
| કોડકા | નાનો વાઘ |
| કોંહે | કણસલાં |
| કાહેવખત | કદાચ |
| કેંહ | વાળ, પાંપણ |
| કછ | કરીએ |
| કાહેટી | લગોટી |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| કોડો | ઘોડો |
| કુવડો | સમડી |
| કોવડી | ઈન્દ્રજવ |
| કાંટાહા | કાંટાવાળી |
| કુદણીઓ | વસાવાઓના નાચનો એક પ્રકાર |
| કુહાડીઓ | લોહી નીગળતા ઘાને રૂઝવવા માટે વપરાતી એક વનસ્પતિ |
| કેહે | કેશ, વાળ |
| કો | કોણ |
| કોલા | કેટલા |
| કુઉલી | કરચલો |
| કુટવું | મારવું |
| કાંચુ | કાપડું |
| કલુ | કરબ |
| કાંહડું | કેવું |
| કાંચી | કેડ |
| કાહ | શું |
| કુળેલી | ચોધરા કોમમાં વરકન્યાને વળાવતી વખતે સાથે કન્યાની નાની બ્હેનને મોકલવામાં આવે છે તે છોકરી. અણવરના જેવી આ પ્રથા છે. |
| કાનાવાના | કાલાવાલા |
| કોંદે | એક જાતના ચોખા |
| કલાંહાં | કેટલું |
| કરગટી | ઠાઠડી |
| કાવલે | નળીયું |
| કુડકી | પુરુષોના કાનમાં પહેરવાની સોના અગર ચાંદીની મરચી |
| કાપલું | તીર |
| કબાડાવાળો | કઠીઆરો. જગલના "કટીંગ"માં કામે જનાર (ક્રિ૰ કબાડે જવું) |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| કારીની | કારેલુ, શાકનું નામ |
| કમાડચો | કુહાડીઆનો છોડ |
| કાળપથો | વસાના કોમનો એક ઉપાસ્ય દેવ |
| કોહડી | કેવી "ખોડકી ડુગરી કોહડી રા" ચીમડી ઉગે તોહડી રા" |
| કુચલીઆ | ખરાબ ચાલના "કુચલીઆ રે ઉચલીઆ રગજીભાઈ તારા માસરીઆ |
| કલુચ | ચોખાની એક જાત "કલુચના ચોખા હોય એ રાય" |
| કુમાડી | નાચનો એક પ્રકાર આ નાચ કન્યાને સામરે આણ્યા પછી વરકન્યાને ઉચકીને નાચવામા આવે છે આ નાચ સવારમા જ થાય છે |
| કે'હે | કેવી રીને |
| કાહા | શા વાસ્તે |
| કનેરે | કયાના |
| કોય લાડવુ | ઢયાળી નાખવુ, બગાડી નાખવુ |
| **ખ** | |
| ખનવુ | ખોદવુ |
| ખાટલી | લાકડી |
| ખીદ | ખીર |
| ખેડ | ગામડુ |
| ખદેડવુ | દોડાવવુ |
| ખુખા | કુમકા |
| ખુલખુન | રમઝુમ, રણઝણુ "ખુલખુલ ઘુઘરી વાજે ચમખી નાચે મોર" |
| ખડચા | જરક નાનો વાઘ |
| ખલ | પાસે "કુવા ખલ પાણી રહે" |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| ખુપરૂ | કોપરૂ |
| ખોખલી | પાવડો |
| ખજો | ગીધ |
| ખેટવો | પગની એડી |
| ખધાડીઓ | ઘર જમાઇ |
| ખજલો | કનચ |
| ખત્રુ | મૃતાત્માનુ સ્મારક |
| ખન્ન | બળદનો ઓઢો |
| ખડય | તાડી ભરવાનું વાસણ |
| ખાલી થવુ | પ્રસવ થવો |
| ખડક ખોખા | શખનત્ |
| ખૂણેખોરે | ખૂણેખોચરે |
| ખડચી | પાણીઆગમા ગોઠવવામાં આવતી તાડની પરનાળ |
| ખટનાહચો | ( જૂઓ, આલમા ) લાકડા પર ઉગી નીકળતો બીલાડીનો રોપ |
| ખારો | મીઠુ |
| ખાગોવાગો | ગફેતફે કરવુ તે |
| ખાડચા | કોતરડી |
| ખુપરો | જુવારનો ખાપો |
| ખુટો | કરસાટીના ખાપો |
| ખોડર | પડખે |
| ખખી | બગન |
| ખાખી | તાવડી, કાસકી |
| ખટારૂ | શ્રાવક |
| **ગ** | |
| ગોડહાઈઆ | તાડના પાન |
| ગુગદવુ | દોડવુ |
| ગુંગડી–ટી | છની કાઠીઆવાડમાં છોકરીઓને માથે ઓઢવા "મોછના" બનાવે તે માટની ખાખર અગર તો તાડના પાંતરાંની વાસની ચીપરો મુકીને બનાવવામા આવે છે |
| ગુલીયું | દુધ |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| [illegible] | એક જાતનો જંગલી સાપ ગાયના આંચળે વળગી તેનું [illegible] પી જાય છે. આ આંચળમાં પાછી બીલકુલ દુધ આવતું નથી. |
| [illegible] | [illegible] "[illegible] આવ્યા રે [illegible] હાય હાય." |
| [illegible] | [illegible] અંગુઠો |
| [illegible] | [illegible] |
| [illegible] | [illegible] "ઉંચો ડોંગર ગરાઠ ઘાલ્યો, લાડ રે લાડ પ્રાણીઆ." |
| [illegible] | [illegible] |
| [illegible] | ગાજર |
| [illegible] | લસણ |
| [illegible] | [illegible] ઘેર |
| [illegible] | કાંદા |
| [illegible] | ગાંઠ |
| [illegible] | ગાગર |
| [illegible] | ખેતીમાં ભાગે કામ કરનાર |
| [illegible] | ગીરો |
| [illegible] | [illegible] |
| [illegible] | પરોણા, મેમાન |
| [illegible] | [illegible] |
| [illegible] | [illegible] |
| [illegible] | [illegible] |
| [illegible] | ગલી કરવી |
| [illegible] | [illegible] |
| [illegible] | બોલવું |
| [illegible] | ગરમાળો |
| [illegible] | ગાળ |
| [illegible] | ગીત ગાનારી |
| [illegible] | વસાવાઓના નાચનો એક પ્રકાર |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| ગાંડાઈ | છીનાળુ |
| ગાંડ દાંતીઓ | દાંતરો |
| ગોવડાં | બળદને મોંઢે બાંધવામાં આવતી જાળી |
| ગોડ | ગુમડું |
| ગુવારી–ગોબરૂં | ઓરી. રોગનું નામ |
| ગોહ | ગુફા |
| ગીરહાન | ગ્રહણ |
| ગોધાર | દાંતના પારા |
| ગુડ઼ા | ઘુંટણ |
| ગોઠ | વાત, વાર્તા |
| ગોડી | ગંધ |
| ગો | ઘર |
| ગાંઠણ | રાનીપરજની ઢોડીઆ કોમમાં મરણ પછી ન્યાતી સમસ્તના જમણનો દિવસ નક્કી કરવામાં આવે ત્યારે તે કામ માટે જેટલા દિવસ બાકી હોય તેટલી ગાંઠ દોરી અગર કપડાને વાળી રાખી, દરરોજ એક એક ગાંઠ છોડવામાં આવે છે ને બધી ગાંઠ પૂરી ખુલી જાય તે દિવસે દરેક ગામે મરણની ન્યાત કરવામાં આવે છે. આ જમણ માટે ગાંઠ વાળવાની રીતને ગાંઠણ કહે છે |
| ગુસમાય | ઢોડીઆ કોમની ઉપાસ્ય દેવી |
| ગેર્યો | ઘેરીઓ |
| ગાડલ | ગાડુ |
| ગજીઓ | સળીઓ |
| ગાવીત | પટેલીઓ |

ઘ

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| ધાણુ | ઢોડીઆ કોમમા લગ્નવખતે ઘરમાં એક બાજુએ "ઘઉં અગર ચોખાની નાની ઢગલી કરી મૂકે છે તે |
| ઘેરૂલ્યા | ઘેરીઆ |
| ધવઢો | ખુજલી |
| | ચ |
| ચાટુની | કડછી "સોના ચાટુનીએ ખીચડી પીરહી" |
| ચુનાઈ | લઠી |
| ચાવવુ | કરડવુ "જાવરી કુતરી ચાવહે નેરા વેપારી" |
| ચોળવુ | માજવુ |
| ચિંત | સાપની એક જાત, નાનો ને પાતળો હોય છે |
| ચીવણી | કતાઇ ગએલી કૃશ શરીરની |
| ચવ | હથેળી |
| ચીમડી | ઘણું |
| ચોટલે | પૂંઠે "ચોર પિચારી કાઢ્યા કરે, ચોટલે લાગો ચોર" |
| ચોમખી | ચારે તરફ |
| ચીડી / ચેર ખુસી | ચકલી |
| ચોડિ | પક્ષી |
| ચાળા | નાચની જૂદી જૂદી ગત |
| ચોર | પડ (જૂઓ વાઇહાનો) |
| ચમકા | ચમચમ બોલે એવા ચેંડવાળા "ચમક જોડા તડકે તાણી નાંખ્યા રે" |
| ચાવરા | મારવુ |
| ચાપ | માછલા પકડા માટે વાંસના સાંખડા ટેડીઆ જેવુ બનાવેલું સાધન |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| | છે |
| છાકડ | માછલી પકડવાની જાળ |
| છટીયુ | ખજુરીના ઝાડનું પાન |
| છીરો | ગળામા પહેરવાનો એક દાગીનો પગવાળાનો બનાવેલો હોય છે ને વચમા એક મણકો રાખવામા આવે છે |
| છાલી | ચુડી–પિત્તળની બનાવેલી હોય છે દુબળા અને અધિગ કોમની સ્ત્રીઓ પહેરે છે |
| છાડ | ઝાડ |
| છેડી | ચોટલી |
| છાલીછુલી | ધમ ધમ "છાધી છુલી ઘુઘરી વાજે ચમખી નાચે મોર" |
| છેપટી | પુંછડી |
| છોબડી | હોઠ |
| છીબલી | ટોપલી |
| છોબા | ચોખા |
| છીડી | નેવાણી |
| છલીયુ | ચુડાના આકારનુ હાથે પહેરવાનુ ઘરેણું |
| છેરૂ | ચકલીની જાતનુ એક પક્ષી જુવારના પાકની મોસમે આ પક્ષી બહારથી આવે છે |
| છોકારૂ | ઉજણીઆત |
| | જ |
| જોરો | જ્વર |
| જત્રા | યાત્રા, મેળો |
| જમાસ | ભાણેજ |
| જુપવુ | જોડવુ |
| જીરો | પાણીની ગિરડી (જૂઓ ઝિરો) |
| જાગ્ગખો | ઘણું |
| જીજી | જે જે "જીજી જન્મે તે બધા મશ્કે" |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| જીજી | માશી |
| જવાંહાં | જમાઇ |
| જમ્આવું | બાઝવું |
| જાડ | ઝાડ |
| જોહર | જુંસરી |
| જોત | જોતર |
| જુપવું | જોડવું (બળદ જોડવા વિ.) |
| જાંઅવું | જાણવું |
| જહેં | જેમ |
| જાયા | થયા<br>"કેહેં તુમા જાયા આજે નાગાઓ ભાયા.", |
| જાગલીઆ | ચોકીઆત ખાસ કરીને રાતને વખતે ખેતીનો પાક સાચવવા જનાર |
| જાતુલા | જાતવાળા, ન્યાતિલા |
| જુજે | નાનો માસો |
| જોમાહ | જમાઈ |
| જાખા | વધારે |
| જાકેડો | ઝાકળ |
| જેપનો | તરવું |
| જગરી | તાપણું |
| **ઝ** | |
| ઝખો | ઝાભો, ખેતરમાંથી સૌથી નીચાણવાળો ભાગ |
| ઝપક | ઝપટ |
| ઝિરમીર | ઝરમર<br>"કુવા ખલ પાની વ્હે ઝિરમીર ઝિરમીર ચાલે રે." |
| ઝિરો | (જૂઓ જીરો) વીરડી, ઝરો |
| ઝાવરો | નાચનો એક પ્રકાર |
| ઝીલઝીલ | બળતરા, દાહ |
| ઝુલાયા | લઢયા |
| **ટ** | |
| ટંડળે | ઘીલોડાં (ટડલુ–એકવચન) |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| ટંડલી | ઘીલોડીનો વેલો |
| ટલપુ | તાલકુ |
| ટોપવું | ભોકવું |
| ટોચવું | ચાંચ મારવી |
| ટીચકી | ટીલડી |
| ટાંડીઓ | કંડીઓ |
| ટોટી | કાનમાં પહેરવાની બુટી |
| ટોકરાણી | સવારનો કુંમળો તાપ |
| ટીલુડચા | ટીલાં–ટપકાં<br>"રંગે રંગે ટીલુડયેલ તાણો રે ઘરૂલ્યા" |
| ટોનકી | કટકો |
| ટેણુપો | લાકડી |
| ટાનગો | આખલો |
| ટાંહ | દારૂનો ઘુંટડો, એક જાતનું લીલા રંગનું ચકલી જેવું પક્ષી |
| ટાંહીયું | દારૂ પીવા માટે વડના એક પાંદડાનો કરેલો દડીઓ. |
| ટોયા | પુંછડી હલાવવાની ક્રિયા.<br>જીવાર-બાજરીના પાક વખતે ખેતરમાં પક્ષીઓ ઉડાડવા ઉભો રહેનાર માણસ. |
| ટોકરીઓ | બી વીનાનું મોટું મરચું. મોટું. |
| ટીચકો | ટીચકો છોકરો. |
| ટેંબો | બેટ. ટીબો |
| ટાક | રોટલા. |
| ટોની | હાંલ્લી |
| **ઠ** | |
| ઠેડા | ઢેડ |
| ઠોબલા | માટીનાં વાસણ. |
| ઠાવ | ખબર, માહિતી. |
| ઠામ પાડવું | નાતરૂં કરાવવું. |
| **ડ** | |
| ડેરો | દીએર |
| ડોઇ | (જુઓ–લોધ) માથું |
| ડોડકો | તુરીયું. |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| ડોબા | ઢોર |
| ડાલો | ધરડો |
| ડાવગા | મુડી |
| ડાડા | રસ્તાનો ચકલો |
| ડુકડો | કટકો |
| ડોગરો | બળદ |
| ડોગો | ડુંગર<br>"ઉભે ડોગે જાન આલી<br>જોરાવરીઆ લોકે" |
| ડોરરખાહ | દાદો |
| ડેગુ | ડગ, ડગલું |
| ડોડા | છોડ |
| ડાહગી | ડાળી |
| ડોહનો | દાદો |
| ડગરાં | ઢોર |
| ડેળ | પેટ |
| ડોચુ | માથુ |
| ડાગ્રુ | ભમરીઆ મધનો પુડો |
| ડોવડી | તણુડોનો બનાવેલો પાણી<br>કાઢવાનો ઓગગળો |
| ડોબકુ | એક પ્રકારનું ધ્વનિ-વાદ્ય |
| ડોચલુ | તીર |
| ડેડાળી | ગર્ભવતી |
| ડોહાડી | વહુ |
| ટોહીટાન્યો | નાચનો એક પ્રકાર |
| ડુગો | હુકો |
| ડોળીડુગો | નાળિયેરના કાચલાનો<br>બનાવેલો હુકો |
| ડામરી | કપરી<br>" એનાં હાહુ ડામરી,<br>એનાં ચેની રોજે વા" |
| ડખુ | તુવેરની ગધેલી દાળ |
| ડહખુ | ટહવુ-ડોસલુ, ઘરડું જીર્ણ |
| ડોળા | આખ |
| ડીમણી | ઘોડો |
| ડોક | ડાકણુ |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| | ઢ |
| ઢુડી | ઘુવડ |
| ઢાગરો | ઘરડો બળદ |
| ઢાચલુ | ભરકડુ (ચોખાનું બનાવાય છે) |
| ઢેમરૂ | તાદળજાની ભાજી |
| | ત |
| તેલ | ઘી |
| તિલિ-તેલ | તલનું તેલ |
| તાગાડવુ | તગેડવુ, ઉડાડવુ |
| તુર | એક પ્રકારનું વાદ્ય |
| તીખડો | તીખુ |
| તિકટ | કડવુ |
| તામણુા | ધામણુ, ઝાડનુ નામ |
| તીતરી | કાબરચીતરી |
| તો | તે, તારે |
| તીમાય<br>તીય | તેનું |
| તારે | તારે |
| તુમે | તમે |
| તટ | તીર, કાંઠો |
| તલેડી | હથેળી |
| તાર્યું | ગરમ |
| તોદણી | તાડફળનો માવો |
| તહવુ | ચીભડાની એક જાત |
| તોહડી | તેની |
| તગ્ધટ | ઊંબરો |
| તતડીઓ | ટીમરનું ઝાડ |
| તારપુ | એક પ્રકારનું વાદ્ય |
| તગ્ધટ | ઉંબરો |
| તી | ને |
| તીરૂ | તો પણ |
| તહડા | તેવા |
| તરવાડા | તાડ અગર ખજુરાં છેદવાનું<br>કામ કરનાર માણસ |
| તીગ્રી | તરસ, તૃષા |
| તુવીઆ | તુવેર |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો | રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|---|---|
| તાતું | ગરમ | દવાડ | દવ |
| તીજહો | ત્રીજો | દુંઉલી | ફરચલો |
| તીતનો | ખાતોપીતો | દપવું | લપાવું |
| | થ | દેળી | દીઓર |
| થેવરે | થુવર | દુદ | દૂધ |
| થારણ | થાંભલો | દોંદઠી | કામઠું |
| થેનહો | થોડું | દરાહાં | સ્ત્રીઓને ડોકમાં પહેરવાની, પથરાના મણકાની સેરો |
| થેનચો | અરુણોદયસમયે બોલતું ચકલીની જાતનું કાળા રંગનું એક પક્ષી | દોદરીઓ | ખડબડ કરનારો |
| થાતો | હથેળી | દાહલી | દાતરલી |
| થોબલાં | માટીનાં વાસણ | દાહલો | દાતરડું |
| થેઈ | સ્ત્રી | દાજી | સસરો |
| થોવાય થોચ્ચો | નાચનો એક પ્રકાર, રાત્રીના પહેલા પહોરે જ આ નાચનો "ચાળો" થઈ શકે છે. | દાતુ | દાતણ |
| | | દાદર | ખેતીની જમીનની એક પ્રત. રાતા રંગની બીનઉપજાઉ જમીન |
| થેનચાવાહણી | 'થેનચા' નામનું પક્ષી. પ્રભાતમાં બોલે છે તે પરથી આ નામ પડેલું છે. | | ધ |
| | | ધોંઈ | ધણી, માલિક |
| થાણો | કોથમીર | ધોણીઆલ | સધવા |
| થંથડો | કામઠી | ધારણ | થાંભલો |
| થોવું | મૂકવું | ધવળીઓ | ધવલ, ધોળો |
| થનકચારો | વસાવા કોમમાં થતા નાચનો એક પ્રકાર | ધુંધળો | સન્ધ્યા |
| | | ધોહધોહ | ધડધડ |
| થાપડી | હથેળી | ધડુકવું | ગર્જવું |
| થાપી | કપડાં ધોવાની પાટી | ધનણવું | ધરધર અવાજ થવો |
| | દ | ધામણ | તાડ કે ખજુરાં છેદવા માટે ઝાડ પર ચઢતી વખતે કમરે ચામડાનો, વીંટાળવામાં આવે છે તે પટો. |
| દોગડી | છાશ વલોવવાની રવઇ | | |
| દીહી | દિવસ | | |
| દાહું | અર્પણ કરવું, આપવું | | |
| દાલાવું | લાવવું | | |
| દવાડો | દવ | ધબકું | માટીની થાપીને કરેલી નાની કોઠી. |
| દીવીનો | દીવો | | |
| દુબલ | બનેવી | ધગુ | હાડજ્વર |
| દાદુ | રાજા | ધુર | ધુમાડો |
| દુઉઉ | દૂર "દુઉઉ, દુઉઉ જાજે દારૂ, માઆ ઘરમાંય રખે રા." | ધાન | રાંધ્યા વિનાનું અનાજ |
| | | ધગડુ | સીપાઇ |
| | | ધુઆરી | ધુમસ |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| | **ન** |
| નાડી | જેઠાણી |
| નોન્દો | નણદ |
| નીપાળવુ | વીંટળાવુ |
| ને | લે |
| નાવલો | નાવલીઓ, ભરથાર |
| નળીએરી | નળીઆંવાળુ |
| નીહી | સ્ત્રીના માથાના વાળ |
| નાંડવા | લાડવા |
| ની | નહીં |
| નાતુ | દેહશુદ્ધિ |
| નવય / નવ્યે | દુધી |
| નાયવુ | નવીન |
| નીચકુ | છોકરૂ |
| નાકલી | લાકડી |
| નાજવાવુ | લજવાવુ |
| નીરગીડી | નગોકનુ ઝાડ |
| નાજ | લાજ, શરમ |
| નાગાડવુ | આગ લગાડવી |
| નિંદાળ . | કપાળ |
| નાડી | સ્ત્રી, લાડી |
| નીલ | લીલુ |
| નહારો | ગદો |
| નેડાડો | કાગડો |
| નોટો | લોખડ |
| નીડાઆ | કપાળ |
| | **પ** |
| પીચકો | કપાળ |
| પાવડીઓ | બનેવી |
| પાન્ડ | ભાણેજ |
| પાક | ઉપર "માળીઓ પાક થોબવાં આવે" |
| પુંદ | ( બગાળી-પોદ ) ગુદા |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| પરધાન | ગામીત ન્યાતીના પચનો એક હોદ્દો-નોતરીઆને મળતો— |
| પરજણ | મરણની ન્યાત |
| પોટાશી | સગર્ભા |
| પાયા | પય, પાણી |
| પેડી | સૂરણ |
| પાયવાટ | પગદડો કેડી |
| પીણછ | કામઠીની દોરી, પણછ |
| પોતડુઆલુ | રજસ્વલા થવુ |
| પડીનો | પડોળા |
| પાછુ ઠોકાવુ | ઉલટી થવી |
| પાણુગુ | કેરી પીણુ |
| પીછનુ | મગધુ |
| પાન બાકેડ | વાદરો |
| પીહડુ | ડાડો |
| પાનકુ | પાલુ |
| પાલવુ | જોવુ |
| પોજ | પજે |
| પારીપા | કબુતર |
| પોપટા | પોપટ |
| પેમડયા | પોપચુ |
| પાવડીઓ | ( જૂઓ ભાવડીઓ ) બનેવી |
| પાજહ | ભાણેજ |
| પહાડ ઘાલવો | પામાનો દુખાવો થવો |
| પિવકો | કુરકુરીયુ |
| પીલો | અકુશ |
| પુગા | છાપરૂ |
| પતળી | નર્મદાના દક્ષિણ તટનો પ્રદેશ, ડુંગર |
| પાઆર્ચુ | પચ |
| પેજુ | તુલને પાણી પાવુ તે |
| પોગલીયુ | દારૂડીઆ નામનો છોડ |
| પાવો, પાવોસા | ભાઈ |
| પાનીયુ | સમાર ખેતી કામનું એક ઓજાર |
| પારો | વાડલી રોન્ડીનો હગ |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| પોદવું | કચરવું |
| પોહિલો | પહેલો |
| પોહીએ | પો ફાટતાં મળસ્કું થતાં |
| પારી | નદીનો તર |
| પાનમા | ભીલ |
| પાકુની | ભારી |
| પોહતો | પોષનારો |
| પાટુ | પાટુ. લાત, "ખાટને ગયતે, પાટને ઠોકી આયા આયા" |
| પોઈહા | સાસુ |
| પોહાં | છોકરાં ( પોહી, સ્ત્રીલિ. ) |
| પરૂડ | એક જાતનો સાપ. આ સાપ ટુંકો, જાડો અને ચામડી પર ચાઠાંવાળો હોય છે. |
| પાંપણીયા | પાંપણ |
| પડાળો | રાતનનો વાસો, મુકામ |
| પીચારી | પીછું |
| પેલાડ | સામે પાર |
| પોકરાળ | પોલી |
| પાહી | કને |
| પુઠી | પછી, એટલે |
| પાંહટ | મળસ્કું |
| પેલસે | દૂર. "પેલસે પેલસે જાજે દારૂ" ( જૂઓ: દુઉઉ ) |
| પટીન્યે | પટેલાઈ. "દીહી આખો પટીન્યેમાં ફીરેરા." |
| પુઠી | પછી |
| પાહ | પાશ, જાળ, |
| પાંઇ | પાણી. વરસાદ. |
| પેરવું | ઓરવું |
| પલાશ | ખાખરો |
| પટવારી | તલાટી |
| પરદાન | વેઠીઓ |
| પેચકી | ( ફા. પેસ્તગી ) મજુરી પેટે આગળથી નાણાં આપવાં તે |
| **ફ** | |
| ફૂંઈ-ફુંઇ | ભોંય |
| ફોન્જાઈ | ભોંજાઈ |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| ફોણુ | ઢેલ |
| ફાડકે આવવું | રજોદર્શન થવું |
| ફીઅવું | ફરવું. (ફીઈ, વર્તમાન કાળ) |
| ફોડચી | એક જાતનો નાનો-પાતળો ઝેરી સાપ |
| ફુકુ | રોકડું "એનાં રૂપીઆનાં ફુકુ બાહકે વેચી દેદીવા." |
| **બ** | |
| બાય, બોંહી | બહેન |
| બાખો | ભાઇ |
| બા, બાહકો | બાપ |
| બોઈ | જેટલી |
| બોબડી | ઠીંગલી, નીચી |
| બેડીઆલ | બેઢાંની હાર |
| બાહલ | જુવાન છોકરી |
| બુડવું | આથમવું 'દીહી બુડી રાત જહેં વડેરા' |
| બડવો | ભડવો 'વેવાઇ બડવા કન્યા વળાવ' |
| બળતાલ | સંતપ્ત |
| બરબાકર | બાકળા બાફેલું અનાજ |
| બીડારો | ઘરવખરો |
| બુજલો | આંચળ |
| બેલ | બીલીનું ઝાડ |
| બોબનાં-લાં | સ્તન |
| બોટકાલ | ચુવાન છોકરી |
| બોંડ | ભુંડ |
| બોનકડાં | બંદુક |
| બાગે | ધીમે |
| બિદલાં | હાથમાં પહેરવાનું ઘરેણું, કલઈ |
| બાઠો | ઠીંગણો |
| બેન | બે |
| બડચો | લીટ |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| બલજો | બળદીઓ |
| બાવલી | બાવડા |
| બેબી | દુટી |
| બોર | દુટી |
| બાજ | નણંદ |
| બહા | દાદો |
| બૈયર, બાખી | બૈરી |
| બાબટ | ખીચડી |
| બાવલો | બાવળ |
| બાઅ | બારણુ |
| બીઆરૂ | બી |
| બુજવુ | દાટવુ |
| બુહારી | સાવરણી |
| બાદા | બધા |
| બાહ | બહાર |
| બાયડી | સાવરણી |
| બાખી | છોકરાની વહુ |
| બાખે | રોટલો |
| બુટી | ખિસકોલી |
| બધારો | એક જાતનો સાપ આ સાપ ખૂબ જ તકતકતો હોય છે |
| બોઠ | આગળુ |
| બાહુડા | બાહુ |
| બાલ્યા | એક પ્રકારનુ ઘરેણું |
| બેવડીઓ | વસાવાઓના નાચનો એક પ્રકાર |
| બોરેલી | બોરડી |
| બીડા | ઘાસીયું બીડ |
| બથવાડ | બાથબાથ |
| બીઆરૂ | બી |
| બગ | મુંજ |
| બેવડો | ત્રીમ અનડગ્રુફનો મહુડાનો દારૂ |
| બા | બારણુ |
| બાધ-ગુડો, બાધગે | ધાડપાડુ |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| બીજહો | બીજો |
| બળવો | ભુવો |
| બાહલો | મરદ |
| બાહલી | સ્ત્રી |
| બાહ | બાપ |
| બીનખુ | તીર |
| બોવાય | બહાર |
| બાગે | અગુઠો |
| | **ભ** |
| ભટ | ફેટ "ભટ રે ભૂડા દાનીઆ! તારી બૈયર ચોરે કાઢી રે" |
| ભાજડહો | બનેવી |
| ભુનવુ | ભૂલવુ "કોઠારમી આરસી જુની, મા જાવુ છે રેવાપાર" |
| ભોપીલુ | રાનીપરજના ગોવાળીઆઓ ચોમાસામા જમીનમા લાકડી કે બીજા સાધનથી ઊંડું કાણુ પાડી, પછી તેના પર તબલાની જેમ હાથ ઠોકી સૂર કાઢે છે તે કાણુ |
| ભૂતાર | ભુવો |
| ભગત | ભુવો |
| ભઠાર | જમીનમાં તડ પડવી તે |
| ભુભુ | રાખોડી રાખ [ભુભર] |
| ભુહકો | માર |
| ભામણીયા | આખની ભમર |
| ભીમની | |
| ભાવડ | સાળો |
| ભાવોડ | બનેવી |
| ભુશરીઓ | રૂવાડાવાળો |
| ભુતીઓ | વટોળ |
| ભેહડો | ભેસ |
| ભીમડી, ભીમરે | ભમર |
| ભાવડીઓ | બનેવી |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| ભંગી ગો | થાકી જવું |
| ભાહા, ભાવાહા | ભાઈ |
| | મ |
| મુહલ | [સ. મુશલ] સાંબેલું |
| માંડળ | ચાકરણ, સાપની એક જાત. |
| મા, મેં | હું |
| માનહાં | મારૂં |
| માંડી | ઘુટણ |
| મછીઆ | મૂછ |
| મીંછડો | વીછુડો, વીંછી |
| મુદી | મુદ્રિકા, વીંટી |
| માનક્યો મીંડો | વાંકાં શીંગડાંવાળો |
| મુસલીઓ | મુસલમાન |
| માન | મીણો |
| માં | મારૂં |
| મિરચ્યો | મરચું |
| મામો | સસરો |
| માહાત્યા | મોટી હત્યા, મોટું પાપ |
| માળો | આધાર |
| મુંથડી દેવું | વધ કરવો |
| મહુવર | ઝાડનો મહોર |
| મામા | ફુઆ, માના ભાઈ |
| મા | મારે "મા જાવું છે રેવા પાર" |
| માટયા | માંટી, ધણી |
| મેવાડા | મેવાડ દેશ |
| માકુણ | માંકણ |
| મરી | માછલાં પકડવા માટે વાંસની ચીપટોનું, લાંબી કુંડી જેવું બનાવેલું સાધન |
| મુંઇ | મોં; ચહેરો |
| મા | ના. |
| માટલા ભાજી | તાંદળજાની ભાજી |
| માતાઈ | બળીઆ [રોગનું નામ] |
| મોચ્યલ | મરણ |
| માવ | માંસ |
| મૂં | મુખ |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| મોવાસ | જાગીર [—સી. જાગીરદાર, ગીરાસદાર] |
| મીંજાહ | ખુમારી, મિજાજ "મીંજાહા-એમાં ફિરહે ભજન નીકરહે" |
| મુડવું, મુટવું | તોડવું, ભાંગી નાંખવું |
| માણુ | મીણો |
| માવરૂ | ભડકુ |
| માડો | નાસ્તો, વાળુ |
| મોહડી | ભેંસ (મોહડો) |
| મેવહો | મોટો સાળો |
| મોહવાડ | ગર્ભ |
| મેલે માથે | રજસ્વલા |
| મોઠારે | ધાંટા પાડીને, ઉચે સાદે |
| માશી | વહેલ, માછી |
| માવરે | શાક |
| માહું | માણસ |
| મુનકો | માથુ |
| મટર, મટરી | મોટર ગાડી |
| | ય |
| યાહકી | મા |
| યકતાલ | એકતાન |
| યાલી | મા |
| | ર |
| રાયખોર | ચણીખોર |
| રાતી | રાત્રી, રાત |
| રેંકવું | આરડવું "ચાંદરી ભેંહ રેંકતી આવી કાય" |
| રાતલુ | શકરીયું |
| રાતડીઆલ | બાલ |
| રોકાં | જેવો |
| રાગ | રોષ |
| રાગાવું | રોષ કરવો |
| રમોલી | જંતરમંતરની સાધનાનો આરંભ કરવો તે. |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| રુલો | કમાણી (રૂળવુ ક્રિયાપદ) "તો ફ્લોબી કોહડો રા, વાણીઓ લઈ જાય તોરડો રા" |
| રેચવુ | રેડવું |
| રોજણો | નિત્ય |
| રાતી | રાત્રે |
| | **લ** |
| લોધ | જૂઓ ડોઈ |
| | નદી, કોતર કે તળાવડાનું પાણી સૂકાઈ ડહોળુ થઈ જતા, તેમા પાળ બાંધી, પાણીમા કાદવ પાડી, માછલા પકડવામા આવે છે તે ક્રિયા |
| લુડી | એક પ્રકારનો જંગલી કદ |
| લેંક | લીંકુ |
| લેબી | ડુટી |
| લીમકે | પક્ષી |
| લેમ | ડુટી |
| લખમા બામણી | પીઠાવાળાઓ દારૂ પીવા માટે એક પ્રકારની ઉજવણી કરે છે તે |
| લુગડુઆલુ | (પોતડુઆલુ) રજસ્વલા થવુ |
| લાલુરો | લાલ રંગનો "લનુરો ચાદલો, પીળુલો ચાદલો હોય રે કીકાભાઈ" |
| લક | ખૂબ, બહુ |
| લોકુ | છોકરૂં [–રો નરજાતિ–કી નારી જાતિ] |
| લેકાડો | કાગડો |
| | **વ** |
| વાહીખાન | જગાક |
| વેટ | ખગાબ (મગાડી વાઈટ) |
| વાજકદ | આકદ એક પ્રકારનો જગલી કદ, ખાસ કરીને ડુંગર પર થાય છે |
| વાળો | પગમાં પહેરવાનું ભાગત પિત્તળનું એક પરેણું આ પરેણું ગામીત કોમની સ્ત્રીઓ જ પહેરે છે |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| વાતી | રાત |
| વીચડો | વીંછી |
| વેલ્લ | ગાટલી |
| વગાડ | જાન |
| વાણુગો | વાણીઓ |
| વેચા | વહેંચે |
| વાગરો | હીંગણો |
| વાહલ | મદ વાયુ |
| વહુડી | વહુ |
| વાડો | બાપનો મોટો ભાઈ, માની મોટી બેનનો વર "વાડાને ખાધલે, વાડાને ખાધલે, બેમ રે ઝવેરભાઈ" |
| વાડાલુ | બદચાલનો, છટકેલ |
| વાહકા | વમાવાનો |
| વારો / વાવરો / વાગ્ગો | હવા |
| વેંકા | કોગળીયુ, કોલેરા |
| વાહદી | અગ્નિ |
| વાહુંદી | શ્રાદ્ધ |
| વાઈ | થોડું |
| વહદેવ | દેવતા, આગ |
| વાહડો–વાહડી | વાછરડો, વાછરડી |
| વહુડા | વર |
| વરીહી | વરસ દિવસે |
| વાઈહાનો | નાનો 'વાઈહાનો બાબો ચોરે ચોરે પાઘડી બાંધે તીં કાય" |
| વેય | છાશ વલોવવાની ગોળી |
| વિઝળદેવ | વસાવા કોમનો એક ઉપાસ્ય દેવ |
| વાવરો | વાયુ, હવા |
| વગાડ | જાન |
| વિખાર | વિષ, ઝેર |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| વેલોડી | જલદી "ચાલ વેલોડી, બાપની માયા છોડ. વરની માયા લે રે, લાડી ચાલ વેલોડી" |
| વેનાનારો | સાંભળનારો "બધા જીવની દાદ વેનાનારો દયા ખાઈને દુઃખ ટાળનારો" |
| | **શ** |
| શાંકુ | ઇંડું |
| શેંડો | વેણી |
| શાકાઇની | છાકટા બનીને |
| | **સ** |
| સુવારકી | દાયણ |
| સાંકળી | ચકલી |
| સગ્ગો | સઘળો |
| સેબુ | છેલ |
| સેબુડી | (સ્ત્રીલિંગ) "માં નાઈ ગેમે ચા સેલુડા! જાની બા રોહી રૂજુલ્યાં." |
| સાગોટી | છાપરાનું મોતીયું |
| સવાડો | સવાયો, દમડી |
| સોડયો | માછલાં પકડવાની લાંબી જાળ |
| | **હ** |
| હાવું | પકડવુ |
| હલાઠીઓ | પાડા પકડનાર |
| હારેક | ધણીઆમાને ત્યાં કામે જવું |
| હરીઉ' | તીર |
| હોનો | ઉઘવું |
| હાજી | સાંજ |
| હોંહ | માથું |
| હાથીરો | લોટીઓ વહેરો |
| હુંડો | હુડ, કચરો-પુંજો |
| હાડધા-હાડીઓ | કાગડો |
| હાંડયા | સાંઢ |
| હરો | જાબુડો |
| હોંદો | ખજુર |
| હાહુડી | સાસુ |
| હોંદવો | સીશમનું ઝાડ |
| હોળો | સુંવાળો |

| રાનીપરજના શબ્દો | ગુજરાતી શબ્દો |
|---|---|
| હોંદનો | હીંચકો |
| હુતડો | કરોળીઓ |
| હુંટવાલ | દરજી |
| હુદાજ | ખદરેખર |
| હાંય | હું. |
| હરૂપરૂ | સાધારણ |
| હુરો | દારૂ |
| હીંગણું | લીંટ |
| હામરો | સાબર |
| હહો | સસલું |
| હુનિ-હુનો | કુતરી-કુતરો |
| હાકરો | એક જાતની ચકલી |
| હોલો હો | સાળો |
| હીમથ | સેંથો |
| હેજહો | સૌથી નાનો દીએર |
| હીવળી | ગાડાની સાંબેલ |
| હોજાળવું | સાફ કરવું |
| હાકાળ | સકાળ, પ્રભાત "હાકાળ્યો ઉઠે, ચાલ્યો જાય પીઠે." |
| હાંશી | સામે |
| હૈયઢ | બળીઆ, રોગનું નામ |
| હાટકો | બોલાવ. (આસાર્થ) |
| હેલગો | વાછરડુ |
| હૈકવે | ઇંડું |
| હેગટો | સરગવાનું ઝાડ |
| હેંગલો | આસીંતરાનું ઝાડ |
| હાબરા | થુવર |
| હેંદે | ખજુરાંનુ ફળ |
| હીગ | શીગડુ |
| હીંસવું | વીંણવું, "તાવે એક ડોહલી છાણે હીંસતી હીંસતી યેની" |
| હેરવું | જોવું |
| હાકુ | લોટનું ઇંડુ. (પીંડ તરીકે વપરાય છે.) |
| હેંદરો | સીંદુર |
| હુરમી | [સં. સુરભિ] મધુર ફોરમ. (પ્રથમ વર્ષાને દિવસે જમીનમાંથી આવતી માટીની વાસ માટે ખાસ વપરાય છે.) |

---o---

# પાલિભાષા

લે:–પંડિત બેચરદાસ જી. દોશી
(પ્રાધ્યાપક શેઠ લાલભાઈ દલપતભાઈ આર્ટ્સ કોલેજ)

[અનુસંધાન વર્ષ ૬ અંક ૨ પૃ ૨૫૦ થી ચાલુ]

(૨)

ઊપર જણાવેલા સમાલોચનીય મતોની સમીક્ષા આ નીચે અનુક્રમે કરવાની છે

જે કોઈ પણ શબ્દનું મૂળ શોધવાનુ હોય ત્યારે તે શબ્દનો મૌલિક પ્રામાણિક અર્થ, કલ્પવામા આવનાર તેનો બીજો સમાન શબ્દ અને મૂળ શબ્દ તથા કલ્પવામા આવનાર શબ્દ, એ બેની વચ્ચે બરાબર બધબેસે એ જાતનો યોગ્ય વર્ણવિકાર, એ ત્રણે વાના એક સાથે ધ્યાનમા રાખવા ખાસ જરૂરી છે અને મારી સમજ પ્રમાણે પ્રામાણિક વ્યુત્પત્તિશોધનની આ રીત જ શાસ્ત્રગત છે

'पालि'ના મૂળ બાબત જે જે મતો ઊપર જણાવી ગયો છુ તે દરેકની સમાલોચના અહીં ઉક્ત પદ્ધતિને લક્ષ્યમા રાખીને કરવાની છે

૧ જે ભાઈએ 'पालि'ના મૂળ માટે 'पह्लवी' શબ્દની કલ્પના કરી છે તેમની દૃષ્ટિ 'पालि' શબ્દના અર્થ તરફ નથી ખેચાઈ તેમના ધ્યાનમા 'पह्लवी' અને 'पालि' વચ્ચેનું અક્ષરસામ્ય જ આવેલું છે સ્થૂલદૃષ્ટિએ જોઈએ તો નર્યું અક્ષરસામ્ય જ કેટલીક વાર સાધક જેવુ જણાય છે પરતુ અર્થદૃષ્ટિ અને યોગ્ય વર્ણપરિવર્તનની પદ્ધતિ, એ કસોટીથી કસતા નર્યું અક્ષરસામ્ય આભાસી સાધક ઠરે છે અને એ રીતે આ મત સર્વથા અગ્રાહ્ય છે

૨ 'पेलेस्टाइन' અને 'पालि'નો સબધ દર્શાવતો બીજો મત પણ ઉક્ત કસોટીએ તપાસતાં સર્વથા અસંગત છે. કયા पेलेस्टाइन અને કયા मगध? पालि–ભાષામા ઉપદેશ આપનાર, ભગવાન બુદ્ધ મગધના સંતાન હતા અને તેથી તેમણે ઉપદેશેલ पालि–સાહિત્ય મગધમાં જન્મેલુ એ જોતા મગધના સદાકુલીન બુદ્ધે ઉપદેશેલ पालि–માગધી–સાહિત્યની ભાષાનો તુર્કસ્તાનની પાસે આવેલા પેલેસ્ટાઇન પ્રદેશ સાથે મેળ જ કેમ બેસે? 'पेलेस्टाइन'ના આદ્ય અક્ષર 'पेले' અને ભાષાવાચક 'पालि' એ બે વચ્ચે 'प' અને 'ल' હોવાની સમાનતા છે, તેથી કોઈ 'पेले' અને 'पालि'નો પરસ્પર સબધ કલ્પે અને તે દ્વારા અર્થાનુસધાન કરે તો તેણે स्वजन–श्वजन, सकृत्–शकृत, शवल–सरल, वमन–नमन, चयन–छाया એવા અનેક શબ્દોનો બબ્બે અક્ષરદ્વારા સબધ કલ્પી તે બધાનુ અર્થૈક્ય સ્વીકારવુ રહ્યુ ખરી વાત તો એ છે કે 'पेले' અને 'पालि' સાથે કશુ જ સામ્ય નથી અને જે સામ્ય જણાય છે તે લેશ પણ અર્થસાધક નથી

૩ આ મત દર્શાવનારે જે સ્થાનના નામ સાથે 'पालि' શબ્દને સરખાવેલો છે તે સ્થાનનો જ પત્તો નથી અને પત્તો હોય તો પણ જે રીતે બીજા મતની અસગતિ બતાવી છે તે જ રીતે આ ત્રીજા મતની પણ અસંગતિ સમજી લેવાની છે

૪ ચોથા મતમાં 'पलि' શબ્દનો 'गाम' અર્થ બતાવવામાં આવ્યો છે, પરતુ 'गाम' અર્થનો 'पलि' શબ્દ કઈ ભાષાનો છે? કયા કોશકારે વા વૈયાકરણે તે શબ્દ સાધી બતાવ્યો

છે અને સાથે તેનો એ અર્થ પણ ક્યાં અને કોણે જણાવ્યો છે? એ વિશે કશું જ જણાવવામાં આવ્યું નથી, એટલે આ મત તો मूलं नास्ति कुतः शाखा જેવો સમઝવાનો છે. આટલા વિપુલ સાહિત્યમાં કદાચ ક્યાંય 'पलि' શબ્દ અને તેનો 'ટાવર' અર્થ કોઈને જડી જાય (સંભવ તો નથી) તો પણ ભાષાવાચક 'पालि' શબ્દ સાથે એનો સંબંધ બીજા મતમાં જણાવેલી રીતે બંધબેસે તેમ નથી જ.

૫ આ મત દર્શાવનારની નજર જેનો 'पालि' ભાષા સાથે લોહીનો સંબંધ છે તે 'मगध' તરફ તો ગઈ છે, પરંતુ તે મતમાં જણાવેલ છે તે રીતે 'पलास' શબ્દ 'मगध' અર્થમાં ક્યાં, કોણે, કેવી રીતે અને કયા ગ્રથમાં જણાવ્યો છે તે માટે પ્રામાણિક આધાર જ ક્યાં છે? વળી વર્ણવિકારની દૃષ્ટિએ પણ 'पलास' દ્વારા થયેલા 'पालासी' રૂપ સાથે પ્રસ્તુત 'पालि' શબ્દને સરખાવી શકાય એમ નથી: 'पालासी'માંથી 'पालि'નો અવતાર જ અસંભવિત છે.

આ મતમાં 'पल्लि' શબ્દને ગ્રામવાચક જણાવીને તેનો સંબંધ 'पालि' ભાષા સાથે જોડવાનું સૂચવ્યું છે. પરતુ આમાં પણ ઉક્ત 'पलास' જેવી જ નિરાધારતા છે. સસ્કૃત-સાહિત્યમાં 'ગ્રામ'વાચક [1]'पल्लि' શબ્દ જ મળતો નથી દશકુમાર વગેરે કેટલાક કથાગ્રંથોમાં 'आमीरपल्ली' 'शवरपल्ली' શબ્દોમાં વપરાયેલો 'पल्ली' શબ્દ 'ग्राम' અર્થને સૂચવતો જણાય છે એ ખરુ, પરંતુ મૂળતઃ એ શબ્દ સંસ્કૃત નથી. જેમ સંસ્કૃતભાષાના કેટલાક પડિતોએ [2]'सुलतान'નું 'सुरत्राण', 'शाहि'નું [3]'साखि', 'शाहन्शाह'નું [4]'साखानुसाखि' અને [5]'रहमान'નું 'रहमाण' બનાવીને

---

૧. अमरकोशकार 'पल्लि' શબ્દને નોંધતો જ નથી ત્યારે हेमचंद्र એ વિશે નીચે પ્રમાણે જણાવે છે: "पल्ली कुड्यमत्स्यो गृहोलिका" (અભિધાન ચિ૦ કાં૦ ૪ શ્લો૦ ૩૬૪) અર્થાત્ 'पल्ली' એટલે 'घरोळी'। આ૦ हेमचंद्र પર્યાયદર્શક પોતાના 'अभिधानचिंतामणि' कोशमां જ્યાં 'ग्राम' શબ્દ આપ્યો છે ત્યાં સાથે તેના બીજા અનેક પર્યાયો પણ આપ્યા છે. (જુઓ અભિધાન-ચિતા૦ કાં૦ ૪ શ્લો૦ ૨૭) પરતુ 'पल्लि' કે 'पल्ली' પદનો નિર્દેશ સરખો તેઓ કરતા નથી અને 'અનેકાર્થસંગ્રહ' નામના કોશમાં "पल्लिस्तु ग्रामके कुव्याम्" (કાં૦ ૨ શ્લો૦ ૪૮૪) કહીને 'पल्लि'ના 'गामडु' અને 'कोटडी' એવા બે અર્થ નોંધે છે. જ્યાં 'ग्राम'ના પર્યાય છે ત્યાં ન લખતાં અનેકાર્થમાં જે ગ્રામાર્થક 'पल्लि'નો ઉલ્લેખ કર્યો છે તે જોતાં એમ જણાય છે કે 'पल्लि' મૂળ શબ્દ નથી, પરંતુ સંસ્કૃતનો ઢોળ ચડાવીને બનાવેલો બનાવટી શબ્દ છે. 'अभिधानप्प-दीपिका' નામના પાલિકોશમા પણ 'पल्लि' શબ્દનો મુદ્દલ નિર્દેશ નથી. આ૦ હેમચંદ્ર અને अभिधानप्पदीपिकाकार मोगल्लानथेर એ બન્ને લગભગ સમસમયી છે એ ધ્યાનમાં રાખવાનું છે.

૨. हीरसौभाग्य અને विजयप्रशस्ति महाकाव्यमां આ શબ્દ અનેક વાર વપરાયેલો છે. પુસ્તક સામે ન હોવાથી તેનું નિયત સ્થળ–સર્ગ, શ્લોક–નથી આપી શકતો.

૩. "तुरुष्काः साखयः स्यु."—(હૈમકોશ કાં૦ ૪ શ્લો૦ ૨૫)

૪. "तेषां तु नृपतिः 'साखानुसाखिः' इति श्रुतः"–(જિનદેવરચિત કાલકકથા)

૫. "रहमानो महेश्वरः । अथ रह त्यागे धातुः-रहति राग-द्वेषौ त्यजति इत्येवं शक्तः × × × 'रहमाणः' इति रूपम् ।—(ફારસીભાષામા ઋષભદેવસ્તવન–જૈનસાહિત્ય સંશોધક ખંડ ૩ અંક ૧ પૃ૦ ૨૧–૨૯)

તે તે ફારસી કે અરબી શબ્દો ઉપર સંસ્કૃતનો ઢોળ ચડાવેલો છે તેમ પ્રસ્તુત 'पल्ली' માટે પણ એવું જ બનેલું છે આ સંબંધે વ્યુત્પત્તિશાસ્ત્રનિષ્ણાત [૬]શ્રી विधुशेखर शास्त्रीजी જણાવે છે તે રીતે મૂળ 'पङ्क्ति'-पति-દ્વારા 'पल्ली' શબ્દ હયાતીમાં આવ્યો છે અને પછી એ પ્રાકૃત શબ્દ ઉપર ફરી વાર કોઈ પંડિતે સંસ્કૃતનો ઢોળ ચડાવીને તેને સંસ્કૃત જેવો બનાવી દીધો છે જે પંડિતો ફારસી-અરબી શબ્દોને પણ સંસ્કૃતને રંગે રંગવાનો રસ ધરાવતા હોય તેઓ પ્રાકૃત શબ્દોને તો સંસ્કૃતનો રંગ ઘણી સહેલાઈથી આપી શકે આ જોતાં એ નક્કી થયું કે મૂળ સંસ્કૃતમાં 'पल्ली' શબ્દનો 'ग्राम' અર્થ જ નથી તો પછી એની સાથે ભાષાદ્યોતક 'पालि' શબ્દનો મેળ જ કેમ બેસે?

૭ આ [૭]મતમાં 'पालि' પદનો સંબંધ पङ्क्ति-प्रा० पंति સાથે બતાવેલો છે આ મતના

---

૬ શ્રીમાન વિધુશેખરજી 'पत्रि' કે 'पल्ली' શબ્દને पङ्क्ति-पति સાથે સરખાવે છે આ વિશે મને એમ જણાય છે કે आभीरपल्ली કે शबरपल्ली શબ્દનો અર્થ 'आभीरोनु निवासस्थान' કે 'शबरोनु निवासस्थान' થાય છે 'ब्राह्मणपङ्क्ति'માં જે અર્થ 'पङ्क्ति' શબ્દનો છે તે અર્થ અહીં आभीरपल्ली કે शबरपल्लीના पल्लीનો નથી (શાસ્ત્રીજી આ 'पल्ली'ને 'पङ्क्ति' દ્વારા નીપજાવે છે એ ધ્યાનમાં રાખવાનું છે) ઉપર જણાવ્યા પ્રમાણે 'आभीरपल्ली'નો पल्ली શબ્દ નિવાસ-સ્થળવાચક છે

એ જોતાં 'पल्ली'ના મૂળમાં બીજો કોઈ એવો શબ્દ હોવો જોઈએ, જે 'निवासस्थळ'ના અર્થનો હોય શાસ્ત્રીજીએ કલ્પેલા 'पङ्क्ति' શબ્દમાં 'निवास'ના અર્થની ગંધ સરખી પણ નથી મને લાગે છે 'आभीरपल्ली' એટલે 'आभीरवाडो' અર્થ બરાબર હોય તો 'वाडा' અર્થનો એક 'पाटक' શબ્દ આ૦ હેમચંદ્રે આપેલો છે "पाटकस्तु तदर्धे स्यात्" (અભિધાનચિં૦ કા૦ ૪ શ્લો૦ ૩૮) અર્થાત્ 'અડધું ગામ' અને 'पाटक' એ બન્ને એક ભાવના સૂચક શબ્દો છે વર્તમાનમાં ચાલતા વાડો' કે પાડો શબ્દ પ્રસ્તુત पाटक દ્વારા નીપજેલા છે पाटकનું નારીજાતિનું રૂપ 'पाटिका' प्रा० पाडिआ-पालिआ અને એમાંથી 'पल्ली' શબ્દને નીપજાવી શકાય 'पङ्क्ति' દ્વારા 'पल्ली'ને નીપજાવતાં જે કાઠિન્ય છે તે કરતાં 'पाटिका' દ્વારા 'पल्ली'ને નીપજાવતાં વિશેષ સરળતા છે અને અર્થદૃષ્ટિએ પણ સુસંગતતા છે અમારા વળા ગામ પાસે એક 'पाली' નામનું નાનું ગામ છે એ જોતાં 'पाटिका'ની કલ્પના અસંગત જણાતી નથી. વળી, મૂળ તો 'पाट्' ધાતુ 'फाटनु'-चे भाग करवा' અર્થનો છે, એટલે હેમચંદ્રે 'गामना अर्धभाग'ને 'पाटक'ની સંજ્ઞા આપેલી છે જેમ આપણે ત્યાં વાડો કે પાડો શબ્દ પ્રચલિત છે તેમ કાશીમાં એક મહોલ્લાનું નામ 'चासका फाटक' છે એ 'फाटक' અને પ્રસ્તુત 'पाटक' એ બન્ને સમાન શબ્દો છે ફાડિયું (સોપારીનું) 'फाड' (લાકડાની) વગેરે શબ્દોનો સંબંધ પણ મૂળ 'पाट्' ધાતુ સાથે છે એ બધામાં 'भाग' અર્થ સ્પષ્ટપણે રહેલો છે મારી કલ્પના બાધિત જણાય તો તેને આગ્રહ માનવાની નથી

૭ ત્રૈમાસિકના પૃ૦ ૨૫૧ ઉપર જે સાતમો મત બતાવ્યો છે તેમાં 'જે ભાષા પંક્તિ જેવી સીધી-સરળ હોય તે ભાષાનું નામ 'पालि' આ લખાણ મારી કલ્પનાનું છે, પરંતુ જેઓ 'पङ्क्ति' અને 'पालि' વચ્ચે ઘનિષ્ઠ સામ્ય કલ્પે છે તેઓનું તેવું કથન નથી તેઓ તો જે જણાવે છે તે બધું શ્રી विधुशेखरजीના શબ્દોમાં અહીં જણાવેલું છે.

સમર્થક પાલિભાષાના પ્રખરપંડિત પૂર્વોક્ત શ્રી. વિધુશેખર શાસ્ત્રીજી છે. તેઓ આ સંબંધે સમર્થન કરતાં જણાવે છે કેઃ—

સંસ્કૃતભાષામાં છે તેમ પાલિભાષામાં પણ 'પાલિ' શબ્દનો મૂળ અર્થ પંક્તિ, વીથિ વા શ્રેણિ વગેરે છે. બૌદ્ધસાહિત્યમાં ધર્મશાસ્ત્રની અક્ષરપંક્તિ કે (શ્લોક)ચરણપંક્તિ ઉદ્ધૃત કરવી હોય કે સૂચવવી હોય ત્યાં પૂર્વાચાર્યો 'પંક્તિ' અર્થના બીજા કોઈ શબ્દનો પ્રયોગ ન કરતાં માત્ર 'પાલિ' શબ્દનો પ્રયોગ કરતા જણાય છે. આ સંબંધે સંસ્કૃતસાહિત્યમાં જોઈએ તો જણાય એમ છે કે કેટલાક લેખકો વા પાઠકો કોઈ શાસ્ત્રના મૂળપાઠને સૂચવવો હોય ત્યાં "તથા ચ સૂત્રપઙ્ક્તિઃ" એમ કહીને મૂળપાઠ માટે 'પંક્તિ' શબ્દનો પ્રયોગ કરતા હોય છે અને કેટલેક સ્થળે તો મૂળપાઠ માટે 'સૂત્રપઙ્ક્તિ' નહીં પરંતુ એકલો 'પંક્તિ' શબ્દ પણ વપરાયેલો દેખાય છે. આ જ રીતે બૌદ્ધસાહિત્યમાં મૂળપાઠ માટે 'પાલિ' શબ્દનો પ્રયોગ થતો આવ્યો છે." ઇત્યાદિ.

([૮]પાલિપ્રકાશનો પ્રવેશક પૃ૦ ૧ થી )

શ્રીમાન શાસ્ત્રીજીએ પોતાના ઉક્ત પ્રવેશકમાં ઉપર્યુક્ત ઉદ્ધૃત અવતરણ ઉપરાંત આ બાબત અનેક બીજાં ઉદાહરણો આપીને ઘણી વિશેષ ચર્ચા કરેલી છે અને એમાં એમ સાબિત કર્યું છે કે 'પાલિ' શબ્દ શાસ્ત્રના 'મૂળપાઠ'નો દ્યોતક છે અને તેનો મૂળસંબંધ સં. 'પઙ્ક્તિ' સાથે છે.

આ સંબંધે નમ્રતાપૂર્વક જણાવવાનું કે નીચેના મુદ્દા તરફ વિશેષ લક્ષ્ય થશે તો 'પાલિ' શબ્દના મૂળ વિશે વિશેષ સ્પષ્ટતા થશે.

શ્રી. શાસ્ત્રીજી કહે છે તેમ "'પઙ્ક્તિ' અને 'પાલિ' બન્ને પર્યાય શબ્દો છે અને જેમ સંસ્કૃતસાહિત્યમાં 'પંક્તિ' શબ્દ 'શાસ્ત્રના મૂળપાઠ'ને સૂચવે છે તે રીતે બૌદ્ધસાહિત્યમાં 'પાલિ' શબ્દ 'બૌદ્ધ સાહિત્યના મૂળપાઠ' માટે સ્થળે સ્થળે વપરાયેલો છે."

આ વિશે શબ્દના અર્થ પરત્વે નિર્ણય આપનારાં પ્રમાણભૂત સાધનો—સંસ્કૃત શબ્દકોશો—તરફ નજર નાખીશું તો તેમાં ક્યાંય પણ 'શાસ્ત્રના મૂળપાઠ' માટે [૯]'પઙ્ક્તિ' શબ્દ આપેલો

---

૮. આ ગ્રંથ મૂળ બંગાળી અક્ષરમાં છે અને તેનો પ્રવેશક પણ બંગાળી અક્ષરમાં છે. ઉપરનો આ ભાગ તે બંગાળીનો સારરૂપ અનુવાદ છે.

૯. કોશકારોએ 'પઙ્ક્તિ' શબ્દનો અર્થ આપતાં જે કાંઈ જણાવ્યું છે તે આ પ્રમાણે છેઃ

વીથિ[૧]—આલિઃ[૨] આવલિઃ[૩] પઙ્ક્તિઃ[૪] શ્રેણી[૫]

—(અમરકોશ કાં૦ ૨, વનૌષધિવર્ગ શ્લો૦ ૪)

અમરકોશમાં આ શબ્દ વનૌષધિવર્ગમાં મૂકેલો છે, એથી એમ સ્પષ્ટ જણાય છે કે આ શબ્દનો સંબંધ પ્રધાનપણે વનો કે વૃક્ષો સાથે હોવો જોઈએ. આ સ્થળે 'પઙ્ક્તિ'નો અર્થ 'મૂળપાઠ' કે 'શાસ્ત્રનો મૂળપાઠ' શી રીતે જણાય?

"પઙ્ક્તેઃ શતસહસ્રાદિ ક્રમાદ્ દશગુણોત્તરમ્"

—(અમરકોશ કાં૦ ૨ વૈશ્યવર્ગ શ્લો૦ ૮૪)

હોય એવુ જણાયુ નથી તે જ રીતે ૧૦'पालि' શબ્દનો અર્થ 'મૂળપાઠ' હોય એવુ પણ તે તે કોશોદ્વારા જાણી શકાતુ નથી 'पङ्क्ति' કે 'पालि'નો સાધારણ અર્થ 'श्रेणि-लाइन-हार' થાય છે

---

આ સ્થળે કોશકાર 'દશ'ની સખ્યા માટે 'पङ्क्ति' શબ્દનો પ્રયોગ કરે છે, અર્થાત् पङ्क्ति' એટલે दस

"पङ्क्ति छन्दोऽपि दशम स्यात्"

—(અમરકોશ નાનાર્થવર્ગ કા૦ ૩ શ્લો૦ ૭૧)

અર્થાત્ पङ्क्ति એટલે ૧ દશ અક્ષરવાળો છદ અને ૨ આવલિ-શ્રેણિ

આ રીતે અમરકોશમા ત્રણ સ્થળે 'पङ्क्ति' શબ્દનો ઉલ્લેખ છે તેમા ક્યાય તેનો 'मूळपाठ' અર્થ જણાવેલો નથી

આ૦ હેમચદ્ર પણ 'पङ्क्ति'નો 'श्रेणि' અર્થ જણાવે છે (અભિધાનચિંતા૦ કા૦ ૬ શ્લો૦ ૫૯) આ૦ હેમચદ્ર "पङ्क्ति छन्द-श्रेण्यो" (અનેકાર્થસગ્રહ કા૦ ૨ શ્લો૦ ૧૭૪) આમ કહીને 'पङ्क्ति'ના બે અર્થ જણાવે છે એક તે નામનો છદ અને બીજો શ્રેણિ આ રીતે તે આચાર્ય પણ 'પક્તિ'નો અર્થ 'મૂળપાઠ' નોધતા નથી

૧૦ 'पालि' શબ્દ વિશે પણ તે તે કોશકારોએ જે જણાવ્યુ છે તે આ પ્રમાણે છે

"कोणस्तु स्त्रिय पालि-अश्रि-कोटय" (१ २ ३ ४)

—(અમરકોશ ક્ષત્રિયવર્ગ કા૦ ૨ શ્લો૦ ૯૩)

અર્થાત્ કોણ, પાલિ, અશ્રિ અને કોટિ એ ચાર શબ્દો 'અણી'ના અર્થમા છે

"पालि स्त्री अश्रि-अङ्क-पङ्क्तिषु"

—(અમરકોશ નાનાર્થવર્ગ કા૦ ૩ શ્લો૦ ૧૯૬)

અર્થાત્ "'पालि' એટલે અણી, ખોળો, નિશાન અને પક્તિ" એ રીતે 'पालि' શબ્દના ચાર અર્થ છે

એ પ્રમાણે અમરકોશકારે 'पालि' શબ્દનો 'मूळपाठ' અર્થ જણાવ્યો નથી

આચાર્ય હેમચદ્ર 'पालि' શબ્દના અર્થ વિશે નીચે પ્રમાણે કહે છે

"पालिस्तु कर्णलतिका"— —(અભિધાન૦ કા૦ ૩ શ્લો૦ ૨૩૮)

અર્થાત્ 'पालि' એટલે કર્ણલતિકા-કાનનો પ્રાતભાગ

"सेतौ पालि-आलि-संवरा" (१ २ ३ ४) —(અભિધાન૦ કા૦ ૪ શ્લો૦ ૩૧)

पालि-એટલે પાળ-તળાવની પાળ

"कोटि पाली-अस्र इत्यपि" —(અભિધાન૦ કા૦ ૪ શ્લો૦ ૭૯)

અર્થાત્ 'पालि' એટલે અણી

"पालि यूका-अश्रि-पङ्क्तिषु" ॥ ४८४

जातश्मश्रुस्त्रियाम्, प्रान्ते, सेतौ, कल्पितभोजने ।

प्रशसा-कर्णलतयो उत्सङ्गे प्रस्थ-चिह्नयो ॥ ४८५

—(અનેકાર્થ૦ કા૦ ૨)

જેમ विप्रपक्ति, छात्रपक्ति, सूत्रपक्ति, अक्षरपक्ति કે वृक्षपंक्ति, વગેરે. આ રીતે એકબીજા પર્યાયરૂપ 'पंक्ति' કે 'पालि' શબ્દનો 'મૂળપાઠ' અર્થ નિરાધાર જણાય છે.

વળી, બીજું એ કે તેમના કહેવા પ્રમાણે 'पङ्क्ति' અને 'पालि' એ બન્ને એકબીજા પર્યાયશબ્દો છે તો પછી જેમ સંસ્કૃતસાહિત્યમાં 'सूत्रपक्ति' કે 'अक्षरपक्ति' શબ્દો વપરાયેલા જણાય છે તેમ ક્યાંય 'सूत्रपालि' 'अक्षरपालि' શબ્દોનો વ્યવહાર થયેલો નથી તેનું શું કારણ? આ ઉપરથી મને તો એમ લાગે છે કે 'पक्ति' કે 'पालि'નો 'મૂળપાઠ' અર્થ બંધબેસતો નથી. તે, એ શબ્દોના વાચ્યાર્થથી ઘણો દૂર પડે છે માટે કોઇ પણ વિશિષ્ટ પ્રમાણ કે આધાર વિના 'पङ्क्ति' કે 'पालि'નો 'મૂળપાઠ' અર્થ સ્વીકારી શકાય એમ ખરો?

અહીં એક વાત ધ્યાનમાં રાખવાની છે કે 'पालि' શબ્દનો અર્થ 'મૂળપાઠ' છે એ ખરું છે અને શ્રી. શાસ્ત્રીજીની તીક્ષ્ણદૃષ્ટિમાં એ, ભાસી પણ ગયો છે, પરતુ તે અર્થ માટે 'पङ्क्ति' કે 'पालि' શબ્દની તેમની યોજના બરાબર નથી જણાતી એ જ હકીકત મારે પ્રસ્તુતમાં જણાવવાની છે.

ત્યારે હવે પ્રશ્ન થવાનો કે 'મૂળપાઠ'વાચક જે 'पालि' શબ્દ છે તેનું મૂળ શું? અને તેની વ્યુત્પત્તિ કઈ? આનો સવિસ્તર ઉત્તર અગિયારમા મતની ચર્ચામાં આવી ગયો છે (જુઓ પ્રસ્તુત લેખનો પૂર્વભાગ પૃ૦ ૨૫૨-૨૫૩) તેથી તેને અહીં લખીને પુનરુક્તિ કરવી ઠીક લાગતી નથી.

તાત્પર્ય એ કે પ્રસ્તુત સાતમા મતમાં 'पङ्क्ति'ના પર્યાય અને पङ्क्ति દ્વારા નીપજાવેલા 'पालि' શબ્દ સાથે ભાષાવાચક 'पालि'ની તુલના કરીને ને 'पालि'નું મૂળ 'पङ्क्ति શબ્દ છે' એમ જે કહેવામાં આવ્યું છે તે પણ ઉક્ત યુક્તિદ્વારા બંધબેસતું જણાતું નથી.

૮ આઠમો મત કહે છે તેમ 'पालि'નો અર્થ 'धर्मशास्त्रनो पाठ' છે એ ખરું છે, પણ તેમાં 'पालि'ના મૂળ વિશે કશો સ્પષ્ટ ઉલ્લેખ આપેલો નથી. તેથી અને એ મતદર્શકે 'पालि'ના મૂળની ચર્ચા જ નથી કરી તેથી 'पालि'ના મૂળની શાબ્દિક ચર્ચામાં એ મત વિશેષ ઉપયોગી જણાતો નથી.

૯ નવમા મતમાં 'पालि' શબ્દનો સંબંધ प्राकृती–पायडी–पायली–पालि: એ રીતે સં. 'प्राकृत' શબ્દ સાથે જણાવ્યો છે. 'पालि' ભાષા એક કાળે મગધના લોકોની સ્વાભાવિક ભાષા હતી. જે

---

અર્થાત્ 'पालि' શબ્દના બાર અર્થ આ પ્રમાણે છે:

૧ જૂ, ૨ અણી, ૩ પઙ્ક્તિ, ૪ જેને દાઢીમૂછ ઊગી છે એવી સ્ત્રી, ૫ છેડો, ૬ પાળ, ૭ કલ્પિત ભોજન, ૮ પ્રશંસા, ૯ કર્ણલતા, ૧૦ ખોળો, ૧૧ માપ-પાલી, ૧૨ નિશાન.

આ રીતે હેમચંદ્રે પણ 'पालि'નો મૂળપાઠ અર્થ જણાવેલો નથી.

પાલિભાષાના 'अभिधानप्पदीपिका' નામના કોશમાં 'पालि' નહીં પણ 'पाळि' શબ્દ આપેલો છે અને તેનો અર્થ 'श्रेणि' જ જણાવેલો છે.

—(અભિધાનપ્પદીપિકા અંક ૫૩૯, ૨ ભૂકંડ)

આ રીતે કોઈ પણ કોશકારે 'पङ्क्ति' કે 'पालि'નો 'મૂળપાઠ' અર્થ જણાવેલો નથી.

ભાષા સ્વાભાવિક હોય તે 'પ્રાકૃત' કહેવાય એ સુપ્રતીત છે અને આ અર્થે જોતા નવમો મત અસગત નથી, પરતુ 'પાલિ' શબ્દ જ્યા જ્યા બૌદ્ધસાહિત્યમા વપરાયેલો છે ત્યા ક્યાય તે 'સ્વાભાવિક ભાષા' અર્થમા નથી વપરાયો પરતુ 'મૂળપાઠ' એવા અર્થમા વપરાયો છે અને એ દૃષ્ટિએ જોતા નવમા મતમા બતાવેલી રીત 'પાલિ' શબ્દના મૂળ વિશે ઉપયોગી નથી જણાતી તેથી એ નવમો મારો મત હું ફેરવુ છુ અને અગિયારમા મતમા જે રીતે 'પાલિ' શબ્દની વ્યુત્પત્તિ બતાવી છે તેને પ્રમાણ તરીકે સ્વીકારુ છુ

દસમા મતવાળા નિરીક્ષકની નજર 'પાલિ' 'મગધની ભાષા હતી', એ ભાવ તરફ ગઈ છે અને તેથી તે વિવેચક તેને માટે એકવખત મગધની રાજધાનીરૂપ મનાતું 'પાટલિપુત્ર' નગર યાદ કર્યું અને કહ્યુ કે 'પાટલિપુત્ર'ના આદ્ય પદ 'પાટલિ' સાથે ભાષાવાચક 'પાલિ'નો સબધ છે કલ્પના તો વિશેષ રમ્ય છે પરતુ 'પાટલિ' દ્વારા 'પાલિ' એવુ પરિવર્તન નીપજવુ જ શક્ય નથી બહુ બહુ તો પાટલિ'નુ પરિવર્તન 'પાડલિ' કે 'પાલલિ' થવુ શક્ય છે કદાચ એમ કલ્પાય કે 'પાલલિ' પદ 'પાલિ'ની નિષ્પત્તિ માટે પૂરતુ છે પરતુ તેમ કહેવુ બરાબર નથી બૌદ્ધ સાહિત્યમા જ્યા જ્યા 'પાલિ' શબ્દ વપરાયો છે ત્યા તે પ્રધાનપણે 'માગધી' ભાષાના અર્થમાં નથી વપરાયો પરતુ 'ભગવાન બુદ્ધની દેશના' 'મૂળપાઠ'–માટે વપરાયો છે અને તેનો આ વધારે વપરાયેલો અર્થ જોતા 'પાલિ'નો સબધ 'પાટલિ' સાથે ઘટી શકતો નથી બલાત્કારે ઘટાડવા જઈએ તો પણ તે ઘણો દૂર પડી જાય છે માટે દેશના–વાચક 'પાલિ' શબ્દની નિષ્પત્તિ માટે એવો જ કોઈ દેશના–વાચક શબ્દ શોધવો વિશેષ યુક્તિયુક્ત છે અને એ રીતે આ દસમો મત પણ અગ્રાહ્ય છે

આ રીતે 'પાલિ' શબ્દની નિષ્પત્તિ માટે ઉપર જે દસ મતો બતાવ્યા છે તેમાના કેટલાક તો સર્વથા અપ્રામાણિક છે અને કેટલાક વિશેષ દૂર પડી જાય એવા છે માટે તે દશે મતો 'પાલિ' શબ્દની વ્યુત્પત્તિ વિશે નિર્ણીત પ્રકાશ કરી શકતા નથી અને તેથી જ તે ગ્રાહ્યકોટિના નથી

છેક છેલ્લો આ અગિયારમો મત 'પાલિ' શબ્દ માટે સ્પષ્ટ અને નિર્ણીત પ્રકાશ નાખે છે અને તે જ ગ્રાહ્ય છે તે બાબત આ લેખના આગલા ભાગમા જ (પૃ૦ ૨૫૨–૨૫૩) ચર્ચા કરેલી છે છતા તે વિશે અહીં સક્ષેપમા ફરી પણ જણાવી દઉ

(૧) ભાષાવાચક 'પાલિ' શબ્દ જ નથી પરતુ 'માગધી' શબ્દ છે બૌદ્ધસાહિત્ય જે ભાષામા લખાયુ છે તેનુ નામ પ્રસિદ્ધ પ્રસિદ્ધ વૈયાકરણોએ ક્યાય 'પાલિ' એવુ જણાવ્યુ જ નથી પરતુ 'માગધી' નામ જણાવેલું છે (પ્રસ્તુત લેખ પૃ૦ ૨૫૨ તથા તે ઉપરની ટિપ્પણી)

(૨) જ્યા જ્યા બૌદ્ધસાહિત્યમા 'પાલિ' શબ્દ વપરાયેલો છે ત્યા બધે તેનો અર્થ 'ધર્મદેશના' બતાવવામા આવ્યો છે એટલે 'પાલિ'નો અર્થ 'કોઈ એક ભાષા' નહીં પરતુ 'ભગવાન બુદ્ધની ધર્મદેશના' સમજવાનો છે

(૩) બૌદ્ધસાહિત્યના મૂળભૂત પિટક ગ્રથમા 'ધર્મદેશના'ના અર્થમા 'ધમ્મપરિયાય' શબ્દ વપરાયેલો છે 'પાલિ'ના મૂળના એ 'પરિયાય' શબ્દ છે જેમ પિટકગ્રથમા 'દેશના' માટે 'પરિયાય' શબ્દ વપરાયો છે (જુઓ પ્રસ્તુત લેખ પૃ૦ ૨૫૨) તેમ દેવાનાપ્રિય પ્રિયદર્શી સમ્રાટ્

अशोकनी धर्मलिपिओमां 'धर्मदेशना' माटे 'धंमपलियाय' शब्द वपरायेलो छे. (जुओ प्र० लें० पृ. २५२) प्रस्तुत 'पलियाय' अने उक्त 'पारयाय' ए बन्ने पर्याय शब्दो छे. प्रस्तुत 'पालि'नो निकटतम संबंधी अशोकनी धर्मलिपिमां वपरायेलो 'पलियाय' शब्द छे. 'पलियाय' द्वारा [11]'पालियाय' नीपजे अने ते द्वारा विवादास्पद 'पालि' शब्द उत्पन्न थाय.

(४) 'परियाय' शब्द 'देशना' अर्थमां छे ए हकीकत पण [12]पालिकोशकारे आपेली छे एटले 'परियाय' के 'पलियाय'ना अर्थ विशे मुंझवण रहेती ज नथी.

आ विशे श्री. जगदीश काश्यपजीए पोताना पालिमहाव्याकरणना प्रथमखंडमां स्पष्ट नोंध आपीने 'पालि'ना मूळ विशे निवेडो आणी दीधो छे ते माटे मारा जेवा पालि भाषाना अभ्यासीओ तेमना सविशेष ऋणी छे.

अहीं एक वात कही दउं अने ते ए के, जे जे विद्यार्थी पालि' भाषानो अभ्यास करे छे, करी गया छे वा करनारा छे ते बधाए श्रीजगदीशजीनुं उक्त लखाण वांची जवुं जरूरी छे. अने 'शुं 'पालि' शव्द प्रधानपणे कोई भाषानो वाचक छे? तेनु मूळ शुं छे? बौद्ध-साहित्यनी मूळभाषानो वाचक कयो शव्द छे? जे शव्द होय तेनी अने प्रस्तुत पालि शव्दनो वच्चे कोई प्रकारनो संवध छे के केम? 'पालि' शव्दनो मूळ अर्थ कयो छे? अने 'भाषा' अर्थ साथे तेनो संवंध शी रीते थयो?' वगेरे प्रश्नोना खुलासा जिज्ञासुओए मेळववा आवश्यक छे.

( अपूर्ण )



११ जुओ त्रैमासिक पृ० २५३ टिप्पण ९.

१२ "कारणे देसनायं च वारे वेवचने पि च ।
पाकारस्मिं अवसरे परियायो कथीयति ॥"

—(अभिधानप्पदी० सामान्यकांड ३, श्लो० ८३७)

अर्थात् 'परियाय' शब्दना आ अर्थो छे: परियाय एटले १ कारण, २ देशना–उपदेश, ३ वारो, ४ वेवचन, ५ प्राकार, ६ अवसर.

आ रीते आ कोशकारे 'परियाय'नो 'देशना' अर्थ स्पष्टपणे जणावेलो छे.

# પ્રાકૃતસર્વસ્વ

અનુ ૰ કેશવરામ કા શાસ્રી

[ અનુસધાન વર્ષ ૬, અક ૨, પૃ ૨૭૨ થી ]

પાદ ૪થો

## ૧ સવિગત સ્વરવિકાર

### १. सन्धौ बहुलमचामज्लोपविशेषाः

સામસામે આવેલા વર્ણોની ખૂબ નિકટતા તેને "સધિ" કહે છે સધિના વિષયમા સ્વરોનો લોપ તેમ જ સ્વરોના વિશેષ ફેરફાર એ વગેરે અનિયત્રિત (बहुल) થાય, જેમકે સ્વરના વિષયમા—

मध्यमम् = मज्झिम - માઝનુ     उत्तमम् = उत्तिम - ઉત્તમ
सप्तपर्ण = छत्तिवण्णो - સાતવણુ     महाराष्ट्र = मरहट्ठो - મરાઠો (દેશ)

આ વગેરે શબ્દોમા સ્વરોનો નિત્ય ફેરફાર આવ્યો છે (પહેલા ત્રણ દાખલામા अ નો इ અને છેલ્લામા आ નો अ )

यमुनातटम् = जउणाअडं के जउणअडं - યમુનાતટ
लक्ष्मीपति = लच्छिवई के लच्छीवई - લક્ષ્મીપતિ
भुजग्रासम् = भुअवत्त के भुआवत्त - ભુજગ્રાસ
वेणुवनम् = वेणुवण के वेणूवण - વેણુ-વન
कर्णिकार = कण्णिआरो के कण्णआरो - કણેર
परस्परम् = परप्पर के परोप्पर - પરસ્પર
व्याकुल = वाऊलो के वाउलो - વ્યાકુલ
अक्षौहिणी = अक्खउहिणी के अक्खोहिणी - અક્ષોહિણી
चन्द्रोदय = चन्दउदओ के चन्दोदओ - ચદ્રોદય

આ વગેરે શબ્દોમા તે તે શબ્દોમા નિર્દિષ્ટ સ્વરોમા વિકલ્પ દેખાય છે સ્વરોનો લોપ નીચેના શબ્દોમા થાય છે

पलगण्ड = पलंडो - (સુતારો)     वेतण्ड' = वेंडो - (હાથી)

આ શબ્દોમા पल + गण्ड > पल + अण्ड > पलड, वेतण्ड > वेअड > वेंड એમ अ નિત્ય લુપ્ત થયો છે, (वेयड રૂપ પણ મળે છે )

જ્યારે નીચેના શબ્દોમા સ્વરોનો વિકલ્પે લોપ થાય છે

सौकुमार्यम् = सोअमल्ल के सोमल्लं - સુંવાળપ
पादपतनम् = पाअवडण के पावडण - પાદપતન
पादपीठम् = पाअवीढ के पावीढ - બાજોઠ
अन्धकार = अन्धआरो के अन्धारो - અધારુ

स्कन्धावारः = खंधाआरो કે खंधारो – (છાવણી)
कुम्भकारः = कुंभआरो કે कुंभारो – કુંભાર
चक्रवाकः = चक्कआओ કે चक्काओ – ચકવો
राजकुलम् = राअउलं કે राउलं – (રાજમહેલ)
राजपुत्रः = राअउत्तो કે राउत्तो – રાવત
काकचिञ्ची = काअइंची કે काइंची – (ચણોઠી)

સ્વરોનો વિશેષ ફેરફાર નીચેના શબ્દોમાં થાય છે:

उभयपार्श्वम् = उहअवासं કે अवहोवासं – (ઉત્તમ બાજૂ)
उभयमुखम् = उहअमुहं કે अवहोमुहं – (ઉભયમુખું)
जयकारः = जअक्कारो કે जोक्कारो – જેકાર
सुवर्णम् = सुअण्णं કે सोण्णं – સોનુ
परस्परम् = परोवरं કે परोप्परं – પરસ્પર

આ પ્રમાણે "બહુલતા"એ ત્યાં ત્યાં ઉદાહરણો પ્રમાણે અનેક પ્રકારના પ્રયોગો થાય છે.

### २. युते ह्रस्वः ।

જોડાક્ષરની પૂર્વનો સ્વર હ્રસ્વ થાય; જેમકે

श्यामलाङ्गः = सामलङ्गो – (શ્યામાંગ) मृगेन्द्रः = मइन्दो – મૃગેંદ્ર
शल्योद्धारः = सल्लुद्धारो – (શલ્યોદ્ધાર) आरण्या = रण्णा – રાની
आरण्यः = रण्णो – રાની (આમાં સર્વત્ર જોડાક્ષર પૂર્વનો સ્વર હ્રસ્વ થયો.)
तीर्णम् = तिण्णं – તીણું (તરેલું)

"બહુલતા"ને કારણે નીચે જેવાં રૂપો પણ થાય:

पुनरुक्तम् = पुणोत्तं – પુનરુક્ત (આમાં ओ રહ્યો છે, જેને દીર્ઘ માન્યો જણાય છે. पुनरुत्तं પણ થાય.)
त्रयस्त्रिंशत् = तेत्तीसा – તેત્રીસ (આમાં ए અને ई દીર્ઘ છે. અહીં પણ માર્કંડેયે ए દીર્ઘ માન્યો જણાય છે.
नेत्रम् = नेत्तं – નેત્ર (આમાં પણ ए દીર્ઘ માન્યો જણાય છે.)
गोत्रम् = गोत्तं – ગોત્ર ( ? ) = दोण्णं – ( ? ) વગેરે

### ३. शेषे द्वित्वमनासे दीर्घः स्यात्

પછીના વ્યંજનમાં બેવડાપણું ન હોય તો તે પૂર્વનો સ્વર દીર્ઘ થાય; જેમકે

उत्सुकः = ऊसुओ – ઉત્સુક . उत्सवः = ऊसवो – ઉત્સવ
विश्वास = वीसासो – વિશ્વાસ विश्रामः = वीसामो – વિસામો
अश्वः = आसो – અશ્વ अश्रम् = आसं – આંસુ

"બહુલતા"ને કારણે दुर्लभम >दुलह – દુર્લભ થાય છે, વળી गाथासप्तशतीमा 'ईसपुरिसाइरि विसमिरि जाणसु पुरिसाण जं दुक्खं (१-५२)-મ ईषत्पुरुषायिते विश्रमशीले जानीहि पुरुषाणा यद्दुःखम् ।—હાઈક પુરુષાતનવાળી અને થાકી જવાની ટેવવાળી હે સ્ત્રી! પુરુષોને જે દુઃખ થાય તે જાણ"

એમા दुक्ख એ શબ્દમા હ્રસ્વ રહ્યો છે

४. गुण इत क्वापि ॥

इ–उનો ક્યાક તેવા સયોગોમા ગુણ થાય છે, જેમકે

गणेश्वर = गणेसरो (गणीसरोને બદલે) – ગણેશ્વર
चन्द्रोदय = चदोदओ (चदूदअને બદલે) – ચદ્રોદય
प्रियोपगमनम् = पियोवगमण (पिऊवगमणને બદલે) – પ્રિયોપગમન

આ વગેરે શબ્દોમા સંધિપ્રાપ્ત ગુણ નિત્ય થાય છે

व्यग्र = वेग्गो કે विअग्गो – વ્યગ્ર
व्यञ्जनम् = वेंजणं કે विअजण (કે वजणं) – વ્યંજન

આ વગેરે શબ્દોમા વિકલ્પ છે, જ્યારે

अप्यत्र = अविपत्थ – (શુ અહીં) तुदति = तोमइ – (પીડે છે)
अधरोष्ठम् = अहरोट्ट (अहरुट्ठ પણ) – નીચલો હોઠ

આ શબ્દોમા ચોક્કસ ગુણ થાય છે (મૂળમા तुभइ અને अहरोट्टं છે તે અશુદ્ધ જણાય છે)

૭. विंशत्यादौ बिन्दोर्लुक् तेर्वा दीर्घता चादेः ।

विंशति વગેરે શબ્દોમા અનુસ્વારનો લોપ, तिનો વિકલ્પે લોપ અને અનુસ્વારના પૂર્વસ્વરને સ્થાને તેનો તે દીર્ઘ સ્વર થાય, જેમકે–(तिનો લોપ ન થાય ત્યારે પ્રાકૃત–પ્રાપ્ત इ રહે)

विंशति = वीसा કે वीसई – વીસ–૨૦ त्रिंशत् = तीसा – ત્રીસ–૩૦ (તીસ–૩૦)
त्रयस्त्रिंशत् = तेत्तीसा – તેત્રીસ–૩૩ (ત્રેતીસ–૩૩)
त्रयोविंशति = तेवीसा કે तेवीसई – તેવીસ–૨૩

આ ઉદાહરણોમા સૂત્ર ૫–૩૦ પ્રમાણે आ–ई અતે વિકલ્પે થાય, તે પ્રમાણે "બહુલતા"એ आ થયો છે

६. ओत्व लुक्च विसर्गस्य

વિસર્ગનો ક્યાક ओ અને ક્યાક લોપ થાય, જેમકે

सरोरुहम् = सरोरुह કે सररुह – મનોરુહ (કમળ)
मनोहर = मणोहरो કે मणहरो – મનોહર–મનહર

ક્યાંક માત્ર લોપ જ થાય; જેમકે (સ્‌નો વિસર્ગ માની)

सरोवरम् = सरवरं – સરોવર–સરવર
नभस्तलम् = णहअलं – નભસ્તલ (આકાશ)
उरस्तटम् = उरअडं – ઉરસ્તલ (છાતી)

નીચેનાં ઉદાહરણોમાં વિસર્ગ–સ્‌નો र् થયો છે તે સંસ્કૃત ભાષાના અનુકરણે સમજવાનો છે; જેમકે

निरायुः = णिरायुसा – (અલ્પજીવ)
निरनुक्रोशः = णिरणुक्कोसो – નિરનુક્રોશ (શાંતિ)
निरन्तरम् = णिरन्तरं – નિરતર
निरुपमम् = णिरुवमं – નિરુપમ
दुराचारो = दुराआरो – દુરાચાર
दुराशयः = दुरासओ – દુરાશય
दुरतिक्रमः = दुरइक्कमो – દુરતિક્રમ
पुनरुक्तम् = पुणरुत्तं (ઉપર पुणोत्त–સૂત્ર ૨–માં જુઓ).
पुनरपि = पुणरवि – પુનરપિ (ફરી પણ)

૭. दोर्लोपः स्यादुदुम्बरे ॥

उदुम्बर શબ્દમાં दुનો લોપ થાય; જેમકે

उदुम्बरः = उंवरो – ઉંબરો (ઉબરાનું ઝાડ)

૮. यसश्च संख्याशब्दानां

સંખ્યાવાચક શબ્દોમાંના यस्‌નો લોપ થાય (એટલે કે त्रयस्‌ના यस्‌નો લોપ થાય); જેમકે—

त्रयोदश = तेरह – તેર
त्रयोविंशतिः = तेवीसा – ત્રેવીસ–શ (કે તેવીસ–શ)
त्रयश्चत्वारिंशत् = तेचत्तारीसा – ત્રેતાલીસ–શ (કે તેતાલીસ–શ) (–ળી–પણ)
त्रयःपञ्चाशत् = तेवण्णासा – ત્રેપન (કે તેપન)
(અને તે પ્રમાણે त्रयःषष्ठिः = तेसट्ठि – ત્રેસઠ કે તેસઠ)

અહીં तનો ते થયો છે; તે આ શબ્દો शय्यादि ગણમાં ગણાયેલા છે તે રીતે (જુઓ સૂત્ર ૧–૭).

૯. यावदादिषु वस्य वा ।

यावद् વગેરેમાં व નો વિકલ્પે લોપ થાય છે.

यावत्तावद्देवकुलमेवमेवावटस्तथा ।
जीवितावर्तमानाद्या विज्ञेया यावदादयः ॥

यावद्, तावद्, देवकुल, एवमेव, अवट, जीवित, आवर्तमान, એ વગેરે શબ્દો यावदादि ગણના છે

यावद् = जा કે जाव-જ્યા (જ્યાસુધી) तावद् = ता કે ताव-ता (ત્યાસુધી)
देवकुलम् = देवउल કે देउल – દેવળ एवमेव = एअमेअ કે एमेअ – એમ
अवट = अवडो કે अडो – (ઊંડો ખાડો)
जीवितम् = जीविअ કે जीअ – જીવ્યુ
( સૂ. ૪-૧ પ્રમાણે विमाना इनो अ થઈ ગયો છે )
आवर्तमान = आवट्टमाणो કે अट्टमाणो – (ધૂમરી લેતો)
आदि શબ્દથી आवर्तना > आवट्टणा કે अट्टणा – આવર્તના, पापरत > पावरओ કે पारओ – પાપરત, શબ્દો લેવા

१०. कालायसे यस्य

कालायस શબ્દમા यनो વિકલ્પે લોપ થાય, જેમકે
कालायस = कालाअसो કે कालासो – (કાળુ લોખડ)

११. दस्य हृदये

हृदय શબ્દમા दનો વિકલ્પે લોપ થાય, જેમકે
हृदयम् = हिअअ કે हिअ – હૈયુ

१२. जस्य भाजने ।

भाजन શબ્દમા जનો વિકલ્પે લોપ થાય, જેમકે
भाजनम् = भाअण કે भाण – ભાણુ

१३. अन्त्यस्य हलो नित्य

શબ્દોના અંતભાગમા આવતા વ્યજનનો નિત્ય લોપ થાય, જેમકે
यशस् = जसो – જસ मनस् = मणो – મન
इन्द्रजित् = इंदई – ઇંદ્રજિત

१४ विद्युद्वर्जे स्त्रियामात्स्यात् ।

विद्युत् સિવાયના નારી જાતિના શબ્દોમા છેડાના વ્યજનનો લોપ થયા પછી आ ઉમેરાય, જ્યારે विद्युतनु विज्जू થાય, જેમકે
सरित् = सरिआ-(નદી) प्रतिपद् = पाडिवआ – પડવો

१७. रो रा

નારીજાતિના શબ્દોને છેડે રહેલા र્નો रा થાય ( એટલે કે र् લોપાય નહિ) , જેમકે
गिर् = गिरा – ગિરા धुर् = धुरा – ધુરા पुर् = पुरा – (પુરી)

## ૧૬. क्षुधि हा

क्षुध् શબ્દમાં અંત્ય વ્યંજનનો हा થાય છે; જેમકે

क्षुध् = छुहा – (ભૂખ)

## ૧૭. शरदो दः स्यात्

शरद्ના અંત્ય द्નો द થાય, (જે પ્રાકૃતના નિયમ પ્રમાણે બે સ્વર વચ્ચે આવતાં ઊડી જાય.), જેમકે

शरद् = सरओ (જાતિ નર થઈ જાય છે) – શરદઋતુ

## ૧૮. दिक्प्रावृषोः सः स्यात् ॥

दिश् અને प्रावृष् શબ્દોના અંત્ય વ્યંજનોનો स થાય; જેમકે

दिश् = दिसा – દિશા        प्रावृष् = पाउसो (નરજાતિ) – પાવસ

## ૧૯. आयुरप्सरसोर्वा स्यात्

आयुस् અને अप्सरस्‌ના અંત્ય વ્યંજનનો स વિકલ્પે થાય; (ન થાય ત્યારે લોપ થાય); જેમકે

आयुस् = आउ કે आउसो (નર.) – આયુ

अप्सरस् = अच्छरा કે अच्छरसा – અપ્છરા

## ૨૦. वक्रादौ बिन्दुरिष्यते ।

वक्रादि गणના શબ્દોમાં અનુસ્વારનો આગમ થાય છે; તે, ઉદાહરણ પ્રમાણે ક્યાંક પહેલા સ્વર ઉપર તો ક્યાંય બીજા સ્વર ઉપર થાય છે.

वक्रत्र्यस्रवयस्याश्रुश्मश्रुनिवसनदर्शनस्पर्शाः ।
शुल्कप्रतिश्रुतमनस्विगृष्टिपुच्छातिमुक्ताद्याः ॥

वक्र, त्र्यस्र, वयस्य, अश्रु, श्मश्रु, निवसन, दर्शन, स्पर्श, शुल्क, प्रतिश्रुत, मनस्विन्, गृष्टि, पुच्छ અને अतिमुक्त એ વગેરે वक्रादि गणના શબ્દો છે.

वक्रम् = वंकं – વાંકું        त्र्यस्रम् = तंसं – તાંસું (ત્રાંસું)
वयस्यः = वअंसो – (મિત્ર)        अश्रु = अंसू – આંસુ
निवसनम् = णिअंसणं – (નિવાસ)
આ વિકાર ધાતુમાં માની विवसनम् = विअंसणं – વિવાસ પણ.
दर्शनम् = दंसणं – દર્શન        स्पर्शः = फंसो – સ્પર્શ
शुल्कम् = सुंकं – (કીમત)        प्रतिश्रुतम् = पडंसुत्तं (વચન આપેલું)
બહુલતાને કારણ આ છેલ્લા ઉદાહરણમાં प्रति–નો पडं એમ इનો अ થયો છે.
मनस्वी = मणंसी – મનસ્વી        गृष्टिः = गंठी – (ગાય)
पुच्छम् = पुंछो (નર.) પૂંછ        अतिमुक्तम् = अइंमुत्तं – અતિમુક્ત

२१. मश्च

છેડે આવેલા મકારનો અનુસ્વાર થાય, જેમકે

किम् = किं (શું) वनम् = वणं - વન

तूष्णीम् = तुण्हिं - (શાંત) - અનુસ્વાર પૂર્વે સૂ ૪-૧ પ્રમાણે હ્રસ્વ સ્વર આવે, તેથી तुण्हिंમા હ્રસ્વ ઇકાર મળ્યો છે

२२. अचि वा

સ્વર પૂર્વે મકારનો અનુસ્વાર વિકલ્પે થાય, જેમકે

परम् आगत = परं आअदो के परमाअदो - (પણ આવ્યો)

२३. नङोर्हलि

વ્યજનની પૂર્વે न् અને ङ्નો અનુસ્વાર થાય, જેમકે

विन्ध्य = विंझो - વિધ્ય पङ्क्ति = पंती - પાત

(વસ્તુસ્થિતિએ બધી પ્રાકૃતોમા અનુનાસિક વ્યજનોને સ્થાને અનુસ્વાર પ્રયોજાય છે)

२४. तद्वर्गान्तो न वा वर्गे ॥

વર્ગીય વ્યજનની પૂર્વે તે તે વર્ગનો અનુનાસિક કે બિંદુ વિકલ્પે થાય, જેમકે

हलम् कर्षति = हलं कड्ढइ के हलङ्कड्ढइ - હળ કાઢે
मन्त्रम् जपति = मंतं जवइ के मन्तञ्जवइ - મત્ર જપે
प्रियम् नयति = पिअं णेइ के पिअण्णेइ - (પ્રિયને દોરે)
हरिम् नमति = हरिं नमइ के हरिन्नमइ - હરિને નમે
(આ છેલ્લા ઉદાહરણમા नमइમા न રાખ્યો છે, તે બરોબર નથી)
जलम् मथ्नाति = जलं मथइ के जलम्मन्थइ - જળને મથે

२५. लुङ्मांसादौ

मास વગેરે શબ્દોમા બિંદુ (અનુસ્વાર તેમ જ મકાર)નો લોપ વિકલ્પે થાય

मास मासलसमुखमेवमिदानीं कथ नूनम् ॥

मास, मासल, समुख, एवम्, इदानीम, कथम् અને नूनम् એ मासादि गणना શબ્દો છે

मासम् = मंसं के मासं - માસ मासलम् = मसलं के मासलं - માંસલ
समुखम् = समुहं के समुहं - સામું एवम् = एवं के एअ - (એમ)
इदानीम् = इआणिं के इआणि-(અત્યારે) कथम् = कहं के कह - (કેમ)
नूनम् = णूणं के णूण - (ન-ને!) - આવા ઘણા શબ્દો છે

२६ सिंहे संस्कारादौ च नित्य स्यात् ।

सिंह અને संस्कार વગેરેમા બિંદુનો લોપ ચોક્કસ થાય, જેમકે

सिंहः = सीहो – સિંહ
संस्कारः = सक्कारो – સંસ્કાર
संस्कृतम् = सक्कअं – સંસ્કૃત
संस्क्रिया = सक्किरिआ – સંસ્ક્રિયા
संस्तवः = सत्थवो – સંસ્તવ
संस्तुतम् = सत्थुअं – સંસ્તુત
संस्तावः = सत्थावो – સંસ્તાવ

## ૨. જાતિભેદ

### ૨૭. पुंसि न्सन्तप्रावृट्छरदः प्रेमादिवर्जं स्युः ॥

प्रेमन् વગેરે શબ્દો સિવાયના નકારાંત, સકારાંત, प्रावृष् અને शरद् એ શબ્દો નરજાતિના થઈ જાય છે; જેમકે

कर्म = कम्मो – કામ
यशः = जसो – જસ
प्रावृट् = पाउसो – પાવસ
शरद् = सरओ – શરદ્
જ્યારે प्रेमादिમાં મૂળ જાતિ જ રહે—
प्रेम = पेम्मं – પ્રેમ
शिरः = सिरं – શિર
नभः = णहं – નભ
अप्सराः = अच्छरा – અપ્છરા

### ૨૮. काश्मीरसीमोष्मेमानः स्त्रियाम्

काश्मीर, सीमन्, ऊष्मन् અને इमन् પ્રત્યય એ નારીજાતિમાં આવે; જેમકે
काश्मीरः = कसुमीरा – કાશ્મીર
सीमा = सीमा – સીમ
ऊष्मा = उम्हा – (હૂંફ)
इमन् પ્રત્યય જેને છેડે છે તેવા—वर्धिमा = वड्ढिमा – (વૃદ્ધિ)
[ એ પ્રમાણે—
महिमा = महिमा – મહિમા
लघिमा = लहिमा – (નાનપ)
गरिमा = गरिमा – (મોટાઈ)
વગેરે ]
ઉદાહરણ તરીકે "पत्ता दिणं वड्ढिमा >प्राप्ता दिनं वर्धिमा–(વૃદ્ધિ દિનને પામી)"

### ૨૯. प्रश्नाक्षिसन्धयः । पृष्ठरश्मी च वा

प्रश्न, अक्षि, सन्धि, पृष्ठ અને रश्मि એ પાંચ શબ્દો નારીજાતિમાં વિકલ્પે થાય; (નારી ન થાય ત્યારે પોતાની અસલ જાતિ રાખે); જેમકે

प्रश्नः = पण्हो કે पण्हा – પ્રશ્ન
अक्षि = अच्छि કે अच्छी – આંખ
सन्धिः = संधि કે संधी – સંધિ
पृष्ठम् = पुट्ठं કે पुट्ठी – પૂંઠ કે પૂઠ
रश्मिः = रस्सी – (કિરણ)

### ૩૦. अन्येषामत्र शिष्टानुसारतः ॥

આ પ્રાકૃત વ્યાકરણમાં બીજા શબ્દોની જાતિનો નિર્ણય શિષ્ટોના પ્રયોગોથી જાણવો; જેમકે

गुणा = गुणा (નર) કે गुणाइ (નાન્યતર) – ગુણો
विन्दव = विंदुणो (નર) કે विंदूइ (નાન્યતર) – બિંદુ
वचनम् = वअणो (નર) કે वअण (નાન્યતર) – વેણુ
नयनम् = णअणो (નર) કે णअण (નાન્યતર) – નેણુ
એ વગેરે દિશામાત્ર બતાવી છે

## ૩૧. अवापयोरोत्

અવ અને અપ એ બે ઉપસર્ગનો ओ વિકલ્પે થાય, જેમકે
अपवाह्यति = ओवाहइ કે अवगाहइ (ઊનટો લે)
अपसरति = ओसरइ કે अवसरइ (ઓસરે)

## ૩૨. माल्ये निरः

माल्य શબ્દની પૂર્વે निर् ઉપસર્ગનો ओ વિકલ્પે થાય, જેમકે
निर्माल्यम् = ओमालिअ કે निम्मालिअ – નિર્માલ્ય

## ૩૩. उच्चोपस्य कस्यचित् ।

કોઇને મતે उप ઉપસર્ગનો उ વિકલ્પે થાય, તેમ ओ થાય, જેમકે
उपहसति = उहसइ કે ओहसइ કે उअहसइ – (હસે)

## ૩૪. त्वस्य त्तण स्यात्

ભાવવાચક त्व પ્રત્યયનો વિકલ્પે त्तण થાય, જેમકે
शिशुत्वम् = सिसुत्तणं કે सिसुत्त – શિશુપણુ

## ૩૫. ताया दा

ભાવવાચક ता પ્રત્યયનો दा થાય, હવે વિકલ્પ ફેરફાર નથી, જેમકે
पीनता = पीनदा – પીનતા   जनता = जणदा – જનતા

## ૩૬. क्त्वाद्यचोस्तूणत्तूणमौ । तो द्विर्लुक्च क्वचित्

સંબંધક ભૂતકૃદતના त्वा અને य પ્રત્યયના तूण અને तूण થાય, આમાનો त કોઈ વાર બેવડો થાય તો કોઈ વાર લોપાય, જેમકે

गृहीत्वा = घेऊण કે घेत्तूण तेम घेऊण કે घेत्तूणं – ગ્રહીને
श्रुत्वा = सोऊण કે सोऊण – સુણીને આમા त्त નથી થતો
हत्वा = हन्तूण કે हन्तुण – હણી

સૂ. ૪–૨૩ પ્રમાણે અનુસ્વાર મળે છે અને પછી म् પૂર્વે न् થયો છે (સૂ. ૪–૨૪) પ્રમાણે અનુસ્વાર ન થાય ત્યારે हत्तूण-हत्तूण થાય हणिऊण

રૂપ પણ થાય. આ પ્રમાણે छेत्तूण-णं < छित्वा, जेत्तूण-णं < जित्वा, जोत्तूण-णं < युत्वा, भोत्तूण-णं < भुक्त्वा, मोत्तूण-णं < मुक्त्वा, रोत्तूण-णं < रुदित्वा, सेत्तूण-णं < श्रित्वा વગેરે થાય.

આ ધાતુઓના तुम् હેત્વર્થ કૃદંતો छेत्तुं < छेत्तुम्, भेत्तुं < भत्तुम्, रोत्तुं < रोदितुम्, તેમ વિધ્યર્થ કૃદન્ત रोतव्वं < रुदितव्यम् વગેરે દેખાય છે.

૩૭. इअ उआणश्च

त्वा અને यના इअ અને उआण (પણ) થાય; જેમકે

हत्वा = हणिअ – હણી (ગુજરાતીમાં આ મૂળરૂપે છે)
श्रुत्वा = सुणिअ – સુણી          आरभ्य = आरंभिअ – આરંભી
તે જ પ્રમાણે गृहीत्वा = घेउआण – ગ્રહી,
श्रुत्वा = सोउआण – સુણી.
એ ઉપરાંત तूण – तूणम् પણ થાય જ.

૩૮. क्वचित्तु तुम् ।

क्त्वा અને यનો કોઈકવાર उं (પણ) થાય; જેમકે

कृत्वा = काउं = કરી          परिरभ्य = परिरंभिउं

"કોઈકવાર" એ માટે કે શિષ્ટોના પ્રયોગ પ્રમાણે એ થાય છે. એ રીતે इअ, उआण વગેરે પણ ખરા જ.

૩૯. त्वा च दट्ठूणमित्याद्याः

तूण અને तूणम्‌ના तू સહિત સંધિથી दट्ठूण વગેરે જેવાં રૂપો થાય. दृश् ઉપરથી दट्ठूण, कृप् ઉપરથી कड्ढूण, वृध् ઉપરથી वड्ढूण, त्यज् ઉપરથી चग्गूण વગેરે. ""दट्ठूण गआगअं च मारुअतणअं < दृष्ट्वा गतागतं च मारुतस्य-(મારુતનું ગતાગત જોઈ)" તેમ "कड्ढूण व कालिन्दिं < कृष्ट्वा इव कालिन्दीम्-(કાલિંદીને ખેંચી કાઢીને) વગેરે પ્રયોગો મળે છે.

૪૦. वन्तः स्यात् क्तवतोर्वतोः ॥

क्तवतु પ્રત્યયના वत्(કર્તરિ ભૂતકૃદંત કરનારા પ્રત્યય)નો वन्त થાય; જેમકે

गतवान् = गअवंतो – ગયો          कृतवान् = कअवंतो – (કર્યો)

૪૧. तुडेरिर

तच्छील એ અર્થમાં આવતા तृ (કર્તૃવાચક કૃદંતના પ્રત્યય)નો इर થાય; જેમકે

भ्रमिता = भमिरो – ભમનાર          सहिता = सहिरो – સહનાર

૪૨. आल्विल्लोल्लालवंतेंतोंस्तु मेतोर्मता ।

मत् પ્રત્યયને સ્થાને आलु, इल्ल, उल्ल, आल, वंत, इंत એ છ આદેશો થાય છે; જેમકે

ईर्ष्यावान् = ईसालू – ઇર્ષ્યાળુ गुणवान् = गुणिल्लो – ગુણીલો
धनवान् = धणुल्लो – ધનવાન हर्षवान् = हरिसालो – હર્ષાલુ
पुण्यवान् = पुण्णवंतो – પુણ્યવંત गृहवान् = घरिंतो – ઘરવાળો

(આ બધા પ્રત્યયો ગૂજરાતીમા કોઇ અને કોઈ રીતે ઊતરી આવ્યા છે)

૪૩. हनोर्मन्तः

हनुमान् શબ્દમા मत्नो मंत થાય, જેમકે
हनुमान् = हणुमंतो – હનુમાન
हनुमान् એના અંત્ય न्નો લોપ થયે हणुमा રૂપ પણ થાય

૪૪. इणो वा स्यात्

इ–उ પછી આવતા मत्નો मंत વિકલ્પે થાય, જેમકે
अग्निमान् = अग्गिवंतो કે अग्गिमंतो – અગ્નિવાળો
अंशुमान् = अंसुमंतो કે असुवंतो – અંશુમાન

૪૫. आल्वन्तादिण्णपि स्त्रियाम् ।

સસ્કૃતમાના मत्ના સ્થાને આવતો आलु પ્રત્યય જેને અંતે હોય તેવા શબ્દોને इण् પ્રત્યયનો આગમ વિકલ્પે નારી જાતિમા થાય છે, પછી તેને નારી જાતિનો ई પ્રત્યય થાય છે, જેમકે लज्जालुइणी अज्जा < स लज्जालु आर्या–લાજાળી આર્યા. આમ ન થાય ત્યારે लज्जालू એવું રૂપ થાય

૪૬. उल्लस्तस्येदमित्यर्थे

इण्ની વાત પૂરી થઇ "तस्य इदं = તેનુ આ" એ અર્થમા નામને उल्ल પ્રત્યય વિકલ્પે થાય, જેમકે राउल्ल सेण्ण < स राजकीय सैन्यम्–રાજાનુ સૈન્ય राउल्ल ન થાય ત્યારે સસ્કૃતોત્થ राजईअ થાય राज्ञ इदं राजकीयम्

૪૭. इल्लस्तत्र भवे भवेत् ।

"तत्र भव = તેમાથી થયેલુ" એ અર્થમા વિકલ્પે इल्ल પ્રત્યય થાય છે, જેમકે पुरे भव पुरिल्लो કે पोरो < स पौर–પુરવાસી

૪૮. स्वार्थे च इश्च

સ્વાર્થમા उल्ल અને इल्ल ઉપરાંત વિકલ્પે इ પ્રત્યય પણ થાય; पुत्र पव

पुत्तुल्लो, पुत्तिल्लो, पुत्तल्लो, पुत्तो < पुत्र(क) । તે જ પ્રમાણે एकः एव एक्कोल्लो, एक्केल्लो, આમાં "બહુલતા"ને કારણે एનો હ્રસ્વ ए નથી થયો. [ વસ્તુસ્થિતિએ પ્રાકૃતમાં તે હ્રસ્વ જ છે ], एक्कल्लो, एक्को < સં. एक(क)ः (ગૂ. એકલો).

૪૯. दीर्घैकाद्रल्लौ

સ્વાર્થમાં दीर्घ શબ્દને વિકલ્પે र થાય; एक શબ્દને તે અર્થમાં ल्ल થાય; જેમકે दीहो, दीहरो-બેવડો થવાના પક્ષમાં र ન થાય, જેમકે दिग्घो = दीर्घ, એ અર્થ છે. એ પ્રમાણે एकનું एक्को કે एकल्लो (ગૂ.માં એકલો; અનન્યતાના અર્થમાં ગૂજરાતીમાં एक्को ઊતરી આવ્યો છે; જેમકે અર્જુન ધનુર્વિદ્યામાં "એક્કો" હતો.)

૫૦. लस्तु पीतविद्युद्‍भ्याम् ॥

पीत અને विद्युत् શબ્દને તો સ્વાર્થે ल વિકલ્પે થાય; જેમકે

पीतः = पीअं કે पीअलं – પીળુ

विद्युत् = विज्जू, विज्जुल्ला કે विज्जुली – વીજળી

૫૧. एभ्योऽपि कः

આ બધા શબ્દોને લાગેલા સ્વાર્થિક પ્રત્યયોને ફરી પાછો क < अનો આગમ પણ થાય. (ધ્યાન રાખવું જોઇયે કે સ્વરભારનું તત્ત્વ આ અને આપે છે); જેમકે

एकः = एक्कोल्लओ – એકલો पुत्रः = पुत्तहओ – પુત્રક

दीर्घ = दीहरओ – દીર્ઘ विद्युत् = विज्जुलिआ – વીજળી

સૂત્રમાં अपि શબ્દનો આશય એ છે કે મૂળ નામોને પણ अ પ્રત્યય થાય; જેમકે

पुत्रः = पुत्तओ – પુત્રક वृक्षः = रुक्खओ – રૂખડો

બધે "સ્વાર્થ" એ લક્ષ્યમાં રાખવું. अज्ञातादि અર્થના શબ્દોને પણ આ સ્વાર્થે क (अ) પ્રત્યય થાય છે; કહ્યું છે કે

अज्ञाते कुत्सिते बाल्ये तथा ह्रस्वानुकम्पयोः ।
उत्कर्षार्थे च संज्ञायां कप्रत्यय उदाहृतः ॥

अज्ञात, कुत्सित, बाल्य, ह्रस्व, अनुकम्पा અને उत्कर्षના અર્થમાં તેમ માત્ર સ્વાર્થે क (अ) પ્રત્યય થાય છે; જેમકે को एसो रुक्खओ < સં. कः एषः वृक्षकः = આ કયું વૃક્ષ છે ! અને दुराचारओ < સં. दुराचारकः-દુરાચાર. (આમાં પ્રથમ ઉદાહરણમાં "અજ્ઞાત" અર્થ છે, જ્યારે પાછલામાં "કુત્સિત" અર્થ છે.

૫૨. डअ मयटः

मयट પ્રત્યયને સ્થાને વિકલ્પે इअ થાય, જેમકે
सुवर्णमय = सुवण्णिओ કે सुवण्णमओ – સુવર્ણમય

૫૩. हुत्त कृत्वोर्थे आभिमुख्ये च ।

હવે વિકલ્પ ફેરફાર નથી कृत्व='વાર'ના અર્થમા અને "અભિમુખતા"ના અર્થમા નામની પછી हुत्त પ્રત્યય થાય છે, જેમકે पञ्चहुत्त भुञ्जइ < म पञ्चकृत्व भुञ्जते-પાચ વાર ખાય છે (અહીં "વાર" અર્થ) 'परहुत्तमणेण परण्ण < स परकृत्व अनेन परेण-આ બીજાઓ એને પારકુ ગણે છે (અહીં "અભિમુખતા"નો અર્થ છે)

૫૪ वृन्दे दस्य द्रः स्यात्

वृन्द (वृन्द) શબ્દમા दनो द्र થાય જેમકે
वृन्दम् = विन्द्र – વૃંદ       वृन्दावनम् = विन्द्रावण – વદરાવન
(આ શબ્દ "વદરાવન" ગૂજરાતીમા પ્રચલિત છે) ऋष्यादि गण(સૂ ૧-૩૪)મા वृन्द શબ્દ આવતો હોવાથી ऋनो इ થયો છે

૨ વ્યત્યય

૫૫. स्थितिपरिवृत्ती रणोः करेण्वां स्यात् ॥

करेणु શબ્દમા र અને णनो ફેરબદલો થાય, જેમકે
पसा कणेरू < મં एषा करेणु-(આ હાથણી)
નારીજાતિનુ જ વિધાન હોવાથી નરજાતિમા ન થાય, જેમકે
करेणू मत्तो < स करेणु मत्त – (હાથી માતો છે)

૫૬. हरयोश्च महाराष्ट्रस्य

महाराष्ट्र શબ્દના ह અને रनો ફેરબદલો થાય, જેમકે
महाराष्ट्रः = मरहट्ठो – મરાઠો (દેશવાચક નામ)

૫૭. इतरथायां न वा रथयो ।

इतरथा શબ્દમા र અને थनो વિકલ્પે ફેરબદલો થાય, જેમકે
इतरथा = इअहरा કે इअरहा – (બીજી રીતે)

૫૮ आलाने ल्नो

હવે વિકલ્પે નહિ आलान શબ્દમા ल અને ननो ફેરબદલો થાય, જેમકે
आलाणक्खम्भेसु व (सेतुबन्ध ૬-૧) म आलानस्तम्भेषु इव – (હાથીને બાધવાના ખભોમા જેમ)

૫૯. लटयोर्ल्लाटे

ललाट શબ્દમાં ल અને टનો ફેરબદલો થાય; જેમકે

ललाटम् = लडालं – લલાટ

૬૦. आदेश्च णः क्वचित् ।

ललाट શબ્દમાંના આદિ लનો ક્વચિત ण થાય; જેમકે

ललाटम् = णडालं – નિલવટ (णिडाल પણ થાય છે.)

૩. પ્રકીર્ણ વિકાર

૬૧. अपतौ घरो गृहस्य

गृहનો घर થાય. સૂત્રમાં अपतौ–પતિ ન હોય તેવું શા માટે કહ્યું છે? એ માટે કે गृहपतिः = गिहवई ત્યાં घर ન થાય.

૬૨. स्यातां च बृहस्पतावभौ हवयोः ।

बृहस्पति શબ્દમાં ह–वનો अ–भ થાય છે; જેમકે

बृहस्पतिः = भअप्पई – બૃહસ્પતિ

૬૩. मलिने लिनोरिलौ वा स्याताम्

मलिन શબ્દમાંના लिनનો इल વિકલ્પે થાય; જેમકે

मलिनम् = मइलं કે मलिणं – મેલુ

૬૪. दाढादयो बहुलम् ॥

दंष्ट्रा વગેરે શબ્દોના दाढ વગેરે "બહુલતા"એ થાય. કહ્યું છે કે

'क्वचित्प्रवृत्तिः क्वचिदप्रवृत्तिः क्वचिद्विभाषा क्वचिदन्यदेव ।
विधेर्विधानं बहुधा विचिन्त्य चतुर्विधं बाहुलकं वदन्ति ॥

—ક્યાંક અમુક ક્રિયા થાય, ક્યાંક ન થાય; ક્યાંક વિકલ્પે થાય, તો ક્યાંક બીજું જ થાય; એમ નિયમોના વિધિનો અનેક પ્રકારે વિચાર કરીને વિદ્વાનોએ "બહુલતા" ચાર પ્રકારની કહી છે. "તે રીતે दंष्ट्रा વગેરેનો दाढ વગેરે થાય, ત્યાં નિયમની પ્રવૃત્તિ, भस्म વગેરેનો भसुम વગેરે થાય ત્યાં અપ્રવૃત્તિ.–भसुम વગેરેમાં सुમાં उ વગેરે થાય તે કોઈ રીતે થઇ નથી શકે તેમ, તેથી સિદ્ધ નિયમની અપ્રવૃત્તિ છે. તેના અર્થના क्षार વગેરેના छार વગેરે પણ થાય છે. उत्पल વગેરે શબ્દોમાં कंदोट्टं उप्पलं એમ બે રૂપો થાય છે તે પ્રવૃત્તિ અને અપ્રવૃત્તિનો વિકલ્પ. तुङ्ग, तुरङ्ग, मन्दर, मन्दिर એ વગેરે શબ્દોના तुंग, तरंग, मंदर, मंदिर વગેરે જ થાય છે, તે બીજું જ કાંઇ એટલે કે પ્રાકૃત પ્રક્રિયાથી ભિન્ન સંસ્કૃત મૂળ પ્રક્રિયા જ થઇ છે. આ શબ્દોની પ્રકૃતિમાં ફેર

પડતો નથી, માત્ર પ્રત્યય પ્રાકૃતના લાગે તેટલા માત્રથી જ તેની પ્રાકૃતતા છે. દેશી આદેશ શબ્દો પોટ્ટ વગેરે વિકલ્પથી સિદ્ધ થયેલા છે, તેમના મૂળ શબ્દોનો પ્રયોગ પણ હોય છે જ, જેમકે उदर=पोट्ट કે उअर-પેટ (મરાઠી પોટ)"

(૧) પ્રવૃત્તિવાળા શબ્દો (એટલે કે સ્વાભાવિક નિયમપ્રાપ્ત)

| | |
|---|---|
| दंष्ट्रा = दाढा – દાઢ | दुहिता = धूआ – (દીકરી) |
| सुभगा = सुहवी – સુભગ (સ્ત્રી) | दुर्भगा = दुहवी – દુર્ભગ (સ્ત્રી) |
| स्नुषा = सोह्णा – (પુત્રવધૂ) | स्निग्धा – सिड्ढिआ – ઠીક |
| विप्र = विप्पलो – વિપ્ર | कपाल = कडप्पो – કપાળ |
| अलाबुवीणा = अलावणी – (વીણા) | भ्रूलता = भुमआ – ભમા |
| वैदूर्यम् = वेरुलिअ – વૈદૂર્ય | दक्षिणम् = दाहिण – જમણુ |
| गोदावरी = गोला – ગોદાવરી | उभयतोमुखम = अवहोमुह – (બેમુખુ) |
| स्तोकम् = थोड – થોડુ | स्थविर = ठेरो – (બુઢો) |
| पुनर् = उण – પણ | शनैस् = सणिअ – (ધીમે) |
| मनाक् = मण – (જરા) | सुकुमारम् = सोमालं – સુંવાળુ |
| आतोद्यम् = आउज्ज – (વાદ્ય) | मातुलानी = मामी કે मल्लाणी – મામી |
| तावत् = तेत्तिअ – તેટલુ | ते = तव – (તારુ) |
| अहम् = अं – હું | यावत् = जेत्तिअ કે जेद्दह – જેટલું |

"जेत्तिअमेत्त = तीरइ (गा स १-७०) < સ यावन्मात्र तीर्यते-જેટલુ તરાય"

पतावत् = पत्तिअं કે पद्दह – એટલું

"पद्दहमेत्तत्थणिआ (का प्रदी पृ ४६ नि सा) < સ पतावन्मात्रस्तनिका- (આવડા સ્તનવાળી)

कियत् = केत्तिअ કે केद्दह – કેટલુ

"केत्तिअमेत्त व (गा स ३-३९) સ कियन्मात्रमिव – કેટલુ"

| | |
|---|---|
| बलीवर्द = बइल्लो – બેલ | प्रावरणम् = पगुरण – પાગરણ |
| गो (स्त्री) = गावी કે गाई – ગાય | शूर्पम् = चिल्ल – (સૂપડું) |
| तिर्यक् = तिरच्छ – તીરછુ | हठ = बलामोडी – હઠ |
| वनिता = विलआ – વનિતા | चर्चा = चत्ता – (વાત)ચીત |
| मातृष्वसा = माउच्छा કે माउस्सिआ – માસી | पितृष्वसा = पिउच्छा કે पिउस्सिआ – ફોઈ |

આ બધા નિત્ય પ્રવૃત્ત ફેરફાર છે

(૨) વિકલ્પ ફેરફાર

| | |
|---|---|
| उत्पलम् = कन्दोट्ट કે उप्पल – ઉત્પલ | शुक्ति = सिप्पी કે सुत्ती – છીપ |
| स्तोकम् = थोअ કે थोक – થોડું | पद्मम् = पउम કે पोम्मं – પદ્મ |
| छेक = छेओ કે छइल्लो – છેલ | श्वश्रू = सस्सू કે अत्ता – સાસુ |
| विदर्भ = विच्छोभो કે विअब्भो-વિદર્ભ | भ्रमर = भसलो (કે भमरो)-ભમરો |

प्रगल्भः = तरट्टो के पअव्भो – પ્રગલ્પ गाढम् = णिवड्ढं (કે गाढं) – ગાઢ
संबन्धी = केरो – કેરું
"मह मंदभाइणीए केरं (का. प्रदी पृ. ५९) < સં. मम मन्दभागिन्याः (પાઠભેદ નિ. સા. પૃ. ૫૪ માં तुह मन्दभाइणीअ) —હું મંદભાગણીનું."
अवगुण्ठनम् = अवगुण्टणं કે ओढणं – ઓઢણું
निर्झरः = णिज्झरो કે ओज्झरो – ઝરો
बहिर्भूतम् = वहिरं કે बाहिरं – બહારનું, બહારલું
युगला = जुअली કે संघाडी – જોડી

भस्मन्, ग्लौ, स्मर, स्वभू, विष्ट, विस्तर, सार, वग्म, औश्र, आश्लेप, वन्य, बहिर्, ओजस् એ भस्मादि गणના શબ્દો છે. આ શબ્દોને નિયમથી પ્રાકૃત રૂપે તૈયાર કરી પ્રયોજી શકાય તેમ નથી; કિંતુ તેને સ્થાને તેનો અર્થ આપતા क्षार, चन्द्र, मदन વગેરે શબ્દોનાં પ્રાકૃત રૂપોનો પ્રયોગ કરવાનો હોય છે.

એ પ્રમાણે માર્કંડેય-કવીંદ્રની કૃતિ **પ્રાકૃતસર્વસ્વ**મા ભાષાવિવેચને **મહારાષ્ટ્રી** ભાષામા સંકીર્ણવિધિ નામનો ૪ થો પાદ પૂર્ણ થયો.

# લોકસાહિત્ય અને એનું અન્વેષણ તથા મૂલ્યાંકન

[ વ્યાખ્યાતા. પ્રો હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ એ ]

[ અનુસંધાન પુ ૬, અં ૭, પૃ ૨૪૯ થી ]

( ૨ )

## ગરબા-ગરબી[1]-રાસ

**ન**વરાત્રિના તહેવારો કે લગ્નપ્રસંગ એ જ આજે ગરબા માટેના અવસરો રહ્યા નથી, પરંતુ મહાપુરુષોની જયંતીઓ-સંવત્સરીઓ, સ્નેહ-સંમેલનો, પરિષદો, સંસ્થાઓના વાર્ષિક સમારંભો અને એવા અનેક પ્રસંગોના કાર્યક્રમમા પણ એણે એનું સ્થાન જમાવ્યુ છે અને કન્યાશાળાઓમા તો આજે એ ગરબાઓ એક અભ્યાસનો વિષય બની ગયા છે આ પ્રમાણે ગરબાનુ ક્ષેત્ર ખૂબ ફાલ્યુફૂલ્યુ છે

ગરબા અને રાસ એ બેમા ભેદ ખરો કે નહીં,[2] ગરબા અને ગરબીમાં શુ અન્તર છે, ગરબાનો વ્યુત્પત્તિ-અર્થ શો છે, તાજેતરની કુસ્મી સંસ્થાને અપવાદ માનીને "ગરબા-ગરબીની સંસ્થાને ગુજરાતનું એકલધન"[3] ગણાવાય કે કેમ, ગરબાના લગભગ સમાનાર્થક ગણાતા રાસ એ "આપણ-ગુર્જરો સૌરાષ્ટ્રીઓનું જ અસલ કલાધન કે અન્ય પ્રજાઓ સાથેની આપણી સહિયારી સંપત્તિ"[4] ઇત્યાદિ પ્રશ્નો અત્યાર સુધી અમુક અંશે છણાયા છે, એટલે એ દિશામા મારે આ પ્રસંગે કંઈ વિશેષ કહેવા જેવુ જણાતુ નથી એટલે સહજ ઇશારારૂપે કંઈક કહી ઉં. અમસ્તારીમા અગાસકાંગી માનવ માટે પણ એમ મનાય છે કે તે

---

૧ આ બેમા ભેદ છે, એવુ પ્રતિપાદન સ્વ પ્રો નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયાએ (શ્રી શાન્તિ ચૂનીલાલ બબ્રૂવાળા તરફથી ઇ સ ૧૯૩૪મા પ્રસિદ્ધ થયેલી) રાસકુંજની બીજી આવૃત્તિમા 'આશીર્વાદ' (પૃ ૮)મા કર્યું છે એ મનનીય હોવાથી હુ અક્ષરશ અત્ર ઉતારું છુ —

"પ્રથમ તો ગુજરાતના ગરબાને 'રાસ' સંજ્ઞા કાંઈક અર્થદર્શનથી જ અપાઇ છે, અને તે પણ ગુજરાતી સાહિત્યમા તો પાછલા થોડા વર્ષોથી જ રા ન્હાનાલાલ કવિએ પોતાના ગરબીસંગ્રહ-'ન્હાના ન્હાના રાસ' એ સંજ્ઞાએ પ્રથમ છપાવ્યા તે પૂર્વે રાસ=ગરબો અથવા ગરબી, એ સમીકરણ ગુજરાતી સાહિત્યમા જાણવામા આવ્યુ નહોતુ પછી તો ગડુરિકાપ્રવાહે એ સંજ્ઞા-ગ્રાહક અંશો કાઠિયાવાડના પણ અર્ધસંસ્કારને પરિણામે-પ્રવેશ પામી, વર્ણન કરવા લાગી રાસમા નૃત્યનુ તત્ત્વ મુખ્ય-મુખ્ય શું? લગભગ સર્વાંશે સમાયુ છે જોડે જોડે સંગીત જોગવાય છે, તેથી સંગીત અને નૃત્યના સંયુક્ત સ્વરૂપને રાસ નામથી ઓળખવાનો પ્રચાર ચાલ્યો પરંતુ ગરબામા બે અંશો છે-(૧) નૃત્યાભાસ અલ્પરૂપ, અને (૨) ગીતલહરી (અવલંબન તાલના ઝંકાર માટે), જેમા પૂર્વોક્ત અંશ ગૌણ અને ઉત્તરોક્ત મુખ્ય છે તે સ્વરૂપનું વિસ્મરણ થવાથી માત્ર નૃત્યસ્વરૂપ ઉપર જ દૃષ્ટિ રાખવાથી જનનૃમાના બધા 'રાસ'-સંપાદન, વગેરે પ્રકારોના 'રાસ-ગરબા'ના સ્વરૂપ જાણવાથી ભ્રમ થાય છે બીજો ભ્રમ ગાઇ ballad જેવા ગીતોને રાસ-ગરબા માનવામા પણ કરાતો દીઠો છ એ પ્રકાર ભ્રમસ્વરૂપ છે જ નહીં આ કારણથી ગરબાને રાસ સંજ્ઞાથી ઓળખવામા સ્વરૂપદર્શનની ક્ષતિ જ હુ જોઉં છુ

માટે હુ તો ગરબા-ગરબીને ગુજરાતનુ આગવુ ધન જ માનીશ, અને એ સ્વરૂપે જ તેનો વિજય ઇચ્છીશ"—નરસિંહરાવ ભોળાનાથ તા ૧-૯-૩૪"

૨ જુઓ ઉપર્યુક્ત "આશીર્વાદ" (પૃ ૭)

૩ ગરબી અને રાસડા એ સાંપ્રદાયનનો આનંદ છે

૪ જુઓ ઉપર્યુક્ત રાસકુંજની ખોમેધાણીકૃત પ્રસ્તાવના (પૃ. ૧૦).

કોઈક કારણસર રાજી રાજી થાય ત્યારે નાચે; પછી ભલેને તેનું એ નૃત્ય અશાસ્ત્રીય કર્યાં ન હોય? વળી સામાનું ધ્યાન ખેંચવા માટે કે પોતાની લાગણીના પ્રાદુર્ભાવ માટે તે મોઢેથી કંઈક બોલે કે હાથ વડે તાળીઓ (ને કદાચ નાગોટા) પાડે કે જમીન ઉપર પગ ઠોકે. આ પ્રકારની પ્રાથમિક ક્રિયા મનુષ્યના સ્વભાવને સુલભ છે, એટલે માનવસમાજ ઘડાતાં એ ક્રિયા નવનવા વેષ સજી ફાલે અને ફૂલે તો તેમાં શી નવાઈ? જે પ્રજાની જે જાતની સંસ્કૃતિ અને ભૌગોલિક પરિસ્થિતિ હોય તે પ્રમાણે તે એ ક્રિયાના ઘાટ ઘડે. તેમ છતાં ગુજરાતે એનો જે ઘાટ ઘડ્યો છે તે કેવળ વિલક્ષણ નહીં, પણ [1]આકર્ષક પણ બન્યો છે. આનું એક [2]શબ્દચિત્ર શ્રી. **મેઘાણી**એ આલેખ્યું છે, તે હું અત્ર રજુ કરું છું:—

"નવરાતર ઘૂમવા માટે નૃત્યના કેન્દ્ર સમી એક માંડવી: એને ઘડી આપવા સુથાર વીરાને, મઢી આપવા લુહાર વીરાને, શણગારી આપવા મોતીઆરા વીરાને, માંહે ગરબો મૂકવા કુંભાર વીરાને, ગર્ભદીવડે દીવેટ વણી આપવા કપાસી વીરાને, દીપક-કોડીયે દીવેલ પૂરવા ઘાંચી વીરાને, ગરબે ગીત ગાવા ગામની આણાત દીકરીઓને તથા એ ગરબા-ગાન ઝીલવા માટે લજ્જાવંતી સકલ કુલવહુવારુ ભોજાઇઓને ઉભી ઉભી નોતરાં મોકલે છે."[2]

જોકે ગરબા તરીકે ગવાતાં લોકગીતો એ આ વ્યાખ્યાનનો પ્રસ્તુત વિષય છે, તેમ છતાં વિષયાન્તર થતું હોય તો તેમ પણ કરીને આ સંબંધમાં હું એ કહેવા માગું છું કે કલિકાલસર્વજ્ઞ **શ્રીહેમચન્દ્રસૂરિ**એ **ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર**(પ ૧)માં 'હલ્લીસક'નો તેમ જ 'લાસ્ય'નો નિર્દેશ કર્યો છે. પ્રસ્તુત પદ્યો નીચે મુજબ છે:—

"केचिच्च मण्डलीभूय रासावलयगायिनः ।
चक्रुर्नृत्यं मनोहारि हल्लीसकमिव स्त्रियः ॥ २-५६६ ॥"
"कदलीपत्रसव्यानशबरीलास्यमीक्षितुम् ।
श्रेणीकृताक्षिपत्राभिः पुरस्त्रीभिरविष्ठितम् ॥ ६-९१ ॥"
"चित्रीयमानाश्चित्रैश्चाङ्गहारैः करणैरपि ।
नर्त्तक्यो नन्नृतुस्तारं लास्य—ताण्डवपण्डिताः ॥ ६-७१२ ॥"

આ પદ્યોમાં હલ્લીસક, લાસ્ય અને તાણ્ડવનો ઉલ્લેખ છે. તેમાંના પહેલાં બેનો નિર્દેશ ગોળાકારે જે ગરબામાં ફરવાની પ્રથા અત્યારે જોવાય છે તેની પ્રાચીનતા ઉપર પ્રકાશ પાડે છે.[4] આજે ગરબામા ગોળ કુંડાળામાં અને તે પણ ઘંટી ફરે તેવી રીતે ફરવાનું રહ્યું નથી. પરંતુ અધવચ્ચ અથવા જરૂર જણાય ત્યારે એ ગોળાકાર પૂરો કર્યા પૂર્વે વિપરીત દિશામાં, ઘડિયાળના કાંટાની જેમ ફરાય છે. વળી કેટલીક વાર ગરબા માટે વર્તુલાકારે ઊભેલી સ્ત્રીઓ ગરબા ગાતી વેળા એ વર્તુલથી આગળ આવે છે તો કેટલીક વાર પાછળ પણ જાય છે. સાખી ગાવાની હોય ત્યારે પોતાની જગ્યાએ મોટે ભાગે સ્થિર ઊભી રહે છે, અથવા તો કેટલીક કુદડી ફરે છે તો કેટલીક જુદા જુદા આકારમાં ગોઠવાઈ જઈ મનોમોહક દૃશ્ય ખડાં કરે છે.

ગરબામાં તાળી પડાય છે. કેટલીક વાર એક તાળીનો ગરબો હોય છે તો કેટલીક વાર

---

૧ "મારા ગામના સૂતારી રે, વીરા તમને વિનવું." એ ગીતના આધારે.

૨ જુઓ **રાસકુંજ**ની ઉપર્યુક્ત "પ્રસ્તાવના" (પૃ. ૧૬).

૩ ઉપર્યુક્ત **પ્રસ્તાવના**(પૃ. ૧૦)માં શ્રી. **મેઘાણી** કહે છે કે "રાસ, ગરબા, ગરબી, ગોફ, ચોકારા; એટલે કે ગોળકુંડાળે ફરતાં ગવાતાં ને નચાતાં ગીતો: સૌરાષ્ટ્ર ગુજરાતમાં છે, મારવાડ રાજસ્થાનમાં છે, કચ્છ સિંધમાં છે, ફર્ગોમાં અને સ થાલોમાં છે, યુરોપની કે જાતિઓનો એ કલાસપત્તિ પર દાવો છે."

બે તાળીનો અને કેટલીક વાર ત્રણ તાળીનો અને "ઝાલર વાગે" એ ગરબો ચાર તાળીએ પણ ગવાય છે[1] જેમ તાળી વધારે તેમ ફરવાનુ શીઘ્ર

ગરબામા પગની ઠેસ પણ લેવાય છે વળી માથે તામડી રાખીને પણ ગરબા ગવાય છે કેટલીક વાર હાથમા દાંડિયા કે થાળીમા પૂજાપાનો સામાન અને ઘીનો દીવો કે ખંજરી કે મંજીરિયા, ઘટડી, ફૂલનો હાર, કલગી, ફૂલની છાબ, લાકડી, લેઝિમ લઈને પણ ગરબા ગવાય છે કેટલીક વાર દાંડિયા લઈને ગરબા ગાતી વેળા ગોફ પણ ગૂથાય છે

આ પ્રમાણે તાલસૂરના વૈવિધ્યવાળા ગરબાના જે [2]અનેક પ્રકારો જોવાય છે તેમાના જીવન્ત નૃત્યરૂપ અંશનું આબેહુબ સ્વરૂપ આપણા દેશના કોળીવાડામા, વાઘરીવાડામા અને હરિજનવાસમા અને આખી દુનિયામા ભટકતા પેલા ઘટીઆ, લુહારીઆ, છાન, આડોડિયા, વગેરે જીપ્સીઓના તણુમા જોવાય છે, એમ શ્રી મેઘાણીનુ કહેવુ છે તેઓ કહે છે કે "પુરુષો ગરબીની ચોગમ પુરુષાતનની ખુમારી પી પી ઘોર પગલે ને જોશીલા તાબોટા સમેત દેવદેવીના અસુરપરાજયની વિક્રમશીલ ગરબીઓ મચાવતા ત્યારે સુન્દરીઓ એના માર્દવભીના સૂરલ્હેકામા, મવજીવનને સાદ દેતી"

હવે આપણે ગરબાની જમાવટના અગો વિચારીશુ તો જણાશે કે ગરબા ગાનારની સખ્યા મોટી હોય તોપણ બને ત્યા સુધી એક જ જાતનો પોષાક, એક જ સૂર, એક જ તાલ, સમાન ઠમકો–ઠેસ, સરખી તાળીઓ અને તે પણ જેવી જોઇએ તેવી ઉતાવળી કે ધીરી, જ્યા જેવી જોઈએ તેવી ગતિ જેવી કે તરલ પદગતિ, ફગોળ ગતિ, ચલતી નૃત્ય જેવી ગતિ, ટૂકા પગલાની ચાલ, અને જ્યા જેવી લીગી, મધુરી હલક જોઈએ તેની હળવી કે ભારે હલક યાને લ્હેકો, અને જે પ્રકારના આગમરોડની જરૂર હોય તેવા આગમરોડ હોય તો રાગેશ્વરીઓની અધિષ્ઠાત્રી સમાન ગરબો ગવડાવનારીને એ ગવડાવ્યા કરવાનું, ઝીલનારીઓને એ ઝીલ્યા કરવાનુ એ ક્ષેત્રમા રસ ન લેનારને પણ એવા ગરબા સાભળ્યા જ કરવાનુ અને જોયા જ કરવાનું મન થાય જ

કોઈ કોઈ ગરબાની શબ્દરચના એવી પણ હોઈ શકે કે પંક્તિએ પંક્તિએ નૃત્ય અને પલટો અનુભવાય, એનો ઢાળ મખમલની જેમ મુલાયમ હોય અને એમા કોઈ અનેરુ શબ્દલાલિત્ય હોય પણ, એની રચના એ કોઈ બાળકનો ખેલ નથી એ તો જનતાની પાસે સીધા જઈને અનેક ગરબા–ગરબી–ગામ–ગામડા જેમણે વર્ષો સુધી સાભળેલ હોય, જનતાના ધબકારા સમજવાની, ઝીલવાની અને તેને તાદશરૂપે રજુ કરવાની તાલીમ લીધી હોય, પ્રાચીન ઢાળોની ગૂથણીના તારેતાર ઉકેલ્યા હોય, એ તાર ઉપર સુરમ્ય અને સુસબદ્ધ કલ્પનાઓના વધારે પડતા કનકવા ચગાવવાનો મોહ જતો કરાયો હોય, મનના કહેની અને તેમની રમણશક્તિ ની સૂક્ષ્મ મર્યાદાઓનો પરિચય કેળવ્યો હોય તેવી કવિનિર્મૂનિ

1 એક કરતા વધારે તાળી હોય ત્યારે તાળીને બદલે ચાપટી હોય=એક ચાપટી, પછી તાળી ને પછી ચાપટી

2 આ તમામ પ્રકારોનુ એકેક સુરેખ ચિત્ર આપી અને તેના ઉપર પ્રાસગિક વિવેચન કરી, 'ગરબા, ગરબી અને રાસ' જેવી એક કૃતિ વિશિષ્ટ પ્રસ્તાવનાપૂર્વક પ્રસિદ્ધ કરવા કે એવી અન્ય કોઈ સસ્થા પ્રેરાય એમ હુ ઇચ્છુ છુ

એવી રચના કરી શકે. જો એવી રચના થાય તો એ રચના સૌને કંઠે આપોઆપ ઉતરે, તેમની રસવૃત્તિને સ્વાભાવિક રીતે સ્પર્શે, તેમના ઉરમાં નવનવી ભાવના જગાડે અને નૃત્ય, સંગીત અને વાણીનો સુમેળ સાધવા તેમને પ્રેરે.

કટાક્ષ, ટોળટપ્પા, કલેશ, વેરઝેર, સામાજિક પરિસ્થિતિ, ઐતિહાસિક પ્રસંગ, ધાર્મિકતા, રાષ્ટ્રપ્રેમ, એમ ગરબામાં, વિષયની વિવિધતા છે. કેવળ શૃંગારરસને પોષક જ ગરબાઓ નથી. વીરરસને પ્રદીપ્ત કરનારા ગરબા પણ છે. ઉદાહરણાર્થે **રઢિયાળી રાત**(ભા. ૧)માં છપાયેલ અને નીચે મુજબની આદ્ય પંક્તિવાળો ગરબો વીરત્વનો પ્રસંગ ખડો કરે છે:—

"સોનલ રમતી રે
ગઢડાને ગોખે જો
ગઢડાને ગોખે જો.
રમતાં ઝલાણી સોનલ ગરાસણી."

[1]**રાસકુંજ, રાસતરંગિણી, રાસરજની, રાસમન્દાકિની, રાસકૌમુદી, રાસદીપાવલી, રાસકંકાવટી,** એમ રાસોને–ગરબાઓને રજુ કરતી અનેક કૃતિઓ છપાયેલી છે, પરન્તુ હજી પ્રાચીન ગરબાઓનો સંગ્રહ પ્રસિદ્ધ થયેલો જોવાતો નથી. જો ખરેખર તેમ જ હોય તો એ દિશામા જરૂર પ્રયાસ કરવા હું સમર્થ રસજ્ઞોને વિનવું છું.

ઈ. સ. ૧૮૫૭માં **સોરાબજી હોરમજજીએ** 'રમુજી ગરબાઓની ચોપડી" પ્રસિદ્ધ કરી છે અને પચ્ચાસેક વર્ષ ઉપર **વલ્લભગરબાવલી** પ્રસિદ્ધ થઈ છે, પરન્તુ આ બેમાંથી એકે મારી નજર સામે નહીં હોવાથી મારે એ બેની મીમાંસા માટે જતી કરવી પડે છે.

તા. ૫–૧૧–૩૯ના **"ગુજરાતી"**ના દીપોત્સવી અંક(પૃ. ૭૬– )માં શ્રી. **કેશવરામ કા. શાસ્ત્રીનો** લેખ નામે "ગૂજરાતી ગરબીઓનું. મૂળ" છપાયેલો છે તેના ૮૦મા પૃષ્ઠમાં તેમણે કહ્યું છે કે "આપણી ગૂજરાતી ગરબીઓ–તેમાં વપરાએલા કેટલાક બંધો એ છેક **વિક્રમોર્વશીય** જેટલા જુના છે, અને બીજા ઘણા તો **જનાર્દનના** સમય વિ. સં.ની **૧૬** શતાબ્દિ જેટલા તો જૂના છે જ."

ગરબીઓના સંબંધમાં વિશેષ કંઇ ન કહેતાં એટલો જ ઉલ્લેખ કરીશ કે **કાન્હડદેપ્રબંધ**(ખંડ ૧, કડી ૨૪૨–૨૪૭)માં એક ગરબી છે. એની પ્રારંભિક પંક્તિઓ નીચે મુજબ છે:—

માંડવિ મિલઇ સુહાસણી, સખી
ઊઢણિ નવરંગ ધાટકિ,
જાઈ સહીય વધામણી,
હઈયડલઇ હર્ષ ન માઈકિ
જીતુ સહી"—૨૪૨

**ભાલણકૃત દશમસ્કંધમાં** પણ એક ગરબી છે, તે એક પ્રચલિત ગરબાનું મૂળ હોય એમ લાગે છે.

## લોકવાર્તાઓ

નાની વયનાં બાળકો ડોસીમા પાસે વાર્તા સાંભળે છે, એ વાત આપણે વિચારી ગયા. એ વાર્તાઓ સામાન્ય રીતે ટૂંકી હોય છે. એ સિવાયની લોકવાર્તાઓ વિસ્તૃત

૧ આ **રાસકુંજમા** ૫, ૩૯, ૪૦, ૮૩, ૧૪૧ અને ૧૮૭ એ ક્રમાંકવાળા એકંદર ૭ લોકગીતો છે.

પણ છે, અને એનો લાભ મોટે ભાગે તરુણો અને પ્રૌઢો લઈ શકે તેમ છે એ લોકવાર્તાઓને લક્ષ્યમા રાખી સ્વ ગીજુભાઈએ વાર્તાનુ શાસ્ત્ર રચ્યુ હોય એમ લાગે છે

દરેકે દરેક દેશમાના અને પ્રત્યેક યુગમાના બાળકથી વૃદ્ધને પણ કોઈ નહીં ને કોઈ કારણસર આનદ આપનારી અને તેમની વિવિધ ખાસિયતોનો રજુ કરનારી લોકવાર્તાઓમા ગુજરાતીમા મુખ્યત્વે કરીને દૂહા દોહરા (દોગ્ધક), ચોપાઈ (ચતુષ્પદી), છપ્પય (છપ્પા) અને સોરઠામા રચાયેલી લોકવાર્તાઓને પણ મગળ સ્થાન છે એ લોકવાર્તાઓ અન્યાન્ય રસને પોષે છે અને લોકજીવનના અસલ સ્વરૂપને વ્યક્ત કરે છે 'મધ્યકાલીન સાહિત્યપ્રવાહ'–(ગુજરાતી સાહિત્યખડ ૫)મા નવમા વિભાગ તરીકે છપાયેલ અને શ્રી મજુલાલ ર. મજમુદારે રચેલ ગુજરાતની લોકવાર્તાઓ(પૃ ૪૦ ૧ )મા એવો ઉલ્લેખ છે કે "ગુજરાતી સાહિત્યમા લોકવાર્તાઓનુ સાહિત્ય વિશાલ છે, એમાનુ મોટા ભાગનુ સાહિત્ય વિરક્ત અને નિસગ જીવન ગાળનારા જૈન સાધુઓને આભારી છે" આ જ હકીકત (પૃ ૪૫૩,મા નીચે પ્રમાણે જોવાય છે —

"લોકવાર્તાના સાહિત્યમા ખાસ આગળ પડતો ફાળો જૈનોનો છે"

પૃ ૪૬૯મા એમ કહેવાય છે કે "લોકવાર્તાઓનુ એક વિશિષ્ટ અગ સમસ્યાઓ છે સમસ્યાનુ સસ્કૃત નામ પ્રહેલિકા છે, તેના બીજા નામો હરિયાળી,' 'ધાવ,' 'વર' તથા 'ઉખાણુ પણ છે'

ગુજરાતની લોકવાર્તાઓમા શ્રી મજમુદારે નીચે મુજબની કૃતિઓ વિષે થોડો ઘણો ઊહાપોહ કર્યો છે — (૧) વિક્રમને લગતી કેટલીક કૃતિઓ જેવી કે મધુસુદન વ્યાસની વિ સ ૧૪૧૬ મા રચાયેલી વિક્રમચરિત્રચઉપાઈ (૨) ક્ષેમકર મુનિકૃત સિંહાસનદ્વાત્રિંશિકાને આધારે શ્રી મલયચન્દ્રે સવત ૧૫૧૯મા રચેલ સિંહાસન-બત્રીસી અને એના પછી અનેક કવિઓએ રચેલી એવી વાર્તા (૩) પંચદડ યાને વિક્રમકથા (૪) મડા પચીસીમાની આઠમી વાર્તા રૂપ ચદન–મલયાગીરી (૫) વૈતાલપચ્ચીશી (૬) લક્ષ્મી બુદ્ધિની વાર્તા (૭) શ્રી મગલ માણેકે વિ સ ૧૬૩૮મા રચેલ વિક્રમ રાજ અને ખાપરા ચોરનો રાસ (૮) શનિશ્ચરવિક્રમરાસ (૯) અબડ કથાનીક રાસ (૧૦) પચોપાખ્યાન (૧૧) મતિસાર નામના અજૈન કવિએ વિ સ ૧૬૦૫ મા રચેલી કર્પૂર મજરી (૧૨) શુકબહુત્તરી (સૂડા બહોત્તેરી) (૧૩) માધવાનલ કામકુડલા (૧૪) કુશલલાભે વિ. સ ૧૬૧૭ મા રચેલી મારૂ ઢોલાની ચોપાઈ, (એ ગજરા મારૂની વાર્તાના મૂળ રૂપ છે), (૧૫) બિલ્હણપચાશિકા (આમા સમસ્યાઓ અને એક ગણિતનો કોયડો છે), (૧૬) વિ સ ૧૪૮૫ મા હીરાણદ સૂરિએ રચેલ વિદ્યાવિલાસપવાડો કે જેનુ મૂળ વિ સ ૧૨૮૫ ની આસપાસમા શ્રી વિનયચંદ્રે રચેલ મલ્લિનાથ મહાકાવ્ય (સ ૨)ગત મૂર્ખચદ્ર અને વિનયચદ્રની ઉપકથા હોવાનું મનાય છે (૧૭) વિ સ ૧૫૪૫ મા નરપતિએ રચેલી નંદ બત્રીસી (૧૮) સગાળશાહરાસ (૧૯) હસાવલીની વાર્તા (૨૦) કામાવતીની વાર્તા (૨૧) શીલવતીનો રાસ (૨૨) પ્રેમાવતીની વાર્તા (૨૩) સદેવત સર્વાલગાની વાત અને (૨૪) મિત્ર ધર્માખ્યાન

આ વિષય પૂર્ણ કરીએ તે પૂર્વે જૈન વાર્તા કારોએ શા માટે લોક વાર્તાઓ રચી તે સબધમા શ્રી મજમુદારે ગુજરાતની લોકવાર્તાઓમા જે નીચે મુજબના ઉદ્ગારો કાઢ્યા છે તે નોધી લઈએ —

"જૂની લોકકથાઓનાં નવાં સસ્કરણ કરવાં, એ કથાઓને ભુલાઈ જતી અટકાવવી અને શ્રોતાઓને વાર્તા દ્વારા ગમે તે ઉપદેસ પાઈ દેવો–એ જૈન વાર્તાકારોનો લોકવાર્તા રચવામાં મુખ્ય હેતુ જોઈ શકાય છે." (પૃ. ૪૧૦)

શ્રી. ફાર્બસ ગુજરાતી સભાના "ત્રૈમાસિક" (પુ. ૪ અં ૩)માં "આધુનિક સમયમાં સંયુક્ત કુટુંબવ્યવસ્થા" છપાયેલ છે. તેમાં આઠમે પાને આ પંક્તિ છે. આના પછીની પંક્તિઓ લોકગીતોના વિષયોની એક બાજુ રજુ કરે છે, એટલે એ હું અહીં ઉદ્ધૃત કરું છું:—

"જેમ માળીઓ ગદવાડ કર્યાં છે એ બતાવી આપણી સેવા કરે તેમ દઢ કુટુંબ-કલેશનાં લોકગીતો પણ લોકસમાજનું જ દિશાસૂચન કરે છે. ચંદનની ડાળ સરખી ગુજરાતણ પુરૂપના વિકાર, વિદ્વેષ. અને કોપની જ્વાળાઓમાં સળગતી સળગતી સુગંધ ગીતો પસરાવતી ગઈ છે. સાસરી જીવન સામેની નારીહૃદયની ચીસ સાદામાં સાદી રીતે છતાં તીક્ષ્ણ વાણીમાં નીકળી પડે છે. **"લેરીયાની લુંટાલુંટ" "વીરાને આંગણે" "વઢીઆરી સાસુ"** જેવા કઈક લોકગીતો આપણી કુટુંબવ્યવસ્થાની કાળી બાજુ દર્શાવે છે. **નણદલ પરોણલા**માં નણંદભાભીનો સંબધ વ્યક્ત થાય છે. બાર બાર વરસે ભાઈને ઘેર આવેલી નણદનો ઘણો તિરસ્કાર કર્યા પછી પણ ભાભીને મનમાં દાઝ રહી જાય છે કે "માર્યા વિન્યાની વહી ગઈ". **મોટાં ખોરડાં**માં પણ કુટુંબકલેશ જ દેખાય છે. માએ પુત્રીને સુખ દુઃખના સમામાર પૃછતાં માત્ર એક જ નિસાસાથી પુત્રી કહે છેઃ

"સુખના વારા તો માડી વહી ગયા
દુઃખના ઉગ્યા છે લીલાં ઝાડ જો
કવળા સાસરિયામાં ઝીલવું."

અને આ સહજોક્તિ, જાસુસ બનેલો નણંદ સાભળી ગઈ. ભાભીએ "મોટાં ખોરડાં" વગોવ્યાં, એ વાત કુટુંબમાં વિસ્તરી ગઈ "પરણ્યાજી"ના કાન ભંભેરાયા ને પરિણામે અફીણુ ઘોળી પતિ કહે છે કે "પીવો ગોરી! નકર હું પીઉં જો!" સાસુ, સસરા, જેઠ વગેરેને "શૂળીનુ ફૂલ," નરજણ નાગણી," "જેઠજી ભૂંડા" જેવાં લોકગીતમાં મળેલાં વિશેષણો પણ કુટુંબકલેશની જ પ્રતિતી કરાવે છે."–પૃ. ૮–૯

## લોકગીતોનું વર્ગીકરણ

અત્યાર સુધી આપણે કેટલાંક લોકગીતોનું દિગ્દર્શન કર્યું. હજી અનેક જાતનાં લોકગીતોનો પરામર્શ કરવો બાકી છે, પરન્તુ આપણે તેમ કરીએ તે પૂર્વે સ્વ. **રણજીતરામ વાવાભાઇ મહેતા**ના "લોકગીત વિષે નિબંધ" જે **લોકગીત**માં પરિશિષ્ટ અ તરીકે છપાયેલો છે અને જે 'પ્રથમ સાહિત્ય પરિષદ'ના અહેવાલથી એમાં ઉતારાયો છે, તેમાં તેમણે લોકગીતના પ્રકાર નીચે મુજબ નોંધ્યા છે તે જોઈ લઈએ.

**(૧) ભજનો :**

(અ) મંદિરો, મઠ, વાડા, વગેરે ધર્મસ્થાનોમાં સ્હાંજ, સ્હવાર વગેરે સમયે ગાવાતા ભજનો.

(આ) માંગણ, ભીખારૂ, ભરથરી ચારણીઆઓ, સાધુ, શ્રવણો, માતા ફૂહાડનારા, તેલિયા રાજા, હીજડા પ્રભૃતિનાં સ્તવનકીર્તનો, ગીતો ઈત્યાદિ.

**(૨) વિનોદપ્રદગીતોઃ**

(અ) કોસ હાંકતાં, ખેડતાં, લહાતાં, ઢોર ચારતાં, ગામડીઆઓ જે ગીતો ગાય છે તે.

(આ) ઘાંચી ઘાણી ફેરફતાં, જે ગીતો ગાય છે તે.

(ઇ) ઢૂંઆ નાંખતી વખતે મજુરણો જે ગીતા ગાય છે તે.

(ઇ) કલગી તોરાવાળાની લાવણીઓ વાગગના અને ગવૈયાની ચીજો, ખ્યાલ, ટપ્પા, વગેરે

(ઉ) હાલરડા, જનોઈ, મુડણ, લગ્ન, સીમત, વગેરે પ્રસગે સ્ત્રીઓ, જે ગીતો ગાય છે તે; હીંચકા ખાતા, ગોરીમા નવરાતરમા જે ગરબા ગામડાઓ સ્ત્રીઓ ગાય છે તે, દળતા, કાતતા, જે ગીતો ગાય છે તે

(૩)શોકપૂર્ણ ગીતો

રાજીઆઓ, મરસિઆ, વગેરે

[૪] ઐતિહાસિક

(અ) ભાટ, ચારણ, વહીવચા, ગઢવીના દુહા, કવિત્ત, રાસા,

(આ) છૂટેછવાયે સ્થળે ઉપર વર્ણવેલા પ્રકારના ગીતોમા ઐતિહાસિક રાસા, ગીતો વગેરે ગવાય છે

(ઈ) મુસલમાની કીસ્સાઓ,

(ઇ) ભવાઈ"

હવે આપણે **લોકગીત**મા જે ગીતો અપાયેલા છે તેનો વિષયવાર વિચાર કરીશુ. એમા એકદર ૧૩૪ ગીતો છે તેમાના ૧–૭૮ તહેવાર કે નવરાત્રિના દિવસોમા સામસામી કે ગરબે ફરતા ગવાતા ગીત છે, ૭૯–૮૧ દળતા, ખાડતા કે વીણતાચૂટતા ગવાતા ખાયણા છે, ૮૨–૧૦૮ લગ્ન વગેરે માગલિક પ્રસગે ગવાતા ગીતો છે, ૧૦૯–૧૧૨ સીમતના ગીત છે, ૧૧૩–૧૧૪ હાલરડા છે, ૧૧૫–૧૧૬ મેહુલાના ગીત છે, ૧૧૭–૧૧૯ કોમીઆ ગામ છે તે ગીત છે, ૧૨૦–૧૨૧ રબારી ગાય છે તે ગીત છે ૧૨૨ ભુવા ગાય છે તે ગીત છે, ૧૨૩ મોજણીના ત્રાસનુ ગીત છે, ૧૨૪–૧૩૩ શોકગીત છે, અને ૧૩૪ મુ પ્રકીર્ણક ગીત છે આ ગીતોમા વડોદરામા ઘણા સાભળવા મળે છે તે '**માતાના ગીત** નથી એમ **રસાસ્વાદ**(પૃ ૨૪)મા ઉલ્લેખ છે વળી એના પૃ ૨૧મા શ્રી **દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર** કહે છે કે " વિલાયતી લોકગીતોમા શિકારનુ વર્ણન ઘણે ઠેકાણે આવે છે આપણે ત્યા એવુ જોવામા નથી આવતુ આપણે કુદરત સાથે લડવા કરતા કુદરત સાથે એકરૂપ થવામા જ વધારે આનદ માનીએ છીએ "

## મેહુલાના ગીત

વરસાદની મોસમ હોવા છતા જ્યારે મેઘરાજા કાકડોળે વાટ જોવડાવ્યા કરે અને લગભગ દુકાળના ભણકારા વાગે એવી સ્થિતિ થવા આવે ત્યારે કેટલીક હિંદુ સ્ત્રીઓ મેહુલાના વરસાદના ગીતો ગાતી મહોલ્લે મહોલ્લે ફરે છે આ–સ્ત્રીવર્ગમાથી એકને માથે લીંબડાની નાની નાની ડાળીઓનો ઝુડો હોય છે એના માથા ઉપર લોકો પાણી રેડે છે એની સાથે ચાલનાર સ્ત્રીને લોકો દાણો કે પૈસા આપે છે આ સ્ત્રીવર્ગ બુલદ અવાજે મેઘલાને ઉદ્દેશીને ગીત ગાય છે "શેઠ શેઠાણીને મકયા કાઢી રે, મેવલા "થી શરૂ થતુ ગીત અને " તુ તો વરસે રે દુનીઆના બાપડા"થી શરૂ થતુ બીજુ ગીત એમ બે જ ગીતો **લોકગીત**મા છે, પરતુ બીજા પણ મેહુલાના ગીતો છે જેમા "મેરુલિયા રે વરસીને ભરીને તળાવ" "મેરુલિયા રે ઝાઝેરા વરસ" વાળુ ગીત ઈત્યાદિથી શરૂ થતુ ગીત

**લોકગીત**મા કુવેતીના–કોસીઆના એટલે કે કૂવામાથી ચામડાના કોયળા વડે પાણી કાઢનારના ત્રણ ગીતો અપાએલા છે પણ એ ઉપરાત બીજા હોવા જોઇએ

ખેતરમાં લણણી કરતી વેળા તેમ જ ઢોરો ચરાવતી વેળા પણ ગીત ગવાતાં હશે; પણ એ તો કોઈ સ્થળે છપાયેલાં જોવામાં આવ્યાં નથી. વળી બાળગીતોનો પણ સાંગોપાંગ સંગ્રહ થવો ઘટે, એ બાળગીતોમાં કેટલીક વાર સૂર્ય, ચન્દ્ર, ફૂલ, વગેરેને લગતી એવી એવી ઉપમાઓ જોવાય છે કે મહાકવિ પણ એ સાંભળીને રાજી થાય, અને એમાં કોઈ કોઈ ઘટનાનું એવું રસિક કારણ બાળબુદ્ધિ ઉપજાવી કાઢે છે કે સાહિત્યાચાર્યો પણ કાવ્યલિંગના ઉદાહરણ તરીકે એ રજુ કરી શકે. આમ **રસાસ્વાદ** (પૃ. ૧૮)માં સૂચવ્યું છે.

જાત્રાળુઓના સંઘમાં અને ગામડાંઓમાં ઉજવાતા ગોઠ્ઠવોમાં ભાગ લેનાર, જો લોકગીત એકત્રિત કરવા ઇચ્છે તો તેમ તે સહેલાઈથી કરી શકે. ગમે તેમ હો, પણ આજે યુરોપમાં જેટલો ઝપાટાબંધ લોકગીતોનો સંગ્રહ કરાય છે એટલું જ નહિ પણ એના રાગને ગ્રામોફોનની ચૂડીઓમાં ઉતારી લેવાય છે તેવું કાર્ય આપણે ત્યાં થશે ત્યારે લોકગીતોનો યુગ ફરી આવશે, એનું પુનરુત્થાન થશે, નવીન લોકગીતો યોજાશે અને રાષ્ટ્રીય નવજીવન સસ્કારી દીર્ઘાયુ અને પ્રેમશૌર્યથી અંકિત બનશે.

## રાજીયા

'રાજીયા' કહો કે 'મરસિયા' કહો તે એક જ છે. મરસિયા એ ફારસી શબ્દ છે અને લગભગ ઇ. સ. ના દશમા સૈકામાં ફારસીમાં મરસિયા રચાતા હોય એમ કહેવાય છે. ફારસી સાહિત્યમાં ઉપલબ્ધ થતા મરશિયા ઘણુંખરૂં રાજાના મરણને ઉદ્દેશીને છે, એમ એ ભાષાના વિદ્વાનોનું કહેવું છે. **લોકગીત**માં જે ૧૨૪–૧૩૩ તરીકે રાજીયા અપાએલા છે તે ગુજરાતીમાં છે. ૧૨૪ મું ગીત જમાઇના સ્વર્ગગમનપ્રસંગે, ૧૨૫–૧૨૬ યુવકના મૃત્યુસમયે, ૧૨૭–૧૩૧ વૃદ્ધની અવસાનવેળા, ૧૩૨ બાળકના મરણવખતે અને ૧૩૩ મું યુવતીના મૃત્યુસમયે ગવાય છે.

**અભિમન્યુના** મરસિયા **અભિમન્યુ–આખ્યાન** કે એવી કોઇ કૃતિમાં છપાયાનું સ્ફુરે છે.

"લોકગીત વિષે નિબંધ" એવા શીર્ષકપૂર્વક સ્વ. **ગણુજીતરામનો** એક બીજો નિબંધ પણ **લોકગીત**(પૃ ૧૦૨–૧૩૪)માં છપાએલો છે એ નિબંધ વિષે હું અહીં કશો જ ઊહાપોહ કરવા ઇચ્છતો નથી, કેમકે હજી મારે ઘણી ઘણી બાબતો વિચારવાની બાકી રહે છે, પરંતુ તે હાથ ધરું તે પૂર્વે શ્રી **દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરે લોકગીત**માં ઉપોદ્ઘાત તરીકે જે "રસાસ્વાદ" લખ્યો છે તે તરફ ઉડતી નજર ફેંકી લઇએ તેઓ પૃ. ૧૨ માં કથે છેઃ "લોકગીત એ સાહિત્યનું મૂળ ધન કહેવાય...લોકગીતો તો ભોળી પ્રજાને માટે હોય છે.

લોકગીતોનું માધુર્ય વનલતાની શોભા જેવું હોય છે. હવિપાત્રમાં જેમ મસાલાઓનો કૃત્રિમ સ્વાદ નથી હોતો તેમ લોકગીતમાં શબ્દાલંકાર, અર્થાલંકાર અને રચનાચમત્કૃતિની ભાંજગડ હોતી નથી."

પૃ. ૧૨ માં તેમણે નીચે મુજબ ઉદ્ગારો કાઢયા છેઃ

"લોકગીતો સમાજની બાલ્યાવસ્થા સૂચવે છે. કાલગણનાની દૃષ્ટિએ બાલ્યાવસ્થા નહીં, પણ મનોભૂમિકાની બાલ્યાવસ્થા. બાળપણનું ભોળપણ અને બાળપણનું બળ બંને લોકગીતોમાં જોવામાં આવે છે...કોઇ પણ સમાજનું સાચું સ્વરૂપ જોવું હોય તો તેના લોકગીત તરફ જોવું પડે છે. લોકવાર્તા કરતાં લોકગીતો જૂના છે.

તેઓ પૃ. ૧૪ માં કહે છે કે "સર્વ દેશોમાં લોકગીતોમાં અત્યન્ત લોકપ્રિય વિષય લોકકલ્યાણને અર્થે કરેલું બલિદાન છે. એવી રીતે તેમણે પૃ. ૧૬ માં કહ્યું છે કે "લોકગીતોમાં પણ કેટલાંક ગીતો તદ્દન બાલવૃત્તિનાં હોય છે, બાલવૃત્તિ એટલે ચંચળતા."

હવે આપણે લોકગીતની ઉપયોગિતા વિષે તેમણે રસાસ્વાદમા જે ઉલ્લેખ કર્યો છે તેને લગતી થોડીક પંક્તિ નોંધી લઇએ —

"જીવનના સાદામા સાદા પ્રસંગોમા જે અપૂર્વ કાવ્ય રહેલુ હોય છે તેની સુંદરતા તરફ દૃષ્ટિ દોરી જવામા અને તેનો આસ્વાદ લેવાની શક્તિ ઉત્પન્ન કરવામા લોકગીત કુશળ હોય છે"—પૃ ૧૨

"આ લોકગીતોએ સમાજસુધારાનુ કામ કંઈ ઓછુ કર્યું નથી માત્ર લાબા લાબા દલીલબાજ ઉપદેશોથી નહીં, પણ સાભળનારનુ હૃદય પીગાળી નાખીને"—પૃ ૨૬

શ્રી મેઘાણી પૃ ૧૩૦ મા કહે છે કે 'પ્રત્યેક વાર્તાકથાની જનેતા લોકકથા છે, ને પ્રત્યેક કવિતાની દાદી લોકગીતો છે'

લોકગીતોના એક અગ રૂપ ગણાતી, ગીતકથાઓના જે નીચે મુજબ વિભાગો શ્રી મેઘાણીએ "લોકગીતોમા કથાઓ" (પૃ ૧૩૬)મા પાડયા છે, તેની પણ અત્ર આપણે નોંધ લઈશુ —

૧ સ્ત્રીઓના ગરબાગરબડામા પડેલી ગીતકથાઓ

૨ નાવિકોના ગીતો

૩ પુરુષોને જ મુખે ગવાતી દુહાબદ્ધ પ્રેમકથાઓ, વીરકથાઓ

૪ રાવણહથ્થાના બજવૈયા ભરથરીનાથ બાવાઓની ઘુઘરિયાળી કામઠી પર લલકાર પામતી બહારવટાની, કરુણ અકસ્માતોની કે ભક્તોની કથાઓ

૫ તબૂરના એક તાર પર ગવાતી સતકથાઓ

૬ રાજ–આશ્રિત ચારણોની વાદ્યવિહોણી, અગેય, છતા રાગયુક્ત છંદોમા વહનારી પ્રશસ્તિયુક્ત શૌર્યની, દાતારવટાની, કે બીકતા–કાયરતાની હાસ્યકથાઓ

૧૩૭મા પૃષ્ઠમા તેમણે 'ગીતકથાના લક્ષણો' એ શીર્ષકપૂર્વક નીચે પ્રમાણે એ સબધમા વિચારો રજૂ કર્યા છે —

"એકએક ઘટના–પ્રવાહમા જ આપણને ધમડી જનારા, અને આસપાસની પ્રકૃતિ કે વાતાવરણનું બયાન આપ્યા વિના પ્રસગ પછી પ્રસગોની જ પરમ્પરાની પાર નીકળનારા, આ કથાગીતની વેગીલી નિરૂપણ–શૈલી હરએક ગીતકથામા પડેલી છે વેગ, પ્રબલ ઝઝા–વેગ, અને ઘટનાના નિરૂપણ–પૂર પછીથી આછરતા જીવન–ધ્વનિ એ 'બેલડ'ના લક્ષણો છે, ગીત કથામા વિચારધ્વનિરૂપે જ રહેલો છે ગીતકથા ટૂકી વાર્તાના તેમ જ મહાકાવ્યના, બેઉના લક્ષણોનો મેળ સાધનારી છે"

આગળ જતા તેઓ પૃ ૧૫૨મા નીચે મુજબ ઉદ્ગારો કાઢે છે —

"સૌથી વધુ મર્મગ્રાહી કાવ્ય સ્ત્રીઓના ગરબામા છે, સૌથી વધુ ઊર્મિપ્રાબલ્ય દુહા–કથાઓનું છે, જીવન–ચિત્ર ખારવા–ગીતોનું છે, સાકડી વિચારસૃષ્ટિ ચારણી કથાગીતોની છે પણ દોહાબદ્ધ કથાઓને પણ ચારણોની જનમનોરંજક રચનાઓ માનવાનું કારણ છે"

દુહાબદ્ધ ગીતકથાઓને લક્ષ્યીને તેમનું કહેવુ નીચે પ્રમાણે છે —

"દુહાબદ્ધ ગીતકથાઓમા આમોદ નથી હાસ્ય, કટાક્ષ, ઓછામા ઓછા છે, જીવનની વેદનામય બાજુ વધારે છે, પણ એ વેદનાના અતરતલમા જીવનવિચારની તીવ્રતા તેમ જ ગભીરતા વિલસે છે એટલે એ ગાદિતોરચારણ પ્રબલ વિચારવ્યથિત લોક–પ્રાણનું છે, વેવલાં ને રોતલ માનવીઓ આ સાહિત્ય સરજાવી શકે નહીં"—પૃ ૧૪૭

"દુહાબદ્ધ ગીતકથાઓ જીવન-વિવેચનની ચેતનપ્રધાન ભૂમિકાને અડકવા જેટલી આગળ ગતિ કરી ગઈ છે. એનો પ્રધાન સ્વર પ્રબલ મનોર્મિ, પ્રબલ આઘાત, પ્રબલ મથન, પ્રબલ હતાશા, અને સ્વીકૃત સ્થિતિના પ્રબલ સામનામાં છે. ચાહે પ્રેમમાં, ચાહે દાંપત્યમાં, ચાહે મૈત્રીમા કે ચાહે શત્રુતામાં."—પૃ. ૧૪૭

તેમણે ગીતકથાઓની ઉપયોગિતા પરત્વે પૃ ૧૫૨-૧૫૩માં જે નીચે પ્રમાણે વક્તવ્ય રજુ કર્યું છે, તેની પણ આપણે અહીં એમના જ શબ્દોમાં નોંધ લઈશું:—

"અત્યારની આ ઉપલબ્ધ ગીતકથાઓ કરતાં વિલુપ્ત થયેલી ગીતકથાઓની સંખ્યા મોટી હશે અને ઘણીય હજુ પ્રાપ્ય હોવા છતાં સંગ્રહકર્તાઓના સ્પર્શ પામી નહીં હોય. એનું સંશોધન ને સંપાદન કેટલા પૂરતું ખપનું? માત્ર ગયા યુગનું જીવનરહસ્ય સમજવાની ઇતિહાસ દૃષ્ટિ પૂરતું? નહી, તેથી વિશેષ એનો ઉપયોગ છે. એ એકલું સંગ્રહસ્થાનને લાયક Mumny-નિષ્પ્રાણ પ્રાચીનતાનું શબ હોત, માત્ર અવશેષ હોત, તો તેનું સ્થાન આલમારીઓ ને અભરાઈઓ પર જ હોત. એનુ સ્થાન અત્યારે વહેતા સાહિત્યપ્રવાહના એક સજીવન ઝરણા જેવું, એક ધૂધવતા મહાનદ સમું છે, કારણ કે આજનો નૂતન સાહિત્ય-ઘાટ નિર્માણ કરવામાં ઉપકારક એવું એનું પ્રાણ-તત્ત્વ છે. એ કેવળ ગઈ કાલની સામગ્રી નથી. એ શાશ્વત જીવન-ધન છે."

## લોકગીતો વગેરેની પ્રાચીનતા—

પ્રાધ્યાપક **કરમરકરે** જે **વિક્રમોર્વશીય** નાટકની આવૃત્તિ સંપાદિત કરી છે તેના પૃ. ૧૬-૧૭ માં એવો નિર્દેશ છે કે 'કવિ કાલિદાસે એ સમયનાં લોકપ્રિય ગીતોને એ નાટકમાં સ્થાન આપ્યું છે.' વળી એમણે સૂચવ્યું છે કે **ભરતનું નાટ્યશાસ્ત્ર** પણ આના નમૂના પૂરા પાડે છે.

**શ્રીપાદલિપ્તસૂરિએ** રચેલી **તરંગવતી** કથામા લોકપદો હતાં, પણ **શ્રીનેમિચન્દ્રસૂરિએ** એના આધારે પોતાની કૃતિ રચી, ત્યારે તેમણે તે જતાં કર્યાં.

## શ્રમજીવીઓનાં ગીત

શારીરિક પરિશ્રમનું કામ કરતી વેળા એ પરિશ્રમ સહ્ય થઈ પડે તે માટે કે પછી મોજની ખાતર ગીતોનો ઉપયોગ કરાય છે. એમ મનાય છે કે દળતાં, ખાંડતા, કોઓ ફૂટતાં, ઈત્યાદિ પ્રસંગે ગીતો બોલાતાં એ કાર્યોને લગતો પરિશ્રમ ભૂલી જવાય છે અને એ કાર્યો હોંસભેર કરાય છે કોઓ ફૂટતી વેળા જે ગીતો ગવાય છે તેનો સંગ્રહ કોઇ સ્થળે છપાઈ પ્રસિદ્ધ થયો હોય તો તેની મને ખબર નથી એટલે મેં એવાં બે ગીતો 'દાંડીયો' નામક સુરતના એક સાપ્તાહિક પત્રમાં છપાવ્યાં હતાં. એ નીચે મુજબ છે:—

(૧)

"જો હેઠ બેઠો હોનીડા દુકાન પર
બંગડી ઘડાવે મારી હેઠાણીના કાજ
ધામણા ધરાવે મારી હેઠાણી હવેલીમાં"—૧
હેઠ બેઠો કાપડિયા દુકાન પર
હાડીઓ વહાવે મારી હેઠાણીના કાજ, ધામણા૦—૨
હેઠ બેઠો દરજીડા દુકાન પર
પોલકાં હીવડાવે મારી હેઠાણીના કાજ, ધામણા૦—૩
હેઠ બેઠો માલીડા દુકાન પર
ગજરો કરાવે મારી હેઠાણીના કાજ, ધામણા૦—૪

(૨)

બગલો તો લીલા લ્હેરે ઓ મોટા હેઠ રે
બગલો તો લીલા લ્હેરે
બગલાએ મૂકો ખુમ્હી (૨) ઓ મોટા હેઠ રે
તો પર બેહાડો ફલાણા હેઠને, ઓ મોટા હેઠ રે, બગલો તો૦
ઇત્યાદિ [1]

**ઘેરિયાનાં ગીત**

આસો મહિનાના પ્રારભમા આઠ દિવસ સુધી દુબળાઓ વિચિત્ર વેષ સજી, એક જણ બિલાડી બની ગીતો ગાય કે એને ઘેરિયાની ગીત તરીકે ઓળખાવાય છે [2] એ ગીતો પણ કોઈ સ્થળેથી પ્રસિદ્ધ થયેલા સાભળ્યા નથી

**કાઠિયાવાડી દોહા-સોરઠા**

કાઠિયાવાડી લોકસાહિત્યગત વાતાઓમાંની કેટલીકમા દુહા-દોહા જોવાય છે આ દોહા એના કેન્દ્રસ્થાન તરીકે શોભે છે આવા કેટલાક દોહા પ્રસિદ્ધ થયેલા છે વળી કેટલાક સોરઠા પણ પ્રસિદ્ધ થયેલા છે શ્રી મેઘાણીએ જે કથાસાહિત્ય બહાર પાડયુ છે તેમા એ કેટલીક વાર જોવાય છે શ્રી મેઘાણી કહે છે તેમ સૌરાષ્ટ્રના મેળાઓમા ગોવાળીઆઓ અને દુહાગીરો કાનમા આગળી નાંખી, હાથમાના કુમડિયાળી છડી હલાવતા અને ડાગ પર ટેકવેલા મસ્તાન દેહને ઝૂલાવતા સુદર દોહા-સોરઠા પહેલા લલકારતા હતા અને આજે પણ કેટલેક સ્થળે તેમ હશે એ દોહા-સોરઠા પ્રાચીન પણ હશે અને કેટલીક વાર તો પોતે જોડી કાઢેલાં પણ હશે આવા દોહા-સોરઠાનો કોઈ સ્વતત્ર સગ્રહ છપાયો હોય તો તે મારા જોવાજાણવામા નથી અત્ર એ વાત ઉમેરીશ કે શ્રી છેલશંકર મ હાથીએ શ્રી હિમ્મતલાલ ગણેશજી અજારિયાનો પરિચય આપતાં કહ્યુ હતુ કે એમણે કાઠિયાવાડના લોકસાહિત્યમાના દુહાસાહિત્યને શિષ્ટ સાહિત્યના અભ્યાસમા સ્થાપવાની પહેલ કરી શ્રી કરીમ મહમદની સાથે ઇ સ ૧૯૧૦મા એમણે પ્રસિદ્ધ કરેલ કવિતાપ્રવેશમા રેણુકદેવી અને શૃગારના દુહા આપેલા છે જુઓ ગુજરાત ગ્રન્થકારસમેલનવ્યાખ્યાનમાળા (પૃ ૧૮)

**નોરતાના ગીત**

નવરાત્રિમા કાલિકા, ભવાની, બહુચરા અને અન્ય દેવીઓને ઉદ્દેશીને કેટલીક સ્ત્રીઓ ગીતો ગાતી ગાતી મહોલ્લે મહોલ્લે દાણો માગતી ફરે છે આ ગીતોને 'નોરતાનાં ગીત' કહેવામાં આવે છે "માતા સોળ સગાય રે નવ નોરતા રે"થી આમાંનુ એક ગીત શરૂ થાય છે

**સરવણ ને આાણભટ્ટ**

શ્રવણની કથાને પદ્યમા લલકારતા કેટલાક બ્રાહ્મણો મહોલ્લે મહોલ્લે ફરતા જોવાય છે તેમની પાઘડીનો દેખાવ વિચિત્ર હોય છે એ પાઘડીનો આગલો ભાગ લાલ રગનો હોય છે, જ્યારે મધ્યમાંનો શકુ આકારનો ભાગ પીળા રગનો હોય છે તેમના હાથમા ઝાઝ અને મોગરી હોય છે તેઓ શ્રવણની કથા ગાતા સભળાય છે

**ભવાઈ ને રામલીલા**

અત્યારે જે જાતના નાટકો ભજવાય છે તેવાં પહેલા હતાં નહી એને બદલે ભવાઇ તે રામલીલા જોવામા આવતી ભવાઇમા લોકસાહિત્ય છે એ ગદ્યાત્મક તેમ જ પદ્યાત્મક

---

૧ બાળીની પક્તિઓ માટે જુઓ દાંડિયો (તા ૨૯ ૧૦-૩૪ નો અક)

૨ આ પૈકી કેટલાક તો માતાના ગરબા પણ હોય છે.

એમ ઉભય પ્રકારનું છે, જોકે મોટો ભાગ પ્રથમ પ્રકારના સાહિત્યનો છે. સ્વ. **મહીપતરામ રૂપરામે ભવાઈસંગ્રહ**(આવૃત્તિ ૫મી, ઇ. સ. ૧૯૧૧)માં બહાર પાડેલો છે. એ જોતાં જણાય છે કે એમાં સૌથી પ્રથમ 'ગણપતિનો વેશ' અપાયેલો છે. એમાં પ્રારંભિક દોહરો નીચે પ્રમાણે છે:—

"સેવ્યો તો લખ લાભ દે, વિદ્યા તણો ઉપદેશ;
સભા જેજે કારમો, ગવરીપુત્ર ગણેશ"

આના પછી એ વેશમાં ગણેશીઆં આપે છે. એનો શરૂઆતનો ભાગ નીચે મુજબ છે:—

"પ્રથમ પહેલો સમરીએ, દેવ સુંઢાળા!
બળ લાભનો દાતાર, દેવતા વિઘન હરો—૧

લાંબી રે સુંઢે આવે, મલપતો, દેવ સુંઢાળા!
તારે સોહએ મોહીકનો હાર, દેવતા વિઘન હરો"—૨

આ ગણેશીઆં બાદ નીચે મુજબની સાખીઓ ગવાય છે:—

"મારૂ તારા દેશમાં, દીઠાં ત્રણ રતન;
એક ઢોલો દુજી મારૂડી, તીજો કસુંબો રંગ—૧

મારૂડી નાહે ગંગાજળા, ઉભી વેણ સુકાએ
ચંદન કેરે છોડવે, બાળો નાગ જ કોરી ખાએ"—૨"

**રામલીલા**ઓ કોઇ સ્થળેથી મુદ્રિત સ્વરૂપમાં બહાર પડેલી જોવામાં આવી નથી, તેમ જ મેં પણ એમાનો થોડો ઘણો ભાગ પણ ઉતારી લીધો નથી. એટલે આજે તો એ સંબંધમાં કશું કહી શકું તેમ નથી. એટલે જીવન સાથે સંગીતનો શો સંબંધ છે તે દર્શાવતી નિમ્નલિખિત પંક્તિઓ રજુ કરી, હું આ વિભાગ પૂર્ણ કરીશ:—

"આપણાં ગામડાંનાં જીવનમાં તો એકે એક ક્રિયામા સંગીત હતું. બાળક ઘોડિયામાં જ માના ધાવણ સાથે હાલરડાંના અમીરસ પીતું, નાની બાલિકાઓનાં વરતવરતુલાં સંગીતથી પવિત્ર બનતાં. જુવાન સ્ત્રીઓ લગ્નનાં ગીતો અને રાસડાઓથી રઢિયાળી અંધારી રાતોને અજવાળતી. મોતની છેલ્લી ઘડીએ પણ મરશિયા અંતિમ શય્યા પર સંગીતની જ મૃત્યુ-પાંભરી ઓઢાડી જતા.

"પુરુષોનાં જીવન પણ સંગીતથી જ ઘડાયેલાં હતાં. ગોરમહારાજના આશીર્વાદમાં પણ સંગીત હતું, અને વાણિયાની ત્રાજુડીએ પણ સંગીત રેલાતું કોસ હાકતો કોશિયો, પાણેતિયો કે ગાડાખેડુ પોતાના કામના મૂળમાં દૂહા, ગરબીના છંટકાવથી ધરતીમૈયાને વધુ રસાળ બનાવતો. એ સૌથી યે છેલ્લે જીવનમાં કામથી પરવારી, જીવનનો થાક ઉતારવા પેલો એકતારો અને પેલા બે મંજીરા અનેક રાતોને ભજન તરબોળ બનાવી આપણાં જીવનને વધુ પવિત્ર, વધુ સરળ અને વધુ આનંદમય બનાવતાં. એ તો આજે ગયું છે. ક્યાં યે દેખાતું નથી. દેખાય છે તો ભગ્ન કિલ્લાના અવશેષ જેવું, ભાંગી તૂટી હાલતમાં, આપણાં જીવનને કોઇ દૂર દૂરને અંધારે છેડે, જાણે કોઇએ એને હડસેલીને ધકેલી મૂક્યુ છે."

—**ફૂલછાબ**માંથી **દાંડીઆ**ના તા. ૮-૬-૩૯ના અંકમાં ઉદ્ધૃત.

## કહેવતો

કહેવતો એ કેવળ ડહાપણનો ખજાનો છે એમ નહીં, પણ એનો અનેક દૃષ્ટિએ વિચાર થઈ શકે તેમ છે. એમાથી આપણે સમાજરચના, નૈતિક બળાબળ, [૧]આર્થિક પરિ-

[૧] "કહેવતોના સાહિત્યમાંથી અર્થશાસ્ત્ર" એ લેખ શ્રી. **મંજુલાલ રણછોડલાલ મજમુદારે** થોડાક વર્ષો ઉપર લખ્યો હતો.

સ્થિતિ, વગેરેનો ખ્યાલ મેળવી શકીએ છીએ વળી એનો તુલનાત્મક અભ્યાસ કરાય તો માનવ પ્રકૃતિનો ઇતિહાસ આપણે ઊભો કરી શકીએ રેવરન્ડ જે લૉન્ગે Scripture Truth in Oriental Dressમા અંતમા—પૃ ૨૧૭-૨૬૩ મા વિવિધ ભાષામા ગુંથાયેલી કહેવતોમાની કેટલીકનો અંગ્રેજીમા સાર રજુ કર્યો છે તેમા નીલગીરીમા વસતી એક કોમની, જેને આ લેખક Badaga તરીકે ઓળખાવે છે તેમની, ભાષામા ગુંથાયેલી તેમ જ મલયાલમ, ચીની, પંજાબી, ફારસી, ઉર્દુ, તેલુગુ, રશિયન, તર્કિશ, અરબી બંગાળી, સંસ્કૃત અને કાનડીમા રચાયેલી કહેવતો આપી છે પણ ગમે તે કારણ હો, ગુજરાતી ભાષાની એકે કહેવત તેમા જણાતી નથી

કહેવતોના લક્ષણ તરીકે મિતભાષિતા, અર્થની સગર્ભતા, અલ્પપ્રાસ—વર્ણસગાઇ કે લાટાનુપ્રાસ અને ક્વચિત્ કટાક્ષના સંચાર, એમનો ઉલ્લેખ થઇ શકે છે

'કહેવતોનું મૂળ સંસારવ્યવહારનો અનુભવ હોય એમ જણાય છે

## કહેવતોની પ્રાચીનતા

લોકહૃદયની આરસીરૂપ અને સાહિત્યના શૃંગારરૂપ કહેવતોની પ્રાચીનતા જેવી તેવી નથી દાખલા તરીકે 'ભીંતને પણ કાન છે'–'Even the walls have ears' એ કહેવતને મળતી આવતી કહેવત "ઘર્ણિની ॅ ૨ ભૂમિ" જૈમિનીય બ્રાહ્મણ(૧, ૧૨૬)મા પણ જોવાય છે 'દૂધ પાઇને સાપ ઉછેરવો', 'દ ત્તર્ણો' અને 'કીડી કાળા નાગનો પ્રાણ જ આ પેર' એ કહેવતોનું મૂળ શ્રીમુનિભદ્રસૂરિકૃત સંતગકુમારચરિય (ભાગ ૬)મા " जह भुयगस्स विदिन्न खीरं पि विसत्तणमुवेइ ॥ (પૃ ૧૯), "रन्नो वियाणइ" (પૃ ૧૯) અને " पयरो पिवीलियाण भीमं पि भुयगम उगइ" (પૃ ૧૮) પણ જોવાય છે

કહેવતોની એક શાસ્ત્રીય આવૃત્તિની ખાસ જરૂર જણાય છે એ આવૃત્તિ પ્રસિદ્ધ કરવા કોઇ આપણી ગુજરાતની માનવતી સંસ્થા—આ સભા કે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા કે પછી મુંબઇ વિદ્યાપીઠ તૈયાર થાય તો કહેવતોના અનેક દૃષ્ટિબિન્દુથી વર્ગીકરણો રજુ કરી એ સાહિત્યને સબળ ન્યાય આપી શકાય તેમ ન થાય ત્યાં સુધી તો સ્વ દામુભાઇ ડાહ્યાભાઇ મહેતાનો કહેવતોને લગતો ૨૪ પૃષ્ઠનો નિબંધ એનો કંઇ ભાગ કરવનાર તરીકે ગણાય

## કોયડા

'કોયડો' કહો કે 'કોન્ડો' કહો તે એક જ છે એનો અર્થ ઝટ ઉકેલી ન શકાય એવો પ્રશ્ન' એમ થાય છે મોટે ભાગે કોયડાથી અટપટા દાખલા સમજાય છે જેમકે

" મહેતામહેતી મજૂસપીઆ તેના છોકરા અધમણીઆ,
દીકરી ઝીલે મજનો ભાર, તેને ઉતારો પેલે પાર '
બાપા બેઠી શાકળ, કેકજ માગે ચાર,
હારે હારે ચોસઠ્ઠા, મોર હારે સેનાર ' [1]
' મા દીકરી બે બેઠા છે, સસરો જમાઇ સાથ છે
મા કહે કે મારો બાપ, અને દીકરી કહે કે મારો બાપ '

આવાં ઉદાહરણોને પણ કોયડા તરીકે કેટલાક ગણાય છે

---

૧ લોકસાહિત્ય ગ્રંથ મા પણ [illegible] ૧ ષ્ઠ ઉ. [illegible] આધારમહીપમા [illegible] પૃષ્ઠ ૬

## લોકસાહિત્યનો અને એનાં વિવિધ અંગોનો ઉત્પત્તિ-સમય

આપણે અત્યાર સુધી લોકસાહિત્યનાં અન્યાન્ય અંગોનો વિચાર કરતી વેળા કેટલાકના ઉત્પતિ-સમય વિષે ઇસારો કર્યો છે. હવે એ દિશામાં કેટલું બધું ખેડાણ થવું બાકી છે તે દર્શાવવા એ વિષય હું ચર્ચું છું. સૌથી પ્રથમ તો લોકસાહિત્યનો ઉત્પત્તિસમય વિચારીશું. આ સંબંધમાં શ્રી. **મંજુલાલ ર. મજમુદારે** "લોકવાર્તાનું સાહિત્ય અને તેનાં મૂળ"—(પૃ ૧૫૯)માં નીચે મુજબ ઉદ્‌ગાર કાઢ્યા છેઃ—

"લોકસાહિત્યનો જન્મ મનુષ્ય પોતાના વિચારો પથ્થર અને ઝાડની છાલ ઉપર ચિત્રરૂપે અથવા બીજી રીતે નોંધવા લાગ્યો તે પહેલાનો છે. ઘણુંખરું, લોકજીવન અને લોકસાહિત્યની ઉત્પત્તિ એક સાથે જ થયેલી છે."

અન્ય કોઇ વિદ્વાને લોકસાહિત્યનો પ્રારંભ ક્યારથી થયો તે વિષે ગુજરાતીમાં કોઇ ઉલ્લેખ કર્યો હોય તો તે મારા ખ્યાલ બહાર છે. આવી પરિસ્થિતિમાં હું એમ સૂચવું છું કે મનુષ્યો એક બીજાના સમાગમમાં જેમ જેમ વિશેષ આવતા ગયા તેમ તેમ લોકસાહિત્યનાં અંગોમાં વિવિધતા આવતી ગઇ અને એ વિવિધ અંગો વિકસિત થતાં ગયાં. આ અંગો પૈકી કયુ, ક્યારે, કેટલું અને કેમ વિકસિત થયું, એ કહેવું મુશ્કેલ છે. બાકી એની પણ આછી રૂપરેખા કામચલાઉ રૂપમાં આલેખી શકાય. કયા અંગની કેટલી ઉત્પત્તિ શ્રમજન્ય છે, એના ઉપર એના આદિકાલનો આધાર છે, એમ સામાન્યતઃ કહી શકાય. લોકસાહિત્યમાં લોકગીતનો પ્રથમ પ્રાદુર્ભાવ થયો હશે કે લોકવાર્તાદિ જેવી ગદ્યાત્મક કૃતિનો, એ પણ એક કોયડો છે. છતાં સરળ, સંક્ષિપ્ત અને તેમ છતાં અર્થથી પરિપૂર્ણ શબ્દોવાળી નાની નાની પક્તિરૂપ કહેવતો કરતાં યે હાલરડાની પક્તિઓ કે ગરબી જેવી કૃતિને અનુરૂપ અને આનંદની ઊર્મિને વ્યક્ત કરવામા સહાયક એવી પદ્યાત્મક કૃતિની પક્તિઓ પ્રથમ યોજાઈ હશે, એમ લાગે છે. કોયડાની યોજના તો વિશિષ્ટ બુદ્ધિબળની અપેક્ષા રાખે છે, એટલે એનો જન્મ તો લોકસાહિત્યના કેટલાં યે અંગોનાં જન્મ બાદ થયો હશે.

કઇ ભાષારૂપ ભૂમિમાં લોકસાહિત્યના પ્રથમ અંકુરો ફૂટચા તે કહેવા જેટલાં સાધનો આજે ઉપલબ્ધ નથી. ગુજરાતી જ ભાષાનો વિચાર કરીએ તો પણ એ ભાષામાં ક્યારથી લોકસાહિત્યનો અવતાર થયો તે નિશ્ચિત રૂપે જાણવાનાં સાધન જણાતાં નથી. ગુજરાતી ભાષાની ઉત્પત્તિ પછી એમાં લોકસાહિત્ય ઉતર્યું, એ દેખીતી વાત છે, પણ એ ભાષાનો શિષ્ટ જનતાએ સાહિત્યિક કૃતિ માટે ઉપયોગ કરવા માંડચો તે પૂર્વે લોકસાહિત્યના થોડાઘણા પણ ફણગા ફૂટચા હશે, એમ જણાય છે; કારણકે સસ્કૃતાદિ ભાષામાં લોકસાહિત્ય ગુર્જરગિરાની ઉત્પત્તિ પૂર્વે પણ હતું જ.

લોકસાહિત્યનો જન્મ વહેલામાં વહેલો સામાજિક જીવન-સંઘજીવનના પ્રારંભિક કાળમાં થયેલો છે, પરતુ એ પૂર્વે એ સંભવતો નથી, એટલું સૂચવી આ વિષય હું સંકેલી લઉ તે પૂર્વે શ્રી. **મજમુદારે** લોકગીતોની ઉત્પત્તિ પરત્વે જે ઉદ્‌ગારો કાઢ્યા છે તે રજુ કરીશઃ—

"કુદરતમાં દેખાતું રમ્ય અને ભવ્ય લોકહૃદયને ઊંડી અસર કરતું. એ રમ્યતા અને ભવ્યતાથી ઉદ્‌ભવેલી લાગણીને વ્યક્ત કરવાના મનુષ્યે જે પ્રયાસો કર્યા તેમાંથી આપણાં લોકગીતોનો જન્મ થયેલો છે. એ ગીતોમાં કેવલ લોકહૃદયનો આવેશ અને આવેગ વ્યક્ત થતો હતો. એમાં ભાષા, વ્યાકરણ કે છંદનાં કૃત્રિમ મનુષ્યકૃત બંધનો ન હતાં. સરિતા જેમ

કાંઠાની મર્યાદાનો વિચાર કર્યા વગર જ વહે છે તેમ એ લોકગીતો અંત ક્ષોભપ્રેરિત લાગણીનો જ ઉભરો હતો, વ્યાકરણની વાડ અથવા તો છંદના ચોકઠા રચાયા તે પહેલાના એ સ્વયમ્ ઉદ્ગારો હતા

"કુદરતના દેખાવો ઉપર ચેતનતત્વનુ આરોપણ થતા થતા તેમાથી દેવતાઓની કલ્પનાનો ઉદ્ભવ થયો, અને તેની અનેક દંતકથાઓ પ્રચલિત થઈ વેદમા સંગ્રહી રાખેલી આ દંતકથાઓ સૃષ્ટિમા જુનામાં જુની લોકવાર્તાઓ છે, વૈદિક છંદોમા 'નિ શ્વાસ'રૂપે નીકળેલા સૂક્તો એ સૃષ્ટિમા જુનામા જુનાં 'લોકગીતો' છે

આ પ્રમાણે જોકે અત્યારે તો હું આ વિષય સકેલી લઉં છુ, છતા સાહિત્યના ઉપાસકોને એક પ્રશ્ન વિચારવા વિનવુ છુ એ પ્રશ્ન બીજો કોઈ નહીં, પણ ગુજરાતી ભાષામા 'લોકસાહિત્ય' એવો પ્રયોગ પ્રથમ ક્યારે અને કોણે કર્યો છે?

## લોકસાહિત્યને લગતા લાક્ષણિક ઉદ્ગારો

લોકસાહિત્યના સ્વરૂપ ઉપર્યુક્ત વિવેચન ઉપરથી સમજાયુ હશે તેમ છતા એના સબધમા જે લાક્ષણિક ઉદ્ગારો છૂટાછવાયા ઉપલબ્ધ થાય છે, તેની હું અત્ર નોધ લેવી ઉચિત સમજુ છુ

(૧) "લોકસાહિત્ય પોતાના બાળકોને નાગાપૂગા નહવરાવનાર, માતા જેવુ છે." આ પ્રમાણે શ્રી કાલેલકરે ઉલ્લેખ કર્યાનું લોકગીતોકથાઓ(પૃ ૧૪૧)મા નિર્દેશ છે

(૨) "લોકસાહિત્યને હું ગ્રામ-કન્યા સાથે સરખાવુ છુ એને એનુ પોતાનુ જગલી સૌન્દર્ય છે"-શ્રી મેઘાણી (જુઓ 'લોકગીતોમા કથાઓ'નુ પૃ ૧૩૦)

(૩) "લોકસાહિત્યના સૂરો અતરની આરપાર જાય છે, કેમકે એની ધારને પોકળ લાગણીઓએ જાડી નથી કરી નાખી"-એજન, પૃ ૧૩૧

(૪) "લોકસાહિત્ય એટલે લોકજીવનનો સ્મૃતિગ્રન્થ"

—શ્રી મંજુલાલ ર મજમુદાર (ગુજરાતી સાહિત્ય, ખડ ૫ મો મધ્યકાલનો સાહિત્યપ્રવાહ, વિભાગ ૫ મો, પૃ ૧૫૯)

(૫) "લોકસાહિત્ય એટલે પ્રજાજીવનનુ આભલુ" એમ કોઈક કહે છે, એવો નિર્દેશ શ્રી મંજુલાલ મજમુદારે ઉપર્યુક્ત ખડગત પાચમા વિભાગના પૃ ૧૬૧મા કર્યો છે

(૬) "સાહિત્ય એ જીવનનું પ્રતિબિંબ છે, તેમા યે લોકસાહિત્ય એટલે નિર્વ્યાજ જીવનદર્શન"

—સૌ સુસ્મિતા મેઢ

લોકસાહિત્યનુ અન્વેષણ કરનારે શુ કરવુ જોઇએ તે શ્રી મેઘાણીએ નીચે મુજબ સૂચવ્યું છે --

"લોકસાહિત્યના શોધકને જો સફળતા મેળવવી હશે તો એણે લોકસાહિત્યના સઘરનારાઓ પાસે તેમના જેવા જ ગ્રામીણ બનીને જવુ પડશે, તેવી જ રીતે લોકસાહિત્ય લાધેના સંગ્રહ પાસે બેસનાર અભ્યાસીએ પણ ચાતુરી વેગળી મૂકી પોતે unsophisticated બની પોતાના પૂર્વગ્રહોથી મગજને મોકળુ કરી એ ગ્રામીણોના ભાવો તેમ જ વિચારોમા એકરસ બનવુ પડશે શેરડી ખાવી હશે તો હલવાની મીઠાઇની રસમાધુરીથી જુદી જ તરેહનો રસ મેળવવા દાતને, તાળવાને તેમ જ જીભને તૈયાર કરવી પડશે"

—લોકગીતોમા કથાઓ (પૃ ૧૨૦-૧૬૧)

## લોકસાહિત્યના અન્વેષકો

એક તો આપણા દેશમા લગભગ ૯૦ ટકા જેટલા માણસો નિરક્ષર છે બાકી રહેલા માણસોમાથી સાહિત્યની સેવા કરવાની ધગશ ધગવનારા ગણ્યાગાઠ્યા છે, અને એ ધગશને સક્રિય બનાવી શકે તેવા તો આગળીને વેઢે ગણી શકાય, એટલી બધી અલ્પ સખ્યામાં છે

તેમાં પણ વળી ગુજરાતી ભાષામાં ઉપલબ્ધ લોકસાહિત્યની અન્વેષણાનું કાર્ય તો બહુ જ થોડા કરતા જોવાય છે. કાઠિયાવાડનું લોકસાહિત્ય પ્રસિદ્ધિમાં મૂકવા શ્રી. **મેઘાણી**એ ખૂબ કામ કર્યું છે અને હજી તેઓ કરે છે. શ્રી. **રાયચુરા** પણ એ દિશામાં કંઈ કંઇ કાર્ય કરે છે. ગુજરાતમાં એવું કાર્ય સ્વ. **મહીપતરામ રૂપરામે ભવાઇસંગ્રહ** અને **સાસુવહુના કજીયા** દ્વારા અને સ્વ. **રણજીતરામ વાવાભાઇ**એ લોકગીતો દ્વારા કર્યું છે. સ્વ. **દામુભાઇ ડાહ્યાભાઈ મહેતા**એ ઇ. સ. ૧૮૯૩મા **ગુજરાતી કહેવતો** ૨૪ પાનાંના કહેવત વિષેના નિબંધપૂર્વક પ્રસિદ્ધ કરી છે. આ ઉપરાંત શ્રી. **કલ્યાણજી વિ. મહેતા**એ "ભૂમિપુત્ર"ના નામથી એક કાવ્યસંગ્રહ બહાર પાડેલો છે એમ મેં સાંભળ્યું છે, પણ એ હજી મારા જોવામાં આવ્યો નથી. બીજા પણ કેટલાક છૂટાછવાયા પ્રયત્નો થયા છે,[1] પરન્તુ હાલમાં થોડા વખત થયાં પ્રો. **દેવેન્દ્ર સત્યાર્થી** જેમ આપણા દેશના **વિવિધ** પ્રાંતોનું લોકસાહિત્ય એકત્રિત કરી રહ્યા છે તેવા પ્રયત્નો આપણે ત્યાં કોઇ કરતું જણાતું નથી એમ મારે સખેદ કહેવું પડે છે.

## લોકસાહિત્યનું મૂલ્યાંકન

આપણે અત્યાર સુધી લોકસાહિત્યનાં વિવિધ અંગોનો અને એના અન્વેષણની દિશાનો થોડેઘણે અંશે વિચાર કર્યો, અને સાથે સાથે એ સાહિત્યનું પ્રસંગોપાત્ત મૂલ્યાંકન પણ વિચાર્યું. લોકસાહિત્યનો અભ્યાસ કરવાથી જનતાના ઉપર શિષ્ટ સાહિત્ય દ્વારા જે ચાદર ઓઢાડાયેલી હોય તે દૂર કરી શકાય છે અને લોકહૃદયને ખુલ્લખુલ્લા જોઈ શકાય છે. એના હૃદય સુધી પહોંચવાની તક મળે છે, એની સાથે સીધો સંપર્ક સાધવાનો સુયોગ સાંપડે છે અને તેમ થતાં જનતાનાં બળાબળ, ભાવો, આશા ને અભિલાષાઓ જાણી એના દુઃખના નિવારણ માટે બનતો પ્રયત્ન કરવાનાં દ્વાર ઉઘડે છે. જનતાને વિશેષ સંસ્કારી બનાવવાના ગણેશ માંડી શકાય છે, અને શારદાદેવીના ઉપાસકો હોવાનો દાવો કરનારા આપણામાથી જેમનામાં કૃત્રિમતા જડ ઘાલી બેઠી હોય તેમની કૃત્રિમતાને ઊભી પૂંછડીએ નસાડવાની અને સ્વાભાવિકતા પ્રકટાવવાની નોબત વગાડી શકાય છે.

અંતમાં હું એટલુ જ ઉમેરીશ કે આપણી સંસ્કૃતિના ઘડતરમાં જે લોકસાહિત્યનો અસાધારણ ફાળો છે તેને જેમ બને તેમ જલદી આપણા અભ્યાસક્રમમાં—પાઠ્યપુસ્તકોમાં ઉચિત સ્થાન અપાવું જોઈએ તેમ થશે તો લોકસાહિત્યની ખરેખરી ધૂન જનતામાં જગાડી શકાશે અને પછી તો લોકસાહિત્યના પંડિતોની, પૂજારીઓની અને પ્રચારકોની પણ ફોજ ને ફોજ તૈયાર થશે. એ ફોજ આપણા લોકધનનો વિજયડંકો વગાડતી દશે દિશામાં ઘૂમી વળશે અને જ્યાં જુઓ ત્યાં લોકસાહિત્યનો જયજયકાર સંભળાશે.

બસ, મારુ આજનું વક્તવ્ય અહીં પૂર્ણ થાય છે, એટલે હવે અતમાં આ સભાએ મને મારા વિચારો રજુ કરવાની જે અમૂલ્ય તક આપી તે બદલ તેના સંચાલકમહાશયોનો અને આપ સકળ શ્રોતૃવર્ગે મારા વિચારો શાતિથી સાંભળ્યા તે બદલ આપ સર્વેનો હું અંતઃકરણપૂર્વક આભાર માનુ છું, અને આપણી લોકસાહિત્યની નીચે મુજબ પંક્તિઓ ઉચ્ચારી હું આ વક્તવ્યની પૂર્ણાહુતિ કરુ છું:

"અમે અમારે ઘેર જઇશું ભાઇઓ રામ રામ છે;
બોલ્યુંચાલ્યું કરજો માફ રે ભાઇઓ રામ રામ છે."

---

૧ સુરતના વતની શ્રી. **કૃષ્ણલાલ વકીલે** "ભીલોના ગીતો" કેટલાક વર્ષ ઉપર એકત્રિત કર્યાં હતા એમ કહેવાય છે.

# સમાલોચના

(૩)

**૨૯ ગામગોષ્ટી**—શ્રીમતી ચકુબેન સ્મારકમાળા–પુ ૧ લેખકો–રા રા વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી, અને રા ગ ગનજીભાઇ નાથાભાઇ પટેલ, પ્રકાશક ' ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદ મૂ ૦–૬–૦

વિદ્યાપીઠના આ માસિક ' શિક્ષણ અને સાહિત્ય''મા છૂટક છૂટક આવેલા લેખોને આ પુસ્તકમા ગ્રન્થસ્થ કર્યા છે ગ્રામસેવકને માર્ગદર્શક થઈ પડે, અને લખાણ શુષ્ક ન થઇ પડે, એ દષ્ટિએ લેખનરીતિ યોજાઈ છે 'ગોષ્ટી' શબ્દ ગમ્યો તો પછી ગામને બદલે ગ્રામ ગમ્યુ હોત તો સસ્કૃતપ્રાચુર્ય ન આવત, અને એ ગોષ્ટી જોડે, એ સવિશેષ સનાદી લાગત ગામડાના જીવનને લગતા બધા જ પ્રશ્નો, રેંટિયો, ગામનોકરોના પગાર, સહકારી મડળી, પક્ષાપક્ષી, મદ્યનિષેધ, લોકોપયોગી કામો, અહીં વિસ્તારથી ચર્ચાયા છે સ્વરૂપ સંવાદાત્મક હોવાથી, નિરનિરાળા દ્રષ્ટિબિંદુ અને જો કે રજુ કરી શકાયા છે એ સાચુ તદપિ, વિદ્યાર્થીનું પાત્ર એવુ જ્વલત ચીતરાયુ છે કે અન્ય પાત્રોને સ્વતત્ર વ્યક્તિત્વ હોય એમ લાગતું જ નથી, અને વિદ્યાર્થીના મતવ્યોથી વિરોધી મતવ્યોની રજુઆત કા તો માન કરવા ખાતર જ થઇ છે અને સામા પક્ષના મતવ્યો પર એમણે, ચરખાસઘ અને મિલઉદ્યોગ અને 'ઇંડિયામા સમાજવાદ' એ બન્ને ચર્ચાવખતે પુણ્યપ્રકોપ ઠાલવ્યો છે આમ છતા, લેખકના પોતાના મતવ્યોને એમણે બહુ જ સ્પષ્ટતાથી અને અસરકારક રીતે સમજાવ્યા છે

સવાદમા ગ્રામજનો સાથે વિદ્યાર્થીનો સવાદ થાય છે, એ દષ્ટિએ વિચારતા મુખી, શેઠ, વિદ્યાર્થી, વગેરેમા જે ભાષાભિન્નતા જોઈએ તે અહીં નથી બધાની ભાષા લગભગ સરખી જ લાગે છે, અને કેટલીક વાર વિદ્યાર્થીના વાક્યોમા ગ્રામજનો ન સમજી શકે એવા સંસ્કૃત શબ્દોનો ઉપયોગ થયો છે 'અપ્રમાણિકતા' (પૃ ૪૫) જેવા અશુદ્ધ શબ્દપ્રયોગો પણ ટાળી શકાયા હોત

આમ છતા ગ્રામસેવકોને અત્યુપયોગી થઈ પડે, અને ચર્ચામા આવેલી અનેક મુશ્કેલીના ઉકેલ જડે, એવુ આ પુસ્તક છે 'અમલદારોના પગાર' તથા 'ગ્રામનોકર'ના પગાર એ પ્રકરણો વધુ સારી રીતે લખાયા છે અતમા પ્રસ્તાવનાલેખક શ્રી જુગતરામભાઇ સાથે અમે પણ સમત થઇએ છીએ કે 'મારી માફક સર્વે ગ્રામસેવકો' આ પુસ્તકને વધાવી લેશે ગ ગબલભાઇનું ' મારુ ગામડુ ' પછી એવા જ ઉપયોગી આ પુસ્તકના પ્રકાશન માટે અમે વિદ્યાપીઠને મુબારકબાદી આપીએ છીએ

ચન્દ્રકાન્ત મહેતા

**૩૦ વિદ્યાપીઠ વાચનમાળા પહેલી ચોપડી** મૂ ૦–૨–૦ નવજીવન કાર્યાલય અમદાવાદ

ગુજરાતી પહેલા ધોરણના વિદ્યાર્થીઓ માટે આ પુસ્તક લખાયુ છે કોઈ પણ નવી સમાજ-રચના કરવી હોય તો એ નવા આદર્શના અને નવી રચનાના મૂળ કુમળા બાળકના માનસમાં-જ નાખવાની જરૂર છે, એ દષ્ટિએ અહીં રાષ્ટ્રીય શિક્ષણ અને એ શિક્ષણ આપી શકે તેવી શાળાની યોજના દર્શાવાઈ છે વિદ્યાર્થી અને શિક્ષક બન્નેના ઘડતર માટે આ પુસ્તિકા ઉપયોગી છે પાયખાનું સાફ કરવાની પ્રથા તથા એ કાર્યની સૂગ કહાડવા આ વાચનમાળા

કારોએ જે પ્રયત્નો કર્યા છે તે ખરેખર પ્રશસ્ય છે. વળી વર્ધાયોજનાનુસાર, શારીરિક મજુરીને પણ જે મહત્ત્વ અપાયું છે તેને પણ અમે જરૂરી ગણીએ છીએ. 'આનંદી કાગડો,' ગાંધીજીનો અહિંસાનો અને સત્યાગ્રહનો સિદ્ધાન્ત જરા પણ સીધા ઉપદેશ વિના વ્યંગ્યદ્વારા સારી રીતે સમજાવે છે અને એ પાઠને અમે આ વાચનમાળાનો ઉત્તમ પાઠ લેખીએ છીએ. 'સંપીલું કુટુંબ' પણ એવો જ પાઠ છે. કાવ્યોની પસંદગી હજી સારી થઈ શકી હોત. સુન્દરમ્‌નાં ને આપણા બીજા કવિઓનાં બાળકાવ્યોનો ઉપયોગ શા માટે નથી કર્યો, એ સમજી શકાતું નથી. સુન્દરમ્‌નું 'ભાઈબ્હેન' કાવ્ય જરૂર, આવી ગ્રન્થિકામાં શોભી ઉઠયું હોત.

**ચન્દ્રકાન્ત મહેતા**

**૩૧. વિદ્યાપીઠ વાચનમાળા : બીજી ચોપડી** મૂ. ૦–૨–૦ નવજીવન કાર્યાલય. અમદાવાદ.

બીજી ચોપડીમાં પ્રાણીપ્રેમ, પખીપ્રેમ, પ્રકૃતિપ્રેમ, એ સર્વના વિકાસ તરફ દૃષ્ટિ રાખી છે, એ યોગ્ય જ કર્યું છે. બધા પાઠો ગ્રામજીવનને લગતા છે, એટલે શહેરી જીવનની જાણ આ વાચનમાળા ભણનાર વિદ્યાર્થીઓને નહી થાય, એવો ભય રહે છે. પરન્તુ જ્યાં જ્યા શાળાનો ઉલ્લેખ આવે છે ત્યાં ત્યાં શિક્ષિકા જ હોય છે, એ પણ નોંધપાત્ર છે. શિક્ષિકાને વિદ્યાર્થીઓ બ્હેન કહીને સંબોધે એ યોગ્ય છે. પણ શિક્ષકને 'ગુરૂજી' કહે એ જરા હાલના સમયમાં કૃત્રિમ લાગે છે, એટલું જ નહી પણ એ નામ વધુ પડતું ભારેખમ છે. અહિ પણ કવિતા વિષયક એ જ ફરિયાદ કરવાની રહે છે કે કવિતાવિભાગ નબળો છે, અને ૪થા પાઠમાં શાળાને

તારો ખોળો ખૂંદી ધાવ્યાં અમે માવડી !
વિદ્યાનાં મીઠાં દૂધડાં હો જી !

અને

સમણામાં રોજ રોજ તારે ઘર આવીશુ
બાળક બનીને ધાવશું હો જી.

આદિ અપાયલાં આ રૂપકો ગુજરાતી બીજી ચોપડીના વિદ્યાર્થીઓ માટે, અઘરાં લાગે છે, અને તદુપરાંત એ વિદ્યાર્થીઓ શાળાને 'ત્હને ધાવશુ' એમ કહે, એમાં અનૌચિત્ય પણ આવી જાય છે, અને એવાં મોટાં બાળકોના મોંઢામા એ શબ્દો શોભતા નથી, વળી એ જ કાવ્યમાં

દેવે આપી'તી એ બાળકને આંખડી
તેં તો ઉઘાડી ત્રીજી આંખડી હો જી

આ રૂપક પણ જે વિદ્યાર્થીઓ માટે એ યોજાયું છે, તેમની વય જોતા કઠણ તો છે જ.

**ચન્દ્રકાન્ત મહેતા**

**૩૨. વિદ્યાપીઠ વાચનમાળા : સાતમી ચોપડી**—મૂ. ૦–૭–૦ ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદ.

આ સાતમી ચોપડી અનેક રીતે આકર્ષક છે એમા પાઠોની દૃષ્ટિએ વૈવિધ્ય સારી પેઠે છે, અને પાઠોની ચૂંટણીમાં પણ 'ઈશુ ખ્રિસ્ત' 'હબસીના કુલગુરુ' 'ચોવીસમા તીર્થંકર મહાવીર,' 'બલિદાનનો મહિમા ૧–૨' 'દાદાભાઈ,' એવા વ્યાપક, વિશાળ, અને ન્યાય દૃષ્ટિ રાખી છે, તે આવકાર્ય છે. વળી, અખાના ક્ષર–અક્ષર જીવનના પરિચય પછીના પાઠમાં તરત જ અખાના છપ્પા (છંદની પરિભાષામાં તો ષટ્‌પદી ચોપાઈ), 'સત્ય એ જ પરમેશ્વર'ના પાઠમાં તે પછી તરત જ આવતા 'હરિનો મારગ શૂરાનો', એ કાવ્યની પરીક્ષ પિછાન, લોકસાહિત્ય-

ના દૂહાઓ પછી ગેયના દૂહા, વગેરે પાઠોની ગોઠવણ ખરેખર મતોપપત્ર છે, એટલુ જ નહીં પરન્તુ તે બીજી વાચનમાળાઓના સંપાદકો માટે અનુકરણીય છે ઉચ્ચ શ્રેણી માટે યોજાયેલી આ વાચનમાળામા આપણી નવી કવિતાને કેમ સ્થાન અપાતુ નથી? નવી કવિતાની જાણે સંયોજિત અવગણના શા માટે થાય છે? એનો ખુલાસો સંપાદકો આપશે? મધ્યકાલીન શૌર્યને આનેખતી ખબરદારની 'નૂરા બાવીસ હજાર'ને સ્થાન મળે છે, ત્યારે ૧૯૩૦ના સત્યાગ્રહસંગ્રામથી પ્રેરાયેલી, ઉમાશંકર કે સુન્દરમ્,' સ્નેહરશ્મિ કે શ્રીધરાણી, એટાઇ કે દેશળજી, મનસુખલાલ કે માણેક, એ લોકોની, એક પણ કવિતા શા માટે નથી લીધી? 'પ્રભુ' કે 'બુદ્ધ'ના પાઠની સાથે સુન્દરમનુ 'ત્રિમૂર્તિ' કે 'અવેરે શાને વેર ન શમે વેર વેરથી' જેવા પાઠ સાથે ઉમાશંકરના "વિશ્વશાન્તિ"માથી થોડી પંક્તિઓ ન લઇ શકાય? શુ આજના કવિઓ સંપાદકોને નિ:સત્વ લાગે છે, કે એમની કવિતામા ગુજરાતી સાહિત્યથી પરિચિત થના વિદ્યાર્થીઓને કઈ શીખવા જેવુ નથી, એવુ એમને લાગે છે? ખરેખર આ વાચનમાળાની આ ઉણપ પ્રત્યેક સાહિત્યમા રસ લેતા વાચકને હૃદયમા શલ્યની જેમ ખૂચવાની જ

ચન્દ્રકાન્ત મહેતા

**૩૩ નગીનાવાડી**.—અશોક બાલપુસ્તકમાળા મૂ ૦–૩–૦, લેખક રમણીક અગરવાળા બાળવિનોદ કાર્યાલય, મલાડ મુંબઈ

કવિ તરીકે જાણીતા શ્રી રમણિક અગરવાળાના બાળકાવ્યો આ પુસ્તિકામા સંગ્રહીત થયાં છે આમ કેટલાક કાવ્યો બાળકોની આત્મોક્તિરૂપે મૂકાયા છે, જેવા કે, 'બાગ વાડામા,' 'વરસાદના તોફાન,' 'ખેડુનું પરોઢ,' ઇત્યાદિ, જ્યારે કેટલાક બાળકોને ઉદ્દેશીને લખાયા છે, જેવા કે, 'ચાલો તળાવ,' 'શ્રાવણ આવ્યો', 'હોળી,' ઇત્યાદિ' આ કાવ્યોમા કવચિત બાળમાનસને અઘરતા જાગ લાગે એવી ઉક્તિઓ આવે છે અને જ્યારે એવી ઉક્તિઓ બાળકોના મુખમા મૂકાય છે ત્યારે એ વધુ અસ્વાભાવિક અને કૃત્રિમ લાગે છે જેમકે

ઊઠો ને માડી! આવે ઉષાની ઊડતી
ઝાંખી ઝીકવાગી ચુંદડી છે રે!
(ખેડુનુ પરોઢ)

હા હા રે બેની બોલે,
જાણે પોપટ્ટી પાપણુ બોલે રે!
(બેની બોલે)

બાળકના મુખમાં, આ ભાષા ભારેખમ બને છે, અને તેથી બાળક મુખે જાણે કવિ જ બોલવા લાગે છે આ તો ઠીક પરન્તુ 'એકડા ઘૂંટનારી' બહેન ડાયરીમા મોટા ને વાચના લખનાર ભાઈ ને,

તમે લખો વીર! નાટક સીનેમા ને
ભાભીના બંગડીના ગીત

એમ કહે એ ચીમાનલુ લાગે છે ત્યારે આપણને કવિને કહેવાનું મન થાય છે કે 'ભાયા માબાપ! આ બાળકવન વચ્ચેનો સ્વભે' તો બચમા ગણવા દેનો? પણ ગયા જ મ ગો આવા નથી 'સુનીવાની દૂકા ,' કે 'શ્રાવણ આવ્યો' જેવાં વાસ્તવિક અને આહ્લાદજનક, 'વરસાદના તોફાન' જેવા સુંદર શબ્દચિત્રો દોરી, બાળકાવ્યો નગીનવાડી ઊભે એવા સરવા

પણ આ સંગ્રહમાં છે, એ ભૂલવાનું નથી. 'વરસાદનાં તોફાન,' જેવાં કાવ્યની ઉક્તિમાં, સૃષ્ટિમાંથી વિષયનિરૂપણ માટેની સર્વ સામગ્રી લીધી છે, એ સારૂં કર્યું છે. **ચન્દ્રકાન્ત મહેતા**

**૩૪, વલ્લભનાં આખ્યાનોઃ**—રા. રા. પ્રેમશંકર હ ભટ્ટ :

'ભારતીય વિદ્યા'માં છપાયલો આ લેખ, વલ્લભનાં આખ્યાનો વિષે નવો પ્રકાશ પાડે છે. 'પુરાતત્ત્વ'મા શ્રી. ડોલરરાય માંકડે વલ્લભનાં આખ્યાનોના કર્તૃત્વવિષયક ચર્ચા કરી, પછી એમના Gujarati Language & Literatureના બીજા ભાગમાં વલ્લભનાં આખ્યાનોના કર્તૃત્વ વિષે શંકા રજૂ કરી છે, અને છેવટે લાઠીસાહિત્ય પરિષદમાં શ્રી. રવિશંકર જોષીએ આ વિષય પર એક વિદ્વત્તાપ્રચુર અને બળવાન દલીલોવાળો લેખ વાંચ્યો હતો. ત્યારપછી શ્રી. પ્રેમશંકર આપણને એ વિષય ઉપર વિદ્વત્તાભર્યો લેખ આપે છે. વલ્લભનાં આખ્યાનોનું કર્તૃત્વ વલ્લભનું નથી જ, એનું સમર્થન એમણે ગમે તેને સ્હેલાઈથી ગળે ઉતરે એવી સચોટ દલીલો-દ્વારા તથા પ્રભાવશાળી વાણીમાં સિદ્ધ કર્યું નથી વલ્લભની પ્રેમાનંદભક્તિ, ફારસી શબ્દોનો અત્યુપયોગ, સામળવિરોધ, કૃષ્ણવિષ્ટિ અને અંગદવિષ્ટિની રચ્યાભ્રાન્તિ પરથી કૃષ્ણવિષ્ટિ અંગદવિષ્ટિપૂર્વે રચાઈ હોવાનો સંભવ, Winternitzની વ્યાખ્યા પરથી વલ્લભનાં આખ્યાનો એ આખ્યાનવ્યાખ્યાની કસોટીએ પાર ઉતરે છે તેનું દર્શન, વલ્લભનો દેવવિરોધ, એ સઘળાં પરથી એમણે પોતાના વક્તવ્યને સુયોગ્ય રીતે તારવ્યું છે. વળી, વલ્લભનું, સાહિત્યદષ્ટિએ કસણી કરતાં એનો આંક કેવો ઉતરે છે તે પણ એમણે સાચાં કાટલાંથી જોખી સાચું માપ કાઢયું છે. અને વિશેષ તો, 'બ્રહ્મરાક્ષસ' અને મિત્રધર્માખ્યાન વચ્ચેનું વસ્તુ અને નિરૂપણ-રીતિમા બન્નેનો કર્તા એક જ હોય એની ખાત્રી આપતું સામ્ય પણ, એમણે કુશલતાથી તથા સંશોધકની શાસ્ત્રીય દ્રષ્ટિથી દર્શાવ્યું છે. અને આ સામ્ય પરથી વલ્લભનાં બધા આખ્યા-નોનું કર્તૃત્વ પણ શ્રી. છોટાલાલને શિરે આરોપીએ તો એથી કોઈ ને અન્યાય થવાનો સભવ નથી જ. આટલી સમર્થ અને પ્રતીતિકર દલીલો હોવા છતાં, છેલ્લા પેરેગ્રાફમાં લેખક ટીકાભીરૂ શા માટે થયા છે? મિત્રધર્માખ્યાનના કર્તૃત્વની જવાબદારી શ્રી. છોટાલાલ ભટ્ટ પર ઓઢાડીને એમણે નવું વમળ ઉભું કર્યું હોય, તેમા અનુચિત શું છે? આવી શાસ્ત્રીય અને સાહિત્યપોષક ચર્ચાઓ હમેશાં આવકાર્ય છે, સાહિત્યક્ષેત્રમાં શુદ્ધિની દષ્ટિએ, અને સાહિત્યરસિકોને વિવેચનની શાસ્ત્રીય દષ્ટિ અર્પવા માટે. **ચન્દ્રકાન્ત મહેતા**

**૩૫. એક સત્યવીરની કથા** અથવા સોક્રેટીસનો બચાવઃ—લે. મહાત્મા ગાંધી—પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. મૂ. ૦—૧—૦

આ પુસ્તકનું નામ બહુ જ સૂચક છે. સત્યપ્રિય ગાંધીજી સોક્રેટીસના બચાવનારને સત્યવીરની કથા તરીકે ઓળખાવે છે, એ જ યુક્ત છે. આ શબ્દાનુવાદ નથી, કિન્તુ, ભાવાનુવાદ છે, છતાં, જે જોમ, જે અસરકારકતા તથા લક્ષ્યવેધિતા ગાંધીજીનાં મૌલિક લખાણોમાં છે તે ૧૯૦૮માં કરેલા આ ભાષાન્તરમાં પણ હાજર છે. સાદી, સીધી, ટૂંકી વાક્યાવલિમાંથી વેગભરી ભાષા, ન તળપદા ન સસ્કૃત પરન્તુ પૃથક્જનને અને સુશિક્ષિત ઉભયને સમજાય એવી શૈલી આ લખાણને, સંવાદ જેવું રસપ્રદ બનાવે છે. **ચન્દ્રકાન્ત મહેતા**

**૩૬ કાવ્યપૂર્વા.** લેખક અને પ્રકાશક શ્રી. ઉપેન્દ્રરાય ન્હાનાલાલ વોરા, સવાઇગરનો મઠ, માંડવી. (કચ્છ) પૃ. ૬૪, કિંમત ૦-૮-૦.

તત્ત્વજ્ઞાનની "પૈતૃકી સંપત્તિ"નો અવેર કરતા, આ "ઉછરતા નવયુવક"ને સંસાર અને

સસારની સ્થૂલ વાસનાઓ પ્રત્યે પ્રકટેલો વિષાદ આ સગ્રહમા શબ્દ સ્વરૂપે ક્યાક દષ્ટિગોચર થાય છે પરન્તુ એથી હતાશ ન થતા "ભવ તણો શુભ લ્હાવ" લેવાની લાલસાના પ્રાબલ્યથી "રાગદારીના ગૂજનોમા રચાયેલા" અને એથી જ ગવૈયાઓના ગાયનોના જેવી સક્ષિપ્ત રચનાવાળા (જેમા ન્હાનામા ન્હાનુ કાવ્ય એટલે ૧ પક્તિ, 'આનદ' પૃ ૧૭ અને મ્હોટામા મ્હોટુ કાવ્ય એટલે ૨૪ પક્તિ 'ગીતામદિર' પૃ ૨૯) કુલ ૮૧ કાવ્યોનો ૬૪ પૃષ્ઠોમા સમાવેલો આ સગ્રહ પ્રકટ કરે છે એમને કાવ્યની દષ્ટિએ જોતા જેમ ભાવ કે કલ્પનાનો વિસ્તાર શોધવો મુશ્કેલ પડે છે, તેમ મુક્તકોની દષ્ટિએ એમા ચિંતનનુ ગાભીર્ય કે નીચોડ પણ મળતો નથી એટલે એમને કાવ્યો કહેવા કે મુક્તકો કહેવા અથવા તો શુ કહેવુ, એ વિવેકી વાચકની રસવૃત્તિ ઉપર મૂકવુ વધારે યોગ્ય છે છતા એટલું કહેવુ તો અવશ્ય પ્રાપ્ત થાય છે કે લેખકે કાવ્યશાસ્ત્રના પ્રમાણરૂપ ગણાતા ગ્રન્થોનુ વાચન અને શાસ્ત્રશુદ્ધ છદરચનાનો અભ્યાસ કેળવવાની વિશેષ જરૂર છે તે સાથે વૈવિધ્ય લાવવાની ખાતર છદભ્રષ્ટતા(પૃ ૨૨, પક્તિ ૫૬)ને પણ છોડવી ઘટે ઉ

૩૭ **શ્રી ગુરુમુખવાણી** સપાદક શ્રી ગોપાળરામ ગુરુ દેવશકર શર્મા પ્રકાશક શ્રી નટવરલાલ લલ્લુરામ પડયા શ્રી નિરાતમદિર, ફતેપુરા, વડોદરા, પૃ ૧૯૦ કિં ૧-૪-૦

ગુજરાતમા ઉપસ્થિત થયેલા અનેક ભક્તિસપ્રદાયો પૈકી નિરાત સપ્રદાય ઠીકઠીક જાણીતો છે સ્વામીનારાયણ સપ્રદાયની માફક ન્યાતજાતનો વાધો રાખ્યા સિવાય આગતુકોને ભક્તિને માર્ગે વાળવા એ, એ સપ્રદાયનો ઉદ્દેશ છે એના આદ્ય સસ્થાપક શ્રી નિરાત મહારાજ વિષે હાલના ગુજરાતને ઝાઝો પરિચય હોય એવુ જણાતુ નથી, છતા એમણે અને એમના સપ્રદાયીઓએ ગુજરાતના ભજનસાહિત્યમા સારો ફાળો આપ્યો છે એમ કહેવુ, એ અતિશયોક્તિ જેવુ નહીં ગણાય

આ સગ્રહમા શ્રી નિરાત મહારાજના ૨૪ શિષ્યોના રચેલા મૂળ ૨૬૬ ભજનો સગ્રહવામા આવ્યા છે અને તે પ્રત્યેકમા ભક્તિનુ બીજ વાવી, મનુષ્યને જ્ઞાનસપન્ન બનાવવો કે જેથી સસાર પ્રત્યે એને વિરાગ ઉત્પન્ન થાય અને પરિણામે મોક્ષ પ્રાપ્ત કરે, એ ઉદ્દેશ છે, એની ભાષા જો કે ગ્રામ્ય છે છતા એમા રહેલી ભાવનાની વિશદતા માટે મ્હોટા ભાષ્યગ્રથો પણ ઓછા પડે, એવી અદ્દભુત શક્તિ રહેલી છે, અને સાતવાર, મહિના કે કટાક્ષની રીતિ પણ બહુ જ સ્વાભાવિક ને સરળ છે

કેવળ નિરાત સપ્રદાયીઓ માટે જ નહીં, પણ કોઈ પણ ભક્તહૃદયને માટે આ સગ્રહ ઉપયોગી છે ઉ

૩૮ **ગ્રામપુનર્ઘટના** (શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૭૩) લેખક શ્રી છગનભાઇ કા પટેલ, સર્વ વિદ્યાલય, કડી (ઉ ગુજરાત) પૃ ૨૧૦+૧૦ કિંમત ૧-૨-૦

વિકાસ એ સૃષ્ટિનો અવિચલ ક્રમ છે જે વસ્તુ કે સમાજ એ ક્રમને અનુરૂપ થઇ પોતાની રીતિનીતિમા યથાયોગ્ય ફેરફાર ન કરે અને સ્થિતિચુસ્ત રહી, પ્રવર્તમાન યુગબળોની ઉપેક્ષા કરે, એનો વિનાશ થાય, એ સ્વાભાવિક છે આપણા ગામડાની આજે એવી સ્થિતિ છે રાજકીય પરતત્રતા, ગ્રામોદ્યોગોનો વિનાશ, આર્થિક અસહાયતા, ગામડીઆઓની ઘોર અજ્ઞાનતા, ધાર્મિક માન્યતાઓ, સમાજના રાક્ષસી રૂઢિ્સમો, કર્જ અને દિનપ્રતિદિન ઘટતું જતું જમીનનું ઉત્પન્ન, એ સૌ એના કારણો છે સદ્દભાગ્યે આજે સૌની નજર ગામડાં તરફ વળી છે અને એમના મૃત પ્રાય થતા જીવનમા પ્રાણસચાર કરવા વિવિધ પ્રયત્નો

થઈ રહ્યા છે. એ વિષયો પરત્વે ઊંડો અભ્યાસ કરીને લેખકે આ પુસ્તકમાં ગામડાંને સ્પર્શતા અનેકવિધ પ્રશ્નોની બહુ જ વ્યવહારૂ દૃષ્ટિબિંદુથી છણાવટ કરી છે અને શક્યાશક્યતાઓ જણાવી છે, તથાપિ એને અમલમાં મૂકવા માટે રાજકીય સ્વાતંત્ર્યની આવશ્યકતા પહેલી હોવી જોઇએ.
હુ.

**૩૯ રૂપમતી.** ('પ્રજાબંધુ'ની સને ૧૯૪૧ ની ભેટ) લેખક શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ, અમદાવાદ પૃ. ૩૩૬+૮ કિંમત ૨-૦-૦

માળવાના પઠાણવંશના છેલ્લા બાદશાહ બાઝ બહાદુર અને રૂપમતીની પ્રેમકથાનો ઉલ્લેખ કરતી, અનેક ઇતિહાસનોંધો, દંતકથાઓ અને લોકગીતો જાણીતાં છે. પરતુ પ્રામાણ્ય ગણાય એવી કશી હકીકત ઉપલબ્ધ ન હોવાથી આજ સુધીમાં જે જે લેખકોએ એ વિષયપર લખ્યું છે તેમને નાયક અને નાયિકા અને તેમની આસપાસ ગૂંથાયલી કેટલીક ઘટનાઓ પૂરતી ઇતિહાસની વફાદારી જાળવીને માત્ર કલ્પનાનો જ સહારો લેવો પડ્યો છે. પ્રસ્તુત નવલકથાને પણ પ્રામાણ્ય ગણાય એવી વિગતોથી સમૃદ્ધ કરવા લેખકે સને ૧૯૦૮ થી પ્રયત્નો શરૂ કર્યા, પરંતુ છેવટે અતિ મહત્વની કાંઈ પણ માહિતીને અભાવે જે મળ્યું હતુ તેમાંથી પોતાની કલા અને કલ્પના દ્વારા સ-રસતા ને વૈવિધ્ય લાવવા પ્રયત્ન કીધો છે, એ એનો પ્રત્યેક વાચક કહેશે, એમાં સંદેહ નથી; એટલું જ નહી પરતું પાત્રાલેખન શુદ્ધ અને સ્વાભાવિક રીતે થએલુ હોવાથી વાર્તાનો પ્રવાહ એવો સરળ અને અસ્ખલિત રીતે વહ્યો જાય છે કે વાચકને એ પહેલી જ બેઠકે સંપૂર્ણ વાંચી લેવાનું મન થાય.

વાર્તાનુ વસ્તુ બહુ સાદું અને સાધારણ છે. સારંગપુરમાં બંસીધરજીના મંદિરના પૂજારી નંદદાસ ગોસાંઇજીની દીકરી રૂપી, ઠાકોરજીનાં વસ્ત્રાભૂષણ પહેરીને ભજનનૃત્ય કરે, એ અપરાધ માટે મંદિરનો અધિકારી એને ત્રણ દિવસના ઉપવાસની શિક્ષા ફરમાવે અને એનું વેવલું ભક્તમાનસ આખાયે મંદિરને દૂધથી ધોવડાવવાનો પ્રબંધ કરે, એ આ યુગમાં તો જરૂર હાસ્યાસ્પદ લાગે એમાં રૂપીનાં માતાપિતા ઉદરનિર્વાહની લાલસાએ રૂપી ઉપર અખંડ ચોકી રાખી ઉપવાસનું પરિપૂર્ણ પાલન કરાવે એમાં વાત્સલ્યની વિસ્મૃતિ સાથે નરી નિર્દયતા જ સમાઇ છે એમ જરૂર કહી શકાય. તેમાં પ્રાણપ્રતિષ્ઠા થયેલી ઠાકોરજીની મૂર્તિ જેની, ઇશ્વરસ્વરૂપ સમજીને, ઉપાસના કરવામાં આવે તે એક નિર્દોષ બાળકની બાલિશ ચેષ્ટાનો જરાયે બચાવ કરવા પૂરતો કશો ચમત્કાર ન બતાવે અને એક અપરિચિત, પરધર્મી મનુષ્યને અપરાધી (?) પર માનવસુલભ અનુકપા કે સહાનુભૂતિ ઉત્પન્ન થતાં એની ખબર અંતર કાઢે, એ આ વાર્તાનું બીજ છે; જેનો ક્રમશઃ વિકાસ થતાં, સહૃદયતાનો વિનિમય કરતી એ અપરાધી હિંદુ યુવતી એક મુસલમાન બાદશાહની પ્રેમિકા બને, એ સમસ્ત હિંદુ સમાજે નો'તરેલું કલક, ધાર્મિક અંધશ્રદ્ધાળુતાને જીવત રાખવા કરતાં વિશેષ કલેશદાયી હોવું જોઈએ. નવલકથાની દૃષ્ટિએ એ મૂળ વસ્તુને, રૂપમતી અને બાઝ બહાદુરના સૂક્ષ્મ પ્રેમને, તાત્કાલીન સામાજિક, ધાર્મિક અને રાજકીય પરિસ્થિતિને સાંગોપાંગ આલેખવાનો વાસ્તવિક પ્રયાસ સાચે જ પ્રશંસા માગી લે છે.
હુ.

**૪૦ ભજનિકા** (બીજી આવૃત્તિ) લેખક અને પ્રકાશક શ્રી. અરદેશર ફરામજી ખબરદાર, ૭૮૮ પારસી કોલોની, દાદર પૃ. ૧૬૪ કિંમત ૨-૦-૦

સને ૧૯૨૮માં પ્રકટ થતાની સાથે જ અપ્રાપ્ય નીવડેલી, 'ભજનિકા'નું દ્વિતીય સંસ્કરણ સુંદર અને આકર્ષક સ્વરૂપમાં બારે વર્ષે પ્રાપ્ત થતા આનંદ થાય છે.

પ્રકૃતિ અને માનવ હૃદયની સૌંદર્યલીલાનુ વિવિધ પ્રકારે કવન કર્યા પછી કવિનું હૃદય ભક્તિ કે ધર્મભાવ તરફ ઝોક ખાતુ અહીં પ્રતીત થાય છે અને એ સહજ છે, કેમકે કવિએ છેક બાલ્યકાળથી જ એ સસ્કારો ઝીલ્યા છે અને વિકસાવ્યા છે, એમા જેનો સગીન ફાળો છે, જેણે એમને આધ્યાત્મવાદ કે તત્ત્વચિંતન તરફ વાળ્યા છે અને જે

ધારે ત્યારે દેવ ઉતારી દે જે સ્વર્ગથી
ધારે ત્યારે માનવ મર્ત્ય ચઢાવે સ્વર્ગ,

—એવા 'સતગુરુને ચરણે' પોતાનો ભજનસંગ્રહ ધરીને કવિ કંઈક કૃતાર્થ થયાનો સંતોષ અનુભવે છે

કવિશ્રીએ આ સગ્રહને ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય, એવા ત્રણ વિભાગમા વહેચ્યો છે, જે દ્યોતક છે કેમકે ભક્તની મનોદશાનો એ જ સ્વાભાવિક ક્રમ છે અને પ્રત્યેકનો પરસ્પર સાથેનો અવિચ્છિન્ન સબધ છે

આ સંગ્રહનું વિગતવાર અવલોકન કરવાનું હોય જ નહીં કેમકે એની લોકપ્રિયતા ને લોકોપયોગિતા એના આ દ્વિતીય સંસ્કરણમા જ સિદ્ધ થાય છે પરતુ એનું માધુર્ય, હૃદયને મસ્ત બનાવતો અસ્ખલિત રસપ્રવાહ, મનોમન્થન જગવતી ભાવનાશ્રેણિ, ગગનને વીંધીને ઉડતી અને ઉડાવતી કલ્પના અને એમાથી પ્રકટ થતી કોઈ અગમ્ય, ગૂઢ શક્તિને આત્મસાત્ કરવાની તીવ્ર મહેચ્છા કે આરઝૂ અને છતાય ભાષાની સરળતા, ભાવની વિશદતા ને માધુર્ય-ભર્યા સર્વપરિચિત રૂઢ ઢાળ, એ આ સંગ્રહની પહેલી વિશિષ્ટતા છે કવિશ્રીએ અહીં કેટલાક નાટકી ઢાળોને પણ અપનાવ્યા છે આ શિરસ્તો પાડવાનો પહેલો યશ જો કે શ્રી શ્રેયસાધક અધિકારી વર્ગના ઉપેન્દ્રાચાર્ય શ્રીમદ્ આચાર્યને ફાળે જાય છે, તથાપિ ઢાળ નિમિત્તે એ મનુષ્ય ઈશ્વરસ્મરણ કરતો થાય એ એનો અતર્ગત મુદ્દો છે અયાચક વૃત્તિ એ ભજનોની બીજી વિશિષ્ટતા છે ને આખાયે સગ્રહમા એનો અભાવ જણાયા સિવાય રહેતો નથી ઉલટુ, 'પથગમણી' કાવ્યમા કવિ ભગવાનને સાચુ પૂછે છે

હો રે પ્રભુજી! હું રક શુ આપું
મે આપી દીધુ મુજ સર્વ

× × ×

ખાલી ઝૂપડીએ શા અડગા?
પ્રભુ! મેં ન માગ્યુ કશુ તમ આમ

એમ, જેણે એક વાર પોતાનું સર્વસ્વ આપી દીધુ છે તેને જેમ આપવાનું રહેતુ નથી તેમ માગીને ભાર વહેવાની પણ ઇચ્છા થતી નથી, એ કાવ્યમા "રાખી ત તુજ–મુજ ટેક' એ વાક્યથી ભગવાન શ્રદ્ધાળુ ભક્તનું બહુમાન કરે છે, એમ લાગે છે

કુલ ૭૪ ભજનોના આ સંગ્રહમાથી એક યા બીજુ, વાચકની રૂચિ પ્રમાણે, હૃદયને સ્પર્શે એમ છે અને તે પ્રત્યેકની સરળતા ઉપરાત કવિશ્રીનો આપણા જૂના ભજનનો તલ-સ્પર્શી અભ્યાસ ખાસ ધ્યાન ખેચે છે

આશા છે કે કવિશ્રીના ઈતર ગ્રથોની માફક આ સગ્રહને પણ ગુણજ્ઞ ગુજરાત અવશ્ય સત્કારશે–અપનાવશે

ધુ

**૪૧ અજ્પાની માધુરી** લેખક, 'સ્વપ્નસ્થ' પ્રકાશક શ્રી ભનુભાઈ ર વ્યાસ ૮, સેન્ડહર્સ્ટ રોડ, ગામદેવી મુંબઇ નં ૭ પૃ ૧૩૪ કિંમત ૧–૦–૦. -

ચિત્તક્ષોભ, મનોમંથન કે સંવેદના એ કાવ્યરચના પૂર્વેની કવિની મનોદશા હોય છે. એમાંથી કાવ્યસ્વરૂપે પરિણમતું માધુર્ય એ 'અલ્પનાની માધુરી', એવી કંઈક વ્યાખ્યાને અનુલક્ષીને આ સંગ્રહનું નામાભિધાન ગોઠવવામાં આવ્યું હોય એમ જણાય છે. પરંતુ એ જ વસ્તુનો અભાવ અહીં સર્વત્ર જણાય છે, એ દિલગીરી સાથે કહેવું પડે છે. 'નિવેદન'માં લાગણીને જ્યારે પ્રસંગે મળ્યો ત્યારે ઉતારી છે અને 'નિરૂપણમાં ઝંખકાર છે પણ ધ્યેયના કેન્દ્રિત પ્રકાશ નથી' એમ કહી, લેખકે પોતાનો બચાવ અગાઉથી જ કરી લીધો છે, તથાપિ પ્રગતિને નામે પ્રયોગશીલતાની આ સંગ્રહથી પ્રતીતિ થાય છે. એ સિવાય કાવ્યવિષયક આપણા જૂના પ્રવાહને કેવળ નાવિન્યની ખાતર ફગાવી દેતાં વાણીની સિદ્ધિ કે સચોટતા, ભાવની વિશદતા ને પ્રામાણ્યનો અભાવ જણાયા સાથે ગુજરાતી કરતાં સંસ્કૃત કાવ્ય જાણે વાંચતા હોઈએ એમ લાગે છે અને ભાષા–ભંડોળ વધારવાના મિથ્યા ભ્રમથી અંગ્રેજી અને ગુજરાતી ભાષાની સંકરતાને કારણે ક્લિષ્ટતા, દુર્બોધતા રહી જવા પામી છે.

વાસ્તવિકતાને નામે આજે કાવ્યોમાં અશ્લીલતાને પણ પુષ્ટિ મળે છે. દા. ત.

તે જોઈને હુંફ ભરેલ સોડમાં
પત્ની તણી, સૂઇ ગયેલ મૂંગો
સ્વપ્નાં વિનાની અણુભંગ ઉંઘમાં. (પૃ. ૮,૯)

આ વિધાન માટે ચોખલિયાપણાનો લેશ માત્ર દાવો નથી, પરંતુ એ પ્રકારના સ્ફોટની આવશ્યકતા શું કાવ્યમાં અનિવાર્ય હશે ?

ભાષાંશુદ્ધિ, વ્યાકરણશુદ્ધ વાક્યપ્રયોગો, સમાસરચના ને જોડણી પરત્વે લેખકનું ધ્યાન ખેંચવું ઉચિત જણાય છે. દા. ત. 'ચરસ' (પૃ. ૨), 'ચંદ્ર' (પૃ. ૫, ૧૨, ૧૪, ૧૯, ૬૯ ૬૦) 'પાનડાં' (પૃ ૨૭, ૪૩) 'હમે' (પૃ. ૫૭)

હવે પછીનાં પ્રકાશનો વિષે લેખક કંઇક વિશેષ કાળજી રાખે તો સુંદર કાવ્યો આપે એવી અહીં આછી ઝાંખી થાય છે, એટલે ઇચ્છીએ કે

અમરતા ક્ષણનું જ સ્વરૂપ છે
ક્ષણ અનત થવા પરિપૂર્ણ છે (પૃ. ૧૭)

—એ પોતાની જ ભાવનાને યથાશક્તિ આચરવા લેખક પ્રયત્ન સેવે. ઉ.

**૪૨ 'કવિતા'** (વર્ષ ૧, અંક ૧, ૨–ઑગસ્ટ–સપ્ટેમ્બર ૧૯૪૧) તંત્રીઓ, શ્રી. ઇન્દુલાલ ગાંધી, શ્રી. મગનલાલ દેસાઈ, અને શ્રી રતુભાઇ દેસાઇ 'કવિતા' કાર્યાલય, ગુરૂનિવાસ, વીલે પારલે. વાર્ષિક લવાજમ રૂ. ૧–૮–૦.

માત્ર કવિતા વિષે જ ગુજરાતમાં માસિક ચલાવવું, એ એક સાહસ છે. એનો અર્થ એવો નથી કે ગુજરાતની રસજ્ઞતા ઓસરી છે. પણ રૂપિઆ, આના, પાઈના હિસાબ ગણતું ગુજરાત વિનિમયનો વિચાર પ્રતિક્ષણે કરે છે, માટે જ આ 'સાહસ' છે.

આ બન્ને અંકોમાં કવિતાનુ વૈવિધ્ય, જૂનાનવાનો સહકાર અને કાવ્યવિષયક વિવેચનના બે લેખો (વિ. ર. ત્રિવેદી અને ડો. ર. માકડ) અભ્યાસીઓને વાંચવા જેવો છે. એ સિવાય જૂના 'હંસ'ની રીતિએ ગુજરાતી કાવ્યોનો એક એક અનુવાદ હિંદીમાં આપવાની ચાલુ કરેલી પ્રથા પણ પ્રશંસનીય છે.

'કવિતા'ની સુવાસ સદાય મધમધતી રહે, એ તંત્રીઓની દક્ષતા અને કાવ્યરસિકોના

સહકાર પર અવલમ્બે છે, એ કહેવુ બીનજરૂરી છે છતા કહેવુ પડે છે એ તત્રીત્રિપુટિને આજે તો અભિનદન જ આપવા ઘટે
હ

૪૩ નર્મકોષ (અથી ગ સુધી) રચનાર કવિ શ્રી નર્મદાશકર લાલશકર, પ્રકાશક ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ, કોટ મુબઇ, ૧૯૪૧ મૂલ્ય રૂા ૨-૦-૦ દ્વિતીય આવૃત્તિ

પહેલો ગુજરાતી ભાષાનો કોષ તૈયાર કરવાનુ માન કવિશ્રી નર્મદાશકરને છે એમા શક નથી કે નર્મકોષ પૂર્વે કોષો રચાયા છે પરતુ તે અગ્રેજી, ગુજરાતી કે ગુજરાતી અગ્રેજી ગુજરાતી ભાષાના શુદ્ધકોષ માટે કવિ નર્મદાશકરને નર્મકવિતાના અઘરા શબ્દોની કોષાવલિ તૈયાર કરતા સ્ફૂરણા થઇ આવી અને તેનો પહેલો ભાગ ૧૮૬૧ના નવેમ્બર માસમાં પ્રકટ કર્યો – સને ૧૮૬૮ સુધીમા ત સુધીના ચાર ભાગ પ્રગટ કરી નાખ્યા પરતુ આમ ઉતાવળે તૈયાર કરવામા ઘણા શબ્દો રહી જવાથી ઇ સ ૧૮૭૩મા સારો ય કોષ પુન તપાસી પ્રગટ કર્યો એટલે ૧૨ વરસના અતિશ્રમથી ગુર્જરગિરાની ગ્રીવા ઉચી કરવા કવિએ પ્રયત્ન કર્યો છે, અને તેની ગુજરાત ઓછી ઋણી નથી

આ કોષનુ સાચૂ મૂલ્ય તો ત્યારે જ અકાય કે જ્યારે એ સમયનુ ભાન થાય એ સમયે છપાયલુ સાહિત્ય નહીં જેવુ જ પ્રકટ હતુ, જે કાઈ છપાયુ હતું તેમાં મોટેભાગે ફારસી સાહિત્ય હતું અને કહેવાની જરૂર નથી કે તે ગુજરાતી કોષ માટે બહુ ઉપયોગી ન હતું આથી કવિને હસ્તલિખિત ગ્રંથોનો અભ્યાસ કરવો પડ્યો – જેની પ્રતો જોવા જ્યાં ત્યા રખડવુ પડયુ અને તે મેળવવાનો કેટલો શ્રમ પડયો હશે

એટલું જ નહીં એની મૂલ્યવાન મુખમુદ્રા, કવિના ઊડા ભાષાજ્ઞાનનું ભાન કરાવે છે, અને આજે પણ ગુજરાતી ભાષાના અભ્યાસીઓ માટે તે મૂલ્યવાન છે પરતુ કવિને એટલાથી સતોષ ન થયો. નર્મકોષ ૧૮૭૩મા પ્રકટ થઇ જવા બાદ ગુજરાતી સાહિત્ય છાપાખાનામાં ખૂબ પ્રકટ થવા માડયુ અને એમને પણ લાગ્યુ કે એની બીજી બાજુ સુધારેલી આવૃત્તિની જરૂરી છે અને સાહિત્યવીરે પોતાના કોષને પુન તપાસવા અને ઘટતો સુધારોવધારો કરવાનો આરભ કરી દીધો – પરતુ આપણા સાહિત્યવીરને જીવન ન મળ્યુ અને લીધેલુ કામ ગ સુધી આવી અટકયુ આજે અર્ધ શતાબ્દિ બાદ "ગુજરાતી પ્રીન્ટીંગ પ્રેસે" તેને પ્રકટ કરી, ગુર્જર જનતાને કવિના ભાષાપ્રેમનુ ભાન કરાવ્યુ છે

આ આવૃત્તિને ૨જી કે ૩જી કહેવી, એ એક ગૂંચવણ પ્રશ્ન છે ૧લી આવૃત્તિ-છૂટા છપાયલા ભાગો ૨જી આવૃત્તિ સપૂર્ણ કોષ અને ૩જી આવૃત્તિ અપ્રકટ હતી તે-અને ખાસ કરીને અથી ગ સુધીનો ભાગ તો ત્રણ વખત પ્રકટ થયો જ છે

ગુજરાતી ભાષાના ઉગતા શિશુયુગમાં કવિએ પોતાના સાહિત્યથી ગુર્જર સાહિત્યમાં કેવુ બળ આપ્યુ છે, એની આવતી પેઢી માટે ગુજરાતી સાહિત્યની એક સેવા કરી છે, તેમાં એમના અનેક પુસ્તકોમા એક નર્મકોષ છે નર્મકોષ ગુજરાતને ખુબ પરિચિત છે, કવિની યાદ તાજી રાખવા અને 'ગુજરાતી પ્રીન્ટીંગ પ્રેસ'ને આ પ્રકટ કરવા માત્ર અભિનદન જ નહીં-પરતુ પ્રયને ખરીદો-તેની કદર કરવાની જરૂરી છે ગુજરાતના સાહિત્યવીરની અમર યાદ ગુજરાતના ઘરેઘરમા રહેવી જોઇએ એમ કહેવાની જરૂર છે? કેશિક

૪૪ જિંદગીનો આનંદ—લેખક ગ કેશવ રામજી, છબીલા નાગજી
આ નાની પુસ્તિકાનો આકાર હાલની મંઝારી, અને ઘીન મારે નિર્દની કાગળો

ઉપદેશ છે. દાંત એ જ જિંદગીનો આનંદ છે. એમાં સડો પેસતાં સારા ય શરીરમાં બિમારી પ્રવેશી જાય છે, અને પરિણામે શરીર બિમારીનું ઘર બની જાય છે. તો દાંત કેમ સંભાળવા, કેવો ખોરાક લેવો અને કદાચ ડોક્ટરની તાત્કાળીક સલાહ લેવી, વગેરે હકીકતો સાથે એને લગતી કવિતા અને વાર્તાઓ ગુથેલી છે, જેના વાંચવાથી આનંદ પણ મળે છે અને દાંતની સંભાળ વિષેનું ભાન પણ થાય છે. —કોકિલ

**૪૫ પ્રાચીન ભારતવર્ષને** અંગે ઉઠેલ ચર્ચાના અને પ્રશ્નોના ખુલાસાઓ. લેખક ટી. એલ. શાહ, પ્રકાશક શશિકાન્ત એન્ડ કું. રાવપુરા ટાવર–વડોદરા.

ડૉ. શાહે પ્રાચીન ભારતવર્ષ પર પાંચ મોટા ગ્રંથો લખ્યા છે. અને એમાં એમણે કેટલુંક નવું સંશોધન કર્યું છે. એના પર જે ચર્ચાઓ થઈ છે. તે વિષેના ખુલાસા ડૉ. શાહે આ પત્રિકામાં પ્રકટ કર્યા છે. આ ચર્ચાત્મક પુસ્તિકા પર અત્યારે કોઇ અભિપ્રાય આપી શકાય નહીં, કારણ બન્ને પક્ષની ચર્ચાઓ આથમી નથી અલબત્ત આ વિષયનું લાંબુ વિવેચન એમના ગ્રંથો માંગે છે. અમે એક વાત ખાસ સ્પષ્ટ કરવા માગીએ છીએ અને તે આ કે, અવલોકનસમયે એ જોવાની જરૂર નથી કે, પુસ્તક કોણે લખ્યું છે. પરંતુ એ જોવાની જરૂર છે કે પુસ્તકમા શું લખાયું છે. પરંતુ પુસ્તકના મુદ્દાઓને મહાન પુરાવિદોની અસરમાં–દબાઈ જોવાની જરૂરત નથી. અમો અશોકના પ્રકરણને બહુ જ કાળજીપૂર્વક અને નિપક્ષપાત–તપાસ કરવાને પુરાવિદોને વિનતિ કરીએ છીએ.

બીજી બાજુ ડૉ. શાહે જે ખુલાસા કર્યા છે–તે કોની ચર્ચાના તેનો ઉલ્લેખ નથી. એ ચર્ચાઓ કયા પત્રોમાં કે પુસ્તિકામાં છપાઇ તેનો પણ કોઇ ઉલ્લેખ નથી. આથી એ કેટલી સત્યમય છે તે કલ્પી શકવું મુશ્કેલ છે. પરંતુ એના પાચે ભાગ ખરીદ કરનારે આ પુસ્તિકા વસાવી લેવાની જરૂરત છે.

કોકિલ

---

# સ્વ. કરશનદાસ મૂળજીની પુણ્યતિથિ

## ઇનામી નિબંધોનું વાચન અને વક્તાઓનાં મનનીય વચનો

શ્રી ફાર્બસ ગુજરાતી સભાના આશ્રયે દર સાલ મુજબ ગઈ તા ૨૫–૭–૪૧ ને વાર શુક્રે શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિરમાં સભાના પ્રમુખ દિ બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપદે સ્વ કરશનદાસ મૂળજી સ્મારક વાર્ષિક જાહેરસભા તેમની પુણ્યતિથિ નિમિત્તે મળી હતી આ પ્રસંગે સજ્જનો અને સન્નારીઓએ સારી સંખ્યામાં હાજરી આપી હતી તેમાં રા રા મગનલાલ દ ખખ્ખર, રા રા ગંગાદાસ મંગળદાસ વકીલ, રા રા નટવરલાલ ઈ દેસાઈ, રા રા રણછોડલાલ ધ જ્ઞાની, રા રા બાબુલાલ ઈ દેસાઈ, રા રા દશરથલાલ ૨. જોશી, રા રા પ્રભુદાસ લાધાભાઈ મોદી, રા રા મસ્તફકીર, ડા સી આર અવારી, રા રા મુકુન્દરાય બળવંતરાય દવે, રા રા હરિલાલ મ ભરૂચા, રા રા મુહમ્મદ ઉમર કવિ કોકિલ, રા રા ધર્મસુખરામ ત ત્રિપાઠી, વગેરે મુખ્ય હતા

રા રા અંબાલાલ બુ જાની, સભાના સહાયક મંત્રીએ શરૂઆતમાં સભા બોલાવવાનું પ્રયોજન દર્શાવી, સ્વ ક મૂ સ્મારક ફંડની પ્રવૃત્તિનો સને ૧૯૪૦–૪૧ નો હેવાલ નીચે પ્રમાણે રજુ કર્યો હતો

### સ્વ કરસનદાસ મૂ સ્મારકફંડનો ૧૯૪૦–૪૧નો હેવાલ

આગલા (૧૯૩૮, ૧૯૩૯) બે વર્ષોમાં તેમ જ ૧૯૪૦ના વર્ષમાં જાહેર ઈનામી નિબંધો તદ્દન નજીવી સંખ્યામાં આવ્યા હતા, જેથી આવી શોચનીય સ્થિતિ સુધરે, નિબંધની માહિતી મોટા પ્રમાણમાં વધારે, તેમ જ પૂરતા બહોળા પ્રમાણમાં પ્રસરે જેથી ઇનામી નિબંધો વિશેષ સંખ્યામાં આવી શકે, તેમ જ હરિફાઈ પણ વિશાળ પ્રમાણમાં થઈ શકે, એ હેતુથી તેની જાહેરાત તા ૨જી જાન્યુઆરીથી મુંબઈ, સુરત, અમદાવાદ, વડોદરા, રાજકોટ અને કરાચીના ગુજરાતી વર્તમાનપત્રોમાં આપવાની યોજના કરવામાં આવી હતી, ઉપરાન્ત કેટલાક માસિકોને પણ એ જાહેરાત પ્રગટ કરવા મોકલી હતી, એટલું જ નહીં પણ તેની પત્રિકાઓ ઈલાકાની તમામ કોલેજો(૪૪)ના પ્રિન્સિપાલોને તેમની કોલેજોના 'નોટીસબોર્ડ' પર મૂકવાના વિનતિપત્ર સાથે જાન્યુઆરીની શરૂઆતમાં જ મોકલી હતી આ પત્રિકાની નોંધમાં ગુજરાતી બોલતા, સઘળી કોલેજોના કોમભેદ સિવાય તમામ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓનો ઉલ્લેખ ખાસ કરી જાહેર કર્યો હતો વળી આ નિબંધ મોકલવાની છેલ્લામાં છેલ્લી તારીખ ૨૦મી જૂન ઠરાવવામાં આવી હતી, અને નિબંધનો વિષય "કેળવાયલા ગુજરાતની આર્થિક સ્થિતિ" હાલના સુધારાના આંદોલનોને વેગ આપતો રાખવામાં આવ્યો હતો કેટલાક બંધુઓ અને બહેનોએ માગેલા ખુલાસા પણ આપવામાં આવ્યા હતા, છતાં માત્ર એક જ પારસી બહેન મીસ જર ડોસાભાઈ કાણુએ નિબંધ મોકલ્યો હતો, જે માટે તેમને ધન્યવાદ આપવામાં આવ્યો હતો. મુંબઈ, ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ, કરાચી, સિન્ધ, આદિની કોલેજોના ગુજરાતી વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓએ શું પ્રમાદ કરવા જેવું નથી? તેમ નિવારણીય પણ નથી?

સભાએ આવી શોચનીય સ્થિતિ સુધારવા ૧૯૪૧ના વર્ષ માટે કંઈક વિસ્તૃત પાયા ઉપર અને ગજેગા પડતો પ્રબંધ કર્યો હતો, અને જાહેર ઈનામી નિબંધનો વિષય, વર્તમાન સમયે

વડી ધારાસભામાં તેમ જ દેશભરમાં ચર્ચાઈ રહેલા, "હિંદુ સ્ત્રીઓની કાયદાની દૃષ્ટિએ સ્થિતિ" એ પ્રશ્નને સમર્થન આપે એવો, તેમ જ ગુજરાતી વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ રસ લેઈ શકે એવો, "કાયદાની દૃષ્ટિએ હિન્દુ ગુજરાતી સ્ત્રીઓની સ્થિતિ" એ રાખ્યો હતો; તેની પ્રસિદ્ધિ આગલાં વર્ષોની માફક જ વિસ્તૃત રીતે કરી હતી. તમામ ગુજરાતી વર્તમાનપત્રો દૈનિકો તેમજ સાપ્તાહિકોના, હિન્દુ, ઈસ્લામી, પારસી પત્રોના અધિપતિઓએ પણ આમાં સભાને સારો સહકાર આપ્યો હતો. એ માટે આ સભા તે સૌની આભારી છે.

પરિણામે એ જણાવતાં આનંદ થાય છે કે ચાલુ વર્ષના નિબંધ માટે આઠ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓએ નિબંધો મોકલ્યા છે. તે પરીક્ષકોએ તપાસ્યા છે. અને તેમણે વિદ્યાર્થીઓમાંથી રા. રા. પ્રવીણરાય મૂળવતરાય બક્ષીનો અને વિદ્યાર્થીનીઓમાંથી બહેન કુંજલતા મુકુંદરાય દવેનો એમ બે નિબંધો ઇનામને લાયક જાહેર કર્યા છે. અને તેથી યોજના અનુસાર રા. રા. પ્રવીણરાય મૂળવતરાય બક્ષીને રૂ. ૫૦) અને બહેન કુંજલતા મુકુંદરાય દવેને રૂ. ૫૦) ઇનામના આપવાનુ જાહેર કરવામાં આવે છે. તેઓના નિબંધ વંચાઈ રહ્યા પછી પ્રમુખશ્રીને હસ્તે તે બન્નેને ઇનામની એ રકમ આપવામાં આવશે.

સભા બીજા જે ભાઇબહેનોએ હરિફાઈમાં ભાગ લીધો છે, તેમને તેમના પ્રયાસ માટે ધન્યવાદ આપે છે. ઈનામને લાયક જાહેર થયલા, બે નિબંધો રીતિ અનુસાર સભાના મુખપત્ર "ત્રૈમાસિક"ના હવે પછીના અંકમાં પ્રકટ થશે.

આશા છે કે બધી કૉલેજોના ગુજરાતી વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ ચાલુ વર્ષની પેઠે ઈનામી નિબંધની હરિફાઈમાં આનંદજનક પ્રમાણમાં ભાગ લેશે.

છેલ્લા હેવાલમાં જણાવ્યા પ્રમાણે ૩૧-૧૨-૩૯ને રોજ આ સ્મારકફંડની શિલક રૂ. ૬૧-૧૪-૬ હતી, તેમાં ૧૯૪૦ના વર્ષના વ્યાજના રૂ. ૧૮૮-૮-૦ ઉમેરાતાં કુલ આવક રૂ. ૨૫૦-૬-૬ થઈ, તેમાંથી પારિતોષિક, નિબંધછપામણી, જાહેરાત આદિના ખર્ચના, રૂ. ૧૧૩-૦-૯ બાદ જતાં રૂ. ૧૩૭-૫-૯ સિલક રહ્યા છે

તા. ૧૧-૭-૪૧

અં. બુ. જાની
સહાયકમંત્રી, શ્રી. ફા. ગુ. સભા

## હાલનો સમય અને કરશનદાસ

તે પછી પ્રમુખશ્રી દિ. બા. કૃષ્ણલાલ મો. ઝવેરીએ નીચે પ્રમાણે પ્રાસંગિક પ્રવચન કર્યું હતું.

## મુક્તિના સદુપયોગની ધારણા

સ્વ. કરશનદાસ સ્ત્રીઓને કેળવવા માટે, તેમની દયાજનક સ્થિતિ સુધારવા માટે, ક્રૂર રૂઢીબંધનોમાંથી તેમને છોડાવવા માટે, કમર કસી મંડી રહ્યા હતા. સ્ત્રી કેળવણી માટે નિશાળો ખોલવા અને ત્યાં મળેલી કેળવણીને પરિણામે તેમનું સાંસારિક તેમજ કૌટુમ્બિક જીવન પણ વધારે સુખમય ને રસવાળુ બને, ઉપરાંત કુટુમ્બ તથા સમાજને ઉપયોગી થઇ શકે તે જોવા પોતે ઘણાજ ઉત્સુક હતા, અને તે માટે બનતા પ્રયાસો આત્મભોગથી કરવાને ચૂકતા ન હતા. વિધવાવિવાહનો વાવટો હાથમા પકડી, ક્રૂર રૂઢિનાં બંધનોમાથી તેમને છોડાવવા બાબતમા તેમનો કીંમતી ફાળો તથા આત્મભોગ ભૂલાય એમ નથી જ. સ્ત્રીને પુરૂષની પરતંત્રામાથી છોડવવી, એ એમના જીવનનો તેમજ સુધારા-પ્રવૃત્તિઓનો ઉદ્દેશ હતો.

પરંતુ એ પરતંત્રતામાથી મળેલી મુક્તિનો, એ સ્વતંત્રતાની પ્રગતિનો સદુપયોગ થશે; દુરૂપયોગ નહીં થાય, એવી પણ તેમની સમજ હતી.

## સ્વર્ગસ્થે નહીં વારેલી લેવાતી અણઘટતી છૂટ

કેળવણીને પરિણામે સ્ત્રીઓ કે યુવતીઓ કે કન્યાઓ પોતાનું જીવન હદમા-મર્યાદામા રહીને ચલાવશે, એવી માન્યતા તેમની હતી. હિંદુ સમાજનો પાયો, હિંદુ કુટુંબની ઇમારતને ટેકવી રાખતી, એને ઉભી રાખવા માટે ચણતરમા વપરાયલી સીમેન્ટ, એટલે કે વડીલો પ્રત્યે માન, તેમની યોગ્ય આજ્ઞાઓનો આદર, તેમની લાગણીઓને આઘાત કરવાની વૃત્તિનો તેમજ તેમને જાણીબુઝીને દૂભવવાની વૃત્તિનો અભાવ, એ પરંપરાને તેઓ ઉખેડી નહીં જ નાખે, એમ તેમનું માનવુ તેમ સમજવુ પણ હતુ, પોતાને મળતી કેળવણીને પરિણામે, માની લીધેલ સ્વતંત્રતાનો અમલ કરવાને નામે, હિંદુ કુટુમ્બની કેળવાયલી કન્યાઓ કે યુવતીઓ પરધર્મમા વટલી જશે, પરકોમના યુવકોને પરણશે, પોતાની બીજી બહેનો જેઓ પરણી સસારે માડી બેઠી હશે, તેમના ઉપર શોક્ય તરીકે જઇ તેમનું જીવન ખારૂ કરી નાખશે, અને તેને લઇને પોતાના કુટુંબ પર બદનામી આણશે, માતાપિતાને તેમ કુટુમ્બીઓને નીચુ જોવડાવશે, તેમના વાત્સલ્યને તેમજ મહૂભાવને ગભીર આઘાત પહોચાડશે, એવુ સ્વર્ગસ્થને ખ્યાલમા પણ નહીં હોય. હિંદુ સમાજમા પૂર્વે આવા દાખલા નહીં બન્યા હોય એમ નથી, જે કોઈ બન્યા હોય તે વિરલ અપવાદરૂપ.

## અનિષ્ટ દશામા ફેરવાઇ જતો સુધારો

હજુ આજે હલકા વર્ગની હિંદુ સ્ત્રીઓ પરધર્મમા જાય છે, પરધર્મી જોડે પરણે છે પરંતુ તેનો સબબ જૂદો હોય છે, તે બીનકેળવાયલી હોય છે, ઘરમા અસહ્ય મારપીટ થતી હોય છે, ખાવેપીવે હેરાન થતી હોય છે, અને તેથી કંટાળીને વધારે સુખસગવડની આશાએ તે ધર્માન્તર કરે છે પરંતુ આ બધા સબબો હાલના વખતમા બનતા દાખલાઓને લાગુ પડતા નથી. આ તો યુવાવસ્થાની મસ્તી, એ અવસ્થામા અનુભવનો કેવળ અભાવ, અને સ્વતંત્રતાનો ખોટો ફાંકો, એને થઇને ઉલટી દિશામા દોડવાનુ મન થાય છે. અનુભવી માતાપિતા, સગાવહાલા, ઉંચ્ચટ મિત્રો ને શુભેચ્છકોની સલાહ અને દોરવણીની આવે પ્રસગે ખાસ જરૂર હોય છે, પરંતુ તે પોતાને અનુકૂળ નહીં થઈ પડે એવી માન્યતાને લીધે તેમની તરફ દૃષ્ટિપાત પણ કરવામા આવતો નથી, એટલે પરિણામ અનિષ્ટ આવે છે.

## ક્રાન્તિનો સમય-સુધરવાની આશા

પુત્રપ્રાપ્તિની લાલસાએ ઉચ્ચવર્ગમા પોતાના ધંધા ને કમાણીમા મદદગાર થઈ પડે તે મતલબથી નીચલા વર્ગોમા એક પર બીજી સ્ત્રી પરણવાનો-જીવતી સ્ત્રી પર શોક્ય લાવવાનો જૂનો રિવાજ આપણા સમાજમા છે. કેળવાયેલો ને સમજુ વર્ગ એ રિવાજને ઉત્તેજન આપતો નથી. વખતના વહેવા સાથે એ રિવાજ ધીમે ધીમે મક્કમપણે ભૂંસાતો તેમ નાબુદ થતો જાય છે. એ રિવાજને હસ્તીમા આણવાનો તથા તેને જીવત રાખવાનો આક્ષેપ પુરુષ વર્ગ પર મૂકવામા આવે છે, કારણ પોતાના પર શોક્યનુ સાલ લાવવા માટે સાધારણ રીતે વિરલ પ્રસગે જ એક સ્ત્રી આગળ પડી બીજી સ્ત્રીને ઘરમા લઈ આવે છે. નિરક્ષર, બિન-

કેળવાયેલી સ્ત્રીઓના મનની જ્યારે આ સ્થિતિ હોય છે, ત્યારે હાલમાં કેટલાએ દાખલા એવા બન્યા છે કે જ્યાં કેળવાયલી સુશિક્ષિત કહેવાતી યુવતીએ એક પરણેલા પુરુષ જેના ઘરમાં એ પરણેલી સ્ત્રીથી પ્રજા થઈ હોય, તે પ્રજા હયાત હોય, તેની જોડે ઘર માંડી રહેવું પસંદ કર્યું હોય, કન્યાકેળવણીના આવા માર્ગદર્શનને સમાજસુધારા માટે યોગ્ય માર્ગ કહી શકાય ? નજ કહી શકાય ? ખરે ! પોતે આદરેલો સુધારો આવી અનિષ્ટ દિશામાં ખેંચાઇ જશે એમ સ્વ. કરશનદાસ અને તેમના સહકારી સુધારકોએ પણ ભાગ્યેજ ધાર્યું હશે.

ત્યારે આવી સ્થિતિનો, આ કોયડાનો ખુલાસો શો ? એ જ કે આપણે ક્રાન્તિના સમયમાં રહીએ છીએ. જૂના સંસ્કારના પાયા હાલી ઉઠયા છે, નવા સંસ્કારના પાયા હજી પાકા થયા નથી, થયે સૌ સુધરશે.

## બે નિબંધોનું વાંચન

પ્રમુખશ્રી. દિ. બા. કૃષ્ણલાલ મો. ઝવેરીનું વક્તવ્ય પૂરૂં થતાં કૉલેજવિદ્યાર્થીઓમાંથી પારિતોષિક મેળવનાર રા. પ્રવીણરાય મૃ. બક્ષીએ પંદર મિનિટમાં પોતાના "કાયદાની દૃષ્ટિએ હિંદુ ગુજરાતી સ્ત્રીઓનું સ્થાન" એ નિબંધનો સારોદ્ધાર દર્શાવતાં કેટલાક ભાગો છટા તેમ ધીરજથી વાંચ્યા હતા.

(૧)

### રા. રા પ્રવીણરાય બક્ષીનો નિબંધ

રા. બક્ષીએ આ નિબંધ લખવાને અંગે હિંદુઓના વારસા હક્કના તેમજ લગ્ન આદિને લગતા કાયદાઓની સારી માહિતી એકત્ર કરી, હાલના કાયદાની દૃષ્ટિએ હિંદુ ગુજરાતી સ્ત્રીઓની સ્થિતિ વારસા, હક્ક, લગ્ન, છૂટાછેડા વગેરે બાબતમાં કેવી છે. તે વિગતવાર દર્શાવ્યું હતું. તેમના મતે ગુજરાતી સ્ત્રીઓની કાયદાનુસાર સ્થિતિ હિંદના બીજા ભાગોની સ્ત્રીઓ કરતાં ઊંચા પ્રકારની છે. તેમણે જણાવ્યું હતું કે હિંદુ કાયદામા હિંદના પાંચ વિભાગોમાં જૂદા જૂદા નિયમો લાગુ પડે છે. આ પાંચ વિભાગ નીચે મુજબ છે:—બંગાળા, મિથિલા, બનારસ (ઉત્તર હિંદનો અન્ય ભાગ), દક્ષિણ હિંદ અને પશ્ચિમ હિંદ. ગુજરાત પશ્ચિમ હિંદમાં આવેલ હોઇ, તેના નિયમો અન્ય પ્રાંતો કરતાં જૂદા પ્રકારના છે. વળી નીલકંઠ ભટ્ટના 'વ્યવહારમયૂખ' નામે પુસ્તકમા આપેલ નિયમો ગુજરાતમાં સ્વીકારાયા હોઈ તેને અંગે પણ અમુક ભેદ પડયો છે.

નિબંધમાં તે પછી (૧) મિલ્કત સબંધી સ્થિતિ, (૨) સ્ત્રીઓનું ભરણપોષણ, (૩) લગ્ન તથા છૂટાછેડા અને (૪) અન્ય પરચુરણ હક્કો કે ફરજો એ સૌની વિગતવાર ચર્ચા કરી હતી.

[ આ આખોયે નિબંધ, સભાના મુખપત્ર ત્રૈમાસિકમાં હવે પછી પ્રકટ કરવામાં આવશે.

**અં. બુ. જાની**, સં. શ્રી. ફા. ગુ. સભા ત્રૈમાસિક ]

(૨)

તે પછી બ્હેન કુંજલતા મુકુંદરાય દવેએ પોતાના નિબંધમાંથી કેટલાક ફકરા વાંચ્યા હતા. બહેન કુંજલતાએ પણ નિબંધ તૈયાર કરવા પાછળ સારો પરિશ્રમ લીધો હોય એમ તેના વાચન ઉપરથી જણાતું હતું.

બહેન કુંજલતાએ પોતાના નિબંધમા કાયદાની નજરે હિન્દુ ગુજરાતી સ્ત્રીઓની સ્થિતિ ઘણી કંગાલ, કફોડી, દુઃખથી ભરપૂર અને અત્યંત કરૂણાજનક જણાવી હતી તે માટે તેમણે મનુસ્મૃતિ વગેરેમાથી સ્ત્રી વિષયક વિચારો ટાકી બતાવ્યા હતા, તેમ જ મધ્યયુગની સ્ત્રીઓની સ્થિતિ સબંધી પણ વિધાનો રજુ કર્યા હતા નિબંધકારે પોતાના નિબંધમા ક્રમનવાર બધી ચર્ચા કરેલી છે

છેવટે ઉપસંહારમા બહેન કુંજલતાએ જણાવ્યુ છે કે, એકદર જોતા સ્ત્રીઓની સ્થિતિ ઘણી જ ખરાબ અને પરાધીન છે, સ્ત્રીઓનુ ભાવિ તેના વડિલો અને પતિના હાથમા છે સમાજમા મોટેભાગે કમાનાર વ્યક્તિ પુરૂષ છે, અને સ્ત્રી તો તેની પરાધીન છે સ્ત્રી ઘર ચલાવે, સભાળે, બાળકોને જન્મ આપે અને ઉછેરે તે કામની પણ કદર કે કિંમત એકાઈ નથી, તેથી જ સ્ત્રીઓ પરાધીન મનાય છે ખરૂ જોતા તો આ કાર્યની વહેચણી છે આ સિદ્ધાંત દરેક વ્યક્તિએ સ્વીકારવાની ખાસ જરૂર છે, એટલે પુરૂષની આવક ઉપર સ્ત્રીનો હક્ક ગણવો જોઇએ બાળકોનો પોતાના પિતાની મિલકત ઉપર હક્ક હોવો જ જોઇએ પુરૂષ પરણેલો હોય અને પત્ની હયાત હોય તો તેનો તે મિલકતમા ભાગ કાઢી પછીની જ મિલકતનું વસીઅતનામુ કરી શકાય. હિન્દુ કાયદામા અનેક સુધારા થતા જાય છે પણ તે ધીમા કહી શકાય સ્ત્રીઓની અસહાય સ્થિતિ હાલના સમાજને અને કાયદાને આભારી છે. અનેક કાયદાઓથી સ્ત્રીઓની સ્થિતિ ઘણી જ પરાધીન અને દુઃખભરેલી છે પરંતુ હાલની સુધરેલી અને ભણેલી કુમારિકા, કે પરણેલી વિધવાઓ નોકરી મેળવે છે અને આર્થિક ચિંતાથી મુક્ત થાય છે કાયદામા સુધારો થવા મન્થન ચાલી રહ્યુ છે, જેની અસર લાંબે સમયે થાય એમ લાગે છે

(બેન કુંજલતાનો નિબંધ પણ આ સભાના મુખપત્ર શ્રી ફા ગુ સભા ત્રૈમાસિકમાં હવે પછીના અંકમા પ્રકટ થશે સ ત્રૈ )

## પ્રાસંગિક વિવેચનો

રા પ્રભુદાસ લાવાભાઇ મોદીએ ત્યારબાદ પ્રાસંગિક વિવેચન કરતા જણાવ્યુ કે —

સ્વ કરશનદાસ મૂળજીની શતાબ્દી ૧૯૩૪ના માર્ચમા ઉજવાઈ હતી તેમણે પત્રકાર અને સુધારક તરીકે ચલાવેલી લડત મહત્ત્વની તેમ જ કીંમતી છે ગુજરાતી સમાજના એ માર્ટીન લ્યુથર કહી શકાય તેમના જીવનચરિત્રમાથી એમણે સુધારા માટે ચલાવેલી લડતોની માહિતી મળી રહે છે એ લડતો હજીયે અધુરી પડી છે તેમની સુધારાની લડતનું ધ્યેય આર્થિક અને ધાર્મિક ઉન્નતિ અને સંગઠનનુ હતું સુધારાની ચળવળથી પ્રકટેલુ ચેતન અવળી દિશાએ ન જાય તે જોવાની ફરજ સમાજની છે

રા મસ્ત ફકીરે, તે પછી પોતાની હાસ્યમય શૈલીમા બોલતા જણાવ્યુ કે–

૪ કરોડ ગુજરાતીઓમાથી માત્ર આંક જ નિબંધો મળે એ જરાક ખટકે છે કરશનદાસનુ જીવનચરિત્ર અંગ્રેજીમા છપાયુ છે તે સાથે ગુજરાતીમા છપાયુ હોય તો ઉગતી પ્રજાને તેના વિષે માહિતી મળે તેમજ તે જનતામા સારો આદર પામે. આ માટે મુંબઈના ગુજરાતીઓના ભરચક લતામા સ્વ કરશનદાસનું બાવલુ ન ઉભુ કરવામા આવે ? અનુકરણીય સુધારાની

ટકોર કરતાં તેમણે કહ્યું કે મુંબઈમાં ભારી સાડીવાળી પશ્ચિમની સ્ત્રીઓ પોતાની સાડીને ધૂળ ન લાગે તે માટે ઊંચી બાંધે તે તો ઠીક સમજાય; પણ હિંદની ટૂંકી અને હળવી સાડીવાળી સ્ત્રીઓ પણ તેવી ઊંચી બાંધીને ફરે ત્યારે તો હસવું જ આવે છે.

### મર્યાદા અને મધ્યમતાનો માર્ગ

તે પછી પ્રમુખશ્રી દિ. બા. કૃષ્ણલાલ દવે ઝવેરીએ ઉપસંહાર કરતાં બે વક્તાઓનો ઉપકાર માન્યો અને કહ્યું કે

કાયદાનો વિષય શુષ્ક હોવા છતાં આ જમાને તે વિષયની પસંદગી એટલા માટે કરી છે કે સ્ત્રીઓ અને પુરુષો બંનેએ તે હક્કો જાણવાની જરૂર છે. તેમજ સ્ત્રીઓ પણ જાણી શકે કે તેમના હક્કો કેટલા મર્યાદિત છે; અને તેથી તેઓ પણ તે બાબતમાં વિચાર કરતી થાય. સમાજ એટલો બધો આગળ વધી ગયો છે કે સ્વ. કરસનદાસ સુધારાઓ અત્યારે માઈલસ્ટોન-સિમાચિહ્ન જેવા ગણાય, પરંતુ તેથી કાંઈ તેમની સ્તુતિ ભૂલાતી નથી. મર્યાદા અને મધ્યમતા સાથે વિચાર કરીને માર્ગ પકડવાથી જ સમાજનું હિત છે.

તે પછી નિબંધ લેખકો, શ્રોતાઓ અને પ્રમુખશ્રીનો આભાર માનવાની દરખાસ્ત રા. રા. **રણછોડલાલ ધ. જ્ઞાનીએ** મૂકી એને રા. રા. **હરિલાલ** અ. બારભાયાએ તેને ટેકો આપ્યો હતો. બંને વક્તાઓએ નિબંધની સાંપ્રત સમયનાં આંદોલનોને અંગે વાસ્તવિક ઉપયુક્તતા, નિબંધ લેખકોએ લીધેલો પરિશ્રમ અને કરાવેલું વસ્તુનિદર્શન, પ્રમુખશ્રી સમયસરની અંતઃકરણ ભરી સંવેદના અને ચેતવણી વગેરે બાબતોના ઉલ્લેખ કર્યા હતા.

બાદ સભાનું કામ પૂર્ણ થતા તેનું વિસર્જન થયું હતું.

---

# પુસ્તક પહોંચ—સાભાર સ્વીકાર

(વર્ષ ૬, અં. ૩ ઓક્ટોબર–ડીસેમ્બર–૧૯૪૧)

૬૪ રંગતરંગ, ભાગ ૧,૨,૩ લેખક રા. રા. જ્યોતીન્દ્ર હ. દવે, એમ. એ., પ્રકટ કર્તા ગાંડીવસાહિત્યમંદિર, હવાડીયો ચકલો, સુરત કિમ્મત દરેકના રૂા. ૧–૪–૦

૬૫ પ્રતાપી પૂર્વજો, પુષ્પ ૨જું, સંપાદક રા. રા. ડુંગરશી ધરમશી સંપટ, પ્રકાશક જૈન ઓફિસ, ભાવનગર મૂ. રૂા. ૧–૮–૦

૬૬ ભારતદર્શન લે. રા. રા. સાકરભાઈ ભોગીલાલ ચોકસી (સચિત્ર) પ્રકાશક લેખક પોતે જ, વોર્ડન હાઉસ, ફિરોજશાહ મહેતારોડ, ફોર્ટ, મુંબઇ મૂ. રૂા. ૧–૧૨–૦

૬૭ ભવાની કાવ્યસંગ્રહ કર્તા રા. રા. કવિ ભવાનીશંકર નરોત્તમ દ્વિવેદી, ભાવનગર પ્રકાશક રા. રા. જયકૃષ્ણ ભવાનીશંકર દવે ઠે. સર અજિતસિંહજી હાઈસ્કુલ પાસેથી મૂ. રૂા. ૨

૬૮ પહેલી ચોપડી, વિદ્યાપીઠ વાચનમાળા, પુ. ૧૮, મૂ. ૦–૨–૦

૬૯ બીજી ચોપડી ,, પુ. ૧૯ મૂ. ૦–૨–૬

૭૦ હિન્દ સ્વરાજ મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી, ૨જી આવૃત્તિ, મૂ. ૦–૮–૦

૭૧ ઇશુખ્રિસ્ત રા. રા. કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા, મૂ. ૦–૬–૦

૭૨ હિમાલયનો પ્રવાસ રા. રા. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર, છઠ્ઠી આવૃત્તિ મૂ. ૧–૦–૦

૭૩ શ્રી મહાવીરકથા સંપાદક રા. રા. ગોપાલદાસ જીવાભાઇ પટેલ, શ્રી જૈન સાહિત્ય પ્રકાશનસમિતિ, ગુજરાત વિદ્યાપીઠ, શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાલા–ગ્રં. ૨૧ મૂ. રૂા. ૨–૮–૦

૭૪ જીવનશોધન રા. રા. કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા, ૨જી આવૃત્તિ જમનાદાસ ભગવાનદાસ સ્મારકવાળા–ગ્રંથ ૧૦–૧૧, મૂ. રૂા. ૧–૪–૦

૭૫ સો ટકા સ્વદેશી જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા ગ્રંથ ૧૩, મૂ. રૂા. ૧–૪–૦

**નોંધ અં. ૬૮ થી ૭૫ પ્રાપ્તિસ્થાન, નવજીવન કાર્યાલય, અમદાવાદ**

૭૬ શ્રી राजु भक्तामरस्तोत्रम् પદ્યાનુવાદક રા. મોતીલાલ નાહટા, પ્રકાશક શ્રી સુલતાનચંદ ચૌથમલ નાહટા, ૧૫, નારમલ લોહિયા લેન કલકત્તા, સ. સપ્રેમ ભેટ

૭૭ જૈન શ્વેતામ્બર સંપ્રદાયનો ઇતિહાસ, લે. રા. રા. ગોકળદાસ નાનજીભાઈ ગાંધી ઠે. ચોપાટી સી ફેઈસ સુમનહાઉસ, મુંબઈ સા. કિં. સદુપયોગ

૭૮ श्रीपाल राजाका रास संपादक तथा संशोधक स० स्व. अनुयोगाचार्य मुनिजी

૭૯ श्रीपार्श्वचरित्रम् (श्लोकबद्धम्) श्रीमच्छ्रीमुनिप्रभसूरिदृब्ध

૮૦ आत्मप्रबोध संशोधक श्री बुद्धिसागर गणि

૮૧ विधिमार्गप्रपा सुविहित सामाचारी मुनिश्री जिनविजयेन संपादिता

૮૨ सप्तस्मरणादि–स्तोत्रसंग्रह

**નોંધ ૭૮ થી ૮૨ પ્રકાશક ઝવેરી મૂલચંદ હીરાચંદ ભગત, શ્રી જિનદત્તસૂરિ-**જ્ઞાનભંડાર, મુંબઈ

૮૩ प्रबन्धचिन्तामणि हिन्दी भाषान्तर ग्रंथांक ३, मू. रू. ३–१२–०

૮૪ देवानन्द महाकाव्य–(श्री मेघविजय उपाध्यायविरचित) ग्रंथांक ७, मू. रू. २–१२–०

૮૫ प्रभावकचरित–(श्री प्रभाचन्द्राचार्यविरचित) ग्रंथांक १३ मू. रू. ५–०–०

૮૬ भानुचन्द्रगणिचरित—श्रीसिद्धिचन्द्र-उपाध्याय विरचित, संपादक रा. रा. मोहनलाल दलीचंद देशाई, ग्रंथांक १५.

નોંધ ૮૩ થી ૮૬ सिंघी जैनज्ञानपीठ દ્વારા પ્રકાશિત. સંચાલક મુનિશ્રી જિનવિજય-સૂરિજી: સંસ્થાપક શ્રી બહાદુરસિંહજી સિંઘી

૮૭ Bibliography of Indian History and Oriental Research for 1938; Bombay Historical Society.

૮૮ Report and Prospects of The Research and Post-graduate department, Gujarat-Vernacular Society, Ahmedabad, 1941.

૮૯ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી—ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ; અમદાવાદ-૧૯૪૧

૯૦ Dissemination of Scientific Knowledge in India, by Suresh M. Settna, Department of Chemistry Elphinstone College Bombay (Reprint from Science and Culture, Vol. VI. Pp. 570-574, 1941)

૯૧ Agriculture in Kathiawar, by Prof. A. B. Trivedi, M. A. B.Com. (Reprint Journal. Bombay Uni. Vol. X, Part I, 1941)

૯૨-૯૬ Report of the Bombay Economic and Industrial Survey Committee 1938-1940 : Vol. II

| | | | |
|---|---|---|---|
| ૯૨ | ,, | ,, | Ahmedabad |
| ૯૩ | ,, | ,, | Broach and Panch Mahals |
| ૯૪ | ,, | ,, | Kaira |
| ૯૫ | ,, | ,, | Surat |
| ૯૬ | ,, | ,, | Thana |

૯૬-૧૦૦ ઉપરની અંગ્રેજી શ્રેણીનો ગુજરાતી ભાષાન્તરની પત્રિકાઓ; ૯૬ અમદાવાદ, ૯૭ ભરૂચ અને પંચમહાલ, ૯૮ ખેડા, ૯૯ સુરત અને ૧૦૦ થાણા

૧૦૧ ઋગ્વેદકાલનાં જીવન અને સંસ્કૃતિ; લે રા. રા. વિજયરાય ક. વૈદ્ય મૂ. ૨-૦-૦ ઠે. મેસર્સ એન. એમ. ત્રિપાઠીના કું. મુંબઈ નં. ૧

## પ્રકીર્ણ

૧ જન્માષ્ટમી અંક : આરામ; અમદાવાદ

૨ અરૂણ : વાર્ષિક, ગુજરાતી સાહિત્ય ઉત્તેજક મંડળ, નૈરોબી (કેનીયા કોલોની)

૩ પર્યુષણપર્વનો ખાસ અંક : જૈનપત્ર; ભાવનગર પુ. ૪૦ અં. ૩૨

**Journals**

1 Indian Literary Review Vol. 12; 7 September August.

2 Bhartiya Vidya, Vol. II, Part II May 1941

3 Journal of the University of Bombay, July 1941 Vol. X Part I.

૪ भारत-इतिहास संशोधन त्रै. वर्ष २२ अं. १ आषाढ शक १८६४

## માસિક

૧ નવચેતન : વર્ષ ૨૦, અં ૬ સપ્ટેમ્બર
૨ શારદા . વર્ષ ૧૮, પુ ૩૫, અં, ૪,૫, ઓગષ્ટ, સપ્ટેમ્બર
૩ પ્રસ્થાન વર્ષ ૧૬ . અંક ૭–૮ વૈશાખ, જેઠ ૧૯૯૭
૪ ગુણસુંદરી વર્ષ ૧૮ પુ ૩૬, અ ૫ ઓગષ્ટ વર્ષ ૧૯, પુ ૩૭, અ ૧ સપ્ટેમ્બર
૫ શ્રી જૈન સત્યપ્રકાશ વર્ષ ૬, અંક ૧૨ ક્રમાંક ૭૨, શ્રાવણ
૬ પાટીદાર વર્ષ ૧૮, અંક ૧૨, ભાદરવો
૭ શ્રી જૈન ધર્મપ્રકાશ પુ ૫૭, અ ૫, ૫, શ્રાવણ, ભાદ્રપદ
૮ ખડાયતામિત્ર . વર્ષ ૨૭, અંક ૧૦, ૧૧, શ્રાવણ, ભાદ્રપદ
૯ કુમાર વર્ષ ૧૮, અંક ૮, ૯ સળંગ અંક ૨૧૨, ૨૧૩ ઓગષ્ટ, સપ્ટેમ્બર
૧૦ પુસ્તકાલય પુ ૧૬ અંક ૮, ૯, ઓગષ્ટ, સપ્ટેમ્બર
૧૧ કમર વર્ષ ૧૧, અંક ૧૨, સપ્ટેમ્બર
૧૨ ઊર્મિ વર્ષ ૧૧ અંક ૪, ૫, ૬, જુલાઈ, ઓગષ્ટ, સપ્ટેમ્બર
૧૩ શિક્ષણ અને સાહિત્ય વર્ષ ૬, અંક ૧૧, ૧૨, ઓગષ્ટ, સપ્ટેમ્બર
૧૪ કાન્તા પુ ૨, અંક ૯, સપ્ટેમ્બર
૧૫ શ્રી આત્માનંદપ્રકાશ પુ ૩૮, અંક ૧, ૨, શ્રાવણ, ભાદરવો
૧૬ રેખાગતિ વર્ષ ૨, અંક ૧૧, ૧૨, વર્ષ ૩, અ ૧,૨, જુન, જુલાઈ, ઓગષ્ટ, સપ્ટેમ્બર
૧૭ આનંદાશ્રમ : વર્ષ ૧૦ અંક ૩, ૪ શ્રાવણ, ભાદરવો
૧૮ સુવાસ વર્ષ ૪, અંક ૩, ૪, ૫, જુલાઈ, ઓગષ્ટ, સપ્ટેમ્બર
૧૯ ઉત્થાન વર્ષ ૧ અંક ૨, ૩, શ્રાવણ, ભાદરવો
૨૦ કિશોર વર્ષ ૬ અ ૫, ૬ મે, જુન, રામલીના અંક
૨૧ કવિતા વર્ષ ૧, અંક ૧, ૨, ઓગષ્ટ સપ્ટેમ્બર

સાપ્તાહિક—૧ કેસરી (પુના, દર અઠવાડિયે બે વાર), ૨ "ગુજરાતી" મુંબઈ, ૩ "બેધડી મોજ" ૪ 'ઈસ્લામી', ૫ 'પ્રજાબંધુ", ૬ "ગુજરાતી પંચ", ૭ "મુસ્લીમ ગુજરાત", "દાંડિયો", ૯ 'જૈન', ૧૦ "શ્રીશક્તિ", ૧૧ ફુલછાબ

પાક્ષિક—૧ જ્યોતિર્ધર, ૨ પ્રાથમિક શિક્ષક

ત્રૈમાસિક—૧ બુદ્ધિપ્રકાશ વર્ષ ૮૮, અંક ૩, જુલાઈ, સપ્ટેમ્બર ૧૯૪૧
૨ महाराष्ट्र साहित्य पत्रिका (५९) आषाढ़ शा १८६३
૩ માનસી, વર્ષ ૬, અંક ૨
૪ ચારણ, વર્ષ ૩ અંક ૧ વિજયાદશમી ૧૯૯૭

# શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં નવાં પ્રકાશનો

૧ જીવન અને ઉત્ક્રાન્તિ (જીવનવિજ્ઞાનનું રસિક પુસ્તક) લે. રા. રા. ભીમભાઈ હા. દેશાઈ, એમ. એસસી. સચિત્ર–૧૧ આકૃતિઓ; પા. ૧૫૦. મૂલ્ય રૂ. ૦–૧૨–૦.

૨–૩ ગુજરાતના ઐતિહાસિક લેખો ભાગ ૧ લો: પ્રાચીન યુગથી ગુર્જરવંશ પર્યંત. ભાગ ૨ જો: ગુર્જરવંશથી ચાલુક્યવંશ પર્યંત. દરેક ભાગનું મૂલ્ય રૂ. ૪–૮–૦. દરેકનાં રોયલ ચાર પેજી પાનાં ૪૦૦, પાકું પૂઠું. ભાગ ૩ જો: વાઘેલા વંશ પર્યંત–છપાય છે.

૪ હવામાનઃ ગુજરાતની હવામાનસ્થિતિ, કોઠા, નકશા અને ચિત્રો. મૂ. રૂ. ૦–૧૨–૦.

૫ શૈવધર્મઃ સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર અને સાહિત્ય ઉપર અસરઃ મૂ. રૂ. ૧

૬ પૃથ્વીનો ઇતિહાસ: રા. રા. યશવંત ગુલાબભાઈ નાયક. એમ. એસસી., સચિત્ર, દ્વિતીય આવૃત્તિ, મૂલ્ય રૂા. ૦–૧૨–૦.

૭ ગુજરાતી ભાષા અને સાહિત્ય ભાગ ૧ લો: રા. રા. નરસિંહરાવ ભો. દિવેટીયાનાં યુનીવર્સીટીનાં અંગ્રેજી વ્યાખ્યાનોનું ભાષાન્તર: પાનાં ૫૨૫: મૂલ્ય રૂા. ૩–૦–૦.

૮ ગુજરાતનું પ્રાકૃતિક અને ભૂગોળવિજ્ઞાન: લે. રા. રા. ભોગીલાલ ગિ. મહેતા. દ્વિતીય આવૃત્તિ, મૂ. રૂા. ૦–૧૨–૦.

૯ કબીર સંપ્રદાય: ગુજરાતમાં પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર અસરઃ રા. કિશનસિંહ ચાવડા; મૂ રૂ. ૧–૦–૦

૧૦ કૃષ્ણક્રીડાકાવ્ય: (૨. સં. ૧૫૨૯) દશમસ્કંધ ભાગવતનો ગુજરાતી પદબંધ: મૂલ્ય રૂ. ૧–૦–૦. પ્રભાસના કાયસ્થ કવિ કેશવરામ હદેરામરચિત. સં. અં. બુ. જાની.

૧૧ મહાભારત ભા. ૧, ૨, ૩: (પદબંધ) આદિપર્વ, સભાપર્વ, વિરાટ અને ઉદ્યોગપર્વ. સં. કેશવરામ કા. શાસ્ત્રી. દરેકનું મૂલ્ય રૂ. ૧–૦–૦.

૧૨ વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસઃ સિદ્ધાન્તો, સંપ્રદાયોની હકીકતઃ પાનાં ૪૫૦ દ્વિતીય સચિત્ર (ચિત્રો ૧૬) આવૃત્તિ લે. શાસ્ત્રી દુર્ગાશંકર મૂ. રૂ. ૨–૦–૦

૧૩ શ્રી ફાર્બસ ગુજરાતી સભા મહોત્સવ ગ્રંથ: ઐતિહાસિક અને સાહિત્યિક લેખોનો સંગ્રહ પા. ૩૭૬ મૂ રૂ. ૩–૦–૦

૧૪ સ્વ. દિ બ રણછોડભાઈ ઉ શતાબ્દી સ્મારક ગ્રંથઃ મૂ રૂ. ૨–૮–૦

૧૫ સરસ્વતી (નદી) પુરાણ: વિવેચક રા. રા. કનૈયાલાલ ભા. દવે મૂ. રૂ. ૨–૦–૦

બુકસેલરોને જથ્થાબંધ લેતાં ૨૦ ટકા કમીશન મળશે.

સભાનાં બીજાં પુસ્તકો જાહેર લાયબ્રેરીઓ અને ઇનામો માટે અડધી કિંમતે મળશે

પત્રવ્યવહાર કરવો નં. ૧ સાથેઃ—

૧. રા.રા. અંબાલાલ બુ. જાની, બી.એ. ૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભા મંદિર વિઠ્ઠલભાઈ રોડ, કોન્ગ્રેસ લેન, મુંબઈ નં. ૪.

૨. મેસર્સ આર. આર. શેઠની કું.

૩. મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કું. બુકસેલર્સ અને પબ્લીશર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨.

પ્રકાશક: અંબાલાલ બુ. જાની, બી. એ.: શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ નં. ૪
મુદ્રક: મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ.: આદિત્ય મુદ્રણાલય : રાયખડ : અમદાવાદ

શ્રી ફાર્બસ ગુજરાતી સભા

# ✠ ત્રૈમાસિક ✠

( સચિત્ર )

પુસ્તક ૬ ] ઈ સ ૧૯૪૨ · જાન્યુઆરી-માર્ચ સ ૧૯૯૮ [ અંક ૪

प्रकृते परिकर्माणि कालसुतानि सर्वेश ।
शुद्धया प्रज्वालित शुद्धो दीपोऽय द्योतयिष्यति ॥



સંપાદક અને પ્રકાશક
અંબાલાલ બુલાખીરામ જાની, બી એ.
૩૬૫ શ્રી મ ગુજરાતી સભામંદિર, મુંબઈ ન ૪

વાર્ષિક લવાજમ ૩ રૂ ] પ્રગટ તા ૨૧-૧-૪૨ [ છૂટક અંકની કિં રૂ ૦-૧૨-૦

અનુક્રમણિકા

[ એકંદર પા. ૧૫૬ + ૮ = ૧૬૪

પુ૦ ૬ જાન્યુઆરી–માર્ચ : ૧૯૪૨ અંક ૪



સૂચનાઃ—પરિવર્તન અર્થે માસિકો આદિ, તેમજ અભિપ્રાય અને ભેટ અર્થે પુસ્તકો મોકલનાર વ્યવસ્થાપકોએ, અને પત્રવ્યવહાર કરનારાઓએ નીચેને સરનામે પત્રવ્યવહાર કરવો.

૧૯૯૫–૯૬ ના વરસથી પુસ્તકોની સમાલોચના રીતસર લેવાનો પ્રબંધ થયેલો છે.

નોંધઃ—જૂના અંકોની બાંધેલી તેમ છૂટી ફાઇલો વેચાતી મળશે.

મુંબઈ, તા. ૧–૧–૪૨ અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.

૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસ લેઈન, મુંબઈ નં. ૪,

## ગ્રાહકનાં નામ નોંધાવવાનાં અને લવાજમ ભરવાનાં સ્થળ

૧. અંબાલાલ બુલાખીરામ જાની, ૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસ લેઈન, મુંબઈ નં. ૪
૨. મેનેજર : "આદિત્ય મુદ્રણાલય" રાયખડ : અમદાવાદ
૩. મેસર્સ એન. એમ. ત્રિપાઠી, એન્ડ કું, બુકસેલર્સ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં ૨

શ્રી ફાર્બસ ગુજરાતી સભા

# ત્રૈમાસિક

प्रकृते परिकर्माणि कालसुप्तानि सर्वश ।
बुद्ध्या प्रज्वालित शुद्धो दीपोऽय द्योतयिष्यति ॥

પુસ્તક ૬ ઠ્ઠું ] ઈ સ ૧૯૪૨ જાન્યુઆરી–માર્ચ સવત ૧૯૯૮ [ અક ૪

## ભક્ત–કવિ નરસિંહ મહેતાની બે પાષાણ–પ્રતિમાઓ

[ પ્રો મજુલાલ રણછોડલાલ મજમુદાર, એમ. એ , એલએલ બી ]

૧

વૈદકાળની પ્રતીકોપાસનામા મૂર્તિપૂજાની ઉત્પત્તિ થયેલી જણાય છે અધ્યાત્મવિદ્યાનુ ચિન્તન સમાજના સંસ્કારી ઉપાસકવર્ગ માટે હતું, પરન્તુ નિર્ગુણ પરબ્રહ્મની ઉપાસનાના અધિકારી તો બહુ થોડા જ હોય છે તેથી સામાન્ય લોકસમૂહને માટે સગુણ મૂર્તિ–ઉપાસનાની જરૂર જણાઈ હતી

શક્તિશાળી તથા પ્રભાવશાળી એવા અનેક દેવતાઓને મૂર્ત સ્વરૂપ આપવામાથી જ આખી મૂર્તિવિધાનની કલા જન્મ પામી છે મૃત્તિકા, લાકડુ પાષાણ કે ધાતુ–એના જેવાં સાધનો વડે ઉપાસ્ય દેવતાની ભાવનાને–તેના સ્વરૂપને–તેના 'ધ્યાન'ને પ્રત્યક્ષ કરવાનો પ્રયત્ન હિન્દુઓએ કર્યો છે

હિન્દુઓની ચોસઠ કે બોતેર કલાઓ–અને ખાસ કરીને તેમા સમાવિષ્ટ ન થયેલી એવી લલિત કલાઓ–મુખ્યત્વે ધર્મની અને ઉપાસનાની પરિચારિકાઓ તરીકે જન્મ પામી છે, અને દેવતાઓનુ વ્યક્તિત્વ, તેમની ભવ્યતા, તેમનો પ્રભાવ, તેમની શક્તિઓ, તેમના આયુધો, તેમના વાહનો, વગેરે આબેહૂબ જોઈ શકાય, અને ષોડશોપચારથી તેમની પૂજા થઈ શકે, તેટલા સારુ જ તેમની મૂર્તિઓ નિર્માણ થઈ છે

શિલ્પશાસ્ત્ર તથા આગમોના ગ્રથોમાં એટલે સુધી લખ્યુ છે કે મૂર્તિ બનાવવાથી સ્વર્ગપ્રાપ્તિ થાય છે, પરંતુ એ મૂર્તિઓ તે પરિમિત બુદ્ધિશક્તિવાળી મનુષ્યજાતની નહીં, શાસ્ત્ર–શુદ્ધ, ભવ્ય અને રમણીય લાગે તેવી દેવતા–મૂર્તિઓ જ પૂજવા યોગ્ય જણાઈ છે, નહીં કે કોઈ વ્યક્તિની અંગત રુચિને 'મનોપ્ય' તેવી પાર્થિવ મૂર્તિનું વિધાન 'કુલદેવતા' તથા 'ઇષ્ટદેવતા' જેવા શબ્દોથી ઉપાસકને મૂર્તિપૂજામા વૈવિધ્ય રહેતું હતું, તેનુ સૂચન થાય છે

આ દૃષ્ટિએ મૂર્તિઓનુ વિધાન એ કલાના 'સર્જન તરીકે ગણનામા આવતુ નહોતું, પરન્તુ ભક્તિભર્યા ચિત્તને પ્રસન્ન કરનાર ભાવનાના પ્રત્યક્ષ ચિત્ર તરીકે તેની ગણના થતી

હતી. મીરાંબાઇ એક પદમાં લખે છે: "રાણાજી ! મને રામ-રમકડું જડિયું":-તેમ ભક્તસુલભ નિર્દોષ મનને તેની આરાધ્યમૂર્તિ એ તેનું વ્હાલામાં વ્હાલું 'રમકડું' હતું: અને એવા મનને રમાડનાર 'રમકડા'ની સાથે ખાવું, પીવું, ખેલવું, હસવું અને ઊંઘવું-વગેરે ભક્તની જીવનભરની રમત બની જતી હતી. ભકિતના નવધા પ્રકારદ્વારા દેવની આવી ઉપાસનાને ભક્તિમાર્ગમાં વ્યવસ્થિત કરી લેવામાં આવી છે.

'કલા ખાતર કલા'નો આદર્શ હિન્દને તદ્દન અજાણ્યો હતો. પ્રત્યેક લલિત કલા-સ્થાપત્ય, શિલ્પ, ચિત્ર, નૃત્ય, સંગીત કે કવિતા-મનુષ્યહૃદયની ધાર્મિક ભાવનાને મૂર્ત કરનારાં મનોરંજક સાધનો છે; તે કોઇ પણ જીવનમાં સાધ્ય નથી-આવી દૃષ્ટિ આપણી હિન્દુઓની છે.

મૂર્તિપૂજાનું બીજું રહસ્ય એ છે કે દેવતાની શક્તિઓનું સગુણ સ્વરૂપ, સેવકને ઉપાસનાનો આરંભ કરવા માટે નિર્માણ કરવામાં આવે છે: અને જેમ જેમ ભક્ત, એ દેવતાના ધ્યાનમાં આગળ ને આગળ વધતો જાય છે તેમ તેમ, અતીન્દ્રય વસ્તુની કલ્પના કરી શકવા પણ તે સમર્થ બને છે. ટૂંકામાં, देवो भूत्वा देवं यजेत्-એમ કહ્યું છે, તેમ, 'નર'માંથી 'નારાયણ' થવા માટેની તાલીમ આપણી મૂર્તિપૂજામાંથી મળે છે.

ધ્યાન માટે અમુક ચોક્કસ આકાર અપાયેલી અપાર્થિવ મૂર્તિઓને 'રૂપ' કે 'ચિત્ર' શબ્દ વડે ગ્રંથોમાં ઓળખાવવામાં આવે છે; અને ભક્તનું મન મનાવવા પૂરતું જ આપણી દેવતામૂર્તિઓનું પ્રયોજન તથા ઉપયોગ છે. એટલે હિન્દુ-મૂર્તિવિધાનમાં મૂર્તિ પાછળ રહેલી ભાવના જ મુખ્ય છે; મૂર્તિના વ્યક્તિત્વ કરતાં ભાવનાનું સત્ય નિરૂપણ જ મહત્ત્વનું છે; વાસ્તવદર્શીઓનું યથાતથ નિરૂપણ તેમને સ્વીકાર્ય નથી. શિલ્પવિધાનની દૃષ્ટિએ સંપૂર્ણ અંગ-ઉપાંગ વ્યક્ત કરનારી, અને સ્નાયુઓની સમપ્રમાણતા તથા સુબદ્ધતા બતાવતી, પાર્થિવ મૂર્તિઓ શારીરશાસ્ત્રની દૃષ્ટિએ ભલે બેનમૂન હોય; પરતુ તે પાછળ કોઇ ભવ્ય ભાવનાનો અભાવ હોવાથી, તે મૂર્તિઓ મોક્ષમાર્ગમાં અવરોધ કરનારી છે.

તેથી મનુષ્યજગતના પ્રસંગોના નમૂનાને સ્થાને હિન્દુમૂર્તિઓના વર્ગો-types જ આપણને જોવા મળે છે. અહિ, દેવમંદિરના બાહ્ય ભાગ ઉપર ધર્મ-અર્થ-કામ અને મોક્ષના ચાર પુરુષાર્થના સૂચક એવા ગજથર, હસથર, વાનરથર, નરથર તથા દેવથર-જેવા વિભાગોમાં મનુષ્યજીવનના પ્રસંગોનું ચિત્રણ પ્રધાન ન હોવાથી, તેનું ગૌણ સ્થાન સંભારવું પડે છે; કારણ કે તે માત્ર શોભન-અલંકાર તરીકે જ કોતરવામાં આવે છે.

દેવોનું વ્યક્તિત્વ તથા મહત્ત્વ તેમનાં વાહન, તેમના અનેક હાથ, તથા તેમાં ધારણ કરેલી વસ્તુઓ કે આયુધો, એ દ્વારા વ્યક્ત કરવામાં આવે છે. આ પ્રકારના વૈવિધ્યનું કારણ આપણી ત્રિગુણાત્મક સરજનહારની ભાવના છે. પરબ્રહ્મની ત્રિગુણાત્મક સૃષ્ટિના દેવો પણ સાત્ત્વિક, રાજસ અને તામસ-એમ કલ્પાયા છે. સાત્ત્વિક દેવોની મૂર્તિઓમાં સૌમ્યતા, રાજસમાં અલંકાર વગેરેનું આગળ પડતું મહત્ત્વ, અને તામસમાં રૌદ્ર, ભયાનક તથા ઉગ્ર ભાવાલેખન વિશેષ દૃષ્ટિગોચર થાય છે.

આ પ્રકારનું વર્ગ-વ્યક્તિત્વ હિન્દુ મૂર્તિવિધાનમાં છે; પરંતુ વ્યક્તિગત ભિન્નતા બતાવનારું વાસ્તવદર્શી તત્ત્વ તેમાં નથી. ગ્રીક તથા રોમન શિલ્પમાં જે યથાદર્શનની દૃષ્ટિ આગળ પડતી છે તે, હિન્દુ મૂર્તિ કે ચિત્રમાં નથી દેખાતી. હિન્દુ મૂર્તિવિધાનમાં શારીરશાસ્ત્રનું જ્ઞાન વ્યક્ત થતું નહી હોય, પરતુ તેમાં જીવનનું રહસ્ય, લાગણીનું ભાન તથા હાવભાવનું

સુરેખ નિરૂપણ તો અવશ્ય હોય છે જ પૌરાણિક કથાઓના ચિત્રણ તથા આલેખનમા હૃદયને અસર કરવાની શક્તિ નથી, એમ કોણ કહી શકશે ?

દેવતાઓનું—અમાનુષી સત્ત્વોનુ મૂર્તિવિધાન શાસ્ત્રસમ્મત ગણાતુ આવ્યાને ઘણો સમય થયા પછી, દેવકોટિમા ગણવા જેવી પુરુષોત્તમ વ્યક્તિઓને પણ દેવત્વ આરોપવામા આવ્યુ પરિણામે, મહાનુભાવ રાજાઓ, મન્ત્રીઓ, સંતો, ગુરુઓ, આચાર્યો, સતીઓ, સાધ્વીઓ—એ સૌની ગણના લોકોત્તર—એટલે દેવવર્ગમા થતા વાર લાગી નહીં, કારણકે ગીતાના વિભૂતિયોગમા કહ્યા પ્રમાણે, સામાન્ય-પ્રાકૃત માણસ કરતા જેનામા કાંઈ વિશેષ બુદ્ધિશક્તિ તથા પ્રભાવતત્ત્વ દેખાય તે પ્રભુના તેજ અશ તરીકે દેવકોટિમા ગણાવા પાત્ર છે અનેક જયન્તીઓ અને વીરપૂજા પાછળ આ જ ભાવનાની પ્રેરણા જોઈ શકાય છે

૨

ગુજરાત—જેમા કચ્છ અને કાઠિયાવાડનો પણ સમાવેશ થાય છે—એવા ગુજરાતના એક સતકવિની બે વિરલ પાષાણપ્રતિમાઓનો આ નોંધદ્વારા પરિચય કરાવવાનો હેતુ છે

ગુજરાતના બે કવિઓ (અહીં હિન્દી કવિતાથી હિન્દી સાહિત્યમા જાણીતા એવા રસિક કવિ દયારામની ગણના કરી નથી) એવા છે, કે જેમની કીર્તિ અખિલ હિન્દમા વ્યાપેલી છે તેમની ખ્યાતિ કેવલ પ્રાન્તીય નહીં પણ આન્તરપ્રાન્તીય કહિયે તેવી છે એ બે સંત કવિઓ તે નરસિંહ મહેતા (જીવનકાળ આશરે સવત ૧૪૭૦–૧૫૩૫) અને મીરાબાઇ (જીવનકાળ આશરે સવત ૧૫૬૩–૧૬૦૩) હિન્દી કવિ નાભાદાસજીની ભક્તમાલા (સ ૧૬૮૦) તથા મહારાષ્ટ્રી કવિ મહીપતિનો ભક્તિવિજય એ બે સતગાથાઓના લોકપ્રિય ગ્રંથોએ બન્ને ભક્તકવિઓની કીર્તિને ગુજરાત બહાર અને હિન્દને ખૂણેખૂણે પ્રસરાવવામા સારી મદદ કરી છે

મહાકવિ પ્રેમાનંદે (જીવનકાળ આશરે સવત ૧૬૯૫–૧૭૮૫) પોતાના અનેક 'આખ્યાનો'નુ વસ્તુ ભાગવત, મહાભારત, રામાયણ તથા બીજા પુરાણોમાથી ખાસ કરીને પસંદ કર્યું છે તેમણે આમ દેવકથા જ ગાઈ છે, માત્ર અપવાદ રૂપે ધ્યાતા-ધ્યેયનુ ઐક્ય સૂચવનાર પ્રભુભક્ત નરસિંહ મહેતાના જીવનપ્રસંગોને તેમણે પાચ રસપૂર્ણ કાવ્યોમા ગાયા છે

'મામેરુ,' 'હુંડી,' 'શ્રાદ્ધ', 'શામળશાનો વિવાહ' તથા 'હાર આપ્યાનો પ્રસગ'—એ, ભક્તકવિ, નરસિંહ મહેતાના જીવનના પ્રાચ પ્રસ્તાવના પ્રેમાનંદે રસભર 'આખ્યાનો' રચ્યા છે; અને તેમા નરસિંહ મહેતાનું હૃદયગમ સતચિત્ર દોર્યું છે આ ચિત્રમા વ્યક્ત થતા નરસિંહ મહેતા કવિ કરતા ભક્ત, સત અને સાચા વૈષ્ણવ તરીકે આપણા મન ઉપર ખૂબ અસર કરે છે

આમ જે સતને ગુજરાતી મહાકવિએ 'પરમ ભાગવત' તરીકે દેવકોટિમા ગણી, તેમનુ પુણ્યશ્લોક ચરિત્ર ગાયુ છે તે સંતની બે પાષાણપ્રતિમાઓ સોરઠમા ઉપલબ્ધ થઇ છે જૈન આચાર્યો, મન્ત્રીઓ, રાજાઓ, શ્રાવકો, સાધ્વીઓ તથા પાળિયા ઉપર કોરાતી સતીઓ તથા યુદ્ધવીરોની પ્રતિમાઓ એટલી વિરલ નથી પરતુ જૈનેતર હિન્દુ-સમાજનો વિચાર કરતા આ બે પ્રતિમાઓનુ મહત્ત્વ ઘણુ વધી જાય છે

પહેલી પ્રતિમા દ્વારકામાં ગોમતીજીના ઘાટ ઉપર આવેલા શામળશા શેઠના મંદિરમાં છે ન રસિંહ મહેતાએ દ્વારકા જનાર તીર્થવાસીઓને જૂનાગઢમા 'હુંડી' લખી આપી હતી, અને તે હુંડી ભક્તની લાજ રાખવા શ્રીકૃષ્ણે શામળશા શેઠ બનીને 'સીકારી હતી'—તે સાથે આ મંદિરની સ્થાપનાને સંબંધ છે

મંદિરના મધ્ય ભાગમા ચતુર્ભુજ વિષ્ણુની કાળા પથ્થરની પ્રતિમા છે તેને મારવાડી

વેપારી જેવી પાઘડી, અંગરખું, વગેરે વસ્ત્રાલંકાર સજનવી, 'શામળશા શેઠ'નું સ્વરૂપ ખડું કરે છે. તેમની જમણી બાજુના નાના મંદિરમાં લક્ષ્મીજીની મૂર્તિ છે; અને ડાબી બાજુના ગર્ભગૃહમાં નરસિંહ મહેતાની મૂર્તિ છે.

સંતની મુખમુદ્રા સૌમ્ય છે. કાનમાં તુલસીના મણકાની મોટી તારવાળી કડી છે, ગળામાં તુલસીકાષ્ઠની માલા છે. બે હાથમાં કરતાલ (મંજીરાં) છે. માથે સંતો-બાવાઓ પહેરે છે તેવી ટોપી છે, ખભે ઉપરણો છે અને કે'ડ નીચે પગ સુધી પહોંચતી ધોતી છે. કાળા પથ્થરમાં ખાર હોવાથી, અથવા સમુદ્રની ખારયુક્ત લહેરોથી મુખની રેખાઓ ઘસાઈ ગઈ છે. છતાં મુખમુદ્રા શાન્ત અને સૌમ્ય છે. (જુઓ ફોટોગ્રાફ અંક ૧)

બીજી પ્રતિમા જૂનાગઢમાં 'નરસિંહ મહેતાનો ચોરો' નામે ઓળખાતી જગામાં દામોદર ભગવાનનું મંદિર છે, તેમાં છે. મંદિરમાં મધ્યમાં દામોદર ભગવાન, ડાબી બાજુ ચતુર્ભુજ વિષ્ણુ અને જમણી બાજુ નરસિંહ મહેતાની મૂર્તિ છે.

આ પ્રતિમા દ્વારકાવાળી પ્રતિમા કરતાં કલાદૃષ્ટિએ તથા વિગતોમાં વિશેષ સુંદર તથા રસિક છે. પ્રતિમા આરસની છે. માથા ઉપર જૂનાગઢી નાગરશાહી પાઘડી છે. કપાળની મધ્યમાં વિષ્ણુ ભગવાનના પાદારવિંદના પ્રતીકરૂપે રહેલું તિલક દેખાય છે. ભક્તજન પોતાની પૂજ્ય વસ્તુને ભક્તિભાવથી માથે ચઢાવે છે, તેમ કપાળ ઉપર પગલાના આકારરૂપે રહેલું તિલક ભક્તકવિનો વિષ્ણુપ્રેમ વ્યક્ત કરે છે. ગળામાં તુલસીની માળા તથા કોણી ઉપર તુલસીના બાજુબંધ છે. હાથે તથા પગે ઘુઘરાવાળાં નેપૂર જેવું દેખાય છે. હાથમાંના કરતાલથી ભજન કરતા અને નૃત્યમાં ઘુઘરાથી તાલસૂરનો સાથ આપવા સજ્જ હોય એમ બતાવ્યા છે. અહીં મુખનો ડું ભાગ જણાય છે. દ્વારકાની મૂર્તિ સંમુખ છે.

મહેતાજીની કે'ડ આવેલી ધોતીની પોટલી તથા કરચલી કલાયુક્ત વીગતોથી ભરપૂર દેખાય છે. કે'ડે ભેટ બાંધી છે તે ધ્યાન ખેંચે છે. મૂર્તિની નીચે **नरसिंह महेता** શબ્દ નાગરી લિપિમાં કોતરેલા છે. (જુઓ ફોટોગ્રાફ અંક ૨)

આમ એકંદર મૂર્તિવિધાન ભાવવાહી છે; સત્તરમા શતકના આ શિલ્પમાં એક પ્રકારનું સૌમ્ય વ્યક્તિત્વ ઝળહળી રહ્યું છે. જૈન મૂર્તિવિધાનમાં જે પ્રકારની એકતાનતા સાધુઓ વગેરેની મુખમુદ્રા પર દેખાઈ આવે છે તેવી ભાવહીનતા આ હિન્દુ સંતની પ્રતિમામાં નથી જણાતી.

અંજલિ કરેલા અને કરતાલ લીધેલા, બે હાથવાળી, માલાતિલક ધારણ કરેલી અને શાન્ત, સૌમ્ય મુખમુદ્રાથી પ્રભુ સન્મુખ ઉભેલી આ પ્રતિમાઓને જોતાંવેંત ગમે ને જોનારને વદન કરવાનું મન થઈ જાય, એવી ભાવપ્રેરક આ સંતમૂર્તિ છે.

આ બન્ને પ્રતિમાઓનું ગુણગૌરવ પહેલવહેલું પ્રકાશમાં મુકવાની મને જે તક મળે છે તે માટે મારે અનેક જણનો આભાર માનવાનો છે. મુંબઈ યુનિવર્સિટીની પ્રેરણાથી પ્રવાસની અનુકૂળતા મળવાથી આ મૂર્તિઓનો પરિચય મને બે ત્રણ વર્ષપર કાર્તિક માસમાં (સં. ૧૯૯૫) થયો હતો. તેના ફોટોગ્રાફ મારા મિત્ર મણિલાલ મિસ્ત્રીએ લીધા હતા.×

(નોંધ ભાઈ મંજુલાલ ર. મજમુદાર અગર તો અન્ય કોઈ સંશોધક વિદ્વાન આ બે પ્રતિમાઓ ક્યારે સ્થપાઈ, તથા એ દેવમંદિરો ક્યારે બંધાયાં તેની સંવત સાલ તપાસ કરી જણાવશે તો મહેતા નરસિહના જન્મ સંવત પર કૈંક પ્રકાશ પડવા અને શંકાનાં વાદળાં વિખેરાવા સંભવ છે.

**અં. બુ. જાની, સં. ત્રૈ.**

---

× ત્રીજી એક પ્રતિમા તળાજા પાસેના ગોપનાથ મહાદેવમા છે એમ જાણવામાં છે; પરંતુ તેનો ફોટોગ્રાફ મેળવી શકાયો નથી.



દ્વારકામાં ગોમતીઘાટ ઉપરના શામળશા શેઠના મંદિરમાં
ચતુર્ભુજ વિષ્ણુની પ્રતિમાની ડાબી બાજુના ગૂઢગર્ભમાંની મૂર્તિ નં ૧

[ પાનું ૪૮૦ જુઓ ]

સંત નરસિંહ મહેતા



જૂનાગઢ – નરસિંહ મહેતાના ચોરામાના દામોદર ભગવાનના મંદિરમાની આરસની પ્રતિમા નં. ૨.

[ પાનું ૪૭૯ મું જુઓ ]

# મહમુદ ગઝનાની સોમનાથ પર ચઢાઇ

[ લે રા રા મુહમ્મદ ઉમર કવિ કોકિલ ]

[ ડૉ. મુહમ્મદ નાઝિમે ઈ. સ ૧૯૩૧મા વર્ષોની મહેનત બાદ સુલતાન મહમુદ ગઝનાના જીવન અને સમયપર ૧૯૩૧ સુધીમા પ્રાપ્ત થએલ સાધનોના નિચોડરૂપ એક ગ્રંથ લખ્યો છે એટલે એ, મુહમ્મદ ગઝના મનુધી ૧૯૩૧ સુધીના અરબી-ફારસી સાધનોની શોધખોળનો છેલ્લો નિર્ણય છે એમા સુલતાન મહમુદ ગઝનાની સોમનાથપર ચઢાઇનો જે ઉલ્લેખ છે, તેનો ગુજરાતના ઇતિહાસ સાથે સબધ હોવાથી અહીં અનુવાદ રજુ કરૂ છુ અને, એ જ પુસ્તકના પરિશિષ્ટ M મા સોમનાથ વિષે જે ચર્ચા કરી છે તેમાથી જેનો ઊહાપોહ ગુજરાતીમા થયો નથી તેની ઝાંખી કરાવવા પ્રયત્ન કર્યો છે વધુમા ડૉ નાઝિમે જે હિન્દુ સાધનોનો આ ચઢાઈના ઉલ્લેખમા ઉપયોગ કર્યો નથી, તેનો ઘટના સ્થળે ઉપયોગ પણ કર્યો છે[1] કોકિલ )

સાધનો

૧ સોમનાથપ્રશસ્તિ આ પ્રશસ્તિ કે કસીદો રાજકવિ ફર્રૂખીએ સોમનાથવિજય ઉપર લખેલ છે ફર્રૂખી સુલતાનની સોમનાથસવારીનો સગી આખે જોનાર સાક્ષી છે આ કસીદો એના કાવ્યસગ્રહમા છે, જેની એક હસ્તપ્રત ઇન્ડિયા ઓફિસના પુસ્તકાલયમા સુરક્ષિત છે જુઓ હસ્તલિખિત ગ્રથ નં० ૧૮૪૧

૨ તહકીક મઆલિલ હિન્દ એનો કર્તા અબુરયહા મુહમ્મદ બિ અહમદ અલ બીરૂની છે આ મૂલ્યવાન ગ્રથ સોમનાથવિજય બાદ તરતમા જ લખાયો છે. એનો લેખક હિન્દના ધર્મો અને વિદ્યાઓનો અભ્યાસી છે, અને હિન્દની ભૂગોળથી સુપરિચિત છે એમા સોમનાથવિજયના ઉલ્લેખ સાથે સોમનાથની દતકથા અને લિંગપૂજા પર પણ પ્રકાશ નાખવામાં આવ્યો છે આ અરબી ગ્રન્થનો અગ્રેજી અનુવાદ ડૉ સચાઉએ કાળજીપૂર્વક કર્યો છે, જે બે ભાગમા છપાયો છે એને History of India એટલે 'તારીખે હિન્દ' અથવા 'તારીખુલ હિન્દ' લખે છે, એ ખોટુ છે

૩ સત્યપુરીય શ્રી મહાવીર-ઉત્સાહ —એનો રચનાર મહાકવિ ધનપાલ છે, જેણે સાચોરના મહાવીરનો મહિમા ગાતા સુલતાનની સોમનાથની ચઢાઇના વિજય ઉપર પ્રકાશ નાખ્યો છે ધનપાલ સુલતાન મહમૂદનો સમકાલીન કવિ હતો, અને કાવ્ય પણ સોમનાથવિજય પછી તરતમા જ લખાયુ છે કવિ ધનપાલનો સમય લગભગ ઇ સ

---

૧ ડૉ નાઝિમ પરિશિષ્ટ Mમા લખે છે કે, 'મુસ્લિમ ઇતિહાસપર પ્રકાશ નાખે અથવા તેમા વધારો કરે એવા કોઇ હિંદુ સાધનો નથી ' પણ એ ખરૂ નથી એમની દૃષ્ટિ વિશેષત જૈન પુસ્તકો જેવા કે દ્વયાશ્રય, વિચારશ્રેણી અને પ્રબ ધચિંતામણી ઉપર જ પડી છે 'વિવિધ તીર્થકલ્પ' અને 'સત્યપુરીય શ્રી મહાવીર ઉત્સાહ' પર પડી હોત તો એ ટીકા લખાઇ ન હોત 'સત્યપુરીય શ્રી મહાવીર ઉત્સાહ'નો રચનાર કવિ ધનપાલ સુલતાન મહમૂદ ગઝનાનો સમકાલીન છે, જ્યારે તીર્થકલ્પ ઇસ્વીની ૧૪મી સદી (૧૩૨૯)મા લખાયેલુ પુસ્તક છે, પર તુ સોમનાથવિજય માટે તે સ ૧૦૮૧(૧૦૨૬)ની જે સાલ આપે છે તે દાખવે છે કે જૈન સાહિત્યના અન્ય ગ્રન્થોમા પણ આ વિજયનો ઉલ્લેખ હોવો જોઇએ, જેના આધારે શ્રી જિનપ્રભસૂરીએ આ ઉલ્લેખ કર્યો છે કોકિલ

૯૫૦થી ૧૦૪૦નો છે. આ કાવ્ય માટે જુઓ 'જૈન સાહિત્યસંશોધક', ખંડ ૩, અંક ૩, પાનું ૨૪૧-૨-૩.

**૪. ઝયનુલ અખબાર:**—એનો કર્તા અબુ સઈદ અબ્દુલહ્ય બિ અદ્દહ્હાક બિ મહમૂદ અલ ગરદીઝી છે, જેણે સોમનાથવિજય પછી ૨૭ વરસે એ સમયનાં આધારભૂત પુસ્તકોના આધારે સુલતાનનો ઇતિહાસ આપ્યો છે.

**૫. અલ મુન્તઝમ ફી તવારીખિલ મુલૂક વલ ઉમમ:**—એનો કર્તા અબુલ ફરજ અબદુર-રહેમાન બિ અલી ઇબ્નુલ જવઝી અલ બકરી છે. ઇસવીની બારમીસદીના અંતમાં આ જગતઇતિહાસ લખાયો છે. પૂર્વના ઇતિહાસમાંથી એમાં પુષ્કળ ઉતારા આપવામાં આવ્યા છે. સુલતાને પોતાના વિજયોના જે પત્રો ખલિફતુલ મુસ્લિમિન પર લખ્યા હતા તેના મોટા ભાગના ઉતારા એમાં આપવામાં આવ્યા છે.

**૬. અખબારૂદ-દુવાલિલ મુતકતિઅ:**—એના લેખક જમાલુદીન અબુલહસન, જે ઇબ્ને ઝાફિરના નામે વિખ્યાત છે. એણે જુદા જુદાં મુસ્લિમ રાજ-કુલોનો ઇતિહાસ ઇસ્વીની તેરમી સદીની શરૂઆતમાં લખ્યો છે. એમા સુલતાન મહમૂદ ગઝનાનો પણ ઇતિહાસ આપવામાં આવ્યો છે. કર્તા સુલતાનના સોમનાથવિજયના ખલિફા પર લખેલા પત્રમાંથી મૂલ્યવાન અવતરણ આપે છે. આની હસ્તપ્રત બ્રિટીશ મ્યુઝિયમમાં છે. જુઓ નં. ૩૬૮૫.

**૭. અલ કામિલ ફિત-તારીખ:**—એનો કર્તા અબુલ હસન અલી બિ અબદુલ કરીમ મુહમ્મદ, જે ઇબ્ને અસીર નામે વિખ્યાત છે. એણે પણ લગભગ બે સદી પછી આધારભૂત ગ્રંથોપરથી સુલતાન મહમૂદનો ઇતિહાસ આલેખ્યો છે. આ પુસ્તકથી ગૂજરાત ખૂબ પરિચિત છે.

**૮. મિરઆતુઝ-ઝમાન ફી તવારીખિલ અયાન:**—એનો કર્તા અબુલ મુઝફ્ફર યુસુફ બિ કિઝુઘલી, જે સિબ્ત ઇબ્નુલ જવઝીના નામે વિખ્યાત છે. આ પુસ્તક લગભગ સોમનાથવિજય પછી અઢીસો વરસ બાદ એ સમયનાં આધારભૂત પુસ્તકો પરથી લખાયો છે. જુઓ બર્લિન હસ્તલખિત પુસ્તકો નં. ૯૪૩૬.

આ પછી લખાયલાં પુસ્તકોનાં મોટે ભાગે મૂળ સાધનરૂપ જ આ ગ્રંથો છે. એટલે તેનો પુનઃ ઉલ્લેખ કરવો અહી જરૂરી નથી. તેમજ તે સંબધી દંતકથાઓનાં પુસ્તકોનો ય અહીં ઉલ્લેખ કર્યો નથી, જેને પ્રામાણિક ઇતિહાસગ્રંથોનો આધાર નથી.

## મૂલવણી

**પ્રમાણતા**—આ આઠ ઇતિહાસસાધનોમાં ૧-૨-૩-૪ સુલતાનનાં સમકાલીન છે, જ્યારે ૫-૬-૭-૮ લગભગ બે સદી પછી લખાયાં છે, પરંતુ તેમનું મૂળ સુલતાનના સમયના આધારભૂત ઇતિહાસો છે; એટલું જ નહી ઉપલા સમકાલીન ઇતિહાસોની કસોટી પર કસતાં તે ઇતિહાસ પુરવાર થાય છે.

આ બધામાં સોમનાથવિજયનો સગી આંખે જોનાર સાક્ષી તો કવિ ફર્રૂખી છે. પરંતુ તે ઇતિહાસકાર નથી. કવિ ફર્રૂખી ઇતિહાસકાર મુજબ તારીખ સાથે ઝીણામાં ઝીણી વિગતો આપતો નથી. પરંતુ પ્રશસ્તિ-કસીદહમાં જે આપવું જોઇએ તે આપવા ચૂકતો નથી. આવી જ નોંધ શ્રી મહાવીરનો મહિમા ગાતાં કવિ શ્રી ધનપાલ આપે છે. અલ-બીરૂની હિન્દની વિદ્યાઓનો પરિચય આપતાં સુલતાનના આશાનદાર વિજયની નોધ લે છે. તે સોમનાથ ક્યાં

આવ્યુ તેનો ઉલ્લેખ કરે છે સોમનાથની દંતકથા અને મૂર્તિ(લિંગ) પર પણ પ્રકાશ નાખે છે ઈબ્નુલ જવઝી અને ઈબ્ને ઝાફિર એમણે પોતાના ઈતિહાસો બે સદી પછી લખ્યા છે પરતુ તેમા આપેલ સુલતાનના પત્રોના અવતરણ આના પર પુષ્કળ પ્રકાશ નાંખે છે

'અલ કામિલ ફિત-તારીખ' એ ગ્રંથ પાછળથી લખાયો છે, પરતુ તે સોમનાથવિષયમાં માહિતીપૂર્ણ અને આધારભૂત પુસ્તકોના આધારે લખાયો છે એણે આધારભૂત પુસ્તકોની સૂચી આપી નથી, છતા એનું વર્ણન ઉપરના ૧-૨-૩-૪ ગ્રથોની કસોટી પર પણ ઈતિહાસ જ પૂરવાર થાય છે

**સોમનાથની મૂર્તિ**—સસ્કૃતમા મૂર્તિ, અગ્રેજીમા Idol અને અરબી ફારસીમા બૂત. આ શબ્દ સામાન્ય રીતે તે ચિત્ર ઉભુ કરે છે, જે માનવ આકૃતિના અવયવોવાળુ હોય પરતુ હિન્દની પરિભાષામા જ્યારે તેનો ઉલ્લેખ મહાદેવ કે સોમનાથ સાથે થાય છે, ત્યારે તે લિંગના જ અર્થમા વપરાય છે એટલુંજ નહીં સોમનાથપૂર્વે સુલતાન મહમુદે જે મૂર્તિઓનુ ખડન કર્યું હતુ તે બધી માનવ આકૃતિની હતી, તેમ જ અન્ય ઈસ્લામ પૂર્વ અરબિસ્તાનમાં જે મૂર્તિઓના પરિચયમા હતા તે પણ સંપૂર્ણ માનવ અવયવોવાળી હતી આ કારણે મહમૂદના સમકાલીનોએ પણ સોમનાથને અરબ મૂર્તિમાન્યતા સાથે સરખાવવાની કોશીશ કરી છે પરતુ ઈબ્ને અસીરે જે વર્ણન કર્યું છે તે લિંગને જ બધ બેસે છે અને અલ બીરૂની જે હિન્દમા ધર્મોથી અતિપરિચિત છે તે તો, સોમનાથની દંતકથાની પણ નોધ લે છે અને લિંગ-મૂર્તિ પર પણ ઘટતો પ્રકાશ નાખે છે, અને સોમનાથનો મહિમા પણ જણાવે છે એ પછી ઘડાયલી અને જનતામા પ્રસરેલી દંતકથાઓ આ ઐતિહાસિક પુરાવાઓના કારણે કાંઈ મૂલ્ય રાખતી નથી

**સોમનાથવિજયસાલ**—સોમનાથવિજયની તારીખ અલ બીરૂની, ગરદીઝી, ઈબ્ને ઝાફિર અને ઈબ્નુલ અસીર હિ સ ૪૧૬ (ઈ સ ૧૦૨૫-૬) આપે છે સુલતાનના વિજયની સાથ હિન્દુ સાધનોમા માત્ર જિનપ્રભ સૂરીના વિવિધ તીર્થકલ્પ'મા મળે છે અને તે સવત ૧૦૮૧ (૧૦૨૫-૬) 'મુસ્લિમ ઈતિહાસમા નોધાયલી તારીખોને સપૂર્ણ ટેકો આપે છે પરતુ સર એચ એમ ઇલિયટના હિસ્ટ્રી ઓફ ઇન્ડિયામા ઈબ્નુલ અસીરનો અનુવાદ કરતાં બેદરકારીથી સાલ હિ સ ૪૧૪ (૧૦૨૩) લખાઇ ગઈ છે આના પરિણામે બધા જ આગલ ઈતિહાસકારોએ એનુ જ અનુકરણ કર્યું છે, કર્નલ હેગ (કેમ્બ્રીઝ હિસ્ટ્રી ઑફ ઇન્ડિયા વો ૩ પા ૨૩-૬) સુદ્ધાએ, આ કારણે ગુજરાતના ઈતિહાસકારોએ પણ સાલ લખવામા ભૂલ કરી છે

**સોમનાથનો માર્ગ**—સુલતાને સોમનાથ કયા માર્ગથી ચઢાઇ કરી હતી, તેની સૌથી વિશેષ માહિતી મુસ્લિમ ઇતિહાસકારામા ફર્રુખી આપે છે જેને ગૂર્જર કવિ ધનપાલ સંપૂર્ણ ટેકો આપે છે

---

૨ 'વિ. તિ ક'મા નીચે મુજબ ઉલ્લેખ છે ચૌલુક્યચક્રવર્તિ શ્રી ભીમદેવના રાજ્યમા તુરૂષ્ક મડળમાથી આવેલા સબલ વાહનવાળા હમ્મીર નામના રાજાએ અણહિલવાડ પાટણ નામનો ગઢ ભાંગીને વલભીથી દક્ષિણે આવેલા ચૈત્યમા પ્રવેશ કરીને પાર્શ્વનાથની પ્રતિમા ભાગી, વિ સ દસસો એકાશીમા (જુઓ સિંધી જૈન ગ્રથમાળામા પ્રકાશિત વિ. તિ ક પા ૨૯)

| ફર્રૂખીનું વર્ણન. | ધનપાલની નોંધ.[૩] |
|---|---|
| લુડરવાથી ચિદાદર, નહરવાલા (અ. પાટણ) મોઢેરા, દેલવાડા અને સોમનાથ. | શ્રીમાલદેશથી ચિડ્રાવલી (ચંદ્રાવતી), અણહિલવાડ પાટણ (નહરેવાલા), સોરઠ દેલવાડા અને સોમનાથ. |
| ફર્રૂખીનાં કાવ્યો પા. ૧૯ બ. | જૈ. સા. સં: પુ. ૩. અં. ૩. પા. ૨૪૧. |

એટલે મુલતાનથી લુડરવા, શ્રીમાલદેશ, ચંદ્રાવતી, અણહિલવાડ પાટણ, મોઢેરા અને દેલવાડા થઇ સોમનાથ.

કવિ ફર્રૂખી માર્ગમાં ઘણા કિલ્લાઓ સર કર્યાનું લખે છે, પરન્તુ તરતમાં જ કવિ ધનપાલે લીધેલી નોંધથી એના પર પણ પ્રકાશ પડે છે કે, માર્ગમાં શ્રીમાલદેશ પર પણ તેણે વિજય મેળવ્યો હતો. ચિદાદર તે ચિહ્કોદ્રા માતાના મંદિરની ડુંગરી નહી, પરંતુ મુનિ જિનવિજય લખે છે તેમ ચદ્રાવતીજ. કવિ ધનપાલ મોઢેરાનો ઉલ્લેખ કરતો નથી, પરંતુ સોરઠનો ઉલ્લેખ કરે છે, અને એમાં અસત્ય નથી. પાટણથી સોમનાથ સુધીનો વિજય એ સોરઠવિજય જ છે.

**સોમનાથનું મંદિર**–આ વિષે સુલતાન મહમુદ ગઝનાના વિજય પૂર્વે કોઈ નોંધ સંસ્કૃત–પ્રાકૃત ગ્રન્થોમાં મળતી નથી. સોમનાથના વિનાશની નોંધ સૌથી પ્રથમ જૈન કવિ ધનપાલ આપે છે. આ પછી લગભગ ૧૪૫ વરસે લખાયલી બૃહસ્પતિની પ્રશસ્તિમાં સોમનાથ વિષે નીચલો ઉલ્લેખ છે:—

સર્વનો સ્વામી અને ગુણોનો નિધિ નેવા ગંડનું મંદિર સોમરાજે સુવર્ણથી બનાવ્યું. રાવણ સમાન બળવાન કૃષ્ણે રૂપાનું બનાવ્યું અને ભીમદેવે મોટા સરસ પથ્થર અને ઘણાં રત્નોથી જડિત બનાવ્યું. સમય જતાં તે જીર્ણ થવાથી તેનો ઉદ્ધાર શ્રેષ્ઠ અને મહાન વિખ્યાત નૃપ-(કુમારપાલ)થી થયો અને નામ મેરૂ અપાયું'[૪]

પરંતુ સુલતાન મહમૂદના સમયમાં તે મંદિર કેવું હતું તેના મહિમા વિષે કોઈ પણ સંસ્કૃત–પ્રાકૃત સાધનમાંથી માહિતી મળતી નથી. એ માટે આપણને અરબી–ફારસી ગ્રન્થોનો જ આશરો લેવો પડે છે.[૫]

### મૂળ મંદિર

મૂળમંદિર એક ભવ્ય ઇમારત હતી, જેમાં તેમના સેવકોનો ઓછામાં ઓછો એક ભાગ રહી શકે એટલી વિશાળ હતી. ભરતીનાં વધુમાં વધુ પાણીના નિશાનની અંદર હતી, જેથી તેની દિવાલો સાગરના મોજાંઓથી ધોવાતી.[૬] તેનો પાયો મોટા પથ્થરોથી પૂરવામાં આવ્યો હતો.[૭] અને તેની છત, લાકડાના ૫૬ સ્થંભો જે આફ્રિકામાંથી[૮] લાવવામાં આવ્યા હતા, તેના પર ઉભી હતી. મંદિરની ટૂંક પીરામીડ આકારની તેર માળ[૯] જેટલી ઉચી હતી. તેના

---

૩. મ જેવિ પ્ણ્ સિરિમાલ દેસુ અનુ અણહિલવાડઉ
ચડ્ડાવલિય, સોરટ્ટુ ભગ્ગુ પુણુ દેવલવાડઉ
સોમેસરુ સોતેહિ ભગ્ગુ જણતણ આણ દણું
ભગ્ગુ નસિરિ સરમઉરિ વીરુ સિદ્ધસ્થરન દણું

૪. ગુ. ઇ. લે, ભાગ ૨. બે. ને. ૧૫૫. પા. ૬૬

૫. અલબીરૂની ઈબ્નુલ, અસીર વગેરે.

૬. અલબીરૂની વો. ૨. પા. ૧૦૫ ઈબ્ને ઝાફિર પત્ર ૧૫૦ બ.

૭. ઇબ્ને ઝાફિર પત્ર ૧૫૦ બ. સિબ્ત ઇબ્નુલજવ્ઝી પત્ર ૨૩૫ અ.

૮. ,, ,, ,, ઇબ્નુલ અસીર વો. ૯. પા. ૨૪૨ સિબ્તઇબ્નુલજવ્ઝી પ. ૨૩૫ બ

૯. ,, ,, ,, પત્ર ૧૫૦ બ.

શિખર ઉપર ૧૪ સોનાના ગોળ કળશ હતા, જે સૂર્યના પ્રકાશથી ચળકતા અને ઘણા દૂરથી દેખાતા હતા[૧૦] મંદિરનું તળઘટ લાકડાના પાટીઆનું બનેલુ હતુ, અને તેની વચ્ચે વચ્ચેની સાંધો સીસાથી પૂરેલી હતી[૧૧]

આ મંદિરમા રાખવામા આવેલી મૂર્તિ મહાદેવના લિંગનું સૂચન કરતી નક્કર હતી તે સાત હાથ ઉંચી હતી, જેમાથી બે હાથ પાયામા અને ત્રણ હાથ ઓટામા હતી. તેના પર ભારે કીનખાબ ઢાંકવામા આવતુ હતુ, જે પ્રાણીઓના ચિત્રોથી ભરેલો હતો[૧૨] અને તેના પર છતમાથી જવાહિર જડિત છત્ર લટકતું હતું[૧૩] તેના ઉંચા ઓટા પર અને છતમાં સોનારૂપાની નાની મૂર્તિઓ તેની સેવામા હોય તેમ બતાવવા ગોઠવી હતી[૧૪] મંદિરનો ગર્ભભાગ અતિસુન્દર રત્નજડિત ઝુમ્મરોથી અજવાળવામા આવ્યો હતો[૧૫] તેના દ્વારો મૂલ્યવાન પરદાઓથી શણગારેલા હતાં આ ગર્ભભાગ સુધી જતા આખા રસ્તે ચોપદારોને ઊભા રહેવાને સ્થળો હતાં અને આ ચોપદારો ભક્તોને અંદરના પવિત્ર ભાગમા રોકી જતા[૧૬] આ ગર્ભભાગ આગળ બસો મણ[૧૭] સોનાની સાકળ સાથે એક ઘટ લટકાવવામા આવ્યો હતો આ ભાગની બાજુમા ભંડાર હતો, જ્યા જવાહિરો અને સોનારૂપાની મૂર્તિઓ રાખવામા આવતી[૧૮]

સોમનાથનું મંદિર ઘણુ જ સમૃદ્ધિશાળી હતું, એમ કહેવામાં આવે છે કે તેને દશ હજાર ગામડાઓનો પટો હતો એની મહેસુલ મંદિર પાછળ ખર્ચાતી, એક હજાર બ્રાહ્મણો મૂર્તિની ભવ્ય પૂજા કરવા અને યાત્રીઓને આવકારવા રોકવામાં આવતા ૩૦૦ સંગીતકારો અને નૃત્યકારો મંદિર દ્વારે ગાતા અને નૃત્ય કરતા ૩૦૦ સેવકો યાત્રીઓની મગવડ સાચવતા એક મોટો રસાલો ગગાજીનુ તાજુ પાણી, જેનાથી મૂર્તિને હમેશા અભિષેક કરાવવામા આવતો અને તાજા કાશ્મીરી ફૂલો જે હમેશા મૂર્તિપર ચઢાવવામાં આવતા, તે લાવવા માટે રોકવામા આવ્યો હતો. મજકૂર ગામડાંઓની મહેસુલ ઉપરાત તેના ભક્તોની મૂલ્યવાન ભેટોથી મંદિરનો ભંડાર સુવર્ણ અને મૂલ્યવાન જવાહિરથી ભરપૂર હતો[૧૯]

## મૂળ મંદિરનુ સ્થળ

ઉપલા વર્ણન ઉપરથી સ્પષ્ટ થાય છે કે આજે જે ખંડિયેરો[૨૦] બતાવવામા આવે છે તે પ્રાચીન મંદિરના જ છે અને તે મૂળ સ્થળે જ છે, એમ કહી શકાય નહીં તો પછી

૧૦ " " " પત્ર ૧૫૧ અ. સિબ્ત ઈબ્નુલ જવઝી ૫ અ ૨૧૫ બ.
૧૧ " " " પત્ર ૧૫૧ બ
૧૨ ઇબ્ને ઝાફિર ૫ ૧૫૧ અ અલ બીરૂનીવા ૨ પા ૧૦૫ ઈબ્નુલ અસીર વા ૯, પા ૨૪૧
૧૩ ફર્રૂખી પત્ર ૧૯ બ ઈબ્ને ઝાફિર ૫ ૧૫૧ અ
૧૪ ઇબ્ને ઝાફિર ૫ ૧૫૧ અ
૧૫ ઇબ્નુલ અસીર વો ૯ પા ૨૪૧
૧૬ સિબ્ત ઈબ્નુલ જવઝી ૫ ૨૧૫ બ
૧૭ એક મણ=બે રતલ એટલે ૨૦૦ મણની સાકળ ૪૦૦ રતલની થઈ એટલે આજના દશ મણની લેખએ. જે એ એસ બી (૧૮૯૨) પા ૧૮૩
૧૮ સિબ્ત ઇબ્નલ જવઝી ૫ ૨૧૫ બ ઇબ્નુલ અસીર વો ૯ પા ૨૪૧
૧૯ ઈબ્નુલ જવઝી ૫ ૧૯૫ અ ઇબ્નુલ ઝાફિર ૫ ૧૫૦ બ અલ બીરૂની વો ૨, પા ૧૦૩ ઈબ્નુલ અસીર વો ૯ પા ૨૪૧ સિબ્ત ઇબ્નુલ જવઝી ૫ ૨૧૫ અ
૨૦ આજે જે ખંડિયેર ઓળખાય છે તેનો ઘેરાવો ૬૦×૯૮ ફૂટ છે દરિયાથી ૬ ફૂટ દૂર અને દરિયાની સપાટીથી ૪૦ ફૂટ ઉચે છે એ ખંડિયેર એક માળાની ઈમારત છે, જેની મધ્યમાં એક

પ્રશ્ન એ ઉભો થાય છે કે અસલ મંદિર ક્યાં હતું? અલ બીરૂની લખે છે કે તે સરસ્વતી નદીના મુખથી ત્રણ માઇલ દૂર પશ્ચિમમાં આવેલું હતું.[૨૧] જ્યારે હું સોમનાથ પાટણ જોવા ગયો ત્યારે મેં આ દ્રષ્ટિને લક્ષમાં રાખી, મૂળ મંદિરની તપાસ કરી અને મેં ભીડીયાના મંદિરથી ૨૦૦ વાર દૂર અને સરસ્વતી નદીના મુખથી લગભગ ત્રણ માઇલ છેટે સફેદ જેવી સીમેન્ટથી જોડાયલા મોટા પથ્થરોના અવશેષ થોડા રેતીમાં દટાયલા અને થોડા મોટી પાણીની ભરતીથી ધોવાતા જોયા. હું માનું છું કે જે મંદિરને સુલતાન મહમૂદે લૂંટ્યું અને બાળ્યું તે મૂળ મંદિર આ જ સ્થળે હતું. આ સ્થળ અને ભીડીયા મંદિરની વચ્ચે ઘણું કરીને પ્રાચીન સ્થળની યાદ તાઝી રાખવા પ્રાચીન કાળમાં સમુદ્રમાં લિંગ રાખવામાં આવ્યું હશે.

આ સ્થળની આજુબાજુનો આખો દરિયાકિનારો અવશેષોથી છવાયલો છે. સમુદ્રનાં મોજાંઓ વારંઘડીએ આવીને રેતીને દૂર ઘસડી જાય છે, અને તેમના કેટલાક અવશેષોનાં દર્શન કરાવે છે. જ્યારે હું સોમનાથ હતો ત્યારે વેરાવલ પાસે એક નાની ઓરડીના જેવા દેખાતા અવશેષો આ રીતે મેં જોયા હતા. મને વિશ્વાસ છે કે જો આ સ્થળે ખોદકામ કરવામાં આવે તો જૂના મંદિરના વિસ્તાર અને રચના વિષે વધુ વિગતો બહાર આવે.

## સોમનાથવિજય

જ્યારે યમીનુદ્દવલા હિન્દમાં વિજયો પર વિજયો પ્રાપ્ત કરી રહ્યો હતો, ત્યારે હિન્દુઓ કહેતા હતા કે આ મૂર્તિઓથી સોમનાથ (મહાદેવ) નારાજ છે. નહીં તો તેમને હાનિ પહોંચાડવાની ને તેમનો વિનાશ કરવાની શક્તિ કોઇમાં નથી. જ્યારે યમીનુદ્દવલાએ આ કથન સાંભળ્યું ત્યારે આ (સોમનાથ મહા)દેવનો વિનાશ કરવા ચઢાઈ કરવાનો મક્કમ નિર્ણય કર્યો,[૧] અને ૨૧મી સઆબાન ૪૧૬(૧૮મી ઑક્ટોબર ૧૦૨૫)ના સોમવારે[૨] ૩૦ હજાર

---

મોટું અને એની આજુબાજુએ નામના ગુંબઝ છે. જુઓ પ્રો. રિ. આ. અ. વે. ઇ. (૧૮૯૮-૯) પા. ૯ લિ. એ. રિ. ઓ. પ્રે. (૧૮૮૫) પા. ૧૮૨ સોમનાથનું જે મંદિર મહમૂદ ગઝનીએ ભાગ્યું તે લાકડાનું હતું. તે કોણે બંધાવ્યુ તેનો ઠીક ઉલ્લેખ મળતો નથી. રા. રા. દુ. કે. શાસ્ત્રી, 'ગુ. તી.'મા તર્ક કરે છે કે, તે વલ્લભીઓએ બંધાવ્યું હશે, પરંતુ એ વિષેની કોઈ નોંધ વલ્લભીઓના ઉત્કીર્ણ લેખોમાં નથી. ભાવ બૃહસ્પતિની પ્રશસ્તિ પણ આના પર કોઇ પ્રકાશ નાંખતી નથી. રા. રા. હ. પ્ર. શાસ્ત્રી ત્રૈમાસિક પુ. ૪ અંક ૧ની ફૂટનોટ ૨૯માં એના પર ચર્ચા કરે છે. અને મૂળ સ્થળે જ આજનું મંદિર છે એમ જણાવે છે, જેમા એમના આધારનો પાયો 'જીર્ણોદ્ધાર' શબ્દ છે. પરંતુ ભાવબૃહસ્પતિની પ્રશસ્તિ પોતે કહે છે. શોમ, કૃષ્ણ અને ભીમદેવે સોમનાથનું મંદિર બંધાવ્યું અને કુમારપાલે ભીમદેવના જીર્ણમંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. ભીમદેવે એના પૂર્વના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો એવો જરીએ ભાવાર્થ તેમાંથી નીકળતો નથી. હવે ભીમદેવે પથ્થરનું મંદિર કયા બંધાવ્યું તેનો કોઇ ઉલ્લેખ નથી. સંભવ છે કે સુલતાન મહમુદે સોમનાથના મંદિરના કરેલા વિનાશ પછી જ્યાં આજે મંદિર છે ત્યાં સોમનાથનું મંદિર બંધાવ્યું હોય, એ પછી મંદિરનો જીર્ણોદ્ધાર જ થયો છે. પુનઃ નવેસરથી બંધાયું નથી. આજે સોમનાથમાં જે મંદિર છે તેજ ભીમદેવના કાળનું છે. જેનો પાછળ અનેક વખત જીર્ણોદ્ધાર થયો છે. કોકિલ.

૨૧. અલબીરૂની વો. ૨. પા. ૧૦૫.

૧. ઇબ્નુલ અસીર. વો. ૯. પા. ૨૪૧.

૨. ઇબ્ને આફિર પ. ૧૫૦ અ. સિબ્ત ઇબ્નુલ જવઝી પ. ૨૧૫ અ. ઇબ્નુલ અસીર વો. ૯. પા. ૨૧. અસીર શઆબાનની ૧૦મી તારીખ આવે છે તે લહિયાની ભૂલ છે.

કેળવાયલા ઘોડેસવાર અને સેકડો મુજાહિદો[3] સાથે કૂચ આરંભી[4] લગભગ ૧૫મી રમઝાન (૯મી નવેમ્બર)ના મુલતાન પહોચ્યો,[5] જ્યા તે રણના માર્ગોની સ્થિતિથી પરિચિત થવા માહિતીઓ મેળવવા અને (લાબી) સફર માટે ઘટતી વ્યવસ્થા કરવા રોકાયો[6] પાણીના જથ્થાની સુલતાનને ખાસ ચિન્તા હતી (આથી) દરેક સૈનિકને બબ્બે ઊંટ આપવામા આવ્યા હતા કે જેના પર (તે) પોતાના માટે પાણીની વ્યવસ્થા કરી લે વધારામા સુલતાને રણની સલામતી માટે અલગ વીસહજાર ઊંટોની વ્યવસ્થા કરી હતી[7] રજીશવ્વાલ[8](૨૬મી નવેમ્બર)ના સુલતાને મુલતાન મૂક્યુ અને અજ્ઞાતરણમા ઝપલાવ્યુ

સૌથી અગત્યનો અને પ્રથમ રણમા જે કિલ્લો સુલતાનની દષ્ટિએ પડયો તે લાડોરવાનો,[9] જે ભાટી જાડોનનું પાટનગર હતુ, ત્યાથી તેણે કૂચ જારી રાખી જેસલમીર અને મિલાનની ખીણોમાથી નીકળી,[10] શ્રીમાલદેશ અને ચદ્રાવતીનો વિનાશ કરતો[11] જીલકાદ(ડિસેમ્બર)ની શરૂઆતમા એક માસના રણના પ્રવાસ પછી અણહિલવાડપાટણ પહોચ્યો અણહિલવાડનો રાજા ભીમદેવ સોલકી સુલતાનના હાથમાં શહેર મૂકી, કચ્છના કથકોટ[12](નામ)ના મજબૂત કિલ્લામા નાસી ગયો પાણી અને અન્નના ભડારો પુન ભરી લીધા પછી સુલતાને દક્ષિણ તરફ આગળ કૂચ કરી મોઢેરા આગળ (સુલતાનને આગળ) વધતો અટકાવવા નિરધાર કર્યો, અને તેને અમલમા મુકવા વીસ હજાર યોદ્ધાઓને તેમના સરદારો સાથે એકઠા કર્યા, પરતુ તેઓ હાર્યા અને ભાગ્યા[13] સુલતાન ત્યાથી સીધો ઉના પાસેના દેલવાડા પાસે આવ્યો ત્યાની જનતાને વિશ્વાસ હતો કે સોમનાથ દેવ પોતે મુસલમાનોનો વિનાશ કરશે એટલે તેમણે સામે થવાની કોશીશ કરી નહીં, અને એ સ્થળ પણ વગર મુશ્કેલીએ લઈ લેવામા આવ્યુ[14]

---

૩ મુજાહિદના માટે અહી volanteer શબ્દ વપરાયો છે અહી વોલન્ટિઅરનો અર્થ સ્વયસેવક નથી અલ્લાહના ધર્મ માટે લડનારો છે

૪ ઇબ્નુલ જવઝી પ ૧૭૫ બ ઈબ્નુલ અસીર વો ૯ પા ૨૪૧ સિબ્ત ઈબ્નુલ જવઝી પ. ૨૧૫ અ. વરુમા લખે છે 'સુલતાને પચાસ હજાર દિનાર (તેમનામા) તેમના ખરચ માટે વહેચ્યા'

૫ ઈબ્નુલ અસીર વો ૯ પા ૨૪૧ સિબ્ત ઇબ્નુલ જવઝી પ ૨૧૫ અ

૬ ફર્રૂખી પત્ર ૧૮ બ મુસાફરીની મુશ્કેલી વર્ણવે છે સિબ્ત ઇબ્નુલ જવઝી પ ૨૧૫ અ વરુમા લખે છે 'માર્ગમા વિટબણાઓ અનુભવાઇ અને સૈન્યે પુષ્કળ સહી'

૭ ઇબ્નુલ અસીર વો ૯. પા ૨૪૧

૮ સીબ્ત ઈબ્નુલ જવઝી પ ૨૧૫ અ

૯ ફર્રૂખી પ ૧૯ અ

૧૦ મુહમ્મદ નાઝિમ લખે છે 'ખીણોમાથી નીકળી ચિલકાદ્રામાતાની ડુગરીના મદિર પાસે નીકળી' પરતુ કવિ ધનપાલ મુજબ અહિં સુધારો કર્યો છે કે શ્રીમાળ અને ચદ્રાવતીનો વિનાશ કરતો.

૧૧ જૈ સા સ ખડ ૩ અ ૩ પા ૨૪૧

૧૨ આ સ વે ઈ વો ૯ પા, ૧૩. કથકોટ રાઓથી અગ્નિકોણમા ૧૬ માઇલ દૂર અને અજારથી ઈશાનમા ૩૬ માઇલ દૂર આવેલુ છે

૧૩ ઇબ્નુલ અસીર વો ૯ પા ૨૪૧ ૨

૧૪ ફર્રૂખી પ ૧૮ બ ઇબ્નુન અસીર વો ૯ પા ૨૪૨ સિબ્ત ઈબ્નુલ જવઝી પત્ર ૨૧૫ અ જગ્યા ધાડા ધુમ્મસ જેવી હતી, જેણે સૂર્યને ઢાકી દીધો હતો હિન્દુઓને વિશ્વાસ હતો. સોમનાથનો જ પ્રતાપ છે કે તે મુસલમાનોનો વિનારા કરવા અહી ખેચી લાવ્યો છે

આ દિશામાં છેલ્લું સોમનાથ હતું. ૧૪મી ઝીલકાદ ૪૧૬(૬ઠી જાન્યુઆરી ૧૦૨૬)ના[૧૫] ગુરુવારે આવ્યો, અને સાગરતીરે બાંધેલો મજબૂત કિલ્લો જોયો.[૧૬] એના બુરજો અને દિવાલો પર અસંખ્ય બ્રાહ્મણો એકઠા થયા હતા. તેઓ ચઢાઈ કરનારની મઝાક ઉડાવી રહ્યા હતા કે મહાબળવાન સોમેશ્વર દેવ મુસલમાનોને તેમણે હિન્દુસ્તાનના દેવોનું જે અપમાન કર્યું છે તેનો બદલો લેવા અહીં ખેંચી લાવ્યા છે. કિલ્લાના સરદારને ગમે તેમ હુમલો કરનારના મુકાબલામાં દેવની શક્તિ દશાંશ જેટલી જણાઈ અને તે એક ટાપુમાં નાસી ગયો. અને સુલતાન (ગઝના) પાછો ફર્યો નહીં ત્યાંસુધી (સોમનાથ) પાછો ફર્યો નહીં.[૧૭]

સુલતાને સોમનાથના કિલ્લાને ઘેરો નાંખ્યો. કિલ્લાના સૈન્ય અને બ્રાહ્મણોએ દેવભક્તોની સહાય સાથે ધર્મ માટે હિમ્મતભર મરણીઆ બની બચાવ કર્યો. પરંતુ બીજી સહવારે ૧૫મી જીલકાદ(૭મી જાન્યુઆરી) શુક્રવારે મુસલમાનોએ એવાં કાતિલ તીરોનો મારો ચલાવ્યો કે જેથી તેઓ કિલ્લાના બુરજો અને દિવાલો છોડી નાઠા. બપોરના જુમઅની નમાઝ સમયે તેઓ કિલ્લાની દિવાલ પર ચઢી ગયા, અને પોતાનો વિજય અઝાન આપી દાખવ્યો.[૧૮] હિન્દુઓ મંદિરમાં દાખલ થયા, અને સોમનાથના લિંગ આગળ ઝૂકી પડી, પ્રાર્થના કરી. આશા અને હિમ્મતની પ્રેરણા લઈ, પોતાના કાતિલો પર મરણીઆ થઈ તૂટી પડયા.[૧૯] સાંજ સુધીમાં તો તેમણે મુસલમાનોને હાંકી કાઢી પોતાનો ખોયલો કબજો પાછો મેળવ્યો.

૧૬મી ઝીલકાદ (૮મી જાન્યુઆરી) શનિવારે મુસલમાનોએ બળપૂર્વક આક્રમણ કર્યું, અને કિલ્લા પર કબઝો કરી હિન્દુઓને મંદિર સુધી હાંકી કાઢયા, અને ભયંકર રક્તપાત થયો. હિન્દુઓ ટોળેટોળાંમાં મંદિરમાં દાખલ થયા, પ્રાર્થના કરી, અને દેવની સહાયના વિશ્વાસ સાથે પોતાના દુશ્મનો પર તૂટી પડયા.[૨૦] પરંતુ હિન્દુઓનું ધર્મઝનુન, મુસ્લિમબળનો અને કેળવાયલી સરદારીનો મુકાબલો કરી શક્યું નહીં. સુલતાને વિજયનો ઝંડો લહરાવી કિલ્લાનો કબઝો લીધો. રક્તપાત અને કત્લેઆમનું ભયંકર દૃશ્ય ઉભું થયું. કહેવાય છે કે પચાસહજારથી ઓછા નહીં એટલા સોમનાથ ભક્તોએ તેના રક્ષણમાં પોતાના પ્રાણ આપ્યા.[૨૧] કેટલાકોએ વહાણમાં બેસી નાસવાનો પ્રયત્ન કર્યો, પરંતુ દરિયાકાંઠે સુલતાને જે રક્ષકો રાખ્યા હતા, તેમણે પૂઠ પકડી તેમને કતલ કર્યા વા ડુબાડી મારી નાંખ્યા.[૨૨]

હવે સુલ્તાન મંદિરમાં દાખલ થયો અને તેણે મૂર્તિ (લિંગ) જોઈ, ત્યારે તેણે ઉપરનો ભાગ ફરસીથી તોડી નાંખવાને અને તેના કકડા થઈ જાય એ માટે ચારેકોર આગ લગાડવાનો હુકમ કર્યો. પછી મંદિરમાંથી ખજાનો ખાલી કરવામાં આવ્યો, જેનું મૂલ્ય બે

૧૫. ઇબ્નુલ અસીર વો. ૯. પ્રા. ૨૪૨.

૧૬. અલબીરૂની વો. ૨ પા. ૧૦૫ જે એકસો વરસ પૂર્વે બંધાયો હતો.

૧૭, ગરદીઝી પા. ૮૬.

૧૮. ગરદીઝી પા. ૮૬. ઈબ્નુલ અસીર વો ૯, પા. ૨૪૨. સિબ્ત ઇબ્નુલ જવઝી પત્ર ૨૧૫ અ.

૧૯. ઈબ્નુલ અસીર વો ૯ પા. ૨૪૨

૨૦. ઈબ્નુલ અસીર વો. ૯ પા. ૨૪૨ તા. ફરિ. વો. ૧ પા. ૩૨. અહિં વિગતવાર વર્ણન આપે છે, પરન્તુ સમકાલીન ઇતિહાસો જોતા તે વિશ્વાસપાત્ર નથી.

૨૧. ઇબ્ને ઝાફિર પ. ૧૫૨ અ. સિબ્ત ઇબ્નુલ જવઝી પ. ૨૧૬ અ.

૨૨. ઇબ્નુલ અસીર વો. ૯. પા. ૨૪૨

કરોડ દિનાર હતું[૨૩] અને મંદિર તળિયા સુધી બાળવામાં આવ્યુ[૨૪]

સુલતાન ત્યા એક પખવાડિયાથી વધુ થોભ્યો નહીં અને ગઝના જવા ઉપડ્યો[૨૫] આ સોમનાથ વિનાશે, હિન્દુઓના હૃદયમા વ્યાકુળતાની આગે, ક્રાંતિ જગાવી આ સમયે નરદીના ગર્જરોએ આબુના પરમદેવની સરદારી હેઠળ અગ્નહલ્લી અને કચ્છના રણના સાંકડા માર્ગે આગળ સુલતાનને ઘેરી લેવા આગળ વધવા માડ્યુ[૨૬] પરંતુ સુલતાને યુદ્ધને પડતા મૂકવાના આશયે વધુ પશ્ચિમે આવેલા, કચ્છ અને સિન્ધના[૨૭] માર્ગ જવાનું નક્કી કર્યું અને ઉત્તર તરફ કૂચ કરી, અહીં સુધી કે કાઠિયાવાડ અને કચ્છ વચ્ચેના સાંકડા સમુદ્રવહન પાસે આવ્યો[૨૮] આવી વિટમ્બણાઓથી નહીં અટકતા ઓટસમયે સુલતાને પોતાનો ઘોડો સાગરમાં ઝંપલાવ્યો અને સાગર સૈન્યે તેનું અનુકરણ કર્યું, અને બધા સહિસલામત પેલે પાર પહોંચી ગયા[૨૯] ત્યારે ભીમદેવે સુલતાનના આગમનના સમાચાર સાંભળ્યા ત્યારે તેણે જ્યાં આશ્રય લીધો હતો તે કંથકોટ મૂકી નાસી ગયો. સુલતાને કિલ્લો લીધો અને લૂટનો હુકમ આપ્યો[૩૦] અને કચ્છના માર્ગે આગળ કૂચ કરી[૩૧] અહીં સોમનાથનો એક ભક્ત જેણે સુલતાન પાસે ભોમિયાના કામની સેવા માંગી લીધી હતી, તેણે એના દેવનો બદલો લેવા સુલતાનને અવળે માર્ગે ગેર્યો અને સૈન્યને જાણી જોઇને એવા સ્થળે લાવ્યો કે જ્યાં મુદ્દલ પાણી મળી શકે નહીં પરંતુ થોડા દિવસ નિરાશામા ભટક્યા પછી સુલતાન આ ભયભર્યા માર્ગમાથી પોતાના સૈન્યને મૂક્ત કરાવી શક્યો અને રણ ઓળંગી સહીસલામત પહોંચી ગયો[૩૨] સિન્ધથી ૧૦ મી સફર ૪૧૭ (૨ જી એપ્રિલ ૧૦૨૬) ગઝના પહોંચી ગયો[૩૩]

---

૨૩ ગરદીઝી પા ૮૬ ફર્રુખી પત્ર ૨૦ બ ૨૧ અ ઇબ્નેઝાફિર પ ૧૫૧ અ આ મૂર્તિઓનો કેટલોક ભાગ મક્કા અને બગદાદ મોકલવામા આવ્યો અને કેટલોક ભાગ ગઝનાની જામ મસ્જિદ અને સુલતાનના મહેલ આગળ મૂકવામા આવ્યો અલબીરૂની વો. ૨ પા ૧૦૩

૨૪ ઇબ્નુલ અસીર વો ૯ પા ૨૪૨ રવજતુસ-સફા પા ૭૪૨. આ રકમ માત્ર સુલતાનના ભાગની હતી, જે કુલ લૂટનો પાચમો ભાગ હતી સરેરાશ મહમુદના દિરહમનું વજન ૬૮.૮ ગ્રેન છે આ હિસાબે લૂટનુ મૂલ્ય એક કરોડ પચાસ લાખ પૌંડ થાય એટલે ૧૫,૭૫,૦૦,૦૦૦ રૂા થાય

૨૫ સુલતાને ત્યા પોતાનો ગવર્નર મૂક્યો, એવો જે જે ઇતિહાસમા ઉલ્લેખ છે તે કલ્પિત છે, સત્ય નથી

૨૬. ગરદીઝી પા, ૮૭

૨૭ „ પા ૮૭ ફર્રુખી પ. ૨૦ બ.

૨૮. ગરદીઝી પા ૮૭ ઇબ્નુલ અસીર વો ૯ પા ૨૪૨

૨૯ ફર્રુખી પ ૨૦ બ વધુમાં લખે છે, સુલતાનને ઓળંગતા બે દિવસ લાગ્યા. સૈન્ય ઉપરાંત ૨૦૦૦૦ ઘોડા, ઊંટ અને બીજા જાનવરોએ આ ખાડી ઓળંગી.

૩૦ ઇબ્નુલ અસીર વો ૯, પા ૨૪૨ આ કિલ્લો સોમનાથથી ૪૦ ફરસંગ એટલે ૧૪૦ માઇલ દૂર હતો.

૩૧ તા ફરિ વો. ૧ પા ૩૪ 'સોમનાથથી નહરવાલા સુલતાન ગયા' જે લખ્યું છે તે ખોટું છે.

૩૨. ફર્રુખી પ. ૨૫ અ.

૩૩ ઇબ્નુલ અસીર વો ૯ પા. ૨૪૩

ઇસ્લામના ઇતિહાસમાં ઇસ્લામી સૈન્યનાં સાહસનાં મોટામાં મોટાં પરાક્રમોમાનું આ એક છે. આ વિજયના સમાચારે મુસ્લિમ જગતમાં આનંદનાં મોજાં ફરી વળ્યાં. આ વિજય પ્રસંગે ખલિફતુલમુસ્લિમિને ખુશ થઇને સુલતાનને તેના ભાઈ અને ફરઝંદોને ખિતાબોની નવાઝીસ કરી. સુલતાન મહમૂદને કહફુદ દવલાહુ વલ ઇસ્લામ, મસુદને શિહાબુદ્દવલાહ વઅ જમાલુલ મિલ્લાહ, મુહમ્મદને જલાલુલ દવલાહુ, વજમાલુલ મિલ્લાહ, અને યુસુફને અદુદ દવલાહ વઅ મુઅટયીદુલ મિલ્લાહનો ખિતાબ આપ્યો.[૩૪]

---

## સંક્ષિપ્ત આધારનામ સૂચી

| | |
|---|---|
| અલબીરૂની | અલબીરૂનીકૃત તહકીક મઆલિલ હિન્દ |
| આ. સ. વે. ઈ. | આર્કર્યોલોજીકલ સર્વે ઓફ વેસ્ટર્ન ઇન્ડિઆ |
| ઇબ્નુલઅસીર | ઇબ્નુલઅસીરકૃત અલકામિલ ફિત તારીખ |
| ઈબ્નુલ જવઝી | ઈબ્નુલ જવઝી-કૃત અલમુન્તઝમ ફીતવારીખિલ મુલૂક વલ ઉમમ |
| ઇબ્નેઝાફિર | ઇબ્ને ઝાફિર-કૃત અખબારૂદ-દુવાલિલ મુતકમિઅ |
| ગરદીઝી | ગરદીઝીકૃત ઝયનુલ અખબાર |
| ગુ. ઐ. લે. | શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ છાપેલા, ગી. વી. આચાર્યે સંશોધેલા, ગુજરાતના ઐતિહાસિક લેખો ભા. ૨જો. |
| ગુ. તી. | દુર્ગાશંકર શાસ્ત્રીકૃત ગુજરાતનાં તીર્થસ્થાનો |
| જ. એ. એસ. બી, | જર્નલ ઓફ ધી એસીયાટિક સોસાયટી ઓફ બંગાલ |
| જૈ. સા. શં. | જૈન સાહિત્યસંશોધક |
| તા. ફરિ. | ફરિસ્તહ-કૃત તારીખે ફરિસ્તહ વો. ૧લું |
| પ્રો. રિ. આ. સ. વે. ઈ. | પ્રોગ્રેસ રિપોર્ટ ઓફ ધી આર્કીઓલોજીકલ સર્વે ઓફ ઇન્ડિયા. |
| ફર્રૂખી | ફર્રૂખીના કાવ્યો—સોમનાથપ્રશસ્તિ |
| રવઝતુઝ-સફા | મીરખોંદકૃત રવઝતુઝ સફા |
| લિ. એ. રિ. બો. પ્રે. | લિસ્ટ ઓફ એન્ટીકવેરીઅન રિમેન્સ ઈન ધી બોમ્બે પ્રેસિડન્સી |
| વિ. તિ. ક. | જિનપ્રભસૂરિએ કૃત વિવિધ તીર્થકલ્પ |
| સિબ્ત ઇબ્નુલ જવઝી | સિબ્ત ઈબ્નુલ જવઝીકૃત મિર અતુઝ-ઝમાન ફી તવારીખિલ અયાન |

---

૩૪. ગરદીઝી પા. ૮૭-૮

# ચૌલુકય વંશનો ઇતિહાસ

[ લે૰ શ૰ શં૰ માણેકલાલ ચકુલાલ દવે, મભ્ય, શ્રી ફાર્બસ ગુજરાતી સભા ]

૪

( અનુસંધાન ત્રૈ૰ વર્ષ ૬ અં૰ ૩ પાના ૨૯૬ માનું )

## કુમારપાલ

### કુમારપાળની ઉત્પત્તિ વિષે ચર્ચા

સિદ્ધરાજ પછી, ભીમદેવ પહેલાનો પુત્ર ક્ષેમરાજ, તેનો પુત્ર દેવપ્રસાદ, તેનો પુત્ર ત્રિભુવનપાલ અને તેનો પુત્ર કુમારપાલ ગાદી પર બેઠો એમ કુમારપાલના સમયના ચિતોડના કિલ્લા પરના સવત વગરના લેખથી સમજાય છે આ લેખમા[1] તથા સમકાલીન દ્વયાશ્રય મહાકાવ્યમા[2] કુમારપાલના પૂર્વજ અને ભીમદેવના પુત્ર ક્ષેમરાજને અપાયેલા વિશેષણો જોતા ક્ષેમરાજ ભીમદેવની ચૌલાદેવી નામની પણ્યાઙ્ગના રાણીનો પુત્ર હતો કે કુમારપાલ ક્ષેમરાજનો વશજ હોઇ હલકા કુળનો[3] હતો, એમ કહેવુ બિલકુલ વાજબી નથી

### કુમારપાલની રાજયપ્રાપ્તિનો પ્રસંગ

સિદ્ધરાજને સામુદ્રિક શાસ્ત્ર જાણનાર જ્યોતિષિઓએ કહેલુ કે તમારી પછી કુમારપાલ રાજા થશે, પણ કુમારપાલ હલકા કુળનો હોઇ રાજા થાય, એ સિદ્ધરાજને મનગમતી વાત ન હતી, જેથી તેણે કુમારપાલને મરાવી નાખવાનો રસ્તો શોધવા માડયો, પણ કુમારપાલ ચેતી જતા નાસી છૂટયો, અને જૂદા જૂદા દેશોમા ફર્યો, પછી સિદ્ધરાજના મરણના સમાચાર મળતા પાછો તે અણહિલપુરમા આવ્યો, અને તેના બનેવી કાન્હડદેવે તેનો પચાસ વર્ષની પ્રૌઢ વયે રાજ્યપાટે અભિષેક કર્યો,–આ મતલબની વિસ્તૃત દતકથા મેરુતુગે નોધી છે[4] પણ આ દતકથાને કોઈ સમકાલીન લેખનો આધાર નથી કારણ કે કુમારપાલ હલકા કુળનો હતો જેથી સિદ્ધરાજે તેને મરાવી નાખવાનો પ્રયત્ન કર્યો, એ વાત જ સમકાલીન દ્વયાશ્રય મહાકાવ્ય જેવા પ્રમાણભૂત ગ્રન્થમા નથી મળતી, છતા રાજ્ય મળ્યા પહેલા કુમારપાલને થોડો વખત રખડપટી કરવી પડી હોય, એમ મોહપરાજયના ટુંકા વચન ઉપરથી જણાય છે[5] પણ સિદ્ધરાજે કુમારપાલને મરાવી નાખવાનો પ્રયત્ન કર્યો હતો કે કુમારપાલ સિદ્ધરાજથી બીને નાસતો ફરતો હતો, એ કથનને બીજે કયાયથી ટેકો મળતો નથી વળી

---

૧ पूर्वं श्रीभीमदेवस्य क्षेमराजसुतोऽभवत् ।
क्षमाक्षेमप्रमैर्मुख्यैर्यो रराज गुणैरपि ॥
[ જુઓ રાજપૂતાનેકા ઇતિહાસ, ખડ ૧, પાન ૨૧૮, ટિપ્પણ ૩ ]

૨ દ્વયાશ્રય મહાકાવ્ય, સર્ગ ૯ શ્લોક ૭૦

૩ પ્ર૰ ચિં૰ ગુ૰ ભા૰ શ્રી દુ૰ કે૰ શાસ્ત્રી, પાન ૧૬૩ થી ૧૬૪ તથા પાછળ પાન

૪ જુઓ પ્ર૰ ચિં૰ ગુ૰ ભા૰, શ્રી દુ૰ કે૰ શાસ્ત્રી, પાન ૧૬૪ થી ૧૬૬ તથા કુમારપાલનો આ વિષેનો ઓછોવત્તો વૃત્તાન્ત જયસિંહસૂરિના કુમારપાલચરિતના ગુજરાતી ભાષાન્તરમા પાન ૧૩૧ થી ૧૪૫મા તથા કુમારપાલપ્રબધના ગુજરાતી ભાષાન્તરમા પાન ૬૨ થી ૮૬ મા મળે છે આ વૃત્તાન્તમા સિદ્ધરાજે ત્રિભુવનપાલને મરાવ્યાની વાત છે પણ એ વાતને કોઇનો ટેકો નથી

૫ एको य सकल कुतूहलितया बभ्राम भूमण्डलम् ॥ શ્લોક ॥ ૨૮ ॥
[ જુઓ મોહપરાજય અંક ૧ ]

કુમારપાળને રાજ્ય મળવામાં તેના બનેવી કાન્હડદેવની સહાયના હતી, એમ માનવામાં વાંધો નથી. પણ ખરી રીતે સોમેશ્વરે જ તેને રાજ્યવિભવ આપ્યો હતો, એમ કુમારપાલના જ પોતાના વિ. સં. ૧૨૦૮ના વડનગરપ્રાકારપ્રશસ્તિલેખમાં કહ્યું છે.[૧] ચિતોડના કિલ્લા પરના લેખમાં પણ સોમેશ્વરે "તારી પછી કુમારપાલ રાજા થશે."[૨] એવી ભવિષ્યવાણી સિદ્ધરાજ આગળ કરી હતી, એ ઉપર નોંધ્યું છે.[૩] માંગરોલની સોઢડી વાવના વિ. સં. ૧૨૦૨ સિંહસંવત્ ૩૨ના લેખમાં પણ લખ્યું છે. "ઉત્તમ કીર્તિ વડે શોભાવ્યું છે ભૂતળ જેણે એવો અને ગુણોએ કરીને મોટો એવો સિદ્ધરાજ રાજા રાજ્ય કરીને જ્યારે દૈવયોગથી મૃત્યુ પામ્યો ત્યારે તરત જ અદ્ભુત મહિમાવાળો અને પુણ્યથી રૂઢતા(નિશ્ચળતા)ને પામ્યો છે, ઉદય જેનો એવો આ કુમારપાળ રાજા તેના રાજ્યસિંહાસન ઉપર ચઢી બેઠો."[૪] આ ઉપરથી ચોક્કસ જણાય છે કે કુમારપાલને રાજ્યપ્રાપ્તિ થવામાં શ્રીહેમચંદ્રસૂરિની કે જૈન મંત્રીઓની જરાયે સહાયતા ન હતી, પણ ખુદ સોમેશ્વરની સહાયતાથી જ કુમારપાળને રાજ્યપ્રાપ્તિ થઈ હતી.

## કુમારપાલના રાજ્યાભિષેકની તારીખ

કુમારપાલનો વિ. સંઃ ૧૧૯૯ની માર્ગશીર્ષ વદી ૪થે રાજ્યાભિષેક થયો. એમ જિનમંડનગણિના કુમારપાલ પ્રબંધમાં લખ્યું છે.[૫] વળી વિચારશ્રેણીમાં કુમારપાલની ગાદી ઉપર બેસવાની તારીખ વિ. સં. ૧૧૯૯ના માર્ગશીર્ષ સુદ ૪ આપી છે. વિ. સં. ૧૧૯૯ના વર્ષમાં કાર્તિક વદ ૨ ને રવિવારે કુમારપાલનો રાજ્યાભિષેક થશે, એવો ઉલ્લેખ પ્ર. ચિં. માં છે.[૭] પણ સિદ્ધરાજનો દેહ વિ. સં. ૧૧૯૯ના કાર્તિક સુદ ૩ના દિવસે પડયો હતો, એમ ઉપર નોંધ્યું છે. એટલે વિ. સં. ૧૧૯૯ના કાર્તિક સુદ ૩ અને વિ. સં. ૧૧૯૯ના માઘ સુદ ૧૦ પહેલાં કદાચ વિ સં. ૧૧૯૯ના માર્ગશીર્ષ વદી ૪થે જ કુમારપાલનો રાજ્યાભિષેક થયો હશે, એમ માનવામાં વાંધો નથી.

## કુમારપાલને મારવાનાં કાવતરાં

કુમારપાલ પ્રૌઢ ઉમ્મરે ગાદી ઉપર બેઠો હોવાથી વ્યવસ્થિત રીતે રાજ્યતંત્ર ચલાવવા લાગ્યો. આ, રાજ્યના જૂના માણસોને રૂચતી વાત આવી નહીં, એટલે તેઓએ ભેગા મળીને

---

૧ श्रीसोमेश्वरदत्तराज्यविभवस्याडंबरं वाहिनी ॥ श्लोक ॥ १८ ॥
[જુઓ ગુ. ઐ. ઉ. લેખો ભાગ ૨ જો લેખાંક ૧૪૭]

૨ कुमारपालदेवाख्यः श्रीमास्तस्यास्ति नदन. ।
[જુઓ રાજપૂતાનેકા ઇતિહાસ, ખંડ ૧, પાન ૨૧૮ ટિપ્પણ ૩]

૩ જુઓ પાછળ પાન

૪ कृत्वा राज्यमुपारमन्नरपतिः श्रीसिद्धराजो यदा
दैवादुत्तमकीर्तिमंडित महीपृष्टो गरिष्टो गुणैः ॥
आचक्राम ऋनित्व [झटित्य] चिंत्यमहिमातद्राज्यसिंहासनं
श्रीमानेष कुमारपालनृपति· पुण्यप्ररूढोदयः ॥२॥
[જુઓ ગુ. ઐ. ઉ. લેખો ભાગ ૨ જો, લેખાંક ૧૪૫]

૫ જુઓ કુમારપાલપ્રબંધ ગુ. ભા. પાન ૮૯

૬ પુરાતત્ત્વચિંતક મુનિશ્રી જિનવિજયજીએ સંપાદિત "જૈન સાહિત્યસંશોધક" ખંડ ૨, અંક ૨ પાન ૧૪૧

૭ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પાન ૧૬૫

જ્યાં અંધકાર રહેતો હતો એના દરવાજામાં મારાઓ રાખી તેને મારી નાખવાનો તાગડો રચ્યો પણ અગાઉથી કુમારપાલને આ કાવતરાની ખબર કોઈ અંગત માણસ મારફત મળી ચૂકી હતી એટલે તેણે તે દરવાજેથી પ્રવેશ ન કર્યો, પણ બીજે બારણેથી કિલ્લામાં પેસી તે કાવતરાખોર માણસોને મારી નખાવ્યા આ રીતે પૂર્વજન્મના પુણ્યે કરીને કુમારપાલનો પ્રાણ બચ્યા [1]

## કુમારપાલે કાન્હડદેવને કરેલી શિક્ષા

કુમારપાલનો સામંત કાન્હડદેવ કે કૃષ્ણદેવ જે મોઢેરાનો મંડળેશ્વર હતો તેણે કુમારપાલને ગાદીએ બેસવામાં મદદ કરી હતી એથી રાજસવારીમાં કે રાજસભામાં તે કુમારપાલની પહેલાંની ખરાબ સ્થિતિ સંબંધી, મનને ખૂંચે એવી, મશ્કરી કર્યા કરતો પણ કુમારપાલે તેને તેમ નહીં વર્તવા માટે વિનતી કરી સમજાવ્યો છતાં જાતે ઉચ્છૃંખલ હોવાથી તે સમજ્યો નહીં એટલે કુમારપાલે પોતાના મલ્લો પાસે એના હાથપગ ભાંગી નંખાવ્યા, અને બેય આંખો ફોડી નખાવી તેને ઘેર મોકલી દીધો આ ઉપરથી વિચાર કરીને ભયભીત થઈ ગયેલા બધા સામંતોએ તે દિવસથી રાજાની પગલે પગલે સેવા કરવા માંડી [2] આ રીતે કુમારપાલે આરંભથી જ પોતાના રાજ્યમાં સખ્તાઇની છાપ બેસાડી દીધી હતી, એમ માનવામાં કોઈ વાંધો નથી

## કુમારપાલની અજમેર ઉપરની ચઢાઇ

કુમારપાલની અજમેર ઉપરની ચઢાઇનો ઉલ્લેખ સમકાલીન શ્રીહેમચંદ્રના દ્વયાશ્રય મહાકાવ્યમાં મળે છે તેમાં લખ્યું છે કે "જયસિંહના મરણ પછી મદોન્મત્ત થઈ ગયેલા સપાદલક્ષના આન્ન રાજાએ ઉત્તરના રાજાઓ જોડે મળીને કુમારપાલ સાથે કારણ વિના જ વિરોધ આરંભ્યો, અને કુમારપાલને પાછળથી દબાવવા માટે પૂર્વના એટલે માલવાના રાજા બલ્લાલને નિયોજ્યો આ રીતે અજમેરનો રાજા આન્ન પોતાના ઉપર ચઢી આવે છે તેવી ખબર એક જાસુસ મારફત કુમારપાલને મળી એટલે તેણે કાક નામના દંડપતિની સરદારી નીચે નાન્દીપુરના લશ્કરને બલ્લાલ સામે મોકલ્યું અને પોતે કચ્છના, સૌવીરના તથા સિન્ધના ઘોડાઓ તથા આરણ્યક હાથીઓ સાથે આન્ન સામે નીકળ્યો આબુ પહોંચ્યા પછી બનાસ નદીના કાંઠા ઉપર થોડો વિશ્રામ કરીને, આબુનો રાજા વિક્રમસિંહ જે પોતાનો સામંત હતો તેને સાથે લઇને અજમેર તરફ ગયો, અને ત્યાં ચૌહાણ રાજા સાથે લઢાઈ આરંભી તેમાં ચૌહાણ રાજા હારી ગયો એટલે નમી જઇને કુમારપાલ સાથે સંધિ કરી, તથા પોતાની પુત્રી જલ્હણા કુમારપાલને પરણાવી"[3] આમ અજમેરના રાજા આન્ને હારી જવાથી પોતાની પુત્રી કુમારપાલને પરણાવી હતી, એ નિ:સંદેહ છે પણ કુમારપાલે પોતાની બેન દેવળદેવી અજમેરના રાજા આન્ન કે અર્ણોરાજને આપી હતી, એમ જે ચતુર્વિંશતિપ્રબંધમાં ઉતારેલી દંતકથા કહે છે,[4] તે બરાબર નથી વળી આન્ન રાજા ગૂર્જર દેશને સીમાડે આવી પહોંચ્યો અને ત્યાં લઢાઇ થઈ, એમ પ્ર ચિ મા લખ્યુ છે [5]

---

૧ જુઓ પ્ર ચિં ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી, પાન ૧૬૬ થી ૧૬૭
૨ એજન પાન ૧૬૭
૩ દ્વયાશ્રય મહાકાવ્ય, સર્ગ ૧૬ શ્લોક ૫ થી તે સર્ગ ૧૯, શ્લોક, ॥ ૯૨ ॥
૪ ચતુર્વિંશતિ પ્રબંધમાં હેમ સૂ. પ્ર પાન ૯૦ થી ૯૪
૫ પ્ર ચિં ગુ. ભા શ્રી દુ કે શાસ્ત્રી, પાન ૧૬૮

પણ ખરી રીતે કુમારપાલે જ અજમેર ઉપર ચઢાઇ કરી હતી, એમ કુમારપાલના ચિતોડના વિ. સં. ૧૨૦૭ ના શિલાલેખથી ચોક્કસ ઠરે છે. આ લેખમાં લખ્યું છે કે "કુમારપાલ રાજા સપાદલક્ષ દેશને ખૂંદીને તથા ત્યાંના રાજાને તાબે કરીને ચિતોડગઢને પાછાં ફરતાં, ચિતોડનાં મંદિરો, મહેલો અને સરોવરો વગેરેની શોભા જોઇને સમિદ્ધેશ્વરને એક ગામનું દાન આપ્યું."[1] પછી વિ. સં. ૧૨૦૭ માં સમિદ્ધેશ્વરના આ દાનનો લેખ લખાયેલો છે. એટલે આ લઢાઈ વિ. સં. ૧૨૦૭ પહેલાં થઇ હોવી જોઇએ, એમ નક્કી થાય છે. વળી આ લઢાઇમાં કુમારપાલનો વિજય થયો હતો, એ ઉપર કહ્યું છે. અને કીર્તિકૌમુદી, સુકૃત સંકીર્તન, વગેરે પ્રબંધોમાં[2] પણ કુમારપાલના આ વિજયનો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે. આ ઉપરથી જણાય છે કે કુમારપાલે અજમેરના રાજા આના કે અર્ણોરાજ[3] ઉપર વિજય મેળવ્યો, અને એની પુત્રી જલ્હણા સાથે પરણ્યો તથા निजभुजविक्रमरणांगणविनिर्जितशाकंभरीभूपाल એવું મહાબિરૂદ ધારણ કર્યું. કુમારપાલના આ બિરૂદનો ઉલ્લેખ કુમારપાલના પોતાના વિ. સ. ૧૨૦૯ અને ૧૨૧૩ ના લેખમાં તથા આ વંશના લેખોમાં મળે છે. એટલે એ વિષે સંદેહનું કારણ નથી.

## કુમારપાલે માલવાના રાજા બલ્લાલને માર્યો

કુમારપાલે માલવાના રાજા બલ્લાલની સામે નાન્દીપુરીના લશ્કરને કાકની સરદારી નીચે મોકલ્યું હોવાનું વર્ણન દ્વયાશ્રય મહાકાવ્યમાંથી ઉપર ઉતાર્યું છે. આગળ ચાલતાં એ જ ગ્રંથમાં કહ્યું છે કે જે વખતે કુમારપાલનાં આનાની પુત્રી જલ્હણા સાથે લગ્ન થઇ રહ્યાં, એ જ વખતે બલ્લાલને કુમારપાલના પાંચ સામંતોએ મળીને હરાવ્યાના સમાચાર પણ આવ્યા.[4] બલ્લાલ સામે કુમારપાલ તરફથી લઢવા ગયેલા આ સામંતોનાં નામો દ્વયાશ્રય મહાકાવ્યમાં કે તેની ટીકામાં આપ્યાં નથી, પણ આબુ ઉપરના તેજપાલના મંદિરની વિ. સં. ૧૨૮૭ ની પ્રશસ્તિમાં લખ્યું છે કે "યશોધવલે કુમારપાલની સામે આવેલા માલવાના રાજા બલ્લાલને માર્યો."[5] આ યશોધવલ આબુના પરમાર રાજા રામદેવનો પુત્ર અને કુમારપાલનો સામંત હતો, એમ એ જ પ્રશસ્તિમાં લખ્યું છે.[6] જો કે કુમારપાલની સપાદલક્ષના રાજા આના ઉપરની ચઢાઈમાં આબુનો રાજા વિક્રમસિંહ હોવાનું ઉપર કહ્યું છે, છતાં કદાચ વિ. સં. ૧૨૦૭ ની આસપાસ વિક્રમસિંહ ગાદી ઉપર હોય અને યશોધવલ

---

૧ જુઓ ગુ. ઐ. ઇ. લેખો ભાગ ૨ જો, લેખાંક ૧૪૬ શ્લોક ૯ થી ૧૮, પંક્તિ ૯ થી ૧૯.

૨ हृदि प्रविष्ट यद्वाणक्लिप्टेनाघूर्णित शिरः ।
जाङ्गलक्षोणिपालेन व्याचक्षाणैः परैरपि ॥ શ્લોક ૪૬ ॥
[ જુઓ કીર્તિકૌમુદી સર્ગ ૨ ] તથા સુ. કૃ. સં- સર્ગ ૨ શ્લોક ૪૩

૩ અજમેરનો આ રાજા આના કે અર્ણોરાજ વિ. સ. ૧૨૦૭ ને ૧૨૦૮ ની વચ્ચે તેના મોટા પુત્ર જગદેવને હાથે માર્યો ગયો છે. [ જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ ભાગ ૧ પાન ૨૪૨ ]

૪ દ્વયાશ્રય મહાકાવ્ય, સર્ગ, ૧૯ શ્લોક ॥૧૦૦ થી ૧૨૫॥

૫-૬......यशोधवल इत्यासीतनूजस्ततः ।
यश्चोलुक्य कुमारपाल नृपति प्रत्यर्थितामागतं
मत्वा सत्वरमेव मालवपति बल्लालमालब्धवान् ॥
[ જુઓ પ્રાચીન જૈન લેખસંગ્રહ ભાગ ૧, લેખાંક ૬૪ શ્લોક ૩૫ ]

ફટાયો હોઇને કુમારપાલે આપેલી કોઈ જાગીર ભોગવતો હોય, એમ વિ સ ૧૨૦૨ ના અજારીના લેખમા "પરમાર વંશોદ્ભવમહામણ્ડલેશ્વર યશોધવલ એવુ જે લખેલુ મળે છે તે ઉપરથી લાગે છે વળી પ્રભાવકચરિત્ર ગ્રથમા કહ્યુ છે કે "આબુના રાજા વિક્રમસિંહે કુમારપાલની વિરૂદ્ધ વર્તન કર્યું જેથી કુમારપાલે તેને કેદમા નાખી તેના ભત્રીજા યશોધવલને ચદ્રાવતીની ગાદી આપી" [1] આ ઉપરથી ચોક્કસ જણાય છે કે વિક્રમસિંહ થોડો વખત ગાદી ઉપર રહ્યા પછી યશોધવલ ગાદી ઉપર આવ્યો પછી કુમારપાલના સામતોએ હરાવ્યો તે માલવાનો રાજા આ બલ્લાલ કોણ હતો, એ કહેવુ મુશ્કેલ છે કારણ કે માલવાની ગાદી ઉપર બલ્લાલ નામનો પરમાર વશનો કોઇ રાજા થઇ ગયો હોવાનો ઉલ્લેખ ક્યાય મળતો નથી વળી સિદ્ધરાજ જયસિંહ માલવાના રાજા યશોવર્માને હરાવી માલવાનો પ્રદેશ પોતાના કબજે કરી લીધો હતો, એટલે એ પ્રદેશ કુમારપાલના તાબામા હતો, એ સ્પષ્ટ છે કુમારપાલના સમયમા માલવાની ગાદી ઉપર યશોવર્મા પછી જયવર્માનુ રાજ્ય હતુ એટલે જયવર્માના વખતમા દ્વારસમુદ્રના હોઇસલા રાજા બલ્લાલે—વીર બલ્લાલ બીજાએ કર્ણાટકના ચાલુક્ય લશ્કરના સેનાપતિ બનીને નબળા પડી ગયેલા માલવાના રાજા જયવર્માને હરાવી, ત્યા પોતાની સત્તા જમાવી હશે આ બલ્લાલને મારીને કુમારપાલે માલવાનો બધો પ્રદેશ પોતાના તાબે લીધો અને જૂદા જૂદા વિષયોમા વહેચી માલવાના પૂર્વ વિભાગની સુપરત ભીલસા–ઉદયપુરમા થાણુ નાખી પડેલા પોતાના મહા સાધનિક [સુબા] રાજ્યપાલને કરી, [2] કારણ કે કુમારપાલના આ મહાસાધનિક રાજ્યપાલનો વિ સ ૧૨૨૦ નો ભીલસા પાસે ઉદયપુરના ઉદાલેશ્વરને દાન આપ્યાનો લેખ મળ્યો છે [3] જેથી સિદ્ધ થાય છે કે કુમારપાલે માલવાનો એ ભાગ પોતાના કબજે કર્યો હતો વિ સ ૧૨૦૮ ની વડનગરપ્રાકારપ્રશસ્તિમાં "માલવાના રાજાના માથાને કુમારપાલે દરવાજામા લટકાવ્યાનુ કહેલુ છે, [4] તથા "યશોધવલે માલવાના રાજા બલ્લાલને માર્યો" એવુ વિ સ ૧૨૮૮ ના પ્રશસ્તિલેખનુ કથન ઉપર ઉતાર્યુ છે પરતુ કુમારપાલના મરણ પછી આ બલ્લાલ વિ સ ૧૨૨૯ થી ૧૨૬૮ સુધી દ્વારસમુદ્રની ગાદી ઉપર વિદ્યમાન હતો, એમ જણાય છે [5] પછી આ લડાઇ હેમચદ્ર કહે છે તેમ અજમેર ઉપરની ચઢાઈ વખતે કે તે પછી તરતમાં વિ સ ૧૨૦૭–૮ માં થઇ છે, એમ વિ સ, ૧૨૦૮ ની વડનગરપ્રાકારપ્રશસ્તિથી ફલિત થાય છે

## કુમારપાલની કોકણ ઉપરની ચઢાઇ

કુમારપાલની કોકણના રાજા મલ્લિકાર્જુન ઉપરની ચઢાઈ વિષે લખતા મેરુતુગ કહે છે "એક વખત રાજસભામા બેઠેલા કુમારપાલ પાસે કોઈ ચારણે કોકણના રાજા

---

૧ જુઓ પ્રભાવકચરિત હે ચૂ પ્ર શ્લોક ૫૭૮

૨ જુઓ ઇન્ડિયન એન્ટીકવરી, ઓકટોબર, ૧૯૩૨ ના અકમા શ્રીયુત ડી સી ગગુલીનો "પરમારો" વિષેનો મનનીય લેખ

૩ ગુ એ ઐ લેખો ભાગ ૨ જો, લેખાક ૧૫૦

૪ द्वारलम्बितमालवेश्वरशिर पद्मेन यथाहरत् ॥ શ્લોક ૧૫ ॥

[જુઓ પ્રાચીન લેખમાલા ભાગ ૧, લેખ ન ૪૫૦ તથા ગુ એ ઐ લે ભા ૨ જો લેખાક ૧૪૭]

૫ જુઓ ગુ મ રા. ઈ ભાગ ૧ પાન ૨૨૮ ટિપ્પણ ૧

મલ્લીકાર્જુનના "રાજપિતામહ" બિરૂદની વાત કરી, એ બિરૂદ સહન ન થવાથી કુમારપાલે રાજસભા તરફ સૂચક નજર કરી. એટલે રાજાનું મન સમજનાર મંત્રી આંબડે મલ્લીકાર્જુનનો નાશ કરવાનું માથે લીધું, અને રાજાએ તેને પાંચે અંગનો પોષાક આપી, સામંતો તથા લશ્કર સાથે કોંકણના રાજાને મારવા મોકલ્યો. આંબડ ચીખલી અને વલસાડથી વહેતી કાવેરી નદી ઉતરી સામે કાંઠે પડાવ નાંખે છે ત્યાં લઢાઈ માટે તૈયાર થઈને આવેલા મલ્લીકાર્જુને તેના લશ્કરને મારીને વીખેરી નાખ્યું. આ રીતે એક વાર હારી ગયા છતાં બીજા નવા બળવાન સામંતો સાથે તેને જ કુમારપાલે ફરી મલ્લીકાર્જુન ઉપર મોકલ્યો અને બીજી વખત પાજ બાંધી, સૈન્યને સામે કાંઠે ઉતારી, લઢાઈમાં મલ્લીકાર્જુનને હરાવી, તેનું માથું કાપી લીધું. અને મલ્લીકાર્જુનના દેશમાંથી લૂંટી આણેલી વસ્તુઓ સાથે તે માથું પણ સભામાં ૭૨ સભાસદો સહ બેઠેલા શ્રી કુમારપાલ મહારાજના ચરણમાં મૂક્યું. એટલે રાજા કુમારપાલે આંબડના એ પરાક્રમથી ખૂશ થઈને તેને "રાજપિતામહ"નું બિરૂદ આપ્યું." [૧] આમ કોંકણના રાજાને હરાવી મારી નાંખ્યાનો યશ ઉદયનના પુત્ર આંબડ કે આમ્રભટને મળે છે. પરંતુ સોમેશ્વરે લખેલી આબુ ઉપરના તેજપાલના મંદિરની પ્રશસ્તિમાં "ચંદ્રાવતીના પરમાર રાજા ધારાવર્ષે કોંકણના રાજાની પત્નીઓને રોવરાવી" [૨] એવું જે લખેલું છે, એ ઉપરથી તો મલ્લીકાર્જુનને માર્યાનો યશ ધારાવર્ષના ફાળે જાય છે. આ ધારાવર્ષ તે માલવાના બલ્લાલને મારનાર યશોધવલનો પુત્ર છે. તેના વિ. સં. ૧૨૨૦ થી ૧૨૭૬ સુધીના પાંચ લેખો મળ્યા છે,[૩] જે ઉપરથી તેણે લાંબું રાજ્ય કર્યું હોવાનું જણાય છે. આ ધારાવર્ષ કુમારપાલનો સામત હોવાથી જે લશ્કર કોંકણ ઉપર ચઢી ગયું હશે તેમાં એ ગયો હોવાનો તથા ત્યાં પરાક્રમ કર્યું હોવાનો સંભવ છે. અજમેરનો ચૌહાણ રાજા સોમેશ્વર જે સિદ્ધરાજની પુત્રી કાંચનદેવીનો પુત્ર હતો અને વિ. સં. ૧૨૨૬ માં અજમેરની ગાદીએ બેઠા પહેલાં અણહિલપુરમાં રહેતો હતો તે પણ આ લઢાઈમાં ગયો હતો અને તેણે કોંકણના રાજાને માર્યો હતો, એમ પૃથ્વીરાજવિજય મહાકાવ્યથી સમજાય છે.[૪] છતાં આંબડ લાટનો મહામંડલેશ્વર[૫] હોઈ, લાટના દક્ષિણ છેડા ઉપરની ચઢાઈમાં આગેવાન તરીકે ગયો હોય, એ તદ્દન સંભવિત છે, પછી ઉત્તર કોંકણની ઐતિહાસિક સ્થિતિનો વિચાર કરતાં જણાય છે કે ઉત્તર કોંકણ ઉપર એ વખતે શિલાહાર વંશના રાજા મલ્લીકાર્જુનની સત્તા હતી, કારણ કે મલ્લીકાર્જુનના શક સંવત્ ૧૦૭૮ [વિ. સં. ૧૨૧૨ અને ૧૨૧૬]ના શિલાલેખો ચિપલુણ અને વસઈમાંથી મળ્યા છે.[૬] વળી આ મલ્લીકાર્જુન ઉપરની ચઢાઈમાં કુમારપાલ જાતે ગયો હોવાનું તો કોઈએ નોંધ્યું જ નથી. તેમ મલ્લીકાર્જુનનું

---

૧ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે શાસ્ત્રી, પાન ૧૭૧ થી ૧૭૨

૨ धारावर्ष समजनि सुतस्तस्य विश्वप्रसस्यः ।
क्रोधाक्रान्तप्रधनवसुधा निश्चले यत्र जाताश्रयो
तन्नोत्रोत्पलजलकणाः कोंकणाधीशपत्न्यः ॥ શ્લોક: ૩૬ ॥
[જુઓ પ્રાચીન લેખમાલા લેખાંક: ૬૪]

૩ જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ ભાગ ૧ પાન ૭૮ થી ૭૯

૪ એજન: પાન ૨૪૯

૫ જુઓ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પાન ૧૮૫ થી ૧૮૭ તથા ટિ. ૩૪

૬ બોમ્બે ગેઝેટીયર ગ્રંથ ૧ ભાગ ૧ પાન ૧૮૫થી૧૮૬, તથા ગ્રંથ ૧૩ ભાગ ૨ પાન ૪૨૬થી૪૨૭

"રાજપિતામહ"નુ બિરુદ કુમારપાલને સહન ન થયું જેથી તેને મારવા આમડને મોકલ્યો હોવાનું મેરુતુંગનુ કથન ઉપર ઉતાર્યું છે, પણ તે તદ્દન કલ્પિત છે, કદાચ મલ્લીકાર્જુનને કર્ણના વખતથી ગુજરાતના તાબે ગયેલા અને પોતાની સરહદને અડતા પ્રદેશને દબાવવાનો પ્રયત્ન કર્યો હોય કિંવા કુમારપાલને પોતાના રાજ્યની સરહદ જરા વધારવાનો લોભ થયો હોય[1] એ ગમે તેમ હોય, પણ કુમારપાલે કોકણ ઉપર ચઢાઈ કરી, મલ્લીકાર્જુનને મારી નાખ્યો, એ નિ સન્દેહ છે મલ્લીકાર્જુનના ઉત્તરાધિકારી અપરાદિત્ય બીજાનો શક સવત્ ૧૦૮૪ [વિ સ ૧૨૧૮]નો એક લેખ મળ્યો હોવાની નોંધ છે[2] જો કે અપરાદિત્ય બીજાના શક સંવત્ ૧૧૦૬ (વિ સ ૧૨૪૦) પહેલાના કોઈ લેખની ભાળ મળતી નથી, એવી પણ એક નોંધ મળે છે,[3] છતાં ઉપર જોઈ ગયા તે આબુ ઉપરના તેજપાલના મંદિરના પ્રશસ્તિલેખમા અને પૃથ્વીરાજવિજયમા મલ્લીકાર્જુન માર્યો ગયો હોવાનો સ્પષ્ટ ઉલ્લેખ છે. શ્રીહેમચંદ્ર પણ 'કોકણના રાજા મલ્લીકાર્જુનને કુમારપાલના સુભટોએ હરાવ્યો તથા મારી નાખ્યો'[4] એમ લખ્યુ છે કીર્તિ કૌમુદી, વસત વિલાસ, પ્રભાવકચરિત[5] વગેરેમા પણ મલ્લીકાર્જુન માર્યો ગયો હોવાનો ઉલ્લેખ છે એટલે કોકણ ઉપરની કુમારપાલની આ ચઢાઈમા મલ્લીકાર્જુન માર્યો ગયો હોય, એમ માનવુ યોગ્ય દેખાય છે ટુકામા એટલું જ કે કુમારપાલને કોકણના આ વિજયથી ખાસ કાઇ લાભ મળ્યો હોય એમ જણાતુ નથી

## કુમારપાલે સોરઠના બંડખોરને દબાવ્યો

કુમારપાલે સોરઠના બડખોર સુવર સામે લઢવા માટે ઉદયન મત્રીને મોકલ્યો, એમ પ્ર ચિ મા લખ્યુ છે[6] અને કુમારપાલનો ભાઇ કીર્તિપાલ સોરઠ સામે ગયો, એમ પ્રભાવક ચરિતમા કહ્યું છે[7] પણ સોરઠના એ બડખોર સાથેની લઢાઈમા ઉદયનને વાગ્યુ, અને એ વૃદ્ધ મંત્રી મરવા પડ્યો, પણ તેના મનમા શત્રુંજયના લાકડાના મદિરનો જીર્ણોદ્ધાર કરી પથ્થરનું મદિર બંધાવવાનો વિચાર રમ્યાં કરતો હોવાથી તેનો જીવ જતો ન હતો ત્યારે કીર્તિપાલે "શેત્રુંજાનો તથા શકુનિકા વિહારનો જીર્ણોદ્ધાર તમારો પુત્ર વાગ્ભટ કરશે" એમ કબુલ કર્યું, એટલે વૃદ્ધ મત્રી ઉદયને પરલોકમા ગતિ કરી"[8] એ હકીકતને ઐતિહાસિક માન વામા વાધો નથી, કારણ કે વાગ્ભટે કરેલા એ જીર્ણોદ્ધારનો પ્રસગ વિ સં ૧૨૧૧ કે ૧૨૧૩ મા બન્યો હતો, એ આગળ ચાલતા જોઈશુ પછી કુમારપાલે સોરઠના બંડખોરને દબાવ્યો, એ વાતનો ઉલ્લેખ કુમારપાલના પોતાના લેખમા કે દ્વયાશ્રય, કીર્તિકૌમુદી જેવા જૂના ગ્રંથોમા નથી, પણ ચૌલુક્ય રાજાઓના નાડોલના ચાહમાન વંશના સામત રાજા ચાચિગદેવના સુધાના વિ સં ૧૩૧૯ ના લેખમા ચાચીગદેવના પૂર્વજ અને કુમારપાલના

૧ ગુ મ રા ઈ ભાગ ૨ જો, પાન ૨૯૫

૨ બોમ્બે ગેઝેટીયર ગ્રંથ ૧, ભાગ ૧, પાન ૧૮૬

૩ બોમ્બે ગેઝેટીયર ગ્રંથ ૧૩, ભાગ ૨ જો, પાન ૪૨૬ થી ૪૨૮

૪ કુમારપાલચરિત સર્ગ ૧

૫ જુઓ સર્ગ ૨, શ્લોક ૪૭, સર્ગ ૩, શ્લોક ૨૯ તથા હેમસૂરિપ્રબંધ, શ્લોક ૭૭૩ થી ૭૭૪.

૬ પ્ર. ચિ નુ ભા રી દુ કે શાસ્ત્રી, પાન ૧૮૩

૭ પ્ર ચ હે સૂ પ્ર શ્લોક ॥ ૪૨૮ ॥

૮ પ્ર. ચિ ગુ. ભા રી દુ કે શાસ્ત્રી, પાન ૧૮૩ થી ૧૮૪.

સામંત રાજા આલ્હણદેવે ગૂર્જરેશની ઈચ્છાથી સૌરાષ્ટ્ર–સોરઠ–ના કુટિલ કાંટાને ઉખેડી નાંખ્યો",[1] એમ લખ્યું છે. વળી આલ્હણદેવના પોતાના કિરાડુમાંથી મળેલા વિ. સં. ૧૨૦૯ ના લેખમાં આલ્હણદેવ પોતે કુમારપાલનો સામંત હતો, એમ કહે છે.[2] આલ્હણદેવના પુત્ર કીર્તિપાલનો વિ. સં. ૧૨૧૮ નો એક લેખ મળ્યો છે,[3] જેમાં પણ આલ્હણદેવે સૌરાષ્ટ્રિકોને હરાવ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ છે. આ ઉપરથી નક્કી થાય છે કે સોરઠના બંડખોરને દબાવવા જે જે સામતો મોકલ્યા તેમાં આ સામંત રાજા આલ્હણદેવ પણ હતો. સોરઠના બંડખોરના નામ વિષે ચોક્કસ કાંઇ માહીતી મળતી નથી. કારણ કે પ્રબંધોમાં એના નામ વિષે ગડબડ થઈ છે. જો કે કુમારપાલના સમયમાં ગોહેલ વંશના સહજીકનો પુત્ર મૂલુક સૌરાષ્ટ્રનો શાસક હતો, એમ માંગરોલની સોઢડી વાવના વિ. સં. ૧૨૦૨ સિંહ. સં. ૩૨ ના શિલાલેખથી ફલિત થાય છે.[4] છતાં આ બાબતમાં વધારે ચોક્કસાઈથી કહેવા માટે સાધન નથી.

## નાડોલ સાથેના યુદ્ધમાં કુમારપાલની હાર

કુમારપાલે સપાદલક્ષ કિંવા અજમેરના રાજા આન્ન કે અર્ણોરાજને હરાવ્યો હતો;[5] જેનો બદલો વાળવા માટે અર્ણોરાજના પુત્ર વિગ્રહરાજે–વીસલદેવે જ્યારે કુમારપાલને કાંઈ ન થઈ શક્યું ત્યારે અર્ણોરાજને હરાવવામાં મદદ કરનાર કુમારપાલના સામંત આલ્હણ ઉપર ચઢાઇ કરી, તેના નાડોલને ખેદાનમેદાન કર્યું અને જાબાલીપુરને બાળ્યું, એમ સોમેશ્વરના બીજોલ્યાના વિ. સં. ૧૨૨૬ ના ફાલ્ગુન વદી ૩ ના શિલાલેખથી ફલિત થાય છે;[6] જો કે કુમારપાલના પોતાના કોઈ લેખમાં કે આ વંશના બીજા લેખોમાં કુમારપાલની હાર વિષેનો ઉલ્લેખ નથી મળતો. પણ આ લેખથી ચોક્કસ જણાય છે કે કુમારપાલના પોતાના નાડોલના સામંત આલ્હણદેવને વિગ્રહરાજે હરાવ્યો.

## કુમારપાલે કરેલાં લોકોપયોગી પુણ્યકાર્યો.

કુમારપાલનાં લોકોપયોગી પુણ્યકાર્યોમાં સિદ્ધરાજ જયસિંહ પેઠે મહા સરોવર જેવું લોકોપયોગી મહાકાર્ય કુમારપાલે કર્યું હોય, એમ જણાતું નથી. છતાં વડનગરને ફરતો કોટ કરાવ્યો હતો, એમ વિ. સં. ૧૨૦૮ ની વડનગરપ્રકારપ્રશસ્તિથી સમજાય છે.[7] વળી ઝીંઝુવાડાના કિલ્લાના જૂના ભાગમાં ક્યાંક **सहं श्री उदल** લખેલું મળે છે.[8] એ ઉપરથી જણાય છે કે ઉદયન મંત્રીના ઉપરીપણા નીચે કદાચ એ કિલ્લો બંધાવ્યો હશે.

---

૧ यत्साहाय्य प्रतिपदमहो गूर्जरेशश्चकांक्ष ।
सौराष्टे कुटिलोग्रकंटकभिदाप्त्युदामकीर्तैस्तदा ॥ શ્લોક ૩૨ થી ૩૩ ॥

૨ પ્રાચીન લેખસંગ્રહ, નં. ૩૪૬. [ જુઓ એપીગ્રાફ્યા ઇન્ડિકા, ગ્રંથ ૯, પાન ૭૦ ].

૩ એપીગ્રાફિયા ઇન્ડિકા, ગ્રંથ ૯, પાન ૬૮.

૪ ગુ. ઐ. ઉ. લેખો, ભાગ ૨ જો લેખાંક ૧૪૫.

૫ જુઓ પાછળ પાન , તથા ચિતોડના કિલ્લા પરનો વિ. સં. ૧૨૦૭નો શિલાલેખ. [ ગુ. એ. ઉ. લે. ભાગ ૨ જો, લેખાંક ૧૪૬ ]

૬ જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ, ભાગ ૧ લો, પાન ૨૪૩ થી ૨૪૪.

૭ જુઓ ગુ. ઐ. ઉ. લેખો, ભાગ ૨ જો, લેખાંક ૧૪૭.

૮ રાસમાલા ભાગ ૧, ગુજરાતી ભાષાન્તર, દ્વિતીયાવૃત્તિ, પાન ૩૭૯. છતા આ કોટ ઉદયન મંત્રીના સમય જેટલો જૂનો હશે એમ ચોક્કસ કહેવા માટે સમકાલીન ઉત્કીર્ણ લેખ જેવું સાધન નથી.

## કુમારપાલ પરમ શિવભક્ત હતો

કુમારપાલ પણ પોતાના પૂર્વજોની માફક શિવભક્ત હતો, એમ કુમારપાલના પોતાના લેખોથી ફલિત થાય છે વિ સ ૧૨૦૮ અને ૧૨૦૯ ના લેખોમા તેને "ઉમાપતિવરલબ્ધ-પ્રૌઢપ્રતાપ" કહ્યો છે[૧] પાછલા સમયના લેખોમા પણ એ જ વિશેષણ મળે છે એટલુ જ નહીં પણ વિ સ ૧૨૨૫ મા સોમનાથના મદિરનો જીર્ણોદ્ધાર તે મદિરના પાશુપતાચાર્ય ભાવબૃહસ્પતિ પાસે કરાવી, એ મદિરનું આચાર્યપદ વશપરપરા માટે તેને આપવા માટે મલાપુરી નામના ગામનું દાન આપતી વખતે એ આચાર્ય તરફ ઘણી પૂજ્યવૃત્તિ કુમારપાલે દર્શાવી હોવાનું ભદ્રકાલીના મદિરના વલભી સ ૮૫૦, વિ સ ૧૨૨૫ના શિલાલેખથી જણાય છે વળી એ શિલાલેખમા લખ્યુ છે કે "ભાવબૃહસ્પતિએ સોમનાથના દેવાલયને જીર્ણ થયેલુ જોઈને રાજાને એનો ઉદ્ધાર કરવાનું કહ્યુ"[૨] આ જોતા શ્રીહેમચદ્રની સૂચનાથી કુમારપાલે સોમનાથના મદિરનો જીર્ણોદ્ધાર કર્યો, એવુ પ્ર ચિ [૩]નુ કથન વિશ્વાસનીય નથી લાગતુ આમ કુમારપાલ શિવભક્ત હોવા છતા જૈનગ્રથો, કુમારપાલને જૈનધર્મમા માનનારો પરમાર્હત રાજા કહે છે, એ જરા જોઈએ

## કુમારપાલનો જૈનધર્મ પ્રતિ સમભાવ

કુમારપાલ ઉપર કહ્યુ તેમ પરમ શિવભક્ત હતો, છતા તેનો જૈનધર્મ પ્રતિ સમભાવ હોય, એમ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત, મોહપરાજય, કુમારપાલપ્રતિબોધ, અને સસ્કૃત તથા પ્રાકૃત દ્વયાશ્રય આદિ જૈનગ્રથોથી ફલિત થાય છે આ ગ્રથોમા લખ્યુ છે કે કુમારપાલે શ્રીહેમચદ્રના ઉપદેશથી વિ સં ૧૨૧૬ મા જૈનધર્મનો સ્વીકાર કર્યો, અને માસત્યાગ, દ્યૂતત્યાગ, મદ્યત્યાગ, હિસા, પરદારાગમન અને વેશ્યાગમન,—એનો ત્યાગ, વગેરે બારવ્રતો ગ્રહણ કર્યાં, તથા બાર વર્ષ સુધી હિસા બધ કરાવી,[૪] અને જૈનધર્મના પ્રભાવક તરીકે પરમાર્હતનું બિરુદ ધારણ કર્યું કુમારપાલના આ પરમાર્હત બિરુદનો ઉલ્લેખ જાલોરના કુમારપાલવિહારના વિ સ ૧૨૨૧ ના શિલાલેખમાં મળે છે[૫] આ જોતા જણાય છે કે કુમારપાલ જૈનધર્મનો અનુયાયી બન્યો હોય વળી કુમારપાલે જૈનધર્મનો સ્વીકાર કર્યા પછી પરાપૂર્વથી ચાલી આવતી રાજ્યની નીતિ પ્રમાણે મરી ગયેલા વારસ વગરના માણસની સપત્તિનો જે અધિકાર રાજસત્તા લઈ લેતી હતી તે નીતિ બધ કરી[૬] શાકભરીના ચાહમાન રાજા અર્ણોરાજ અને માલવાના રાજા બલ્લાલનો પરાજય કર્યા પછી એક દિવસે કોઈ દીન દેખાતા ગામડીઆ માણસને બકરા આદિ બેચાર પશુઓને કસાઇખાને તાણી જતો જોઇને કુમારપાલને દયા આવી અને તેણે પોતાના રાજ્યમા જો કોઇ પણ માણસ જીવહિંસા કરશે તો તેને ચોર અને વ્યભિચારી કરતા પણ વધારે શિક્ષા થશે, એવી રાજાજ્ઞા

---

૧ જુઓ પ્રાચીન જૈન લેખસગ્રહ, ભાગ ૧ લો, લેખાક ૩૪૫ થી ૩૪૬

૨ ગુ ઐ લેખો, ભાગ ૨ જો, લેખાક ૧૫૫, શ્લોક ૧૧ તથા ૧૬

૩ પ્ર ચિ ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી, પાન ૧૭૬

૪ મોહપરાજય, અક ૪, પાન ૧૦૨

૫ ओं ॥ स १२२१ श्री जाबालीपुरीय काँचनगिरिगढस्यो परि प्रभु श्री हेमसूरि प्रबोधित श्री गूर्जरधराधीश्वर परमार्हत चौलुक्य [ જુઓ પ્રાચીન જૈન લેખસગ્રહ, ભાગ ૧, લેખાક ૩૫૨ ]

૬ જુઓ દ્વયાશ્રય મહાકાવ્ય તથા મોહપરાજયમાંનો વિસ્તૃત વૃત્તાન્ત

જાહેર કરી.[1] પણ દાખલા તરીકે સપાદલક્ષના એક અવિવેકી શેઠીઆએ દાગમાં ચોળીને એક જૂને મારી નાંખી. અમારિનો અમલ કરાવનાર અધિકારીને આ વાતની ખબર પડતાં એ શેઠીઆને રાજા પાસે ઉભો કર્યો. એટલે રાજાએ તેનું સર્વસ્વ લૂંટી લઈ તેમાંથી યૂકાવિહાર કરાવ્યો.[2] આવું જીવહિંસાના અમલ સંબંધી વર્ણન ખરેખર હાસ્યાસ્પદ હોઈ કલ્પિત છે, એમ કહી શકાય. કુમારપાલનો પોતાનો તો હિંસાની બંધીને લગતો કોઈ લેખ મળ્યો નથી. પણ મારવાડના છેક દક્ષિણ ભાગમાં આવેલા રત્નપુર ગામના શિવમંદિરના સંવત વગરના લેખમાં લખ્યું છે કે "કુમારપાલના સામંત રત્નપુરના માલિક પૂનમાક્ષ દેવની મહારાણી ગિરિજાદેવીએ પ્રાણીઓને અભયદાન આપવા માટે શંભુની કૃપાથી મળેલ રત્નપુર ચોરાસીમાં દરેક માસની એકાદશીએ, ચૌદશે, પુનમે અને અમાસે કોઈ પણ જાતની હિંસા કરવી નહી, એવી અમારિ પ્રવર્તાવી હતી."[3] વિ. સં. ૧૨૦૯ ના કિરાડુના લેખમાં પણ કુમારપાલના સામંત આલ્હણદેવે "દરેક માસની અષ્ટમી, એકાદશી તથા ચતુર્દશીને દિવસે કોઈ પણ જાતની જીવહિંસા કરવી નહીં, છતાં જો કોઈ આ હુકમનો ભંગ કરશે તો તેનો પાંચ દ્રમ્મ [સવાથી દોઢ રૂપિયો] દંડ થશે," એવું શાસન કાઢયું હતું. વળી "જો અપરાધી રાજાનો સેવક હોય તો તો દંડ એક જ દ્રમ્મ થશે, એમ પણ ઉમેર્યું છે."[4] આ ઉપરથી ખાત્રી થાય છે કે કુમારપાલે પોતાના રાજ્યમાં પણ અમુક દિવસોએ જ હિંસા ન કરવી, એવો પ્રબંધ કર્યો હતો, ઉપરાંત પોતાના રાજયમાં કોઇએ મદ્યપાન કરવું નહીં, એવી રાજાજ્ઞા જાહેર કરી હતી.[5] વળી છેક મહાભારતના વખતથી દ્યૂતની રમત ખાસ કરીને રાજાઓમાં બહુ જ વ્યાપક હતી. પણ કુમારપાલે એ રમત સદાને માટે કાઢી નંખાવી.[6] એક માત્ર વેશ્યાવ્યસનની કુમારપાલે ઉપેક્ષા કરી હોય, એમ જણાય છે. જો કે કુમારપાલને એ જાતની કલ્પના તો અવશ્ય આવી હોવી જોઇએ. પણ કદાચ હાલની માફક વેશ્યાસંબંધ તે વખતે સમાજમાં બીજાં વ્યસનોની જેમ બહુ નિંદ્ય ગણાતો નહીં હોય.[7] ગમે તેમ હોય પણ કુમારપાલે જૈનધર્મ પ્રતિ પૂરો સમભાવ દર્શાવ્યો હોય, એમ ઉપરની હકીકત જોતાં લાગે છે. પણ કુમારપાલે આરંભથી જ જૈનધર્મનો સ્વીકાર કર્યો હતો, એમ કહેવા માટે પૂરતું સાધન નથી. વળી વિ. સં. ૧૨૧૬ પછીથી પણ કુમારપાલ પૂરેપૂરો જૈન બન્યો હતો, એમ માનવા માટે પણ સ્વતંત્ર ઐતિહાસિક પુરાવાની અપેક્ષા રહે છે. કારણ કે કુમારપાલના ઉપર જોઈ ગયા તે વિ. સં. ૧૨૦૮ તથા ૧૨૦૯ ના શિલાલેખોમાં પોતાને માટે "શંકરના વરદાનથી જ જેને પ્રૌઢ પ્રતાપ મળ્યો છે" એવા શબ્દો લખેલા છે. જો કે

---

૧ જુઓ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિતમાં, મહાવીરચરિતમાં આપેલો વિસ્તૃત વૃત્તાન્ત તથા દ્વયાશ્રય મહાકાવ્ય, સર્ગ ૨૦ મો.

૨ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પાન ૧૯૨.

૩ પ્રાચીન જૈન લેખસંગ્રહ, ભાગ ૧ લો, લેખાંક ૩૪૫.

૪ ગુ. ઐ. ઉ. લેખો, ભાગ ૨ જો, લેખાંક ૧૪૮.

૫ જુઓ મોહપરાજય અંક ૪ તથા વિક્રમાંકદેવચરિત, સર્ગ ૧૧ માં આપેલો વિસ્તૃત વૃત્તાન્ત.

૬ જુઓ મોહપરાજય અંક ૪ તથા દ્યૂતના દુષ્ટ વ્યસનમાં ફસાએલા રાજકુમારોની નામાવલિ વિષે જુઓ એજન, અંક ૪, પાન ૮૮.

૭ જુઓ રામચંદ્ર કવિએ વિરચિત નાટયદર્પણ, પાન ૧૪૮ માં કરેલો ઉતારો તથા वेश्याव्यसनं तु वराकमुपेक्षणीयं न तेन स्थितेन गतेन वा [મોહપરાજય, અંક ૪, પાન ૮૩]

વિ સં ૧૨૧૬ માં કુમારપાલે જૈન ધર્મનો સ્વીકાર કર્યો તે પ્હેલાના ઉપર્યુક્ત લેખો છે પણ બીજા તે પછીના કુમારપાલના વિ સં ૧૨૨૦ ના, ઉદયપુરના લેખમાં તથા શાન્તિસૂરિના પ્રાકૃતગ્રંથની વિ સં ૧૨૨૫ માં લખાયેલ હાથપ્રતના અંતમાં એ જ "ઉમાપતિવરલબ્ધપ્રૌઢપ્રતાપ" શબ્દો મળે છે[1] આ જોતાં કુમારપાલ પૂરેપૂરો જૈનધર્મનો અનુયાયી બન્યો હોય, એમ લાગતું નથી કારણ કે કુમારપાલની પહેલાં મૂલરાજથી સિદ્ધરાજ જયસિંહ સુધીના રાજાઓ શિવભક્ત હોવા છતાં કોઇ પણ રાજાને "ઉમાપતિવરલબ્ધપ્રૌઢપ્રતાપ" જેવું વિશેષણ લગાડેલું નથી એટલે કુમારપાલે જ પોતાના માટે એ વિશેષણ યોજ્યું છે, એમ કહી શકાય છતાં પણ વિ. સં ૧૨૨૧ ના જાબાલિપુરના લેખના તથા સમકાલીન શ્રી હેમચંદ્રના પુરાવાને કાઢી નાખી શકાય, એમ નથી ટૂંકામાં એટલુ જ કે કોઇ પણ શૈવ જો જૈન થાય તો તેનો મુખ્ય અર્થ એમ મનાતો કે તેણે મદ્ય અને માંસનો સર્વથા ત્યાગ કર્યો અને તેમ કરી તેણે જીવહિંસા ન કરવાનો મુખ્ય જૈન નિયમ લીધો કુમારપાલે પણ વંશપરંપરાગત ઉતરી આવતી શિવભક્તિનો ત્યાગ કર્યા વગર જૈનધર્મનો જેટલો સ્વીકાર શક્ય હોય તેટલો કર્યો, એમ માનવામાં કોઈ વાંધો નથી

## કુમારપાલે કરેલી સોમનાથની યાત્રા

કુમારપાલે શ્રી હેમચંદ્રને સાથે લઇને સોમનાથની યાત્રા કરી તથા શ્રી હેમચંદ્રે સોમનાથને પ્રત્યક્ષ કરીને સોમનાથના મુખેથી કુમારપાલને જૈન થવાનો ઉપદેશ અપાવ્યો, એમ જયસિંહસૂરિ કહે છે[2] પણ ભીમદેવ બીજાના શિલાલેખમાં "ચન્દ્રાર્ધ શિર પર ધરનાર અવતિનો ભૂષણ શંકરે તે પાખંડ મતથી થયેલી ભયંકરતાનો વિચાર કરીને પોતાના શહેરનું રક્ષણ કરવાના અભિલાષથી કુમારપાલ નૃપતિને અને મઠના અધિષ્ઠાતાને સત્ય ઉપદેશ આપ્યો "[3] એમ લખ્યું છે આ ઉપરથી જણાય છે કે શ્રીહેમચંદ્ર કુમારપાલની સાથે સોમનાથની યાત્રામાં ગયા નહોતા, તેમ સોમનાથને પ્રત્યક્ષ કરીને કુમારપાલને જૈન થવાનો ઉપદેશ પણ અપાવ્યો નહોતો, વળી કુમારપાલે સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર પૂરો થયા પછી સોમનાથની યાત્રા કરી હશે કારણકે સોમનાથના જીર્ણોદ્ધારની પ્રશસ્તિ વિ સં ૧૨૨૫માં લખાઈ છે એટલે વિ સં ૧૨૨૫ પછીથી કુમારપાલે સોમનાથની યાત્રા કરી હોવી જોઇએ

## કુમારપાલે બંધાવેલાં મંદિરો

કુમારપાલે કારીગરોને મોકલીને કેદારેશ્વરના ખંડિત થયેલા મંદિરને સમરાવવાની અને સોમનાથના ભવ્ય મંદિરનો જીર્ણોદ્ધાર કરવાની મંત્રી વાગ્ભટને આજ્ઞા કરી, તથા અણહિલપુરમાં અને દેવપત્તનમાં પાર્શ્વનાથના મંદિરો કરાવ્યાં એમ દ્વયાશ્રયમાં શ્રી હેમચંદ્રે નોંધ્યું છે[4] પણ શ્રી હેમચંદ્રના આ સાદા વર્ણનનો પાછળથી ઘણો વિસ્તાર થયો હોય એમ જણાય છે કારણ કે 'મોહ પરાજય'માં લખ્યું છે કે કુમારપાલે કુમારવિહાર બંધાવ્યો અને પોતે માંસભક્ષણ કરેલું તેના પ્રાયશ્ચિત્ત તરીકે દાંતની સંખ્યા જેટલા બત્રીસ વિહારો

---

૧ જુઓ ગુ એ ઇ લેખો, ભાગ ૨ જો, લેખાંક ૨૫૦ તથા જેસલમીર ભાંડાગારિય ગ્રંથસૂચિ, પાન ૧૭

૨ જુઓ કુમારપાલચરિત સર્ગ ૫, તથા કુમારપાલપ્રબંધ, પા ૪૪-૪૫

૩ तत्पाखंडविखंडित परिमृशा चन्द्रार्द्धचूडामणि ग्रातु श्रीमदवंती मंडतिलको देवस्तय पुरं ।
दृष्ट्वा तस्य कुमारपालनृपतो सत्योपदेशा मग (ता) धिष्ठातारम रणयोमपार्विधि चिंते ॥१०॥
[ જુઓ ગુ એ ઇ લેખો, ભા। ૨ જો, લેખાંક ૨૦૪ ]

૪ દ્વયાશ્રય મહાકાવ્ય, સર્ગ ૨૦, શ્લોક ૯૯ થી ૧૦૨

કરાવ્યા.[1] વળી કુમારપાલે લગભગ ૧૪૦૦ જેટલા વિહારો કરાવ્યા હતા, એમ મેરુતુંગ કહે છે.[2] કુમારપાલપ્રતિબોધમાં લખ્યું છે કે અણહિલપુરમાં કુમારપાલવિહાર અને ત્રિભુવનવિહાર બંધાવ્યા ઉપરાંત ૨૪ મંદિરો પણ બંધાવ્યાં તથા અણહિલપુર બહાર તો અસંખ્ય મંદિરો કરાવ્યાં. આમ જો કે પ્રબંધોના ઉપર્યુક્ત વર્ણનમાં અતિશયોક્તિ હોવાનો સંભવ છે, છતાં પણ જૈનધર્મપ્રતિ સમભાવ રાખનાર કુમારપાલ રાજાએ જૈનમંદિરો બંધાવ્યાં હતાં, એ નિઃસંદેહ છે. વિ. સં. ૧૨૨૧ ના જાબાલિપુરના લેખમાં કુમારવિહાર બંધાવ્યો હોવાનો ઉલ્લેખ મળે છે.[3] વિ. સં. ૧૧૭૯ માં વાહડ ઉર્ફે વાગ્ભટે એક જૈન મંદિર બંધાવ્યું હોવાનું પ્રભાવકચરિતમાં કહ્યું છે.[4] વળી તેણે જ મંત્રી ઉદયનની મરતી વખતની ઇચ્છાને માન આપી, શેત્રુંજાના આદિનાથના લાકડાના મંદિરનો જીર્ણોદ્ધાર કરી, પથ્થરનું મંદિર બંધાવ્યું અને વિ. સં. ૧૨૧૧ માં ધ્વજ ચઢાવી તથા શેત્રુંજાની તળેટીમાં વાગ્ભટપુર વસાવ્યું, એમ મેરુતુંગ કહે છે.[5] વાગ્ભટના ભાઈ આંબડ-આમ્રભટે પણ મંત્રી ઉદયનની ઇચ્છાને માન આપી વિ. સં. ૧૨૧૧ માં ભરૂચમાં શકુનિકવિહાર બંધાવ્યો હતો, એમ એ જ ગ્રંથકારે નોંધ્યું છે.[6] કદાચ આ કાર્ય આમ્રભટે ભરૂચના અધિકારી તરીકે કર્યું હશે. મહામાત્ય પૃથ્વીપાલે પણ આબુના વિમલવસહિ મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો હતો, એમ આબુ ઉપરના વિ. સં. ૧૨૦૬ ના શિલાલેખથી ફલિત થાય છે.[7] વળી કુમારપાલે શ્રીસોમેશ્વર પત્તન-ભવન-વિધિ માટે નીમેલા કક્કના પુત્ર ગૂમદેવે પ્રભાસ નજીક ધર્માદિત્યનું મંદિર કરાવ્યું હતું, એવો ઉલ્લેખ કુમારપાલના સમયના એક અપ્રસિદ્ધ તૂટક શિલાલેખમાં મળે છે.[8] ટૂંકામાં એટલું જ કે કુમારપાલના વખતમાં જૈનધર્મ પ્રતિ વલણ ધરાવતા સામંતોએ, જૈન મંત્રીઓએ અને જૈન શ્રીમંતોએ જૂદે જૂદે સ્થળે બંધાવેલાં જૈન મંદિરોની સંખ્યા મોટી હતી. ખૂદ રાજા કુમારપાલ પણ પરમમાહેશ્વર હોવા છતાં જૈન મંદિરો બંધાવવાના કાર્યમાં બહુ ઉત્સુક રહેતો હશે, એમાં શક નથી. પણ મરેલા ઉંદર માટે મૂષકવિહાર અને મરેલી જૂ ઉપર યૂકાવિહાર ચણાવવા[9] જેટલી ઘેલછા કુમારપાલે કરી હોય, એમ માનવા માટે કોઇ ઉત્કીર્ણ લેખના સીધા કે આડકતરા પુરાવાનો આધાર નથી.

## કુમારપાલની દાનપ્રવૃત્તિ

કુમારપાલે સપાદલક્ષ દેશ ઉપર વિજય મેળવી પાછા ફરતાં ચિતોડના સમિદ્ધેશ્વર મહાદેવને એક ગામનું દાન કર્યાનો વિ. સં. ૧૨૦૭ નો લેખ મળ્યો છે.[10] વિ. સં. ૧૨૧૩ મા લખાયેલ કુમારપાલના વખતનું એક તામ્રશાસન નાડોલના જૈન પુસ્તકભંડારમાંથી

---

૧ મોહપરાજય, અંક ૪, પાન ૯૩ થી ૯૫.
૨ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પાન ૧૮૨.
૩ જુઓ પ્રાચીન જૈન લેખસંગ્રહ, ભાગ ૧ લો, લેખાંક, ૩૫૨.
૪ જુઓ શ્લોક ૬૭ થી ૭૩.
૫ જુઓ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે શાસ્ત્રી, પાન ૧૮૩ થી ૧૮૫ તથા બોમ્બે ગેઝેટીયર, ગ્રંથ ૧, ભાગ ૧, પાન ૧૮૬, ટિપ્પણ ૪.
૬ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પાન ૧૮૫ થી ૧૮૭, કુ. પ્ર. માં વિ. સં. ૧૨૨૨ માં શકુનિકવિહાર બંધાવ્યો હોવાનો ઉલ્લેખ મળે છે. [પાન ૭૪]
૭ પ્રાચીન જૈન લેખસંગ્રહ, ભાગ ૧ લો, લેખાંક ૧૫૭.
૮ શ્રી ફાર્બસ ગુજરાતી સભા: ત્રૈમાસિક, વર્ષ ૬ અંક: ૧ પાન ૧૨૬ ઉપર સંગ્રાહકે કહેલી નોંધ:
૯ જુઓ પ્ર. ચિં. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પાન ૧૯૨.
૧૦ ગુ. ઐ. ઉ. લેખો, ભાગ ૨ જો, લેખાંક ૧૪૬.

મળ્યું છે[1] વિ સં ૧૨૨૫ ના પ્રભાસપાટણના ભદ્રકાળી માતાના મંદિરના શિલાલેખમાં એક ત્રણ પતરાંના તામ્રશાસનનો ઉલ્લેખ છે આ તામ્રશાસન કુમારપાલે સોમેશ્વરના આચાર્ય ભાવ બૃહસ્પતિને બ્રહ્મપુરી નામના ગામનું દાન કર્યું, એ વખતે લખાયેલું હોવાનું એ જ લેખમાં કહ્યું છે[2] અત્યારે આ તામ્રશાસનનો પત્તો નથી, કદાચ તેનો નાશ થયો હશે, અથવા તો ક્યાંક દટાયેલું રહ્યું હશે. વળી ખુદ કુમારપાલે કોઈ શિવમંદિરને દાન આપ્યાનું વિ સં ૧૨૧૬નું નાડોલનું તામ્રપત્ર મળ્યું છે, જે હજુ સુધી કોઈ પણ સ્થળે પ્રકાશિત થયેલું નથી[3] આ ઉપરાંત કુમારપાલની દાનપ્રવૃત્તિ સંબંધી વિશેષ કાંઈ માહિતી મળી શકતી નથી

### કુમારપાલના મહામાત્યો

કુમારપાલે ગાદીએ બેઠા પછી પોતાની ઉપર પહેલા ઉપકાર કરનાર શ્રી ઉદયનના પુત્ર શ્રી વાગ્ભટદેવને મહામાત્ય બનાવ્યો, એમ મેરુતુંગ કહે છે[4] જયસિંહ સૂરિ લખે છે કે પોતાની ઉપર ઉપકાર કરનાર ઉદયનને મુખ્ય મંત્રી કરીને તેના પુત્ર વાગ્ભટને અમાત્ય બનાવ્યો[5] જિનમંડનગણિ કહે છે કે રાજનીતિ જાણનાર રાજાએ પહેલા ઉપકાર કરનાર ઉદયનને મહામાત્યપદ આપ્યું, અને તેના પુત્ર વાગ્ભટને બધાં રાજકાર્યોમાં અધિકાર આપ્યો[6] આમાં ઉદયન મહામાત્ય થયો હોવાની વાત શંકાસ્પદ છે, કારણ કે દ્વયાશ્રય મહાકાવ્યમાં વાગ્ભટને જ મહામાત્ય કહ્યો છે,[7] એટલું જ નહીં પણ ત્યાં એને ઉદયનનો પુત્ર પણ કહ્યો નથી ખરી રીતે સિદ્ધરાજનો મહામાત્ય વાગ્ભટ કે જે સોમનો પુત્ર હતો એ જ આ વાગ્ભટ કુમારપાલનો પણ મહામાત્ય હોવો જોઈએ વિ સં ૧૨૧૩ ના નાડોલના તામ્રપત્રમાં " **महामात्य श्री वाहडदेवे श्री श्री करणादौ सकलमुद्राव्यापारान्परिपंथयति** ", એવો ઉલ્લેખ છે[8] ઉદયનનો પુત્ર પણ વાહડ હતો, એમ તેના ધાર્મિક કાર્યોની નોંધ પ્રભાવક ચરિત નામના ગ્રંથમાં મળે છે, એ ઉપરથી નક્કી થાય છે ઉદયનનો બીજો પુત્ર આબડ (આમ્રભટ્ટ) ભરૂચમાં અધિકારી હતો, પણ ઉદયનનો ત્રીજો પુત્ર ચાહડ કે જે કુમારપાલની સપાદલક્ષના રાજા અર્ણોરાજ સાથેની લડાઈમાં અર્ણોરાજના પક્ષમાં ગયો હતો, એમ મેરુતુંગ કહે છે,[9] એ સાચું હો કે ન હો, પણ એક ચાહડ માલવાનો વિ સં ૧૨૨૨ માં દંડનાયક

---

૧ રાસમાળા ભાગ ૧ લો, ગુ ભા દ્વિતીયાવૃત્તિ, પાન ૨૬૭

૨ पश्चाद्गुर्जरमण्डलक्षितिभुजासतोपहृष्टात्मना दत्तो ब्रह्मपुरीति नाम विदितो ग्राम सवृक्षोदक । कृत्वा त्रैपुरता[म्र]शासन विधिश्रीमण्डलीमण्डितौत्य पुत्रैस्तदनुततै स्वकुलजै सभूज्यता स्वेच्छया ॥ [ જુઓ ગુ ઐ ઙ લેખો, ભાગ ૨ જો, લેખાંક ૧૫૫, શ્લોક ૧૬ ]

૩ આ તામ્રપત્ર મુનિશ્રી જિનવિજયજીની પાસે છે, જે થોડા વખતમાં પ્રકાશિત થશે

૪ જુઓ પ્ર ચિં ગુ ભા શ્રી દુ. કે શાસ્ત્રી, પાન ૧૬૭

૫ કુમારપાલચરિત, સર્ગ ૩, શ્લોક ૪૭૯

૬ કુમારપાલપ્રબંધ, સંસ્કૃત આવૃત્તિ, પાન ૩૪

૭ સર્ગ ૨૦, શ્લોક ૯૧

૮ ઇન્ડિયન એન્ટીક્વરી ઇ સ ૧૯૧૨, પાન ૨૦૩

૯ પ્ર ચિં ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી, પાન ૧૯૮ આમાં ચાહડ સિદ્ધરાજનો પ્રતિપન્ન પુત્ર હતો, એમ મેરુતુંગે લખ્યું છે માલવાનો રાજપુત્ર હતો, એમ રાજશેખરસૂરિ કહે છે [ જુઓ ચ પ્ર પાન ૧૯૭] અને શ્રીહેમચંદ્ર તેને 'हस्त्यधिरोहणेन्द्र' એટલે હાથીઓના સવારોનો ઉપરી કહે છે [જુઓ દ્વયાશ્રય મહાકાવ્ય, સર્ગ ૧૬, શ્લોક ૧૮] શ્રીયુત રામલાલ મોદી સિદ્ધરાજની પુત્રી કાંચનદેવી કે જે અજમેરના ચૌહાણ રાજા આન્ન કે અર્ણોરાજ સાથે પરણાવી હતી, તેનો પુત્ર સોમેશ્વર તે જ ચાહડ

હતો, એમ ઉદયપુરથી મળેલા વિ. સં. ૧૨૨૨ ના વૈશાખ સુદ ૩ ના લેખમાં તેણે ભંગારિ ચતુઃષષ્ટિમાં આવેલું એક ગામ દાનમાં આપ્યું છે[1], એ ઉપરથી જણાય છે. વળી આ આહ્લડને સાત પુત્રો હતા, એમ ગિરનાર ઉપરના એક ત્રુટિત લેખથી સમજાય છે. પછી આહ્લડના સાત પુત્રોમાં મોટો ભાઈ કુમારસિંહ કુમારપાલનો કોપાધ્યક્ષ હતો, એમ પણ એજ ત્રુટિત લેખમાં કહ્યું છે.[2] આ કુમારસિંહ કે કુમરસિંહ વિ. સં. ૧૨૨૫ માં કુમારપાલનો મહામાત્ય થયો હતો, એમ શાન્તિસૂરિના પ્રાકૃત પૃથ્વીચન્દ્રચરિત્રની હાથપ્રતના પ્રશસ્તિ-લેખમાં[3] લખ્યું છે. વળી મહાદેવ કે જે સિદ્ધરાજના વખતમાં સિદ્ધરાજના મહામાત્ય દાદાકનો પુત્ર અને માલવાનો દંડનાયક હતો, એ જ મહાદેવ કુમારપાલના વખતમાં મહામા-ત્યપદ ઉપર આવ્યો, એમ વિ. સ. ૧૨૦૯ ના માઘ વદી ૧૪ ના કિરાડુના લેખથી[4] તથા વિ. સં. ૧૨૧૬ ના શ્રાવણ વદી ૧ ના બાલીના લેખથી ફલિત થાય છે.[5] કદાચ કુમારપાલ ગાદીએ બેઠા પછી મહાદેવ મહામાત્યપદ ઉપર ચાલુ રહ્યો હશે, જો કે વચ્ચે વિ. સં. ૧૨૧૩ માં વાહડ મહામાત્યપદ ઉપર હતો, એ ઉપર નોંધ્યું છે વિ. સં ૧૨૨૦ માં જશોધવલ નામે કુમારપાલનો મહામાત્ય હતો, એમ કુમારપાલના સમયના ગ્વાલિયરના વિ સં. ૧૨૨૦ ના પોષ સુદિ ૧૫ ને ગુરૂવારના લેખથી જણાય છે.[6] વિ. સ. ૧૨૨૫ માં કુમારસિંહ મહા-માત્ય હતો, એ ઉપર જોયું છે. વિ. સં. ૧૨૨૭ માં વાધૂયન "શ્રી શ્રી કરણાદિ સમસ્ત મુદ્રાવ્યાપાર કરતા હતા" એમ શાન્તિ સૂરિકૃત શિલાચાર્યના મહાપુરૂપ ચરિત્રની હાથપ્રતના પ્રશસ્તિલેખમાં કહ્યું છે.[7] વળી મહામાત્ય પૃથ્વીપાલના નામનો ઉલ્લેખ મલ્લિનાથ ચરિત્રની હાથપ્રતના પ્રશસ્તિલેખમાં મળે છે.[8] વિ. સં. ૧૨૧૩ ના નાંદોલના તામ્રપત્રમાં કુમાર-પાલના મહામાત્ય તરીકે આહડદેવના નામનો ઉલ્લેખ છે.[9] કપર્દી મંત્રી વિષે પણ પ્રબંધોમાં લખ્યું છે,[10] પણ તે મહામાત્ય હોવાનો સંભવ નથી.

### કુમારપાલના દંડનાયકો

કુમારપાલના વખતમાં ચિતોડમાં સજ્જન દંડનાયક તરીકે હતો, એમ વિ. સં. ૧૨૦૭ ના ચિતોડના મોકલજીના મંદિરવાળા શિલાલેખથી જણાય છે.[11] આ સજ્જન તે સિદ્ધરાજ

---

એમ માને છે. [જુઓ. શ્રી. ફા. ગુ. સભા. ત્ર. વર્ષ. ૩ અંક ૧ પાન ૯૯ થી ૧૦૨ તથા એજન અંક ૪ પાન ૫૩૯ થી ૫૪૦] અને શ્રીયુત દુર્ગાશંકર શાસ્ત્રી આહડને સિદ્ધરાજનો પ્રીતિપાત્ર પણ હાથીઓના સવારીના ઉપરી જેવો અધિકારી હોવાનો મત આપે છે. [જુઓ એજન, અંક ૩, પાન ૪૦૪] પ્રશ્ન હજુ વિવાદાસ્પદ છે. છતાં ચાહમાન [ચૌહાણ] વંશનું ટૂંકું નામ ચાહ થાય અને ચાહને 'ડ' પ્રત્યય લાગતાં ચાહડ નામ બને, એ મારા મતે તો બંધબેસતી વાત નથી લાગતી.

૧ જુઓ ગુ. ઐ. ઉ. લેખો, ભાગ ૨ જો, લેખાંક ૧૫૧.

૨ જુઓ પ્રાચીન જૈન લેખસંગ્રહ, ભાગ ૧ નું અવલોકન, પાન ૯૨ થી ૯૪.

૩ જેસલમીર ભાંડાગારીય ગ્રંથસૂચિ, પાન ૧૧.

૪–૫ જુઓ પ્રાચીન જૈન લેખસંગ્રહ, ભાગ ૧, લેખાંક ૩૪૬ તથા પુરાતત્ત્વ, પુ. ૪, અંક ૧–૨.

૬ જુઓ ગુ. ઐ. ઉ. લેખો, ભાગ ૨ જો, લેખાંક ૧૫૦.

૭ જુઓ જેસલમીર ભાંડાગારીય ગ્રંથસૂચિ, પાન ૩૯.

૮ અપભ્રંશ કાવ્યત્રયી, પાન ૭૯.

૯ રાસમાલા ભાગ ૧ લો, ગુ. ભા. દ્વિતીયાવૃત્તિ, પાન ૨૬૩.

૧૦ પ્ર. ચિં. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પાન ૧૮૭ થી ૧૯૦.

૧૧ ગુ. ઐ. ઉ. લેખો, ભાગ ૨ જો, લેખાંક ૧૪૬.

ના સમયમાં સોરઠના દંડનાયક હતા તે જ કે બીજા, એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે, કારણ કે કુમારપાલે આલિંગ નામના કુંભારને સાતસો ગામનું ચિતોડનું પરગણું આપ્યું, એમ મેરુતુંગ કહે છે,[1] અને ઇંટો નીચે પોતાને સંતાડનાર સજ્જનને ચિતોડ આપ્યું એમ જયસિંહસૂરિ લખે છે,[2] વસ્તુત ચિતોડનો દંડનાયક કુંભાર હોવાનો સંભવ નથી પણ અન્ય કોઈ સજ્જન ચિતોડનો દંડનાયક હોવો જોઇએ વિ સં ૧૨૧૬ના બાલીના લેખમાં નાડોલના દંડનાયક તરીકે વઇજલ્લ કે વૈજલ્લ દેવના નામનો ઉલ્લેખ મળે છે,[3] પછી માલવાના દંડનાયક તરીકે મંત્રી ચાહડના નામનો ઉલ્લેખ ઉપર કર્યો છે વિ સં ૧૨૨૨ માં સોરઠનો અધિકારી શ્રીમાલ જ્ઞાતિના શ્રીરાણિગનો પુત્ર શ્રી આંબાક હતો અને તેણે ગિરનારના પગથિયાં કરાવ્યાં હતા" એમ વિ સં ૧૨૨૨ ના વિ. સં. ૧૨૨૩ ના ગિરનારના લેખોથી નક્કી થાય છે[4] વળી કુમારપાલે શ્રી સોમેશ્વરઅર્ચનવિધિ માટે નીમેલા કક્કના પુત્ર સૂમદેવે સૌરાષ્ટ્રમાંના આભીરોનો પરાજય કર્યો હતો, એવો ઉલ્લેખ કુમારપાલના સમયના એક અપ્રસિદ્ધ તૂટક શિલાલેખમાં છે આ ઉપરાંત ભરૂચના બ્રાહ્મણ વૈસરિને કુમારપાલે લાટના દંડનાયક તરીકે નીમ્યો તથા ચણા આપનાર કટુકને વટપદ્ર આપ્યું અને દહીં સાથે ભાત ખવરાવનારી દેવશ્રીને ધવલક-ધોળકા આપ્યું, એમ પ્રબંધોમાં લખ્યું છે[6] પણ એ હકીકતને સમર્થિત માનવા માટે કોઈ સ્વતંત્ર ઐતિહાસિક ઉત્કીર્ણ લેખના પુરાવાનો ટેકો નથી

## કુમારપાલના સામંતો

કુમારપાલના સામંતોમાં આબુ કિંવા ચંદ્રાવતીના પરમાર વંશના રાજા યશોધવલ અને તેનો પુત્ર ધારાવર્ષ, ગોધ્રાનો વાપનદેવ, કે જે સિદ્ધરાજના વખતથી સામંત હતો, એ હતા[7] વિ સં ૧૨૦૫ના તથા ૧૨૧૮ના કિરાડુના લેખોથી ફલિત થાય છે કે પરમાર રાજા સોમેશ્વર પણ કુમારપાલનો સામંત હતો[8] વિ સં ૧૨૧૮ના લેખમાં સોમેશ્વર વિષે લખ્યું છે કે તેણે જયસિંહની કૃપાથી સિન્ધુરાજપુરનું રાજ્ય મેળવ્યું તથા કુમારપાલની કૃપાથી સુદૃઢ કર્યું, અને તેણે વિ સં ૧૨૧૮ના આસો સુદિ ૧ના દિવસે રાજા જજ્જક પાસેથી ૧૭૦૦ ઘોડાનો દંડ લીધો, તણુકોટ અને નવસર એ બે કિલ્લાઓ લીધા અને કેટલાક વખત સુધી જજ્જકને કુમારપાલનો સામંત બનાવ્યો, અને પછી તેનું રાજ્ય તેને પાછું સોંપ્યું[9] સિદ્ધરાજના નાડોલના સામંત રાજા અશ્વરાજનો પુત્ર આલ્હણદેવ કુમારપાલનો સામંત હતો, એમ વિ સં ૧૨૦૯ ના લેખથી જણાય છે[10] આ ઉપરાંત કુમારપાલપ્રબંધમાં કુમારપાલના ૭૨ સામંતોનો

---

૧ પ્ર ચિ ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી, પાન ૧૭૭

૨ કુમારપાલચરિત, સર્ગ ૩, શ્લોક ૫૨૪

૩ પ્રો રી. આ સર્વે વે સન ૧૯૦૭ પાન ૫૨ તથા ૫૫ અને પ્રાચીન જૈન લેખસંગ્રહ, લેખાંક ૩૨૬

૪ પ્રાચીન જૈન લેખસંગ્રહ, લેખાંક ૩૨૬

૫ જુઓ શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક વર્ષ ૬ અંક ૧ પાન ૧૨૬ ઉપર સંપાદકે કરેલી નોંધ

૬ જયસિંહસૂરિકૃત કુ ચ સર્ગ ૩, શ્લોક ૫૨૧ થી ૫૨૭, કુ પ્ર સંસ્કૃત આવૃત્તિ, પાન ૩૫, પ્ર ચ હે સૂ પ્ર શ્લોક ૪૮૩ તથા ૪૫૩માં વૈસરિનું નામ છે પણ તેને લાટ આપ્યાની વાત નથી

૭ વિ સં ૧૨૦૭ નો લેખ, બુ પ્ર પુ ૨૭, અંક ૮

૮ રાજપૂતાનેકા ઇતિહાસ, ખંડ ૧, પાન ૧૮૨ થી ૧૮૩

૯ જુઓ રાજપૂતાનેકા ઇતિહાસ, ખંડ ૧, પાન ૧૮૩ મા પ્રકાશિત લેખના શ્લોક ૨૧-૨૩-૨૫ અને ૨૬

૧૦ એપિગ્રાફિયા ઇન્ડિકા, ગ્રંથ ૧૧, પાન ૬૩

ઉલ્લેખ મળે છે, પણ એ આંકડો સાચો માનવાની જરૂર નથી. પછી આવા સામંતો ચક્રવર્તીની રાજધાનીમાં રહેતા હશે અને ચક્રવર્તીની આજ્ઞા પ્રમાણે વર્તતા હશે, એમ જણાય છે. વળી ચક્રવર્તીની ઇતરાજી થતાં દંડનાયકને સામંતનું રાજ્ય સોંપી દેતા હશે, એમ દેખાય છે. દાખલા તરીકે કુમારપાલના વખતમાં નાડોલના સામંત રાજાની સત્તા છીનવી લઈ, વિ. સં. ૧૨૧૦થી ૧૨૨૬ સુધી અમુક ભાગ ઉપર વૈજલદેવને કુમારપાલે નીમ્યો હતો અને નાડોલ મહામાંડલિક પ્રતાપસિંહને સોંપ્યું હતું.

## કુમારપાલનો પુરોહિત સર્વદેવ

કુમારપાલનો પુરોહિત આમિગ હતો, એમ મેરુતુંગ કહે છે.[1] જો કે કુમારપાલના મરણ પછી આમિગનો પુત્ર સર્વદેવ રાજાનાં હાડકાં ગંગામાં નાખવા ગયો હતો, એમ સોમેશ્વરે લખ્યું છે.[2] એ ઉપરથી જણાય છે કે પહેલાં કુમારપાલનો પુરોહિત આમિગ હતો અને પછી સર્વદેવ પુરોહિત થયો. વળી પાછળ જોઈ ગયા તે વસ્ત્રાકુળ ગોત્રના નાગર ઉમા ભટના કુળના શોભનો પુત્ર વલ્લ લાંબા વખત સુધી કુમારપાલનો મંત્રી હતો, એમ શ્રીધરપ્રશસ્તિમાં કહ્યું છે.[3] કદાચ આ વલ્લ ધર્માદાખાતાનો મંત્રી હશે. જૈન ધાર્મિક સંસ્થાઓ અને સત્રાગારો તથા પૌષધશાળાઓ વગેરેની દેખરેખ નેગીનાગના પુત્ર અભયકુમારને સોંપી હતી. વળી કુમારપાલનો ખાસ જોષી રુદ્ર નામનો બ્રાહ્મણ હતો[4].

## કુમારપાલની સભાના પંડિતો

કુમારપાલની રાજસભામાં મહામાત્યો, મંત્રીઓ, સામંતો, દંડનાયકો અને પરરાજ્યના સાંધિવિગ્રહિકો ઉપરાંત આચાર્યો, પંડિતો અને કવિઓ પણ હતા. પંડિતોમાં કુમારપાલ ઉપર જેમનો પ્રભાવ પડી શકતો એવા શ્રી. હેમચંદ્રાચાર્ય અને ભાવબૃહસ્પતિ એ બે અગ્રણી હતા. હેમચંદ્રાચાર્ય એ બહુશ્રુત જૈન પંડિત હતા અને ભાવબૃહસ્પતિ એ સોમનાથના આચાર્ય હતા. ભાવબૃહસ્પતિના ઉપદેશથી કુમારપાલે સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો હતો. આ ભાવબૃહસ્પતિની સ્ત્રી મહાદેવી વિખ્યાત કુળના સોઢલની પુત્રી હતી, જેનાથી તેમને ક્રમશઃ અપરાદિત્ય, રત્નાદિત્ય, સોમેશ્વર અને ભાસ્કર, એ નામના ચાર પુત્રો થયા હતા, એમ પ્રભાસપાટણના ભદ્રકાલી માતાના મંદિરના વિ. સં. ૧૨૨૫ના લેખથી જણાય છે.[5] પણ બીજા સંવત વગરના એક લેખમાં ભાવબૃહસ્પતિના બીજા પુત્રનું નામ ધર્માદિત્ય હોવાનો ઉલ્લેખ છે. વળી એ જ લેખમાં ભાવબૃહસ્પતિને પ્રતાપદેવી નામે એક પુત્રી હતી, એમ લખ્યું છે.[6] આ ભાવબૃહસ્પતિ ઉપર વ્યભિચારનો આરોપ મૂકતી એક દંતકથા મેરુતુંગે આપી છે,[7] પણ એમાં ઐતિહાસિક દૃષ્ટિએ જોવા જેવું કશું નથી. પછી શ્રીપાલ અને તેનો પુત્ર સિદ્ધપાલ વગેરે કુમારપાલની સભાના

૧ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પાન ૧૭૪.

૨ સુરથોત્સવ કાવ્ય, સર્ગ ૧૫, શ્લોક ॥ ૨૬ ॥ ૨૮ ॥ ૨૯ ॥

૩ ગુ. ઐ. ઉ. લેખો, ભાગ ૨ જો, લેખાંક ૧૬૩, શ્લોક ॥ ૨૫ ॥

૪ જૈન સાહિત્યનો ઇતિહાસ, પાન ૨૮૨.

૫ જુઓ ગુ. ઐ. ઉ. લેખો, ભાગ ૨ જો, લેખાંક ૧૫૫, શ્લોક ૧૧ તથા ૩૫ થી ૩૮.

૬ જુઓ ગુ. ઐ. ઉ. લેખો, ભાગ ૨ જો, લેખાંક ૧૫૪.

૭ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પાન ૧૯૨ થી ૧૯૩.

પ્રખ્યાત કવિઓ હતા શ્રીહેમચંદ્રાચાર્યનો શિષ્ય રામચંદ્ર પણ એક સુવિખ્યાત કવિ હતો કે જેણે સત્યહરિશ્ચન્દ્ર, નાટ્યદર્પણ, કૌમુદીમિત્રાણંદ, વગેરે ગ્રંથો લખ્યા હોવાનું કહેવાય છે. વળી દરિયાઇ વેપારથી અઢળક સમૃદ્ધિ સંપાદિત કરનારા શ્રીમંતોની પણ કુમારપાળના સમયમાં ખોટ નહતી[1] આવા શ્રીમંત શેઠીઆઓ પણ કુમારપાળની રાજસભામાં બેસતા હતા, એમાં સંદેહ નથી

## કુમારપાલની દિનચર્યા

કુમારપાલની દિનચર્યા વિષે દ્વયાશ્રય મહાકાવ્યમાં અને કુમારપાલપ્રતિબોધમાં લખ્યું છે કે તે સવારમાં સૂર્યોદય થતા પહેલા શય્યામાંથી ઉઠતો અને પ્રથમ જૈનધર્મમાં મંગલભૂત ગણાતા પાંચ નમસ્કારપદોનું સ્મરણ કરતો પછી શરીરશુદ્ધિની ક્રિયાથી નિવૃત્ત થઇ, પોતાના રાજમહેલમાં ગૃહચૈત્ય હતું તેમાં જઇ પુષ્પાદિથી જિનપ્રતિમાની પૂજા કરતો ત્યાંથી નીકળી તે તિલકાવસર નામના મંડપમાં જઈને સુકોમલ ગાદી ઉપર બેસતો ત્યાં આગળ તેની સામે સામંત રાજાઓ આવીને બેસતા પાસે ચામર ધારણ કરનારી વારાંગનાઓ ઉભી રહેતી પછી રાજપુરોહિત કે બીજા બ્રાહ્મણો આવીને તેને આશીર્વાદ આપતા, અને તેના કપાળમાં ચંદનનું તિલક કરતા ત્યારબાદ બ્રાહ્મણોને દાન આપી, વિદાય કર્યા પછી તે અરજદારોની અરજીઓ સાંભળતો, પછી ત્યાંથી ઉઠીને મહેલની અંદર જ્યાં તેની માતા અને બીજી માતા જેવી રાજવૃદ્ધા સ્ત્રીઓ રહેતી ત્યાં જઇ તેમને નમસ્કાર કરતો, અને તેમના આશીર્વાદ મેળવતો તે પછી ફળફુલ વડે રાજલક્ષ્મીની પૂજા કરાવતો અને બીજા પણ દેવી-દેવતાની જે પ્રતિમાઓ રાજમહેલમાં રહેતી હતી તેમની સ્તુતિ વગેરે કરાવતો વૃદ્ધા સ્ત્રીઓ હોય તેમને મદદ તરીકે ધન આપતો ત્યાંથી પછી તે વ્યાયામશાળામાં જતો અને યથાયોગ્ય વ્યાયામ કરતો તે પછી સ્નાન કરી, વસ્ત્ર પહેરી, રાજમહેલના બહારના ભાગમાં આવતો ત્યાં તે પહેલેથી જ સવારી માટે તૈયાર કરી રાખેલા હાથી ઉપર આરૂઢ થઇ સઘળા સામંતો અને મંત્રીઓ વગેરે પરિવાર સાથે પોતાના પિતાના પુણ્ય નામથી અંકિત ત્રિભુવનપાલવિહાર નામનું જે મહાવિશાળ અને અતિભવ્ય જૈનમંદિર કરોડો રૂપિયા ખરચ કરી તેણે બંધાવ્યું હતું તેમાં દર્શન અને પૂજન કરવા અર્થે તે જતો તે વખતે તે જિનમૂર્તિને અભિષેક કરાવતો તે વખતે રંગમંડપમાં વારાંગનાઓ પણ આડંબર સાથે નૃત્ય અને ગાન કરતી ત્યાંથી તે રાજમહેલ તરફ પાછા ફરતાં હાથી ઉપર નહીં, પણ ઘોડા ઉપર બેસતો અને રાજમહેલમાં આવ્યા પછી જમ્યા બાદ આરામગૃહમાં આરામ લેતો અને ત્યાં યથાપ્રસંગ વિદ્વાનોની સાથે શાસ્ત્ર અને તત્ત્વ સંબંધી વિચાર કરતો આ પછી ત્રીજે પહોર વ્યત્યા બાદ તે રાજસિંહાસન ઉપર બેસી, રાજકાર્ય સંભાળતો આ વગેરે હકીકતને અસંભવિત માનવામાં વાંધો નથી, પણ કુમારપાલ સૂર્યોદય પહેલા ઉઠીને તરત જ જૈનધર્મમાં મંગલભૂત ગણાતા પાંચ નમસ્કારપદોનું સ્મરણ કરતો તથા જૈન પ્રતિમાની પૂજા કરતો, વગેરે હકીકતને સંભવિત માનવા માટે સબળ પુરાવાની અપેક્ષા રહે છે કારણ કે કુમારપાલ, ઉપર જોયું તેમ પરમ માહેશ્વર રાજા હતો અને જે કે જૈનધર્મનો સ્વીકાર થયા હોય તેટલો તેણે કર્યો હશે, એમ કહેવું અયોગ્ય નથી, પણ તે પૂરેપૂરો જૈન બન્યો હતો, એમ કહી શકાય નહીં

[1] જુઓ મોહપરાજય

## કુમારપાલનો પરિવાર

કુમારપાલના કુટુંબ–પરિવારમાં મહીપાલ અને કીર્તિપાલ એ બે ભાઈઓ અને પ્રેમલદેવી તથા દેવળદેવી એ બે બહેનો હતી, એમ જયસિંહસૂરી કહે છે.[1] આમાં દેવળદેવીનો વૃત્તાન્ત તો પાછલા પ્રબંધોમાં મળે છે, એટલે એ બહુ વિશ્વસનીય નથી[2] પરન્તુ પ્રેમલદેવી અને તેના પુત્ર ભોજના નામનો ઉલ્લેખ પ્રભાસપાટણના ભદ્રકાલી માતાના મંદિરના પ્રશસ્તિ-લેખમાં છે[3] વળી પ્રેમલદેવીના પતિ કાન્હડદેવે કુમારપાલને ગાદીએ બેસાડવામાં સહાયતા કરી હતી, એ ઉપર નોંધ્યું છે. પછી કુમારપાલને મહીપાલ અને કીર્તિપાલ એ બે ભાઈઓ હતા, એ વાત પણ ઐતિહાસિક હોવાનો સંભવ છે.[4] આ ઉપરાંત કુમારપાલની રાણીનું નામ ભૂપાલદેવી હતું, એમ પ્રભાવકચરિતમાં લખ્યું છે[5] અને જયસિંહસૂરિના કુમારપાલચરિતમાં તથા પ્રબંધકોષમાં ભોપલદેવી નામ છે અને તેને પટરાણીપદ આપ્યું હતું, એમ ઉમેર્યું છે.[6] વળી કુમારપાલ અજમેરના રાજા આના કે અર્ણોરાજની પુત્રી જલ્હણા સાથે પરણ્યો હોવાનું ઉપર કહ્યું છે. પછી કુમારપાલને પદ્માવતી નામની રાણી હોવાનું મેરુત્તુંગ લખે છે.[7] વળી કુમારપાલ મેવાડના રાજાની કુંવરી સીસોદણી સાથે પરણ્યો હતો. પણ તેણે શ્રીહેમાચાર્યના અપાસરે જઈને જૈન ધર્મ સ્વીકારવાની ના પાડ્યાના પરિણામે જયદેવ વગેરે ભાટોએ ઝમોર કર્યો અને સીસોદણી રાણીએ આપઘાત કર્યો, વગેરે બ્રાહ્મણપરંપરાની દંતકથા રાસમાલામાં ઉતારી છે.[8] પણ એમાં ઐતિહાસિક દષ્ટિએ જોવા જેવું કશું નથી.

## કુમારપાલની યોગ્યતા

કુમારપાલ મહાપરાક્રમી હતો, છતાં પણ તે મિથ્યા મહત્વાકાંક્ષી નહતો, એની નીતિ રક્ષણાત્મક હતી, છતાં પરરાજ્યો ઉપર ચઢાઈ કરવાની એને ફરજ પડી, એટલે જ એણે ચઢાઈઓ કરી. વળી એ મહત્વાકાંક્ષી ન હતો, છતાં સ્વાભિમાની પૂરો હતો, એ પોતાનો તેજોવધ જરા પણ સહન કરે તેવો ન હતો, કારણ કે તે રાજનીતિનો પૂર્ણ અનુભવી હતો, જે મનુષ્યના વિશેષ પ્રયત્નથી એ ગાદી મેળવવા નસીબદાર થયો હતો અને જે પોતાનો એક સગો બનેવી પણ થતો હતો તે કન્હડદેવને પણ જ્યારે એણે પોતાને ઉપલક્ષી પોતાની પહેલાંની સ્થિતિ વિષે ઉપહાસ કરતો જોયો ત્યારે તેના તત્કાલ ગાત્રભંગ કરાવી મરાવી નાંખ્યો, અને તેવી જ રીતે બીજા કાવત્રાંખોરોનો પણ તત્કાળ નાશ કર્યો. વળી પોતે પરમ માહેશ્વર હોવા છતાં જૈનધર્મ પ્રતિ સમભાવ રાખીને એ ધર્મનો પ્રચાર કરવામાં તેણે બનતો ટેકો આપ્યો. પહેલાં તો કુમારપાલ કાંઇ જ ન ભણ્યો હોય એમ રાજા થયા પછી

---

૧ જુઓ કુમારપાલચરિત, સર્ગ ૪, શ્લોક ૧૫૦ થી ૧૭૩.

૨ જુઓ પાછળ પાન.. ......

૩ कुमारपालस्य भागिनेयो महाबल: ।

प्रेमलदेव्यास्तनयो भोज...॥ શ્લોક ૪૨ થી ૪૩–૪૫. [જુઓ ગુ. એ. ઉ. લેખો, ભાગ ૨ જો, લેખાંક ૧૫૫].

૪ પાટણના ભંડારમાંની કુમારપાલ પ્રબંધની પ્રતમાં त्रिभुवनपालस्यैकाभूतमूता, तनयास्त्रयः [જુઓ ગાયકવાડ પ્રાચ્ય ગ્રંથમાલા સૂચિ : ભા. ૧ પાન : ૧૨]

૫ પ્ર. ચ. હે. સૂ. પ્ર. શ્લોક ૩૯૨.

૬ પ્રબંધકોષ વા ચતુર્વિંશતિપ્રબંધ, પાન ૧૦૦ અને કુ. ચ. સર્ગ ૩, શ્લોક ૪૭૪.

૭ પ્ર. ચિં. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પાન ૨૪૧.

૮ રાસમાલા ભાગ ૧, ગુ. ભા. દ્વિતિયાવૃત્તિ, પાન ૨૯૪ થી ૨૯૫.

એના અભ્યાસ માટે કપર્દી મંત્રીએ કરેલી યોજનાનો દાખલો મેરુતુંગે આપ્યો છે ટુંકામાં એટલું જ કે કુમારપાલ ન્યાયી, પરાક્રમી, દાની અને લોકપ્રિય અદ્વિતીય ચક્રવર્તી રાજા હતો

## કુમારપાલનાં બિરૂદો

કુમારપાલનાં મહારાજાધિરાજ, પરમેશ્વર, ઉમાપતિવરલબ્ધપ્રૌઢપ્રતાપ, મરુનરાજ ભૂપાલ, વગેરે બિરૂદો વિ સં ૧૨૦૯ના લેખમાં[1] અને પરમ ભટ્ટારક મહારાજાધિરાજ, પાર્વતીપતિવરલબ્ધપ્રૌઢપ્રતાપ, નિજભુજવિક્રમરણાંગણવિનિર્જિત શાકંભરી ભૂપાલ શ્રીમદવંતીનાથ, પરમ માહેશ્વર, ઇત્યાદિ બિરૂદો એના પોતાના વિ સં ૧૨૨૦ના લેખોમાં મળે છે[2] એટલું જ નહીં પણ કુમારપાલ પછીના આ વંશના અજયપાલથી ત્રિભુવનપાલ સુધીના રાજાઓના દાનપત્રોમાં પણ કુમારપાલના ઉપર્યુક્ત બિરૂદોનો વત્તો ઓછો ઉલ્લેખ છે ખાસ કરીને ઉમાપતિવરલબ્ધપ્રૌઢપ્રતાપ કે પાર્વતીપતિવરલબ્ધપ્રૌઢપ્રતાપ જેવું બિરૂદ કુમારપાલે જ પોતાના માટે યોજ્યું છે, એ ઘણું સૂચક છે આ ઉપરાંત વિ સં ૧૨૨૧ના જાબાલિપુરના શિલાલેખમાં કુમારપાલને 'હેમસૂરિપ્રબોધિત પરમાર્હત કુમારપાલ'' કહેવામાં આવ્યો છે[3] પણ કુમારપાલના આ પરમાર્હત બિરૂદનો ઉલ્લેખ, એ પછીના કુમારપાલના કોઈ પણ લેખમાં મળતો નથી વિ સં ૧૨૮૦ના જયતસિંહના તામ્રપત્રમાં કુમારપાલને "વિચાર ચતુરાનન"નું બિરૂદ અપાયેલું છે[4] જે મેરુતુંગે આપેલા "વિચારચતુર્મુખ" બિરૂદને મળતું છે[5] વળી જૈન ગ્રન્થોમાં કુમારપાલને ઉમાપતિવરલબ્ધપ્રૌઢપ્રતાપ કે પરમમાહેશ્વરને બદલે પરમાર્હત કે જૈન ઠરાવી દેવાની ભાવના સેવતાં બિરુદો અપાયેલા હોવાનો ઉલ્લેખ મળે છે[6] પણ કુમારપાલ પરમાર્હત કે જૈન બન્યો હતો, એવો જાબાલીપુરના લેખ સિવાય બીજો કોઈ પ્રત્યક્ષ પુરાવો હજુ સુધી મળ્યો નથી ટુંકામાં એટલું જ કે કુમારપાલ ઉપર જોઈ ગયા તેમ શૈવ અને જૈન બંને ધર્મો પ્રતિ સમભાવ દૃષ્ટિથી જોનારો રાજા હતો

## કુમારપાલના શિલાલેખો

કુમારપાલનું એક જ વિ સં ૧૨૧૬નું નાડોલનું દાનપત્ર મળ્યું છે જે હજુ કોઈ પણ સ્થળે પ્રકાશિત થયેલું નથી વળી નાદોલના જૈન પુસ્તકભંડારમાંથી પ્રાપ્ત થયેલા દાનપત્રની તારીખ વિ સં ૧૨૧૩ની છે[7] પ્રભાસપાટણના ભદ્રકાલી માતાના મંદિરના શિલાલેખમાં કુમારપાલે કોતરાવેલા એક ત્રણ પતરાના તામ્રશાસનનો ઉલ્લેખ છે[8] આ વગર વિ સં ૧૨૦૨ સિંહ સં ૩૨, વિ સં ૧૨૦૭, વિ સં ૧૨૦૮, વિ સં ૧૨૦૯, વિ સં ૧૨૨૦ વિ સં ૧૨૨૧, વિ સં ૧૨૨૨ વિ સં ૧૨૨૫ વલભી સંવત ૮૫૦ સિંહ સંવત ૬૦, અને વિ સં ૧૧૯૯થી ૧૨૩૦ સુધીના સમયના ચાર શિલાલેખો કે જે ખંડિત હોઈ ક્રમશ

---

૧ જુઓ ગુ એ ઙ લેખો, ભાગ ૨ જો, લેખાંક ૧૪૮
૨ ગુ ઐ ઙ લેખો, ભાગ ૨ જો, લેખાંક ૧૫૦
૩ પ્રાચીન જૈન લેખસંગ્રહ, ભાગ ૧, લેખાંક ૩૫૨
૪ ગુ ઐ ઙ લેખો, ભાગ ૨ જો, લેખાંક ૧૬૫
૫ પ્ર ચિં ગુ ભા શ્રી દુ કે શાસ્ત્રી, પાન ૧૮૭ થી ૧૮૮
૬ જુઓ જયસિંહસૂરિના કુમારપાલચરિતના ગુજરાતી ભાષાન્તરની પ્રસ્તાવના, પાન ૨૦
૭ રાસમાલા ભાગ ૧, ગુ ભા દ્વિતીયાવૃત્તિ, પાન ૨૬૩
૮ ગુ ઐ ઙ લેખો, ભાગ ૨ જો, લેખાંક ૧૫૫.

રસુલખાનજીના મ્યુઝિઅમમાં, મારવાડમાં રતનપુર શહેરની બહાર પશ્ચિમમાં શિવના જૂના મંદિરના ઘુમ્મટમાં, તથા ઉદયપુરના વિક્ટોરિયા હોલ મ્યુઝિયમમાં અને પ્રભાસપાટણથી ઈશાનમાં ૧૨ માઇલ ઉપર ગીરમાં આવેલા ભીમના દહેરામાંથી મળેલા શિલાલેખો જૂનાગઢના મ્યુઝિયમમાં છે, આ રીતે કુમારપાલના સમયના તેર શિલાલેખો અને એક જ તામ્રપત્રનો પત્તો લાગે છે, પણ કુમારપાલે તેર જ શિલાલેખો કોતરાવ્યા હશે, એમ કહેવાય નહી, પછી બીજા ત્રણ પતરાના તામ્રશાસનનો તો અત્યારે પત્તો જ નથી.

## કુમારપાલના રાજ્યનો વિસ્તાર

કુમારપાલે પોતાના તાબાના ગૂર્જર, લાટ, સૌરાષ્ટ્ર, ભભેરી, કચ્છ, સિન્ધુ, ઉચ્ચા, જાલંધર, કાશી, સપાદલક્ષ, આન્તર્વેદી, મરુ, મેવાડ, માલવા, આભીર, મહારાષ્ટ્ર, કર્ણાટક અને કોંકણ વગેરે અઢાર દેશોમાં ચૌદ વરસ સુધી હિંસા બંધ કરાવી તથા વિહારો બંધાવ્યા, એમ પ્રબંધોમાં લખ્યું છે.[૧] પણ ઉચ્ચા, કાશી, અન્તર્વેદી, આભીતર, ભભેરી, મહારાષ્ટ્ર, જાલંધર અને કર્ણાટક એટલા દેશો કુમારપાલના તાબામાં આવ્યા હોવાનો સંભવ નથી. વળી ચૌદ વરસ સુધી હિંસા બંધ કરાવી કે વિહારો બંધાવ્યા હોવાની વાતને પણ કોઈ ઉત્કીર્ણ લેખના પુરાવાનો ટેકો નથી. છતાં સિદ્ધરાજ કુમારપાલના રાજ્યનો વિસ્તાર દક્ષિણમાં ઉત્તર કોંકણના દમણથી તે ઉત્તરમાં સાંભર અને નાગોર સુધી લગભગ સાડા ચારસોથી પાંચસો માઇલ અને પૂર્વ પશ્ચિમ ભીલસાથી દ્વારકાં સુધી લગભગ સાડાપાંચસોથી છસ્સો માઇલ જેટલો હતો.[૨] અને સિદ્ધપુર, ખંભાત, કર્ણાવતી, વડનગર વઢવાણ, આનંદપુર, દાહોદ, ગોધરા, નાદોદ, પ્રભાસપાટણ સ્તંભતીર્થ સિહપુર અને ચદ્રાવતી, વગેરે શહેરો અને નગરો સમૃદ્ધ અને આબાદ હતાં.

## કુમારપાલનું મરણ: વિ. સં. ૧૨૨૯

કુમારપાલને લૂતા રોગ થયો હોવાની દંતકથા મેરુતુંગે આપી છે.[૩] પણ એમાં ઐતિહાસિક દૃષ્ટિએ જોવા જેવું કશું નથી. શ્રીહેમચન્દ્રનો વિ. સં ૧૨૨૯ માં ૮૪ વર્ષની ઉમ્મરે દેહ પડયો અને તે પછી છ માસે કુમારપાલ મરણ પામ્યો, એમ પ્ર. ચિ. કહે છે.[૪] વળી વિ. સં. ૧૧૯૯ થી ૧૨૩૦ સુધી ૩૧ વર્ષ કુમારપાલે રાજ્ય કર્યું, એમ એ જ ગ્રંથમાં લખ્યું છે.[૫] પરંતુ કુમારપાલના ઉત્તરાધિકારી અજયપાલનો વિ. સં. ૧૨૨૯ ના વૈશાખ સુદ ૩ ને સોમવારનો એક લેખ મળ્યો છે.[૬] એટલે કુમારપાલનું મરણ વિ. સં. ૧૨૨૯ માં જ થયું હોવું જોઈએ એમ નક્કી થાય છે, વિચારશ્રેણીમાં પણ કુમારપાલના મરણની તારીખ વિ. સં. ૧૨૨૯ આપી છે,[૭] તે બરાબર છે, અને એને ખોટી માનવા કારણ નથી.

[ અપૂર્ણ ]

૧ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પાન ૧૯૯ તથા કુમારપાલ પ્રબધ, પાન ૧૯૫.

૨ ગુ. મ. રા. ઇ. ભાગ ૨ જો, પાન ૩૨૯.

૩ પ્ર. ચિ. ગુ. ભા. શ્રી. દુ. કે. શાસ્ત્રી, પાન ૨૦૦.

૪ એજન, પાન ૨૦૦.

૫ એજન, પાન ૨૦૧.

૬ ગુ. ઐ. ઉ. લેખો, ભાગ ૨ જો, લેખાંક ૧૫૬.

૭ જુઓ મુનિશ્રી જિનવિજયજી સંપાદિત "જૈન સાહિત્ય સંશોધક" ખંડ ૨, અંક ૨, પાન ૧૪૧.

# ૧૪મું, ગુજરાતી સાહિત્યપરિષદ્‌સંમેલનનું અધિવેશન
# કલાપ્રદર્શનનું ઉદ્‌ઘાટન

**પ્રમુખ, ન્યાયમૂર્તિ શ્રી હરસિદ્ધભાઈ વજુભાઈ દિવેટીઆ, એમ એ એલએલ બી.**
**હાઈકોર્ટ જજ, મુબઈ**

## પ્રમુખપદેથી કરેલુ ભાષણ

( અંધેરી, તા. ૩-૧૦-૪૧, વાર શુક્ર )*

**કલાની** અનેક વ્યાખ્યાઓ જુદાજુદા દૃષ્ટિબિન્દુઓએ અપાયલી છે કુદરતની આબેહૂબ નકલ તે કલા, વિવિધ તત્ત્વોનુ પ્રમાણસર અને સુવ્યવસ્થિત મિશ્રણ તે કલા જુદીજુદી જાતની વસ્તુઓની આકર્ષક અને મોહક ગોઠવણ તે કલા, મનુષ્યના વિચારો અને ભાવનાઓનુ બાહ્ય વસ્તુઓમા પ્રતિબિમ્બ પાડે તે કલા, રસોત્પાદક તત્ત્વોનુ સર્વાંગસુન્દર એકીકરણ અથવા સમન્વય તે કલા, ઇન્દ્રિયોથી ગ્રાહ્ય એટલે ભૌતિક વસ્તુઓ વડે આધ્યાત્મિક સૃષ્ટિની ભાવના જગાવે તે કલા,—આવી રીતે કલાનું સ્વરૂપ ભિન્નભિન્ન રીતે વર્ણવવામા આવ્યુ છે દરેક પુરુષ પોતાના માનસિક બંધારણ વડે કલાને અમુક દૃષ્ટિકોણથી જુએ છે, અને તેથી કલાની પરીક્ષામા પુષ્કળ મતભેદને અવકાશ રહે છે કલાના નિષ્ણાતોમા તો મતભેદ વડે જ તેમની પ્રતિષ્ઠા અને મૂલ્ય અંકાય છે છતા કળાના બહોળા અર્થ માટે તો સામાન્ય જનતામા મતભેદ માટે ઓછો અવકાશ રહે છે કારણકે કળાના રહસ્ય અને તેની પરીક્ષાના સિદ્ધાન્તોમા ઊડા ઉતર્યા વિના પણ કળાના આવિર્ભાવો, એટલે તેના સૌન્દર્ય અને માધુર્યના આનન્દો અનુભવી શકાય છે

આવી રીતે કલાનો વિસ્તાર તો સકળ સૃષ્ટિમાં છે પરન્તુ તેના સ્વરૂપો દરેક દેશમાં, દરેક યુગમા બદલાતા રહે છે જુદીજુદી પ્રજાઓની સસ્કૃતિ, ધાર્મિક ભાવનાઓ, તેમનુ ભૌગોલિક સ્થાન, તેમની આર્થિક તથા સામાજિક સ્થિતિ,—એ સર્વ તેમની કલાઓમાં ભાત પાડે છે દરેકદરેક દેશની કલામા તેના વિશિષ્ટ તત્ત્વો તરી આવે છે હિન્દુસ્થાન જેવા વિશાળ પ્રદેશમા તેના જુદાજુદા પ્રાન્તોની કળાનો વિકાસ આપણી પ્રાન્તીય વિશિષ્ટતાઓ ઉપર આધાર રાખે, એ સ્વાભાવિક છે આવુ જુદાપણુ કૃત્રિમ કારણોને લીધે નહી, પરન્તુ કુદરતી ભેદભાવોને લીધે હોવાથી દરેક પ્રાન્તે પોતપોતાની વિશિષ્ટતાઓ નષ્ટ થવા ન દેતા તેને સાચવી રાખવી જોઇએ આવી રીતે ગુજરાતમા કળાનો વિકાસ, તેના ઇતિહાસ અને ભૂગોળ વડે જ સમજી શકાય છે તેના ઘણા ભાગની ફળદ્રુપ જમીન અને સમુદ્રનો લાબો કિનારો એ વડે એનું ઘડતર રચાયુ છે એ ઘડતરે તેની રાજકીય, આર્થિક અને સામાજિક સ્થિતિ ઉત્પન્ન કરી છે, અને એ સ્થિતિ વડે તેનું કૌટુમ્બિક તેમ જ ધાર્મિક જીવન ઘડાયુ છે, તેના રીતરિવાજો બંધાયા છે, અને શારીરિક તેમ જ માનસિક બંધારણ અમુક એક રીતે જ ઉત્પન્ન થયુ છે

---

* અંધેરીમા ન્યૂએરા પ્રાગજી ડાહ્યાભાઈ પબ્લિક સ્કૂલની વ્યાયામશાળાના ભવ્ય હોલમાં ચૌદમું ગુજરાતી સાહિત્યપરિષદ્‌સંમેલનનુ અધિવેશન તા ૩, ૪, ૫ ઑક્ટોબર ૧૯૪૧ને રોજ મળ્યુ હતુ તેના પહેલા દિવસે તા ૩-૧૦-૪૧ને વાર શુક્ર સાંજે કલાપ્રદર્શનના ઉદ્‌ઘાટનનો સમારભ યોજ્યો હતો. એ પ્રસંગે ઉદ્‌ઘાટન કરતા પ્રમુખ શ્રીયુત ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ વજુભાઈ દિવેટીઆ એ જે ભાષણ કર્યું હતુ તે અહીં પ્રકટ કર્યું છે સૌ મ અ ણુ જના

આ સર્વ વિશિષ્ટતાઓએ તેના કળાના વિકાસ ઉપર કુદરતી રીતે અસર કરી છે. આપણાં મંદિરો, મસીદો, ઘરો, પહેરવેશ, વગેરેમાં આપણી સંસ્કૃતિનું બાહ્ય સ્વરૂપ જણાય છે. મુખ્યત્વે કરીને આપણા ધાર્મિક જીવન વડે કલાની ઉત્ક્રાન્તિ થઈ છે. હિન્દુ, જૈન અને ઈસ્લામ, એ ત્રણે ધર્મોએ ગુજરાતને જૂના વખતથી શિલ્પ, સ્થાપત્ય નકશી, વગેરે કળામાં અખિલ ભારતમાં ઉચ્ચ કોટિએ ચઢાવ્યું છે; આબુ તથા શેત્રુંજયનાં દેરાંઓ, અમદાવાદની મસીદો, વાવો તથા મંદિરો, ઝીંઝુંવાડા, ડભોઈ, વગેરેના કિલ્લાઓ સિદ્ધપુરનો રૂદ્રમાળ, પાટણનુ સહસ્રલિંગ સરોવર, મોઢેરાનું સૂર્યમંદિર, વગેરે હજી પણ તેની સાક્ષી પૂરે છે. આપણાં અસલનાં ઘરોમાં લક્કડકામની નકશી તથા દિવાલચિત્રોમાં ઉત્તમ કળાના નમૂનાઓ મળે છે. અતલસ, રેશમ, જરી, કસબ, વગેરેના કાપડો વડે આપણો ખાસ કરીને આપણી સ્ત્રીઓનો સુંદર પહેરવેશ તો હજી પણ હિન્દુસ્થાનમાં પ્રથમ પંક્તિએ આવે છે.

સંગીતમાં આપણા ગરબા અને રાસોની વિશિષ્ટતા વિષે તો વધારે કહેવાનું હોય જ નહી. ગરબાઓનું મૂળ આપણા ધાર્મિક જીવનમાં, ખાસ કરીને ગુજરાતના ભક્તિમાર્ગમાં છે. શાક્તસંપ્રદાય અને વૈષ્ણવસંપ્રદાયે ભક્તિ અને પ્રેમની ભાવનાના રસથી ભરપૂર, માધુર્ય અને મીઠાશથી ભરેલું ગરબાઓનુ સંગીત તથા રણકાર સાથેનું તાલબદ્ધ વાદન અને નર્તન ઉત્પન્ન કરી, ગુજરાતને મશહૂર બનાવ્યું છે. અને આપણા જીવનમાં માત્ર ધાર્મિકતાનું જ નહીં, પણ રસિકતાનું પોષણ કર્યું છે. એક નોંધ લેવા જેવી બાબત એ છે કે શાક્ત અને વૈષ્ણવ એ બન્ને સંપ્રદાયો આપણી માફક બંગાળામાં પણ છે, છતા બન્ને પ્રાન્તોમાં લોકજીવન પર તેની જૂદીજૂદી છાપ પડી છે. આ એક પ્રાન્તીયતાનું ઉદાહરણ છે. શાસ્ત્રીય સંગીત ગુજરાતમાં નહોતું, એમ તો ન કહેવાય, પરન્તુ બીજા કેટલાક પ્રાન્તોમાં જેટલું છે તેટલું સામાન્ય જનતામાં લોકપ્રિય થયું નથી, એમ સ્વીકારવું જોઇએ.

ચિત્રકલામાં પણ બીજા પ્રાન્તો જેટલી ખ્યાતિ આપણે ભૂતકાળમાં મેળવી નથી. પરન્તુ જે કંઈ પ્રાચીન ચિત્રો છે, તેમાં વાસ્તવિકતા વધારે જણાય છે. આપણા વ્યાપારી જીવનની અસર આપણી કળાના વિકાસ ઉપર સ્પષ્ટ જણાઇ આવે છે. કલાનાં અટપટાં અને બારીક તત્ત્વોમાં ઊંડા ઉતરવાની માથાકૂટ કર્યા વિના તેનાં રંજનાત્મક અને વાસ્તવિક તત્ત્વો ઉપર વધારે ધ્યાન અપાયુ છે, અને તેથી જ ગુજરાતની સર્વ પ્રકારની કલાનો વિકાસ કૃત્રિમ નહીં, પણ કુદરતને અનુસરીને થયો છે, અને તેમાં જ આપણા જીવનનું પ્રતિબિમ્બ જણાય છે. આર્થિક સમૃદ્ધિની સહાયથી આપણે કલાનુ પોષણ કરતા આવ્યા છીએ, પરન્તુ તે આપણા વ્યાવહારિક માનસને અનુકૂળ આવે તેવી કલાનું—સરળ અને હળવી પણ રંજક અને મીઠી.

હિન્દુ અને ઇસ્લામી રાજ્યો ટકયાં ત્યાં સુધી ગુજરાતમાં રાજય અને પ્રજાની સહાયથી કલાને ઉત્તેજન મળ્યાં કર્યું, પરન્તુ તે યુગ અને વર્તમાન યુગ વચ્ચેના કાળમાં અનેક કારણોને લીધે આપણો કલાવિકાસ શિથિલ થયો, રાજકીય ઉત્પાત અને અશાન્તિના વાતાવરણમાં ગુજરાતના જીવનનો પ્રવાહ બદલાયો, અને સંખ્યાબંધ કલાકારો તથા કારીગરો ઉત્તેજનના અભાવને લીધે નિરૂદ્યમી થઈ ગયા; ગુજરાતના સ્થાપત્યની અપૂર્વ કલા એટલી વિસરાઈ ગઈ કે કનીંગહામ, ફર્ગ્યુસન અને બર્જેસ જેવા વિદેશીઓએ જયારે આ ખજાનો પ્રકાશમાં આણ્યો ત્યારે લોકોને ભૂતકાળની કળાસમૃદ્ધિનું ભાન થયું. રાજકીય શાન્તિ આવ્યા પછી ગુજરાતમાં ઔદ્યોગિક પ્રગતિનું જોર એટલું વધ્યું કે તેમાં કલાનું સ્થાન ગૌણ થઈ ગયુ. અમદાવાદની મસીદોના સુન્દર મીનારાઓની સામે મિલોની બેડોળ ચીમનીઓએ ડોકીઆં કરવા માંડયા અને એ મીનારા પણ શરમાઇને પડી જવા માંડયા; સીમેંટ કોંક્રીટનાં મકાનોએ શિલ્પ અને સ્થાપત્યની કલા જે કંઇ રહી હતી તેને સૂવાડી દીધી.

ફોટોગ્રાફીક કેમેરાએ ચિત્રકળાને ભૂલાવી દીધી મીલના કાપડે હાથવણાટની બારીક કારીગરી અને સુન્દર નકશી પાયમાલ કરી આવી રીતે વરસો સુધી ગુજરાતમા કલા બદલાઈ ગઈ

સદ્‌ભાગ્યે આ ગાંધીયુગની શરૂઆતથી ગુજરાતમા નવીન જીવનનું લોહી આવ્યું છે, કલા–જીવનના પુનરુદ્ધારનો મત્ર ગુજરાતીઓએ ઝીલવા માંડ્યો છે અને સ્થૂલ કલાઓ કરતા લલિત કલાઓમા વિશેષ રસ લેવાય છે છેલ્લા પચીસેક વર્ષથી આપણા સ્ત્રીસમાજની ઉન્નતિ સાથે કલાની રસિકતાએ વૈયક્તિક તેમજ સામાજિક જીવનમા પ્રવેશ કર્યો છે એની એક મુખ્ય અસર તો આપણા પહેરવેશ અને શારીરિક સુઘડતા ઉપર થઇ છે વસ્ત્રપરિધાનની કલા આપણી સ્ત્રીઓએ તો પહેલેથી જ મેળવી રાખી છે પરન્તુ હવે તો આભૂષણોને ઓછા કરીને પણ સાદાઇ સાથે સૌંદર્ય અને સુઘડતા વધારતી વસ્ત્રકળા લોકપ્રિય થતી જાય છે આ સબધમા માત્ર એક જ વસ્તુ આપણી બહેનોએ સમજવાની રહે છે, અને તે એ છે કે તદુરસ્ત અને સશક્ત શરીર ઉપર કલાનું સૌન્દર્ય જેટલુ દીપી નીકળે છે, તેટલુ નબળા તથા નાજુક શરીર ઉપર નથી થતુ કલાની રસિકતા ભોગવવા માટે શારીરિક સપત્તિ ખાસ જરૂરની છે, એ સત્ય હજી આપણે આપણા જીવનમા ઉતાર્યું નથી પ્રાચીન ગ્રીસની કલારસિક પ્રજામા શારીરિક વિકાસથી નીપજતુ સૌન્દર્ય ઉત્તમ કલા તરીકે ગણાતુ આપણા ગરબાઓનુ સગીત બહેનોના કઠમાથી ઉચ્ચ સ્વરે ન નીકળે તો પછી તેનુ માધુર્ય શ્રોતાવર્ગથી કેવી રીતે અનુભવાય? શરીર અને મન એ બન્નેનો એક સાથે વિકાસ થાય એ જ ખરી કલા છે

થોડાંક વર્ષો ઉપર એવી માન્યતા હતી કે સગીત અને નર્તન ઉચ્ચવર્ગ માટે હલકુ ગણાય બીજા પ્રાંતોની સાથે વધારે સમાગમમા આવ્યા પછી આપણને જણાયુ કે ભારતીય નર્તન એ એક ઉચ્ચ કલા છે, અને તેનો અભ્યાસ ગુજરાતમા વધતો જાય છે, એ ઘણા આનંદની વાત છે આપણી નર્તનકલા પાશ્ચાત્ય પદ્ધતિની નર્તનકલાથી ઘણી જ વધારે કલામય અને શુદ્ધ છે શારીરિક વિકાસ માટે તે ઘણી ઉપયોગી છે, તે સબંધી એક જ બાબત કહેવાની મને જરૂર લાગે છે ભારતીય નૃત્યના મૂળ સિદ્ધાન્તો જો કે સરખા છે, પરન્તુ જૂદા જૂદા પ્રાંતોમા તે જૂદી જૂદી પદ્ધતિએ થાય છે. પ્રાંતીય સગીતપદ્ધતિ જેમ જૂદી હોય તેમ વાદન અને નર્તન પણ જૂદા હોય છે. એમા દરેક પ્રાંતે તેની વિશિષ્ટતા સમજવી જોઈએ અને બીજા પ્રાંતોના સગીત તથા નર્તનની માત્ર નકલ કે અનુકરણ કર્યાથી ઘણી વખત કલાના રસનો ભાગ થવાનો ભય રહે છે આપણો કઠ અમુક પ્રકારના સગીત માટે ટેવાયલો હોય ત્યાં સુધી બીજી જાતનું સગીત કૃત્રિમ લાગે છે તેમ જ નૃત્યમા પણ આપણા અવયવોનું છે એક ઉદાહરણ આપુ છુ 'વંદેમાતરમ્'નું ગીત એની ભાષા સસ્કૃત છે અને બગાળી ઢબનું છે છેલ્લાં ત્રીસપાત્રીસ વર્ષથી તે આપણે ગાઈએ છીએ, પણ બગાળીઓના કઠમાંથી નીકળતુ એ જેટલુ મધુર લાગે છે તેટલુ આપણા કઠમાંથી નથી લાગતુ નૃત્યનું પણ તેમજ છે મણીપુરી નૃત્યની નરી નકલમા પણ ઘણા દૃષ્ટાઓને નીરસતા જણાય છે

ચિત્રકળામાં પણ ઘણી વખત આવુ જ જોવામા આવે છે કેટલીએક શાળાઓમાં બગાળી ઢબના ચિત્રો શીખવાય છે, અને તે પણ બગાળની સીનેરીમા જ, ત્યાની ઝુંપડી, વાંકા વળી ગએલા ઝાડ, લગોટી પહેરેલો ને દુબળો બગાળી ખેડુત આવી જાતના ચિત્રો પાડતા આપણા બાળકોને શિખવવામાં આપણે ખોટે રસ્તે જઈએ છીએ, એમ મને લાગે છે હું એમ નથી કહેવા માગતો કે બીજા પ્રાંતોની કળા આપણામા ઉતારવી જ ન જોઈએ. પરન્તુ તેનું અનુકરણ કરવામા કૃત્રિમતા અને અસગતતા ન થવા જોઈએ કંઈક અંશે નવીનતાના મોહથી અને કેંક અંશે 'પારકુ તેટલુ સારૂં' જેવા નિર્બળ માનસથી આપણે પીડાઈએ છીએ. આપણે માત્ર

અનુકરણ કરીને સંતોષ માનવો ન જોઇએ. આપણે ગુજરાતી કલા તરીકે પંકાય એવી કળા ખીલવવાની છે. આવી કળા ઉપજાવવામાં ગુજરાતી કલાકારો અને કારીગરોને ખાસ ઉત્તેજન આપવાનું છે. એક જ દાખલો હું આપું છું. થોડાં વરસથી આપણા એક ગુજરાતી નૃત્યકાર નટરાજ વશી જાવા, સુમાત્રા વગેરે સ્થળોએ જઇને ત્યાંની કે જે આપણી જ પુરાણી હિન્દુ નૃત્યકળા છે, તેનુ જ્ઞાન લઈ આવ્યા છે, અને કેટલાએક સ્થળે એક નિપુણ નૃત્યકાર તરીકે એમને સફળતા મળી છે, પરન્તુ ગુજરાતમાં હજી તેમનો જોઇએ તેવો સત્કાર થયો નથી. અને ઉત્તેજન પણ મળ્યું નથી. ચિત્રકળાની બાબતમાં તો ખુશી થવા જેવું છે કે અત્રેની જે. જે. સ્કૂલ ઑફ આર્ટસમાં ગુજરાતી શિક્ષકો તથા ઘણા ગુજરાતી વિદ્યાર્થીઓ ચિત્રોમાં તથા શિલ્પોમાં ગુજરાતી ઢબ જૂદી જણાઇ આવે, એવી સુંદર કલાકૃતિઓ બનાવવામાં સફળ થયા છે.

આ વિષયમાં એક સૂચના ગુજરાતી જનતા પાસે આગ્રહપૂર્વક મૂકવાની મને જરૂર લાગે છે. ગુજરાતના કોઈ પણ અનુકૂળ સ્થળે 'ગુજરાતી એકેડેમી ઑફ આર્ટસ' એટલે ગુજરાતી કલામંદિરની સ્થાપના થવી જોઇએ કે જ્યાં આપણા કલાકારો અને કારીગરો ગુજરાતની વિશિષ્ટ કલાઓનું શિક્ષણ લઇ તેનો સર્વત્ર પ્રચાર કરે. આપણો ધનિકવર્ગ આવી સંસ્થા સ્થાપવા માટે મદદ કરે, તો તે ગુજરાત માટે અશક્ય વસ્તુ ગણાય નહીં, ને આવી સંસ્થા થોડા વખતમાં જ સ્થપાય તેવા પ્રબળ પ્રયાસ કરવા આપણા કલારસિકોને મારી વિનંતિ છે.

કદાચ કોઇને પ્રશ્ન થશે કે આ બધી પ્રવૃત્તિઓ તો કલાકારો માટે છે, તેમાં સાધારણ માણસને શો લાભ ? આ પ્રશ્ન તો કલાને સંકુચિત અર્થમાં લઇએ તો જ ઉપસ્થિત થાય. કલાનું સ્થાન માત્ર બાહ્ય વસ્તુઓમાં નથી. પથ્થર લાકડું કે કેનવાસ ઉપર જ કલાની છાપ પડતી નથી. આંખ, કાન કે સ્પર્શ વડે જ માત્ર કલાનો અનુભવ થતો નથી. ઇંદ્રિયોમાંથી પર એવી માનસિક સૃષ્ટિમાં ઉચ્ચતર કલાનો નિવાસ છે. જીવનને સર્વાંગસુંદર બનાવવું, એ સૌથી ઉત્તમ કલા છે, કારણ કે તે કલા સ્થૂલ અને ભૌતિક વસ્તુઓમાં નહિ, પરન્તુ સૂક્ષ્મ સૃષ્ટિમાં રહેલી છે. જીવનની વિવિધ પ્રવૃત્તિઓ અને બુદ્ધિભાવના તથા ઇચ્છાઓ, એ ત્રણે માનસિક શક્તિઓનો ધ્યેયપૂર્વક સમવિકાસ કરવો, એ જેટલું કઠિન તેટલું ઉચ્ચતમ કલાવિધાન છે. આ વિધાનમાં દરેક મનુષ્ય એક કલાકાર છે અને બાહ્ય જગતની કલાનો અનુભવ જીવનની કલાના વિકાસમાં મદદરૂપ થાય તેટલે જ અંશે સ્થૂળ કળાનું સાર્થક્ય છે સ્થૂળ કલાઓ ગમે તેટલી સુંદર હોય તો પણ તે માત્ર સાધન છે. મનને ઉન્નત કરે અને ઉચ્ચ ભાવના ઉત્પન્ન કરી હૃદયને શુદ્ધ કરે, એ તેની સાધ્ય વસ્તુ છે. સાકાર કલા, નિરાકાર કલાના સ્વરૂપમાં જન્માન્તર પામે, તો જ આપણા સ્થૂલ જીવનમાં તેનું સ્થાન છે. આવું પરિવર્તન પોતાના જીવનમાં કરાવવા માટે દરેક મનુષ્ય કલાકાર તરીકે સ્થૂળ કળાનો ઉપયોગ કરી શકે અને તે કારણથી જ સ્થૂળકળાને ઉત્તેજન આપવું, એ દરેક મનુષ્યનો ધર્મ છે.

નવગુજરાત જીવનમાં કલાનું સ્થાન સમજવા માંડયું છે, તેનામાં રસિકતા છે, ઉલ્લાસ છે, સાધન છે, સામગ્રી પણ છે, માત્ર વ્યવસ્થિત પ્રચારકાર્યની જરૂર છે. કલાપ્રદર્શનો અને કલાપરિષદો આવા પ્રચારકાર્ય માટે અત્યંત જરૂરનાં છે.

આજનું પ્રદર્શન આ દિશામા આપણને પ્રયાણ કરવાનો વેગ આપે અને તેના સંચાલકોની ઉમંગી મહેનતને સફળતા મળે, એવી શુભેચ્છા સાથે પ્રદર્શનનો ઉદ્ઘાટનવિધિ કરવાની રજા લઉં છું.

———o———

# ધવલધરાના બે શિલાલેખો

[લેખક રા રા મણિભાઈ દ્વિવેદી, નવસારી]

**સુરત** જીલ્લાના ચીખલી તાલુકામા, ચીખલી કસ્બાથી ઉત્તરે લગભગ ૭–સાત માઈલ દૂર બારોલીઆ કરીને એક નાનું ગામડુ આવેલુ છે 'નવસારી–ચીખલી રોડ' પરથી એક કાચો રસ્તો આ ગામે જાય છે ગામની મુખ્ય વસતી મુસ્લીમ અને રાનીપરજના ઢોડીઆ જાતના ખેડુતોની છે આ ગામની સીમમાથી "ધોલધરા"—ધવલધરા નામની એક નાની નદી વહે છે આ લેખના આ વિષયને અંગે આ નદી અને તેની આસપાસના ટેકરાઓનો પરિચય આપવો જરૂરી છે

આ નદી નવસારી પ્રાંતના જાણીતા તીર્થસ્થાન અનાવલમાથી નીકળે છે ખરૂ જોતા તો અનાવલના તળાવના પાણીને ઉભરાઈને જવાનો માર્ગ કાળે કરીને નદી બની ગયો છે આમ આ નદી છે તો નાની, પણ તેના ત્રણ ત્રણ નામ છે અનાવલની આસપાસમા 'એનવા', બારોલીઆ–એંધરની વચમા 'ધોલધરા' અને ગણદેવી તાલુકામા પ્રવેશતાં 'વેગણીઆ ખાડી'ના નામથી ઓળખાય છે બીલીમોરા નજીકમા અંબિકાને તે મળે છે

બારોલીઆની આસપાસના 'ધોલધરા'ના કાંઠાના ખેતરો અને ટેકરાઓ પુરાતન સંશોધનની દૃષ્ટિએ ઘણા મહત્વના છે બારોલીઆની સીમમા નોગામા તરફથી આવતી 'ભૂરી ખાડી' નામની એક નાની જળવાહિની ધોલધરાને મળે છે, આ સંગમસ્થાન પાસેના ઉત્તર તરફના ટેકરા પર એક રાનીપરજના ખેતરમા એક દેવસ્થાન બનાવેલું છે આ દેવસ્થાનમા બે મૂર્તિઓ છે અને તેની નીચે વિક્રમની ચૌદમી સદીના બે લેખ કોતરેલા છે

આ સ્થળની આસપાસના ટેકરાઓ માટે ઘણી અવનવી વાતો ચાલે છે ઉપર જણાવેલા સ્થળથી પૂર્વમા એક ટેકરો છે, તે 'રાજબેસણા'ના નામથી આજ પણ ઓળખાય છે જૂના વખતમા રાજા અહીંઆ દરબાર ભરતા, એવી દંતકથા છે પણ એક બીના તો જોવા મળે છે જ અને તે એ કે આ ટેકરાઓ પર પથરાયલા ખેતરોમા વાસણો વગેરેના પુષ્કળ ભંગાર જણાયલા છે

બીજી એક દંતકથા એવી છે કે જૂની જાહોજલાલીના સમયે ગણદેવી કસ્બાનું કાપડનું હાટ–બજાર અહીં ભરાતુ આ બીના કેટલી ખરી છે, એ તો કોણ જાણે? આ સ્થળથી ગણદેવી કસ્બો લગભગ ૭ માઈલ દૂર છે ઈસુની સત્તર અને અઢારમી સદીમા ગણદેવી કસ્બામાં સાડી, ધોતી, બાસ્તા અને ગાજ, એના કાપડ બનાવવાનો ઉદ્યોગ ધમધોકાર ચાલતો હતો તેમ કાપડ ઉપરનું રંગકામ પણ વખણાતું આ રંગકામ જોવા અને શીખવા અંગ્રેજ અને ડચ મુસાફરો, કંપની સરકારના એજન્ટો વિગેરે ગણદેવી આવતા, એવા ઘણા ઉલ્લેખ મળે છે[1] અને એ વાત પણ એટલી જ સુવિદિત છે કે ગણદેવીના છીપાઓ કાપડ રંગી, એ રંગની ચમક માટે આપણે ઉપર ઉલ્લેખ કરી ગયા તે ધોલધરાના પાણી માટે ત્યાં જતા એ પાણીથી કાપડની રોનક વધી જતી, એવા કંઈક તત્વો એ સ્થળના પાણીમાં રહેલાં હોવાનું જણાતું આજ તો રંગ નથી, રંગારાએ નથી અને ધોલધરાના સનકાર મારતા ટેકરાઓ પર સુસવાટ દૂમતે વાઘના પગલા પડવાના ભણકાર વાગે છે

સન ૧૯૨૮ ની આસપાસમા આ લેખો વિષેનો પ્રથમ ઉલ્લેખ સુરતથી પ્રસિદ્ધ થતા

---

૧ જુઓ ખા૦ સા૦ સોરાબજી મ દેસાઈનું પહેલી નવસારી પ્રાંત પુસ્તકાલયપરિષદના સ્વાગતસમિતિના પ્રમુખ તરીકેનું ભાષણ, સન ૧૯૩૨

અઠવાડીક 'પ્રતાપ' પત્રમાં કરવામાં આવ્યો. અને ૧૯૩૪ના જાન્યુઆરીમાં ગિદારમાં ધરતીકંપ થયો એ પછીના એકેક માસના ગાળામાં મુજફ્ફરપુર-નિવાસી પંડિત શ્રીવિદ્યાનંદજી મને નવસારીમાં મળ્યા. વાંસદા રાજ્યને લગતા ઇતિહાસનાં સાધનો તેઓ એકત્ર કરે છે એમ તેમણે જણાવ્યું, ને મારી પાસે એ બાબતને લગતી માહિતી માગી. આથી મેં તેમને આ લેખો વિષે કહ્યું.

ચાલુક્યની એક શાખાએ નવસારી પ્રાંતના વ્યારા તાલુકામાં અન્નાપુર-બિસનપુર નામનાં ગામોએ આવી, વસી, સત્તા જમાવી હતી, અને તે સાથે આ શિલાલેખનો કાંઈ સંબંધ નીકળે એમ જણાવાથી તેઓ એ લેખની લિપિ વાંચીને ઉતારી લાવ્યાનું અને મારા કથનમાં તથ્ય હોવાનું એક બીજી મુલાકાતમાં તેમણે મને જણાવેલું.

આ લેખવાળા પથ્થરો પ્રથમ તો નદીના એક ટેકરા પર પડી રહેલા હતા, પણ પાછળથી રાનીપરજના કોઈ ખેડૂતને સ્વપ્ન આવ્યું, એથી તેણે એ લેખોવાળા પથ્થરો પોતાની જમીનમાં ખસેડી, ઝૂંપડી બાંધી, ધજા ચઢાવી, દેવસ્થાન બનાવ્યું, એ વખતથી આ શિલાઓ આપણે ઉપર જણાવી ગયા તે સ્થળમાં જ છે. આમ ખુલ્લા આકાશ નીચે અફળાના લેખો સ્થાનકવાસી તો બન્યા, પણ સાથે તેમાં દેવાંશનું આરોપણ થતાં તેના પર ભારોભાર સીંદુર લપેડાવા લાગ્યું છે અને સન ૧૯૪૦ માં જ્યારે વધુ શોધખોળ માટે મેં એ સ્થળની મુલાકાત લીધી ત્યારે આ પથ્થરોનો ઘણો ભાગ વધારે ખવાયલો જણાયો.

આ લેખો લાલ પથ્થર પર કોતરેલા છે. આ પથ્થરો કોઈ દેવાલયના ભાગ હશે, એમ જણાય છે, કારણ કે પત્થરોને મથાળે વચમાં ખાંભીનો ખાડો છે. પત્થરની લંબાઇ આશરે સાડાચાર ફીટ અને પહોળાઈ પોણાબે ફીટની છે. વચમાં એક મૂર્તિ કોરેલી છે, તેના જમણા હાથમાં ખડ્ગ ને ડાબામાં ઢાલ છે. તેણે આયુધધારી એક વ્યક્તિને પગ નીચે દાબેલો છે, અને તેની સામે ધનુષ ખેંચીને ઊભેલી એક આકૃતિ છે.

બીજા પત્થર પર ધનુષધારીના સ્થાનમાં ઘોડેસવાર છે, તે સિવાય બાકીનું શિલ્પ પહેલાને મળતું જ છે. માત્ર આકૃતિઓ જરા નાની મોટી છે.

આ બન્ને પથ્થરો પર મૂર્તિઓની નીચે લેખ કોતરેલા છે. આ લેખો કેટલાક ભાગમાં ખંડિત થએલા છે, તેમ છતાં કોઈ પણ પ્રકારના સંશય વિના એ બન્ને લેખોનો જેટલો ભાગ બેસી શકે છે તે અત્રે રજૂ કરૂં છું. આ રહ્યા તે લેખો:—

## પ્રથમ લેખ

सवत श्री १३७२ कार्तिक कृष्ण (१)
७ श्री आदि देव (वा) य नमः। श्री (२)
राजकृष्ण देव त (स्य) × श्री (३)
क्षेम देव र (रा) जस्या × × ज श्री राम (४)
देवराज × × श्री कृष्ण दे (५)
व राजस्य कलाण विजराजे (६)

## બીજો લેખ

सवत १३ × ३ वर्षे कार्तिक कृ (१)
ष्ण ७ सामे श्री कृष्णराय देव स(स्य) (२)
श्री उदयराज × पौत्र श्री कृ × ग (ष्ण) (३)
देवराजेन प्रतिष्ट (ष्ठि) तो य श्री आद (दि) (४)
देवस (सु) कृत (तो) य × × × च्चद्रर्क × र्णव × (५)
वतु श्री कृष्णराज सुशमिति (६)

આ બન્ને શિલાલેખોમા કૌંસમાં મૂકેલા અક્ષરો માગ છે હવે શિલાલેખોની વિગત તપાસીએ

બન્ને લેખો એક જ સવત અને તિથિના છે બન્નેમા લેખ-નિર્માતાના ઉપાસ્ય દેવના આદિ-દેવનું નામ છે. બન્ને પ્રશસ્તિ એક જ સમય અને એક જ રાજાની હોવા છતા એમા સૂચવવામાં આવેલી વશાવળીમા ફેર જણાય છે પહેલી પ્રશસ્તિ મુજબ રાજકૃષ્ણદેવ (૨) ક્ષેમ અથવા ખેમદેવ, (૩) રૂગ્મદેવ, (૪) કૃષ્ણદેવ, એ પ્રમાણે વશાવલિ આવે છે બીજી મુજબ કૃષ્ણરાયદેવ તેના પુત્ર ઉદયરાજ અને તેના પૌત્ર કૃષ્ણદેવ, એ નામો છે આમ કેમ બનવા પામ્યુ તે સમજી શકાતુ નથી વળી પ્રશસ્તિકાર સામાન્ય રીતે રાજાઓના નામ આગળ બિરૂદ મૂકતા તે પણ આમાં જોવામા આવતા નથી, એ પણ સૂચક છે ત્યારે કયા રાજવશના સબંધમા એમના આદિદેવનુ પ્રતિષ્ઠાન અહીં કરવામા આવ્યુ, એ જોવાનું રહે છે

ઈ સ ની સાતમી આઠમી સદીમા દક્ષિણમા ચાલુક્ય સત્તા બળવાન હતી અને લાટનો પ્રદેશ ચાલુક્યોના માડલિકપણા નીચે હતો, એ બીના સુવિદિત છે આઠમી સદીના મધ્યભાગમાં બળવાન બનતા રાષ્ટ્રકૂટોને હાથે આ સત્તા તૂટી, પણ ઈ સ ની દશમી સદીમા માડલિકત્વ ભોગવતા રાજવશના વિક્રમાદિત્યના પુત્ર તૈલપના જીવનમા મહત્વાકાક્ષા જાગી અને સન ૯૭૩મા રાષ્ટ્રકૂટ રાજા કર્કનો પરાભવ કરી, ચાલુક્ય સામ્રાજ્યને પુનર્જીવન આપ્યુ [૨] વાતાપિના ચાલુક્ય રાજવશે આ રીતે બસો વર્ષ ફરી માથુ ઉંચક્યુ એ વખતે ગુજરાતમા પણ મૂળરાજદેવ સોલકી સત્તાનો વિજયધ્વજ રોપતા હતા તૈલપનું પાટનગર કલ્યાણું હતુ અને તેના સૂબા નર્મદાતટના નાદોદમા રહી, લાટ પર હકુમત ચલાવતા હતા નાદોદમાં ચાલુક્ય સૂબા પાછળથી સ્વતત્ર અધિકારી તરીકે લાટના સ્વામી બન્યા, પણ વિક્રમની બારમી સદીમા પાટણના સોલકીઓ આગળ તેમને પરાભવ સ્વીકારવો પડ્યો, અને લાટમા સોલકીઓના દડનાયક નીમાયા [૩] નાદીપુરના ત્રિવિક્રમપાલનું શ સ ૯૯૯નું તામ્રપત્ર મળ્યુ છે એ આધારે હાલના જલાલપુર (જી સુરત) તાલુકાના અષ્ટગામની આસપાસના પાચસો ગામોનો તેના કાકા જગપાલને સામન્ત બનાવ્યાની વિગત જાણવા મળે છે અષ્ટગામેથી આપણા શિલાલેખવાળી ધવલધરા-ધોલધરાની જગા બહુ દુર નથી [૪]

આમ નાન્દીપુરની સત્તાના ભાગલા પડતા હતા, ગુજરાતની વાધેલા સત્તા નબળી પડતી હતી, એ વખત કલ્યાણની ચાલુક્ય સત્તા બળવાન બનતી હતી અને લાટનો પ્રદેશ તેના અધિકારમા જતો હતો કલ્યાણની ગાદી પર સોમેશ્વ અને તેમના ભાઇ વિક્રમાદિત્ય ક્રમશ બેઠા વિક્રમાદિત્યે પોતાના નાનાભાઇ જયસિંહને પોતાનો ઉત્તરાધિકારી નીમી, વનવાસી પ્રદેશની જાગીર તેને આપી, પરન્તુ તેણે પોતાના ભાઈ સાથે લડાઈ કરી તેમા હાર ખમી, તેને જંગલમા નાસી જવુ પડ્યુ આમ કેટલીક વખત જગલોમા ભટક્યા પછી તેના પુત્ર વિજયસિંહે લાટ અને ઉત્તર કોકણનો કેટલીક ભાગ હસ્તગત કર્યો અને વિ સ ૧૧૪૯મા

---

૨ ડૉ અળતેકરકૃત "રાષ્ટ્રકુટ સામાન્યા ચા ઇતિહાસ" પૃ ૬૧-૭૦ History of Medineval Hindu India Vol I P 272

૩ ગુજરાતના ઐતિહાસિક લેખો ભાગ ર્જો, કર્ણદેવના દાનપત્ર

૪ ૬ ગુજરાતના ચાલુક્ય ઇતિહાસનુ એક પાનુ—'આરામ' દીપોત્સવી અક, સને ૧૯૪૦

૬

મંગલપુરીમાં નવીન રાજગાદી સ્થાપી.[૫] આ રીતે પૂર્ણા–અંબિકા વચ્ચેના લાટના ભાગ ગુજરાતના દંડનાયકોની સત્તા નીચે અને અંબિકાથી દક્ષિણના ભાગ પર ચાલુક્યની સત્તાનો ઉદય થયો.

આ મંગલપૂરી નવસારી પ્રાંતના વ્યારા તાલુકામાં આવેલું હાલનું મંગલિઆ ગામ છે. મંગલપુરીના ચાલુક્ય રાજવંશમાં ધવલદેવ નામના બે રાજાઓ થયા છે. ધવલધરા–ધોલધરા પાસેના ટેકરાઓ પુરાતની ભંગોર. ઈંટો વગેરેથી ભરપૂર છે અને રાજબેસણાની જગાના નામથી તેમાંનો એક ટેકરો ઓળખાય છે. વળી એવી પણ દંતકથા આ સ્થળ વિષે આજે પણ પ્રચલિત છે કે 'ધવલનગરી' 'ધવલ–નગર' એ નામનું એક મોટું શહેર અહીં હતું અને મુસલમાનોના અમલમાં એ શહેર ભાંગ્યું તથા તેના સ્થાનમાં મુસ્લિમ વસતીનું બારોળીઆ વસ્યું. આ દંતકથામાં કેટલું તથ્ય છે એ કહી શકાતું નથી, પણ મંગલપુરીના ચાલુક્ય રાજવંશના કોઈ ધવલદેવે પોતાના નામ પરથી ધવલ–નગર નામનું શહેર વસાવ્યું હોય, એવા અનુમાન પર આવી શકાય ખરૂં ?

"Comprehensive History of Vasudevpur State" એ નામના ગ્રંથમાં મંગલપુરીના ચાલુક્યોની રાજવંશાવળી આપેલી છે. તે જોતાં વિજયસિંહ પછી ધવલદેવ અને તેમની પાંચમી પેઢીએ કૃષ્ણદેવનું નામ આવે છે. એ વંશાવળી મુજબ નીચે પ્રમાણે નામો છેઃ–




શિલાલેખના અક્ષરોમાં 'ઝમ' એ 'ખેમ'ને બદલે અને રૂકમ એ 'રૂદ્ર'ને બદલે કોતરાયું હોય, અગર તો પથ્થરો ખવાતાં વાંચવાની મુશીબત કારણે છેવટે આ અક્ષરો બેઠા રૂદ્રના પુત્ર એમને બદલે ઉલટાસુલટી નામો છે. અને પહેલા લેખમાં ઉદયરાજનુ જ નામ નથી, જ્યારે બીજામાં ઉદયરાજના પૌત્ર તરીકે કૃષ્ણદેવને ગણાવ્યા છે. ખરૂં જોતાં પ્રપૌત્ર શબ્દ હોવો જોઈએ. મૂળ લેખમાં પણ ઉદયરાજ પછી કંઇક ખંડિત ભાગ છે, એથી બીજા લેખની વંશાવળી વિશ્વસનીય જણાય છે, અને તે સાથે આ પ્રશસ્તિઓ મગલપુરીના ચાલુક્ય રાજવંશની છે, એમ નિષ્પન્ન થાય છે.

હવે ફક્ત આ પ્રશસ્તિઓમાં જણાવેલા આદિદેવ વિષે ઉલ્લેખ કરવાનો રહે છે. એ બીના આપણે સારી રીતે જાણીએ છીએ કે દક્ષિણના ચાલુક્ય રાજાઓ વિષ્ણુના એક અવતાર ભગવાન વરાહને પોતાના ઉપાસ્ય દેવતા તરીકે માનતા હતા અને એથી આ શિલાલેખામાં જે આદિ–દેવને નમસ્કાર તથા આદિ–દેવના પ્રતિષ્ઠાનનો ઉલ્લેખ છે એ વરાહની મૂર્તિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે એવુ સિદ્ધ થાય છે.

આમ દક્ષિણ ગુજરાતની ચાલુક્ય સત્તાના આ બે શિલાલેખો જેટલા મહત્ત્વના છે, એટલું જ અને એથી પણ વધારે મહત્ત્વનું કાર્ય આ સ્થળમાં સંશોધન કરવાનું છે. ગુજરાતની કોઇ સસ્થા આ કાર્ય હાથ ધરશે ?

૫. ચૌલુક્ય ચંદ્રિકા પૃ. ૪૪.

ભાનુમેરુકૃત

# સ્તંભનપાર્શ્વનાથ-સ્તુતિ

## ૧૩૨ દલ પદ્મબંધ સ્તોત્ર

[ સંપાદક રા રા ભોગીલાલ જ સાંડેસરા, બી એ ]

**આ** સાથે પ્રાચીન ગૂજરાતી સાહિત્યની એક મહત્ત્વની કૃતિ શ્રી ફા ગૂ સભા 'ત્રૈમાસિક'ના વાચકો સમક્ષ રજુ કરવાની તક લઉ છુ જૈન કવિ ભાનુમેરુકૃત 'સ્તભનપાર્શ્વનાથ-સ્તુતિ' એ કાવ્ય ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથની સ્તુતિરૂપે તેત્રીસ દ્રુતવિલંબિતમા લખાએલુ છે, એ તેની એક વિશિષ્ટતા ખરી જ પરન્તુ તે ઉપરાત, કવિએ તેને ૧૩૨ દલના પદ્મબંધમા ગોઠવ્યુ છે, એ વસ્તુ પણ ખાસ મહત્ત્વની છે કાવ્યને અંતે મૂકેલા સસ્કૃત શ્લોકમા કવિ પોતે જ—

इत्थ प्राकृतभाषया जिनपति पार्श्व स्तुतो भानुना × × **अम्भोजबन्धेन** वै ।

એમ કહે છે તથા હાથપ્રતની પુષ્પિકામા પણ इति स्तवनम् । **१३२ दलकमलनिबद्ध स्तवनम्** । એ પ્રમાણે સ્પષ્ટ ઉલ્લેખ છે આ કાવ્યની હસ્તલિખિત પ્રત કોઈ સામાન્ય કોટિના લહિયાના હાથે લખાયેલી જણાય છે, એટલે પ્રતની સાથે પદ્મબંધનુ ચિત્ર મળ્યુ નથી, પરતુ દ્રુતવિલંબિત છદની ૩૩ કડીઓ એટલે ૧૩૨ પંક્તિઓ થઇ, તે પદ્મની ૧૩૨ પાંખડીઓમા આવી રહે, દરેક પંક્તિના અતે અચૂક આવતો લી બોલ પદ્મના મધ્યભાગમા આવે, તથા છેવટનો શ્લોક કર્ણિકામા આવ—એ રીતે ૧૩૨ દલના વિશાળ પદ્મબંધની યોજના સ્પષ્ટ રીતે કલ્પી શકાય છે કેટલીક ખાસ મુશ્કેલીઓને લીધે, આ પદ્મબંધનુ ચિત્ર નવેસર તૈયાર કરાવીને આ સાથે છાપવાનુ બની શક્યુ નથી પદ્મબંધ, મુરજબંધ, ગોમૂત્રિકાબંધ આદિ બધાના નમૂનાઓ સસ્કૃત કાવ્યસાહિત્યના કેટલાક વિશિષ્ટ ગ્રન્થોમા જોઇ શકાશે, પરન્તુ કેવળ સોળથી બત્રીસ પાંખડી સુધીના પદ્મબંધમા જ લખાયેલા પચીસ સસ્કૃત સ્તોત્રોના સચિત્ર નમુનાઓ મુનિશ્રી ચતુરવિજયજીએ સંપાદિત કરેલા તથા નિર્ણયસાગર પ્રેસ તરફથી પ્રસિદ્ધ થયેલા 'જૈન સ્તોત્રસમુચ્ચય'મા છપાયેલાં છે તે જોવાની જિજ્ઞાસુઓને વિનતિ છે એવા સ્તોત્રોના નમૂનાઓ ઉપરથી આપણા કવિએ પણ આ ગૂજરાતી સ્તુતિ લખી જણાય છે

સંસ્કૃતમા આ પ્રકારના પદ્મબંધો વધુમા વધુ ૩૨ પાંખડીના જાણવામા છે, જ્યારે આ પદ્મબંધ ૧૩૨ પાંખડીનો છે વળી પ્રાચીન ગૂજરાતી સાહિત્યમા તો આ પ્રકારનુ બીજુ કોઈ પણ ચિત્રકાવ્ય હજી સુધી જાણવામા આવ્યુ નથી, એ તેની ખાસ વિશિષ્ટતા ગણાય

આ કૃતિના કર્તાનો હાથ વૃત્તરચના ઉપર બેઠેલો જણાતો નથી પરિણામે છદોભગ પુષ્કળ થાય છે આમ છતા પણ કાવ્યની ભાષા એકદરે સરલ, પ્રવાહી અને પ્રાસાદિક રહી શકી છે, એ વસ્તુ નોંધપાત્ર છે બાકી તો આ કૃતિ એક સામાન્ય સ્તુતિકાવ્ય છે, એટલે એ સબંધમાં કંઇ વિશેષ કહેવાનું રહેતું નથી કર્તાએ એને 'સ્તભનપાર્શ્વનાથસ્તુતિ' એવુ નામ આપ્યુ છે, પણ જેને છેવટના સંસ્કૃત પ્રશસ્તિશ્લોકમા भास्तम्भनाढ्य विभु તરીકે ઓળખાવવામા આવ્યા છે, તે ખભાતના સ્તભનપાર્શ્વનાથની આમા કોઈ વિશિષ્ટ સ્વરૂપમા સ્તુતિ

જણાતી નથી, એટલે આ કૃતિના શીર્ષકમાંના 'સ્તંભન' શબ્દને કેવળ ઉપલક્ષણ ગણવામાં વાધો નથી.

કાવ્યનો કર્તા ભાનુમેરુ પોતાને વિષે કંઈ વિગતવાર માહિતી આપતો નથી. પરંતુ છેલ્લી કડી ઉપરથી તે વૃદ્ધ તપાગચ્છના ધનરત્નસૂરિના શિષ્યસમુદાયમાંનો જણાય છે. ધનરત્નસૂરિના પ્રતિમાલેખો સં. ૧૫૭૦ તથા ૧૫૮૨ના[1] તથા સં. ૧૫૮૯, ૧૫૭૨ અને ૧૫૭૬ના[2] મળે છે. આ ઉપરાંત સં. ૧૫૬૭ તથા ૧૬૦૧ ની બે ગ્રન્થપ્રશસ્તિઓમાં ધનરત્નસૂરિનો નામોલ્લેખ મળે છે.[3] આ પ્રમાણે ધનરત્નસૂરિનો તથા તેમના સમકાલીન કવિ ભાનુમેરુનો સમય વિક્રમના સોળના શતકના ઉત્તરાર્ધમા તથા સત્તરમા શતકના પ્રારંભમાં નક્કી થાય છે. વળી 'પ્રશસ્તિસંગ્રહ'ના પૃ. ૧૨૨માં નોંધાએલી આણુસ્માના જૈન ભંડારમાંની 'શ્રીગુણ-પ્રકાશકશાસ્ત્ર'ની સં. ૧૬૨૬માં લખાએલી હસ્તલિખિત પ્રતિના અંતે—

"संवत १६२६ वर्षे पोष सुदि २ गुरौ वा० **भानुमेरु** शिष्य सारिंग लिखितं आत्मार्थविलोकनाय॥"

એ પ્રમાણે ઉલ્લેખ મળે છે. આમાના વાચક ભાનુમેરુ અને આપણા કવિ ભાનુમેરુ અભિન્ન હોય–પ્રતિનું લખ્યા વર્ષ જોતાં એ સંભાવિત છે–તો સં. ૧૬૨૬ સુધી પણ તેઓ હયાત હતા, એમ સ્થાપિત થાય.

આ કાવ્યની બે પાનાંની શુદ્ધપ્રાયઃ હસ્તલિખિત પ્રત મને પાટણમાંથી પૂ. મુનિશ્રી પુણ્યવિજયજીના સંગ્રહમાંથી તેઓશ્રીની કૃપાથી મળી હતી. પ્રતના અંતે લખ્યા સંવત નથી, પરન્તુ વિક્રમના સત્તરમા શતકના અંતમાં અથવા અઢારમા શતકના આરંભમાં લખાયેલ હોય એમ જણાય છે.

આ કાવ્યની અથવા તેના કર્તા ભાનુમેરુની નોંધ "જૈન ગૂર્જર કવિઓ"માં નથી, એટલે શ્રી ફા. ગૂ. સભા "ત્રૈમાસિક" દ્વારા આ કૃતિ તેમજ આ કવિ પહેલી વાર પ્રકાશમાં આવે છે.

(દ્રુતવિલમ્બિત)

સરસ સાર દીઓ મુઝ કોમલી વાંણી વિશેષઈ સારદ નિરમલી,
જિમ - શ્રીપાસજિણંદગુણાવલી ભગતિ ભાવિ થુંણું હુ મનિ રૂલી. ૧

આજ અપૂરવ આસ્યા મુઝ ફલી, સકલ સપદ પાર પયઇ મિલી,
જવ દીઠી તુમ્હ મૂરતિ સામલી, પિયંગુ વેલિ તમાલ તરૂઅલી. ૨

રલાં કાને કુંડલ ઝલહલી, હાર હઈઇ સોહઇ મુગતાફલી,
તિલક તેજ તપઇ તિમ ઝલમલી, તિમ સુણાનુબંધ રયણાવલી. ૩

અરધચંદ્ર સમાન ભાલસ્થલી. અતિ અપૂરવ આખિ સુકોમલી,
અતિ સુરક્ત સુસુંદર કરતલી, જિમ વલી હરિચંદન કુંપલી, ૪

તુમ્હ વચોઽમૃત જિણઇ પીધું વલી, કમ ન પીડ ટલિ તસ આકુલી?
અવર કુણ કહીઇ તુમ્હ જામલી? કરમ દોર તોડયા તઇ આંમલી. ૫

---

૧. જુઓ શ્રી. નાહરનો લેખસંગ્રહ

૨. જુઓ શ્રી. બુદ્ધિસાગરસૂરિનો ધાતુપ્રતિમા લેખસંગ્રહ, ભાગ ૧ તથા ૨ જો.

૩. જુઓ પ્રશસ્તિસંગ્રહ, પૃ. ૬૭ તથા ૯૯

તુમ્હ તણઈ દરિશણિ હરિખ્યુ હલી, તુમ્હસ્યુ દૃષ્ટિ તે માહરી અતિ હલી,
તુમ્હ સ્વરૂપ તે જોઇ લલી લલી, તુમ્હ વિયોગઇ થાઇ જલજલી ૬
તુમ્હ નમઇ નિતુ મુનિવરમંડલી, અવર બીજા મોટા મંડલી,
મુઝ મનોમતિ તાહારઇ ગુણિ કલી, વિબુધ કો ન સકયઉ કલી[1] ૭
સરસ ચંપક કુંદતણી કલી, લીઇ ભાવ ધરી ભવિજનકુલી,
પૂજઇ જે પ્રભુનઇ નિજ અંગુલી, લહઇ ભોગ ભલા બહુ મંગલી ૮
તુમ્હ તણઇ ગુણગોઠિ ઘણુ ગુની, જિસી દૂધ માંહિ સાકર ભલી,
દોષ અઢાર તઇ મૂક્યા નિરદલી, પ્રભુ પેખી ભાગુ દલ મુગલી ૯
રહી જુબ પ્રભો મુઝ ચલવલી, અતિહિં આજ થઈ ઉતાવલી
તુમ્હ તણા ગુણ ગાવા નવિ પલી, આજ સુબુદ્ધિ સ્વામી મુઝ દિખવી ૧૦
સ્ફુટિક રત્નતણી જિમ પૂતલી, અથ કપૂર તણી પરિ ઉજલી,
કીરતિ કામિનિ એહવી નીકલી, ચતુર ચાલી તે સવિ ભૂતલિ ૧૧
આણ તુમ્હારી રૂપઇ ધાવલી, અલવિ ઉઠઉં તે ગુણ આગલી,
જિમ ન લાગઇ મિથ્યા લૂઅલી, ફરસતા વલી જે દઇ કુઅલી ૧૨
પ્રભો, તાહરી વાણી સાંભલી, તવ ગઇ મુજ દુર્મતિ બાભલી,
મનિ સવિ મૂકુ માબલી, હવઇ થયુ હુ ધર્મ સુશંબલી ૧૩
પાસ તણી પૂજા પઇજુઅલી, જિમ ન પામુ દુર્ગતિ જુઅલી,
વિષધનાગવિદારણ જંગુલી, સકલ વારઇ જે કલિકંગલી ૧૪
સુખ સંયોગ તણી જે દેહલી, ભવ તણી પણિ ભાજઇ ભોગલી,
ચપલ ચ્યવતા તે જાઇ ટલી, અસુખ આરતિ વારઇ વેગલી ૧૫
ન કો વ્યંતર ભૂત સકઇ છલી, ઈહા નથી કાઇ કચકા વલી,
કુગતિ બારિ જડઇ જે આગલી, સુખિ ઉઘાડઇ શિવપુર ભાગલિ ૧૬
વિખમ રાગિ રહિયુ જે પરજલી, ગલિત કુષ્ટિ ગયુ હુતુ ગલી,
અભયદેવ પડઇ પથઇ ઢલી, કર્યું તસુ તણુ તઈ કંચણરાતી ૧૭
મિલી ટોલઇ ચતુર ચંદ્રાઉલી, દિઇ પ્રદક્ષ તે પ્રભુ પાખલી,
જોઈ જગપતિનઇ ચઢી સોહલી, કરઇ આગલિ કુંકુમ ગુહલી ૧૮
અમર મન મોહઇ દગ ચંચલી, પાએ નેઉર નઇ કટિ મેખલી,
ઝબકિ ઝાલિ જિસી કરિ વીજલી, નયણિ સારી રેહ સકાજલી ૧૯
શ્રવણિ કુંડલ સોહઇ ખીટલી, કનકચૂડી કરિ વર વીંટલી,
કટિ નિગોદર સોહઇ ગરસલી, પવર પહિરી પીત પટુઅલી, ૨૦
સરલ સાદ કરઇ જિમ કોકલી, જાણે અદ્રઇ અપછર મોકલી,
તસુ સુરૂપ દેખી રતિ ખલભલી ઇસી અહિવિ દેહલમાહિ બહુ મિલી ૨૧
કરિ ધરી વર પુષ્પ ચંગુડલી, તપઇ તેજઇ જિમ રવિમંડલી,
કરઇ પૂજા મૂકી મનમલી, પ્રભુ તણા ગુણ ગાઇ લલી લલી ૨૨
કવિ કહઇ હવઇ ઉડી અંજલી, પ્રભુ હુ મુકયઉ મોહઇ સકુલી,
કિમ કરુ ન સકુ કિંદિ સતસલી, રૂદ્ધિ પીઆગી દેખી મતિ ચલી ૨૩

૧ આ ચરણમા એકાદ શબ્દ પડી ગયો છે

મુઝ દહઇ મદતાપ કુમ ગલી, જિમ દહઇ અહિ અંગઇ કંચલી,
સુજન સીખઇ ઉઠિઉ ઉછલી, ગયુ કુસંગતિ માંહી થકી વલી. ૨૪

ઘણુ થાકુ ભવિ ભવિ રલી રલી, લહિયાં દુખ જીવ-જોનઇ વલી,
સહ્યા તાપ અનન્ત તસી તલી, પ્રગટ જે સુણતાં ચઢઇ ચીતલી. ૨૫

દુખ-ભુજંગમ દૂરિ સલવલિ, જાઇ તિમ કરુ પ્રભુ કેવલી,
પ્રભુ કહઇ મુંકુ મતિ વાઉલી અનઇ વલી સઘલી રામરાઉલી. ૨૬

કામક્રોધ ઘણુ તુ ઝલફલી, જુ હવઇ આવ્યુ સઘલઇ આફલી,
નજરિ ભોલા મ કરે ચાપલી, કરમરાસિ હુસઇ ઈમ પાતલી. ૨૭

કરે જ્ઞાન તણી મતિ મોકલી, પ્રવૃત્તિ નીરિ નિવારે સાકલી,
ઝીલે સમરસ સાર ખડોખલી, લહસિ કેવલ દ્રાંમ સુકોથલી. ૨૮

નામ તુમ્હારૂં ત્રિલોચનના ગલિ, મઇં ગ્રહ્યઉં મનસા થઈ નાગલી (?)
સબલ સ્વામિ સુણુ અતુલીબલી, જાણીસઇ જુ જાસ્યઇ ઉતલી. ૨૯

આણ તુમ્હારઇ જુ મઇં નવિ પલી, પુરવ પુણ્ય ગયુ તુ ઝલઝલી,
ક્ષમા ચીવરિ તપજલ ગલીગલી, કર્યું શુદ્ધ ન ઘટ મઇં વીછલી. ૩૦

જુ મઇં નારાધી દયા માઉલી, તુ સહી દીધી બાથ જ બાઉલી,
જ્ઞાન રવિ છાહ્યઉ મોહવાદલી, તુમ્હ તણઇ દર્શનિ ઉદયુ વલિ. ૩૧

ધન સમય ધન તે પ્રભુ આઉલિ, કરું સેવા જેણઇ નિતરાઉલી,
ધ્રુ ભવોદધિ પડતાં બાહલી. હવઇ ન મેહલું તુમ્હ પદ છાંહલી. ૩૨

વિમલ વૃદ્ધ તપોગણ મંડલી, ગણધર **ધનરત્ન** ગુણાવલી,
સૂરિદસીસ પદાબુજવરઅલી, મગ્ગઇ સુમતિ **ભાનુમેરુ** વલીવલી. ૩૩

इत्थं प्राकृत भाषया जिनपतिः पार्श्व स्तुतो **भानुना**ः
दग्विश्वादिजिनेन्द्रसूमितदले**नाम्भोजबन्धेन** वै।
श्रीमाणिक्यन्तरत्नचारुनयभाक् श्रीस्तम्भनेशं विभु
नुत्वैनं भज भव्यसुन्दरसखे स्व शाश्वत सत्सुखम्॥ ३४ ॥

इति स्तवनम्॥ १३२ दलकमलनिबद्ध स्तवनम्। श्रीस्तभनकपार्श्वजिनस्तवन सपूर्ण॥

# ગુજરાત

અને

# લિપિકદમ્બક, લેખનસાહિત્ય તથા અક્ષરશિક્ષણ

[ લેખક પ્રો હીરાલાલ રસિકદાસ કાપડિયા, એમ એ ]

## લેખાંક ૭[૪૭૧] · લેખનસાહિત્ય

[ અનુસંધાન પુ ૫, અ ૨, પૃ ૧૭૨ થી ચાલુ ]

[(૧૩) લેખનસાહિત્ય—ઉપક્રમ, પ્રાચીન લિપિશાસ્ત્રજ્ઞના જ્ઞાનનુ ક્ષેત્ર, પ્રાચીનલિપિ શાસ્ત્રને લગતા યુરોપીય ગ્રન્થો, લખાણનો પ્રારભ, ઇજીપ્ટ(મિસર)ની લેખનસામગ્રી, યુરોપનુ લેખન-સાહિત્ય, ચીનનુ લેખન-સાહિત્ય, ભારતીય લેખન-સાહિત્યને ઉદ્દેશીને ગીર્વાણાદિ ગિરામા રજૂ કરાયેલા જૈન તેમ જ અજૈન ઉલ્લેખો, લેખિની ને અન્યોક્તિ, વતરણુ અને વર્ણુતીરક, કલમ, એ માટેના બરુ, વિવિધ જાતના બરુની કલમોના ગુણ-દોષ, કલમની રચના, 'કલમ'રૂપ અવયવવાળા કેટલાક શબ્દો, કલમ અને સ્વચ્છતા, કત્તો, એનો ઉપયોગ અને એની બનાવટ, પાટી, દફતર, ખડિયો અને પથરપેન, સીસાપેન (પેન્સિલ), અને એ ઘડવાના સચા, દોપિસ્તા અને લખાણુ સૂકવવા માટે તેમ જ અક્ષર છેકવા માટે ઉપયોગમા લેવાતી ચીજો, આકણી, કાર્બન પેપર, કાગળ, પાટિયુ અને ઘોડી અને ઉપસહાર ]

### ઉપક્રમ

પ્રસ્તુત લેખમાળાના લેખાક ૧(પૃ ૩૮૨)મા હુ આ લેખમાળા લખવા કેમ પ્રવૃત્ત થયો તે વિષે મે સૂચન કરતા કહ્યુ હતુ કે ભારતીય પ્રાચીન લિપિમાળા જેવા ગ્રથનો ગુજરાતી ભાષામા જે અભાવ છે તે મને ખટકે છે, અને એની ત્રુટિ અમુક અંશે દૂર કરવા માટેનો આ પ્રયાસ છે આજે એ જ હકીકતનો વિશેષ વિચાર કરતા મને એમ ભાસે છે કે કેવળ ભારતીય પ્રાચીન લિપિઓ અને લેખનસાહિત્ય વગેરેની—Indian Palæographyની માહિતીવાળા ગ્રથથી નીભાવી ન લેતા અભારતીય લિપિશાસ્ત્ર—Non-Indian Palæography પરત્વે પણ યથાર્થ હકીકત રજુ કરતો ગ્રથ ગુર્જર ગિરામા હોવો ઘટે અને તેમ

૪૭૧ "લેખાંક ૧" તરીકે પ્રસ્તાવ, ગુજરાત વિષે ઊહાપોહ, અનુલેખ અને ભૌગોલિક સૂચી, એમ ચાર બાબતો આ ત્રૈમાસિકના પુ ૧, અ ૪(પૃ ૩૮૧-૪૦૧)મા અને પુ ૨, અ ૧(પૃ ૨૯-૪૨)મા એમ બે કટકે છપાયેલી છે ત્યાર બાદ "લેખાક ૨" તરીકે લિપિકદમ્બક અને લિપિઓની નામાવલી એ બે હકીકતો પુ ૨, અ ૨(પૃ. ૧૨૯-૧૫૧)મા છપાયેલી છે ત્યાર પછી "લેખાક ૩" તરીકે બ્રાહ્મી લિપિનો પરિચય અને ખરોષ્ટી લિપિનો પરિચય એ બે બાબત વિસ્તારથી પુ ૨, અ ૩(પૃ ૨૪૭-૨૮૨)મા અને "લેખાક ૪" તરીકે નાગરી લિપિ વિષે વિસ્તૃત ઊહાપોહ અને ગુજરાતી લિપિ વિષે પ્રાસંગિક વિવેચન પુ ૩, અ ૨ (પૃ ૧૯૩-૨૦૪)મા અને પુ ૩, અ ૩(પૃ ૩૩૫-૩૫૬)મા અને "લેખાક ૫" તરીકે ગુજરાતી લિપિનો વિશિષ્ટ પરિચય પુ ૪, અ ૨(પૃ ૧૫૧-૧૬૮)મા તેમ જ પુ ૪, અ ૩(પૃ ૨૭૧ ૨૮૨)મા છપાયેલ છે લેખાક ૬' તરીકે અરબી, ફારસી, ઉર્દુ, રોમન, હિબ્રુ અને ગ્રીક લિપિ વિષે ઊહાપોહ પુ ૪, અ ૩(પૃ ૧૫૫-૧૭૨)મા છપાયેલ છે, અને આજે "લેખાક ૭' તરીકે લેખનસાહિત્ય વિષે વિચાર કરાય છે

અને જર્મન માટે *Urkundenlehre*નો ઉલ્લેખ થઈ શકે. આ અને એના પછી પ્રસિદ્ધ થયેલા વિશિષ્ટ ગ્રંથો ઉપરાંત સિલ્વેસ્ટ્રે(Silvestre)ના *Paleographie Universelle*ના પાંચ વિભાગો વાંચીવિચારી, ગુજરાતી ભાષામાં પ્રાચીન લિપિશાસ્ત્રને લગતું જ્ઞાન રજૂ કરાય, તો માનવજાતિની વિવિધ પ્રવૃત્તિઓ પૈકી એકનો સર્વાંગીણ ઉલ્લેખ કર્યાનો સંતોષ અનુભવાય પણ આ તો અત્યારે એક સ્વપ્ન જેવું જણાય છે એટલે આ લેખમાળાની મર્યાદાને લક્ષ્યમાં રાખી, 'લિપિકરણક' પરત્વેના ઊહાપોહને હાલ તુરત ન લંબાવતા,[૪૭૨] પ્રાચીન લિપિશાસ્ત્રના બીજા મુખ્ય અંગરૂપ લેખનસાહિત્યનો હવે હું વિચાર કરું છું

## લખાણનો પ્રારંભ

આ દુનિયામાં એવી અનેક વસ્તુઓ છે અને એવા અનેક બનાવો બનેલા છે કે જેનો આદિકાલ આપણે આજે નિશ્ચિત રૂપે કહી શકીએ તેમ નથી આ હકીકત લખાણને પણ લાગુ પડે છે સૌથી પ્રથમ લખવાની કોણે શરૂઆત કરી હશે અને તેણે તે માટે કયા કયા સાધનોનો ઉપયોગ કર્યો હશે, એ જાણવું મુશ્કેલ છે શ્રીઋષભદેવે પોતાની પુત્રી બ્રાહ્મીને ૧૮ લિપિઓ શીખવી, પરંતુ તે શેના ઉપર તેમણે શીખવી હશે, એ વગેરેનો નિર્દેશ કોઈ સ્થળે કરાયેલો જણાતો નથી તેમણે જમણા હાથ વડે લિપિઓ શીખવી, એટલો જ ઉલ્લેખ મળે છે આ તો એક દૃષ્ટિએ અબજો વર્ષો ઉપરની વાત થઈ લગભગ એ સમયમાં ભરત ચક્રવર્તીએ ઋષભકૂટ પર્વત ઉપર પોતાનું નામ કાકિણી રત્ન વડે આલેખ્યું હતું, એમ જૈન ગ્રંથોનું કહેવું છે આવી અતીત પ્રાગૈતિહાસિક યુગની હકીકતોને બાજુ ઉપર રાખી આપણે સૌથી પ્રથમ પ્રાચીન મિસર યુરોપ અને ચીન તરફ નજર કરીશું અને ત્યાર બાદ આપણા દેશ તરફ દૃષ્ટિપાત કરીશું

## પ્રાચીન ઇજીપ્ટ(મિસર)ની લેખનસામગ્રી

અસલના વખતમાં લખવાનું કામ ઇજીપ્ટમાં-મિસરમાં લહિયાઓ કરતા બરુની બે કલમો (reed pens), એક ઓળુ (crest), પાણીના નાના નાના બે ઘડા, અને બે ગોળ છિદ્રયુક્ત ફલક (palette) એ લહિયાના સાધનો હતા એ સાધનો ખભા ઉપર કે હાથમાં લઈ જવાતા હોવાથી એ બધાને બાંધી લેવામાં આવતા હતા લખતી વેળા લહિયો શાહી બનાવી લેતો કાળી શાહી માટે એ કાજળ અને ગુંદર જેવા પદાર્થ પાણીમાં મેળવતો અને રાતી શાહી માટે લોહભસ્મ(iron-oxide)નો ઉપયોગ કરતો બે પ્રકારની શાહી વાપરવા માટે બે જાતની ખડીઓ-ખાનાં અને તે કાંઈ ની પાછળ લહિયો એ ટાંકી રાખતો આનું એક ચિત્ર "The world we live in"ના ૧૦૭મા પૃષ્ઠમાં છપાયેલું છે

---

૪૭૨ અહીં એ વાત ઉમેરવી અનાવશ્યક નહિ ગણાય કે પત્તનના જૈન ભંડારમાં પાંચસો વર્ષના કેટલાક પુસ્તકો એવી પ્રશસ્તિ ... સુરેખપણે ... લિપિને ... નાનકી લિપિમાં લખાયેલા છે જુઓ "જૈનાચાર્ય આત્મારામ જન્મ શતાબ્દિ સ્મારક ગ્રંથ" ... શ્રી ... બનારસીદાસ જૈનનો 'વેસ્ટર્ન ... ' (પૃ ૧૯૫) ઉપર્યુક્ત સ્મારકગ્રંથમાં ... શ્રીયુત પંડિત ... 'Influence of the Jain Saints' નામક ... છપાયેલો છે તેમાં ... પ્રતિકૃતિ આપવામાં આવી છે

**મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ**(પ્રસ્તાવનાખંડ, પૃ. ૭૩-૭૪)માં પ્રાચીન મિસરના લેખન-સાહિત્ય વિષે ઉલ્લેખ છે. ત્યાં કહ્યું છે કે અસલના વખતમાં મિસર દેશમાં **નાઇલ** નદીના મુખની આસપાસના પ્રદેશમાં ઉગતી 'પેપાયરસ' નામની એક તૃણજાતીય વનસ્પતિની છાલમાંના નાના નાના કટકાઓ એકત્રિત કરી, તે લખવાના કામમાં લેવાતા.[૪૭૩] આ હકીકતને ઇ. સ. પૂ. ૨,૦૦૦ વર્ષ ઉપરના મળી આવેલ પેપાયરસ સમર્થિત કરે છે વળી ઇ. સ. પૂ. ૨,૫૦૦ વર્ષ ઉપર શાહીથી લખેલ પેપાયરસ ઉપલબ્ધ થયેલ છે.

### યુરોપનું લેખનસાહિત્ય

યુરોપમાં કાગળનો પ્રચાર થયો તે પહેલાં કેળવેલાં ચામડાં એ કામ માટે વપરાતાં હતાં. ઇ. સ. પૂર્વે પાંચમી શતાબ્દીમાં ગ્રીક લોકોએ **મિસર** દેશમાંના પેપાયરસનાં પત્રો લાવી, તેનો ઉપયોગ કરવા માડ્યો અને પછી આખા યુરોપમાં તેમ થવા માંડ્યું. ઇ. સ. ૭૦૪ માં આરબોએ **સમરકંદ** શહેર જિત્યુ ત્યારે ત્યાંથી તેમણે રૂ અને ચીંથરાંમાથી કાગળ બનાવવાનું જ્ઞાન પ્રાપ્ત કર્યું. તે પછી તેઓ **દેમાસ્ક**માં કાગળ બનાવવા લાગ્યા અને ઇ. સ.ના નવમા સૈકાથી એના ઉપર અરબી ભાષામાં પુસ્તક લખવાની શરૂઆત થઈ. તેરમા સૈકાથી યુરોપમાં પેપાયરસ ઉપર લખવાની પ્રથા બંધ પડી અને એને બદલે કાગળનો ઉપયોગ થવા માંડ્યો.

ગ્રેટબ્રિટનમાં રુનિક અક્ષરો લખવા માટે પ્રથમ લાકડીના ફલક(પાટિયા)નો ઉપયોગ થયો હોવો જોઇએ, એમ જણાય છે, પરંતુ હજી સુધી એકે એવું ફલક મળ્યું હોય તો તેની મને ખબર નથી. અત્યાર સુધીમાં જે હસ્તલેખ મળ્યા છે તે સ્મારક-શિલા ઉપર, તેમ જ તરવાર, ટાંકણી વગેરે જેવા ધાતુના બનેલા પદાર્થ ઉપર કોતરેલા મળ્યા છે. વળી જેના ઉપર રુનિક અક્ષર ખોદાયેલા હોય એવું કેટલુંક નાણું પણ મળ્યુ છે.

લેખિની તરીકે યુરોપમાં સાહુડીના સોસોળિયાનો ઉપયોગ થતો. તે પૂર્વે ધાતુ, હાડકાં કે હાથીદાંતની લેખિનીનો પ્રચાર હોઈ એ વડે, લાકડાની ફળી ઉપર મીણ ચોપડી, તેના ઉપર ખોદીને લખતા.[૪૭૪] વળી નેતર જેવા ઝાડના કાંડનો અથવા વાંસનો લેખિની માટે ઉપયોગ થયેલો જોવાય છે.

---

૪૭૩ "જ્ઞાનના કેળવણીના સાધન તરીકે અસલના જમાનામા માટીની લબચોરસ ભીની તકતીઓ (tablets) પર ખીલા કે ઝાડની ડાખલીથી લખીને તડકે સૂકવતા. ત્યાર પછી **નાઇલ** નદીને કિનારે તડકાથી ઉગતા ને પોષાતા પેપિરસ નામના છોડવાના ગર્ભના પગ ઉપર લેખો લખાતા."

—'ગુજરાતી' દિવાળીનો ખાસ અંક (ઇ. સ. ૧૯૩૪)

૪૭૪ "**બાબિલોન** પાસે એક **નિપુર** નામના ઘણા પ્રાચીન શહેરના ખંડેરોનું ખોદકામ ઇ. સ. ૧,૮૮૮ થી ચાલે છે, તેમાંથી તે શહેરનો માટીનો નકશો જડયો છે, તેમ બીજી કેટલીક પ્રાચીન વસ્તુઓ પણ હાથ આવી છે. એ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે, તે વખતના લોકોના ભજન કરવાનાં દેવળોમાં જ તેમની નિશાળો અને પુસ્તકાલયો હતાં. તેમ ત્યાના લોકો લાકડાની પાટી ઉપર એક જાતની ચીકણી માટી ચોપડી, તેની ઉપર લખતા હતા. આવી ઘણી પાટીઓ હજુ ત્યાંથી જડી આવી છે.

જૂના વખતમા આપણા ગામઠી પંડયાજીઓ પણ આવી જ લાકડાની પાટીઓ ઉપર ખડી ચોપડી, તેની પર ઇંટોના કટકા ઘસાવી, તેની ધૂળ ઉપર ભભરાવતા હતા આ લેખક પણ નાનપણમાં આવી જ પાટી ઉપર ભણેલો છે."

—એજન પૃ. ૮૭

રોમન લોકો 'ટટલ' માછલીમાંથી નીકળતા 'સેપિયા' નામના કાળા રંગનો શાહી તરીકે ઉપયોગ કરતા માયફળ અથવા હરડે અને હીરાકસીના મિશ્રણથી ઉત્પન્ન થતી શાહીનુ અગીઆરમા સૈકામા મોજુદ **થિઓફાઇલસ** નામના એક સાધુએ પહેલવહેલું વર્ણન કર્યું છે પરતુ હીરાકસીના પાણીમા ભીંજવેલા કાગળને માયફળના મિશ્રણમા ડૂબાડતા તે કાળો થાય છે, એ શોધ પહેલા સૈકામા પ્લિની (Pliny) દ્વારા થઈ હતી, એમ કહેવાય છે હીરાકસી અને માયફળના મિશ્રણનો શાહી તરીકે ઉપયોગ ખૂબ પ્રચારમા આવ્યો ૧૬ મા સૈકામા તૈયાર થયેલા ગૃહકાર્યવિષયક જ્ઞાનકોશમા આ જાતની શાહી તૈયાર કરવાની પદ્ધતિ દર્શાવાયેલી છે ત્યાર બાદ ઇ સ ૧૭૪૮ મા **વિલ્યમ લુઇ** નામના એક ગૃહસ્થે આ સંબંધમા સશોધન કર્યુ[૪૭૫]

**ચીનનુ લેખન-સાહિત્ય**

ચીનમા ઇ સ પૂર્વે ૨૬૯૭ની લગભગમા થઈ ગયેલા **ટીનચ્યુ** નામના રાજાની કારકીર્દીમા પ્રથમ શાહી તૈયાર કરવાની યુક્તિ શોધી કઢાઇ ઇ સ પૂર્વે ૧૮૦૦થી ઇ સ પૂર્વે ૮૦૦ સુધીના ગાળામા ઘણા હસ્તલેખો વાસના ઘટ તેમજ એ ધાતુમાથી બનાવેલા યજ્ઞોપકરણાદિ ઉપર કોતરેલા મળી આવ્યા છે ઇ સ પૂ ૧૧૦૦ થી ઇ સ પૂ ૫૦૦ની આસપાસના સમય દરમ્યાન મત્રતંત્ર વગેરે માટે જાતજાતના પ્રાણીના હાડકાના ટુકડા ઉપર અશુભવિનાશક લેખ લખવાની પદ્ધતિ હતી

ઇ સ પૂર્વે ૫૦૦ ની લગભગમા **ચૌ.** રાજકુટુબના સમયમા બરુ(?)ની અથવા લાકડીની લેખિનીનો ઉપયોગ થતો હશે, એમ નિશ્ચિત થયુ છે ઉપર્યુક્ત **ચૌના** આખર સમયમા વાસની અથવા લાકડાની લેખિનીનો ઉપયોગ ઓછો થતો જઇ તેને બદલે કોઇક જાતના કૂચડાનો ઉપયોગ કરવાની શરૂઆત થઈ

**ચૌ હુઆન** રાજાની કારકીર્દીમા સુપ્રસિદ્ધ એવા શિલા ઉપરના લેખની શોધ થોડા સમય ઉપર થઈ છે એવી રીતે થોડા વખત ઉપર ઇ સ પૂ ૧૫૦ વર્ષના સમયની કોઇક મૃત્તિકાની ઈંટ ઉપર કોતરેલો ગ્રથ ઉપલબ્ધ થયો છે

આ પ્રમાણે અન્યાન્ય દેશોના લખનસાહિત્ય પરત્વે આટલો અગુલિનિર્દેશ કરી, હવે હુ આપણા દેશનો વિચાર કરીશ આ સબધમા આપણે **રાયપસેણઇયસુત્ત** (સૂ ૪૩) તરફ નજર કરીશુ તો જણાશે કે એમા લેખનસાહિત્ય તરીકે નીચેની નવ ચીજો ગણાવાયેલી છે —

પત્તગ (પત્રક), કંબિયા (કંબિકા), દોર (દવરક), ગંઠિ (ગ્રંથિ), લિપ્પાસણ (લિપ્યાસન કે લેપ્યાસન), છંદણ (છંદન), સંખલા (શૃંખલા), મસી (મષી) અને લેહણી (લેખિની)

આ નામોનો વિચાર કરીએ તે પૂર્વે આપણે આવા અન્ય ઉલ્લેખો નોધી લઈએ—

(૧) વિ સં ૧૩૩૦ મા લખાયેલી આરાધનાની તાડપત્રીય પ્રતિમાં જ્ઞાનની આરાધનાને અંગે નીચે મુજબ નિર્દેશ છે —

“ જ્ઞાનાચારિ પુસ્તક પુસ્તિકા સંપુટ સપુટિકા ટીપણાં કબલી ઉતરી દવણી પાટા દોરી પ્રમૃતિ જ્ઞાનોપકરણ ”[૪૭૬]

(૨) વિ સં ૧૩૬૯ માની અતિચારની તાડપત્રીય પ્રતિમા નીચે પ્રમાણે ઉલ્લેખ છે —
“ જ્ઞાનોપકરણ પાટી પોથી ઠમણી કમલી સાપડા સાપડી ”[૪૭૭]

૪૭૫ આ પાણીની હકીકત અહીં ખાસ ઉપયોગી નહીં જણાતી હોવાથી તે મેં અત્ર આપી નથી એના જિજ્ઞાસુને મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ (પ્રસ્તાવનાખડ, પૃ ૭૩-૭૮) જોવા ભલામણ છે

૪૭૬-૪૭૭ જુઓ જૈન ચિત્રકલ્પદ્રુમ (પૃ ૧૧૧)

(૩) વિ. સં. ૧૪૯૬ માં કાગળ ઉપર લખાયેલી અતિચારની પ્રતિમાં નીચે મુજબ નિર્દેશ છેઃ—

"જ્ઞાનોપગરણ પાટી પોથી ઠવણી કમલી સાંપુડાં સાંપડી દસ્તરી વહી ઓલિયાં"[૪૭૮]

(૪) વિ. સં. ૧૫૯૦ મા લખાયેલી પજ્જુસણાકપ્પ(કલ્પસૂત્ર)ની પ્રતિના અંતમાં પુસ્તક સાથે ઓછેવત્તે અંશે સંબંધ ધરાવતાં ૧૬ ઉપકરણો ગણાવાયા છે. એને લગતો ઉલ્લેખ નીચે પ્રમાણે છેઃ—

"બાજુટ ૧, પાટીઉ ૨, પાટલુ ૩, કલ્પડઉ ૪, ચલોટઉ ૫, મુહપતી ૬, ઠવણી ૭, ઝલમલ ૮, વીંટાગણું ૯, કલ્પ ૧૦, પૂંઠાં ૧૧, કાંબી ૧૨, કુંપલું ૧૩, નુકારવાલી ૧૪, કાંઠું ૧૫, દોરુ ૧૬, ઇતિ નંગ સંખ્યા"[૪૭૯]

(૫) શ્રીરત્નશેખરસૂરિકૃત આચારપ્રદીપ(પત્ર ૧૪ અ)માં પૃષ્ઠક, વેષ્ટનક અને દવરકનો ઉલ્લેખ છે[૪૮૦]

આ પ્રમાણેના લેખનસાહિત્ય તરીકેનાં ઉપકરણોનાં નામોના વિસ્તૃત ઉલ્લેખો ઉપરાંત કોઇ કોઇ ઉપકરણ વગેરેના નામ અન્યત્ર પણ નજરે પડે છે. જેમકે શ્રીસંઘદાસે રચેલ વસુદેવહિંડીમા ચઉરંસિય, શ્રીજિનભદ્રગણિકૃત વિસેસાવસ્સયભાસ(ગા. ૧૦૯૪)ગત ફલય (ફલક), ઉત્તરજ્ઝયણસુત્તની શ્રીનેમિચન્દ્રકૃત વૃત્તિમાં તેમ જ વસંતવિલાસ-[૪૮૧] (સ. ૬. શ્લો. ૫૬)માં પટ્ટિકા,[૪૮૨] ગણહરસદ્ધસયગની શ્રીસુમતિગણિકૃત ટીકા-ગત ઘુંટન,[૪૮૩] શ્રીયશશ્ચન્દ્રકૃત મુદ્રિતકુમુદચન્દ્ર (પૃ. ૪૬ અને ૪૭)-ગત કડિત્ર,[૪૮૪] શ્રીસોમસૂરિકૃત પજ્જંતારાહણા(ગા. ૮)ગત ફલગ અને પુત્થય,[૪૮૫] શ્રીજિનવિજયે વિ. સં. ૧૭૯૩માં રચેલા જ્ઞાનપંચમીસ્તવન(ઢાલ ૧)ગત પાટી અને પુસ્તક,[૪૮૬] ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રીયશોવિજયગણિએ વિ. સં. ૧૭૩૮માં

૪૭૮ જુઓ શ્રી જિનવિજયજી દ્વારા સંપાદિત "પ્રાચીન ગૂજરાતી ગદ્યસંદર્ભ" (પૃ. ૯૦-૯૬) તેમ જ જૈન ચિત્રકલ્પદ્રુમ (પૃ. ૧૧૧).

૪૭૯ જુઓ જૈનચિત્ર કલ્પદ્રુમ (પૃ. ૩૨, ટિપ્પણ ૪૭)

૪૮૦ "शोधन-पृष्ठक-वेष्टनक-दवरकादिविशिष्टतरतदुपस्करकारण"

૪૮૧ "वाचामधीशेन कृतान्तिकेन प्रीतात्मना यस्य यशःप्रशस्तिम् ।
विधिर्लिलेखाम्बरपट्टिकाया नक्षत्रमालाक्षरमण्डलीभिः ॥ ५६ ॥"

૪૮૨ "पट्टिकातोऽलिखच्चेमां सर्वदेवाभिधो गणिः ।
आत्मकर्मक्षयायाथ परोपकृतिहेतवे ॥ १४ ॥"

૪૮૩ "लेखनात् पट्टिकामार्ष्टिघुण्टनाच्चोपकारिणः"

આ ઉલ્લેખમા 'પટ્ટિકા' શબ્દ પણ વપરાયેલો છે.

૪૮૪ "लिख्यतां कडित्रे प्रयोगः" (पृ. ४६); "लेख्यतां कडित्रे प्रयोगः" (पृ. ४७).

અહી 'કડિત્ર'થી શુ સમજવું તે જાણવું બાકી રહે છે. વૈદ્યકૃત સસ્કૃત-અગ્રેજી શબ્દકોશમાં એનો અર્થ એક જાતનું પાત્ર એમ અપાયેલો છે તે અત્ર ઘટી શકે ?

૪૮૫ આ રહી એ ગાથાઃ—

"नाणोवगरणभूआण कवलिआफलयपुत्थयाईणं ।
आसायणा कया ज मिच्छा मे दुक्कडं तस्स ॥ ८ ॥"

૪૮૬ પ્રસ્તુત કડી નીચે મુજબ છેઃ—

"તેહના સાધન જે કહ્યા રે, પાટી પુસ્તક આદ
લખે લખાવે સાચવે રે, ધર્મી ધરી અપ્રમાદ રે. ૭ ભવિ૰"

પૂર્ણ કરેલ શ્રીપાલ રાજાનો રાસનામક કૃતિ(ખંડ ૪, ઢાલ ૧૩)ગત મિસિ, કાગલ અને કાઠો,[૪૮૭] શ્રીજિનમંડનગણિકૃત કુમારપાલપ્રબન્ધ(પૃ ૯૬)મા, શ્રીરત્નમંદિરગણિકૃત ઉપદેશતરંગિણી(પત્ર ૧૪૨)મા શ્રીમાનવિજય ઉપાધ્યાયકૃત ધર્મસંગ્રહની સ્વોપજ્ઞ વૃત્તિ(ભા ૧, પત્ર ૧૬૭ આ)મા કાગળ[૪૮૮]

" તેમ જ કોઇ એક ગ્રથમા[૪૮૯] કદ્દગલ, વિજ્જાહુલની હસ્તલિખિત પ્રતિના અંતમા અપાયેલા ત્રણ પદ્યોમા[૪૯૦] મસી લેહિણી, મસિભાયણય અને પત્ત, અને પજ્જોસણાકપ્પની શ્રીવિનયવિજય ઉપાધ્યાયે રચેલી સુબોધિકા(પત્ર ૮૮ અ)મા મષીભાજન લેખનિકા અને પટ્ટિકા

આ પ્રમાણેના લેખનની સામગ્રીને લગતા વિવિધ ઉલ્લેખોમા અક્ષરોના અન્યાન્ય આધારનુ–એ શેના ઉપર કઢાય તે સૂચવનારો નિર્દેશ સમવાય(સ ૭૨)ની શ્રીઅભયદેવસૂરિકૃત વૃત્તિમા નીચે મુજબ જોવાય છે, તેની નોંધ લઇશુ —

" पत्र-वल्कल-काष्ठ-दन्त-लोह-ताम्र-रजतादयोऽक्षराणामाधारा "

આની પછીની પંક્તિમા તેઓ અક્ષરો કાઢવાના પ્રકારો બતાવે છે પ્રસ્તુત પંક્તિ નીચે પ્રમાણે છે —

" लेखनोत्कीर्णनस्यूतव्यूतछिन्नभिन्नदग्धसङ्क्रान्तितोऽक्षराणि भवन्तीति "

હવે મુખ્યતયા અજૈન સાહિત્ય તરફ નજર કરીશુ તો કવિ બાણે રચેલી કાદમ્બરીના પૂર્વાર્ધના લગભગ અંતમા જે વૃદ્ધ દ્રવિડ બ્રાહ્મણનુ વર્ણન છે તેમાથી પણ લેખનસાહિત્ય સબંધી કેટલીક માહિતી મળે છે પ્રસ્તુત ભાગ નીચે મુજબ છે —

" हरितपत्ररसाङ्गारमषीमलिनशम्बूकग्राहिणा, पट्टिकालिखितदुर्गास्तोत्रेण, धूमरक्तालक्तकाक्षरताल-पत्रकुहकतन्त्रमन्त्रपुस्तिकासङ्ग्राहिणा "

આનો અર્થ એ છે કે ઉપર્યુક્ત બ્રાહ્મણ લીલા પત્રના રસ અને કોયલાની બનાવેલી શાહીથી મલિન બનેલા ખડિયાને લઇને ફરતો હતો એક પટ્ટિકા ઉપર તેણે દુર્ગાનુ સ્તોત્ર લખ્યુ હતુ તાડપત્ર ઉપર લખેલા તંત્રમંત્રના પુસ્તકોનો તેણે સગ્રહ કર્યો હતો અને એમાના અળતાના અક્ષરો ધુમાડાથી રાતા થઇ ગયા હતા

પુષ્પદન્તકૃત શિવમહિમ્નસ્તોત્રના નીચે મુજબના ૩૨ મા પદ્યમા લખવાના કેટલાક સાધનોનો નિર્દેશ છે —

---

૪૮૭ " પૂરવ લિખિત લખે સવિ લેઇ, મિસી કાગળ ને કાઠો,
સાર અપૂરવ કહે તે પંડિત, બહુ બોલે તે બાઠો ૬ સુ૦"

૪૮૮ " अन्यदा प्रातर्गुरून् सर्वसाधूंश्च वन्दित्वा, लेखकशालाविलोकनाय गत । लेखका कागदपत्राणि लिखन्तो दृष्टा । तत गुरुपार्श्वे पृच्छा । गुरुभिरूचे—श्रीचौलुक्यदेव । सम्प्रति श्रीताडपत्राणा त्रुटिरस्ति ज्ञानकोशे, अत कागदपत्रेषु ग्रन्थलेखनमिति " (कुमार०)

" श्रीवस्तुपालमन्त्रिणा सौवर्णमषीमयाक्षरा एका सिद्धान्तप्रतिर्लेखिता । अपरास्तु श्रीताडकागदपत्रेषु मषीवर्णाङ्किता ६ प्रतय । " (उपदेश०)

" ज्ञानमपि कागदपत्रादि गाम्भार्यार्पित श्राद्धेन स्वार्थाय न व्यापार्य " (धर्म०)

૪૮૯ આ ગ્રથનુ નામ અત્યારે યાદ આવતુ નથી

૪૯૦ આ પદ્યો પ્રો કૈલાન ચિત્રકલ્પદ્રુમ(પૃ ૫૮)મા નીચે મુજબ છપાયેલા છે —

उरिया य मसी भंगा, य लेहिणी कारिसं च तलवह ।
सिद्धि त्ति कूड्यरेण । कज्ज नि लेहरणे न्हा ॥१॥

"असितगिरिसमं स्यात् कज्जल सिन्धुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा **शारदा** सर्वकाल
तदपि तव गुणानामीश! पारं न याति ॥३२॥"

લેખનસાહિત્યમાં કઇ કઇ વસ્તુઓનો સમાવેશ થાય છે એ સંબંધમાં લેખકનાં સાધનોને રજુ કરતું નિમ્નલિખિત પદ્ય સુંદર પ્રકાશ પાડે છેઃ—

"कुम्पी १ कज्जल २ केश ३ कम्बलमहो ४ मध्ये च शुभ्रं कुशं ५
काम्बी ६ कलम ७ कृपाणिका ८ कतरणी ९ काष्ठं १० तथा कागलम् ११ ।
कीकी १२ कोटरि १३ कलमदान १४ क्रमणे १५ कट्टि १६ स्तथा कङ्करो १७
एतै रम्यककाक्षरैश्च सहितः शास्त्रं च नित्यं लिखेत् ॥ "४९१

અર્થાત્ કુંપી એટલે ખડિયો, શાહી, માથાના ૪૯૨વાળ, ૪૯૩કાંબળ, શુભ્ર કુશ યાને ૪૯૪ડાભ, કાંબી, કલમ, ૪૯૫છરી, ૪૯૬કાતર, ૪૯૭પાટી, કાગળ, ૪૯૮આંખોની કીકી, કોટડી, કલમદાન, ૪૯૯બે પગ, ૫૦૦કેડ અને ૫૦૧કાંકરો, આ પ્રમાણેના ૧૭ રમ્ય કક્કા વડે તે રોજ શાસ્ત્ર લખે.

લગભગ આવા ભાવાર્થને રજુ કરતી કેટલીક પદ્યાત્મક પંક્તિઓ શ્રી**ઋષભદાસે** વિ. સં. ૧૬૮૫માં રચેલો શ્રી**હીરવિજયસૂરિરાસ** પૂરી પાડે છે. પ્રસ્તુત પંક્તિઓ નીચે પ્રમાણે છેઃ—

"કાજળ(૧) કાગળ(૨) કાંબળીઉ(૩) મળી,
કોડો(૪) કાંબી(૫) કાતર(૬) વળી;
કોટિ(૭) કહેડિ(૮) કર(૯) કણનું(૧૦) કામ,
કોડ(૧૧) ધરી કવ્યું ગુરુનુ નામ.

---

पिहुल मसिभायणय अत्थि मसी वित्थयं सि तलवट्टं ।
अम्हारिसाण कज्जे तएँ लेहय! लेहिणी भग्गा ॥२॥
मसि गहिऊण न जाणसि लेहणगहणेण मुद्ध! कलिओ सि!
ओसरसु कूडलेहय! सुललियपत्ते विणाससि ॥३॥"

૪૯૧ આ પદ્ય તેમ જ તેનું વિવરણ જૈન **ચિત્રકલ્પદ્રુમ**(પૃ. ૫૫)માં અપાયેલું છે.

૪૯૨ આ વાળ શાહીમાં નાખવા માટે વપરાય છે.

૪૯૩-૪૯૪ બેઠક નીચે રાખી બેસવા માટે કાબળ અને મગળ માટે ડાભ કામમાં લેવાય છે.

૪૯૫ કલમ ઘડવા માટે આ ખપમાં લેવાય છે.

૪૯૬ કાગળ કાતરવામાં આનો ઉપયોગ કરાય છે.

૪૯૭ પાનાં મૂકીને લખવા માટે આ ખપ લાગે છે.

૪૯૮-૫૦૦ આ બધાં મજબૂત હોય એવો લેખક સશક્ત જોઇએ.

૫૦૧ ચપ્પુની ધાર બુઠ્ઠી થઇ ગઈ હોય તો તેને તીણી બનાવવામાં અને કલમમા સાધારણ કૂચો પડી ગયો હોય કે તેના કાપમાં ઊંચાનીચાપણું રહેતું હોય તો તેને ઘસવામાં કાંકરો એટલે કુબડીનો પત્થર કામમા લેવાય છે.

૧૨ ૧૩ ૧૪
કરણુ કગતુ કાયવશ કરી,
૧૫ ૧૬ ૧૭
કવિતા કાવ્ય કાવત મન ધરી,
એણી પરે શાસ્ત્ર તે કષ્ટે થાત,
વાઞી ન લહે વીયાની વાત "૫૦૨

જેમ સત્તર કક્કાસૂચક ઉપર્યુક્ત પદ્યો મળે છે, તેમ એક અગિયાર કક્કા સૂચવતી નીચે મુજબની કડી મળે છે —

" 'મસી-કાજળ' માહિ મેલી ૧, ઘોલ 'કાચલી' ઘાતિ ૨,
કટકો એક 'કાબલિ' ગ્રહ ૩ 'કાગલિ' ગુજરાતિ ૪
સુરગિ 'કાબી' સમો ૫, 'કાઠારી લેખણ' કાલિ ૬,
'કઘો' ઊચો કરે ૭, 'કડિ' ખેવડી વાલિ ૮,
કરી નીચી 'કલાઈ' ૯, કરી 'કર ઐ' ૧૦ નૈ 'કીળ' મલે ૧૧,
ઈગ્યાર કક્કા વિન એકઠા, અક્ષર એક ન નીકલે "૫૦૩

ગુજરાતી અજૈન ગ્રથોમા લેખનસાહિત્ય સબધી શા શા ઉલ્લેખ મળે છે તે હવે આપણે વિચારીશુ સૌથી પ્રથમ તો ભાલણનુ કહેલુ નોધી લઈશુ —

" નેસાલિથી ભણી આવિ પાટી ખડિઉ હાથિ
આઈ! કહી બોલાવતુ ધરિ બાલ ઘાલિ બાથિ"

લેખનસાહિત્યના સબધમા કેટલીક પ્રકાશ ગીત વગેરે પણ પાડે છે જેમકે એક બારમાસીના ગીતમા આણા માટે અધીરી બનેલી રાધા કહે છે ,

" મગાવો કાઈ દોત કલમ ને કાગલિઓ લખાવ
બાધુ પોપટને છેડલે, અને સાસરિયે મોકલાવ
કે આણા મોકલને મોરાર! "૫૦૪

એક લોકગીતમા કહ્યુ છે કે—

" હથેલીનો કાગળ કર્યો,
લોચનની કરી રૂશનાઈ,
આગળીની કરી કલમ ને
કાગળ લખ્યો હરખાઈ "૫૦૫

કવિ દલપતરામે એમની એક હોરીમા નીચે મુજબની અતિશયોક્તિ લખી છે —

" લખી લખી કાગળ, લખવાની લેખણ,
ઘણુ લખતા ગઈ ઘામી
તો એ હજી કશો ઉત્તર ના'વ્યો
નાથ! બન્યા કા હરામી ? "૫૦૬

---

૫૦૨ જુઓ આનદકાવ્યમહોદધિ (મૌક્તિક ૫, પૃ ૭૨)
૫૦૩ આ જૈન ચિત્રકલ્પદ્રુમ (પૃ ૧૨૦ )મા નોધાયેલ છે
૫૦૪-૫૦૭ આ ચારે અવતરણો સૌ શ્રીમતી બાલા મજુલાલ મજમુદારના સૌજન્યથી

મીરાંબાઈ એક સ્થળે કહે છે:—

"રામૈયા! મેં થારે રંગ રાતી
જિનકે પિયા પરદેશ બસત હે
લિખ લિખ ભેજે પાતી"

મીરાંબાઈ એક પદમાં કથે છે:—

કાગદ નાહી, મારે શ્યાહી નહીં રે,
કલમ નહીં લવલેશ
પંછીનકા પરએશ નહિ રે,
કિણ સંગ લિખું સંદેશ?
બંસીવાલા! આજો હમારે દેશ."૫૦૭

આ પ્રમાણેના થોડેઘણે અંશે પણ પ્રાચીન ઉલ્લેખો આપણે જોયા. એટલે હવે એક આધુનિક ઉલ્લેખ તરફ દૃષ્ટિપાત કરીશું. જે સમયે ગુજરાતમાં ગામઠી નિશાળોની બહુલતા હતી તે સમયે વિદ્યાર્થીઓ એ નિશાળે જે સાહિત્ય લઇને જતાં તેની એક નોંધ "ગુજરાતી દીવાળીનો ખાસ સચિત્ર અંક"(ઇ. સ. ૧૯૧૨)માં શ્રી. દેવશંકર વૈકુંઠજી ભટ્ટનો "ગ્રામ્ય શાળાઓ અથવા ગામઠી નિશાળો" નામનો જે લેખ પ્રસિદ્ધ થયો છે તેમાં ૪૫ મા પૃષ્ઠ ઉપર નીચે મુજબ અપાયેલી છે:—

"(૧) લાકડાની (સાગના લાકડાની કે હળદરવાની) લંબચોરસ પાટી. આશરે બે ફૂટ લાંબી અને સવા ફૂટ પહોળી. એથી ન્હાની પણ હોય. (૨) એક વેંત લંબાઇનું વતરણું. રંગીત કે સાદું. (૩) ધૂળ ભરવાની કોથળી. લૂગડાની (પાટી પર ધૂળ નાંખવા માટે). (૪) ખડીનો ખડીઓ. આગળ જતાં શાહીનો ખડીઓ ને રેતીઉ. (૫) અક્ષર ઘુંટવાનાં દોપીસ્તાં. (કાગળનું પુંઠું કરી તેના પર ઘુંટવાના અક્ષર લખેલા હોય તે). (૬) થાળી કે પતરાં. (ખડીથી અને શાહીથી લખવા સારૂં). (૭) આંક લખવાની અમદાવાદી કાગળની ચામડાના પુંઠાની ચોપડી."૫૦૮

આ પ્રમાણે લેખનસાહિત્યને લગતા જે વિવિધ ઉલ્લેખો મારા ખ્યાલમાં અત્યારે છે તે મેં અત્ર રજુ કર્યા છે. એટલે હવે એ સાહિત્યનાં અન્યાન્ય અંગોમાંથી કેટલાંક વિષે હું અહીં થોડાક નિર્દેશ કરીશ.

## લેખિની અને અન્યોક્તિ

લેખિની સાથે સબંધ ધરાવતી અન્યોક્તિ તરીકે નીચે મુજબનું પદ્ય ઉપલબ્ધ થાય છે:

"साधुभ्यः साधुदान रिपुजनसुहृदां चोपकारं कुरु त्वं
सौजन्यं बन्धुवर्गे निजहितमुचितं स्वामिकार्यं यथार्थम् ।
श्रोत्रे ते तथ्यमेतत् कथयति सतत लेखिनी भाग्यशालिन् !
नो चेन्नष्टेऽधिकारे मम मुखसदृशं तावकास्य भवेद्धि ॥"

---

સાહિત્ય એ નામના લેખમા અપાયેલા છે અને તે "અગિયારમું ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન"ના નીચે મુજબના પૃષ્ઠમા અનુક્રમે પ્રસિદ્ધ થયેલા છે:—

પૃ. ૪૮૭, ૪૯૭, ૪૯૮, અને ૪૯૮–૪૯૯.

૫૦૮ આ સાધનો સહેલાઇથી મળી શકે તેવા હતાં. કલમ બરુના કાઠાંની જ વપરાતી. આખા વર્ષમા લેખનસાહિત્ય પરત્વે ચાર આનાથી આઠ આના ખર્ચ આવતો.

## વતરણું અને વર્ણતિરક

સમય સમયની બલિહારી છે એક વેળા જે વસ્તુ ખૂબ પ્રસિદ્ધ હોય તે સમય જતા તદ્દન વિસારે પડે એમ પણ બને છે આવી સ્થિતિથી 'વતરણું' જાણે પર રહેવા સર્જાયું નહીં હોય તેમ લખવાના સાધન તરીકે એક સમયે વપરાતુ એ વતરણું શહેરોમા તો આજે લુપ્તપ્રાય બન્યુ છે, સિવાય કે નિશાળગરણા વખતે એ ક્વચિત્ જોવાય છે.

## અર્થ અને પર્યાય

**સાર્થ ગુજરાતી જોડણીકોશ**(આ ૨, પૃ ૬૮૭)મા 'કલમ; વટાણું', એમ વતરણાના અર્થનો નિર્દેશ કરાયેલો છે પૃ ૬૮૬ મા 'વટાણું' તેમ જ 'વટેણું' એમ બે શબ્દ આપયેલા છે, અને ત્યા એનો અર્થ 'ધૂળિયા પાટી ઉપર લખવાની લાકડાની કલમ,' એમ અપાયેલો છે આ પ્રમાણે આપણે વતરણા માટે વટાણું, વટેણું અને લાકડાની કલમ એટલા ગુજરાતી પર્યાયો જોઇ શકીએ છીએ

વતરણાને રજપૂતાનામા 'બરથા' કે 'બરતના' કહે છે પ ગૌરીશંકર હીરાચદ ઓઝા **ભારતીય પ્રાચીન લિપિમાળા**ના ૭૯મા પૃષ્ઠમા લખે છે કે "ललितविस्तर में बुद्ध का लिपिशाला में जाकर अध्यापक विश्वामित्र से चंदन की पाटी पर सोने के वर्णकों (कलम) से लिखना सीखने का वृत्तान्त मिलता है"

આ પ્રમાણે જોકે પ ઓઝાએ **લલિતવિસ્તર**નો ઉલ્લેખ કર્યો છે, છતા એમા 'બરથા' એ અર્થસૂચક 'વર્ણક' શબ્દ મને ઉપલબ્ધ થયો નથી, કિન્તુ **લલિતવિસ્તર**ના 'લિપિશાલાસંદર્શન'પરિવર્તમા ૧૨૫ મા પૃષ્ઠ ઉપર 'વર્ણતિરક' શબ્દ મને મળ્યો છે આ સબધમા **સમ્મઇપયરણ**ની ગુજરાતી પ્રસ્તાવના(પૃ ૨)મા નીચે મુજબ ઉલ્લેખ છે —

"અક્ષર ઘૂટવાના એક સાધનનુ નામ લલિતવિસ્તરમા આવે છે, જે વર્ણતિરક કહેવાય છે, જેનું ગૂજરાતી નામ વતરણું છે, અને તેમાં જ પાટીનું નામ લિપિફલક બતાવીને મૂકેલુ છે વર્ણતિરક શબ્દ વર્ણ અને તિરક એમ બે શબ્દનો બનેલો છે એનો અર્થ તિલક કરવાના સાધન જેવુ અક્ષર લખવાનુ સાધન કે તિલક વૃક્ષના લાકડામાથી બનેલું સાધન કે તીર જેવુ સાધન એવો થાય છે"

વર્ણતિરકના ઉપર ત્યા જે નીચે મુજબનુ ટિપ્પણ અપાયેલુ છે તે પણ અત્ર નોધી લઈએ —

"લલિતવિસ્તરમા વર્ણતિરક શબ્દ વપરાએલો છે वर्णस्य तीरक वर्णतीरकम् એટલે વર્ણ લખવાને તીર જેવુ અણીવાળુ સાધન આ રીતે અર્થ કરતા મળ અર્થમા તિરકને બદલે તીરક હોવુ જોઇએ પણ ગ્રથની ભાષાની પ્રાકૃતતાને લીધે એ વ્યવસ્થા અસગત લાગતી નથી અથવા સસ્કૃતમા તિલક અર્થવાળો तिरक શબ્દ પ્રસિદ્ધ છે, એ તિલક શબ્દને અહીં 'તિલક કરવાનું સાધન' એ અર્થમા આરોપીએ તો પણ ઉપર્યુક્ત અર્થ બધ બેસી જાય છે તિલક કરવાનું સારુ સાધન પણ અણીદાર જ હોય છે અથવા તિલક શબ્દ તિલક વૃક્ષ, એ અર્થમા પ્રસિદ્ધ છે અહીં આ રૂઢાર્થક શબ્દનો ઉપયોગ કરીએ તો પણ તેનો ની ની જેવો ઔપચારિક જ અર્થ ઘટી શકે છે, અને તે પર્ણ લખવાને માટે તિલક વૃક્ષમાથી બનેલુ સાધન આ પક્ષમાં 'ર' અને 'લ'નુ સામ્ય સમજીને વર્ણતિરક શબ્દની નિષ્પત્તિ કરવાની છે"

હવે "ભારતીય જૈન શ્રમણસંસ્કૃતિ અને લેખનકળા"(પૃ. ૭૪–૭૫)માં એના વિદ્વાન્ લેખક મુનિ **શ્રીપુણ્યવિજય** શું કહે છે તે સાથે સાથે જોઈ લઇએ :

"લખવાના સાધનને જેમ 'લેખણ' કહેવામાં આવે છે તેમ તેનું 'વતરણું કે 'કલમ,' એ નામ પણ કહેવામાં આવે છે. 'કલમ' શબ્દ મોગલ જમાનાનો છે, એ ખુલ્લી વાત છે. 'વતરણું' શબ્દ સં. अवतरण ઉપરથી જન્મ્યો હોય એમ વધારે સંભવ છે. જેનાથી લખવા માટે અવતરણ–પ્રારંભ થઈ શકે તે અવતરણ અથવા વતરણ–વતરણું; અર્થાત્ પાટી ઉપર ધૂળ નાંખીને અક્ષર ઘૂંટવાનું સાધન, છેવટે આ શબ્દ લખવાના દરેક સાધનના અર્થમાં રૂઢ થઈ ગયો છે. ललितावस्तरના લિપિશાલાસંદર્શનપરિવર્તમાં આવતા 'વર્ણુતિરક' શબ્દને જોયા પછી કેટલાક એમ પણ માની લે છે કે આ વર્ણુનિરક શબ્દ ઉપરથી વતરણું શબ્દ ઉત્પન્ન થયો હોય."

વિશેષમાં શ્રી. **ભાનુસુખરામ નિ. મહેતા** અને શ્રી. **ભરતરામ ભા. મહેતા** દ્વારા રચાયેલ The Modern Gujarati—English Dictionary(vol. II, p. 1336)માં "વતરણું, s. n. [ S an instrument of accomplishing an object ] A pen." એવો ઉલ્લેખ છે.

અત્યારે તો હું એમ માનવા લલચાઉં છું કે 'વતરણું' શબ્દ વર્ણુતિરક, વર્ણુતિલક કે વર્ણુતીરક ઉપરથી કે 'અવતરણ' કે 'વિતરણ' ઉપરથી પણ ઉતરી આવેલો નથી. કિન્તુ 'વર્તનક' ઉપરથી ઉદ્ભવ્યો હોય, એમ લાગે છે મને આ કલ્પના શ્રી**રત્નમંદિર**ગણિએ વિ સં. ૧૫૧૯ પૂર્વે જે **ઉપદેશતરંગિણી** રચી છે તેના ૪૮મા પત્રની નિમ્નલિખિત પંક્તિ જોવાથી સ્ફુરી છે:–

"**शक्तिसिंह**नृपसभायां आचार्या आकारिताः क्षुल्लकानां व्याकरण पाठयन्तः हस्तस्थित-लोहवर्तनका प्राप्ताः । नृपेणोक्तम्—किमिदं करे ? । तैरभाणि—'सेवडापण्ड'स्य कुपण्डस्य नाथनार्थं लोहकीलिका ॥"

અહીં લોઢાના વર્તનકનો ઉલ્લેખ છે અને તે અણિયાળી સળીને મળતો આવતો હોય, એવું સૂચન છે. 'વતરણું' એ શબ્દ માટે 'ખરતના' શબ્દ મળે છે, એ જોતાં वर्त्तनक એનું મૂળ હોય એમ લાગે છે. વળી 'વર્ત્તનક' ઉપરથી 'વતાણું' કે 'વટાણું' જેવો શબ્દ જરૂર ઉદ્ભવી શકે. આ જોતાં હું ઉપર મુજબ કલ્પના કરુ છું. છતાં એની વાસ્તવિકતાનો નિર્ણય તો બહુશ્રુતોને જ સોંપું છું. આશા છે કે તેઓ આ દિશામાં સપ્રમાણ પ્રકાશ પાડશે સાથે સાથે "ઠોઠ નિશાળિયાને વતરણાં ઘણાં" એ કહેવતમાં 'વતરણું' શબ્દનો પ્રયોગ જોવાય છે. તો આ શબ્દ ક્યારથી ગુજરાતી ભાષામાં દાખલ થયો તે પણ તેઓ સૂચવવા કૃપા કરે.

**કલમ**

'કલમ' શબ્દના આઠ અર્થો થાય છે: (૧) લેખણ, (૨) દસ્કત, (૩) લેખનશક્તિ, (૪) પીંછી, (૫) ચીતરવાની કળા, (૬) કલમની પેઠે ત્રાંસી કાપીને ઉગાડેલી ઝાડની ડાળી, (૭) પેરા અને (૮) કરારની શરત. આ પૈકી પ્રથમ અર્થને અનુલક્ષીને અત્ર વિચાર કરાય છે.

લોઢાના અણીદાર સોયા જેવું સાધન ગુજરાતી અક્ષરો લખવા માટે અનુકૂળ નહીં ગણાવાના સબબે કે અન્ય કોઈ કારણસર આપણે ત્યાં અસલ કલમ માટે બરૂ કામમાં લેવાતું હતું. મુનિ શ્રીપુણ્યવિજયનું એમ કહેવું છે કે 'બરૂ' શબ્દ આપણામાં મોગલો સાથેના સહવાસને કારણે પેઠો છે. આપણે ત્યાં એને કાંઠુ–કાઠા તરીકે ઓળખવામાં આવે છે."૫૦૯

૫૦૯ જુઓ જૈન **ચિત્રકલ્પદ્રુમ** (પૃ. ૩૨).

ગુજરાતી ભાષા અને સાહિત્ય(ભા ૧, પૃ ૪૧૪)મા 'દેસ્ય વરઞ વહડ ગુજરાતી બરુ' એ મતલબનો જે ઉલ્લેખ છે તે પૈકી બરૂથી પ્રસ્તુત બરૂ જ સમજવાનુ હોય તો શ્રીપુણ્યવિજયનુ કથન વિચારણીય જણાય છે

લેખપદ્ધતિના અંતમા જે પાચમુ પરિશિષ્ટ અપાયેલુ છે તેમા 'કાયસ્થનિન્દા' તરીકે કેટલાક પદ્યો છે એમાના નીચે મુજબના બે પદ્યોમા 'કલમ' શબ્દ વપરાયેલો છે —

"कल्माग्रनिर्गतमषीबिन्दुव्याजेन साञ्जनाश्रुकणा ।
कायस्थलुण्ठ्यमाना रोदिति खिन्नेव राजश्री ॥"
"आयुध कल्म यस्य तस्य देवोऽपि शङ्कते ।
लेखनीक्रतकर्णस्य कायस्थस्य न विश्वसेत् ॥"

**કલમ માટેના વિવિધ બરૂ**—કલમ માટે અનેક જાતના બરૂ વપરાય છે જેમકે ધોળા બરૂ, [૫૧૦]જવાઈ (કાળા) બરૂ, વાસની જાતના બરૂ, તછઆ બરૂ, ઇત્યાદિ તછઆ બરૂ તજની જેમ પોલા હોવાથી એનુ એ નામ પડ્યુ હોય એમ જણાય છે

**બરૂની પરીક્ષા**—ઇટ અને ચૂનાની કે પત્થરની મજબૂત જમીન ઉપર જે બરૂને રૂપિયાની પેઠે ખખડાવતા બોદો અવાજ નીકળે, એ બરૂ કાચા, ફાટ પડેલા કે સડી ગયેલા હોવા સભવ છે એવા બરૂ લખવા માટે નિરર્થક છે વળી એ અપલક્ષણા મનાય છે જે બરૂને ઉપર મુજબ ખખડાવતા એમાથી તાબા જેવો અવાજ નીકળે તે સારા ગણાય છે, એ બરૂ લખવામા ઉપયોગી છે

**વિવિધ જાતના બરૂની કલમોના ગુણ-દોષ**

જૈન ચિત્રકલ્પદ્રુમ(પૃ ૩૩)મા કહ્યુ છે કે "આ[૫૧૧] બરૂ, જાતે સહજ બરડ હોય છે, એટલે તેની બનાવેલી લેખણને અથડાતાં કે કપડામા ભરાઈ જતા એકાએક તૂટી જવાનો ભય રહે છે, તેમ છતા જો તેને સાચવીને વાપરવામા આવે તો તેમા બીજા બધા બરૂ કરતા ખાસ વિશેષતા એ છે કે તેની લેખણથી ગમે તેટલુ લખવામા આવે તો પણ તેની અણીમા કૂચો પડતો નથી કાળા બરૂની કલમો વધારે મજબૂત, સરસ અને એકાએક તેની અણીમા કૂચો ન પડે તેવી જ થાય છે વાસના બરૂ અને ધોળા બરૂ પણ એકદર ઠીક જ હોય છે ખાસ કરી કાળાં બરૂ અને વાસની જાતના બરૂની લેખણોનો ઉપયોગ વધારે અનુકૂળ રહે છે અને એ જ વપરાય છે

**કેળવણીનુ શાસ્ત્ર અને તેની કળા**(ભા ૨, પૃ ૨૨૨)મા એવો ઉલ્લેખ છે કે "અક્ષર સુધારવા માટે જે કલમ વાપરનારની તે ઘણી કઠણ ન જોઇએ લોઢાની, વાસની, ને જવાઇ(કાળા બરૂ)ની કલમ આ કામમા વાપરવી નહીં ધોળા બરૂની કલમ વધારે સારી છે તે ન મળે તો જવાઈ વાપરવી"

**કલમની રચના**—કલમ બનાવવા માટે જો આખી છડ હોય તો તેના લગભગ એક વેત જેવડા કટકા કર્યા પછી એક કટકો લઈ તેને છોલવામા આવે છે પછી જેવડા નાના મોટા અક્ષરો લખવાના હોય તે પ્રમાણે એની અણી ઝીણી કે જાડી બનાવાય છે અને

---

૫૧૦ જુઓ કેળવણીનુ શાસ્ત્ર અને તેની કળા ( ભા ૨, પૃ. ૨૨૨)
૫૧૧ તછઆ બરૂ

ત્યાર બાદ લખનારના હાથના વળાક અને એની કલમ પકડવાની રીતને ધ્યાનમાં લઈ, તેની અણી ઉપર સીધો કે વાંકો કાપ મૂકાય છે.

જો કલમનો વચલો ઊભો કાપ જોઇએ તેટલો છૂટો પડતો ન મૂકાયો હોય તો શાહી બરાબર ન ઉતરે એ બનવાજોગ છે. એવે વખતે એ ઊભા કાપને પહોળો કરી, એમાં માથાનો વાળ ભરાવવાથી બરાબર લખાવા સંભવ છે. એવી રીતે જો વચલો કાપ વધારે ફાટી ગયો હોય તો શાહી વધારે ઉતરી જઈ ડપકા પડે. તો એવે વખતે એના મોંઢા ઉપર દોરો બાંધવો દુરસ્ત થઇ પડે.

કલમની અણીનો કૂચો થઈ જાય, એ ભાંગી જાય કે તરડાઇ જાય તો ૫૧૨ચપ્પુથી ફરી ઘડતાં તે પાછી લખવા માટે કામ લાગે છે. આજે આ કલમનો વપરાશ આપણી બીજી કેટલીક ૫૧૩જૂની ચીજોની પેઠે ઘણો ઓછો થતો જાય છે. અને એને બદલે એના કરતાં વધારે ખર્ચાળ એવા પેન-હોલ્ડર (pen-holder), નિબ (nib) અને ફાઉન્ટન-પેન (fountain-pen) વપરાતાં જાય છે.

**કલમરૂપ અવયવવાળા કેટલાક શબ્દો**—કલમકશ, કલમકશી, કલમકસાઈ, કલમતરાશ, કલમત્રાંસ, કલમદાન, કલમબદી અને કલમબાજ, એ શબ્દોમા 'કલમ' શબ્દ નજરે પડે છે. કલમકશ એ વિશેષણ તેમ જ નામ પણ છે. વિશેષણરૂપ કલમકશનો અર્થ 'કલમ યાને લેખણ વાપરી જાણનારું' એવો થાય છે. નામરૂપે કલમકશના અર્થ લહિયો, કુશળ લેખક અને મુસદ્દી થાય છે. કલમકશીના બે અર્થો છેઃ કલમ વાપરવી તે અને સુંદર છટાદાર લખાણ કરવું તે. કલમકસાઇનો અર્થ 'કલમનો કસાઈ એવો માણસ' યાને 'કઠોર લેખક' એવો થાય છે. કલમતરાશનો એક અર્થ કલમ ઘડવાનો ચપ્પુ એવો થાય છે તે તો આપણે ૫૧૨મા ટિપ્પણમાં જોઈ ગયા. એનો બીજો અર્થ 'કલમ ઘડનાર આદમી' થાય છે. કલમત્રાંસનો અર્થ 'કલમના જેવું ત્રાંસું' એમ કરાય છે. કલમદાનનો અર્થ 'કલમ રાખવાની ભૂંગળી-પેટી' એવો થાય છે. કલમબાજનો અર્થ 'કલમ વાપરવામાં કુશળ' એવો થાય છે. કલમબંદીનો એક અર્થ 'કલમ વાર-પેરા પાડીને કરેલું લખાણ' થાય છે. ૫૧૪બીજા અર્થો અત્ર અપ્રસ્તુત છે.

**કલમ અને સ્વચ્છતા**—કલમ વડે લખતી વેળા ખડિયામા કલમ વધારે પડતી બોળવી નહી; નહી તો લખતી વેળા ડપકા પડે અથવા તો હાથ બગડે. કલમ ફાટેલી હોય કે એ બરાબર પકડેલી ન હોય તો પણ હાથ બગડવા સંભવ છે. શાહીવાળી કલમ-લીલી કલમ વાળે કે પહેરેલા કપડા ઉપર લોહવી નહિ; નહિ તો એ વાળ કે કપડું ખરાબ થાય. લખતાલખતાં વિચાર કરતી વેળા કે પાનુ ફેરવવું હોય ત્યારે કેટલાક કલમ કાને ખોસે છે, પણ તેમ કરવાથી કાને કે ટોપીએ-ફેંટા પર ડાઘ પડવાનો સંભવ છે. વળી કેટલાક તો એવે વખતે કલમ મોંથી પકડી રાખે છે. એ તો ઘણી ગદી રીત ગણાય. કલમ જ્યાં ત્યાં ખંખેરવી નહી; નહી તો આસપાસની જમીન કે જાજમ કે એવી જે કોઇ ચીજ પાથરી હોય તે બગડે

---

૫૧૨ કલમ ઘડવા માટે કામમા લેવાતા ચપ્પુને 'કલમતરાશ' કહે છે.

૫૧૩ લખવાની લાકડાની પાટી અને લાકડાની ઢીંગલી, જાબુડી તથા ચાલણગાડી તેમ જ માટીની કોઠી ઇત્યાદિ.

૫૧૪ ટાચ યાને જપ્તી. (૨) જપ્ત કરેલી વસ્તુઓની યાદી, (૩) કોઇ પણ ભાગની વ્યવસ્થા કે કામકાજનું ધોરણ બતાવતી તપસીલ અને (૪) કોલકરાર યાને શરત એ કલમબંદીના બીજા અર્થો છે.

કલમનો શણગાર—કલમ માટે વપરાતા બરૂ ઉપર લાખ લગાડી તેને રૂપેરી કે સોનેરી વરખ ચોટાડી વેચવામા આવે છે ખાસ કરીને આવા બરૂઓ સુરતમા તેમ જ અન્યત્ર જોવાય છે ચોપડાપૂજન માટે કાગદીને ત્યાથી ચોપડા ખરીદનાર વેપારીને એ કાગદી ભેટ આપે છે

**કત્તો—**

"કત્તો" એ શબ્દ અનેકાર્થી છે એના (૧) જાડા કાપની કલમ યાને લેખણ, (૨) મારો લખેલો ખરડો યાને નમૂનો અને (૩) એનુ એ જ યાને સદરહુ, એમ ત્રણ અર્થો થાય છે એ પૈકી પ્રથમ અર્થ અત્ર પ્રસ્તુત છે કેટલાક લોકો આ અર્થમા 'કિત્તો' શબ્દ પણ વાપરે છે આથી એ પ્રશ્ન ઉદ્ભવે છે કે કત્તો અને કિત્તો એ બને શબ્દ સાચા છે કે કેમ અને એની વ્યુત્પત્તિ શી છે[૫૧૫] હાલ તુરત તો આનો ઉત્તર હુ આપી શકુ તેમ નથી

ઉપયોગ—કત્તો એ પત્થરપાટી ઉપર ખડી વડે-ચાકથી લખવામા તેમ જ દોપિસ્તા-લેખનકળા-દસ્કત શિક્ષક (copy-book)[૫૧૬] લખવામા વપરાય છે હાલમા દસ્કતશિક્ષક-લખનકળા માટે lackhanpen, Student kitta Pan ઇત્યાદિ લખેલી નિબ-સ્ટીલ વપરાતી જોવાય છે

કત્તો કેવળ ગુજરાતી અને બાળબોધ લિપિના અક્ષરો જ લખવા માટે વપરાય છે એમ નહીં, પરતુ ઉર્દુ લિપિ માટે પણ એનો ઉપયોગ કરાય છે, કેમકે ચોપી ચોપીને-જે અક્ષરનો જે ભાગ જેવો જાડો પાતળો જોઇએ તે કાઢવામા કત્તો વિશેષ ઉપયોગી છે

બનાવટ—કત્તો બરોડામાથી ગરકટમાથી[૫૧૭] બનાવાય છે, અને તે કેલમની પેઠે ઘડવામા આવે છે જેવડા મોટા અક્ષર કાઢવા હોય તે પ્રમાણમા કત્તો જોઇએ કત્તાને જોઇએ તેવો કાપ ન અપાયો હોય કે તેને વચ્ચેથી જોઇએ તેવો ત'ચીરયો ન હોય કે તેનુ એક પાંખીઉ ચરકાતુ હોય કે ભાંગી ગયુ હોય કે કત્તાને છેડે કૂચો વળ્યો હોય તો અક્ષર જેવા જોઇએ તેવા મરોડદાર લખાય નહિ

**પાટી**

પૂર્વે ગામઠી નિશાળોમા-ગ્રામ્ય શાળાઓમા લખવા માટે આજની પેઠે વિદ્યાર્થીઓ પત્થરપાટી યાને સ્લેઈટ (slate) ન વાપરતા લાકડાના પાટિયામાથી બનાવેલી પાટી

---

૫૧૫ ઉપર્યુક્ત ગુજરાતી અગ્રેજી કોશમા 'અરબી कत अ=કકડો' એવુ કત્તા માટે સૂચન છે, કત્તોનુ મૂળ પણ અરબી હોવાનુ ત્યા સૂચવાયુ છે

૫૧૬ આ સબધમા કેળવણીનુ શાસ્ત્ર અને તેની કળા (ભા ૨, પૃ ૨૨૯-૨૩૦)મા જે કહ્યુ છે તે નોધી લઇએ —

"કોપીબુકોમા અક્ષર લખવા માટે અનેક યુક્તિઓ કરેલી હોય છે કોઇમા ખાના પાડેલા હોય છે તે વડે અક્ષરના અવયવો કેવડા કાઢવા તેનુ પ્રમાણ હાથ લાગે છે જેમ ખાના વધારે તેમ પ્રમાણની બારીકી વધારે સમજાય છે કોઇમા માત્ર ત્રણ લીટીઓ દોરી તેમા અક્ષર કાઢે છે કોઇ પોતાના અક્ષર કાચી તે છોકરા શાહીથી પૂરે એવી ગોઠવણ રાખે છે કોઇમા મથાળે એક લીટી લખી બાકીની દોરેલી લીટીઓ છોકરાને કાઢવા માટે ખાલી રાખે છે પાનામા એક લીટી કરતા વધારે લીટી છાપેલી હોય, તો નકલ કરવાની સવડ પડે છે જે કોપીઓ લાંબી વધારે રાખી હોય, ને જેમા મથાળે તથા વચ્ચે છાપેલા નમૂના હોય, તે વધારે ઠીક પડે છે, કેમકે તેમા છોકરાને કાઢવાની લીટીઓ થોડી હોય, ને નકલ કરવાના અક્ષર નજરમા હોય વિલાયતમા નકલ કરવાના લાટીની એક પટ્ટી છૂટી રાખે છે, તે ખગોડાને જ્યા લઇ જવી હોય ત્યા લઇ જવાય છે, તેથી છોકરાને નકલ કરવાનુ વધારે અનુકૂળ થાય છે અમુક અક્ષર ગળાવાતમા પણ લાવવાની ખાતર અજાણ્યા ને અપ્રસિદ્ધ શબ્દ, વાક્ય, કે કહેવતો કોપીમા વાપરવી નહિ તેમ તે નીતિવિરુદ્ધ કે શક પડતી નીતિ દેખાડનાર ન જોઇએ"

૫૧૭ સાઠકના બાજરીના જેવા જ હવાવાળા સાઠાને 'રાડુ' કહે છે એ રાડુનો એક બીજો અર્થ બરૂ થાય છે

વાપરતા. એ પાટી ઘણે ભાગે તે ગામના ને સ્થળના સુથારની જ બનાવટ હતી. એ પાટી હાલની પત્થરપાટીની જેમ જલદી ભાંગી જતી નહીં. એ પાટી પર ધૂળ ભભરાવી, વતરણા વડે લખાતું અને કેટલીક વાર ખડી કે ચાક વડે એના ઉપર અક્ષર કઢાતા.

જેને આપણે સામાન્ય રીતે સ્લેઈટ યાને પત્થરપાટી કહીએ છીએ તે બધી પત્થરની જ હોતી નથી. કેટલીક પતરાની અને કાગળની પણ આવે છે. પત્થરની સ્લેઈટો એકવડી તેમ જ બેવડી મળે છે. કાગળની સ્લેઈટો બેવડી આવતી હોય તો તે યાદ નથી. લાલ લીટી અને ખાનાંવાળી એવી પત્થરપાટીઓ તેમ જ મણકાવાળી પત્થરપાટીઓ પણ મળે છે.

પત્થરપાટી વાપરનાર કોલસા વડે એને માંજી ધોઇને સાફ કરે છે.

**ખડિયો**

જેને આપણે અત્યારે ખડિયો (ink-stand) કહીએ છીએ તેને અસલ સંસ્કૃતમાં મષીભાજન, મષીપાત્ર કે લિપ્યાસન કહેતા હતા.[૫૧૮] **રાયપસેણઇયસુત્ત**(સૂ. ૪૩)માં જે 'લિપ્પાસણ' શબ્દ વપરાયેલો છે તે ઉપરથી 'લિપ્યાસન' શબ્દ બનાવાય છે.

'ખડિયો' એ નામ ખડી વાપરવાને કારણે પડ્યું છે. ખડી માટે **અભિધાનચિન્તામણિ**-(કા. ૪, શ્લો. ૫૧૯૧૦૩)માં 'ખટી' શબ્દ વપરાયેલો છે. 'ખટી' શબ્દ દેશ્ય હોય એમ જણાય છે. વળી 'ખટિકા' શબ્દ જૈન સંસ્કૃત ગ્રંથોમાં ખડીના અર્થમાં વપરાયેલો મળી આવે છે. **નરનારાયણાનંદ** મહાકાવ્યના ૧૬ સર્ગમાંના ૧૬મા પદ્યમાં 'ખટિના' શબ્દ જોવાય છે. ખડીને બદલે ચાક પણ વપરાતો અને હજી પણ કેટલેક સ્થળે ખડિયામાં પાણી રેડી તેમાં સારી જાતનો ચાક બરાબર ઓગાળી લખવાનો પ્રચાર હશે.

કેટલાંક છોકરાં ખડિયામાં કપડાની ચીંદરડી બોળી રાખે છે, પરંતુ તે વખત જતાં કોહી જાય છે અને એના તાંતણા કલમની–કત્તાની–નિબની ફાટમાં ભરાય છે કે તેને છેડે વળગે છે અને તેથી લખાણ બગડે છે.

**પત્થરપેન**

પત્થરની કે પતરાની સ્લેઇટ ઉપર લખવા માટે પત્થરપેન વપરાય છે. એને સામાન્ય રીતે 'પેન' કહેવામાં આવે છે. એ પેન અનેક જાતની આવે છે. જેમકે એક બાજુએ ઘડેલી અને અણીવાળી, એ પ્રમાણે ઘડ્યા વિનાની, કાગળલપેટેલી, દૂધિયા, સીસાપેન–પેન્સિલની જેમ ઘડીને લખવાના કામમાં લેવાતી, ઇત્યાદિ.

**સીસાપેન**

કાગળ ઉપર લખવા માટે પેન્સિલ (pencil[૫૨૦]) વપરાય છે. આને કેટલાક 'સીસાપેન' કહે છે. એ અનેક જાતની આવે છે. કેટલીક એકદમ પોચી તો કેટલીક એકદમ સખત હોય છે. કેટલીક સમધારણ હોય છે. બહુ સખત પેન્સિલ ચિત્રકામમાં–ડ્રૉઇંગ-(drawing)માં વપરાય છે. રંગીન પેન્સિલો પણ આવે છે. તેમાં અડધી લાલ અને અડધી ભૂરી, એ જાતની પેન્સિલ ઘણી જાણીતી છે. સામાન્ય રીતે પેન્સિલ લગભગ એક વેંત જેવડી લાંબી મળે છે. હાલમાં થોડો વખત થયા એનાથી લગભગ બેવડી લાંબી

૫૧૮ ખડિયા માટે 'કુંપી' શબ્દ પણ જોવાય છે.

૫૧૯ "शुक्लधातौ पाकशुक्ला कठिनी खटिनी खटी"

૫૨૦ "Instrument for drawing or writing, especially of black lead enclosed in cylinder of wood or in metal case with tapering end".

પેન્સિલ મળે છે વળી લખતી વેળા જેમ જેમ પેન્સિલ ફેરવતા જઈએ તેમ તેમ જૂદા રગનુ લખાણ થતું જાય એવી પણ પેન્સિલ મળે છે

કેટલીક પત્થરપેનોની પેઠે પેન્સિલો પણ ઘડેલી–અણીવાળી તૈયાર મળે છે

હથોડા છાપ, બતક છાપ, ઊંટ છાપ, ટાવર છાપ, એમ જાતજાતની છાપવાળી અને તાજમહાલ ઇત્યાદિના નામથી ઓળખાતી પેન્સિલ મળે છે

સીસાપેનમા એક જાતનું કાળુ સીસુ—plumbago[૫૨૧] નામની ધાતુ હોય છે અને એની આસપાસ ફરતી લાકડાની ગોળ ચીપ હોય છે આને બદલે પેન્સિલ માટે વપરાતો કેવળ પ્લમ્બેગો પણ મળે છે અને તે માટે જાતજાતના ઘર પણ મળે છે એવા ઘરવાળી પેન્સિલો પણ વપરાય છે

### સીસાપેન ઘડવાના સંચા

ચપ્પુ વડે સીસાપેન ઘડવાને બદલે કેટલાક એ ઘડવા માટે સચાનો ઉપયોગ કરે છે એ સચા જાતજાતના આવે છે કેટલાક સંચાનુ ઘર લોખડને બદલે કચકડાનુ પણ હોય છે એકવડા તેમ જ બેવડા સચા પણ આવે છે દરેક સચામા ધારવાળુ નાનુ સ પુ પાનું હોય છે

### જોસતાન–દફ્તર

'જોસતાન'[૫૨૨] કહો કે 'જોસદાન'[૫૨૩] કહો કે 'જોશન' કહો તે એક જ છે અને એ દરેક શબ્દનો અર્થ 'ચોપડીઓ વગેરે મૂકવા માટેની વિદ્યાર્થીની કોથળી યાને થેલી,' એવો થાય છે આ અર્થમા 'દફતર' શબ્દ પણ વપરાય છે જો કે એના 'કાર્યાલય' અને 'કામ કાજના કાગળિયા ચોપડા વગેરે' એવા બીજા બે અર્થો પણ થાય છે ચોપડા મૂકવાની થેલીઓ કંતાનની, ખાદીની અને ચામડાની આવે છે ચામડાની થેલીને 'પાકીટ' કહે છે હાલમા ચામડાની કે પતરાની 'બેગ' (bag) પણ વપરાય છે પહેલા જોસતાન તરીકે પાટીની આસપાસ કપડું વીંટાળાતુ હતું હજી પણ કેટલાક વિદ્યાર્થીઓ પોતાની ચોપડી વગેરે કપડામા લપેટીને લાવતા જોવાય છે

### દોપિસ્તા

હિસાબના ચોપડા માટે સામાન્ય રીતે અમદાવાદી કાગળ વપરાય છે એવા કાગળ નકામા બનતા એને એક બીજા સાથે ચોટાડી તેનુ જાડુ પૂઠુ લગભગ ૧૨ ઇન્ચ×૪ ઇન્ચનુ બનાવી શકાય આવા પૂઠાને કાળુ રગી તેના ઉપર ખડી કે ચાકથી અક્ષર કાઢી શકાય અને એ અક્ષર ભૂસી નાખવા હોય ત્યારે પાણીનું પોતુ લઈ–કપડુ ભીનુ કરી તે વડે એ પૂઠુ લૂછી શકાય અને ફરીથી એના ઉપર અક્ષર કાઢી શકાય આ પ્રમાણે પહેલા કરાતુ હતું, પરતુ હવે દોપિસ્તા નાબુદ થયા હોય એમ જણાય છે એનુ સ્થાન એના કરતા વધારે ખર્ચાળ એવી લેખનકળા–દસ્કતશિક્ષક ઇત્યાદિએ ઉત્તરોત્તર લીધુ છે

અક્ષર ઘૂટવા માટે કામમા લેવાતા ઉપર્યુક્ત જાડા પૂઠાને 'દોપિસ્તા'[૫૨૪] કે દોપીસ્તા'[૫૨૫] કહે છે જે બાળકના અક્ષર ખરાબ હોય તેને દોપિસ્તા ઘૂટવાનુ કહેવામા આવે છે. કોઇ ઘણો વખત લખલખ કર્યા કરતું હોય તો તેને 'દોપિસ્તા શુ ચીતર્યા કરે છે?' એમ કહે છે

### અક્ષર સૂકવવા માટે ઉપયોગમા લેવાતી ચીજો

પાનું ફેરવવુ હોય ત્યારે કે લખાણ ઝીચુ મૂકી દેવાનું હોય ત્યારે કે એવે કોઈ વખતે અક્ષરો સૂકાઈ ન ગયા હોય તો તે સૂકવવા માટે વિવિધ ચીજોનો ઉપયોગ કરાય છે કોઇ એના ઉપર ધૂળ નાખી, અક્ષર સૂકવે છે, પરતુ એ રીત ઠીક નથી કોઇ નદીની ઝીણી રેતી વાપરે છે કોઇ ચળકતી રજ વાપરે છે કોઇ પોતે પહેરેલ બદન, ખમીસ, આગરખી

---

૫૨૧ " Black lead, graphite a form of carbon used for pencils etc' '

૫૨૨–૫૨૩ ઉપર્યુક્ત ગુજરાતી–અંગ્રેજી કોશમા "P जुज् a part + दान्, S धान, धाम, a place" એવો ઉલ્લેખ છે ૫૨૪–૫૨૫ ' दो + S पृष्ठ the suface" એજન, પૃ ૮૨૦

કે એવાં કોઇ વસ્તુની બાંય લીલા અક્ષર ઉપર દાબે છે, કિન્તુ એ રીત પસંદ કરવા જેવી નથી. હમણાં કેટલોક વખત થયાં ઘણુંખરા લોકો શાહીચૂસ કાગળ (blotting paper) વાપરે છે. એ હળવેથી અને ખસી ન જાય તેમ લીલા અક્ષર ઉપર મૂકે છે અને પછી એને જોરથી દબાવે છે. કેટલાક શાહીચૂસના ગંદા-ગોબરા કકડા વાપરે છે, પણ તે ઇષ્ટ નથી.

**અક્ષર છેકવા માટે ઉપયોગમાં લેવાતી ચીજો**

કોઇ અક્ષર કે તેનું પાંખડું કે એવું એનું એકાદિક અવયવ-ખોટું લખાતાં ને ભૂંસી નાંખવાની છેકવાની જરૂર પડે છે. એના ઉપર છેકો મૂકી ન ચલાવી લેવું હોય તો તે માટે જાતજાતની તરકીબો કામે લગાડાય છે. કોઇ આંગળીથી એ અક્ષર લીલો હોય તો ભૂંસી નાંખે છે અને કોઇ થૂંક લગાડી તેમ કરે છે, પરંતુ આ બંને રીત અયોગ્ય છે. કોઇ ચપ્પુ વડે એ અક્ષર કોતરી કાઢે છે, કિન્તુ તેમ કરવામાં કાગળ ત્યાંથી ઘસાઇ ફાટી જવાનો ભય રહે છે. એ માટે રબર (rubber)—eraser વાપરવું ઉચિત જણાય છે. જોકે એ અમુક અંશે ખર્ચાળ છે ખરું.

હસ્તલિખિત પ્રતિઓમાં તો હડતાલ લગાડવાની પ્રથા જોવાય છે, અથવા તો એ અક્ષરને નકામો બતાવવા એને માથે મીંડું કરાય છે.

**આંકણી**

આંકણી એ આંકવા માટેનું-લીટીઓ દોરવા માટેનું એક સાધન છે. એનો આકાર નળી જેવો હોય છે અને એની લંબાઇ એકાદ ફૂટ જેટલી હોય છે. એ સીસમ કે સાગના લાકડામાંથી બનાવાય છે. સમાનાન્તર લીટીઓ દોરવા માટે એ સરસ સાધન છે. કેટલાંક વર્ષો ઉપર કોઇ કોઇ શિક્ષક વિદ્યાર્થીને મારવા માટે પણ એનો ઉપયોગ કરતા હતા અને કદાચ આજે પણ કોઇ શિક્ષક તેમ કરતા હશે.

**કાર્બન પેપર**

નકલ કરવા માટે કાર્બન પેપર કામમાં લેવાય છે. પેન્સિલના લખાણ માટે, શાહીના લખાણ માટે તેમ જ મુદ્રણાલેખનયંત્ર માટે (type-writter) વગેરે જુદી જુદી જાતનાં કાર્બન પેપર વપરાય છે.

**કાગળ**

સામાન્ય લખાણ માટે તેમ જ લખાણ છપાવવા માટે જાતજાતના કાગળો વપરાય છે, પણ એ વિષે તેમ જ તાડપત્ર અને ભૂર્જપત્ર વિષે ઊહાપોહ કરવાનું હાલ તુરત બને તેમ નથી.

**પાટિયું અને ઘોડી**

અહીં હું પાટિયાથી જેને અંગ્રેજીમાં black board કહે છે તેનો નિર્દેશ કરું છું. એની વિવિધતાઓના સંબંધમાં હું જોઇએ તેટલી માહિતી એકત્રિત કરી શક્યો નથી, એટલે એ વાત મારે પડતી મૂકવી પડે છે. વિશેષમાં ઘોડી માટે પણ મારે કેટલીક હકીકત ભેગી કરવાની બાકી છે એટલે એ વિષય પણ હું અત્ર જતો કરું છું. વિશેષમાં લેખનું કલેવર વધી જવાથી ચિત્રકામ માટે ઉપયોગમાં લેવાયેલા અને લેવાતાં સાધનોનો નિર્દેશ કરવાનું પણ મારે માંડી વાળવું પડે છે. પણ હવે પછી આ હકીકતો રજુ કરવાની ઉમેદ રાખું છું.

આ પ્રમાણે સમય અને સાધન અનુસાર હું લેખનસાહિત્યને લગતો "લેખાક ૭" પૂર્ણ કરું તે પૂર્વે આ સાહિત્ય તરીકે કામમાં લેવાયેલી ચીજોની એક યાદી રજૂ કરવી જોઇએ, પણ તે પણ ઉપર જણાવેલ કારણસર અહીં આપી શકાય તેમ નથી, એટલે આ લેખના સંબંધમાં જે કંઇ સૂચવવા જેવું બહુશ્રુતોને લાગતું હોય તે તેઓ સૂચવી, મને અને આ વિષયના જિજ્ઞાસુઓને આભારી કરે એવી વિજ્ઞપ્તિ કરતો વિરમું છું. (અપૂર્ણ)

# મુંબઈના મહાજનો

[ લેખક રા રા ડુંગરશી ધરમશી સંપટ ]

( અનુસંધાન વર્ષ ૬ અં ૩ પાન ૩૬૯ મુ )

## સર જમશેદજી જીજીભાઇ પહેલા બેરોનેટ

( ૧૨ )

૩

**સર** જમશેદજીએ રૂ ૧૨૦)ની પૂંજી ઉપર પોતાનો વેપાર શરૂ કર્યો હતો ઉછીની લીધેલી મુડી પણ એમણે પ્રતિકૂળ સંયોગોને લીધે ખોઈ હતી અનહદ મુશ્કેલીઓ, હાડમારીઓ, દુ ખો એમણે ભોગવ્યા હતા પરન્તુ ઇ સ ૧૮૦૭થી એમના સંકટોનો અંત આવ્યો તેઓ મુંબઇમા આવીને વેપાર કરવા લાગ્યા તેમનો વેપાર મદ્રાસ, કલકત્તા, કેન્ટન, પીનાંગ, સીંગાપુર, સીયામ, સુમાત્રા, ચીન અને ઇંગ્લાંડના બંદરો ખાતે વિકાસ પામ્યો હતો તેમનો મુખ્ય વેપાર અફીણ અને કપાસનો હતો પાછળથી તેઓ મોટા વહાણવટી થયા હતા અને ૧૮૧૪મા એમણે પહેલું વહાણ 'ગુડ સકસેસ' ખરીદ્યુ હતુ પછી એમણે બીજા વહાણો બહેરામગોર, બોમ્બે કેસ્ટલ, શાહબેટ, ફોર્ટ વિલીઅમ, માર, એનાનીમા અને બાનરિક ખરીદ્યા હતા આ ઉપરાંત બીજાં ચાર પાંચ વહાણો એઓએ ચાર્ટર લીધા હતા ચીનના બંદરોમા જ આવજાવ કરતા નાના વહાણો પણ એમણે નોલ ઉપર રાખ્યા હતા એઓ કુલ ત્રીશેક વહાણોનો મોટો કાફલો ધરાવતા હતા

સર જમશેદજી જીજીભાઇની કંપનીમા શરૂઆતમા ત્રણ ભાગીદારો હતા, ૧ શેઠ મોતીચંદ અમીચંદ, ૨, પોતે અને ૩, કોકણી વેપારી શેઠ મોહમદઅલી રોગે. આ ત્રણેય મૂળ પ્રામાણિક હોવાથી પૈસા અને આબરૂ સારી રીતે મેળવવા શક્તિમાન થયા પાછળથી ખાનગી વેપાર કરવા બાબતમા સર જમશેદજી સાથે શેઠ મોતીશાને મતભેદ થતાં એઓ અને શેઠ મહમદઅલી રોગે છુટા થઇ ગયા હતા શેઠ મોતીશા ૩૫ લાખ રૂપિયા લઇને સર જમશેદજીથી જૂદા થયા પરન્તુ પાછળથી એમના વારસે મળેલી એ રકમ ગુમાવી હતી સર જમશેદજીએ શેઠ મોતીશાની મિત્રતા અને યાદગીરી જાળવવા રૂ ૩૦૦૦૦ની રકમ પાંજરાપોળમા આપી હતી

ઇ સ ૧૮૨૧મા સર જમશેદજીએ મોટું સાહસ ખેડી, ચીનથી આવતો સર્વે માલ એકહથ્થુ કર્યો હતો રેશમ, ચાહ, ચીની કાચ, આ સર્વ માલ એમણે લોકોની સહાયતાથી એકહથ્થુ લઇને મનગમતા ભાવો લીધા હતા આથી એમની પૂંજી બેવડી થઇ ગઈ હતી સર જમશેદજી આટના સાચા હતા બેન્કો તેમનો ખૂબ વિચાર કરતી હતી એઓ વેપારમા જાતિ કે જ્ઞાતિભેદ માનતા નહોતા ઘણા વેપારીઓને મ દ કરવાને એ ગો ચુકયા નહોતા આથી એમની લોકપ્રિયતામા ભારે વધારો થયો હતો કોઇ પણ વેપારી સર જમશેદજી પાસે મુશ્કેલીઓ લઇને આવતો, તો એમની વાત આ ઉમ ાર દિલનો સાહસોદાગર પીરજથી સાભળી, એમને યોગ્ય સલાહ, દોરવણી અને આર્થિક મદદ આપવામા કદિ પછાત પડતા નહીં એ દયાસાગરના મનમા દયાનો અખૂટ સાગર હતો આપવું, એ એનો સ્વાભાવિક ધર્મ હતો

સર જમશેદજી હવે આધેડ ઉમ્મરના થયા હતા. એમની પાસે હવે ૨૫-૩૦ લાખની મુડી થઇ હતી. એમણે હવે સારા ભાગીદાર શોધવા માંડ્યાં. પોતે જાહેરજનતાનું કામ હવે વિશેષ પ્રમાણમાં કરતા હતા. વેપારીઓની વચ્ચે પડી, પતાવટો કરવામાં એમનો સમય ઘણો જતો હતો. વધતા જતા વેપારને પહોંચી વળવાને માટે એઓને સમય પૂરતો મળતો નહોતો. આથી એમણે સને ૧૮૩૫માં પોતાના વડા પુત્ર ખરશેદજીને ભાગીદાર તરીકે પોતાની પેઢીમાં લીધા. તે ઉપરાંત શેઠ ફરદુનજી સોરાબજી પારેખને પોતાના ભાગીદાર તરીકે એ જ સાલમાં લીધા. એમણે કંપનીનું નામ હવે શેઠ જમશેદજી જીજીભાઈ એન્ડ સન્સના નામથી ચાલવા લાગ્યું. કંપનીનું કામ હવે વધારે મોટા પાયા ઉપર ચાલ્યું.

એઓ ભાગીદાર બહુ જ ખ્યાલ પછી પસંદ કરતા હતા. શેઠ ફરદુનજીના પિતા સોરાબજી ખરજેરજી ચીનના અનુભવી વેપારી હતા. એક તકરારી વિષયમાં એ ગૃહસ્થના ઉપર એની પેઢી અને બીજી પેઢીએ સવાલનો નિર્ણય છોડયો. આ ગૃહસ્થની સચ્ચાઇ તરફ ખેંચાઈ એમણે પોતાની પેઢી વિરૂદ્ધ સાચી વાત જણાવી. એની સત્યપ્રિયતાની કદરમાં સર જમશેદજીએ એને પોતાની પેઢીમાં દાખલ કર્યા. એને સર જમશેદજી પુત્રની પેઠે ચાહતા હતા.

સર જમશેદજી કેટલા સાહસિક હતા તે આથી જણાશે કે સને ૧૮૩૯-૪૦માં ચીન અને અંગ્રેજો વચ્ચે અફીણની બાબતમાં મહાયુદ્ધ જાગ્યું, અંગ્રેજોએ ચીનના શહેનશાહની વિનંતિ નાકબુલ કરી, ચીનમાં અફીણ જોરાવરીથી મોકલ્યું. ચીનના સત્તાવાળાઓએ આ અફીણનો નાશ કરી નાંખ્યો. આથી ચીના અને અંગ્રેજો વચ્ચે મહાયુદ્ધ જાગ્યું. એમાં ચીન પાછળથી હાર્યું. આ સમયે સર. જમશેદજીની પેઢીએ જેટલાં મળ્યાં એટલાં વહાણો ભરી ભરીને અફીણ અને કપાસ ચીન ખાતે કરોડોની કિંમતનાં ચઢાવ્યાં. એ માલ લઢાઈ પહેલાં ચીનની અંદર ચાલ્યો ગયો. તે ભારે મોટા નફા સાથે વેચાણો. તેમાં એમને એક કરોડ રૂપિયા નફો મળ્યો. પાછળથી યુદ્ધમાંથી ચીન હારતાં એમના ગળામાં મોટી કિંમતનો માલ મોંઘા ભાવનો રહી ગયો. છતાં છેવટે અર્ધો નફો તો એમના હાથમાં રહ્યો જ. એમની કંપની ચાલુ મોટો વેપાર કરતી હતી. નફો-નુકશાન મોટે પાયે થતા હતા. છતાં છેવટે દિવાળીએ હિસાબ મંડાતાં નફો રહેતો હતો. ઈ. સ સને ૧૮૦૧થી સને ૧૮૪૦ સુધીનાં ૪૦ વરસોમાં ખરચ ખૂંટણ કાઢતાં એમણે બે કરોડ રૂપિયા નફો કાઢયો હતો. દર વરસે પાચ લાખ રૂપિયા ચોકખો નફો ગણત્રીમાં અત્યારે પણ ખૂબ સરસ ગણાય. અંગ્રેજી કે દેશી કોઇ વેપારીઓ આચડો મોટો ચાલુ નફો કરતા નહોતા. આથી સર જમશેદજીની પેઢી આખા હિન્દમાં મોટા વેપાર અને મોટા નફા મેળવવામાં અગ્રગણ્ય જ નહી, પણ પ્રથમ નંબરે હતી.

સને ૧૮૪૪મા સર જમશેદજીએ પોતાના બીજા પુત્ર રૂસ્તમજીને કંપનીમા ભાગીદાર બનાવ્યા. કપનીનો વિકાસ હવે વિશાળ પાયે હતો. હજી કંપનીના મોટા વેપારની ચાવી સર જમશેદજીના હાથમાં હતી. પોતે કયો અને કેટલો વેપાર કયા દેશાવરનો કરવો તેનો નક્કી નિર્ણય જણાવતા. એટલે એમના ભાગીદારો તે નીતિ પ્રમાણે માલ ખરીદી, પરદેશખાતે ચઢાવતા હતા. માલ વેચવાનો સમય પણ સર જમશેદજી નક્કી કરતા હતા. મૂળ સિદ્ધાન્તો સર જમશેદજી નક્કી કરતા. એ નીતિનું પાલન કરવાનું કામ એના ભાગીદારોનું હતું, સને ૧૮૫૦માં એમણે પોતાના નાના પુત્ર શેઠ સોરાબજીને તે પેઢીમાં ભાગીદાર બનાવ્યા. દરેક છોકરો મોજશોખ મૂકી, પેઢીના કામ શીખી, પૂરૂં લક્ષ આપે, એટલે એને ભાગીદાર બનાવવાની

આજ્ઞા આપતા હતા કસ્યા વગર કોઈને વધારવો નહીં, એ એમનું સૂત્ર હતું પાકટ થયા વગર આગળ વધાય નહીં, એ એમની સમજ હતી

સર જમશેદજીએ વેપારી ધોરણના કેટલાક સૂત્રો બાંધ્યા હતા તેઓ તેનો અમલ બરાબર કરાવતા હતા એક, તેઓ કમિશન એજન્ટનું કામ કરતા નહોતા એમનું એવુ માનવુ હતુ કે ધરનો વેપાર કરનાર વેપારી જો કમિશન એજન્ટનુ કામ કરી, બીજાના માલને વેચે તો લાલચમા લપસી પડે સર જમશેદજી અતિ પ્રામાણિક વેપારી હતા એમને લાલચમા લપસવાનુ પસદ નહોતુ બીજુ સૂત્ર એ હતું કે કોર્ટદરબારે ચઢવુ નહીં કોર્ટમા ખૂટ ઘસવા પડે છે અને દાડમારી ભોગવવી પડે છે તેને માટે એમના વિચાર બહુ જ દઢ હતા એમણે લાખોની નુકશાની ભોગવી છે પરન્તુ પોતાની વૃદ્ધાવસ્થામા વાદી-પ્રતિવાદી તરીકે કોર્ટમા એઓ ઉભા નથી જો કોઈ વેપારી અન્યાય કરે તો કોર્ટે ન જતા એની સાથે ભવિષ્યમા આ કામ ન કરવુ, એ એમનો સિદ્ધાન્ત હતો એઓ શાક્ષીના પાંજરામા કદિ પણ ઉભા રહેવાનુ પસદ કરતા નહીં

શેઠ મહેરવાનજી તબાક એમને પ્રથમ સમજાવી, ચી ન લઈ ગયા હતા ત્યા એમનો ભાગ્યોદય થયો હતો પાછળથી શેઠ મહેરવાનજી તબાકને નુકશાની આવતા તેઓને સર જમશેદજીની પેઢીમા નોકરી કરવી પડી સર જમશેદજીએ એમને થોડુ સ્વતત્ર કામ સોંપી, સારો મુસારો બાધી આપ્યો હતો પોતે શેઠ તરીકે એમને કહેતા અને પોતાના ટેબલ પાસે બોલાવતા નહીં, પરન્તુ પોતે હમેશા એમના ટેબલ પાસે જઈ ઉભીને વાત કરતા હતા પોતે કરોડાધિપતિ હતા, છતા શેઠ મહેરવાનજીને મુરબ્બી શેઠ તરીકે બોલાવતા હતા અને એ શેઠ પોતાની ટેબલ પાસે આવે તો ઉભા થઈ વાતચીત કરતા હતા છેવટ સુધી શેઠ મહેરવાનજી તબાકનુ જમશેદજીએ મુરબ્બીપણુ અને માન સાચવ્યા હતા 'તમારા લીધે જ મારા સારા દિવસ આવ્યા છે,' એમ નિખાલસતાથી સ્વીકારતા હતા એઓ ગુણજ્ઞ હતા તે આથી જણાય છે.

સર જમશેદજીમા સૌથી મોટો ગુણ એમનુ પ્રામાણિકપણું હતુ એઓ વેપારી વ્યવહારમા પૂર્ણ પ્રામાણિક, ઉદ્યોગી, ખતીલા અને નિયમિત હતા એઓ જેમ મોટામા મોટા વેપારી હતા, તેમ એમનામાં સટ્ટાના શોખની પણ મોટી અસર હતી એમની મહત્વાકાંક્ષા અતિ મોટી હતી, પરન્તુ કયારે કોઈનો એક પૈસો એમણે રાખ્યો નથી ઘર બેઠે સૌને તેમના લેણા નાણા દૂધમા ધોઈને પહોચાડવાની તેમને ટેવ હતી તેઓ વેપારની પેઠે સટ્ટો પણ વિશાળ પાયે ખેલતા હતા પરન્તુ તેમનો સટ્ટો પ્રામાણિક અને ખુલ્લા દિલનો હતો તેઓ તેજીમદીનું આખુ બજાર એકહાથ કરતા હતા છેવટે તેમને કદાચ સટ્ટામા લાભ થયો નહોતો પરન્તુ આખુય બજાર શેઠ પ્રેમચદ રાયચદની પેઠે પોતાની ટચલી આગળીઓએ રાખવામા એઓને ભારે મોજ આવતી હતી જે બીજનો સટ્ટો ઉપાડે તેનો એકહાથે જથ્થો કરી, તેના ઉપર તેજીમદીની મોટી લેવડદેવડ કરતા હતા

સર જમશેદજી પાછળથી વેપારી કામમાં જોઈતો સમય ફાજલ પાડી શકતા નહીં અગ્રેજ અને હિન્દી વેપારીઓ વચ્ચે એમની પ્રામાણિક અને વિશ્વાસપાત્ર પચ તરીકે મોટી ખ્યાતિ હતી એટલે ઘણાખરા વાંધા તકરારો એમની પંચાત અને ચૂકાદા માટે આવતા હતા. સરકારના અધિકારીઓ અને પ્રજા વચ્ચેની તકરારોનો પણ એઓ જ નિવેડો લાવતા હતા. દેશી રાજાઓ અને સરકાર વચ્ચેની તકરારોમા પણ સર જમશેદજી પોતાની લાગવગનો રૂડો ઉપયોગ કરતા હતા દેશી રાજાઓનો ઘણો તે સમયે પ્રામાણિક માણસોને પણ મોટી

લાંચો આપી, પોતાના પક્ષમાં મેળવવાની હતી. આ વિષય એટલો વ્યાપક બન્યો કે છેવટે સરકારને આ અમલદારોને જાહેર પુરૂષો મારફતે અપાતી લાંચો માટે તપાસ કરવા સર બાર્ટલ ફ્રિઅરને નિમવા પડયા. સર જમશેદજીના બારામાં આ મુંબઇનો માજી ગવર્નર એક અપવાદ રૂપે એમના પ્રામાણિકપણાની સર્ટિફિકેટ આ રીપોર્ટમાં કરી ગયો છે.

I may be allowed to mention one very striking exception in Sir Jamshedji Jeejeebhoy, who with every inducement from his great influence and acceeding benevolence of his character, never as far as my experience goes, lends himself to the dangerous practice of patronizing parties engaged in obtaining redress of their greiviences real and supposed, by indirect influence apart from the substantial merit of their case.

આ બધા સમયમાં જ્યારે ચારે પાસ જાહેર જીવનના સડાની દુર્ગંધ નીકળતી હતી, ત્યારે આ સર્ટિફિકેટ જમશેદજીના ઉચ્ચ ચારિત્રને પ્રકાશમય બનાવે છે.

હવે આપણે સર જમશેદજીના સમયના હિન્દના વાતાવરણ સંબંધી થોડી હકીકત રજુ કરવી અસ્થાને નથી. અંગ્રેજો હવે હિન્દમાં પગભર થયા હતા. દેશી રાજ્યોનો મોટો ભાગ એમના ચક્રવર્તીપણાને સ્વીકારતો થયો હતો. મોગલો અને મરાઠાઓના સામ્રાજ્યનું સ્થાન બ્રિટને લીધું હતું. બ્રિટનની સંસ્કૃતિ અને સંસ્કારો હિન્દીઓ ઉપર હવે ચલણી સિક્કાની પેઠે છાપ પાડતા હતા. અંગ્રેજી વિદ્યા રાજભાષા તરીકે ચાલુ થઇ હતી. ફારસી ગૌણ બની હતી, વેપાર અને ઉદ્યોગોના વિકાસ સાથે બદરોની પ્રગતિ થઈ હતી. હિન્દમાં હવે પરદેશી કારખાનાંઓમાંથી સસ્તી વસ્તુઓની આયાત શરૂ થઇ હિન્દના ગૃહઉદ્યોગોનો વિનાશ ચાલુ થયો હતો. અંગ્રેજી ઢબે કાયદા અને શાન્તિ તથા ન્યાયની સ્થાપના થઇ હતી, લોકલબોર્ડો શહેરી જીવનની સંસ્થાઓ સ્થપાઈ હતી. વર્તમાનપત્રો સ્થપાયાં હતાં, પરન્તુ એમની એક સંસ્થા તરીકેની લાગવગ જામી નહોતી. હિન્દીઓ હવે ઉત્સાહ અને પ્રગતિના લોભથી અંગ્રેજી સ્કૂલોમાં દાખલ થયા હતા.

આ સમય અંગ્રેજી સત્તાનો સૂર્યોદય હતો. મોગલો અને મરાઠાઓએ છેલ્લી ચલાવેલી અંધાધુધીને મુકાબલે અંગ્રેજી અમલ અતિરૂડો લાગતો હતો. દલપતરામના કહેવાની જેમ લોકો આ બ્રિટિશ અમલને વાઘ અને બકરી એક આરે પાણી પીએ તેવો ઉચ્ચ દર્શાવતા હતા. પ્રજાસમૂહને આ સમયે અંગ્રેજી શાસનપદ્ધતિ ખૂબ શ્રેષ્ઠ લાગતી હતી. તેમાં પણ ન્યાયનું નિષ્પક્ષપાતપણું એમને ખરેખર રાજ્યભક્ત બનાવતું હતું. આપણી નેશનલ કોંગ્રેસ હજી જન્મી નહોતી. જાહેર વર્તમાનપત્રો બહુ થોડાં છતાં અંગ્રેજ અધિકારીઓનાં ગુણગાનો ગાતાં હતાં. અંગ્રેજ રાજ્યનીતિ આગળ પડતા હિન્દી ગૃહસ્થોને પંપાળી, એમના વચ્ચે લોકપ્રિય બની હતી. અંગ્રેજ અધિકારીઓ પણ હિન્દીઓમાં વધારે પ્રમાણમાં હળતામળતા હતા. પાછળ જે એમનામાં અતડાપણું દેખાયું તે તે સમયે દેખાયું ન હતું. બ્રિટિશ બેન્કો, બ્રિટિશ વેપારી ઑફિસો, બ્રિટિશ ન્યાયકોર્ટો, આ સર્વે નવી સંસ્થાઓ હિન્દીઓના મનમાં અંગ્રેજોને માટે માન ઉત્પન્ન કરતી હતી. અંગ્રેજી અમલ આ સમયે લોકપ્રિય હતો.

સર જમશેદજી પણ આ અંગ્રેજી સંસ્કૃતિના પ્રશસક હતા. એમની ઉન્નતિ અને સમૃદ્ધિ અંગ્રેજી સંસ્કૃતિના આશ્રયે થઇ હોવાની એમની માન્યતા હતી. આ સમયે હિન્દીઓ સારા

અંગ્રેજી ગૃહસ્થો જેઓના શાસન અથવા સસર્ગથી પોતાને લાભ થયો હોય તેમને માનપત્રો અને માન આપવા માટે તૈયાર હતા સર જમશેદજી જાહેરજીવનમા પોતાની શક્તિઓ સારી રીતે ખર્ચતા હતા ખુશામત એમને પ્રિય ન હતી પરતુ તે સમયની જાહેર હિલચાલોના સૌથી મુખ્ય નેતા તરીકે એમને આવા માનપાનના મેળાવડામા અગ્રગણ્ય ભાગ લેવો પડતો હતો, તેમા એમને રસ પણ હતો મુબઈની કોઈ પણ જાહેર હિલચાલમા તેઓ પ્રથમ પક્તિ અથવા સૌથી મુખ્ય પદવી ધરાવતા હતા એમનામા કેટલાક સહજ સ્વભાવદોષો પણ હતા તેઓ જે કહેવાનું હોય તે "તડફડ" કહી દેતા હતા દરેક વિષયમા લબાવવાને બદલે ટુકુટચ પતાવવાની એમને ટેવ હતી આથી ઘણાને એમની રૂઢી અનુકૂળ પડતી ન હતી એમની જાહેરજીવનની સેવાઓ સને ૧૮૧૯થી ખૂબ વિકાસને પામી હતી

સર જમશેદજી પોતે માત્ર ગુજરાતી ભણ્યા હતા, પરતુ પાછળથી ચીનમા ચીની અને મુંબઈમા અંગ્રેજી બોલતા શીખી ગયા હતા અંગ્રેજીનો એમનો અભ્યાસ એમની સમૃદ્ધિ સાથે વિકાસ પામ્યો હતો તેઓ જાહેરમા હવે અંગ્રેજીમા બોલી શકતા હતા પાછળથી સુભાષિત ભાષામા ભાષણ આપી શકતા આજના ધોરણે એમના ભાષણો અને વાતચીતમા વ્યાકરણદોષો પગલે અને ડગલે આવતા હતા છતા તે સમય હજી અંગ્રેજી શિક્ષણની શરૂઆતનો હતો, એટલે બધુ ક્ષતવ્ય હતુ એમણે ઘણા અંગ્રેજોને માનપાન આપવામા આગેવાનીભરેલો ભાગ લીધો હતો પોતે સૌથી મોટી રકમ ફાળામા ભરતા હતા એમની સહી સૌથી પહેલી પડતી હતી આ સમયે કેવા અંગ્રેજ ગૃહસ્થોને માનપત્ર અપાતા હતા તેનો વાચકોને ખ્યાલ આપવા નીચેની નોધ ઉતારી છે આ સિવાય બીજા ઘણા આવા કામો એમના હાથે થયા હતા

૧ સને ૧૮૧૯મા મુબઈના મેયર અને રિકોર્ડર મી પોપને હિન્દીઓ તરફ દિલસોજી માટે માનપત્ર આપ્યુ

૨ સને ૧૮૨૩મા કાન્સિલના સભાસદ ઑન ઍલક્ઝાન્ડર બેર ૩૦ વરસની હિન્દી સનંદી નોકરી પછી નિવૃત્ત થતા માનપત્ર અપાયુ

૩ ઈ સ ૧૮૨૬મા ઈસ્ટઇન્ડીઆ કંપનીના સોલીસીટર મી મારેગેનને દેશીવેપારી અને અને સરાફો તરફથી માનપત્ર અપાયુ

૪ નેટિવ એજ્યુકેશનલ સોસાઈટીના સેક્રેટરી કેપ્ટન જ્હવિસને માનપત્ર તથા ૩,૦૦૦ રૂપિયાની થેલી અપાઈ

૫ હિન્દી વેપારના રક્ષણ માટે સીંગાપુરના દરિયામા વધેલા ચાચીઆઓના દોરને તોડી નાખનાર કેપ્ટન સૅન્ડને ઇનામ આપવાનો મેળાવડો કરાવ્યો તે ફડમા સર જમશેદજીએ ૫૦૦ રૂપિયા ભર્યા હતા

૬ હિન્દીઓના મિત્ર સર ચાર્લસ ફોર્બસે હિન્દીઓના લાભ માટે પાર્લામેન્ટમા પુષ્કળ ચર્ચા કરી હતી, તેનું બાવલું ઊભુ કરવા રૂ ૩૭,૦૦૦)નુ ફડ હિન્દીઓએ કર્યું રૂ ૩,૦૦૦) સર જમશેદજીએ ભર્યા હતા

૭ મુબઈના નામચલાઉ ગવર્નર ઑન જી ડબલ્યુ ઍન્ડરસનના દિલસોજીભર્યા વહીવટ માટે "ગ્રાન્ટ મેડીકલ કોલેજ"ના વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપવા ફડ થયુ તેમા રૂ ૧૦૦૦) સર જમશેદજીએ ભર્યા

૮. ડૉ. વિલિયમ મેકિને હિન્દીઓના હિતચિંતક અને ખેરખ્વાર હતા. હિન્દીઓને વૈદકીય અને શિક્ષણ સંબંધી ખૂબ મદદ કરી હતી, તેને માનપત્ર.

૯. સર હેન્રી પાટીન્જરને હિન્દી વેપારીઓના ચીનમાં હક્કો રક્ષણ કરવા માટે માનપત્ર અપાવ્યું. સર જમશેદજીએ ત્યારે એક ભાષણ અંગ્રેજીમાં આપ્યું હતું.

ગ્રાન્ટ મેડીકલ કોલેજમાં "રીડ સ્કોલરશિપ" સ્થાપવાના ફંડમાં એમણે રૂ. ૫૦૦), જે. પી. વિલોબીની યાદગીરીના ફંડમાં રૂ. ૬૦૦), શેઠ ફરામજી કાવસજી બનાજીના સ્મારક ફંડમાં રૂ. ૬૦૦), સર અરસ્કીન પેરીન યાદગીરીના ફાળામાં રૂ. ૧૦૦૦), ડૉ. મેકલીનની સ્કોલરશીપના ફંડમાં રૂ. ૨૦૦), જનરલ હેવલોકના ફંડમાં રૂ. ૭૫૦) ભરી આપ્યા હતા. જેજે યુરોપિયન હિન્દીઓના ભલા માટે કાળજી રાખતા તેની યાદગીરી સાચવવાની દરેક હીલચાલમાં સર જમશેદજી મુખ્ય ભાગ લેતા હતા, સને ૧૮૧૪થી સને ૧૮૬૦ સુધીની જાહેરની ઘણીખરી પ્રવૃત્તિઓમાં એમના ટેકા અને હુંફની દરકાર પડતી હતી.

ઘણાં શિક્ષણખાતાંઓ સાથે જોડાયલા રહેવાનું માન શેઠ જમશેદજીએ મેળવ્યું હતું. પોતે ભણ્યા ન હતા, પણ ગણ્યા હતા. દુનિયાને સારી રીતે જોઇ હતી. અંગ્રેજી વાંચવાનો બહુ મ્હાવરો ન હતો, પણ ગુજરાતી ભાષા સારી રીતે જાણતા હોવાથી, એ ભાષાનાં જે પુસ્તકો મળતાં તે ઉલટથી વાંચતા હતા. તેઓ ગુજરાતી ભાષાના લેખક પણ હતા. એ વિષે આગળ કહીશું. સારા વિદ્વાનો સાથે ખૂબ હેળાવાભેળાવાથી એમને વિદ્યાનો રંગ લાગ્યો હતો. કેળવણીવિષયમાં એમના વિચારો ઉદાર હતા.

હિન્દીઓના ભલા માટે ગવર્નર સર માઉન્ટ સ્ટુઅર્ટ એલફીસ્ટને "બામ્બે નેટિવ એજ્યુકેશન સોસાયટી"ની સ્થાપના કરી હતી. હિન્દીઓને અંગ્રેજી જ્ઞાન આપવાની એની મુખ્ય નેમ હતી. શેઠ જમશેદજી આ સંસ્થામાં રસ લઇ એના સભ્ય બન્યા હતા. સર ચાર્લસ ફોર્બસની પાર્લામેન્ટમાં લડતથી હિન્દીઓને જુરીમાં ચૂંટાઇ બેસવાનો હક્ક સને ૧૯૨૮થી મળ્યો. પહેલવહેલા હિન્દી ગ્રાંડ જ્યુરરોનાં નામોની નાની સંખ્યામાં શેઠ જમશેદજી મોખરે હતા. આથી પણ વધારે હક્કો મેળવવા સર જમશેદજીની આગેવાની નીચે પાર્લામેન્ટને એક અરજી મોકલવામાં આવી હતી; તેમાં ૫૦ હજાર સહીઓ એમણે લેવાની મહેનત કરી હતી.

હિન્દના ખેતીવાડી ખાતા સંબંધમા પહેલ વહેલી Agricultural & Horticultural Society સને ૧૮૩૩માં સ્થપાઇ. તેમાં પ્રથમના હિન્દી બે સભાસદો સર જમશેદજી અને શેઠ ફરામજી કાવસજી બનાજી હતા. સર જમશેદજીના એક પુત્ર એના સેક્રેટરી હતા. સર પીટર ગ્રાન્ટ સુપ્રીમ કોર્ટના જડજે વડોદરાને લગતી એક ફરિયાદમાં બ્રિટિશ સરકાર વિરૂદ્ધ ચૂકાદો આપવાની સ્વતંત્રતા બતાવી. આથી એને નોકરી છોડવાની જરૂર પાડવામાં આવી. આ ગૃહસ્થના નિષ્પક્ષપાત ન્યાય માટે હિન્દીઓને મોટું માન હતું. એમને અનેક માનપત્રો હિન્દી મંડળો તરફથી અપાયાં હતાં. તેમાં શેઠ જમશેદજીએ ઉલટભર્યો ભાગ લીધો હતો.

સર જમશેદજી માટે હિન્દુઓને ભારે માન હતું. હિન્દુઓમાં એ સંખ્યાબંધ અંગત જીવજાન મિત્ર હતા. એમને ત્યા શાદીગમીમા શેઠ જમશેદજીની અવરજવર હતી. કોઈ પણ હિન્દુઓના મેળાવડામા એમને આમંત્રણ હોય જ. એઓ આવે પણ જરૂર. ચાંદલો પણ મોભા પ્રમાણે જરૂર સામો કરે. ઇ સ. ૧૮૩૩માં એમના એક હિન્દુ મિત્ર વેપારીએ એક મોટું વહાણ બાંધ્યું. એ વહાણનું નામ 'જમશેદજી જીજીભાઇ વહાણ' એવુ પાડયું હતું.

એ વહાણુ સર જમશેદજીએ ભારે દમદબા ભરેલા મેળાવડા મન્મુખ તરતુ મૂક્યુ હતુ થોડા વરસો પછી એ વહાણુ ખડક ઉપર તોફાની સાગરમા અથડાઈ ભાગી ગયુ હતુ સુવેઝની નહેર તગતમા જ બધાણી હતી હિન્દ અને યુરોપ વચ્ચે આ નહેર મારફતે વેપારી અને વહાણુવટાના વિકાસ માટે સર જમશેદજીએ એક ફન્ડ શરૂ કરાવી, તેમા રૂ ૧૦૦૦) ભરી આપ્યા હતા

હિન્દુઓને જે જે હકો બ્રિટિશ સરકાર બક્ષતી હતી તે હકોના પહેલા ભોક્તા તરીકે શેઠ જમશેદજી હમેશા થતા હતા સને ૧૮૩૩મા સુપ્રીમ કોર્ટની સેશન્સમાં ગ્રાન્ડ જ્યુરર તરીકે પહેલવહેલા બીરાજ્યા, તે જોવા સેકડો હિન્દી ગૃહસ્થો કોર્ટમા આવ્યા હતા, આજે તેની કાંઇ કિમ્મત કે કદર નથી, પરન્તુ તે સમયે એ મહાન કામ ગણાતું હતુ સેશન્સ જજે પહેલા હિન્દી જ્યુરર તરીકે એમની મુબારકબાદી ઇચ્છી હતી સને ૧૮૩૪મા જસ્ટીસ ઑફ ધી પીસની સસ્થા મુબઇ ઇલાકામાં બ્રિટિશ સરકારે દાખલ કરી, તેમા સૌથી પ્રથમ નામ શેઠ જમશેદજીનુ હતુ એ સમયે જસ્ટીસ ઑફ ધી પીસના મભ્યને વાગફરતી 'પેટી સેશન્સ'મા મેજીસ્ટ્રેટ સાથે ન્યાયાસન ઉપર બેસવાનો હક્ક હતો જસ્ટીસ ઑફ ધી પીસના નામની આગળ Esquire લખવાનુ માન હતું શહેરીઓએ રખડતા ભિક્ષુકો અશક્તો અને નિરાધારો માટે (Destitutes) મડળ સ્થાપ્યુ એનુ નામ District Benevolent Society અપાયુ હતું આ મડળના શેઠ જમશેદજી આગેવાન અધિકારી હતા એ મડળને સેઓએ લાખો રૂપિયાની મદદ આપી હતી

મુબઇમાં હજી મ્યુનિસિપાલિટીની સ્થાપના થઇ નહોતી, માત્ર ટાઉન મેજર Town Major) શહેરના સુધરાઈ ખાતાનો ઉપરી અને એકજ કાર્યકર્તા હતો એ સમયે મુબઇમા પાકા રસ્તા એક કે બે માત્ર હતા, તે પણ સારી હાલતમા નહોતા બીજા રસ્તાઓ તો ઘોડાગાડી માટે ભારે જોખમભર્યા હતા આ રસ્તાસુધારણા માટે સરકારે એક કમિટી નીમી, તેમા ત્રણ હિન્દીઓમા એક સર જમશેદજી હતા સને ૧૮૩૬ પહેલા મુબઇમા કોઈએ બરફ જોયુ નહોતુ એક પારસી ગૃહસ્થે અમેરિકાથી વહાણુ મારફત મગાવી સાત રુપિયે મણ વેચ્યુ હતું એનો પહેલવહેલો ઉપયોગ શેઠ જમશેદજી જીજીભાઈની વાડીમા થયો હતો પહેલા ઉપયોગ કરનારાઓમાંથી કેટલાકને શરૂઆતમા બરફ ખાવાથી શરદી થઇ હતી

ઇ સ ૧૮૩૫મા પહેલવહેલી સરકારી "સેવીંગ્સ બેન્ક"ની સ્થાપના હિન્દમા થઈ શેઠ જમશેદજી એના પ્રથમ હિન્દી ડિરેક્ટર હતા એ જ વરસમા ગરીબોને મફત દવા આપવાની સગવડ માટે "બોમ્બે નેટિવ ડિસ્પેન્સરી" નામનું ધર્માદા દવાખાનું પહેલવહેલું હિન્દમા સ્થાપવામા આવ્યુ એની મેનેજીગ કમિટીના સભ્યોમા શેઠ જમશેદજીનું નામ મુખ્ય હતું હિન્દીઓ પ્રત્યે ભલી લાગણી રાખનાર પ્રખ્યાત ડૉ મૅકીનેે દવાખાનાનો પહેલો તબીબ હતો એની સ્થાપનામાં તે સમયના અગ્રેજ અધિકારીઓએ ઉલટથી ભાગ લીધો હતો. એ જ વરસમા શેઠ જમશેદજી "એલ્ફિન્સ્ટન કોલેજની કમિટી"ના સભ્ય નિમાયા બે ઉપયોગી દવાખાનાં ચદનવાડી અને ખેતીવાડી ખાતે ચાલતાં હતાં મર્હુમ પુણ્યવતા બાઈ દીનબાઈ નસરવાનજી માણેકજી પીટીટે ખેતીવાડી ખાતે મોટી ઇમારત બાધી આપી હતી

મુંબઇથી ભાઈ જતા રસ્તા ઉપર સમુદ્રની એક મોટી ખાડી હતી તેના ઉપર પુલ બાધવાને સરકારે જાહેર પ્રજાને અરજ કરી કેટલાક વેપારીઓએ શેઠ જમશેદજીની આગે

વાની નીચે ફાળો કરી, દશ હજાર રૂપિયા સરકારને ભર્યા હતા. પરંતુ આટલી રકમથી આ કામ પુરૂં થયું નહીં. એટલે પાછળથી શેઠ જમશેદજીએ જાહેરમાં એ કામ પૂરૂં કરાવી આપ્યું હતું. હમણાંની સર્કલવાળી જગ્યા ઉપર આવેલું "થીએટર હાઉસ" (નાટકશાળા જૂની) પડવાથી વેચી નાંખવામાં આવ્યું હતું. એનાં નાણાંનો શો ઉપયોગ કરવો તે માટે ૧૭ અંગ્રેજો અને બે હિન્દીઓની એક કમિટી નિમવામાં આવી. બે હિન્દીઓમાં એક શેઠ જમશેદજી અને બીજા શેઠ ફરામજી બનાજી હતા. એ નાણાંમાંથી સને ૧૮૪૧ માં એક નાટકગૃહ બાંધવાની ભલામણ કમિટીએ કરી હતી, જે અમલમાં આવી હતી.

સને ૧૮૩૬ માં મુંબઈના કિલ્લાના ચર્ચગેટ તથા એપોલો બંદરના બે દરવાજા મોટા કરવાની હીલચાલ શરૂ થઇ. (મુંબઇમાં કોટને દિવાલ અને દરવાજા હતા) શેઠ જમશેદજીએ આગેવાની લઇ ફંડ શરૂ કરી, પોતે રૂા. ૧૫૦૦) ભર્યા. અને બીજાઓ પાસે ભરાવી રૂા, ૧૨,૦૦૦) ભેગા કરી, મુંબઇના એ દરવાજાઓને તોડી મોટા બનાવરાવ્યા હતા. એમાં મુંબઈ સરકારે પણ રૂપિયા ત્રીસ હજાર મદદના આપ્યા હતા. આજે એ દરવાજા તોડી નાંખવામાં આવ્યા છે. પણ તે સમયે એનું મહત્ત્વ હતું.

મુંબઇમાં છાકટાપણાનો ઉપદ્રવ ઘણો વધી ગયો હતો. સરકારને દારૂનાં પીઠાંઓની સારી પેદાશ હતી. ખાલી મુંબઇમાં ૮૦૦ પીઠાં હતાં; અંગ્રેજ સિપાઇઓ, જાનવરોના ખલાસીઓ, ભંડારીઓ, ખાનકોટીઓ રાત્રે છાકટા થઇને શહેરના જાહેર રસ્તાઓ ઉપર ભટકી શાન્ત શહેરીઓને મારફાડ કરતા હતા. વારંવાર પિસ્તોલ, અને બરછીનો ઉપયોગ થતો હતો. લોહી પણ રેડાતું હતું. સરકારમાં ફરીયાદો વધી જવાથી સુલેહના અમલદારોને આ વિષયમાં શાં પગલાં લેવાં તે માટેની લવાદ માટે અરજ કરી. ચાર હિન્દી સુલેહના અમલદાર હિન્દીઓને કમિટીમાં લેવાયા, તેમાં શેઠ જમશેદજી પણ મુખ્ય હતા.

લંડનની "રોયલ સોસાયટી ઓફ ગ્રેટબ્રિટન એન્ડ આયરલેન્ડ"માં હિન્દીઓને પરદેશી સભ્યો તરીકે લેવાનો ઠરાવ કર્યો. બીજા હિન્દી સભાસદ શેઠ જમશેદજી નિમાયા હતા. પહેલા શેઠ બમનજી હોરમસજી વહાડીઆ હતા. આ સમય સુધી હિન્દીઓના રાજ્યદ્વારી હક્કોને આગળ વધારનાર કોઇ મંડળ ન હતું. બધા મોટા અધિકારો અંગ્રેજોના હાથમા હતા. આખું શાસનતંત્ર અંગ્રેજ અધિકારીઓના હાથમાં હતું. હિન્દીઓને રાજ્યદ્વારી હક્કો અપાવવાની હિલચાલની હિન્દમા જરૂર ઊભી થઇ. પાર્લામેન્ટના કેટલાક દિવસો જ અંગ્રેજ સભ્યો હિન્દી સવાલો વિષે હકીકત માગતા હતા. એમના અભ્યાસ માટે વિષયો અને હકીકતો એકઠી કરવાની હતી. તે માટે એક મડળ(British India Society)ની સ્થાપના કરવા માટે શેઠ જમશેદજીના સહકારથી પ્રયત્નો સફળ નિવડયા હતા. મુંબઈમાં બહારગામથી આવતા માલ ઉપર લેવાની જકાતના દરો સુધારવા માટે એક કમિટી સરકારે નીમી. તેમાં ત્રણ હિન્દીઓમાં શેઠ જમશેદજી પણ હતા.

કોઇ પણ શકમદ સંયોગોમાં મૃત્યુ પામેલાની લાશને વૈદ્યકીય તપાસ માટે ચીરવાની વ્યવસ્થા કરાવવાનો કોરોનરને હક્ક હતો. પારસી કોમમા એવા બનાવો બન્યાથી એ કોમમાં ખૂબ ખળભળાટ થયો. પારસી કોમે જરથોસ્તીધર્મના દસ્તુરોની કમિટી નીમી, આ સવાલનો ધાર્મિક રીતે નિર્ણય આપવા જણાવ્યું. આવી રીતે લાશ ચીરવાનો રિવાજ જરથોસ્તીધર્મ સ્વીકારતો નથી, એવો અભિપ્રાય દસ્તુરોએ એકમતે આપ્યો. એ ઉપર વિચાર કરવા આખી પારસી કોમની સભા મળી, તેમાં સરકારને અરજી કરી, આ રિવાજ બંધ કરવાનો ઠરાવ થયો.

શેઠ જમશેદજીએ આ ઠરાવ પસાર થાય તે પહેલા આના શકમંદ મરણો સબંધી સપૂર્ણ તપાસ કરાવીને એ બાબત સરકારને જાહેર કરવાના પગલા લેવાની અદાલતોને સત્તા આપવાની ભલામણ કોમને કરી પરંતુ કેટલાક અણસમજુઓ આથી એમના ઉપર ક્રોધે ભરાઈ, એમની નિંદા કરવા મડયા હતા સરકારે આ અરજીને કાંઇ પણ દાદ આપી નહીં પારસીઓને ખાસ હકો મળ્યા નહીં

ઈ સ ૧૮૪૨મા "બોર્ડ ઓફ એજ્યુકેશન"ના એકદેશી સભ્ય તરીકે શેઠ જમશેદજી નિમાયા પાછળથી એમને એક અધિકારી નિમ્યા એ જ વરસમા તેઓ બાગ કમિટીના એક સભ્ય (એ સમયની પોર્ટટ્રસ્ટ) નિમાયા અને ૧૮૪૩મા એમને એ સમયની "મુબઇ બેન્કની" ડિરેકટરની બોર્ડના સભ્ય બનાવ્યા આ સમયમા હિન્દી સરકારને નાણાની જરૂર પડી આથી સરકારે મીઠા ઉપરની જકાત રૂ ૧) વધારી દીધી હજી કાયદા બાધનારી કાઉન્સિલો સ્થપાઈ ન હતી જાહેર સભાઓની ચર્ચા માટે આખા હિન્દમા કોઇ સસ્થા ન હતી સર જમશેદજીએ આગેવાની લઇ, હિન્દી સરકારને એક અરજી કરાવી તેમા ગરીબોને માટે આ કર ભયાનક હોવાની દલીલ આગળ ધરી હતી ચોખા એક મણની ત્યારે કિંમત રૂ ૧-૧૪-૦ હતી, જ્યારે મીઠાની કિંમત રૂ ૧-૯-૦ દર મણે હતી, આથી ગરીબોને મીઠા જેવી અગત્યની ચીજ માટે રાહત આપી, તેના બદલામા પૈસાદારો માટે જોઈતી મોજશોખની વસ્તુઓ ઉપર કર નાખવાની અરજ કરી હતી અલબત, સરકાર પોતાની આર્થિક નીતિ નક્કી કરવામા ક્યારેય હિન્દી મતને વજન આપતી નહોતી

મુબઇના વેપારનો સારો વિકાસ થતા સાથે ઠગબાજી પણ વધતી જતી હતી વહાણોમા કીંમતી માલ વેપારીઓ ચઢાવતા હતા તે ભરદરિએ બીજી હોડીઓમા ઉતારી લઈ તેના બદલે હલકા માલની મળતી ગુણીઓ બદમાશોની એક ટોળી (Blunder Gang) કપ્તાનો સાથે મળી જઇ ચઢાવતી હતી છેવટે એની નુકશાની વેપારીઓ અને વિમા કપનીઓને સહન કરવી પડતી હતી આ બંદરની લુંટારૂ ટોળીએ ભારે મોટે પાયે ઉપદ્રવો કરવા માડયા સરકારે આ માટે સખ્ત પગલા લીધાં પોલિસને ખાસ નીમી સર જમશેદજીએ અને શેઠ માણેકજી પીટીટે પોલીસને જોઇતી ખબરો પૂરી પાડી આ ટોળીને સપડાવવા માટે ખૂબ મદદ આપી, જે માટે એમનો ખાસ આભાર મનાયો હતો અને ૧૮૪૫મા મુબઈમા જાનવરોનું સંગ્રહસ્થાન (Zoological Garden) સ્થપાયુ, તેના ફન્ડમા શેઠ જમશેદજીએ રૂ ૨૦૦) ભરી આપ્યા હતા

મુબઈમા હાઈકોર્ટને બદલે સુપ્રીમ કોર્ટ હતી નાના મુકદમા પણ ત્યા જ ન્યાય માટે જતા હતા સુપ્રીમ કોર્ટમા આવા નાના દાવાનો ખુલાસો થતા વરસો લાગતા હતા આથી વેપારી કેસોની બાબતમા તરત નિર્ણયની જરૂર વેપારી આલમે સરકાર ઉપર દબાવી અને ૧૮૪૮મા આથી મુબઇ સરકારે સ્મોલ કોઝીઝ કોર્ટ એક્ટ પાસ કર્યો પરન્તુ મુબઇના વકીલ મડળે આ હિલચાલ પસદ કરી નહીં, એમણે ખૂબ આ કાયદાની વિરૂદ્ધ અરજીઓ કરી એમનો વાધો મજબુત થતો ચાલ્યો આથી પ્રજાની વતી એ વાધાના પ્રતિજવાબ રૂપે શેઠ જમશેદજી અને શેઠ જગન્નાથ શકર શેઠે પ્રજાની સહીઓ લઇ, આ કાયદો તરત દાખલ કરવા બોર્ડ ઓફ ડિરેક્ટર લડનને અરજી કરી આ અરજીમા પ્રજાએ સારો સહકાર આપ્યો હતો, એટલે એની ઉપર વજન રહ્યુ

સરકારે ગરીબ દુકાનદારો પોતાની દુકાનની બહાર બાંકડાઓ રાખતા, તેના ઉપર કર નાંખ્યો. સર જમશેદજીએ એવી સૂચના કરી કે અફીણ અને કપાસ ઉપર ટાઉન ડયુટી નાંખી, આ કર ગરીબ દુકાનદારને માફ કરવો. તેઓ કપાસ અને અફીણના મોટા વેપારી હોવાથી આ કરથી તેમને જ દર વરસે મોટી રકમ આપવી પડત. પરન્તુ આ બંને વસ્તુઓ હિંદી સરકારના કરોની વ્યાખ્યામાં હોવાથી કાંઈ થયું નહીં. પરન્તુ ગરીબો માટેની એમને ભારે દાઝ હતી. મુંબઈ ખાતે એક સેલર્સ હોમ સ્થાપવાની વિચારણા થઇ. સર જમશેદજી હવે વૃદ્ધ થયા હતા. એટલે સભામાં હાજર થઈ શકયા નહીં, પરંતુ તેના ફન્ડમાં રૂ. ૨૦૦૦) મોકલાવ્યા. બીજા રૂ. ૬૦૦૦) સુધી મદદ આપવા પણ કબુલ થયા.

અગાઉ હિન્દમાં 'પેટી સેશન્સ' ભરી, જ્યુરરોની મારફતે નાના ફોજદારી કેસોમાં પણ ન્યાય અપાતો હતો. સને ૧૮૪૮માં હિન્દી સરકારે આ "પેટી સેશન્સ" કાઢી નાંખી, મેજીસ્ટ્રેટોની સત્તામાં મોટો વધારો કરી આપ્યો. આ સામે વાંધો ઉઠાવવા માટે સર જમશેદજીએ શહેરીઓની આગેવાની લીધી. ૧૦૦૦ મોટા હિન્દીઓની સહીઓ સાથે ગવર્નર જનરલ લોર્ડ ડલહાઉઝીને એમણે મોકલી દીધી. લૉર્ડ ડેલહાઉઝી ઈ. સ. ૧૮૫૦માં મુંબઈ આવ્યા ત્યારે તેમને માન આપવાની કમિટીમાં એઓ ખાસ સભાસદ હતા. ઇ. સ. ૧૮૫૧માં મહારાણી વિકટોરિયાના પતિ પ્રિન્સ આલ્બર્ટની આગેવાની નીચે મોટું હુન્નર ઉદ્યોગનું પ્રદર્શન ક્રીસ્ટલ પેલેસમાં ભરવામાં આવ્યું. તેમાં સર જમશેદજી કમિટીના સભ્ય હતા. રખડતા, ભટકતા છોકરાઓને કાંઇ હુન્નરઉદ્યોગ શીખવી, કામે લગાડવા માટે ડૉ. બ્યુસ્ટે એક ઉદ્યોગશાળા સ્થાપી હતી. તે (School of Industry) સીવરી ખાતે આવી હતી. સર જમશેદજીએ આ રૂડા કામમાં સહકાર આપી રૂ. ૧૭૫૦) ભરી આપી, પોતે પ્રમુખ થયા હતા.

રાજદ્વારી કામ માટે કોઈ સારી સંસ્થાની જરુર હતી. (British India Society) માત્ર મર્યાદિત કામ કરતી હતી. હિન્દી સરકાર સાથે પત્રવ્યવહાર, અરજીઓ અને પ્રજામત જણાવવા માટેના લેખો તૈયાર કરવા માટે એક સંસ્થાની ઘણી જરૂર હતી. આથી કેટલાક જાહેર ગૃહસ્થોએ સર જમશેદજીને આ કામ માથે લેવા વિનંતિ કરી. આથી સર. જમશેદજીએ Bombay Associationની સ્થાપના કરી. એમાં તે સમયના જાહેર પુરુષો એક કાવસજી જહાંગીર રેડીમની, શેઠ ખુરશેદજી નસરવાનજી કામા, શેઠ ફરામજી નસરવાનજી પટેલ, શેઠ નવરોજજી ફરદુનજી વગેરે સામેલ હતા. આ મંડળીના માટે ભંડોળમાં રૂ. ૨૮,૦૦૦) ભરાયા હતા. તેમાં સર જમશેદજીએ રૂ. ૩,૦૦૦) ભર્યા હતા. મુંબઇની યુનિવર્સિટી સને ૧૮૫૭માં સ્થપાઇ હતી. તેમાં પાંચ દેશી ફેલોમાં એક જમશેદજી હતા.

આ ઉપરાંત એમણે ઘણાં કામોમાં સહકાર આપ્યો હતો. ચાળીસથી પીસ્તાળીસ વરસો સુધી એમણે રાજદ્વારી, સાંસારિક, શિક્ષણ સંબંધી, નૈતિક, સરકારી એવાં કામોમાં મુંબઇની નગરશેઠાઇ ભોગવી હતી. કોઇ પણ જાહેર કામ એમનો સહકાર મેળવ્યા વગર શકય નહોતું. પચાસ વરસોનો એટલે ૧૮૧૮થી ૧૮૫૭ સુધીનો એમનો ઇતિહાસ એ મુંબઇની જાહેર ચળવળ અને મુંબઈના વિકાસનો ઇતિહાસ હતો. મુંબઈના એઓ આ સમય દરમ્યાન પહેલા શહેરી રહ્યા હતા. મોટી સખાવતો, અમીર મન, ચંચળ બુદ્ધિ, શુદ્ધ હૃદય અને બીજાઓને મદદ આપવાની જીજ્ઞાસા, એ સૌથી એ પદ એમણે દીપાવ્યું હતું.

અહીં આ ચારિત્ર લખાણથી આપ્યું છે તેનુ કારણ મુંબઇના જાહેર જીવનનાં ૪૫ વરસનો ઇતિહાસ રજુ કરવો, એ છે. આખરી સમયે (૧૮૫૭)મા સર જમશેદજી વૃદ્ધપણાને લીધે જાતે હાજર થતા નહોતા, પરન્તુ ફન્ડ ફાળાનો છૂટથી ખુરશીમાં બેસી ભરી આપતા હતા.

(ક્રમશઃ)

# ઘોઘા અને પીરમ પાસેનાં પ્રાચીન ઐતિહાસિક સ્થળો

## ' ગુંદીકોટા, કોળિયાક અને હસ્તવપ્ર કે હાથબ '

[ લેખક રા. રા. અમ્બાશંકર નાગરદાસ પંડયા: કોળિયાક ]

**અ**ત્યારે કાઠિયાવાડનું અતિ પ્રસિદ્ધ અને બંદરી હક્ક આજે ગવાઈ ગએલું ભાવનગર[1] તો માત્ર છેલ્લા બસેંક વર્ષથી વસાયેલું શહેર છે પરંતુ તેની આસપાસનો ઘણો પ્રદેશ તો જૂના ઐતિહાસિક સંસ્મરણો જગાવે, તેમ જ પુરાતત્ત્વવિદ્‌ને સારો ખોરાક પૂરો પાડે તેવો પુરાતન છે ભાવનગરથી પશ્ચિમે થોડા અંતર પર નજર માંડવામાં આવે તો ડુંગર-ટેકરાની લાંબી હારો વચ્ચે વર્ષો જૂનું સિંહપુર, ત્યાંથી વધુ પશ્ચિમ-દક્ષિણે પાદલિપ્તપુર[2]-શત્રુંજય, તેમ જ સિંહપુરથી બરાબર ઉત્તર ભાગે ચમારડીના ડુંગરાઓની હાર, તેની પાછળ વલ્લભીપુરના ખંડેરાવશેષ-આ બધાં પ્રાચીન ઇતિહાસથી સંકળાએલાં સ્થાનકો તો છે જ, અને તે વિષે અત્યાર લગી વધતું-ઓછું પણ આપણાં સામયિકોમાં લખાઈ ગયું છે

સિંહપુર ઉર્ફે શિહોરની પ્રાચીનતા અને તદ્વિષયી સારી માહિતી પૂરી પાડતું એવું એક પુસ્તક સ્વ. શ્રીયુત દેવશંકર વૈકુંઠજી ભટ્ટનું લખેલું ભાવનગર રાજ્યે પ્રકટ પણ કરેલું છે

પરન્તુ ભાવનગરના દક્ષિણ ભાગે દરિયાકાંઠા પર સ્થાનકો જૂનાં છે તેમાંનું ગોઘા અથવા ઘોઘા છેક અશોકનો ભાઇ લંકામાં ગયો ત્યારે ગોઘા બંદરથી ગએલો—એવું કેટલાક ઇતિહાસકારોનું માનવું છે—એટલું તો જૂનું એ સ્થળ છે તેમ જ તેની આસપાસના ગુંદીકોટા, કોળિયાક અને હસ્તવપ્ર કે હાથબ વિષે ક્યાંય ખાસ માહિતી અપાયાનું જાણમાં નથી તેથી અહીં તે વિષે પ્રાપ્ય માહિતી આપવાનો પ્રયત્ન કરૂં છું આ સ્થળોની વધુ નીચે દક્ષિણે અને દરિયા કિનારે આગળ જતાં પણ કેટલાંક જૂનાં ઐતિહાસિક સ્થળો પડ્યાં છે, જેમાં મુખ્યત્વે ગોપનાથ, તાલધ્વજ ગિરિ અર્થાત્ તળાજાના ડુંગરો (એભલ મંડપવાળું સ્થળ), મધુમાવતી ઉર્ફે મહુવા, એ બધાં ઐતિહાસિક દૃષ્ટિએ ઉકેલવા-વિચારવા જેવાં પ્રાચીન સ્થળો છે અર્થાત્ ભાવનગરથી દક્ષિણ તરફનો દરિયાકિનારો અને ખરૂં જોતાં સમગ્ર સૌરાષ્ટ્રનો બધો કિનારો ઐતિહાસિક વિગતોની ભૂમિ છે, એમ કહીએ તો ચાલે એટલે તેને ઉકેલવામાં સારા પ્રયત્નની અને તે માટેની મદદની જરૂર હોઇ તેના અભાવે એ બધો વણસ્પર્શ્યો પડ્યો છે

એ બન્ને બાબતો—પ્રયત્ન અને મદદ કદાચ શક્ય બને તો પણ એક મોટી અડચણ એ આવે છે કે—આપણાં આવાં ઐતિહાસિક સ્થલોના સંશોધન માટેની પ્રમાણિત માહિતી સહજ સુલભ નથી હોતી તેમ જ તેની પાછળ દંતકથાઓ એક બીજીમાં એટલી તો ભળી ગએલી હોય છે કે તેનું તારતમ્ય તારવી, કઇ વિગત વધારે, 'કયા સ્થળ પૂરતી' બંધબેસતી 'સત્ય' હોવી શક્ય છે, એ નક્કી કરવું બહુ જ મુશ્કેલ પડે છે તદુપરાંત આમ જનતાથી, જેની પાસેથી કાંઇક સાધાર હકીકત મેળવી શકાય એવું હોય ત્યાં તેવાઓ એવી માહિતી પૂરી પાડવાને અનુત્સાહી હોય છે, બલ્કે નારાજ પણ હોય છે સિક્કા વગેરે પરથી જૂની માહિતી સહજ પ્રાપ્ત થવાનો સંભવ હોય ત્યાં એ એવા સીક્કાઓ આપવામાં કે પોતાની પાસે હોવાની વાત કબૂલવા ભાગ્યે જ તૈયાર હોય છે આથી એવું સાહિત્ય એકઠું કરવું

---

૧ ભાવનગર ઇ. સ. ૧૭૨૩માં સં. ૧૭૭૯ના વૈશાખ સુદ ૩ના રોજ પહેલા ભાવસિંહજીએ વસાવેલું હાલની રાજગાદી તે પહેલાં શિહોર(સિંહપુર)માં હતી

૨ પાદલિપ્તપુર—પાલિતાણા વિષે કેટલીક જૂની ઐતિહાસિક માહિતી પ્રસિદ્ધ મુનિ કર્પૂરવિજયજી મહારાજને લખ્યાનું તેઓશ્રીના પરિચયથી મારી જાણમાં છે પરંતુ એ સ્મરણ દશકા જૂનું હોઈ તદ્વિષયી સાહિત્ય સ્મરણમાં નથી મહારાજશ્રી કાળ કરી ગયા છે

બહુ દુર્લભ થઇ પડે છે અને શોધકની મુશ્કેલીઓ બેવડાય છે. કોઈ પણ રીતે સંશોધકને પડતી આવી અડચણો દૂર થાય, એ જ આગુઉકેલ્યા ઇતિહાસ ઉકેલવામાં ખૂબ જરૂરનું હોય છે.

આટલી આડ હકીકત છતાં તે પ્રસંગ પૂરતી ઉપયોગી હોઈ આ સ્થળે દોરવીને હવે મૂળ વસ્તુ પર આવીશું.

સૌરાષ્ટ્રપ્રસિદ્ધ ભાવનગર રાજ્યના ગોહિલ રાજવીઓમાં ઈ. સ ૧૩૦૯માં સેજકજી મરણ પામ્યા અને તેમના પુત્ર રાણજીએ રાણપૂર વસાવ્યું. એ પછી તેમના પુત્ર મોખડાજી અત્યંત તેજસ્વી થયા. તેમણે તે ઉમરાળાના વાસદાની કોળીઓ પાસેથી તે લીધું. ત્યાર બાદ મુસલમાન કસ્બાતીઓ પાસેથી ગોઘા પડાવી લઇ ખંભાતના અખાતમાંહેનો અતિ ઉપયોગી [1]પીરમ બેટ પણ બારૈયા જાતના કોળી પાસેથી લઈ કબજે કરી લીધો.

એટલે આ સમયથી ભાવનગર રાજ્યની પુરાતાબારી ઐતિહાસિક માહિતીની સાથે ગોઘા પાસેનાં ગુંદીકોટા, કોળિયાક અને હસ્તવપ્ર કે હાથબનાં નામો સંકળાય છે.

ભાવનગરથી દક્ષિણ દરિયા કિનારે કિનારે ઉતરતાં જતાં આ બધાં સ્થળો કિનારાથી ભાગ્યે જ માઇલ જેટલે દૂર હશે! આ તરફની દરિયાકાંઠાની આ બધી જમીન સારી અને રસાળ છે. [2]કોળિયાકનાં હવાપાણી સારા વખણાય છે. એની, ભાવનગર રાજ્યના 'ગોપનાથ' સ્થળ જેવી જ હવા ખાવાના સ્થળ તરીકે પ્રસિદ્ધિ છે. આમનાથના-ખોખરાના ડુંગરમાંથી નીકળેલી નાનીશી માળેશ્રી નદી ગુંદી અને કોળિયાકને જૂદાં પાડે છે. કહે છે કેઃ-'ગુંદી ભાંગીને ઘોઘા વસ્યું.' આ શબ્દો બેસતા આવ્યા તેથી કહેવત યોજાઈ હોય એવું માનવાને કારણ ન હોઇ શકે! ઘોઘામાં વસતા નાગરોને 'ગુંદીગરા' નાગર કહેવામાં આવ્યાના દાખલા છે. એટલે જો ઘોઘા હિન્દના મહાન સમ્રાટ અશોકના વખતમાં હસ્તી ધરાવતું હતું. તો ગુંદી તે પહેલાં પણ

---

૧. પીરમબેટઃ...ખંભાતના અખાતના મુખદ્વાર પર આવેલો આ બેટ અતિ મહત્વનો અગાઉ હશે. તે ત્રણેક માઈલ પહોળો, ને ચારેક માઈલ લાંબો હશે. મોખડાજીએ તેના પર કિલ્લો પણ બાંધ્યો હતો. ખંભાત જતાં વહાણો અથવા, ભરૂચ, સુરત, વગેરે બંદરે જતાં વહાણો પર હાથ મારી, સુરક્ષિત સ્થળે રહેવાને આ સ્થાન તેવાઓ માટે મહત્વનું હતું. એમ કહેવાય છે કેઃ-તેની નજીકમાં પાણીની એવી ભમરીયો વળે છે કે ઘણી વાર વહાણો જ ખૂદ એ તરફ વળી આવે-ઘસડાઈ આવે એટલે જોઇતો શિકાર સહેલાઇથી સપડાઇ જવામાં કુદરત પણ તેને સાનુકૂળ હતી. અત્યારે બેટ પર જૂજ વસ્તી છે. ઘોઘાથી ત્યા ખાસ હોડકા બાધી જઇ શકાય છે. મોખડાજીના વખતનો કિલ્લો તે વખતમા જ તોડી પાડવામા આવ્યો હતો! મોખડાજીને 'પીરમના પાદશાહ'નું બિરુદ મળેલું હતું!

૨. કોળિયાકનું મહત્વ માત્ર. હવાપાણીને લીધે જ નથી, પરંતુ કોળિયાકના પાદરમાં જ પૂર્વ દિશામા માઇલ પોણા માઈલપર દરિયો આવેલો છે, જેમા દરિયામા થોડે દૂર અંદર નિષ્કલંકનું તીર્થ હોઈ તે રીતે કોળિયાક વધુ પ્રસિદ્ધ છે. કહેવાય છે કે પાંડવો યુદ્ધમાં સગાસંબંધીને મારી કલંકિત થયા-તે કલંક દૂર કરવાને તેઓ યાત્રાર્થે નીકળ્યા. તેમના ચિત્તને કરેલા પાપથી હંમેશાં ગ્લાનિ રહ્યાં કરતી. તેઓ આ સ્થળે આવ્યા, મહાદેવની ભક્તિપુર્વક પૂજા-વિધિ કરી અને તેઓ 'નિષ્કલંક' બન્યા! મતલબ કે આ નિષ્કલંકનું જે દરિયામા તીર્થસ્થાન છે તે જ કલંક ટાળનાર છે. બરાબર નર્મદાના મુખની સામે દરિયામાં બત્રીસ માઇલ દૂર આવેલા આ નિષ્કલંકનું સ્થાન કોઈ ભવ્ય દેવળ નથી, ખરી રીતે તો એક ઓતરા જેવું જ છે. અને ભરતીના પાણીમા એ છેક ઢંકાઇ જાય છે. ઓટ થયે ઓટલો ખૂલો થાય ત્યારે બે અઢી ફીટ જેટલું ઉંચુ 'બાણ' કાળના ઘસારા અને દરિયાના મોજાંના ઘસારાથી ઘસાઇ ગયેલ છતાં આકર્ષક લાગે છે! મહાભારતના વન પર્વમા પાંડવો અહિ આવ્યા ત્યારે જ નિષ્કલંક થયા તેવી વાત હોવાનું સાંભળ્યુ છે, પણ નિષ્કલંક નામને સાર્થ કરે તેવું આ પ્રાચીન સ્થળ આજે પણ તેટલું જ ભવ્ય છે. ત્યા ભાદરવી અમાસે મોટો મેળો ભરાય છે અને ત્યારે દરિયામાં કેડી પડી જાય, એટલો ચોકખો માર્ગ થઇ જવાથી લોકો દર્શને જઇ શકે છે.

હતુ, એમ કહી શકાય પણ અત્યારનુ ગુદી પહેલા 'ગુદીકોટા'નામથી પ્રસિદ્ધ હતુ તેની ફરતો પથ્થરનો કિલ્લો હતો ! આજે પથ્થરની વાડ ઠેરઠેર નજરે પડે છે દરિયો તેના પાદરમા ઘુઘવતો એમ પણ વાતો થાય છે કેટલાક તો એક ઠેકાણે-બાધેલો ડક્કો અહીં હતો, એમ, કહી બતાવે છે, પણ એ સ્થાન નદીના કાઠા પર છે. દરિયો પૂરાતો પૂરાતો થોડે દૂર ગયા પહેલા કદાચ બદર હોય તો તેની ના કેમ કહી શકાય ? અત્યારે તો માત્ર પડી ગયેલી વડીને પથ્થર ટેકવી વડીરૂપે રાખી મૂકયા છે પાદરમા ધનેશ્વર નામનુ મહાદેવનું પ્રાચીન દેહરૂ હતુ, જેને બહારથી એક ગૃહસ્થ તરફથી સમારવામા આવતા તેનુ પ્રાચીનત્વ ઢકાઈ ગયુ છે આ તરફના બધા બાણુ બહુ મોટા જોવામા આવે છે ! ધનેશ્વરની બાજુમા જ-ઘણુ ઊંચુ નહીં એવુ છતા-દક્ષિણના મદિરોના ઘાટનું-કોઈ બૌદ્ધ સમયનુ-જૂનુ ભાગેલ દેવળ છે અદર મૂર્તિ નથી મદિરના પથ્થરો તદ્દન કાળનો લાબો ઘસારો ખાઇ ચૂકેલા છે ઉપરથી ટોચનો થોડો ભાગ પડી ગયો હોવા છતા બાકીનુ ટકી રહેલ છે આ પ્રાચીન મદિર હજારો વર્ષ પૂર્વનુ હોવાની માન્યતા છે લેખ વગેરે કશી નિશાની નથી અદર કોઈ મૂર્તિ નથી, છતા બહારના બાજુના ભાગે કયાક કયાક ભાગેલા પોઠીયા, પથ્થરો વગેરે પડેલા જોવામા આવે છે કદાચ તે શિવમદિર પાછળથી થયુ હોય, પણ ત્યાર અગાઉ તો એ બૌદ્ધ કે જૈનનુ દેવળ હોવાની સભાવના લાગે છે

કોળિયાક જૂનુ નથી, પણ છેલ્લા થોડા વર્ષોથી રામજી મદિરની જગા જે તુલસીદાસજી મહારાજની જગાના નામથી પ્રસિદ્ધ છે, તેને લીધે એ છેલ્લા થોડા વર્ષોથી વધુ પ્રસિદ્ધિમાં આવ્યુ છે ભાવનગર રાજ્ય પૂરતું તો કોળિયાકના કુભારે પાદશાહીમાથી પોતાના રાજકુવરને યુક્તિપૂર્વક છોડવ્યા ત્યારથી તે ઐતિહાસિક સબધથી સકળાયલુ છે એ હકિકત ઇતિહાસ-પ્રસિદ્ધ છે આમ છમા હવાપાણી સારા હોઈ ગામડુ પણ ઊનાળાની મોસમમા મોઘુ થઈ પડે છે

અહીંથી સીધી સડકે દક્ષિણ તરફ જતા (જુઓ નકશી ૨, પા ૫૫૬) હવે પછી જેનુ આપણે વિશેષ વર્ણન કરવુ છે તે હાથબ આવે છે હાલનુ વસેલુ નવુ હાથબ ખરી રીતે તદ્દન નવુ નથી એમ તો એ પણ ગામડુ ગામ છે, અને ખેડુ, કોળી, કુભારની વિશેષ વસ્તીવાળુ છે હાથબની આસપાસની ખૂબ શાકપાકની લચકતી વાડીઓથી તેની વસ્તી પણ ઝાઝે ભાગે વાડીમા પડી રહે-તેવી ખેડુવસ્તી જ વિશેષ છે ગામ વસ્તીગણતરીએ કોળિયાકથી મોટુ છે કોળિયાકની ૧૫૦૦ની વસ્તી જ્યારે હાથબની ૧૮૦૦ની વસ્તી ગણાય છે પણ આ હાથબથી જરાક દક્ષિણે-અહીં નકશામાં બતાવ્યા પ્રમાણે જૂના હાથબના ખડેરો દટાયલા પૂર્વાવશેષોમા માલમ પડે છે જૂના ભાગો ખોદતા કે વરસાદે ધોવાણુ થતા પાયાઓ જણાય છે ૪-૫ માઇલ જેટલા વિસ્તારમાં તેની વસાહત હશે, એમ અત્યારે એ ભાગ પર ફરતા જણાય છે અસલનુ એ શહેર પાડવ, કૌરવના વખતમા સારૂ શહેર હશે, એમ માનવાને તેની ઝાંખી ભવ્યતા પ્રેરે છે પૂર્વ બાજુએ, જ્યા (નકશી ૧, જુઓ અ પૂર્વમા) ખાડીવાળુ વન હાલ કહેવાય છે, ત્યા બદરનો ડક્કો હતો, એમ વાત થાય છે તેની નજીકમા જ દરિયાપીરની જગો (એક ઓટલા જેવી) છે ત્યા બાધા-માનતા થાય છે કહે છે કે દરિયેથી વહાણમા સલામત આવી પહોચતા ખારવાઓ (ખાડી વાળા વનની જગા પરના ધક્કાએ ઉતરી) દરિયાપીરને નારિયેળ ચઢાવી, ઘેર જતા, અને પાછા વહાણે ચઢતી વખતે એ જ રીતે પૂજન કરી સીધાવતા.

ખાડીવાળા વનના સામા 'પોઇટ' પર છેડે સાગર માઈલને લગભગ આતરે (જુઓ ચ) કાળીનાથની જગો હાથ છે કેટલાક ખવાઇ તૂટી ગયેલા અવશેષો-'અહીંયા ગણીનાથ તણા હાડ પડેલા' જેવી નરસિંહરાવની કાવ્યકૃતિની યાદી આપતા પડયા છે હાલ તો તેના પર બીજી બાજુથી કોસ દ્વારા પાણી કાઢી વાડીમા પાણી લેવામા આવે છે તેની ઉત્તરમા થોડે દૂર એક પડી

ભાંગેલી જગોને 'જગાતછાપરી' કહેવામાં આવે છે. અસલ ત્યાં જતાઆવતા માલની જકાત લેવાતી હશે, અને તે પરથી જ એ નામ પાડવામાં આવ્યું હશે. આજ હજારો વર્ષે પણ માત્ર ત્યાં જીર્ણશીર્ણ પત્થરનું જ અવશેષ ચિહ્ન છતાં નામાવશેષ બરાબર લાગે છે. (જુઓ ક).

ક નિશાનીવાળી જગોએ વાડીમાં એક સ્થળે મહાદેવનું મોટું બાણ છે. જમીનથી બહાર લગભગ ચાર ફીટ ઊંચાઇવાળા અને એ માણસના બાથમાં આવે એટલી જાડાઈવાળા આ બાણને જનોઈની પણ નીશાની છે. અમારા જોવામાં તે બરાબર આવેલ છે પણ લોકો કહે છે કે અંદર ઘણું ઊંડું ખોદી જોવા છતાં તેનો છેડો આવ્યો નથી. એટલે બહારથી ચાર ફુટ જણાય છે. પણ અંદર કેટલા ફુટ ઊંડું હશે તે કહેવાતું નથી આ સ્થલને અહિં લોકો ઝૂણગલીયા મહાદેવ કહે છે. માથે છાપરા વગરના કે પૂજા વગરના, કોઈ અજાણ–અવધૂત જંગલમાં પડયો હોય તેના જેવા લાગે છે ! તેનાથી 'કોરનરમા' (ખૂણો પડતાં) ઉત્તરીઆ વાવની ભાંગીતૂટી નિશાનીઓ છે. લગભગ બધાં સ્થળોના પત્થરાઓ કાતો જૂદા પડી ગયા છે કે કાં તો દૂર ઠેલાઇ ગયા છે અને ક્યાંક તેનો અન્ય ઉપયોગ થયો લાગે છે. એટલે બધુ જ એક વખત પૂર્ણાવસ્થામાં પણ હાલ માત્ર નિશાની પૂરતું છે, એમ જ કહી શકાય.

ખંડેર હાથબમાં પાયાની ઇંટો ઘણી મોટી જોવામાં આવી છે. એક ઇંટ તો આશરે બેથી અઢી ફુટ લાંબી, દોઢ ફુટ પહોળી અને ચાર ઇંચ જાડી જોવામાં આખી આવી હતી. જ્યાં જ્યાં ખોદાય ત્યાં ત્યાં પાયાની ઇંટો કે તેના ટૂકડા નીકળે છે, પણ એ બધું તો દટાયેલું પડયું છે. આ મોટું શહેર કયારે દટાઇ ગયું કે કાળનો કોળીયો થયું તે કહેવું, એ તો એ વિષયના નિષ્ણાતોનું કામ છે. અસલ તેને હસ્તવપ્ર કહેતા ! સં. ભાવનગરનાં માજી દિવાન સાહેબ ગૌરીશંકર–ઉર્ફે ગગા ઓઝાના જીવનચરિત્રમાં હાથબનું નામ હસ્તવપ્ર શબ્દ વાપરીને મૂકયું છે; પરન્તુ તે કયારે અસ્તિત્વમાં હતું કે કેમ નાશ પામ્યું, તેનો ઉલ્લેખ મળતો નથી.

જો કે હજારો વર્ષ પહેલાં ઘુઘવતો એ જ સાગર આજ પણ એના પાદરે ઘુઘવી રહ્યો છે; કે કાળ આગળ કોઈ મોટું નથી. !

હસ્તવપ્ર કે હાથબને પાદર–નવા જૂનાને સીમાડે નીલકંઠ મહાદેવનું દહેરૂ છે. અલ્લાઉદ્દીનના વખતમાં તેનું દ્વારસુખ ફરી ગયું એમ કહેવાય છે. આજે તે મહાદેવનું દ્વાર પશ્ચિમાભિમુખ છે. મહાદેવના બાણ ઉપર હાથ ફેરવતા ઉપર સપાટી સરખી નથી લાગતી અને રૂપાની ટાંચણી જેવા ઝીણા ખીલા રૂપાના છે. કહે છે કે મુસલમાન સરદાર મહાદેવનું બાણ તોડવા આવ્યો એટલે તેમાંથી–બાણમાંથી–ભમરા નીકળ્યા, એટલે સરદાર લશ્કરસહિત ત્રાસ પામીને નાઠો–અને બાણના ઉપલા ભાગમાં રૂપાની ખીલીઓ ત્યારથી જડાઇ, એટલે ભમરો તે સ્થાનમાંથી નીકળ્યા હતા તે બંધ થયા. આવા કહેવામાં આવતાં વિધાનને પ્રમાણભૂત કાંઈ જ સાહિત્યમાહિતી ઉપલબ્ધ નથી. માત્ર એ એક ચાલતી આવેલી વાત છે. આ બાણ ઘણું જ નાનું છે.

છૂટા મેદાનમાં સામેના ભાગમાં બીજા બે મોટાં બાણ એમ ને એમ પડયાં રહ્યાં છે.

આ લગત આપેલા નકશામાં ચોકડી દર્શાવી છે તે બધા સ્થળોમાં ચાર પાંચ ચોરસ માઇલના એકંદર ઘેરાવામાં પાયાઓ નીકળે છે. નવા ગામમાં જવાના રસ્તા પર જે સ્થાને મોટો ખાડો તળાવ જેવો છે, તે ગડેસર તળાવ જૂનું કહેવાય છે, તેમાં પાણી પૂરે ભરાયું હોય તોપણ તુરતમાં જ ચુસાઇને ખાલી થઇ જાય છે, તે પરથી તેનુ નામ પડયું હશે, એમ મનાય છે.

આ પ્રમાણે જૂના હાથબની–હસ્તવપ્રની–આટલી હકીકત મેળવી શકાઇ છે; વિશેષ કોઇ શોધક ભાઈ તરફથી પ્રકાશ મળતા તે વિષે વધુ લખવાનું રહેશે.

તા ક—હસ્તવપ્રની હદ પૂરી થયા કેડે છેલ્વે દરિયાકિનારે ભાવનગર દરબારશ્રીએ હવા ખાવા માટે બધાવેલો હાથબ બગલો–બધા માહિત્યમગ્જામથી સજાવટ કરાવેલો–આવે છે એ જ રીતે કિનારે કિનારે જો કોઈ ચાલ્યો જાય તો સાતેક માઈલ પર ખારીમીઠી વીરડીનુ સ્થાન આવે છે ત્યા કહે છે કે દરિયાનુ પાણી છતા એક વીરડી ખારી અને બાજુની જ મીઠી હોય છે આ સ્થળો હજી નજરે જોવાનું મારાથી બની શકયુ નથી લેખક

નકશો ૧,




જૂના પાયા નીકળે છે

ઉપકારનોધ—હાથબ જૂનાપર ભમવામા તથા તેના શેત માપ પ્રમાણે નકશા કરી આપવામા હાથબના ઉત્સાહી શિક્ષકે અમને મદદ કરી છે, તેથી તેનો આ સ્થળે ઉપકાર માનું છુ છેલ્લા ચાર છ મહિનાથી મારી લથડતી જતી તબિયતે લેખને તૈયાર કરવામા–દફતર મેળવવા પછી–અસાધારણ વિલબ થવા છે જો કે તેને અંગે કાઇ સ્મૃતિદોષ થયો હોય એવુ લાગતું નથી છતા પ્રકૃતિ અને વિલબને કારણે તેવું કાંઈ થતા ભુલ થવા પામી હોય તે માટે જાણકાર ભાઈ તે તરફ મારુ લક્ષ ખેચશે, તો હુ તેમનો ઉપકારી થઇશ.

લેખક

# ચૌદમી સદીનું ગૂજરાત*

[ વ્યાખ્યાતા—રા રા. ઇમામુદ્દીન સદરૂદ્દીન દરગાહવાલા ]

**આ**પની સમક્ષ પદર મિનિટમા મારે સો વર્ષનો ઇતિહાસ કહેવો છે, અને તે પણ અધકારના થર બાઝેલો હજી એ પુષ્કળ સશોધન અને પ્રકાશ માગે છે કેમકે ગૂજરાતના પ્રાચીન ઇતિહાસને ઉકેલવામા જેટલો શ્રમ લેવાઈ ગયો છે તેટલો શ્રમ આ સાધનતર યુગને માટે કોઇએ લીધો નથી

તમે માનશો ? ગૂજરાતનો ચૌદમો સૈકો આજ કરતા વધુ ઉજ્જવળ હતો ગૂજરાતમા લક્ષ્મીની રેલ ચાલતી, સમૃદ્ધિના પૂર આવતા જનતા આમાદ અને વીર્યવતી હતી ગૂજરાતનો સાગરકાઠો વેપારથી છલકાઈ ગયો હતો અને ગૂજરાતનો મધ્ય પ્રદેશ ધાન્યથી ઉભરાઈ ગયો હતો

તેરમા સૈકાના આખરી વર્ષોમા સુલતાન અલાઉદ્દીન ખિલજીના ભાઇ ઉલુગખાને ગૂજરાત સર કર્યું ગૂજરાતનો છેલ્લો હિન્દુ રાજા કર્ણદેવ વાઘેલો હાર્યો અને નાઠો, અને ગૂજરાતે પોતાની સત્તા ગુમાવી ગૂજરાતનો વહિવટ દિલ્હીના સૂબાઓએ ચલાવવા માડયો, જેનો પહેલો સૂબો અલપખાન અને છેલ્લો સૂબો ઝફરખાન હતો

ચૌદમી સદીના દસ દાયકામા દિલ્હીમા બાર સમ્રાટોએ હુકુમત કરી આ બાર શહેનશાહોમા લાબી હુકુમત કરનાર ત્રણ શહેનશાહ થયા ઇ સ ૧૨૯૮ થી ૧૩૧૬ સુધી અલાઉદ્દીન ખિલજી, ઇ સ ૧૩૨૫ થી ૧૩૫૧ સુધી મુહમ્મદ તુગલક, અને ઇ સ ૧૩૫૧ થી ૧૩૮૮ સુધી ફિરોઝશાહ તુગલક બાકીના નવ સુલતાનોની હુકુમતનો કાળ સત્તર વર્ષનો હતો

## ગૂજરાતીઓના બળવા

જગતના ઇતિહાસમા એવો સૈકો નહીં જડે, જેમા અધાધુધીના વાવાઝોડા ન આવ્યા હોય, બળવાઓ જાગ્યા ન હોય છતા એ કહેવુ ખોટુ નહીં પડે, કે ગૂજરાતમા જ્યારે જ્યારે અશાન્તિની જ્વાળા ભભૂકી છે, ત્યારે ત્યારે તે તરત જ સમી ગઈ છે કેવળ તગીનો એક જ બળવો ઇતિહાસ ગાએ છે કે જેને દાબવા સુલતાન મુહમ્મદ તુગલકને ગુજરાતમા આવવુ પડયુ હતું

## ગૂજરાતીઓની મહત્વાકાક્ષા

આ પરમ શાન્તિમય ગૂજરાતીઓની રાજ્યસ્થાપનાની મહત્વાકાક્ષા ઓછીસાઇ ન હતી એ બળવાઓ પાછળ આઝાદી પ્રાપ્ત કરવાની ઝખના હતી લગભગ સપૂર્ણ સ્વતત્રતા હોવા છતા પણ ગૂજરાતીઓના સમ્રાટ બનવાના અને ગૂજરાત પર સત્તા ભોગવવાના સ્વપ્ના જીવતાં હતા ક્રાન્તિની આ પહેલ ખભાતથી ખરીદાયેલ મલિક કાફૂર ખભાતી, જે કાફૂર હઝાર દિનારીના નામે વિખ્યાત હતો તેણે કરી તે પોતાના સૌન્દર્ય અને શક્તિથી સુલતાનનો નાયબ બન્યો દક્ષિણનો પરાજય કરનાર એ વીર સેનાપતિ હતો સુલતાન અલાઉદ્દીન પછી દિલ્હીપતિ બનવા જતા એના જ માણસોએ એનો વધ કરી એના સ્વપ્ના પૂરાં કર્યા એના પછી પાચમે વર્ષે ખુસરૂખાન પદની જે અણહીલવાડનો નવમુસ્લિમ હતો,

---

* "ઓલ ઇંડિયા રેડીઓના સૌજન્ય"થી, આ લેખ અહીં છાપી શકાયો છ સ શ્રી ફા ગુ સભા તૈ અ ણુ જાની

તેણે ગૂજરાતના સૂબા હિસામુદ્દીન જોડે મળી જઇ, ગૂજરાતી પરમારો કે ભરવાડોના હાથે સુલતાન કુતબુદ્દીનનો વધ કરાવ્યો અને દિલ્હીની ગાદીએ બેઠો. પરંતુ આ ગૂજરાતીની સત્તા ટકી નહીં. એને ગ્યાસુદ્દીને હરાવી, કત્લ કરાવ્યો અને હિન્દની સત્તા ખિલજીઓના હાથમાંથી નીકળી, તુગલક વંશના હાથમાં આવી. આ પછી મુહમ્મદ તુગલકના રાજત્વકાળના ઉત્તરાર્ધમાં સારાય હિન્દમાં બળવા ફાટયા. ગૂજરાતમાં તગીએ બંડ જગાવ્યું. સમ્રાટ ગૂજરાતમાં આવ્યો, હાર્યો અને નાઠો. આ પછી ચૌદમા સૈકાના અંતમાં ગૂજરાતના સૂબા ટાંક ઝફરખાનના પુત્ર તાતારખાનને હિન્દની હુકુમત હાથ કરવાનો મોહ લાગ્યો. તે ગૂજરાતમાં આવ્યો અને મુહમ્મદશાહનો ખિતાબ ધારણ કરી, ગાદીએ બેઠો અને ઇકબાલખાન સામે કૂચ કરી પરંતુ તેના કાકા શમ્સખાને તેનો વધ કરી, પોતાના ભાઇ ઝફરખાનને ગાદીએ બેસાડયો અને ગૂજરાતમાં ગૂજરાતના સુલતાનોની સ્વતંત્ર સત્તા સ્થપાઇ.

**હિન્દુઓ સાથે સંબંધ**

સુલતાન અલાઉદ્દીન ખિલજીના કાળમાં ગૂજરાત પૂર જાહોજલાલીમાં મહાલી રહ્યું હતું. સોંઘવારી તો ખૂબ જ હતી. ખેડૂતો સુખી હતા અને હિન્દુઓ જોડે સુલતાનના સંબંધો બહુ જ મૈત્રીભર્યા તેમ ઉદાર હતા. આ સંબંધો વિષે મુસ્લિમ ઇતિહાસના આધારે નહીં બોલું. 'સમરરાસ' બોલે છે કે 'સુલતાન અલાઉદ્દીનનો સેવક અલપખાન પાટણમાં સત્તા ભોગવે છે. આજે કળીકાળમાંય ધર્મ અખંડ રીતે આચરતો દેખાય છે અને સૂબો હિન્દુઓને પુષ્કળ માન આપે છે.' સમરરાસ અને નાભિનંદનોદ્ધાર આ બન્ને પુસ્તકો વિમળ વસહીના ઉદ્ધાર માટે લખાયાં છે. એનાથી ફલિત થાય છે કે શત્રુંજયના પુનરૂદ્ધાર માટેનું ખાસ ફરમાન સમરસિંહને આપનાર ગૂજરાતનો પહેલો સૂબો અલપખાન હતો.

આમ ઈસુની ચૌદમી સદીના પ્રારંભથી ગૂજરાત-કાઠિયાવાડ મુસ્લિમ શહેનશાહોની સીધી આણ હેઠળ આવ્યા અને તેમના તરફથી નિયુક્ત થયેલા સૂબાઓ અહીંનો રાજ-વહિવટ ચલાવવા લાગ્યા. એ વખતે દિલ્હીના શહેનશાહોનો ગૂજરાત ઉપર સંપૂર્ણ પ્રભાવ અને અધિકાર હતો; એટલું જ નહી, ગૂજરાત-કાઠિયાવાડના નાના-મોટા રાજાઓ તેમને નિયમાધીન ખંડણીઓ પણ આપતા હતા.

**આબાદ નગરો**

એ વખતે પાટણ (નહરવાલા), અમદાવાદ (અસાવલ), ખંભાત, ડભોઈ, વડોદરા, ભરૂચ, સુરત, રાંદેર, નવસારી, સુલતાનપુર, નંદરબાર, ધોળકા, વગેરે સમૃદ્ધ નગરો હતાં. તેવી જ રીતે સોરઠમા માગરોળ, સોમનાથ પાટણ, વેરાવળ, લુણીયાણા, જૂનાગઢ, ગોંડળ વગેરે પણ આબાદ હતા. એ દરેક સ્થળે બાદશાહી થાણું હતું, અને દિલ્હીના શહેનશાહો તરફથી નીમાયેલા હાકિમો હુકુમત ચલાવતા હતા.

અલાઉદ્દીન ખિલજીના શાસન પછી આપણે ત્યાં મુસ્લિમ સલ્તનતનાં મૂળ ઊંડાં ને ઊંડાં ઉતરતાં ગયાં અને સુલતાન મુહમ્મદ તુગલકના સમયમાં તો કાઠિયાવાડના સાગર-કાંઠાથી લઈ ગૂજરાતમા છેક દક્ષિણની સરહદ લગી તેની સત્તાની પાંખ પ્રસરી ગઈ હતી.

હું આજે આપની સમક્ષ વિશેષતઃ એ જ શહેનશાહના સમયની ગૂજરાતની સાંસ્કૃતિક સ્થિતિ ઉપર બોલીશ, જેના સમયમાં ગૂજરાત ત્રિવિધ દ્રષ્ટિએ આબાદ, ખુશહાલ અને સમૃદ્ધ હતું. સુલતાન અલાઉદ્દીન ખિલજીના વખતની જેમ આ સમ્રાટના સમયમાં પણ

ગૂજરાત અને સિન્ધના બન્દરોદ્વારા ઈરાન, ઇરાક ખુરાસાન, માવરાનુલનહર, ઇજિપ્ત, તુર્કસ્થાન, રૂમ, અરબસ્તાન, સિરિયા, વગેરે દેશોના નામીચા વિદ્વાનો ધર્મધુરંધરો અને વિદ્યાકલાના નિષ્ણાતો મોટી સંખ્યામા હિન્દ આવતા હતા, અને એ સમ્રાટની હાતિમ-દિલીથી માલામાલ થઈ જતા હતા એમા કેટલાક તો નામીચા પ્રવાસીઓ હતા આવા પ્રવાસીઓ વિશેષત ખભાતના બંદરે ઉતરતા હતા ખભાત એ વખતે હિન્દભરનુ મોટામા મોટુ નગર ગણાતું હતુ પરદેશના સોદાગરો અને વેપારીઓનું એ મુખ્ય ધામ હતુ

એ પ્રવાસીઓમા ઇબ્ને બતૂતા અને વસ્સાફ સહુથી વધારે જાણીતા છે પરન્તુ બીજા જે પ્રવાસીઓ અહીં આવ્યા છે, તેમણે આપણા દેશની સામાજિક, આર્થિક અને ધાર્મિક પરિસ્થિતિનું યશસ્વી વર્ણન પોતાના મુલકોમા જઈ કરેલુ છે, જે અરબી ગ્રથોમા જળવાયેલુ છે એ ઉપર જ્યારે દ્રષ્ટિ કેન્દ્રિત કરવામા આવે છે ત્યારે ચૌદમી સદીના સમૃદ્ધ ગૂજરાતનું સુંદર ચિત્ર આપણી નજરો સમક્ષ ખડુ થઈ જાય છે અને ઇબ્ને બતૂતાની માહિતીઓ કરતા આપણને વધારે બારિક માહિતીઓ પ્રાપ્ત થાય છે

## ગૂજરાત . ફૂલોનો બાગ

ગૂજરાતની પરિસ્થિતિ વિષે તાજઝીયતુલ અમ્સારમા ઇતિહાસકાર વસ્સાફ લખે છે કે સામાન્ય રીતે ગૂજરાત ખભાતના નામે ઓળખાય છે તે સિત્તેર હજાર ગામડા અને શહેરોથી વસેલુ છે જનતા ધનવાન અને લહેરી છે ચારે ઋતુમા ભાતભાતના સિત્તેર જાતના ફૂલો ઉગે છે હવામા એટલી બધી તાઝગી છે કે પેન્સિલથી દોરેલુ ચિત્ર જીવતુ દેખાય છે અણખેડેલી જમીનમા છોડવા અને લીલોતરી પાકે છે હવા તદુરસ્તીભરેલી અને પ્રદેશ મનહર છે

## વડનગરનો પરાક્રમી નાગર

મુહમ્મદ તુગલકની ધાર્મિક સહિષ્ણુતા વિષે તમામ ઇતિહાસકારો એકમત છે એ હિન્દુ-મુસ્લિમ ઐક્યનો પ્રખર હિમાયતી હતો ઇ સ ૧૩૪૫ના સપ્ટેમ્બર અથવા ઓક્ટોબર માસમા એ ગૂજરાતમા ઉઠેલા બડને સમાવી દેવા અહીં આવ્યો હતો, અને છેક ઇ સ ૧૩૫૧ સુધી ગુજરાત-કાઠિયાવાડના ભિન્ન ભિન્ન સ્થળોએ રહ્યો હતો પાટણમા એણે મુકામ નાખ્યો ત્યારે સુવિખ્યાત સહસ્રલિંગ તળાવ ઉપર એણે પોતાના દેરા-તબુ તણાવ્યા હતા અને ત્યા જ પાટણના મહતોને મુલાકાત આપી, તેમને જાગીરો અને બીજા અધિકારો આપ્યા હતા એના વખતમા હિન્દુઓ મોટા મોટા હોદ્દા પર હતા એ પાટણથી જૂનાગઢ ઉપર ચઢાઈ લઇ ગયો ત્યારે વડનગરનો એક નાગર ગૃહસ્થ હરિશકર ઈશ્વર એ જ સૈન્યમા હતો આ ચબરાક અને શૂરવીર નાગરે પોતાના પરાક્રમોથી સમ્રાટને ખુશ કરી નાખ્યો હતો અને આ સેવાના બદલામા એણે ગોધાની દેસાઇગીરી અને જાગીર મેળવી હતી, એટલુ જ નહીં સમ્રાટે એને જુદી બન્દરનો હક પણ ઇનામમાં આપ્યો હતો

એ જ સમ્રાટે ભરૂચના કેટલાક નાગરોને પણ વાગરા તાલુકામાં જાગીરો આપી હતી, જે પુરવાર કરે છે કે સમ્રાટને હિન્દુ-મુસ્લિમ બન્ને પ્રત્યે સમભાવ હતો એની ધાર્મિક સહિષ્ણુતા અને નિખાલસતાનો બીજો ચમત્કૃત પુરાવો એ છે કે એણે પોતાના રાજ્યકાળ દરમિયાન કોઇ પણ હિન્દુ મંદિરનો ભગ કરાવ્યાનું કોઈ પણ ઇતિહાસમા જણાવતો નથી

વળી આ પહેલો મુસ્લિમ સુલતાન છે, જેણે જૈન મુનિ જિનપ્રભસૂરિને મુલાકાતનું

ખાસ માન આપ્યું, એટલું જ નહીં મૂલ્યવાન ભેટો સાથે ફરમાન પણ આપ્યું હતું. આથી જૈનોને પુષ્કળ છૂટો મળી હતી. જિનપ્રભસૂરિ સુલતાન જોડે દવલતાબાદ અને પાટણમાં પણ હતા. સમ્રાટની સૂરી પ્રત્યે એટલી મુહબ્બત હતી કે સૂરિએ કોમહિત અને પ્રેમ કાજે પોતાનો રિવાજ મૂકી, સમ્રાટ સાથે હાથીની પણ સવારી કરી હતી.

**ખેતીવાડી**

આવા સર્વ ધર્મોને માનની નઝરે જોનાર સમ્રાટના વખતમાં ગૂજરાત ખેતીવાડીના ક્ષેત્રમાં ઘણું આગળ હતું. ઘઉ, ચોખા, જવાર, ચણા, તલ, આદિ અહીં મોટા પ્રમાણમાં થતાં હતા. ફળોમા કેરી, અંજીર, દ્રાક્ષ, દાડમ, કાગદી લીંબુ, કેળાં, નારિયેળ, તરબુજ, રાયણ, વગેરે સારા પ્રમાણમાં થતા હતાં. કેરી જાતજાતની થતી હતી. પરદેશીઓ તેનો મધુર સ્વાદ માણી, આફ્રિન પોકારી ઊઠતા હતા. શેરડીની એટલા જંગી પ્રમાણમાં ખેતી કરવામાં આવતી હતી કે લોકો તેનો ભાવ પણ પૂછતા ન હતા. શાકભાજીમાં ગાજર, મૂળી, રીંગણાં આદિ મોટા પ્રમાણમાં થતાં હતાં.

**સોંઘવારી**

રૈયત બુદ્ધિમાન અને હુન્નરમંદ હતી. આખા મુલ્કમાં સામાન્ય રીતે સોંઘવારી હતી, અને ખાદ્યપદાર્થો બહુ ઓછા દામે મળતા હતા. ઘઉ છ આને, જવ ચાર આને, ચોખા સાડાસાત આને, અને ચણા બે આને મણ વેચાતા હતા. ખાંડ રૂપિયે, અને સાકર સવારૂપિયે મણ પ્રાપ્ત થઈ શકતી હતી. ઊંચી જાતની ભેંસ અથવા બળદ બે રૂપિયે વેચાતાં મળતાં હતાં. આવી સોંઘવારીના કારણે ભિક્ષાવૃત્તિ લગભગ નાશ પામી હતી, છતાં કોઈ ભિખ માગતો દૃષ્ટિએ પડતો, અને તે સાચા અર્થમાં લાચાર માલમ પડતો તો તેને બે વખત કાચું સીધું મળે તેવો પ્રબંધ કરી આપવામાં આવતો હતો.

**દારૂબંદી**

ચૌદમી સદીમા લગભગ સંપૂર્ણ દારૂબંદી હતી. કોઈ પણ શખ્સ દારૂ પીતો, ગાળતો કે વેચતો ન હતો. એ માટે કડક શિક્ષાઓ નિર્માણ કરવામાં આવતી હતી. અલ્લામહ અબુ સફા ઉમર શિબ્લી જણાવે છે કે શરાબ વેચવાની તેમ પીવાની સખ્ત મનાઈ છે. દારૂ વેચનારાઓને ભારે સજા કરવામાં અને દારૂ પીનારાઓને સખ્ત અપમાનિત કરવામાં આવે છે. રૈયતમાંથી કોઈનું જીગર નથી કે દારૂનું એક ટિપું ય કોઇને વેચે. ઉઘાડે છોગે તો શું ચોરીછૂપીથી પણ કોઈ શરાબ વેચી શકતું નથી.

**કેળવણી**

સરકારખર્ચે અનેક વિદ્યાપીઠો અને પાઠશાળાઓ સ્થાપિત હતી, અને બધાને મફત કેળવણી અપાતી હતી. ગરીબવર્ગનાં બાળકોને વિશેષ કાળજીપૂર્વક કેળવણી આપવાની સરકારી આજ્ઞા હતી.

જનતા મુસાફરી કરવા માટે ઘોડાઓનો ઉપયોગ કરતી હતી. ખચ્ચર અને ગધેડાં પર સવારી કરવાનુ કાર્ય એબ સમાન ગણવામાં આવતું હતું અહી સારી જાતના ઘોડાઓ થતા હતા; પરંતુ અરબ ઘોડાઓ બેહરીન, યમન, અને ઈરાકથી આયાત કરવામાં આવતા હતા.

પાન ખાવાની પ્રથા ખૂબ જ પ્રચલિત હતી. ઈબ્ને બતૂતા અને અલ્લામહ અબુ સફા ઉમર શિબ્લીએ પણ એની ખુબ પ્રસંશા કરી છે.

**ધન-લોભી પ્રજા**

દેશની સામાન્ય ભાષા હિન્દી હતો તેની સાથોસાથ અરબી અને ફારસી પણ મર્યાદિત પ્રમાણમા પ્રચારમા હતી હિન્દુ પ્રજાને રૂપિયા કમાવવાનો અને ધન ભેગુ કરવાનો ભારે શોખ હતો એ લેણદેણના વ્યવહારમા ચાદી-સોનાના રોકડ સિક્કાઓ જ સ્વીકારતી હતી ધનવાન હિન્દુઓના ઘરોની છત ઉપર ધજાઓ ફરકતી હતી, જે એ વાતનુ સૂચન કરતી હતી કે એ ઘરના માલિક કને આટલી દેગો સોનામહોરોથી ભરાયેલી છે કેટલાક મકાનો ઉપર તો દસથી પણ વધારે ધજાઓ ફરકતી હોવાનુ મસાલિકુન અબસારનો કર્તા વિશ્વસનીય રીતે જણાવે છે

હિન્દુ કે મુસલમાન બન્ને કોમની મહિલાઓમા પર્દાનો રીવાજ ન હતો સ્ત્રીઓ ગુણવતી અને સૌન્દર્યવાન હતી, એટલુ જ નહીં પોતાની ફરજો બજાવવામા બીજા દેશોની મહિલાઓ કરતા આગળ હતી અરબ પ્રવાસીઓએ આ વાતની નોધ ખાસ લીધેલી છે

**ખભાતના મુસ્લિમ સતો**

એ સમયના પુરૂષો વિશેષત સફેદ વસ્ત્રો પહેરતા હતા બનાત, મખમલ, શાલ, વગેરે જેવા ઊનના કપડા પરદેશથી આવતા હતા અને મોઘા મૂલે વેચાતા હતા એ વખતના ઉલમાઓ, દુર્વેશો અને સતો ઘણે ભાગે ઊની કપડા પહેરતા હતા એ વખતે શયખ અલી હયદરી, કાઝી નાસિર અને ખ્વાજા ઈસ્હાક જેવા સુવિખ્યાત સતો ખભાતમા મોજૂદ હતા, જેમનુ માહાત્મ્ય દૂર દૂરના દેશો સુધી પ્રસિદ્ધ હતુ અને એમના મઠો દુખી યાત્રીઓના વિસામા હતા આમ લોકોમા એ વખતે માથા ઉપર પાઘડી બાધવાનો રીવાજ હતો

દૂધ અને ઘીની ભારે વિપુલતા હતી બજારોમા ખાવાપીવાની દુકાનો સાગર પ્રમાણમા જોવામાં આવતી હતી, જ્યા વિવિધ પ્રકારની નાનગીઓ, જાત જાતની મિઠાઇઓ અને તરેહવાર સ્વાદિષ્ટ હલવાઓ વેચવામા આવતા હતા

**આલીશાન ઈમારતો**

મકાનો પથ્થર અને ચુનાના બનેલા હતા છતો લાકડાની અને ભોયતળિયા પથ્થરના બનાવવામાં આવતા હતા આરસપહાણના ફર્શ તો કેવળ શાહી મહેલો અને શાહી ઇમારતોમા જ દેખાતા હતા ઈબ્ને બતૂતાએ ખભાતની સુશોભિત ઇમારતો અને શાનદાર મસ્જિદોની નોધ લીધેલી છે ખભાત હિન્દના વેપારનુ મુખ્ય બદર હોવાથી એ યુગમા ખભાતમા મોટે ભાગે પરદેશીઓની જ વસતી હતી આ પરદેશીઓએ પોતાના મકાનો બાધતા એક બીજા ઉપર સરસાઈ લઈ જવાનો પૂરો યત્ન કરેલો હોવાનુ ઇબ્ને બતૂતા કહે છે એણે સામરી અને ગાઝરૂની જેવા તે વખતના નામીચા વેપારીઓના વિશાળ ભવનોનો ખાસ ઉલ્લેખ કર્યો છે અને એમની ઇમારતોના બાધકામમા જગી ઇમારતી લાકડાઓનો ઉપયોગ કરવામાં આવેલો હોવાનું પોતાના સફરનામહમા જણાવ્યુ છે ખભાત નગરના એક બીજા ધનપતિ નજમુદ્દીન ગીલાનીની હવેલીનો પણ બતૂતાએ ઉલ્લેખ કર્યો છે ખબર નથી કે આ ઇમારતોના પણ અવશેષ આજે ખભાતમા બાકી છે કે કાળના ક્રૂર હાથોએ તેનો સર્વનાશ થઈ જવા પામ્યો છે ?

ચૌદમી સદીમા કાવી પણ મોટુ શહેર હોવાનુ બતૂતા લખે છે એ ઉપરાંત હિન્દુ રાજાની હકૂમત હેઠળ હતું, જે મુહમ્મદ તુગલકને દર વર્ષે ખડણી આપતો હતો આ

હિન્દુ રાજાની નોકરીમાં અને દરબારમાં અનેક મુસલમાનો હોવાની બતૂતા સાક્ષી પૂરે છે. એ ઉપરાંત ગાંધાર અને ગોઘા પણ મોટાં નગરો હતાં. એ બન્ને નગરોનાં બજારો વિસ્તૃત હોવાનું અને તે એક હિન્દુ રાજાને આધીન હોવાનું બતૂતા જણાવે છે.

**ટપાલની વ્યવસ્થા**

તુગલકી-યુગની ટપાલ-વ્યવસ્થા તો બહુ જ પ્રશંસનીય હતી. થોડા થોડા અંતર ઉપર ડાકખાનાંઓ ઉઘાડવામાં આવ્યા હતાં. પરદેશી પ્રવાસીઓ આ ટપાલ-કચેરીઓની સરખામણી ઇજીપ્ત અને સિરિયાના એ સમયનાં એવાં જ ડાકખાનાંઓની જોડે કરે છે. પરન્તુ જણાવે છે કે તે જરા આઘાં આઘાં હતાં, જ્યારે અહીં તો પાસે પાસે છે. એક ટપાલ-કચેરીનું અંતર બીજી ટપાલ કચેરીથી અર્ધાક માઈલથી વધારે ન હતું. દરેક ટપાલ-કચેરીમાં દસ હરકારા મોજુદ રહેતા હતા. તેઓ ટપાલ-થેલી મળતાં જ પોતાના સ્થળેથી દોટ મૂકી તે બીજી ટપાલ-કચેરી સુધી પહોંચાડી દેતા હતા. ગૂજરાતના બળવાવખતે સુલતાન મુહમ્મદ તુગલકને ડાક-ચોકીના આ સુપ્રબંધોના કારણેજ બંડખોરોની રોજેરોજની હિલચાલોની ખબરો છેક દક્ષિણની સરહદ પરથી નિયમિત મળતી હતી. આ બાજુ પાટનગર દિલ્હીના સમાચારો પણ સમ્રાટને નિત્ય મળતા રહેતા હતા.

**ભરૂચમાં શાહી-જશન**

આ સમયમાં ભરૂચને ગૌરવરૂપ જે બનાવ બન્યો છે, તે ઇજિપ્તથી અબ્બાસી ખલીફા અલ હાકિમ સાનીના એલચી શયખ રૂકનુદ્દીનનું ભરુચમાં થએલું આગમન છે. એઓ હાજી રજબની જોડે સમ્રાટના માટે ખિલાફતનો ધ્વજ, ખિલ્અત અને આજ્ઞા-પત્ર લઈ ભરૂચમાં ઉપસ્થિત થયા હતા. એમના સત્કાર અર્થે સમ્રાટ જાતે કેટલીય દૂર સુધી સામો ગયો હતો અને ખલીફા તરફથી તેને પ્રદાન કરવામાં આવેલ આ ધ્વજ આદિની એટલી બધી ઇઝ્ઝત કરી હતી કે જોનારાઓ હયરતમાં રહી ગયા હતા. એ દિવસે આખાય ભરૂચને ખૂબ શણગારવામાં આવ્યું હતું અને એક જશન ઊજવવામાં આવ્યો હતો.

**ગૂજરાતની મસ્જિદો**

ચૌદમી સદીની યાદગારરૂપ આજે કેટલીય મસ્જિદો ગૂજરાત તેમ કાઠિયાવાડમાં ઉભી છે. આ મસ્જિદો અને તેના શિલાલેખો ચૌદમા સૈકાની કીર્તિ ગાઈ રહ્યાં છે. પરન્તુ આજે તો આ મસ્જિદો પૈકીની વિશેષતઃ મસ્જિદો ક્યાં તો સૂની અને નિસ્તેજ પડી છે કે ક્યાં તો કાળનાં પરિવર્તનોથી તેનું રૂપ-સ્વરુપ જ તદ્દન બદલાઇ ગએલું છે. ભરુચ, ખંભાત, સોમનાથ પાટણ, લુલીયાણા, વેરાવળ, માગરોળ, જૂનાગઢ, મોઢેરા, વગેરેમાં બનાવવામાં આવેલી મસ્જિદોની ભાળ ઈતિહાસો અને શિલાલેખોથી આપણને મળે છે. પરન્તુ ગૂજરાત-કાઠિયાવાડમાં વધુ સંશોધન કરવામાં આવે તો એ જ સૈકાની બીજી મસ્જિદો, ઇમારતો, વાવો, પાઠશાળાઓ કે સરાઓ વગેરેનો જરુર આપણને પત્તો મળી શકે છે. એ તરફ ગુજરાતના ઇતિહાસરસિકો અને સંશોધન-પ્રેમીઓ લક્ષ આપે તો ગૂજરાત કાઠિયાવાડની મધ્યકાલીન સંસ્કૃતિ, શિલ્પ, સ્થાપત્યકલા વિગેરે ઉપર મહત્વનો પ્રકાશ પાડી શકે એમ છે.

ચૌદમા સૈકાની સાંસ્કૃતિક સ્થિતિ અને સમૃદ્ધિની સ્હેજ ઝાંખી કરાવતાં, આ દિશામાં તમારી વધુ જિજ્ઞાસા ઉશ્કેરવા માટે મેં લીધેલો થોડો પરિશ્રમ હું ધારૂં છું કે નિરર્થક નહીં જાય.

---

# ચર્ચાપત્ર

## 'માધવની કથાતપાસ'ની ચર્ચા

શ્રી ફા ગુ સભા "ત્રૈમાસિક"ના પુ ૬ અ ૩મા 'ઉલુઘખાનનો ગુજરાતવિજય' નામનો શ્રી મુહમ્મદ ઉમ્મર કવિ કોકિલનો એક લેખ છપાયો છે ભાઇ કોકિલની ઐતિહાસિક સશોધનરસિકતા પ્રશસાપાત્ર છે, અને મુસ્લિમ ઐતિહાસિક સાધનોનો જે પરિચય એમના લખાણોમા જોવામા આવે છે તે મારા જેવાને ખુબ સહાયક થવાનો સભવ છે પણ એ લેખમાથી તો આ ચર્ચાપત્રમાના એક ગૌણ મુદ્દાનો–'માધવની કથાતપાસ'નો વિચાર કરવાનો છે

ગુજરાત ઉપર અલાઉદ્દીનના સરદાર ઉલુઘખાને ચઢાઇ કરી, એમા ગુજરાતના રાજા કર્ણ વાઘેલાના અમાત્ય માધવનો કાઇ હાથ હતો કે નહીં, એટલો જ મુદ્દાનો પ્રશ્ન વિચારવાનો છે અરબી ફારસી સાધનોમા માધવ વિષે કોઈ ઉલ્લેખ નથી એ સાચુ છે પણ આ હકીકત સાઠ સિત્તેર વર્ષથી જાણમા છે જ મ પણ મારા ગુજરાતના મધ્યકાલીન રાજપૂત ઇતિહાસમા (ભા ૨ પૃ ૪૩૨)એ નોધી જ છે, અને તીર્થકલ્પ આદિ જે ગ્રથોમા માધવની કથાનુ મૂળ છે તેને જોયા વગર કે વિચાર્યા વગર કેમ્બ્રીજ હિસ્ટરી ઓફ ઇન્ડિયા ગ્ર, ૩, પ્રો કોમીસેરીએટનો ગુજરાતનો ઇતિહાસ વગેરે ગ્રન્થોમા મુસ્લીમ ચઢાઈનો વૃતાન્ત મુસ્લિમ ઇતિહાસોમાથી ઉતારવામા આવ્યો છે એટલે આ ગ્રન્થો વિરો તો જૂરો વિચાર કરવાનો રહેતો જ નથી

અહીં પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉઠે છે કે મુસ્લિમ ઇતિહાસોમા જેનો ઉલ્લેખ નથી તે માધવની કથા માટે શો પુરાવો છે? એ કથામા ઐતિહાસિક અશ છે, એવુ માનવા માટે શુ કારણ છે? રાસમાળામા ઉતારેલી ભાટચારણોએ કહેલી માધવની કથા માટે જે ગ્રન્થસ્થ પુરાવાઓ અત્યાર સુધીમા મળ્યા છે તે મે મારા ગુ મ રા ઇ (ભા ૨, પૃ ૪૨૯)મા આપ્યા છે, અને ભાઇ કોકિલે ફા ગુ સ ત્રૈના ઉપર કહેલા લેખમા એ ઉતાર્યા છે એટલે અહીં એને ફરી ઉતારવાની જરૂર નથી પણ શ્રી કોકિલે એ પુરાવાની ઐતિહાસિક કિંમત ઘટાડી નાખનારી જે દલીલો કરી છે તેનો જ ટૂકામા વિચાર કરવાની મારી ઇચ્છા છે

મુસ્લિમ ઇતિહાસોમા આ વાતનો ઉલ્લેખ નથી માટે એ સાચી ન હોવી જોઇએ, એવી મનોવૃત્તિ એમના પ્રયાસ પાછળ સ્પષ્ટ દેખાય છે એ પોતે લગભગ એમ કહે જ છે[1] પણ મુસ્લિમ ઇતિહાસોમા માધવની કથાની વિરુદ્ધ જાય એવુ કશુ નથી, કેવળ મૌન છે, અને મૌનનો પુરાવો પુરાવાશાસ્ત્રમા ઘણો નબળો ગણાય છે શ્રી કોકિલે કાઇ નવો પુરાવો રજૂ કર્યો નથી અને એમણે જે દલીલો કરી છે તેમા એક દલીલ જેનો વિચાર પાછળ કર્યો છે તે સિવાય મહત્ત્વની કોઈ નથી છતાએ પૂર્વપક્ષને સ્થૂણાખનન ન્યાયથી તપાસવા માટે એમની દલીલોમાના અગત્યના મુદ્દાઓ વિષે મારૂ મતવ્ય નીચે અતિ ટુકામા રજૂ કરૂ છુ

માધવની પ્રેરણાથી મુસલમાનોએ ગુજરાત ઉપર ચઢાઈ કરી, એમ કહેનારૂ સૌથી જૂનુ અને સમકાલીન પ્રમાણ વિવિધતીર્થકલ્પ છે, એ ઉલ્લેખ ચઢાઇ પછી બત્રીસ વર્ષે થયો છે,' એમ

---

૧ બાબુ છગનલાલ ગુપ્તેના ના પ્ર પ પુ ૧૧ અ ૪મા પ્રગટ થયેલા 'દેવલદેવી અને ખિજખાન' લેખને ભાઇ કોકિલ ખડનની દૃષ્ટિએ લખાયેલો કહે છે (ફા ગુ સ ત્રૈ પૃ, ૩૫૧ ટી ૧૯) વાત સાચી છે પણ એમના પોતાના આ લખાણમા પણ એવી ખડનાત્મક દૃષ્ટિ કોઇને લાગે તો નવાઈ નહીં

ભાઈ કોકિલ કહે છે તે એની પ્રમાણ તરીકે કિંમત કાંઈ ઓછી કરવા હશે. પણ ખરી હકીકત એ છે કે એ ગ્રન્થના લેખક જિનપ્રભસૂરિએ સ. ૧૩૨૭માં શરૂ કરીને ૧૩૮૯માં વિવિધ તીર્થકલ્પ પૂરો કર્યો છે.[૨] આ સૂરિએ કર્ણના રાજ્યકાળ પહેલાં, રાજ્યકાલમાં અને પછી પણ ગુજરાત, મારવાડની યાત્રાઓ કરી છે. એ સૂરિને ગુજરાતની જેટલી ઝીણી ખબર હોવાનો સંભવ જ નથી. ભાઈ કોકિલ કહે છે કે એને કોઈનો ટેકો નથી. એ પોતાની જાતમાહિતીની વાત કરતા હોવાનો સંભવ છે અને ધર્મારણ્ય, વિચારશ્રેણી, વગેરેનો ટેકો છે જ.

આવા સમકાલીન પુરાવાની કિંમત ઓછી કરવા માટે ભાઈ કોકિલ કહે છે કે જો એ વાત સાચી હોય તો એના પર તીર્થકલ્પના લેખકે "લાનત વરસાવી હોત અથવા વધુ વીગત આપી હોત" પણ વીગત ન આપી હોય અથવા લાનત ન વરસાવી હોય એટલાથી જે હકીકત નોંધી છે તે ખોટી શી રીતે ઠરે? ખરી રીતે વિવિધ તીર્થકલ્પ આખો ગ્રન્થ જોવાથી એમાં જૈન તીર્થોને લગતી ન હોય એવી વાતો–લાનત કે પ્રશંસા ક્યાંય આવતાં નથી. લાનત વરસાવવી એ એ ગ્રન્થનું પ્રયોજન જ નથી. સત્યપુર તીર્થના પ્રસંગમાં આટલી એક હકીકત નોંધી છે, એ જ ઘણું છે. રાગદ્વેષ વગર તટસ્થ રીતે પ્રસંગોપાત્ત નોંધાયેલ હોવાથી જ એની ઐતિહાસિક કિંમત ગણી છે.

છેવટ આ સમકાલીન પુરાવાની અડચણ ટાળવા માટે મૂળપાઠમાં 'માહવ' નહીં હોય, કદાચ માહિમદ કે માહમદ હોય? એવી નિર્મૂળ નિરાધાર કલ્પના કરી છે. ખંડનના વેગમાં કલ્પના કેટલે દૂર દોડી છે? કોઈ હાથપ્રતમાં બીજું પાઠાંતર છે કે નહીં, એની મુનિ શ્રી જિનવિજયજી જેવા દ્વારા તપાસ કરવાની, આવી કલ્પના કર્યા પહેલાં જરૂર નહીં શું?

ટુંકામાં, મારા મતે તો, વિવિધ તીર્થકલ્પમાં છે એ એક જ વાક્ય આપણી પાસે હોત તોપણ ગુજરાત ઉપરની ચઢાઈમાં માધવનો કાંઈક હાથ હોવાની વાત ઐતિહાસિક માનવી પડે, એટલો એ બળવાન પુરાવો છે, અને ભાઈ કોકિલ મનાવવા ઇચ્છે છે તેમ તીર્થકલ્પ-માંથી પછીનાં બધાં કથનો ઉતરી આવ્યાં છે એવું માનવા માટે કશો પુરાવો નથી. પાછળના ગ્રન્થકારોએ પોતાના વખતમાં પ્રચલિત દંતકથા સ્વતંત્ર રીતે જ ઉતારી છે. ખરી રીતે તીર્થ-કલ્પના તથા વિચારશ્રેણીના લેખકોએ પોતે જે જાણતા હશે તેમાંથી અમુક અતિ મહત્ત્વની લાગી તેટલી જ ટુંકી વાત નોંધી છે. ત્યાર પછીના લેખકોએ વિગતોવાળી દંતકથા આપી છે.

વિચારશ્રેણીને શ્રી. કોકિલ ૧૫મા શતકમા મૂકે છે, પણ ઘણું કરી એ ૧૪મા શતકનો ગ્રંથ છે. એના લેખકે તીર્થકલ્પ કદાચ જોયો હશે; એમાંથી ઉતારો કર્યો છે, એમ કહેવા માટે શ્રી. કોકિલ પાસે શો પુરાવો છે? માધવને નાગર વિપ્ર વિચારશ્રેણી કહે છે, એ જ બતાવે છે કે એનું કથન તીર્થકલ્પથી સ્વતંત્ર છે. વિચારશ્રેણીકારે સં. ૧૩૬૦ની સાલ ખોટી આપી છે, પણ એથી ઉલટા પક્ષમા એણે સોલંકી રાજાનો અનુક્રમ લગભગ બરાબર તથા એ વંશના રાજાઓની ઘણીખરી તારીખો સાચી આપી છે, અને એ ગ્રન્થનો આ ગુણ પ્રખર પુરાવિદ બુલ્હરે ઇ. સ. ૧૮૭૭માં જ પકડયો હતો.

નાભિનંદનોદ્ધાર પ્રબંધમાં માધવની વાત નથી, એ સાચુ, પણ એમ તો ના. પ્ર. માં જે કહેલું છે તે તીર્થકલ્પમાં નથી. મુસ્લિમ ચઢાઈનો સમગ્ર વૃત્તાન્ત લખવાનો એમાથી એકેય ગ્રન્થનો દાવો નથી.

બાકી રહેલા પુરાવાઓમાં કાન્હડદે પ્રબંધ સ. ૧૫૧૨મા, ધર્મારણ્ય તે પહેલાં ઘણું કરી ૧૫મા શતકમાં અને નેણસીહીખ્યાત ૧૭મા શતકના અંતમાં રચાયેલ છે. પહેલા બે ગ્રંથો

૨. જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ, પૃ. ૪૧૬.

બ્રાહ્મણસંપ્રદાયના ગ્રંથો છે અને એ કારણથી ઉપલા બેથી એનો પુરાવો સ્વતંત્ર છે ત્રીજો ગ્રન્થ ભાટોની ઉપલા ચારેયથી જૂદી પરંપરાનો ગ્રન્થ છે પાછલા કાળના આ ત્રણ ગ્રન્થોમા જેમ વિગતો વધારે છે,–માધવની રીસનું કારણ કા પ્ર અને ને ખ્યા મા આપ્યુ છે, એ એનો ગુણ છે, તેમ વિગતોમા વિસંવાદ છે, એ દોષ છે જે એ ગ્રન્થોની ઐતિહાસિક કિંમતને ઓછી કરી નાખે છે, આ ગ્રન્થોમા દંતકથારૂપ જેમ ઘણો અંશ છે તેમ ઐતિહાસિક અંશ પણ છે

ઉપર કહેલા પુરાવાઓનો સામટો વિચાર કરતા એમ દેખાય છે કે કર્ણ રાજાનો મંત્રી માધવ, કોઇ કારણથી રાજાથી રીસાઇને મુસલમાનોને ગુજરાત ઉપર તેડી લાવ્યો, એવી દંતકથા ૧૪મા ૧૫મા શતકથી ગુજરાત કાઠિયાવાડમાં પ્રચલિત હતી પછી માધવ શા માટે રીસાયો એ બાબતમાં કાન્હડદેપ્રબંધ, નેણસીકી ખ્યાત વગેરે ગ્રન્થો એકમત નથી એટલે આપણે દંતકથાના એ અંશને શંકાની નજરથી જોઇએ તે યોગ્ય જ છે પણ મંત્રી માધવ રીસાયો અને મુસલમાનોને ગુજરાત ઉપર ચઢાઇ કરવાની તેણે પ્રેરણા કરી એટલી દંતકથાની વાત બધા ગ્રન્થોમા એકસરખી છે તીર્થકલ્પમા અને વિચારશ્રેણીમા માધવ રીસાયો એવા શબ્દો નથી, પણ પરદેશી શત્રુને રીસાયો હોય તો જ તેડી લાવે એટલે એ અર્થ અર્થાપત્તિથી પ્રાપ્ત (implied) છે જ, એટલુ જ નહીં પણ એમાનો એક ગ્રન્થ કર્ણનો તદ્દન સમકાલીન છે તીર્થકલ્પનુ વાક્ય ઉત્કીર્ણ લેખના શબ્દો જેટલુ પ્રમાણભૂત ગણાવુ જોઇએ વળી પાટણના રાજાનો માધવ નામનો મંત્રી એ વખતે હતો એટલુ તો સં ૧૩૫૨ કે ૫૩ના નૈષધકાવ્યની ટીકાના શબ્દોથી નિઃસંદિગ્ધ છે[3] એટલે તીર્થકલ્પમા કર્ણનો મંત્રી એમ નથી, ખાલી મંત્રી એમ જ છે, એથી કશો ફેર પડતો નથી

હવે આ પુરાવાની સામે બે દલીલો છે, એક તો મુસ્લીમ ઇતિહાસોમા આવો કશો ઉલ્લેખ નથી એ મૌન એ નબળો–ઘણો નબળો પુરાવો છે એક ઇતિહાસકારે ન નોંધી હોય એવી એ જ સમય અને પ્રસંગની નવી હકીકત બીજા ઇતિહાસકારે નોંધી હોય એવા પુષ્કળ દાખલાઓ છે છતા મુસ્લીમ ઇતિહાસમા ન હોય એ વાત ન જ માનવી, એવો જેને આગ્રહ હોય એને તો મારે કાંઇ જ કહેવાનુ નથી

બીજી દલીલ અને જેમા અમુક બળ છે એમ મારે કબુલ કરવુ જોઇએ તે શ્રી કોકિલ કહે છે તેમ અમુક જાતના બનાવ માટે અમુક જ કારણ લોકમાનસમા ગોઠવાઇ જવાની ટેવને પરિણામે જેમ કોઇ શહેરની સ્થાપના માટે "જબ કુત્તેપર સસ્સા આયા–" વાળી કલ્પના વ્યાપક થઇ ગઇ છે તેમ વિદેશીઓના આક્રમણના મૂળમા કોઇ સ્વદેશીનો દગો હોવો જોઇએ એવી કલ્પના વ્યાપક છે આ દલીલમા ઘણુ જોર છે અને જો તીર્થ-કલ્પ તથા વિચારશ્રેણીના સ્પષ્ટ ઉલ્લેખો અને માધવ સં ૧૩૫૨ સુધી મંત્રી હોવાનો સ્વતંત્ર પુરાવો ન હોત તો હું પણ આખી કથાને ઐતિહાસિક અંશ વગરની માનવા જરૂર લલચાત પણ આ પુરાવાઓ છે અને સંશોધકની ફરજ નાનામોટા દરેક પુરાવાનો પૂરતો વિચાર કરવાની છે અને બધો વિચાર કરતા, નવો કોઇ પુરાવો મળી ન આવે ત્યા સુધી મને એમ લાગે છે કે કર્ણને માધવ નામનો અમાત્ય હતો ઘણુ કરી એ નાગર હતો એ કોઇ કારણથી રાજાથી રીસાયો અને મુસલમાનોને ગુજરાત ઉપર ચઢાઇ કરવા માટે કાંઇક ઉત્તેજન આપ્યુ અલબત્ત અલાઉદ્દીન તો આવુ કાંઇ ન બન્યુ હોત તો પણ ગુજરાત ઉપર લશ્કર મોકલત એવો સંભવ છે જૂદા જૂદા રાજ્યો ઉપર એણે ચઢાઇઓ કરી જ હતી આ કારણથી કે ગમે તે કારણથી પણ મુસ્લીમ ઇતિહાસકારોને માધવની વાત

૩ જુઓ માના ગુ મ રા ઈ ભા ૨ પૃ ૪૨૫ નૈષધકાવ્યની ટીકામા માધવને મહામાત્ય મુખ્ય મંત્રી કહ્યો છે કાન્હડદે પ્રબંધમા પ્રધાન કહ્યો છે બધાનો અર્થ એક જ છે

નોંધવા જેટલી મહત્ત્વની લાગી નથી, છતાં એ કથામાં અસંબંધિત કશું નથી. વિદેશીઓના પક્ષમાં જતા રહેનારા દેશદ્રોહીઓનો ઇતિહાસમાં તોટો નથી. આ બધું જોતાં ઉપર કહ્યો છે તેટલો–કદાચ તેથી ઓછો વત્તો પણ કાંઈક ઐતિહાસિક અંશ માધવની કથામાં છે, એવો મારો મત છે.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

---

## શ્રી ફાર્બસ ગુજરાતી સભા
### ગુજરાતની એક પ્રાણવાન સાહિત્યિક સંસ્થા

**શ્રી ફાર્બસ** ગુજરાતી સભા સને ૧૮૬૫ માં સ્થપાઈ. સભાનો મુખ્ય હેતુ એ છે કે, ગુજરાતને લગતા કે ગુજરાતી ભાષામાં લખાયેલાં ગદ્ય પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ કરવો, તેમાંનાં જે પુસ્તકો મુદ્રિત સ્વરૂપમાં સંરક્ષણ કરવા યોગ્ય લાગે તેવાં હોય તે પુસ્તકોનાં ભાષાંતર કરાવવાં અને પ્રસિદ્ધ કરવાં. આ ઉપરાંત ગૌણ હેતુઓ એ છે કે, અનુકૂળતા આવે તેમ અંગ્રેજી અને બીજી ભાષાઓમાંનાં ઉપયોગી પુસ્તકોનાં ભાષાન્તર સંપાદન કરવાં, ગુજરાતી ભાષાના સ્વતંત્ર પુસ્તકોને ઉત્તેજન આપવું. અને વિજ્ઞાનશાસ્ત્રાદિક ગ્રંથોને પણ ઉત્તેજન આપવું.

ગુજરાતને લગતા, ખાસ કરીને પ્રાચીન તેમ જ મધ્યકાલીન યુગના ઇતિહાસ તેમજ સાહિત્યનાં ક્ષેત્રોમાં શોધખોળની પ્રવૃત્તિને ઉત્તેજન આપવું. એ આ સભાનું મુખ્ય ધ્યેય હોઈને સભા આ વિષયમાં નિષ્ણાત વિદ્વાનો પાસે આવી પ્રવૃત્તિઓ પુસ્તકો તેમજ વ્યાખ્યાનો દ્વારા કરાવે છે. એ ઉપરાંત આ વિષયને લગતી ચર્ચાઓ દ્વારા સમાજમાં એને માટે રસ ઉત્પન્ન કરી શકાય, એ હેતુથી ઈ. સ. ૧૯૩૬ ના એપ્રિલ માસથી 'ત્રૈમાસિક' પણ શરૂ કર્યું છે. પાંચ વર્ષમાં આ 'ત્રૈમાસિકે' પ્રતિષ્ઠિત વિદ્વાનો અને અભ્યાસીઓના સહકારથી ઇતિહાસ, સંશોધન અને સાહિત્ય માટે સારા પ્રયાસો કર્યા છે

આ ત્રૈમાસિકના પ્રકાશક અને સંપાદક શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સહાયક મંત્રી શ્રી અંબાલાલ બુલાખીરામ જાની છે.

વાર્ષિક લવાજમ રૂા. ૩. ૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભા મંદિર, વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસ લેઈન મુંબઈ ન. ૪.

### 'સુવર્ણ મહોત્સવ ગ્રંથ' અને 'સરસ્વતી પુરાણ'

શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી ૭૫ વર્ષની સાહિત્યપ્રવૃત્તિ નિમિત્ત શ્રી. અંબાલાલ બુલાખીરામ જાનીએ સંપાદિત કરેલ 'શ્રી ફાર્બસ ગુજરાતી સભા–મહોત્સવ ગ્રંથ' મળ્યો છે. આ વિદ્વન્માન્ય ગ્રંથમા પ્રાચીન અને અર્વાચીન ગુજરાતી સાહિત્ય, ઇતિહાસ શિલ્પ–સ્થાપત્ય અને સંશોધન ઉપર પંડિતો અને સાક્ષરોએ લખેલા વિદ્વત્તાપૂર્ણ લેખોનો સંગ્રહ કરેલો છે. ૩૬૮ પાનાં, મોટું કદ, આટલી સાહિત્યપ્રચૂર સામગ્રી છતાં મૂલ્ય ત્રણ રૂપિયા છે.

એ જ સંસ્થા તરફથી શ્રી. કનૈયાલાલ ભાઈશંકર દવેએ સંશોધિત કરેલું 'સરસ્વતી પુરાણ' મળ્યું છે. આ પુસ્તકમાં 'સરસ્વતી પુરાણના ઐતિહાસિક વિભાગ સર્ગ ૧૫ મા તથા સર્ગ ૧૬ માનુ સંશોધન કરી, ઉપયુક્ત અને વિસ્તૃત વિવેચના આપેલી છે. કુલ પૃષ્ઠ ૩૯૪ મૂ. બે રૂપિયા.

"સાહિત્યની દુનીયા" : ફુલછાબ : ૭–૧૧–૪૧ પાનું ૧૩.

# ભાગવત અને જૈનધર્મો: તેમનો ઉત્પત્તિકાળ અને પરસ્પર સમન્વય

[વ્યાખ્યાતા—રા બ પ્રહ્લાદજી ચન્દ્રશેખર દિવાનજી, એમ એ, એલએલ એમ]

શ્રી ફાર્બસ ગુજરાતી સભાના આશ્રયે શ્રી બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળાને અંગે તા ૧૩-૧૧-૪૧ વાર ગુરૂવારે રા ગ પોપટલાલ ગોવિંદલાલ શાહના પ્રમુખપદે શ્રી ફાર્બસ ગુજરાતી સભામન્દિરમા રા બ પ્રહ્લાદજી ચન્દ્રશેખર દિવાનજી, એમ એ, એલએલ એમ એમણે 'ભાગવત અને જૈનધર્મો તેમનો ઉત્પત્તિકાળ અને પરસ્પર સમન્વય,' એ વિષય ઉપર મનનીય અને માહિતીથી ભરપૂર વ્યાખ્યાન કલાક પર્યંત આપ્યુ હતું આ પ્રસંગે શ્રોતાઓની હાજરી પ્રમાણમા ઠીક હતી ૧૫-૨૦ ની સંખ્યા થઈ હતી, જેમા રા સા મગનલાલ દ ખખ્ખર, રા રા ગંગાદાસ મંગળદાસ વકીલ, રા રા મોહનલાલ દ દેસાઇ, રા રા નટવરલાલ છ દેસાઈ, રા રા બાબુલાલ ઈ દેસાઈ, રા રા ગોકુળદાસ નાનજીભાઇ ગાંધી, ડૉ મી આર અનારી, રા ગ રેવાશંકર મેઘજી દેલવાડાકર શાસ્ત્રી વગેરે હતા

શરૂઆતમા સભાના સહાયક મંત્રી, **રા અંબાલાલ બુલાખીરામ જાનીએ** સભા બોલાવવાનું પ્રયોજન વાચ્યુ હતુ

## વ્યાખ્યાતાનો પરિચય

તે પછી પ્રમુખ શ્રી **પોપટલાલ ગોવિંદલાલ શાહે** વ્યાખ્યાતાનો પરિચય આપતાં જણાવ્યુ કે

રા બ પ્રહ્લાદજી દિવાનજી હાલમા સરકારી નોકરીમાથી નિવૃત્ત થયા છે, અને મુંબઇના સાંતાક્રુઝમા પોતાનું મકાન આનંદભવન બંધાવી તેમા નિવાસ કરી રહ્યા છે તેઓએ ઓરીએન્ટલ કોન્ફરન્સોમા ભાગ લીધો છે તેમને સાહિત્ય, ધર્મશાસ્ત્ર તેમજ કાયદાનું સારૂં જ્ઞાન છે તેમણે પ્રાચીન સંશોધન તથા ઇતિહાસ વિષે પુસ્તકો લખ્યા છે તેઓ સાહિત્ય અને સંશોધનની સંસ્થાઓમા સારો રસ લે છે એમના જેવા એક વિદ્વાનનો લાભ આજે આપણી સભાને મળી શક્યો છે, તે ઘણુ ખુશી થવા જેવુ છે

## રા બ પ્રહ્લાદજી દિવાનજીનુ વ્યાખ્યાન

ત્યાર બાદ વ્યાખ્યાતા **રા બ પ્રહ્લાદજી ચન્દ્રશેખર દિવાનજીએ** 'ભાગવત અને જૈન ધર્મો' વિષે વિચારપૂર્ણ અને મનનીય વ્યાખ્યાન આપ્યુ હતુ તેમા તેમણે ભાગવત અને જૈન એ બે ધર્મોની ઉત્પત્તિ તથા બન્ને વચ્ચેનું સામ્ય વિસ્તારથી દર્શાવ્યા હતા તેમના એ ભાષણના મુખ્ય મુદ્દાઓ આ પ્રમાણે છે

પ્રથમ બન્ને ધર્મો વચ્ચેનું સામ્ય દર્શાવતા તેમણે કહ્યુ કે—

ભાગવત શબ્દ માટે બન્ને ધર્મોમા સામાન્ય ગણાઓ વપરાય છે અર્હત્ શબ્દ આર્ય ગ્રન્થોમા પણ વપરાયો છે સાધુઓ અને સંન્યાસીઓને પાળવાના યમનિયમોમા અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ, એ પાંચે અંગો બન્ને ધર્મોમા સામાન્ય છે પરંતુ

સંન્યાસીઓમાં હાલમાં આ યમનિયમો પાળવામા શિથિલતા જોવામાં આવે છે, ત્યારે જૈન સાધુઓમાં તે વધારે કડક પ્રમાણમાં પળાય છે. દેવની પૂજાવિધિમાં પણ બન્નેમાં સમાનતા છે. ધૂપ, દીપ, આરતી, નૈવેદ્ય, શણગાર વગેરેમાં પણ કંઈને કંઈ સમાનતા જોવામાં આવે છે. તે સિવાય વ્રતાદિકો પણ બંને પાળે છે. ભાગવતો એકાદશી વગેરે વ્રતો કરે છે. તેમ જૈનો પણ જૂદાં જૂદાં વ્રતો કરે છે. આ પ્રમાણે બને ધર્મો વચ્ચે સામ્ય બહુ જોવાય છે.

### કેટલાક સિદ્ધાન્તોમાં સમાનતા

વેદકાળના અને પછીના સાહિત્યમાં ભાષા અને વસ્તુમાં તફાવત છે. ઇતિહાસપુરાણો આદિ પાંચમો વેદ કહેવાય છે. વેદકાળનું સાહિત્ય પ્રાકૃત લોકો નહી સમજી શકયાં તેથી ઇતિહાસપુરાણની રચના થઈ છે. જૈનોનાં સૂત્રો આચારાંગ સૂત્ર વગેરેની વસ્તુ પૌરાણિક છે અને તે હિન્દુઓનાં પુરાણોને મળતાં આવે છે. હિન્દુઓનાં પુરાણો અને જૈનોનાં સૂત્રોમાં સૃષ્ટિની ઉત્પત્તિ, પ્રલય, દેવોનાં વર્તન અને કાલગણના વગેરેમા સામ્ય રહેલું છે, માત્ર લક્ષણનાશઓની દૃષ્ટિ જુદી જુદી છે. વળી બન્ને ધર્મના કેટલાક મૂળભૂત સિદ્ધાન્તો સરખા છે: જેમકે મનુષ્યને જન્મથી જ કર્મનું બંધન લાગેલું છે, કર્મના સિદ્ધાન્ત ઉપર હિન્દુ ધર્મશાસ્ત્રો કરતાં જૈન શાસ્ત્રોમાં ઘણો વધુ અને ઊંડો વિચાર કરાયલો છે, કર્મબંધન મૂકવાનો સિદ્ધાન્ત પણ બન્નેમાં એક જ છે. મુક્તિ અમુક સાધના દ્વારા પ્રાપ્ત થાય છે. અને તે પણ બન્નેમાં છે. પહેલાં તો જૈનધર્મ ત્યાગીઓ–સાધુઓ પૂરતો જ હતો, સંસારીઓને તેમાં સ્થાન નહોતું; પાછળથી સંસારીઓને પણ તેમાં લેવાથી તેની કડકાઈ કાંઈક અંશે ઓછી કરવામાં આવી છે. આત્મપ્રાપ્તિ માટે યોગનું સાધન પણ બન્નેમાં સમાન છે.

### સમાનતાનાં કારણો

આ સમાનતાનાં કારણો દર્શાવતાં વ્યાખ્યાતાએ કહ્યું કે—

વૈદિક કાળથી જ ધર્મના પ્રવૃત્તિધર્મ અને નિવૃત્તિધર્મ એવા બે માર્ગો ચાલતા દેખાય છે. વેદમાં કર્મ અને જ્ઞાન મુખ્યત્વે છે. કેટલાકો ઉપાસનાનો એક જૂદો ત્રીજો માર્ગ કહે છે, પણ ઉપાસનામા કર્મ અને જ્ઞાનનું મિશ્રણ છે. ઉપાસનાને જેમ કર્મ સાથે તેમ જ્ઞાનને પણ ઉપાસના સાથે નિકટ સંબંધ છે, એટલે એક રીતે તે કર્મ અને જ્ઞાન વચ્ચેનો પુલ કહેવાય. ઋગ્વેદમાં પ્રકૃતિની ઉપાસનાનાં જેમ સૂકતો છે તેમ આત્માપરમાત્માની એકતાસૂચક સૂકતો પણ છે. તેમાં પુરૂષસૂક્ત, હિરણ્યગર્ભસૂક્ત, વાયવ્ય સૂકત, વાક્ યાને દેવી સૂકતનો સમાવેશ થાય છે. પુરૂષસૂક્ત સૃષ્ટિની ઉત્પત્તિ એક પુરૂષ–વિકાર એની ક્રિયાનુ કથન છે; હિરણ્યગર્ભ સૂક્ત જ્ઞાન પરત્વે છે, અને વાયવ્ય સૂકતમાં સમષ્ટિપ્રાણની એકતા બતાવી છે. દેવીસૂક્તમાં આત્મા–પરમાત્માનો સાક્ષાત્કાર દર્શાવ્યો છે. મતલબ કે ઇશ્વરના સાક્ષાત્કાર વિષેનું જ્ઞાન વેદકાળથી જ છે. જ્ઞાન અને જ્ઞાનકર્મસમુચ્ચય એવા બે માર્ગો પ્રચલિત થયા હતા. તેમાંય જ્ઞાનમાર્ગની એટલે કે ત્યાગની વૃદ્ધિ થતી હતી. રાજાઓ પણ રાજ્યધુરાનો ત્યાગ કરી, વનમાં જઈ રહેવા લાગ્યા હતા. કૃષ્ણાવતારમાં પાંડવકૌરવોના મહાયુદ્ધના મહાસંહાર બાદ અને યાદવોના વિનાશ બાદ ઋષિમુનિઓની સ્થિતિ કફોડી થઈ પડી હતી અને વેદધર્મ લુપ્ત થવા માંડયો હતો. તે વખતે અપાંતમસ એટલે વેદવ્યાસે મળી શકતી સંહિતાઓમાંથી ચાર વેદ અને પુરાણોની રચના કરી. શ્રીકૃષ્ણે દેવો વગેરેની પૂજાને બદલે ભગવાનની પૂજાનો ધર્મ પ્રવર્તાવ્યો તે ભાગવત ધર્મ ભગવાન્ એટલે કોઇ વિશેષ નામ નહીં, પણ છ પ્રકારનાં ઐશ્વર્ય

—અપન્ન એવી વ્યક્તિની કલ્પના થઈ અને એ વ્યક્તિને ભગવાનનુ નામ અપાયુ, વેદવ્યાસે આ ભાગવત ધર્મનો વેદ સાથે મહાભારતમા સમન્વય સાધ્યો અને ભાગવતધર્મનુ પહેલુ પુસ્તક તે ગીતા છે એમા કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણેનો સુન્દર સમન્વય કરી, એક બીજા પ્રતિનો વિરોધ ટાળવાનો સફળ પ્રયાસ કરેલો છે આ ભાગવત ધર્મમાથી હિન્દુઓના બધા ધર્મપથો નીકળેલા જણાય છે

## જૈન ધર્મનો ઉદય

ત્યાગધર્મ પ્રવર્તનારાઓમા કપિલમુનિ અગ્ર સ્થાને છે તેઓ સાખ્ય શાસ્ત્રના પ્રણેતા છે જૈનધર્મના મૂળ પ્રવર્તક તો ઋષભદેવ છે તે નાભિ રાજાના પુત્ર હતા અને તેમની કથા ભાગવત ત્રીજા સ્કધમા આપેલી છે એ ઋષભદેવના પુત્ર ભરત પણ ત્યાગધર્મી હતા શ્રીકૃષ્ણના કાકાના દીકરા અરિષ્ટનેમિ નેમિનાથ કરીને હતા એને જૈનો ૨૨ મા તીર્થંકર માને છે પરતુ તે શ્રીકૃષ્ણે પ્રવર્તાવેલા ભાગવત ધર્મથી જૂદા પડયા અને ત્યાગ ધર્મ—જૈનધર્મ પ્રવર્તાવ્યો એ અરિષ્ટનેમિ પરણ્યા ન હોતા અરિષ્ટનેમિ અને શ્રીકૃષ્ણનો કાળ એક જ છે આ રીતે અરિષ્ટનેમિ પોતાના લગ્નપ્રસગે અસખ્યાબધ પશુઓની થનારી હત્યાના ભયથી કપી, એ પશુઓની પાશ કાપી નાખી, લગ્ન કરવાનું માડી વાળી, ત્યાગી થયા, ત્યારથી શ્રીકૃષ્ણના ભાગવતધર્મથી જૂદા પડયા અને જૈનધર્મ પ્રવર્તાવ્યો જો કે જૈનો જૈન-ધર્મ તેથીય વધુ પ્રાચીન હોવાનુ કહે છે જૈનોના ગ્રથોમા ૨૪ તીર્થંકરો થયાનુ લખ્યુ છે, પણ ચાર તીર્થંકરો સિવાય બીજા તીર્થંકરોની કશી વીગતવાર માહિતી મળતી નથી

આ ઉપરથી જાણી શકાશે કે જૈનધર્મ એ બુદ્ધધર્મની કોઇ શાખા નથી, તેમ તદ્દન નવો ધર્મ નથી, પણ ભાગવતધર્મની સાથે અસ્તિત્વમા આવેલો ધર્મ છે અને તે કારણે તે બન્નેમા આટલુ સામ્ય છે આમ હોવાથી આર્ય પ્રજાના જૂદા જૂદા મતાનો પરસ્પર ભ્રાતૃ-ભાવથી વર્તે તો આર્ય પ્રજાનો જરૂર ઉત્કર્ષ થાય

## ઉપસહાર

ઉપસહારમા પ્રમુખ રા પોપટલાલ ગોવિંદલાલ શાહે જણાવ્યુ કે—

ગુજરાતમા ઘણા ધર્મોની ઉત્પત્તિ થઈ છે, વૈષ્ણવ, પાશુપત વગેરે પાશુપત મત તો છેક નેપાલ સુધી ફેલાયેલો હતો જૈનધર્મમા પણ છેલ્લા બે હજાર વર્ષમા ગુજરાતમા જાગૃતિ આવી છે અહિંસાનો પ્રચાર ગુજરાતમા જ સંગીન થયો છે ગુજરાતમા એ રીતે જૂદા જૂદા ધર્મોનો સમન્વય થઈ રહ્યો છે

રા મોહનલાલ દલીચદ દેસાઈએ વિદ્વાન વ્યાખ્યાતા અને પ્રમુખનો આભાર માન્યો, અને રા ગ અબાલાલ બુ જાનીને તેને અનુમોદન આપ્યુ

બાદ સભાનુ કામ પૂરૂ થતા વિસર્જન થઈ હતી

**નોંધ**—આ વ્યાખ્યાન સમગ્ર શ્રી ફા ગુ સભા ત્રૈમાસિકના વર્ષ ૭ અ ૧ મા છાપવાનો પ્રબધ થયો છે સ અં બુ જાની

# કાયદામાં ગૂજરાતી હિન્દુ સ્ત્રીઓનું સ્થાન

[ નિબંધ લેખક :—રા. રા. પ્રવીણરાય મૂળવન્તરાય બક્ષી. એમ. એ. ]

નિબંધની શરૂઆત કરતાં પહેલાં અત્રે નિબંધના વિષયનું ક્ષેત્ર અને તેની સીમાઓ નિર્ણીત થાય એ જરૂરી લાગે છે. ગૂજરાતી હિન્દુ સ્ત્રીઓનું "કાયદામાં સ્થાન" એ વિષય છે. અહીં "કાયદો" એટલે માત્ર હિન્દુ કાયદો (Hindu Law) જ નહીં, પણ ન્યાયનું આખું ક્ષેત્ર, એવો અર્થ જ લેવો જોઈએ. ગૂજરાતી હિન્દુ સ્ત્રીઓની કાયદામાં સ્થિતિ અમુક બાબતોમાં હિન્દુસ્તાનના અન્ય ભાગોની સ્ત્રીઓના જેવી જ છે, જ્યારે અમુક બાબતોમાં તેમનાથી જૂદી જાતની છે. આ નિબન્ધમાં ઉપર્યુક્ત બન્ને બાબતોની ચર્ચા કરવી ઉચિત લાગે છે, કારણ કે તેમ કર્યા વિના નિબન્ધના વિષયની પૂરી છણાવટ ને સંતોષકારક વિસ્તાર થઈ શકે નહી.

સગવડખાતર વિષયના ચાર ભાગ થઈ શકેઃ

૧. મિલકત સંબંધી સ્થિતિ :—આ વિભાગમાં સ્ત્રીઓના વારસાહક્ક, વિધવાના માલિકી હક્ક, સ્ત્રીધન, વગેરે બાબતો આવશે.

૨. સ્ત્રીઓનું ભરણપોષણ.

૩. લગ્ન તથા છૂટાછેડા બાબત સ્ત્રીઓની સ્થિતિ

૪. અન્ય પરચુરણ હક્કો કે ફરજો.

ઉપરની યોજના લક્ષમા રાખીને જ અહીં વિષયની ચર્ચા કરવામાં આવશે.

આ ચર્ચામાં અલબત્ત કાયદાનાં સર્વ અંગો ને ઉપાંગો પર પૂરતું ધ્યાન અપાવું જોઈએ; પણ સ્વાભાવિક રીતે જ વસ્તુનો મોટો ભાગ હિન્દુ કાયદામાંથી મળી આવે છે. હાલના હિન્દુ કાયદાનો જન્મ ને વિકાસ ચાર મૂળોમાંથી થયો છે—૧. શ્રુતિ એટલે ઋક્, સામ, યજુસ્ ને અથર્વ એ ચાર વેદ. ૨. સ્મૃતિ–સ્મૃતિની સખ્યા વિષે ઘણા મતભેદ છે; મનુ, યાજ્ઞવલ્કય, નારદ, કાત્યાયન, વસિષ્ઠ, દેવલ, બૃહસ્પતિ, એમની સ્મૃતિઓ અગત્યની ગણાય છે. ૩. અદાલતના ફેંસલાઓ—જેમાં પ્રીવી કાઉન્સીલની ન્યાયસમિતિ, અને હિન્દુસ્તાનની જૂદી જૂદી હાઈ કોર્ટોના ચુકાદાઓનો સમાવેશ થાય છે. અલબત્ત ગૂજરાત માટે મુંબઈ હાઈકોર્ટના ચુકાદાઓ વધારે અગત્યના છે. ૪. ધારાઓ (Enactments) દાખલા તરીકે, પુનર્લગ્નધારો, બાળલગ્નધારો, સ્પેશ્યલ મેરેજ ધારો, વગેરે. ઉપરનાં ચાર મૂળોમાંથી શ્રુતિની અગત્ય બહુ ઓછી છે, પણ બીજું, ત્રીજું ને ચોથું એની અગત્ય આપણા વિષય માટે ઘણી છે.

૧. હવે વિષયના પહેલા ભાગ–મિલકત સંબંધી સ્ત્રીઓના હક્કની ચર્ચા કરીએ. આમાં પ્રથમ સ્ત્રીઓના વારસા હકક આવે છે. આ બાબતમાં ગૂજરાતી હિન્દુ સ્ત્રીઓના હક્ક હિન્દના અન્ય ભાગની સ્ત્રીઓના હક્ક કરતાં ઘણા વધારે ને ઉંચા પ્રકારના છે. હિન્દુ કાયદામાં હિન્દના પાચ વિભાગમાં જૂદા જૂદા નિયમો લાગુ પડે છે. આ પાંચ વિભાગ તે નીચે મુજબ—બંગાલ, મિથિલા, બનારસ (ઉત્તર હિન્દનો અન્ય ભાગ) દક્ષિણ હિન્દ, ને પશ્ચિમ હિન્દ. ગૂજરાત પશ્ચિમ હિન્દમાં આવેલ હોઇ તેના નિયમો અન્ય પ્રાન્તો કરતાં

જૂદા પ્રકારના છે વળી નીલકંઠ ભટ્ટના "વ્યવહારમયૂખ" નામે પુસ્તકમા આપેલ નિયમો ગૂજરાતમા સ્વીકારાયા હોઈ તેને અંગે પણ અમુક ભેદ પડયા છે

એક સ્ત્રીને બે પ્રકારના વારસાહક્ક હોઈ શકે (૧) અન્ય સ્ત્રી તરફથી વારસો મળે તે, (૨) અન્ય પુરુષ તરફથી વારસો મળે તે

પહેલા વિભાગ પ્રમાણે, જે વારસામા મિલકત મળે તેમા હિન્દના અન્ય પ્રાતની સ્ત્રીઓને ફક્ત મર્યાદિત હક્ક મળે છે, જ્યારે ગૂજરાતી સ્ત્રીઓને તેમા સપૂર્ણ માલિકીના હક્ક મળે છે, અને તેઓ તે મિલકતનો મરજી મુજબ ઉપયોગ કરી શકે છે, ને સ્વેચ્છા મુજબ વેચાણ, દાન, કે અન્ય વ્યવસ્થા કરી શકે છે

બીજા ભાગ પ્રમાણે પણ ગૂજરાતના નિયમો અન્ય પ્રાતો કરતા જૂદા છે અન્ય પ્રાતોમા એક પુરુષના સ્ત્રીવારસોની સખ્યા પાચ જ છે–તેની વિધવા, તેની પુત્રી, તેની માતા, તેની પિતામહી, ને તેના પિતાની પિતામહી અલબત્ત આ પાચના હક્ક એક સાથે નહીં પણ ક્રમશ છે ગૂજરાતમા આ પાચ ઉપરાત બહેન, ફોઈ, ગોત્રજ સપિડ પુરુષોની પત્નીઓ, અને મરનારના પાચ અગર અગર "પેઢી" સુધીના સતાનો, પૂર્વજો, તથા તેમના સતાનોની પુત્રીઓ–એ સૌને વારસાનો હક્ક–અલબત્ત અનુક્રમે–મળે છે અન્ય પ્રાતોમા વિધવા પુત્રી, વગેરે જે પાચ સ્ત્રીવારસો છે તેમને મિલકતમા મર્યાદિત હક્ક જ મળે છે ગૂજરાતમા પણ તેઓની સ્થિતિ તેવી જ છે પણ ગૂજરાતમાં બહેન, ફોઇ વગેરે જે ખાસ વારસો છે ત્યા ભેદ પડે છે આ વર્ગમા સપિડ સગોત્ર પુરુષોની પત્નીઓને માત્ર મર્યાદિત હક્ક મળે છે, જ્યારે અન્ય સ્ત્રીઓને–દા ત બહેન, ફોઈ, ભાઇની પુત્રી, કાકાની પુત્રી તેમને–સપૂર્ણ માલિકીના હક્ક મળે છે ગૂજરાતમા પુત્રીને પણ સપૂર્ણ માલિકી મળે છે, જ્યારે અન્ય પ્રાન્તોમા તે વારસ હોવા છતા તેને વારસાની મિલકતમા મર્યાદિત હક્ક જ મળે છે

"મર્યાદિત હક્ક" ને "સંપૂર્ણ માલિકી" વચ્ચેનો ભેદ ટુકામા સમજાવવો હોય તો એમ કહી શકાય કે મર્યાદિત હક્કવાળી સ્ત્રીને તે મિલકતમા ફક્ત આજીવન માલિકી મળે છે મિલકતનો તે ઉપયોગ તથા ભોગવટો કરી શકે છે પણ તેના મૃત્યુ પછી એ મિલકત એ સ્ત્રીના વારસને નહીં મળે પણ એ સ્ત્રીએ જે વ્યક્તિના વારસ તરીકે મિલકત લીધી હતી તે વ્યક્તિના વારસને એ મિલકત મળશે અને એ સ્ત્રી પોતાના જીવન દરમ્યાન પણ એ મિલકતનું વેચાણ, ગિરો કે અન્ય વ્યવસ્થા કાયદેસર જરૂરિયાતના ચોક્કસ સજોગોમા જ કરી શકે ઉપર્યુક્ત ભેદ એક દષ્ટાન્તથી સમજી શકાશે ક નામે એક ગુજરાતી પુરુષ એક વિધવા ને એક ભાઇને મૂકીને મરી જાય છે ક ની મિલકત વિધવાને મળશે, વિધવા તે મિલકતને ભોગવી શકે, તેનો ઉપયોગ કરી શકે, પણ વિધવાને "મર્યાદિત હક્ક" મળે છે એટલે તે વિધવા મિલકતને વેચી ન શકે, ભેટ કે દાનમા આપી ન શકે, ગિરો ન મૂકી શકે—સિવાય કે કાયદામા નક્કી થયેલ "આવશ્યકતા" ના સજોગો ઉપસ્થિત થયા હોય એટલે કે આવી વ્યવસ્થા કરવાનું જરૂરી થઈ પડયુ હોય, અગરતો મિલકતના લાભાર્થે હોય અને વિધવાના મૃત્યુ પછી ક ની મિલકત વિધવાના વારસને નહીં મળે, પણ ક ની નજીકમા નજીક જીવતા વારસને મળશે એટલે આ દષ્ટાન્તમા જો ક નો ભાઇ વિધવાના મૃત્યુ વખતે જીવતો હશે તો તેને ક ની મિલકત મળશે આમ ક ની વિધવાને તો મર્યાદિત હક્ક જ મળે છે

હવે "સપૂર્ણ માલિકી" નો દાખલો લઈએ ક નામે એક ગુજરાતી પુરુષ પોતાની

પુત્રી ને ભાઈને મૂકીને મરી જાય છે. ક ની સ્ત્રી તેની જીંદગીમાં જ મરી ગઇ છે. અહીં ક ની પુત્રીને ગૂજરાતમાં સંપૂર્ણ માલિકી મળશે, એટલે પુત્રી ક ની મિલકતને ભોગવી શકશે, એટલું જ નહીં પણ તેનું વેચાણ દાન વિષે અદલીબદલી કે અન્ય વ્યવસ્થા મરજી મુજબ કરી શકશે. ને પુત્રીના મૃત્યુ પછી ક તરફથી તેને મળેલી મિલ્કત ક ના ભાઈને કે ક ના કોઈ વારસને નહીં મળે, પણ પુત્રીના વારસને મળશે.

ઉપરની ચર્ચા પરથી જણાશે કે વારસાહક્ક બાબતમાં ગૂજરાતી હિન્દ સ્ત્રીઓની સ્થિતિ અન્ય પ્રાંતની સ્ત્રીઓ કરતાં ઘણી સંતોષકારક છે, ને તેમના હક્ક ઉંચા પ્રકારના છે.

ઉપર જે વારસાહક્ક વિષે કહેવાઇ ગયું તે હક્ક મરનાર પુરૂષની ભિન્ન એટલે પોતાની જૂદી મિલકતમાં જહોઈ શકે. જો એ પુરૂષ અવિભક્ત હિન્દુ કુટુમ્બમાં હોય તો એની અવિભક્ત મિલકત એના પુત્ર, પૌત્ર કે પ્રપૌત્રને જાય અને એ કોઇ ન હોય તો સંયુક્ત કુટુમ્બના અન્ય ભાગીદારો–મરનારના ભાઇઓ, ભત્રીજાઓ, પિતરાઇઓ કે અન્યને ભાગે જાય. આ જાતનો નિયમ ૧૯૩૭ સુધી હતો. સને ૧૯૩૭ માં મધ્ય ધારાસભામાં હિન્દ સ્ત્રી માલિકી-હક્ક ધારો ( Hindu Women's Rights to Property Act 1937 ) પસાર થયો. આ ધારો કાયદેસર છે કે નહીં, તે નક્કી કરવા માટે અનેક બંધારણીય બાબતોની ચર્ચા કરવી પડે તેમ છે. હિન્દુસ્તાનની ફેડરલ કોર્ટમાં આ સવાલ તાજેતરમાં એપ્રીલમાં ઉભો કરવામાં આવ્યો છે. ફેડરલ કોર્ટનો ચુકાદો હજી બહાર પડયો નથી. આ ધારો કાયદેસર છે એમ માની લઇએ તો હિન્દુ સ્ત્રીઓને ઘણા હક્ક મળે. આ ધારા પ્રમાણે એક હિન્દુ પુરૂષના મૃત્યુ પછી તેનો સયુક્ત મિલકતમાંનો ભાગ તેની પત્નીને મળશે. પણ તે સ્ત્રીને તે ભાગમાં ફક્ત " મર્યાદિત હક્ક " જ મળશે, ને તે સ્ત્રીના મૃત્યુ પછી તે ભાગ મૃત પુરૂષના અન્ય ભાગીદારોને મળશે.

૧૯૩૭ નો ધારો કાયદેસર નથી, એમ માનીએ તો ૧૯૩૭ પહેલાંની સ્થિતિ તેમ ને તેમ રહેશે. આ સ્થિતિ પ્રમાણે પત્ની, વિધવા માતા, ને પિતામહી–એ ત્રણ સ્ત્રીઓને હક્ક મળે છે, અન્ય કોઈ સ્ત્રીને સંયુક્ત કુટુંબની મિલકતમાં કોઈ પણ પ્રકારનો હક્ક નથી. ઉપરની ત્રણમાંથી કોઇ પણ સ્ત્રી વિભાગ ( Partetion ) માટે માગણી કરી ન શકે, પણ કુટુંબમાં વિભક્તિ થાય ત્યારે તેઓ પોતાના ભાગની માગણી કરી શકે. દાખલા તરીકે એક પુરૂષ અને તેના અવિભક્ત પુત્રોનું કુટુંબ હોય તો તે પુરૂષની પત્ની વિભક્તિ ( Partition ) માટે માગણી કરી ન શકે, પણ વિભક્તિ થાય ત્યારે પત્ની એક પુત્રના જેટલા ભાગની માગણી કરી શકે. તે જ મુજબ, એક માતા પોતાના પુત્રો પાસે વિભક્તિની માગણી ન કરી શકે, પણ પુત્રો વિભાગ પાડે ત્યારે માતાને મિલકતમાં એક પુત્રના જેટલો ભાગ મેળવવાનો હક્ક છે. તેવી જ રીતે, પિતામહી વિભક્તિ માટે દાવો ન કરી શકે. પણ તેના પુત્રો કે પૌત્રો વચ્ચે વિભાગ પડે ત્યારે એક ભાગની તે માગણી કરી શકે. ઉપર મુજબ કોઇ સ્ત્રીને જે મિલકત મળે તેમાં તેને સંપૂર્ણ માલિકી નથી મળતી, પરન્તુ " મર્યાદિત હક્ક જ " મળે છે. ઉપર્યુક્ત ત્રણ સિવાય કોઈ સ્ત્રીને સંયુક્ત કુટુંબની મિલકતમાં કાંઇ માલિકી હક્ક નથી. પણ જ્યારે વિભક્તિ થાય ત્યારે તેમના ભરણપોષણ માટે, અને અવિવાહિત પુત્રીઓનાં લગ્ન ખર્ચ માટે કાયદેસર વ્યવસ્થા થવી જોઈએ.

હવે હિન્દુ કુટુંબમા વિધવાની કાયદામા સ્થિતિનો વિચાર કરીએ. પત્ની સયુક્ત મિલકતમા વિધવાના હક્ક હમણાં જ ઉપર કહ્યા તે મુજબ છે. પતિની ભિન્ન એટલે પોતાની

મિલકતમા વિધવાને વારસાનો હક્ક પુત્ર, પૌત્ર, કે પ્રપૌત્ર ન હોય તો જ મળતો ૧૯૩૭ના હિન્દુ સ્ત્રીમાલિકીહક્કધારા પ્રમાણે આવી ભિન્ન મિલકતમા પણ વિધવાને પુત્ર વગેરે હોય તો પણ તેના જેટલો ભાગ મળે છે પણ ગમે તે રીતે વિધવાને વારસામા કે ભાગમા મિલકત મળે તેમા તેને ફક્ત "મર્યાદિત હક્ક" જ મળે છે વિધવાના મૃત્યુ પછી તે મિલકત વિધવાના વારસને નહીં મળે, પણ તેના પતિના હયાત વારસ કે વારસોને મળશે પતિનો બીજો કોઇ વારસ ન હોય તો મિલકત રાજ્યની માલિકીની થશે

વારસામા આવેલ મિલકતની વ્યવસ્થા માટે પણ હિન્દુ કાયદામા સખત નિયમો ઘડાયા છે જો મિલકત જંગમ હોય તો ગુજરાતમા વિધવા સ્વેચ્છા મુજબ તેનો વ્યવહાર કરી શકે છે જો મિલકત સ્થાવર હોય તો વિધવા તેમા રહી શકે તેમ તેનુ ભાડુ કે અન્ય પેદાશ લઇ શકે, પણ મિલકતનુ વેચાણ, દાન, ગિરો, બદલી, કે કોઈ પણ પ્રકારની વ્યવસ્થા કે વ્યવહાર જરૂરિયાત હોય તો જ કરી શકે, જરૂરિયાત ન હોય તો ન કરી શકે જરૂરિયાતના સજોગો ક્યારે કહી શકાય તે માટે કાયદામા કાંઇ ચોક્કસ નિયમો નથી પરન્તુ નીચે લખેલા હેતુઓ માટે કરેલ ખર્ચ જરૂરિયાતમા ગણી શકાય દાખલા તરીકે—

(૧) મૃત પતિનુ શ્રાદ્ધ અને અન્ય ધાર્મિક ક્રિયાઓ
(૨) મૃત પતિના સગાઓની ધાર્મિક ક્રિયાઓ
(૩) પતિના કલ્યાણ માટે કરેલ દાન કે પુણ્યકર્મો
(૪) પતિના ઋણ ભરપાઈ કરવા કરેલ ખર્ચ
(૫) પતિના વીલ બાબતની કાયદેસર અરજી તથા અન્ય વિધિઓ
(૬) મિલકતના સમારકામ ને રક્ષણ માટેનું ખર્ચ
(૭) પોતાનું ભરણપોષણ
(૮) કુટુંબના અન્ય માણસોનું ભરણપોષણ,
(૯) કુટુબીઓનુ લગ્નખર્ચ
(૧૦) પુત્રીને લગ્નપ્રસગે દાન વગેરે આપેલ ફક્ત દૃષ્ટાંત જ છે

પતિના મૃત્યુ વખતે જો પત્ની ખરાબ ચારિત્રની હોય તો તેને પતિની મિલકતમા કાંઈ પણ હક્ક મળતો નથી પણ પતિના મૃત્યુવખતે જો તેનુ ચારિત્ર નિષ્કલક હોય તો તેનો મિલકતમા હક્ક તરત સ્થિર થઇ જાય છે અને તે પછીના સ્ખલનોથી તેના હક્ક નષ્ટ થતા નથી ચારિત્ર અને માલિકી હક્ક વચ્ચેનો સબધ કાયદામા વિધવાની બાબતમા જ જળવાઇ રહ્યો છે અન્ય કોઇ પણ સ્ત્રીની મિલકત કલકિત ચારિત્રથી નષ્ટ થતી નથી

૧૮૫૬ ના ધારા મુજબ કોઈ પણ જ્ઞાતિની હિન્દુ વિધવા પુનર્લગ્ન કરી શકે છે, પણ તે જો પુનર્લગ્ન કરે તો તે જ ધારા પ્રમાણે તેની પતિની મિલકત તેની નથી રહેતી, અને તેના સર્વ હક્ક નષ્ટ થાય છે આનું પ્રયોજન એમ આપી શકાય, કે પતિની મિલકતમા હક્ક વિધવાને તેના અર્ધાંગ તરીકે જ મળે છે, ને પુનર્લગ્ન થતાં વિધવા તેના મૃત પતિના અર્ધાંગનું પદ તજી દે છે

વારસામા કે ભાગમા મળેલ મિલકત પર ગુજરાતી હિન્દુ સ્ત્રીઓને શા અને કયા પ્રકારના હક્ક હોઇ શકે તેની ચર્ચા ઉપર કરી વારસા કે ભાગ સિવાય અન્ય રીતે હિન્દુ સ્ત્રી જે મિલકત મેળવે તેમા તેને શા હક્ક કાયદામા છે તે હવે જોઈએ. આ વિષયને કાયદામા

'સ્ત્રીધન'નો વિષય કહેવામાં આવે છે. વિષય ઘણો અઘરો છે, અને મનુ, નારદ, દેવલ, અપસ્તમ્બ, કાત્યાયન, વિષ્ણુ, વ્યાસ, અને અન્ય સ્મૃતિકારોમાં આ વિષયમાં ઘણો તીવ્ર મતભેદ છે. વળી તેમના મત કેટલીક બાબતમાં અદાલતોએ સ્વીકાર્યા નથી, પણ વિષય ગૂજરાતી હિન્દુ સ્ત્રીઓના વ્યવહાર માટે અત્યન્ત ઉપયોગી હોઇ વિગતવાર ચર્ચા અત્રે સ્થાને જ ગણાય.

એક ગુજરાતી હિન્દુ સ્ત્રી અનેક પ્રકારે સ્થાવર કે જંગમ મિલકત ને ધન મેળવી શકે. એને કોઇ ભેટ આપે, લગ્નપ્રસંગે દાનમાં એને વસ્તુઓ મળે, પોતાની મજુરીથી એ રોજી કમાય, ભરતગુંથણુ, સંગીત, નૃત્ય, કે અન્ય કલાદ્વારા તે ધન મેળવે. શિક્ષિકા, નર્સ, વકીલ વગેરે ધંધા મારફત પણ તે કમાય. આમ કોઈ પણ પ્રકારે તે મિલકત મેળવે. હવે એ બધી મિલકત એનું "સ્ત્રીધન" નથી. એક ગુજરાતી હિન્દુ સ્ત્રીની અમુક મિલ્કત એનું "સ્ત્રીધન" છે કે નહી, એ પ્રશ્ન અગત્યનો છે. 'સ્ત્રીધન' અને 'અન્ય' મિલકત વચ્ચેનો ભેદ નીચે મુજબ સમજાવી શકાય. જો એક મિલકત કોઈ સ્ત્રીનું સ્ત્રીધન' હોય તો તે સ્ત્રીના મૃત્યુ પછી તે મિલકત તે સ્ત્રીના જ વારસને મળે, જ્યારે અન્ય મિલકત તેના મૃત્યુ પછી તેના વારસને નહી મળે. ઉપરાંત સ્ત્રીધન પર તે સ્ત્રીના હક્ક 'અન્ય' મિલકત પરના તેના હક્ક કરતાં ઊંચા દરજ્જાના છે.

અમુક મિલકત 'સ્ત્રીધન" છે કે નહીં, એ પ્રશ્નનો ઉત્તર એ વસ્તુ પર આધાર રાખે છેઃ

(૧) તે મિલકત કેવી રીતે અને ક્યાંથી ઉપાર્જિત થઇ ?

(૨) મિલકત મેળવતી વખતે તે સ્ત્રી અપરિણીત હતી, પરિણીત હતી કે વિધવા હતી?

મનુસ્મૃતિ પ્રમાણે સ્ત્રીધનના છ પ્રકાર છેઃ—

૧. લગ્નપ્રસંગે અગ્નિસમીપ મળેલ ભેટ–"અધ્યગ્નિ"

૨. કન્યાને પતિગૃહે જતી વખતે અપાયેલ વસ્તુઓ.

૩. શ્વસુર અને સાસુ તરફથી આવેલું ધન–"પ્રતિદત્ત" અને વડીલોને વંદન કરતી વખતે મળેલું ધન—"પાદવંદનિક"

૪. પિતા તરફથી મળેલ ધન.

૫. ભાઇ તરફથી મળેલ ધન

૬. માતા તરફથી મળેલ વસ્તુઓ

ઉપર્યુક્ત છમાં વિષ્ણુસ્મૃતિ નીચેનાં ઉમેરે છેઃ

૧. બીજી પત્ની કરતી વખતે પહેલી પત્નીને મળેલ ધન—"અધિવેદનિક"

૨. લગ્ન પછી સગાંઓ તરફથી મળેલ ભેટ—"અન્વધેયક"

૩. "શુલ્ક"—આ શબ્દના અર્થ વિષે હિન્દુસ્તાનના જૂદા જૂદા ભાગના લેખકોમાં મતભેદ છે. ગૂજરાતમાં નીલકંઠ ભટ્ટનો વ્યવહારમયૂખ સર્વોપરિ છે. તેની વ્યાખ્યા પ્રમાણે પત્નીને પતિ તરફથી ગૃહકાર્યના બદલામાં મળેલ ધનને શુલ્ક કહે છે.

ઉપર્યુક્ત સ્મૃતિવચનો ઉપર કાત્યાયન એક મર્યાદા બાંધે છે. તેના કહેવા પ્રમાણે પોતાની મજુરી, બુદ્ધિ, કે કલાના ઉપયોગથી સ્ત્રી જે ધન મેળવે તે ધન તેનું 'સ્ત્રીધન' ન ગણાય. તેવી જ રીતે પરિણીત જીવનમાં સ્ત્રીને સગાંવહાલાં સિવાય અન્ય તરફથી મળેલ ભેટો સ્ત્રીધનમાં ન ગણાય.

આ બધાય સ્મૃતિવચનોનો સક્ષિપ્તમા સાર કાઢતા એમ કહી શકાય કે નીચેની મિલકતને જ 'સ્ત્રીધન' કહી શકાય

૧ સગાઓ તરફથી ગમે ત્યારે મળેલ ધન

૨ અન્ય સ્ત્રીપુરુષો તરફથી અપરિણીત કે વિધવા જીવનમા મળેલ ધન

૩ સ્ત્રીના વસ્ત્રો અને આભૂષણો

૪ આ ઉપરાંત એક સ્ત્રીને વારસામા મળેલી મિલકતમા જો તેને સપૂર્ણ માલિકીનો હક્ક હોય તો તે મિલકત તે સ્ત્રીના 'સ્ત્રીધન' મા ગણાય છે આ વિષયની આગળ પૂરતી ચર્ચા થઇ ગઈ છે

૫ કુમારી કે વિધવા અવસ્થામા પોતાના શ્રમ કે કલાથી ઉપાર્જિત કરેલુ ધન ( કાત્યાયનની મર્યાદા પરિણીત જીવનમા મેળવેલ ધનને જ લાગુ પડે છે)

હવે સ્ત્રીધન ઉપર સ્ત્રીના અને અન્યના હકકનો વિચાર કરીએ આના ત્રણ વિભાગ પાડી શકાય

૧ કુમારી અવસ્થામા સ્ત્રીધન પર માલિકી તો તે સ્ત્રીની જ છે, પણ ૧૮ વર્ષની ઉમર ન થાય ત્યા સુધી તે સગીર હોઈ મિલકતની લેવડદેવડ કે અન્ય વ્યવસ્થા તે ન કરી શકે

૨ પરિણીત જીવનમા સ્ત્રીના હક્ક માટે સ્ત્રીધનના બે વિભાગ પાડવામા આવે છે ક સૌદાયિક સ્ત્રીધન-એટલે કે સગાવહાલાઓ તરફથી મળેલ ધન, ખ ઇતર સ્ત્રીધન

ક 'સૌદાયિક' સ્ત્રીધન પર સ્ત્રીની સપૂર્ણ માલિકી છે અને તે મિલકતની ગમે તેમ વ્યવસ્થા કે ઉપયોગ કરી શકે છે પણ સકટ કે વિપત્તિને સમયે તે ધનને વાપરવાનો ને તેની લેવડદેવડ કરવાનો સ્ત્રીના પતિને હકક છે

ખ ઇતર સ્ત્રીધન પર સ્ત્રીના પતિની માલિકી છે પતિની સમતિ વગર સ્ત્રી તેની કાંઈ જ વ્યવસ્થા ન કરી શકે સકટ કે વિપત્તિ ન હોય તોપણ પતિ તે સ્ત્રીધનનો મરજી મુજબ ઉપયોગ કરી શકે છે પતિ સિવાય બીજા કોઈને એ સ્ત્રીધન પર કાંઈ જ હકક નથી પતિના મૃત્યુ પછી સ્ત્રીને તેની સપૂર્ણ માલિકી મળે છે

૩ વિધવાવસ્થામા દરેક પ્રકારના સ્ત્રીધન પર સ્ત્રીને સંપૂર્ણ માલિકી મળે છે

સ્ત્રીના મૃત્યુ પછી તેના સ્ત્રીધનનો વારસો કોને મળે, તે માટે હિન્દુ કાયદાના વિગતવાર નિયમો છે, તે આપણા વિષય માટે અપ્રસ્તુત છે અત્ર એટલુ કહેવુ બસ થશે કે કુમારીનું સ્ત્રીધન, અને શુલ્ક-તે સિવાય અન્ય સ્ત્રીધનના વારસાહક્ક માટે સ્ત્રીની પુત્રીઓને કાયદો પહેલો હક્ક આપે છે

કાત્યાયન, રઘુનંદન વીરમિત્રોદય, વ્યવહારમયૂખ, વગેરે કૃતિઓ પ્રમાણે કલકિત ચારિત્ર્યથી સ્ત્રીના સ્ત્રીધન પરના સર્વ હકક નષ્ટ થાય છે પણ આ નિયમ આધુનિક અદાલતોએ સ્વીકાર્યો નથી અને હવે ગમે તેવા ચારિત્રની સ્ત્રી સ્ત્રીધન લઇ શકે છે, તેમ જ મેળવી શકે છે આ સબધમા એક વાત નોધવા જેવી છે કે હાલના હિન્દુ કાયદા પ્રમાણે વેશ્યાની બધી મિલકત તેનુ 'સ્ત્રીધન' ગણાય છે, અને એ મિલકત ઉપર વેશ્યાની સપૂર્ણ માલિકી છે

મિલકતના હક્ક બાબતમાં ગુજરાતી હિન્દુ સ્ત્રીઓનું સ્થાન મુસ્લિમ, પારસી ને ખ્રિસ્તી સ્ત્રીઓ કરતાં નીચું છે. હાલના કાયદા પ્રમાણે મુસ્લિમ, પારસી કે ખ્રિસ્તી સ્ત્રીઓ ધંધામાં, કલાપ્રયોગથી, કે મજૂરીથી ધન કમાય તે તેમની પોતાની મિલકત રહે છે અને તેમને તેમાં સપૂર્ણ માલિકી મળે છે. ગુજરાતી હિન્દુ સ્ત્રીઓ આ પ્રકારે, પરિણીત હોય ત્યારે, ધન મેળવે તેમાં તેમને સપૂર્ણ માલિકી મળતી નથી, ને ધન તેમના પતિના સ્વામિત્વ નીચે રહે છે.

હિન્દુસ્તાનના અન્ય પ્રાન્તોની સ્ત્રીઓથી ગુજરાતી હિન્દુ સ્ત્રીઓના સ્ત્રીધન બાબતમાં હક્ક કોઇ રીતે ઉતરતા નથી. અને અમુક બાબતોમાં ચઢિયાતા છે, તે ખાસ નોંધવા જેવું છે.

સ્ત્રીઓની મિલકત બાબત સ્થિતિના ઉપર આપણે વિચાર કર્યો. હવે નિબંધનો બીજો ભાગ 'ભરણપોષણ' (Maintenance) શરૂ થાય છે. સ્ત્રીઓના ભરણપોષણની ફરજ નીચેના પુરુષો કે સ્ત્રીઓ પર રહે છે: (૧) સંયુક્ત કુટુંબની સ્ત્રીઓનાં ભરણપોષણની વ્યવસ્થા કરવી એ કુટુંબના "કર્તા"(વહીવટ કરનાર)ની ફરજ છે. (૨) પોતાની પત્ની કે અવિવાહિત પુત્રીઓનું ભરણપોષણ કરવું, એ દરેક હિન્દુની ફરજ કાયદામાં છે. (૩) પોતાની વૃદ્ધ માતાનું ભરણપોષણ કરવું. એ દરેક હિન્દુની ફરજ છે (૪) મૃત પતિની મિલકતમાંથી ભરણપોષણ મેળવવાનો વિધવાને હક્ક છે. (૫) જો મૃત પતિ કાંઇ મિલકત મૂકી ન ગયો હોય તો તેનાં સગાંઓ પાસેથી કે પોતાનાં સગાંઓ પાસેથી ભરણપોષણ મેળવવાનો વિધવાને હક્ક નથી. તેના શ્વસુરની પણ વિધવા પુત્રવધૂનું ભરણપોષણ કરવાની ફરજ નથી પણ શ્વસુરના મૃત્યુ પછી શ્વસુરના વારસની ફરજ કાયદાએ સ્વીકારી છે. (૬) અનૌરસ પુત્રીઓનું ભરણપોષણ કોણે કરવું જોઇએ તે સબંધમાં હિન્દુ ધર્મશાસ્ત્રોમાં કાંઇ કહેવામા આવ્યું નથી. પણ ક્રીમીનલ પ્રોસીડ્યર કોડ નામે ધારાની કલમ ૪૮૮ પ્રમાણે અનૌરસ પુત્રીઓ પિતા સામે ભરણપોષણનો દાવો કરી શકે છે. (૭) કાયદેસર પરિણીત ન હોય એવી સ્ત્રી(રખાત)ને ભરણપોષણ આપવાની કોઈ હિન્દુની ફરજ નથી. પણ પુરુષના મૃત્યુ પછી આ પ્રકારની સ્ત્રીના ભરણ-પોષણની જવાબદારી તેની મિલકત પર આવે છે. (૮) ભરણપોષણ કરનાર પુરુષના મૃત્યુ પછી તેની મિલકતના વારસપર ભરણપોષણની ફરજ આવે છે.

પત્નીનો પતિ પાસેથી ભરણપોષણ મેળવવાનો હક્ક કલંકિત ચારિત્રથી નષ્ટ થાય છે. પણ જો તે પછી નૈતિક જીવનમાં આવે તો જીંદગી ટકાવવા પૂરતાં ભરણપોષણનો હકક તેને ફરીથી મળે છે. જો પતિ ક્રૂર ગેરવર્તણુંક રાખે કે ગેરવર્તાવ કરે કે ઘરમાં કાયદેસર પરિણીત પત્ની નહી એવી પત્નીને રાખે કે એવું બીજું યોગ્ય કારણ હોય તો પતિથી જૂદા રહી જૂદું ભરણપોષણ મેળવવાનો પત્નીને હકક છે. તે સિવાય આ પ્રકારનો હકક નથી, અને પતિની સાથે જ નિવાસ અને ખાનપાનનો પત્નીને હકક છે. પતિ અન્ય ધર્મ સ્વીકારે તેથી પત્નીનો હકક નષ્ટ થતો નથી.

હવે વિધવાના ભરણપોષણના હકકની ચર્ચા કરીએ. પતિની મિલકતમાંથી ભરણપોષણ મેળવવાનો વિધવાને હકક છે, પતિના કુટુંબથી જૂદાં રહેવાની વિધવાને છૂટ છે. પતિના ઘરમાં રહેવાનો વિધવાને હકક છે પુનર્લગ્ન કરવાની દરેક જ્ઞાતિની વિધવાને છૂટ છે. પણ પુનર્લગ્નથી પહેલા પતિની મિલકતમાંથી ભરણપોષણ મેળવવાનો વિધવાનો હકક નષ્ટ થાય

છે કલંકિત ચારિત્ર્યથી પણ વિધવાનો હક્ક નષ્ટ થાય છે વિધવાને મિલકતપર હક્ક છે, પણ તે હક્ક સ્થિર અને ચોક્કસ પ્રકારનો બંધ (Charge) ન હોય, આ હક્ક નષ્ટ થવાનો ભય રહે છે દાખલા તરીકે પતિનો વારસ શુદ્ધ હેતુથી મિલકત વેચે અગર પતિના ઋણ કે કરજેઓથી મુક્ત થવાને મિલકતની કોઇ પણ પ્રકારની વ્યવસ્થા કરે, તો વિધવા તે મિલકત પર કાંઇ હક્કનો દાવો કરી ન શકે

એક સ્ત્રી કેટલુ ભરણપોષણ માગી શકે તે નક્કી કરવાને નીચેના મુદ્દાઓપર હમેશા કાયદામા ધ્યાન અપાય છે

(૧) મિલકતની કિંમત

(૨) સ્ત્રીની સામાજિક સ્થિતિ

(૩) સ્ત્રીની સાધારણ જરૂરિયાતો

(૪) આવક ઉત્પન્ન કરે એવુ સ્ત્રીધન તે સ્ત્રી પાસે કેટલુ છે

ભરણપોષણનો હક્ક કોઇ પણ સ્ત્રીથી વેચી શકાય નહીં આ પ્રકારનું વેચાણ ગેરકાયદેસર અને નિષ્ફળ છે ઉપરાત ભરણપોષણના હક્ક પર સ્ત્રીના ઋણ માટે ટાંચ પણ દેઇ શકાય નહીં, [ જુઓ સીવીલ પ્રોસીડ્યર કોડ કલમ ૬૦ અને મિલકતધારો કલમ ૬ ]

હવે નિબંધનો ત્રીજો ભાગ—લગ્નછૂટાછેડા વગેરે શરૂ કરીએ લગ્ન એ હિન્દુઓમા માત્ર કરાર જ નથી દ્વિજ માટેના દશ સસ્કારોમા એ એક છે અને શુદ્ર માટે તો એ એક માત્ર સસ્કાર છે હિન્દુઓમા લગ્ન એ સ્ત્રીઓ માટે તો ધાર્મિક આવશ્યકતા છે સ્ત્રીઓ માટે તો એ સર્વ વર્ણોમા એકમાત્ર સસ્કાર છે

હિન્દુ કાયદામાં લગ્નમા સ્ત્રી પણ એક પક્ષકાર છે, તે વાતને બહુ જ ઓછુ અગત્ય આપવામા આવ્યુ છે બાળલગ્નધારો (શારદા ઍક્ટ) પસાર થયો તે પહેલા કાયદામા હિન્દુ સ્ત્રીઓ કે પુરુષો માટે વયનું કાંઇ જ બંધન નહોતુ અત્યારે પણ કાયદામા એક કુમારીનું લગ્ન તેની સમ્મતિ વગર અને તેની ઇચ્છા વિરુદ્ધ તેનો પિતા કે અન્ય વાલી ગમે તેવા પુરુષ સાથે કરી શકે છે કન્યાના લગ્ન કરવાનો પહેલો હક્ક પિતાનો છે પિતાને અભાવે યાજ્ઞવલ્કય સ્મૃતિકારે કન્યાનો લગ્ન યોજવાના હક્ક માટે નીચેનો ક્રમ આપ્યો છે—પિતામહ, ભાઇ, અન્ય સકુલ્ય (કુટુમ્બીઓ), માતા

લગ્ન અને વેવીશાળ ('વિવાહ') વચ્ચેનો ભેદ સમજવો જરૂરી છે લગ્ન એ એક પરિપૂર્ણ વિધિ છે, જેનો ભગ ન થઈ શકે 'સગપણ' કે 'વેવીશાળ' કે 'વિવાહ', એ લગ્ન માટેનો માત્ર કરાર છે, અને તેનો કોઈ પણ પક્ષ ભગ કરી શકે છે સગપણના કરારના પાલન માટે દાવો માંડી શકાતો નથી ફક્ત કરારભગ માટે નુકશાનીની માગણી થઈ શકે

હિન્દુઓમા ચાર વર્ણ છે બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય અને શુદ્ર. આ ચારમા બ્રાહ્મણ ઉચ્ચતમ, ક્ષત્રિય તેનાથી ઉતરતા, વૈશ્ય તેથી પણ નીચા અને શુદ્ર સૌથી નીચા એમ ગણાય છે એક સ્ત્રી પોતાનાથી ઉચા વર્ણના પુરુષ સાથે લગ્ન કરી શકે, એમ વિશિષ્ટ મત છે આવા લગ્નને અનુલોમ' લગ્ન કહે છે એક સ્ત્રીનું પોતાનાથી નીચા વર્ણના પુરુષ સાથે લગ્ન એ 'પ્રતિલોમ' લગ્ન કહેવાય છે હિન્દુસ્તાનની મુંબઇ સિવાયની અન્ય હાઈકોર્ટોના મત મુજબ 'અનુલોમ' ને 'પ્રતિલોમ' લગ્ન બન્ને ગેરકાયદેસર છે પણ ગુજરાતમાં મુંબઇ હાઇ કોર્ટનો મત સ્વીકારવો જ જોઇએ અને તે મત પ્રમાણે આ બને પ્રકારના લગ્ન કાયદેસર છે

લગ્નપ્રસંગે જૂદી જૂદી જ્ઞાતિઓમાં જૂદા જૂદા રિતરિવાજો પાળવામાં આવે છે, તેની ચર્ચામાં અહી ઉતરવાની જરૂર નથી. અત્રે એટલું કહેવું બસ થશે કે કાયદા પ્રમાણે સપ્તપદી અને પાણિગ્રહણની વિધિ સમાપ્ત થાય, એટલે લગ્નની વિધિ પૂરી થઇ ગણાય છે.

લગ્નને પરિણામે પતિને પત્નીના સહકારનો અને સમાગમનો હક મળે છે. એ જ્ઞાતિના રિવાજને અભાવે લગ્ન પછી સ્ત્રીને પિતૃગૃહમાં પતિની ઇચ્છા વિરૂદ્ધ રહેવાનો હક્ક નથી. પણ કેટલીક જ્ઞાતિઓમાં એવો રિવાજ હોય છે કે લગ્ન પછી અમુક સમય સુધી અગર સ્ત્રીની અમુક વય થાય ત્યાં સુધી પત્ની પિતાના ઘરમાં રહી શકે છે. આવા રિવાજને અભાવે સ્ત્રી સગીર વયની હોય તોપણ પતિ તેનો કાયદેસર વાલી છે પત્નીની સ્વતંત્રતા પર પતિ અમુક હદ સુધી મર્યાદા મૂકી શકે છે. દાખલા તરીકે પતિ જ્યાં જ્યા જાય ત્યાં સાથે જવાની પત્નીની પહેલી ફરજ છે.

મનુસ્મૃતિમાં એમ કહ્યું છે કે પત્ની દોષમાં આવે તો તેને શારીરિક શિક્ષા પીઠ પર દોરડાંથી કે નાની નેતરની સોટીથી કરવાનો પતિને હક્ક છે, પણ મનુસ્મૃતિનું એ વચન હવે કાયદામાં નકામું છે. કારણ હવે ઇન્ડિયન પીનલકોડ (હિન્દી ફોજદારી કાયદા) લાગુ પડે છે, અને એ ધારામાં પતિને માટે કાંઇ જ અપવાદ કરવામાં આવ્યો નથી.

પત્નીને પતિના સહકારનો, અને તેની પાસેથી ભરણપોષણ મેળવવાનો કાયદામાં હક્ક છે. પતિ કે પત્ની ઉપર્યુક્ત પોતપોતાની ફરજોનો ભંગ કરે તો એકબીજા સામે પોતાના હકકનાં પાલન માટે દાવો માંડી શકે છે. આવા દાવામાં હુકમનામું (decree) પસાર થાય તેનો અલબત્ત અક્ષરશઃ તો અમલ થઇ શકે, પણ સીવીલ પ્રોસીડચર કોડ પ્રમાણે પ્રતિવાદીને જેલમાં નાંખીને, અને તેની મિલકત પર ટાંચ લાવીને કે મિલકતનું વેચાણ કરાવીને, હુકમનામાનો આડકતરી રીતે અમલ થઇ શકે.

મનુસ્મૃતિ પ્રમાણે તો પતિ ગમે તેવો દુષ્ટ કે ક્રૂર હોય તોપણ તે પત્નીને દેવ સમાન છે. હાલના કાયદામાં આ સિદ્ધાન્ત આટલી હદ સુધી સ્વીકારાયો નથી. પતિ ક્રૂરતાભરી વર્તણુંક કરતો હોય કે એવું અન્ય યોગ્ય કારણ હોય કે જેને લઇને પત્ની પતિ સાથે ન રહી શકે તો હાલનો કાયદો પત્નીને તેની સાથે રહેવાની ફરજ પાડતો નથી.

પતિપત્ની સાથે રહેતાં હોય ત્યારે ગૃહની સાધારણ જરૂરિયાતો માટે પૈસા ખરચવાનો ને ઋણ કરવાનો પત્નીને હક્ક છે. જો પત્ની યોગ્ય કારણસર પતિથી જૂદી રહેતી હોય તો પોતાના ભરણપોષણ માટે પૈસા ખરચવાનો ને ઋણ કરવાનો પત્નીને હક્ક છે. ઉપર મુજબ ખરચેલા પૈસા કે કરેલાં ઋણ માટે પત્ની પતિ પાસેથી માગણી કરી શકે છે.

એક હિન્દુ સ્ત્રીને એક સાથે બે પતિ ન હોઇ શકે, પણ એક હિન્દુ પુરૂષને એક વખતે ગમે તેટલી સ્ત્રીઓ હોઈ શકે છે. આ નિયમ પર જ્ઞાતિના રિવાજો અપવાદ કરી શકે અને તેવા અપવાદ કાયદામાં અત્યારે સ્વીકારાય છે. દાખલા તરીકે ગુજરાત–કાઠિયાવાડના વડનગરા નાગરોમાં તેમ જ અમદાવાદના ગાંધર્વોમાં પરિણીત પુરૂષ બીજી પત્ની પરણી શકતો નથી.

પત્નીની મિલકત પર પતિના શા હક છે તે ઉપર 'સ્ત્રીધન'ની ચર્ચામાં કહેવાઇ ગયું છે, તે સિવાય પતિને પત્નીની મિલકતમા કાંઇ હક્ક મળતો નથી.

પતિના મૃત્યુ પછી વિધવા સ્ત્રી હાલના કાયદા પ્રમાણે પુનર્લગ્ન કરી શકે છે. આ સુધારો ૧૮૫૬ના વિધવા પુનર્લગ્નધારાએ કર્યો છે. આ ધારો સર્વ જ્ઞાતિઓની હિન્દુ વિધવા

ઓને લાગુ પડે છે લોકમત પૂરતો આગળ વધ્યો ન હોઈ ઉચ્ચ વર્ણોમા પુનર્લગ્ન ઝાઝાં થયા નથી, તે જૂદી વાત છે

છૂટાછેડાનો હિન્દુ ધર્મશાસ્ત્રોમા સામાન્ય રીતે પ્રતિબંધ છે નારદ, દેવલ, અને બીજા એક બે સ્મૃતિકારો (દા ત પારાશર) અપવાદરૂપ ચોક્કસ સંજોગોમા છૂટાછેડાની છૂટ આપે છે, પણ મનુસ્મૃતિમા તો નિરપવાદ ચોક્ખો પ્રતિબંધ છે હાલનો હિન્દુ કાયદો પણ તે પ્રમાણે જ છે, પણ જ્ઞાતિના રીવાજો આ સામાન્ય નિયમ પર અપવાદ કરી શકે છે દાખલા તરીકે ગુજરાતમા ને કાઠિયાવાડમા નીચી ગણાતી જ્ઞાતિઓમા ચાર ચીઠ્ઠીથી પતિ છૂટાછેડા કરી શકે છે એ મુક્ત પત્ની નાતગના રિવાજ પ્રમાણે પુનર્લગ્ન કરી શકે છે પણ સામાન્ય રીતે પતિની ઇચ્છા વિરૂદ્ધ પત્ની છૂટાછેડા મેળવી શકે, એવી કોઇ જ્ઞાતિની પ્રથા હોય તો તેવા રિવાજને કાયદો સ્વીકારતો નથી

લગ્ન બાબતની ઉપરની ચર્ચા પરથી જાણી શકાશે કે કાયદામા ગુજરાતી હિન્દુ સ્ત્રીનું સ્થાન પુરૂષના કરતા ઘણુ જ નીચુ છે સ્ત્રીસ્વાતંત્ર્યનો સિદ્ધાન્ત હજી કાયદાએ પૂરો સ્વીકાર્યો નથી ઘણી બાબતોમા પુરુષના હક્ક ઘણા ઊંચા છે અમુક અંશે તો સ્ત્રીને પુરૂષની તાબેદાર બનીને રહેવુ પડે છે પતિપત્નિ વચ્ચે સાધારણ રીતે સુમેળ જ હોય છે, એટલે આ વસ્તુ લોકોની દૃષ્ટિમા સાધારણ રીતે આવતી નથી, પણ પતિપત્ની વચ્ચે અણબનાવ હોય તો અત્યારના કાયદા પ્રમાણે પત્નીની સ્થિતિ નિરાધાર જેવી જ બને, અને પતિનો જ વિજય થાય

હવે ફોજદારી કાયદામા (Criminal Law) સ્ત્રીની સ્થિતિની સંક્ષિપ્ત સમીક્ષા કરીએ સાધારણ નિયમ તો એ છે કે તહોમત કરનાર પુરૂષ કે સ્ત્રી હોય તેનો ભેદ કાયદામા રાખવામા આવતો નથી પણ આ નિયમનો એક અપવાદ અહીં નોંધવા જેવો છે પુરૂષ વ્યભિચાર કરે તે કાયદામા તહોમત ગણાય છે પરન્તુ સ્ત્રી વ્યભિચાર કરે તો તેને કાયદામાં તહોમત ગણવામા આવતુ નથી અને તે સ્ત્રીને કોઈ પણ પ્રકારની સજા થઈ શકતી નથી હિન્દુસ્તાની ફોજદારી ધારાના ઘડનારાઓ પોતાના અભિપ્રાયમા આ ભેદનું કારણ એમ જણાવે છે કે હિન્દુસ્તાનમા સ્ત્રીઓની સ્થિતિ ઘણી જ કગાળ છે તેઓને ઘણી નાની વયમાં પરણાવી દેવામાં આવે છે કેટલેક ઠેકાણે તો સહપત્નીઓની સાથે તેમને રહેવાનું હોય છે, અને પતિના તરફથી સારી વર્તણુંક તેમને મળતી નથી તેથી સ્વાભાવિક રીતે આવા તહોમત કરવા તરફ તેમનું મન ઘણી વખત આકર્ષાય છે

ગુજરાતી હિન્દુ સ્ત્રીઓનુ કાયદામા સ્થાન ઉપર પ્રમાણે છે ઉપરની ચર્ચામા કેટલીક એવી હકીકત આપવામા આવી છે કે જેની આપણી રોજની જીંદગીમા જરૂર ન પડે દાખલા તરીકે વારસાહક્ક બાબતના ઝઘડા આપણાં દૈનિક વ્યવહારનાં બનતા નથી સ્ત્રીઓના ભરણપોષણ માટે આપણે કોર્ટે ચડતા હોઇએ, એવુ ભાગ્યે જ બને છે આ ઉપરથી કોઇને એ પ્રશ્ન મનમા ઉભો થાય, કે આવી બાબતોની ચર્ચા એક નિબંધમા કરવાની શી જરૂર છે ? આ પ્રશ્નનો ઉત્તર એમ આપી શકાય કે કાયદાનો વિચાર કરવો પડે એવુ મનુષ્યની જીંદગીમા ભલે કોઇક જ વાર બનતુ હોય પણ કાયદાનું અસ્તિત્વ તો આવશ્યક છે જ કાયદાનો પાયો ન્યાય અને સ્વાભાવિક લાગણીઓ પર રચાયો હોઇ અસાધારણ સંજોગે-કાયદાનો અમલ કરાવવાની મરજી સમાજમાં અપવાદરૂપે જ જરૂર પડે છે પણ એથી એમ ન કહી શકાય કે કાયદાનું અસ્તિત્વ નિરર્થક છે

સમાજવિષયક કાયદામાં સુધારો કરવાને હિન્દમાં કેટલાક વખતથી ચળવળ ઉપડી છે, અને ધારાસભાએ કેટલાક સુધારા કર્યા પણ છે. આ ચળવળ અને આ સુધારાની યોગ્યાયોગ્યતા નક્કી કરવાનું અહિ પ્રસ્તુત નથી પણ એટલી ચેતવણી આપવા જરૂરનું લાગે છે કે કાયદામાં કટકે કટકે સુધારો અને અહીં તહીં કાપકૂપ કરવાથી અંધેર ને અવ્યવસ્થા જ પરિણમશે. સામાજિક કાયદામાં જે કાંઇ સુધારો થાય તે વ્યવસ્થિત પાયાપર રચાયેલ હોવો જોઇએ, અને તેના ક્ષેત્રમાં સમાજજીવનના સર્વ વિભાગો આ ી જવા જોઇએ. વળી કાયદામાં સુધારો થાય તેની સાથે સાથે જ લોકમતની કેળવણી માટે પ્રચારકાર્ય થવું જોઇએ, આમ નહીં થાય તો બાળલગ્નધારામાં જેમ થવા પામ્યું છે તેમ કાયદો એ પ્રજામતની અભિવ્યક્તિનું સાધન હોવાને બદલે ચેતનહીન વસ્તુ બની જશે.

---

## રૂપીઆ પચાસ પચાસનાં બે ઇનામો

## કોલેજોનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓને જાહેર નિમંત્રણ

### "ગુજરાતની સ્ત્રીઓની શારીરિક સંપત્તિ"

સ્વ. કરસનદાસ મૂળજી સ્મારક ફંડની યોજના મુજબ, તમામ **ગુજરાતી બોલતા**, કોલેજોનાં વિદ્યાર્થિઓ અને વિદ્યાર્થિનીઓને શ્રી ફાર્બસ ગુજરાતી સભા–મુંબઇ તરફથી જાહેર નિમંત્રણ કરવામાં આવે છે કે, તેમણે ગુજરાતી ભાષામાં "**ગુજરાતની સ્ત્રીઓની શારીરિક સંપત્તિ**", એ વિષય ઉપર એક નિબંધ ૩૦ થી ૩૫ ફુલસ્કેપ કાગળના કદનો, તા. ૧૯–૬–૪૨ ને વાર શુક્ર સુધીમાં નીચેને શરનામે સીલબંધ પરબીડિયામાં રજીસ્ટર્ડ પોસ્ટથી જે કોલેજમાં અને જે વર્ગમાં પોતે ભણતાં હોય તેની વિગત અને પોતાના શરનામા સાથે મોકલવો.

વિદ્યાર્થિઓના એવી રીતના આવેલા નિબંધોમાંથી જેનો નિબંધ શ્રી. ફા. ગુ. સભાએ નીમેલી ત્રણ જણની કમીટી પસંદ કરશે તેને રૂ. ૫૦) સુધીનું એક, તેમ વિદ્યાર્થિનીઓના નિબંધોમાંથી એ જ રીતિએ જેનો નિબંધ પસંદ થશે તેને રૂ. ૫૦) સુધીનું એક, એમ બે ઇનામો આપવામાં આવશે; અને એ બે નિબંધોમાંથી જેનો નિબંધ વધુ પસંદ કરવા યોગ્ય હશે તેનો નિબંધ તા. ૨૫–૭–૪૨ ને વાર શનિની જાહેર સભામાં વાંચવામાં આવશે. પસંદ થયલા નિબંધો પ્રકટ કરવાનો માલિકીહક્ક શ્રી. ફા ગુ. સભાનો રહેશે. વિશેષ જરૂરી વિગત માટે સભાના સહાયક મંત્રી સાથે નીચેને શીરનામે પત્રવ્યવહાર કરવો.

**નોંધઃ**—આ હરિફાઇ, ગુજરાતી બોલતી, સઘળીયે કોમો માટે ખુલ્લી છે.

મુંબઈ તા. ૫–૧–૪૨ સોમવાર

૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી
સભામંદિર વિઠ્ઠલભાઇ રોડ,
કોંગ્રેસ લેઇન, મુંબઇ નં. ૪.

**અંબાલાલ બુલાખીરામ જાની,**
સહાયક મંત્રી, શ્રી. ફા. ગુ સભા, મુંબઈ.

# કાયદાની દૃષ્ટિએ ગુજરાતી હિન્દુ સ્ત્રીઓની સ્થિતિ

[ લેખક  બ્હેન કુંજલતા મુકુંદરાવ દવે ]

કાયદાની નજરે હિન્દુ સ્ત્રીઓની સ્થિતિ ઘણી કંગાલ, કફોડી અને દુ ખથી ભરપૂર, તેમ અત્યન્ત કરૂણાજનક છે, અનેક વિચિત્ર કાયદાઓની શૃંખલાથી ને અનેકવિધ બંધનોથી સ્ત્રીઓનુ જીવન બાંધી લઇ કેવળ પરાધીન અને કેદી જેવી સ્થિતિ તેઓની કરી દેવામા આવી છે, તેમના અનેક હક્કો છીનવી લેવામા આવ્યા છે, અને તેમની આર્થિક સ્થિતિ પણ દીનહીન છે એ બધામા સીધી કે આડકતરી રીતે પણ પુરૂષોનો ભાગ છે

તેમા વિધવા, અજ્ઞાન અને અભણ સ્ત્રીઓની જીંદગી તો ઘણી જ દુ ખદ છે ભણેલી સ્ત્રીઓ તો શિક્ષિકા થઇને કે બીજા અનેક કાર્યો કરીને, દ્રવ્ય સપાદન કરી શકે છે, અને સ્વતત્ર રીતે નિર્વાહ કરે છે, જ્યારે પુરુષોના અન્યાયનો ભોગ થએલી અનેક સ્ત્રીઓ કરૂણ જીવન જીવી રહી છે

કાયદાની દૃષ્ટિ વિશાળ નથી, પરન્તુ સંકુચિત દૃષ્ટિથી જોઇ કાયદા ને નિયમો કાઢ્યા છે મનુસ્મૃતિમા મનુ મહારાજે સ્ત્રીઓની ઘણી નિંદા કરી અને તિરસ્કારયુક્ત અનેક ઉપમાઓ આપી, તેને નરકની ખાણ, સ્ત્રીની બુદ્ધિ પાનીએ, વગેરે વિશેષણોથી વધાવી છે પરતુ એ જ નરકની ખાણમાથી અનેક અમોલા રત્નો પાક્યા છે, અને વીરનારીઓથી અનેક રાજ્યો વખણાયાં છે બધા જ પુરૂષો સુજ્ઞ કે વિદ્વાન હોતા નથી, તેમ જ બધી સ્ત્રીઓ મૂર્ખ કે અભણ હોતી નથી તેમણે લખ્યુ છે કે

> पिता रक्षति कौमारे, भर्ता रक्षति यौवने ।
> रक्षन्ति स्थविरे पुत्रा न स्त्री स्वातन्त्र्यमर्हति ॥

સ્ત્રીનું બાલપણમા પિતા, યુવાવસ્થામા પતિ અને વૃદ્ધાવસ્થામા પુત્રો રક્ષણ કરે છે, કેમકે તે સ્વતત્રતાને યોગ્ય નથી અર્થાત્ બાળકના જેવી, મૂર્ખ સ્ત્રીઓને સ્વતત્રતા ન આપતા પરવશ રાખવી તે જ ઇષ્ટ છે અંકુશથી જો સ્ત્રી વશ ન હોય તો નિરંકુશ વર્તન ચલાવનારી અનીતિવાન કોઇ સ્ત્રી મળી શકત

## પહેલાની સ્ત્રીઓના વખતના કાયદા

પહેલાંની સ્ત્રીઓના જીવનમા ગૃહવ્યવસ્થા ને બાળઉછેર સિવાય બીજુ કાંઇ પણ ન્હોતુ તેઓને વધારે ભણાવતા નહીં કોઇ તો બિલકુલ ન ભણતી પુરૂષો દ્રવ્ય પ્રાપ્ત કરી, કુટુમ્બનુ પોષણ કરી, તેમના મૃત્યુ પછી સ્ત્રીને વસ્ત્રો ને ખાનપાન સિવાય કાઇ પણ મળતુ નહીં સ્ત્રી દેવદર્શન, સ્નાન, કથા સાભળવામા અને કુટુમ્બની સેવાશુશ્રૂષા કરવામાં કેવળ વૈરાગ્યવૃત્તથી નિર્મોહી, ને નિર્વિલાસી જીવન ગાળતી, પોતાના નજીવા સુખનો ત્યાગ કરતી તેમને દ્રવ્યની જરૂર રહેતી નહીં સંયુક્ત કુટુમ્બમા તેમને ખોરાક અને વસ્ત્રો મળી રહેતાં વડિલો તેને વાત્સલ્ય દાખવતા પુરૂષો(સિવાય જેઠ)મા વિકારને સ્થાન ન્હોતું કેવળ સાદુ ને સરળ જીવન તેમનું હતું ત્યાર પછી સમય બદલાતો ગયો, સ્ત્રી યુગ પલટાયો સ્ત્રીઓ જાગવા લાગી તેમના વૈભવ, અને વિલાસના સાધનો વધતા ગયા મોજશોખ ને વિવિધ પ્રવૃત્તિ દાખલ થઈ જીવનની જરૂરિયાતો વધવા લાગી પરિણામે આર્થિક મુશ્કેલી વધવા લાગી પણ કાયદો સ્ત્રીના હિતમાં કાંઇ કરી શક્યો નહીં, તેમજ સયુક્ત કુટુમ્બની ભાવના પણ

બદલાવા લાગી, વહુ નહીં પણ પૈસા ખર્ચીને પશુ આણ્યું છે, એમ સમજવા લાગ્યા. પહેલાં જેમ દયા, માયા ને સ્નેહથી જોતા, તેને બદલે તુચ્છકાર ને તિરસ્કાર દેખાડવા લાગ્યા. નોકરના જેવી સ્થિતિ થતી ગઇ. પતિનું મૃત્યુ પણ તેનાં પગલાંથી થયું, એમ વારંવાર મ્હેણાં મારી, ત્રાસ આપવા લાગ્યા. પુરૂષોની મતિ પણ બદલાઈ, વિષય અને વાસનાથી તેને જોવા લાગ્યા. સમય જતાં સ્ત્રીઓ વધુ વિદ્યાભ્યાસ કરવા લાગી. ઇંગ્લીશ ભણી, ગ્રેજ્યુએટ, એમ. એ. એલએલ. બી.. તો કોઇ સોલીસીટર અને ડોકટર થવા લાગી. ધારાધારાસભામાં દાખલ થવા લાગી, અને પોતાને થતો અન્યાય જોઇ બંડ કરવા લાગી. ધારાસભામાં નવાં નવાં બીલ દાખલ થવા લાગ્યાં. અનેક ચર્ચાઓ ચાલવા લાગી, અને ફરીયાદો આવી, એટલે કેટલોક સુધારો થયો. પરન્તુ તે હજુ સંતોષજનક તો નહીં જ કહી શકાય.

## કાયદાની દૃષ્ટિએ હિન્દુ સ્ત્રીઓની સ્થિતિ

૧. કાયદાની દૃષ્ટિએ સ્ત્રીઓને વારસાહક્ક હોતો નથી.

૨. શ્વસુરની મિલ્કતમાં ખોરાકી અને વસ્ત્રો સિવાય સ્ત્રીને કાંઇ પણ મળતું નથી.

૩. પિતાની અઢળક સંપત્તિ હોય, અને સંયુક્ત કુટુમ્બમાં મૃત્યુ થયું હોય તો, પુત્રીને દીન સ્થિતિ હોય તો પણ કાંઈ મળતું નથી.

૪. પતિની મિલકતમાં પણ પુત્રવતી સ્ત્રીને ભરણપોષણ સિવાય કાંઈ પણ મળતું નથી. કદાપિ પુત્ર સ્વાર્થી કે,

૫. સાવકો હોય તો. અને મિલકત ઓછી હોય તો, માતાની સ્થિતિ ઘણી કફોડી ને કંગાલ થઇ જાય છે.

૬. સંયુક્ત કુટુમ્બમાં રહી, વિધવા થનાર સ્ત્રીને જો પુત્ર ન હોય, ને પુત્રી હોય તો દિયર કે જેઠ વારસ થાય છે અને કેવળ વસ્ત્રો ને ખાનપાન જ મળે છે.

૭. પતિ એક પર બીજી પત્ની કરી, નવી પત્નીને બધી મિલકત આપી, ફક્ત ભરણપોષણ જ આપી જાય અને તે સ્ત્રીને સંતાન પણ ન હોય તો વિષમ સ્થિતિ થાય છે; તેનો નિર્વાહ ઘણી મુશ્કેલીથી થાય છે. તે પણ કાયદાની બલિહારી છે.

મનુસ્મૃતિ અને કાયદાઓનાં અનેક બંધનોથી અને વિવિધ શાસ્ત્રો અને કાયદાના પુસ્તકોનાં બારીક નિરીક્ષણથી દેખાય છે કે સ્ત્રીઓની સ્થિતિ અત્યન્ત કરૂણ અને શોચનીય છે. શાસ્ત્રો રચનાર અને કાયદા ઘડનાર પુરૂષો જ છે. તેમણે અન્યાયનો ભોગ થતી સ્ત્રીની દરકાર કીધી નથી. સ્ત્રીઓની અધમ સ્થિતિનો ખ્યાલ તેમને કયાંથી હોય? કેમકે પ્રસૂતાની પીડા વંધ્યા શું જાણે? કે સ્ત્રીઓની થતી દુર્દશાનો ખ્યાલ પુરુષોને કયાંથી આવે? કદાચ આવે, તો પણ બેદરકારીથી અને સત્તાના મદથી તેઓ સુધારા કરવા તૈયાર નથી, વરસોથી દબાવવા અને આગળ ન પાડવાની તેમની ટેવો જતી નથી. કચરાતાં સ્ત્રીજીવનની શૃંખલાની બેડીઓ તોડવા ઘણા પુરૂષો તૈયાર નથી કેટલાક વિરલ, ઉદાર ને સુજ્ઞ સુધારકો અનેક પ્રયાસો અને મન્થનો કરે છે, પરન્તુ તે ઘણો થોડો પ્રયાસ કહી શકાય.

પુરૂષોને કાંઇ પણ કાયદો, ને બંધન હોતું નથી. તે ફાવે તેમ ફરી હરી શકે છે, જ્યારે સ્ત્રીઓને પશુ સમજનાર મનુના વિચાર કેટલા ક્ષુદ્ર છે, પતિવ્રતા, સદ્ગુણી, ને સચ્ચારિત્રવાળી સ્ત્રીને દાબ કે બંધનની જરૂર હોતી નથી, જયારે અનીતિમાન સ્ત્રીને ગમે તેટલાં બંધનો તોડી,

સ્વચ્છંદે વિહરતી જોવામા આવે છે, તે કોઈથી વશ થતી નથી, જેથી કાયદા ને બંધનનો કાંઈ અર્થ નથી

૨ રક્ષક બનનાર, કદિ ભક્ષક બને તો સ્ત્રીની શી સ્થિતિ થાય ? અને તે સ્ત્રીએ શું કરવુ ? આનો ખુલાસો શાસ્ત્રમા નથી

૩ શ્વસુરપક્ષમા, અનેક સતાપ, અને ત્રાસથી બચાવી, રક્ષણ કરનાર, કેટલા પુરૂષો હશે ?

૪ શાસ્ત્રમા અને કાયદામા, દરેક જાતની ફરજ સ્ત્રીઓને જ હોય છે ? પુરૂષોને કાંઈ પણ ફરજ હોતી નથી ?

૫ કાયદાના ને સમાજના બંધનોથી, સ્ત્રીઓ, કેદીના જેવી પરાધીન સ્થિતિ ભોગવે છે, તેમને પોતાના, તન, મન, કે ધનપર કશો અધિકાર હોતો નથી, જે સ્થિતિ અસહ્ય છે

૬ એક પશુ પણ ઘણો ત્રાસ, ને મારથી, માથુ ઉંચકી સામુ થાય છે, જ્યારે સ્ત્રીઓને તેમ કરવાની સત્તા કે અધિકાર હોતો નથી મુગે મોઢે સહન કરવાની ને ચૂપ રહેવાની તેમને ફરજ પાડવામાં આવે છે કઠિન કાયદાના અનેક કપરા બંધનોથી આર્થિક સ્થિતિની, સમાજની અનેક શૃંખલાઓથી બંધાઈ, માનસિક સ્થિતિની તેમ જ વડીલોના અસહ્ય ત્રાસની જ્વાળાથી શારીરિક સ્થિતિની બરબાદી થઈ જાય છે, અનેક વિટંબનાઓથી જીવન ભરપૂર થઈ જાય છે, જીવન પાયમાલ થઈ જાય છે, અને અત્યત દુ:ખદ જીંદગીથી કંટાળી કેટલીક વાર, ઘણા સંજોગોમા આપઘાતના બનાવો બને છે, પરન્તુ તે જોવા કે જાણવા કોઈને દરકાર હોતી નથી અને જોવાને આંખ, ને સાંભળવાને કાન, સમાજને ક્યાં છે ?

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता–

જ્યા નારીને સન્માન છે, ત્યા દેવતા રમણ કરે છે, જ્યા તિરસ્કાર છે, ત્યા લક્ષ્મી દૂર જતી રહે છે સ્ત્રીઓ બંધનથી વશ થતી નથી, અને સારી સ્ત્રીને બંધનની જરૂર નથી, જેથી સ્ત્રીને સ્વતંત્રતા આપવાથી વિપરીત પરિણામ આવશે, તેમ ધારવુ એ તદ્દન ગેરવાજબી છે

## કાયદાની દૃષ્ટિએ સ્ત્રીઓનો વારસાહક્ક

૧ કાયદા પ્રમાણે એકત્ર કુટુંબમાં હિન્દુ સ્ત્રીનો દરજ્જો ને હક્ક શા છે ?

૨ પતિની પોતાની મિલકતમા શો વારસાઈ હક્ક છે ? ને તેની શી મર્યાદા છે ?

૩ પતિ પોતે પોતાની મિલકતનું વિલ કરીને મરી ગયો હોય તેમાં અને વિલ ન કર્યું હોય તેમાં અર્થાત્ એ સ્થિતિમા શો ફરક છે ?

૪ પતિ સયુક્તકુટુંબમાં હોય અને પોતાની મિલકત જૂદી રાખી ન હોય, તેવી સ્થિતિમા તેના મૃત્યુ પછી તેની સ્ત્રીને શા હક્ક મળે છે ?

૫ પુત્ર અને પુત્રીને પોતાના પિતાની સ્વતંત્ર મિલકત, તથા વડીલોપાર્જિત ને એકત્ર કુટુંબની મિલકતના વારસા હક્કમા શો ફરક છે ?

૬ પુરૂષ સ્ત્રી, અને પુત્રી પાછળ મૂકી ને એકત્ર કુટુંબમા મૃત્યુ પામે તો તેમા તેની સ્ત્રી, અને છોકરીને શા હક્ક મળે છે ?

૭ એ જ સ્થિતિમા પતિની સ્વતંત્ર મિલકતમાં પત્ની તથા પુત્રીને શા હક્ક મળે છે ?

૮. હાલનો જે સુધારો, હિન્દુ કાયદામાં આગળ થતો ચાલ્યો જાય છે, જેનો અમલ હાલની ને આગલી સ્મૃતિઓ ને શાસ્ત્રો મુજબ થાય છે. તેમાં શો ફેરફાર કરવાની આવશ્યકતા છે? ને તે શા માટે?

૯. આગળના કાયદા સ્ત્રીઓને માટે મર્યાદિત, અને કડક શા માટે હતા?

૧૦. પતિ સંતતિ વગર મૃત્યુ પામે તો વિધવા સ્ત્રી દત્તકપુત્ર લઇને પોતાની મિલ્કત મેળવી શકે?

૧૧. દત્તકપુત્ર લીધા પછી વિધવા સ્ત્રીને વારસામાં શો હક્ક રહે છે?

૧૧. વિધવા સ્ત્રીને પુનર્લગ્ન કરવાથી, તેના વારસાહક્કમાં શો ફરક પડે છે?

૧૩. પતિ દ્વિતીય પત્ની કરે, તો પહેલી વારની સ્ત્રીને શું મળે?

૧૪. છૂટાછેડાના કાયદાથી શો લાભ અને શી હાનિ છે?

## હિન્દુ સ્ત્રીનો દરજ્જો ને હક્ક શો છે?

(૧) હાલનો જે હિન્દુ કાયદો છે, તે પ્રમાણે એકત્ર કુટુંબમાં જો કોઇ સ્ત્રીનો ધણી સ્વતંત્ર મિલકત મૂક્યા વગર મરણ પામે તો તેનો જે ભાગ હોય તે તેની વિધવા સ્ત્રીને મળતો નથી, પરન્તુ મરનારના ભાઇઓને મળે છે, અને વિધવાને માત્ર ખોરાકી, પોષાકી અને ઘરમાં રહેવાનો હક્ક મળે છે. સ્વતંત્ર મિલકત તેના ધણીની હોવા છતાં, તેને કાંઈ પણ મળતું નથી. એટલે જે મિલકત હોય તેની આમદાનીમાં તેનો જે (તેના ધણીનો) હિસ્સો થાય તેટલી ખોરાકીની રકમ તે વિધવા સ્ત્રીને મળે છે. અર્થાત્ જો મિલકત મોટી હોય ને આમદાની સારી હોય, તો જ પૂરતી રકમ ખોરાકીપોષાકીની મળી શકે. એના પરિણામે સ્ત્રીને એકત્ર કુટુમ્બમાં, દિયર, જેઠના સંપૂર્ણ તાબામાં ને આશ્રયમાં રહેવું પડે, અને અત્યંત પરાધીન સ્થિતિ ભોગવવી પડે.

## પતિની પોતાની મિલકતમાં શો વારસાહક છે?

૨. તેમાં જો ખાસ કરીને, જ્યારે ધણી, પોતાની સ્વતંત્ર કમાણી જૂદી રાખવાને બદલે એકત્ર કુટુમ્બમાં, એકઠી જ રાખે છે, અને ત્યારે તો પોતાના પતિની જાત મહેનતથી કમાણી મેળવેલી હોવા છતા, તેની સ્ત્રીનો કશો લાભ નહી થતાં, પરાધીનતા ભોગવવી પડે છે. અને કુટુમ્બના પુરૂષવર્ગને વગર મહેનતે, કાંઈ પણ પ્રયાસ કર્યા વિના સંપૂર્ણ લાભ મળે છે. અને મિલકત કમાઇને એકઠી કરનારની સ્ત્રી દુઃખદાયક જીંદગી ભોગવે છે, તેને કપડાં વિગેરે મળે, તે તો નોકર પણ મેળવી શકે છે; સ્ત્રીને બીજું કશું જ મળતું નથી, એ કેવો અન્યાય કાયદાનો છે?

અત્યાર સુધી હિન્દુ કાયદામાં વિધવાની સ્થિતિ આવી હતી; તે દૂર કરાવવા ડૉ. દેશમુખે બીલ પસાર કરાવ્યું હતું, જેમાં એકત્ર કુટુમ્બના મનુષ્ય તરીકે પણ પતિ મરણ પામે તો પણ એકત્ર કુટુમ્બની મિલકતમાં તેનો પતિ જીવતો હોય ને જે ભાગ તેને મળી શકે, તે જ ભાગ તેની વિધવાને મળે, એવો સુધારો કરાવ્યો છે છતાં પણ તે સુધારો હજુ પુરતો નથી.

## પતિની મિલકતનું વિલ થયું હોય તેમાં કે ન થયું હોય તેમાં શો ફેરક છે?

૩ પતિની એકત્ર કુટુમ્બની મિલકતમા પોતાના ભાગનું વિલ કરવાનો અધિકાર નથી. એટલે વિલ કરીને પોતાની સ્ત્રીને કાંઈ પણ આપી શકતો નથી. તે એકત્ર કુટુમ્બની

મિલકતનો ભાગ ક્યારે મેળવી શકે ? કે તે કુટુમ્બમાંથી છૂટો પડ્યો હોય ત્યારે, અથવા છૂટા પડ્યાની નોટીસ આપી પછી મૃત્યુ પામ્યો હોય ત્યારે તેની સ્થિતિમા તે પોતાના ભાગનું વિલ કરી, સ્ત્રીને આપી શકે છે, ને તેમ કરી તેને સુખી કરી શકે છે તે સિવાય પતિની સ્વતંત્ર મિલકતનુ વિલ પોતાની મરજી પ્રમાણે કરી શકે છે, અને તેમ કરી, પોતાની સ્ત્રીને ખોરાકી પોષાકી અને રહેવાના હક્ક સિવાય બીજુ કાંઇ પણ ન આપવુ હોય તો તેમ કરવાની કાયદામા છૂટ છે તેના સન્જોગોમા ડૉ દેશમુખનુ ખીલ લાગુ પડતુ નથી પતિ કોઈ પણ કારણથી, કે અણબનાવ હોવાથી, કે કોઈની ઉશ્કેરણીથી ઉપર મુજબનુ વિલ કરી શકે છે એવી વખતે કાયદાના કપરા નિયમોથી સ્ત્રીની સ્થિતિ પરાધીન, અને નિરાધાર થઇ જાય છે

### એકત્ર કુટુમ્બમા મૃત્યુ થયુ હોય તો ?

૪ અચાનક, અને યુવાવસ્થામા, અથવા ટુંક માંદગીમાં પતિનુ મૃત્યુ સંયુક્ત કુટુમ્બમા થાય અને મનમા ધારેલુ બની ન શકે છૂટા પડવાનું, ને વિલ કરવાનું તો ઘણી ગંભીર ને મુશ્કેલીભરી સ્થિતિ ઉભી કરે છે અને જૂદી મિલકત રાખી ન હોય, તો તે કુટુમ્બના પુરૂષોને સુભાગ્યે મળે છે, અને તેની પત્ની, પરવશ ને દુ ખી જીવન, પતિની ગફલતથી વીતાવે છે

### પતિની મિલકતમા સ્ત્રીનો કેટલો હક્ક છે ?

૫ જ્યારે વિધવા સ્ત્રીઓની સ્થિતિ પોતાના પતિની મિલકતમા પણ પરાધીન છે, ત્યારે તેજ ઘરની પુત્રીને પોતાના પિતાના મિલકતમા મુબઇ ઈલાકાના કાયદાનો અમલ થાય છે, તે પ્રમાણે પુત્ર જેટલો જ સપૂર્ણ હક્ક મળે છે એટલે એક મનુષ્ય વિધવા સ્ત્રી અને એક અથવા વધારે પુત્રીઓ મૂકી મરણ પામે તો, તે વિધવા સ્ત્રીને માત્ર રહેવાનો, ખાવાનો, અને મિલકત વાપરવાનો જ હક્ક મળે છે પરન્તુ મિલકતની, મરજીમા આવે તેમ વ્યવસ્થા કરવાનો તેને હક્ક મળતો નથી, અને મિલકતનું વિલ કરી, કોઇને આપી જવાનો તેને અધિકાર નથી સ્થાવર મિલકતનો તો માત્ર ઉપયોગ જ કરી શકે છે, અને તે અમુક જરૂરી સન્જોગો સિવાય, તેનાથી વચાય કે ગીરો મૂકી ન શકાય, કે કોઇને બક્ષીસ થાય નહીં

માત્ર જંગમ મિલકત પર તેનો સપૂર્ણ હક્ક રહે છે, પરન્તુ તે પણ માત્ર જીંદગી દરમ્યાન જ તે ચાહે તે વ્યવસ્થા તેની કરી શકે છે, પરન્તુ મૃત્યુ પછી, કોઈને આપવાની તેની સત્તા નથી એના મૃત્યુ બાદ પિતાના વારસ તરીકે પુત્રી માલિક થાય છે ને તે ચાહે તેવી વ્યવસ્થા, પોતાને મળેલી મિલકતમાથી કરી શકે છે, અને જેમ પુત્ર હોય ને મિલકતનો માલિક બને તેજ રીતે છોકરી પણ માલિક બને છે

### પુત્રીનો વારસામા શો હક્ક છે ?

૬ પતિની મિલકતમા, સ્ત્રીને મર્યાદિત હક્ક મળે છે, ને પુત્રીને સપૂર્ણ હક્ક મળે છે, તે એટલે સુધી મળે છે, કે પુત્રીની માતા કાંઇ મિલકતનો ગેરઉપયોગ કરતી હોય, ને મિલકતને નુકશાન પહોચતુ હોય તો છોકરી પોતાના માલીકીહક્કથી તેના રક્ષણ માટે પોતાની માતાને અટકાવી શકે છે

### પુત્રીનો શ્વસુરપક્ષમાં કે, પતિને ત્યા શો હક્ક છે ?

૭ હવે તે જ પુત્રી જ્યારે પરણીને સાસરે જાય છે, ત્યારે એને પોતાના પતિની મિલકતમા બિલકુલ હક્ક મળતો નથી, કે કાંઇ સન્જોગોમા મર્યાદિત હક્ક સ્વતંત્ર મિલકતમા

મળે છે. એક જ સ્ત્રીને, પિતાને ત્યાં પુત્રી તરીકે પિતાની મિલકતમાં જૂદો, અને પોતાના પતિની મિલકતમાં વિધવા તરીકે જૂદો હક્ક મળે છે.

### હાલના કાયદામાં શો ફેરફાર થવો જોઇએ ?

૮. વારસાહક્ક સંબંધી બીલ રજુ થયાં છે. તેમાં મુખ્યત્વે, સ્ત્રીને જે મર્યાદિત હક્ક મળે છે, તેને બદલે સંપૂર્ણ હક્ક મળે, અને પિતાની મિલકતમાં પુત્રીને શો હક્ક આપવો જોઇએ ? સ્ત્રીને પતિની મિલકતમાંથી પણ વ્યવસ્થા કરવાની છુટ, શા માટે નથી ? એ સિવાય બીજા ઘણા ફેરફાર કરવાની જરૂર છે.

જુનવાણી માનસની વ્યક્તિઓ, તેમાં વિરૂદ્ધ મત આપે છે, અને અંકુશ મૂકવા સૂચના કરે છે. પરન્તુ હિન્દુ શાસ્ત્રો ને કાયદાનાં પુસ્તકોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતાં સિદ્ધ થાય છે, કે આ વાત સાચી નથી.

### આગળના કાયદા મર્યાદિત ને કડક શા માટે હતા ?

તે સમયની સ્ત્રીઓનાં જીવન, સરળ, સાદાં, ને એકમાર્ગી હતાં. લાંબો વિચાર કરવા જેવું તેમનું બુદ્ધિબળ નહોતું. વિદ્યાનું તેજસ્વી પ્રકાશમાન તેજ દૃષ્ટિમાં નહોતું, અજ્ઞાનના તિમિરથી ઘેરાયેલું માનસ, કુટુંબનાં કાર્યો ને વ્યવસાયમાં જ માત્ર ગુંથાઈ રહેતું. તેમને કદાચ મિલકત, કે થોડા પૈસાની માત્ર વ્યવસ્થા કરવાનું કાર્ય સોંપ્યું હોત તો, તેમાં નિષ્ફળતા પ્રાપ્ત થયા વગર નહીં રહેત. અભણ, અજ્ઞાન યુવતી કોઇનાથી સહજ છેતરાઈ જાત, પુરુષો તેને ધૂર્તતાથી બનાવી તેની મિલકત પડાવી લેત. તે ભોળા સ્ત્રીહૃદયમાં કુશળતાને અભાવે કાંઇ પણ લાગત નહીં. અને છતી મિલકતે નિર્ધન ને નિરાધાર સ્થિતિ ભોગવત, જેથી તે સમયમાં આવા કાયદા હતા. બીજી રીતે પુરૂષો તેની મિલકત પડાવી લેતા, કેટલીક નબળા મનની સ્ત્રીઓ વડીલોના અસહ્ય ત્રાસથી અનીતિને માર્ગે પુરૂષોના દબાણથી કે આકર્ષણથી, કે તેના બૂરા પાપી ધનલોભી, કાવાદાવાથી, છેતરાઇ, નિરંકુશપણે વિહરતી થઇ જાત, ને સર્વને ગુમાવત, જેથી અંકુશ અને કાયદાના બંધનોથી તેને બાંધી લેવામાં આવી હતી. બાળક જેવી નિર્દોષ સ્ત્રીઓને ફસાઈ જવાનો ડગલે ને પગલે સંભવ હતો, જેથી મર્યાદિત રાખવામાં આવતી પુત્રીને અભણ રાખી, પુત્રને જ ભણાવતા, કારણ તેઓને નોકરી કરવી છે, એમ કહેતા. પરન્તુ પુત્રીઓને આગળ ન પાડવી, ને પાવરધી ન કરવી, એ હેતુ તો પુરુષોનો પહેલેથી જ હોવો જોઇએ. સ્ત્રીઓના હક્ક છીનવી લેવામાં કેટલાક પુરુષો ઘણા ઉત્સાહથી ભાગ લે છે, જ્યારે કેટલાક સુજ્ઞ પુરુષો, નિષ્પક્ષપાત વૃત્તિથી સ્ત્રીઓના હક્ક મેળવવા અનહદ પ્રયત્ન કરી રહ્યા છે, જે ઘણું આવકારદાયક છે.

### દત્તકપુત્ર લઇ. વિધવા મિલકત મેળવી શકે ?

૧૦. પતિ સંતતિ વગર, મૃત્યુ પામે. તો વિધવા સ્ત્રી દત્તક પુત્ર લઇને, પોતાની મિલકત મેળવી શકે. તેથી દત્તકપુત્રને સર્વ હકક મળે છે, પરન્તુ સ્રીના હકક ઓછા થાય છે. અને તે પુત્ર સ્ત્રીની મરજી હોય, કે ન હોય, તો પણ પોતાની મરજી મુજબ મિલકતનો વહિવટ. અને કાર્યો કરે છે.

### દત્તકપુત્ર લીધા છતાં વિધવાની વિષમ સ્થિતિ

દત્તકપુત્ર લીધા પછી જો કે તમામ મિલ્કત સ્ત્રી મેળવી શકે છે, પરન્તુ તેના પોતાના હકકને લેશ પણ લાભ થતો નથી, ને પુત્ર તેની મરજી સાચવતો નથી, તેમજ તેને પૂછીને કાંઇ પણ કરતો નથી, કેમકે સર્વ સત્તા, ને મિલકત પર તેનો સંપૂર્ણ હકક છે, જેથી વિધવાની સ્થિતિ સુધરતી નથી

એક વિધવાએ દત્તકપુત્ર લીધો હતો પાચ છ વર્ષ તો ઠીક ચાલ્યુ, પરન્તુ તે નાનો હતો, ને આગના માતપિતાને ત્યા રહેતો હતો, અચાનક માદગીમા સપડાઇ મરણ પામ્યો, અને તે પહેલા તેની સહી કરાવી, જેથી તેની મિલકત તેના બીજા ભાઈને, કે સગાને મળી દત્તક લેનાર વિધવા સ્ત્રીને તો કાઈ પણ પૂછ્યુ નહીં, ને તે અજ્ઞાત જ રહી સોલીસીટરો માર્ફત તેને ખબર પડી

## પુનર્લગ્ન કરેલી વિધવા સ્ત્રીનો હક

૧૨ આ પણ કાયદાની કસોટી છે વળી કોઈ કોઇ જગ્યાએ, છેતરપીંડી ને કાવા દાવા થાય છે વિધવા સ્ત્રી જો પુનર્લગ્ન કરે તો તેને વારસાહક્કમા બીલકુલ હક્ક રહેતો નથી તેની પુત્રીને તે મળે છે, પુત્ર હોય તો વાધો હોતો નથી તેજ બધુ મેળવે છે અને પુત્રી ઉમ્મર લાયક હોય તો બધી મિલકતની વારસ તે થાય છે, અને સતતિ ન હોય, તો કુટુમ્બના પુરૂષ દિયર કે જેઠ જે હોય તે થાય છે, કોઈ નહીં તો પિત્રાઇ વારસ થાય છે

પહેલી વારના પતિને ત્યા તેનો જરાએ હક રહેતો નથી, ત્યાથી તે મૃત્યુ પામેલી ગણાય છે

## એક પર બીજી લાવતાં, પહેલી સ્ત્રીને શો હક્ક રહે છે ?

૧૩ એક પત્નીનો ત્યાગ કરી, બીજી પત્ની કરનાર પતિ, દ્વિતીય પત્નીને બધી મિલકત આપી શકે છે, અને પહેલાની પત્નીને ફક્ત ભરણપોષણ જ આપે છે, જેથી સ્ત્રીની સ્થિતિ ઘણી જ કગાલ, નિરાધાર, ને દુ ખદાયક બની જાય છે સ્વચ્છદે, સુંદરીઓના મોહમા મુગ્ધ રહેલા પુરૂષો, સ્ત્રીઓને રમકડાં સમજી, જૂનુ થતા ફેંકી દઈ પગ નીચે કચરે છે શી માનવ હૃદયની નિષ્ઠુરતા છે ? મોહની મદિરામા અધ બની, પહેલી સ્ત્રીને હેરાન, ને નિરાશ્રિત કરે છે, જે કાયદાની સહાયથી બની શકે છે, જે કાયદાની જાળ તોડવાની ખાસ જરૂર છે

એક દ્વિતીય પત્ની કરનાર પુરૂષ, પુત્રપુત્રીઓ હોવા છતા, બાપને ત્યા પોતાનો હિસ્સો લેવા ગયો, પરન્તુ મરકારી, ને સુશિક્ષ માતપિતાએ તેને કાઈ જ ન આપ્યુ, અને તેના પુત્રના નામનું વિલ કર્યું, પરન્તુ એવા સહૃદયી માતપિતા (સાસુ સસરા) ભાગ્યે જ મળી શકે છે પોતાના પુત્રનું ખોટુ ઉપરાણું લઈ, વ્યસની વ્યભિચારી, કે દુર્ગુણથી ભરપૂર હોવા છતા, વહુ ને ધમકાવી, ત્રાસ ઉલટો આપે છે, ને હેરાન કરે છે એવા વડીલો ઘણા હશે એ રીતે અન્દરે જોતા, સ્ત્રીઓને ઘણુ ખમવુ પડે છે તેમનું ભાવી પરાધિન અને પરાવલબી છે

કાયદા ને સમાજની, અનેક દુ ખભરી ઉપાધિઓથી, તેમને અસહ્ય મુશીબતોમાથી પસાર થવુ પડે છે

ઉપર મુજબના અનેક કાયદાઓ જોતા, સ્ત્રીને કાઇ જ સ્વતત્રતા નથી, પુત્ર કે પુત્રીની હકુમત નીચે તેની જીંદગી પૂરી થાય છે. તેની બાલ્યાવસ્થા, માતપિતાના આસરા નીચે, યુવાવસ્થા સાસરાના હકુમત નીચે અને વૃદ્ધાવસ્થા પુત્ર કે પુત્રીના સપૂર્ણ કાબુમા, નિરાધારીથી પૂરી થાય છે તેમને કોઈ પણ સ્વતત્ર ઇચ્છાઓ પૂરી પાડવામા, કે કોઈ કાર્ય કરવામા, મરજી મુજબ કરવાનો હક્ક તેને રહેતો નથી કેવળ પૂતળા જેવુ, તેનું જીવન છે

## છુટાછેડાના કાયદાથી શો લાભ ને શી હાનિ છે ?

૧૪ ડૉ દેશમુખે હિન્દુ કાયદામા છૂટાછેડા દાખલ કરવાનો કાયદો રજુ કર્યો હતો,

તે ઉરાડી દેવામાં આવ્યો હતો. તે ફરીથી પાછો, કેટલાક સુધારા સાથે ધારાસભામાં રજુ કર્યો છે; જે નીચે મુજબ છે:

૧. પતિ કે પત્ની બેમાંથી એક અસાધ્ય રોગથી પીડાતું હોય;

૨. મટી ન શકે તેવું ગાંડપણ હોય.

૩. સંન્યાસી થઇ જાય, ધર્મ બદલે, કે વ્યભીચાર કરે તો, પતિ કે પત્ની, બન્નેને કાયદાની રૂએ, છુટા રહેવાનો હક મળી શકે.

ખરડાના બીજાના વિભાગમાં, પતિ ફરીથી લગ્ન કરે, કે પત્ની પ્રત્યે ઘાતકી વર્તન કરે, દારૂ પીતો હોય કે મારફાડ કરતો હોય; કે પત્નીનો ત્યાગ કરે કે દ્વિતીય પત્ની કરે, તો પત્નીને પતિથી જૂદા રહેવાનો ને ભરણપોષણનો હક્ક મળી શકે.

ખરડા ત્રીજાના ભાગમાં એ મુજબ કલમ છે, કે જૂદા રહેવાની છુટ મળ્યા પછી બે વર્ષે કોર્ટ ચુકાદો આપી શકે.

આમાં કેટલી ત્રુટી રહી ગઇ છે; પુરૂષ પત્નીની હયાતિમાં બીજું લગ્ન કરે, ને પત્નીને છૂટા રહેવાનો હક્ક મળે, તેને બદલે, પુરૂષ પ્રથમ પત્ની સાથે છૂટાછેડા મેળવ્યા સિવાય, બીજી પત્ની ન જ કરી શકે. તેમ થાય એ વધારે ઇષ્ટ છે, અને આમ થાય તો. અનેક-પત્નીત્વ અટકાવી, સ્ત્રીઓને થતો અન્યાય દુર કરી શકાય.

છૂટાછેડાથી, કેટલાક લાભો થતા હશે, પરન્તુ ગેરલાભ પણ ઓછો નહીં થાય. પતિ વ્યસની, વ્યાધિગ્રસ્ત, કે ખરાબ રોગોથી, ભરપૂર હોય, મદિરાપાન કરતો હોય, તોપણ સ્ત્રીઓએ તેને દેવતુલ્ય માનવો, એ આર્યસ્ત્રીની ભાવના છે, જ્યારે હાલના સમયમાં, તેમ બનવું સહેલું નથી. સમય પલટાયો છે, અને સ્ત્રીઓનું માનસ બદલાઇ ગયું છે; અને તેમને છુટા છેડા કરવાની વૃત્તિ દાખલ થઈ છે.

હાલનો જમાનો, સુધારામાં એટલો બધો આગળ વધી ગયો છે, કે તેમાં કાયદાની ખાસ આવશ્યકતા છે.

છૂટાછેડાનું દેશમુખનું બીલ જે પસાર થતાં બહુ વિચારવાની જરૂર છે.

ઘણો સુધારો પ્રશસનીય છે, પરન્તુ છૂટાછેડાનો કાયદો જો પસાર થાય તો જેટલો લાભ થાય, તેનાથી વધારે ગેરલાભ થવાનો સંભવ છે.

પુરૂષો સ્ત્રીઓને છૂટી કરવા અનેક પ્રકારનો ત્રાસ, અને દુઃખ આપી પજવીને તેમને છૂટાછેડા કરવાની ફરજ પાડશે; અનેક પ્રકારથી સત્તાવશે.

જો કોઇ સ્વચ્છંદી સ્ત્રી, પતિને માથે ખોટા ઉપજાવી કાઢેલા આક્ષેપો મૂકી, છૂટાછેડા મેળવી અનીતિને માર્ગે નિરકુશપણે વિચરશે, જ્યારે પુરૂષો અનેક સ્વરૂપવતી. સુન્દરીઓના મોહમાં મુગ્ધ બની, હાલ જેમ દ્વિતીય પત્ની કરે છે, તેમ પહેલાંની સ્ત્રીને હેરાન કરી, છૂટાછેડા મેળવશે, તેની સાલસાઈ ને નરમાશનો લાભ લઇ તેની પાસથીજ તે ઉધુંચત્તુ સમજાવી કે દબાવી, છૂટાછેડા મેળવી શકશે.

કોઈ પણ જાતનું બંધારણ કે નિયમની મર્યાદા રહેશે નહી, સ્ત્રી કે પુરૂષ બેઉમાં જે ધૂર્ત, ને જબરૂં હશે, તેનું બળ ચાલશે, જે નિર્માલ્ય, ને સરળહૃદયી હશે, તે હેરાન થશે.

તેમ જ પહેલાના લગ્નમાં જે પવિત્ર ભાવના, જે સ્નેહ, હોય છે, તે ન રહેતાં કેવળ વિકાર, મોહ, અને સ્વાર્થી દેખાવ પૂરતી, ભાવના રહેશે. માત્ર ધંધાદારીની માફક ભાડુતી, વ્યહવાર પૂરતો, શુષ્ક વ્યહવાર રહેશે, જેમાં સ્નેહની ઉર્મિ, કે ભાવનાને સ્થાન નથી. પતિ

કે પત્ની સુખદુખના સાથી નહીં, પરન્તુ સ્વાર્થ પૂરતા સાથી થઇ રહેશે

પતિને ભયંકર રોગ હોય, તો પત્ની છૂટાછેડા લઈ શકે, અને પત્નીને ભયંકર રોગ થાય, તો પણ તેમ જ થઈ શકે, અર્થાત્ છૂટાછેડા મેળવી, પતિને ગમે તે સ્થિતિમાં તરછોડી, તે સ્ત્રી ચાલી જાય, અને પુરૂષ પણ તેમ કરે આથી તે દુખી ને રોગથી ભરપૂર પતિને, કે પત્નીને હોસ્પીતાલ શોધવાની ફરજ પડે છે, અને જે નર્સો સારવાર કરે છે, તેટલી પણ તેની સ્ત્રીને કે પતિને દરકાર, કે ફરજ હોતી નથી

પતિની માંદગીમા પત્ની કાંઈ પણ ન કરતા નોકર પાસે કરાવી, સ્વચ્છંદે ફરશે, અને છૂટાછેડાની બીકથી પતિ કાંઈ પણ બોલી નહી શકે.

તેજ પ્રમાણે પતિ પણ સ્ત્રીને માંદગીમા રીબાતી જોઈ, બન્નેના શુષ્ક વ્યવહારથી, અથવા પત્ની નરમ અને તે કડક અને સ્વાર્થી હોવાથી દરકાર નહીં કરે, ને છૂટાછેડાની ફરજ પાડશે, અને છૂટાછેડાની બીક દાખવશે

આ સ્થિતિ ઘણી શોચનીય છે, એકને દુખે, બીજુ દુખી ન થાય, તો તે પ્રેમ શેનો ? પુરૂષ દ્રવ્યવાન હોય, મજબુત, સુદૃઢ શરીર હોય, વૈભવવિલાસની રેલછેલ હોય, ત્યા સુધી જ સારો લાગે, અને તેની માંદગી, કે જરા અવસ્થામા, કે પૈસાથી ખુવાર થતા, તેનાથી અણગમો ઉત્પન્ન થાય, એ પ્રેમ શેનો ? કાયદાની દખલ જો ન હોત તો છૂટાછેડા ક્યારના મેળવી, અનેક દંપતીઓ ઉપર જણાવ્યા મુજબ છૂટાછેડા લઇ, વધારે પડતા સુધારામા ઘસડાઇ હેરાન થઈ ગયા હત

જોકે કેટલાક સંજોગોમા, છૂટાછેડાથી ફાયદા થયા હશે, પરન્તુ ગેરલાભના દાખલા ઘણા દેખાય છે.

પતિને અસાધ્ય રોગ હોય, તેનાથી છૂટાછેડા લેનાર સ્ત્રી અને બીજી સ્વચ્છંદી હલકી સ્ત્રીઓમા શો ફરક છે ?

તેજ મુજબ પત્નીને રોગગ્રસ્ત છોડી જનાર, અને તેવી સ્થિતિ (પતિની) જોઈ દ્વિતીય પત્ની કરનાર પુરૂષ પણ ગુનેહગાર છે

શરીર સાથે લગ્ન નહીં, પરન્તુ દેહ સાથે લગ્ન થાય છે, તેને જ ખરેખર સ્નેહલગ્ન કહી શકાય, સંયમ, ને ધૈર્યથી, આટલાં વર્ષોથી ચલાવી લેનાર આર્ય સ્ત્રીઓ, જો ખરેખરી પવિત્ર ભાવનાથી ચાહતી હશે, તે ગમે તેવી મુશ્કેલીમા, હજારો આફતોના વંટોળથી ઘેરાતા, તેની સામે ટક્કર ઝીલી સફળતાથી બહાર આવશે, પરન્તુ છૂટાછેડા કોઈ પણ સંજોગોમાં નહીં કરે, ને કદિ પણ આ કાયદાનો સ્વીકાર નહીં કરે

છૂટાછેડા લેનાર અસતુષ્ટ સ્ત્રી, સતોષનો ગુણ નહીં હોવાથી, સતાપમા જીવન વીતાવશે, કે છૂટાછેડાથી સપૂર્ણ સુખી થશે ? એ પ્રશ્ન પણ વિચારવા યોગ્ય છે. અને તેના જીવનમાં શુ સુખ રહેશે ? તે શાથી સુખી થશે ? તે કહી ન શકાય

હાલના સ્વતત્રતાના યુગમા, પોતાની મરજીથી ને પસદગીથી થયેલા, કહેવાતા કે સાચા સ્નેહલગ્નમા છૂટાછેડા શા માટે ?

પ્રેમને માટે મરી ફીટનારાં આ લગ્ન હોય તો, આત્માએ આત્મા, બેઉ એક હોય તો, પતિ જો પત્નીને અર્ધાંગી માનતો હોય તો છૂટાછેડાને સ્થાન ન હોય

હલકી જાતના, અભણ, અજ્ઞાન બીન કેળવાયલા તેમ કરી શકે, ત્યાં ઉચ્ચ, કેળવાયલા વર્ગમા, તો આ સ્થિતિ ને આ વિચારો ઘણા લજ્જાસ્પદ ને શોચનીય છે

૧૫. પારસી તેમ જ મુસલમાન કાયદામાં વિધવા, તેમ જ પુત્રપુત્રીને, બધાંને પિતાની મિલકતમાં અમુક કાયદાએ નક્કી કરેલા ભાગ મળે છે; તેમાં હિન્દુઓની માફક, એકત્ર કુટુમ્બનો હિન્દુ કાયદો છે, તેવું કાંઈ છે જ નહીં, દરેકના નક્કી કરેલા ભાગ તેને મળે છે, એટલે તકરારનો સંભવ રહેતો નથી. અને મિલકત તદ્દન ન મળે તેવું કદાપિ બનતું નથી. પારસીઓમાં પુત્રને પુત્રી કરતાં બેવડો ભાગ મળે છે. પરન્તુ આપણા હિન્દુ કાયદામાં છોકરો જો હોય છે, તો છોકરીને કે વિધવા સ્ત્રીને માટે, કાંઇ જ ભાગ જેવું હોતું નથી.

એ સ્થિતિ અન્યાયભરેલી દેખાઈ આવે છે.

એક છોકરો બધી જ મિલકત લઇ શકે, અને પોતાના પિતાની મિલકત હોવા છતાં, છોકરીને કાંઇ જ મળી ન શકે, એ ઇચ્છવાયોગ્ય નથી; એટલે એ દિશામાં કાયદામાં પણ સુધારો થવાની જરૂર છે.

જે કોમોમાં વિધવાવિવાહનો પ્રચાર નથી અને જેમાં પંદર સોળ વર્ષની લગભગ બધી જ કન્યાઓ પરણેલી જ હોવાનો સંભવ છે, તે કોમો માટે, કાયદાનો કાંઇ અર્થ નથી, એ ઉમ્મરના મનુષ્યોને વિવાહ કરવાનો જ, પ્રતિબંધ મુકવામાં આવ્યો છે. મેવાડમાં મોટી ઉમ્મરનો પુરૂષ લગ્ન કરવા માંગતો હોય તો, મેવાડ બહાર જઇને કરી શકે.

## વિધવા અને ભરણપોષણ

એક વિધવા સંયુક્તકુટુમ્બમાં હતી; તેના પતિના સંયુક્ત કુટુમ્બમાંથી, કોર્ટે તેને દર મહિને રૂ. ૬૫ ની રકમ એના ભરણપોષણ માટે અપાવી. એ બહેનને ઘેર બેઠાં ગમ્યું નહી અને કામ કરવાની ઇચ્છા થઇ હશે, એટલે તેણે નર્સીંગનું કામ શિખી લીધું. થોડા સમય પછી તેને એ કામ માટે રૂા. ૪૫ ની માસિક પગારની નોકરી મળી, ને તે બહેનને હવે આવક રૂા. ૧૧૦ ની થઈ. એ તેના સસરાને, ખુંચી, એટલે સસરાએ કોર્ટમાં પાછી અરજી કરી કે એ બાઇને હવે પોતાની સારી આવક હોવાથી ભરણપોષણની રકમમાં ઘટાડો કરવો; નીચલી કોર્ટે તે સસરાની અરજી માન્ય રાખી, અને ભરણપોષણની રકમ એકદમ રૂા. ૧૫ કરી દીધી.

તે વિધવા બહેન કાંઇ દબાયેલી વિધવા નહોતી. એટલે તેણે તે ચુકાદો કબૂલ ન રાખતાં હાઇકોર્ટમાં અપીલ કરી હાઇકોર્ટે ચુકાદો આપ્યો, બાઇની જાતમહેનતથી કામ કરતાં તેની આવક વધે, તેથી કાંઈ તેની ભરણપોષણની રકમમાં ઘટાડો થઇ શકે નહીં.

કારણ કે એ રીતે વિધવાની આવકમાં થયેલો વધારો કાંઇ સ્થાયી કહી ન શકાય. તેની તબિયત કે, બીજા સંજોગોને લીધે આવકમાં વધઘટ થવાનો સભવ છે. આથી બાઇની અપીલ હાઇકોર્ટે મંજુર. રાખી.

હાઇકોર્ટે હમણાના કાયદા પ્રમાણે ન્યાયી ચુકાદો આપ્યો. પરન્તુ વાસ્તવિક રીતે જોતાં વિધવા સ્ત્રી તો પોતાના પતિના ભાગની મિલકતની વારસ ગણાવી જોઇએ.

જીવનભર ફરજિયાત બ્રહ્મચર્ય પાળતી હિન્દુ વિધવાઓનો જોટો જગત ભરમાં કોઈ ઠેકાણે મળે તેમ નથી જોકે ધીમે ધીમે આ દિશામાં વિચાર બદલાતા જાય છે.

ઘણે ઠેકાણે પતિની મિલકત ગમે તેટલી હોય, તોપણ વિધવાને ભરણપોષણ માટે માત્ર રૂ ૧૫ કે એવી નજીવી રકમ મળે છે. આ તો હકકની વાત છે. વિધવા સ્ત્રીને તેના પતિની મિલકત પર હકક છે. પછી ભલે તે સ્ત્રી ગમે તેટલું કમાતી હોય, કે તેના બાપ કે કોઇ તરફની આવક થતી હોય.

### શ્વસુરપક્ષ રક્ષક બને છે કે ભક્ષક ?

એક બ્હેને તેમના સસરા ઉપર વારસાનો ભરણપોષણનો અને ઘરમા રહેવાના હક્કનો દાવો માડયો મુબાઈની હાઈકોર્ટ સુધી દાવો ચાલ્યો, એ બહેન વિધવા થયા અગાઉ, તેમના પતિ તેમના કુટુમ્બમાથી છૂટા થએલા ન હતા, અને સસરાની જે મિલકત હતી, તે વડીલોપાર્જિત નહીં પણ પોતાની કમાઈની હતી, તેથી એ મિલકત પર તે વિધવા બહેનનો કાંઈ પણ હક્ક પહોચી શકે નહીં, એમ સસરા પુરવાર કરી શક્યા એટલે એ બહેન પોતાનો દાવો હારી ગયા તેમના સસરાએ પુષ્કળ પૈસા ખર્ચી, વકીલ બેરીસ્ટરો, રોકી, અથાગ શ્રમ લઈ પોતાની પુત્રવધુને ટાઇ ન મળે, એમ નિશ્ચય કર્યો હતો જે પુત્રવધુ લાવવા, અથાગ શ્રમ કરી, લગ્ન થતા, આસુરી ભાવનાથી વર્તે છે, ને કેમ વધારે દુ ખી થાય, તેમ કરવા પ્રયત્ન કરી, આનન્દ માને છે તેના હિન્દુ સમાજના, જેટલા વખાણ કરીએ તેટલા ઓછા છે

એ બહેન કોઈ જગ્યાએ નોકરી કરવા લાગ્યા કેટલાક દિવસ પછી અકસ્માત ગુજરી ગયા, અને હજુ તેના મૃત્યુને ઝાઝા દિવસ થયા નહોતા, તેટલામા તો તેના સસરાનો, તે સસ્થાના મત્રીપર પત્ર આવ્યો તેમા પોતે મરનાર બહેના સસરા હોવાનુ તેમ જ તેમનો બીજો પુત્ર (મરનારનો દિયર) કાયદેસર, એ મિલકતના વારસ હોવાનુ અને તેથી મરનાર બહેનના પૈસા, કે પગાર હોય તે તેમને મોકલી દેવાનુ જણાવવામા આવ્યુ તેના જવાબમા તેમણે સસરાને જણાવ્યુ કે બહેનના વારસ તમારા પુત્ર છે, એ જાણીને મને એક પ્રકારની રાહત મળી છે બાઇને અકસ્માત થયો, ને ડોક્ટરો બોલાવી તેની સારવાર કરતા લગભગ એસી રૂા જેટલુ બિલ થયુ તે કોણ ચૂકવશે ? તેની વિમાસણમા હુ પડયો હતો, હવે બિલ ચૂકવવા તેના વારસ પર મોકલીશુ

આપણા હિન્દુ સમાજમા, વિધવાની સ્થિતિ આવા એકતરફી કાયદાઓથી, અને સાસરીયાથી છે કાયદાની દષ્ટિએ એ ચુકાદો અપાયો, તેમા ન્યાય હતો, એમ કેમ કહી શકાય ? પુત્રવધુને અથાગ મિલકત હોવા છતા પાળવાની સસરાની ફરજ નથી ? વિધવા સ્ત્રીનુ અનાથ સ્થિતિમા શુ થાત ? તેનો કોર્ટે વિચાર કર્યો હતો ? સમાજ આવુ ચલાવી કેમ શકે છે ? અને સસરાની ધૃષ્ટતાની તો કાંઈ સીમા જ નથી, તેની હલકાઇની, તથા સ્વાર્થવૃત્તિની તો હદ તેમા થઈ, કે જે વધુને પાળવા તૈયાર નહોતો તે તેના મરણ પછી પોતાના પુત્રને તેનો વારસ બનાવવા તૈયાર થયો તેના મૃત્યુસમયે તેને જોવાની પણ દરકાર કીધી નહીં એટલુજ નહીં પરન્તુ સાભળવા મુજબ તે આપઘાત, તેણે પોતાના કાઇ કાળા કૃત્યથી કર્યો એમ કહેતો હતો

આવા મનુષ્યોનો સમાજે બહિષ્કાર કરવો ઘટે છે ઉચ્ચ વર્ગના મનુષ્યોના હૃદય કરતા કહેવાતા નીચના હૃદય સારા હશે, હૃદયથી જ નીચ કે ઉચ્ચ કહી ગણાય ? નહીં કે જાતિથી આવા સમાજના સડેલાને સ્વરાજ્ય શી રીતે મળે ? પહેલા સમાજનો સડો દૂર કરવાની, અને આવા અન્યાયી કાયદામા ફેરફાર કરવાની અતિ ઘણી આવશ્યકતા છે વિધવાઓના ઉના ઉનાં અશ્રુઓથી હિન્દને તમે આઝાદ નહીં બનાવી શકો

## હાલના હિન્દુ સ્ત્રીઓના વારસાહકના કાયદા

હિન્દુ સ્ત્રીઓના વારસાહક્ક સંબંધી બીલ રજુ થાય છે, અને તેમાં મુખ્યત્વે બે પ્રશ્નો છેઃ

૧. સ્ત્રીઓને જે હમણાં મર્યાદિત હક્ક મળે છે તેના કરતાં સંપૂર્ણ હક્ક મળવા જોઇએ.

૨. પિતાની મિલકતમાંથી પુત્રીને શો હક્ક આપવો જોઈએ ?

જુનવાણી માનસવાળી વ્યક્તિઓ તરફથી કહેવામાં આવે છે કે સ્ત્રીઓને સંપૂર્ણ હક્ક આપી, પશ્ચિમના પવનરૂપી નવાં તત્ત્વો ઉમેરો છો. કેટલાક પુરુષો વિરૂદ્ધ મત આપી, અંકુશ મૂકવા સૂચના કરે છે, પરન્તુ હિન્દુ શાસ્ત્રોનું અને વિવિધ કાયદાનાં પુસ્તકોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતાં આ વાત સાચી નથી, એમ સિદ્ધ થાય છે. પ્રાચીન સમયમાં વધારે છૂટછાટ અને સુધારો હતો.

સ્ત્રીને જે મિલકત મળે તેની તે મર્યાદિત માલિક થાય, અને જે મિલકત મળે તેની તે ઇચ્છા મુજબ પોતે વ્યવસ્થા ન કરી શકે, અથવા તેનામાં તેમ કરવાનું સામર્થ્ય ન હોય તો શી સ્થિતિ થાય ?

ધારાસભામાં, ફેરફાર કરતો કાયદો પસાર થાય નહીં, ત્યાં લગી આમ જ મર્યાદિત સ્થિતિ રહેશે.

યાજ્ઞવલ્કય સ્મૃતિમા કહ્યું છે કે સ્ત્રીધનનો અર્થ કૌટુંબિક વહેંચણીમાં મળેલી મિલકતનો સમાવેશ થાય છે. તેના પર તેનો સંપૂર્ણ હક્ક છે.

पितृमातृपतिभातृदत्तमध्यग्न्युवागतम्
आधिवेद निकांच च, स्त्रीधनं परिकीर्तितम् ॥ १ ॥

સ્ત્રીધન શબ્દના અર્થમા, વારસામાં મિલકતનો સમાવેશ હોય છે, તેના પર તેનો સંપૂર્ણ માલીકીનો હક્ક હોય છે. એટલે મિતાક્ષરાએ બધી સ્ત્રીને મળતી મિલકત સ્ત્રીધન ઠેરવીને તેને સંપૂર્ણ માલિક બનાવી હતી. સદીઓ પર મિતાક્ષરા લખાઈ અને તે પ્રમાણે ચાલતું હતું. પરન્તુ કમભાગ્યે તે કાયદાનો અમલ થઈ રહ્યો નથી, કારણ કે વિલાયતમાં છેલ્લાં ૭૫ વર્ષ પહેલા સ્ત્રીને સંપૂર્ણ માલિકીના હક્ક નહોતા, એટલે ત્યાંની પ્રીવીકાઉન્સીલ જે હિન્દુસ્થાન માટે સર્વોપરી કોર્ટ છે, જેના ચુકાદા મુજબ, હિન્દમાં બધાને ચાલવું પડે છે. તેના જજોને લાગ્યું કે આપણા દેશમાં સંપૂર્ણ હકક નથી, અને હિન્દુસ્થાન જેવા, જંગલી ગણાતા પછાત દેશના હિન્દુ કાયદામાં સ્ત્રીને સંપૂર્ણ હકક હોઇ શકે નહી.

જ્યારે બંગાળમાંથી કેસો પ્રીવી કાઉન્સીલમાં ગયા, ત્યારે દાયભાગ પ્રમાણે તેઓએ ઠરાવ્યું કે સ્ત્રીને સપૂર્ણ હક્ક હોઈ શકે નહીઃ પરન્તુ મર્યાદિત હકક જ મળે છે.

અને પરિણામે બંગાળની સંકુચિતતા આખા હિન્દને નડી. સ્ત્રીઓના હકકોનું સમર્થન કેમ થયું નહીં ? તેનો જવાબ, ઉપરમાં આવી ગયો તેમ, તે ઉપરાંત સ્ત્રીઓને બંગાળ ઇત્યાદિમાં સખ્ત પડદો હોઇને પોતાના હકકોનું અજ્ઞાન હોઇને, તેનું સમર્થન બરાબર થઇ શક્યું નહી; એટલે જ્યાંસુધી ધારાસભામાં ફેરફાર કરતો કાયદો પસાર થાય નહીં, ત્યાં સુધી, સાદો હિન્દુ કાયદો ગમે તે હોય, તોપણ મર્યાદિત હકકજ મળ્યાં કરવાના.

હિન્દુ કાયદામાં, છોકરી પરણે, ત્યાંસુધીનું ભરણપોષણ, અને તેણીના લગ્નનું ખર્ચ, એ દરેક વ્યક્તિને માથે પહેલી ફરજ છે કુંવારી છોકરીને ¼ ભાગ હિન્દુ કાયદાએ આપ્યો છે.

भगिन्यश्च निजादंशा दत्वा शत्तु तुरीकजम ।
अस्यार्थ भगिन्यश्चा सस्कृता सस्कर्तया भ्रातृभि
कि कृत्वा निश्चायशाश्वतुर्य मश देखा ।

એટલે કે ભગિનીઓનો પણ સસ્કાર કરવો, પોતાના ભાગમાથી, ચતુર્થાશ આપીને એટલે બહેનોને પણ પિતાની પાછળ ભાગ મળી શકે

## કાયદાની દૃષ્ટિએ હકક

કાયદાની દૃષ્ટિએ હિન્દુ ગુજરાતી સ્ત્રીઓને ખાસ કાઈ પણ હકક હોતા નથી

ડો દેશમુખનો વિધવા વારસાહક્કનો કાયદો ૧૯૩૮મા પસાર થયો, ને તેથી વિધવાને પતિની મિલકતમાથી ભાગ મળ્યો

આ કાયદો મધ્યસ્થ ધારાસભામા પસાર થયો, ત્યારે હિન્દમા જૂનું બધારણ અમલમા હતું અને ધારાસભાને મિલકતને લગતા કાયદા કરવાની સત્તા હતી તે કાયદા મુજબ જૂનું બધારણું રદ થય, નવુ દાખલ થયુ જેમા ખેતીની જમીનને મિલકત ગણવામા આવી નથી, જે કાયદો સ્ત્રીઓને વધારે હકક આપવાનો હતો મિલકતમા છતા તેને એટલો બધો સકુચિત અર્થ કરવામા આવ્યો છે, કે તેથી વિધવા બહેનોને લાભ કાઇ પણ નહીં થાય

હિન્દમા સૌથી અગત્યની મિલકત મોટે ભાગે ખેતીવાડીની જમીનની છે

પ્રાતિય ધારાસભાઓ જ્યારે અમલમા આવે ત્યારે સ્ત્રીઓને બધી રીતે વારસાહક્ક મળે તેવા કાયદા પસાર થાય, તે જોવાની જરૂર છે

## સ્ત્રીઓની કરૂણતા

કરાચીમા બનેલો એક બનાવ એક યુવાને પોતાની પત્નીનો મોટી રકમનો વિમો ઉતરાવ્યો હતો અને થોડા જ સમયમા તેને ફરવાને બહાને નદીકિનારે લઇ ગયો, અને આકાશના વિવિધ રગો દેખાડતી, ઓચીંતો ધકકો માર્યો, અને તે બિચારી મૃત્યુ પામી અને તે ઢોંગી પતિ ખોટો શોક કરવા લાગ્યો સુરતમા એક સ્ત્રીનો પાચ લાખનો વિમો ઉતરાવી, તેને ધીમુ ઝેર આપી તે સ્ત્રીનો અત આણ્યો

પૈસાના લોભથી પુરૂષો આવા અધમ કાર્યો કરે છે, જે શોચનીય છે તેને હૃદય જ હોતું નથી પૈસા આગળ, સ્ત્રીના જીવનની કીમત ન રાખનાર, પુરૂષને શુ કહેવું? તેને તો બીજી પત્ની સહજ મળી શકે છે, જ્યારે બાલ્યાવસ્થામા વિધવા થનાર સ્ત્રી પતિની પાછળ આખી જીંદગીનુ સુખ છોડી દઇ બ્રહ્મચર્ય પાળી, જીંદગી પૂરી કરે છે, પૈસાની હાડમારી ભોગવે છે, એ હિન્દુ સમાજની બલિહારી છે

આવા દાખલામા આરોપીને સખત સજા કરવાની ખાસ આવશ્યકતા છે, જેથી દ્રવ્યના પિપાસુ, લોભી બીજા પુરુષોની આખ ઉઘડે અને ફરી આવુ આસુરી કાર્ય ન કરે

એકદરે જોતા, સ્ત્રીઓની સ્થિતિ ઘણી જ ખરાબ, અને પરાધીન છે, સ્ત્રીઓનું ભાવી, તેના વડીલોના ને પતિના હાથમા છે

સુભાગ્યે જો સરળ, ને સદ્ગુણી પતિ મળે, તો કાઇ વાધો આવતો નથી, પરન્તુ સૃષ્ટિના નિયમમાં અનેક જાતના સ્વભાવના મનુષ્યો મળે છે

પતિ ઉચ્ચ આદર્શવાન, નીતિવાન, બુદ્ધિશાળીને સરળ હોય છે તો પત્ની તેનાથી વિરૂદ્ધ આચરણુવાળી મળે છે તેમના સરળ સ્વભાવનો લાભ લઇ તેની કને ગૂઢન કાર્યો

કરાવે છે, બાલકોની ઉઠવેઠ કરાવે છે, અને પોતે સ્વચ્છંદથી ફરતી ફરે છે; બીચારો પુરૂષ તેને રીઝવવા મથે છે, અને તેનાથી ડરી, તેની મરજી વિરૂદ્ધ કાંઇ પણ ન કરતાં, તેનો પડચો બોલ ઉપાડે છે, છતાં તે સ્ત્રી તેને ચહાતી નથી.

જ્યારે પતિ પાછળ, સર્વ સુખનો ત્યાગ કરનાર, તેને જ પોતાના દેવતુલ્ય સમજનાર, તેના સુખે સુખી થનાર, અને તેથી સર્વ મરજી સાચવનાર સ્ત્રીને, તુગાખી, બેદરકાર, બેવફા, અને વારંવાર તિરસ્કાર કરનાર, પુરૂષ મળે છે, તેના અનેક કોડ, સ્નેહ, બધું મનમાં ને મનમાં જ રહી જાય છે, અને આટલા બધા પ્રેમનો બદલો, તેને કાંઇ જ મળતો નથી.

શુદ્ધ શીલવતી સ્ત્રી, આમ દુખી થાય છે, જ્યારે સ્વચ્છંદી, અભિમાની સ્ત્રી, પતિને હેરાન કરે છે, પરન્તુ ફુલની માફક પુજાય છે. એ પણ અદ્ભુત અને વિચિત્ર દુનિયાની ખુબી છે. સંસારમાં અનેક વિરોધાભાસ નજરે પડે છે.

જો કઠોર મનુષ્યો મળ્યા હોય તો પરિસ્થિતિ ઘણી ગંભીર, અને દુખદાયક થઇ પડે છે.

સમાજમાં મોટે ભાગે કમાનાર વ્યક્તિ પુરૂષ છે. અને સ્ત્રી તો તેને પરાધીન છે. સ્ત્રી ઘર ચલાવે, સભાળે, બાળકોને જન્મ આપે, અને ઉછેરે, તે કામની પણ કદર, કે કિંમત અંકાઇ નથી, તેથી જ સ્ત્રીઓ પરાધીન મનાય છે ખરૂં જોતાં તો કાર્યની વ્હેંચણી છે. આ સિદ્ધાન્ત દરેક વ્યક્તિએ સ્વીકારવાની ખાસ જરૂર છે. એટલે પુરૂષની આવક ઉપર પત્નીનો હકક ગણાવવો જોઇએ. અત્યારે જ્યારે વારસાહકક વિષે વિચાર ચાલે છે ત્યારે, એક પ્રશ્ન ઉભો થાય છે; અને તે એ કે, એક પુરૂષની પોતાની મિલકત હોય, અને તે પુરૂષ ધારે તો પોતાના કુટુમ્બ (પત્ની અને બાળકો) સિવાય કોઇ બીજાને વસિયતનામું કરી, તે બધી જ મિલકત આપી શકે કે કેમ ?

હાલના કાયદા પ્રમાણે તો તે મોટે ભાગે ખોરાકી, પોષાકી સિવાય તમામ આપી શકે એમ છે. પરન્તુ આપણે વિચાર કરી જોતાં જણાશે, કે આ કાયદો અન્યાયી છે. પુરૂષો કમાવવા જાય, પરન્તુ સ્ત્રીઓ તેને બદલે બીજાં, મહત્વનાં, ઘણાં કાર્યો કરે છે, તો તેને પુરૂષની મિલકત પર શા માટે હકક ન હોય ?

તેમજ બાળકોનો પોતાના પિતાની મિલકત પર, હક્ક હોવો જ જોઇએ, તેથી પુરૂષોની આપકમાઇનુ વસિયતનામું કરી આપી શકાય એવી, હાલના કાયદા મુજબ જે મિલકત ગણાય છે; તેની ઉપર અંકુશ મૂકવાની ખાસ આવશ્યકતા છે.

પુરૂષ પરણેલો હોય; અને પત્ની હયાત હોય, તો તેનો તે મિલકતમાં ભાગ કાઢી, પછીની જ મિલકતનું વસિઅતનામું કરી શકે.

પત્નીને બાળકો હોય તો તે બધાંનો ભાગ કાઢી, પછીની જ મિલકતનું વસિઅતનામું કરી શકે, અને પછી પોતાની મિલકત ધારે તો બીજાને આપી શકે.

છોકરા અને છોકરીઓનો ભેદ જોઇએ નહી, સામાન્ય રીતે એવું કવચિત જ બને કે પુરૂષ પોતાના કુટુંબ સિવાય બીજાને, વસિઅતનામુ કરી, પોતાની મિલકત આપે, પરન્તુ એવું બને છે પણ ખરૂં. પતિને પત્નીપર, કોઇ કારણસર અણગમો, કે અણબનાવ ઉત્પન્ન થયો હોય તો, તેમ કરે છે.

## હિન્દુ સ્ત્રીઓને વારસાહક્ક સબંધી હાલની કમિટીના મહત્ત્વના મુદ્દા

૧ અત્યારે ચાલતા કાયદા મુજબ કોઈ હિન્દુ પોતાના પુત્રની વિધવા અને પોતાની પુત્રી મૂકી મરણ પામે તો વિધવા પુત્રવધુને પોતાના સસરાની મિલકતના ભોગવટાનો જીંદગીનો હક્ક મળે છે અને દીકરીને કાંઈ પણ મિલકત મળતી નથી

દીકરી પરણે ત્યા સુધીના તેના ભરણપોષણ અને તેના લગ્નના ખર્ચનો તેનો હક્ક હોય છે

૨ દીકરી કુવારી હોય, અગર પરિણીત હોય અથવા ગરીબ હોય, કે તવગર હોય, તે મુજબ કાયદાના નિયમો હોના જોઇએ (અત્યારના હિન્દુ કાયદામા જૂદા નિયમો છે)

૩ સને ૧૯૩૭ ના કાયદા મુજબ એક હિન્દુની વિધવા અને તેની વિધવા પુત્રવધુને તે દરેકને તે માણસના દિકરા જેટલો જ મિલકતનો વારસો મળે છે એટલે કોઇ હિન્દુ પોતાની પાછળ દિકરાની વિધવા, ને પોતાની વિધવા અને એક દિકરી મૂકીને ગુજરી જાય તો તેની વિધવાને અને દિકરીની વિધવાને અર્ધી અર્ધી મિલકત વારસામા મળે, દિકરીને આ બેની હૈયાતી દરમ્યાન, વારસામા કાંઈ મળે નહીં

૪ કોઇ હિન્દુ પોતાની પાછળ પુત્ર, બીજા પુત્રની વિધવા અને પુત્રી મૂકી ગુજરી જાય તો પુત્ર અને પુત્ર(બીજા)ની વિધવાને, દરેકને મિલકતમાથી અર્ધો હિસ્સો મળે છે, પરન્તુ પુત્રીને કાંઇ મળતું નથી

૫ સને ૧૯૩૭ના કાયદા મુજબ વિધવા પુત્રવધુને દીકરા જેટલો જ મિલકતમાં હક્ક આપવામા આવ્યો છે. હવે જો દીકરીને પણ વારસાનો હક્ક આપવામા આવે તો કોઈ હિન્દુ એક પુત્ર ને એક પુત્રી મૂકી ગુજરી જાય તો પુત્રવધુને મળે છે તે મુજબ દીકરીને દીકરા જેટલી જ રકમ મળવી જોઈએ

૬ કોઇ હિન્દુ પોતાની પાછળ દત્તકપુત્ર ને વિધવા મૂકી ગુજરી જાય છે, અત્યારના કાયદા મુજબ વિધવાને સગાના પુત્ર જેટલો જ મિલકતનો હક્ક છે

૭ દત્તકપુત્ર લીધા પછી તેને પોતાનો પુત્ર જન્મ્યો હોય, તો તેના હિસ્સા જેટલો જ એ વિધવાને મિલકતનો વારસો મળે કે દત્તકપુત્ર જેટલો ?

આ બન્ને હિસ્સામા ફેર પડશે, કારણ કે હિન્દુ કાયદાની જૂદી જૂદી શાખાઓના મત મુજબ દત્તક લીધા પછી જન્મેલા પુત્રના અને દત્તકપુત્રોના હક્કોમાં ભેદ કરવામાં આવેલો છે

૮ એક હિન્દુ માત્ર પોતાની પાછળ વિધવા મૂકીને ગુજરી જાય છે, વિધવા તે મિલકત કબજે કરે છે, અને પછી એક છોકરો દત્તક લે છે

૧૯૩૭ના કાયદામા એ વિષે કાંઇ ઉલ્લેખ કર્યો નથી

પુત્રને દત્તક લેવાથી વિધવાને આખી મિલકત ખોવી પડે છે કે દત્તકપુત્રને આપવાની અર્ધી મિલકત ? વિધવાની સ્થિતિ દત્તકપુત્ર લીધાથી પરાધીન થાય છે, દત્તક પુત્ર મિલકતનો વારસ થઇ બેસે છે, વિધવા પરાધીન થઇ જાય છે

૯ કોઇ ક્ષુદ્ર મનુષ્ય પોતાની પાછળ વિધવા અને એક દાસીપુત્ર મૂકીને ગુજરી જાય છે, તો ૧૯૩૭ના કાયદા મુજબ, તો વિધવાને પોતાના પુત્ર જેટલો જ હિસ્સો મળે છે (મિલકતમાથી)

વિધવાને સામાન્ય પુત્ર જેટલો, કે દાસીપુત્ર જેટલો હિસ્સો મળવો જોઈએ? અત્યારના કાયદા મુજબ દાસીપુત્રને ½ અને વિધવાને ½ ભાગ મિલકતનો મળે છે અને સામાન્ય પુત્ર મુજબ મળે તો વિધવા અને દાસીપુત્રને અર્ધો અર્ધ હિસ્સો મળે.

૧૦. એક હિન્દુ પોતાની પાછળ વિધવા, પુત્ર અને અનુલોમ લગ્નનો પુત્ર મૂકીને ગુજરી જાય તો?

વિધવાને સામાન્ય પુત્ર જેટલો હિસ્સો મળે, કે અનુલોમ લગ્નના પુત્ર જેટલો?

૧૧. હિન્દના જે ભાગમાં અનુલોમ લગ્નો મંજુર કરવામાં આવ્યાં છે, ત્યાં સામાન્ય પુત્ર કરતાં અનુલોમ લગ્નના પુત્રને ઓછો હિસ્સો મળે છે.

૧૨. અનુલોમ લગ્નો અથવા બીજાં આંતરજ્ઞાતિય લગ્નો કાયદેસર અગર ગેરકાયદેસર ગણાવવા ખાસ કાયદાની આવશ્યકતા છે?

૧૩. એક હિન્દુ પોતાની પાછળ બે વિધવા મૂકી જાય અને અમુક સંખ્યામાં પુત્રો મૂકી ગુજરી જાય તો બે વિધવા ને પુત્રોને શું મળે?

સને ૧૯૩૭-૩૮ના કાયદા મુજબ કોઈ હિન્દુ બે વિધવા મૂકીને ગુજરી જાય તો બન્નેને તેની મિલકતનો વારસો મળવાનો હક્ક છે, પરન્તુ તે હિસ્સાના હક્ક વિષે ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. દાખલા તરીકે એક વિધવા પોતાની જ્ઞાતિની હોય અને બીજી અનુલોમ લગ્નની હોય.

૧૪. મરનારની પાછળ રહેલી બધી વિધવાઓને સરખે હિસ્સે મિલકત મળવી જોઈએ? કે જ્ઞાતિપરત્વે ભેદ પાડવો જોઈએ?

વિધવા ભ્રષ્ટચારિત્ર્યની હોય, અગર તે ફરી લગ્ન કરે, અથવા ધર્મપરિવર્તન કરે, અગર હિન્દુ કાયદામાં જણાવેલી બીજી કોઈ રીતે નાલાયક ઠરે, તો તેને મિલકતના વારસા-હક્કમાં, કાંઈ ફેર પડે કે નહીં? તેનો કાયદામાં ઉલ્લેખ કર્યો નથી.

૧૫. ૧૯૩૭-૩૮ના કાયદામાં જેને મિલકતનો હક્ક મળ્યો હોય, તેમાંથી કોઈનું મૃત્યુ થાય, તો તે મરનારના, વારસાની શી વ્યવસ્થા કરવી?

દાખલા તરીકે પોતાની પાછળ વિધવા એક પુત્ર અને પુત્રવધુ મૂકીને ગુજરી જાય તો કાયદા મુજબ દરેકને મિલકતનો ⅓ ભાગ મળે, તે પછી પુત્રવધુ ગુજરી જાય તો તેની મિલકત વિધવાને, પુત્રને સરખે હિસ્સે મળે? કે માત્ર વિધવાને? કે તેના પુત્રને મળે? દરેકને સરખા હિસ્સાથી મિલકત મળે.

૧૬. મરનારની વિધવાને કાયદા મુજબ હક્ક મળે છે. જે મિલકતનો વારસા હક્ક મળે છે, તે અમુક અંશે મર્યાદિત હોય છે.

અગાઉના કાયદામાં, આ કાયદા અમલમાં આવ્યા, તે પહેલાં જૈન વિધવાઓ મર્યાદિત નહીં, પરન્તુ કેટલીક વખત સંપૂર્ણ મિલકતનો ભોગવટાનો હક્ક ભોગવતી હતી અને ઉત્તર બિહાર પ્રાંતમાં વિધવા પોતાના પતિની જંગમ મિલકતનો સંપૂર્ણ ભોગવટાનો હક્ક ભોગવતી હતી. એટલે આ નવા કાયદાથી વિધવાને પોતાના પતિની મિલકતના ભોગવટાનો હક્ક વિસ્તૃત થવાને સંકુચિત સ્થિતિ પ્રાપ્ત થાય છે.

૧૭. કોઈ હિન્દુ, પોતાની પાછળ વિધવા, માતા, ને ભાઈ, મૂકીને ગુજરી જાય તો ૧૯૩૭-૩૮ ના કાયદા મુજબ મરનારની વિધવાને પોતાના ગુજરેલા પતિ જેટલોજ, તે સંયુક્તકુટુમ્બની મિલકતમાં હક્ક રહે છે. માત્ર વિધવાને મર્યાદિત હક્ક મળે છે.

આનો અર્થ એ થાય છે કે પોતાના મરનાર પતિના જેટલો જ તેનો હક્ક હોય તો બાપના મૃત્યુ પછી આખી મિલકતની વારસ તે થાય, અને માતાને કાઇ પણ ન મળે

ઉપર મુજબ અનેક કાયદાઓમા સુધારો થતો જાય છે, પરન્તુ તે ઘણો જ ધીમો સુધારો કહી શકાય અનેક બીલો અને સુધારા કરવા પાછળ બહેનો ને ભાઈઓ પ્રગતિ કરી રહ્યા છે, પરન્તુ તેનુ હજી જોઈએ તેવુ સંતોષજનક પરિણામ આવ્યુ નથી

સ્ત્રીઓની સ્થિતિ અસહાય, અને નિરાધાર થઈ ગઈ છે, જે હાલના સમાજને અને કાયદાને આભારી છે, છતા સમાજે કાયદામા હજુ ઘણો સુધારો કરવા–કરાવવાનો બાકી છે

હજુ જોઇએ તેવો ફેરફાર થયો નથી, અને થતા ઘણો સમય લાગશે, હજુ શરૂઆત જ કહી શકાય

મધ્યયુગના વચલા સમયમા સ્ત્રીઓના તરફ, વડિલોના અનહદ દબાણ અને ત્રાસથી, તેમજ પૈસાના અભાવે, કેટલાક સજોગોમા નબળા મનની સ્ત્રીઓ અનીતિને માર્ગ નિર્વાહ કરી, જીવન પસાર કરે, અથવા આપઘાત કરી, જીવનનો અંત લાવે, એવી સ્થિતિ હતી પૂર્વયુગમા, વડીલો પ્રેમથી, અને આશ્વાસનથી, દયાળી દષ્ટિથી જોઈ તેમને સહાય કરતા, જેથી ઘણી મુશ્કેલી ઉભી થતી નહીં ત્યારપછી ધીમે ધીમે યુગ પલટાયો અને સત્તા ને દાબથી, અને વારવારના તિરસ્કાર ને અપમાનથી સ્ત્રીઓ કટાળવા લાગી, અને તેમના હૃદયમા બડ જાગ્યુ પરિણામે અનેક ફરિયાદો થવા લાગી વખત જતા સત્યાગ્રહની ચળવળ ચાલી, અને ગાધીયુગના નવીન યુગમા સ્ત્રીઓના જીવનનો પલટો થયો, અને સ્વતત્ર થવા લાગી, અને પોતાને થતો ગેરઇન્સાફ સમજવા લાગી, અનેક બીલો ધારાસભામા આવ્યા, ને પસાર થયા, ન થયા, અને કાયદામા થોડો ઘણો ફેરફાર થયો પરન્તુ તે કાઈ ઘણો ન કહી શકાય, હજુ પણ વધારે છૂટછાટની આવશ્યકતા છે અનેક કાયદાઓથી સ્ત્રીઓની સ્થિતિ ઘણી જ પરાધીન અને દુ ખભરેલી છે પરન્તુ હાલની, સુધરેલી અને ભણેલી કુમારિકા, કે પરણેલી, કે વિધવાઓ, નોકરી મેળવે છે, અને આર્થિક ચિંતાથી મુક્ત થાય છે તેમ જ કાયદામાં સુધારો થવા મન્થન ચાલી રહ્યુ છે, જેની અસર લાબે સમયે થાય એમ લાગે છે

---

# ગુજરાતી સાહિત્યપરિષદનું ૧૪મું અધિવેશન

[ સમીક્ષક રા. રા. મુહમ્મદ ઉમરઃ કવિ કોકિલ ]

**સા**હિત્યપરિષદનું ૧૪મું અધિવેશન ૪-૫. ઑક્ટોબરના રોજ કવિવર **ખબરદારના** પ્રમુખપણા હેઠળ અંધેરીમાં ઉજવાઇ ગયું. સફળ કે અફળ ગમે તે કહો, પરંતુ તેની સંખ્યામાં એકનો ઉમેરો થયો.

૩૦ ઑક્ટોબરના દિને સાહિત્યપરિષદને અંગે ભરાનાર કલાપ્રદર્શનની ઉદ્ઘાટનક્રિયા હતી. હું જરાક વહેલો ગયો, એટલે બહારથી આવેલા ઇતિહાસવિભાગના પ્રમુખ પ્રો. **કામદાર**, પ્રો. **મજમુદાર** અને રાજકોટ ધર્મેન્દ્રસિંહ કૉલેજના પ્રિન્સિપાલ ડૉ. શ્રી. **યાજ્ઞિક** સાથે મુલાકાત થઇ. આવાં સંમેલનોમાં સૌથી મોટો લાભ ગુજરાતમાં વેરાયલી તેની અક્ષર-વ્યક્તિઓ, જ્ઞાનમૂર્તિઓનો એક સ્થળે મળવાનો છે.

બરાબર ૬ વાગે કલાપ્રદર્શનની ઉદ્ઘાટનક્રિયા ઓન. મી. જસ્ટીસ **હરસિદ્ધભાઇ વ. દિવેટિયા**એ કરી. કલાપ્રદર્શનની ઉદ્ઘાટનક્રિયા માટે જુદી જુદી વ્યક્તિઓની અદલાબદલીઓમાં એટલો વિશેષ સમય વહી ગયો હતો કે. ઉદ્ઘાટનનું ભાષણ તૈયાર કરવાને જસ્ટીસ દિવેટિયા સાહેબને પૂરતો સમય મળ્યોજ નહતો, એમ તેમનું ભાષણ બોલતું હતું અને તેથી તે છપાયુંય ન હતું, એ પણ એ વાતને સ્પષ્ટ કરતું હતું. છતાંય એમનું ભાષણ નિરસ નહતું; જો કે એમાં ગુજરાતની કલાનો ઇતિહાસ ન હતો; ગુજરાતી કલાનો વિકાસ, એનું પતન અને પુનરુદ્ધાર માટે પ્રયત્ન, એનો સળગ ઇતિહાસ કે ઝાંખી નહતાં ન તો એનાં દર્શન કરાવવા જેટલો સમય પણ એમને મળ્યો હતો. છતાં ભાષણ પ્રસંગાનુસાર સુંદર અને સચોટ હતું. આજને લગતા કેટલાક અગત્યના મુદ્દાઓ તેમાં ચર્ચવામાં આવ્યા હતા. જસ્ટીસ દિવેટિયાએ હંમેશ મુજબ શ્રોતાજનો પર પોતાની સારી છાપ પાડી હતી.

ગુજરાતી સાહિત્યપરિષદ અંગેનું કલાપ્રદર્શન કેવું હોવું જોઇએ એનો વિચાર કલાપ્રદર્શનના વ્યવસ્થાપકોએ કર્યો નહતો. બલકે કલાપ્રદર્શન જોતાં લાગતું હતું કે કલાપ્રદર્શન લગભગ મુંબઇ સ્કૂલ ઑફ આર્ટના કલાકારોનું પ્રદર્શન હતું. ગુજરાતના સુવર્ણયુગે તેમાં ખીલેલી ગુજરાતની કલા, તેના કોઇ નમુના પ્રદર્શનમાં ન હતા. સાહિત્ય સાથે સંબંધ ધરાવતી લેખનકલાના કોઈ નમુના ન હતા. ગુજરાતની પ્રાચીન ચિત્રકલાનાં ય તેમાં દર્શન ન હતાં. ગુજરાતની ચિત્રકલા, સુલતાનોના યુગની વાત મૂકો. ડૉ. વ્યાસે જે આઇને અકબરી મુજબ ગુજરાતના અકબરયુગના કલાકારો ગણાવ્યા છે તેમાંના એકેનુંય ચિત્ર ન હતું. ગુજરાતનુ કાપડ, ભરતકામ અને અન્ય કારીગીરીનાં ય દર્શન દુર્લભ હતાં.

આટલી ટીકા કરવાનો આશય આટલો જ છે કે, આજ મુંબઈ કલાનું ધામ છે. પ્રદર્શનના મંત્રીઓએ ધાર્યું હોત તો આ પ્રદર્શનને ગુજરાત મ્યુઝિયમ બનાવી આપત. અંધેરીમાં જ શેઠ કલ્યાણજી કરમશી દામજી, મુંબઇમાં સર કાવસજી જહાંગીર, એફ. ઇ. દીનશા, સર કરીમભાઈ ઇબ્રાહિમ, શ્રો. પુરૂષોતમદાસ માવજી વિશ્રામ-અને બીજાઓને ત્યાં એવી ગુજરાતને લગતી મૂલ્યવાન વસ્તુઓ પડી છે કે તેનો સગ્રહ ગુજરાતના આ અભ્યાસીઓની આંખ ઉઘાડી આપત અને ભવિષ્યમાં સંગ્રહ કરવામાં આવે તો ગુજરાત મ્યુઝિયમ કેટલું અપૂર્વ બની શકે છે તેનું ભાન થાત. ખેર ટુંકા અને ઝડપી કાર્યક્રમમાં જે કાંઈ થયું તેને પુરાણી રૂઢીએ અભિનંદન જ.

સાહિત્યપરિષદની બન્ને દિવસની કાર્યવાહી કહી આપે છે કે પરિષદના સંચાલકોએ પોતાના માથાથી એક વેઠ ઉતારી નાખી. હવે લગભગ બે વરસ સુધી તેમને અક્ષરબળ વળની ચિંતા નથી. પરિષદ-સંમેલન પૂરતી બન્ને દિવસની હાજરી કંગાળ હતી. છેલ્લે દિવસે પુષ્કળ હાજરી હતી પણ તેનો ભારતી અવિદ્યાભુવનના આગે શ્રી રાધાકૃષ્ણન સર્વપલ્લીને યશ જાય છે. બાકી સાક્ષરો માટે સ્થાન પણ ઠીક જ પસંદ કરવામાં આવ્યું હતું : વ્યાયામશાળા- જ્યાં સમય આવ્યે સાક્ષરો પેટ ભરી લડી લ્યે. સાહિત્યપરિષદમાં જનતાને મુદ્દલ રસ ન હતો. કોઈ બહારના મહેમાનોને મળવાના કારણે, કોઈ નામના કારણે, અને કોઈ સંબંધના કારણે આવ્યું હતું. સાહિત્યપરિષદમાં રસ લેવા આવનાર વર્ગ બહુ જ નાનો હતો. પરિણામે કોઈ પણ ભાષણ કાળજીપૂર્વક હાજર રહેલાઓએ સાંભળ્યું ન હતું. વ્યાસપીઠની સ્થિતિ એ હતી કે તે સાહિત્યરસિકોનું 'ડ્રોઈંગ રૂમ' બની ગઈ હતી : એના ઉપર મુંબઈ બહારથી આવેલા સાહિત્યકારો અને મુંબઈમાં વસતા સાહિત્યરસિકો મળતા અને મુલાકાત અંગેનો વાર્તાલાપ થતો. એમને ભાષણ અને કાર્યક્રમની મુદ્દલ જ પડી ન હતી. પ્રમુખ અને વિભાગી પ્રમુખોના ભાષણો છપાવેલા હતા, એટલે બધાને ધીરજ હતી કે 'ઘેર જઈ નિરાતે વાચી, પેન્સિલના ચિહ્નો કરી મૂકીશું. હમણાં તો ભાષણકર્તાઓને ઘાંટા પાડવા દો.'

બહેનોની હાજરી ખાસ લક્ષ દોરતી હતી પરન્તુ ગુજરાતના કવિઓ જે ગુજરાતનું ચિત્ર દોરે છે, એવી તો એમાં કોઈ દેખાતી ન હતી. અલબત્ત ઠેરઠેર ગુજરાતી ફિરંગણના દર્શન હતા. લિપસ્ટીક અને પાઉડરથી શોભતા સૌંદર્યમાં પાશ્ચાત્ય ફેશન ગુજરાતની સંસ્કૃતિને હજમ કરી રહી હતી.

કવિ ખબરદારનું ૮૫ પાનાનું લાંબું ભાષણ લગભગ સાહિત્યપરિષદના આગલા ૧૩ પ્રમુખોના ભાષણથી મોટું હતું. કવિ માટે મને પુષ્કળ માન છે અને કોને ન હોય. જિંદગીભર ગુર્જર સાહિત્યની સેવા કરનાર તરફ હરેક ગુજરાતીનું માથું નમે. છતાં મારે કહેવું જોઈએ કે આજે તે ભાષણ સાંભળવા મળ્યું નહીં, જે ભાવનગર સાહિત્યપરિષદમાં એમણે સાહિત્ય વિભાગના પ્રમુખસ્થાનેથી આપ્યું હતું, જેમાં કવિની સાન શબ્દે શબ્દે દેખાતી હતી, મારે મન ભાષણ નક્કર-સાહિત્ય અને ગદ્ય કવિતા. જોકે આજના ભાષણમાં ગુજરાતી સાહિત્યનું અભ્યાસનિષ્ઠ સિંહાવલોકન છે. છતાં મારે કહેવું જોઈએ કે એમાં પારસી અને મુસલમાનોને એમના હાથે મળવો જોઈએ એવો ન્યાય મળતો નથી. કવિ ખબરદાર એક એવી વ્યક્તિ છે, કે પારસી હોવાથી પારસી સાહિત્યથી સંપૂર્ણ પરિચિત છે અને મુસ્લિમ ભાઈઓના સહવાસમાં હોવાથી તેમના સાહિત્યથી પણ. એટલું જ નહીં તેમની અપક્ષપાતી વલણ વધુ ન્યાય આપી શકે એમાં કોઈ શંકા નથી.

મુસ્લિમ સાહિત્યકારોને જોઈતો ન્યાય આપવા માટે એમના બદલ હું મને જ દોષિત લેખું છું. તેમની સાહિત્ય સંબંધી [illegible] મારી પાસે માગણીઓ છતાં મારે આગ્રહ અને કેટલાક મુશ્કેલીના દુર્લભના કારણે હું આપી શક્યો ન હતો. પણ પારસી સાહિત્યને તેઓ ઘટતો ન્યાય આપી શક્યા નથી. એ એમનું જ સાહિત્ય છે, જેનો આ તકે સુન્દર પરિચય તેઓ કરાવી શક્યા હોત.

ઈતિહાસગ્રંથો, કવિતા, પત્રમાસિકો અને [illegible], વગેરે સેંકડોના પારસીઓની મુસ્લિમ [illegible] જેવી જ ગુજરાતી [illegible] પારસી કોમનો [illegible] જેવા પારસીઓએ જગાવ્યો છે તેનો અન્ય કોમના જગાવ્યો નથી. અને તેના સંપાદનમાં જે રસ

પારસી કોમ લે છે તેવો ગુજરાતીમાં કોઇ પણ કોમ પોતાના ઇતિહાસ માટે રસ લેતી નથી. પારસી પ્રકાશનાં મૂલ્યવાન દફતરો તેની જીવતી ગવાહી છે. એટલુંજ નહીં ઇરાનનો ઇતિહાસ ગુજરાતીમાં સુન્દર રીતે રજુ કરનાર પારસીઓ જ છે. આ ઉપરાંત મુસાફરીના દળદાર ગ્રંથો લખી, એમણે ગુર્જર સાહિત્યને મૂલ્યવાન કર્યું છે. અને પત્રકારિત્વનો હિન્દમાં પ્રથમ આરંભ કરનાર પારસીઓ–ગુજરાતીઓને આગળ પડવામાં અને હિન્દુ સુધારામાં પ્રાણ પૂરવામાં જે ભાગ ભજવ્યો છે અને તેમાં પારસી કોમનો જે હાથ છે તેની માહિતીઓની ટુંક રેખા કવિના ભાષણમાં પારસીઓ ચાહે અને ગુજરાતીઓ માંગે તો ખોટું નહીં.

સાહિત્યવિભાગના પ્રમુખ રા. રા. રમણલાલ વસંતલાલ દેસાઇ માટે સારૂંય ગુજરાત મગરૂર છે. એમની નવલકથાઓ આધુનિક જીવનમાં પ્રેરણાઓ પૂરી રહી છે. પરંતુ મારે કહેવા વગર છૂટકો નથી કે, સાહિત્યવિભાગના પ્રમુખ તરીકેનું ભાષણ આજ સુધીનાં ભાષણોમાં સૌથી નબળું છે. એમના ભાષણની શરૂઆત સાહિત્યનાં શિખરોથી થાય છે, અને એમાં રહેલી અંગત ટકોર સાહિત્યપરિષદના પ્રમુખના ભાષણમાં તો શોભે જ નહીં. આ કઇ "ગુજરાતી"ના ખિરબલની કોલમ કે સાહિત્યનો 'પેજ' નથી. પ્રમુખનું અને તે પણ સાહિત્યવિભાગના પ્રમુખનુ ભાષણ છે.

રા. રા. રમણલાલ પોતાના ભાષણમાં લખે છે:

"મેં ત્રીસ વાર્તાઓ લખી, માટે ગુજરાતના સર્વ વાર્તાકારોએ મારી આગળ આવી અવળે હાથે અંગુઠા પકડવા–મેં પચાસ કાવ્યો લખ્યાં એટલે મારી સુવર્ણ જયતિ ઉજવવી. એ જયંતિમાં હું આજ્ઞા કરૂં તે પ્રમુખ થાય. જેને હુ હુકમ આપું તે માનપત્ર વાંચે, જેમને હું ઇસારો કરૂં તે મને ચમ્મર ઢાળે, અને જેને મના કરૂ તે સભામાં ન આવે."

આવું દરેક, ત્રીસ વાર્તા લખનાર કહેવાને હિંમત કરતો નથી, ન તો પ્રત્યેક કવિને પોતાની સુવર્ણજયંતિની તમન્ના હોય છે. પરન્તુ આવી સત્તા ચલાવવાને તેજ વ્યક્તિ ટેવાય છે, જેના જીવનથી લખાએલા સાહિત્યે પોતાના સાહિત્યની ગ્રીવા ઉચી કરી હોય–ખરા સ્વરૂપમાં સાહિત્ય સમૃદ્ધ કર્યું હોય, જેની જિંદગી કવિતા બની ગઇ હોય, જેનું જીવન જ નવલકથામાં તેમ કાવ્યોમાં ઉતરી ગયું હોય, એટલે કે તેણે કંઇક પોતાના સાહિત્યમાં અધિકાર પ્રાપ્ત કર્યો હોય, અને જનતાએ તેના અધિકારને અપનાવ્યો પણ હોય. તો આજના યુગમાં એ વસ્તુ કાંઇ નવીનતા દાખવતી નથી. આજનો યુગ જ પોતાનું મડળ, પોતાનું કેબીનેટ રચવાનો છે. ગુજરાતનો કવિ કે નવલકથાકાર કહેવાવામાં શી નવાઈ ?

એટલું જ નહી, રા. રા. રમણલાલ વસંતલાલ દેસાઇને આ ભાષણ પછી ૧૪મા સંમેલનમાં જ એનું ભાન થઇ ગયું હશે કે આ પરિષદ પણ કોઇ એકના ઇસારે નાચતી હતી, જેના તરફ એની અંગુલિ ઉઠે તે પ્રમુખ, અને તે જ વિભાગી પ્રમુખ. આજ કારણે વિભાગી પ્રમુખ બધા જ અભાગી બની ગયા હતા. તેમણે ભાષણ વાંચવા સિવાય પોતાના વિભાગમાં કાંઇ જ કર્યું ન હતું. જાણે વિભાગ માટે ભાષણો લખી લાવ્યા હતા, અને ઠરાવો પણ પેલી વ્યક્તિના ઘડેલા વા ઘડાવેલા પસાર થયા અને તેના પ્રસ્તાવક અને અનુમોદક પણ એ જ ઇસારાના આધારે હતા. અને આવું ગુજરાતી સાહિત્યપરિષદમાં જ બધે થવાનું. અને એકાદ મહાવ્યક્તિને બધા જ નમવાના. ગુજરાતી સાહિત્ય માટે જીવનભર ભોગ આપનારના નાઝ ગુજરાતીઓએ ઉઠાવવા જ રહ્યા. કરેલી સેવા માટે હરકોઇને અભિમાન હોય છે જ. અલબત્ત તે જુદી જુદી રીતે પ્રકટ થાય છે.

ઉપલી પાઘડી કદાચ કવિવર ન્હાનાલાલના માથે પણ બેસી જાય, પરન્તુ કવિની અપાર ગુર્જર સાહિત્યની સેવાઓ, કવિનો રત્નભર્યો શબ્દભંડાર, કવિના મણિમય રાસો અને આપેલો પુષ્કળ સાહિત્યધનનો વારસો તો પછી ગુજરાતીઓની ફરજ નથી કે તેમનો સ્વભાવ જાળવી લે શ્રી બ ક ઠાકોરનો સ્વભાવ પણ સ્નેહીજનો એટલા માટે જ ગાય છે કે ગુજરાતી સાહિત્યને મૂલ્યવાન બનાવવામા એમનો પણ ખાસ ભાગ છે ગુજરાતી સાહિત્યનું વિવેચન, વિચાર-પ્રધાન કવિતા અને પ્રાચીન સાહિત્યના સશોધન સાથે પાશ્ચાત્ય નવી અસરના ઉત્તમ ફળો અપનાવવામા એમનો અગ્ર ભાગ છે એમણે છ દર્શોભર શુદ્ધ નિષ્ઠાથી ગુર્જર સાહિત્યને પ્રાણવાન બનાવવા પ્રયત્ન કર્યો છે તેના માટે એ વધારે નથી ન્હાનાલાલ કે ઠાકોર એ કાઈ ઠેર ઠેર પાકતી વ્યક્તિઓ નથી એવી વ્યક્તિ જ્યા જન્મે ત્યા સન્માન જ મેળવે

ઇતિહાસવિભાગના પ્રમુખનુ ભાષણ છપાયુ નથી, અને વ્યાસપીઠના અશાન્ત વાતાવરણમા સભળાયુ ન હતુ એટલે એ વિશે કાઈ બોલાય એમ નથી પ્રો કામદાર ગુજરાતનો ઇતિહાસ તેના ખરા સ્વરૂપમા જોવા ચાહે છે અને સાભળવા પ્રમાણે તેમણે એ માટે એક ખરડો પણ તૈયાર કર્યો છે પરન્તુ વિવેચન સબધી તો તે પ્રકટ થાય ત્યારે જ તેનુ મૂલ્ય અકાય

ડૉ વ્યાસે કલાવિભાગના પ્રમુખસ્થાનેથી નાનુ છતા ગુજરાતની કલાને સ્પર્શતુ સારૂ ભાષણ આપ્યુ હતુ ગુજરાતીમા ગુજરાતની કલા અને સ્થાપત્ય પર લખાયુ જ નથી અગ્રેજી અને અન્ય ભાષાઓમા પણ ગુજરાત વિષે બહુ જ ઓછુ લખાયુ છે આર્કયોલૉજીકલ સર્વે ઑફ વેસ્ટર્ન ઇન્ડિયાના ગ્રથો બાદ કરીએ તો નામની જ નોધ મળે, અને તેમાય તેમણે સ્થાપત્ય અને મૂર્તિશાસ્ત્રની ચર્ચા કરી છે સગીત, નૃત્ય, નાટય, ચિત્ર વગેરે કલાઓ તરફ તો આગળિ પણ ઉઠાવી નથી કદાચ એકાદ બે પુસ્તકો પ્રકટ થાય કે બેચાર ગ્રન્થમા ગુજરાતનુ રેફરન્સ આવે, એથી ગુજરાત વિષેની માહિતી મળતી નથી આ વિષય પર તો પ્રમાણભૂત પુસ્તકો લખાવા જોઇએ, જ્યારે પુષ્કળ નોધો આપણને જૈન અને ફારસી સાહિત્યમાથી મળે એમ છે ગુજરાતની કોઇ સસ્થા ધારે તો એના દરેક વિષય પર એક પુસ્તક લખાવી શકે એમ છે

બીજા વ્યાખ્યાનોમા ભાષાશાસ્ત્રનુ સૌથી નાનુ, વિભાગી પ્રમુખોમા સૌથી મૂલ્યવાન, અને પત્રકારિત્વ વિભાગનું સૌથી અગત્યનું ભાષણ છે તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન માગ અધિકારથી પર હોવાથી એ વિષે મારી ઝબાન મુગી છે

ભાષણો જે વચાયા હતા તેમા એક પણ સપૂર્ણ વચાયુ ન હતું પાચ-દશ મિનિટ વચાએના ભાષણ વિષે શુ બોલી શકાય ?

એ પછી લગભગ ૯ ઠરાવ પસાર થયા ઠરાવોમા ૧-૩મા ૧૩મા સમેલનથી ૧૪મા સમેલન સુધી ગુજરાતની જે અક્ષરવ્યક્તિઓ ગત થઇ હતી તેની નોધ લેવામાં આવી હતી અને જગત વિ રવીન્દ્રનાથ ટાગોરની દુ ખદ દિલે અવસાન નોધ લીધી હતી આ ઠરાવોમા મુસ્લિમ નામોમા થોડા સુધારાની જરૂર છે અને તે તરફ હુ પરિષદના સચાલકોનુ લક્ષ દોરૂં છુ

અશુદ્ધ—અબદુલ્લામાન પન્ની ઉસમાન તયબ મીયાજી
શુદ્ધ—અબદુલ્લાહખાન પન્નો ઉસમાન તય્યબ નિયાઝ

બીજા ૬ ઠરાવોમાં ગુજરાત બહારના ગુજરાતીઓનાં સંગઠનનો અને ગુજરાતી ભાષાને લગતો ઠરાવ અગત્યનો છે, અગર તે અમલી બને. ૫ મો ઠરાવ મૂળરાજ સોલંકીની શતાબ્દી ઉજવવાનો છે અને તે આવતા વરસે ઉજવાશે. એ અંગે અમારી વિનંતી છે કે મૂળરાજનું શુદ્ધ જીવનચરિત્ર ઓછા ભાવે સારાય ગુજરાતમાં વેચાય અને વ્હેંચાય. ૬ઠ્ઠો ઠરાવ સૌથી ઉપયોગી છે કે યુનિવર્સિટીમાં બી. એ.માં ગુજરાતનો ઇતિહાસ રાખવો, અગર આપણા કાર્યકર્તાઓ જેમ યુનિવર્સિટીમાં બીજા ગુજરાતી અંગોને સમાવી શક્યા છે તેમ ઇતિહાસ પણ સમાવશે તો ગુજરાતના ઇતિહાસ તરફ જરૂર ઘટતું લક્ષ આપશે અને તેના સંશોધન તરફ ગુજરાતનો ઉગતો વર્ગ કાળજીપૂર્વક લક્ષ આપશે. ૭, ૮, ૯ આભાર અને ત્રૈમાસિકના ઠરાવો હતા અને તે પસાર થઇ ગયા અને સાહિત્યપરિષદ બરખાસ્ત થઇ ગઇ.

મારા અનેક વિરોધ હોવા છતાં શ્રી. કનૈયાલાલ મુનશીને અભિનંદન હું આપવા વગર રહી શકતો નથી. જનતા ગમે તેમ કહે, છતાં એ વ્યક્તિ ગમે તેમ સાહિત્યપરિષદ ભર્યે જ જાય છે. ટીકા કરનારને આનાથી વિશેષ સુંદર કોઇ જવાબ નથી કે સાહિત્યપરિષદને વધુ અમલી કાર્યવતી કરવી હોય તો તે બોલે નહીં, સાહિત્યપરિષદને પણ જ પોતાની બનાવી લે.

રવિવારનો સૌથી સુંદર અને મનહર વરસો સુધી યાદ રહે એવો પ્રસંગ તો ભારતીય વિદ્યાની ઉદ્દ્ઘાટનક્રિયા છે. શ્રી. રાધાકૃષ્ણન સર્વપલ્લીએ એનું ઉદ્દ્ઘાટન કરતાં સતત એકધારૂં સુન્દર મનહર દિલમાં ઉતરી જાય એવું સચોટ અને સરસ જે ભાષણ કર્યું હતું જે સાંભળવા મન લલચાયાં જ કરે.

પરિષદ થઇ જવાને મહિનો થવા આવ્યો છતાં તેનો ગુંજારવ જતો નથી. અને સાથેજ મી. અને મીસીસ મુનશીએ આપેલ ભવ્ય પાર્ટી ન વિસરાય એવી હતી.

---

# સમાલોચના

## ( ૪ )

**૪૬ રંગતરંગ**—ભાગ ૧, ૨, ૩, અને ૪ લેખક રા રા જ્યોતીન્દ્ર હ દવે, એમ એ. પ્રકટકર્તા–ગાંડિવ સાહિત્યમંદિર, સૂરત મૂલ્ય, દરેકનો રૂા ૧–૪

તરંગીના રંગતરંગના ચાર ભાગ બહાર પડ્યા છે, તેનુ અવલોકન લેવાનુ શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી પ્રકટ થતા 'ત્રૈમાસિક' માટે શ્રી જાનીએ મને કહ્યુ છે આવા પુસ્તકનુ અવલોકન લેનાર તો કોઇ આ પુસ્તકના લેખક રા જ્યોતીંદ્ર દવે જેવી બહુ રમુજી વ્યક્તિ હોય તો તે વધારે બંધ બેસતુ ગણાય ભાઇ જાનીએ વધુમા જણાવ્યુ છે કે થોડાક વર્ષો ઉપર બહાર પડેલા પહેલા ભાગનો પણ અવલોકન લેવામા સમાવેશ કરવો પરંતુ ભાઈ જાનીને ખબર છે કે રા જ્યોતીન્દ્રે રંગતરંગમા લખ્યુ છે તેમ પોતે મારી પાસેથી વાચવાનું કહી એ ભાગ ઉપાડી ગયા તે હજુ પાછો આપી ગયા નથી એમની પોતાની નકલ માગી તેના જવાબમા 'નથી' એમ જવાબ મળ્યો બધી ખપી ગઈ હોય વા પોતાની કોઈ ઉપાડી ગયુ હશે, એટલે મારી રાખી પાડી છે તે પાછી આપતા પકડાઈ જવાનો એમને ડર લાગ્યો હશે

જો કે પહેલા વિભાગની નકલ તેઓ હવે પછી મોકલશે તો પણ હું વાંધો નહીં લઉં આ અવલોકન લાંબુ કરવા જતા એનો છેડો જ દેખાતો નથી અને અવલોકનને ખાતે પુસ્તકપ્રકાશનનો ઘા ખમવો પડે રંગતરંગના રસીઆઓને તે શુષ્ક લાગે અને છપાવેલું અવલોકનનુ પુસ્તક મુંબઇમા મોકળે મને ફરતા, દોડતા ઊંદરોના ઉપભોગનુ સાધન બની રહે, એટલે અવલોકનનો ભાર હુ લેવા નથી માગતો મને યાદ છે ત્યા સુધી અશોક પારસી હતો એમ પહેલા ભાગમા એમણે પ્રતિપાદન કરેલુ અને પરિણામે એમના ઉપર ચીઢાઇને થોડાક પારસીઓએ ઇરાન પાછા ફરવા નક્કી કર્યું હતુ, જો કે તેનો અમલ નથી થયો વિવિધ વાર્તાથી ભરેલા પહેલા ભાગમા લગ્નનો ઉમેદવાર ન હોય તો ના ચાલે ? પહેલા વિભાગની બીજી સામગ્રીઓ માટે કંઈ પણ નથી લખી શકતો તે માટે ઉપર લખ્યુ છે તેમ શ્રી જ્યોતીન્દ્ર જુમ્મેદાર ઠરો

બીજા તથા ત્રીજા ભાગની, ભિન્ન ભિન્ન વિષયો ઉપરની, એમની અનુપમ છતા માર્મિક હાસ્યરસથી ભરેલી, કટાક્ષમય વાનીઓ વાચી, એમનુ મગજ ચક્કરચક્કર ભમતું હશે, એમ કોઈને પણ લાગે વિષયાન્તર હોવા છતા વાચક એમના લખાણમા તરબોળ થઈ જાય છે, એટલેજ તે નસીબદાર નહીંતર તેનું મગજ પણ ચસકી જવાની વા ચાલતાચાલતાં મુંબઇના કોઈ વાહનની અડફટમા આવવાની ભીતિ રહે છે 'હિસાબના લેખ'માં એમણે હિસાબ રાખવા તરફ બેપરવાઇ બતાવી છે, તે સાચ માચુ છે હિસાબને સરવાળે એ ભાઈ મોટું મીંડુ મુકી શકે એમ છે એમને હિસાબની ગમ નથી, તેમજ પોતે ગમતા નથી એટલે હિસાબની બિનજરૂરીઆત આલેખી જાતનો બચાવ કર્યો છે આ ભાઇને સારી રીતે ઓળખનાર જરૂર કહી શકે કે ટાઈમટેબલ નક્કી કરી તે પ્રમાણે ચાલવા, રોજનીશી રાખવા ચાલુ વર્ષની વર્ષા ઋતુની માફક એમને પરવડતું નથી લખવા બેસે ત્યારે તેઓ સુવી જતા નથી, ઉજાગરો એમનુ બચાવી રાખેલું ધન છે ક્યારે ઉઠવુ તે સંબધમાં રોજનીશી આડખીલી જેવી એમને લાગે છે એટલે બીજાના લેખ વાચતા એઓ ઊંઘી જવા સંભવ, એ સ્વાભાવિક છે

ગધેડા માટે એમને માન છે, કેમકે ભાઇ જ્યોતીંદ્ર સૂરતમાં જે મહોલ્લામાં રહે છે ત્યાં કૂતરાઓનો ત્રાસ અસહ્ય છે. વળી શ્રી. જ્યોતીંદ્ર સંગીતના શોખીન છે અને તે દૃષ્ટિએ ગધેડાના ભૂંકવામાં આરોહણ અને અવરોહણનો જે ઝમક છે તે કૂતરાના ભસવામાં નથી. એમની પાસે શિખામણ માગવા જવું નિરર્થક છે, કેમકે આપણે એમને ઘેર ધક્કો ખાઇએ તો એઓશ્રી કોઇ ઠેકાણે ભાષણ કરવા નીકળી પડ્યા હોય. છતાં જો અકસ્માત અથડાઈ પડ્યા તો, એઓ આપણી જોડે વાત કરે અને માસિકો, દિવાળીના અંકો માટે કયા વિષય ઉપર લખવું તેનો વિચાર કરતા હોય. પુરસ્કાર મળતાં તે કયાં ખરચાઈ ગયો તેની એમને પરવા નથી રહેતી, એટલે એ ભાઈ તે પરત્વે ઉદાસીન રહે છે અને જ્ઞાનીની દૃષ્ટિથી જુએ છે.

બાકી નવરાત્રિના નવ દિવસને બદલે પંદર દિવસ–ભૂલ્યો રાત્રિ એમની જીભને કોઇ વિરામ આપતું નથી. મૂળથી જ એમના જેવા મોડા ઊંઘનારને વધારે મોડું કરે તે બદલ ભાષણ દીઠ પુરસ્કારની પ્રથા પડે તો ખોટી બેઆની ચલાવવાની એમને જરૂર ના પડે અને ભાષણ કરાવનારા ઓછા થઇ જાય; તથા એમના ઘરનાંઓ રાજી રહે ભાઈ જ્યોતીંદ્રને તબિયત ઉપર લેખ લખવાનો અધિકાર કોઇ ભલે આપે, પરંતુ સેન્ડો કે રામમૂર્તિ આવા વિષયમાં માથું મારે તે ઠીક, એમ ભલેને હું લખું, એમનું ભાષણ ગોઠવનારા કે લેખ માગનારા એમને છોડતા નથી, એમની તબિયતની પરવા કરતા નથી, તેમજ એ ભાઈશ્રી પણ કોઇ પણ વિષયને પજવતા અટકે એમ નથી.

રા. જ્યોતીંદ્રને અંગ્રેજી દેશી ઉપચારોની માહિતી બહુ સારી છે, તે બધી વાતમાં માથું મારવાની એમની આદતને આભારી છે. પરીક્ષા ઉપર લખતાં ભાઈ જ્યોતીંદ્ર જીભને આગળ ધરે છે અને તે મુજબ પરીક્ષક જોડે વાદવિવાદમાં ઉતરી, પરીક્ષાઓ અપાતી થાય તો એમણે જરૂર પાછી આપવી પહેલા વર્ગમાં પહેલે નંબરે એઓ જરૂર પસાર થાય. ત્રીજા ભાગમાં છેલ્લો નંબર કવિ નાનાલાલની શૈલીમાં લખાયલો 'પરિત્યક્તા'ના અપદ્યાગદ્ય લેખનો છે. પરતુ મેં તેને પહેલો નંબર એ પૂરી થતાં જ મળેલી નકલમાં 'વાહ' એમ લખીને આપ્યો છે.

બીજા ભાગમાં પણ આ શૈલીમાં 'સર્જનજૂની કથા'નો લેખ છે. પરંતુ 'પરિત્યક્તા'નો તરંગ અદ્દભુત છે. એ વાંચી રહ્યા પછી વાચકને જરૂર લાગે છે કે આપણને એમણે અછત બનાવ્યા.

આ બે ભાગોની વિવિધ વાની ચખાડી, મુબઈની મુસાફરી ભાઇ જ્યોતીદ્ર વાચકોને કરાવે છે. તેઓ તેમ કરતાં થાકયા લાગતા નથી, અને આપણને થાક ખાવા દેતા નથી. શ્રી. જ્યોતીંદ્રને નામથી ઓળખે એવા એક ભાઇ મને ત્રીજો ભાગ વાંચવામાં તલ્લીન થતો જોઈ, ચોથો ભાગ મારે ત્યાંથી ઉપાડી ગયા. વાંચી પુસ્તક મને પાછું આપવા એમણે ઉપકાર કર્યો. ખરૂં કારણ ભાઈ જ્યોતીંદ્રે લખ્યુ છે તેમ વણમાગ્યો અભિપ્રાય આપવાની અને મને શિખામણ દેવાની એમને ઊર્મિ થઇ આવી અને પરિણામે મારૂં પુસ્તક મારે ઘેર પાછું ફર્યું. નસીબ મારાં કે ઘરમા પગ મૂકતા જ 'લો તમારૂં પુસ્તક' એમ બોલી ખુરસી ઉપર પટકાવ્યું. વણમાગ્યો અભિપ્રાય તેની પાછળ ચાલ્યો આવ્યો: 'લેખક સાવ રખડુ છે, રખડુની રોજનીશી લખી રાખી હશે તે જુદી ઢબે છપાવી મારી છે. બાકી આવા વાચનમાં રસ તો તમને જ પડે.' મારે તેમને જણાવવું પડયું કે લેખક રખડુ નથી, પણ શિક્ષક તરીકે, અધ્યાપક તરીકે કામ કરી ભાઇ જ્યોતીદ્ર આજે મુંબઇ સરકારના ઓરિઅન્ટલ ટ્રાન્સલેટર છે.

"ભગવાન! ભગવાન! હવે એમને ઓળખ્યા પેલી ખોટી બે આની ચનાવનાર"

, રેડિઓ દ્વારા એ દાવાનો ચૂકાદો જસ્ટિસ દ્વિવેદીઆએ આપ્યો તે મે સાભળેલો ન્યાયમૂર્તિ પણ એમના તરફ ઢળી ગયા બે આની ચાલે, દોડે, એક ઠેકાણે જપીને બેસી ના રહે પાનવાળો શુ તેને ઘરમા રાખી મૂકે? ભાઈ જ્યોતીંદ્રની માફક ટ્રામ કે બસ પકડવાની ઉતાવળમા દોડી જતા કોઈ મુસાફરને પાનવાળાએ પધરાવી હશે, તેણે વળી બીજાને, એમ થતા થતા ભાઈ ચદ્રવદન પાસે પહોચી હશે તેઓ શુ એ બેઆનીને માચવી દાવામા રજૂ કરવા ખાતર રાખે? સાધારણ ખોટુ નાણુ ચનાવવાને બદલે દોડાવવાની સૌની ઇચ્છા રહે બનાવટી અને ખોટુ ચલણ હોય તો જુદી વાત કોને ખબર કે આમ એ બેઆની પાનવાળાની દુકાનેથી હરતી ફરતી શાકવાળાને ત્યા ગઈ અને ન્યાયમૂર્તિનો જ સિપાઇ ભૂલથી તે લઇ આવ્યો અને શેઠના ડરે તેણે વડી અદાલતના રહાવાળાને પધરાવી દીધી ચોરી થતા ચોરીનો માલ બતાવો, ચોરને હાજર કરો એમ ન્યાયાધીશો કહે પછી પોલિસની શી જરૂર? ફરીઆદી પણ શુ કરવા અદાલતનો ધર્મધક્કો ખાય!

ઉપરના ભાઇનો મત જાણ્યા પછી ચોથો ભાગ મે વાચવો શરૂ કર્યો સાગર વર્ના એક બાળકે પણ મત આપેલો "જ્યોતીંદ્રભાઇએ મુબઈ જોયુ જ નથી, અને જે જોયુ તે જોતા આવડયુ નથી મુબઈ ખુદી વળ્યા પણ ગ્રાટરોડનુ દહીંવડા હાઉસ એમણે જોયુ નથી" મે વાચવુ શરુ કર્યું અને મને લાગ્યુ કે સવામણની કાયાનો માલિક આખું મુબઇ ખૂદી વળ્યો વર્ષો થયા આપણે મુબઇ રહ્યા, પણ મુબઈ આપણે પૂરુ જોયુ જ નથી ગુજરાતી પાઠ્ય પુસ્તકમા શીખેલા તેમ 'આળસુ ઠોઠ તો હું જ રહ્યો,' એવુ આ ભાગ વાચતા આપણને જરૂર થાય મુબઈ પાચેક વખત જોયુ એમ બોલનાર મુબઇ પાછા આવવા લલચાય અને આપણને તેમની મહેમાનગીરી કરવી પડે, એમ પૂરેપૂરૂ સમજવા છતા ભાઇ જ્યોતીંદ્રે આપણને ઘણાને તકલીફમા મૂકી દીધા છે. વ્યક્તિ પરત્વે ઘાટી તથા વાહન ચલાવનારાથી માડીને શેઠીઆઓના પ્રદર્શન એમણે ખુલ્લા મૂકયા, રાજાબાઇ ટાવરથી માડીને ચોર બઝારની ગલીને ખૂદી વળ્યા અને બીજા બઝારો પણ જોઇ વળ્યા એ ભાઇ હિસાબ રાખતા નથી, એટલે પૈની પણ ગણત્રી થાય અને ધક્કા ખાતા ખાતા હિસાબ ગણી કાઢે એવા રૂ અને સેરબજારમા શી ઘટના બનાયલી છે તે જ ાય જાણતા નથી કોઇનો પણ પતગ જાતે કાપતા વા બીજા કોઇથી કપાતો જોઇ મલકાય એવા ભાઇને આ બઝારોમા કપાઇ જવાની વા કાપી નાખવાની ધામણીમા કેટલી વીમે સો થાય તેની સમજ ન પડે દીવાની વાટ માટે પાશેર રૂ લેવા સીવરી જનાર મુબઇ ખુદી વળ્યા, છતા કયા શુ વેચાતુ મળે છે, તે જાણતા નથી સાહિત્યપ્રવૃત્તિમાથી પરવારે તો ઘરને માટે કઇ લેવા જઇ શકે ને? તેમ છતા ખરીદી કરવા જાય તો પાચ વર્ષ માળીઆ ઉપર પડી રહેલી એમની પોતાનીજ ખુરશી એમના ઘરમાથી જૂના સામાનવાળાને દોઢ રૂપિઆમા આપી દીધેલી તેજ એઓ જાતે ૭ રૂપિયામા વેચાતી લાવી ઘરમા મૂકે, એવા એ ભાઇ છે

સાહિત્યના ઇતિહાસો એ ઉકલે, પરતુ 'પરિત્યકતા'ની દશામા નાખી નાખવાને બદલે માળીઆ ઉપર નખાયલી ખુરશીને સાહિત્યને પાને ચઢાવી, વ્યવહારમા ચાર ગણા દામ આપી પાછી ઘેર લઇ આવે, એમા બહુ નવાઇ જેવુ નથી ઠે તો ઝીણુ કટવાળા, બધે નજર રાખે એવા, કોને ખબર એ ત્યજનાલી ખુરશીની એમને દયા ન આવી હોય! દુનમા જેઓ

ઉદાસ રહેતા હોય, જેમનો વખત ના જતો હોય, ઉંઘ ન આવવાને લીધે બેચેની રહેતી હોય, તેમને 'રંગતરંગ' વાંચી જવાની ભલામણ કરવાને બદલે, રા. જ્યોતીંદ્રનો તેમ કરવાનો મનાઇ હુકમ છતાં હું તો શિખામણ આપીશ.

અમુક પુસ્તક વાંચતાં વાંચતાં ઉંઘ આવી જાય તો તે પુસ્તક વાંચવા જેવું તથા ઉંચી કોટિનું કે નાલાયક ગણાય, તે નક્કીપણે કોઈ કહી શકતું નથી. પરંતુ હાથમાં લીધા પછી પૂરૂં કરવાની જ તમન્ના રહે, જાગૃતિ જ રહે અથવા રાખવી પડે તો એવા પુસ્તકને બહુ સારા સ્થાનની ગણત્રીમાં ચોક્કસ જ મૂકવું પડે.

'રંગતરંગ'ના ચારે ભાગો (ચેતન તેમજ, જડ, લેખકના મગજની અડફટમાં જે આવ્યાં તેનો ઉલ્લેખ કરી) હાસ્ય રસ ઉપજાવે, જ્ઞાન સાથે ગમ્મત આપે, એ કોટિમાં મૂકવાં જેવા છે. ચારે ભાગો એક બીજા જોડે હરીફાઈમાં ઉતર્યા છે અને વિષયોની વિવિધ વાનીઓ રસથી ભરપૂર છે.

ભાઈ જ્યોતીંદ્રની તુલનાત્મક શક્તિ, નાની મોટી વસ્તુ જોવાની ટેવ કે કુટેવ વાચક જે સમજે તે, કલ્પનાસૃષ્ટિ અજબ છે. એ ભાઇને કોઇ પણ વ્યક્તિ મળે તેમનામાં એ શું જોઇ નાંખતા હશે, એમની જોડે રહેવું કેટલું ભયકર છે, એમ આ 'રંગતરંગ'નાં વાંચકને ન લાગે તો જરૂર સમજવું કે રંગતરંગમાં રહેલું ઊંડાણ એ ભાઇ કે બહેન સમજી શક્યા નથી, તેમજ જ્યોતીંદ્રની જાતને પીછાની શક્યા નથી. એમની બનાવટમાંથી ભાગ્યે જ કોઇ બચી શકતું હશે. એમના નિરીક્ષણમાં રહેલું ઉંડાણ, જ્ઞાન, તેમજ અંગ્રેજી કહેવત પ્રમાણે અજ્ઞાનમાં સ્વર્ગ છે તેનું આશ્વાસન લેવા ડોકીઆ કરતું અજ્ઞાન, ચિંતન, મનન, વાંચન, કલ્પનાશક્તિ, ફેંકાફેંકી, માર્મિક હાસ્ય, તેમજ કટાક્ષના ભરેલા આવા લેખો ગુજરાતીમાં લખનાર જવલ્લે જ સાંપડે છે.

રમુજી ભાષણ કરી, જાતે હસ્યા વગર સામાને હસવું આવે છે કે નહીં, તેની શ્રી. જ્યોતીંદ્ર જેવી બેપરવાઈ રાખે છે તેવી જ એમના લેખોમાં પણ છે. રા. ધનસુખલાલ મહેતા પણ આવો જ હાસ્યરસ લેખમાં ઊપજાવી શકે છે; એમને ભાષણ કરતા મેં સાંભળ્યા નથી. સામાને હસાવવાનો પ્રયત્ન કરનાર હું કેવું સરસ હાસ્ય ઊપજાવું છું તથા જેઓ હસે નહીં તેમને શુષ્ક તેમજ નિરસ માની લે છે ત્યારે હાસ્યરસની કચુંબર થવાનો ભય રહે છે. શ્રી. દવે એક બોલ કહેતાં સો સંભળાવે એવા છે. હસો વા ન હસો, તે બાબતમાં ભાઇ જ્યોતીંદ્ર સ્થિતપ્રજ્ઞ જેવા થઈ જાય છે. 'નવલરામ વિવેચક' જેવાં ગંભીર વિષયમાં હાસ્યરસની છાંયા પણ નથી આવતી એમાં જ એમનું મહત્વ અને હાસ્યરસની ઝમાવટનું ગૌરવ છે. હવે અવલોકનકારનો દાવો રાખ્યા વગર તેની નજરે આ ચારે ભાગો તપાસીએ. ભૂલો શોધવી પડશે, ન હોય અને ઊપજાવી શકીએ તો પણ ચાલે.

અજ્ઞાત મુંબઇના શાક બઝારના
  ગયા ખરીદવા ફાલસાં
  ભૂલેશ્વરના બઝારમાં
  ને બન્યા; ના મળ્યાં.
ફીક્કી પડી ગઈ
લુલીબાઈ લ્હેરી સુરતીની

રસવિહોણાં રહી ગયા
  જીભના કોડ.
રવડતા
  ભૂલેશ્વર બઝારમાં
પડયો પગ કેળાંની
  છાલ ઉપર.

હરોફરો મુંબાઈના
ઘોરી કે ખૂણા ખાંચાના
માર્ગોમાં
રહે છે તૈયાર એ
લેવાને તમારાં
વ્હાલભર્યાં ઓવારણાં
પૃથ્વીના પટે
બેઠી હતી એ
માલિકીની ધરતીને
વગોવનારને
સીધો કરવા
કે
નિરાંતે સુવાડવા
માંડ બચ્યા ગબડતા
ને જઈ સીધા ઘેર,
હાથમાં કલમ લીધી,
રહી ગઈ હથેલીમાં,
સૂમ જેવી
સુકાઈ ગયલી
દર્શન વિના રેકડાના
રખડયા આખું મુંબાઈ
વિક્ટોરીઆથી માંડીને
તજીને મોટર, ટ્રામ, બસને,
જોયો નથી લાગતો
એમણે મુંબાઈનો રેકડો
હતો ભલે અસુન્દર
ઉપયોગી હતો ને સસ્તો,
મનમોજી મુંબાઈગરાએ
એને ત્યજી દીધો
ત્યારે એને શિરે પણ
ઉતર્યા ઘા કાળના
અને થયો એ
અણમાનીતો
કોને ખબર
બળ્યો, કે વિચર્યો, કે
પથે પડયો
પરિત્યક્તતાને પગલે

વળી
વિવિધ વાનેથી ચમકતા,
હાસ્ય રસની છોળોથી ઉભરાતા
રંગ તરંગના પાનામાં
લગ્ન માટે તલસતા
ઉમેદવારોના નાટક શા ?
સાહિત્યના અવલોકનકારો
મોટરકારના હાંકનારા જેવા
સામાનો દોષ જોવા
નિરંતર તત્પર
ઉણપો આમ લાગી ખરી,
છતાં ના સાલી
માત્ર રંગતરંગની હાસ્યરસથી
ઉભરાતી છબીઓ ને
વાનીઓ જોઈને
મને
ના લખે પ્રસ્તાવના
ને પાનું કોરૂં રાખતા
વાચકના મગજને
કોરૂં નહીં છોડનારે
લેખક એવા તરંગીના
અવલોકન શાં ?
ભલે પટકતો બચાવ્યો
ભૂલેશ્વરે,
મદ ઉતાર્યો
રેકડાએ
વાચકોને, થાય વા ન થાય
જોઈ આમ અધૂરી
છતાં સાચી
દશાને, પૂરેપૂરી
અને સ્વાભાવિક થઈ
મને
દયા

ગજેન્દ્રરાવ મો દેસાઈ

૪૭ **અરૂણનું અદ્‌ભુત સ્વપ્ન**:—(સચિત્ર) લેખિકા અને પ્રકાશિકા, સૌ. હંસા બ્હેન મહેતા, કીંગ એડવર્ડ રોડ, ૧૨ મુંબઇ પૃ. ૧૫૦ કિંમત ૧-૮-૦

બાલમાનસને અનુકૂળ થતી વાર્તાઓનાં કેટલાંક પુસ્તકો આપ્યા પછી કુમાર અને કુમારિકાઓ, જેમનો મનોવિકાસ કંઇક વિશેષ થયો છે તેમને માટે આ પુસ્તકની યોજના કરવામાં આવી છે. એમાં ઐતિહાસિક, ભૌગોલિક, સાંસ્કૃતિક ને રાજકીય ક્ષેત્રોમાં વર્તમાન દૃષ્ટિએ વિશિષ્ટતા ભોગવતા જાપાન, અમેરિકા, ને ઇંગ્લંડ જેવા પ્રગતિશીલ દેશો સંબંધી, તે તે પ્રજાઓ ને તેમનાં જીવન તેમજ રીતિનીતિ સંબંધી ઝાંખી કરાવવાનો પ્રયાસ ઘણી સરળ, સ્વાભાવિક ને પ્રસન્નગંભીર શૈલીએ થયેલો હોવાથી વાચક માત્રને રસ પડે એમ છે. તે ઉપરાંત, એક સમયે કલા અને સંસ્કૃતિની પરાકાષ્ટાએ પહોંચેલા મહાન રોમન સામ્રાજ્યનો ઉદય અને અસ્ત, મીસરની લુપ્ત થતી સંસ્કૃતિના અવશેષો અને મધ્ય એશિયાનું કેવળ વિહંગાવલોકન પણ સચોટ ને પ્રેરક હોવાથી વાર્તાની સરસતાને–પ્રવાહિતાને બાધ આવતો નથી ઉલટું મુકાબલાનો સુયોગ્ય અવસર મળતાં સહૃદય વાચકની અસ્મિતાને વેગ મળે છે. એ સૌની પાછળ લેખિકાનુ વિવિધ વાચન ને પ્રવાસના અનુભવો સહજ જણાઇ આવે છે.

ઇતિહાસ ને ભૂગોળના વિષયો જો વિદ્યાર્થીઓને આવી વાર્તાઓ દ્વારા શીખવવામાં આવે તો તે વિષયો સરળતાથી ગ્રાહ્ય બને.

હ.

૪૮. **હિમાલયસ્વરૂપ અને બીજાં નાટકો**:—લેખિકા, સૌ. હંસાબ્હેન મહેતા. પ્રકાશક, શિષ્ટસાહિત્ય કાર્યાલય. પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઇ-૨. પૃ. ૧૭૪. કિંમત જણાવી નથી.

પવિત્રતાની ભાવનાને અખંડ જાગ્રત રાખવા સમાજે વિધવાને માટે ગંગાસ્વરૂપ શબ્દ યોજયો, પણ વિધુરને માટે એવો કોઇ સૂચક શબ્દ આપ્યો નથી. સંભવિત છે કે પુરૂષને બીજી વાર લગ્ન કરવાની છૂટ હોવાથી એવો કોઇ શબ્દ યોજાયો ન હોય, પરંતુ વિધુરાવસ્થાને દૃઢતાથી વળગી રહેવાની ભાવના પુરૂષોમા આપોઆપ પોષાય એવા કોઇ હેતુથી 'હિમાલયસ્વરૂપ' શબ્દની યોજના કરી, લેખિકા બેને સમાજના એક કૂટ પ્રશ્નને વાસ્તવિક દૃષ્ટિએ છણવાની કોશીશ કીધી છે; અને 'અપાત્રે પૂજા', 'પ્રજાના પ્રતિનિધિ,' 'ખેડૂત પંચાંગનું માઋ તંત્રીપણુ' વગેરે વારવાર ભજવાયલી નાટિકાઓ ગ્રંથસ્થ કીધી છે. એ સૌની પાછળ સમાજ, સાહિત્ય, પત્રકારિત્વ, રાજકારણ, વગેરેની વર્તમાન પરિસ્થિતિ ઉપર, બલ્કે આપણી જ મનોદશા ઉપર, કાં તો નર્મ કટાક્ષ, વ્યંગ કે માર્મિક ઉપહાસ (જે સિવાય આવાં આયોજનની આવશ્યક્તા પણ નથી,) વાચકને જણાયા સિવાય રહેશે નહીં. પરંતુ 'હજારો વર્ષ પછી' એ નાટિકામાં, જ્યા સ્ત્રીઓનું કર્તવ્ય પુરૂષો પર ઠોકી બેસાડવામાં આવે છે ને પુરૂષોનું કર્તવ્ય સ્ત્રીઓ છીનવી લે છે ત્યાં, બુદ્ધિવાદથી વિચારતાં ચર્ચાને–મતભેદને ઘણો અવકાશ રહે છે. એટલે કે માત્ર કલ્પનાને સહારે ઉત્પન્ન કરેલી, એ નાટિકામાં સાતત્યનું પ્રમાણ રહ્યુ નથી. છતાં એક સામાન્ય વાચન તરીકે એ બે ઘડી આનંદ આપે એવો આ સંગ્રહ છે.

હ.

૪૯ **વિપિન**. ચોથી આવૃત્તિ ઇ. સ. ૧૯૨૮ના લેખક અને પ્રકાશક, શ્રી. રાજેન્દ્રરાવ સોમનારાયણ દલાલ, મુંબઇ. પૃ. ૩૪૬ કિંમત ૧-૮-૦

માનવ જીવનને સ્પર્શતાં લગભગ તમામ તત્ત્વોને ગૂંથીને વિશાળ ભૂમિકા પર રચાયલી આપણી અલ્પસંખ્ય નવલકથાઓમાની અને મુંબઇ વિદ્યાપીઠે એક વખત પાઠ્ય પુસ્તક લેખે

સ્વીકારેલી આ, એક સામાજિક નવલકથા છે પૌરસ્ત્ય ને પાશ્ચાત્ય સંસ્કૃતિઓના સંઘર્ષણથી આપણા સમાજ ઉપર થયેલી સારીમાઠી અસર, જનસ્વભાવનું સૂક્ષ્મ નિરીક્ષણ અને સમાજ, સંસાર અને રાજકારણના યથાવત્ આલેખનમાંથી કલ્પના અને પાત્રોના સ્વાભાવિક વિકાસ સાથે સહજ ઉપસી આવતી, શુદ્ધ, શિષ્ટ વાસ્તવિકતા તેમજ વાર્તાના વસ્તુને ઓપ આપતી સરળ, ભાવવાહી શૈલી રસજમાવટને જોમ આપવા ઉપરાંત વાચકની રસજ્ઞતાને, સંસ્કારિતાને પુષ્ટિ આપે છે।

એમાંના કેટલાક વર્ણનો આજના વાચકને કદાચ અતિશય લાંબા લાગવા સંભવ છે પરન્તુ એમાં રહેલું લેખકનું મનોમંથન, કટાક્ષ કે સૂચનાઓ આજે પણ વ્યવહાર્ય ને પ્રસ્તુત ન લાગે તો જ નવાઇ હ

૫૦ **હૃદયવિભૂતિ** લેખક અને પ્રકાશક, શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ પ્રકાશક મેસર્સ આર આર શેઠની કંપની, પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઈ નં ૨ પૃ ૨૯૬–૬૦ કિં ૨–૮–૦

સમાજ, રાજકારણ કે ઇતિહાસમાંથી એકાદ અનુકૂળ પ્રસંગને ઉપાડી તેમાં કલા અને કલ્પનાના સપ્રમાણ મિશ્રણથી આલેખેલા અનેક વાર્તાચિત્રો શ્રી રમણલાલ દેસાઇએ ગુજ-રાતને આપ્યા છે એમાં આ નવલકથાનું વસ્તુ એક નવી કેડી કોરે છે અને આપણા પુરાતત્ત્વવિદોને અન્વેષણીય વસ્તુનો નિર્દેશ કરે છે

વાઘરી, કોળી, ધારાળા, ઠાકરડા, વગેરેને આપણે સામાન્ય રીતે ગુનેગાર કોમ ગણીએ છીએ, અને સરકાર પણ એમની ઓછામાં ઓછી રોજની એક વારની હાજરી નોંધતા ચૂકતી નથી પરન્તુ વાસ્તવિક રીતે જોતા એ કોમ સાચે જ ગુનેગાર હશે કે કેમ, હોય તો કયા કારણે, એ માટે શિષ્ટ સમાજની જવાબદારી ખરી કે નહીં, એમના પ્રત્યે સહાનુભૂતિભર્યું વર્તન સંભવી શકે કે નહીં તેમ જ એમને સારા રાહ પર લાવી સભ્ય–શિષ્ટ બનાવી શકાય કે કેમ, વગેરે પ્રશ્નોની ઘણી જ સૂક્ષ્મતાથી, સચોટતાથી વ્યંજનાત્મક છણાવટ કરવામાં આવી હોય, એવું આ કદાચ પહેલું જ પુસ્તક હશે તે સાથે એમના અંતરંગ જીવનના કેટલાક પ્રસંગોને લેખકે એવી ખુબીથી રજુ કર્યા છે કે હાથમાં લીધેલું પુસ્તક પૂરું કરીને જ ઉઠવાનો વિચાર થાય

ઉપરાંત, એ કોમોનો નિકટનો પરિચય કેળવીને એમના ખાનગી જીવનમાંથી, જીજ્ઞાસા-પૂર્વક, પ્રાપ્ત કરેલી કેટલીક હકીકતોને બુદ્ધિપૂર્વક વિચારીને પરિશિષ્ટરૂપે રજુ કરેલો એમનો લાંબો નિબંધ એટલો સમૃદ્ધ ને સ-પ્રમાણ ગણાય કે વાચકને એ કોમો સંબંધી ઉદ્‌ભવતી કોઇ પણ જાતની નાની મોટી શંકાને સ્થાન ન રહે

એમની સરળ, વેધક, સૂત્રાત્મક શૈલી વાર્તાને સ-રસ બનાવે છે, એ હવે કહેવાનું ન હોય આશા છે કે એમની બીજી નવલકથાઓની માફક આને પણ ગુજરાત વધાવી લેશે હ.

૫૧ **વીરપૂજન** લેખક અને પ્રકાશક, શ્રી મોહનલાલ પાર્વતીશંકર દવે, ખપાટિયા ચ કલા, તથા ગાંડિવ સાહિત્યમંદિર ગોપીપુરા, સૂરત પૃ ૨૨૪ કિંમત ૧–૮–૦

ઉત્પત્તિ, સ્થિતિ અને લય, એ સૃષ્ટિનો અચળ નિયમ હોવા છતા જે મનુષ્ય પોતાની 'સ્થિતિ' દરમિયાન પોતાનું જીવન સકારણ છે, એમ લહી, આત્મકલ્યાણની ભાવનાને વિશાળ બનાવે અને સમસ્ત માનવજનતના હિતમા પોતાનું હિત આપોઆપ સમાઇ જાય છે એમ સમજી પોતાની પ્રવૃત્તિઓને એ માર્ગે વાળે, એ એક લોકમાન્ય વ્યક્તિ બને, અને એની કાર્યસિદ્ધિના પ્રમાણમા જનતા એને પોતાનો આદર્શ કે પ્રેરણામૂર્તિ માને એવી લોકોત્તર

વ્યક્તિઓને જગત આદિ-અનાદિ કાળથી ભિન્નભિન્ન સ્વરૂપે પૂજતું આવ્યું છે અને એનામાં વીરત્વના જેવા અને જેટલા અંશ હશે તેવા અને તેટલા અંશે એ લોકોત્તર વ્યક્તિઓને ધર્મપ્રવર્તક તરીકે, સમાજ ઉદ્ધારક તરીકે, રાષ્ટ્રનેતા તરીકે કે એવા કોઈ વિશિષ્ટ અભિધાનથી પૂજતું રહેશે.

જગતના એવા ચાર મહાન ધર્મના પ્રતિનિધિઓનું (હજરત મહંમદ પેગંબર, માર્ટિન લ્યૂથર, સમ્રાટ્ અશોક અને દયાનંદ સરસ્વતીનું) આ સંગ્રહમાં ચરિત્રનિરૂપણ કરવામાં આવ્યું છે, અને એમને જૂદાં જૂદાં દષ્ટિબિંદુએથી અવલોકી, લેખકે પોતાનાં મન્તવ્યો એવી સુંદર ને લાક્ષણિક શૈલીએ રજુ કર્યાં છે કે વાચન દરમિયાન વાચકને જ્ઞાન સાથે ગમ્મત પડે-રસ પડે

એમાં માર્ટિન લ્યૂથરનું ચરિત્ર ખાસ ધ્યાન ખેંચે છે, કેમકે ધર્મને નામે જ્યારે સમસ્ત યુરોપમાં દંભ પાખંડ અને પાશવી લીલા ખેલાઈ રહી હતી ત્યારે એ ધર્મગુરૂઓની જબરદસ્ત સત્તા સામે તીવ્ર વિરોધ ઉઠાવી, માથુ ઉચકી એવા અનાચારનું ઉચ્છેદ ઉચ્છેદન કરવામાં અને એની ભસ્મમાંથી ધર્મભાવનાને તદ્દન નવુ જ સ્વરૂપ આપવામાં એનો અવિસ્મરણીય હિસ્સો ઇતિહાસપટેથી કદી ભુસાઈ શકે એમ નથી.

એ સિવાય ઇસ્લામધર્મના સ્થાપક પયગંબર હજરત મહંમદ સાહેબ, બૌદ્ધધર્મને રાજ્યધર્મ લેખે અપનાવી એના પ્રચારાર્થે અત્યંત રસ લેનાર સમ્રાટ અશોક, અને વિવિધ પ્રકારનાં વિઘ્નો સહીને શુદ્ધ સનાતન આર્યધર્મનો ઉદ્ધાર કરનાર સ્વામીશ્રી દયાનંદ સરસ્વતી, એમને પણ યથાયોગ્ય ન્યાય આપી, લેખકે પોતાની પ્રવાહી શૈલીએ નિરૂપ્યા છે.

શ્રી. મોહનલાલ દવેની સ્વતંત્ર, તલસ્પર્શી વિચારપદ્ધતિ ને ભાષાની મધુરતા એમનાં ઈતર પ્રકાશનોની માફક અહીં પણ દષ્ટિગોચર થયા વિના રહેતાં નથી. આવી મોંઘવારીના વખતમાં સુંદર સફાઇદાર છપાઈ સાથે ગુજરાતની રસિક જનતાને આપેલું એમનું વિચારધન ગુજરાત જરૂર વધાવશે. હ.

**પર. વિભૂતિમંદિરઃ**—લેખક શ્રી. અશોક હર્ષ, પ્રકાશક, મેસર્સ જીવનલાલ એન્ડ સન્સ. અમદાવાદ અને મુંબઈ પૃ. ૧૯ર. કિંમત ર-૦-૦

જૂદાં જૂદાં પુસ્તકો અને સામયિકોમાંથી ચરિત્રનાયક સંબંધી વિગતો મેળવીને એના જીવન અને પ્રવૃત્તિનો સળગ ને સવિસ્તર ખ્યાલ આપતા આ પુસ્તકમાં કર્નલ લૉરેન્સ, લાલા હરદયાલ, સન જૉન ફ્રાન્કલીન, આઈઝેક ન્યૂટન, ગૅરીબાલ્ડી, માર્કોની, રોનાલ્ડ રૉસ, અબ્રાહમ લિંકન, ટૉમસ પેઈન, અને ડૉ. કેતકર, એમને સ્થાન અપાયું છે. તે દરેકની પ્રવૃત્તિ સૌ સૌના ક્ષેત્રમાં માનાર્હ હતી. એટલે એમના તરફથી જનસમાજને જે હિત થયું છે તેના બદલામાં એમનું સ્મરણ કાયમ રાખવું, અથવા તો એમના પ્રત્યે પૂજ્યબુદ્ધિ રાખવી ને પ્રેરણા મેળવવી, એ એમની પછીની પેઢીનો આદર્શ હોય, એ સ્વાભાવિક છે. અહીં એમની કાર્યપ્રવૃત્તિ વિષે લેખકે બની શકે એટલી હકીકતો આપવા પ્રયત્ન કરેલો જણાય છે, પરંતુ એમની અશુદ્ધ અથવા ન ગુજરાતી વા ન ફારસી જેવી ભાષા અને કિલષ્ટ વાક્યરચના વાચકને રસભંગ કર્યા સીવાય રહેતી નથી. લેખકે જો ધાર્યું હોય તો આ સહજ નિવારી શકાય એવો દોષ છે.

આશા છે કે પ્રજાજીવનના ઘડતરમાં મહત્વનો ફાળો આપનાર વ્યક્તિઓનું ચરિત્ર-નિરૂપણ ગુજરાતમાં સારો આદર પામશે.

હ.

**૫૩ ગોળીબારની મુસાફરી**—લેખિકા, સંપાદિકા હંસાબેન મહેતા મૂલ્ય ૧-૮-૦

જગવિખ્યાત ગુલિવર્સ ટ્રાવેલ્સની બાળ આવૃત્તિ ગુજરાતી બાળકોને ખૂબ ગમી ગઈ છે, એમ એના ૧ લા ભાગની ૩જી અને બીજા ભાગની ૨જી સંયુક્ત સચિત્ર પ્રકટ થતી આ આવૃત્તિ કહે છે આ અગ્રેજી વસ્તુનો સીધો-સપાટ અનુવાદ નથી અગ્રેજી ગુલિવર્સ સંપૂર્ણ ગુજરાતી ગોળીબાર બની ગયો છે એની ભાષા એટલી સરળ અને સચોટ સાથે રસમય છે કે, હરકોઈ બાળક તેને આનંદથી અપનાવી લે

બાળસાહિત્ય એ શિષ્ટસાહિત્ય જ નહીં, ભાવિ સસ્કૃતિનો પાયો છે એનાથી જ ઉગતી પ્રજાના સસ્કાર ઘડાય છે-બાળકની ફૂટતી બુદ્ધિ એમાથી પોતાની મંઝિલ નક્કી કરે છે-એનો વિકાસ એના જીવનની લક્ષસિદ્ધિ છે જે ભાષાનુ બાળસાહિત્ય સમૃદ્ધ નથી તે ભાષાના અન્ય સાહિત્યની પણ એ જ પરિસ્થિતિ સમજવી સાહિત્યકારો સાક્ષરો ઇતિહાસકારો અને પુરાવિદોનુ પ્રેરણાસ્થાન બાળસાહિત્ય છે સૌ બહેન હસા મહેતાની આપણા બાળ સાહિત્યને સમૃદ્ધ કરવા માટે અને તે પણ એક ને એક આશયે-ગુજરાતી બોલતી જનતા ઓછી આભારી નથી

ગોળીબારની મુસાફરી-મૌલિક ન હોવા છતા પરભાષાનું સુન્દરતર રત્ન છે એમા ૬ઠ્ઠુ પ્રકરણ જે તદ્દન મૌલિક છે, તે બેન હસા મહેતાએ એવી રીતે ઉમેરી આપ્યુ છે કે જાણે મૂળમાં જ હોય જે બાળકે બાળકના દિલમા એક નવુ બળ એક નવી વિચારણાને અને નવા આશયને જન્મ આપે છે અને બાળક વાચતા કદાચ ન સમજી શકે, એના પર તે મનન કરી ન શકે, બલ્કે લેખકનો હેતુ વાચકના ધ્યાન બહાર રહે, છતા એ શબ્દોનો જાદુ તેના દિલમા વિચારના બીજ વાવ્યા વગર નહીં જ રહે દા ત

લોકમતનું બળ તો જ્યારે તેની પાછળ કાર્યબળ હોય ત્યારે જ અસર કરે જે પ્રજા માત્ર બોલ બોલ કરી બેસી રહે તે પ્રજાની ઉક્તિને કોણ ગણકારે ? હાથીની પાછળ સો કુતરા ભલેને ભસે ? લોકોક્તિનો ડર ક્યારે લાગે કે પ્રજા પોતાના સબળથી શુ'મગારને પદભ્રષ્ટ કરી શકે ત્યારે જ"

સાહિત્ય સમષ્ટપ્રવાહને પ્રેરક હોવુ જોઈએ-જ્ઞાતિના આવતા જુવાળને થભાવવા બલ્કે જેનું બળ સદાય સંજીવન રહે અને જનતા માટે લાભદાયી સાબિત થાય, એ દૃષ્ટિ ભૂલાવવી જોઈએ નહીં સૌ હસા મહેતાએ આ દૃષ્ટિને બાળકો માટે સુંદર રીતે કેળવી છે આવા પુસ્તકો બાળકોને નવી પ્રેરણા આપે છે જનતાએ તે ખૂબ વસાવવા જોઈએ

પુસ્તકનુ મૂલ્ય કાઈક વિશેષ છે-જે વિષેની શિકાયત અત્રે બીજા પુસ્તકના અવલોકનમા કરી છે-કર્તાનુ લક્ષ તે તરફ દોરાય તો ઠીક

કોકિલ

**૫૪ બાવલાના પરાક્રમો**—લેખક પ્રકાશક અને સંપાદક સૌ હંસાબેન મહેતા મૂલ્ય રૂ ૧-૯-૮

આ પુસ્તકની ત્રીજી સચિત્ર આવૃત્તિની નોંધ લેતા અમને લાગે છે કે-ગૂર્જરગતને હજી એની અનેક આવૃત્તિઓની જરૂર પડશે આ ઇટાલીની ખૂબ ખ્યાતિ પામેલ કથા ગુજરાતી બની ગઈ છે ગુર્જર બાળકોએ તેને પોતાની બનાવી પોતાના જીવનમા વણી લીધી આ રસિક પુસ્તકનો આશય બાળકોને ભણતા અને સંસ્કારી કરવાનો છે ખરાબ સોબત અને ખોટા આનદથી થતા નુકશાનો દાખવી, બાળકને સીધે માર્ગે દોરવાનો એમા પ્રયત્ન કરવામાં

આપ્યો છે. પ્રાથમિક શાળાના બાળકો માટે આ પુસ્તક મૂલ્યવાન છે. ગુજરાતીઓએ એની કદર કરી છે, વધુ કરશે એમાં શંકા નથી.

કોકિલ

૫૫. બાળવાર્તાવલિ—સંપાદક તથા પ્રકાશક:—સૌ. હંસા મહેતા મૂલ્ય રૂ. ૧-૦-૦

ગુજરાતની લોકપ્રિય બાળ વાર્તાઓનો આ નાનો સંગ્રહ પરિચયનો મોહતાજ નથી. ગુજરાતનાં બાળકોએ તેની ત્રણ આવૃત્તિ હજમ કરી ચોથી પ્રગટ કરી દીધી છે. નાનાં બાળકોના શરૂઆતના વાચન માટે આ ગ્રંથ અતિ ઉપયોગી છે. કહાણીની નાની નાની બાળકોનાં દિલ હરવા અને વાચનશોખ તરફ પ્રેરવા સફળ થાય એવી છે. અમને વિશ્વાસ છે કે આ વાર્તાવલિ અનેક આવૃત્તિઓ ટુંક સમયમાં જોશે. નાના બાળકો હોંશથી આકર્ષાય એવાં સુન્દર ચિત્રો પણ એમાં આપેલાં છે. હંસા બહેનના પુસ્તકોનાં મૂલ્ય સંબંધમાં અમો સહમત થઇ શકતા નથી. તેઓ ૪ થી આવૃત્તિના બે બોલમાં લખે છે:

"આપણા લોકોને બાળ પુસ્તકોની કિંમત સમજાતી નથી. સીનેમા, નાટકો વગેરે." અનેક જાતની મોજ મજાહ પાછળ પૈસા વેરનારને પુસ્તકો પાછળ ખર્ચેલાં નાણાં વધારે લાગે છે"!

પરંતુ અમારો નમ્ર અભિપ્રાય છે કે, બાળ વાચન બહુજ સસ્તું હોવું જોઇએ. હિન્દની આજની પરિસ્થિતિનો વિચાર કરતાં અને જનતાની આવક અને ખરચ પર દૃષ્ટિ નાંખતાં એમ લાગ્યા વગર રહેતું નથી કે ગરીબ જનતાનાં બાળકોને શાળાના જરૂરી પુસ્તકો માટે ભીખ માંગવી પડે છે. શાળાની ફી અને પુસ્તકો પૂરાં પાડવા જેટલી તેમની કમાણીમાં શક્તિ નથી ત્યાં આવાં મૂલ્યવાન પુસ્તકો તેઓ શી રીતે વસાવી શકે? ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવું હોય-ગુજરાતી જનતાને સંસ્કારી અને વિચારવાન ઘડવી હોય તો તેનું બાળ સાહિત્ય ઘણું જ ઓછા ભાવે વેચાવું જોઈએ. અમારા મતે બાળ-વાર્તાવલિનું મૂલ્ય ૦-૬-૦ થી વધારે હોવું જોઇએ નહીં મૂલ્ય ઓછું થતાં એનો પ્રચાર વધશે અને લેખક તેમજ એજંટને ખોટ તો નહી જ જાય.

કોકિલ

નોંધ—નં. ૫૩, ૫૪, અને ૫૫-મળવાનું ઠેકાણું: શિષ્ટસાહિત્ય ભંડાર, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ નં. ૨

૫૬. Development of Gujarati Litirature: A. D. 1907 to 1938. (Being Reviews of Books) by D. B. K. M. Jhaveri M. A. LL. B; J. P. Reprinted with an Introduction and Indices by M. R. Majumudar M. A. LL. B. Pratapganj, Baroda. Price Rs. 4-0-0

દિ. બા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ ઇ. સ. ૧૯૦૭ થી ૧૯૩૮ સુધી "મોર્ડન રિવ્યુ"માં જે ગુજરાતી પુસ્તકોનાં અવલોકન કર્યાં છે, તેનો આ સંગ્રહ છે. 'ઝવેરી સાહિત્ય'નો પરિચય "ત્રૈમાસિક"ના વાચકોને આપવો જરૂરી નથી. એટલુજ નહીં ગુજરાતની સર્વ ચળવળોમાં અગ્ર ભાગ લેતા ગુજરાતના વયોવૃદ્ધ સાક્ષરથી અને તેમની સંયમી વાણીથી કોઈ અપરિચિત નથી.

એમણે કાળજીપૂર્વક છેલ્લાં ૩૨ વરસમાં સતત ગુજરાતી સાહિત્યનાં પ્રકાશનનો પરિચય અંગ્રેજી Standard માસિક 'મોર્ડન રિવ્યુ' દ્વારા કરાવ્યો છે, ગુજરાત-હિન્દ અને જગતમાં અંગ્રેજી વાંચતી જનતા સુધી ગુજરાતી પ્રકાશનનો પ્રકાશ આપ્યો છે.

એમણે ગુજરાતી પુસ્તકો પર લાંબાં વિવેચન લખ્યા નથી, તેમ ગુજરાતી માટે આના 'મોડર્ન રીવ્યુ" જેવા પત્રની એટલા સ્થળની ગુજાયશ પણ નથી એમણે માત્ર પરિચય આપવાનો પ્રયત્ન કર્યો છે થોડા શબ્દોમા પુસ્તકનો પરિચય કરાવતા પોતાનો મત વાચકના દિલમા ઉતારી દેવાની એમની કળા, એ એમના લેખનનુ વિશેષત્વ છે અભિપ્રાય આપવામા તેઓ કોઇની અસરમા દબાયા નથી ચોખ્ખી વાત કરવામા તે પાછળ હઠયા નથી

શ્રી ફાર્બસ ગુજરાતી સભાના પોતે પ્રમુખ છતા તેના પ્રકાશન "ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખસગ્રહ—ભાગ ૧" વિષે સ્પષ્ટ રીતે બોલે છે કે—

This is the second part and it takes up the period beginning with the Gujarat dynasty and close with the close of the Chalukya dynasty The translation is well done, but the notes are very defective, even in some case they fail to come up-to-date He has in all up to now dealt with 206 such Inscriptions The treatment in spite of being technical has successfully made the subject interesting

ગ દેગસરીએ ૧૯૦૯ મા માઠીનુ સાહિત્ય પ્રકટ કર્યુ એ બાદના સાહિત્યની ઝાખી આપણને આ બૃહદ્ પુસ્તકથી મળે છે લગભગ મોટે ભાગે ગુજરાતના શિષ્ટ સાહિત્યનો પરિચય આમા આવી જાય છે આના મૂલ્યવાન પુસ્તકનું સપાદન કરના માટે રા મઝમુદારનું ગુજરાત આભારી રહેશે, એટલુ જ રુણી એની મૂલ્યવાન પ્રસ્તાવના માટે આ રેફરન્સ પુસ્તક ગુજરાતની દરેક લાઇબ્રેરી અને અભ્યાસીએ વસાવી લેવુ જોઇએ કોકિલ

**૫૭-૮ પચ તત્રની વાર્તાઓ**—લેખક ચદ્રશકર મણિશકર ભટ્ટ શ્રી સયાજી બાલ જ્ઞાનમાળા પુષ્પ ૧૬૪ મુ અને ૧૬૬ મુ, ભાગ ૧-૨, દરેકનું મૂલ્ય ૦-૮-૦ ઠે વડોદરા

વિખ્યાત પચતત્રની વાર્તાઓ ગુજરાતના બાળકો માટે બે ભાગમા પ્રકટ કરવા માટે શ્રી સયાજી બાલ જ્ઞાનમાળાના સચાલકોને અભિનદન પરતુ એનું મૂલ્ય જોતા લાગે છે કે ઘણા જ ઓછા બાળકો એને પોતાના ઘરમા વસાવી શકશે સરકાર તરફથી પ્રકટ થતા પુસ્તકો તો ઘણા ઓછા ભાવે વેચાવા જોઇએ, કારણ તેની દ્રષ્ટિ કમાવવાની નહીં, પરતુ જ્ઞાનપ્રસારની છે આવા પુસ્તકનુ મૂલ્ય ૦-૪-૦ થી વધારે હોવુ જોઇએ નહીં, અને તેની હજાર પ્રત નહીં, પરતુ હજારો પ્રત પ્રકટ થવી જોઇએ ગરીબ વિદ્યાર્થીઓ પણ વસાવી શકે એવા સાહિત્યની આજે તો ગુજરાતને જરૂર છે જ્ઞાનનો પ્રચારજ જ્ઞાનનું મૂલ્ય વધારશે અને જ્ઞાનનું મૂલ્યાકન પણ કરશે

પચતત્રની બધી ઉપયોગી વાર્તાઓનુ પુનર્લેખન શૈલીમા થયલુ છે બેશક તે બાળકોનો આદર સારા પ્રમાણમા મેળવશે કોકિલ

**૫૯ સામાચારી શતક**—સપાદક ઉપાધ્યાય મુનિ શ્રી સુખસાગરજી, પ્રકાશક મૂલચદ હીરાચદ ભગત મુબઇ, ભેટ પત્રાકાર પૃ ૧૮૫ છપાઇ શુદ્ધ

સામાચારી શતક શ્રી જિનદત્તસૂરિ પુસ્તકોદ્ધાર ફડ સુરતનો ૪૧ મો ગ્રન્થ છે પ્રાચીન જૈન સાહિત્યના ઉદ્ધારાર્થે ઉક્ત ગ્રન્થમાળાની સ્થાપના સપાદકના ગુરૂવર્યે કરી હતી આ ગ્રન્થમાળાના મુખ્ય સપાદક શ્રી ઉપાધ્યાયજી મહારાજ છે

ગ્રન્થનો વિષય તો નામથીજ સ્પષ્ટ છે ૧૦૦ સમાચારીના વિષયો પર શાસ્ત્રોના મૂળ પાઠો ઉદ્ધૃત કરી ચર્ચા કરવામા આવી છે ખાસ કરીને ખરતર ગચ્છીય સમાચારી છે તોપણ સમસ્ત જૈન સમાજ માટે આ ગ્રન્થ અતિ મહત્ત્વનો તો જરૂર છે, કારણ કે એમા જિનપ્રતિમાપૂજાઅધિકાર, જઘન્ય આગમસ્થાપના, ગુરુસ્તૂપપ્રતિષ્ઠાવિધિ, ઉપધાનવિધિ,

આજ્ઞાસહિત દયાધર્માધિકાર, આદિ વિષયો એવા છે કે જે બધા જ ઉપયોગી છે. અત્રે ખાસ નોંધવું જોઇએ કે આ ગ્રન્થ લગભગ ૧૫૦ ગ્રન્થોના અવલોકન બાદ રચવામાં આવ્યો છે. જે સમયમાં સાહિત્ય પૂરૂં વાંચવા પણ મળતું નહોતું એવી હરિફાઇના કાળમાં આ ગ્રન્થનો જન્મ મુનિ સમયસુંદરજી દ્વારા સં. ૧૬૭૨ માં થયો અને આજના યુગમાં શ્રી ઉપાધ્યાયજી દ્વારા સંપાદિત થઇ આપણને વાંચવા મળે છે. પરંતુ આ ગ્રન્થની પ્રસ્તાવના જોઇએ એટલા પ્રમાણમાં વિષયસ્ફોટિની લખાઈ હોત તો ગ્રન્થની ઉપયોગિતામાં અપૂર્વ વધારો થાત.

૧૭ મી શતાબ્દીમાં ધર્મસાગરે "પ્રવચનપરીક્ષા" નામક અશ્લીલ ગ્રન્થ બનાવી, જૈન સમાજમાં મોટો ઝઘડો જગાડયો હતો, માટે તેમનાજ ગુરૂશ્રીએ શાન્તિ માટે ગ્રન્થ જલશરણ કરાવ્યો, તોપણ શાન્તિ ન થઈ, વિકૃત રૂપ પકડતો ગયો. ઉક્ત ગ્રન્થના પ્રત્યુત્તરરૂપે ઉપાધ્યાય સમયસુંદરજીએ આ ગ્રન્થ બનાવી જૈન સમાજ પર અપૂર્વ ઉપકાર કર્યો, જે ચિરસ્મરણીય રહેશે. ગ્રન્થકારના સંસ્કૃત. પ્રાકૃત. ગુજરાતી આદિ લગભગ ૧૫૦ થી પણ ઉપર ગ્રન્થો આજે વિદ્યમાન છે. એ પરથી જ એમની સાહિત્યભક્તિ પ્રદર્શિત થાય છે.

પ્રતિભા માટે તો પૂછવું જ શું? ૧ શબ્દના અસંખ્ય અર્થ ગ્રન્થકારે પ્રસ્તુત કરી બાદશાહ અકબરને સંવત ૧૬૪૯ લાહોર રામવાટિકામાં ભેટ કર્યા. સમયસુંદરજીની સં. ૧૭૦૦ ની સ્વહસ્તલિખિત પ્રત મુંબઇની એશિયાટિક સોસાયટીમાં વિદ્યમાન છે. (તીર્થભાસ્ટી છત્રીસી) જે ભારતમાં ક્યાંય મળતી નથી. આ ગ્રન્થને પ્રાકૃતમાં લાવવાનું માન ઉપાધ્યાયજીને ફાળે જાય છે. એઓએ ગ્રન્થો સંપાદન કરી, સંસ્કૃત અને પ્રાકૃત ભાષાના પ્રેમીઓ પર ઉપકાર કર્યો છે. વૃદ્ધાવસ્થા હોવા છતાં પણ સાહિત્યકાર્ય એમનું યુવાનસદશ છે. નિર્ણય સાગર પ્રેસમાં છપાયેલ છે મૂલ્ય રાખેલ નથી. પ્રત્યેક જૈને એક એક પ્રત તો જરૂર વસાવી લેવી જોઇએ.—મુ.

૯૦. **વિધિમાર્ગપ્રપાઃ** સંપાદકઃ સાક્ષરવર્ય શ્રી. જિનવિજયજી, પ્રકાશક મૂલચંદ હીરાચંદ ભગત મુંબઈ, પૃ. ૧૬૮. બાઇન્ડીંગ સુંદર

ઉપર્યુક્ત ગ્રન્થનો વિષય નામથી સ્પષ્ટ થઈ જાય છે. પ્રાચીન જૈન વિધિવિધાનોમાં આ ગ્રન્થનું સ્થાન ઘણું ઉચું છે. પ્રાચીન ગ્રન્થોમાં આની ગણના છે. એના રચયિતા શ્રીજિનપ્રભસૂરિજી છે. આ ગ્રન્થમાં ગૃહસ્થ અને મુનિઓ દ્વારા આચરણ કરવા યોગ્ય તે તે વિધિવિધાનોનો સંગ્રહ છે. આ પ્રાચીન પ્રામાણિક ગ્રન્થોના ઉદ્ધરણાદિ સાહિત્યનો સપ્રમાણ સંગ્રહ છે, જે પ્રધાન તથા ખરતરગચ્છીય આચાર્યોદ્વારા સ્વીકૃત અને સંમત છે. પ્રાચીન જૂનવિધિ સાહિત્યની દૃષ્ટિમાં આ ગ્રંથ સુંદર અને અદ્વિતીય છે. વિધિમાર્ગના જિજ્ઞાસુઓની જિજ્ઞાસારૂપ તરતની તૃપ્તિને માટે આ ગ્રન્થ પરબ સમાન છે. આ ગ્રન્થની પ્રામાણિકતા માટે ગ્રંથ સ્વયં કહે છે કે 'આ ગ્રન્થ પોતાની બુદ્ધિથી કલ્પિત નથી બનાવ્યો, પણ એમાં આચાર્ય શ્રીજિનસૂરિ, શ્રીજિનદત્તસૂરિ અને શ્રીજિનવલ્લભસૂરિ જેવા આચાર્યોનાં પ્રામાણિક ઉદાહરણો સાથે એની રચના કરવામાં આવી છે, અને આમાં કેટલાક એવા પણ વિષયો છે કે બીજી જગ્યાએ ભાગ્યેજ ઉલ્લિખિત મળતાં હશે.' પૃ. ૧૧૬માં જે મુદ્દાઓ સંબંધી લખાણ છે, જે ક્યાંય મળતું નથી. પ્રતિષ્ઠાવિધિનો વિસ્તાર આ જ ગ્રન્થમાં મળે છે. સૂરિઓ તેમજ સાધ્વીઓને પદ આપવાની વિધિઓ તો સુંદર રીતે આલેખી છે.

સમસ્ત ગ્રંથમાં ૪૧ દ્વારો છે, જેમાં સાધુ અને શ્રાવક જીવનમાં આવશ્યકીય વિધિ-ક્રિયાઓનું સંકલન અને પ્રણયન કરવામાં આવ્યું છે. સંપાદક મહાશયે પરિશિષ્ટ આપી, ગ્રન્થની ઉપયોગિતા વધારી છે. સાથે શ્રી અગરચંદ ઝવરલાલ નાહટાનું લખેલું જિનપ્રભસૂરિ જીવનચરિત્ર આપવામાં આવ્યું છે, આ ચરિત્ર સર્વ ગ્રન્થમાં પ્રકટ કરવાનું માન વડોદરાવાળા

પંડિત લાલચંદભાઈ ને ફાળે જાય છે ગ્રન્થની વિશિષ્ટતા તો સંપાદકીય પ્રસ્તાવનામાં સ્પષ્ટ જણાઈ આવે છે કયા કયા દ્વારમાં શા શા વિષયો છે, એ પણ પ્રસ્તાવના પરથી સૂચિત થાય છે ગ્રન્થસંપાદક સંબંધી શું લખવું ? સ્વયંસિદ્ધ સંપાદક છે આવા મહત્વપૂર્ણ ગ્રંથને પ્રકટાવવામાં ઉપાધ્યાયજી શ્રીસુખસાગરજી મહારાજનો પ્રયત્ન સ્તુત્ય છે, જેમના ઉપદેશથી ૫૦૦ પ્રતિઓ વિતરણ કરવામાં આવી છે, તેમની સિરિઝનો ૪૪મો ગ્રંથ છે નિર્ણયસાગર પ્રેસમાં છપાયેલ હોવાથી છપાઈ સંબંધી લખવું વ્યર્થ છે વિધિવિધાનોના જાણકારોએ એકેક પ્રતિ જરૂર વસાવી લેવી જોઈએ આવા ગ્રન્થો વિના મૂલ્યે વિતરણ કરવામાં આવે છે, એ ખરેખર પ્રશંસનીય પ્રયત્ન છે સુ

૬૧ હિન્દ સ્વરાજ—લેખક મહાત્મા ગાંધી, પ્રકાશક નવજીવન કાર્યાલય અમદાવાદ કિં ૦-૪-૦

૧૯૦૮ માં ગાંધીજીએ હિન્દવિષયક નિરનિરાળા પ્રશ્નોને છણેલા, તેની આ દ્વિતીય આવૃત્તિ પ્રકટ થાય છે આ પુસ્તક માટે તે વખતે સદ્ગત ગોખલે અભિપ્રાય ઉચ્ચારેલો કે, ગાંધીજી પોતે જ, વર્ષ દિવસ પછી એ પુસ્તકને બાળી દેશે, પરન્તુ આજે તેત્રીશ વર્ષે પણ એ વિચારોમાં ગાંધીજીએ કશો ફેરફાર કર્યો નથી છતા પણ, જ્યાં થોડો ફેરફાર કરવા જેવો લાગે છે, તે શ્રી મહાદેવભાઈએ આ નવી આવૃત્તિની પ્રસ્તાવનામાં સ્પષ્ટ રીતે દર્શાવ્યું છે મૂળ લખાણમાં યન્ત્રવાદ વિષેનું ગાંધીજીનું વલણ વિશેષ ઉગ્ર છે અને તેઓ વિજળી, છાપખાના, વગેરે સર્વ યન્ત્રોને ઝેર સમાન ગણે છે પરન્તુ પછીના વિચારોમાં દૃષ્ટિબિન્દુ વિશેષ શુદ્ધિ પામે અને ઉદાર લાગે છે એઓ સીંગરના મશીનને આશીર્વાદ સમાન લેખે છે એમનો વિરોધ યન્ત્રપૂજા સામે—યન્ત્રની ગુલામી સ્હામે છે, યન્ત્રો સ્હામે નથી તેથી જ હરડાપવી ત્રાકને માફ કરવાનું યન્ત્ર હોય એમ ઇચ્છે છે, પરન્તુ એથી, લુહારની રાજીને ધોકો ન પહોંચવો જોઈએ આ રીતે એકાગીને બ્રહ્મભાવ એવા યન્ત્રો સ્હામે એમનો વિરોધ સમજી શકાય જોકે ગાંધીજીના કેળવણીવિષયક વિચારો પણ ફેરવવા જોઈએ, એમ લાગે છે અશિક્ષિતોને અક્ષરજ્ઞાન આપવાથી તેની સ્થિતિનો અસંતોષ ઉપજે, એ માન્યતા આપણને કદાચ માન્ય ન હોય વળી ગાંધીજી એમ કહે કે "હું ભૂગોળવિદ્યા શીખ્યો, ખગોળવિદ્યા શીખ્યો, બીજગણિત મને આવડ્યું, ભૂસ્તરવિદ્યાને ભૂમી બાગી, તેથી મેં મ્હારું શું ઉજાળ્યું ? મ્હારી આસપાસનાને શું ઉજાળ્યા ?" (પૃ ૧૧) પરન્તુ, આ વિધાનને ઉલટાવી આપણે એમ કહી શકીએ કે, ગાંધીજીએ અક્ષરજ્ઞાન કે આ શિક્ષણ ન લીધું હોત તો અત્યારે એમનું છે તે સ્થાને એઓ હોત ? અને ગાંધીજીએ પોતાને અને આપણને ઉજાળ્યા છે, તેમાં આ શિક્ષણનો લેશમાત્ર પણ ફાળો નથી જ, એમ તો કેમ કહી શકાય ? છતાં પણ આખું પુસ્તક એટલું સુવાચ્ય છે, એમાં પ્રશ્નોત્તરની રીતિ એટલી સફળ થઈ છે, શૈલી એવી સહજવાળી, સચોટ, મનોહારી છે, સાહિત્ય વિષયની પકડ એવી જોરદાર જ, કે ક્ષણભર તો એમના પ્રભાવના પ્રવાહમાં આપણે અવશ થઈ તણાતા જઈએ છીએ, કારણ કે એમ તણાવું ગમે છે આ પુસ્તક સૌ કોઈને ગાંધીજીના મતવ્યો જાણવા માટે, ગાંધીજીને સમજવા માટે જરૂર જરૂરનું અને ઉપયોગી છે ન ડ ભગત આદેશ

૬૨ ગામડાં સ્વદેશી—ગાંધીજીના લેખો પ્રકાશક નવજીવન કાર્યાલય, અમદાવાદ મૂલ્ય ૦-૪-૦

ગ્રામઉદ્યોગવિષયક, તથા સ્વદેશીની વ્યાપકભાવનાવિષયક, ગાંધીજી તથા અન્ય લેખકોના, 'હરિજનબંધુ' તથા 'હરિજન'માં આવેલા લેખો અહિં સંગૃહીત થયા છે. ગાંધીજીની સ્વદેશીવિષયક ભાવના ક્રમશઃ પલટાતાં એમણે આ લેખોમાં વારંવાર ભારપૂર્વક જણાવ્યું છે કે. સો ટકા સ્વદેશી એટલે, આપણા ક્ષીણ થતા ગ્રામોદ્યોગોને પ્રોત્સાહન આપવું. ગાંધીજીને પ્રવાસને પરિણામે સમજાયું કે, આપણે ત્યાં જે સ્વદેશી પ્રચાર થઈ રહ્યો હતો, તે આત્મપ્રતારણા હતી, તે ધતીંગ હતું. આથી સ્વદેશી પ્રચારની નવી રીતિમાં એમણે, મોટા પાયા પર ચાલતા સંગઠિત ઉદ્યોગોને બાતલ કર્યા, કારણ કે એમને ખાસ મદદની કે પ્રચારની જરૂર ન્હોતી, અને આથી, એઓ, સ્વદેશી મિલને ઉત્તેજના આપવાને બદલે, 'સો ટકા સ્વદેશી' દાતણને જ ઉત્તેજન આપે છે. મિલ કરતાં ગામડાની ગાવરણીને, ખાંડનાં કારખાનાં કરતાં ગોળને, અને મશીનના કાગળ કરતાં હાથબનાવટનાં કાગળને, ઉત્તેજના આપે છે. એઓ કહે છે કે "આપણે યંત્રના જેવા ઉદ્યમી નહીં, પણ મધમાખના જેવા ઉદ્યમી થવું જોઇએ." શહેરી મિલની વિરૂદ્ધ એ જંતુઓનો કચ્ચરઘાણ વાળી નાંખે છે, એવી દલીલ એવો એક બાજૂ કરે છે, છતાં એઓ વિશાળ દૃષ્ટિ રાખી શકે છે, તેથી જ મધ સંપૂર્ણપણે અહિંસક નથી, એવી દલીલના ઉત્તરમાં એઓ કહે છે. કે "દુનિયાનું કામ અણિશુદ્ધ તર્કથી જ નથી ચાલતું. આપણે જીવીએ છીએ એમાં જ કેટલી હિંસા રહેલી છે. આપણે તો જેમાં ઓછામાં ઓછી હિંસા થતી હોય એવો રસ્તો લેવો રહ્યો." આટલુંજ નહીં કિન્તુ, ગાંધીજી અવ્યવહારુ છે, તદ્દન પુરાણા છે, આપણા જમાનાને સમજી જ શકતા નથી. વાહિયાત વાતો કરે છે, એવું જેઓ કહી રહ્યા છે, તેઓને માટે ગાંધીજીનું નીચેનું વાક્ય ટાંકુ છું. "જો દરેક ગામડાંને ઝૂંપડે ઝૂંપડે વીજળી પહોંચાડી શકાય. તો લોકો પોતાનાં ઓજાર વીજળીની મદદથી ચલાવે એમાં હું વાંધો ન ઉઠાવું. પણ તો પછી પાવર હાઉસપર માલિકી ગામના મહાજનની કે સરકારની રહેશે, જેમ આજે ગૌચરને વિષે છે...સર્વ મનુષ્યના લાભને માટે થયેલી વિજ્ઞાનની એકે એક શોધ હું બહુ મૂલ્યવાન ગણું છું."

"સાર્વજનિક ઉપયોગનાં જે કામો માણસના હાથની મહેનતથી ન થઇ શકે એવાં હોય એને માટે ભારે યન્ત્રોના વાપરને માટે સ્થાન અવશ્ય છે, પણ એ બધા પર માલિકી સરકારની રહે અને એનો ઉપયોગ લોકોના કલ્યાણ અર્થે જ થાય."

આ અવતરણ ઉપરથી ફલિત થશે કે ગાંધીજીનો સમાજવાદ પશ્ચિમના સમાજવાદથી ઉતરે એવો નથી, અને છતાં ગાંધીજીને પ્રત્યાઘાતી અને અવ્યવહારૂ કહેનારા આપણે ત્યાં છે, એ આપણુ મોટું દુર્દૈવ છે. "હરિજન બંધુ"માં લખાયલા આ લેખો છાપાગરાં નથી; એ આની લાક્ષણિકતા ગણી શકાય.

ચન્દ્રકાન્ત મહેતા

**૬૩. ઈશુ ખ્રિસ્તઃ** શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા. પ્રકાશકઃ નવજીવન મુદ્રણાલય, અમદાવાદ.

'બુદ્ધ અને મહાવીર,' 'રામ અને કૃષ્ણ' લખનાર શ્રી. મશરૂવાળાના આ પુસ્તકની દ્વિતીય આવૃત્તિ થાય છે, એ સત્યતઃ હર્ષ પામવા જેવું છે. ઈશુ ખ્રિસ્તની પ્રથમ આવૃત્તિમાં ઈસુના જીવનવિષયક ચમત્કારોને મહત્ત્વ આપવામાં નહોતું આવ્યુ, એ જાતની ફરિયાદ કેટલાક ભાઇઓ તરફથી આવી હતી. શ્રી. મશરૂવાળાએ આ ગ્રન્થમાં પહેલા ખંડના ત્રીજા પ્રકરણમાં ચમત્કારો વિષે પોતાનાં મંતવ્યો સ્પષ્ટ કર્યાં છે; એ બધું યથાર્થ રીતે કહ્યું છેઃ "ચમત્કારની વાતો કેવળ ખોટી માનવી એ અશ્રદ્ધાનો છેડો છે. દરેક ચમત્કારિક વાતને ગળે ઉતારી-

લેવી, એ અંધશ્રદ્ધાનો છેડો છે પણ ચમત્કારોની વાતો સત્ય હોય કે અસત્ય, એ ઈશ્વરમય જીવનનું આવશ્યક લક્ષણ નથી, એટલું જ નહીં પણ સંતો પોતે એ ચમત્કારો તરફ અણગમાની દ્રષ્ટિએ જુએ છે, કારણ કે એ તો જણાવે છે કે, સંતો મુવેલાને જીવતો કરે, તેને પણ પાછું મરવું તો પડે જ છે" શ્રી મશરૂવાળા તેથી જ કહે છે કે "ચમત્કારો અવતારોના અવતારીપણાનું આવશ્યક અંગ ન હોવાથી એવી વાતનો આ ચરિત્રમા સમાવેશ કર્યો નથી"

એથી કદાચ આ પુસ્તક કોઈને ખણ રમભર્યું ન લાગે નોંધ જેવું લાગે પરન્તુ એ વિચારવાનું છે કે આ પુસ્તક તો ઈશુના જીવન વિષે કોઈ પણ મૌલિક વિચારદૃષ્ટિવાળો વિચારક શું ધારે છે એ જાણવાની વૃત્તિ હોય તેવાને માટે જ છે આ કાંઈ વાર્તા નથી કે પ્રચારગ્રન્થ નથી એ રીતે વિચારતા આમાના ખડોની યોજના પણ બહુ વ્યવસ્થિત રીતે કરવામા આવી છે, અને લાઘવ એ આ ગ્રન્થનું જાણે નિયામક સૂત્ર છે સાથે સાથે આપણા ભજનોના અવતરણ મૂકી તથા આપણા સંતોના જીવનમાથી દષ્ટાંતો મૂકી, તુલનાત્મક અભ્યાસની દૃષ્ટિ પણ એમણે રજૂ કરી છે પહેલા ખડના સાતમા પ્રકરણમા પણ ક્રૂસારોહણ પછી ઈશુ કબરમાથી પાછા ઉઠ્યા, તે વિષે યાહુદીઓ એ બનાવને કાવતરૂ માને છે, તેમા અર્ધું સત્ય હોવાનો સભવ છે, એમ શ્રી મશરૂવાળાએ કહ્યું છે ત્યા પણ એમની कटुमपि सत्यं ब्रूयात् એ નીતિ આજે ખરેખર પ્રસશનીય લાગી છે એમણે એ આખા પ્રસગને તાટસ્થ્યથી, છતા સમભાવથી સમજવા પ્રયત્ન કર્યો છે

આ ગ્રથનો મહત્ત્વનો અને વિચારપુષ્ટ ભાગ તો છે, 'સમાલોચના' એમા એઓ સ્વતંત્ર, પયગબરો, ધર્મ એ સર્વ વિષેના એમના મતવ્યો રજૂ કરે છે એમા પણ એમણે આ પુસ્તકમા જે સર્વપ્રવર્તક વિચારપ્રવાહ છે તે નીચેની કડિકામા રજૂ કર્યો છે "ગમે તેવો મોટો ખ્રિસ્ત કે પેગબર કે અવતાર હોય, અને ગમે તેવું પ્રાચીન અને આદર પામેલું શાસ્ત્ર હોય, શું કામ તેને વિષે વિવેકબુદ્ધિનો ઉપયોગ કરી ન શકાય?" અને એથી જ એઓ પોતાનું મતવ્ય બેધડક રીતે રજૂ કરતા કહે છે "ઈશ્વર નામના કોઈ એક રાજા જેવું બળવાન દિવ્ય સત્ત્વ કોઈ ચમત્કારી રીતે અવતાર લે છે કે પોતાના કોઈ માનીતા સત્ત્વને ખ્રિસ્ત કે પયગબર નીમી મોકલે છે, એમ કોઈને ય વિષે માનવાની જરૂર નથી"

આટલું આ પુસ્તકમા આપણે જે શૈલી, તથા લખાણ જોઈએ છીએ તે જાણે કોઈ વૈજ્ઞાનિકનાં હોય, સાહિત્યકારનાં ન હોય તેવા લાગે છે શ્રી મશરૂવાળાની કોઈ પણ વિષયને નિરૂપવાની રીતિ જ ગભીર, એમા તર્કશુદ્ધિ હોય છે, એમા ક્રમબદ્ધ વિચારણા હોય છે, વિચારઘનતા હોય છે, એક શબ્દનો શું પણ અક્ષરનોય ક્યાય વ્યય નથી હોતો એમની શૈલી સરળગતિએ લક્ષ્યને વીંધતી ચાલી જાય છે, તથાપિ એમા રસિકતા નથી હોતી

ચન્દ્રકાન્ત મહેતા

૬૪ હિમાલયનો પ્રવાસ—લેખક શ્રી દત્તાત્રય બાળકૃષ્ણ કાલેલકર, છઠ્ઠી આવૃત્તિ મૂ. રૂ. ૧ ૮ નવજીવન પ્રકાશનમંદિર, અમદાવાદ

કાકા સાહેબના આ સુપ્રસિદ્ધ પુસ્તકની છઠ્ઠી આવૃત્તિ પ્રકટ થાય છે, એ ખરેખર આનંદ પામવા જેવું છે આપણે ત્યાં શિષ્ટ પ્રવાસસાહિત્ય મૂળ છે જ બહુ થોડું વળી આપણે ત્યાં જે પ્રવાસપુસ્તકો છે તે બધા કરતા આ ગ્રંથની લાક્ષણિકતાઓ વિશેષ અગત્યની છે,

પ્રથમ તો આ પુસ્તક લેખક એ પરિવ્રાર છે. પ્રવાસ એમને મન હવા અને પાણી જેટલો જ જીવનપોષક છે. એમાં માત્ર પ્રવાસની વિગતો કે સ્થળવર્ણન નથી, પરન્તુ, કાકા સાહેબે એમના વ્યક્તિત્વના રંગથી, આ સાહિત્યપ્રવાસના આલેખનને પૂરેપૂરી રીતે રંગાવા દીધું છે. આમાં પદે પદે કાકા સાહેબનો સંસ્કૃતિપ્રેમ દૃષ્ટિએ પડે છે. એમાં સંસ્કૃત કથાઓ કે પુરાણોમાંથી અવતરણ કે ઉલ્લેખ આવે, મરાઠી અને અંગ્રેજી કવિતાઓમાંથી પણ અવતરણો આવે. એમ કાકા સાહેબનું વિશાળ વાચન અને પ્રસંગાનુકૂળ સ્મૃતિજાગૃતિ કાકાસાહેબના આ પ્રવાસને અગત્યનું સ્થાન અપાવે છે. એમના સંસ્કારપ્રેમી તેમ દેશપ્રેમી આત્માને આ ખોટાં બંધનો નડતાં નથી, તેથી જ બંગાળમાં પ્રવેશતાં વિવેકાનંદ ને રામકૃષ્ણ તો એમના ધર્મપ્રેમી માનસને સ્મરે જ, પરન્તુ ખુદીરામ બોઝ અને કનૈયાલાલ દત્ત જેવા ક્રાન્તિવાદીઓનું પણ એમને સ્મરણ થાય છે.

આ પ્રવાસની એક આકર્ષક વિશિષ્ટતા ચિન્તન છેઃ આ ચિન્તન એમનાં લખાણમાં મૌલિકતા આણે છે. આ ચિન્તનને પરિણામે જ, કાકાસાહેબ પ્રાચીનતાના ઉપાસક હોવા છતાં પ્રાચીન રીતિઓ તરફ કટાક્ષ કરવાનું કે પ્રહાર કરવાનું ચૂકતા નથી. કાશીનાં ખાબોચીયાંનું જળ, ગયાશ્રાદ્ધ વખતે સૂતકાળનું અમરત્વ, સાધુઓની સંસ્થા, એ સઘળાં એમને માટે ચિન્તનના વિષયો બને છે, એટલું જ નહીં પરન્તુ આ ચિન્તનનો બીજો એક પ્રકાર પણ એમના લખાણમાં છે, અને રહસ્ય પારખવાની વૃત્તિમાંથી જન્મે છે. હિમાલયના જંગલીઓના નૃત્યમાં એ લોકો પથરા ભેગા કરતા હતા તેનું રહસ્ય એઓ ખોળે છે, તો, એક સામાન્ય કાગળનો ટૂકડો હિમાલયમાં મળતાં એઓ ચિન્તને ચઢે છે. કોઈક વાર ચિન્તનમાંથી આત્મનિરીક્ષણ પણ જન્મે છે અને આ નિરીક્ષણ એમને આધ્યાત્મિક ઉન્નતિને માર્ગે લઈ જાય છે. સચ્ચિતસુખ તો પરબ્રહ્મ કેવળ; એ આખું પ્રકરણ જ આત્મચિન્તનથી ભર્યું છે.

આ ચિન્તનને હળવું બતાવે એવી વિનોદવૃત્તિ પણ કાકા સાહેબ પાસે છે, તેથી જ ચિન્તન જીરવી શકાય એવું બને છે. સાહિત્યની દૃષ્ટિએ આ પુસ્તક સુંદર નિબંધોનો સંગ્રહ છે. એમાં કાકા સાહેબની શૈલીની અને વસ્તુની વિવિધતાને લીધે ક્યાંય વિગતોના ખડકેલા કંટાળો આપવા આવતા નથી, ક્યાંય માથું દુઃખાવે એટલા પ્રમાણમાં ચિન્તન નથી, ક્યાંય નીરસ લાગે એવું વર્ણન નથી, અને છતાં આ બધાં તત્ત્વોનો સમન્વય સુગમ રીતે પ્રમાણુ દ્રષ્ટિથી સાધી એમને આ ગ્રન્થને અત્યાર સુધી તો અજોડ બનાવ્યો છે. આ નવી આવૃત્તિમાં ટિપ્પણ આપી એમણે લખાણની ગુણવત્તામાં એક વધુ ઉમેરો કર્યો છે **ચન્દ્રકાન્ત મહેતા**

૬૫. બાપુઃ—મૂળ લેખકઃ શ્રી. ઘનશ્યામદાસ બીરલા, પ્રકાશકઃ નવજીવન કાર્યાલય અમદાવાદ મૂ. રૂા. ૦–૧૨–૦.

મહાત્મા ગાંધીજી અને શ્રી. બીરલા એ બન્ને વચ્ચેની ગાઢ મૈત્રીથી આપણે બધા સુપરિચિત છીએ, અને આ પુસ્તકદ્વારા એમણે ગાંધીજીને પોતે જેવા સમજ્યા છે તેવા વાચકોને સમજાવવાનો પ્રયાસ કર્યો છે. ગાંધીજીના સિદ્ધાન્તો, કાર્યો, દિનચર્યા, જીવનના મહાનપ્રસંગો, વગેરે વિવિધ દૃષ્ટિકોણથી ગાધીજીને એમણે આલેખ્યા છે. એ દર્શન અનુભવજન્ય છે. લેખકના જ શબ્દોમાં કહીએ તો એમના છિદ્રશોધક તરીકે, ટીકાકાર તરીકે જઈ, પ્રશંસક તથા ભક્ત તરીકે પાછા આવનારનું છે. શ્રી. બીરલાની દલીલો સચોટ, અસરકારક, અને આલેખ્ય વિષયને અનુરૂપ છે. લક્ષ્યવેધિ શૈલી, એ એમના લખાણને રસભર્યું બનાવે છે. એમની શૈલીમાં

સાહિત્યકારની રસિકતા છે, સંસ્કારિતાજન્ય શિષ્ટતા છે, અને ઔચિત્ય અને પ્રમાણદૃષ્ટિ છે કેટલીક વાર ગાંધીજીના લખાણ કે ભાષણોમાંથી અવતરણો વધારે લાંબાં આવે છે, વારંવાર ગીતાના શ્લોકો આવે છે, અને વિશ્વામિત્રને ચાંડાલના જેવા રસિક પણ વક્તવ્ય માટે બહુ ઉપયોગી નહીં એવા દૃષ્ટાન્તો પણ આવે છે પણ આ તો દૂધમાંથી પોરા કાઢવા જેવું છે. બાકી શ્રી બીરલાજીનું આ લખાણ એટલું તટસ્થ છે, કે જ્યાં જ્યાં ગાંધીજીનો દોષ એમને જણાયો, હોય ત્યાં ત્યાં, એમણે પોતાનો અભિપ્રાય સ્પષ્ટત અને નિ સંકોચથી જણાવી પછી એને સમભાવપૂર્વક, સમજવા પ્રયત્ન કર્યો છે (જુઓ પૃ ૧૩૨, પૃ ૬૦) ગાંધીજીના નિર્ણય માટે પણ એમણે કહ્યું છે 'એ ક્યારેક બીનજરૂરી જટિલતાવાળો, ક્યારેક ચાણક્યનીતિ-જેવી શબ્દજાળથી ભરેલો, ને ક્યારેક પોકળ દેખાય છે' (પૃ ૧૩૬) આમ છતાં આના કારણો અને એનું સ્પષ્ટીકરણ કરવા એમણે પ્રયત્ન કર્યો છે બીજું પોતાના વક્તવ્યને અનુરૂપ એમણે દૃષ્ટાન્તો આપ્યાં જ કર્યાં છે, તેથી એમનું વક્તવ્ય પ્રતીતિકર લાગે છે. એમની શૈલીનું એક રુચિર દૃષ્ટાન્ત ટાંકું છું "સરોવરનું જળ શાન્ત હતું, ઉષાની લાલિમા શાન્તભાવે ગગનમાં વ્યાપ્ત હતી, પણ સૂર્યોદય હજી નહોતો થયો, પુનર્જન્મની તૈયારી હતી, પણ કાંતો નવા જન્મ પહેલાના મૃત્યુની નીરવતા હતી, અથવા પ્રસવવેદના પછીની સુષુપ્તિની શાન્તિ હતી." ગાંધીજીના કૃત્યને ઉચિત રીતે મહાભારતના પ્રસંગો જોડે સરખાવી, વિશ્વામિત્ર અને ચાંડાલનું દૃષ્ટાન્ત ગીતાના કે કવિ અકબરના અવતરણો એમનું જ્ઞાનવૈપુલ્ય સૂચવે છે એટલું જ નહીં કિન્તુ, એમની તર્કશક્તિનો પરિચય તો એમના લખાણમાં ઠેરઠેર થાય છે દૃષ્ટાન્તો આપતા આપતા દલીલો કરતા જાય, તર્કશુદ્ધિ જાળવતા જાય, અને એક દૃષ્ટાન્ત પર્યાપ્ત નથી, એમ લાગે ત્યાં જ વધુ દૃષ્ટાન્તો આવતા જાય અને પ્રકરણને અન્તે, વાચકની પોતાના સમર્થનમાં સંમતિ મળવાની છે, એવી આત્મપ્રતીતિ દૃષ્ટિએ પડે છે અંતમાં એટલું જ કહીશ કે ભાષાન્તર કરો તો આવા પુસ્તકોનું જ કરજો

ચન્દ્રકાન્ત મહેતા

૬૬ મધુકર.—મૂળ લેખક શ્રી વિનોબા ભાવે, મૂલ્ય રૂ ૨-૦-૦

ગાંધીજીએ પોતાના પ્રથમ સત્યાગ્રહી તરીકે જેની વરણી કરીને હિન્દપ્રસિદ્ધ કર્યા તે વિનોબાનાં છૂટક લખાણો આ પુસ્તકમાં સંગૃહીત થયાં છે આ પુસ્તકનું લખાણ વાંચતા વિનોબાની પ્રથમ જે છાપ પડે છે તે મહાન ચિંતકની આપણા દૈનિક જીવનમાં અને નિત્ય વ્યવહારમાં આપણી વિચારસરણીમાં જે તાર્કિક ક્ષતિઓ છે તે શ્રી વિનોબા સ્પષ્ટ રીતે, વેગવતી શૈલીમાં દર્શાવે છે હિંસા-વિરૂદ્ધ અહિંસા માટે એઓ કહે છે "જેને વ્યવહારનું કંઈકે યે ભાન છે તેને આ વાત સમજતાં મુશ્કેલી ન લાગવી જોઈએ દેવતાને હોલવી નાખવો હોય તો પાણી રેડવું જોઈએ અંધારૂં થયું હોય તો દીવો કરવો જોઈએ, આટલી સાદી વાત કોને નથી સમજાતી? અને જો સમજાય છે તો ક્રોધને પ્રેમથી જિતવો જોઈએ, બૂરાઈને ભલાઈથી જિતવી જોઈએ, કંજુસાઈને દિલદારપણાથી જિતવી જોઈએ, અસત્યને સત્યથી જિતવું જોઈએ, એ સંતોના વચનો કેમ ગળે નથી ઉતરતા?" "સ્વરૂપને જુઓ", 'દેહપૂજાની દાસ્યભક્તિ", કૃષ્ણભક્તિનો રોગ', 'સ્વાધ્યાયની આવશ્યકતા', 'સ્ત્રીઓ સાથે તન્મયતા', એમ વિષયોનું વૈવિધ્ય અને સાથે શૈલીનું વૈવિધ્ય પણ શ્રી વિનોબા આપણને આપે છે ગાંધીજીની જેમ, એઓ લખવા ખાતર લખવા બેસતા નથી, પરન્તુ જ્યારે હૃદયમાંથી વાચા ફૂટે છે, ત્યારે જ કલમ પકડે છે તેથી, એમાં ક્યાંય પ્રમાદભર્યું નથી જેટલું શક્ય હોય તેટલું લાઘવ સચવાયું હોવા છતાં પણ, જ્યાં અલંકારની દૃષ્ટાન્તની જરૂર લાગી છે ત્યાં ઉદારતાથી એનો ઉપયોગ

કર્યો છે. એમની શૈલીની સચોટતાનો, એમના લખાણના ઔચિત્યનો, તથા વેગનો એક નમૂનો લઈએ: "ત્યાગ તો છેક મૂળપર જ ઘા કરે છે, દાન કરવું એ ઉપર ઉપરથી પાંદડાં તોડવા જેવું છે; ત્યાગ પેટમાં આપવાની દવા છે, દાન કપાળે ચોપડવાનો સૂંઠનો લેપ છે; ત્યાગમાં અન્યાય માટેની ચીડ છે. દાનમા સામાજિક પ્રતિષ્ઠાનો મોહ હોય છે; ત્યાગથી પાપનું મુદ્દલ સુદ્ધાં ચૂકતું થાય છે, જ્યારે દાનથી તો માત્ર પાપનું વ્યાજ ચૂકવાય છે; ત્યાગનો સ્વભાવ માયાળુ છે. બન્ને ધર્મકાર્યો જ છે. ત્યાગનો નિવાસ ધર્મની ટોચ પર છે. દાનનું રહેઠાણ તેની તળેટીએ છે."

આમ એમની શૈલીમાં અલંકારો આગન્તુક નથી, પરન્તુ વક્તવ્યનું એક અંગ છે. વક્તવ્ય જ એ પ્રકારનું છે કે અલંકાર વિના એ પૂરેપૂરૂં સમજાય જ નહીં. એમણે માત્ર આપણી અપૂર્ણતાઓ પર ટીકા નથી કરી, પરન્તુ એમણે આ પરિસ્થિતિ મીટાવવાના ઉપાયો પણ સૂચવ્યા છે. લોકોના દોષ જોવાની વૃત્તિ થાય તો શું કરવું તે 'કૃષ્ણ-ભક્તિનો રોગ'મા જણાવ્યું છે. 'વ્યવહારમાં જીવન વેતન'માં, આપણે છેતરાઇએ નહીં ને ગરીબોનું ચૂસણ ન થાય તેના વ્યવહારૂ ઉપાયો સૂચવ્યા છે, આમ એમનું ચિન્તન સ્ફટિકનિર્મળ છે. લેખકને શું કહેવું છે તે બરાબર ખબર છે અને કેવી રીતે કહેવું તે પણ એ જાણે છે. એટલે આ ગ્રન્થ આપણા ભારતીય ચિંતકોમાં વિનોબાને ઊંચું સ્થાન અપાવશે એમાં શંશય નથી.

**ચન્દ્રકાન્ત મહેતા**

**૬૭. બ્રહ્મદેશનો પ્રવાસ**—લેખક શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર, આવૃત્તિ બીજી.

આપણા સાહિત્યમાં પ્રવાસવર્ણનનું સાહિત્ય જૂજ જેવું છે. પ્રજાજીવનના ઘડતરમાં પ્રવાસવર્ણનના સાહિત્યનો મહત્વનો ફાળો છે. એ દ્રષ્ટિએ આ પુસ્તકને અવલોકીએ તો લેખક કહે છે તેમ આમાં તો 'સંસ્કારલોલુપ પ્રવાસીનું કુતૂહલ જ છે.' 'હિમાલયનો પ્રવાસ' આના કરતાં કયાંય સરસ. કાકાસાહેબનાં લાક્ષણિક એવાં સુંદર કાવ્યમય વર્ણનો, ભાષા-માધુર્ય, અલંકારનાવીન્ય, સૂક્ષ્મ મર્મ, વગેરે તત્ત્વો આમાં હોવા છતાં કોણ જાણે કેમ આખું પુસ્તક એક વાસરિકાની નોંધ જેવું જ લાગે છે. બ્રહ્મદેશ ઉપર જ આ પુસ્તક લખાયલું હોવા છતાં એમાં ખુદ બ્રહ્મદેશનો ઇતિહાસ, એની ઐતિહાસિક અને ભૌગોલિક વિશિષ્ટતા, ત્યાંની સામાજિક સ્થિતિ, ધાર્મિક સંસ્કારો ને માન્યતા, ત્યાં રહેલા ગુજરાતીઓ, એ બધાં વિષે પણ આમાં બહુ જૂજ માહિતી મળે છે.—નથી મળતી એમ કહીએ તો પણ ચાલે બ્રહ્મદેશ ઉપર ઉપર્યુક્ત સામગ્રીયુક્ત એક વિસ્તૃત ગ્રથ કાકાસાહેબ જ ન આપે? **પ્રેમશંકર હ. ભટ્ટ**

**૬૮. રાષ્ટ્રિકા**—લેખક કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર, પ્રકાશક એન. એમ. ત્રિપાઠી એન્ડ કપની.

આ સંગ્રહમાં કવિશ્રી ખબરદારે સને ૧૯૦૧થી માંડીને આજલગી લખાયલાં બધાં રાષ્ટ્રકાવ્યો ('ભારતનો ટંકાર'ના કાવ્યો બાદ કરતાં) સંગ્રહાયેલ છે. આ સગ્રહની પહેલી વિશિષ્ટતા તો આ સંગ્રહ સને ૧૯૦૧થી માંડીને આજસુધીના રાષ્ટ્રજીવનના બધા ધબકારા ઝીલતી અખંડ આરસી બની રહે છે, એ છે. આમાંનાં અનેક કાવ્યો એ લખાવાં એ સમયથી આજસુધી લોકજીભે ને હૈયે રમી રહેલાં છે. 'ગુણવંતી ગુજરાત', 'હલદીઘાટનું યુદ્ધ', 'ભારતનો ઝંડો', 'દેવીનું ખપ્પર', 'સ્વાધીનતા', 'સ્વપ્ન', 'ખાંડાની ધારે', 'ગુજરાતનો યજ્ઞકુંડ' 'રણડંકા' જેવાં અનેક કાવ્યો આપણા ચિરંજીવ રાષ્ટ્રકાવ્યો છે.

આ કાવ્યસગ્રહની બીજી વિશિષ્ટતા એમા થયેલા અવનવા છદપ્રયોગો છે ખટપાખડી, ઉલ્લાસિકા, વીરવિજય છદ, અગ્નિશિખા, પુનરાવળી, વગેરે છદો-જૂના ચારણી છદોના નવા પ્રયોગો ધ્યાન ખેચે છે, કાવ્યમા અર્થની સાથોસાથ નાદગૂજનનો સમન્વય સાધે છે, ને કવિતાના કથિતવ્યને અસરકારક બનાવે છે

સગ્રહમા કથાનક ગીતો, અજલિ ગીતો, પ્રોત્સાહનના ગીતો, ગુજરાતની ગુણગાથા જેવા ગુજરાતના ગીતો, વગેરેથી સમૃદ્ધિ સાથોસાથ સુદર વૈવિધ્ય પણ જળવાયુ છે સાથે જ, રાષ્ટ્રિકા આપણ અણમૂલુ કાવ્યધન છે પ્રેમશકર હ ભટ્ટ

**૬૯ કાઠિયાવાડની લોકવાર્તાઓ**—(ભાગ ૨) લેખક અને પ્રકાશક ગ રા ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા, તની શારદા

કાઠિયાવાડના લોકજીવનને સ્પર્શતા ઐતિહાસિક અને દતકથાઓ ઉપરથી સયોજિત કેટલીક વાર્તાઓ આ સગ્રહમા છે આ વાર્તાઓમા વૈવિધ્ય છે, કથનની પ્રવાહિતા છે, પ્રસગવર્ણનની ને પાત્રાલેખનની ઝમક છે 'મામેરૂ', 'જીવણ વજે', 'સોઢી રાણી', 'રાગા ઠક્કર', 'કાનુડો ચભાડ', વગેરે વાર્તાઓમા વીરજીવનના, ઔદાર્યના, પ્રેમશૌર્યના ને બધુભગિનિ-ભાવના તાણાવાણા વણાયા છે પાત્રાલેખનમા સમપ્રમાણતા ને સુરેખતા સચવાવા જોઇતા કર્તા લોકસાહિત્યના પ્રચારના ઉત્સાહની સાથોસાથ કલાદ્રષ્ટિ સચવાય તો આ સગ્રહની કેટલીક વાર્તાઓ ઉત્તમ કોટિની વાર્તાઓ બની શકે પ્રેમશકર હ ભટ્ટ

**૭૦ કાઠિયાવાડના ઘડવૈયા** લે ગ ગ નિરજનવર્મા તથા ગ ગ જયમલ્લ પરમાર પ્રકાશક કાઠિયાવાડ લીમીટેડ, રાણપુર મૂ ૧-૦-૦

કેટલાક મહાપુરૂષો પોતાની આજૂબાજૂના નાના પ્રદેશને જ પોતાના કાર્યક્ષેત્ર તરીકે સ્વીકારી, તેની સેવા પાછળ જીવનની સર્વશક્તિ ખર્ચી, સેવામા જ જીવનનો અત આણે છે આવા પુરૂષોને મહાન દેશનેતા જેટલી પ્રસિદ્ધિ નથી મળતી, છતાં તેમણે કરેલી અવિરત આજીવનસેવાની દૃષ્ટિએ નેતાઓ જેટલો જ તેમનો આત્મા મહાન હોય છે, અને જે પ્રદેશને તેમણે પોતાની સેવાઓ અર્પી હોય છે તેની જનતા તો તેમને દેવની જેમ પૂજે છે કાઠિયાવાડના ઘડવૈયા' એ જનસેવા પાછળ સમસ્ત જીવન વીતાવનાર, સ્વ મોતીભાઇ દરજી, સ્વ ફુલચદભાઇ તથા સ્વ ચમનભાઇ વૈષ્ણવ એ ત્રણ, આ જાતના કર્મવીરોના જીવનચરિત્રો આપે છે

ત્રણે ચરિત્રો કોઇ પણ સેવાભાવી મનુષ્યને પ્રેરણા ને માર્ગદર્શન આપે તેવા છે જીવનના મહત્તાદર્શક વિવિધ પ્રસગોથી ચરિત્રાલેખન કરેલુ હોવાથી રસિક બને છે આ રસિકના સાથે ભાષાની સરળતા હોવાથી સામાન્ય જનને પણ ગમે તેવા છે, અને વાચનને અંતે એ આત્માઓની સાચી મહત્તાની છાપ જે મન પર રહી જાય છે તેમા જ એ ચરિત્રોની સફળતા છે આ પ્રમાણે ગુજરાતના અન્ય કાર્યકરોના ચરિત્રો પણ પ્રકટ થાય તો સેવાની ધગશ જન્માવવામા ને સેવાભાવી યુવાન પેઢીને દિશાસૂચન કરવામા જરૂર ઉપયોગી થાય

મોતીભાઇના ચરિત્રમા જીવનવૃત્તાન્ત પછી 'જીવનદર્શન'નુ પ્રકરણ પુનરાવૃત્તિ જેવુ બની ગયુ છે, એટલુ કહેવુ જોઇએ. અ પ્રા યાજ્ઞિક

**૭૧ પ્રતાપી પૂર્વજો**—પુષ્પ ત્રીજુ સપાદક રા ગ કુવરજી ધરમશી સપટ પ્રકાશક જૈન ઓરીસ, ભાવનગર, મૂ ર ૨-૦-૦

"જૈન" અઠવાડિકના વાર્ષિક ભેટ પુસ્તક તરીકે આ પુસ્તક બહાર પડયું છે, એટલે તેમાં મુત્સદ્દીગીરી, કુનેહ, સાહસ, ખાનદાની, શ્રીમંતાઇ અને મુખ્યત્વે ધર્મભાવનાને લીધે પ્રસિદ્ધિ પામેલા જૈનધર્મી પૂર્વજોનાં ચરિત્રો રા. ડુંગરશી સંપટ જેવા અભ્યાસીને હાથે લખાએલાં છે. ગુજરાતીઓની વ્યાપારી તરીકેની કીર્તિમાં અને ગુજરાતના પાટનગર અમદાવાદના ભૂતકાળના ઘડતરમાં જૈન શેઠીઆઓનો કેટલો ફાળો છે તેનો ખ્યાલ ઠીકઠીક એમાંથી મળી રહે છે. કેટલાક પ્રસંગોને સંવાદોદ્વારા જીવંત બનાવી દેવામાં લેખકે એ ભાગોને નવલકથા જેવા રસિક બનાવ્યા છે. **અ. પ્રા. યાજ્ઞિક**

૭૨. **શ્રી તત્ત્વબોધ** વા વેદાન્ત પ્રકાશિકા :- અનુવાદક રા. રા. રમણિક અ. મહેતા. વિના મૂલ્ય, કલ્યાણચાલ નં. ૭, કાંદાવાડી–મુંબાઈ નં. ૪.

આ, વેદાન્તના મૂળભૂત સિદ્ધાન્તોને સરળ ભાષામાં પ્રશ્નોત્તરી રૂપે રજુ કરતા નાનકડા ગ્રન્થનો અહીં ગુજરાતી અનુવાદ કરવામાં આવ્યો છે. અનુવાદ સુંદર અને સરળ છે. પારિભાષિક શબ્દોના અર્થ ટિપ્પણથી સામાન્ય જનને પણ સમજાય તેમ કર્યું છે.

અનુવાદકે પ્રાક્કથનમા વાસુદેવેન્દ્રયોગીન્દ્ર એમ મગલાચરણમાં કરેલા ગુરૂનામના ઉલ્લેખથી જગદ્ગુરૂ, પ. પ. શ્રી. શકરાચાર્ય કે જે ગોવિંદ યતિના શિષ્ય હતા તે આના રચયિતા ન હોઈ શકે, એમ અનુમાન કરેલું છે. પરન્તુ અનુમાનનો પાયો મજબુત લાગતો નથી. અપરોક્ષાનુભૂતિના મંગલમાં 'શ્રી हरिमुपदेष्टारम्' એમ ઉપદેશ કરનાર ગુરૂ તરીકે શ્રી હરિને વંદન છે તો એ ગ્રંથ પણ આ રીતે તો અન્યપ્રણીત માનવો પડે. વાસુદેવેન્દ્ર યોગેન્દ્ર એ ગુરૂના નામ તરીકે ન લેતાં બ્રહ્મવાચક લઇ શકાય એમ છે. કારણ એ કાળમાં બ્રહ્મવિદ્ ગુરૂને બ્રહ્મ જેટલી જ મહત્તા શિષ્યો આપતા. આમ સામાન્ય રીતે આ ગ્રન્થની શ્રીશંકરાચાર્યરચિત ગ્રંથોમાં ગણના થાય છે, એ જ બરાબર લાગે છે. **અ. પ્રા. યાજ્ઞિક**

૭૩. **ભારતદર્શન:**—લે. રા. રા. સારાભાઈ ભોગીલાલ ચોકસી. પ્રકાશક: મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કું., પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ મૂલ્ય ૧–૧૨–૦

સામાન્ય રીતે યાત્રા અર્થે કે કામપ્રસગે જ પ્રવાસ કરવાની આપણી ટેવ હોય છે, પણ પ્રવાસનો આનન્દ અને જ્ઞાન કે અનુભવ મેળવવા જ બહુ થોડા પ્રવાસો થાય છે. આ પુસ્તકમાં પ્રવાસ ખાતર કરેલા એક પ્રવાસનું વર્ણન છે. આબુથી કાશ્મીર, હિમાલય અને એ બાજુના પ્રવાસનું વર્ણન જેટલું સારૂં છે, એટલું પાછળના ભાગમાં સારૂં નથી રહ્યું, એમ લાગે છે. શૈલી સરળ છે. અને કોઈ અસાધારણ કે આકર્ષક વિશિષ્ટતા નથી. તીર્થસ્થાનોનાં દૂષણો અને બીજા અન્યાયો સામેની ફરિયાદ, તથા કંઈ કરી નાખવાની યુવાનીની વૃત્તિ, એ મુખ્યત્વે ચિન્તનનો વિષય છે. સારી સંખ્યામાં અહેવાલો, ચિત્રો, અને હોટલો તથા ઉતરવાનાં ને જોવાલાયક સ્થળોની યાદી પુસ્તકને વધુ ઉપયોગી બનાવે છે. વધુ પ્રવાસ કરી લેખક વધુ સારાં પુસ્તકો આપી, પ્રવાસસાહિત્યમાં ઉમેરો કરે, એ શુભેચ્છા. **અ. પ્રા. યાજ્ઞિક**

૭૪–૫ **ક્ષિતિજ** (ભાગ ૧ ને ૨) લે. રા. રા, રમણલાલ વસંતલાલ દેસાઈ, એમ. એ. પ્રકાશક મેસર્સ આર. આર, શેઠ પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઈ; મૂલ્ય દરેકનું રૂા. ૨–૮–૦

ઇસ્વ.સનની પહેલી સદીનો સમય લઇ, તે કાળમાં આર્ય અને નાગપ્રજાનાં ઘર્ષણ અને તેમની સંસ્કૃતિઓનો સમન્વય; રોમનોનાં આર્યાવર્ત પરનાં આક્રમણો, ને બૌદ્ધોનો ધર્મપ્રચાર, એ સૌને નિરૂપતી આ નવલકથા છે. આમ મુખ્યત્વે રોમનોના રાજ્યપ્રસારના પ્રયાસ,

આર્યોની સંસ્કૃતિપ્રસારની, ભાવના અને બૌદ્ધધર્મીઓનો ધર્મપ્રસારનો પ્રયાસ, એ તેણ વાર્તાના મુખ્ય પ્રવાહો બને છે એમા રોમનોની અને બૌદ્ધોની નિષ્ફળતા બતાવી છે આર્યોનો નાયક સુબાહુ, પહેલા ભાગમા આર્ય ને નાગ સંસ્કૃતિના સમન્વય માટે તનતોડ યત્ન કરી સફળ બને છે અને રોમનોના ભેદના પ્રયોગોને નિષ્ફળ બનાવે છે, અને બીજા ભાગમા રોમનોનો એશિયા પરનો હલ્લો મારી હઠાવે છે બળનુ શાસન, ગુલામી અને સંહારને ધિક્કારતો સુબાહુ આ સૌ અનુભવોમાથી શીખે છે કે એ ત્રણે તત્વોનો નાશ કરી, જગતશાન્તિ સ્થાપનાનુ કામ તેની પાસે છે, તેથી કોઈ વધુ શક્તિ માગે છે, ગુલામી ને સંહારના કડવા ફળ દર્શાવી, પ્રેમ ને અહિંસાની ભાવના રજુ કરી છે

આખી કથામા સાહસ, શૌર્ય અને અદ્ભુતતાના પ્રસંગો એવા સરસ ગુંથાયા છે કે વાર્તારસમા તણાતા વાચકને પુસ્તક હાથમાથી હેઠે મૂકવુ ગમે નહીં મહત્વાકાંક્ષી, ચાણાક્યબુદ્ધિ અને માનભંગ થતા મરણ ઇચ્છતી, અભિમાની ક્ષમા, શૌર્ય અને ઉગ્રતાની મૂર્તિ સમો ઉત્તુંગ, સાહસિક, આજ્ઞાધારી, શસ્ત્રપટુ સુકેતુ, દક્ષ અને શુદ્ધ પ્રેમવાળી ઉલૂપી, બુદ્ધિ, પરાક્રમ, સાહસ દક્ષતા વગેરે સર્વ ગુણોના સુમેળવાળો ભાવનાશાળી સુબાહુ, તાન્ત્રિક વિશ્વઘોષ વગેરે પાત્રો જીવત બની ગયા છે અને આ સર્વ લેખકની આકર્ષક શૈલીને આભારી છે

ટૂંકમા લેખકની લોકપ્રિયતા ને કીર્તિમા આ નવલકથા જરૂર ઉમેરો કરે તેવી છે

અ પ્રા યાજ્ઞિક

૭૬. દાંડીઓ (નવલિકા અંક) તંત્રી ર ગ નટવર હ વીમાવાળા, ગાંડીવ સાહિત્યમંદિર, ગોપીપુરા, સૂરત

દિવાળી અંક તરીકે નવલિકા અંક બહાર પાડવાની દર વર્ષની પ્રથા "દાંડીઓ"એ ચાલુ રાખી છે હળવુ સાહિત્ય પસંદ કરતા મોટા ભાગના વાચકોમા જરૂર આવો ૧૧ નવલિકાઓનો સંગ્રહ આનંદદાયક બને છે 'ચકલી'નો માળો' એક ગરીબ ગાડીકરીના સંસારનું સુંદર ચિત્ર છે શેતાની ટાપુ'મા એચ જી વેલ્સની કેટલીક વાર્તાઓની જેમ સાયન્સની અદ્ભુત શોધને મૂળ તરીકે લીધી છે અને એ કલ્પનાની અદ્ભુતતાથી ઠીક રસિક બની છે 'તુળસી'ની વાર્તા સારી છે, પણ તુળસીના માનસપૃથક્કરણમા વધુ પડતી લાગતી ઝીણવટથી જરા કંટાળો આપે એટલી લાંબી બની છે 'કૂંચી' કુમારકથા તરીકે સારી છે બાકીની સામાન્ય કોટિની છે ટાંગાવાળો', 'હરિદર્શન' ને 'કાસમ'મા દલિતજીવનનો રોજીંદો વિષય છે 'યમરાજનું રૂસણુ' ને 'ધાટણ સાહેબા'મા હાસ્યરસમા નવીનતા જેવુ નથી

અ પ્રા યાજ્ઞિક

૭૭ અરૂણ—વિશેષાંક, તંત્રી ર રા મન સુખરામ વૈજનાથ દવે પ્રકાશક ગુજરાતી સાહિત્ય ઉત્તેજકમંડળના પ્રયોજક નૈરોબી 'પૂર્વ આફ્રિકા'

નાઈરોબીથી ગુજરાતી સાહિત્ય ઉત્તેજક મંડળને આશ્રયે બહાર પડતા વાર્ષિકનો આ ત્રીજો વિશેષાંક છે કાવ્યો, હળવુ સાહિત્ય ને સાહિત્યલેખોની વિવિધતા, પૂર્વ આફ્રિકા વસતા ગુજરાતીઓ ગુજરાતી સાહિત્યમા કેટલો રસ ને ઉત્સાહ ધરાવે છે એની સૂચક છે આટલે દૂર રહ્યા રહ્યા પણ સાહિત્યસેવાની ધગશ રાખી, આવુ વાર્ષિક પ્રગટ કરવા માટે આ સાહિત્ય ઉત્તેજક મંડળ ધન્યવાદને પાત્ર છે આફ્રિકાના લોકકથાઓ, લોકજીવનના રીતરિવાજો વગેરે આપતા લેખો રસિક છે ચિત્રો ઉપયોગિતા ને સુશોભનમા ઠીક મદદ કરે છે એકંદરે

ફુરસદમાં સારૂં વાચન પૂરૂં પાડે તેવો આ અંક છે. 'અરૂણ' વધુ ઉન્નતિ ને પ્રગતિ પામો એ શુભેચ્છા.

૭૮. **નવચેતન** (દીવાળીઅંક):—તંત્રી રા. રા. ચાંપશી વિઠ્ઠલજી ઉદ્દેશી, કલકત્તા.

પ્રતિવર્ષ જેમ આ વર્ષે પણ નવચેતનો દીવાળીઅક આકર્ષક અને સુંદર બન્યો છે. પીરસાયલી કાવ્યપ્રસાદીમાં જાણીતા કવિઓનો ફાળો છે, અને પ્રસિદ્ધ નવલિકાલેખકોની સાત-આઠ નવલિકાઓમાં 'લોહીનું ટીપું' ઘણી રીતે ઉત્તમ ને સરસ છે. નવલિકામાં જ ગણાય એવો 'સાગરયુદ્ધ'નો રોમાંચક ઐતિહાસિક પ્રસંગ અને શાન્ત હાસ્યવાળું 'નાટક', બાકીનું હળવું વાચન છે. કાકાસાહેબની કલા પ્રત્યેનો દૃષ્ટિની મીમાંસા કરતો પ્રો. ઝવેરીનો અભ્યાસી લેખ, કવિ ઈકબાલની કવિતાનો પ્રધાન સૂર-અસ્મિતા-દર્શાવતો લેખ, શ્રી. ર. મ. રાવળ જેવા કલાગુરૂનું જીવનચરિત્ર અને અન્ય વિવિધવિષયક લેખો આ અંકને સર્વાંગસંપન્ન બનાવે છે. ચિત્રોમાં પણ રા. કનુ દેસાઈનું મુખ્ય ચિત્ર, યક્ષકાન્તા, વૃદ્ધ છતાં સ્વાશ્રયી શકુન્તલા વગેરે ચિત્રો શોભા અર્પે છે. આવો સરસ અંક આપવા માટે તંત્રીશ્રીને અભિનંદન.

અ. પ્રા. યાજ્ઞિક

૭૯. **પ્રકૃતિ**—કાર્તિક, સં. ૧૯૯૮ : તંત્રી રા. રા. હરિનારાયણ આચાર્ય, પ્રકાશક ગુજરાત પ્રકૃતિ મંડળ, ભદ્ર, અમદાવાદ, લવાજમ રૂ. ૩

આપણી ચોપાસ વિસ્તરેલી પ્રકૃતિના વિવિધ પદાર્થો, વનસ્પતિ, જીવડાં, પક્ષીઓ, પ્રાણીઓ, વગેરેના અભ્યાસ અને નિરીક્ષણ ઘણા રસદાયક હોય છે. અંગ્રેજીમાં તો એ વિષયનું ઘણું ઘણું સાહિત્ય બહાર પડે છે. આપણા ગુજરાતમા પણ એ વિષયમાં રસ લેતા ઘણા અભ્યાસીઓ છે અને એમાના કેટલાક આવા અભ્યાસીઓના વિચારોની અને અનુભવોની આપલે શક્ય બને, માટે એક પ્રકૃતિમંડળ અમદાવાદમાં સ્થાપ્યુ છે. એ મંડળ તરફથી જાણીતા અભ્યાસી શ્રી હરિનારાયણ આચાર્યના તંત્રીપદે એક ત્રૈમાસિક પ્રગટ કરવાનું શરૂ કર્યું છે. અમદાવાદમાં એ મંડળનુ એક નાનુ મ્યુઝિયમ છે, અને આર્થિક તથા અન્ય મુશ્કેલીઓ છતાં એ મંડળ સારી પ્રગતિ કરે છે. એ ત્રૈમાસિકના પહેલાજ અંકમાં વિવિધ અભ્યાસી લેખો છે, અને એ એવી શૈલીમા લખાયા છે કે સામાન્ય જિજ્ઞાસુને પણ એ વિષયમાં રસ ઉત્પન્ન કરે. આમ પ્રકૃતિવિજ્ઞાનમાં રસ ઉત્પન્ન કરવાનો અને એ વિષયની વધુ માહિતીઓથી જ્ઞાન વધારવાનો આ એક સ્તુત્ય પ્રયાસ છે મંડળના કાર્યવાહકોને અભિનંદન સહિત સંસ્થાની ઉન્નતિ વાચ્છીએ છીએ.

અ. પ્રા. યાજ્ઞિક

૮૦. **સંદેશ** (દીપોત્સવી અંક સ. ૧૯૯૭, અમદાવાદ) મુખ્યત્વે કાવ્યો, અને નવલિકાઓ ને તે ઉપરાન્ત અભ્યાસી, સાહિત્ય ને અન્ય વિષયને લગતા નિબન્ધો થી સમૃદ્ધ ૨૫૦ પાનાનો આ દળદાર અંક 'સંદેશ'નો ૧૯મો દીપોત્સવી અંક છે. કાવ્યોમા તથા નવલિકાઓમાં કેટલાક જાણીતા લેખકો ઉપરાન્ત ઘણા ઉગતા કવિઓને અવકાશ આપવામા આવ્યો છે. આમ પ્રોત્સાહન આપવાની નીતિ છતાં અંકનું હળવું સાહિત્ય એકંદરે ઠીક રસપ્રદ છે, પુરાતત્ત્વ, સાહિત્ય, અને અન્ય વિષયક નિબન્ધો આ અંકનું ખરેખર નોંધપાત્ર અંગ છે. શ્રી ખત્રીની પીંછીએ ને અન્ય ફોટોગ્રાફીએ અંકને ઠીકઠીક શણગારી આકર્ષક બનાવ્યો છે.

અ. પ્રા. યાજ્ઞિક

---

